



# વિશ્વ — માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક



જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૬૩

૪૯





○ સંપાદક : ભોગીલાલ ગાંધી

○ વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨

વિશ્વમાનવ : રામજી મંદિર પોળ-સરકારી છાપખાના સામે-વડોદરા
(ફોન : ૪૯૫૦)

૪૯

# વિશ્વમાનવ [દ્વૈમાસિક]

[વાર્ષિક રૂ. ૯–૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકની કિંમત કદ મુજબ]
સંપાદક - ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, રામજી મંદિરપોળ સરકારી છાપખાના સામે–વડોદરા (ફોન : ૪૬૦૫)



[કુલ પાનાં ૧૦૪]

તા. ૧ લી એપ્રિલ, ૧૯૬૨ થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલમાપનો
ઉપયોગ ફરજીયાત બન્યો છે.

રોજીંદા વ્યવહારમાં
લેવડદેવડ કરતી વખતે—

શેરને બદલે કિલોગ્રામમાં જ
મણને બદલે ક્વીન્ટલ
અને—
તોલાને બદલે ગ્રામમાં જ
આપતી ખરીદી
તેમજ ભાવો કરવાનો
આગ્રહ રાખો.

- મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર બને છે.
- જૂનાં તોલવજન વાપનાર શિક્ષાને પાત્ર બને છે.

સરળતા અને સમાનતા માટે
મેટ્રિક પદ્ધતિ અપનાવો.

[માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ દ્વારા પ્રકાશિત]

## પહેલું પાનું

# ઈશ્વર, ધર્મ અને સેવા | સ્વામી વિવેકાનંદ

નક્કી માનજો કે ગ્રંથોના અભ્યાસથી ધર્મ પ્રાપ્ત થતો નથી. તર્ક–વિવાદ કરતા આવડે તેથી ધર્મ પ્રાપ્ત થતો નથી, અથવા અમુક ધર્મ–મતવાદ પ્રત્યે સંમતિ દર્શાવવાથી ધર્મ પ્રાપ્ત થતો નથી. તર્કયુક્તિ, મતામત, શાસ્ત્રાર્થ વિ. અથવા અનુષ્ઠાન એ સર્વ ધર્મપ્રાપ્તિમા માત્ર સહાયક છે; પરંતુ ધર્મ એ તો સ્વયં અપરોક્ષાનુભૂતિ સ્વરૂપ છે. (એવા) ધર્મનો અનુભવ કરો.

'જે ધર્મ અથવા જે ઈશ્વર વિધવાના અશ્રુ લુછી ન શકે અથવા પિતૃમાતૃહીન અનાથના મુખમાં એક કટકો રોટલો આપી ન શકે તે ધર્મ અથવા તે ઈશ્વર ઉપર મને શ્રદ્ધા રહેશે નહિ.

ગમે તેટલો સુંદર મતવાદ હોય અથવા ગમે તેટલું દાર્શનિક ગહન તત્ત્વ તેમા સમાવેલુ હોય, પરંતુ જ્યાં સુધી તે એક મત તરીકે અથવા એક પુસ્તકમા રહ્યું હોય, ત્યા સુધી હું તેને ધર્મનું નામ આપી શકું નહીં. ચક્ષુ એ કંઈ આપણી પીઠ ઉપર નથી, તે તો આપણા મુખ ઉપર છે, તે સામેની દિશામા છે, તેની સંમુખ અગ્રસર થાઓ અને જે ધર્મને તમારો પોતાનો ધર્મ કહી તમે ગર્વ કરતા હો, તે ધર્મમા કહેલા ઉપદેશો પ્રમાણે વર્તવા માંડો ને ઉપદેશોને કાર્યશીલ બનાવો. ઉપદેશો સાંભળ્યા કરવાથી શો લાભ છે? ઉપદેશોનો સંગ્રહ કરવાથી શો લાભ છે?

પરોપકાર માટે જ જીવન છે. મનુષ્યોએ સ્વજીવનને પરોપકારમય કરી દેવું જોઈએ. સ્વાર્થ માટે તો પશુઓ પણ જીવે છે, શું તમે જાણતા નથી? પરહિત માટે યત્ન કરવાનો અભાવ એનું જ નામ મૃત્યુ.

દરિદ્ર, મૂર્ખ, અજ્ઞાની, દુઃખી, વ્યથાગ્રસ્ત–એ સર્વે તમારા દેવતા થાવ; એમની સેવા એજ પરમ ધર્મ સમજવો

મને ઈશ્વર ઉપર વિશ્વાસ છે. મને મનુષ્ય ઉપર વિશ્વાસ છે. દુઃખી દરિદ્રીઓને સહાયતા કરવા, પારકાની સેવા કરવા, નરકમા જવા તૈયાર થવુ એને હું અતિશય મહાન–ઉત્તમ ધર્મકાર્ય સમજુ છુ.

જો કલ્યાણ ઇચ્છતા હો તો ઘંટા વગેરેથી ઝટ પરવારી જઈ, સાક્ષાત નારાયણ ભગવાનરૂપ માનવ દેહધારી શિવની પૂજા કરોઃ અર્થાત્ તેમની સેવા કરો. વિરાટ એજ ઈશ્વર છે–વિરાટ રૂપી આ જગત છે. તેની પૂજા એટલે કે સેવા કરવી આનુ જ નામ ધર્મ છે.

ત્યાગ અને સેવા એજ ભારતનો જાતીય આદર્શ છે. એ બે વિષયમા ભારતવાસીઓને ઉત્તેજન કરો. એમ કરવાથી જે બીજું કાંઈ અવશિષ્ટ રહે તે પોતાની મેળે જ ઉન્નતિ પામશે.

ઊંચા માચડા ઉપર ઊભા રહી બે પૈસા હાથમા લઈ 'બેટા આ લે' એમ કહી ગરીબને દાન કરશો નહી. તમારે તો તેના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવવી જોઈએ. તમે જગત પ્રત્યે તમારી દયાશક્તિ

દર્શાવી તમે પોતાને પવિત્ર અને સિદ્ધ કરવા સમર્થ થયા તેને માટે તમારે તેના (જગત) પ્રત્યે કૃતજ્ઞતા પ્રગટ કરવી જોઈએ.

જાઓ, આ ક્ષણે જ જાઓ, તે પાર્થસારથીના મંદિરમા જાઓ કે જે ગોકુળમાં દીનદરિદ્રીઓના બંધુ મિત્ર હતા, જે ગુહક ચંડાલને આલિંગન કરતા ખચકાયા ન હતા, જેને પોતાના બુદ્ધાવતાર સમયે રાજપુરૂષોનાં આમંત્રણોને તરછોડી એક વેશ્યાનું નિમંત્રણ સ્વીકારી તેનો ઉદ્ધાર કર્યો હતો. જાઓ, તેની પાસે જાઓ, અને તેને સાષ્ટાંગ પ્રણામ કરો અને તેના સમક્ષ એક મહાન બલિપ્રદાન કરો. એ બલિદાન તે કયું? તમારું જીવન એજ એક મહાન બલિદાન છે જેને માટે તેઓ યુગેયુગે જન્મ ધારણ કરે છે, જેને તેઓ સર્વ કરતા અધિક ચહાય છે—તેજ દીન દરિદ્ર દુઃખપતિત અને દુર્ભાગી ગણાતા જીવોને માટે તમારા જીવનનું બલીદાન આપો.

તમે પોતાને એકાદા કૃષ્ણ કે વિષ્ણુ માનશો નહીં. તમને સેવા કરવાનો અધિકાર મળે છે એજ તમારું કલ્યાણ સમજજો. જેને એવો અધિકાર મળ્યો નથી તે ગમે તેવો શ્રીમંત કે રાજા–મહારાજા હોય તો પણ, તેને ધન્ય કહી શકશો નહીં. તમે કોઇને સહાયતા કરતા નથી, તમે સર્વ જીવોની પૂજા કરી રહ્યા છો એમ જ માનજો.

> ઇશ્વર તે સ્થળે નિવાસ કરી રહ્યો છે, જ્યા મનુષ્યો દુઃખ ભોગવી રહ્યા છે – તે તમારે અને અમારી મુક્તિને માટે જ છે—કે જેથી આપણે રોગી, ગાંડા, કોઢવાળા વગેરે રૂપધારી ઇશ્વરની પૂજા કરી શકીએ.

**પરહિતાય સર્વસ્વનું અર્પણ એનું જ નામ યથાર્થ સંન્યાસ છે.**

મારા બાંધવો! ચાલો આપણે બધા સખત શ્રમ કરીએ...ભારત માતાનું ભવિષ્ય તમારા કાર્ય ઉપર આધાર રાખે છે. ઊભા થાઓ, જાગ્રત થાઓ અને આપણી માતૃભૂમિને પોતાના સનાતન સિંહાસન ઉપર અપૂર્વ મહિમામાં, નવયૌવનના ઉલ્લાસમા વિરાજીત નિરખો.

# વિવેકાનંદ: વિલક્ષણ સંન્યાસી — વિલક્ષણ દેશભક્ત | રોમાં રોલાં

—ભોગીલાલ ગાંધી

વિશ્વધર્મોની પાર્લામેન્ટમાં ભારતના પ્રતિનિધિ તરીકે સ્વામી વિવેકાનંદને અમેરિકાનું આમંત્રણ મળ્યું (૧૮૯૩) અને આ પાર્લામેન્ટની કાર્યવાહીના આરંભથી જ, કશીજ અતિશયોક્તિ વિના કહેવું જોઈએ કે, ૩૦ વર્ષના આ ભારતીય જુવાને સમસ્ત પ્રતિનિધિઓને મંત્રમુગ્ધ કરી મૂક્યા. આગળના સૌ વ્યાખ્યાતાઓની જેમ, પાંડિત્યપૂર્ણ નિબંધ વાચી જવાને બદલે, તેમણે મૌખિક વ્યાખ્યાનનો આરંભ કર્યો, અને એ ક્ષણથી જ આત્મીયતા સાધી લીધી; સભાજનોના અનુગ્રહને વશ થઈ આ પરિષદમાં તેમણે દસથી બાર વખત વ્યાખ્યાન દ્વારા પોતાનું અંતર રેડયુ અને આખા સમારોહના એક માત્ર વિલક્ષણ અને વિરલ મંત્રદાતા બની ગયા ..પરંતુ, વ્યક્તિગત જ નહિ, ભારતના આ મહાન અપૂર્વ વિજયને અંતે, સંન્યાસી વિવેકાનંદની દશા શી હતી? એમનું અંતર કકળી ઊઠયું હતું — એમની આંખો આંસુથી છલકી રહી હતી. કેમ જાણે, ભગવાન સાથેના પોતાના એકાંત અને મુક્ત સાન્નિધ્યનો અંત આવ્યો હતો કે શું ? — એવો ભાવ એમને જીવન અને પ્રવૃત્તિથી પર બની પ્રભુમય જીવનની ઝંખનાથી ભરી દેતો હતો...કેમકે જીવન અને પ્રવૃત્તિ કરતા મૃત્યુ અને નિર્વાણનો તલસાટ તેમનો કબજો લઈ બેસતો હતો। સંન્યાસી વિવેકાનંદ માટે આ અનુભવ સહજ હતો.

અને સાથોસાથ, એક બીજો અનુભવ પણ સહજ હતો : અમેરિકાની ધનાઢયતાના અતિરેક ભર્યા અભિષેક પછી, દેશભક્ત વિવેકાનંદ શરીરે અને મનથી ત્રાસી ઊઠતા હતા. મધરાતે જાગી ઊઠતા હતા — પલંગ છોડી ભોંય પર આળોટતા, આંસુસારતી આંખે કકળી ઊઠતા, બોલતા હતા : "હે મા ! આ વિજય, આ કીર્તિ, આ સંપત્તિથી હું શી રીતે સુખી થઈ શકવાનો હતો, જ્યારે મારી પ્રજા ભૂખ અને ગરીબીની યાતનામાં સબડી રહી છે...!

સંન્યાસી વિવેકાનંદ અને દેશભક્ત સ્વામી વિવેકાનંદ વચ્ચેનો આ કોઈ વિરોધ ન હતો. એક જ વિભૂતિ તત્ત્વનાં આ બે અનિવાર્ય અવિભાજ્ય પાસા હતા.

*

આવી બેવડી મનઃસ્થિતિમા વિવેકાનંદે શિકાગો, ન્યુયોર્ક, બોસ્ટન, ડેટ્રોઈટ વગેરે મહા નગરીઓ અને કોલંબિયા, હારવર્ડ, ન્યુયોર્કની યુનિવરસીટીઓ ગજાવી મૂકી. યોગના વર્ગો ચલાવ્યા અને અનેક જાગ્રત મહાપ્રાણોને — વિલિયમ જેમ્સ જેવા અમેરિકી શરીર-વિજ્ઞાનીને આકર્ષ્યા. મિસ ગ્રીનસ્ટીડેલ (પાછળથી સિસ્ટર ક્રિસ્ટીન) જેવી આજીવન શિષ્યાઓ મળી અને આ પ્રવાસ દરમ્યાન તેમણે પ્રગટ કરેલા રાજ-યોગના ગ્રંથે તેમને અનેક ભક્તો-ચાહકો મેળવી આપ્યા.* અનેક વેદાન્તમંડળોની સ્થાપના પણ કરી.

આ પછી વિવેકાનંદ યુરોપના પ્રવાસે ઊપડયા.

એ વખતે તો એવું લાગતું હતું કે આ પ્રવાસ સ્વામીની એકાગ્રતાને વિચ્છિન્ન કરનારો બનશે. પરંતુ બન્યું ઊલટું જ. એમણે ૧૮૯૫ના સપ્ટેમ્બરથી ૧૮૯૬ના ડિસેમ્બર દરમ્યાન ત્રણ લાંબા ગાળામા થઈને આશરે ૮-૯ માસ ઇન્ગ્લેન્ડમા જ વીતાવ્યા. સ્વામીજીના મન ઉપર

† રોમા રોલાંકૃત 'ધ લાઈફ ઓફ વિવેકાનંદ' ગ્રંથ (પ્રકરણ ૩ થી ૬) ના આધારે.

* આ ગ્રંથથી મહાત્મા તોલ્સતોય પણ પ્રભાવિત થયા હતા 'તોલ્સતોયનું જીવન' ગ્રંથમાં 'ધ રિસ્પોન્સ ઓફ એશિયા ટુ તોલ્સતોય'માં આનો ઉલ્લેખ છે.

એકંદર આ આખા પ્રવાસની ઘણી ઊંડી છાપ પડી—અમેરિકાથી અનેક રીતે ભિન્ન અને અણધારી. અલબત્ત, અમેરિકા સામે એમને કશી ફરિયાદ કરવા જેવું ન હતું. ત્યાં કેટલીક વિરોધી લાગણી એમની સામે પ્રગટ થયેલી અને 'વેનિટી ફેર'માં તેઓ ભાગ લઈ ન હતા શકયા એ હકીકત છતાં, એમને એ દેશમાં અત્યંત નાજુક સહાનુભૂતિ સાંપડી હતી; બહુ ભક્તિભર્યા સહાયકો પ્રાપ્ત થયા હતા; અને કેમ જાણે એ કુંવારી ધરતી ફળવતી બનવા આતુર હૈયે તેમને આવકારી રહી હોય એવો અનુભવ પણ થયો હતો.

પરંતુ આ જૂની દુનિયા (પશ્ચિમી યુરોપ)માં પગ મૂકતાની સાથે જ તેમને એક નવા જ પ્રકારના બુદ્ધિમત્તાભર્યા વાતાવરણનો સ્પર્શ થયો. અમેરિકા જેવા નવજુવાન દેશમાં જે રિક્તતા અને બર્બરતાપૂર્ણ મનોરથોનો તથા પોતાની સંકલ્પશક્તિ વિષેના એમના અતિશયતાભર્યા ખ્યાલોનો જે અનુભવ થયો હતો તેવું અહીં ન હતું. અમેરિકા તો શક્તિની ઉપાસના કરતાં રાજ-યોગ સુધી ધસી ગયું હતું. અને એક હાથે એને વિકૃત કરવા છતાં, બીજે હાથે, આખા વિશ્વનો વિજય સિદ્ધ કરવા સારુ એની જ પાસેથી બાલીશ અને ગૂઢ ગુપ્ત રહસ્યોની માગણી કરતાં ય તે ખચકાયું ન હતું. પરંતુ અહીં – ઇન્ગ્લેન્ડ અને યુરોપની વાત જુદી જ હતી. અહીં તો હજારો વર્ષોની ચિંતન-ધારાઓ વહેતી રહી હતી જેનો, ભારતના ચિંતન સાથે – વિવેકાનંદની દૃષ્ટિએ મહત્વના એવાં તત્વજ્ઞાન – અદ્વૈત સાથે અને જ્ઞાનયોગ જેવી યોગપદ્ધતિ સાથે – સીધો તંતુ સાંધી શકાતો હતો. આથી જ તો, યુરોપમાં અદ્વૈત અને જ્ઞાનયોગ સમજાવવા વખતે, એમને પ્રાથમિક કક્ષાના વર્ગો (અમેરિકામાં લેવા પડતા તેવા) લેવાની જરૂર પડતી નહિ; કેમકે યુરોપ પોતાના વિજ્ઞાન અને વૈજ્ઞાનિક ચોકસાઈ દ્વારા આ યોગને વિષે નિર્ણય લઇ શકવા સમર્થ હતું.

જો કે વિવેકાનંદને અમેરિકામાં ય, પ્રોફેસર રાઈટ, તત્વજ્ઞ વિલિયમ જેમ્સ, અને મહાન વિદ્યુતશાસ્ત્રી નિકોલસ ટેસ્લા જેવાઓનો ભેટો થયો હતો; અને આ મહાનુભાવોએ તેમનામાં રસ દર્શાવ્યો હતો. આ છતાં આ બધા જ, હિંદુઓના અધ્યાત્મવાદી તર્કના ક્ષેત્રે, ઘણા બધા નવીન હતા; કક્કો ઘૂંટવાનો હતો.

ત્યારે યુરોપમાં મૅક્સ મુલર અને પૉલ ડયુસેન† સરખા ભારતીય સંસ્કૃતિના પ્રખર પંડિતો પડેલા હતા – જેમની સામે વિવેકાનંદે ઊભા રહેવાનું હતું. ત્યાંના તત્વજ્ઞાન અને ભાષાશાસ્ત્રની મહાનતા તેમની સમક્ષ પ્રત્યક્ષ થઈ હતી અને વિવેકાનંદ એમાં રહેલી વિશિષ્ટ મેધા અને સન્નિષ્ઠ સચ્ચાઈ જોઈ પણ શકયા હતા; એટલું જ નહિ પણ બધાથી તેઓ અત્યંત પ્રભાવિત થયા હતા.

પરંતુ ઇન્ગ્લેન્ડે તો તેમને એક અસાધારણ ભાવાવેશથી ભરી દીધા હતા. તેઓ ત્યાં 'દુશ્મન' તરીકે ગયા હતા અને જતાવેંત જીતાઈ ગયા હતા! એમણે પોતે જ અત્યંત પ્રામાણિકતાપૂર્વક આ વાત, પાછા ફરતી વખતે, જાહેર કરી હતી : "અંગ્રેજ જાતિ સામેની જેટલી કટ્ટર દુશ્મની સાથે મેં ધરતી પર પગ મૂક્યો હતો તેટલો કટ્ટર વિરોધી પ્રવાસી કદિ કોઈ ત્યાં નહિ ગયો હોય...પરંતુ આજે એ પ્રજાને ચાહનારાઓમાં મારો બરાબરીઓ કોઈ નહિ હોય."

અમેરિકામાંના પોતાના એક શિષ્યને ઇન્ગ્લેન્ડથી પત્ર લખતાં (૮-૧૦-૧૮૯૬) તેમણે લખેલું : "ઇન્ગ્લેન્ડ વિષેના મારા વિચારોમાં ક્રાંતિ પરિણમી છે."

ઇન્ગ્લેન્ડની પ્રજામાં વિવેકાનંદને સાચા વીર ક્ષત્રીઓનું દર્શન થયું. એમના શિક્ષણની એવી ખૂબી છે કે તેમની અંદર રહેલી ગુપ્ત લાગણીઓ તેઓ પ્રગટ કરતા નથી. પરંતુ બાહ્ય દૃષ્ટિએ,

† પૉલ ડયુસ્સેન પરમ વેદાન્તી તત્વચિંતક હતા. તેઓ ભારત આવેલા અને મુંબઈમાં રોયલ એશિયાટિક સોસાયટી સમક્ષ વ્યાખ્યાન આપેલું.

એમની વીરતાની ઈમારત જ આપણી નજરે ચઢવા છતાં, અંગ્રેજ–હૃદયમાં તો લાગણીનો ઊંડો ઝરો વહેતો હોય છે. એકવાર તમને એનો સ્પર્શ કરતા આવડી જાય તો, તે તમારો સદાનો મિત્ર બની રહે છે. એકવાર એના દિમાગમાં અમુક વિચાર પ્રવેશ કરી ગયો તો તે કદિ નીકળી જતો નથી; તથા એ પ્રજામા – એ જાતિમાં જે અસાધારણ વ્યવહારકુશળતા અને શક્તિ રહેલા છે એને પ્રતાપે, કૂંપળની જેમ તેઓ તરત જ ફૂટી ઊઠે છે અને વૃક્ષની જેમ ત્વરિત ફળદાયી બની જાય છે. ગુલામીની દીનતા વિના તેમણે શિસ્તનું રહસ્ય ઉકેલી લીધું છે—મહાન નિયમબદ્ધતાની સાથે જ તેમણે મહાન સ્વાતંત્ર્ય સિદ્ધ કર્યું છે.

યુરોપ ઉપર આટઆટલા વારી જવા છતા વિવેકાનંદ પોતાનું ભારતીય મિશન વિસરી ન હતા ગયા. ઇન્ગ્લેંડની આ મહાનતાનો ઉપયોગ તેઓ ભારતની આધ્યાત્મિકતાના વર્ચસ્ અર્થે કરવા માંગતા હતા. એમણે લખ્યું હતું (મિ. ફ્રાન્સિસ લેગ્લેટ્ને તા. ૬–૭–૧૮૯૬): "બ્રિટિશ સામ્રાજ્યની અનેક ક્ષતિઓ છતાં જ્ઞાનવિતરણ માટે તે મોટામા મોટું યંત્ર છે. હું મારા વિચારો આ યંત્રમાં એવી રીતે ગોઠવવા માગું છું કે જેથી તે વિશ્વભરમા પ્રસરી જાય...આધ્યાત્મિક વિચારો હમેશા દલિત પ્રજાઓ (જ્યુ અને ગ્રીક પ્રજાઓ) માથી જ આવેલ છે..." અને સ્વામીજીને તેમની ધારેલી સફળતા ત્વરિત મળી પણ ખરી. તેમની સરખામણી ભારતીય પુરોગામીઓ—રામમોહન રોય અને કેશવચંદ્ર સેન–સાથે જ નહિ, પરંતુ બુદ્ધ અને ઇશુ સાથે થવા લાગી.

સ્વામીજીએ એમના આ પ્રવાસ દરમ્યાન, અમેરિકાની જેમ અહી પણ, જ્ઞાન–યોગના વર્ગો આરંભી દીધા હતા. અને તેઓ જ્યા જ્યા વ્યાખ્યાનો માટે જતા ત્યા ત્યા તેમને એમ પણ જણાયું કે આ પ્રજા ઊંડાણ અને ગંભીરતાપૂર્વક તેમની વાણી ઝીલતી હતી; ત્યારે, અમેરિકાની પ્રજા ઉપરછલ્લા ભાવાવેશમાં આવી તેમને સાંભળતી રહી હતી!

આ દિવસો દરમ્યાન વિવેકાનંદનો મેક્સ મુલર સાથેનો પરિચય પણ એક મહાન ઘટનારૂપ હતો. મેક્સ મુલર વિવેકાનંદના ગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસના પરમ ભક્ત હતા. અને શ્રી રામકૃષ્ણે જ વિવેકાનંદને મેંક્સ મુલરનો સંપર્ક કરાવ્યો હતો. આવા આ યુરોપવાસી મહાન પંડિત વેદજ્ઞ પ્રત્યે વિવેકાનંદનો ભક્તિભાવ પણ અદ્ભુત હતો. ૧૮૯૬ ના મેની ૨૮ મીએ મેક્સ મુલરના આમંત્રણે, તેઓ આ વેદજ્ઞ પંડિતને ત્યા ગયા ત્યારે, યુવાન ભારતીય સ્વામી વિવેકાનંદે, "બ્રહ્મ સાથે સતત તાદાત્મ્ય પામવા મથતો આ આત્મા" જાણે પૂર્વજન્મનો વૈદિક યુગનો અવતાર હોય એ રીતે, ઋષિતુલ્ય લેખી, એમને પ્રણામ કર્યા.*

આ ઉપરાત, ઇન્ગ્લેન્ડમા એમને જીવનભર જળવાઈ રહે એવી બીજી કીમતી મૈત્રીઓ લાધી–જે. જે. ગુડવિન[1], માર્ગારેટ નોબલ[2] (પાછળથી સિસ્ટર નિવેદિતા) અને શ્રીમતિ સેવીએરની[3].

---

* મેકસમુલરે ભારતમાં પચાસેક વર્ષ રહીને વેદમય બની જઇને વેદોને પુનર્જીવિત કર્યા હતા વિવેકાનંદ એક પત્રમા લખે છે કે–"આમનાથી સોમા ભાગની ય ભારત-ભક્તિ મારામા હોત તો કેવું સારુ"

૧ ૧૮૯૫ માં આ મહાશયે સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો સ્ટેનોગ્રાફર તરીકે વિનામૂલ્યે ભાવપૂર્વક લખેલાં અને ત્યારબાદ બ્રહ્મચર્યવ્રત લઈને સ્વામીજીના અંતેવાસી તરીકે જીવન ગાળ્યું હતું

૨ લંડનની એક શાળાનાં શિક્ષક: ૨૮ વર્ષની વયે સ્વામીજીને ગુરુ માન્યા હતા અને તેમણે પણ બ્રહ્મચર્ય-વ્રતનું પાલન કરીને, મઠવાસી બની સંન્યાસિની રૂપે ભારતની સેવામાં જીવન સમર્પી દીધુ હતું. સ્વામીજીએ એમને સંપૂર્ણ ભારતીય બનવા અને પોતાનો સમસ્ત ભૂતકાળ વિસરી જઈ ભારતમય બની જવા પ્રેરણા આપી હતી ભારત એમને ભગિની નિવેદિતા તરીકે પ્રણમે છે

૩ શ્રીમતી સેવિયેર નિવૃત્ત કેપ્ટન હતા ધાર્મિક વૃત્તિના પતિ-પત્ની વિવેકાનંદના એક જ વ્યાખ્યાનથી એટલા પ્રભાવિત થયાં હતાં કે એ પછી તેઓ સ્વામીજીનાં વડીલ માતા-પિતા તુલ્ય સ્નેહ એમના પર વરસાવતા રહ્યા હતાં, હિમાલયમાં અદ્વૈત આશ્રમ બાંધીને આખું જીવન ત્યા રહ્યા હતાં.

આ પ્રવાસને અંતે, અત્યંત શ્રમથી સ્વામીજીનું શરીર લથડી રહ્યું હતું. સૃષ્ટિ અને કર્મો બંનેનાં બંધનો પણ તેમને થકવતાં હતાં—કેમ જાણે તેમને પોતાનું પ્રવૃત્તિમય જીવન સમેટી લઈ એકાંત શાંતિમા ડૂબી જવાની ઈચ્છા વળી સતાવી રહી હતી : "મને ખાત્રી છે કે મેં મારું કાર્ય પૂરું કર્યું છે; મને વેદાંતમા, કે દુનિયાની કોઈ પણ ફિલસૂફીમા, કે કોઈ પણ પ્રવૃત્તિમા રસ નથી રહ્યો...કર્મની ધાર્મિક–ઉપયોગીતા પણ મને ભારરૂપ જણાવા લાગી છે...હું આ નર્ક—આ પૃથ્વી પર ફરી કદિ પાછા ન આવવાની આખરી વિદાયની તૈયારી કરી રહ્યો છું."

*

ભક્તો અને સ્નેહીઓ સ્વામીજીને આરામ આપવા માટે સ્વિત્ઝરલેન્ડ લઈ ગયા. ૧૮૯૬નો ઉનાળો મોટા ભાગનો ત્યાં ગાળ્યો, અને તેમને શારીરિક તંદુરસ્તી અને સ્ફૂર્તિ પ્રાપ્ત થયા. સ્વિત્ઝરલેન્ડના આ હિમપ્રદેશમા જ તેમને પ્રથમ પ્રેરણા થઈ—ભારત જઈ હિમાલયમા વિશ્વભરનાં નાગરિકોને માટે મઠ શરૂ કરવો. (પાછળથી આ કાર્ય શ્રીમાન અને શ્રીમતિ સેવીઅર્સે ઉપાડી લીધું.)

*

સ્વિત્ઝરલેન્ડનો આરામ અધૂરો છોડી સ્વામીજી, પોતાના પ્રિય પ્રોફેસર પૉલ ડયુસનના આમંત્રણે, કિલ (જર્મની) ગયા. પ્રોફેસર સ્વામીને સાથે લઈ અનેક સ્થળે ફર્યા.

પરંતુ લંડન આવી બે એક મહિના વળી ગાળ્યા હશે ત્યા તો, તેમને ભારતની યાદ સતાવી રહી. અને ભારતની સ્મૃતિ તાજી થતા જ એમનું અંતર ભારતના દીન પીડિતોની યાદથી ભરાઈ ગયું. અને વળી કર્તવ્યનો સાદ ઊઠતો સાંભળ્યો હોય એવું અનુભવ્યું. ઈન્ગ્લેન્ડથી વિદાય લેતા તેમણે મિત્રોને કહ્યું : "હું આ શરીર છોડી જવાનું પસંદ કરું—વપરાઈને જીર્ણ થયેલા વસ્ત્રની જેમ હું એને ફગાવી દેવાનું ય પસંદ કરું...પરંતુ હું માનવજાતને મદદરૂપ થવાનું કદિ છોડી શકીશ નહિ."

વિવેકાનંદ ! કામ કરવું, આ જિન્દગી આખી સેવા કરવી, આવતી જિન્દગીમા પણ માનવીની સેવા કરવી, અને વળી પાછો જન્મ ધારણ કરવો, સેવા કરવા ફરી ફરી જન્મ ધારણ કર્યા જ કરવો...હા, એ માટે આ નર્ક ઉપર પણ જન્મ લેવા વિવેકાનંદ તૈયાર હતા ! જીવનનું એકમાત્ર કારણ અને નિયતિ—એમને મન હતા—આરામ વિના ફરી ફરી આ ધરતી પર જન્મ લેવો અને ધરતી ઉપરના નર્કની જ્વાળાઓમા ભૂંજાઈ રહેલાને બચાવવા સતત સંગ્રામ ખેલવો ! આમ, અન્ય જનોને બચાવવા પોતે જ્વાળાઓમા ભુંજાવાનું સ્વીકારી લીધુ હતું !

*

વિવેકાનંદ ૪ વર્ષને અંતે પાછા સ્વદેશ ફર્યા ત્યારે અનેક વિજયો અને ઉમદા સંસ્મરણોથી એમનું હૈયું ભરાયેલું હતું. છતા ભારતના ભૂખ્યા ભાડુઓ માટેની એમની ઝોળી ખાલી હતી, એનું એમને ભારે દર્દ હતું. બે વરસ બાદ ૧૮૯૯ મા એમણે વેદનાભર્યા હૈયે વાસ્તવતાનો આઘાત અનુભવ્યો હતો—આટઆટલા પછી અને છતાં, ગરીબી અને ભૂખમરાથી ભારતવાસીને તત્કાલ બચાવવાની પોતાની યોજના માટે ઓછામા ઓછા જરૂરી ૩૦ કરોડ રૂપીઆ ભેગા થયા ન હતા ! પરંતુ હવે તેઓ આવા પરાજયોથી ટેવાઈ ગયા હતા : "આરામ શક્ય નથી. હું નોતરાયેલો જ મૃત્યુને ભેટીશ, જીવન પોતે જ સંઘર્ષ છે. મને સંગ્રામમાં જ જીવવા દો અને મરવા દો..."

# પ્રભો | રાજેન્દ્ર શાહ

૧

કોણ સહી લે આ તારાં લોહર લખ્ખણ ?
કોઈનું યે રાખે ન એકાન્ત
જમુનાને જલ ન્હાવા ગયેલનાં જાય હરી
અહંકારચીર.
ગાયનાં ટોળાંની મહીં ઘાસમા જે રમે એને
ક્યાંથી એવું ભાન કે
જાતથી યે વધુ વ્હાલું જાતનું ઓઢણ
કોઈનું કવચ
કોઈનો દશદ–દુર્ગ
ગુહાલયને વિવિક્ત દેશ નિવેશને દ્વાર કોઈનું
વારણુ
નિજ સંગ માણે નિજ રતિ એની અભાન
દશાની તકે
તારું આક્રમણ
આલયના કરે તું ખંડેર
કદંબની ઊંચી ડાળ થકી અહીં ઊતરી તું આવ
ગળું પકડીને તને ઝબોળ્યો હોય ને જો
આ જલે
રૂંધાયેલ શ્વાસના બુદ્‌બુદ પછી
બડબડ પાણી તું પી જાય
હંમેશની તો જ એ ભુલાય.
કોઈના બોલની કાંઈ પરવા ન હોય એમ
બજાવી રહે તું નિજ પાવો.
સૂરના મ.ખણ તણું દાણ તું આપે ને ભલે
નહીં બોળવાય કોઈ
જુદો આ જમાનો

૨

ારા નામની તો જો, આ બધાયને કેટલી ચડે
છે સૂગ !
અહીંથી તું ટળે તો નિરાત.
પણ ક્યાં જઈશ ?
ાતી કીડીના દરના ઊંડા પેટાળમાં તું ઠરેઠામ
નથી જ.
ારડીના સાંઠાના એ ઝીણા તારમાથી બનાવેલો
સાણસો
તને બહાર આણવા બસ છે.
અંધારના ઓળાની આડશે ભરાઈને
તું અણદીઠ રહીશ ?
તિમિરનાં કણેકણ ચૂંથી તને ખોળી લાવે
કંસારીની ચાંચ.
ભીતિનું કંકાલ બની થરહર થતો રહે ઝૂકી?
એમ કાંઈ કોરે ન મુકાય...
તને તો જલાવી દીધો હોય ને તો...
પણ જો ન આગ ઓલવાય ..
ગદાને પ્રહર તારા હાડ કીધા હોય ચૂર ચૂર
કણેકણ થકી જો તુ ધરે નવી કાય...
કેટલી ચડે છે સૂગ તારી ?—મારા ભાઈ
અહીંથી તુ ટળે તો નિરાત.

૩

ઊડતા પંખીની ચાંચમાથી અકસ્માત તારી ભાગેલી
ઠીબમા
આવી પડેલ ઘણાને હડપ કરી જતી તારી
બુભુક્ષાનો
વાતરિયો વેગ મે જોયો
તારી આ દશા ?
આવ, તને હું કંઈક આપું.
પણ...
એમ ને એમ કેમ અપાય ?–લેવાય ? કામ તો
કરવુ જ જોઈએ ને ?
તને કાંઈ આવડે છે ?
રસ્તાની ધારથી પસાર થતા આ પાતળા તાર પર
તું આસનાથે આલંબન વિના આસાનીથી દોડી
શકે... એમ ?
એમ નહીં
બે હાથની હથેળી પર, ઊંધે મસ્તકે, આ પથરાળ
ભૂમિ પર તુ ભમી શકે ખરો ?
બહુ જ સરસ,
તારી આવડતમા તો કોઈ ખામી નથી.
ત્યારે ભૂખ્યા વેતાળની જેમ આમ રઝળે છે
શાનો ?

તારું ભાગ્ય જ ફૂટલું લાગે છે... મારા ભાઈ
હું શું કરું ?

૪

કાળયવનના શિકારી કૂતરાની ટૂંકાતી જતી
ક્ષિતિજની ભીંસમહીં
દિશાહીન આમતેમ રઘવાયો રઘવાયો દોડે છે તું.
કેટલી છે હાર ?
પ્હોળાં પોપચાથી તારી ઊછળી પડે છે લાલ
આંખ.
રજથી ભરેલ તારા ભવા ..સૂંડ જેવા વાળ...
કેવા તારા હાલ !
ભોંય પર પડેલ આ સૂકા પાદડાની નીચેની ગુહામાં
અંધારનો આશ્રય લેવો છે ?
જાણી લે ત્યાં કોઈ મુચકુંદ સૂતો નથી
ભમતા પવનનો અંગુઠો આછોતરો યે ન અડે
ત્યાં ભૂકંપે ભાગરી પ્હાડપાન
રહે અંધારના કેવળ ખંડેર
પીંપળના વૃક્ષને તેં પાણી પાયું હતું ?
રખડતા કૂતરાને તેં રોટલો નાખ્યો હતો ?
હા
તો, સત્યાનાશ, તારો કોઈ બચાવ નથી.
નિબિડ જંગલ હિંસ્ર જાનવર ટોળાં
ભાઈ, તારા જ કરમ.

૫

અકસ્માત તું મારે આંગણે આવી ચડ્યો છે તો
આવ.
પંથેથી જાકાર ભલે પામ્યો — પણ
અહીં સહુને ય આવકાર.
હજી ય છે ભય ?
લોક લોકની બધી સીમાઓ અહીં લોપાઈ જાય છે.
પાછળ પડેલું કોઈ આબી શકે નહીં એવું નિરાળું
છે સ્થલ
સંશય વિહીન બની આવ
થાક લાગ્યો હશે.
ભૂમિના સકલ ભારને તારા અંગ પરથી તું
ખંખેરી નાખ.
હવાના પાત્રમા ભરેલા ઝાકળજલથી તું તારું
મુખ ધોઈ લે.
હવે
શૂન્યનાતા આ આસને શાન્ત થઈ પોઢ
પ્રલય પછીના ઉત્થાન સુધી.

## બે રચનાઓ | રાધેશ્યામ શર્મા

### બ્લેક એન્ડ વ્હાઈટ કેમ ?

૧

કો'ક ઊંટ-વિદ્યાની હૉસ્પિતાલ—મા
( સ્વપ્નમા
આ
સસ્વાની
વા
ની આદતે મજબૂર )
કાળા પોસ્ટમોર્ટમ-ટેબલે
સમરંગી
ચરખો ચલાવે છે.
જોસબંધ, જોસબંધ કેમ......
નહીંતર સૂર્યરશ્મિ
“ટેકનીકલર” હોય નહિ ?!
૨૯-૧૦-૬૨ ]

૨

ફૂલો હસે છે
કાંટા ડસે છે
હોઠ હસે છે
દાંત ડરાવે છે
હાથ મળે છે
આંગળાં કચડાય છે
આંખ મળે છે
તણખા ખરે છે
ગીતો ગવાય છે, રાતો જગાય છે
ઔરંગઝેબનું ભમતું ભૂત :—
બંધ કરો આ બધું !
[૨-૧૧-૬૨

## પ્રકાશ અને હું | ભરત ઠક્કર

પ્રકાશમા ફેલાયલી ઉદાસીને
ધૂળની રજકણો ઘેરી બનાવે છે.
ધુમ્મસ એને ભારે બનાવે છે.
પવન એને મલિન જળની જેમ સરતી કરે છે.
એ પ્રકાશ મારી આંખમા ઘસી જૈ
                    ચચળતો બળાપો પેદા કરે છે

ક્ષિતિજના ખોળામાં માથું ઢાળી
પ્રકાશ રોજ મૂગો મૂગો સાંજના રડતો હોય છે.
આકાશ એ પ્રકાશને રંગીન રેશમી વસ્ત્રોથી
                              શણગારી દે છે.

એકાદ બે તારલાઓ એને રમવા આવી
                         હસનો કરવા મથે છે.

પરંતુ ગઈ કાલે મોડી રાતના
જે વ્યથાથી હું જાગતો પડી રહેલો
એવી જ કોઈ એની વ્યથા હશે.
એ વ્યથાને કોઈના શબ્દો સ્પર્શતા નથી.
મારું અને પ્રકાશનુ અસ્તિત્વ
               મધદરિયાની એકલના અનુભવે છે.

કિનારા તરફ નાસવા મથીએ છીએ.
પરંતુ ક્યાંય એકાદ પંખી સરખું ય
                         ઊડતું ના જોવા મળે,

ત્યારે દરિયા મહીં હુ ઓગળી જૈ
          પાણીમાના વકીભૂત પ્રકાશ સાથે
                         ઘર માડું છુ.

## કાળ | ભરત ઠક્કર

આકાશ કાચબાની જેમ ધીરે ધીરે સરતું જાય છે,
એની પીઠ પર બેઠેલો કાળ,
એની પાષાણત્વચાને અંકુશ વડે કોચ્યા કરે છે.
પૃથ્વી કાચબાના મોંઢા જેવી
આકાશના પેટમાં લપાઈ ગઈ છે.

કાળની ગતિ નિશ્ચિત નથી.

તેજ ને અંધારના આશરે એ ચાલ્યા કરે છે.

આપણે આકાશને થંભાવી દઈએ.

ક્ષિતિજે આગળ એના પગો પર
સૂર્ય-ચન્દ્રનાં વજન મૂકીએ.

આપણે આકાશના પેટમાથી બહાર નીકળી જૈ
કાળની એક સૂર્ય જેવી પીળી
               ને બીજી ચન્દ્ર જેવી સફેદ-
                         આંખોના તેજ જોઈશુ.

એના સ્વરૂપમા શિશિરના શણગાર જોઈશું.

પૃથ્વી જ્યારે ગૂગળાશે
ત્યારે આકાશ કાળના વશમા નહિ રહે.

## | ભરત ઠક્કર

અજાણતા જ હસી પડેલા આકાશથી
પૃથ્વી ધ્રૂજી ગઈ.

પ્રભુના નિર્દોષ દસ્તા સ્મિત
હરણની જેમ ટોળે મળી
               મારા ઘરમા ઘસી આવ્યાં.

મેં બારી બારણાં બધ કરી,
તિરાડમાથી જોયું તો—

આકાશ એની કાયા પર
કાળને કોતરી, રંગના લપેડા કરી
                    આજે પાગલ બન્યું હતુ.



ગુજરાતી સાહિત્ય પરિષદ પાસે
અમદાવાદ ૩૮૦૦૦૯.

છે, સ્વયંસ્ફૂર્ત છે. આપણે ત્યાં સાધારણ નાગરિક મૂર્છિત, જડ અને ગાફિલ છે. કોઈએ એનામાં આત્મવિશ્વાસ જાગ્રત જ ન કર્યો. એણે વિચાર્યું કે અમુક મને ખાવાનું આપશે, કપડાં આપશે, કામ આપશે અને કામ કરાવી પણ લેશે; સાથોસાથ મનોરંજન આપશે અને સાથેસાથે થોડી 'આઈડિયોલોજી' ની માત્રા ( વિચાર ) પણ ઘોળીઘોળીને પીવડાવશે. અને હું એને રાજ્ય આપીશ.

ચીને આ જોયું ને આક્રમણ કર્યું.

બીજી ખાસ પરિસ્થિતિ એ છે કે આપણે ત્યા સંપ્રદાયોનું ખાસ સ્વરૂપ છે. યુરોપમાં, ધાર્મિક સંપ્રદાયો છે, પરંતુ ત્યા એવી કટુતા નથી. ત્યા ધાર્મિક ઝગડા નથી. આપણે ત્યાં ધર્મ અને જાતિના નામ પર રાષ્ટ્ર અને રાજ્ય બને છે અને તૂટે છે. આ પરિસ્થિતિ પણ ચીને ઓળખી લીધી. આથી એણે વિચાર્યું કે એશિયા અને આફ્રિકામા બળપ્રયોગથી પણ કમ્યુનિઝમનો પ્રચાર કરવો જોઈએ. અહીં બળપ્રયોગ દ્વારા કમ્યુનિઝમના આધિપત્યની ગુંજાયશ છે.

ચીન માને છે કે ૬૦–૬૫ કરોડનો દેશ જો કમ્યુનિઝમનું નેતૃત્વ ન કરી શકે તો આ દેશનું જીવન વ્યર્થ છે......

આજ સુધી એશિયાનું નેતૃત્વ ભારતનું હતું. બાન્ડુન્ગમા નહેરુ, કોરિયામા નહેરુ, કોંગોમાં, નહેરુ – અને નહેરુ પાસે તો કંઈ એવું હતું નહિ ! છતાં એ જ્યેષ્ઠ રાજપુરુષ મનાયો. આ પ્રતિષ્ઠાને તોડવી આવશ્યક હતી. ચીને આક્રમણ કર્યું અને આ પ્રતિષ્ઠાને ઠેસ વાગી. એની ક્ષતિ થઈ. સિલોન, બ્રહ્મદેશ, નેપાળ, ભૂતાન, નાસર ભારતને મોટોભાઈ માનતા હતા. હવે એવું કોઈ માનતું નથી. નેફા અને લદ્દાખના રણક્ષેત્રમા ચીનને વિજય થયો એનું મહત્ત્વ આ વિજયથી કૈં ઓછું છે. આટલા માટે મેં આ સમસ્યાનાં કેટલાક પરિમાણ આપની સામે દિગ્દર્શન રૂપે રજૂ કર્યાં છે.

આ બધામા સૌથી પ્રથમ રક્ષણીય વસ્તુ કોઈ હોય તો તે સ્વતંત્રતા છે. સ્વતંત્રતા કેવળ ઔપચારિક નહિ; વાસ્તવિક સ્વતંત્રતાની રક્ષા આવશ્યક છે. શસ્ત્રથી થાય તો શસ્ત્રથી કરો, કરવી જોઈએ. શાંતિ, અહિંસા, શસ્ત્રપ્રતિકારની પૂરક બની શકે તો એટલો એનો ઉપયોગ કરવો જોઈએ.

આજે આખો દેશ એક વાત કરી રહ્યો છે – એની વાત ચાલશે, ચાલવી જોઈએ શસ્ત્રથી પ્રતિકાર ભલે કરીએ પણ શસ્ત્ર આપણા હાથમા રહે આપણે શસ્ત્રના હાથમા ન જઈ પડીએ —જે મિત્ર હોય એ સહાયક રહે, આશ્રયદાતા ન બની બેસે.

અમેરિકાએ તો પોતાના તરફથી આ સાવચેતી રાખી જ છે. એ જેટલી મદદ કરી શકે એનાથી અધિક આર્થિક મદદની અપેક્ષા આપણે રાખી ન શકીએ

તો પછી, આપણી પૂરક શક્તિ કઇ બનશે ? નાગરિકની સંકલ્પશક્તિ જ. સ્વતંત્રતાની પ્રેરણા જે આજે જાગ્રત થઇ છે—ગરીબ આદમીને આ રાજ્ય પોતાનું છે એવું લાગતું નથી છતાં રિક્ષાવાળા, ટાંગાવાળા, કુલી, ભંગી,–સૌ પોતપોતાનો હવિભાગ (મહાભાગ) દેવા પોતાની પ્રેરણાએ તૈયાર થયા છે.

સ્વતંત્રતાની આ પ્રેરણાને કોઈ પણ સ્થિતિમા શિથિલ ન બનવા દેવી જોઈએ. એ ક્યારે શિથિલ ન બને ? જ્યારે એના મનમા આત્મવિશ્વાસ પ્રગટે. અમેરિકા સહાય આપે છે,

( વધુ માટે જુઓ પાનું ૧૦૨ )

# ઉમાશંકર જોશી : (આધુનિક કવિતા પ્રવાહ) | પ્રા. જયંત પાઠક

નર્મદાથી આરંભાયેલી અર્વાચીન કવિતાના બધા ઉન્મેષો ઉમાશંકર જોશીની કવિતામા સિદ્ધિરૂપે જોવા મળે છે. નર્મદ દલપતની કવિતાની સમાજહિતસાધકતા ને દેશભક્તિભાવના એમનામાં વધુ સૂક્ષ્મ, વ્યાપક અને કલાત્મક સ્વરૂપમા પ્રગટ થાય છે. કવિએ નર્મદથી ઠાકોર સુધીના મુખ્ય મુખ્ય કવિઓ અને કાવ્યપ્રવાહોના ગુણલક્ષણ આત્મસાત્ કરી લીધા છે ને તેમને પોતાની પ્રતિભાથી વધુ ઉજ્જવલ બનાવ્યા છે. કાવ્યના વિષય પરત્વે અને રૂપ પરત્વે અત્યાર સુધીમા જે વૈવિધ્ય સધાયુ છે તે ઉમાશંકરની કવિતામા વધારે ગાભીર્ય અને ઔચિત્ય ધારણ કરીને આવે છે.

નર્મદ–દલપતની કવિતામા કૃતિની કલા કરતા તેનો હેતુ પ્રધાનસ્થાને રહે છે. કઇક કવિપ્રતિભાની ન્યૂનતાને કારણે તો કંઇક અંશે એ કાળના ભાવકોની કાવ્યરુચિ બહુ ઊંચી નહિ હોવાને કારણે કાવ્યના કલાપાસા ઉપર કવિઓનુ ને કાવ્યના આસ્વાદકોનુ ધ્યાન ઓછુ રહ્યુ છે. પંડિતયુગના કવિઓ કલા પરત્વે વધુ જાગૃત જણાય છે. એમાના ઘણાખરા યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી પામેલા, સંસ્કૃત, અંગ્રેજી ને ફારસી સાહિત્યનો પરિચય પામેલા ભદ્ર વર્ગના હતા. વળી સમાજ પણ શિક્ષણસંસ્કારમા આગલા યુગ કરતા આગળ, એટલે કવિતા આ કાળમા એના કલાલક્ષણોમા પુરોગામી કવિતા કરતા વધુ વિકાસ સાધે છે. છતા કવિ અને સમાજ વચ્ચે નર્મદયુગમા જે નિકટતા હતી તે ઓછી થતી જાય છે. કંઇક અંગ્રેજી રોમેન્ટિક કવિતાના અભ્યાસથી ને કાલિદાસ ભવભૂતિ આદિના સંસ્કારથી કવિતા ઉડ્ડયનોમા રાચનારી, પ્રાકૃતતા તરફ અણગમો સેવતી રહે છે. પરિણામે જનતા અને કવિ વચ્ચે કાવ્યપ્રવૃત્તિ પૂરતુ અંતર પડી જાય છે પંડિતયુગના કવિઓમા નરસિંહરાવ અંગ્રેજી ઊર્મિકવિતાનુ વિશુદ્ધ સ્વરૂપ ગુજરાતીમા લાવે છે તો કાન્ત વિશિષ્ટ સ્વરૂપની પરલક્ષી કવિતા–ખંડકાવ્યો–સર્જી આવે છે નાનાલાલ આપણા જૂના લોકગીતોની બાની ને લક્ષણોમા નવી અર્થાભિવ્યક્તિની શક્યતાઓ પ્રગટ કરતી રચનાઓમા તેમજ અપદ્યાગદ્યમા રચાયેલી કૃતિઓમા ઊર્મિકવિતાના કેટલાંક ઊંચાં શિખરો સર કરે છે, તો પ્રો. ઠાકોર પદ્યરૂપમા સૉનેટ પ્રકાર તેમ જ વૃત્તોમા પ્રવાહિતા લાવીને પરલક્ષી, વસ્તુઆગ્રહી, સ્પર્શક્ષમ, અર્થસઘન કવિતાના પ્રયોગો કરે છે.

ઉમાશંકર જોશી એમની પૂર્વેના આ બધા કવિઓનો કલાવારસો સાચવે છે ને પોતાની પ્રતિભાથી એને સંસ્કારે–વધારે છે. એમણે નરસિંહરાવની ઢબે પ્રકૃતિ અને માનવ વચ્ચેના ગૂઢ સંબંધોનુ નિરુપણ એમની કવિતામા વિશિષ્ટ રીતે અને વધારે કલાત્મક રીતે કર્યું છે. એમની લલિતકોમળ છતા પ્રૌઢ કાવ્યબાનીમા કાન્તની વાણીના રંગો જોઈ શકાય છે. સરળ, રમતિયાળ, લલિત, લોકબાનીની છટાવાળી એમની ગીતકવિતામા નાનાલાલના રાસગીતોના સંસ્કારો જોવા મળે છે ઠાકોરની કાવ્યભાવના ને પદ્યપ્રયોગો તો આ ગાળાના કવિઓનો રાજમાર્ગ છે એટલે ઉમાશંકર પણ ઠાકોરની કવિતાના કેટલાક દોષોને ગાળી નાખીને એના બધા ઉત્તમ અંશોને પોતાની કવિતામા અપનાવી લે છે. એમની કવિતામા વિષયનુ, ભાવ ને વિચારનુ તેમ શૈલીનુ મનભર વૈવિધ્ય છે.

કવિ ભાવનાપરાયણ છે તેટલા જ વાસ્તવાભિમુખ છે અને એમની મહત્તા એ છે કે એ બન્ને વચ્ચે તેઓ સમતુલા જાળવી શકે છે. એમનું સર્જન ભાવનાના અતિરેકથી નથી હવાઈ બની જતું કે નથી કોરા વાસ્તવાલેખનથી તુચ્છ, અકાવ્યમય બની જતું. એમની કાવ્યસૃષ્ટિ ક્ષુલ્લક જણાતા તણખલાથી માંડીને નિશીથ જેવા અલૌકિક સત્ત્વ સુધી વિસ્તરેલી છે. કવિને સ્વાતંત્ર્યપ્રીતિ, દેશભક્તિ, દીનજન-સમભાવ જેવા વિષયો આકર્ષે છે, પણ એમની કલ્પના એના સાંકડા વર્તુળમા પુરાઈ રહેતી નથી; એમનો વિશાળ સમભાવ વિશ્વના સચરાચર સત્ત્વો સુધી પહોંચે છે. એમની કવિતાનો મુખ્ય સૂર માનવીના આત્મવિસ્તારનો છે. કવિને મનુષ્યમા ને તેની સંસ્કૃતિયાત્રામા ખૂબ રસ છે, પ્રકૃતિ કરતાં એમને મનુષ્યહૃદય વધારે પ્રિય છે.

ઉમાશંકરની કલા સંબંધી જાગરૂકતા નોંધપાત્ર છે. આ ગાળાના કવિઓમાં સ્વાભાવિક રીતે જ જણાતું વૈવિધ્ય અને નાવીન્ય પ્રત્યેનું આકર્ષણ આ કવિમાં પણ જણાય છે. પણ વૈવિધ્ય કે નાવીન્ય ખાતર તેઓ એમની કલાદૃષ્ટિ ઝાંખી થવા દેતા નથી. કવિની એક પાકી અને સાચી સમજ છે કે "સદ્ભાગ્યે, જીવનમાં શાશ્વત મૂલ્યોના અપૂર્વ કે નવીન આવિર્ભાવની સાધનામાં 'નવી કવિતા'મા પ્રથમ કરતાં બીજા શબ્દ ઉપર જ વિશેષ ભાર મૂકવામાં આવે છે; કેમકે નવીનપણું તો કાળના વહેવા સાથે લુપ્ત થવાનું અને ત્યારે અંતર્ગત કાવ્યતત્ત્વ ઉપર જ એની જીવાદોરીનો આધાર રહેશે." ('નિશીથ'નું નિવેદન)

કવિ જેટલા કલા પરત્વે જાગૃત છે તેટલા જ જીવન પરત્વે–સ્વજીવન ને સમગ્ર જીવન પ્રત્યે જાગૃત છે. આ કારણે એમનામા એક પ્રકારની નિખાલસતા, આત્મનિરીક્ષણવૃત્તિ અને દર્શનની વિશાળતા આવે છે. એમની સમભાવી દૃષ્ટિ સહેલાઈથી જાતની અને જગતની વચ્ચે રહેલા, બન્નેને જોડી આપતા તંતુઓને જોઈ શકે છે. એમનો પ્રેમભાવ વ્યક્તિમાથી વિશ્વ સુધી વિસ્તરે છે ને વિસ્તાર તેમ જ ઊંડાણ બન્ને સાધતો જાય છે.

ઉમાશંકરની કાવ્યપ્રવૃત્તિ આ ગાળા પછી પણ છેક આજ સુધી ચાલુ રહેલી છે ને એમાં એમણે કેટલાક નવા ઉન્મેષો દાખવ્યા છે. કવિએ કાવ્યયાત્રાના આરંભકાળે વ્યક્તિ મટીને વિશ્વમાનવી બનવાની જે ભાવના વ્યક્ત કરી હતી તેને જીવનમા ને કવનમા તેઓ ચરિતાર્થ કરવા મથતા જણાય છે. 'વિશ્વશાંતિ'થી 'વસંતવર્ષા' સુધીની ગ્રંથસ્થ કવિતા ને ત્યાર પછીની એમની સામયિકોમા પ્રસિદ્ધ થતી રહેલી કૃતિઓ ઉપરથી જોઈ શકાય છે કે કવિ મુગ્ધતામાંથી સમજ તરફ ને કવિ–માનવીમાંથી માનવીકવિ તરફ ગતિ કરી રહ્યા છે. છેલ્લા થોડાક વર્ષોથી એમની કવિતામા આત્મશોધનની ને આત્મનિરીક્ષણની વૃત્તિ વિશેષ પ્રકટ થતી જાય છે. જીવન અને જગત વિશેની એમની સમજ વિકસતી જણાય છે. એમા વ્યક્તિત્વની છિન્નભિન્નતામાથી નીપજતો વિષાદ ને મૂંઝવણ છે. સુન્દરમમા જે હૃદયદ્રવ્યનો ઉકળાટ જીવનના ને કાવ્યપ્રવૃત્તિના આરંભકાળે દેખાતો હતો તે હવે જુદી રીતે ઉમાશંકરની કૃતિઓમા દેખાવા લાગ્યો છે. હવે જાણે મુગ્ધતાનો કાળ પૂરો થયો છે, શ્રદ્ધાસભર હૃદયના આશા ઉલ્લાસના ગાનનો સમય પૂરો થયો છે ને જીવનની તેમ જગતની અટપટી રચનાવ્યવસ્થાથી જન્મતાં મૂંઝવણમંથનનો કાળ ચાલે છે.

પોતાની કવિતાપ્રવૃત્તિ દરમિયાન ઉમાશંકરે અભિવ્યક્તિના અનેક પ્રયોગો સફળતાપૂર્વક કર્યા છે. એમણે મુક્તકો, સોનેટ, ગીતો, લાંબા ચિંતનમનનાત્મક કાવ્યો ને પદ્યરૂપકોમાં એકસરખું કૌશલ દાખવ્યું છે. ભાષા અને શૈલીમા સરળતા ને પ્રૌઢતા, તરલ રમતિયાળપણું ને લાલિત્ય એમણે અના-

યાસ સાધ્યાં છે. છેલ્લે છેલ્લે એમણે રૂઢપ્રૌઢ ભાષા છોડી અરૂઢ, બોલચાલની સીધી ભાષા પ્રયોજવા માંડી છે. આ બધા પ્રયોગો કવિની જીવંત કલાદષ્ટિના ને કલાશક્તિના દ્યોતક છે.

## ' વિશ્વશાન્તિ '

સુન્દરમ્‌ની જેમ ઉમાશંકરની પણ જીવનયાત્રા ને કલાયાત્રા ગાંધીયુગમાં આરંભાય છે, એટલે ગાંધીયુગનાં કેટલાક વિશિષ્ટ લક્ષણો ને પરિબળોનો એમના કાવ્યઘડતરમા હિસ્સો છે. સ્વાતંત્ર્યયુદ્ધના આ કવિ તરુણ વયે સૈનિક બનેલા. લડવાનો પોતાનો હેતુ સમજાવતા તેઓ કહે છે: "જીવનનું નિયામક તત્ત્વ પશુબળ નહિ પણ પ્રેમ છે એમ આ ધર્મયુદ્ધ દ્વારા સાબિત કરી ભારતવર્ષ પોતાની સ્વતંત્રતાના, પાયા ઉપર આંતરરાષ્ટ્રીય સ્નેહસંબંધોની ઈમારત રચે એ આશાથી, વિશ્વશાંતિની એવી ઈમારતની ઈંટ બનવું એ સૈનિક જીવનનો પરમ લહાવ છે એ સમજણથી" (વિશ્વશાંતિ પૃ. ૧૧) ગાંધીયુગની કવિતા ગાંધીજીને ઈષ્ટ એવા દેશના પુનરુત્થાન માટે બે દિશામાથી કાર્ય આરંભે છે. એક તરફ એ જે કંઈ જૂનું, જડ, સડેલું ને અનિષ્ટ છે તેનું ખંડન કરે છે તો બીજી તરફ એ પ્રજાને નવા આદર્શો તરફ દોરવાનું કામ ઉપાડે છે. આ નવા આદર્શો એટલે સ્વાતંત્ર્યના સમાનતાના, વિશ્વબંધુત્વના ને વિશ્વશાંતિના. સુન્દરમે 'કડવી વાણી' દ્વારા પહેલા પ્રકારના કાર્યનો આરંભ કર્યો તો ઉમાશંકરે 'વિશ્વશાંતિ' દ્વારા બીજા પ્રકારનું કાર્ય આરંભ્યું. ઈડર રાજ્યના એક ગામના વતની, વિદ્યાપીઠના વિદ્યાર્થી ને સ્વાતંત્ર્યજંગના સૈનિક કવિની આ પ્રથમ કૃતિમા જ એમની ભાવનાની વિશાળતા ને ઊંચી કાવ્યપ્રતિભાના જે અંશોના દર્શન થયા તેણે નરસિંહરાવ જેવા પંડિતયુગના વિવેચકની પ્રશંસા મેળવી અને એમને ગાંધીયુગની ભાવનાઓ અને કવિતાપ્રવૃત્તિ પ્રત્યે આકર્ષ્યા.[1] 'વિશ્વશાંતિ' એના આયોજનની સફળતાની દષ્ટિએ નહિ તેટલી એના પ્રયોજનની વિશાળતા ને ગંભીરતાને કારણે ઉત્કૃષ્ટ કૃતિ ઠરે છે. એના કલાસંવિધાનમા શિથિલતા છે; એની ભાષામા કાન્ત અને નાનાલાલના પડઘા સંભળાય છે. કયારેક નાનાલાલની શબ્દાળુતા પણ એમા આવી જાય છે. પણ એમાં ભાવની ગંભીરતા ને કલ્પનાની વિશાળતા આકર્ષક છે. કવિની સમાનતાની ભાવના માનવી પૂરતી જ મર્યાદિત નથી. આ વિશ્વની પ્રતિષ્ઠા સત્ય ઉપર છે; એની એકાદ ઈંટ પણ કયાકથી ખરે તો ઈમારત એટલી બોદી બને. આ સત્ય પર વિશ્વના કોઈ એક ખૂણે પણ પ્રહાર થાય તો મનુષ્યની શાંતિ જોખમાય એવી કવિની મુગ્ધ માન્યતા છે:

> વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી
> પશુ છે, પંખી છે, પુષ્પો વનોની છે વનસ્પતિ.
>
> ....................................................
>
> પ્રકૃતિમાં રમંતાં એ દુભાશે લેશ જો દિલે.
> શાંતિની સ્વપ્નછાયા યે કદી માનવને મળે?
>
> (વિશ્વશાંતિ. પૃ. ૫૧)

---

૧. હેમાં (વિશ્વશાંતિમા) સૌષ્ઠવના લાલિત્ય કરતા ભાવની તથા નાદની ગંભીરતા વિશેષ છે ભાષાશૈલીમાં સાક્ષાત્ પ્રવર્તન (Directness) છે, કેમકે કવિ પોતાના ભાવ અને ભાવનાના આવિષ્કરણ માટે આડાઅવળા પ્રકાશન માર્ગ સોધતો નથી, વક્તવ્ય તરફ સીધું પ્રયાણ કરે છે. ભાવ અને ભાવનાનાં ભવ્ય અને ઉન્નત (Grand અને Sublime) એ બન્ને તત્ત્વોનું સુભગ મિશ્રણ છે. (મનોમુકુર–ગ્રંથ બીજો. પૃ. ૩૧૦)

## સ્વાતંત્ર્યવિષયક કવિતા

ઉમાશંકરની કવિતામા છેલ્લાં ત્રીસેક વર્ષના પ્રજાપુરુષાર્થની, પ્રજાની સિદ્ધિઓ ને નિષ્ફળતાઓની, તેની જાગૃતિની ને જડતાની નોધ મળે છે. એમની કવિતાપ્રવૃત્તિનો આ ગાળો તે પ્રજાચેતનાના ઉત્ફુલ્લ આવિર્ભાવનો કાળ પણ છે. આ સમયમા જીવન અને કવન જાણે હાથમા હાથ મિલાવી ચાલે છે. કવિ અને જનતા કર્મની ભૂમિ ઉપર સૌથી વધુ નિકટ આ અરસામા આવે છે. ગાધીજીના પ્રભાવથી લોકમા જે કર્તવ્યપરાયણતા જાગી છે તેનાથી કવિ અતડો રહી શકે એમ નથી. એ લોકમનો જ એક છે એવું તીવ્ર ભાન ધરાવે છે, એને કવિ લેખે પોતાની વિશિષ્ટ જવાબદારી ને કર્તવ્ય પણુ સમજાય છે. તેથી જ ગાધીયુગનો કવિ પોતાની કાવ્યપ્રવૃત્તિમા જનતા ઉપર નજર રાખીને ગંભીર ભાવે, જનતાના માર્ગદર્શક હોવાના ને થવાના ભાન સાથે પ્રવૃત્ત થાય છે. એ, યુગની સમગ્ર પ્રજાચેતનાનો પ્રતિનિધિ હોવાનો વાજબી દાવો કરી શકે છે.

ઈ. સ. ૧૯૨૦મા શરૂ થયેલી ગાધીજીની અહિંસક સ્વાતંત્ર્ય લડત ૧૯૩૦મા ઉગ્ર ને રાષ્ટ્રવ્યાપી બને છે. જલિયાવાલા બાગના હત્યાકાંડ ને બોરસદ–બારડોલીના સત્યાગ્રહ જેવા બનાવોએ ગાધીજીની તેમ પ્રજાની અંગ્રેજોના ન્યાયનીતિમાની રહીસહી શ્રદ્ધા પણ નષ્ટ કરી દીધી. ગુલામીની યાતના ને સ્વાતંત્ર્ય માટેની ઝંખના તેમ જ યુયુત્સાનો સુર કવિવાણીમા સંભળાવા લાગ્યો. આપણા કવિનો પ્રશ્ન છે; 'સ્વતંત્ર પ્રકૃતિ તમામ, એક માનવી જ કા ગુલામ?' અને એ ગુલામીમાથી મુક્ત થવાના પોતાના પુરુષાર્થનો ને યુયુત્સાનો ભાવ ઓજસ્વી વાણીમા લલકારે છે.

ભુલી વિષમ ભૂતને સહજ યુદ્ધઉન્માદમા
ઘડે સુવર્ણ ભાવિને નવલ, શૂર સંમેલને
અને જગ જગાડતો ગગનભેદી રૂડો ધ્વનિઃ
મુખે સમરગાન હો! પ્રિય સ્વતંત્રતા પ્રાણ હો!
(ગંગોત્રી પૃ. ૫)

ક્યારેક સ્વાતંત્ર્ય માટે બલિદાન આપવાની કવિની ભાવના 'મૃત્યુનો યાત્રી' જેવી કૃતિમા પરલક્ષી રીતે રજૂ થાય છે. એ ભાવોદ્રેકભર્યા હૃદયસ્પર્શી કાવ્યમા કવિ ગાધીજીના જીવનના એક પ્રસંગનું આલેખન કરે છે જેમા ગાધીજી, અન્યાય ને પરાધીનતા સામેની લડતમા ખપી ગયેલા એક સૈનિકની પત્નીને સાન્ત્વન આપે છે :

અચિંતા, ગાધીના મુખથી શબ્દો કૈં સરી પડ્યા
અનાયાસે, 'બાઈ! તુજ સમ કઈ હિન્દરમણી
થશે સ્વામીહીણી, જનનીભૂમિ ત્યારે જ છુટશે.
—અરે મારી ભોળી પણ તુજ શી જ્યારે થઈ હશે'
(ગંગોત્રી પૃ ૧૨૪)

સ્વાતંત્ર્યની લડત, સ્વાતંત્ર્યની સિદ્ધિ અને સિદ્ધિ પછીની દેશની પરિસ્થિતિ પ્રતિ કવિ નવા નવા દૃષ્ટિબિંદુથી જુએ છે, ને ચિંતનમંથન અનુભવે છે. એવી કવિતામા એમની સ્વતંત્રતા ને દેશ માટેની તીવ્ર ભક્તિ ને માનવજાતિ માટેનો ઉત્કટ પ્રેમ વ્યક્ત થાય છે આઝાદીનો સંગ્રામ ખેલતા સમરભૂમિમાં જ પોઢી ગયેલા ગાધીજીને અંજલિ આપતા તેઓ સામાન્ય જનના જીવનની રંકતાને રડે છેઃ

અમે ન રડીએ પિતા, મરણ આપનું પાવન,
કલંકમય દૈન્યનું નિજ રડી રહ્યા જીવન.
(વસંતવર્ષા પૃ. ૧૪૧)

દેશને સ્વતંત્રતા મળી, પણ સ્વતંત્ર દેશની કલ્પનાને આઘાત લાગે એવું ઘણું બનવા પામ્યું. ૧૯૪૭મા સ્વાતંત્ર્ય મળ્યું ને દેશના ભાગલા પડ્યા; કોમી રમખાણો મોટા પાયા ઉપર થયા. ગાંધીજીના જીવનનું સ્વાતંત્ર્યનું ધ્યેય સિદ્ધ થયું પણ કોમી એકતાનું ધ્યેય છિન્નભિન્ન થઈ ગયું. એમના આદર્શોની હાર થતી જણાઈ. ખુદ ગાંધીજીના હૃદયમા નિરાશા વ્યાપી ગઈ, વળી એમના અવસાનથી આપણા દેશનું રહ્યુંસહ્યું નૈતિક બળ પણ નાશ પામ્યું ને દેશ જાણે અંધાગમા હડસેલાઈ ગયો. પ્રજાની નૈતિક ભાવના મોળી પડી ગઈ. બીજાને ભોગે સુખી ને સમૃદ્ધ થવાની સ્વાર્થવૃત્તિ પ્રબળ બની. માનવમૂલ્યો ઉપરની પ્રજાની શ્રદ્ધા શિથિલ થઈ ગઈ. પટુકરણ કવિના ચિત્તમા આ પરિસ્થિતિના પ્રત્યાઘાતો પડે છે. ભાગલા ને હત્યાકાંડોની વચ્ચે ઊગેલા આઝાદીના દિવસને સંબોધીને કવિ પૂછે છે:

જે દિવસની અમે રાહ જોતા હતા તે તુ છે? આવ.
ઊગે તું નિષ્પ્રભ ભલે આજે મેઘાચ્છન્ન નભે,
પુરુષાર્થના પ્રખર પ્રતાપે મધ્યાહ્ન તારો
દીપો ભવ્ય તપોદીપ્ત!
હે સુદિન મુક્તિતણા!
(વસંતવર્ષા. પૃ. ૧૦૪–૧૦૫)

કવિના તેમ પ્રજાના મનમા પણ સ્વાતંત્ર્યસિદ્ધિ માટેના આપણા પુરુષાર્થ વિશે શંકા પ્રવર્તે છે આઝાદી મળી તે આપણાં બલિદાન કરતા વધુ તો દુનિયાની પરિસ્થિતિ ને અંગ્રેજ શાસકોના શાણપણ ને ઉદારતાને કારણે, એવું માનનારો વર્ગ મોટો છે વળી આઝાદી મેળવવામા કે આઝાદ દેશની ઉન્નતિ સાધવામાં મંદોત્સાહ રહેનાર વર્ગ પણ મોટો એ વાતનુ દુઃખદ ભાન કવિને છે. યુવાનોને અનુલક્ષીને એ સીધી ટકોર કરે છે, ને સ્વાતંત્ર્યના રક્ષણ માટે સદાસજ્જ, સદાસાવચેત રહેવા ઉદ્‌બોધે છે:

દેશ તો આઝાદ થાતા થૈ ગયો,
તેં શુ કર્યું?

............................
સ્વાતંત્ર્યની કિંમત ચૂકવવી હર પળે
સ્વાતંત્ર્યના ગઢકાંગરા: કરવત ગળે.
ગાફેલ, થા હુશિયાર! તું દિનરાત નિજ સૌભાગ્યને શું નિંદશે?
(વસંતવર્ષા. પૃ. ૧૧૬)

**માનવતાપ્રેમ**

ઉમાશંકરનો માનવતાપ્રેમ કવિતામા વિવિધ રીતે વ્યક્ત થાય છે. સર્જનના ઉત્ક્રાન્તિક્રમની રોચ માનવી છે. એણે ક્યારેક પ્રકૃતિ સાથે જંગ ખેલીને તો ક્યારેક તેની સાથે સમાધાન કરી લઈને પોતાનો વિકાસ સાધ્યો છે. એ વિકાસમા એના બુદ્ધિપ્રભાવે એક ઉન્નત ને સમૃદ્ધ જીવનની

શક્યતાઓ પ્રગટ કરી છે તેમ બીજી બાજુ હૃદયની દરિદ્રતા પણ પ્રગટ કરી છે. યુગેયુગે પયગંબરો થાય છે ને માનવીના આત્માની ઉન્નતિ માટે મથે છે, છતાં માનવજાતિની આત્મવિનાશની ઘેલછા શમતી નથી. તથાપિ માનવજાતિ ચાહવા જેવી તો છે જ અને એ ક્યારેક તો સુધરશે જ એવી ભાવના ને આશા કવિને છે. કવિનું, આવો માનવતાપ્રેમ વ્યક્ત કરતું કાવ્ય 'વિરાટ પ્રણય' એમની અને ગુજરાતી કવિતાની એક સિદ્ધિ છે. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી કહે છે તેમ 'માનવસંસ્કૃતિનો સંક્ષિપ્ત ઇતિહાસ, તેમાં વણેલી સ્ત્રીત્વની લીલા, અને કોઈ સ્ત્રી માટે કોઈ પ્રેમીએ ન દાખવેલી એવી ભક્તિ બસે પંચાશી લીટીઓની પૃથ્વી–અનુષ્ટુપની સુસંવાદી વિષાદમય ઘેનજનક રચનામાં મન ભરી દે છે.' પ્રો. ઠાકોરના 'આરોહણ' પછી કોઈ ગંભીર, ઉદાત્ત ને વિશાળ વિષયનું પ્રવાહી પૃથ્વીમાં નિરૂપણ થયું હોય તો તે 'વિરાટ પ્રણય'માં. આરંભમાં ને અંતમાં–પ્રવેશક ને ઉપસંહારની ઢબના નિરૂપણમાં કવિએ અનુષ્ટુપનો ઉપયોગ કર્યો છે, બાકીના આખા કાવ્યમાં પૃથ્વી પ્રયોજ્યો છે. એમાં કવિની મુગ્ધ પ્રણયભાવના ને સમૃદ્ધ સર્વગ્રાહી ઇતિહાસદૃષ્ટિનો પરિચય મળે છે. પ્રકૃતિ અને મનુષ્યના આદિ સબંધોથી માંડીને કવિ સંસ્કૃતિના વિવિધ સોપાને માનવીએ સાધેલા વિકાસની કથા આલેખે છે ને માનવજાતિ જે કવિની પ્રણયિની છે તેની વિનાશક, આત્મઘાતક વૃત્તિ અને પ્રવૃત્તિથી નીપજતી હૃદયવ્યથા વ્યક્ત કરે છે. માનવસંસ્કૃતિને કવિએ સુન્દરીનું રૂપક આપીને આવા ચિંતનસભર કાવ્યમાં મૂર્તતાનો, પ્રત્યક્ષતાનો, સજીવતાનો અંશ ઉમેરી સાચું કવિકર્મ કર્યું છે. એથી એક તરફ કવિને નિરૂપણમાં કેટલીક સરળતા થઈ છે તો બીજી બાજુ ભાવક માટે ભાવસંક્રાન્તિનું કાર્ય પણ સુકર બન્યું છે. કવિને ચિંતનબળ દાખવવા સાથે વર્ણનશક્તિ દાખવવાનો પણ એથી અવસર મળ્યો છે.

માનવી આદિકાળમાં પ્રકૃતિ સાથે પ્રકૃતિને અનુકૂળ રહીને જીવતો પણ પછીથી એની વિકાસેચ્છા પ્રબળ બનતાં એ પ્રકૃતિ સાથે 'કટ્ટા' કરે છે, પ્રકૃતિ સામે જંગ માંડે છે; સમાજ, ગામ ને નગરો બાંધે છે, સંસ્કૃતિ રચે છે. પણ એના આ બહિર્મુખ વિકાસ જેટલો એનો આત્મવિકાસ થતો નથી. વારંવાર એ વિનાશને આરે આવીને ઊભો રહે છે, પોતે જ પોતાને હણે છે. આ દુઃખદ સ્થિતિ છેઃ

> અહો અશમ ઘેલછા પ્રબળ આત્મહત્યા તણી
> ઘડી ઘડી ઉરે તને ધુરકી આવતી શી ઉઠી!
>
> ..............................................
>
> વિરાટ તવ વેદના, ઉર તણો જ ઓથાર એ
> ઘડી અધઘડી કરી જરીક જંપ પામે નહિ.
> નિહાળું તવ નેણ ઘૂર્ણિત મદે, અજંપા ઉરે,
> વધંત અધિકાધિક સતત ચિત્તઅસ્વસ્થતા,
> ફરી ધુરકી ઊઠતી મહીંથી આત્મહત્યા તણી
> નિહાળું, રડીને રહું શમન રે ન આ હાથમાં.
>
> (નિશીથ : પૃ. ૫૮–૬૧)

અંતમાં કવિનું ચિંતન ભાવ અને ભાવનામાં તરબોળ બને છે. માનવતાસુન્દરી કે સંસ્કૃતિસુન્દરીના ચાહક કવિના ઉદાર અને અનુરક્ત હૃદયમાંથી ઉદ્‌ગારો નીકળે છે :

રહો તું ચાહવા જેવી હુંથી કે અન્ય કોઈથી
એટલી ઉદ્‌ભવી તુંને ન્હાતાં ન્હાતાંજ ઝંખના

ઉમાશંકરનાં ચિંતન અને કલ્પના, વર્ણન અને ભાવનાબળનું અહીં જે દર્શન મળે છે તે એમની અન્ય કૃતિઓમાં એક સાથે ભાગ્યે જ જોવા મળશે.

કવિનો આ માનવતાપ્રેમ વ્યવહારની ભૂમિકા ઉપર માનવવ્યક્તિ માટેના પ્રેમમા ને દલિત-પીડિત પ્રત્યેની સહાનુભૂતિમા વ્યક્ત થાય છે. સુન્દરમ્‌ની જેમ ઉમાશંકરે પણ ગાંધીજી ઉપરાંત સમાજવાદ—સામ્યવાદની વિચારધારાની અસર ઝીલી છે ને કવિતામા તેને નિરૂપી છે. કાવ્યપ્રવૃત્તિના આરંભકાળે કવિ સંકલ્પ કરે છે :

પ્રભો ! મારે તાપે તપી અવરની શાંતિ સૃજવી,
નિચોવી અંધારા અજર રસજ્યોતિ જગવવી
(ગંગોત્રી પૃ. ૧)

પતિતદલિતના વિષયમા આ કવિ સામાન્ય રીતે કલાવિવેક ગુમાવતા નથી ને પૂરી ન્યાયવૃત્તિ દાખવે છે. કવિએ 'પહેરણનું ગીત', 'ઘાણીનુ ગીત', 'હથોડાનુ ગીત' કે 'બુલબુલ અને ભિખારણ' જેવી કૃતિઓમા નીચલા ને શ્રમજીવી વર્ગના દુઃખ તેમ જ સમાજવ્યવસ્થામા તેમને થઈ રહેલા અન્યાયનાં ગીત ગાયા છે. એમા તેમ જ 'જઠરાગ્નિ' જેવા કાવ્યમા કલાકારની પૂરી તટસ્થતા ઓછી જોવા મળે છે પણ 'ધોબી', 'દળણાના દાણા' કે 'પાચાલી' જેવામા એ પરિસ્થિતિનુ કેવળ બયાન આપી કલાત્મક રીતે—ધ્વનિની રીતે એમા રહેલી કરુણતા પ્રગટ કરી આપે છે. આમ કરુણ વિષયને હળવાશથી મર્માળ રીતિએ નિરૂપવાની એમની એક આગવી પદ્ધતિ છે. નદીમા કપડા ધોતા ધોબીને કવિ અને વિજ્ઞાનશાસ્ત્રી પાણીની છાટમા રચાતુ મેઘધનુષ્ય જોવાનું કહે છે, પણ વિજ્ઞાનની આ ઘટના કે કવિતાનું સૌન્દર્ય જોવાની બાપડા ધોબીને ફુરસદ જ કયા છે ? એ જો એવું જોવા બેસે તો કપડાં કયારે ધોવાય ? ધોબી કહે છે :

માબાપ એવા કરું જો હું ચાળા
ઘરે બિચારા મરી જાય છોકરા !
(ગંગોત્રી પૃ. ૧૦૧)

પણ પછી કવિ જીવન કેવું ચિંતાભર્યું છે કે સમાજ કેવો અન્યાયી છે એના ચિંતનમા ઊતરી પડતા નથી કે આની પરિસ્થિતિ માટે જે જવાબદાર છે—સામાજિક ન્યાયના આગ્રહી ને વર્ગવિગ્રહના રંગોથી રંગાયેલા કવિને મન તો મૂડીદાર, અમીર વર્ગ જ—તેને ભાડવા પણ બેસતા નથી. કાવ્યનું સમાપન કવિ વિશિષ્ટ રીતે, કાવ્યત્વને વધારે ખીલવે ને છતા પરિસ્થિતિનો આઘાત ઓછો ન થાય એ રીતે કરે છે :

મડયો પછી એ કપડા પછાડવા
ધાલી ઉંધું, ને બચવા જ છાંટથી

વિજ્ઞાનશાસ્ત્રી ખસી મર્મમાં હસ્યા,
'જો બાપડો ન્યૂટન વ્યર્થ જીવ્યો,
'થૈ શોધ કે ના સરખુંજ આને!'
હસે કવિ, 'ના ઉર આનું નાચ્યે,
જીવ્યું અરે ફોગટ વર્ડ્ઝવર્થનું!'

(ગંગોત્રી પૃ. ૧૦૧)

'પાંચાલી'મા પણ કવિ વસ્ત્ર વણતા મજગીને પહેરવા વસ્ત્ર નથી એ સ્થિતિનું વૈષમ્ય, ડંખ વગર રોચક રીતે કરાવે છે; જો કે એનો અંત ભાગ વધુ પડતો વાચાળ, ભાષણિયા બની ગયો છે. કેટલીક વાર દીનદલિત પ્રત્યેની સહાનુભૂતિ કવિને જીવનસૃષ્ટિના આદિ ઊગમથી માંડીને તેના ભાવિ-દર્શન સુધી પણ લઈ જાય છે 'અન્નબ્રહ્મ'મા કવિ નારાગર્ભથી જાગેલા આદિજંતુનો વિકાસક્રમ આલેખે છે. મનુષ્યનો ને સંસ્કૃતિનો વિકાસક્રમ એ આ કવિનો એક પ્રિય વિષય છે. ઉદ્‌ભિજ, અંડજ ને યોનિજ પ્રાણીઓના વિકાસમા અન્નનુ મહત્ત્વ તેઓ સમજાવે છે ને એમની દૃષ્ટિ આખરે મનુષ્ય ને તેની સંસ્કૃતિના વિકાસ પર આવી ઠરે છે. આપણી સમાજવ્યવસ્થા એવી તે કેવી કે એમા કેટલાકને અન્ન માટે વલખા મારવા પડે તો બીજાઓ વળી અપચાથી પીડાય! 'અન્નબ્રહ્મ'ની આ તે કેવી ક્રૂર વિડંબના! અન્નના ઉત્પન્ન કરનારા શ્રમીણોની સંસ્કૃતિ હવે રચાશે જેમા:

અન્નાર્થે શ્રમશે સૌ કો, ન કરી નિઃસ્વ અન્યને
સ્વત્વવંતા મનુષ્યોની સોહશે સંસ્કૃતિ નવી

આની સાથે સુન્દરમ્‌નું આ જ વિષયનું 'પાછી આવેલી ભૂખને' (સાહિત્ય અને પ્રગતિ પૃ. ૧૩૯–૪૦) સરખાવો:

અહો તું ઘર આવી શું અસલને ક્ ફરદી મહા
સદા ઘરથી નાસતા રખડુ છોકરા જેવી તું
ચડેલ ચસકે હરામ ભમવા તણે ભામરી!

અહીં સુન્દરમ્ પણ ભૂખને ને એટલે અન્નને જ કાવ્યવિષય કરે છે, પણ બેની શૈલીમા ને દૃષ્ટિમા ભેદ છે. ઉમાશંકરની શૈલી સ્વસ્થ છે તો સુન્દરમ્‌ની શૈલી કાવ્યની આરંભની પંક્તિઓથી જ જણાય છે તેમ રોમેન્ટિક છે. 'અન્નબ્રહ્મ'નો કવિ વિષયને વધારે ઊંડાણથી ને વિશાળતાથી સ્પર્શે છે તો 'પાછી આવેલી ભૂખને'ના કવિની દૃષ્ટિ ભૂખ્યા જનો ઉપર જ ઠરી રહે છે પરિણામે પહેલી કૃતિનું ચિંતન આપણને છેક ભૂતકાળમાથી ભાવિ સમાજદર્શન સુધી લઈ જાય છે તો બીજી કૃતિ ભૂખની પીડા ને સામાજિક અન્યાયના દર્શન આગળ અટકી જાય છે. પહેલી કૃતિનો કવિ તટસ્થ છે તો બીજીનો કવિ સ્પષ્ટ રીતે 'પ્રગતિવાદી'–એટલે ગરીબોનો વકીલ ને સામા પક્ષનો શત્રુ એવો અંતિમ-વાદી–છે. ઉમાશંકરની દૃષ્ટિ વધુ ગંભીર, વિષયના હાર્દમા ઊતરી તારતમ્ય શોધનારી છે અને એવી દૃષ્ટિ જ સાચા કાવ્યસર્જન માટે વધારે અનુકૂલ અને યોગ્ય છે.

આ કવિને માનવીનું જેવું આકર્ષણ છે એવું જ આકર્ષણ કુદરતનાં સત્ત્વોનું–ખાસ કરીને તેના ભવ્યભીષણ સત્ત્વોનું છે. 'કરાલ કવિ'મા કવિ પ્રકૃતિના રુદ્રરમ્ય તત્ત્વોની ઝાંખી કરીને સંકલ્પ કરે છે:

હવે તવ સુણી મહા કવનમંત્ર 'મા ભૈઃ' તણો
ધુમીશ સઘળે પીતો શિવ કરાલ સૌન્દર્યને.

(ગંગોત્રી: પૃ. ૮૯)

પ્રકૃતિનું આવું એક રુદ્રરમ્ય સ્વરૂપ તે નિશીથ. મધ્યરાત્રિને જીવંત સત્ત્વ કલ્પીને કવિએ રચેલું ઉદ્બોધન કાવ્ય 'નિશીથ' એમના 'વિરાટ પ્રણય' જેવું જ ગુજરાતી કવિતામા અપૂર્વ કાવ્ય છે. એમાં કવિનો કલ્પનાવૈભવ, વૃત્તપ્રભુત્વ ને ભાવનાપરાયણ જીવનદૃષ્ટિ ઉત્તમ આવિષ્કાર પામ્યા છે. વિજ્ઞાનની હકીકતો એમા કવિની કલ્પનાને ઉપકારક બની કાવ્યત્વનો ઉત્કર્ષ કરે છે:

ભૂગોલાર્ધે પાયની ઠેક લેતો
વિશ્વાન્તર્નાં વ્યાપતો ગર્ત ઊંડા,
પ્રતિક્ષણે જે ચકરાતી પૃથ્વી
પીડે તેની પાય માડી છટાથી
તાલી લેતો દૂરના તારકોથી

(નિશીથ: પૃ. ૧)

નિશીથનું નૃત્ય અહીં આપણા ચક્ષુ જોતા જોતા હારી જાય ને છતા જોવાનુ મન કર્યા જ કરે, કર્યા જ કરે એવી પ્રત્યક્ષતા પામ્યું છે. પ્રકૃતિદર્શન સાથે કવિ માનવ વ્યવહાર પણ ભેળવી દે છે. નિશીથને તેઓ 'અગસ્ત્યની ઝૂંપડીએ ઝુકંતો' ને 'મઘાતણું દાતરડું લઈને તારાગણો–ધાન્યકણો લણંતો' પણ બતાવે છે. નિશીથ દ્વારા જાણે કવિ આખા બ્રહ્માડના સંચલનોને મૂર્તતા આપવા મથે છે. પણ આ બધો કલ્પના–વૈભવ અહેતુક નથી. બ્રહ્માંડનુ સૌન્દર્યદર્શન કરનાર કવિના પગ પૃથ્વી ઉપર છે ને એની આખ માનવી ઉપર ઠરેલી છે તેથી જ તો શાંત તાડવોના ખેલંદા નિશીથ પાસે કવિ પ્રાર્થે છે:

મારા દેશે શાશ્વતી શર્વરી કો,
નિદ્રા ઘેરાં લોચનો લોક કેરા,
મૂર્છાછાયા મોળુડા લોક હૈયાઃ
તે સર્વ ત્વન્નીરવ નૃત્યતાલે
ન જાગશે ઘૌનટ હે વિરાટ?
મારે ચિત્તે મૃત્યુઘેરી તમિસ્રા
રક્તસ્રોતે દારયદુર્ભેદ્ય તંદ્રા
પદપ્રપાતે તવ, હે મહાનટ
ન તૂટશે શું ઉરના વિષાદ એ?

કાવ્યમા પ્રકૃતિના કોઈ સત્ત્વને ઉદ્બોધન કરી પછી એને છેડે લાગણી કે માગણી વળગાડી દેવી એ વલણનાં ભયસ્થાનો ઘણા છે. કવિ એની ભાવના કે વિચારને જો એકરસ ના કરી શકે તો કૃતિ

કૃત્રિમ લાગે. પણ અહીં તો કવિ એવો ભવ્યોન્નત વિષય રજૂ કરે છે કે એના પ્રભાવમાં કવિની ભાવનાને નોખી પાડીને જોઈ શકાતી નથી. વળી નિશીથના વર્ણનમાં કવિ એની નૃત્યલીલા સાથે એની શક્તિમત્તાના દર્શન પણ કરાવતા જાય છે. આથી કાવ્યને અંતે કવિએ કરેલી પ્રાર્થનાથી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી કહે છે તેમ કાવ્ય એ ચિત્ર નહિ, દીક્ષા બને છે.

ભવ્યતાનું તત્ત્વ વિષયમાં જ અંતર્ગત હોય તો સમર્થ કવિ તેને સહેલાઈથી પ્રકટ કરી શકે પણ વસ્તુ તુચ્છ હોય ને તેને જીવનના અમુક સંદર્ભમાં મૂકી આપીને, કોઈ રહસ્યમય અનુભૂતિના પ્રદેશમાં એને મૂકી આપીને ભવ્યતા પ્રકટ કરવાનું કામ અઘરું છે. કવિતામાં વિષયની ભવ્યતાનો આગ્રહ નરસિંહરાવે રાખ્યો, પણ એમની પ્રતિભા એવા વિષયોમાં પણ ભવ્યતાનો સ્પર્શ કરાવવામાં ભાગ્યે જ સફળ થાય છે. ભવ્યતાના આલેખનમાં નાનાલાલ આપણા સૌથી સમર્થ કવિ ગણાય; ઠાકોરે પણ એવું કેટલુંક સર્જન કર્યું છે. પણ આ બધાએ તુચ્છ જણાતા વિષયમાં જ ભવ્યતા આરોપવાનો પ્રયાસ કર્યો જણાતો નથી. ગાંધીયુગના કવિએ જીવનમાં ને કલામાં જે વિશાળતા ને અભિવ્યક્તિનું કૌશલ સાધ્યાં છે તેને લીધે તે તુચ્છ વિષયમાં ભવ્યતા જોઈ-જોવાની શકે છે. મેદાનમાં ઊગેલાં તૃણ કે ગર્દભનું ભૂંકવું જેવી સામાન્ય વસ્તુ કે ઘટના પણ વિશિષ્ટ સંદર્ભમાં ને ભાવપરિસ્થિતિમાં ભવ્યતાનો સ્પર્શ કરાવે છે એ ઉમાશંકરે બતાવ્યું છે. બીડમાં સૂરજ ડૂબી ગયો છે ને નિરભ્ર આકાશ સહરા સમું પડ્યું છે. સંધ્યાના રંગો ઓસરી ગયા છે ને નભમાં કોઈ તારક કે બીજરેખા પણ નથી. કવિને પ્રશ્ન થાય છે: 'હવે નભનું શું થશે?' એ શુંબજને ઉપાડનાર અહીં ડુંગર નથી કે નથી વૃક્ષો; હું યે, છું તો વામણો, પણ ચાલ હાથ ઊંચા કરું–પણ ત્યાં તો

થરથરી, ટટાર થઈ, ડોક ઊંચી કરી
તૃણો ટચલી આંગળી ઉપર તોળતાં આભને!

(ગંગોત્રીઃ પૃ. ૯૪),

વિશાળ બીડની નીરવ શૂન્યતામાં ડોલી રહેલા તૃણ કવિના કલ્પનાબળે અહીં આકાશ ઊંચકતા દેખાય છે. 'મધ્યાહ્ન' પણ એવા જ ચમત્કારનું કાવ્ય છે. ગ્રીષ્મનો ધોમ ધખી રહ્યો છે ને પ્રકૃતિ, પંખી સર્વ શાન્ત છે. કવિએ પણ નિઃશ્વાસને છાતીમાં દબાવી દીધો છે પણ

ત્યાં લઘુક એક વંટોળિયો
ઉઠ્યો કહીંથી ને પૂંઠે પકડવા જ જાણે જતો
ન હોય ત્યમ, વાડ પાછળથી કોઈ ખર ભોળિયો
પડ્યો સુકલ ખેતરે ગજબ હોંચિ હોંચી કરી.
સજીવ થઈ સૃષ્ટિ હાશ! અવનીની મૂર્છા સરી.

(આતિથ્ય : પૃ. ૧૩૧)

પ્રકૃતિનું સ્વતન્ત્ર, માનવભાવારોપણરહિત આલેખન ઉમાશંકરમાં ને સામાન્ય રીતે આ ગાળાના બીજા કવિઓમાં પણ ઓછું જોવા મળે છે. મનુષ્ય કરતાં પ્રકૃતિ વધારે શક્તિમતી છે એ ખ્યાલ આ યુગમાં વિજ્ઞાનની પ્રગતિને કારણે પહેલા જેટલો પ્રબળ રહ્યો નથી. વળી પ્રકૃતિમાં દિવ્યતા જોવાનું આકર્ષણ પણ આજના બુદ્ધિપ્રધાન માનસને નથી. માનવીના પુરુષાર્થની ને તેની ક્રિયાશીલતાની

પ્રતિષ્ઠા આ સમયમાં વધી હોઈ દુઃખમાંથી મુક્તિ મેળવવા માટે પ્રકૃતિનો આશ્રય લેવાનું વલણ ઓછું થયું છે. પ્રકૃતિને આજે તો કવિ શુદ્ધ સૌન્દર્યના તત્ત્વ તરીકે જુએ છે ને એમાં માનવના ઊર્મિવિચારોનું આરોપણ કરવામાં રાચે છે. પ્રકૃતિ પ્રત્યે આગળના કવિઓ જેવો એનામાં ભક્તિભાવ નથી એવું ઉક નથી. પણ એને માનવીમાં, માનવીની સંસ્કૃતિમાં, એની વિવિધ ને સંકુલ ચિત્ત-હૃદયની વૃત્તિઓમાં ને તેના પ્રશ્નોમાં વધારે રસ છે. ઉમાશંકરમાં આવો સુર વારંવાર સાંભળવા મળે છે:

મને વ્હાલી વ્હાલી કુદરત ઘણી, કિંતુ અમૃતે
મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની.

(નિશીથ: પૃ. ૧૭૩)

ને જ્યાં ઉમાશંકરની કવિતા પ્રકૃતિનિરૂપણમાં જેટલી સમૃદ્ધિ દાખવે છે તેટલી કદાચ એમની પેઢીના કોઈ કવિની કવિતા દાખવતી નથી. પ્રકૃતિને જ વિષય કરીને એમણે કેટલાક ઉત્તમ કાવ્યો રચ્યા છે; એમણે ઋતુઋતુની પ્રકૃતિલીલા કવિતામાં ગાઈ છે. સાગર અને ડુંગર, નદી અને મેદાન એમની કવિતામાં સ્થળે સ્થળે ડોકાય છે, પોતાનું સૌન્દર્ય છતું કરી જાય છે. કવિ પ્રકૃતિના કોઈ સત્ત્વની સાથે માનવભાવનું કોઈ સામ્ય જુએ છે ને એમાંથી ચમત્કૃતિયુક્ત કાવ્યાર્થ સ્ફુટ કરે છે. 'નખી સરોવર ઉપર શરત્‌પૂર્ણિમા' કવિની પ્રકૃતિભક્તિનું સુન્દર ઉદાહરણ છે. સૉનેટઘાટ, છંદ ને વર્ણન-ચિંતનની રીતિ તથા અંતે ઠાકોરના 'ભણકાર' સૉનેટનું સ્મરણ કરાવે છે એ કાવ્યની જેમ આમાં પણ આહ્‌લાદક પ્રકૃતિવર્ણનને અંતે કવિ પ્રકૃતિ પાસેથી દીક્ષા પામે છે.

ત્યાં તો જાણે જલવિધુત્તણા ચારુ સંયોગમાંથી
હૃત્તંત્રીને કુસુમકુમળી સ્પર્શતી અંગુલિ કો.
અર્ધામીંચ્યાં નયન નમતાં ગાન આ આવ્યું ક્યાંથી?
એકાન્તોમાં પ્રકૃતિ કવતી મંજુ શબ્દાવલિ કો.
એવે અંતઃશ્રુતિપટ પરે ધન્ય એ મંત્ર રેલેઃ
સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે.

(નિશીથ: પૃ. ૧૨૦)

'શુવેર કાટા' કે 'બળતા પાણી' જેવી કૃતિઓમાં કવિ પ્રકૃતિના કોઈ પદાર્થનો પ્રતીક તરીકે ઉપયોગ કરી પ્રગટ રીતે કે ધ્વનિરૂપે કાવ્યાર્થ નિરૂપે છે. એનરતુ ઓઢીબારુ ઓળંગતા કવિના વસ્ત્રમાં શુવેરના કાટા ભરાય છે ને એના મનમાં અનેક તર્ક ઊભરાય છે. કાટો ભાગતા તેમાંથી દૂધ નીકળે છે ને કવિને પ્રશ્ન થાય છે: 'કાટા ય દૂઝે?' આ વિચારમાળા બીજા પ્રશ્ન આગળ આવી અટકે છે:

હૈયાં રહ્યાં સાચવી વ્યક્તિપ્રેમને
વાડો રચી દુર્ગમ, એમના તીણા
કાટા હશે કોમળ આટલા? કદી
પૂછી, રિબાઈ, કવી થાય રાના
દ્વંદ્વ આ• જેમ શુવેર કાટા?

(નિશીથ: પૃ. ૧૨૭)

કૃત્રિમ લાગે. પણ અહીં તો કવિ એવો ભવ્યોન્નત વિષય રજૂ કરે છે કે એના પ્રભાવમાં કવિની ભાવનાને નોખી પાડીને જોઈ શકાતી નથી. વળી નિશીથના વર્ણનમાં કવિ એની નૃત્યલીલા સાથે એની શક્તિમત્તાનાં દર્શન પણ કરાવતા જાય છે. આથી કાવ્યને અંતે કવિએ કરેલી પ્રાર્થનાથી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી કહે છે તેમ કાવ્ય એ ચિત્ર નહિ, દીક્ષા બને છે.

ભવ્યતાનું તત્ત્વ વિષયમાં જ અંતર્ગત હોય તો સમર્થ કવિ તેને સહેલાઈથી પ્રકટ કરી શકે પણ વસ્તુ તુચ્છ હોય ને તેને જીવનના અમુક સંદર્ભમાં મૂકી આપીને, કોઈ રહસ્યમય અનુભૂતિના પ્રદેશમાં એને મૂકી આપીને ભવ્યતા પ્રકટ કરવાનું કામ અઘરું છે. કવિતામાં વિષયની ભવ્યતાનો આગ્રહ નરસિંહરાવે રાખ્યો, પણ એમની પ્રતિભા એવા વિષયોમા પણ ભવ્યતાનો સ્પર્શ કરાવવામા ભાગ્યે જ સફળ થાય છે. ભવ્યતાના આલેખનમાં નાનાલાલ આપણા સૌથી સમર્થ કવિ ગણાય; ઠાકોરે પણ એવું કેટલુંક સર્જન કર્યું છે. પણ આ બધાએ તુચ્છ જણાતા વિષયમા જ ભવ્યતા આરોપવાનો પ્રયાસ કર્યો જણાતો નથી. ગાંધીયુગના કવિએ જીવનમા ને કલામા જે વિશાળતા ને અભિવ્યક્તિનું કૌશલ સાધ્યાં છે તેને લીધે તે તુચ્છ વિષયમાં ભવ્યતા ભોળવિતાની શકે છે. મેદાનમા ઊગેલા તૃણ કે ગર્દભનું ભૂંકવું જેવી સામાન્ય વસ્તુ કે ઘટના પણ વિશિષ્ટ સદર્ભમા ને ભાવપરિસ્થિતિમા ભવ્યતાનો સ્પર્શ કરાવે છે એ ઉમાશંકરે બતાવ્યું છે. બીડમા સૂરજ ડૂબી ગયો છે ને નિરભ્ર આકાશ સઘરા સમું પડયું છે. સંધ્યાના રંગો ઓસરી ગયા છે ને નભમા કોઈ તારક કે બીજરેખા પણ નથી. કવિને પ્રશ્ન થાય છે: 'હવે નભનું શું થશે ?' એ ગુંબજને ઉપાડનાર અહીં ડુંગર નથી કે નથી વૃક્ષો; હું ય, છું તો વામણો, પણ ચાલ હાથ ઊંચા કરું—પણ ત્યા તો

> થરથરી, ટટાર થઈ, ડોક ઊંચી કરી
> તૃણો ટચલી આંગળી ઉપર તોળતાં આભને !
>
> (ગંગોત્રીઃ પૃ. ૯૪),

વિશાળ બીડની નીરવ શૂન્યતામા ડોલી રહેલા તૃણ કવિના કલ્પનાબળે અહીં આકાશ ઊંચકતાં દેખાય છે. 'મધ્યાહ્ન' પણ એવા જ ચમત્કારનું કાવ્ય છે. ગ્રીષ્મનો ધીમ ધખી રહ્યો છે ને પ્રકૃતિ, પંખી સર્વ શાન્ત છે. કવિએ પણ નિઃશ્વાસને છાતીમા દબાવી દીધો છે પણ

> ત્યાં લઘુક એક વંટોળિયો
> ઊઠ્યો કહીંથી ને પૂંઠે પકડવા જ જાણે જતો
> ન હોય ત્યમ, વાડ પાછળથી કોઈ ખર ભોળિયો
> પડ્યો સુકલ ખેતરે ગજબ હોંચિ હોંચી કરી.
> સજીવ થઈ સૃષ્ટિ હાશ ! અવનીની મૂર્છા સરી.
>
> (આતિથ્ય : પૃ. ૧૩૧)

પ્રકૃતિનું સ્વતંત્ર, માનવભાવારોપણરહિત આલેખન ઉમાશંકરમા ને સામાન્ય રીતે આ ગાળાના બીજા કવિઓમા પણ ઓછું જોવા મળે છે. મનુષ્ય કરતા પ્રકૃતિ વધારે શક્તિમતી છે એ ખ્યાલ આ યુગમા વિજ્ઞાનની પ્રગતિને કારણે પહેલા જેટલો પ્રબળ રહ્યો નથી. વળી પ્રકૃતિમાં દિવ્યતા જોવાનું આકર્ષણ પણ આજના બુદ્ધિપ્રધાન માનસને નથી. માનવીના પુરુષાર્થની ને તેની ક્રિયાશીલતાની

પ્રતિષ્ઠા આ સમયમાં વધી હોઈ દુઃખમાથી મુક્તિ મેળવવા માટે પ્રકૃતિનો આશ્રય લેવાનું વલણ પણ ઓછું થયું છે. પ્રકૃતિને આજે તો કવિ શુદ્ધ સૌન્દર્યના તત્ત્વ તરીકે જુએ છે ને એમા માનવના ઊર્મિવિચારોનું આરોપણ કરવામા રાચે છે. પ્રકૃતિ પ્રત્યે આગળના કવિઓ જેવો એનામા ભક્તિભાવ નથી એવું છેક નથી. પણ એને માનવીમાં, માનવીની સંસ્કૃતિમા, એની વિવિધ ને સંકુલ ચિત્ત-હૃદયની વૃત્તિઓમાં ને તેના પ્રશ્નોમા વધારે રસ છે. ઉમાશંકરમા આવો સૂર વારંવાર સાંભળવા મળે છે:

મને વ્હાલી વ્હાલી કુદરત ઘણી, કિંતુ અમૃતે
મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની.

(નિશીથ : પૃ. ૧૭૩)

ને છતા ઉમાશંકરની કવિતા પ્રકૃતિનિરૂપણમા જેટલી સમૃદ્ધિ દાખવે છે તેટલી કદાચ એમની પેઢીના કોઈ કવિની કવિતા દાખવતી નથી પ્રકૃતિને જ વિષય કરીને એમણે કેટલાક ઉત્તમ કાવ્યો રચ્યાં છે; એમણે ઋતુઋતુની પ્રકૃતિલીલા કવિતામા ગાઈ છે. સાગર અને ડુંગર, નદી અને મેદાન એમની કવિતામા સ્થળે સ્થળે ડોકાય છે, પોતાનુ સૌન્દર્ય છતુ કરી જાય છે. કવિ પ્રકૃતિના કોઈ સત્ત્વની સાથે માનવભાવનું કોઈ સામ્ય જુએ છે ને એમાથી ચમત્કૃતિયુક્ત કાવ્યાર્થ સ્ફુટ કરે છે. 'નખી સરોવર ઉપર શરત્ પૂર્ણિમા' કવિની પ્રકૃતિભક્તિનુ સુન્દર ઉદાહરણ છે. સૉનેટઘાટ, છંદ ને વર્ણન-ચિંતનની રીતિ તથા અંત ઠાકોરના 'ભણકાર' સૉનેટનું સ્મરણ કરાવે છે એ કાવ્યની જેમ આમા પણ આહ્‌લાદક પ્રકૃતિવર્ણનને અંતે કવિ પ્રકૃતિ પાસેથી દીક્ષા પામે છે.

ત્યાં તો જાણે જલવિધુત્તણા ચારુ સંયોગમાથી
હૃત્તંત્રીને કુસુમકુમળી સ્પર્શતી અંગુલિ કો.
અર્ધામીંચ્યા નયન નમતા ગાન આ આવ્યું કયાથી?
એકાન્તોમા પ્રકૃતિ કવતી મંજુ શબ્દાવલિ કો.
એવે અંતઃશ્રુતિપટ પરે ધન્ય એ મંત્ર રેલેઃ
સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે

(નિશીથ: પૃ. ૧૨૦)

'થુવેર કાંટા' કે 'બળતા પાણી' જેવી કૃતિઓમા કવિ પ્રકૃતિના કોઈ પદાર્થનો પ્રતીક તરીકે ઉપયોગ કરી પ્રગટ રીતે કે ધ્વનિરૂપે કાવ્યાર્થ નિરૂપે છે. ખેતરનું ખોડીબારુ ઓળગતા કવિના વસ્ત્રમાં થુવેરના કાટા ભરાય છે ને એના મનમા અનેક તર્ક ઊભરાય છે. કાંટો ભાગતા તેમાથી દૂધ નીકળે છે ને કવિને પ્રશ્ન થાય છે: 'કાટા ય દૂઝે?' આ વિચારમાળા બીજા પ્રશ્ન આગળ આવી અટકે છે:

હૈયાં રહ્યા સાચવી વ્યક્તિપ્રેમને
વાડો રચી દુર્ગમ, એમના તીણા
કાટા હશે કોમળ આટલા? કદી
ધ્રૂજી, રિબાઈ, દ્રવી થાય રાતા
દ્રવંત આ જેમ થુવેર કાટા?

(નિશીથ : પૃ. ૧૨૭)

આવા પ્રયોગમા કવિએ બહુ સાવચેત રહેવાનું છે. આવો તર્કખેલ પૂરો ઊર્મિરસિત ન બને તો તે શુષ્ક કોરું બોધવિધાન બની જવાનો પૂરો સંભવ છે. 'બળતાં પાણી' માં કવિની કલાસિદ્ધિ વધારે દેખાય છે. પહાડમાંથી નીકળતી નદી પોતાના કાંઠા ભેદીને કે પાછી ફરીને પહાડમાં લાગેલા દવને ઠારી શકતી નથી; એને તો અદીઠ વડવાગ્નિ બુઝાવવા સિન્ધુ તરફ જવાનું છે, પાસેનાને સળગી મરતાં જોવાના ને દૂરનાને ઠારવા જવાનું ? આ તે કેવી વિધિવક્રતા ! હા, કોઈ વાર વાદળી રૂપે આવી વરસીને પહાડનો દવ બુઝાવી શકાય, પણ એ ક્યારે ? 'ભસમ બધું થૈ જાય પછીથી ?' કાવ્ય અલંકાર ધ્વનિનો રમણીય નમૂનો છે. નદી ને એના નિયતિપ્રવાહને પ્રતીક બનાવી, રૂપક યોજી કવિ જીવનની એક દુઃખદ અનિવાર્ય ઘટના સૂચવે છે. યુવાન થઈ પગમાં પૃથ્વીના કંઈક પંથોને રમાડવાની ભાવના સેવતી વ્યક્તિ ઘર છોડે છે ને વિશાળ કાર્યક્ષેત્રમા પ્રવેશ કરે છે પાસેના સ્વજનોને એણે છોડવાં પડે છે. વિશાળ જગતના દુઃખનો ઇલાજ કરવામા તે સ્વજનોના સંતાપ હરી શકતો નથી એને ખબર છે કે જગતના દુઃખના ઇલાજમા સ્વજનોના દુઃખનો ઇલાજ પણ આવી જાય છે, પણ એ ક્યારે બને ? સ્વજનોનું અસ્તિત્વ પણ ન હોય ત્યારે કદાચ. વ્યક્તિના વિશાળ ધર્મ અને ગૃહક્ષેત્રના તેના કર્તવ્ય વચ્ચેનો વિરોધ કવિ કુશળતાથી નિરૂપે છે. હવે 'થુવેરકાંટા' ને 'બળતા પાણી' વચ્ચેનો ભેદ સ્પષ્ટ જોઈ શકાશે. પહેલામાં પ્રકૃતિપદાર્થને આયાસપૂર્વક માનવભાવ વળગાડેલો દેખાય છે, જ્યારે બીજામા રામનારાયણ વિ. પાઠક બતાવે છે તેમ 'કવિકલ્પના જ પોતામા સ્ફુરાયમાણ થયેલું માનવમંથન રહસ્ય કુદરતના આ દૃશ્યમા જોઈ લે છે અને એ વ્યક્ત થાય એવી રીતે એને કથે છે.' (અર્વાચીન કાવ્યસાહિત્યના વહેણો : પૃ. ૧૧૬)

**પ્રણયભાવ**

પ્રણયનિરૂપણમા આ સમયનો કવિ વધારે નિખાલસતા અને સંસ્કારિતા દાખવે છે. શૃંગારના સ્થૂલ વર્ણનોમા એને ઝાઝો રસ નથી. એની દૃષ્ટિ પ્રિયાને ભોગ્ય નહિ પણ શક્તિરૂપે જુએ છે, એને સહચારિણી ને તારિણી પણ માને છે. એક તરફ જેમ એને સ્ત્રીપુરુષ-સંબંધના નિરૂપણમાં સૂગ રહી નથી તેમ બીજી તરફ એ સંબંધોને એ વધારે સૂક્ષ્મ રહસ્ય તરીકે સમજવા લાગ્યો છે. ઉમાશંકરની કવિતા પ્રેમના મુગ્ધ ઉલ્લાસનું, તેના સાફલ્યનું ને તેના ઉત્કર્ષક સ્પર્શની ધન્યતાનું ગાન ગાય છે. પ્રેમવ્યવહાર અને બાકીના જીવનવ્યવહાર વચ્ચે ક્યારેક પ્રવર્તતા વિસંવાદનું નિરૂપણ એ કરે છે; વ્યક્તિપ્રેમ અને વિશ્વપ્રેમ વચ્ચે દેખાતા વિરોધને એ સમજવા મથે છે. જીવનપ્રવૃત્તિના જુદા જુદા સંદર્ભમાં પ્રેમના સાર્થક્યની કવિતા પણ એ કરે છે. એમની કવિતામા એમના સમકાલીન કવિ સુન્દરમ્‌નો પ્રણયનો ઉત્કટ તલસાટ, પ્રણયવ્યવહારની નિષ્ફળતાનો વિષાદ ને નિરાશા તેમજ મસ્ત શૃંગારભાવ દેખાતા નથી. સુન્દરમ્‌ની પ્રણયકવિતામા સાગરની ભરતીઓટ ને એની ક્ષુબ્ધતા છે, ઉમાશંકરની પ્રણયકવિતામા શાંત ઊંડા સરોવરજલની પ્રસન્નતા છે. સુન્દરમ્‌મા પ્રાપ્તિની ઝંખના, આરત આકર્ષણ કરે છે તો ઉમાશંકરમા તૃપ્તિની પ્રસન્નતા આકર્ષણ કરે છે. કવિની નારીભાવના એમના એક કાવ્યમાં વ્યક્ત થાય છે :

> પ્રકૃતિની પુત્રી પ્રિય, માતા જે માનવતાની,
> દેવોની દુલારી, મીઠી દુહિતા જે વસુધાની,
> સહચરી સમુત્કાન્તિતણી એક ને અનન્ય,
> પ્રેરણા પૌરુષ તણી મંગલકારિણી—
>
> (આતિથ્ય : પૃ. ૩૦)

કવિ પોતાની પ્રિયામાં ઉન્નત આદર્શોનું આરોપણ કરે છે. એને મોદમદિરા પાનારી કવિતા, જલધર ધનુષ્યેથી ઝૂલતી રંગોની લટ, રસલીલાની પ્રતિમા કલ્પે છે; પણ આ કલ્પનામૂર્તિથી પણ એ અધિક છે એવું એને સમજાય છે :

મળી ત્યારે જાણ્યું : મનુજ મુજશી, પૂર્ણ પણ ના.
છતાં કલ્પ્યાથી યે મધુરતર હૈયાની રચના.
(નિશીથ: પૃ. ૨૯)

'બે પૂર્ણિમાઓ'માં વળી કવિ જુદી રીતે પ્રિયાની અનન્યતા બતાવે છે. શરદની પ્રસન્ન પૂર્ણિમામાં અગમલોકની કોઈ અજબ લ્હેરખી ફરકી જતાં રોમે રોમે કવિતા વ્યાપી જાય છે તેમ રમ્ય વૈશાખમાં ગોરજ સમે પ્રિયાનો કર પકડયા પછી સુખમય કની પૂર્ણિમા પ્રગટે છે; ને કવિના હૃદયમાં આ બન્ને પૂર્ણિમાઓ વસી જાય છે. અલગ અલગ નહિ, પણ એકબીજામાં ગળી જઈ ને.

નિરંતર સ્મરી રહું ઉભય પૂર્ણિમા એ સખી
નિહાળી કવિતા તુંમાં, વળી તને ય કવિતા મહીં.
(નિશીથ : પૃ. ૩૧)

પ્રિયતમાના પ્રણય અને કવિતા વચ્ચે વિરોધ છે ? ના. પણ વ્યવહારમાં એકની આરાધનામાં બીજાની કદાચ ઉપેક્ષા થઈ જાય. પ્રિયા તો અવ્યભિચારિણી ભક્તિ માગનારી ને કવિતામાં તો આખા વિશ્વને -પદે હૃદયને ધરવાનું. કવિનું પ્રણયી હૃદય પ્રિયાના ચરણમાં જ પોતાનો મોક્ષ વાછે છે જ્યારે એનું કવિહૃદય તો આખા વિશ્વ માટે કવિતામૃત મૂકી જવા ચાહે છે. 'અપરાધી'માં કવિ કવિતા પાસે, તો 'ક્ષમાયાચના'માં પ્રિયા પાસે ક્ષમાયાચના કરે છે.

કવિતે, અપરાધ કારમા
મુજ સ્વીકાર કરું છું આજ હું,
ચિરકાલ હતો હું તાહરો,
અવ હું તું ઉભયે ય એહના.
(નિશીથઃ પૃ. ૩૭)

સહજે પ્રિય જિંદગી મહીં
નવ પાયા પ્રણયામૃતો પૂરા
કવિ હું જીવતા મથ્યો પૂંઠે
પરબો માંડી જવા સુધાતણી.
(નિશીથઃ પૃ. ૪૫)

કવિનાં પ્રણયકાવ્યો સાથે જ એમનાં લગ્નોત્તર ગૃહજીવનનાં કાવ્યો જોઈ લેવા જેવા છે. એમાં બાળકના ગંભીર હેતુ વિનાના ને છતાં જીવનના કોઈ મર્મને, કોઈ રહસ્યને સ્પર્શી જતા પ્રશ્નોનું માર્દવભર્યું આલેખન આકર્ષક બને છે. 'પત્ની અને બાળક,' 'થઈશ તુજ જેવડી,' 'એકલી,' 'ચિંતવન' ને 'ભણતર' આ પ્રકારનાં કાવ્યો છે. પતિપત્ની સ્હેજ વાતમાં લડી પડે છે ને બન્નેની આંખોમાં આંસુ ઊભરાય છે. આ દૃશ્ય જોનાર બાળકીને પણ રડવું આવે છે, પણ બા કહે છે કે

બચુડી, તું ના રડીશ. હમેશાં 'મોટી થાય ત્યારે તું આમ કરજે ને મોટી થઈશ ત્યારે તને તે મળશે' એમ કહેનારી બાને બાળકી પૂછી બેસે છે :

'રડીશ બા ! હું યે જ્યાહરે
થઈશ તુજ જેવડી ?'

(આતિથ્ય : પૃ. ૨૧)

## વિશિષ્ટ કૃતિઓ

ચિત્તના અટપટા વિચારો ને હૃદયના સંકુલ ભાવોને કવિતામાં વ્યક્ત કરવામાં ઉમાશંકર સરસ કૌશલ દાખવે છે. વિજ્ઞાન ને મનોવિજ્ઞાનના વધતા જતા પ્રભાવે આજનો કવિ વિશ્વની ને ચિત્તની જટિલતાને વધારે સમજતો થયો છે. માનસવિશ્લેષણ એ આ જમાનાની એક પ્રધાન પ્રવૃત્તિ બની હોઈ કવિતામાં પણ એનું પ્રતિબિંબ પડે છે. આપણું વિચારતંત્ર કે ઊર્મિતંત્ર અગાઉ ધારવામાં આવતું હતું એટલું સરલ નથી, અતિશય સંકુલ છે એ સમજાતા કવિતામાં પણ એવી પ્રક્રિયા અવનવી રીતે નિરૂપણ પામી છે. આ કવિના 'નમ્રતા' 'એક બાળકીને સ્મશાન લઈ જતાં,' 'હરીફ', 'લોકલમાં,' 'વાસળી વેચનારો,' 'ઇનામનો વહેંચનાર' જેવાં કાવ્યોમાં કોઈ ને કોઈ મનોવૈજ્ઞાનિક રહસ્યમાંથી ચમત્કૃતિ સાધવામાં આવી છે.

આપણે 'નમ્ર છું' એમ કહીએ ત્યારે પાછા નમ્રતાનો દર્પ અનુભવતા નથી ? નમ્રતાને હડસેલીને તે જ ક્ષણે ગુમાન ઘૂસી આવતું નથી ? ને એમ આખરે નમ્રતા તો હાથતાળી દેતી આપણાથી દૂરની દૂર જ રહે છે આ આત્મનિરીક્ષણ, આ વૃત્તિવિશ્લેષણ જ 'નમ્રતા' (ગંગોત્રી : પૃ. ૧૦૨) કાવ્યનો વિષય બને છે. 'એક બાળકીને સ્મશાન લઈ જતાં'માં બાલમાનસના પરસ્પર સહાનુભૂતિના તત્ત્વોનો આશ્રય લઈ કવિ કાવ્યમાં ચમત્કૃતિ સાધે છે. હૃદયમાં કશા શોક વગર એક બાળકીના શબને ખભે લઈને કોઈ સ્મશાન તરફ ચાલ્યો જાય છે; ત્યાં તો રસ્તામાં મૃત બાળકીની કોઈ સહિયર એ દૃશ્ય દેખી ઓચિંતી રડી પડે છે ને એના ઊંચકનારની આંખો પણ ટપકી પડે છે.

તુજ મરણથી ખોટ વસમી
એકલીએ આખા જગતમહીં એણે જ વરતી.
અને રોવું ન્હોતું પણ મુજથી રોવાઈ જ ગયું !

(ગંગોત્રી : પૃ. ૪૪૫)

'ઇનામનો વહેંચનાર' (ગંગોત્રી : પૃ. ૧૩૧) માં કવિએ જોયેલું રહસ્ય બરાબર છે, પણ ઇન્સ્પેક્ટરનું વર્તન અસ્વાભાવિક ને તેથી અપ્રતીતિકર લાગે છે ને એટલે અંશે કાવ્યમાં કૃત્રિમતા પણ આવી છે.

ચોક્કસ અને ગંભીર હેતુથી કવિતાલેખનમાં પ્રવૃત્ત થનાર આ ગાળાના કવિઓમાં નિર્દોષ, નિર્દંશ, મુક્ત હાસ્યવિનોદ ઓછો જોવા મળે છે. કવિ જ્યાં ટોળટપ્પા કરતો લાગે ત્યાં પણ કોઈ હેતુથી તેમ કરી રહ્યો હોય છે. કેટલીક વસ્તુઓ પ્રત્યે ગંભીર કરતાં અગંભીર દૃષ્ટિવૃત્તિ રાખવાથી જ તેનો સ્પર્શ વધારે તીવ્રતાથી થાય છે. ઉમાશંકરનાં 'સમરકંદ બુખારા', 'ભૂલા આધળાની નવી વાત' અને 'ત્ર સદાયનો' જેવાં હાસ્યકટાક્ષનાં કાવ્યો નોંધપાત્ર છે. 'સમરકંદ-બુખારા'માં કવિ

કલ્પના અને વાસ્તવ વચ્ચે આપણને હસતાહસાવતા ફેરવે છે, તો 'ભલાભોળાની નવી વાત'માં શ્રીમંતોના સેવક બનવાનો ડોળ કરીને તેમનું જ શોષણ કરનાર ઉપર કટાક્ષ કરે છે.' 'દ સદાયનો'નો અંતિમ સૂર આ બન્ને કરતા વધારે ગંભીર છે. એમા જે કંઈ હાસ્ય છે તે આરંભની કડીઓમા રજૂ થતી ઢની વાણી ને વિચારમા છે. કાવ્ય, નક્શે નક્શે સહરા બતાવનાં હૃદયે હૃદયે રણ ને તે પણ સહરાની ભવ્યતા વગરનાં બતાવીને વિરમે છે. કવિનાં સંસારજીવનના કાવ્યોમાંથી પણ ક્યારેક મૃદુ હાસ્ય મળે છે.

## નવતર કાવ્યસર્જન

ઉમાશંકરની છેલ્લાં આઠદશ વર્ષની કવિતા કેટલાક નવા રંગો લઈ આવે છે. એમાં અભિવ્યક્તિની અને વિષય પ્રતિ ઉપગતિની નવીનતા છે જે બહુધા યુદ્ધોત્તર અંગ્રેજી કવિતાની અસરનું પરિણામ છે. છેલ્લા મહાયુદ્ધના અંત પછી પ્રજાજીવનમા ચેતનાની જે ઓટ વરતાય છે, નૈતિક મૂલ્યોનો હ્રાસ થયો દેખાય છે, જે ભય, ચિંતા, શંકા ને મૂંઝવણ જણાય છે તેના પડઘા કવિતામા ઝિલાયા છે. એક કાળે જીવનમાં ને કવિતામા ઈશ્વરની પ્રતિષ્ઠા ને સર્વોપરિપણું હતા; તે પછી આપણે ઈશ્વરને ખસેડીને તેને સ્થાને માનવીની સ્થાપના કરી. માનવી જ સૌથી ઉપર, એની ઉપર કોઈ નહિ, એવી ભાવનાથી મનુષ્યની સિદ્ધિ સમૃદ્ધિના ગાન ગાયા. હવે આજની પરિસ્થિતિમા મનુષ્ય પોતાના સર્જન આગળ પોતાને વામણો લાગવા માડ્યો છે; એના જ સર્જનથી જાણે એ મ્હાત થયો છે; પોતાની જ રચેલી જાળમાં પોતે બધાઈ ગયો છે. એક કાળે એની પ્રગતિ ઉપર એનો પૂરો અંકુશ હતો, આજે જાણે વ્યક્તિ તરીકે એનું કશું જ મહત્ત્વ નથી. વ્યક્તિત્વના આ વિલોપનની ગ્લાનિ ને એની પુનઃપ્રતિષ્ઠાની મૂંઝવણ યુદ્ધોત્તર કવિતામાં જોવા મળે છે. ઉપર ગણાવ્યા તે જ કારણે કવિતાનું કેન્દ્ર પણ વ્યક્તિ–કવિ પોતે જ બને છે. એ જગતને જુએ છે, પણ અગાઉની જેમ પરલક્ષી દૃષ્ટિએ જોઈ શકતો નથી, પોતાના સદર્ભમા, પોતાને કેન્દ્રમા રાખીને જુએ છે. ઉમાશંકરના જ શબ્દોમાં કહીએ તો એ 'આત્મનિરીક્ષણપ્રિય વાસ્તવવૃત્તિ' સેવે છે. પરિસ્થિતિને સમજવાનો એ પ્રામાણિક પ્રયાસ કરે છે પણ એ એટલી સંકુલ છે કે કેટલીક વાર કવિને ઉકેલ આપ્યા વગર જ અટકી જવું પડે છે. વિજ્ઞાનની સિદ્ધિઓથી જગત સ્થૂલ રીતે નાનું બન્યું છે, પણ મનુષ્ય મનુષ્યના હૃદય વચ્ચેનું અંતર ઘટ્યું નથી એનું દુઃખદ ભાન કવિને છે. ઉચ્ચ આદર્શો ને ભાવનાઓનું વ્યવહારમા જે વિકૃત અવતરણ થઈ રહ્યું છે, જે દભ ને ડોળ સમાજમા પ્રવર્તે છે તેનાથી કવિ અકળાય છે

આ નવી પરિસ્થિતિને કાવ્યવિષય બનાવતાં કવિને અભિવ્યક્તિ ને ઉપગતિની નવીન રીતિનો અનિવાર્ય આશ્રય લેવો પડે છે. એના અકળામણ, મૂંઝવણ, ક્રોધ, વક્રતા વ્યક્ત કરવા માટે એ રૂઢ પદ્યસ્વરૂપોનો ત્યાગ કરે છે, અથવા તો પોતાના વક્તવ્યને યોગ્ય થાય એવા એમા ફેરફાર કરે છે. અભિવ્યક્તિમા સીધાપણું, અલંકારની વિરલતા (અને હોય ત્યા રોજબરોજના યંત્રયુગના જીવનમાંથી લીધેલા), ભાષામાં સ્વાભાવિક બોલચાલની છટાઓ, વક્તવ્યને અનુકૂલ પંક્તિમાપ ને ક્યારેક પદ્યના નિશ્ચિત લયમાપનો ત્યાગઃ નવતર કવિતાના પદ્યરૂપના આ મુખ્ય લક્ષણો છે.

જીવનમા ચેતનનો અભાવ જોઈને કવિ અકળાય છે. ચારે તરફ એમને મુર્દાં જ મુર્દાં દેખાય છે. કોઈ સત્યને નિર્ભયતાથી પ્રકટ કરતું નથી; કોઈની આંખ ઉજ્જવલ ભાવિની આશાથી ચમકતી નથી. પ્રતિષ્ઠિત ગણાતા પુરુષો પણ શિથિલપ્રાણ લાગે છે. આ અસહ્ય સ્થિતિથી કંટાળેલો કવિ રુદ્રને, શિવને, જીર્ણને ભસ્મસાત્ કરી નવું ચૈતન્યવંતુ સર્જન કરવા પ્રાર્થે છે.

મને મુર્દાંની બૂ સતાવે !
ભલેને ફુલથી ઢંકાયલાં રૂપે વિહરતાં
શબો સમાજના શિખરેથી શિખરે વિચરતા!
જંગલોમા કાષ્ઠ તો ખૂટયાં નથી,
ખુરશીઓ ઘડાયે જાય છે કે અણુકથી.
બાગમા પુષ્પો ય ખીલ્યે જાય છે,
ને ઠીક શણગારાય છે,
અચેતનની આરતીમા ચેતના હોમાય છે.
(વસંત વર્ષા : પૃ ૧૦૮)

સામાન્ય રીતે અત્યાર લગીની કવિતાનો કવિ પોતાની કૃતિને અંતે જીવનના ને જગતના પ્રશ્નો પર કંઈક નિશ્ચિત ચુકાદો આપતો. એના કાવ્યવિષયનો એ પૂરો જ્ઞાતા હોય એ રીતે વિષયના આલેખનમાં પ્રવૃત્ત થતો; એને કયાં પહોંચી વિરમવું છે એ તે જાણે અગાઉથી નક્કી કરી લેતો. આજનો કવિ જાણે કશી પૂર્વયોજના વગર વિષયને હાથ ધરે છે ને એમાં જેટલે સુધી જવાય તેટલે સુધી જાય છે. એની કવિતામાં પોતે કોઈ અંતિમ સત્યનો અંશ પણ લાવી શકયો છે કે કેમ તે વિશે એ સાશંક છે. 'કવિનો અનુભવ'મા સજ્જનોની સભા સમક્ષ કાવ્ય વાંચતો કવિ વિમાસે છેઃ

કેમ કિંતુ અવાજ મારો લાગતો મુજને જ ખોટો!
મુખ થકી વાગ્યે જતો, ને અર્થનો મારા જ મનમાં
વળે ગોટો ?
(કવિતા–૧૯૫૫ : પૃ. ૧૨)

વ્યક્તિનો આતરિક અને વ્યક્તિ ને જગત વચ્ચેનો વિસંવાદી લય કવિની 'છિન્નભિન્ન છું' એ કૃતિમા સમર્થ રીતે વ્યક્ત થાય છે. ચક્રના આરાઓને જો એક કેન્દ્ર ન હોય તો તેની ગતિ જેમ નિયમિત અને સવાદી ન રહે, તેમ મનુષ્યની ચેતના પણ કેન્દ્રચ્યુત થતાં એનું પ્રવર્તન સંવાદી કે નિયમિત ન રહે, એનુ અખંડ વ્યક્તિત્વ પ્રકટ ન થાય. વ્યક્તિત્વની છિન્નભિન્નતાની વ્યથા સંભળાવતું ઉમાશંકરનું આ કાવ્ય અદ્યતન કવિતાના બધાં લક્ષણો ધરાવતું હોઈ તેનું પ્રતિનિધિ બની રહે છે. એમા કવિએ છંદનો લય એકસરખો જાળવ્યો નથી, કવિતાની રૂઢ નહિ પણ બોલચાલની અરૂઢ સીધી વાણીનો પ્રયોગ કર્યો છે ને કયારેક તો પદ્યગદ્યના સીમાડામા પ્રવેશ કરતું જણાય છે.

વસંતપંચમી કેમ આવી ને કેમ ગઈ,
મને ખબર સરખી ના રહી!
પ્રકૃતિ તું શું કરે ?
મારી પ્રકૃતિની જ જ્યાં રામાયણ છે.

(વધુ માટે જુઓ પાનું ૪૬)

# 'પ્રાચીન સાહિત્ય' | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

સર્જનાત્મક સાહિત્યનું વિવેચન એ માત્ર કૈશિકી પૃથક્કરણાત્મકતામાં જ ન રાચતાં ક્યારેક સર્જનાત્મકતાના અંશો ધારણ કરી કૃતિને જોવા-જાણવા-માણવામાં કોઈક અપૂર્વ દૃષ્ટિનું પ્રદાન કરે છે અને પોતે એને પરિણામે વાચકની કલ્પનાને અને એના બુદ્ધિવ્યાપારને સંતોષે અને આનંદે એવી આસ્વાદના પણ ધારણ કરે છે. રવીન્દ્રનાથનું 'પ્રાચીન સાહિત્ય' એવી વિવેચનાનું સમર્થ ઉદાહરણ પૂરું પાડે છે. પોતાની વિવેચનાના વિષયભૂત કવિઓ – વાલ્મીકિ, કાલિદાસ, બાણ, 'ધમ્મપદ'કાર અને કેટલેક અંશે 'મહાભારત'કાર–ના કવિકર્મને અને એમની પાછળ રહેલી કવિ-દૃષ્ટિઓને આર્યકુલની પરમ્પરાના પ્રકાશમાં રવીન્દ્રનાથ જુએ છે અને એમના વિશેષો તારવે છે. પાશ્ચાત્ય ધોરણોની ઊછીની લીધેલી પદ્ધતિઓથી આપણા આ મહાન કવિઓનું અને એમની કૃતિઓનું મૂલ્ય આંકવામાં કેટલાય અન્યાયો જાણ્યે-અજાણ્યે અત્યાર સુધીમાં થઈ ગયા છે તે સર્વેનું કલંક ધોઈ નાખવા અને પિતૃઓનું યથોચિત તર્પણ કરવા ભાગીરથી ભારતીને વહાવવાનો કવિવરનો આ પ્રયત્ન જેટલો સર્જક કલ્પનાના ફળરૂપ છે તેટલો જ ભારતીય સંસ્કારિતાના ગૌરવની પ્રતિષ્ઠા કરવાના સંનિષ્ઠ સંકલ્પના પરિણામરૂપ પણ છે

રવીન્દ્રનાથના વિપુલ સાહિત્યમાં એક વાત સૌ પ્રથમ આગળ તરી આવતી હોય તો તે એ કે એમણે દેવોની પણ સામે માનવનું ગૌરવ કર્યું છે. રવીન્દ્રસાહિત્ય માનવગૌરવની મહાગાથા છે. સ્વર્ગની સુવર્ણરજની તુલનામાં આ ધરણીની ધૂલિનું એમણે બહુમાન કર્યું છે. રવીન્દ્રનાથનો આ દૃષ્ટિવિશેષ એમને રામાયણને પણ એના પ્રકાશમાં જોવા પ્રેરે છે. નારદવાક્યની સાહાય્ય લઈ તેઓ કહે છે : "રામાયણ તે નરચંદ્રમાની જ કથા છે, દેવની નથી. રામાયણમાં કોઈ દેવે વામનજી થઈ જઈ મનુષ્યનો અવતાર લીધો નથી, મનુષ્ય જ પોતાના ગુણોએ કરીને દેવ થયો છે." માત્ર રામાયણ જ માનવમહિમાનું કાવ્ય નથી, મહાભારત પણ છે. માનવીય શ્રેષ્ઠતાનો ઉદ્‌ઘોષ કરતું મહાભારતકારનું વાક્ય શાંતિપર્વમાં સાંભળવા મળે છે–न मानुषात् श्रेष्ठतरं हि किंचित् । માનવીય ગૌરવની પ્રતિષ્ઠાની બાબતમાં રવીન્દ્રનાથ વાલ્મીકિ અને વ્યાસની પરમ્પરાના કવિ છે, વાણીની

* પ્રાચીન સાહિત્ય (ચોથી આવૃત્તિ) : રવીન્દ્રનાથ. અનુ : મહાદેવ દેસાઈ અને નરહરિ દ્વારકાદાસ પરીખ પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૨૫ ન પૈ

મોહિનીમાં પછી ભલે તેઓ કાલિદાસની અને વૈષ્ણવ કવિઓની વધુ નજીક બેસતા હોય.

નરચરિત્રના ગૌરવમા અને એની મહિમાપૂર્ણ ગૃહકથાના નિરૂપણમાં રામાયણનો વિશેષ પ્રગટ થતો રવીન્દ્રનાથે જોયો છે. એ ગૃહકથા છે, માત્ર યુદ્ધકથા નથી. Epic નો અર્થ વીરરસપ્રધાન કાવ્ય કરીએ તો એની વ્યાખ્યા રામાયણને માટે અપૂરતી થઈ પડે કારણ કે એમાં આવતું રામાયણનું યુદ્ધ તો રામસીતાની 'દામ્પત્યપ્રીતિ ઉજ્જવલ કરી દેખાડવાનું નિમિત્ત માત્ર' છે. રામાયણે તો ભાઈ–ભાઈ, પિતા–પુત્ર, પતિ–પત્ની, રાજા–પ્રજા વચ્ચેના પ્રીતિસંબંધોની વિભિન્ન ભૂમિકાઓ પર માનવીની ગૌરવવંતી ભારતીય ગૃહકથા આલેખી છે. ગૃહસ્થાશ્રમ એ જ બધા આશ્રમોનું આશ્રયસ્થાન છે અને એટલે જ તો રામાયણે 'કરુણાના અશ્રુજલે અભિષિક્ત કરીને', એની ધીર ઉદાત્ત વૃત્તિ પર પ્રતિષ્ઠા કરી છે.

રામાયણનાં પાત્રોની આદર્શમયતાએ કેટલાક ટીકાકારોને તે અતિશયોક્તિનું અને અતિ-પ્રાકૃતતાનું પરિણામ છે એમ કહેવા પ્રેર્યા છે. રવીન્દ્રનાથે અહીં તેમને સમુચિત ઉત્તર આપ્યો છે કે પ્રકૃતિ પ્રકૃતિએ ભેદ છે. એકને જે અતિપ્રાકૃત લાગે તે અન્યને ન પણ લાગે. રામાયણના પાત્રો જો અતિશયોક્તિ અને અતિપ્રાકૃતતાના રંગોએ રંગાયેલાં હોત તો જમાનાઓ સુધી ભારતવર્ષના વિશાળ લોકજીવનમાં ભળી જઈને તેઓ જીવી શક્યાં ન હોત. પોતાનાથી દૂર રહેનારને લોકજીવન સ્વીકારતું નથી. રામ મનુષ્ય છે માટે જ તો માનવોના દેવ છે. એમના પ્રત્યેની ભક્તિની સરવાણી એમનાં પ્રત્યેના પ્રીતિના ઝરણમાંથી જ વિકસી છે. જે ભક્તિ પ્રીતિમાંથી ન જન્મે તે લાબો વખત ન ટકે; અને જેના તરફ પ્રીતિ થાય તે અતિપ્રાકૃત કેમ કરીને હોય? પૂર્ણતાની આભા ઝીલતાં આદર્શ ચરિત્રોને અતિપ્રાકૃત કહેતી વખતે સંભવ–અસંભવની કસોટીનો પણ વિચાર કરી લેવો તો જોઈએ. અને એને માટે પ્રજાકીય સંસ્કારવારસાના અનુલક્ષમાં કવિકર્મને મૂલવવાનું જરૂરી બની રહે છે.

આમ રામાયણ એ માત્ર મહાકાવ્ય નથી. પ્રજાનો ઈતિહાસ છે, ઘટનાઓનો ઈતિહાસ નથી પણ પ્રજાનાં સાધના, આરાધના અને સંકલ્પનો 'ચિરકાલનો ઈતિહાસ' છે, એમ કહી 'ચિરકાલના સિંહાસન ઉપર વિરાજમાન' આ કવિકર્મ પ્રત્યેના પોતાના 'ભક્તિવિગલિત વિસ્મય'ને રવીન્દ્રનાથ વ્યક્ત કરે છે.

કવિને પ્રમાણી શકે કવિ, જેવો તેવો નહિ પણ શ્રેષ્ઠતમ કવિ—એ બેન જોન્સનના સિદ્ધાંત-વાક્યનું અર્થગૌરવ આ વિવેચનામા જોવા મળે છે—ખાસ કરીને કાલિદાસની કૃતિઓ – મેઘદૂત, કુમારસંભવ અને શાકુન્તલ – ઉપરના લેખોમાં. વાગ્દેવીએ જાણે કે અહીં કાલિદાસ અને રવીન્દ્રનાથની પ્રતિભાઓનો સરવાળો નહિ, ગુણાકાર કરી દીધો છે.

વર્ષા એકલતાનું ભાન કરાવે છે. ક્ષિતિજોને ઢાંકી દેતા શ્યામ વાદળ આકાશ ભરીને ઊમટે અને ઝળુંબે ત્યારે દૃષ્ટિ ત્યાં જઈ જઈને પાછી ઠેલાય છે. એમ લાગે કે જાણે નજર હવે બંદી થઈ ગઈ. નજરનું એ બંદીપણું આપણને એકલતાનો અનુભવ કરાવે છે. આવા અટૂલાપણાના અનુભવને કારણે આપણા હૃદયના કોઈક અગોચર ખૂણે સંચિત થઈને રહેલો વિરહ જાગી ઊઠે છે અને બૂમ પાડી ઊઠે છે. એવી એક બૂમ રામગિરિથી શરૂ થઈ અલકાનગરી સુધી પહોંચી તેના પડઘા આપણા હૃદયમાં વર્ષાએ વર્ષાએ પડયા જ કરે છે. રવીન્દ્રનાથે એ હૃદયંગમ અનુભૂતિને 'મેઘદૂત' નામના પોતાના કાવ્યમાં અને એ જ નામના અહીં સંગ્રહાયેલા નિબંધમાં વાચા આપી છે.

જન્મની ક્રિયા એ વિચ્છેદની ક્રિયા છે. જીવનસંગીતના સપ્તકમાં પહેલો 'સા' તે કદાચ વિરહનો જ આદિ સૂર છે. આપણા બધાયમાં કાલિદાસનો સનાતન વિરહી યક્ષ રહેલો છે. એ જેને મેળવવા ઇચ્છે છે તે તો 'માનસરોવરના અગમ તીરે' વાસ કરે છે કાલિદાસના મેઘની સાથે આપણી કલ્પના પણ ત્યાં ઊડીને જાય છે. હા, માત્ર કલ્પના જ. એ વિદિશા, એ દશાર્ણ, એ વેત્રવતી અને એ શિપ્રા, એ રેવા અને એ નિર્વિન્ધ્યા આજે તો આપણે માટે વિરહનો વિષય બની ગયા છે. કોઈક અજ્ઞાતનો શાપ પામીને એ ભૂમિમાંથી 'સદાકાળને માટે આપણે દેશનિકાલ થયા છીએ.' એ સમય અને પ્રદેશની શુભ્રતા અને શોભા આજે નથી. આજે તો 'ચોમેર ચાલી રહેલા કકળાટ'ને કારણે આવી ગયેલી જીર્ણતા છે. કાલિદાસનો મેઘ કાળનો નિષ્ઠુર પરદો વટાવીને જેનાથી આપણે ચિરવિરહિત થયા છીએ તે સૌંદર્યલોકમાં લઈ જાય છે સૌંદર્યલોકની આ માનસયાત્રા માનવી-માનવી વચ્ચે આજે ઊભા થયેલા દૂરત્વને દૂર કરી અભિન્નતાનો અનુભવ કરાવે છે. કલ્પનાની આવી મનોરમ સૃષ્ટિ ન હોય તો એકલું નર્યું વાસ્તવ કદાચ આપણાથી ન જીરવાય. એ કલ્પનાની સૃષ્ટિ પણ આપણે માટે મિથ્યા નથી. આ પાર્થિવ સૃષ્ટિ કરતાં પણ એ વધારે સાચી છે. એટલે જ તો આપણે એમાં આપણી શ્રદ્ધા રોપી શકીએ છીએ. આભાસી કે માનસી સૃષ્ટિનો સત્યરૂપે સ્વીકાર એ માનવજીવનની એક લાક્ષણિકતા છે. એ આભાસનો સત્યરૂપે સ્વીકાર થવાનો સંભવ જ ન હોત તો 'મેઘદૂત'નો જન્મ જ ન હોત. રવીન્દ્રનાથ એ માનવજીવનની આભાસભૂમિની પાછળ રહેલી રમ્ય કરુણતા તરફ પણ અંતે અંગુલિનિર્દેશ કરી લે છે: "હે નિર્જન ગિરિશિખરના વિરહી, સ્વપ્નમાં જેને તું આલિંગન કરે છે, મેઘદ્વારા જેને તું સંદેશો પાઠવે છે—કોણે તને આશ્વાસન આપ્યું કે એક અપૂર્વ સૌંદર્ય-લોકમાં શરત્પૂર્ણિમાની રાત્રિએ તેની સાથે તારું ચિરમિલન થશે? તને ચેતન-અચેતન વચ્ચેના ભેદનું તો જ્ઞાન નથી. વાસ્તવ અને કલ્પના વચ્ચેના ભેદનું ભાન પણ તું ભૂલ્યો નહિ હોય એ કોણ જાણે?"

રવીન્દ્રનાથના 'મેઘદૂત' કાવ્યમાં કવિનું હૃદય પણ જાણે કાલિદાસના 'મેઘદૂત'ના મન્દ મન્દ પવનનું સંગી બનીને ઊડવા માંડે છે—

"એઈ મતો મેઘરૂપે ફિરિ દેશે દેશે
હૃદય ભાસિયા ચલે ઉત્તરિતે શેષે
કામનાર મોક્ષધામ અલકાર માઝે,
વિરહિણી પ્રિયતમા યેથાય વિરાજે
સૌન્દર્યેર આદિસૃષ્ટિ! સેથા કે પારિત
લયે યેતે તુમિ છાડા કરિ અવારિત
લક્ષ્મીર વિલાસપુરી—અમર ભુવને!"

રવીન્દ્રનાથની કવિદૃષ્ટિ 'મેઘદૂત'નો અહીં એક નવો જ અર્થ શોધે છે. કવિમાત્રની સાધના સૌંદર્યની સાધના છે. દેશદેશાન્તરનું અને પ્રકૃતિના બહુવિધ રૂપોનું આકંઠ સૌન્દર્યપાન કરવા છતાં પણ પૂર્ણતા એને માટે ઝંખનાનો જ વિષય રહે છે. સૃષ્ટિનું સૌન્દર્ય એને પેલી પરમ સુન્દરતા માટે વધુ ઉત્કંઠ બનાવે છે. કવિ પોતાના ભાવગગનમાં એવી એક પૂર્ણ સૌંદર્યની ભાવનાને જતન કરીને જાગવતો હોય છે. એને મન એ જ સ્વર્ગલોક છે. હો કે એ જ એની અલકાનગરી છે, અને

પૂર્ણ સૌન્દર્યની ભાવના એની વિરહિણી પ્રિયતમા છે. ભાવનાજગતની એ સુન્દતાની આદિસૃષ્ટિની ઓળખ કરવા કાલિદાસના 'મેઘમન્દ્ર શ્લોક' પર સવાર થઈને આપણી કલ્પના એ દિવ્યલોકમાં પહોચે છે.

સાચે જ રવીન્દ્રનાથે યક્ષની અનામિકા પ્રિયતમાને સૌંદર્યની આદિસૃષ્ટિ કહીને અને આ નિબંધમાં એ સૃષ્ટિના અને તત્કાલીન ભારતવર્ષીય સૌન્દર્યના ચિરવિરહને વ્યક્ત કરીને 'મેઘદૂત'ના સૂક્ષ્માર્થનો એક સીમાડો તો જરૂર બનાવી આપ્યો છે.

કૃતિના ઘટનાસૂત્રને ધ્યાનમા રાખી એના આકારવિશેષની તપાસ હાથ ધરવાનો વિવેચનાનો ઉપક્રમ હમેશા કૃતિને ન્યાયકર્તા થાય એમ કહી શકાશે નહિ. 'શાકુન્તલ'ની બાબતમાં કોઈ કોઈ વખતે એવું બન્યું છે. શાકુન્તલનો સાતમો અંક સમસ્ત નાટકના ઘટનાસૂત્રમાં બીજાંકુરન્યાયે બેસતો નથી પણ 'મધુરેણ સમાપયેત'ની જડ રીતિને અનુસરીને પાછળથી લટકાડી દીધેલો લાગે છે, એવી ટીકાઓ થઈ છે પણ ખરી. વળી ટ્રેજેડીના સ્વરૂપના ચાહકો કહી શકે કે દુષ્યન્તને માછી પાસેથી વીંટી મળે છે ત્યાંજ આ નાટકને થંભાવી દીધું હોત તો સરસ ટ્રેજેડી એમાંથી નીપજી શકત. 'નિષ્ફળ પરિતાપ'માં શાકુન્તલનો પરદો પાડી દઈ શકાત અને એવું જ કરી શકાત કુમારસંભવમાં. અનુત્તરિત પ્રેમની વેદનાની વેદી ઉપર 'વેરાન એકલતા'મા શેકાયા કરતી ઉમા આપણા કરુણરસનુ સરસ આલંબન બની શકત.

પણ આ તો કૃતિ ઉપર પોતાના અભિગ્રહો ઠોકી બેસાડવા જેવું થાય. કાલિદાસે માત્ર મધુર સમાપન ખાતર જ પોતાના કૃતિસમૂહનું સ્વરૂપ આવું થવા દીધું એમ કહી શકાશે નહિ. કાલિદાસ 'એકી વખતે સૌન્દર્યભોગના તેમજ ભોગવિરતિના કવિ છે' એમ કહીને એમની કવિ-દૃષ્ટિનો નિગૂઢ વ્યાપાર કૃતિના આકાર પાછળ કામ કરી ગયો છે એની સાધાર પ્રતીતિ અહીં રવીન્દ્રનાથે કરાવી છે એ કવિદૃષ્ટિને સમજાવતા રવીન્દ્રનાથ કહે છે કે કાલિદાસે ઉન્મત્ત સૌન્દર્યના આકર્ષણમા જ કાવ્યની પરિસમાપ્તિ જોઈ નથી, પણ પરિણામરમણીય પ્રશાન્ત તપોપૂત મિલનમાં જ એમણે કાવ્યનું અંતિમ લક્ષ્ય જોયું છે.

કાલિદાસે નર્યા વ્યક્તિનિષ્ઠ પ્રેમને શાપનુ ભાજન બનાવ્યો છે. 'મેઘદૂત'નો યક્ષ પોતાના કર્તવ્યમા પ્રમાદ કરી બેઠો તો ભર્તાના શાપથી એનો મહિમા અસ્તંગમિત બન્યો; શકુન્તલા દુષ્યન્ત-ચિંતનમાં અતિથિસત્કારનુ કર્તવ્ય ચૂકી તો દુર્વાસાનો શાપ લાગ્યો અને પાર્વતીનો પ્રેમ દેહસૌન્દર્યાશ્રિત અને ઉન્મત્ત બન્યો તો એને ય ભસ્મસાત્ થવું પડ્યું. પ્રેમ એકલો વ્યક્તિનિષ્ઠ હોય તો તે અંધ છે. સમષ્ટિ-ધર્મને એણે ભૂલવો કે અવગણવો જોઈએ નહીં. પણ યૌવનથી અધીર મોહનવેશી પ્રેમથી સમષ્ટિધર્મની અવગણના જાણ્યે-અજાણ્યે થઈ જાય છે અને એને એ માટે સહન કરવું પડે છે. રવીન્દ્રનાથ એથી જ તો કહે છે કે 'દુર્વાસાનો શાપ એ તો કવિનું માત્ર રૂપક છે,' બાકી દુષ્યન્ત-શકુન્તલાનું 'બંધનહીન ગુપ્ત મિલન' તો 'સનાતન શાપથી શપાયેલું' છે. 'શકુન્તલા' નામના લેખમા દુષ્યન્તની ભ્રમરવૃત્તિનો નિર્દેશ કરતા રવીન્દ્રનાથ કહે છે કે "દુર્વાસાના શાપથી જે ઘટના ઉદ્ભવે છે, તેનું બીજ સ્વભાવમાં જ હતું. કાવ્યની ખાતર જેને આકસ્મિક બતાવ્યું છે તે વસ્તુતઃ સ્વભાવિક છે." આમ શકુન્તલાનો નર્યો વ્યક્તિનિષ્ઠ પ્રેમ અને દુષ્યન્તનો અભિનવમધલોલુપ સ્વભાવ

પોતે જ શાપની સ્વાભાવિક ભૂમિકા બની રહે છે; અને દુર્વાસાનો શાપ એ બંનેયની મર્યાદાઓ તરી જવા માટે અને અંતિમ મંગલ મિલનની શકયતા માટે આશીર્વાદરૂપ બની રહે છે.

તપસ્યાનું તેજ હૃદયના ચરમ સૌન્દર્યને આલોકિત કરે છે નારીનું ગૌરવ એ સૌન્દર્યમા છે, દેહના ક્ષણિક આકર્ષણમાં નહી. એટલે જ ઉમાએ પોતાની જાતને શિરિષપેલવા બનાવી દર્દને પોતાના રૂપને સફળ કરવાનું ઇચ્છયું. એ નિર્દોષ રૂપનો પછીથી અનાદર ન થયો. એણે તો પ્રાર્થિતને વિચલિત ન કરતાં કૃતાર્થ કરી દીધો. નિર્મલ શોભા અને જનનીપદનું ગૌરવ ઉમાને અને શકુન્તલાને પૂજનીય બનાવે છે. એટલા માટે જ પ્રથમ મિલને બીજા મિલનની 'પ્રબળ આકાક્ષા' રાખી હતી. પરિણામે આ કૃતિઓના આકારવિશેષ માત્ર ઘટનાસૂત્રને નહી પણ 'તેના કરતાયે વિશેષ ઊંડા નિયમના પ્રવર્તનને' વશ વર્તે છે. એ 'વિશેષ ઊંડા' નિયમનો પાયો છે કવિનુ આર્ય–જીવનદર્શન, જેમા યોગી અને ગૃહસ્થની ભાવનાઓ સંકળાઈ ગઈ છે.

કાલિદાસની કૃતિની આ વિશેષતા પર ગ્યુઈથેનો શ્લોક ઝાંખો પણ સ્થિર પ્રકાશ રેલાવી કૃતિનો સામાન્ય જનને અગોચર એવો પ્રદેશ બતાવે છે એનું પ્રતિપાદન 'શકુન્તલા' નામના લેખમા રવીન્દ્રનાથ ઊંડી અને રસિક ચર્ચા દ્વારા કરે છે. શાકુન્તલમા 'ફૂલમાથી ફળમા, મર્ત્યમાથી સ્વર્ગમા, અને નિસર્ગાચરણમાથી ધર્માચરણમા' થતી ગંભીર પરિણતિ તરફ ગ્યુઈથેનો શ્લોક આપણુ ધ્યાન ખેંચે છે. એ જર્મન કવિના શ્લોકની નાનકડી દીપશિખા લઈ રવીન્દ્રનાથ શાકુન્તલના અનેક પ્રદેશો પર ઘૂમી વળ્યા છે. એમા શ્લોકની દીપશિખાનું તેજ અને આપણા કવિની દષ્ટિનુ તેજ સંમિલિત થઈને કાલિદાસના અક્ષરપ્રદેશના સૌન્દર્યની નવી જ આભા પ્રગટાવે છે. શકુન્તલાની વિશેષનાઓ એના સ્વભાવજન્ય વર્તનમાથી તારવી બતાવતા તેની અનાયાસ નિર્મલતાને અને પ્રકૃતિ–પરિવેશમા રહેલી તેની અખિલાઈને કવિ ઉપસાવી આપે છે. એનો પ્રકૃતિધર્મ અને અંતર્ગત સંયત સ્વભાવ શકુન્તલામા ચાચલ્ય અને સંયમનો સુંદર સમન્વય સિદ્ધ કરે છે શકુન્તલાની વિશેષતાઓ સ્પષ્ટ રીતે તારવી શકાય તે માટે રવીન્દ્રનાથ મિરાન્ડાને એની પડછે ઊભી કરે છે. 'ટેમ્પેસ્ટ' અને 'શાકુન્તલ'ની તુલના તેમનાથી અનાયાસે જ બે વિભિન્ન કવિસ્વભાવોની વિશેષતાઓ બતાવવા જતા થઈ ગઈ છે

'પ્રદીપ' નામના સામયિકમા યામિનીપ્રકાશ ગંગોપાધ્યાયનું 'કાદમ્બરી'માના એક પ્રસંગનું ચિત્ર પ્રગટ કરવામાં આવેલું અને એના વિશે રવીન્દ્રનાથને 'કાંઈક લખવાનુ' કહેવામા આવેલુ, જેના પરિણામે 'કાદમ્બરી ચિત્ર' નામનો આ લેખ લખાયેલો છે.

લેખની શરૂઆતમા ભારતવર્ષની અન્ય દેશો કરતા પ્રકૃતિ અને પ્રવૃત્તિ કેવી કેવી વિશેષતાઓને કારણે જુદી પડે છે તે સંક્ષેપમા બતાવી ભારતમા જન્મજન્માંતરની કથાઓની પરમ્પરા વિશેનો મુદ્દો રવીન્દ્રનાથ છેડે છે પદે પદે સ્ખલિત થતા વાર્તાપ્રવાહવાળી એ કથાઓ સાભળવાની ધીરજ એ ભારતીય શ્રોતાની એક વિશેષતા જ ગણવી પડે. રવીન્દ્રનાથ કહે છે. "કુરુક્ષેત્રનું તુમુલ યુદ્ધ ઝઝૂમી રહ્યું હતું તે વખતે આખી ભગવદ્ગીતા ધ્યાનપૂર્વક સાભળી શકે એવો કોઈ દેશ તો ભારતવર્ષને છોડીને જગતમા બીજો નથી." બાણભટ્ટની 'કાદમ્બરી' એ જ પરમ્પરાની પેદાશ છે. 'શાન્ત ચિત્તે મૃદુ મંદ ગતિએ' આજુબાજુનું સૌન્દર્ય જોતા જોતા આવી કૃતિઓના જાણીતા અને અજાણ્યા માર્ગોમા ઘૂમી વળવુ એ પણ એક લહાવો છે.

વાલ્મીકિ, વ્યાસ, કાલિદાસ–અને ઉજ્જયિનીના ગ્રામવૃદ્ધોને મુખે વિવિધ રસોની કથાઓ રમાડનારા બીજા કેટલા અજ્ઞાત સર્જકો ભારતમાં નહિ થયા હોય? રવીન્દ્રનાથને આ પ્રશ્ન વિચાર કરવા પ્રેરે છે. ગ્રામવૃદ્ધો તો ગ્રામભાષામાં જ કથાઓ કહેતા હશે. તે બધો ભંડાર વિસ્મૃતિની રેતી નીચે દટાઈ ગયો તેનું કારણ એમાંનું અલ્પ કવિત્વ? એમ તો રવીન્દ્રનાથ કહેતા જ નથી. ગ્રામભાષા અમુક જ પ્રદેશની હદમાં બંધાયેલી હોઈ શિક્ષિતોની એ ઉપેક્ષા પામે અને વળી વખતોવખત પરિવર્તન પામતી જાય. એટલે એ રચનાઓને સ્વરક્ષણનો કોઈ કિલ્લો મળ્યો નહીં. જે સાહિત્યનગરીઓને અપરિવર્તનશીલ સંસ્કૃત ભાષાનો કિલ્લો મળ્યો તે કાળના પ્રવાહની થાપટોથી ઊગરી ગઈ. પણ સંસ્કૃત ભાષાની આ અપરિવર્તનશીલતાએ અને લોકભાષા પ્રત્યેની એની વિદૂરતાએ એના સાહિત્યમાં મોટી મર્યાદાઓ મૂકી દીધેલી છે. ઊર્મિકાવ્યો એમાં જન્મે જ કેવી રીતે? કાલિદાસના ગીતોમાં ગીતનું સ્વાભાવિક માધુર્ય જોવા મળતું નથી. અને સંસ્કૃત કથાઓમાં વાર્તા ગતિ પકડી શકતી નથી તેનું આ એક કારણ રવીન્દ્રનાથ જુએ છે: "જ્યાં સુધી ભાષાને બોજાની માફક વહેવાની હોય, ત્યાં સુધી તેમાં ગાન અને વાર્તાનો સંભવ નથી." અને વિષય કરતા ભાષાનું પ્રલોભન વધારે રહે ત્યારે "ભાષા વિષયને પ્રકાશિત ન કરતા પદે પદે તેને ઢાંકીને ઊભી રહે છે." સંસ્કૃત ભાષાનાં કેટલાંક કાવ્યોનું પરિણામે રાજસભાના, ભાષાનો ચળકાટ ધારણ કરતાં, આભૂષણો બની રહેવાનું નછીકનું ધ્યેય રહ્યું હોય એમ લાગે. બાણની 'કાદમ્બરી' પણ એવી જ પેદાશ છે. વ્યવહારના ગદ્યની છટા આ કથાના ગદ્યમાં, એની શોભા અને એના ગૌરવની તુલનાએ ઓછી જ ઊતરી છે. ભાષા એની સંપૂર્ણ ગૌરવશ્રી સાથે આગળ ચાલે છે જ્યારે વાર્તાને ભાગે તો એનું અનુચરીપદ સંભાળવાનું આવ્યું છે.

આજના જમાનાની ગતિશીલતામાં આવા કાવ્યો માણવા હોય તો 'પોતાના કાળને આંગણે બેસી રહ્યે' નહિ ચાલે; કૃતિના જ સ્થળ–કાળમાં પ્રવેશવું રહ્યું. અને એક વખત એમાં પ્રવેશ્યા તો એની 'દરબારી ભાવની અજસ્રતા' પછી આપણને ગૂંગળાવી નહિ નાંખે એવી શ્રદ્ધા લેખક પ્રગટ કરે છે. રવીન્દ્રનાથે બાણની નિરૂપણરીતિનો વિશેષ રંગોનું સૌન્દર્ય પારખતી સૈન્દ્રિયતામાં જોયો છે. વર્ણ્ય વિષયનો રંગ એની પાછળ ભાવનો અને કવિત્વનો રંગ લઈને આવે છે, એ એની અસાધારણ સિદ્ધિ છે. બાણની નિરૂપણરીતિનો બીજો વિશેષ એની ચિત્રાત્મકતામાં છે. રંગોની છટા એ ચિત્રોને જીવંત અને ચિરંજીવ બનાવે છે.

'કાવ્યની ઉપેક્ષિતા' લેખ રવીન્દ્રનાથની કલાસૃષ્ટિના પાત્રો સાથેની આત્મીયતા સાધવાની શક્તિનો દ્યોતક છે. સહ–અનુભૂતિભરી એવી આત્મીયતા ન હોત તો 'રામાયણ'ની ઊર્મિલા, 'શાકુન્તલ'ની અનસૂયા–પ્રિયંવદા અને 'કાદમ્બરી'ની પત્રલેખા પ્રત્યેના માર્મિક ભાવો અહીં આલેખન ન પામી શકયા હોત.

ઊર્મિલાના ત્યાગની સ્થિર જ્યોતિ સીતાની પતિવ્રતા ભક્તિના ઉજ્જ્વલ પ્રકાશમાં ઢંકાઈ ગઈ છે. સીતાએ તો વનવાસ નિમિત્તે રામનું સાહચર્ય ઇચ્છ્યું પણ ઊર્મિલાએ તો લક્ષ્મણનું 'દાન' કર્યું! નવવધૂ [illegible] રાજપ્રાસાદોના કયા અંધારા ખૂણે એણે દામ્પત્યજીવનના તે 'બાર શ્રેષ્ઠ વર્ષ' વ્યતીત કર્યાં – કોણ જાણે છે? ક્રૌંચયુગલના વિચ્છેદનો શોક ન સહી શકનાર વાલ્મીકિની લેખિની આની કેમ કરીને ઉપેક્ષા કરી શકી હશે?

શકુન્તલાને અનસૂયા-પ્રિયંવદાએ વિદાય આપી ત્યારથી આપણે પણ એમની વિદાય લઈ લીધી છે. રવીન્દ્રનાથે એ સખીદ્વયમા શકુન્તલાની પૂર્ણતા જોઈ છે. દુષ્યન્ત ભોળો તે આ પૂર્ણતાને કારણે. હાસ્ય, વિનોદ અને નવયૌવનના ચાંચલ્યે શકુન્તલાની સૌન્દર્યરેખાઓને પ્રગટ થવા માટે ઉચિત પરિવેશ રચી આપ્યો હતો. અનસૂયા-પ્રિયંવદા વિનાની ખંડિત શકુન્તલાને દુષ્યન્ત રાજસભામાં ન ઓળખી શકે તો તે માટે આશ્ચર્ય ન થાય. ત્યારે શકુન્તલા-પ્રત્યાખ્યાન પ્રસંગની આ સખીઓએ વાત જાણી હશે ત્યારે તેમને કેવી વેદના થઈ હશે! શકુન્તલાના પ્રણયાનુભવે એમને ય 'પત્રમર્મરથી ચકિત થઈ અશોકવૃક્ષની ઓથે છુપાયેલા કોઈ પ્રવાસીની આશંકા' કરવાનુ શીખવી દીધુ છે. હવે એ અન્યમનસ્કાઓની કુટિરે આંગણેથી દરરોજ અતિથિ આવીને પાછો જાય છે, તો રવીન્દ્રનાથની પછી આપણે ય ત્યાંથી પાછા ફરવાનુ રહે

'કાદમ્બરી'માંની પત્રલેખા ચન્દ્રાપીડ સાથે 'અપૂર્વ સબધ-બંધને' જોડાયેલી છે. એ 'પત્ની નથી, પ્રણયિની નથી, દાસી નથી, પુરુષની સહચરી છે' ચંદ્રાપીડની 'તમામ ખાનગી વાતો'મા એ ભળે છે. ચંદ્રાપીડે જેને 'ખૂબ વાર એકીટશે નીરખી' હતી તેવી આ સુંદર રાજકુમારિકા પર 'લજ્જા, આશંકા કે સંદેહની દોલાયમાન સ્નિગ્ધ છાયા સરખી' પડતી નથી. કાદમ્બરીના સમાચાર લાવનાર પત્રલેખાને ચંદ્રાપીડ આલિંગન આપે છે પણ એ આલિગનમા રોમોત્કંપ સાથેની લજ્જા-મધુર લાલાશ નથી. આનાથી વધારે અનાદર નારીનો કયો હોઈ શકે? પત્રલેખા રાજકુમારી છે, સુંદર છે – છતા ય! પોતાની કલ્પનાની 'મુશળધાર' વર્ષા કરનાર બાણભટ્ટે આ નારીની પ્રણયતૃષાને જાણવાની ય દરકાર નથી કરી. એ અનાદૃતા પરિણામે ચિરવંચિતા જ રહી. એક કાદમ્બરીએ પણ જો એની નારીસહજ ઈર્ષ્યા કરી હોત તો ય આપણને જરાક કરાર વળત. પણ પત્રલેખાના ભાગ્યમા તો તે ય નથી!

નિર્મમ કવિઓની ઉપેક્ષા પામેલાં આ ચાર નારી પાત્રો આ વિરલ ભાવકચિત્તના અમર-લોકમા આસન મેળવીને અમર બને છે એનું આશ્વાસન આપણે માટે જેવું તેવું નથી.

શ્રી ચારુચન્દ્ર બસુના 'ધમ્મપદ'ના બંગાળી અનુવાદની સમીક્ષા નિમિત્તે લખાયેલો લેખ 'ધમ્મપદમ્' રવીન્દ્રનાથની આપણા ધર્મગ્રંથોને અને આપણી ધાર્મિક ભાવનાને જોવાની દૃષ્ટિનો સૂચક છે. નીતિકાવ્ય 'ધમ્મપદમ્' છે તો ધર્મગ્રંથ પણ રવીન્દ્રનાથ એને ઈતિહાસની દૃષ્ટિથી અવલોકે છે ભારતના ભૂત અને ભવિષ્યને એકસૂત્રે બાંધી રાખનાર તત્ત્વ ધર્મતત્ત્વ છે. એણે યુગો સુધી ભારતીય પ્રજાજીવનની વિવિધતામાં ઊંડે ઊંડે એક મૂલગત એકતાને પોષ્યા કરી છે અને પ્રજાને વિચ્છિન્ન થવા દીધી નથી. ભારતમાં ધર્મનું બાહ્યરૂપ અનેકવિધ પરિવર્તનો પામ્યું છે પણ પરિવર્તન એ વિચ્છેદ નથી. એ પરિવર્તનોએ તો ધર્મને સમાજમા અને વ્યવહારમાં મૂર્તિમંત કરવાના પ્રયત્નો કર્યા છે. વૈચારિક ભિન્નતાએ પણ આચારની એકતાને તો પોષી છે એ એકતા 'કર્મમાત્રને નિવૃત્તિ તરફ વાળવા'ના આચારની એકતા છે

ભારતમાં રાષ્ટ્રભાવનાને અનુષંગે ધર્મભાવના રહી નથી કે રાષ્ટ્રભાવનાની વિરોધી ધર્મભાવના બની નથી, પણ ધર્મભાવનાએ રાષ્ટ્રભાવનાના પાયાનુ રૂપ ધારણ કર્યું છે. એને પરિણામે યુરોપના

ઈતિહાસની પેઠે ભારતનો ઈતિહાસ એ 'પોલિટિક્સ' અને 'નેશન'નો ઇતિહાસ ન રહેતા ભારતીય ધર્મજીવનનો ઈતિહાસ રહ્યો છે. રવીન્દ્રનાથ તેથી કહે છે કે યુરોપના ઈતિહાસની સાથે આપણા ઈતિહાસની સરખામણી ન થઈ શકે.

આપણા પ્રજાજીવનના ઈતિહાસને જાણવો હોય તો તેનાં ધર્મશાસ્ત્રોનું અધ્યયન અનિવાર્ય બની રહે છે. બૌદ્ધશાસ્ત્રોનો પરિચય કરવા પ્રત્યે આપણે દુર્લક્ષ કર્યું છે તેનાથી આપણો આખો ઈતિહાસ આપણે ભાગ્યે જ પામી શકીશું, એવી ચેતવણી પણ રવીન્દ્રનાથે 'ધમ્મપદ'ના અનુવાદને આવકારતા આપી દીધી છે.

અનુવાદની બાબતમા રવીન્દ્રનાથનું ધોરણ અવશ્ય નોંધપાત્ર ઠરે છે. બને ત્યા સુધી અનુવાદ મૂળની નજીકમા નજીકનો થવો જોઈએ. એને કારણે થોડાંક સંદિગ્ધ સ્થાનો રહી ગયાં એવું લાગે તો પાદટીપમાં એની છણાવટ કરી લેવાય. બાકી એ સિવાય તો, "...અનુવાદ જ વચમાં વચમાં વિવેચનનું રૂપ ધારણ કરે ત્યારે અન્યાય થાય છે; કારણ, અનુવાદકની જો ભૂલ હોય તો તે વિવેચનમા પણ આવે જ."

રંગભૂમિ પરનો છેલ્લો લેખ પ્રાચીન ભારતીય રંગભૂમિની લાક્ષણિકતાઓ પ્રકાશમાં લાવી સામાજિકની જવાબદારીનુ ભાન કરાવે છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં આપવામાં આવેલુ નાટ્યગૃહનું વર્ણન પ્રેક્ષકની કલ્પનાશક્તિની અપેક્ષા રાખે છે, કારણકે સર્જક અને પ્રેક્ષક વચ્ચે 'લેવડદેવડનો સંબંધ છે.' નાટકકારનું લક્ષ્યસ્થળ સ્થૂલ ચીજોથી ઊભી કરાયેલી રંગભૂમિ નહિ પણ પ્રેક્ષકની ચિત્તભૂમિ હોવું જોઈએ સામાજિકના ચિત્તની નમનીયતાને સર્જકપ્રતિભા ધારે તે રીતે ઉપયોગમાં લઈ શકે છે. સ્થૂલ જડ રંગભૂમિની વાસ્તવિકતાને નામે વચ્ચે આવતી કે લવાતી મર્યાદાઓ સર્જક-ચિત્તને શા માટે વેઠવી પડે? જ્યારે સ્થૂલ રંગભૂમિની અનિવાર્યતા સ્વીકારાય છે ત્યારે સર્જકશક્તિ અને અભિનયશક્તિની સ્વતંત્રતા પર એ પોતાનો કાબૂ જમાવે છે. એવી અણછાજતી પરાધીનતા નાટકને વિશાળ લોકસમૂહથી દૂર તો રાખે અને સાથે સાથે સર્જકને અને અભિનેતાને 'પણ'ગૂંગળાવે. વાસ્તવિકતાના નામે એનો સ્વીકાર થતો હોય તો પણ નાટકના ભોગે એનો સ્વીકાર ન થાય, એમ રવીન્દ્રનાથ ચોખ્ખુ સંભળાવે છે: "વાસ્તવિકતાનું ઊંટ જો કળાના તંબૂમા પેસી જાય તો બધી જગા પોતે જ લઈ લે અને કળાને તેમાથી બહાર નીકળવું પડે"

રવીન્દ્રનાથ સંસ્કૃત સાહિત્યના માત્ર ભાવક જ રહ્યા નથી. અહીં સમાલોચના નિમિત્તે એમણે પુરોહિતત્વ કર્યું છે. વાગ્દેવીની પૂજામા પોતે મંદિરનો ઘંટ વગાડવાનું કાર્ય કર્યું છે એમ તેઓ કહે છે, પણ આપણે તો કહીશું કે એમણે દૃષ્ટિની નવી દીપમાલા પ્રગટાવીને મંદિરનાં સૌન્દર્ય અને ગૌરવને આલોકિત કર્યાં છે.

# સાહિત્ય અને આધુનિક જીવન | ઉમાશંકર જોષી.

સાહિત્ય એટલે કે સર્જનાત્મક સાહિત્ય જીવનનું કલામાં રૂપાંતર કરવાનો પ્રયાસ કરે છે. પરંતુ આધુનિક જીવન કેટલે અંશે આવા રૂપાંતરને અવકાશ આપે છે? બીજો પણ એક પ્રશ્ન વિચારવાનો છે. આજના આધુનિક યુગમાં જે રીતે જીવન જીવાય છે એ જીવનના સંદર્ભમાં, સાહિત્ય માનવીના વ્યક્તિત્વ પર તેમજ વિશાળતર સમાજ પર કેટલે અંશે પ્રભાવ પાડી શકે એમ છે?

કેટલાક કદાચ આજના જમાનાને અર્વાચીનોત્તર યુગ કહેવા પ્રેરાશે. આધુનિક યુગે બે મૂલ્યો—સ્વતંત્રતા અને બુદ્ધિગમ્યતા—ને મહત્ત્વનું સ્થાન આપ્યું. છેલ્લા એક સૈકાથી આ મૂલ્યોની કસોટી થઈ રહી છે. ફ્રોઇડ અને જંગના સાહિત્યે માનવ-સ્વભાવમાં કેટલું બધું અબુદ્ધિગમ્ય છે તે બતાવી આપ્યું છે અને માર્ક્સનો સિદ્ધાંતવાદ અનિવાર્યપણે વ્યક્તિસ્વાતંત્ર્ય પર તરાપ મારવામાં જ પરિણમે છે. વિજ્ઞાને તો માનવીની બુદ્ધિગમ્યતાના તત્ત્વને પ્રબળ બનાવવું જોઈતું હતું અને માનવીને વધુ સ્વતંત્ર બનાવવો જોઈતો હતો પરંતુ આપણે આજે જોઈએ છીએ કે વિજ્ઞાનના સંતાન સમી ટેકનોલૉજીએ સમાજવ્યવસ્થા એટલી તો અટપટી બનાવી મૂકી છે અને અવૈયક્તિક નોકરશાહીના હાથમાં એટલી તો અસીમ સત્તા સોંપી છે કે માનવ સમાજના વિશાળ સમૂહોને, સ્વતંત્રતાના અભાવની સ્થિતિમાં, જાણે અવિવેકની દયા પર જીવતા ન હોય એમ જીવવું પડે છે. ટેકનોલૉજી માત્ર વિવેક હોય ત્યાં જ કાર્ય કરી શકે. પરંતુ મોટી વિચિત્રતા તો એ છે કે, એની સહાયથી જે સામાજિક-રાજકીય સત્તા નિર્માણ થાય છે તે સત્તા પર વિવેકનો અધિકાર નથી. પાશવી મજૂરી અને અભાવની સ્થિતિમાંથી માનવીને મુક્ત કરવા માટે ટેકનોલૉજીનું અવતરણ થયું હતું પરંતુ એ પણ વિધિની વિચિત્રતા જ છે કે, એણે એના જન્મદાતા માનવને જ, એનું સ્વયં અસ્તિત્વ જ શંકાસ્પદ બની જાય છે એવી પરિસ્થિતિમાં મૂકી દીધો છે.

આથી, આ આધુનિક ટેકનોલૉજી-પ્રધાન યુગમાં, પોતાની અનુભૂતિઓને કલાસ્વરૂપ આપવાનું કાર્ય સાહિત્ય-કલાકારોને અગ્નિપરીક્ષા સમું લાગે એમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી.

પ્રાચીન-મધ્યકાલીન યુગમાં સાહિત્ય આખા યુગોના, અને સમગ્ર સંસ્કારિતાના પણ, સારરૂપ બની રહેતું. હોમર, વાલ્મિકી, વ્યાસ, વીર્જીલ, કાલિદાસ અને દાન્તે, મહાન સમર્થ જાતિઓના અનુભવોનું સમગ્ર દોહન રજૂ કરી શકતા. તેઓ જે સમાજમા જન્મ્યા હતા તે સમાજની સંસ્કારી આકાંક્ષાઓ, તેમના સાહિત્યસર્જનમા વ્યક્ત થતી. એટલું જ નહીં, પરંતુ એ સમાજની ધાર્મિક અને સામાજિક પરંપરા પણ એમની સાહિત્યપ્રવૃત્તિઓને ઘાટ આપવામા ભાગ ભજવતી

આજે લેખક સમક્ષ કોઈ સૌથી મોટી સમસ્યા ઊભી થઈ હોય તો તે યથાર્થ દર્શનની છે. આ યથાર્થ દર્શન લેખકને માત્ર અલ્પ સમયમા અનંતકાળનું દર્શન કરાવી શકે છે. પરંતુ વર્તમાન જીવનમાં ઘટનાઓ અને પ્રસંગોનો વેગવતો પ્રવાહ, પરિસ્થિતિના માત્ર અલ્પાંશ દર્શનથી 'કશું વિશેષ દર્શન મેળવવાનું', કલાકાર માટે લગભગ અશક્ય બનાવી મૂકે છે. જીવનનું સુસ્થિર અને સમગ્ર દર્શન પામવાને બદલે એને તો, જો મળે તો—માત્ર જીવનની એક ઊછળતી ઝાંખી જ થાય છે.

---

* ટાગોર જન્મ શતાબ્દિ ઉત્સવ નિમિત્તે પાટનગરમાં યોજાયેલા આંતરરાષ્ટ્રીય સંવાદમાં રજૂ કરેલ નિબંધનો અનુવાદ.

સાહિત્યિકો અને કલાકારોના જુદા જુદા ઘટકો અને ઘરાના, આધુનિક જીવને ફેંકેલો પડકાર ઝીલવાની અશક્તિ અંગે પ્રગટેલો, આધ્યાત્મિક પ્રકોપ જ દર્શાવી રહે છે.

જો આપણે પ્રાચીન કાળ પર એક દષ્ટિપાત કરીએ તો આપણને જણાશે કે, સાહિત્ય એક શક્તિશાળી અને કેટલીક વાર તો લોકજીવનવિધાયક પરિબળ હતું. "ઈલિયડ", "રામાયણ" અને "મહાભારત" એ સૈકાંઓ સુધી લોકપ્રેરણાના મુખ્ય પ્રભવસ્થાન, એમની અધ્યાત્મ-ભાવનાને નિભાવનાર મુખ્ય સાધન રૂપ રહ્યા છે. આધુનિક યુગમાં સવિશેષ કરીને આજે સાહિત્યે એની એ મહત્તા ગુમાવી છે. અમુક સાહિત્યકૃતિનું સર્જન એક રાષ્ટ્રીય ઘટના ગણાતી એ દિવસો હવે વીતી ગયા છે. આજે લોકના જીવન પર કોઈ કાવ્ય કે નવલની ઊંડી કે પ્રગાઢ છાપ પડતી નથી, કયાં તો આપણો સમાજ સ્થિતિચુસ્ત બની ગયો છે યા તો સાહિત્ય સમાજને જે અદ્ભુતતાઓ અર્પી શકે એમ છે તે આજની કસોટીકારક વિશ્વપરિસ્થિતિમાં સાવ સામાન્ય અને પ્રભાવહીન છે. હેમ્લેટના પિતાના ભૂતનો રંગભૂમિ પર પ્રવેશ એક જમાનામાં આપણા શરીરમાં ભયની ધ્રૂજારી પ્રસરાવી દેવા પૂરતો લેખાતો. આની સામે જો આપણે છ એક મહિનાના પ્રસંગો યાદ કરીએ તો જણાશે કે આપણા સૌથી વધુ રોમાંચક કે ઉત્તેજક અનુભવો અખબારી મથાળાને આભારી છે. ભૌતિક અંતર કે જીવનરીતિથી આપણે એક બીજાથી ગમે તેટલા દૂર કે અલગ હોઈએ તો પણ આજે પ્રજાઓનું જીવન વધુ ને વધુ પરસ્પરાવલંબી અને તેમનું ભાવિ પરસ્પર સંલગ્ન બનતું જાય છે. માનવજાતના ઇતિહાસમાં બે છાવણી વચ્ચે સામસામા મોરચા ન મંડાયા હોય એવું નથી. પરંતુ બે મહાસત્તાઓ વચ્ચેની આજની અથડામણ વિશિષ્ટ અને વિચિત્ર એ કારણે બની ગઈ છે કે તેઓ વિગ્રહનો વિચાર જ કરી શકે એમ નથી. કારણકે, યુદ્ધથી બેમાંથી કોઈ એક પક્ષને વિજય ન સાંપડે અને પરિણામે તેમને સતત યુદ્ધના ખાંડા ખખડાવતાં રહેવું પડે એવી પરિસ્થિતિ માનવ ઇતિહાસમાં પહેલી જ વાર ઉપસ્થિત થઈ છે, એટલે કે ભયની તલવાર સતત લટકતી રહે છે. આથી માત્ર માનસિક અને આધ્યાત્મિક શક્તિનો જ હ્રાસ નથી થતો, એને પગલે માનવજાત નિર્બળ બની જવાનો, એની શારીરિક શક્તિ પણ હીણી થતી જવાનો ભય રહેલો છે.

આજે માનવી જે પરિસ્થિતિમાં મુકાયો છે તે સ્થિતિમાં, જીવનનું અસ્તિત્વ એની મુખ્ય ચિંતા બની ગયું છે. આવી પરિસ્થિતિમાં સાહિત્યકારનું પ્રદાન શું હોઈ શકે? અંતમાં, સમગ્ર માનવજાતના આત્માને ઢંઢોળીને જાગૃત કરી શકે એવી કોઈ શક્તિશાળી વાણીની કલ્પના આપણે કરી શકીએ છીએ? આપણામાંના વાસ્તવવાદીઓ આપણને ખાતરીપૂર્વક કહેશે કે માનવજાતના આત્માને કશું જ થયું નથી, પરંતુ જેમના આત્માને કાટ લાગ્યો છે તો તે નિષ્ઠુર શાસકવર્ગ છે. સાહિત્યકારો આજે પોતાને જેવી અસહાય સ્થિતિમાં જુએ છે એવા પહેલા કયારેય નહોતા. આજની બે પ્રતિસ્પર્ધી છાવણીમાંની એક છાવણીમાં સાહિત્યકારોએ, પોતાનું સાહિત્યકાર તરીકેનું સ્થાન રાજ્યના એક અંગ કરતાં ગૌણ ગણ્યું છે એમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી. બીજી સામી છાવણીમાં કેટલાક કલાકારો કલાને "નાબૂદ" કરવાની હિમાયત કરવાની હદ સુધી ગયા છે. આનો અર્થ સાહિત્ય અને બીજી કલાઓમાં શ્રદ્ધાનો અભાવ એવો જ નીકળે છે.

સાહિત્ય પહેલા જેવું એક શક્તિશાળી પરિબળ, એક મહાન અસર રૂપ હતું તેવું આજે નથી રહ્યું એ નિઃશંક છે; એમ પણ કદાચ બને કે એને એનું ઘટિત સ્વરૂપ અને સ્થાન આપવામાં આવ્યું છે. એનો અર્થ એવો તો નથી જ કે એણે એનું મૂલ્ય ગુમાવી દીધું છે, એનો હવે કોઈ ઉપયોગ રહ્યો નથી. સમકાલીન સાહિત્યિક કલાકારે હવે પોતાનો અતિ નમ્ર કાર્યભાગ ભજવીને જ સંતોષ માનવો

રહ્યો. પરંતુ આખરે " માનવતાનું કરુણ સંગીત " તો એની વાણી દ્વારા જ ગુંજવાનું છે. સાહિત્યિક વ્યક્તિઓ, સાહિત્યકાર તરીકેનું પોતાનું કર્તવ્ય ત્યાગે અને લેખક તરીકેની પોતાની પ્રતિષ્ઠાનો જાહેર મત પર અસર પાડવામાં ઉપયોગ કરવાનું વિચારે અથવા તો કલાના " વિસર્જન " નો કે " નાબૂદી " નો વિચાર કરે એ ખરેખર એક કરુણતા છે.

સમકાલીન લેખકની કલમે સર્જાતા સાહિત્ય ઉપરાંત દુનિયાની અનેક ભાષાઓમાં સાહિત્ય-રત્નોનો ભંડાર ભર્યો પડ્યો છે. ભૂતકાળની આ સમૃદ્ધ સાહિત્યકૃતિઓ આજના જમાનાના માનવી પર કેવી અસર પાડે છે? કેટલે અંશે તે આધુનિક જીવન પર અસર પાડી શકે એમ છે? આજે સીનેમા, રેડીઓ અને ટેલીવીઝન જેવી વ્યવહારની સગવડોને પરિણામે, એ સાહિત્યકૃતિઓને વિશાળ લોક-સમુદાય સુધી પહોંચાડવાનું શક્ય બન્યું છે. આજે સાહિત્યસ્વામીઓની કૃતિઓ સાધારણ આવકવાળા લોકો માટે પણ સુલભ બની છે. આજે જેટલો વિશાળ લોકસમુદાય મહાન સાહિત્યકૃતિઓની અસર નીચે આવે છે એટલો પહેલા ક્યારેય નહોતો આવ્યો. આમ મહાન સાહિત્યકૃતિઓ દરેકને સુલભ બની છે તે હકીકત આવકારપાત્ર હોવા છતા, તેને કારણે સાચો સંતોષ અનુભવી શકાય એમ નથી સુંદર કૃતિ સાથેનો માત્ર સંપર્ક ભાગ્યે જ પૂરતો લેખી શકાય. કેટલીકવાર સમૂહવ્યવહારનું સાધન જે ઉદ્દેશ પાર પાડવા માટે એ સાધનનો ઉપયોગ કરાયો હોય તે ઉદ્દેશને જ મારી નાંખે છે. દા. ત. એક વકીલ પોતાના એક કેસનો અભ્યાસ કરવામાં અને એની નોંધ ટપકાવવામા મશગુલ છે અને એના ખંડનો આખો રેડીઓ ખંડને સંગીતથી ભરી દે છે—કદાચ કોઈ ઉસ્તાદ વીણા પણ બજાવી રહ્યા હોય એવું બને. આવા કામગરા વકીલ માટે સંગીત કોઈ રોગની ચિકિત્સા માટે ઉપયોગી નીવડે એ સંભવે પરંતુ એક કલા તરીકે તો એને મન સંગીતનું કાંઈ જ મૂલ્ય નથી. કેટલીકવાર સમૂહવ્યવહારનું સાધન, કલાને લોકભોગ્ય બનાવવાને બહાને, મૂળ સંગીતકૃતિની કલામયતાને વિકૃત કરી નાખે છે, કોઈ સુંદર નવલ કે નાટકનું રેડીઓ યા સીનેમારૂપાન્તર એના ઉદાહરણો છે.

એક કલા તરીકેની સાહિત્યની અસર માનવી પર તો જ પડી શકે જો (૧) એ કલા એના સંપૂર્ણ શુદ્ધ સ્વરૂપે પીરસવામા આવી હોય અને (૨) કલાભોક્તાએ એની કદર કરવા જેટલી પાત્રતા મેળવી હોય. પરંતુ આજે તો પરિસ્થિતિ એવી છે કે, આધુનિક માનવીને ઉત્કૃષ્ટ સાહિત્યકૃતિઓ માણવાની મળે છે અને છતા તે એક જંગલીની—શ્રી અરવિંદ ઘોષના શબ્દોમા કહું તો સરકારી જંગલીની—દશામા જીવે છે.

આજે કવિતા કે વિજ્ઞાનનું નહીં પરંતુ રાજકારણ અને ટેકનોલોજીનું વર્ચસ્વ ચાલે છે. આજની સમસ્યા સત્ય પામવાના બે મહાન માર્ગસમા કાવ્ય અને વિજ્ઞાન વચ્ચે અસ્તિત્વ ટકાવવા માટેના સંઘર્ષની નથી પરંતુ ખૂબ આગળ વધેલી ટેકનોલોજીને રાજકારણ કેવી રીતે અંકુશમા રાખે છે અને માનવકલ્યાણ માટે એને નાથી શકે છે, એની છે. આમા રાજકારણ પાસે જેટલે અંશે, માનવસમાજમાં પ્રાપ્ય છે તે આધ્યાત્મિક સાધનો હશે તેટલે અંશે, રાજકારણ સફળ થશે. વર્તમાન જીવનના સંદર્ભમા ચિરંતન મૂલ્યોનુ નવેસરથી પુનઃસમર્થન કરીને, સાહિત્ય અને કલા આ બાબતમાં પોતાનું પ્રદાન અર્પણ કરી શકે છે. કોઈ એક કલાકૃતિનું સર્જન, એ જ, માનવીના આત્માની અખંડ જ્યોતની સાબિતી છે કોઈ કલાકૃતિનુ પ્રાગટ્ય જ માનવીની અમર પ્રકૃતિનો પુરાવો છે. કદાચ માનવી નામશેષ બની જાય તો પણ, સાહિત્ય અને બીજી કલાઓને કારણે જ, પ્રકૃતિએ માનવીની ખાંભી પર કોતરાવવું પડશેઃ "માનવી એની અતિ બુદ્ધિમત્તાને નાથવામાં નિષ્ફળ નીવડ્યો પરંતુ એના જેટલો પ્રકૃતિપ્રેમી બીજો કોઈ નહોતો."

["સાહિત્ય અકાદમી"ના સૌજન્યથી]

# સાહિત્યપ્રવાહ

કૅરોના એક દૈનિક પત્ર 'અલ-અહરામ'ના સાહિત્યવિભાગના એક લેખક મૌરસી મા'અદ એલ-દ્દિને એક વાર એક કિસ્સો કહેલો :

" થોડાક વરસ પૂર્વે અંગ્રેજી માસિક '**Encounter**' તરફથી એક નવલિકા-સ્પર્ધા યોજાઈ હતી. આ સ્પર્ધા આફ્રો-એશિયાઈ દેશોના લેખકો પૂરતી મર્યાદિત હતી. અરબ રાષ્ટ્રોના અનેક નવા અને જાણીતા લેખકોએ એમાં ભાગ લીધો હતો. પરંતુ એમાની એક પણ નવલિકાને ઊંચી કક્ષાની ગણવામાં આવી ન હતી. આથી હું મહેલી તકે આ સ્પર્ધાના સંયોજકો પાસે ખુલાસો મેળવવા પહોંચી ગયો.

સંયોજકોએ જે જવાબ સ્પષ્ટ રીતે અને તત્કાલ આપ્યો તેનો સાર એ હતો કે આરબ-નવલિકાઓ કોઈ રીતે કોઈ પણ માનવ લાગણીઓને સ્પર્શતી-પ્રેરતી ન હતી. અને એમણે એમ કહી મને એક ઈનામપાત્ર ઠરેલી કોરીઅન વાર્તા વાચવા આપી. આ વાર્તા વાંચતા મને સંયોજકોનો મર્મ સમજાયો. આ કોરીઅન વાર્તા સ્થાનિક વાતાવરણની હતી અને સાવ સાદી સીધી પ્રેમકથા હતી......એમાં કશું નવું નહતું, પરંતુ તે વાંચ્યા પછી, મને જે અનુભૂતિ થઈ તે કોઈ મહાન સાહિત્યિક કૃતિ વાંચતાં થાય તેવી પ્રેરણાદાયી હતી. "

× × ×

આમ શાથી બન્યું ?

આ કિસ્સો લખનાર લેખક બે મુખ્ય કારણ આપે છે: (૧) 'અમારા (વર્તમાન) અરબ સાહિત્યમાં સર્વાશ્લેષી માનવીય દૃષ્ટિનો અભાવ છે. અને (૨), જ્યારે લાગણીઓ પ્રકટ થાય છે ત્યારે તે ઉપરના સ્તરની છીછરી હોય છે...

આમ શાથી ? તો સૌથી પહેલા તો શાહીવાદ ઉપર દોષનો ટોપલો ઢોળવામાં આવે છે કે એણે સાહિત્યકારોને સત્વો લખનારા બનાવી દીધા છે, પરંતુ તરત જ એને રવીન્દ્રનાથની સ્મૃતિ તાજી થઈ—એમણે ય તો શાહીવાદની ધૂંસરી નીચે જ સર્જન કર્યું હતું ! એમણે એના અનિષ્ટો અને અન્યાયો વિષે ય લખ્યું હતું: અને પોતાની પ્રજાની સાચી સ્થિતિનો ચિતાર પણ એમણે આપ્યો હતો. આમ છતાં, એમનું શુદ્ધ માનવતાવાદી દર્શન જ એમની ઊંડી સર્વદેશીયતા માટે આભારી હતું.

"અમારી આજની સ્થિતિનું કારણ એ પણ હોઈ શકે કે અમારું (વર્તમાન) સાહિત્ય કોઈ દાર્શનિક ચિંતન સાથે સંકળાયેલું નથી. અમારું વર્તમાન સાંસ્કારિક જીવન સર્વથા દર્શન-રહિત છે, માનવીની જિંદગી પરત્વેનું અરબ-તત્ત્વદર્શન જેવું કાંઈ જ હાલ છે નહિ. આ હકીકતનું જ પ્રતિબિંબ સાહિત્યના છીછરાપણામાં દેખાય છે.

બીજું એ પણ કારણ છે કે, અરબ બુદ્ધિજીવી-વિદ્વાન સર્વદેશીય સંસ્કારના પ્રવાહોથી કપાઈ ગયો છે. આથી અરબ સાહિત્ય સંકીર્ણ બની ગયું છે...ત્યારે બીજી બાજુ, જે અરબ સાહિત્યકારો

વિદેશમાં રહ્યા છે તેઓ સર્વદેશીય સંસ્કારના પ્રવાહમાં રમમાણ છે—દા. ત. ઈલિયા આબુ મદી અને જુબ્રાન ખલિલ જુબ્રાન. એમનાં લખાણો ભારોભાર માનવીય પ્રવાહો અને વલણોથી ધબકતાં હોય છે. ઈજિપ્તના આગલી પેઢીઓના લેખકો વિષે ય આવું જ બન્યું છે.

આજે વર્તમાન અરબ લેખકમાં જે ઊણપ છે તે સ્થાનિક લાક્ષણિકતા ઉપરાંત સર્વદેશીયતાના અભાવને કારણે છે. પરંતુ સવાલ તો એ છે, કે, આજના જુદા જુદા પ્રકારના રાજદ્વારી "વાદો"ના વાતાવરણ અને સંઘર્ષમાં લેખકને માટે સાચોસાચ પોતાનો બાગ ખીલવવાનું શક્ય રહ્યું છે ખરું?"

[ નિસિમ રેજ્વાન · જેરૂસાલેમ પોસ્ટ';
બૅકગ્રાઉન્ડ નં. ૧૯ માંથી ]

---

## સાહિત્યકારની સમસ્યાઓ

[ ૭૯ ભારતીય અને ઈન્ડોનેશિયાઈ લેખકોના નિવેદનમાંથી ]

૧. પ્રણાલી અને અધ્યતનવાદની સમસ્યા.
૨. લેખકના કર્તૃત્વ-અધિકારો અને તેના બેફામ ઉલ્લંઘનની સમસ્યા.
૩. સાંસ્કૃતિક અને સાહિત્યિક વિનિમય અર્થે ભાષાંતરો.
૪. નવા લેખકોની કૃતિઓના પ્રકાશનની મુશ્કેલીઓ.
૫. દિનરાત વધતો જતો ખાનગી પેઢીઓનો અને રાજ્ય-પ્રકાશનગૃહોનો ઈજારાવાદ.
૬. રાજકીય, સામાજિક યા ધાર્મિક હેતુઓના નામે સાહિત્યિક શૈલી અને કથનવસ્તુ ઉપર નિયંત્રણ.
૭. સાવ અર્ધા અને અહંકારી રાજદ્વારીઓ તરફથી વારંવાર ઝૂડવામાં આવતી સલાહો અને દિશાસૂચનો.
૮. પરદેશગમન અંગે પાસપોર્ટ અને વીસાની મુશ્કેલીઓ.
૯. તમામ સ્વરૂપની 'સેન્સરશીપ'—કાતરવાદ!
૧૦. સમાજમાં લેખકનું સ્થાન.
૧૧. રાજ્યની નીતિના હથિયાર તરીકે લેખકનો ઉપયોગ કરવાની વૃત્તિ.
૧૨. રાજ્યપ્રેરિત ઈનામો, પ્રદર્શનો, હરીફાઈઓની સમસ્યા.

(બૅકગ્રાઉન્ડ, ૧૯)

( પાના ૩૨ થી ચાલુ )

અને કવિ એક-કેન્દ્ર થવા મથતી વ્યક્તિની વ્યથા ને ઝંખનાથી કાવ્યનો અંત લાવે છે.

દિનરાત રાતદિન ખિન્ન છું.
એક-કેન્દ્ર થવા મથી રહેલ ક્લિન્ન છું.
ધબક ધબકમાં ઊડી રહેલ છિન્નભિન્ન છું.

( કવિતા-૧૯૫૬: પૃ. ૨૫-૨૬ )

**'પ્રાચીના'**

ઉમાશંકરકૃત 'પ્રાચીના' આપણા કવિતાસાહિત્યની અપૂર્વ અને હજી સુધી તો અજોડ કૃતિ છે. પ્રજાચેતનાની જાગૃતિનું એક સુચિહ્ન એ છે કે એમાં દૃષ્ટિનું સર્વતોમુખીપણું આવે છે. જાગૃત પ્રજાની દૃષ્ટિ માત્ર વર્તમાન ઉપર જ ઠરેલી રહેતી નથી, તે ભાવિમાં તેમ અતીતમાં પણ ફરે છે ને પ્રાચીનમાંથી પણ ભાવિ વિકાસ માટે ઉપકારક નીવડે એવું લઈ આવે છે. કેટલીક વાર પ્રાચીનને તે અર્વાચીનથી સંસ્કારીસંશોધી નવા જીવનઘાટને અનુકૂળ બનાવે છે તો કેટલીક વાર અર્વાચીનને પ્રાચીનથી પરિશુદ્ધ કરી તેને અધિક ઉજ્જવલ બનાવે છે. આપણું પ્રાચીન સાહિત્ય, આપણાં રામાયણ, મહાભારત ને ભાગવત, વેદ, ઉપનિષદ ને જાતક, આમ જમાને જમાને નવા કવિઓને આકર્ષે છે ને પોતાની અખૂટ સંસ્કૃતિસમૃદ્ધિમાંથી બહોળે હાથે નવજીવનનું ભાથું આપે છે.

'પ્રાચીના' (૧૯૪૪), ૧૯૪૦ થી ૧૯૪૪ના ગાળા દરમિયાન લખાયેલાં સાત પદ્યરૂપકોનો સંગ્રહ છે. એના વિષયવસ્તુ પ્રાચીન છે, છતા કેટલીક કૃતિઓમા કવિએ અર્વાચીન જીવનદૃષ્ટિનું ને નવીન ચિંતનનુ આરોપણ કર્યું છે. આ કૃતિઓમા જે આછુંપાતળું કથાવસ્તુ છે તે કવિએ મહાભારત, ભાગવત કે જાતકકથામાંથી લીધેલુ છે; પણ કવિનો આશય કથા આપવાનો નથી, કથાનો આધાર લઈ નવા રહસ્ય, નવુ ચિંતન આપવાનો છે. એટલે પદ્યરૂપકોમા પાત્રો છે, સંવાદ છે પણ કાર્યવેગ નહિવત્ છે. કવિએ મોટે ભાગે ઉપજાતિ અને અનુષ્ટુપ છંદમાં કૃતિઓ રચી છે, ને સર્વત્ર પ્રાસ જાળવવાનો પ્રયાસ કર્યો છે. સંભવ છે કે ટાગોરની આ પ્રકારની રચનાઓ એનું પ્રેરણાસ્થાન હોય.

સાત કૃતિઓમાંની ત્રણ 'કર્ણ-કૃષ્ણ,' '૧૯મા દિવસનું પ્રભાત' અને 'ગાંધારી' મહાભારતના કથાવસ્તુ ઉપર રચાયેલા છે ને મોટે ભાગે યુદ્ધપ્રસંગ સાથે સંકળાયેલા છે. એમા કવિની દૃષ્ટિ યુદ્ધની અનિષ્ટતા ઉપર ઠરેલી છે કૃષ્ણ, યુધિષ્ઠિર ને ગાંધારી દ્વારા કવિ યુદ્ધની સંહારકતા ને ભયંકરતા પ્રગટ કરે છે; ને અર્વાચીન દૃષ્ટિને અનુરૂપ એવો અહિંસાનો, શાંતિનો ધ્વનિ નિપજાવે છે. યુધિષ્ઠિરના યુદ્ધ વિષેના મનનોમા કવિની ભાવના વાંચી શકાય છે:

દીધો, વિધિ તેં જય એક હસ્તથી,
લીધો જયાનંદ જ ચોરી અન્યથી

....................................

} સમાન પલ્લા વિધિની તુલાના

જયાજયો તે મનનાં જ બ્હાનાં.

.......................................

અહો મહા ઉદ્યમ યુદ્ધનો આ,
અંતે જેને જીવવું માત્ર રોવા!

(પ્રાચીના : પૃ ૧૮–૨૩)

કવિ કર્ણના યુદ્ધહેતુમા પણ અર્વાચીન ભાવના આરોપતા જણાય છે. કર્ણ પોતાનાં થયેલા અપમાનોથી ક્રુદ્ધ થઈને કે અર્જુન પ્રત્યેના દ્વેષને કારણે નહિ પણ સમષ્ટિના હિતને કાજે લડવા તત્પર થયો છે એ કહે છે :

લડી રહ્યો હુંય સમષ્ટિ કાજ.
સમષ્ટિમા જે સહુ જન્મહીણાં
જીવે, વળી ભાવિ વિષેય જીવશે,
એ સર્વના જન્મકલંક કેરા
અન્યાય ધોવા મથું છું સ્વરક્તથી,

(પૃ. ૧૨)

જીવનનાં મૂલ્યો જેમ બદલાતા જાય તેમ આવાં પાત્રોના મૂલ્યાંકનમા પણ પરિવર્તન થતું રહેવાનું. આપણે જોવાનું એ છે કે પાત્રનું એવું નવું મૂલ્યાંકન, પૌરાણિક, ઐતિહાસિક, લોકચિત્તમા જેના ગુણદોષો વસી સ્થાયી થઈ ગયા હોય એવા પાત્રને વિપરીત સ્વરૂપમા તો રજૂ કરતુ નથી ને? અહીં કર્ણના સંબંધમાં એવું બનેલું નથી લાગતુ. જન્મથી જ જેણે અપમાનો સહન કર્યાં હોય, અન્યાયો વેઠ્યા હોય, પોતાના અપરાધ વગર જ વિધિના શાપ વહોર્યા હોય તેનામા સમષ્ટિના સર્વ દુભાયલાં માટે સહાનુભૂતિ પ્રગટે ને એમને માટે તે લડવા તત્પર થાય એ અપ્રતીતિકર નથી લાગતું. અનુશ્રુતિમાં એમ નહિ હોય, પણ કર્ણનું પાત્ર આ નવી ભાવનાના આરોપણ માટેની ક્ષમતા તો ધરાવે છે એમ કહી શકાય.

એવી જ રીતે કવિએ 'બાલ રાહુલ'મા બુદ્ધના ગૃહત્યાગ માટે નવું કારણ કલ્પ્યું છે. કાવ્યના વિષયોનો પરિચય આપતાં કવિ કહે છે: "સામાન્ય રીતે વ્યાધિ, જરા કે મૃત્યુ જેવાં નાસ્તિવાચક મૂલ્યો જ નહિ, પણ કોઈ અસ્તિવાચક મૂલ્ય પ્રેરક બન્યું હશે એવી શ્રદ્ધાથી પ્રેરાઈને, મહાભિનિષ્ક્રમણના એ ભવ્ય પ્રસંગને આ કૃતિમા જુદી રીતે ઘટાવ્યો છે." જુદી રીતે એટલે રાહુલને બુદ્ધના ગૃહત્યાગનું નિમિત્ત કલ્પીને. કવિ બુદ્ધ પાસે જ કહેવડાવે છે કે એમણે જગત માટે નિર્વાણ માર્ગ શોધ્યો તે જરા, વ્યાધિ, મૃત્યુથી ત્રસ્ત થઈને નહિ પણ પોતાની પછી પોતાના વારસ તરીકે બાલ રાહુલને પણ આ જગતનાં દુઃખોનો અનુભવ કરવો પડશે તો તેનો ઉપાય કરું એવા વિચારથી.

ને એમ સંસાર સમસ્ત કેરું
બની જતો રાહુલ કેન્દ્ર ઘેરું.
બની જતો વિશ્વ, ન વત્સ માત્ર. (પૃ. ૫૫)

બાલ રાહુલ પ્રત્યેના વાત્સલ્યથી પ્રેરાઈને બુદ્ધ જીવનનાં દુઃખક્લેશોથી તેને ઉગારવાનો વિચાર કરે છે ને એમ વિચારતા એમને આખા જગતના જીવોની મુક્તિનો માર્ગ શોધવાનો વિચાર આવે છે એવું ઉમાશંકરનું દર્શન છે. કાવ્યમાં કવિ બુદ્ધને મુખે કહેવડાવે છે :

આનંદ, ના ભીતિની ડાકિણીઓ–
વ્યાધિ – જરા – મૃત્યુની શાકિનીઓ
ભૂતાનુકંપા વહવી ઉરે શકે;
રોડ્યું જ કારુણ્ય–નવાણુ બાળકે. (પૃ. ૫૬)

જે જાતે ભયત્રસ્ત છે તે બીજાને ભયમુક્ત કેવી રીતે કરી શકે? જે જાતે જ બદ્ધ છે તે બીજાને મુક્ત કેમ કરી શકે? પણ કાવ્યને અંતે સિદ્ધ તો એમ જ થાય છે કે પોતાના બાળકને ને પછી આખા જગતને જરા, વ્યાધિ, મૃત્યુ જેવા ક્લેશોમાથી મુક્ત કરવા જ બુદ્ધે ગૃહત્યાગ કર્યો. અલબત્ત, આ જગત અને બુદ્ધ વચ્ચે કડીરૂપ બાલ રાહુલને કલ્પીને ઉમાશંકર બુદ્ધના ગૃહત્યાગના નિશ્ચયને વધારે સ્વાભાવિક અને પ્રતીતિજનક બનાવી શક્યા છે, પણ અનુશ્રુતિના અને કવિના આ નૂતન દર્શન-ચિંતનમા કશો મૂળગામી ભેદ દેખાતો નથી.

'રતિ–મદન'માં કવિ પ્રેમતત્ત્વના વિકાસની પોતાની ભાવના નિરૂપવા શિવગૌરીના લગ્નનું ને કામદહનના પ્રસંગનું આલંબન લે છે. કાવ્યમા કવિએ ગૂંથેલી ભાવના કવિના શબ્દોમા કહીએ તો "રતિમદન...શિવગૌરી...અર્ધનારીશ્વરઃ એ ત્રણમાંથી એકાદ અંશ નહિ પણ આખો પટ પ્રેમની લીલાભૂમિ છે અને અર્ધનારીશ્વર એનું પરમોચ્ચ મંગલ શિખર છે." શિવપાર્વતીનો સંયોગ કરાવવા મદને ઉપાડેલાં કામમા સહકાર આપતાં ખેંચાતી રતિને મદન કહે છે :

બેના એક થવું વ્હાલી, દેવા ભેળવી બે ઉરો,
ન કૈં દુર્લભ્ય તે દેવી! દેવોને શક્ય તે નથી.
મળ્યો સંભોગનો લ્હાવો વધાવી લો હુલાસથી.
(પૃ. ૬૯)

કાવ્યરચનાની દૃષ્ટિએ જોઈએ તો આ કૃતિમાં રૂપકનાં તત્ત્વો સારા પ્રમાણમાં છે. કવિએ નાટકમાં હોય છે તેમ સ્થળ અને સમય પણ આપ્યા છે. કૃતિમા એક સાંધે સ્વર્ગ અને પૃથ્વીલોકનાં દશ્યો, આકર્ષક, પ્રૌઢલલિત વર્ણનોથી ગૂંથીને કવિએ સ્થિતિનું વૈવિધ્ય સાધ્યું છે. પાત્રો પણ એમાં સારી સંખ્યામાં છે ને એમના પ્રવેશ ને નિષ્ક્રાન્તિ પણ યોજવામા આવ્યાં છે.

'કુબ્જા'મા કવિએ કુબ્જા અને કૃષ્ણ મિલનનો પ્રસંગ લઈને પ્રેમતત્ત્વનો મહિમા ગાયો છે. કવિનાં શબ્દોમાં કાવ્યનું રહસ્ય કહીએ તો "કુબ્જા એ, જેનો વિકાસ રૂંધાયો છે એવો કુંઠિતચિત્ત જીવ છે, શૃંખલિત આત્મા છે, શૌર્ય અને પ્રેમનો અનુભવ થતાં એનુ સ્વત્વ ખીલવા પામે છે." રચનાની દૃષ્ટિએ પણ આ કૃતિ સંગ્રહની કદાચ શ્રેષ્ઠ કૃતિ ઠરે એવી છે. એમાં રૂપકના તત્ત્વો સારા પ્રમાણમાં કવિએ ખીલવ્યા છે. એમાં પાત્રવૈવિધ્ય, પ્રવેશનિષ્ક્રમ, વસ્તુવિકાસ, વસ્તુસંકુલતા અભિનેયતા ને કાર્યવેગ પણ છે. કાવ્યનો ઉઘાડ પણ નાટ્યાનુરૂપ છે.

ડોલરરાય માંકડ 'પ્રાચીના'ની સમીક્ષા કરતાં અંતમાં જણાવે છે કે આ કૃતિઓ વાંચતાં એની રચનામા કવિની સભાનતાનું સતત ભાન રહ્યા કરે છે. કવિ મોકળે મને કે છુટ્ટી કલમે લખતા નથી. કવિના મનમા કોઈ ચિંતન કે રહસ્ય રહેલું છે ને તેને પ્રગટ કરવા કૃતિઓનું નિર્માણ થયું હોય એમ લાગે છે. સર્વત્ર પ્રાસની જાળવણીમા આયાસ ને કૃત્રિમતા પણ જણાય છે. આ મુદ્દાઓ-માથી છેલ્લા મુદ્દાઓને કવિની મર્યાદા તરીકે ભલે ગણવામાં આવે, પણ બાકીના મુદ્દાઓને મર્યાદા ગણવાની જરૂર જણાતી નથી. આવી લાંબી ચિંતનસભર, વૃત્તાન્તાત્મક કૃતિઓનું નિર્માણ બે રીતે થાય. એકમાં કવિ વૃત્તાન્તનું આલેખન કરે છે ને તેમાથી સહજ રીતે પ્રગટ થતું ચિંતન તારવે છે તો બીજામાં, મનમા કોઈ વિચાર કે રહસ્ય સ્ફુરે તેને યોગ્ય કથાવસ્તુ કવિ શોધી લે છે. કુશળ કવિને હાથે આ બન્ને રીતે સારી કૃતિઓ રચાય. વળી આવી, રૂપકના તત્ત્વોવાળી ચિંતનગર્ભ લાંબી કૃતિઓમા કવિ પોતાની લાગણી, વિચાર કે કલ્પનાને છુટ્ટો દોર આપી ભાગ્યે જ પ્રવર્તવા દઈ શકે. 'પ્રાચીના'ની કૃતિઓ જેવી પ્રશિષ્ટ કૃતિઓના સર્જકે વસ્તુ પરત્વે તેમજ આયોજન પરત્વે હંમેશા સ્વસ્થ ને સાવચેત રહેવાનું હોય છે

કાવ્યવસ્તુની ગંભીરતા ને ભવ્યતાને કારણે, અર્થ અને કલ્પનાની સઘનતા ને સભરતાને કારણે તેમ જ આયોજન અને અભિવ્યક્તિની અભિનવતા ને કલાત્મકતાને કારણે 'પ્રાચીના' અર્વાચીન કવિતાની એક ઉચ્ચ અને ન્યારી કલાકૃતિ બની રહે છે.

ઉમાશંકરે પોલિશ કવિ એડમ મિત્સ્કિયેવિચના 'ક્રીમિયન સૉનેટ્સ'નો 'ગુલે પોલાંડ' (૧૯૩૯) નામથી અનુવાદ આપ્યો છે, અનુવાદમાં કવિને વિષયના રોમેન્ટિક વાતાવરણને ને શૈલીના માર્દવને યથાતથ ગુજરાતીમા અવતારવાનું કપરું કામ પ્રાપ્ત થયું છે ને એમણે તે સફળતાપૂર્વક કર્યું છે. કાવ્યો સાથે સૉનેટ ઉપર એક વિસ્તૃત, અભ્યાસપૂર્ણ, તેજસ્વી નિબંધ આપીને એમણે સૉનેટ વિષય ઉપર સાધારણ રીતે સર્વમાન્ય થાય એવો આખરી અભિપ્રાય જાણે આપી દીધો છે.

'નિશીથ'નું અવલોકન કરતાં, ૧૯૩૯મા, વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદીએ ઉમાશંકર માટે જે ઉદ્ગારો કાઢ્યા હતા તે હજી એવા જ સાચા ઠરે છે, એટલું જ નહિ પણ એમણે જોયેલી શક્તિ અને શક્યતાઓ કવિમા હવે સિદ્ધિ રૂપે જોવા મળે છે.[૨]

---

૨ "સુકુમાર હૃદય, તેજસ્વી બુદ્ધિ, સમર્થ કલ્પના અને ઊંડા ચિંતન વડે સમૃદ્ધ વ્યક્તિત્વનો પરિચય 'નિશીથ'મા થાય છે શ્રી ઉમાશંકર જોષી, આપણા નવીન પણ અગ્રણી કવિ, સાહિત્યના અનેક પ્રાન્ત સર કરનાર સાહિત્યકાર, ગુજરાતની સૂક્ષ્મ સંપત્તિ છે. તેમની કૃતિઓનો ઉલ્લેખ બીજા પ્રાંતો આગળ આપણે ગૌરવથી કરી શકીએ છીએ, અને માનીએ છીએ કે બીજા પ્રાંતોમાં પણ એમના જેવા સાહિત્યકાર ગણતર જ હશે "
(ગુજરાત સાહિત્ય સભા-કાર્યવહી-૧૯૩૯-૪૦. ૩૯નું ગ્રંથસ્થ વાઙ્મય-પૃ ૨૫)

# અંતકાળ | જુલિયસ ફુચિક (ડૉ. રસિક પંડ્યા)

જ્યારે
સૂર્યની ઉષ્મા અને દ્યુતિ તારકાની
આપણા માટે રહે ના......
આપણા માટે રહે ના......

ચૂનો ચઢાવેલી અંધ-ઓરડીમાં બે પુરુષો એક-બીજાની પાછળ ધીમા પગલે વર્તુલાકારે ફરે છે. તેમના હાથ પ્રાર્થનાની મુદ્રામાં લટકતા ગોઠવાયેલા છે. તેમના બિન-કેળવાયેલા અવાજમાં શોકાર્ત મરશિયાના સૂર ખેંચાય છે.

શી મુદ્રામાં આત્મ આ પાંખો કરે
ઊર્ધ્વની સુરલોક-વાટ. ..
ઊર્ધ્વની સુરલોક-વાટ,

કોઈક મૃત્યુ પામ્યું છે. કોણ હશે તે? શબવાહિની અને શબને જોવા માટે હું મારું મોઢું ફેરવવા યત્ન કરું છું. શબના મસ્તક પાસે બે મીણબત્તીઓ પ્રકાશ વેરતી ઊભી છે.

જ્યાં, નિશા નામો-નિશાહીન થૈ ગઈ,
શાશ્વતિમાં તેજ દિનનાં ઉત્સરે......

હું મારી દૃષ્ટિને ઊંચકીને ચોગરદમ ફેરવવામાં સફળ થાઉં છું. અહીં તો બીજું કોઈ નથી. પેલા બે અને મારા સિવાયના કોઈને હું જોઈ શકતો નથી. તેઓ આ કોના નામના મરશિયા ગાઈ રહ્યા છે?

જ્યાં સદા ઝગતો રહ્યો ધ્રુવ તારલો......
રે પ્રભુ પોતે,
ઈશુ પોતે જ તે.

આ અંત્યેષ્ટિક્રિયા છે. નિઃશંકપણે આ અંત્યેષ્ટિક્રિયા જ લાગે છે. પરંતુ તેઓ કોને દાટી રહ્યા છે? જોઈએ તો અહીં કોણ કોણ છે? ફક્ત પેલા બે પુરુષો અને હું! તો તો આ મારી જ અંત્યેષ્ટિ છે. પરંતુ સાંભળો, ભાઈઓ, ક્યાંક ભૂલ થાય છે. હું મરણ પામ્યો નથી. હું હજી જીવતો છું. તમારા તરફ જોતો, તમારી સાથે વાત કરતો તમે મને જોઈ શકતા નથી? ઊભા રહો, મને અણઘડી દાટી દેશો નહિ.

કોક જ્યારે આખરી લઈ લે વિદા... .
બસ, આખરી લઈ લે વિદા ......

તેઓ તો સાંભળતા જ નથી. તેઓ બહેરા છે શું? હું સાંભળી શકાય તેવા અવાજમાં વાત કરતો નથી? કે પછી હું ખરેખર મરી ગયો છું અને તેઓ વિદેહીનો અવાજ સાંભળી

શકતા નથી? હું મારી અંત્યેષ્ટિક્રિયા ત્યારે શું જોતો હોઈશ મારું શરીર આ રીતે જ ઊંધા મોઢે પડી રહેશે?

તેની ભભૂકતી આંખને તે ફેરવે,
ઊર્ધ્વના આકાશ માથે......
ઊર્ધ્વનાં આકાશ માથે......

હવે સ્મૃતિ સળવળે છે. મને ઊભો કરીને કપડાં પહેરાવવા માટે કોક માથાકૂટ કરી રહ્યું છે. પછી તેઓ મને કફન ઓઢાડીને ઊંચકી જાય છે. તેમના નાળવાળા જોડા રવેશમા ગાજી રહે છે. અને પછી...બસ, આટલું જ. મને તેથી વધુ કંઈ જ યાદ નથી.

શાશ્વત દ્યુતિ જ્યાં સદા યે સુસ્થિર......

પરંતુ આ બધું નિરર્થક છે. હું હજી પણ જીવતો છું. મને માત્ર દૂરસ્થ કોઈ વેદના અને તૃષા વરતાય છે. મૃતાત્માઓને તૃષા હોતી નથી. હું મારો હાથ હલાવવાના પ્રયત્નમા મારી બધી જ શક્તિ કેન્દ્રિત કરું છું. આશ્ચર્ય! મારાથી અનાયાસ અવાજ થઈ જાય છે.

'પાણી'!

હાશ, પેલા બે પુરુષો વર્તુલાકારે ફરતા અટકી જાય છે. ને હવે તેઓ મારી ઉપર લળે છે. તેમાનો એક મારું મસ્તક ઊંચું કરે છે અને પાણીનો એક ચંબુ મારા હોઠ આગળ લાવે છે.

"છોકરા, તારે કૈંક ખાવું પણ જોઈએ બે દિવસથી તું કેવળ પાણીભેર જ રહ્યો છે."

તે મને શું કહે છે? બે દિવસ વીતી ગયા? આજે કયો વાર થયો?

**સોમવાર:**

સોમવાર. અને હું શુક્રવારે પકડાયો હતો. ઓહ, મારું માથું કેટલું ભારે લાગે છે! અને પાણી આટલું ઠંડું! નિદ્રા, મને સૂઈ જવા દો. એક જ બિન્દુએ ઝરણાના સપાટી હલાવી મૂકી છે.

રોકલાનની ગિરિમાળાની છાયામા આવેલા વનઅધિપતિના મકાનની પાસેના મારા સુપરિચિત ડુંગરાઓમાં આવેલા ઘાસનાં ઊંચા મેદાનોમા થઈને વહેતું ઝરણું અને અવિરત વરસતી ઝરમરો વૃક્ષરાજિની નિશિતોમાં ગાય છે. અત્યારે સુવાનું કેટલું સુખદ છે!

...અને હું ફરીથી જાગી જાઉં છું ત્યારે મંગળવારની સાંજ થયેલી છે. અને એક શ્વાન–શિકારી કૂતરો, મારી ઉપર આવીને ઊભો છે. તે મારા તરફ તેની સુંદર હાવકી આંખ વડે વેધક નજરે જોઈ રહે છે, અને પૂછે છે:

'તું કયાં રહેતો હતો?'

અરે! ના. તે શ્વાન નથી. કોક બીજાનો જ આ અવાજ છે. હા, ત્યા કોક બીજું જ ઊભું રહેલું છે. મને ઊંચા જોડા દેખાય છે. ઊંચા જોડાની બીજી એક જોડ દેખાય છે. ઊંચા જોડાની વધુ એક જોડ અને સૈનિકનાં પાટલુન દેખાય છે. વધુ ઊંચું હું જોઈ શકતો નથી. મારું માથું ઊંચુ કરવા જતાં જ તે ભમવા માંડે છે. ઓહ મારે શું! હું તો સૂઈ જ જાઉં.

બુધવાર:

પ્રાર્થના ગાતા હતા તે બે પુરુષો હવે મેજ પાસે બેસીને માટીનાં વાસણમાંથી ભોજન લઈ રહ્યા છે. હવે હું તેમને નોખા તારવી શકું છું. તેમાનો એક મોટો છે અને બીજો નાનો. અને તેઓ સાધુઓ હોય તેવું લાગતું નથી. આ કાંઈ સાધુઓનો મઠ નથી, જેલની ઓરડી છે. સોંય-તળીયાનાં પાટીયાં ભેગા થઈને મારી આંખોથી દૂર સરકી જાય છે. અને ત્યાં પેલે છેડે, એક વજનદાર અપશુકનિયાળ બારણું આવેલું છે.

તાળામાં ચાવી ફરતી સંભળાય છે. પેલા બે માણસો કૂદીને ઊભા થાય છે.અને ટટ્ટાર ઊભા રહે છે. એસ. એસ. ગણુ-વેશધારી બે પુરુષો પ્રવેશ કરે છે. અને મને કપડાં પહેરાવવા પેલાઓને આદેશ આપે છે. પ્રત્યેક મોજામાં અને પ્રત્યેક બાંયમા કેટકેટલી વેદના ભરેલી છે તે હું, જાણતો ન હતો. સ્ટ્રેચર ઉપર નાખીને તેઓ મને નીચલે માળે લઈ જાય છે. લાંબી સ્લેશમાં તેમના ભારે જોડા પડઘા પાડે છે. એક વખત, પહેલા પણ, મને આ જ રસ્તે થઈને લઈ ગયા હતા. જેના અંતે હું બેભાન થઈ ગયો હતો! આ રસ્તો ક્યાં દોરી જતો હશે? તે કયા નર્કમાં પહોંચતો હશે!

પેન્ક્રેટ્સની પોલીસ-જેલના છાયતલ એ-મૈત્રિક સત્કારખંડની જમીન ઉપર તેઓ મને મૂકે છે. અને મિત્રતાનો દંભ કરતો એક ઝેક-અવાજ, જર્મન અવાજના ગુસ્સાભર્યા સવાલોનું ભાષાંતર કરે છે.

'તુ આને ઓળખે છે?'

હું મારા જ હાથ વડે મારી હડપચી ઊંચી કરું છું. પહોળા ચહેરાવાળી એક છોકરી સ્ટ્રેચરની બરાબર સામે જ ઊભી છે તે ગૌરવભેર ટટ્ટાર, ઉન્નત મસ્તકે ઊભી છે. અભિમાનમાં નહિ, ખાનદાની-પૂર્વક, મને જોઈ શકાય, અને અભિનંદી શકાય તેટલા પૂરતી જ તેની આંખો ઝૂકેલી છે.

'હું તેને ઓળખતો નથી.'

એક જ વખત, કદાચ ક્ષણ માટે પેટ્ચેક-બિલ્ડીંગમાં પેલી બિહામણી રાત્રે મેં તેને જોઈ હતી એવું યાદ આવે છે. અને આ બીજી વખત અહીં, અત્યારે જે ગૌરવભરી તે ઊભી છે તે માટે તેનો હાથ દબાવીને, તેનું અભિવાદન કરવા માટે ય-ઓહ! ક્યારે ય બીજી વખત તો મળવાનું નહીં જ. તે આર્નોસ્ટ લોરેન્ઝની પત્ની હતી. ૧૯૪૨ માં માર્શલ-લૉના શરૂઆતના દિવસોમાં તેને ફાંસી આપવામાં આવી હતી.

"પરંતુ આને તો તું ચોક્કસ ઓળખે છે."

આનિચ્કા જીરારડોવા! અરે ભગવાન, આનિચ્કા તું અહીં ક્યાંથી! મેં તો તારું નામ આપ્યું ન હતું. તારે મારી સાથે કશી નિસ્બત ન હતી. હું તને ઓળખતો નથી. સમજી કે? હું તને ઓળખતો નથી

"હું તેને ઓળખતો નથી."

"જરા હોશમાં આવ, જવાન!"

"હું તેને ઓળખતો નથી"

"જુલો, તેનો કાંઈ અર્થ નથી." આનિચ્કા કહે છે, અને હાથ-રૂમાલને વળ ચઢાવતી તેની

આંગળીઓની નાની શી હિલચાલ તેના ઉશ્કેરાટની ચાડી ખાય છે. "એનો કાંઈ અર્થ નથી. કોકે તો મારી ઓળખાણ આપી દીધેલી જ છે."

"કોણે?"

"ચૂપ કર." તેમણે તેને જવાબ આપતી અટકાવી. અને તે મારા તરફ ઝૂકીને તેનો હાથ લંબાવે છે ત્યાં તો તેને બળજબરીથી બાજુ ઉપર હડસેલી મૂકી.

આનિચ્કા......!

તેમના વધુ સવાલો હું સાંભળી શકતો નથી. તટસ્થ, ત્રાહિત વ્યક્તિની જેમ નિર્વેદપણે હું એ એસ એસ.–સૈનિકોને મને પાછો કોટડીમાં લઈ જતા અનુભવું છું. કેવી નિર્ઘૃણતાથી તેઓ સ્ટ્રેચરને આંચકા આપે છે. અને મને દોરડાંથી ફાંસીએ ચઢવું ગમશે કે કેમ એવું હસતા હસતા પૂછે છે.

ગુરૂવાર:

ફરીથી હું વસ્તુઓને સમજતો થાઉં છું. મારી સાથેના કેદીઓમાંના નાનાનું નામ કારેલ છે. અને તે મોટાને પિતાજી કહે છે. તેઓ તેમના વિષે મને કશુંક કહી રહ્યા છે. પરંતુ તે બધું મારા મગજમાં ગૂંચવાઈ જાય છે. તેમની વાતોમાં ઊંડી ખીણ જેવું લાગે છે અને (જાણે) કેટલાક બાળકો પાટલીઓ ઉપર બેઠેલા છે, મને ઘંટનો અવાજ સંભળાય છે. ક્યાંક આગ લાગી હશે. તેઓ કહે છે કે દરરોજ એક ડોકટર મારી સારવાર માટે આવે છે. તેની સાથે એક SS–ચપરાશી પણ હોય છે. મારી તબીયત એટલી બધી ખરાબ નથી કાંઇ. અને તેઓ કહે છે કે વહેલી તકે હું ફરીથી સારો થઈ જઈશ. પેલો (બાપ) આ પ્રમાણે કહે છે, અને ખૂબ જ પ્રીતિપૂર્વક કહે છે. વળી કારેલ તેને એવી સચ્ચાઈથી ટેકો આપે છે કે આ દુઃખના દિવસોમાં પણ મને લાગે છે કે તેઓ એક નરાતર જુઠાણું જ હાંકે છે. ભલા માણસો, હું દિલગીર છુ કે તમારી આ વાત માની શકતો નથી.

ઢળતો પહોર.

કોટડીનું બારણું ઊઘડે છે. અને ચૂપકીથી, પગના આંગળાના ટેરવા ઉપર, પેલો કૂતરો પ્રવેશે છે, મારા માથા આગળ તે ઊભો રહે છે અને મારા તરફ વેધક–દષ્ટિથી જુએ છે. ફરી પાછી વજનદાર જોડાની એ જોડ! હું હવે તો જાણી ગયો છું કે તેમાની એક જોડી પેલા કૂતરાના શેઠની છે જે પેન્ક્રેટ જેલનો સુપરિન્ટેન્ડેન્ટ છે. બીજી જોડ, પેલી પહેલી રાત્રે મારી સરતપાસના અધ્યક્ષ-સ્થાને બેસનાર ગેસ્ટાપોના સામ્યવાદ–વિરોધી વિભાગના વડાની છે. અને ત્યાં તો કેટલાંક બિનલશ્કરી પાટલુનો પણ છે. મારી નજર તેમના ઉપર દોડી જાય છે. બરાબર! ઓળખાણ પડે છે. આ તો પેલો દરોડો પાડતાર ટુકડીને દોરનાર ઊંચો પાતળો કમિશ્નર. તે ખુરસી ઉપર બેસી જાય છે અને પ્રશ્નો પૂછવા માંડે છે:

"તમે બાજી હારી ચૂક્યા છો. હેવરે તારી જાતને તો બચાવી લે. કહેવા માંડ!"

તે મને એક સીગરેટ ધરે છે. મને તેની જરૂર નથી. હું તો તેના વિના ચલાવી શકું તેમ નથી.

"તું બાકસા સાથે કેટલો સમય રહ્યો હતો?"

બાકસા સાથે? આ તો હદ થઈ! તેમને કોણે કહી દીધું?

"હવે, તું જુએ છે કે અમને બધી જ માહિતી મળી ગઈ છે. બોલવા માંડ.

તમે બધું જ જાણી ગયા છો તો પછી મારે વધુ કંઈ પણ તમને શા માટે કહેવું જોઈએ? મેં મારા વર્ષો પાણીમાં નાંખ્યાં નથી. અને મારા અંતકાળને હું બટ્ટો લગાડીશ નહિ.

સરતપાસ એક કલાક ચાલી. તે બૂમાબૂમ કરતો નથી. ધીરજપૂર્વક તે પ્રશ્નને ઉલટાવે છે. (ઘુંટાવે છે), અને જ્યારે કોઈ ઉત્તર મળતો નથી ત્યારે બીજો પ્રશ્ન પૂછે છે. પછી વળી બીજો પ્રશ્ન એમ ચાલ્યા કરે છે.

"તું સમજતો નથી? આ જ પૂર્ણાહુતિ છે. સમજ્યો ને? તમે તમારી બાજી હારી ચૂકયા છો."

"માત્ર મારી બાજી જ હું હાર્યો છું."

"તને હજી પણ વિજયમા શ્રદ્ધા છે?"

"અલબત્ત!"

"તેને હજી પણ શ્રદ્ધા છે!" વડાએ જર્મન ભાષામા પૂછ્યું અને કમિસ્નરે તેનું ભાષાન્તર કર્યું "રશિયાના વિજયમાં તે હજી પણ વિશ્વાસ ધરાવે છે?"

"અલબત્ત. તેથી જુદું કાંઈ બની શકે જ નહિ."

હું થાકી ગયો છું. સજાગ રહેવા માટે મેં મારી બધી જ શકિત એકત્રિત કરી હતી. હવે ત્વરિત ગતિએ જાગૃતિ ઓસરતી જાય છે. જાણે ઊંડા વ્રણમાંથી લોહી વહી જતું ન હોય! હું તેમને હાથ પ્રસારતા અનુભવું છું. મારા ભાલ પ્રદેશ ઉપર લખાયેલી મૃત્યુલિપિ તેઓ ઉકેલતા હશે! કેટલાક દેશોમાં તો ચુકાદાનો અમલ કરતા પહેલા ફાસીગરે ગુનેગારને ચુંબન કરવાની પ્રણાલિકા પણ છે.

સાંજ.

બે પુરુષો અદબ ભીડીને એકબીજાની પાછળ વર્તુલાકારે ફરે છે. અને બસૂરા ગદ્‌ગદ્ સ્વરે શોકપૂર્ણ મરશિયા ગાય છે.

જ્યારે
સૂર્યની ઉષ્મા અને દ્યુતિ તારકોની
આપણા માટે રહે ના .....
આપણા માટે રહે ના....

*ઓ ભદ્રપુરુષો, બંધ કરો. કદાચ, તે સુંદર ગીત હશે પરંતુ આજે, આજે તો મનુષ્યનો સૌથી* વધુ આનંદમય, સૌથી વધુ સૌંદર્યમંડિત ઉત્સવનો દિવસ! પહેલી મેની સાંજ છે. હું કશુંક ઉલ્લાસમય ગાવાનો પ્રયત્ન કરું છું. પરંતુ તે કદાચ તેથી પણ વધુ કરુણ લાગે છે. કેમકે યુવાન કોરેક ચાલ્યો જાય છે. અને તેનો બાપ રડી રહ્યો છે. મારે શું! હું ગાવાનું ચાલુ રાખું છું. અને પેલા પણ તેમા ધીરેથી સૂર પુરાવે છે. હું પ્રસન્ન મનોદશામા પોઢી જાઉં છું.

## પહેલી મેનું પરોઢ:

કેદખાનાના ટાવરના ઘડિયાળમાં ત્રણના ડંકા બજે છે. પહેલી જ વખત હું તેને સ્પષ્ટ રીતે સાંભળું છું, મેં મારી સંપૂર્ણ જાગૃતિ પાછી મેળવી લીધી છે. ખુલ્લી બારીમાંથી તાજગીભરી હવાને

ધસી આવતી અને જમીન ઉપર પાથરેલી ઘાસની ચટ્ટાઈ ઉપર આળોટતી હું અનુભવું છું. મારા શરીરના અણુઅણુમાં લાખો વેદનાઓ પડેલી છે. તેથી જ તો શ્વાસ લેવાનું પણ મુશ્કેલ બન્યું છે. અચાનક તમે બારી ઉઘાડી નાખો તેવી રીતે સ્પષ્ટપણે મને દેખાય છે કે હું મોતને આરે આવીને ઊભો છું.

હે મૃત્યુ! તને આવતાં ઘણી વાર લાગી. એક વાર તો મને થયું કે તારો મેળાપ થતાં પહેલાં મારે ઘણાં વર્ષો રાહ જોવી પડશે. મેં મુક્ત માનવીની જિંદગી જીવવાનું સ્વપ્નું સેવ્યું હતું. ખૂબ કામ કરવું, ખૂબ પ્રેમ કરવો; ગાતા રહેવું અને દુનિયાભરમા રખડવું—આ હતું મારું સ્વપ્ન! હું હજી હમણાં જ પુખ્તતાને પામ્યો હતો. અને હજી ઘણી બધી શક્તિ અનામત હતી. પરંતુ તે શક્તિ હવે વધુ સમય મારી પાસે રહેવાની નથી. તે ઓસરતી જાય છે.

મને જીવન વહાલું હતું. અને તેના સૌંદર્યને માટે મેં યુદ્ધમા ઝુકાવ્યું હતું. હે જનતા! મને તારા માટે પ્રેમ હતો. અને મારા પ્રેમનો તેં જ્યારે જ્યારે પડઘો પાડયો ત્યારે ત્યારે મેં સુખાનુભવ કર્યો હતો. જ્યારે તેં મારા માટે ગેરસમજ કરી હતી ત્યારે હુ સંતાપ પામ્યો હતો. તમારામાથી જે કોઈને મારા હાથે અન્યાય થયો હોય તે મને માફ કરે. જેઓને હું ખુશ કરી શકયો હોઉં તે મને ભૂલી જાય. ઉદાસીનતા કયારે ય મારા નામ સાથે જોડાયેલી ન રહે. માતા-પિતા! બહેનો! અને મારી ગુસ્તા! તમારી પાસે મારી આ અંતિમ મહેચ્છા છે. બિરાદરો, અને જેને જેને હું ચાહી શકયો છું તે સર્વને મારી શુભેચ્છાઓ. તમને જો એમ લાગે કે આંસુઓથી દુઃખની વિષાદ-ધૂળ ધોવાઈ જશે તો (ભલે) બે ઘડી રડી લો, પરતુ અફસોસ કરશો નહિ. હું આનંદ અર્થે જીવ્યો છું અને આનંદને માટે જ મોતને આધીન થાઉં છું, મારી કબર ઉપર શોકના ફૂલો મૂકવાથી તો મને અન્યાય જ થશે.

મે ની પહેલી! સવારના આ કલાકોમા અમે પરાઓમા જાગ્રત થયા હતા અને અમારા ધ્વજ સજાવતા હતા. આ જ કલાકોમા મોસ્કોની ગલીઓમા મે-દિવસની કવાયત માટે પ્રથમ હરોળો તેમના સ્થાને ગોઠવાતી હતી. આજે આ કલાકોમા માનવમાત્રની મુક્તિના આખરી જંગમા લાખો માણસો લડી રહ્યાં છે અને હજારો આ યુદ્ધમા ખપી રહ્યા છે. હું તેમાંનો એક છું. અને તેમાના એક હોવું કેટલું આહ્લાદક છે! આખરી જગના લડવૈયાઓમાનો એક!!

પરંતુ મરણપદ્ધતિ રમ્ય નથી મને ગળે શોષ પડે છે. હું શ્વાસ લઈ શકતો નથી. હું મારા ગળામા બોલતી ખરેરી સાંભળુ છું, મારા સહવાસીઓને હુ જગાડી પણ મૂકું, હું જો થોડું જલ-પાન કરું તો? શકય છે કે...પરંતુ કૂજામાનું બધું જ પાણી વહી ગયું છે. માત્ર ૭ કદમ દૂર, જો કે ઓરડીના ખૂણામાના બાથરૂમમાં જોઈએ તેટલું પાણી છે ત્યા પહોંચવા જેટલી શક્તિ મારામાં આવશે ખરી!

હું મારા પેટ ઉપર ચૂપચાપ ઢસરડાઉં છું. જાણે કોઈ જાગી ન જાય તેની ઉપર જ મારા મૃત્યુના સૌંદર્યનો આધાર ન હોય તેટલી ચૂપકીદીથી—આખરે હું ત્યા પહોંચુ છું અને અકરાંતિયાની જેમ બાથરૂમમાનું પાણી પીઉં છું.

તેમા કેટલો સમય વીત્યો હશે તે હું જાણતો નથી અને કેટલા સમયમા હુ ઢસરડાતો પાછો આવ્યો તે પણ હું જાણતો નથી. ફરી પાછી જાગૃતિ ઓસરવા લાગી છે. હું મારી નાડીના ધબકારા

જાણવા મથું છું. પરંતુ કશું જ મળતું નથી. મારું હૃદય મારા ગળામાં ઊછળવા આવે છે. અને એકદમ પાછું પછડાય છે. હું પણ તેની સાથે પછડાઉં છું. અને ક્યાં ય સુધી પડી રહું છું. અધવચમાં હું કોઈકનો અવાજ સાંભળું છું:

"પિતાજી, પિતાજી સાંભળો છો કે? આ બિચારો તેના છેલ્લા શ્વાસ લઈ રહ્યો છે."

સવારમાં ડૉક્ટર આવ્યા.

પરંતુ બધું મેં ઘણું મોડું જાણ્યું.

ડૉક્ટર આવ્યા. મને તપાસ્યો. અને માથું ધુણાવ્યું. પછી તે રુગ્ણાલયમાં પાછા ફર્યા. આગલી સાંજે તેમણે મારા નામની મૃત્યુ-નોંધ લખેલી તે ફાડી નાખી. અને એક નિષ્ણાતની પ્રતીતિ સાથે બોલ્યા:

'તેનું બંધારણ જ ઘોડા જેવું છે.'

---

## ગુજરાતી સાહિત્ય પરિષદ : શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક

શ્રી. અરવિંદ સુવર્ણચંદ્રકનું વિતરણ ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી થાય તે વાસ્તે પરિષદને રૂ. ૧૫,૦૦૦)-નું દાન એક દાતા તરફથી કરવામાં આવ્યું છે. પરિષદે નીમેલી નિર્ણાયક સમિતિએ નીચે દર્શાવેલા પ્રકારોમાંથી જે કૃતિને વર્ષભરની શ્રેષ્ઠ કૃતિ તરીકે પસંદ કરી હોય તેના લેખકને શ્રી અરવિંદ સુવર્ણચંદ્રક અર્પણ થશે.

(૧) ભક્તિવિષયક ઉત્તમ મૌલિક રચના.

(૨) જનહૃદયમાં ઉચ્ચ પ્રેરણા જગવી શકે એવી ઉત્તમ મૌલિક સાહિત્ય કૃતિ.

(૩) પરાક્રમ, સાહસ, ધૈર્ય, ત્યાગ, ઉદારતા, સહિષ્ણુતા, આદિ ગુણોને દર્શાવે તેવી ઉત્તમ મૌલિક વાર્તાઓનો સંગ્રહ.

સુવર્ણચંદ્રકનું મૂલ્ય રૂ. ૫૦૦)- થી રૂ. ૬૦૦)- જેટલું હશે, સુવર્ણચંદ્રક આપવો કે ન આપવો તેમજ કોને આપવો એ અંગે નિર્ણાયક સમિતિનો નિર્ણય છેવટનો ગણાશે.

આથી સર્વ લેખકો, પ્રકાશકો અને ગ્રંથવિક્રેતાઓને વિનંતી કે ૧૯૬૨ અને ૧૯૬૩ના વર્ષ દરમ્યાન ઉપર દર્શાવેલા પ્રકારની જે કૃતિઓ પ્રકાશિત થઈ હોય તે દરેકની બે બે નકલો પરિષદ કાર્યાલયને તા. ૩૧ જાન્યુઆરી ૧૯૬૪ની મુદત સુધી કેરઓફ શ્રી હ. કા. આર્ટ્સ કોલેજ, ર. છો. માર્ગ, અમદાવાદ—૯. એ સરનામે પહોંચાડવા કરવી.

મંત્રી:
ગુજરાતી સાહિત્યપરિષદ

## ચીને જેનો અસ્વીકાર કર્યો છે, ને ભારતે જેનો સમગ્રરૂપે ( ઇન ટોટો ) સ્વીકાર કર્યો છે તે—

# કોલમ્બો દરખાસ્તો

**ચીન–ભારત** સંઘર્ષ અંગે ગયે મહિને કોલમ્બોમાં મળેલી એશિયા–આફ્રિકાના ૬ રાષ્ટ્રોની પરિષદની દરખાસ્તો હવે પ્રસિદ્ધ થઈ છે, અને તે નીચે મુજબ છે.

(૧) અત્યારે હકીકતમાં જે યુદ્ધબંધી પ્રવર્તી રહી છે તે ચીન–ભારત સંઘર્ષના શાંતિમય નિરાકરણ માટે એક સારું આરંભબિન્દુ બની શકે તેમ છે.

(૨) અ—કોલમ્બો પરિષદ ચીનની સરકારને એવી અપીલ કરે છે કે, શ્રી. ચાઉ એન. લાઈએ ૨૧ અને ૨૮ નવેમ્બર ૧૯૬૨ એ શ્રી નહેરુ પર લખેલા પત્રો મુજબ, પશ્ચિમ વિભાગ (લડાખ)મા ચીની લશ્કરી થાણાઓ ૨૦ કિલોમિટર પાછા હઠાવી લેવામા આવે.

બ—પરિષદ ભારત સરકારને અપીલ કરે છે કે પોતાના લશ્કરી દળો અત્યારે જ્યા હોય ત્યા જ યથાવત્ કાયમ રાખે.

ક—ચીની લશ્કર જે વિસ્તારમાથી પાછું હઠી જાય તે વિસ્તાર સરહદી ઝઘડાનો અંતિમ ઉકેલ આવે ત્યાં સુધી એક બિનલશ્કરી વિભાગ રહે આ વિસ્તારનો વહીવટ બંને પક્ષના મુલકી થાણાઓ દ્વારા ચલાવવો. આ અંગે બને પક્ષો અમુક સંમતિ પર આવે આમ કરતા ચીન અને ભારત બંનેના આ વિસ્તારમાની હાજરીના અધિકારોને કશો બાધ નહીં નડવો જોઈએ.

(૩) પૂર્વ વિભાગ ( નેફા ) અંગે પરિષદને એમ લાગે છે કે જે વિસ્તારમા ખરેખરા અંકુશની રેખાને બંને સરકારો માન્ય કરે છે તે જ રેખા યુદ્ધ-બધીની રેખા બની શકે. બાકીના વિસ્તારોનો ઉકેલ ભાવિ વાટાઘાટો દ્વારા લાવી શકાય

(૪) મધ્ય વિભાગ અંગે એવું સૂચન છે કે તેનો ઉકેલ બળનો આશરો લીધા વિના શાંતિમય સાધનો દ્વારા લાવવો.

(૫) પરિષદનું એમ માનવું છે કે આ દરખાસ્તો યુદ્ધબંધીને સંગીન બનાવવામાં મદદરૂપ બનશે; અને એક વાર તેનો અમલ થશે તો યુદ્ધબધીની સ્થિતિ સાથે સંકળાયેલા પ્રશ્નોના નિરાકરણ માટે બંને પક્ષના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટ શરૂ થવાનો માર્ગ તેનાથી મોકળો બનશે

(૬) પરિષદ એ વસ્તુ સ્પષ્ટ કરવા માગે છે કે અમારી દરખાસ્તોનો સ્વીકાર કરવાથી સરહદો અંગેના અંતિમ ઉકેલ બાબતની બેઉ સરકારની માન્યતાઓને અસર નહીં પહોંચે.

આ દરખાસ્તો અંગે ભારત સરકારે શ્રીમતી સિરિમાવો અને એમના સાથીઓ પાસેથી કેટલાક ખુલાસાઓ માગેલા અને તે તેમણે આપ્યા છે. એનાથી આ દરખાસ્તો ઘણી સ્પષ્ટ બને છે:

૧—લડાખ વિસ્તારમા ચીની લશ્કરે ૨૦ કિલોમીટર પાછળ હટી જવું પડશે અને ત્યાંથી પોતાના લશ્કરી થાણાઓ ઉઠાવી લેવા પડશે. આ બિનલશ્કરી વિભાગમા બંને પક્ષનાં થાણાઓ રહેશે. આ થાણાઓ લશ્કરી નહીં પણ મુલકી થાણાઓ હશે. આટલી બાબતો સ્પષ્ટપણે સૂચવાઈ છે. બંને પક્ષે વાતચીત દ્વારા સંમત થવાનું છે તે આ થાણાઓની સંખ્યા, સ્થળ, દરેકમા કેટલા પોલીસો રહે વગેરે બાબતો પૂરતુ જ. ઉપરાત આ બાબતમા પણ એટલું નક્કી છે કે બંને પક્ષના થાણાઓની સંખ્યા, તે થાણાઓમા બંને પક્ષના માણસોની સંખ્યા તથા એમની પાસેના શસ્ત્રોની સંખ્યા તેમ જ જાત એકસરખી રહેશે. વળી આ શસ્ત્રો નાનાં મુલકી કે પોલીસ શસ્ત્રો જ હશે.

૨—નેફા વિસ્તારમા લોંગ્જુ અને થાગલા પ્રદેશના પ્રશ્ન અંગે દરખાસ્તો કશું સ્પષ્ટ કહેતી નથી. દરખાસ્તોમા જે બાકીના પ્રદેશો કહ્યા છે તે આ. આ પ્રદેશોની ગોઠવણ અંગે બંને પક્ષે આપસમા વાતચીત કરીને નક્કી કરવાનું છે.

હવે આ દરખાસ્તોને સ્વીકારવાથી શુ પરિણામો આવે તે ઝીણવટથી વિચારીએ. આ દરખાસ્તોને કારણે નેફા વિસ્તારમા થાગલા પ્રદેશના અપવાદ સિવાય ૮ સપ્ટેમ્બર ૧૯૬૨ પહેલાંની સ્થિતિ ફરી સ્થપાય. તે પહેલા ચીને મેકમેહોન રેખા ઓળગી નહોતી. માત્ર લોંગ્જુનો તેણે બળથી કબજો લીધેલો. પરંતુ ઉઠ્ઠલે નેહરુ ને ચાઉ એન લાઈ મળેલા ત્યારે એમની વચ્ચે એવી સમજૂતી થયેલી કે લોંગ્જુમા બેઉમાથી એકેય પક્ષે થાણું રાખવું નહીં. થાગલા પ્રદેશમા પણ આવી કંઈક ગોઠવણ કરી શકાય. એટલે આટલા અપવાદ સિવાય આપણે નેફા વિસ્તારનો ફરી કબજો મેળવી શકીશું.

મધ્ય વિભાગમાં યથાવત્ સ્થિતિ ચાલુ રાખવાની છે. ૮ સપ્ટેમ્બર પછી ત્યાં કોઈ આક્રમણ થયું નથી. માત્ર એક બારાહોતી અંગે ઘણા વર્ષોથી વિવાદ ચાલે છે, પણ તે આપણી પાસે જ રહેશે.

લડાખ વિસ્તારમાયે આ દરખાસ્તોને કારણે લગભગ ૮ સપ્ટેમ્બર પહેલાની સ્થિતિ સ્થપાશે. સ્પેનગર નજીકના પહેલાનાં બે ત્રણ થાણાંઓ આપણે ગુમાવીશુ. ત્યાં કેટલીક જગ્યાએ ચીની લશ્કરને ૮ સપ્ટેમ્બરની રેખા કરતાંયે વધુ અંદર પાછા હટવું પડશે. અત્યારે જે બિનલશ્કરી વિભાગ સૂચવાયો છે ત્યાં અગાઉ આપણા ૪૩ થાણાંઓ હતા. તેમાંથી બે–ત્રણ સિવાય બીજાં બધાં આપણે ફરી સ્થાપી શકીશું. તેવી જ રીતે ચીન પણ પોતાના થાણા સ્થાપી શકશે. આ વિતારમા ૮ સપ્ટેમ્બર પહેલાયે પરિસ્થિતિ એવી હતી કે ચીન અને ભારતના થાણાંઓનું ત્યા જાળું રચાયેલું. એ થાણાઓ અમુક રેખાની સામસામે નહોતા પણ આખાયે વિસ્તારમા છુટાછવાયા હતા. વળી એ થાણાઓનું સ્વરૂપ લશ્કરી થાણાં કરતા તો પોલીસ ચોકીઓ જેવું વિશેષ હતું. અને એ ચોકીઓનું મહત્ત્વ આપણી દૃષ્ટિએ ચીની લશ્કરી જમાવટ તથા ચીનાઓના પગપેસારા પર ચાપતી નજર રાખવા ને તેને અટકાવવા તથા સરકારને માહિતગાર રાખવા પૂરતું હતું. આ હેતુ હવે મુલકી થાણાંઓ દ્વારા પણ સરશે. આ વિસ્તારમા ભારત ફરી થાણા ન સ્થાપે એમ ચીન ઇચ્છે છે, પણ કોલંબો દરખાસ્તો મુજબ એ વિસ્તારમા બંને પક્ષના થાણાઓ રહેશે.

## હજી આજેય આ સૂચન વિચારણાયોગ્ય નથી શું ?

# રાષ્ટ્રીય સરકાર સ્થાપો

આર્થિક આયોજનના કામમાં એકાગ્રપણે રોકાએલા ભારતની હિમાલય સરહદ ઉપર ચીનાઓએ આક્રમણ કરીને આપણા દેશમાં એકાએક કટોકટીની સ્થિતિ ઊભી કરી છે. આપણી મોંઘા મૂલ ચૂકવીને મેળવેલી આઝાદી ભયમાં આવી પડી છે. આ સમય આપણા દેશનેતાઓના વાંક-ગુન્હા શોધવાનો નથી. દેશ ઉપર તૂટી પડેલા ભયનો તત્કાળ અને સંગીન સામનો કરવાનો છે.

ચીને એકપક્ષી યુદ્ધવિરામની ચાલબાજી અજમાવી છે. છતાં આપણા નેતા નહેરુ કહે છે તેમ આ લડાઈ લાંબી અને વસમી ઠરે એમ છે.

આથી આવા યુદ્ધ મામલાને પહોંચી વળવા દેશની મધ્યવર્તી સરકારની રચનામાં ફેરફાર કરવાનું પ્રસ્તુત લાગે છે. આ કંઈ 'ઘરણ ટાણે સાપ કાઢવા'ની વાત નથી, પણ લડાઈને પહેલે જ ધક્કે આપણી થએલી પીછેહઠથી પહોંચેલા આઘાતમાંથી પ્રજાને ઉઠાડી લઈ આપણું તમામ બળ અને શક્તિસામગ્રી વિજય માટે કારગત બનાવવાની વાત છે.

અમને લાગે છે કે આવો ફેરફાર વગર ઢીલે પક્ષ–પાર્ટી, ગન્ય, કોમ કે ભાષાના મુદ્દલ આગ્રહ વિના સાવ બિનપક્ષી પાયા પર દિલ્હી સરકારની પુનર્રચના કરીને થઈ શકે એવી સરકાર દેશ આખામાંથી શ્રેષ્ઠ બુદ્ધિશક્તિ અને ડહાપણ દૂરદેશીવાળા નેતાઓને ભેળા કરીને દેશરક્ષા અર્થે લડાઈ જીતવાનું જ ધ્યેય રાખે. પ્રાંતીય રાજ્યો એકેએક આ કટોકટીના કાળ દરમ્યાન પોતપોતામાં સ્થાનિક દૃષ્ટિબિન્દુઓને સંપૂર્ણપણે કોરે મેલીને દિલ્હી સરકારના જ એજન્ટ તરીકે વર્તે ને તેની જ આજ્ઞા-સૂચનાઓનું ચીવટપૂર્વક પાલન કરે.

આથી એવી રાષ્ટ્રીય સરકાર સ્થાપવા અંગે માજી રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે કરેલી જાહેર અપીલને અમે હાર્દિક ટેકો આપીએ છીએ અને દેશનેતાઓને અપીલ કરીએ છીએ કે આ ટાંકણે આવી રાષ્ટ્રીય સરકાર રચવામાં આવે; જેમાં દેશ આખામાંથી શ્રેષ્ઠ બુદ્ધિશક્તિવાળા આગેવાનોને લેવામાં આવે; ને જેનો દરેક સભ્ય પોતાની સત્તા પ્રતિષ્ઠા કે પક્ષપાર્ટીના તમામ આગ્રહોને કોરે રાખીને પોતાનું તમામ બળ આજે દેશરક્ષા અર્થે અર્પણ કરે.

આવી રાષ્ટ્રીય સરકાર સ્થાપવા સારુ આપણા વિશાળ દેશમાંથી તેવી ઊંચી બુદ્ધિશક્તિવાળા દસવીસ શાણાઓને ભેળા કરવાનું અશક્ય નથી. કેટલાક શ્રેષ્ઠ હરોળના નેતાઓ આજે કદાચ ચાલુ તંત્રના ટીકાકાર કે વિરોધી હશે; કોઈના દિલ ખાટા હશે; પણ એવાઓની શક્તિ પણ અત્યારે દેશના ખપમાં આવવી જોઈએ. તેમ કરીશું તો સૌ શાણાઓના સંગઠન વચ્ચે તેઓ પણ ઠેકાણે આવશે અને એકબીજાને સાચવી લઈ દેશની રક્ષાના કામમાં સૌ પોતપોતાની શક્તિ–શાણપણ ઠાલવશે.

ગાંધીજીની પાછળ નેહરુ–વિનોબા એ જ આપણા દેશની નિર્વિવાદ શ્રેષ્ઠ વિભૂતિઓ છે. તેમની સેવાઓને જોડ નથી. આવા સંકટ કાળે બેઉ તરફથી પ્રજાએ જે અપેક્ષા રાખી તે દુર્ભાગ્યે અત્યારસુધીમાં જોઈએ તેવી બર આવી નથી. અમો નીચે સહી કરનારા કોઈ પક્ષપાર્ટીના નથી. તેથી પાર્લામેન્ટ તરફથી પૂરી સત્તા ધરાવતી રાષ્ટ્રીય સરકાર સ્થાપીને આપણા વડાઓ આજે દેશની કુલઝપટ બુદ્ધિશક્તિને દેશના હિતમાં જોતરી લે અને આજની કટોકટીમાંથી રાષ્ટ્રને પાર ઉતારે એવી અમે અપીલ કરીએ છીએ.

મુંબઈ, ૧૩–૧૨–૬૨.

(સહી)

કેદારનાથજી — વૈકુંઠ લ. મહેતા

રુસ્તમ મસાની — સ્વામી આનંદ

## ચીનીપ્રજા :

### એકધારા ઘાટવાળો વિરાટ માનવપિંડ !

**[ દલાઈ લામાના આત્મવૃત્તાંતમાંથી ]**

ચીનના વિવિધ પ્રદેશોમા મે પ્રવાસ કર્યો ત્યારે મારા મન ઉપર એવી જ ગાઢી છાપ પડેલી કે દેશમા સર્વત્ર એકધારું–સામુહિક ચિત્ત કામ કરી રહ્યું છે. હું ત્યાં ૩ મહિના ફર્યો–અનેક મેડો જોયા, ઔદ્યોગિક કેન્દ્રો જોયા, કામદારોનાં સંગઠનો જોયાં. સહકારી મંડળીઓ, શાળાઓ અને યુનિવરસીટીઓ પણ જોઈ. મારે કહેવું જોઈએ કે આખા દેશમા કૌશલ્યનો આભાસ થતો હતો. હું ઘણા બધા અમલદારોને મળ્યો, અને હજી આજેય એમાના અનેકની સાથેની મારી મુલાકાતોની મારા મન ઉપર સ્મૃતિઓ અંકાયેલી છે. એમાના ઉત્તમ કહી શકાય એવાઓ શક્તિશાળી હતા અને વિનયી હતા; અને રાજરમતમા પાવરધા હતા. વળી સરકારી ખાતાંઓ સુવ્યવસ્થિત હતા અને કાર્યકુશળ હતા. મારે એ પણ કહેવું જોઈએ કે અજ્ઞાની કામદારો, એ વખતે તો સંતુષ્ટ દેખાતા હતા. માત્ર શિક્ષિત લોકોમા જ છૂપો અસંતોષ હોવાનું જણાતું હતું. વળી સામ્યવાદી તંત્ર નીચે એણે જે ભારોભાર ઔદ્યોગિક પ્રગતિ કરી હતી તેનો પણ ઈન્કાર થઈ શકે એમ નથી. પરંતુ—

આ કૌશલ્ય અને પ્રગતિના ગુણો સમજવા માટે એની સામે એ પ્રાપ્ત કરતા જે જે કિંમત ચૂકવવી પડી હતી તેનો ખ્યાલ કરવો જરૂરી છે. અને મને જણાયું કે ચીનમા અતિ ભારે દામ ચૂકવવા પડયા હતાં. આ પ્રગતિ પામવા માટે પ્રજાને તેના સમસ્ત વ્યક્તિત્વનો ભોગ આપવો પડયો હતો. પ્રજા એક વિરાટ એકધારા ઘાટવાળો માનવપિંડ બની રહ્યો હતો !

હું જ્યા જ્યા ગયો હતો ત્યા બધે મેં (ચીનના લોકોને) સુવ્યવસ્થિત, શિસ્તબદ્ધ, અને સુનિયંત્રિત ભાળ્યા, તે એટલી હદે કે બધા સ્ત્રી પુરુષોના દેહ ઉપર એકધારા વસ્ત્રો હતા; એટલું જ નહિ પણ, સૌ એક જ પોપટ બોલી–બોલતાં હતા અને એક જ પ્રકારે વર્તન કરતા હતા, અને હું માનું છું ત્યાંસુધી સૌ એક જ રીતે વિચારતા પણ હતા; એમને માટે બીજું કશું શક્ય પણ ભાગ્યે જ હતું...કેમ કે એમને એક જ પ્રકારનાં–સરકારી વૃત્તપત્રો અને રેડિયો દ્વારા જ તમામ સમાચારો પીરસવામાં આવતા હતા.

> લોકોમા સ્વયંસ્ફૂર્ત રીતે હસવાની ટેવ પણ ખતમ થઈ ગયેલી જણાતી હતી. તેઓ હસે એવી અપેક્ષા રાખવામા આવતી તે પ્રસંગે જ તેઓ હસતાં હતા. અને જ્યારે તેમને ગાવાનું કહેવામા આવતું હતું ત્યારે જ ગાતા હતા !

અલબત્ત, કેટલાક જુવાન સામ્યવાદીઓ ચબરાક હતા. તેઓ 'રેશન'ની બાબતમા પૂરા તાલિમબદ્ધ હતા. પરંતુ તેઓ કદિ મૌલિક મત પ્રગટ કરતા નહિ. હરએકને મુખે એકજ વાત સાભળવામા આવતી—ચીનની મહાનતાની અને ભવ્ય ગૌરવયુક્ત સિદ્ધિઓની. મારા જન્મસ્થળની નજીકના—તિબેટની સરહદે આવેલા સિકિંગ પ્રદેશમા સુદ્ધા સામ્યવાદી પક્ષના સ્થાનિક સભ્યને મોઢે જે લાણું ભાષણ મેં સાભળ્યું તે બરાબર પેકિંગમા ઘણી વાર સાભળેલું ભાષણ જ હતું !

('માય લેન્ડ એન્ડ માય પીપલ'માંથી)

# ચીનની ઉદ્યોગનીતિનું પરિણામ

ચીનનું "મહાન આગેકદમ ?"–કોમ્યુન નહોતું આવ્યું ત્યા સુધી ચીને અન્નમોરચાની સરખામણીમા ઉદ્યોગમોરચે ગણનાપાત્ર પ્રગતિ સાધી હતી. પ્રથમ પંક્તિનો ઔદ્યોગિક દેશ બનવા માટે, ખનીજસંપત્તિ સૌથી મહત્ત્વની વસ્તુ છે. શાન્સી અને હોનાન, આ બે સ્થળે ઊંચી જાતના કોલસાના બે વધુ થર મળી આવ્યા અને ચીનના કોલસાભંડારમાં ૧૦૦૦ કરોડ ટનનો ઉમેરો થયો. આમ ચીન, કોઈ પણ એશિયાઈ દેશ કરતા વધુ કોલસો ધરાવે છે. રશિયા અને અમેરિકા પછી એનું જ સ્થાન આવે છે અને આ કોલસાભંડાર લગભગ દરેક પ્રાંતમા છે એ વિશેષ લાભરૂપ છે

## એક વર્ષમાં ૨૦ ટકાનો ઉત્પાદન વધારો

ચીન પાસે ખનીજ તેલ નથી એ એની એક નિર્બળતા છે પરંતુ લદાખ પાસે સિન્કિયાંગમાં વિશાળ તેલભંડાર મળી આવ્યાના અહેવાલ છે. પોલાદના ઉત્પાદનની બાબતમા ચીને મોટો કૂદકો માર્યો છે. ૧૯૬૦ માં એનું પોલાદનું ઉત્પાદન ૧૮૫ લાખ ટન,–આગલા વર્ષ કરતા ૩૮ ટકા વધારે–થયું હતું, જ્યારે કોલસાનું ઉત્પાદન ૪૨.૫ કરોડ ટન–એટલે કે ૧૯૪૯ ના ઉત્પાદન કરતાં પાચ ગણું–થયુ હતું. ૧૯૬૦ માં એની સ્થાપિત વીજળી ઉત્પાદનશક્તિ ૯૫ લાખ કિલોવૉટ જેટલી હતી. ૧૯૬૦ મા ૧૨ મહિનાના ગાળામા એનું એકંદર ઔદ્યોગિક ઉત્પાદન ઓછામાં ઓછું ૨૦ ટકા જેટલું વધ્યું હતું

પરંતુ ૧૯૬૦ નું વર્ષ એ એની પ્રગતિની ચરમસીમા. તે પછી ખેતી કે ઉદ્યોગક્ષેત્રના ઉત્પાદનના આધારભૂત આકડા મળતા નથી અને એનુ કારણ સમજવાનું પણ મુશ્કેલ નથી. "મહાન આગેકદમ"ની નીતિનું માત્ર કૃષિક્ષેત્રે જ નહિ, ઉદ્યોગક્ષેત્રે પણ સુરસુરિયું જ થઈ ગયું.

૧૯૫૮ મા અર્થતંત્રના સર્વ ક્ષેત્રોને આવરી લેતું જે સર્વગ્રાહી આંદોલન શરૂ કરવામા આવ્યું એની પાછળ રખાયેલી ગણતરીઓ ઊંધી પડી, અને તેનું પુનરાયોજન કરવાની સત્તાવાળાઓને ફરજ પડી. આ પુનરાયોજનની રૂપરેખા, ચાઉ એન લાઈએ ૧૯૬૨ ના પ્રારંભમા રજૂ કરેલા, આઠ મુદ્દાના કાર્યક્રમવાળા અહેવાલમાથી મળી રહે છે.

## અષ્ટવિધ કાર્યક્રમ

એ આઠ મુદ્દાઓ આ પ્રમાણે છે: (૧) ખેતીનું – મુખ્યત્વે અનાજ, રૂ અને તેલીબિયાનું– ઉત્પાદન વધારવું. (૩) એ દૃષ્ટિએ હળવા અને ભારે ઉદ્યોગોની પુનર્રચના કરવી. (મૂડીરોકાણ થાય તેવા બાંધકામમાં ઘટાડો કરવો અને એ રીતે બચતા નાણાનો બીજાં કાર્યો માટે ઉપયોગ કરવો. (૫) કારખાનાના કામદારોને ખેતી–મોરચો સુદૃઢ બનાવા માટે ગામડે મોકલવા (૬) એ રીતે શહેરો પરનું વસની–ભારણ હળવું કરવું. (૭) ચોકસાઈપૂર્વકના અંદાજો તૈયાર કરવા. (૮) ખેતીને પ્રથમ સ્થાન મળે એ રીતે અમલાધિકારોનું પુનરાયોજન કરવું.

આમ પ્રથમ સ્થાન ભોગવતા ભારે ઉદ્યોગને હળવા ઉદ્યોગથીય નીચે ઉતારી, ખેતીને પ્રથમ સ્થાન આપવામા આવ્યુ.

## વેપારમાં મોટો ઘટાડો

ચીનને પોતાના આયોજનક્રમમા આમ ધરખમ ફેરફાર કરવાની કડવી અને મોટી ગોળી ગળવાની ફરજ પડી, એમાં ચીનના વેપારના સૌથી મોટા ભાગીદાર રશિયા સાથેના વેપારમા આવેલી જબરી ઓટ પણ કારણભૂત છે. મોસ્કોએ પ્રસિદ્ધ કરેલા સત્તાવાર આંકડા દર્શાવે છે કે ૧૯૬૦ મા રુસ–ચીન વેપાર ૧૬૬.૫ કરોડ ડૉલરની કિંમતનો થયો હતો, તે ઘટીને ૧૯૬૧ માં ૯૧.૮ કરોડ ડૉલર જેટલો જ થયો, એટલે કે ૪૫ ટકા ઘટી ગયો હતો. અને ૧૯૫૯ ના ૨૦૫.૫ કરોડ ડૉલરના વેપારની સરખામણીમાં તો ૫૫ ટકા જેટલો ઘટાડો હતો.

## કોલસા વિના ભૂખે મરતાં કારખાનાં

ચીની ઔદ્યોગિક પીછેહઠનું એક કારણું છેલ્લાં કેટલાંક વર્ષમાં એનું કોલસાનું ઉત્પાદન ૫૦ ટકા જેટલું ઘટ્યું તે મનાય છે. પરિણામે વીજળી પેદા કરતાં મથકો સહિત અનેક કારખાનાં કોલસા વિના ભૂખે મરે છે. વળી, કાપડથી માંડી ઈજનેરી ક્ષેત્ર સુધીના લગભગ બધા જ ઉદ્યોગો કાચી સામગ્રીની તંગી અનુભવી રહ્યા છે. ઉપરાંત પોલાદ હલકા પ્રકારનું બનવાથી અને એને પગલે યંત્ર-સામગ્રી પણ હલકી કોટિની બનવાથી પણ કેટલીક મુશ્કેલીઓ જાગી છે.

## બીજા દેશના માલનું પ્રદર્શન

૧૯૫૮–૫૯ ના શિયાળામાં ચીનનો પ્રવાસ કરી આવેલા ડૉ. એસ. ચંદ્રશેખર, કેન્ટન ખાતે યોજાયેલા નિકાસ-સામગ્રી પ્રદર્શનમાં રજૂ કરાયેલી યંત્રસામગ્રી અને ઔદ્યોગિક બનાવટો જોઈને, ભારે પ્રભાવિત થઈ ગયા હતા. પાછળથી જ્યારે બે એશિયાઈ વેપારીઓએ એમને કહ્યું કે એ તો રશિયાની અને પૂર્વ યુરોપના દેશોની બનાવટો હતી, ઉપર માત્ર નામની પતાકડી જ ચીની હતી ત્યારે એ સ્તબ્ધ થઈ ગયા હતા. પણ આમ કરવાનો હેતુ ? ચીનની ઔદ્યોગિક પ્રગતિથી વિદેશીઓને અચંબામાં નાંખી દેવાનો હતો.

## કોમ્યુન યોજનાના ઉદ્દેશો

ચીનની "મહાન આગેકદમ" નીતિના મધ્યબિંદુમાં હતી એની કોમ્યુન યોજના. એ માત્ર ખેતીની પુનર્રચનાનો પ્રસંગ નહોતો, પરંતુ દેશને ખેતી, ઉદ્યોગ, સંસ્કાર વગેરે તમામ ક્ષેત્રે એક સાથે આગળ ધપાવવાની, અર્થતંત્ર પુનર્વ્યવસ્થિત કરવાની એક સંકલિત યોજના હતી. કારખાનાંઓને કાચો માલ પૂરો પાડવા સંબંધમાં હેરફેરની મુશ્કેલીઓને પહોંચી વળવા માટે કારખાનાંઓને કાચા માલના ઉત્પાદનના સ્થળે ખસેડાયાં. આમ કરવાનો બીજો હેતુ, ગ્રામપ્રદેશમાં ઔદ્યોગિક અને ટેકનિકલ ભૂમિકા નિર્માણ કરવાનો પણ હતો. કોમ્યુન–યોજનાનું એક મહત્ત્વનું પાસું, સામાજિક પુનર્રચના કરવાનું હતું. સ્ત્રીને રસોડામાંથી બહાર કાઢવા માટે સમૂહ–ભોજનાલયો ખોલ્યાં. એને બાળકોની જંજાળમાંથી ઉગારવા શિશુગૃહો સ્થપાયાં, પરંતુ આને પગલે લગભગ વધુ ૯ કરોડને રોજી આપવાની સમસ્યા પણ ઉપસ્થિત થઈ કોમ્યુન યોજનામાં પ્રત્યેકને લશ્કરી તાલીમ આપવા પર પણ ખૂબ ભાર મુકાયો. એનો તાત્કાલિક ઉદ્દેશ અનામત લશ્કરી દળ તૈયાર કરવાનો ન હતો પરંતુ યુદ્ધમાં આવશ્યક એવી શિસ્ત, સખત અને સતત પરિશ્રમ, ગતિશીલતા વગેરે ગુણો પ્રજામાં કેળવી એને આર્થિક પુનઃનિર્માણના કાર્યમાં નાથવાનો હતો. પરંતુ દેશના માનવબળને એકસામટું કામે લગાડવાની એની વલણ એ જ ચીનની સૌથી નબળી કડીરૂપ બની રહી. ૬૬ કરોડની પ્રજાને ઘોડીક ઉપર ઉઠાવવામાં એને ગણનાપાત્ર સફળતા મળી ખરી. પણ એમ કરવામાં એણે જે ઉપાયો અજમાવ્યા અને એ ઉપાયોએ પ્રજાને આકરા આંચકા આપ્યા એને પરિણામે પ્રજાનું ખમીર તૂટવા માંડ્યું. આ હકીકત તાત્કાલિક દેખી શકાય એટલી સપાટી પર ન આવી હોવા છતાં પ્રજાના સત્ત્વને અંદરથી કોરવા લાગી હતી.

## આગેકદમ......પીછેહઠ

ચીનની ખેતી અને ઉદ્યોગવિષયક સાધનસંપત્તિ વિપુલ છે, ચીનને દુનિયાનો એક અગ્રગણ્ય દેશ બનાવવા સામ્યવાદી શાસને પુરુષાર્થ પણ ઓછો નથી કર્યો. પહેલાં દશ વર્ષના એના કાર્યક્રમને ગણનાપાત્ર સફળતા સાંપડી એ પણ ખરું, પરન્તુ ૧૯૫૮ની આસપાસ ચીનને એક "મોટી છલાંગ" ભરાવવાનો જે પ્રયત્ન એના શાસકોએ કર્યો, એનું ધાર્યા કરતા બરાબર ઊલટું પરિણામ આવ્યું, કારણકે અવિચારી અને "લાગે તો તીર નહિ તો તુક્કો" જેવી નીતિ જવાબદાર હતી. [આકાશવાણીના સૌજન્યથી]

# વિદેશી સહાય અને રાષ્ટ્રીય સ્વાધીનતા

[ઝડપી આર્થિક વિકાસ એ ભારતમાં લોકશાહીની જાળવણી માટેની ચાવી છે. અને આ કાર્યમા ૨૦ જેટલા દેશો અને કેટલીક આંતરરાષ્ટ્રીય સંસ્થાઓએ સાથ આપ્યો છે. રશિયા અને ચીનને પણ શરૂઆતમાં પોતાનું અર્થતંત્ર વિદેશી સહાયથી જ ઊભું કરવું પડયું હતું. આ લેખ "શું વિદેશી સહાયથી ખરેખર પરાધીનતા આવી જાય છે?" તે પ્રશ્નનો જવાબ આપે છે.]

રાષ્ટ્રના ઝડપી વિકાસના ભગીરથ કાર્યમા ભારતને બહારના દેશોની સહાય મેળવવી પડી છે. લગભગ ૨૦ જેટલા દેશો અને વિશ્વબેંક સહિત કેટલીક આંતરરાષ્ટ્રીય સંસ્થાઓએ રૂા. ૩,૭૩૬ કરોડની સહાય આપી છે. આમાથી રૂા. ૧,૯૬૩ કરોડની સહાય જ ખરેખર ઉપયોગમા લેવાઈ ચૂકી છે.

ભારતને અત્યાર સુધીમા મળેલી વિદેશી સહાયનો અભ્યાસ કરવાથી સાંપડતી કેટલીક રસપ્રદ હકીકત તો એ છે કે, આ સહાય વિશ્વના લગભગ તમામ આગેવાન દેશો—પશ્ચિમના તેમજ સોવિયેત યુનિયનની આગેવાની હેઠળના—તરફથી મળી છે.

અમેરિકા, બ્રિટન, પશ્ચિમ જર્મની અને સોવિયેત યુનિયન ઉપરાત કેનેડા, જાપાન, ચેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા વગેરે દેશોએ પણ સહાય કરી છે

વિશ્વબેંક, સંયુક્ત રાષ્ટ્રનું ખાસ ફંડ અને આંતરરાષ્ટ્રીય વિકાસમંડળ વગેરે આંતરરાષ્ટ્રીય સંસ્થાઓએ પણ સહાય આપી છે.

લગભગ ૯૦ ટકા જેટલી વિદેશી સહાય લોનના રૂપમાં આવી છે, જે ભારતની સીધી સહાયને બદલે ધીરાણ લેવાની સામાન્ય નીતિનો નિર્દેશ કરે છે.

ભારતે પોતાના આર્થિક તંત્રના વિકાસમા પ્રેરક બની રહે એ માટે યંત્રસામગ્રી તથા ટેકનિકલ જાણકારીના સ્વરૂપમા સહાય સ્વીકારવા પસંદગી દાખવી છે.

## સ્વાલંબન અને સહાય

બીજી હકીકત બહાર આવે છે તે એ કે, વિદેશી મૂડી રાષ્ટ્રીય પ્રયાસના પુરકરૂપે છે. સ્વાતંત્ર્યથી માંડીને અત્યાર સુધીમા ભારતે વાપરેલી વિદેશી સહાય વર્ષે સરેરાશ ૧૩૦ કરોડની થાય છે. સરેરાશ રૂા. ૧૦,૦૦૦ કરોડનું વાર્ષિક રાષ્ટ્રીય ઉત્પાદન જોતા વિદેશી સહાય ૧ ટકા જેટલી થાય છે; એટલુ જ નહિ છેલ્લા ૧૫ વર્ષમા દેશમા થયેલ ગેરકાયદાની ટકાવારીના હિસાબે વિદેશી સહાય ૧૦ ટકાથી ઓછી થાય છે.

આમ કહેવાનો અર્થ અત્યાર સુધી આપણને મળેલી વિદેશી સહાયની અગત્યને ઘટાડવાનો નથી. આ મદદ ભારતને મુશ્કેલ ટેકનોલોજીકલ આવડત તથા યંત્રસામગ્રી મેળવવામાં તથા પોલાદનાં કારખાનાં, રાસાયણિક ખાતરનાં કારખાનાં તથા ધાતુઓની યોજનાઓ જેવા વિવિધ સાહસો ઊભા કરવામાં સહાયભૂત નીવડી છે. જ્યાં સુધી આપણું અર્થતંત્ર સ્વનિર્ભર બને ત્યાં સુધી આ સહાયની હજી કેટલાક વર્ષ જરૂર પડશે. ભારત વિદેશી સહાયને પોતાના આર્થિક વિકાસને ઝડપી બનાવવાના એક સાધન તરીકે ગણે છે. તે જાણે છે કે મુશ્કેલી પૂર્વક મેળવેલા પોતાના સ્વાતંત્ર્યની તથા લોકશાહીની રક્ષા માટે આર્થિક વિકાસ જરૂરી છે

## ભારતની સહાય—

પરસ્પર સહાયનો સિદ્ધાંત એશિયા અને આફ્રિકાના કેટલાયે દેશો સાથેના ભારતના આર્થિક સંબંધોને માર્ગદર્શન આપે છે. દાખલા તરીકે કોલંબો યોજના હેઠળ ભારતે બીજા દેશોને કરેલી સહાય જાપાન પછી બીજા નંબરે આવે છે. ભારતે નેપાળના વિકાસ માટે રૂ. ૨૫ કરોડ જેટલી મદદ કરી છે.

## સુનયાત સેનનું મંતવ્ય

બીજા દેશોની સહાયથી પોતાના આર્થિક તંત્રોનો વિકાસ કર્યો હોય એવા દેશોના દાખલાઓથી ઈતિહાસ ભરપૂર છે. એમા સોવીયેત યુનિયન અને ચીન નોંધપાત્ર ઉદાહરણો છે.

ક્રાંતિ પછી કેટલાયે વર્ષો સુધી લેનીનની નેતાગીરી હેઠળના સોવિયેત યુનિયને પોતાના આર્થિક વિકાસના ઉત્કર્ષ માટે ટેકનીકલ જાણકારી સામગ્રી અને કર્મચારીઓના સ્વરૂપમાં વિદેશી સહાય મેળવી હતી.

ચીનની ક્રાંતિના રાષ્ટ્રપિતા ડૉ. સુન યાત સેન કે જેમને ચીની રાજકર્તાઓ આજે પણ અવારનવાર યાદ કરે છે, તેમણે વિદેશી સહાય વિષે કહ્યું છે કે, "આ પ્રકારનો આંતરરાષ્ટ્રીય સહકાર મહાન માનવ વચ્ચેનો ભ્રાતૃભાવ દૃઢ બનાવવામાં સહાય કરે છે." આવી સહાયમાં યોગ્ય ધ્યેયો પ્રાપ્ત કરવા માટે "નિયોજકો, વહીવટદારો અને નિષ્ણાતો" પૂરા પાડવા તૈયાર હોય એવા વિદેશી દેણદારોને તેઓ તમામ જરૂરી બાહેધરીઓ આપવા તૈયાર હતા.

## માઓના ચીને શું કર્યું ?

માઓના ચીને શું કર્યું ? ૧૯૫૦ માં સધાયેલી પંચવર્ષીય સમજુતી હેઠળ ચીનને સોવિયેત યુનિયન પાસેથી ૩૦ કરોડ ડૉલર જેટલી મદદ મળી હતી.

માઓત્સે-તુંગે સપ્ટેંબર ૧૯૫૩ માં સોવિયેત સરકારને મોકલેલ સંદેશામા કબૂલ્યા પ્રમાણે "આ આર્થિક તેમજ ટેકનીકલ સહાયે ચીનમા ૯૧ નવાં સાહસોના નિર્માણ તથા પુનર્નિર્માણ તેમજ ૫૦ ચાલુ સાહસોના બાંધકામ કે પુનર્નિર્માણમા મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો." એવો દાવો કરવામા આવ્યો હતો કે "આ ૧૪૧ સાહસોના નિર્માણ તથા પુનર્નિર્માણનું કાર્ય પૂરું થતા ભારે ઉદ્યોગોનું ઉત્પાદન મોટા પાયા પર વધી જશે." (૧ લી જાન્યુઆરી ૧૯૫૪ નું પીપલ્સ ચાઈના)

## સહાય અને ભારતની બિનજોડાણની નીતિ

શું વિદેશી સહાયના કાર્યક્રમે રાજકીય આર્થિક ક્ષેત્રે ભારતના સ્વાતંત્ર્યને મર્યાદિત કર્યું છે ? શું તેના સાર્વભૌમત્વને કોઈ રીતે આંચ આવી છે? શું પેકિંગ બૂમબરાડા પાડે છે એ પ્રમાણે *"શક્તિશાળી શાહીવાદે" તેનો "કબજો" ભારત પર ફેલાવ્યો છે?*

સુએઝ પ્રશ્ન પર ભારતને બ્રિટન સાથે મતભેદ થયો હતો. ચીનને સંયુક્ત રાષ્ટ્રમા પ્રવેશ અપાવવા માટે અમેરિકાથી તદ્દન જુદી નીતિ ભારતે અપનાવી હતી. અમેરિકા તરફથી મદદ મળતી હોવા છતા ભારત સ્વર્ગસ્થ શ્રી ડલ્લેસના "વિનાશના આરે પહોંચી જવાના" સિદ્ધાતનું સાથીદાર બન્યું નહોતું. આઈઝેનહોવર સિદ્ધાત, હીંદી-ચીન અને કોરીયા જેવા બીજા કેટલાયે પ્રશ્નો પર દુનિયાએ ભારતનું આગવું મંતવ્ય પ્રગટ થતું જોયું હતું.

ટ્રોઈકા તથા કોંગોના કોકડા સંબધી સોવિયેત દરખાસ્તો પ્રસગે તથા બીજા કેટલાક સંજોગોમા ભારતે પોતાના આર્થિક વિકાસમા સહાય કરતા મિત્રોને અણગમો થાય તેટલી હદે પોતાની બિનજોડાણની નીતિનું અનુસરણ કર્યું હતું.

-સહાયક દેશો તરફથી ભારતને અપાતી સહાય ભારતની લોકશાહી અને પ્રગતિના ઉત્કર્ષ માટેના રોકાણ માટેનો નક્કર પુરાવો પુરો પાડે છે. અને તેથી જ આજે આપણને ભિલાઈમાં સોવિયેત યુનિયને, દુર્ગાપુરમાં બ્રિટને અને રૂરકેલામા પશ્ચિમ જર્મનીએ ઊભાં કરેલાં પોલાદના કારખાનાં જોવા મળે છે. બીજી તરફ બોખારોમાં પોલાદનું કારખાનું સ્થાપવા અમેરીકા સક્રિયપણે વિચારે છે.

સોવિયેત યુનિયન, ચેકોસ્લોવાકીયા, પોલાંડ અને હંગેરી જેવા બધા સામ્યવાદી દેશો ભારતના જુદા જુદા ભાગોમાં ચાલતી યોજનાઓના નિર્માણમા સહાય કરી રહ્યા છે; એ જ રીતે અમેરીકા, બ્રિટન, પશ્ચિમજર્મની અને કેનેડા તથા ઓસ્ટ્રેલીયન, ન્યુઝીલેન્ડ જેવા બીજા કેટલાયે દેશો પણ સહાય કરે છે.

* જો પેકિંગ આક્ષેપ કરે છે એ મુજબ સહાય મેળવવાનો અર્થ શાહીવાદને શરણે જવા બરાબર થતો હોય તો આ કઈ જાતનો શાહીવાદ છે?

## પશ્ચિમી શસ્ત્રસહાયનું સ્વરૂપ

પેકિંગે ભારતને મળતી પશ્ચિમી શસ્ત્રસહાયને કાગનો વાઘ બનાવી નાખી છે. હકીકતે શું છે?

ભારત પરના ૨૦મી ઓકટોબર ૧૯૬૨ના વિરાટ ચીની આક્રમણ બાદ, ભારતે મિત્રદેશોના મોટા વર્તુળને સહાનુભૂતિ અને ટેકા માટે વિનંતી કરી. ત્યારબાદ ભારતે ચીની આક્રમણખોરોને હાંકી કાઢવા માટે બ્રિટન અને અમેરીકાના શસ્ત્રો મેળવવા ગોઠવણ કરી

સહાય મળવા છતાં ભારત પોતાની બિનજોડાણની નીતિને તથા સ્વતંત્ર નિર્ણયના હક્કને દૃઢપણે વળગી રહ્યું છે. તે કોઈપણ દેશ સાથે લશ્કરી કરારમા જોડાયું નથી.

## મદદકર્તા દેશો અને બિનજોડાણની નીતિ

ચીની ભયને પહોંચી વળવા સહાય કરતા દેશો પણ આપણે બિનજોડાણની નીતિ ફગાવી દઈએ એ ખોટું છે એમ માને છે. પ્રધાનમંત્રી શ્રી. નહેરુએ લોકસભામા જણાવ્યા પ્રમાણે, "એક જ એવો દેશ છે જે આપણી બિનજોડાણનીતિ માન્ય કરતો નથી અને તે છે ચીન."

આમ, ભારતે અમેરિકાની શસ્ત્રસહાય મેળવી બિનજોડાણ નીતિનો ત્યાગ કર્યો છે એવો પેકિંગનો વિલાપ દંભ સિવાય બીજું કંઈ નથી.

* ગઈ લડાઈમા મોટા પ્રમાણમા અમેરિકી શસ્ત્રસહાય મેળવવામાં ખુદ લાલ ચીનના નેતાઓને કોઈ મુશ્કેલી પડી નહોતી એ યાદ કરવા જેવી વાત છે. જાપાન સામેની તેમની લડાઈમા ચીની સામ્યવાદીઓને અમેરિકાની સાધનસામગ્રી શસ્ત્રો અને સલાહકારો મળ્યા હતા. જાપાની લશ્કરવાદ વિરુદ્ધ આવી સમયસરની અમેરિકી મદદ મેળવવા માટે માઓ ખુશ હતા અને આભારી હતા.

મલાયાના પ્રધાનમંત્રીએ બહુ સરસ રીતે પ્રશ્નને ટૂંકમા વર્ણવ્યો છે. એમણે કહ્યું કે સરહદી સંઘર્ષ "ચીનાઓ અને ભારતીઓ વચ્ચેની લડાઈ નથી...એ ચીની સામ્યવાદીઓની લોકશાહી પરની ચડાઈ છે." એમણે કહ્યું કે "લોકશાહીમા માનતા તમામ દેશોએ ભારતને શાબ્દિક જ નહિ પરંતુ ભૌતિક સહાય પણ કરવી જોઈએ."

(આકાશવાણી)

# યુદ્ધજન્ય અર્થતંત્ર :

## બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન : બ્રિટન–અમેરિકાનું સંરક્ષણ ખર્ચ · દૈનિક રૂા. ૨૫ કરોડ!

યુદ્ધજન્ય અર્થતંત્રના કેટલાક મૂળભૂત સવાલો આ છે : સંરક્ષણની વધેલી જરૂરિયાતને પહોંચી વળવા માટે સરકારે વધુ સાધનો મેળવવા, સંરક્ષણ ને નાગરિક સેવાઓ જળવાઈ રહે તેની બાંહેધરી આપવી, વિરલ ચીજ-વસ્તુઓનો પૂરેપૂરો ઉપયોગ કરવો અને ફુગાવાના પરિબળોને અંકુશમાં રાખવા. ઔદ્યોગિક ઉત્પાદન અને નાગરિક સેવાઓ વિષે આપણને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન મળેલો અનુભવ અમુક અંશે ઉપયોગી છે, પણ પૂરતો નથી. પંચવર્ષીય યોજનાઓ દ્વારા અર્થતંત્રને શી રીતે ગોઠવવું તેનો પણ આપણને અનુભવ મળેલો છે પણ આપણો આ અનુભવ શાંતિકાળમાં જ ખપ લાગે તેવો છે. ચીની આક્રમણે પરિસ્થિતિમા જબરો પલટો આણ્યો છે આથી બીજા વિશ્વયુદ્ધ દરમિયાન બ્રિટન અને અમેરિકાના અર્થતંત્રે શી રીતે કામ કર્યું હતું તેનો અભ્યાસ કરવો હાલને તબક્કે ઘણો ઉપયોગી નીવડશે.

યુદ્ધજન્ય અર્થતંત્રનું ભગીરથ કાર્ય સાધનોનો સંચય કરવાનું અને ઉત્પાદનનો વેગ જાળવી રાખવાનું છે. આથી નાણાકીય પદ્ધતિ એવી હોવી જોઈએ કે, ઓછી જરૂરિયાતવાળા ઉદ્યોગમાંથી સાધનો તાતી જરૂરિયાતવાળા ઉદ્યોગો તરફ વળાંક લે. સંરક્ષણ માટે જંગી રકમ ખર્ચવાની રહેશે અને સરકારને એ બાબતની સતત તકેદારી રાખવાની રહેશે કે જેથી સાધનોની પુનઃવહેંચણી યોગ્ય રીતે થાય અને આ ખર્ચને લીધે, નિવારી શકાય તેવી મુશ્કેલીમા લોકો ન મૂકાય.

### યુદ્ધનો જંગી ખર્ચ

યુદ્ધ માટે નાણાનો પ્રશ્ન કેટલો વિકટ છે તેની નીચેના આંકડાઓ પરથી કલ્પના થઈ શકે. બીજું વિશ્વ યુદ્ધ ફાટી નીકળ્યું તેના આગલે વરસે એટલે કે ૧૯૩૮ મા કુલ રાષ્ટ્રીય ખર્ચના ફક્ત ૬ ટકા બ્રિટન સંરક્ષણ પાછળ ખર્ચતું હતુ પણ ૧૯૪૩ મા આ આંકડો વધીને ૪૭ ટકાએ પહોંચ્યો. સાથોસાથ, લોકોનો વપરાશ ખર્ચ, કરવેરા, ઊછીના નાણાં લેવાની યોજના વગેરે દ્વારા, રાષ્ટ્રીય ખર્ચના ૭૩ ટકા પરથી ઘટાડીને ૪૭ ટકા સુધી નીચે લઈ જવાયો. ૧૯૩૯ ના સપ્ટેમ્બર મહિનામા યૂરોપમા યુદ્ધ શરૂ થઈ ચૂક્યું હતુ. પણ જાપાને પર્લ હાર્બર પર આક્રમણ કર્યું ત્યારબાદ જ એટલે કે, ડિસેમ્બર ૧૯૪૧ મા અમેરિકા યુદ્ધમા ઊતર્યું. ૧૯૪૦ પછીના ૭ વર્ષ દરમિયાન સંરક્ષણ કાર્યક્રમો પાછળ અમેરિકાએ ૩૮૩ અબજ અને ૩૦ કરોડ ડૉલર ખર્ચ્યા. આ ખર્ચ પ્રથમ વિશ્વયુદ્ધમાં થયેલા ખર્ચ કરતા દસ ગણો વધુ હતો. અને છેલ્લાં ૧૫૦ વર્ષમા જે ખર્ચ કર્યો હતો તેનાથી બમણાથી યે વધુ હતો. ૧૯૪૩ મા રાષ્ટ્રીય ઉત્પાદનનો ૪૧ ટકા ભાગ સરક્ષણ પાછળ ખર્ચાતો હતો. સરક્ષણ પાછળ જુલાઈ ૧૯૪૦ મા માસિક ૧૯૯૦ લાખ ડૉલર ખર્ચાતા હતા તે ખર્ચ વધીને નવેમ્બર ૧૯૪૧ મા ૧૪૦૦૦ લાખ ડૉલરે પહોંચ્યો. સૈનિકોની સખ્યા ૧૯૩૯ માં હતી તેમા ૧૯૪૫ સુધીમા ૩૦ ગણો વધારો થયો.

યુદ્ધના પ્રયાસો માટે ૧૯૩૮–૪૩ દરમિયાન બ્રિટનમા જે વધારાની ચીજ-વસ્તુઓ અને સેવાઓ ફેરવવામા આવી તેની કિંમત ૩૨,૧૬૦ લાખ પૌંડ થયાનો અંદાજ છે. બની શકે તેટલા

વધુ સાધનો પર સરકારે અંકુશ મૂકયો. ૧૯૩૮ માં કુલ રાષ્ટ્રીય ખર્ચમાં સરકારનો હિસ્સો ૧૩.૫ ટકા હતો તે ૧૯૪૧ માં વધીને ૫૧ ટકા પર પહોંચ્યો. સરક્ષણ પાછળનો પ્રત્યક્ષ ખર્ચ પણ પૂરવેગે વધ્યો. ૧૯૩૮ મા બ્રિટનની સરકાર સંરક્ષણ પાછળ અઠવાડિક ૧૯૦ લાખ પૌંડ ખર્ચતી હતી તે વધીને ૧૯૪૪ માં ૧૧૫૦ લાખ પૌંડ થયો. અમેરિકામા પણ સરકારના ખર્ચમાં વિક્રમ સ્થાપિત થયો અને તેમાં યુદ્ધ દરમિયાન ૬૫૩ ટકાનો વધારો થયો. ૧૯૩૯ મા આ ખર્ચ ૧૩ અબજ અને ૧૦ કરોડ ડોલરનો હતો તે ૧૯૪૫ મા વધીને ૯૮ અબજ અને ૬૦ કરોડ ડોલરે પહોંચ્યો.

## કરવેરાનો માર્ગ

યુદ્ધ દરમિયાન જે નાણાકીય પગલા બ્રિટને લીધા તેની નેમ બિનજરૂરી અને મોજશોખની ચીજોની વપરાશ ઘટાડવાની, સરકારના જંગી ખર્ચને લીધે વધેલી ખરીદ શકિતને બચત તરફ વાળીને ફુગાવા પર તથા જીવનનિર્વાહના ખર્ચ પર નિયંત્રણ મૂકવાની હતી. બ્રિટીશ લોકોની દેશભકિત અને ઉત્સાહે નાની બચતમાં ઉદારતાથી નાણા રોક્યા. સરકારી બોન્ડ પણ દરેક વર્ગને પોષાય તેવી જુદી જુદી કિંમતના બહાર પડાયા હતા. આ બોન્ડ અને લોનનો વ્યાજનો દર પણ બહુ ઊંચો રખાયો ન હતો અને તે વખતે પ્રવર્તતા બેન્ક-દર જેટલું વ્યાજ તેના પર અપાતુ હતું. વિખ્યાત અર્થશાસ્ત્રી કેઈન્સે ઓછા વ્યાજના દરનો બચાવ કરતા કહ્યું હતું કે ' દરેક પેઢીએ તેના સમયના યુદ્ધનો બોજો પોતે જ ઉપાડવો જોઈએ " આથી યુદ્ધના સાધનો ઊભા કરવા માટે બ્રિટને પ્રત્યક્ષ તેમજ પરોક્ષ કરવેરાનો આશરો લીધો.

સંરક્ષણ જરૂરિયાતને પહોંચી વળવા માટે અમેરિકાએ જે નાણાનીતિ અપનાવી તે કેઈન્સ અને કુલીને જે યોજનાઓ યુદ્ધકાલીન નાણા નીતિ ઘડી હતી તે મુજબની ન હતી. કેઈન્સની યોજનાના પાચ મુદ્દા હતા (૧) સરકારી લોન દ્વારા વ્યકિતગત આવકનો થોડોક ભાગ ફરજિયાત મેળવવો (૨) આ રકમ યુદ્ધ પછી મૂડી પર 'લેવી' નાખીને તેની આવકમાથી ચૂકવવી (૩) ખૂબ જ નીચી આવકવાળા લોકોનું સરક્ષણ (૪) જીવનની જરૂરિયાતોની ચીજો યોગ્ય કિંમતે મળે તેવી જોગવાઈ અને (૫) વધુ આવક પર વર્ધમાન કરવેરા. પણ અમેરિકાએ જે નીતિ અપનાવી તે કરવેરા કરતાં ઊછીના નાણાં લેવા પર વિશેષ આધાર રાખતી હતી. આનો અર્થ એમ નહીં કે કરવેરા વધ્યા ન હતા. ખર્ચનો અંદાજ ઓછો આકવાને કારણે તે શરૂઆતમા નહોતા વધ્યા પણ પાછળથી તે વધી ગયા હતા. સરકારનો સંરક્ષણ ખર્ચ વધતો ગયો તેમ કરવેરા વધતા ગયા. આવકવેરાની મુકિત-મર્યાદા આવી, કોર્પોરેશનના કરવેરાના દર વધારાયા અને તમાકુ અને દારૂ પરની જકાત વધારાઈ. ૧૯૩૯મા અમેરિકી સરકારની આવક ૬ અબજ ડોલર હતી તે ૧૯૪૫ મા ૫૧ અબજે પહોંચી.

## આવકવેરાનો દર

બ્રિટનમાં ૧૯૩૮-૩૯ મા આવકવેરાનો જે દર હતો તે ૧૯૪૨-૪૩ મા લગભગ બમણો કરવામાં આવ્યો. મુકિત-મર્યાદા ૧૨૫ પૌંડ પરથી ઘટાડીને ૧૧૦ પૌંડ કરવામાં આવી. યુદ્ધના નફા પર ૧૯૩૯ મા નવો વેરો નખાયો અને શરૂઆતમા તેનો દર ૬૦ ટકા લેખે હતો તે વધારીને ૧૯૪૦ મા ૧૦૦ ટકા કરવામાં આવ્યો, જેના ૨૦ ટકા યુદ્ધ પૂરૂ થયા પછી પાછા આપવાનો સરકારે સ્વીકાર કરેલો. આ ઉપરાંત આપણા વેચાણવેરા જેવો, ખરીદવેરો દાખલ કરાયો. મોજશોખની ચીજો પર નજીવો કર નખાયો આથી આંતરિક વપરાશ ઘટી તથા જીવન નિર્વાહના ખર્ચ પર અંકુશ

રાખી શકાયો અને પરિણામે નિકાસને ઉત્તેજન મળ્યું. ૧૯૪૪ મા યુદ્ધ પૂરું થયું ત્યારે, બ્રિટનનો નાગરિકો તેમની આવકના ૫૪ ટકા ખર્ચતા હતા, ૨૭ ટકા કર ચૂકવતા હતા અને ૧૯ ટકા બચત કરતા હતા – જે આંકડાઓ યુદ્ધ પહેલાં અનુક્રમે ૭૬, ૨૧ અને ૩ ટકા હતા. આ રીતે કરવેરાનો દર ૨૧ થી ૨૭ ટકા વધ્યા છતાં, બચતનો દર છ ગણાથી પણ વધુ વધ્યો અને ખર્ચમાં લગભગ ૩૩ ટકાનો ઘટાડો થયો.

અમેરિકામાં સમવાયતંત્રની આવકનું મુખ્ય સાધન આવકવેરો હતું. ૧૯૪૦ પછીનાં ૭ વર્ષ દરમિયાન, આ વેરા દ્વારા રાજ્યને ૬૭ અબજ ડોલરની એટલે કે કુલ આવકના ૩૭ ટકા જેટલી આવક થયેલી અગાઉ જે લાખો લોકો વેરા નહોતા ભરતા તેમને મુક્તિ–મર્યાદા ઘટાડીને આ વેરો લાગુ કરવાથી આમ બની શક્યુ ૧૯૪૦ માં ૪૦ લાખ લોકો આ વેરો ભરતા હતા તે ૧૯૪૪ માં ૪૨૦ લાખ થયા. પરીણિત નાગરિકોને અપાતી મુક્તિ–મર્યાદામા ૪૦ ટકાનો અને અપરીણિતોની મુક્તિ–મર્યાદામા ૫૦ ટકાનો કાપ મૂકાયો. ત્યારબાદ યુદ્ધના નફા પરનો કર નખાયો અને તે દ્વાર કુલ આવકના ૩૭.૫ ટકા રાજ્યને મળ્યા.

## 'વિજયવેરો'

૧૯૪૨ મા વ્યક્તિગત આવક પર ખાસ લાગો નખાયો જેનું નામ હતું 'વિજય વેરો.' ૬૨૪ ડોલરની વાર્ષિક આવક પર આ વેરો ૫ ટકાના દરે લેવાતો હતો. 'કર ભરી શકવાની શકિત'–સિદ્ધાંતનો આ કર ભંગ કરતો હોવાથી, યુદ્ધ પછી તેમાથી અમુક રકમ પાછી આપવાનું નક્કી થયું. પણ કશી રકમ પાછી આપવાની જોગવાઈ નાબૂદ કરીને ૧૯૪૩ મા આ વેરાનો દર ૩ ત્રણ ટકા સુધી ઘટાડવામાં આવ્યો અને ૧૯૪૪ મા આ વેરો આવકવેરા સાથે ભેગો કરી દેવાયો. મોટા ભાગની ચીજો પરની જકાતમા ૧૦ ટકાનો વધારો થયો. દારૂ પરના વેરામા ત્રણ ગણો વધારો થયો અને તે દ્વારા ૧૯૪૧ મા થયેલી આવક ૮,૨૦૦ લાખ ડોલર હતી તે ૧૯૪૩મા વધીને ૨૫,૨૫૦ લાખ ડોલરની થઈ. તમાકુ પરની જકાત પણ બમણી થઈ અને તે દ્વારા થતી આવક ૬૯૮૦ લાખ ડોલરથી વધીને ૧૧,૬૬૦ લાખ ડોલર જેટલી થઈ.

વધતા જતા ખર્ચને પહોંચી વળતા તથા ખરીદશકિત પર નિયંત્રણ રાખવા માટે સરકારે નાણા ઊછીના લેવાં શરૂ કર્યાં. બેંક સિવાયનાં સાધનો પાસેથી વધુ ને વધુ નાણા ઊછીના લેવાની સરકારની નેમ હતી જેથી સરકાર વધુ નાણા પેદા કર્યા સિવાય તેનું કાર્ય સરળતાથી કરી શકે. સમાજના જુદા જુદા વર્ગના ખીસ્સાને પોષાય તેવી સિક્યોરીટી નાણા ખાતાએ બહાર પાડી. બેન્ક સિવાયનાં સાધનોએ આ સિક્યોરીટીની કરેલી ખરીદીમા ૭ વર્ષમા ૩૮.૦૫ ટકાનો વધારો નોંધાયો. ૧૯૩૯ મા રાષ્ટ્રીય દેવું ૪૫ અબજ ડોલરનું હતું તે ૧૯૪૫ મા વધીને ૨૫૭ અબજ ડોલરનું થયું. યુદ્ધમાનસ, ભાવનિયમન અને ઊછીના નાણા અંગે સરકારે અપનાવેલ નીતિને કારણે ખાનગી બચતમાં ૧૯૪૦ અને ૧૯૪૫ દરમિયાન ૨૩૦ ટકાનો વધારો થયો.

## ફુગાવો

સંરક્ષણ ખર્ચ અને આવક વચ્ચે રહેતું અંતર મિટાવવાનો છેલ્લો માર્ગ છે ફુગાવાનો. ૧૯૩૮ થી ૧૯૪૭ સુધીમાં, બ્રિટનમાં નાણાના પુરવઠામાં ૧૬૦ ટકાનો વધારો થયો જ્યારે રાષ્ટ્રીય આવકમાં ફક્ત ૮૯ ટકાનો વધારો થયેલો. ૧૯૩૯–૪૫ ની 'નાણાવિષયક નીતિ' નામના પુસ્તકમાં

તેના લેખક આર. એસ. સાયસે લખ્યું છે કે, યુદ્ધે ગ્રસેલું લોકશાહી રાષ્ટ્ર ફુગાવાને દૂર રાખી શકે નહિ. તેના નેતા ગમે તેટલા હિંમતવાળા અને આગવી સૂઝવાળા હોય તો પણ

યુદ્ધની સાથે ફુગાવો અનિવાર્ય છે અને અમેરિકા તેની આટલી વગ છતા આમા અપવાદ નથી. ૧૯૩૯ થી ૪૮ દરમિયાન, ચીજ વસ્તુના જથ્થાબંધ ભાવમા ૧૧૫ ટકાનો વધારો થયો અને જીવનનિર્વાહના ખર્ચમાં ૭૬ ટકાનો વધારો નોંધાયો. જથ્થાબંધ ચીજોની બજારમા ડોલરનુ મૂલ્ય ૪૭ ટકા થયું.

## ત્રણ હેતુઓ

૧૯૪૩ મા બ્રિટનનુ અંદાજપત્ર રજૂ કરતી વખત નાણાપ્રધાન સર કીંગ્સલે વૂડે યુદ્ધકાલીન નાણાવિષયક નીતિનાં ત્રણ લક્ષ્યાંક જણાવ્યા હતા. પ્રથમ તો નબળી આર્થિક પરિસ્થિતિને કારણે સંરક્ષણ ઉત્પાદનનું કાર્ય અવરોધાવુ ન જોઈએ બીજું, વધુમા વધુ ઉત્પાદન કરવાનો નિર્ધાર કરેલા લોકોને તેમનો જીવનનિર્વાહનો ખર્ચ નહીં વધે તેવી બાહેંધરી મળવી જોઇએ, અને ત્રીજુ અર્થતંત્રને એ રીતે ગોઠવવું કે જેથી યુદ્ધનાં અનિવાર્ય પરિણામો નાણાકીય અને આર્થિક પરિસ્થિતિને ઓછામા ઓછી અનિષ્ટ અસર કરી શકે અને દેશ જેમા રોકાયો હતો તે વિકાસ કાર્યક્રમોમા પૂર્વવત્ ભાગ લે.

આ લક્ષ્યાંકો ભારત માટે પણ એટલાજ સાચા છે.

('યોજના'માંનો લેખ : સંદેશમાંથી)

---

# કે. મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધન

## ઇનામી નિબંધ ૧૯૬૨-૬૩

કે. મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધન સમિતિ તરફથી **"સામાજીક તંગદિલી (Social Tensions) તથા તેના ઉપાયો"** એ વિષય ઉપર ઇનામી નિબંધ લખવાનો નિર્ણય થયો છે અને તે માટેની હરીફાઈમા, આ ટ્રસ્ટફંડના નિયમ પ્રમાણે, ગુજરાત રાજ્યના બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા, અમરેલી, વડોદરા, અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લાનો કોઈપણ વતની ભાગ લઈ શકશે. હરીફાઇમા ભાગ લેવા ઇચ્છનારે પોતાનો નિબંધ તા ૧૫ મી જુન ૧૯૬૩ સુધીમા નીચેના સરનામે મોકલવો. શ્રેષ્ઠ નિબંધ લખનારને રૂ. ૩૦૦ અંકે રૂપિયા ત્રણસોનું ઇનામ આપવામા આવશે. નિબંધ ફુલસ્કેપ કાગળની એક બાજુએ સ્વચ્છ અક્ષરે લખવો.

**નિબંધનો વિસ્તાર ઓછામાં ઓછા દસ હજાર શબ્દોનો હોવો જોઈએ અને તે પચીસ હજાર શબ્દોથી વધવો જોઈએ નહિ. નિબંધ ગુજરાતી, હિન્દી, અને મરાઠી એ ત્રણમાંથી ગમે તે એક ભાષામાં લખી શકાશે.**

સહીઃ **ભોગીલાલ જ. સાંડેસરા**
મંત્રી : કે. મ. સ. ત્રીજા સ્મા-સં. સમિતિ
પ્રાચ્ય વિદ્યા મંદિર,
શ્રીમતી હંસા મહેતા લાયબ્રેરી બીલ્ડીંગ,
પો. બો. નં. ૭૫
**વડોદરા**

## અ. ભા. ચિત્રકલા પ્રદર્શન : 'મોડર્નિસ્ટો'ની કલાકૃતિઓ

સાંપ્રત ભારતમાં કલાક્ષેત્રે આલેખવામાં આવતી વૈવિધ્યસભર શૈલીઓનું માતબર કહી શકાય એવું પ્રદર્શન નવી દિલ્હીની લલિતકલા ગેલેરીમાં ૧૯૬૭ ના રાષ્ટ્રીય કલાપ્રદર્શનમાં નજરે ચડતું હતું. પ્રદર્શન માટે આવેલી ૧૨૪૮ કૃતિઓમાંથી ૧૭૬ કૃતિઓને—૧૨૯ ચિત્રકલા, ૩૪ શિલ્પો અને ૧૩ ગ્રાફીક—પ્રજેશ શુકલ, ધનરાજ ભગત, ગોપાલ ઘોસ, કે. કે. હેબ્બર અને વી. આર. આંબેડકરની બનેલી પરીક્ષક સમિતિએ પ્રદર્શનને યોગ્ય ઠરાવી હતી.

પરીક્ષકોએ પસંદ કરેલી કૃતિઓ સિવાયની કેટલીક કૃતિઓ પ્રદર્શનને યોગ્ય ગુંજાશ ધરાવતી હતી એવો કેટલાક કલાવિવેચકોનો અભિપ્રાય ભલે હોય પરંતુ જે કૃતિઓ નિહાળવા મળી એ જનસમાજ કરતાં કલાવિવેચકોને નજર સમક્ષ રાખીને પસંદ કરાયેલી હોય એવી એકદમ 'મોડર્ન આર્ટ' શૈલીમાં આપાદમસ્તક રંગાયેલી હતી. જો કે અજંતા, લેપાક્ષી, રાજપૂત અને મોગલ શૈલીમાં ઢળેલી પ્રણાલિગત કલાકૃતિઓનો અભાવ હતો એમ નહિ પરંતુ પ્રદર્શનનો સમગ્ર ઝોક તો હતો 'મોડર્ન' અને 'એબ્સ્ટ્રેક્ટ' (અહેતુક) કલા તરફ.

છેલ્લાં વર્ષોમાં ભરાયેલા પ્રદર્શનોમાં આ પહેલું જ પ્રદર્શન હતું કે જેમાં પશ્ચિમ ભારતની અને ગુજરાતની હસ્તલિખિત પોથીઓમાં પડેલી ચિત્રશૈલીને અનુસરતા ચિત્રોને અદ્ભુત રીતે સંયોજતી કલાકૃતિઓ જોવા મળી હતી. એ શૈલીમાં આલેખાયેલા ગૌતમ વાઘેલાના 'ઉષ્ણ' (ગ્રાફિક) ચિત્ર ઉપરથી પ્રતીતિ થતી હતી કે તેમણે અદ્ભુત શૈલીસામર્થ્ય કેળવ્યું છે. એમની રેખાવલિઓમાં માધુર્યનો નાદ ગુંજતો હતો.

પ્રણાલિકાભંજક અરૂઢશૈલીના ચિત્રકારોનું પ્રતિનિધિત્વ જ્યોતિ ભટ્ટ, કાટપીટિયા અને મુનુસ્વામીની કલાકૃતિઓમાં જોવા મળતું હતું. તૈલરંગો સાથે નખ, પ્લાઈવૂડ, દિવાસળી કાચના ટુકડા ધાતુઓના ટુકડા વગેરેના સંયોજનથી આલેખાયેલી તેમની કલાકૃતિઓમાં ચિત્રોની રંગાવટનું કાવ્ય દૃષ્ટિગોચર થતું હતું. જો કે, આ પ્રકારના કલાપ્રયોગો કોઈ કોઈ કલાવિવેચકોને વ્યક્તિગત રીતે પસંદ પડયા નહોતા, એ અલગ વાત છે. જ્યોતિ ભટ્ટના ચિત્રમાં ધૂમીલ ભવ્યતા હતી. કાટપીટિયાએ આધુનિક નાયિકા આપી હતી અને મુનુસ્વામીએ સુશોભિત ફૂલગૂંથણી કરી હતી. તાજેતરમાં ઇટલીથી પાછા ફરેલા જ્યોતિ ભટ્ટના ચિત્રમાં તેણે મેળવેલ શિક્ષણનું પરિણામ જોવા મળતું હતું.

જ્યોતિ ભટ્ટ સિવાયનીય પુરસ્કારને પાત્ર ઠરેલી કલાકૃતિઓ ખરેખર ગણનાપાત્ર કલાકૃતિઓ હતી. લાકડું, કલઈ અને મીનાકારીના માધ્યમથી રચાયેલ જેરામ પટેલની 'સ્ટડી ઈન સાઈલન્સ' કૃતિ તેમના ગયા વર્ષના માધ્યમના પ્રયોગ કરતા માતબર હતી એટલું જ નહિ પણ ચોટભરી પણ હતી. એ જ રીતે રાઘવ કાનેરિયાના ગયા વર્ષના 'કોક' (મરઘો) કરતા કાટ ખાધેલા લોઢામાં કરેલું આ વર્ષનું શિલ્પ 'ફોર્મ' (આકાર) ઘણું જ સફળ હતું. કાટાળા ઝાંખરા જેવા એ શિલ્પમાં કશો અર્થગર્ભિત સંદેશો ન હતો પરંતુ નિજી પદ્ધતિની શ્રેષ્ઠ કલાશૈલી ચોક્કસ હતી. કાળા પ્લાસ્ટરવાળી

એસ. એસ. વ્હોરાની કલાકૃતિ ' ફ્લુટ પ્લેયર' (ગંગીવાદક)માંથી સંગીતના માધુર્યની આકૃતિ ઉપસતી હતી. લક્ષ્મણ પાઇના વિશાળ ચિત્રફલક 'ઇકલીપ્સ' (ગ્રહણ) માની અનિમેષ આંખોવાળી સ્ત્રી આકૃતિ અને આસમાની રંગોમાં સજીવ મુગ્ધતા હતી. સોમનાથ હોરેનું ગ્રાફીક 'ધી ડ્રીમ' (સ્વપ્ન) અભિવ્યક્તિની સરલતા અને ઊર્મિની આર્દ્રતાના કારણે જુદું તરી આવતું હતું.

આ કલાકૃતિઓના મુકાબલે, 'આમંત્રિત–કલાકારો' વિભાગમા રાખવામા આવેલ કે. કે. હેબ્બર, શ્યાવક્ષ ચાવડા, ખાસ્તગીર, અવનિ સેન, ય. કૃ. શુક્લ, ઠાકુરસિંઘ ગેડી વગેરેની કલાકૃતિઓ પ્રમાણમા ઓછી મુગ્ધકર અને ઓછી પ્રીતિપાત્ર ઠરે એવી હતી.

શ્રીમતી ડોંગરેની 'વ્હાયટ હાઉસ', પેરૂમલની 'સ્ટ્રીટ ઇન મદ્રાસ,' અને કારની 'ગર્લ વીથ ગોટસ' જેવી કૃતિઓમા આદિમાનવીની કલાશૈલીનું નિરૂપણ હતું, સભાન આયોજનનો એમા અભાવ હતો, છતાં તેમા હૂબહૂ આલેખનનું વાસ્તવદર્શન જરૂર હતું. આ સિવાય સંતોષ, અર્પિતા દત્ત, વિશ્વનાથ મુકરજી, સાન્યાલ, એમ. એસ. જોષી, ઓ. પી. શર્મા, દિનકર કૌશિક, હુસેન, ગેરપ્પા નાયડુ, ગુલામમોહમ્મદ શેખ, ધનગજ ભગત, બાલ છાબડા, કૃષ્ણ ખન્ના, કુલકર્ણી, સુબ્રમન્યમ, કૃષ્ણલાલ, સતીશ ગુજરાલ, હુસેન, અકબર પદમશી, વગેરેની કૃતિઓ પણ નયન મનોહર અને ચિત્તાકર્ષક હતી. (સંદેશ : કલાવાર્તા)

## યંત્રયુગની શિલ્પકલાનું અમદાવાદમાં પ્રદર્શન | શાંતિ શાહ

મિકેનીકલ એન્જિનિયર, રૂહોડ આઈલેન્ડમા ગણિતના અધ્યાપક, શિકાગોની કલાશાળામા લાકડાકામ અંગેની વર્કશોપના વડા અને ડીઝાઈનર, સ્વીડન અને ઇટાલીમા નિષ્ણાત ફરનીચર ડીઝાઈનર તરીકે અને છેલ્લે કેલીફોર્નીઆની બર્કલી યુનિવર્સિટીમાં સ્થાપત્ય વિભાગના વડા તરીકે–એમ જુદી જુદી ફરજો યશસ્વી રીતે બજાવનાર જ્યેમ્સ પ્રેસ્ટીનીને હમણા અમદાવાદમાં નેશનલ ઇન્સ્ટીટ્યુટ ઓફ ડિઝાઈનની સ્થાપના અંગે ખાસ આમંત્રણ આપીને રોકવામા આવ્યા છે. સંસ્થાની કાર્યસૃષ્ટિનું આયોજન વર્કશોપ અને તેના સાધનોની પસંદગી તથા સંયોજન, ડીઝાઈન અંગેના ખાસ પુસ્તકાલયની યોજના, અને સંસ્થાના પોતાના નવા મકાનના સ્થાપત્યની ડીઝાઈન અંગે દોરવણી; એટલી એમની ફરજોમાથી ફાજલ રહેતા સમયમા તેમણે થોડાક શિલ્પ પણ અહી બનાવ્યાં છે. અત્રેનું કાર્ય પૂરું કરી પોતે અમેરિકા પાછા ફરે તે પૂર્વે તેમના આ શિલ્પ જોવાનો લાભ અમદાવાદને મળે તે હેતુથી નેશનલ ડીઝાઈનના સંચાલકોએ સંસ્થાના મકાનમા (સંસ્કારકેન્દ્રના ઉપલે માળે) એમની કૃતિઓનું એક પ્રદર્શન યોજ્યું છે.

જન્મે (૧૯૦૮ મા) અમેરિકન છતા ઇટાલિયન શિલ્પના સંસ્કારો તો તેમને વારસામાં મળેલા છે. તેમના બાપદાદાનો વારસાગત ધંધો શિલ્પીનો હતો – મુખ્યત્વે કરીને કબ્રસ્તાનમા મૂકવામાં આવતી, આરસ અને ગ્રેનાઈટની પ્રતિમાઓ ઘડવાનો. એથી વ્યવસાયે ભલે તેઓ ઇજનેર અને ડીઝાઈનર રહ્યા, પણ શિલ્પકલાની નસ તો એમનામા જન્મ સાથે જ આવેલી છે.

શ્રી. પ્રેસ્ટીનીનો આ ટૂંક પરિચય તેમના શિલ્પ સમજવામાં ઠીક ઠીક ઉપયોગી થશે

### રૂઢિગત કલાની ગેરહાજરી

કદાચ અમદાવાદમા માત્ર શિલ્પનું પ્રદર્શન અને તેમાયે શિલ્પનો " વન મેન્સ શો " આ પ્રથમ જ હશે અને માત્ર તેટલા પૂરતું જ એ નોંધપાત્ર છે એમ નથી. તેમા રજૂ કરવામાં આવેલ

શિલ્પકૃતિઓ પણ એટલી જ ચોટદાર અને આધુનિક છે. તેથી આ પ્રદર્શન અમદાવાદના કલારસિકો માટે એક નવા અનુભવ સમાન છે એમ આ પ્રદર્શન જોનાર દરેકને જણાશે, આજના આધુનિક શિલ્પનો જેમને જરાયે પરિચય નથી અને દેલવાડાનાં દહેરા તથા અમદાવાદની મસ્જીદો અને ગોખ તથા ઝરૂખામાં શિલ્પકલાનું શિખર સમાઈ જાય છે તેવો મત ધરાવનારાઓ તો આ લોખંડના ટુકડા, – મશીનરીના ભંગારમાંથી થોડાએક ટુકડાઓના જોડાણ કરીને ઉપજાવેલી આકૃતિઓને શિલ્પાકૃતિઓ તરીકે સ્વીકારવા જ તૈયાર નહીં થાય!

## નૂતન કલાની ફિલસૂફી

અને અહીં રજૂ થયેલી કૃતિઓને 'આ શિલ્પ નથી' એમ કહી ઉવેખી નાખવાનું પણ એટલું સહેલું નથી જ. આજે કલાના પ્રેક્ષકોએ એ વાત તો મૂળભૂત રીતે સમજી સ્વીકારી લેવાની છે કે, આજનો આધુનિક શૈલીમા કામ કરતો સર્જક, પછી ભલે તે ચિત્રકાર હોય કે શિલ્પી, કુદરતની કે પ્રાણીપદાર્થની હૂબહૂ પ્રતિકૃતિ ઉતારવામા માનતો નથી. સ્વૈરવિહારી એવો તે તો સામાન્ય માણસને માટે અસુંદરતામા ખૂંપી જતી ચીજવસ્તુઓમાંથી સૌન્દર્ય રહસ્યો સર્જાવતો, અને તેમ કરીને જીવનને વધુ જીવવા યોગ્ય બનાવવાના તેના પ્રયાસમાં મશગૂલ હોય છે.

એથી આ પ્રદર્શનમા કંઈક પરિચય આકારો કે આંખ આગળ રમતાં રૂપ શોધવા જનારા નિરાશ થશે – કદાચ વધુ ગૂંચવાશે. આ શિલ્પકૃતિઓમાં રજૂ થયેલા રૂપ – રહસ્યોનું કોઈકની સાથે અનુસંધાન શોધવાને બદલે, તે રૂપ (Form) જેવાં છે તેવા, કોઈક સુગમ્ય રજૂઆત કરે છે માટે નહીં, પણ તે આકૃતિઓ આકૃતિઓ તરીકે જ (Form as form only) પોતાના સ્વરૂપોમાંથી નીપજતું એક જાતનું સંવેદન કરાવી શકે તો જ તે સાર્થક ગણાય.

## પ્રેક્ષકોનો ખાસ ધર્મ

"તમારાં આ શિલ્પને સામાન્ય માણસે કેમ કરી આસ્વાદવાં તે અંગે કંઈક સમજણ આપશો?" એમ જ્યારે મેં પ્રેસ્ટીનીને પૂછ્યું ત્યારે જરીએ ખમચાયા વિના એમણે જવાબ વાળ્યો કે, "સામાન્ય માણસને લક્ષમા રાખીને મેં મારો આ સર્જનો કર્યા નથી, તેથી તેને તે ન સમજાય તે સાવ સ્વાભાવિક છે. સામાન્ય માણસ આ અંગે શું કહેશે? એ પ્રશ્ન જો કોઈપણ કલાકાર વિચારવા બેસે તો એ કલાકૃતિ સરજી ન શકે. પ્રેક્ષકોએ પણ કલાકૃતિના રસાસ્વાદ માટેનો અધિકાર કેળવવો પડે. આમાં ક્યાય 'વન વે' જેવું હોય જ નહિ."

પોતાની કૃતિઓ સમજાવતાં તેમણે ઉમેર્યું કે, દરેક યુગના સર્જકોએ પોતાના જમાનામાંથી મળતાં રૂપોનો (Forms) ઉપયોગ કરી સર્જનો કર્યાં છે. આજે હું આજના યંત્રયુગના જમાનામાંથી તૈયાર મળતાં ધાટ–રૂપનો ઉપયોગ કરીને સર્જનો રચું છું. અને તેમાં મારો મુખ્ય ઉદ્દેશ 'ફોર્મ' અને 'સ્પેઈસ' ના સંબંધોમાથી, તે ઉભયના વિનિમય દ્વારા થતી અસરોમાથી નીપજતાં સૌન્દર્યો શોધવાનો છે.

શ્રદ્ધા અને ધીરજથી જોતાં આ શિલ્પની રચના પાછળ તાલીમબદ્ધ હાથ અને અનુભવ–સમૃદ્ધ મન કાર્ય કરી રહ્યા છે, તેની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

નેશનલ ડીઝાઈન ઈન્સ્ટિટ્યૂટમાં તાલીમ સાથે તેની એક પૂર્તિ રૂપે આવાં પ્રદર્શનો જો અવારનવાર યોજવામા આવશે તો અમદાવાદની કલા–અભિરુચિ જાગૃત કરવામાં, એને અર્વાચીનતા ભણી વાળવામાં, ખૂબ અગત્યનો પ્રયાસ કર્યો ગણાશે. (સંદેશ : પ્રાસંગિક)

## રોબર્ટ જોફ્રે—નૃત્યમંડળી | શ્રીમતી મૃણાલિની સારાભાઈ

અમદાવાદના મંગળદાસ ટાઉન હૉલમાં શનિવારે અને રવિવારે રાત્રે અમેરિકાની રોબર્ટ જોફ્રે નૃત્યમંડળીએ બે સુંદર નૃત્ય કાર્યક્રમો આપ્યા. આ મંડળીની સ્થાપના ૧૯૫૬ માં થઈ. એના કાર્યક્ષેત્રમાં પરંપરાગત શિષ્ટ નૃત્ય અને સમકાલીન પ્રયોગોથી સભર આધુનિક નૃત્યસ્વરૂપનો સમાસ થાય છે. અને આ બે કાર્યક્રમો પરથી સ્પષ્ટ પ્રતીતિ થઈ કે આ મંડળી આ બન્ને પ્રકારોમા સહજ અને સ્વાભાવિકપણે નૃત્યનું સર્જન સિદ્ધ કરે છે.

'રેમોન્ડા વેરીએશન્સ' નામના પ્રથમ પ્રયોગમા નૃત્યકારોએ એમની તાલીમ અને શિસ્તના ઉચ્ચ પ્રકારનો પરિચય કરાવ્યો. ૧૮૬૪ ના લીથોગ્રાફથી પ્રેરિત 'ધ પાસ દે કીસ' નામના પ્રયોગમા આયોજન સુંદર હતું. ૧૯ મી સદીના નૃત્યકારોની રીતિ પ્રમાણે જ્યા નૃત્યકારો રંગભૂમિ પર ઉપસ્થિત થયા ત્યાં જ પ્રથમ ક્ષણથી જ એ મહાન સદીનું રંગદર્શી વાતાવરણ સર્જાઈ ગયું. પ્રસિદ્ધ ટેગ્લીઓન્સની ભૂમિકામા ફ્રાન્સ્વા માર્તીનેત, ગ્રેહાનની ભૂમિકામા ડાયના કૉન્સોર, ફેનીની ભૂમિકામા ક્ષુનીલ્ડા રુઝ, સેઈન્ટ લીઓનની ભૂમિકામા નેલ્સ જારગેન્સન—આ સૌ નૃત્યકારોએ એમના કસબ અને રૂચિ દ્વારા બેલેના શિષ્ટ રોમેન્ટીસીઝમને સજીવ કરી આપ્યું.

પહેલા દિવસનો મુખ્ય પ્રયોગ 'પેસ્ટોરાલ' અત્યંત સુંદર અને હૃદયસ્પર્શી હતો. એમાં નૃત્ય અને સંગીતનો સંપૂર્ણ અને સુભગ સંવાદ સ્થપાયો હતો. અંધ અજાણ્યાની ભૂમિકામાં જીરાલ્ડ આર્પીનોએ અદ્‌ભુત કલા પ્રગટ કરી. પ્રેમની રસસમાધિમા ક્ષણભર એનો અંધાપો એ અતિક્રમી જાય છે. પણ પછી એ એનું ક્ષણિક ગૌરવ નષ્ટ થાય છે ત્યારે પાછો નિરાધાર બની જાય છે. એ અનુભવ એણે એની અદ્‌ભુત નાટ્યશક્તિ દ્વારા પ્રગટ કર્યો.

'લા જન ફીય માલ ગાર્દ' અને 'કૅાન આમોર' એ બન્ને રમુજી પ્રયોગો હતા. નૃત્યકારોએ કુશળતાથી સજીવપણે રજૂ કર્યા અને પ્રેક્ષકોએ એમા એકરસ બનીને આસ્વાદ્યા.

### 'ફીસ્ટ ઑફ એશીસ'

આ મંડળીનો પરાકાષ્ટારૂપ પ્રયોગ, એનું સર્વશ્રેષ્ઠ સર્જન તે સ્પેનીશ કવિ-નાટકકાર લૉર્કાની પ્રસિદ્ધ ટ્રેજેડી 'લા કાસા દ બર્નાર્દા આલ્બા' પરથી રચેલું 'ફીસ્ટ ઑફ એશીસ.' લૉર્કાએ એના લોકજીવન પર રચાયેલા નાટકોમા નિર્દોષ મનુષ્યોના કરુણ પરાજયનું અને મૃત્યુમા પરિણમતા કરુણ વિફલ પ્રેમનું અત્યંત હૃદયદ્રાવક અને અનુકંપાપૂર્ણ આલેખન કર્યું છે. કવિની આ કલ્પનાસમૃદ્ધિ સૃષ્ટિમાં જડ નિષ્ઠુર સમાજ સાથેનો વ્યક્તિનો અંગત સંઘર્ષ નિરૂપાયો છે. આ 'ફીસ્ટ ઑફ એશીસ'ની નૃત્યકૃતિમા માતાનુ પાત્ર કેન્દ્રમા છે અને એની રૂઢિચુસ્ત, નિષ્ઠુરતામાંથી કરુણતા જન્મે છે. એ એની સૌથી મોટી પુત્રીનો વિવાહ જે પુરુષ સાથે જબરદસ્તીથી કરાવે છે તે એની નાની પુત્રીને ચાહતો હોય છે અને નાની પુત્રી એ પુરુષને ચાહતી હોય છે. અંતે મૃત્યુ પામે ત્યા લગી આ યુવાન પ્રેમીઓ એમની પ્રેમની સુખસમાધિ અને વેદનાની ક્ષણો ઉત્કટપણે અનુભવે છે. આ સમગ્ર નૃત્યસર્જન પ્રેક્ષકો પર ભારે અસરકારક નીવડ્યું. એમા ઘેરી કરુણતાની અસર હતી. નાની પુત્રીની ભૂમિકામા લીઝા બ્રેડલી અને મોટી પુત્રીની ભૂમિકામા ફ્રાન્સવા માર્તીનેત—આ બન્ને નૃત્યકારોએ એમની ભાવની તીવ્રતા અને રસની ઉગ્રતા દ્વારા લૉર્કાની કવિતા સાથે સરસ સરસાઈ કરી. પુરુષના પાત્રમા પૉલ સધરલૅન્ડ પ્રશસ્ય હતા અને આખાયે નૃત્યમા લાચારીનો, યાતનાનો, અને અંતે પરાજયનો ભાવ સળંગ સચવાયો હતો. નાની પુત્રીનો પોશાક સળંગ સફેદ રાખ્યો હોત તો લૉર્કાના નાટકના

મૂળ ભાવાર્થને વધુ પોષક બન્યો હોત, કારણ કે શીર્ષકમાંનો 'ઓંરચ્યાં' શબ્દ લેટીનમાંથી ઊતરી આવ્યો છે, અને એનો અર્થ થાય છે 'સફેદ'. આ માત્ર એક સૂચન છે. 'ધ ફીસ્ટ ઓફ ઓરીસ, સાચે જ એક વિશિષ્ટ નાટ્યાનુભવ હતો.

એમની નૃત્યમંડળીની આ બહુવિધ શક્તિઓ અને સુંદર સિદ્ધિઓ માટે શ્રી રોબર્ટ જોફ્રેને અભિનંદન ! આ સારાયે કાર્યક્રમમા પ્રાણ પૂરનારી પ્રકાશયોજના સવિશેષ પ્રશંસાની અધિકારી છે.

[ સંદેશ : સંસ્કાર સૌરભ ]

## શામળાજીમાં નવું સંશોધન | ધીરુભાઇ ઠાકર

ગઈ તા. ૧૪ ના રોજ એટલે કે ઉત્તરાયણને દિવસે, સમગ્ર ભારત જ નહીં પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પુરાતત્ત્વના વિદ્વાનોને તેમ જ સામાન્ય લોકોને રસ પડે એવો એક બનાવ ગુજરાતમાં બન્યો.

### પ્રાચીન વસ્તુઓ

ગુજરાત રાજ્યના ઉત્તર સીમાડે રાજસ્થાનની સરહદથી છ–સાત માઈલને અંતરે શામળાજીનું ધર્મ તેમજ ઈતિહાસ–પુરાતત્ત્વની દૃષ્ટિએ જાણીતું સ્થાનક છે. શામળાજીના પવિત્ર મંદિરની પશ્ચિમે મેશ્વો નદી વહે છે. એ નદીના સામે કિનારે થોડેક છેટે એક ટેકરાવાળી જગા છે. તેના વિશાળ પથરાટ પર જૂની મૂર્તિઓ વર્ષો સુધી અહીંતહીં વિખરાયેલી પડી રહેતી. કોઈ પ્રાચીન ભવ્ય ઈમારત ભિસ્માર હાલતમા ત્યા પડેલી છે તેની ખાતરી કરાવતા પાટલા જેવડા લગભગ શિલ્પો, મોટી પાટલા જેવડી (લગભગ ૧૯"×૧૩" ના માપની) ઇંટો, પથ્થરોના ઓજારો, સિક્કાઓ વગેરે નધણિયાતી મિલકતની જેમ ત્યા વેરણછેરણ પડ્યાં રહ્યા હતા. તેમાના કેટલાયે પથ્થરો ઘરમાં ચણાઈ ગયા હશે; કેટલાયે સિક્કઓ વેપારીઓની તીજોરીમાં પુરાઈ ગયા હશે, અને કેટલીયે વસ્તુઓ નાનાં છોકરાના રમકડા રૂપે ખેંચાઈ ગઈ હશે.

કોઈક પ્રાચીન ઇમારતની કીમતી વસ્તુઓ આ રીતે વેડફાઈ જાય છે એ બાબત આ પ્રદેશના સામાજિક કાર્યકર શ્રી. રમણલાલ સોનીએ સરકારનુ તેમજ પુરાતત્ત્વવિદોનું ધ્યાન છેક ૧૯૩૦ થી ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો. પણ તે સ્થાનનું વ્યવસ્થિત ખોદકામ કોઈ હાથ પર લેતું નહોતું.

### સંશોધન કાર્યમાં સફળતા

છેક ૧૯૫૯મા વડોદરાની મ. સ. યુનિવર્સિટીના પુરાતત્ત્વ વિભાગના તે વખતના અધ્યક્ષ ડો. બી. સુબ્બારાવની દેખરેખ નીચે આ પ્રદેશનું ખોદકામ હાથ લેવામાં આવ્યુ. તેમની સાથે ડો. રમણલાલ નાગરજી મહેતા અને શ્રી. સૂર્યકાંત ચૌધરી હતા. કરોડો રૂપિયાની મિલકતો કરતાં યે વધુ કિંમતી પુરાતત્ત્વનો જથ્થો આ ખોદકામ દરમ્યાન હાથે આવ્યો અને પ્રથમ તબક્કા દરમ્યાન એટલું નક્કી થયુ કે આ દેવની મોરીના ટેકરા પર બૌદ્ધવિહાર અને બૌદ્ધસ્તૂપ છે. નદીના પાણીના ધસારાથી બચવા માટે બાંધેલી મજબૂત દિવાલોના અવશેષો ઉપરથી એમ નક્કી થયુ કે આ કિલ્લેબંધી વસાહત હશે એ વખતે ૧૪ રૂપાના સિક્કા મળી આવ્યા હતા. ક્ષત્રપ રાજા વિશ્વસેન (ઈ. સ. ૨૯૩–૩૦૫) અને મૈત્રિક વંશના સ્થાપક સેનાપતિ ભટાર્ક (ઈ. સ. ૫૦૦) ના સમયના તે સિક્કાઓ હતા.

૧૯૬૦ માં દેશભરમા થયેલા પુરાતત્ત્વ–સંશોધનનું સૌથી મહત્ત્વનું ફળ તે શામળાજીમા બૌદ્ધ સ્તૂપ અને વિહારનું થયેલું સંશોધન છે. આ સ્તૂપનો ઘેરાવો ૮૫ ફુટનો છે અને ઉંચાઈ પણ એટલી જ છે તેના ઘેરાવા પર પ્રદક્ષિણા માટેની બે ચોરસ પગથારો છે. આ પગથારો સાફ કરતી વખતે ધ્યાનસ્થ મુદ્રાવાળી ૧૬ બુદ્ધની મૂર્તિઓ (૨ ફુટ × ૧૬ ઇંચ) મળી આવી હતી. તેનું શિલ્પ ગાંધાર કલાનું ગણાયેલું છે. ગુજરાતના ક્ષત્રપ રાજાઓ ગાંધાર કલાના ખાસ હિમાયતી હતા.

['નિરમાનંદ' : જાન્યુઆરી–ફેબ્રુઆરી '૬૩.

સ્તૂપની બાજુમાં જ વિહાર આવેલો છે. તેમા બૌદ્ધ સાધુઓને રહેવા માટેની ઓરડીઓની ચાર હાર છે. કુલ ૩૬ જેટલી ઓરડીઓ છે. આ વિહાર કકડે કકડે બંધાયો હોય એમ તેની બાંધણી પરથી માલુમ પડે છે. વિહારની આસપાસ પણ કિલ્લા જેવી મજબુત દીવાલ બાધી હોય તેમ તેના અવશેષો પરથી જણાય છે.

૧૯૬૨ ના એપ્રિલ સુધી આ મહત્ત્વના સ્થળનો અભ્યાસ વડોદરા યુનિ.ના પુરાતત્ત્વવિદ્યા વિભાગ તરફથી થયો.

## બુદ્ધનું અસ્થિપાત્ર મળ્યું

બાદ, ગયા ડિસેમ્બર માસની ૬ ઠ્ઠી તારીખે ડૉ મહેતાએ તેમના રસાલા સાથે શામળાજી આવીને પડાવ નાંખ્યો અને ખોદકામ શરૂ કર્યું. તા ૨૮–૧૨–૬૨ ના રોજ તેમને સ્તૂપની નજીકની જગામાથી ક્ષત્રપ રાજાઓના સિક્કા મળ્યા અને જાણે તેમની ગણતરી મુજબ જ હોય તેમ, તા. ૧૪ મી જાન્યુઆરીના રોજ બપોરે સાડા બાર વાગ્યે, સ્તૂપના ખંડની અદર એના પાયાથી એક ફુટ ઉપર બુદ્ધનું અસ્થિપાત્ર મળી આવ્યું. અને તેની ઉપર ૩ ફુટ જેટલી બુદ્ધની પૂર્વ દિશામા બેસાડેલી મૂર્તિ મળી આવી. ૧૯૬૩ નો, વિદ્યાના ક્ષેત્રે, કદાચ આ સૌથી મહત્ત્વનો દિવસ ગણાશે.

આનંદની વાત એ છે કે આ અસ્થિપાત્ર સપૂર્ણ સુરક્ષિત સ્થિતિમા મળી આવ્યુ છે. તે પાત્ર પથ્થરનું ગોળાકારવાળું છે. તેનો વ્યાસ ૭ ઈંચ અને ઊચાઈ ૪ ઈંચ છે. તેના પર સ્પષ્ટ અક્ષરોમાં લેખ છે. અંદરની કારંડટ ધાતુની છે. અને તેની આસપાસ તેની જાળવણી માટે કોઈક રાસાયણિક પદાર્થો મૂકેલા છે. લેખ સંસ્કૃત ભાષામા છે નૃપતિશ્રી રૂદ્રસેને સવત ૧૨૭ (એટલે કે સંવતઃ ઈ. સ. ૨૦૫)મા મહાસ્તૂપ બંધાવ્યો અને સાધુ અગ્નિવર્મા, સાધુ સુદર્શન તથા સેનપૂત્ર વરાહે આ અસ્થિપાત્ર સ્તૂપમા પધરાવ્યો એ મતલબનું લખાણ છે. ઉપરાત દાબડો બનાવનાર મહાસેનનો ઉલ્લેખ છે. પણ વધારે મહત્ત્વની વિગત તો એ છે કે પાત્રમાના અસ્થિ “શાક્યભિક્ષુ દશબલ શરીર નિલય”ના હોવાનો ઉલ્લેખ છે તે છે. “દશબલ” નામ બુદ્ધનુ પણ છે એમ ડૉ. ઉમાકાન્ત શાહનું માનવું છે. તો તો એ બુદ્ધના અસ્થિ છે એમ ચોક્કસ કહી શકાય. નહીં તો, જેમ સાંચીમા સારિપુત્ત મૌદ્‌ગલાયનના અવશેષ મૂકેલા છે તેમ અહીં પણ દશબલ નામના કોઈક બૌદ્ધ સાધુના અવશેષ હશે એમ માનવું રહ્યું.

વળી લેખમા સ્થળનો ઉલ્લેખ “કર્માન્તક” એમ છે. કર્માન્તક કદાચ આ સ્થળનું પ્રાચીન નામ હોય (કેમકે હાલ તો શામળાજીના મંદિર પરથી તે સ્થળનુ નામ શામળાજી આપેલું છે. મંદિર ત્રણસો કે ચારસો વર્ષથી વધુ પ્રાચીન નથી.) ‘કર્માન્તક’નો અર્થ કહોડ કે કારખાનુ થાય છે. અહીંના નાગધરામાંથી પિત્તળની મૂર્તિ મળી આવી છે. ઉપરાલ માટીની મુસો (ક્રુસીબલ્સ) ધમણીના ભાગો વગેરે પણ અહીંથી મળી આવ્યા છે. મૂર્તિની ધાતુ આસપાસના પ્રદેશમાથી નીકળતી ખનિજ ધાતુના પ્રકારની છે એમ તદ્વિદોનું કહેવું છે. તે ઉપરથી અહીં પ્રાચીન કાળમા લોખંડનો ઉદ્યોગ હશે એવું અનુમાન કરી શકાય.

લેખમા સંવત ૧૨૭ નો તથા રાજા રૂદ્રસેનનો નિર્દેશ છે. ગુજરાતમા એ વખતે ક્ષત્રપ રાજાઓ રાજ્ય કરતા હતા, તેમા સૌથી પ્રતાપી રાજા રુદ્રદામન હતો. તેનો સમય ઈ. સ. ૧૫૦ ગણાય છે. તેની પછી બે ત્રણ રાજાઓ થયા તેમા રુદ્રસિંહનો પુત્ર રુદ્રસેન ઈ. સ. ૨૦૦ ની આસપાસ થયાનું ઈતિહાસ કહે છે. આ ઉપરથી લેખમાની સંવતને શક સંવત ગણતા સ્તૂપ ઈ. સ. ૨૦૫ મા બંધાયો હતો એમ કહી શકાય. આ સ્તૂપને મળતો સિંધમા મીરપુરખાસ સ્તૂપ છે અને તક્ષશિલામા મોહ્રગ મોરદુ સ્તૂપ છે. [ ગુજરાત સમાચારમાથી ટૂંકાવીને ]

# ૧: હ્યુજ ગેટ્સ્કેલ

બ્રિટનના મજૂર પક્ષના એક યશસ્વી પીઢ નેતા હ્યુજ ટોડ નેયલર ગેટ્સ્કેલનું અવસાન તા. ૧૯–૧–૬૩ ને રોજ લંડનમાં થયું ત્યારે તેમની ઉંમર ૫૬ વર્ષની હતી.

વર્તમાન યુગમાં દુનિયાના અનેક રાજદ્વારી પુરુષોની વયની સરખામણીએ ૫૬ વર્ષની ઉંમરે થએલું ગેટ્સ્કેલનું અવસાન કાચી વયનું જ અવસાન ગણાય. વિશેષ દુઃખદ બીના એ છે કે જ્યારે બ્રિટનમાં નવી સાર્વત્રિક ચૂંટણી આવી રહી છે અને તેને માટે મજૂર પક્ષ કમર કસી તૈયાર થઈ રહ્યો છે ત્યારે, જેમનું નામ બ્રિટનના ભાવિ વડા પ્રધાન તરીકે બોલાય રહ્યું હતું તેવા અતિ તેજસ્વી કારકીર્દિવાળા મજૂરનેતાનું અવસાન થવા પામ્યું છે.

ગેટ્સ્કેલનો જન્મ ૧૯૦૬ માં ભારતમાં થયો હતો. તેમના પિતા ભારતમાં સનદી મુલ્કી અમલદાર હતા. પિતાના અવસાન બાદ આખું કુટુંબ લંડન પાછું ફર્યું. વિન્ચેસ્ટરમાં હુશિયાર વિદ્યાર્થી તરીકે નામના મેળવી. બાદ ઑક્સફર્ડમાં ન્યુ કૉલેજમાં તત્ત્વજ્ઞાન, રાજકારણ અને અર્થશાસ્ત્ર–વિષયોમાં પ્રથમ નંબરે પદવી-પરીક્ષા પસાર કરી.

આ યુવાન વયે જ તેમણે મજૂર પક્ષમાં જોડાઈને રાજદ્વારી ક્ષેત્રે કામગીરી શરૂ કરી દીધી હતી. ૧૯૨૬ માં બ્રિટનમાં સાર્વત્રિક હડતાલ પડી ત્યારે, પોતાના અનેક સાથીઓ વિરોધી કામ કરતા થયા હતા ત્યારે, ગેટ્સ્કેલે હડતાળના પક્ષે આગળ પડી કામ કર્યું હતું.

આ પછી ૧૯૨૯ અને ૧૯૩૧ માં બ્રિટનમાં જે સાર્વત્રિક ચૂંટણીઓ થઈ તેમાં તેમણે સારી એવી કાર્યશક્તિ બતાવી. અને ૧૯૩૫–એટલે કે ૨૯ વર્ષની વયે તેમને મજૂર પક્ષ તરફથી ચેથેમ વિભાગમાંથી પાર્લામેન્ટના ઉમેદવાર તરીકે ઊભા રાખવામાં આવ્યા–જો કે આ ચૂંટણીમાં તેઓ સફળ થયા ન હતા.

૧૯૩૮ માં ગેટ્સ્કેલ ઑક્સફર્ડ છોડીને લંડન આવી વસ્યા. અને લંડન યુનિવર્સિટીની 'યુનિવર્સિટી કૉલેજ'માં રાજકીય અર્થશાસ્ત્ર (પોલિટિકલ ઈકોનોમી)ના મુખ્ય પ્રાધ્યાપક તરીકે નીમાયા. બીજે જ વરસે, ૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. અને દેશની હાકલ પડતાં તેમણે યુદ્ધ સેવા અંગે નવી જવાબદારી બજાવવા પોતાની જાત આગળ ધરી, ત્યારે તેમનું લગ્ન થયે બે વર્ષ જ થયાં હતાં.

યુદ્ધ કાળ દરમ્યાન યુદ્ધ પ્રધાન મિ. ડાલ્ટનના મંત્રી તરીકે અને બાદ, વ્યાપારખાતાના મંત્રી તરીકે તેમણે કામગીરી બજાવી.

યુદ્ધ પૂરું થતા સુધીમાં તો તેમની શક્તિઓનો સારો એવો પરિચય મજૂર પક્ષને થઈ ચૂક્યો હતો. એટલે યુદ્ધ પછી તરત મજૂર સરકાર સત્તામાં આવતાં વડા પ્રધાન એટલીએ તેમની નીમણૂક અન્ન પૂરવઠા ખાતાના પ્રધાન તરીકે કરી. અને સ્ટેફર્ડ ક્રીપ્સે નાદુરસ્ત તબિયતને કારણે રાજીનામું આપ્યું ત્યારે ૧૯૫૦ માં ગેટ્સ્કલ આર્થિક ખાતાના ઉપપ્રધાન બન્યા; ૧૯૫૧ માં તો ચાન્સેલર ઑફ એકસચેકર (આર્થિક અને નાણા ખાતાના પ્રધાન) તરીકે તેમણે પોતાનું પ્રથમ બજેટ રજૂ કર્યું. યુદ્ધોત્તર બ્રિટનની આર્થિક મુશ્કેલીઓમાં તેમણે ભારે કુનેહ દાખવી–એક બાજુ, ચર્ચિલ જેવાં ઉચ્ચ કક્ષાના વિરોધી નેતાની પણ પ્રશંસા પ્રાપ્ત કરી, તો બીજી બાજુ, મજૂર પક્ષની ઉગ્ર

પાંખના નેતા એન્યુરિન બેવન સાથે તેમણે કાતિલ સંઘર્ષ વહોરી લીધો અને ગેટ્સરકેલની આર્થિક નીતિના વિરોધમાં બેવને પ્રધાનપદેથી રાજીનામું આપી દીધું.

આ પછી આ બે તેજસ્વી સાથી-નેતાઓ વચ્ચે ઉગ્ર સંઘર્ષ ચાલુ રહ્યો અને ૧૯૫૪ અને ૧૯૫૫ માં મજૂર પક્ષના કોષાધ્યક્ષના સ્થાનની ચૂંટણીમાં તેઓ બેવનને બબ્બે વાર પરાજય આપી ચૂંટાઈ આવ્યા. એ પછી તો એટલીએ બ્રિટિશ મજૂર પક્ષના નેતા તરીકે રાજીનામું આપ્યું અને ગેટ્સ્કેલે એ સ્થાન સંભાળ્યું. ૧૯૫૫ થી જ બ્રિટિશ પાર્લામેન્ટમાં ય વિરોધ પક્ષના નેતા તરીકે તેઓ કામ કરતા હતા.

*

૧૯૫૬ માં બ્રિટન-ફ્રાન્સ અને ઈઝરાયલે સુએઝ અંગે આક્રમણ કરી કટોકટી ઊભી કરી ત્યારે, ગેટ્સ્કેલે અત્યંત સ્પષ્ટ વક્તા તરીકે રાષ્ટ્રને સંબોધી કહ્યું : 'સુએઝ પ્રકરણ ઊભું કરીને સરકારે પોતાની મૂર્ખતા દુનિયા પાસે જાહેર કરી છે. હકીકતે તો, આ મુદ્દા ઉપર સરકારે રાજીનામું આપીને નવેસરથી સાર્વત્રિક ચૂંટણીની કસોટીમાંથી પાર ઊતરવું જોઇએ.' અને સુએઝ ઘટના ઉપર આખા રાષ્ટ્રને સત્તાધારી પક્ષ સામે ઊભો કરવાના ભગીરથ પુરુષાર્થમાં, અંગત રીતે પરસ્પર વિરોધી એવી જે બે વ્યક્તિઓએ-મજૂર પક્ષના જ બે પ્રતિભાવાન પુરુષોએ-સાથે થઈ કાર્ય કર્યું તે હતા બેવન અને ગેટ્સ્કેલ. વડા પ્રધાન એન્થની ઈડનનું રાજીનામું આ સહિયારા પુરુષાર્થને આભારી ગણાય,

આ પછી ૧૯૫૬ માં ગેટ્સ્કેલે અમેરિકાનો પ્રવાસ ખેડ્યો. વૉશિન્ગ્ટનમાંનું ગેટ્સ્કેલનું "સહકારી જીવનનું આહ્વાન" નામનું વ્યાખ્યાન તેમની પોતાની સમાજવાદી નિષ્ઠાનું દ્યોતક છે.

૧૯૫૭ માં તેમણે ભારત, બ્રહ્મદેશ, મલાયા, સિલોન અને પાકિસ્તાનનો પ્રવાસ ખેડ્યો અને ૧૯૫૯ માં તેમણે બેવનની સાથે રશિયાનો પ્રવાસ ખેડ્યો – ક્રુશ્ચોવની મુલાકાત લીધી

*

૧૯૫૮ માં મજૂર પક્ષે વળી સત્તાનું બીડું ઝડપવા સાર્વત્રિક ચૂંટણીમાં ઝંપલાવ્યું; અને વળી બેવન તથા ગેટ્સ્કેલે સાથે મળી ભગીરથ કાર્ય કર્યું. અલબત્ત, મજૂર પક્ષને બહુમતિ મળી નહિ – ઊલટી કેટલીક બેઠકો વધુ ગુમાવી.

આ ચૂંટણી સમક્ષ જે સૌથી મોટી સમસ્યા ચર્ચાઈ રહી હતી તે હતી અણુશસ્ત્ર-બંધીની. સવાલ એ હતો કે બ્રિટને એકપક્ષી બંધી જાહેર કરવી કે બીજા મુખ્ય રાષ્ટ્રો બંધી સ્વીકારે તો જ તેણે ય સ્વીકારવી? ગેટ્સ્કેલનો મત એકલપંડ એવી બંધી જાહેર કરવા વિરુદ્ધ હતો અને એમના પરાભવનું આ એક મુખ્ય કારણ પણ ગણાય છે. અલબત્ત, ૧૯૬૦ માં તેમની આ માન્યતાનો જ સ્વીકાર થયો હતો.

આવી જ બીજી આકરી કસોટી કરનારો સવાલ હતો યુરોપના સહકારી બજારનો. તેમાં પ્રવેશ કરવા માટે બ્રિટને કોમનવેલ્થના બીજા દેશોને લટકતા મૂકવા ન જોઇએ; અને એટલા જ કારણે ફ્રાન્સ વગેરે દેશો બ્રિટનને સ્વીકારવા તૈયાર ન હોય તો પોતે પ્રવેશ ન કરવો – એવી માન્યતા ગેટ્સ્કેલ ધરાવતા હતા અને તેઓ પોતાના પક્ષને આ બાબત દોરવણી આપવામાં સફળ નીવડયા હતા.

## ૨: રૉબર્ટ ફ્રોસ્ટ | —પ્રા. મ. ગ. દેસાઇ

રૉબર્ટ ફ્રોસ્ટનું મૃત્યુ અકાળે ન હતું ખારસાં ૮૯ વર્ષનું લાંબું આયુષ્ય ભોગવવા તેઓ સદ્દભાગી બન્યા હતા. આવી પૂરતી પાકટ – સ્વાભાવિક નિર્વાણની વયે જ તેઓ આ ધરતી પરથી વિદાય થયા હતા; અને છતાં 'હજી જીવ્યા હોત તો કેવું સારું!' એવું એમના કવિતાપ્રેમીઓ અને અંગત પરિચયમાં આવનાર સૌને લાગ્યા વિના નહિ રહ્યું હોય.

અમેરિકામાં 'રાષ્ટ્રકવિ'ની સ્થાપનાનો રિવાજ નથી. છતાં, ફ્રૉસ્ટ સાચા અર્થમાં રાષ્ટ્રકવિ હતા. પ્રજાએ તો તેમને એ નાતે સ્વીકારી લીધા હતા જ. કેમકે જનતાની આશા-આકાંક્ષા, તેનાં સુખદુઃખ કાવ્યવાણીમા પ્રકટ કરવામા તેમને અપૂર્વ કૌશલ્ય લાધ્યુ હતુ. આથી જ તો તેઓ કેવળ રાષ્ટ્ર-કવિ ન હતા, મહાન સર્જક-કવિ હતા.

૧૮૭૫ ના માર્ચની ૨૬ મીએ તેમનો જન્મ સાનફ્રાન્સિસ્કોમાં થયેલો. તેમના પિતાનુ અવસાન થતા માતા, સૌ સંતાનોને સાથે લઈ, ન્યુ ઈન્ગ્લેન્ડ ગઈ; ત્યારે રોબર્ટની ઉંમર માત્ર ૧૦ વર્ષની હતી. આ ન્યુ ઈન્ગ્લેન્ડમા ફ્રૉસ્ટ પરિવાર આઠ પેઢીઓથી રહેતુ આવેલુ હતુ. અને ન્યુ ઇન્ગ્લેન્ડ તો તત્ત્વચિંતકો અને કલાવંતોની ભૂમિ. અમેરિકી લલિત સાહિત્યનો પહેલો બહાર આ ભૂમિ પર ખીલ્યો હતો—ઈમરર્સન, થોરો, વ્હિટિયર, હૉથૉર્ન, મેલવિલ, વ્હિટમન વગેરે પ્રતિભાઓએ આ ભૂમિ પર જ અમેરિકી સાહિત્યનો ઉછેર કર્યો હતો. ફ્રૉસ્ટે આ વારસાને સમૃદ્ધ કર્યો. પૂર્વજોની તત્ત્વનિષ્ઠ પ્રણાલિને કવિતા દ્વારા ઉજાળી.

ફ્રૉસ્ટ ૧૮૯૨ માં ડાર્ટમૌથ કૉલેજમા દાખલ થયા. પરંતુ અભ્યાસના જડ ચોકઠામા મન બેસતુ ન હતુ; લૉરેન્સમા એક કારખાનામા બૉબિન-બૉય તરીકે કામ લઈ લીધુ; અને ત્યારથી કવિતાનો વ્યવસાય શરૂ થઈ ગયો! પરંતુ એ વખતના અણઘડ કિશોરની કવિતા છાપવા કોઈ માસિક તૈયાર ન થયુ—પાછળથી સુપ્રતિષ્ઠિત સામયિકોમાં છપાયેલી અનેક કવિતાઓ સુદ્ધા, તે દિવસોમાં, 'કાચી કૃતિ' 'છાપવા લાયક નથી'ના શેરા સાથે પાછી આવી હતી!

૧૮૯૭ માં વળી અભ્યાસ શરૂ કર્યો—હાર્વર્ડ વિદ્યાપીઠમા નામ દાખલ કરાવ્યુ. પણ વળી મન અકળાઈ ઊઠ્યુ અને એ વરસમા જ અભ્યાસ અધવચ્ચે પડતો મૂકી શિક્ષકની નોકરીમા લાગી ગયા. અહીં પણ ટકવા જેવુ એમને લાગ્યુ નહિ! એક વરસ દરમ્યાન જ તેમણે જોડા સીવવા, વર્તમાન પત્રમા કામ કરવુ વગેરે વ્યવસાય કરી જોયા, અને ૧૯૦૦ ની સાલમા હેમ્પશાયરની એક ડેરીના ખેતરમાં જઈ કામ કરવા માંડ્યુ. ૧૦-૧૨ વરસ ત્યા કાઢી નાખ્યા. પણ ત્યાંથી ય કંટાળીને ૧૯૧૨ માં અમેરિકાની ધરતી છોડીને બ્રિટનની વાટ પકડી—અને ત્યા તેમને પ્રથમવાર જીવનનો પ્રથમ સ્પર્શ થયો હોય એવુ લાગ્યુ.

એ વખતના ઇન્ગ્લેન્ડના પ્રસિદ્ધ કવિ એબર ક્રોમ્બી, રુપર્ટ બ્રુક, ગિબ્સન અને એડવર્ડ થોમસ સાથે એમનો પરિચય થયો, અને ફ્રૉસ્ટની કાવ્ય પ્રતિભાને અવનવો ઉન્મેષ પ્રાપ્ત થયો. ૧૯૧૩ માં 'એ બૉય્ઝ વિલ'-પ્રથમ કાવ્ય-સંગ્રહ પ્રગટ થતાં જ બ્રિટને તેમને હર્ષપૂર્વક આવકાર્યા. ૧૯૧૪ માં 'નૉર્થ ઑફ બૉસ્ટન' પ્રગટ થતા તો તેમનુ નામ ગાજતુ થઈ ગયુ. બ્રિટનના પ્રસિદ્ધ સમીક્ષક એડવર્ડ ગાર્નેટે આ કાવ્ય સંગ્રહને 'શ્રેષ્ઠ કક્ષાના કવિતા સંગ્રહ' તરીકે બિરદાવ્યો; અને આટલા લાંબાં વરસો સુધી આવા કવિની ઉપેક્ષા કરવા માટે અમેરિકાની ટીકા પણ કરી: "બંગાળી કવિ ટાગોરની આધ્યાત્મિક કાવ્ય કૃતિઓનુ હાર્દિક સ્વાગત કરનાર અમેરિકન પ્રજાએ પોતાના જ દેશબાંધવ કવિની કૃતિઓ પર તો આટલી બેરી ઉદાસીનતા દર્શાવી એ ઘટના ખરેખર વિચિત્ર જ ગણાય...."†

આ પછી તરત-૧૯૧૫ મા ફ્રૉસ્ટ અમેરિકા પાછા ગયા; અને ત્યારે તેમનુ ભારે સ્વાગત થયુ. એ પછી તો તેઓ પ્રજાનો અખંડ પ્રેમ અપરંપાર પામ્યા.

અલબત્ત, કવિએ તો, ન્યુ હેમ્પશાયરમાના ફ્રેન્કોનિયાના એક ખેતરને જ પોતાનુ સ્થાયી

---

†બ્રિટનની અને અમેરિકી પ્રજાએ ટાગોરની કૃતિઓને અપનાવી, બિરદાવી ત્યાં સુધી ભારતની - અરે ખુદ બંગાળી-પ્રજાએ ટાગોરની કૃતિઓ તરફ ઓરમાયુ એવું દુર્લક્ષ કર્યુ હતુ! એટલે કે ઘરની અંદર ઉપેક્ષા પામવાનો શાપ કોઈ પણ કવિને માટે કોઈ અપવાદરૂપ નથી.-સં.

નિવાસ સ્થાન બનાવ્યું. અને ચરાચર સૃષ્ટિ સાથે સમરસ બની તેમણે તેમની કવિતા-સાધના ચાલુ રાખી. એનાં ૧૯૪૯ સુધીનાં સુફળ તે 'માઉન્ટન ઇન્ટરવલ્સ', 'ન્યુ હેમ્પશાયર', 'વેસ્ટ રનિંગ બ્રુક,' 'એ ફર્ધર રેન્જ', 'એ વિટનેસ ટ્રી' વગેરે. આ વરસોમાં તેમને શ્રેષ્ઠ કાવ્યો માટે 'પુલિત્ઝર-પ્રાઇઝ' ચાર ચાર વાર આપવામાં આવ્યું ! — જાણે તેમના પૂર્વકાળના સમયની બધી ઉપેક્ષા ધોઈ નાખવા અમેરિકી પ્રજા કૃતનિશ્ચય બની હતી ! તેમનો બીજો કાવ્યસંગ્રહ 'નોર્થ ઑફ બોસ્ટન' તો 'બુક ઑફ ધ પીપલ'—'લોક કિતાબ' તરીકે પ્રતિષ્ઠા પામી ચૂક્યો !

કવિતા વિષે ફ્રોસ્ટની એવી શ્રદ્ધા હતી કે એ કાંઈ પ્રયત્ન પૂર્વકની કારીગરી (Craftmanship) નથી, એ તો એક કલા જ છે: "કવિતા એ કોઈ બળજબરીએ લાદેલી ક્રિયા નથી. એ તો, ગળાના પાગલપણામાંથી, અન્યાયની જાણકારીમાંથી, ઘરના ઉંબરામાંથી, અથવા એકલતામાંથી સ્ફુરે છે કવિતાની શરૂઆત વિચાર-ચિંતનથી કદી જ નથી થતી. શ્રેષ્ઠ કાવ્યને, મનને ભરી દેનારી એક પ્રકારની અસ્પષ્ટતા, ધૂંસરતા હોય છે. કવિતા આપોઆપ જન્મ પામે છે અને વધે છે. આનંદની ઊર્મિમાંથી કવિતા જન્મે છે અને જ્ઞાનમાં તે પરિણમે છે."

*

ફ્રોસ્ટ અમેરિકી કવિ છે — પ્રાદેશિક કવિ છે એ તો બાહ્ય નિમિત્ત છે. પ્રાદેશિક ધરતી પર પગ ગોઠવીને ઊભેલો આ કવિ સમસ્ત વિશ્વનો વેધ લેવાનું સામર્થ્ય ધરાવે છે. ચરાચર સૃષ્ટિ જ એનો કાવ્ય-વિષય છે. આ સૃષ્ટિ ઉપર એમને અપાર પ્રેમ હતો અને આ સૃષ્ટિ સાથે તેઓ એકપરૂ બની ચૂક્યા હતા. આવી સમરસતામાંથી જ તેમનો કાવ્યસ્રોત પ્રગટ્યો હતો. વિસંગતિમાંથી સંગતિ સર્જવામાં, વિસંવાદમાંથી સંવાદ નિર્માણ કરવામાં જ કાવ્યસર્જનનું મુખ્ય કર્મ રહેલું છે.

'વેસ્ટ રનિંગ બ્રુક' કાવ્યમાં તેમનો તત્ત્વસંશોધનનો અંજપો પ્રગટ થયો છે. બીજા બધા પ્રવાહો પૂર્વ ભણી વહીને સમુદ્રને મળે છે, પણ આ એક પાગલ ઝરણું પશ્ચિમ ભણી વહી રહ્યું છે ! વિરુદ્ધ દિશામાં જવાનું જાણે એને ગાડપણ લાગ્યું છે !

કવિ પણ એવો પાગલ છે ! પ્રવાહથી વિરુદ્ધ દિશામાં જઈને એના ઉદ્ગમસ્થાનની શોધ કરવામાં જ એનું સાચું સામર્થ્ય પ્રગટ થાય છે—એવું કવિને લાગે છે. કવિની સાધના જ એ છે કે વિરોધોમાંથી 'આત્મશોધન કરવું'.

ફ્રોસ્ટનું ભાવવિશ્વ સમૃદ્ધ છે. સર્વ વસ્તુ પ્રત્યે અપાર સહાનુભૂતિ, પ્રેમ અને નિર્ભેળ કુતૂહલ—એ છે એમના પ્રમુખ સ્થાયી ભાવો. 'બર્ચિસ', 'ઍન ઓલ્ડ મેન્સ વિંટર નાઈટ', 'ધ ડેથ ઑફ ધ હાયર્ડ મેન', 'આફ્ટર ઍપલ પિકિંગ,' 'ટુ લુક ઍટ ટૂ', 'રિલક્ટન્સ,' 'મેન્ડિંગ વૉલ,' 'ધ બેર' વગેરે વિખ્યાત કવિતાઓમાંથી ફ્રોસ્ટની પ્રતિભાના અને તેમના તરલ ભાવવિશ્વના દર્શન થાય છે.

ફ્રોસ્ટના કાવ્યની ભાષા સીધી, સરળ અને સહજ છે — એટલે જ એ ઠેઠ અંતઃકરણમાં સોંસરી પહોંચી જાય છે. અને તેની અંદરના વિચારોનું સામર્થ્ય જીવન ઉપરની શ્રદ્ધા વધારે છે.

## ૩ : દલાઈ લામા†

એશિયામાં શહેનશાહત સ્થાપવા લાલચીનના નેતાઓએ જે રાક્ષસી રાજકીય — આર્થિક — લશ્કરી તંત્ર, જુલ્મ અને લોઠી વડે, ઘડ્યું છે તેના ભેદભરમો સ્વાનુભાવે જાણનાર જે ગણ્યાંગાંઠ્યા

† "માય લેન્ડ માય પિપલ" પ્રકાશક, મેસર્સ વાઈડનફિલ્ડ ઍન્ડ નિકોલ્સન લંડન. ભારતમાંની આવૃત્તિના પ્રકાશક : એશિયા પબ્લિશિંગ હાઉસ મુંબઈ. (પ્રાપ્તિ : ચેતન પ્રકાશન ગૃહ વડોદરા.)

અધિકારી વ્યક્તિઓ છે તેમા દલાઈલામાનું સ્થાન અનન્ય છે. પણ ભારતની ઈચ્છાને માન આપીને તેમણે અત્યાર સુધી પોતાની કથની દુનિયાને સંભળાવી ન હતી. હવે એમણે મૌન તોડીને આત્મકથા સ્વરૂપે પોતાના અનુભવો દુનિયા સમક્ષ મૂક્યા છે, અને દુનિયાને એક અતીવ રોમાંચક નીવડે એવી વાનગી આપી છે. ભારત માટે આ પુસ્તક ચીનના આક્રમણના સંદર્ભમા અસાધારણ અને બોધપ્રદ છે કોઈ દુઃસ્વપ્ન સાકાર થઈ રહ્યુ હોય એવી અનુભૂતિ ડગલે ને પગલે થયા વિના રહેતી નથી.

સોળ સંતાનોના ગરીબ માતાપિતાને ઘેર ૧૯૩૫ માં જન્મેલા આ બાળકના ખોળિયામાં 'તિબેટના મહાપ્રભુ' એવા તેરમા દલાઈ લામાના આત્માએ અવતાર લીધો છે એવું તિબેટની પરંપરા પ્રમાણે દૈવી સંકેતોથી સાબિત થયું ત્યારે તેની વય માત્ર બે જ વર્ષની હતી. છ વર્ષની વયે, આ આ બાળકને ભાવિ દલાઈ લામા તરીકે લામા-જીવનની દીક્ષા આપવામા આવી. જે પોટાલા પેલેસ એનું નિવાસસ્થાન બન્યો એ તેર માળનો એવો જબરદસ્ત અને ભવ્ય મહેલ હતો કે દલાઈ લામાને કબૂલ કરવું પડ્યું કે, "વર્ષો સુધી એમા રહેવા છતા એના ગેબીપણાનો સંપૂર્ણ તાગ હું પામી શકયો નથી."

તિબેટ "પૃથ્વીના છાપરા" પર આવેલું છે. છતાંપણ બહારની દુનિયાને મન તો એ આફ્રિકાના કયાક અંધારા ખૂણામા કે ઊંચે વાદળોમા પડયું હોય એવું અગમ્ય અને અગોચર હતું. "દુનિયાથી અલિપ્ત રહેવું, શાંતિમાં ધર્મપરાયણ જીવન ગાળવું એ સિવાય અમારી બીજી કોઈ મનોકામના ન હતી. જગતથી સંપૂર્ણ વિમુખ રહેવામા જ શાંતિની ઉત્તમમા ઉત્તમ બાંયધરી છે. એવી અમારી શ્રદ્ધા હતી."

એ નિઃસહાય શ્રદ્ધાનું એમને થોડા જ સમયમાં ભય કરમાં ભયંકર મૂલ્ય ચૂકવવું પડયું. તિબેટના દલાઈ લામા એ બૌદ્ધ ધર્મની દુનિયાના મહર્ષિ ગણાય, અને ચીનના શહેનશાહો રાજર્ષિઓ ગણાય. એ નાતે ચીનનો એક પ્રતિનિધિ લ્હાસામાં એલચી તરીકે રાખવામાં આવતો. એ નાતો પૂર્વ માટે નવો નથી. પણ પશ્ચિમે તો એને તિબેટની 'સુઝરેન્ટી' તરીકે જ ઠસાવી દીધો, અને તિબેટે એની કિંમત પણ ચૂકવવી પડી.

પોતે તેર જ વર્ષના હતા ત્યારે ૧૯૪૮ મા દલાઈ લામાને સામ્યવાદી ચીન સાથે પાનું પાડવાનું આવ્યું અને ત્યાર પછીની જે જે આપવીતી એમણે આ પુસ્તકમા રજૂ કરી છે તેમાંની લગભગ બધી સાથે હવે ભારતના વાચકોએ સ્વગત સહમતિ દર્શાવ્યા વિના છૂટકો થાય તેમ નથી.

શરૂઆતમા ચીની જાસુસો પૂર્વ તિબેટમા ફરતા હોવાની વાતો લ્હાસા પહોંચી (જેને આપણા ૧૯૫૪-૫૯ વચ્ચેના કાળ સાથે સરખાવી શકાય.) એ પછી સામ્યવાદી ચીનની ફોજોની તિબેટમા જમાવટ થઈ; અને ત્યાર પછી "તિબેટ શાહીવાદી તરફદોનું મથક બન્યું છે" એવા આક્ષેપ સાથે મોટા પાયા પર તેનુ લશ્કરી આક્રમણ થયું. દલાઈ લામાએ બ્રિટન, અમેરિકા, ભારત અને નેપાલને મદદે ધાવા વિનંતી કરી. પણ એમણે કાને હાથ દીધા. "ભારતની સરકારે ચોખ્ખેચોખ્ખું જણાવ્યું" કે પોતે લશ્કરી મદદ નહિ આપે અને સશસ્ત્ર પ્રતિકારને બદલે ૧૯૧૪ના સિમલા કરાર (મેકમેહોન કરાર)ને ધોરણે શાંતિમય સમાધાન માટે વાટાઘાટો શરૂ કરવાની અમને સલાહ આપી. ...એ પછી ભયંકર ફટકો યુનોની મહાસભાએ તિબેટનો પ્રશ્ન હાથ ધરવાનો ઇન્કાર કરીને અમને માર્યો", એ માટે પણ બ્રિટન અને ભારતને દલાઈ લામાએ જવાબદાર ઠરાવ્યા છે. ભારતના પ્રતિનિધિએ (યુનોમા) જણાવ્યું કે શાંતિમય સમાધાન શક્ય હોવાની અમને પૂરેપૂરી ખાત્રી છે. તિબેટની સ્વાયત્તતાને જાળવી રાખી શકાય તેમ છે અને એ માટેનો ઉત્તમ ઉપાય યુનોમા આ બાબતની ચર્ચા પડતી મૂકવાનો જ છે." "શાંતિમય સમાધાન" માટે "વાટાઘાટો જ" "ઉત્તમમાર્ગ"! આ શબ્દો અત્યારે આપણો કેવો પ્રત્યાઘાત જન્માવે છે!

ચીની આક્રમણ ચાલુ હતું ત્યારે જ મજબૂરીથી તિબેટી પ્રતિનિધિમંડળ વાટાઘાટ માટે પેકિંગ ગયું. ત્યાં જાહેર સત્કાર પછી તરત જ તિબેટ પર ચીનની હકૂમત મંજૂર રાખતા કરારનો ખરડો પ્રતિનિધિમંડળ સામે ધરી દેવામા આવ્યો. શારીરિક હુમલાની ધમકી, ગાળો, તિબેટ પર વધુ આક્રમણની ધમકીઓ સાથે, મંડળને નજરકેદી જેવું બનાવી દીધું અને છેવટે તેમની સહીઓ લઈને છોડયા. તિબેટની રાજમુદ્રા તો ચીનાઓએ પેકિંગમા જાતે બનાવીને કરાર પર ચોઢી દીધી! આ એ જ કરાર જેને તિબેટ પરની હકૂમતના પૂરાવા તરીકે આજે ચીન જગત સમક્ષ ધરે છે!—આપણા બનાવટી સરહદી નકશાઓની જેમ.

એ પછી વિજેતાઓ તરીકે ચીની સૈન્યો તિબેટ પર ફરી વળ્યા. પ્રજા પર લૂંટ ચલાવી, અત્યાચાર કર્યા.

થોડા સમય પછી દલાઇ લામાને પેકિંગની મુલાકાતનું તેડું આવ્યું. ભારતની જેમ એમણે પણ "ચીનનું દબાણ કંઈક હળવું બને અને કંઈક સરખી રીતે ચાલી શકે એવા સંબંધો ઊભા કરવાની આશાએ" પેકિંગનું આમંત્રણ સ્વીકાર્યું. ત્યા એમને સામ્યવાદી ચીનના નેતાઓના છદ્મવેશી વ્યક્તિત્વનો પરિચય થયો: "માઓના દેખાવમા બૌદ્ધિક શક્તિનો જરાય અણસાર ન હતો. પણ એની વાણીમા અજબ મોહક શક્તિ હતી અને સાચાળુપણાની તથા સહૃદયતાની છાપ પડતી હતી. તિબેટને સામ્યવાદી બનાવવામા બળનો કદીય એ ઉપયોગ નહિ કરે એવી છાપ પડી... પણ પાછળથી એ છાપ ખોટી સાબિત થઈ." ચાઉ એન લાઈ ખૂબજ "વિનયી વિવેકપૂર્ણ અને મીઠાશવાળા હતા. સંપૂર્ણ સ્વસ્થ અને આત્મવિશ્વાસથી ઊભરાતા જણાતા." એ "અત્યંત ચાલાક અને મુત્સદ્દી હતા. મન પર લીધેલું કામ ગમે તેવી નિર્દયતાથી પાર પાડયા વિના ન રહે"—તેવી એ વ્યક્તિ છે એમ પણ દલાઈને ખાતરી થઈ ચૂકી હતી. આ સમય દરમ્યાન શ્રી. નહેરુ પણ ચીનના અતિથિ બન્યા હતા. પણ તેમણે તો જ્યારે મળવાનું થાય ત્યારે દલાઈ લામા સાથે સસ્મિત શિષ્ટાચારના બેચાર શબ્દો સિવાય કશો જ વાર્તાલાપ કર્યો ન હતો.

પં. નહેરુને મળવાનો દલાઈનો આ પછીનો પ્રસંગ, તેઓ ૨૫૦૦ મી બૌદ્ધ જયંતીની ઉજવણી પ્રસંગે ભારત આવ્યા તે વખતનો, હતો. પં. નહેરુની સહાનુભૂતિની અને માર્ગદર્શનની એમને ઘણી આશા હતી. પણ પંડિતજીએ તેમને ધીરજપૂર્વક સાભળ્યા પછી ચીન સામે લડવાની નિરર્થકતા દર્શાવીને તિબેટ પાછા જઈ પેલા પેકિંગ કરારનો અમલ શાંતિપૂર્વક કરવાની સલાહ આપી.

એ પછી પોતે ભારે હૃદયે તિબેટ પાછા ગયા અને ૧૯૫૯ મા ચીનના સૈન્યે છેલ્લે હલ્લો બોલાવ્યો ત્યારે ભારત હિજરત કરી આવ્યા—એ બનાવો હવે બહુ જાણીતા થઈ ગયા છે.

સામ્યવાદીઓએ ચીનનું ઘડતર જે રીતે કર્યું છે તે પેકિંગ-યાત્રા દરમિયાન દલાઈ લામાએ જોયેલું અને તેનું સુંદર વર્ણન તેમણે આપ્યું છે. સરકાર કહે ત્યારે હસવુ અને સરકાર કહે ત્યારે ગાવુ—એવી આદત તેમનામા હવે પાડી દેવામા આવી છે વ્યક્તિવિહોણા અને અંગતજીવન વિનાના માનવજીવોના એક પ્રચંડ ટોળા જેવું ચીન બની ગયું છે; અને એવા જ ચીની સામ્યવાદની સાકાર છે. દલાઈને પેકિંગ-યાત્રા પછી તિબેટના ફરજિયાત સામ્યવાદી શિક્ષણ પામેલા એક ગામે સત્કાર્યા, ત્યારે એમની આંખોમા આસુ હતા. પણ હોઠ પર તો "ચેરમેન માઓ ત્સે તુંગ અને ચીની સામ્યવાદી પક્ષની રાહબરી નીચે ખુબખૂબ સુખી અને સમૃદ્ધ છીએ—" એવા જ શબ્દો હતા!

તિબેટ કદી પણ સામ્યવાદી બનશે નહિ અને પુનો કોઈ કાળે તો તિબેટને ન્યાય આપ્યા વિના નહિ રહે એવા આશાદોર પર દલાઈ લામા પોતાનું કામ ચલાવી રહ્યા છે.

લખાણની શૈલી સાદી અને નિર્દોષ નિવેદનની છે. ક્યાંય કટુતા કે દોષારોપણનું નામ નિશાન નથી. જેઓ રોમાંચક સાહસકથા વાચવાની આશાએ આ પુસ્તક વાંચશે તેમને મધુર-જ્ઞાનપૂર્ણ આત્મકથા, વિષાદના ઊંડા ઊંડા પ્રવાહ પર વહેતી, મળશે

## [ નવા પ્રગટ થતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય ]

### નવજીવન સાહિત્ય મંદિર : અમદાવાદ

**ભાવિ સમાજરચનાની દિશામાં**

મૂળ લેખક : પ્યારેલાલ. અનુ : મણિભાઈ ભ. દેસાઈ રૂ. ૪–૦૦

ગાંધીજીના જીવનના અંતિમ પર્વનું નિરૂપણ પ્યારેલાલજીએ "મહાત્મા ગાંધી–ધ લાસ્ટ ફેઝ" નામના બે ગ્રંથોમાં, અસાધારણ ઝીણવટ અને ઊંડી અવગાહન દૃષ્ટિએ કરેલું છે. ગાંધી–જીવનનાં છેલ્લાં વર્ષોના અત્યંત મહત્ત્વના ઐતિહાસિક ગ્રંથો ગુજરાતીમાં હવે પછી ઉપલબ્ધ થવાનાં છે એ મોટી આનંદની હકીકત છે. આ અંગ્રેજી ગ્રંથ બીજામાંના ૨૧, ૨૨ અને ૨૫ માં પ્રકરણો (અંગ્રેજીમાં પણ જુદા પુસ્તક રૂપે 'ટૉવર્ડ્ઝ ન્યુ હૉરાઇઝન' નામે ) પ્રગટ થઈ ચૂક્યાં છે. આ પ્રકરણો ભારતના ભાવિ ઘડતરની અતિ જટિલ સમસ્યાઓની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વની સિદ્ધાન્ત–સામગ્રી પૂરી પાડનારાં છે. બલ્કે, ભારત અને વિશ્વની ભાવિ સમાજરચનાની દિશામાં એક મૂળભૂત મૌલિક દર્શનના અર્કરૂપ છે.

આ પુસ્તકમાં આ પ્રકરણો ગુજરાતીમાં ઉતારવામાં આવ્યાં છે. રાષ્ટ્રઘડતરની દિશામાં વિચાર કરનાર માટે આ પુસ્તક અનિવાર્ય મહત્ત્વ ધરાવે છે.

**શ્રી રામ ચરિત [મહર્ષિ વાલ્મીકિ કૃત રામાયણના આધારે]**

મૂળ લે : રાજાજી. અનુ : મણિભાઈ ભ. દેસાઈ રૂ. ૫–૦૦

ભારતના વિદ્યમાન રાજપુરુષોમાં, ભારતના આધ્યાત્મિક–સાંસ્કારિક વારસાને આત્મસાત્ કરનારા વિરલ ચિંતકોમાં, શ્રી. રાજગોપાલાચારીનું સ્થાન અનન્ય છે. એમણે 'રામાયણ' અને 'મહાભારત'–ભારતના જીવન અને આદર્શના દ્યોતક ગ્રંથોનો પરિચય, પોતાની રીતે, આહ્લાદક શૈલીએ કરાવીને એક મોટું સાંસ્કૃતિક–કાર્ય પાર પાડ્યું છે. × × આ ગ્રંથ હિંદીમાંથી ઉતારવામાં આવ્યો છે.

**પાયાની કેળવણીમાં અનુબંધની કળા**

મૂળ લે : અમરસિંહ બાબુસિંહ તોલંકી. અનુ : શાંતિલાલ મગનલાલ દેસાઈ રૂ. ૨–૨૭

ગાંધીજીએ વ્યવસ્થિત સ્વરૂપે રજૂ કરેલા 'પાયાની કેળવણી'ના વિચારો અંગે હજી ઘણું બધું ધૂંધળાપણું અને અનિશ્ચિત વલણ પ્રવર્તતું જણાય છે. તથા સિદ્ધાન્ત અને વ્યવહાર દૃષ્ટિએ હજી એની આલોચના થમી નથી. આ પુસ્તકનો હેતુ પાયાની કેળવણીના ઉદ્દેશો પાર પાડવા માટે, અનુબંધ પદ્ધતિ વિષેની ચાલુ ગૂંચવણને દૂર કરવામાં મદદરૂપ થવાનો છે. લેખક શિક્ષણ યોજના સાથે સંકળાયેલા છે અને આ ગ્રંથમાં તેમણે સૈદ્ધાન્તિક વિચારણા અને વ્યવહારુ સૂચનો રજૂ કરેલા છે.

**આપણો રેંટિયો**

લે : 'પુરાતન બુચ. પ્ર : બાલગોવિંદ પ્રકાશન, અમદાવાદ. ૦–૭૫

વિદ્યાર્થીઓ અને પ્રૌઢોને લક્ષમાં રાખીને એક અનુભવી–શિક્ષકે રેંટિયા વિષે કેટલીક ઉપયોગી માહિતી આપી છે.

## ખાદી શા માટે?

લે: ગાંધીજી (સંપાદક : ભારતન કુમારપ્પા) રૂા. ૩–૦૦

મૂળ ૧૯૪૧ માં પ્રગટ થયેલ 'ઈકોનોમિક્સ ઑફ ખાદી' બાદ, ૧૯૫૫ માં 'ખાદી વ્હાય એન્ડ હાઉ' નામે પ્રગટ થયેલ લેખસંગ્રહનો આ ગુજરાતી અનુવાદ છે. પ્રકાશક જણાવે છે કે ગુજરાતીમાં આ વિષયનો આ પહેલો સંગ્રહ છે. તે વિદ્યાર્થીઓ, ગ્રામ સેવકો, ખાદી–કાર્યકર્તાઓ તથા આ વિષયમાં રસ ધરાવતા સામાન્ય વાચકોને ઉપયોગી થશે એવી આશા છે.

## આપણે સૌ એક પિતાનાં સંતાન

લે: ગાંધીજી. રૂ. ૩–૦૦

મહાત્માજીનું જીવન અને તેમના વિચારો – એમના જ શબ્દોમા અહીં સંક્ષિપ્ત સંકલિત રૂપે રજૂ થાય છે. મૂળ આ પુસ્તક યુનેસ્કો તરફથી 'ઑલ મેન આર બ્રધર્સ' ને નામે પ્રગટ થયું હતું. પરદેશીઓ માટે ગાંધીજી વિષે સક્ષેપમાં તૈયાર કરવામાં આવેલ આ ગ્રંથ આપણે ત્યાંય સામાન્ય વાચકને ઉપયોગી નીવડશે.

## ગાંધીજીની આખરી હાકલ

રૂ. ૦–૧૫

ગાંધીજીએ મુંબઈ મુકામે મહાસમિતિની બેઠકમા ૮–૮–૪૨ ની સાંજે ('ચલે જાવ'–'ક્વીટ ઈંડિયા' આંદોલનની આગલી સાંજે) આપેલ ભાષણ અહીં પુસ્તિકા રૂપે પ્રગટ થયું છે.

## બાળ ગોવિંદ કુબેરદાસની કંપની : અમદાવાદ

## બાલવાડી

(પૂર્વ બુનિયાદી બાળશિક્ષણ) લે: જુગતરામ દવે. રૂ. ૭–૫૦ (પૃ. ૫૪૨)

લેખક જણાવે છે કે "આ યુગની અનેક વૈજ્ઞાનિક શોધોમા સૌથી મહાન શોધ હોય તો તે મનોવિજ્ઞાનના ક્ષેત્રની છે – જેના પ્રતાપે આપણને માનવબાળકના મસ્તકમાં રહેલ મનના ભેદને કંઈક કંઈક ઉકેલવાની ચાવી લાધી છે. × × બાળમાનસની આ શોધ કેવળ બૌદ્ધિક ક્ષેત્રની નથી. તે આત્માના નિગૂઢ પ્રદેશમાં પણ ડોકિયું કરનારી છે. આને પરિણામે આપણે જેની ઝંખના કરી રહ્યા છીએ તે સત્યનિષ્ઠ, સંયમપ્રધાન, શોષણરહિત, અન્યાયહીન, પ્રેમપૂર્ણ, પરસ્પર સહકારયુક્ત સર્વોદય સમાજ આપોઆપ અસ્તિત્વમા આવશે. એ વાતાવરણમા ઊછરેલા માનવબાળકો બીજી જાતની સમાજરચનાને સહન કરી શકશે નહિ."

–આવી પરમ શ્રદ્ધા સાથે, આખું જીવન એક સન્નિષ્ઠ પ્રયોગવીરની જેમ, બાળશિક્ષણમાં પરોવી દેનાર લેખકે આ ગ્રંથમાં બાળ–કેળવણીના પ્રશ્નો, બાલસ્વભાવ, બાલઆરોગ્ય, બાલઉદ્યોગથી માંડી બાળકોની વિવિધલક્ષી પ્રવૃત્તિઓ અંગેનું સરળ આલેખન તથા દરેક વિષય અંગે શિક્ષકોને ઉપયોગી સૂચનાઓ રજૂ કરીને, બાળ–શિક્ષણ–સંસ્કારના ક્ષેત્રે એક મહત્ત્વનું અર્પણ કર્યું છે.

## ગામડાના યાત્રી બબલભાઈ

લે: સોમાભાઈ ભાવસાર. રૂા. ૨–૦૦

કાકાસાહેબ કાલેલકરે આ પુસ્તકનો પ્રવેશક લખતા પહેલુંજ વાક્ય નોંધ્યું છેઃ "મારા વિદ્યાર્થીઓએ મારું જીવન ધન્ય કર્યું છે" અને એનું રહસ્ય સૂત્ર,આચાર્યો માટે ઉદ્દેશીને, લખ્યું છેઃ "છાત્રદેવો ભવ." જે ગુરુને મુખે આવી ઉત્તમ ભાવના પ્રગટ થઈ શકી છે તેનું પૂણ્ય જેટલું ગુરુને પોતાને છે તેટલું જ, તેવા ગુરુના બબલભાઈ જેવા વિદ્યાર્થીને પહોંચે છે.

આ નાનકડું જીવનચરિત્ર આપણા વિદ્યાર્થીઓને પ્રેરણારૂપ બને એ તો હેતુ લેખક-પ્રકાશકનો છે જ. પરંતુ આ પુસ્તકના પ્રવેશકમાં જ કાકાસાહેબે કરેલું આકરૂ સૂચન પણ મહત્ત્વનું છે. આ નાનકડા ચરિત્રને આધારે બબલભાઈ પોતે જ પોતાના સેવામય જીવનનાં વિવિધ સ્મરણો લખી કાઢે...બબલભાઈ ગુજરાતના સામાજિક કે જાહેર જીવનનો છેલ્લા પચાસ વર્ષનો ઈતિહાસ લખી કાઢે......

બબલભાઇ આ સૂચન અમલી બનાવી શકે તો ગુજરાતના સામાજિક જીવનની એક યાદગાર ઘટના બની ગયા વિના નહિ રહે.

**ધર્મક્રાંતિ** (લોકભારતી ગ્રંથમાળા પુ – ૧)
કાકાસાહેબ કાલેલકર રૂ. ૧–૦૦

ગુજરાતના શિક્ષણાચાર્ય પૂ. નાનાભાઈના સ્મરણમા આ પુસ્તકમાળા શરૂ થઈ છે. તેમની પ્રથમ પુણ્યતિથિએ પૂ. કાકાસાહેબ કાલેલકરે આપેલા ત્રણ વ્યાખ્યાનો—ધર્મક્રાંતિ (હિંદુ ધર્મમા ગાંધીજીએ દાખલ કરેલું નવજીવન), સર્વોદય કેળવણી—આ પ્રથમ પુસ્તિકામાં સંકલિત થયાં છે.

**ગાંધીજીનો જીવન સંદેશ** (લોકભારતી ગ્રંથમાળા પુ. ૨)
વ્યાખ્યાતા : ઉછરંગરાય જ. ઢેબર. અનુ : નટવરલાલ પ્ર. બુચ રૂ. ૧–૦૦

કુરુક્ષેત્ર યુનિ.મા ૧૯૬૧ મા શ્રી. ઢેબરભાઈએ આપેલા ત્રણ વ્યાખ્યાનો અહીં પ્રગટ થયા છે. શ્રી. ઢેબરભાઈ જેવા કર્મઠ ગાંધીવાદી રાજદ્વારી પુરુષ પાસેથી આ રીતે વ્યવસ્થિત કડીબદ્ધ 'ગાંધી–સંદેશ' પ્રાપ્ત થવો એ એવડો લ્હાવો છે.

**શિક્ષકની નિષ્ઠા અને દૃષ્ટિ** (લોકભારતી ગ્રંથમાળા પુ. ૩)
મૂળશંકર મો. ભટ્ટ રૂ ૪–૫૦

પૂ. નાનાભાઈની શિક્ષણ–નિષ્ઠાનો વારસો દીપાવી રહેલા ભાઈ શ્રી. મૂળશંકર જેટલા મૂંગા શિક્ષક છે (ગુરોસ્તુ મૌનમ્ વ્યાખ્યાનમ્?) તેટલા જ સંનિષ્ઠ કાર્યકર છે. પરંતુ આ બંને ઉપરાત તેઓ એક એવા જાગ્રત પ્રાધ્યાપક છે જે, કેવળ પોતાના વિષય પરત્વે જ નહિ, જગતના વિકાસ અને વિનાશની અનેક સમસ્યાઓ પરત્વે, સજાગ અધ્યયન–ચિંતન કરનારા રહ્યા છે. એથી જ તો આ પુસ્તકમા વ્યાપક અર્થમા 'શિક્ષકની નિષ્ઠા અને દૃષ્ટિ'ની વિચારણા રજૂ થઈ છે, તે તે જાગ્રત સંસ્કારી નાગરિકની નિષ્ઠા અને દૃષ્ટિની ગરજ સારનારી બની ગઈ છે.

આ પુસ્તકમા શિક્ષણ અંગેની વિવિધ સમસ્યાઓને લેખકે 'સિદ્ધાન્ત' અને 'વ્યવહાર' બંને દૃષ્ટિએ અવલોકી છે, વધુમા 'છાત્રાલય' અને 'પુણ્ય સ્મરણ'–પણ જોડવામા આવ્યાં છે.

**મારું બચપણ**
મૂળ : રવીન્દ્રનાથ ઠાકુર અનુ: રમણલાલ સોની. રૂ. ૧–૭૫

મહાકવિના બાળપણની માર્મિક કહાણી જાણીતા માર્મિક બાળસાહિત્યકારને હાથે મૂળ બંગાળીમાંથી અનૂદિત થઇ પ્રગટ થાય છે એ સુયોગ જ ગણાય

**પદયાત્રાની પ્રસાદી** [રવિશંકર મહારાજના પ્રવાસ–પ્રવચનોમાંથી]
સંપાદક: મગનભાઈ જો. પટેલ રૂ. ૧–૦૦

આદિ વચનમા પૂ. સ્વામી આનંદે જણાવ્યા મુજબ, પૂ. મહારાજના અંતેવાસીએ મહારાજની વાણીને ઉપદેશ તેમજ પ્રસંગોને—નરવા જીવન અને પુરુષાર્થની પ્રેરણા આપે એવી કીમતી સામગ્રીને—રજૂ કરી છે.

**જીવન અને વિજ્ઞાન (૭)** (સાબુ અને ગ્લીસરીન)
સંપાદક: ડૉ. નરસિંહ મૂ. શાહ. લે: બંસીલાલ ગાંધી રૂ. ૦–૭૫
એક અભ્યાસીને હાથે સરળ શૈલીમાં ભરપૂર માહિતીવાળી આ પુસ્તિકા આવકારપાત્ર છે.

## ટ્રાન્સલેશન ટ્રસ્ટ : ગુજરાત રાજ્ય–અલિયાબાડા (જિ. જામનગર)

[પ્રાપ્તિસ્થાન : ટ્રાન્સલેશન ટ્રસ્ટ, ગાંધી સ્મૃતિ–ભાવનગર–૧]

**માનવીની આર્થિક સંપત્તિ**
મૂળ લેખક: લિઓ હ્યુબરમેન. અનુ: બદરીપ્રસાદ માણેકલાલ ભટ્ટ રૂ. ૪–૦૦
અંગ્રેજીમા આ પુસ્તક "Man's Worldly Goods"ની અનેક આવૃત્તિઓ પ્રગટ થઈ ચૂકી છે. ભારતમા ય માર્ક્સવાદી વિકાસ દષ્ટિએ રાજકારણી–અર્થ વિકાસનો અભ્યાસ કરનારાઓ માટે વર્ષો લગી આ ગ્રંથ એક આધારગ્રંથ બન્યો છે. આજે ય 'સામંતશાહીમાથી મૂડીવાદ'ના વિકાસનો અને મૂડીવાદના 'ક્લાસિકલ' સ્વરૂપનો અભ્યાસ કરવા માટે આ પુસ્તક એક મહત્ત્વનો અભ્યાસ પૂરો પાડે છે આ ગ્રંથની બીજી વિશેષતા એ છે કે એની શૈલી અત્યંત ચિત્રમયી રોચક–પ્રેરક છે. × × × આ ગ્રંથમા રશિયન ક્રાંતિ અને તેની આરંભની યોજનાઓ સહિત ૧૯૩૬ સુધીના વિકાસની કહાણી સમાવાઈ ગઈ છે;

**સભ્યતાની કથા**
મૂળ લે: સી. ઈ. એમ. જોડ. અનુ: મૂળશંકર ભટ્ટ રૂ. ૧–૫૦
પ્રથમ વિશ્વયુદ્ધથી બીજા વિશ્વયુદ્ધના આરંભ દરમ્યાનના બે દાયકા આખા જગત માટે ભારે વૈચારિક ઘમસાણના હતા. તે વરસોમા જેમણે જ્ઞાન અને માહિતીપૂર્ણ અભ્યાસ ગ્રંથોના ગંજ ખડકી દઈને જગતની ઊગતી પેઢીના ઘડતરમા ભારે ફાળો આપ્યો હતો તેમાના એક વિદ્વાનની એક મહત્ત્વની પુસ્તિકાનો આ અનુવાદ છે – જે આજેય આપણને અનેક રીતે વિચારતા કરી મૂકે એટલું સામર્થ્ય ધરાવે છે...

**લોકશાહી અને તેના હરીફો**
મૂળ લે: ક્રિસ્ટોફર લોયડ. અનુ: જયંત મ શાહ રૂ. ૨–૦૦
આ ગ્રંથમા, અચૂક રીતે સમજવા જરૂરી ગણાય એવા, અનેક વાદો તથા સિદ્ધાન્તો – રાષ્ટ્રવાદ, સામ્રાજ્યવાદ, આંતરરાષ્ટ્રીયવાદ, વિચારસ્વાતંત્ર્ય, સ્વરાજ્ય, સમાનતા, સમાજવાદ, સામ્યવાદ અને ફાસિવાદ તથા ઇતિહાસનો અર્થ–વિકાસનો વિચાર, સંસ્કૃતિ કે સંસ્કૃતિઓ – વિષે ઐતિહાસિક દષ્ટિએ કરેલી આલોચના રજૂ થઈ છે. વધુમા, દરેક પ્રકરણને અંતે, તે તે વિષય–અનુસાર વધુ વાચન માટેના ગ્રંથોની યાદી પણ જોડવામા આવી છે.

## યજ્ઞ પ્રકાશન : વડોદરા

**સર્વોદયની રાજનીતિ**
વિનોબા ૦–૬૦

**વિજ્ઞાન યુગ**
(લેખક–પ્રકાશક ઉપર મુજબ) ૦–૬૦.
વિનોબાની ગુજરાત યાત્રાના પ્રવચનોમાથી તારવેલી આ પુસ્તિકાઓ ગુજરાતમાં–વેડછી મુકામે સર્વોદય સંમેલન પ્રસંગે પ્રગટ થઈ હતી.

**દિવ્ય ખંસરીગાયક**

પ્રકાશક : ગો. મહારાજ શ્રી વ્રજભૂષણલાલજી વિદ્યાવિભાગ કાંકરોલી (રાજસ્થાન) રૂ. ૧૦-૦૦

શુદ્ધાદ્વૈત સંપ્રદાયના પ્રણેતા શ્રીમદ્ વલ્લભાચાર્યજી (૧૫૩૫-૨૬૨૦) ભારતના એક સમર્થ ધર્મચિંતક હતા. તેમના પુષ્ટિમાર્ગ સંપ્રદાયે અનેક લલિતકળાઓ જાળવી અને ખીલવી છે. તેની સમય-ઋતુ અનુસારની કીર્તન પ્રણાલિકા ભારતીય શાસ્ત્રીય સંગીતમાં ઉચ્ચસ્થાન ધરાવે છે. મંદિરમાંની શણગારવિધિ, ફુલમંડલી, ભોગસામગ્રી, આભૂષણો, અલંકારો વગેરે અનુપમ કલાદૃષ્ટિની પ્રતીતિ કરાવે છે.

ચિત્રકલા ક્ષેત્રમા પણ આ સંપ્રદાયનો ફાળો જવલંત છે. ૧૬ મી થી ૧૮ મી સદી દરમ્યાન અનેક ખ્યાતનામ ચિત્રકારોએ કૃષ્ણજીવન વિષયક અનેક કૃતિઓ આલેખી છે, જેમા તેમની શ્રદ્ધા અને સાત્વિક ભક્તિ ભાવનાનું પણ દર્શન થયા વિના રહેતું નથી.

આવી દસ કલાકૃતિઓ અહીં સંપૂટરૂપે પ્રગટ કરવામાં આવી છે દરેક ચિત્રની સાથે પરિચય નોંધ પણ આપવામા આવી છે, આ ઉપરાંત આ સંપૂટમા "કાંકરોલીના વૈષ્ણવી ચિત્રોનું કલાદર્શન" નામે પ્રવેશક ગુજરાતના કલાગુરુ શ્રી. રવિશંકર રાવળે લખીને સંપૂટની ઉપયોગિતામા ઉમેરો કર્યો છે.

**ચિત્રરસિકા** ( ચિત્રકલાની પ્રાથમિક માર્ગદર્શિકા)

કર્તા : ફિરોઝશાહ રુસ્તમજી મહેતા. આમુખકાર : રવિશંકર રાવળ. આવકાર : સ્યાવક્ષ ચાવડા. પ્રકાશક : રુસ્તમ ધનજીશાહ સીધવા, દીના બિલ્ડિંગ, ૫૩, ક્વીન્સ રોડ મુંબઈ-૧, (વિના મૂલ્ય)

આ પુસ્તકમા ચિત્રનું નિરીક્ષણ કેમ કરવું અને તેનો રસાસ્વાદ કેમ પ્રાપ્ત કરવો તેનો વિષય ખૂબ વિસ્તારથી ચર્ચ્યો છે. સાધારણ જનતાને, ચિત્રપ્રિય પ્રેક્ષકોને, કળાના વિદ્યાર્થીઓને તેમજ કલાકારોને પણ આ પુસ્તક ઘણી રીતે ઉપયોગી થશે.

૮૩ વર્ષના બુઝર્ગ લેખક આ વિષયના ઊંડા અભ્યાસી છે અને કલાનો આસ્વાદ વિશાળ જનસમૂહ સુધી પહોંચાડવાની તેમની ધગશ અસાધારણ છે. નિસર્ગ ચિત્રો, છબી ચિત્રો, દૈનિક જીવન-ચિત્રો, કળા અને કુદરત, ચિત્રકળામા રેખાકનનું, રંગનું તથા તેજછાયાનું સ્થાન અને સૌંદર્ય, ચિત્રકળા વિષે આકલન, સંકલન અને આવિષ્કરણની સમજણ વગેરે મહત્ત્વની પ્રાથમિક બાબતો ચિત્રો, આકૃતિઓ, પ્રાફસ અને પરિશિષ્ટો આપીને ગ્રંથનો હેતુ પરિપુષ્ટ કરવામા આવ્યો છે.

શુદ્ધ ગુજરાતીમાં આવા વિષયો આલેખવાના જૂજ પ્રયાસોમા શ્રી. મહેતાનો આ ગ્રંથ મહત્ત્વનો માર્ગસ્થલ બની જાય છે

આવા ગ્રંથની થોડીક નકલો બજારમા કિફાયત મૂલ્યે પ્રાપ્ત થાય એવું થઈ શક્યું હોત તો સંસ્થાઓને તથા કુટુંબોને વસાવવાનું અનુકૂળ થાત; અને લેખકનો મૂળ હેતુ વધુ ફળદાયી નીવડત

**ભારતીય પ્રાચીન સંસ્કૃતિ**

લેખક : અંબાલાલ વ. પટેલ, સંસ્કાર પ્રકાશન : સુરત, મુખ્ય વિક્રેતા : ધ પોપ્યુલર બુક સ્ટોર, સુરત ખડાયતા બુક ડીપો-અમદાવાદ, રૂ. ૫-૦૦.

'ભારતીય પ્રાચીન સંસ્કૃતિ'નો વિષય ગુજરાત યુનિવર્સિટીમાં બી. એ. તેમજ એમ. એ. ની કક્ષાએ શીખવાડાય છે. વળી ગુજરાત યુનિ.એ ગુજરાતી માધ્યમ સ્વીકાર્યું છે. આથી આ પ્રકારના પુસ્તકો વિદ્યાર્થીઓને દૃષ્ટિમાં રાખી તૈયાર થાય એ યોગ્ય છે. આમ છતા, આમ વિશાળ વિષયપટ ઉપર વિસ્તરેલા સંસ્કૃતિ અંગેના પુસ્તકનું લેખન કેટલું બધું અઘરું છે તે તરફ પ્રાધ્યાપિકા શ્રીમતી

પ્રિયબાળા શાહે પ્રસ્તાવનામા ધ્યાન ખેચ્યુ છે. આ ગ્રંથમા આરંભમા આદિમ સંસ્કૃતિઓ, પ્રાચીન સંસ્કૃતિઓ અને અંતે ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ અને ગુજરાતની પ્રાચીન સંસ્કૃતિનાં પ્રકરણો આપીને પુસ્તકની ઉપયોગિતામા ઉમેરો કર્યો છે. જો કે પ્રસ્તાવનામાં કહ્યુ છે તેમ કેટલાક હકીકતદોષ અને અંતે આપવામાં આવેલ લાબુ શુદ્ધિપત્રક આવા ગ્રંથ માટે ઠીક ન ગણાય.

## શૈશવની સમસ્યા

લે : હરપ્રસાદ ભટ્ટ, પ્રકાશક : બાળગોવિંદ પ્રકાશન, અમદાવાદ.

આ પુસ્તકમાં મનોવિજ્ઞાનના જાણીતા ચિકિત્સક અને લેખકે બાળકના વિકાસની અનેક સમસ્યાઓની છણાવટ કરી છે. બાળકના વિકાસમા રસ લેનાર સૌને આ પુસ્તક ઉપયોગી થશે.

## પૂર્વાયન

લેખન અને ફોટો કલા : નવનીત પારેખ. પ્રકાશક : બાળગોવિંદ કુબેરદાસની કુ. અમદાવાદ રૂ. ૨–૨૫

આ પ્રવાસ–પુસ્તકમા જાપાની દેશ અને પ્રજાજીવન વિષે ભરપૂર માહિતી તથા ફોટા–ચિત્રો આપવામા આવ્યા છે

આ પુસ્તકના લેખક હિમાલયના ચાહક યાત્રી છે. તેમણે 'કૈલાસ દર્શન' લખીને એક દાયકા પૂર્વે પ્રવાસી–લેખક તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે પૂર્વના દેશો અને તેમની સંસ્કૃતિ શ્રી. પારેખના આકર્ષણનો વિષય રહ્યો છે તેમણે 'કુમાર'મા લખેલી 'અગસ્ત્યને પગલે પગલે' લેખમાળાથી અનેક ગુજરાતીઓનુ ધ્યાન ખેચ્યુ હતુ—તે ગ્રંથમાળાનો પહેલો ભાગ 'પૂર્વાયન' અહીં પ્રગટ થયો છે.

ગુજરાતના પીઢ ચિંતક સ્વામી આનંદે આ પુસ્તકને ઊમળકા પૂર્વક આવકારીને યોગ્ય અંગુલિનિર્દેશ કર્યો છે. છતા ૧૯૬૦ મા પ્રગટ થયેલ આ પુસ્તકને વાસ્તવમા કેટલો આવકાર મળ્યો હશે તે તો પ્રકાશક જ જાણે

## સજી લે શૃંગાર

વિશ્વસહિતા (મંડલ ૩) લે: વાલજી ગોવિંદજી દેસાઇ, પ્રાપ્તિ : પરિચય ટ્રસ્ટ : મુંબઈ. રૂ. ૧–૪૦

અનેક વર્ષો પૂર્વે 'કથાકુસુમાજલિ' રૂપે પ્રગટ થયેલ પુસ્તકનો આ નવો અવતાર છે. મૂળ આવૃત્તિમા મહાત્મા ગાધીની પ્રસ્તાવના પણ સામેલ હતી તે અહીં છાપી છે આ પુસ્તિકામાં કથાનકો સુભાષિતો અને સત્સંગ–નોંધો અને લેખો છે–જેની પાછળ કેવળ લોકસંગ્રહની દૃષ્ટિ છે.

## પરિવેશ (કાવ્ય સંગ્રહ)

લે. 'દીપક' બારડોલીકર રૂ. ૧–૨૫

કરાચીના ગુજરાતી કવિની આશરે ૭૫ કવિતાનો આ સંગ્રહ જાણીતા કરાચીવાસી શાયર કૃષ્ણ માતરીના પ્રવેશક સાથે પ્રગટ થયો છે. આ કૃતિઓમાની અનેક 'કુમાર' 'નચિકેતા' તથા બીજા સામયિકોમા પ્રગટ થયેલી છે.

## પ્રવાસી (માસિક)

તંત્રી : લીલાધર ભટ્ટ, ગુજરાત રાજ્ય વાહન વ્યવહાર કોરપોરેશન દ્વારા પ્રકાશિત : છુટક ૦–૫૦

રોચક હળવા–ગંભીર વાચનથી ભરપૂર સામગ્રી–સુંદર ગેટઅપ અને સુઘડ છપાઇ આ માસિકના વિશેષ આકર્ષણ છે.

## સરળ દેશી હિસાબ

અનડા પ્રકાશન–અમદાવાદ ૦–૫૦

## પરિચય પુસ્તિકા



WALDEN
Henry David Thoreau
S. Chand & Co
New Delhi
Rs. 3-00

THOREAU and INDIA
American Review
Supplement
(October : 1962)

મુક્તિદાતા લિંકન
(ત્રિઅંકી નાટક)
લે : રોબર્ટ એમેટ શેરવુડ

'સોવિયેત દેશ' પ્રકાશન-મુંબઈ

* સામ્યવાદ જ ધરતી પર સુખનું સામ્રાજ્ય આણે છે. લે : ઈ. રોસીન્તાલ ૦-૨૦
* સામ્યવાદ પ્રેરે છે બંધુભાવ - એમ. વિસ્તિનીસ્કી ૦-૨૭
* સામ્યવાદ શાંતિની રક્ષા કરે છે એન. નિકોલ્સ્કી ૦-૨૦
* સામ્યવાદ આપે છે સ્વાતંત્ર્યની ખાત્રી વી. દેનીસોવ ૦-૨૦
* સામ્યવાદ દ્વારા સમાનતા પી. એસ. મ્સ્તિસ્લાવસ્કી ૦-૨૦
* સામ્યવાદ એટલે શ્રમનો વિજય એમ. પોસ્તોલોવસ્કી ૦-૨૦

प्रेम और साहस का खेल :—મૂળ ફ્રેંચ લેખક :—પિએર દ મારીવ્હો * હિન્દીમાં-અનુવાદક કુ. ઉષા કૌલ
પ્રકાશક, આગ્રા યુનિવર્સિટી પ્રેસ, આગ્રા. ૫૪ (૨૧ + ૭૬ = ૯૭) મૂલ્ય રૂ. ૨-૨૫

'प्रेम और साहस का खेल' એ મૂળ ફ્રાંસના અઢારમી સદીના પ્રસિદ્ધ નાટકકાર પિએર દ મારીવ્હો કૃત હાસ્યરસપ્રધાન નાટક Le jeu de l' Amour et du Hasard નો હિન્દી અનુવાદ છે. આપણી ભારતીય ભાષાઓમાં રશિયન, જર્મન, યા ફ્રેંચ સાહિત્યના જે શિષ્ટ ગ્રંથોના અનુવાદ થયા છે તે મૂળ ભાષામાંથી નહિ પણ તે તે ભાષાના અંગ્રેજી અનુવાદને આધારે થયા છે. સાહિત્ય અકાદમી જેવી સંસ્થા મૂળ ફ્રેંચ યા એવી જ બીજી વિદેશી ભાષાઓમાંથી શિષ્ટ ગ્રંથોના અનુવાદને ઉત્તેજન આપે છે તે અવશ્ય પ્રશંસનીય છે; પણ આ કામ મોટા પાયા પર ચાલે તે ઇચ્છનીય છે. એવા જ આશયથી ડૉ. રામકૃષ્ણ હર્ષે એ આગ્રામાં Institute of Foreign Languages and Sanskritic Research ની સ્થાપના કરી છે, અને તેમાં ભારતીય અને વિદેશી ભાષાઓના અધ્યયન-અધ્યાપન સાથે પુસ્તક પ્રકાશનની યોજના પણ રાખેલી છે. પ્રસ્તુત પુસ્તક આ સંસ્થાનું પહેલું પ્રકાશન છે.

પુસ્તકના પ્રારંભમાં સંસ્કૃત, મરાઠી, અંગ્રેજી તથા ફ્રેંચ-સાહિત્યના વિદ્વાન ડૉ. હર્ષે એ

પોતાની સંસ્થાની યોજના અને ગતિવિધિ પર પ્રકાશ ફેંક્યો છે; અને સુપ્રસિદ્ધ નાટકકાર મારીન્હોની સર્વશ્રેષ્ઠ કલાકૃતિ સર્વપ્રથમ અનુવાદ માટે નક્કી કરવામાં આવી તે અંગે જણાવ્યું છે. નાટકના પ્રારંભમાં મારીન્હો :– व्यक्ति और वाङ्मय નામે નિબંધમાં નાટકકારની લેખક તરીકેની વિશિષ્ટતાઓ બતાવી ફ્રેંચ સાહિત્યમાં તેના પ્રદાનની વિશિષ્ટ ચર્ચા કરી છે, જે આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. આ નિબંધ દ્વારા ફ્રેંચ નાટ્ય સાહિત્યની ગતિવિધિઓથી વાચક પરિચિત થાય છે.

પ્રસ્તુત નાટકમાં ચાર પુરુષ પાત્રો અને બે સ્ત્રી પાત્રો મળી કુલ ૭ પાત્રો છે. નાટકમા વર્ણવેલા બધાજ બનાવો નાયિકા સિલ્વિયાના ધનિક પિતા શ્રી. ઑર્ગોંના બંગલામાજ બનેલા છે. નાયક દોરાન્ત શ્રી ઑર્ગોંના જૂના પૈસાદાર મિત્રનો પુત્ર છે અને લગ્ન માટે સિલ્વિયાને જોવા માટે બંને વડીલ મિત્રોની ઇચ્છાને ખ્યાલમાં રાખીને શ્રી. ઑર્ગોંના ઘેર આવે છે. દોરાન્ત શ્રી. ઑર્ગોંને ત્યાં આવે છે તે પહેલા શ્રી. ઑર્ગોંને દોરાન્તના પિતા તરફથી એક પત્ર મળે છે જેમા જણાવવામા આવ્યું છે કે, " દોરાન્ત તમારે ત્યા સિલ્વિયાને જોવા માટે આવી રહ્યો છે, પણ તેની ઇચ્છા તમારી પુત્રી સિલ્વિયાને બહુજ નજીકથી જોવાની અને સમજવાની છે. તેથી તે નોકરના વેશે આવશે અને તેનો નોકર આર્લકેં દોરાન્તનો સ્વાગ સજીને આવશે." પોતાના પુત્ર સાથે મંત્રણા કર્યા બાદ શ્રી. ઑર્ગોં પણ પોતાની પુત્રી સિલ્વિયા અને દાસી લીઝેત્તથી આ રહસ્ય છૂપુ રાખે છે. આ બાજુ સિલ્વિયા પણ પોતાને જોવા આવનાર વ્યક્તિને વધારે નજીકથી જોઈને સમજી શકે તે માટે પોતે દાસી લીઝેત્તનો સ્વાગ સજે છે અને દાસી લીઝેત્ત સિલ્વિયા બની જાય છે. આમ નાયક તથા નાયિકા – બન્ને નોકર તથા દાસીનો સ્વાગ ધારણ કરે છે તથા તેમનો નોકર તથા દાસી મારીઓ અને સિલ્વિયા બની જાય છે. નાયક અને નાયિકા તથા તેમનો નોકર અને દાસી પણ એકબીજાની છૂપી યોજનાથી અજાણ છે. અલબત્ત સિલ્વિયાનો પિતા અને તેનો ભાઈ આનાથી અપરિચિત નથી જ; પણ બન્ને જણ નાટકના અંત સુધી બિલકુલ ચૂપ જ રહે છે. નાયક અને નાયિકા તથા તેમનો નોકર અને દાસી અન્યોન્યના નિકટ પરિચયમા આવે છે. અને 'સહુ સારૂં, જેનો અંત સારો' (All is well that ends well)ના ન્યાયે એકબીજાને પ્રસન્નતાપૂર્વક પસંદ કરે છે. આમ પુસ્તકના નામ મુજબ શરુઆતથી અંત સુધી પ્રેમ અને સાહસનો ખેલ ચાલ્યા જ કરે છે.

નાટકના દરેક પૃષ્ઠે ફ્રેંચ લોકોના વિશિષ્ટ નર્મ અને મર્મના દર્શન થાય છે. સંવાદો પણ જોશીલા અને વેગવંત છે. નાટક અભિનયના તત્ત્વોથી સભર છે અને સહેલાઈથી ભજવી શકાય તેવું છે. ફ્રેંચ જીવનની વિશિષ્ટતા બતાવતા આ પુસ્તકનો સીધો ફ્રેંચ ભાષામાથી જ અનુવાદ કરવા બદલ અનુવાદકને અભિનંદન ઘટે છે.

—નટવરલાલ અંબાલાલ વ્યાસ (કે. એમ. હિન્દી ઇન્સ્ટીટ્યૂટ,
આગ્રા યુનિવર્સિટી, આગ્રા.)

## પંચાયતી રાજ (માસિક)

ગુજરાતરાજ્ય માહિતી ખાતા તરફથી આ માસિક ઓક્ટોબર ૬૨ થી શરૂ થયું છે. તેનો ઉદ્દેશ પંચાયતીરાજ પાછળની વિચારસરણી, ભાવના અને દ્રષ્ટિ, તથા પંચાયતી રાજના અમલ અંગેના પ્રશ્નો તથા તેની પ્રવૃત્તિથી જાહેર સંસ્થાઓ તથા કાર્યકરોને અને કર્મચારીઓ તથા લોકોને માહિતગાર રાખવાનો છે. અમે પંચાયતી રાજના પ્રયોગને સાચી લોકશાહીની દિશાનો પાયાનો પ્રયોગ સમજીએ છીએ અને આવા માસિકની આવશ્યકતાને મહત્ત્વની સમજીને આવકારીએ છીએ.

# ભારત–ચીન–સંઘર્ષનો નવો તબક્કો

## ૧ : શિયાળો ઊતરતાં નવા ચીની હલ્લાની શકયતા ?

ભારતે કોલંબો દરખાસ્તોનો 'ઈનિટોટો'–સમગ્ર રૂપે સ્વીકાર કરી લીધો છે. પરંતુ ચીને તેનો સૈદ્ધાન્તિક સ્વીકાર કરવા છતા, સમગ્ર સ્વરૂપે સ્વીકાર કરવાની ના પાડી દીધી છે. ત્યારબાદ, કોલંબો–સભ્યો તરફથી વધુ પ્રયાસો કરવા છતાં, ચીને વધુ જક્કી વલણ જાહેર કર્યું છે. દરખાસ્તોનો સંપૂર્ણ સ્વીકાર ન કરીને તે આપણને વાટાઘાટના ટેબલ ઉપર ખેંચી જવા આગ્રહી રહ્યુ છે. અને આપણે એ રીતે તૈયાર નથી તે વાત જાણી લીધા પછી તેણે ધુરકિયાં શરૂ કરી દીધા છે. લ્યુ–શાઓ–ચી અને માર્શલ ચેન–યીનાં ભાષણોમાં આનો પડઘો પડયો છે.

ચીનના આ વલણથી, એમ કહી શકાય ખરું કે, તેણે 'શસ્ત્રવિરામ' દ્વારા જે યશ ખાટી જવાની નેમ રાખી હતી તેને સ્થાને હવે તેની યુદ્ધખોર નેમ વધુ ખુલ્લી પડી છે. અને રશિયા, પશ્ચિમી દેશો તથા કોલંબો–સત્તાઓ અને ઈતર તટસ્થ રાષ્ટ્રોમા એની એબ ઉઘાડી પડી રહી છે કે શાંતિ અને સમાધાન માટે તે તૈયાર નથી.

પરંતુ ચીનને આ કશાની બહુ પડી હોય એમ જણાતું નથી. એણે તો એની પોતાની ગણત્રી મુજબ દાવ નાંખવામા કયાંય કશુ ઢીલાપણુ કે હિચકીચાટ પ્રગટ કરેલ નથી.

એક બાજુ એણે નેફામાથી મેકમોહન લાઈનની પાછળ લશ્કરો પાછા ખેંચી લીધા છતા લોન્જુ અને ધાલા વિષેનો ઝગડો સળગતો જ રાખ્યો છે. અને લડાખ વિસ્તારમા પોતે માનેલી કાબુ હેઠળની સરહદ સુધી પાછા હઠી ગયા છતાં ભારત પોતાના થાણાઓમા પ્રવેશ કરે તો નવા હલ્લાની ધમકી આપી જ છે.

આ તો ઠીક પરંતુ, એણે સરહદો ઉપર સારી એવી લશ્કરી તૈયારીઓ પણ કરી રાખી છે.

—સરહદો ઉપર 'રાડાર' ગોઠવી રાખેલ છે.

—નેપાલની ઉત્તરે ટિંગરી પ્રદેશમા જેટ એરોડ્રોમ વસાવ્યા છે

—તિબેટ અને ચીનના મુખ્ય પ્રદેશ વચ્ચે, ગમે ત્યારે તિબેટ સુધી લઈ આવી શકાય એવી રીતે, પેટ્રોલની ટંકો તૈયાર રાખવામાં આવી છે.

—રસ્તાઓ, હવાઈ–મથકો તથા ફોજી મથકો તૈયાર કરવા માટે હજારો તિબેટી કેદીઓને વેઠે લંગાડવામાં આવ્યા છે

વધુમાં—

એકંદર તિબેટમાં ૧,૩૬,૦૦૦ના અને સિન્કિયાગમા ૧,૮૦,૦૦૦નાં સૈન્ય તૈયાર રાખવામા આવ્યા છે.

—તિબેટમાનાં ૧,૩૬,૦૦૦ માંથી ૧૮,૦૦૦ ચુંબી ખીણમા રાખવામાં આવ્યાં છે. આ ચુંબી ખીણ સિક્કિમ અને ભુતાન વચ્ચે આવેલી છે. તથા લગભગ એટલી જ સંખ્યા ઉત્તર સિક્કિમ

અને નેપાલની સરહદે શિગાત્સે તથા ટિગરી પ્રદેશમાં રાખવામાં આવેલ છે. અને ૩૦,૦૦૦ની ટુકડી પશ્ચિમ તિબેટમાં–ગારસુમ અને રૂડોક ખાતે. વધુમા, એમ પણ જણાય છે કે—

—ચીન પાસે તિબેટમાં હાલ ૪ જેટ વિમાની મથકો છે–પશ્ચિમ વિભાગમાં ગારસુમ, મધ્ય તિબેટમા ધામશુંગ, સુમ્બી ખીણમા ફારી પ્રદેશ તથા ચોથી એક નામ વિનાની જગાએ–જે ભારતની સરહદથી ૪૫ માઈલ દૂર ભૂતાનની પૂર્વે અને દિબ્રુગઢની ઉત્તરે આવેલ છે.

એકંદર ચીની સૈન્ય આધુનિક સરંજામ—પહાડોમા કામ લાગે તેવી તોપો–બંદૂકો–રાયફલો, ભારે અને હળવી રણગાડીઓ વગેરેથી સુસજ્જ છે.

*

આ દરમ્યાન, ચીનાઓ નેપાલની રાજધાની ખટમંડુને તિબેટ સાથે જોડતા સરિયામ માર્ગ તૈયાર કરવા (૬ા કરોડના ખર્ચે) લાગી ગયેલા છે ચીની નિષ્ણાતોએ તેમનો નકશો નેપાલી સરકારને આપી દીધો છે.

વળી ગાંગટોકના સમાચાર એમ પણ જણાવે છે કે—

ચીને, ભારતની તિબેટી સરહદ ઉપર સ્થાયી લશ્કરો વસાવવાના ઈરાદાએ, હજારોની સંખ્યામાં ચીની સૈનિકોનો તિબેટમા કાયમી વસવાટ કરાવી દીધો છે. આથી લશ્કરી તૈયારી સરળ બનવા ઉપરાત, તિબેટી પ્રજા ઉપર અને ત્યાના સ્થાનિક કારભાર ઉપર ચાપતો જાપ્તો પણ રહી શકે. આ લશ્કરી–વસાહતીઓને અનેક ખાસ પ્રકારના હક્કો આપવામા આવ્યા છે. અને આ નવા વસવાટ માટે તે–તે સ્થળોનાં મઠો અને નિવાસસ્થાનોને ખાલી કરવામા આવ્યા હતા.

આમ, નવા ચીની 'લશ્કરી નાગરિકો'ની નવી જમાતનો પગદંડો તિબેટમા અને ભારતની સરહદે જામી ગયો છે.

ત્રીજા હાથ પર—

ભૂતાની પ્રજાને પોતાની તરફ આકર્ષવા માટે પણ પગલા ભરાઈ રહ્યા છે દા. ત. જ્યારે તિબેટની અંદર ચીજ વસ્તુની ભારે અછત વરતાઈ રહી છે તે દિવસોમા ભૂતાનની સરહદો ઉપર ભાતભાતની અનેક વસ્તુના બજાનો શરૂ થાય છે. અને તિબેટી કુલીઓને છૂટથી સગવડો આપવામા આવે છે, તેવી છાપ ભૂતાનીઓ ઉપર પાડવાના પ્રયાસો થઈ રહ્યા છે. એટલું જ નહિ પણ, સરહદો ઉપર વસતા ભૂતાનીઓ બજારોમા ચીજ વસ્તુ ખરીદવા જાય છે ત્યારે, તેમને અતિ સસ્તા દામે આપવામા આવે છે. ઉપરાત 'ભેટ–બક્ષિસ' આપીને પણ જીતી લેવાના પ્રયત્નો થાય છે.

આ બધાંના જોર ઉપર રાજદ્વારી ધૂમ પ્રચાર સરળ બન્યો છે. અને ભારત જ હલ્લાખોર છે તથા ભૂતાનીઓએ ભડકવા જેવુ હોય તો તે ભારતથી છે, એવો પ્રચાર ચાલે છે.

આમ, ચીને શસ્ત્રવિરામ કર્યા પછી, અને કોલંબો દરખાસ્તોનો સિદ્ધાતમાં સ્વીકાર કર્યા પછી, અને વારંવાર શાતિમય વાટાઘાટોનો ઉપદેશ ભારતને આપવાનું ચાલુ રાખ્યા પછી, કેમ જાણે, તે નવા હલ્લાની જંગી તૈયારીઓ કરી રહ્યું છે—અને હવે શિયાળો ઊતરવામા છે એટલે કયારે વળી પાછો નવો હલ્લો તૂટી પડશે—એવી આશંકા અસ્થાને ગણી નહિ શકાય.

અને હવે હલ્લો થયો તો તે ઘણા જ મોટા પાયા પર હશે, તથા વિમાની હલ્લો અચૂક રીતે થશે જ–એવી ધારણા નિશ્ચિત જેવી કહી શકાય.

અને તો, આપણે માથે કેવો ભય ઝઝૂમી રહ્યો છે તે વિષે જનરલ કરીઅપ્પા જણાવે છે

કે—આ વખતે ચીનનો પહેલો ડોળિયો આસામ હશે. ત્યાના તેલના કૂવા પર કબજો મેળવવો; ત્યા પૂતળા સરકાર સ્થાપવી અને તે દ્વારા બંગાળ ઉપર પગપેસારો કરવા મથવું; અને આ આખો હલ્લો એવી રીતે કરવો કે આસામ ભારતથી છૂટું પડી જાય! આવી પરિસ્થિતિનો અર્થ એ છે—

—૧ કરોડ ૪૦ લાખ આસામીઓ ભારતથી છૂટા પડી જાય;
—ચાના ઉત્પાદનનો ચોથો હિસ્સો ભારત ગુમાવે.
—શણુ ઉત્પાદનનો મોટો જથ્થો ગુમાવે
—ડિગબોઈના તેલના કૂવા અને ગૌહત્તીની રિફાઈનરી ભારત ગુમાવે.
—આપણું લશ્કર અને તેની સાથે મોટા જથ્થામા શસ્ત્ર સરંજામ દુશ્મનના ઘેરામા ઘેરાઈ જાય!

## ૨ : પશ્ચિમી શસ્ત્રસહાયનો નવો સ્વસ્થ તબક્કો ?

ચીનનો ચાળો સમાધાન કરી લેવાનો દેખાતો નથી. તૈયારીઓ જંગી વિમાની હલ્લા સહિતના યુદ્ધની થઇ ગઈ છે. અને શિયાળો હવે ઊતરવામા છે. આવતી કાલની આગાહી કોઈથી થઈ શકે એમ નથી. પરંતુ પરિસ્થિતિ ભારેલા અગ્નિ જેવી છે. ભડકો થયો તો એ જેવી તેવી આફત નહિ જ હોય—એ ય સ્પષ્ટ છે.

આપણી લશ્કરી તૈયારીઓની સમસ્યા તરફ નજર નાખવી જરૂરી છે. ચીનના એકપક્ષી શસ્ત્ર વિરામથી છેતરાયા વિના ભારતે શસ્ત્રસરંજામની તૈયારીઓ માટે ચારે બાજુના પ્રયાસો શરૂ કરી દીધા છે, એ સ્પષ્ટ છે. ભારતની લાંબા ગાળાની અને ટૂંકા ગાળાની જરૂરિયાતોનો અંદાજ કાઢવાનું હજી ચાલુ જ છે. સેન્ડિસ—હારિમાનના રાજદ્વારી નિષ્ણાત મંડળ પછી, તેમના હેવાલોને આધારે અમેરિકા – કોમનવેલ્થનું વિમાની નિષ્ણાત મંડળ હમણા જ ભારત આવી ગયું. તેણે ભારતની વિમાની શક્તિ તરફ સવિશેષ લક્ષ આપ્યુ છે.

આ નિષ્ણાત મંડળ ભારત આવ્યું તે પહેલાથી અને તે ભારતમા હતું તે દરમ્યાન યે ભારત પશ્ચિમી—વિમાની છત્રી નીચે જશે કે કેમ એવી ચર્ચા શરૂ થઈ ગઈ હતી. અને એક એવું વાતાવરણ પેદા થયું હતું કે—

* કેમ જાણે, ભારતને પશ્ચિમી દેશો પાસેથી શસ્ત્રો મેળવવા—લેવાની ગરજ નથી; અને પશ્ચિમી દેશો ભારતને માથે લશ્કરી યોજનાઓ ઠોકી બેસાડીને તેને પોતાના **લશ્કરી જૂથમાં** સંડોવવા માગે છે; તથા એનકેન પ્રકારે પોતાનુ લશ્કરી થાણું ભારતમા ઠોકી બેસાડવા માગે છે.

* કેટલાક એટલી હદે માન્યતા ધરાવે છે કે ભારત ઉપર આક્રમણ થયું ત્યારે પં. નહેરુએ ગરજ અને યાચનાપૂર્વક શસ્ત્રો મેળવી લીધા હતા; હવે ચીની શસ્ત્રવિરામ પછી એવી ગરજ ઓછી થઈ હોઇ ને, તેઓ પશ્ચિમનો લંબાવાયેલો હાથ પાછો ઠેલી રહ્યા છે.† અને રશિયા તરફ શસ્ત્રોની બાબતમાં વધુ ઝૂકવા લાગ્યા છે.

---

† છાપાઓના એક મથાળા—"ભારતને આપેલા અમેરિકી હવાઈ વિમાનો પાછા ખેંચી લેવાશે"—(ટા. ઓ ઇ ૨૧-૨-૬૩) ઉપરથી એવી ખોટી માન્યતા પણ ફેલાઈ છે કે ચીની યુદ્ધ દરમ્યાન પશ્ચિમે આપેલાં કેટલાંક વિમાનો ભારત પાછા ધકેલી રહ્યું છે. હકીકતે, ચીની આક્રમણ થતાં, પહાડીઓમાં માલ-સરંજામ પહોંચાડવા જે સી-૧૩૦ વિમાનો અમેરિકાએ આપેલાં તે હવે જરૂર ન રહેતાં પાછાં જઈ રહ્યાં છે, અને બરફ-સાફ કરવા તથા રસ્તા બાંધવામાં ઉપયોગી વિમાનો અને સરંજામ તેને બદલે આવનાર છે

આવી આબોહવા તૈયાર કરવા પાછળ અનેક પ્રકારના હિતો અને રસો હોઈ શકે છે—દા. ત. ચીન અને કમ્યુનિસ્ટો આવું વાતાવરણ તૈયાર કરીને પં. નહેરુને પશ્ચિમી સહાય એટલે ગુલામીની જંજીરો એવી રીતે ભડકાવીને ભારતના સંરક્ષણને લૂલું રાખવા ચાહતા હોય; અથવા બીજા છેડે, પશ્ચિમી દેશોમાના કેટલાક ટૂંકી દષ્ટિના પરિબળો, કેનેડી વગેરે દીર્ઘદષ્ટિના રાજદ્વારી નેતાઓ ભારતને શક્ય એટલી સહાય માટે ઉત્સાહી બન્યા છે એથી ચોકી ઊઠીને, કેનેડીનો હાથ રોકવા મથતાં હોય—એમ પણ બને.

હકીકતે આ બંને માન્યતાઓ આધારરહિત છે. આમ છતાં વાતાવરણ એટલું બધું ડહોળાયું હતું કે ખુદ અમરિકી એલચી પ્રો. ગાલબ્રેથને જાહેરમા નિવેદન કરીને (તા. ૨૦–૨–૬૨) અમેરિકાની નીતિ સ્પષ્ટ કરવાની જરૂર ઊભી થઈ—

* અમે તમારા માગ્યા વિના કોઈ શસ્ત્રો લાદ્યા નથી અને તમારા બોલાવ્યા વિના અમારું એકે નિષ્ણાત મંડળ ભારત આવ્યું નથી. તથા તમારી માગણી અને યોજનાને સમજીને અમારી શક્તિ મુજબ, અનુકૂળતા મુજબ તેને પહોંચી વળવાનો અમારો પ્રયાસ રહ્યો છે—અમારે ય અમારી મર્યાદામાં રહીને, અમેરિકી કોન્ગ્રેસની સંમતિ લઈને, બજેટ અનુસાર દુનિયાભરનાં દેશોની સહાયનો સવાલ ઉકેલવાનો હોય છે.

* ચીનના આક્રમણ પૂર્વે ભારતને શસ્ત્રસહાય કરવાનો કોઈ સવાલ અમારી પાસે આવ્યો ન હતો. છતાં ચીની આક્રમણ થતા અમારી પાસેના 'રિઝર્વ' પુરવઠામાંથી અમે તત્કાલ સહાય કરી હતી.

* હવાઈ સંરક્ષણની બાબતમા પણ અમે તમારી માગણીને જ અનુસરીએ છીએ.‡ અમે અમારી કોઈ યોજના તમારા ઉપર ઠોકી બેસાડવા ઇચ્છતા જ નથી. એટલું જ નહિ, મારી સરકારે મને એવી સૂચના પણ આપી છે કે, હાલ અમેરિકા, બ્રિટન, કેનેડા અને ઓસ્ટ્રેલિયાની જે નિષ્ણાત ટુકડી અહીં આવીને હવાઈ જરૂરિયાત અંગે તપાસ કરી રહી છે તેના અભિપ્રાયો પણ તમારે માથે કોઈ બંધનરૂપ નથી.

* મને એ વાત પણ સ્પષ્ટ કહી નાખવા દો કે—લશ્કરી જોડાણની પદ્ધતિનો વિસ્તાર કરવામા અમને રસ નથી. ચીની વિસ્તારવાદે જે ચિંતા ને ભય પેદા કર્યાં છે તેમા અમે, તમારા સહભાગી છીએ. એ વાત આપણા બેઉના હિતમા છે કે ચીની આક્રમણને ક્યાય પણ ફાવતું ન થાય. ચીની સામ્યવાદી પ્રચાર અને ગુપ્ત કારવાઈ એનું નિશાન તમે અને હું—આપણા બંનેના દેશો છીએ, તેને શિકસ્ત આપવામા આપણું સહિયારું હિત રહેલું છે.

* અમને લશ્કરી જોડાણમાં રસ નથી. અને અમે લશ્કરી મથકોની શોધમાં પણ નથી. ઊલટું છેલ્લાં કેટલાંક વરસોથી અમે દરિયા પારનાં અનેક એવાં મથકો ઉઠાવી લઈ રહ્યા છીએ. અમે ભારતમાં એવાં નવાં મથકો માટે ફાંફાં મારી રહ્યા છીએ આવો ખ્યાલ સાવ બેહુદો છે.

* આધુનિક યુદ્ધની ટેકનોલોજીની દષ્ટિએ જે ઉપયોગી નથી તેવા મથકોની અમને જરૂર નથી; અને એની પાછળ અમે નાણાં ખર્ચતા નથી.

---

‡ લેફ્રાર્મા પીછેહઠના અનુભવ પછી તરત પં. નહેરુએ ભારતના ઔદ્યોગિક કેન્દ્રો અને નગરોની રક્ષા માટે 'છત્ર-રૂપ' વિમાની યોજનાની વાત પશ્ચિમ પાસે રજૂ કરેલી તેના અનુસંધાનમાં આ મંડળ આવેલું છે—અને આવતા પૂર્વે સંમતિ મેળવીને આવ્યું છે.

કે—આ વખતે ચીનનો પહેલો કોળિયો આસામ હશે. ત્યાંના તેલના કૂવા પર કબજો મેળવવો, ત્યાં પૂતળાં સરકાર સ્થાપવી અને તે દ્વારા બંગાળ ઉપર પગપેસારો કરવા મથવું, અને આ આખો હલ્લો એવી રીતે કરવો, કે આસામ ભારતથી છૂટું પડી જાય! આવી પરિસ્થિતિનો અર્થ એ કે—

—૧ કરોડ ૪૦ લાખ આસામીઓ ભારતથી છૂટા પડી જાય.

—ચાના ઉત્પાદનનો ચોથો હિસ્સો ભારત ગુમાવે.

—શણ ઉત્પાદનનો મોટો જથ્થો ગુમાવે.

—ડિગબોઈના તેલના કૂવા અને ગૌહત્તીની રિફાઈનરી ભારત ગુમાવે.

—આપણું લશ્કર અને તેની સાથે મોટા જથ્થામા શસ્ત્ર સરંજામ દુશ્મનના ઘેરામા ઘેરાઈ જાય!

## ૨ : પશ્ચિમી શસ્ત્રસહાયનો નવો સ્વસ્થ તબક્કો ?

ચીનનો ચાળો સમાધાન કરી લેવાનો દેખાતો નથી. તૈયારીઓ જંગી વિમાની હલ્લા સહિતના યુદ્ધની થઇ ગઈ છે. અને શિયાળો હવે ઊતરવામા છે. આવતી કાલની આગાહી કોઈથી થઈ શકે એમ નથી. પરંતુ પરિસ્થિતિ ભારેલા અગ્નિ જેવી છે. ભડકો થયો તો એ જેવી તેવી આફત નહિ જ હોય—એ ય સ્પષ્ટ છે.

આપણી લશ્કરી તૈયારીઓની સમસ્યા તરફ નજર નાખવી જરૂરી છે. ચીનના એકપક્ષી શસ્ત્ર વિરામથી છેતરાયા વિના ભારતે શસ્ત્રસરંજામની તૈયારીઓ માટે ચારે બાજુના પ્રયાસો શરૂ કરી દીધા છે, એ સ્પષ્ટ છે. ભારતની લાંબા ગાળાની અને ટૂંકા ગાળાની જરૂરિયાતોનો અંદાજ કાઢવાનું હજી ચાલુ જ છે. સેન્ડિસ—હારિમાનના રાજદ્વારી નિષ્ણાત મંડળ પછી, તેમના હેવાલોને આધારે અમેરિકા — કોમનવેલ્થનું વિમાની નિષ્ણાત મંડળ હમણા જ ભારત આવી ગયુ. તેણે ભારતની વિમાની શક્તિ તરફ સવિશેષ લક્ષ આપ્યુ છે.

આ નિષ્ણાત મંડળ ભારત આવ્યું તે પહેલાંથી અને તે ભારતમાં હતું તે દરમ્યાન યે ભારત પશ્ચિમી—વિમાની છત્રી નીચે જશે કે કેમ એવી ચર્ચા શરૂ થઈ ગઈ હતી: અને એક એવું વાતાવરણ પેદા થયું હતું કે—

* કેમ જાણે, ભારતને પશ્ચિમી દેશો પાસેથી શસ્ત્રો મેળવવા—લેવાની ગરજ નથી; અને પશ્ચિમી દેશો ભારતને માથે લશ્કરી યોજનાઓ ઠોકી બેસાડીને તેને પોતાના **લશ્કરી જૂથમાં** સંડોવવા માગે છે; તથા યેનકેન પ્રકારે પોતાનું લશ્કરી થાણું ભારતમા ઠોકી બેસાડવા માગે છે.

* કેટલાક એટલી હદે માન્યતા ધરાવે છે કે ભારત ઉપર આક્રમણ થયું ત્યારે પં. નહેરુએ ગરજ અને યાચનાપૂર્વક શસ્ત્રો મેળવી લીધા હતા; હવે ચીની શસ્ત્રવિરામ પછી એવી ગરજ ઓછી થઈ હોઇને, તેઓ પશ્ચિમનો લંબાવાયેલો હાથ પાછો ઠેલી રહ્યા છે.† અને રશિયા તરફ શસ્ત્રોની બાબતમાં વધુ ઝૂકવા લાગ્યા છે.

---

† છાપાંઓના એક મથાળા—"ભારતને આપેલા અમેરિકી હવાઈ વિમાનો પાછા એચી લેવાશે."—(ટા. ઑ. ઇ. ૨૧-૨-૬૩) ઉપરથી એવી ખોટી માન્યતા પણ ફેલાઈ છે કે ચીની યુદ્ધ દરમ્યાન પશ્ચિમે આપેલા કેટલાક વિમાનો ભારત પાછા ધકેલી રહ્યું છે. હકીકતે ચીની આક્રમણ વખતે પહાડીઓમા માલ-સરંજામ પહોંચાડવા જે સી-૧૩૦ વિમાનો અમેરિકાએ આપેલા તેની હવે જરૂર ન રહેતા પાછા જઈ રહ્યાં છે, અને બરફ સાફ કરવા તથા રસ્તા બાંધવામા ઉપયોગી વિમાનો અને સરંજામ તેને બદલે આવનાર છે.

આવી આગાહવા તૈયાર કરવા પાછળ અનેક પ્રકારના હિતો અને રસો કોઈ શકે છે—દા. ત. ચીન અને કમ્યુનિસ્ટો આવું વાતાવરણ તૈયાર કરીને પં. નહેરુને પશ્ચિમી સહાય એટલે ગુલામીની 'જંજીરો' એવી રીતે ભડકાવીને ભારતના સંરક્ષણને લૂલું રાખવા ચાહતા હોય; અથવા બીજા છેડે, પશ્ચિમી દેશોમાંનાં કેટલાક ટૂંકી દષ્ટિના પરિબળો, કેનેડી વગેરે દીર્ઘદષ્ટિના રાજદ્વારી નેતાઓ ભારતને શક્ય તેટલી સહાય માટે ઉત્સાહી બન્યા છે એથી ચોકી ઊઠીને, કેનેડીનો હાથ રોકવા મથતા હોય—એમ પણ બને.

હકીકતે આ બંને માન્યતાઓ આધારરહિત છે. આમ છતાં વાતાવરણ એટલું બધું ડહોળાયું હતું કે ખુદ અમરિકી એલચી પ્રો. ગાલબ્રેથને જાહેરમા નિવેદન કરીને (તા. ૨૮-૨-૬૨) અમેરિકાની નીતિ સ્પષ્ટ કરવાની જરૂર ઊભી થઈ—

* અમે તમારા માગ્યા વિના કોઈ શસ્ત્રો મોકલ્યા નથી; અને તમારા બોલાવ્યા વિના અમારું એકે નિષ્ણાત મંડળ ભારત આવ્યું નથી. તથા તમારી માગણી અને યોજનાને સમજીને અમારી શક્તિ મુજબ, અનુકૂળતા મુજબ તેને પહોંચી વળવાનો અમારો પ્રયાસ રહ્યો છે—અમારે ય અમારી મર્યાદામા રહીને, અમેરિકી કોન્ગ્રેસની સંમતિ લઈને, બજેટ અનુસાર દુનિયાભરના દેશોની સહાયનો સવાલ ઉકેલવાનો હોય છે.

* ચીનના આક્રમણ પૂર્વે ભારતને શસ્ત્રસહાય કરવાનો કોઈ સવાલ અમારી પાસે આવ્યો ન હતો. છતા ચીની આક્રમણ થતા અમારી પાસેના 'રિઝર્વ' પુરવઠામાંથી અમે તત્કાલ સહાય કરી હતી.

* હવાઈ સંરક્ષણની બાબતમા પણ અમે તમારી માગણીને જ અનુસરીએ છીએ.‡ અમે અમારી કોઈ યોજના તમારા ઉપર ઠોકી બેસાડવા ઇચ્છતા જ નથી. એટલું જ નહિ, મારી સરકારે મને એવી સૂચના પણ આપી છે કે, હાલ અમેરિકા, બ્રિટન, કેનેડા અને ઓસ્ટ્રેલિયાની જે નિષ્ણાત ટુકડી અહીં આવીને હવાઈ જરૂરિયાત અંગે તપાસ કરી રહી છે તેના અભિપ્રાયો પણ તમારે માથે કોઈ બંધનરૂપ નથી.

* મને એ વાત પણ સ્પષ્ટ કહી નાખવા દો કે—**લશ્કરી જોડાણની** પદ્ધતિનો વિસ્તાર કરવામા અમને રસ નથી. ચીની વિસ્તારવાદે જે ચિંતા ને ભય પેદા કર્યાં છે તેમા અમે તમારા સહભાગી છીએ. એ વાત આપણા બેઉના હિતમા છે કે ચીની આક્રમણને કયાય પણ ફાવતું ન થાય. ચીની સામ્યવાદી પ્રચાર અને ગુપ્ત કારવાઈઓનું નિશાન તમે અને હું—આપણા બંનેના દેશો છીએ, તેને શિકસ્ત આપવામા આપણુ સહિયારું હિત રહેલું છે.

*** અમને લશ્કરી જોડાણમાં રસ નથી. અને અમે લશ્કરી મથકોની શોધમાં પણ નથી. બલ્કે છેલ્લાં કેટલાંક વરસોથી અમે દરિયા પારનાં અનેક એવાં મથકો ઉઠાવી લઈ રહ્યા છીએ. અમે ભારતમાં એવાં નવાં મથકો માટે ફાંફાં મારી રહ્યા છીએ આવો ખ્યાલ સાવ બેહુદો છે.**

* આધુનિક યુદ્ધની ટેકનોલોજીની દૃષ્ટિએ જે ઉપયોગી નથી તેવા મથકોની અમને જરૂર નથી; અને એની પાછળ અમે નાણાં ખર્ચતા નથી.

---

‡ નેફામાં પીછેહઠના અનુભવ પછી તરત પં. નહેરુએ ભારતના ઔદ્યોગિક કેન્દ્રો અને નગરોની રક્ષા માટે 'છત્રરૂપ' વિમાની યોજનાની વાત પશ્ચિમ પાસે રજૂ કરેલી તેના અનુસંધાનમાં આ મંડળ આવેલું છે—અને આવતાં પૂર્વે સંમતિ મેળવીને આવ્યું છે

પ્રો. ગાલબ્રેથના આ સ્પષ્ટ નિવેદનની પાછળ એવી અપેક્ષા પણ હતી જ કે ભારત સરકાર પોતે નિવેદન કરીને એ વાત સ્પષ્ટ કરે કે—ભારતની વિનતિને માન આપીને જ અમેરિકા-કૉમનવેલ્થ મિશન આવ્યું છે.

આપણે આનંદપૂર્વક એ વાતની નોંધ લેવી જરૂરી છે કે—પં. નહેરુએ, બીજે જ દિવસે (તા. ૨૧-૨-૬૩) લોકસભાની બેઠકમાં કેટલાક અગત્યના ખુલાસા જાહેર પણ કર્યા છે—

* ભારતમાં હવાઈ દળો રાખવા દેવાનો કે વિદેશી હવાઈ મથકો સ્થાપવા દેવાનો કોઈ જ પ્રશ્ન નથી. હકીકત તો એ છે કે આ બાબતમાં કોઈ મિત્ર દેશોએ આવું સૂચન કર્યું નથી.

* હવાઈ-છત્રીની વાત પણ કોઈ મિત્ર રાજ્યે કરી નથી. × × × × હવાઈ-છત્રીના જેવી કોઈ પણ યોજનામાં અમુક પ્રકારની વ્યવસ્થા અને વિલંબ અનિવાર્ય ગણાય; તે જોતાં, હવાઈ રક્ષણ જેવી માર્મિક સંરક્ષણની બાબતમાં આધાર રાખીને બેસવું હિતાવહ નથી.

* આપણે મિત્ર રાષ્ટ્રોની પાસેથી વિમાનો અને વિમાની નિષ્ણાતોને આવકારીએ છીએ.

* એકાએક આક્રમણની કટોકટી વખતે, પરિસ્થિતિ અનુસાર, મિત્ર રાષ્ટ્રો પાસે થીઆપણી જરૂર અને એમની સગવડ અનુસાર, ગોઠવણ કરવામાં આવશે.

(આ વખતે જ શ્રી. કામઠે એવું સૂચન કર્યું હતું કે ચીન તરફથી અચાનક હવાઈ હુમલો થાય તો—ત્યારે ભારતમાં હવાઈ મથક ઊભું કર્યા વિના વિમાની-ઢાલ ('એર અમ્બ્રેલા'ને બદલે 'એર-શિલ્ડ'!)નો સ્વીકાર કરવો જોઈએ. આના જવાબમાં પં. નહેરુએ વિગતમાં ઊતરવા ના પાડી હતી. અને એટલું કહ્યું હતું કે—દેશે લાંબા ગાળાની અને ટૂંકા ગાળાની શક્ય હોય એટલી પૂરેપૂરી તૈયારીઓ કરવી પડશે.)

આ પછી રાજ્યસભામાં (તા. ૨૫-૨-૬૩) નિવેદન કરીને પં. નહેરુએ બીજી અનેક ગૂંચવણો સ્પષ્ટ કરી છે—

"ભારત બીજા દેશો પાસેથી શક્ય તેટલી વધુ મદદ લેશે, પરંતુ વિદેશી સત્તાઓ આપણી સુરક્ષાના 'અંડર-રાઈટર' (જવાબદાર દલાલ) બને એવી અપેક્ષા કરી રાખી શકાય નહિ. આપણી સ્વાધીનતા અકબંધ સલામત રહેવી જોઈએ અલબત્ત, આપણને સહાય આપનારા બ્રિટન અને અમેરિકા જેવા દેશોએ સુધ્ધાં કોઈ પણ પ્રકારની પૂર્વ શરતો કરી નથી. એમણે તો એ વાત પણ સ્વીકારી લીધી છે કે ભારત **લશ્કરી રીતે બીનજોડાણ** જાળવે એ સૌના હિતમાં છે.

"આપણા દેશના કેટલાક વિરોધ પક્ષો, આપણે આપણા સંરક્ષણ અંગે, બીજા દેશો ઉપર *બધો આધાર રાખનારા બની જઈએ એવી હિમાયત કરતા રહ્યા છે§ પરંતુ આ વાત બીજા દેશો* પોતે જ સૂચવતા નથી, અથવા એ માર્ગે આપણે વિચારીએ એવું ઉત્તેજન પણ આપતા નથી."

વધુમાં પં. નહેરુ બહુ ભાર પૂર્વક એ વાત પણ ઉમેરે છે કે—

**"ચીનના ભયને પહોંચી વળવા ભારતે શસ્ત્રસજ્જ રાષ્ટ્ર બન્યા વિના છૂટકો નથી."**

---

§ એકમાત્ર લોહીઆએ લશ્કરી-જોડાણની સ્પષ્ટ માગણી કરી છે. રાજાજીએ એવી માગણી ન કરતા પશ્ચિમ સાથે દૃઢ મૈત્રી સંબંધના લશ્કરી કરારનું સૂચવ્યું છે. કૃપાલાનીજીએ લશ્કરી કરાર વિનાના દૃઢ મૈત્રી જોડાણની વાત આગળ ધરી છે. જયપ્રકાશે અમેરિકા અને પશ્ચિમ ઉપરની સહાયની બાબતમાં આધાર રાખવા સામે ચેતવણી ઉચ્ચારી છે × ×, × બીજા દેશો ઉપર ઘણો બધો આધાર રાખવો જરૂરી છે, ને સમાન હિતના મૈત્રી ધોરણે શક્ય બનાવવું જોઈએ—એવું મોટા ભાગના ટીકાકારો માને છે.

"આપણે જરૂરી સંરજામ બનાવીશું; બીજા દેશોની શકય હોય એટલી મદદ લઈશું. પરંતુ તત્ત્વત: 'આપણું' અવલંબન તો આપણા પોતાના ઉપર જ હોઈ શકે."

અમને લાગે છે કે, પં. નહેરુ પરિસ્થિતિની ગુંચ સમજી શકયા છે. અને પશ્ચિમી રાષ્ટ્રોની સકારણ સુયોગ્ય ઈંતેજારીને અન્યાય ન થાય અને છતાં ભારતની બુનિયાદી સ્વતંત્ર નીતિ ખંડિત ન થાય તેવી સમતુલા શોધી રહ્યા છે.

એ વાત તો સ્પષ્ટ છે કે—

* આજના જમાનામા પ્રચંડ દુશ્મન સામેના લાંબા યુદ્ધ દરમ્યાન કોઈ પણ દેશ માટે સંપૂર્ણ સ્વાવલંબન શકય જ નથી.

સાથોસાથ એ પણ સ્પષ્ટ હોવુ જોઈએ કે—

* કોઈ પણ દેશ, યુદ્ધ જીતવા માટે સંપૂર્ણ પરાવલંબી બની જાય તો, તે યુદ્ધ જીતી જાય, પરંતુ ત્યાર બાદ, પોતાની સ્વાધીનતા અખંડ રાખવાનું તેને માટે શકય ન રહે.

બલ્કે—

* આજના યુગમા પરસ્પર સમાન હિતોના ધોરણે, સહકારી સહયોગનો આધાર જ યોગ્ય છે અને તે શકય પણ છે.

સદ્ભાગ્યે સિદ્ધાન્ત અને વ્યવહાર બંને દૃષ્ટિએ પં. નહેરુ અને પશ્ચિમી રાષ્ટ્રો વચ્ચે આ બાબત એકતા છે. અને અમને એમ પણ લાગે છે કે ભારતે પશ્ચિમી સહાય અંગે આજસુધી જે માનસિક-સંકોચથી (અને કદાચ પશ્ચિમ પ્રત્યેના અવિશ્વાસથી) જે હિચકિચાટ અનુભવ્યો છે તેનો હવે અંત આવી રહ્યો છે.

## ૩ : નવા તબક્કાની સ્થિરતાની પૂર્વશર્ત અને દિશા

નવા વળાંકની સ્થિરતા વિષે, અલબત્ત, આજે કઈ કહેવું મુશ્કેલ છે. અનેક કારણો—જે આજ સુધી આડે આવ્યા હશે તે બધા કેટલે અંશે કયારે દૂર થશે તેના ઉપર આ નવા સંબંધની સ્થિરતા અને સદ્ધરતાનો આધાર છે.

દા. ત. સૌથી પ્રથમ તો પં. નહેરુનું વલણ પોતે જ એક પરિબળ છે. જેઓ પં. નહેરુની બિનજોડાણ નીતિમા માને છે તેઓ પણ તેમના વલણ અને વર્તનથી ઘણીવાર ગુંચવાયા છે.† કેટલાકે આ વલણને ગજરાજના સ્વભાવ સાથે સરખાવ્યું છે એટલે કે-પોતાને જોઈતી ચીજ લેવી ખરી; અને ઓછી મળે યા ન મળે ત્યારે ગુસ્સો કરવો કે ધુંધવાવું; પણ મળે ત્યારે આભાર વૃત્તિથી લેવાને બદલે, કેમ જાણે ઉદારતા પૂર્વક ભેટ સ્વીકારતા હોઈએ તેવો દસ્સો કરવો! આપણા કિસ્સામા તો એવું ય કહી શકાય કે શું અને કેટલું જરૂરી છે તેના ચોક્કસ અંદાજ વિના, પ્રથમ ઘણા-બધાની અપેક્ષા રાખવી; અને મળવા માંડે ત્યારે બહુ મળી જવાનાં પરિણામોની ભડક સેવવી!—'જરૂર' વિષે અચોક્કસતા અને 'ભડક' વિષે અતિશયતા!

---

† દા. ત. પં. નહેરુ 'એર-અમ્બ્રેલા'નો ધરમૂળથી વિરોધ કરે છે, 'એર-શીલ્ડ' અંગે મૌન સેવે છે, અને 'એર-આર્મેડા' અંગે કૂણું વલણ ધરાવે છે. પં નહેરુ ત્રણેનો જુદો જુદો અર્થ જે કરે તે, પશ્ચિમને માટે યં આ ભેદો ગુંચવણ ઊભી કરે જ છે કેમકે ત્રણેમાં એક વાત તો સરખીજ છે—આપણા વિમાની મથકોની પુનર્ યોજના કરવી, રડાર સ્થાપવા, અને સમગ્ર સંચાલન તંત્રની જાળવણી કરવા માટે પશ્ચિમી સાધનો અને નિષ્ણાતોને ભારતમાં આવકારવાં જ પડશે ...પં. નહેરુ આ કશાનો વિરોધ નથી કરતા, છતાં દરેક કદમે અચકાય છે, અને પરિસ્થિતિના દબાણ મુજબ સ્વીકાર કરતા જાય છે—દરમ્યાન સારો એવો ગુંચવાડો ઊભો કરે છે.

ભારતમાં નિષ્ણાત મંડળો આવે, અભ્યાસો અને ચર્ચા કરીને જાય, અને પોતાને દેશ પાછાં ફરે; એ પછી ભારતને જો જરૂર જણાય ને જ્યારે જરૂર જણાય ત્યારે, તે મુજબ સિગ્નલ આપે, અને તે અનુસાર બધું આવીને હાજર થઈ જાય—આવી લોકકથાના ચમત્કાર જેવી અપેક્ષા વધુ પડતી છે!

૦ વ્યવહારમાં તો, **મદદ માગવી** પડે છે. જરૂરિયાતો સમજાવવી પડે છે, એને અંગે વાટાઘાટો કરવી પડે છે; બાંધછોડ કરવી પડે છે, સામાને અનુકૂળ થવા જરૂરી અને યોગ્ય મર્યાદામાં ઘણું કરવું પડે છે.

**બલ્કે સ્પષ્ટ માગણી, સ્પષ્ટ ચર્ચા અને સ્પષ્ટ નિર્ણય—જરૂરી છે. આવી સ્વસ્થતા તો ગુણ છે, કાંઈ અવગુણ નથી.**

પં. નહેરુના આ સ્વભાવની વાત બાજુ પર મૂકીએ. તેમની ગણત્રી કૈંક આ પ્રકારની જણાય છે—

૦ એક બાજુ ચીનને આપણે છંછેડીશું નહિ; બીજી બાજુ રશિયા અને તટસ્થ રાષ્ટ્રોનું દબાણ તેને ઠંડું રાખશે—તો, નવું આક્રમણ અટકી જશે; અગર વચ્ચે ઘણો લાંબો સમય આપણને મળી જશે. દરમ્યાન ભારત પશ્ચિમી દેશો અને રશિયાની સહાયથી ઘણે અંશે પોતાના શસ્ત્ર-ઉત્પાદનમાં આગળ વધી ગયું હશે. એ પછી હલ્લો થશે તો, જરૂરી ખૂટતી શસ્ત્ર સામગ્રી પશ્ચિમ પાસેથી લેવામાં કશો ભય નહિ રહે. અને રશિયા સાથેના સંબંધો બગડવાની ચિંતા પણ નહિ રહે

ગણિતની રીતે આ બહુ સાદો પદો છે પરંતુ ગણિતનું લૉજિક ચાલતું હોત તો ચીન સાથે આવા યુદ્ધમાં ઊતરવાનો પ્રસંગ જ ન ઊભો થયો હોત. પાયાની વાત ભૂલાઈ જાય છે કે—

* ચીને કરેલું આક્રમણ રશિયા અને તટસ્થ રાષ્ટ્રોના વિરોધ છતાં ઝીંકાયેલું છે; અને બંનેના આગ્રહને તરછોડીને તેણે કોલંબો દરખાસ્તોને તરછોડી છે; તથા બંનેની અનિચ્છા છતાં તેણે નવા આક્રમણની શંકા થાય તેવી પ્રચંડ તૈયારીઓ ભારતની સરહદો ઉપર કરી દીધી છે.

* બીજી વાત એ પણ વિચારવી જોઈએ કે ભારત ગમે તેટલું શસ્ત્ર-ઉત્પાદન કરે. નજીકના ભવિષ્યમાં જો નવું ચીની આક્રમણ થાય તો તેણે ઘણા જ મોટા પ્રમાણમાં પશ્ચિમ ઉપર આધાર રાખવો પડવાનો છે. અને લાંબા ગાળે યુદ્ધ સળગે તો ય ભારત કરતાં તો ચીન એ હરીફાઈમાં આગળ જ છે અને રહેવાનું × × ભારત આ હોડમાં ઊતરે તો ય તેણે લખલૂટ વિદેશી આર્થિક સહાય અને તાલીમી સહાય ઉપર આધાર રાખવો પડવાનો.

વળી, ભારતે જો પોતાના પેદા કરેલા આધુનિક ઢબના યુદ્ધ વિમાનો ઉપર મુખ્ય આધાર રાખવો હશે તો, તેને દસ વરસથી ઓછો સમય નહિ લાગે; અને એની પાછળ લખલૂટ ખર્ચ કરવું રહેશે. આ ખર્ચને પહોંચી વળવાનો સવાલ તો છે જ; પરંતુ આવું ઉત્પાદન યે ઘણું મોડું પડવાનું અને આજના જમાનામાં જે ઝડપે યુદ્ધ-શસ્ત્રોમાં નવી નવી શોધ થતી જાય છે તે જોતાં તો, આપણે પેદા કરેલા શસ્ત્રોમાંથી કેટલાક, ત્યાર સુધીમાં, પુરાણા થઈ ગયા હોવાનો સંભવ પણ ખરો. આ દૃષ્ટિએ, અમુક પાયાના શસ્ત્રો-સરંજામ ભારતમાં પેદા કરવા છતાં, ઘણા આધુનિક શસ્ત્ર-સરંજામ અંગે તો ભારતે—જ્યારે યુદ્ધ આવે ત્યારે—પશ્ચિમ ઉપર આધાર રાખવો રહેશે......

આ બધું જોતા, ટૂંકા ગાળાની દષ્ટિએ અને લાંબા ગાળાની દષ્ટિએ ય, પોતાનું શસ્ત્ર-ઉત્પાદન કરવાની સાથેસાથ,† પશ્ચિમી શસ્ત્રસહાયનો પાયો દૃઢ કરી રાખવો જ રહ્યો.

પશ્ચિમ સાથે દૃઢ મૈત્રીના સ્થાયી સંબંધો બાંધવાનું પહેલું પગથિયું જ ચૂકી ગયા તો ભવિષ્ય અંધારામાં જ રહેવાનું–ચીને હલ્લો ન કર્યો ને બચી ગયા તો ગનીમત! પણ આપણને ચીન એવા ગનીમત રહેવાજ શું કામ દે? પશ્ચિમ સાથેના આપણા સંબંધમાં ગૂંચ ઊભી થાય, મન ઊંચા થાય અને જરૂર વખતે આપણે સહેલાઈથી મદદ માગી ન શકીએ અને માગીએ ત્યાં પૂરતી આવી ન પડે–આ બધું તો ચીનને જ મનભાવતું થાય. બલ્કે, ચીને ગયા ઓક્ટોબરમાં હલ્લો કર્યો ત્યારે, પશ્ચિમ સાથેના આપણા સંબંધો જોતા કદાચ એણે આવી ગણત્રીઓ કરી ય હોય! સદ્ભાગ્યે, પશ્ચિમની સહૃદયતા અને ઉત્કંઠાને કારણે એ કટોકટી તો ઊભી ન થઈ. ફરી પાછા આપણે હાથે કરીને શું એ ઊભી કરવી છે?

ભારતની સમસ્યા પશ્ચિમ પાસેથી વધુમાં વધુ સરંજામ ન લેવાની રહી નથી. આજે તો બલ્કે એવું જણાય છે કે 'ભારત ઘણું માગે છે,' અને 'અમેરિકા એ બધું આપી શકશે કે કેમ, અને આપવું જરૂરી છે – ભારત માટે અનિવાર્ય ઉપયોગી છે કે કેમ' આ પ્રકારની ચર્ચા – વિચારણા ચાલે છે. દા. ત. ભારતનો આગ્રહ એવો છે કે અમેરિકા પોતે તેને F–104 સુપર સોનિક ફાઇટર – બોમ્બર – વિમાનોની ૩–૪ ટુકડી આપે જ; ત્યારે નિષ્ણાત – મંડળ એવું માને છે ને ભારતને સમજાવે છે કે, ભારતના ફ્રિગ–વિમાનો ભલે F–I04 જેટલા આધુનિક ન હોય તોય, ચીન તરફથી હાલમાં જે પ્રકારના વિમાની હલ્લાની સંભાવના છે તે જોતા, ફ્રિગ–વિમાનો પૂરતા સંરક્ષક છે. ભારત એમ માનીને આગ્રહ કરે છે કે ચીન પાસે રશિયાએ આપેલા મિગ – ૨૧ વિમાનો છે (તો, એકલા ભારતને જ 'મિગ – ૨૧' આપવાની વાત નાપાયાદાર હતી ?); અમેરિકાની માન્યતા મુજબ 'મિગ – ૧૯'થી વિશેષ પ્રકારના વિમાન રશિયાએ ચીનને આપેલા નથી. પરંતુ ભારત એવું પણ માને છે કે 'ગ્નાટ' કે 'હંટર' કે 'કેનબેરા' યુદ્ધ વિમાનો (જે ભારત પાસે છે તે) રાતના અને ખરાબ આબોહવામાં પૂરતા સલામત નથી, ત્યારે F–I04 અનેક રીતે, હલ્લો કરવા અને હલ્લો ખાળવા ઉપયોગી છે. ભારત આ વિમાનો રૂપીઆના ચલણમાં, ૨૦ વર્ષના હપ્તાથી, લૉકહીડ – એરક્રાફ્ટ પાસેથી સીધા મેળવવા અને વિમાનીઓને તત્કાલ તાલિમ આપવાના કરાર બાબત ઈંતેજારી દાખવે છે.

० અલબત્ત, અમેરિકાની આનાકાની પાછળ પાકિસ્તાનનું રાજકીય કારણ પણ હોવાનું મનાય છે. તો, બ્રિટન ચીનમાના પોતાના વ્યાપારી હિતોને અને હોંગકોંગના ભાવિને જોખમાવા દેવા તૈયાર નહિ હોય?

- 'વૉશિન્ગટન પોસ્ટ'ના પ્રખ્યાત સંવાદદાતા હેરિસનનું એકંદર મંતવ્ય એવું છે કે – વિમાની નિષ્ણાત મંડળે એવી પણ તૈયારી બતાવી છે કે તેઓ સાર્ડવિન્ડર્સ વિમાનો આપશે અને સાથેસાથ એવું વચન પણ આપશે કે ભારતની માગણી થતા, જરૂર મુજબ, પશ્ચિમ પોતાના યુદ્ધવિમાનો તત્કાલ રવાના કરશે.

એકંદર એક વાત આટલા સમયે સ્પષ્ટ તરી આવે છે કે, (સેલિગ હેરિસન પણ કહે છે તેમ)–

**० પશ્ચિમ પાસેથી શસ્ત્ર સહાય લેવાની બાબતમાં એક નવો તબક્કો શરૂ થઈ ગયો છે.**

---

† ભારતે આધુનિક પદ્ધતિના વિવિધ પ્રકારના યુદ્ધ વિમાનો Gnat ફાઇટર, Avro-748 સવાહક, HF-24 (Mach 2) ફાઇટર અને જેટ–વિમાનોના એંજનો અને રેડીઓ બનાવવાનું શરૂ કરી દીધું છે. (ઇ. એ. ઉ શ્રી વર્માસનો લેખ ૨૮–૨–૬૩)

પં. નહેરુ તેમના મનની દ્વિધા, હિચકિચાટ, અને સંકોચ છોડી રહ્યા છે. અને હવે પશ્ચિમ કેટલી હદે તેને માટે તૈયાર થાય છે તે જોવાનું રહે છે.

૦ અલબત્ત, આમ છતા—પંડિત નહેરુ હર વખતે એ વાતનો વિચાર કરતા રહેવાના : (૧) ભારત એટલી હદે પશ્ચિમ ઉપર આધાર રાખતુ થઈ ન જાય કે અંતે એ પાંગળું બની જાય; અને એની સ્વાધીનતા જોખમાય. (૨) ભારત એટલી હદે પશ્ચિમ ઉપર આધાર રાખતું ન થઈ જાય કે તે પશ્ચિમની છાવણીનુ એક અંગ બની જતા રશિયા સાથેનો ભારતનો સબંધ વિફરે અને રશિયા ચીન તરફ ધકેલાઈ જાય.

૦ તે જ રીતે પશ્ચિમી દેશો પણ એ વાતનો વિચાર કરતા રહેવાના : (૧) ભારતને અપાતી મદદ એશિયામા ચીનનો સામ્યવાદી પગદંડો વિસ્તરતો રોકવા માટે લેખે લાગે (૨) ભારતને એટલી હદે મદદ ન અપાય કે જેથી પાકિસ્તાન સાથેના તેના સંબંધ વિફરે અને તે ચીન તરફ વધુ ઢળી જાય

૦ ભારત અને પશ્ચિમી દેશોના સમાન હિતોની દૃષ્ટિએ, બંને પક્ષની ઉપરની ગણત્રીઓ, એક બીજાને માટે, સ્વીકાર્ય બની ચૂકી છે. અને એકંદર, ભારત અને પશ્ચિમના દેશો વચ્ચેનો શસ્ત્રસહાયનો નવો અને વધુ સ્વસ્થ તબક્કો આરંભાયો છે. અમે તો માનીએ છીએ કે—

> આજસુધીના ચીલાચાલુ જૂના લશ્કરી કરારો અને જૂથ—જોડાણો કરતા જુદી જ કક્ષાએ—પશ્ચિમ અને ભારત વચ્ચે નવું વિશિષ્ટ મૈત્રી—જોડાણ શક્ય બનશે. અને ત્યારે આજની ખેંચાખેંચ, આજની ભડક અને 'એલર્જી' અરથાને બન્યા હશે — તા. ૧–૩–૬૩

# ભારતીય લોકશાહીનું કલંક

ચીને ભારત ઉપર આક્રમણ કરીને ભારતની લોકશાહી સમાજપદ્ધતિને ખરેખરીની કસોટીમા મૂકી દીધી છે. ભારત એની આ કસોટીમાથી જેટલે અંશે પાર ઊતરશે એટલે અંશે જ ભારત ચીનના લશ્કરી, રાજકીય અને વૈચારિક આક્રમણથી પોતાની જાતને બચાવી શકશે એ વાત દીવા જેવી સ્પષ્ટ થવી જોઈએ.

આપણી આ લોકશાહીની કમજોરીનું એક પાસુ અત્યંત આઘાતજનક રીતે તાજેતરમાં ખુલ્લું પડયું છે. તાજેતરમા વિવિયન બોઝે દાલમીયા—જૈન ઉદ્યોગપતિઓની પેઢીઓ અંગે ૮૦૦ પૃષ્ઠનો તલસ્પર્શી હેવાલ પ્રગટ કરીને આખા દેશને સાબદા થવા જબરજસ્ત આઘાત આપ્યો છે.

આપણા દેશમા મુન્દ્રા—ભ્રષ્ટતાએ ધંધાદારી અનીતિનું કુબડુ પાસુ પ્રગટ કર્યા પછી એનાથીય અધિક ભૂંડુ ચિત્ર આપણી સામે આ હેવાલે પ્રગટ કર્યું છે.

છએક વર્ષ પૂર્વે, સદ્‌ગત ફિરોઝ ગાંધી (પં. નહેરુના જમાઈ) એ પાર્લામેન્ટ સમક્ષ દાલમીયા—જૈન ઉદ્યોગપતિઓની કંપનીઓની ભ્રષ્ટ કારવાઈઓ સામે અનેક આક્ષેપો હોવાનું અને તપાસ પંચ નીમવાનું દબાણ આણ્યું હતું. અને તે અનુસાર સરકારે જસ્ટીસ વિવિયન બોઝનું તપાસપંચ નીમ્યું હતું. આ તપાસપંચે સાડાપાંચ વર્ષને અંતે તાજેતરમાં સરકાર સમક્ષ રજુ કરેલ ૮૦૦ પૃષ્ઠનો અહેવાલ હજી પ્રજા સમક્ષ ખુલ્લો મુકાયો નથી, અને કદિયે મુકાશે કે કેમ એ શંકા છે.

આ તપાસ પંચના હેવાલની જે કેટલીક માહિતી અખબારોમાં પ્રગટ થઈ ચૂકી છે એ ઉપરથી એવું સ્પષ્ટ જણાય છે કે—

* દાલમીયા—જૈન ભારતના સૌથી અગ્રણી ગણાતા ઉદ્યોગપતિઓમા ચોથા નંબરે આવે છે.

* એમના હસ્તકની નવ કંપનીઓમા નાણાકીય ભ્રષ્ટ નીતિઓનો અમલ થયો છે.

* આ કંપનીઓમા જે ગોટાળાઓ થયા છે તેમા આટલું પૂરવાર થાય છે કે—કંપનીની મૂડીનો અયોગ્ય ઉપયોગ થયો છે, કોઈ પણ પ્રકારની સિક્યુરીટી વિના લોનો અપાઈ છે, હિસાબો બનાવટી રીતે તૈયાર કરવામા આવ્યા છે, શેરહોલ્ડરો પણ બનાવટી નામે નોધવામા આવ્યા છે, પકડાઈ જવાના ભયે અનેક દસ્તાવેજો અને નોધપત્રોનો નાશ કરવામાં આવ્યો છે, તથા ઈન્કમટેકસમાથી છટકવાનું કર્યું છે.

* આ આખા ભ્રષ્ટાચારના નાટકના મુખ્ય સૂત્રધાર શેઠ શ્રી રામકૃષ્ણ દાલમીયાં પોતે છે, જેઓ ભારત ઈન્સ્યુરન્સ કું. લિ. ની મૂડીના ગોટાળા માટે હાલમા બે વરસની જેલની સજા ભોગવી રહ્યા છે. આ શેઠ શ્રીએ ૧૯૪૬–૫૬ દરમ્યાન, ઉપરની પેઢીઓમાથી ૨ કરોડ ૬૦ લાખનો અંગત લાભ કાઢી લીધાનુ જણાય છે. આ અંગત લાભ ઉપરાત પ્રજાને માથે અને સરકારને માથે તેમણે દોઢ કરોડની ખોટ ઉતારી છે.

* આ નાટકના બીજા મુખ્ય સૂત્રધાર છે શેઠ શ્રી શાન્તિપ્રસાદ જૈન તેઓ પણ ભારતના અગ્રણી ઉદ્યોગપતિઓમા આગળ પડતું નામ ધરાવતા રહ્યા છે. તપાસ પંચના હેવાલ મુજબ: કેટલાક કિસ્સામા દાલમીયા પછી તેઓ જ કર્તાકારવતા 'કી–મેન' હતા

* આ આખા કાવતરામા ત્રીજા નંબરે ફેડરેશન ઓફ ઇન્ડિયન ચેમ્બર્સ ઓફ કોમર્સ (ભારતના ઉદ્યોગપતિઓની સૌથી મોટી પ્રતિનિધિ સંસ્થા)ના પ્રમુખ છે.

એ વાતની નોધ કરવી જરૂરી છે કે આ તપાસ કરવામા, સંડોવાયેલી વ્યક્તિઓ તરફથી સીધી અને આડકતરી રીતે, અનેક અડચણો નાખવામાં આવી હતી. પરિણામે આ નવ કંપનીઓની ૧૦ વર્ષની (૧૯૪૬ થી ૧૯૫૬) કારકીર્દિની તપાસમા જ સાડા પાચ વર્ષ નીકળી ગયા !

*

આ હેવાલે એ વાત જાહેર કરી છે કે આપણા લોકશાહી અને સમાજવાદી આદર્શો છતા આ દેશમા થોડાક મૂડીભર ઔદ્યોગિક–માધાતાઓ પોતાના અંગત સ્વાર્થમા આખા દેશની સંપત્તિ સાથે કેટલી ભયંકર રમત રમી શકે છે.

આ હેવાલ રજૂ થયા પછી સરકારને માથે ઘણી જ ગભીર જવાબદારીઓ આવી છે.

* આ નવ કંપનીઓના જેવી અનેક કંપનીઓમા આવા પ્રકારના ભ્રષ્ટાચારો ચાલતા આવ્યા હશે, જેની તપાસ બાકી જ છે.

* આજે જે પ્રકારનો કંપની લૉ છે તેમા જરૂરી સુધારા કરવાની અને ખાસ તો કાયદાનો પૂરો અમલ થાય તેની જોગવાઈ કરવાની રહે છે.

* આ રીતના ભ્રષ્ટાચાર સાબિત થતા ભારે મક્કમ હાથે ન્યાયનો દંડ ઉગામવો જોઈએ; અને તેમાથ કોઈ છટકબારી રહેવા ન પામે એ વિષે જાગ્રત રહેવું જોઈએ.

અલબત્ત, આ દેશના બધા જ ઉદ્યોગપતિઓ ભ્રષ્ટ છે એવું માનવું યોગ્ય નથી. પરંતુ જેમને આ દેશની અને આ પ્રજાની કશી જ પડી નથી, અને જેઓ કોઈ પણ ઉપાયે અને ભોગે પોતાનાં જ સ્વાર્થ, એશઆરામ, પ્રતિષ્ઠા અને સત્તા પાછળ પડયા છે. એમાંના ઘણા માટે, ઉદ્યોગક્ષેત્રે જાહેર અનીતિ સ્વાભાવિક બની ગઈ છે; આને પરિણામે નાના ઉદ્યોગો, નાના વેપારીઓ અને સાધારણ કર્મચારીઓ (સરકારી અને બીજા ક્ષેત્રોમા) સુદ્ધામા લાંચ રૂશ્વત, કાળાબજાર, સંઘરાખોરી, નફાખોરી, છેતરપીંડી અને દગાખોરીનું ઝેર ફેલાતું થયુ છે આખી પ્રજાના જીવનમાં, સ્વરાજના ૧૫ વર્ષ દરમ્યાન; આ ઝેર ઊંડુ ને ઊંડુ ઊતરી રહ્યું છે – એ જેવી તેવી રાષ્ટ્રીય આફત નથી.

૦ આને કારણે તો ખાનગી વ્યાપાર ધંધા અને ઉદ્યોગો વિષે જ એક પ્રકારનો ભય પ્રજામાં ઊભો થાય છે; અને એને આગળ ધરીને 'ઉદ્દામવાદી' બધું જ રાજ્ય હસ્તક લઈ લેવાનાં સૂત્રો આગળ ધરીને, સર્વસત્તાવાદી રાજ્યતંત્રનો જ રાહ મોકળો કરવા મથે છે, જે અંતે તો સામ્યવાદી ચીનનો જ રાહ છે!

## નફાખોરી માટે ઠાર!

**મોસ્કો તા. ૨૧-૨-૬૩** (રોઇટરના સમાચાર)

રશિયાની સુપ્રીમ કોર્ટે ફાઉન્ટન પેન, અસ્ત્રા તથા આકડી (કુટમટ્ટી) ના વ્યવસાયમા ગેરકાયદે નફાખોરી કરનારા એક જૂથના પાંચ આગેવાનોને ઠાર કરવાનો હુકમ કર્યો છે!

---

## [૧૬ મા પાનાથી ચાલુ]

'રશિયા સહાય આપે છે–એ સહાય લેવા આપણે તૈયાર છીએ. એમ છતા આપણે વિવેક રાખીએ કે લોકતંત્ર સુરક્ષિત રહે એ રીતે જ સહાય લઈશું. આ વિવેકમાંજ આપણી શક્તિ છે. આપણી શક્તિ તે લોકોનો આત્મવિશ્વાસ – જે નાગાલોકમા છે, જે નાસરમાં છે. નાગાલોકને તમે ગોળીએ ઉડાવી દઈ શકો પણ ગુલામ નહિ બનાવી શકો. આ દેશના ૪૪ કરોડ લોકોમા પણ એવી ભાવના હો કે શસ્ત્ર કહીંથી પણ લઈશુ, પણ આશ્રિત નહિ બનીએ. પરંતુ આપણે ત્યા જે યુદ્ધપ્રયાસ થાય છે એમા આવા આત્મપ્રત્યય તરફ જ સૌથી ઓછું ધ્યાન અપાય છે. બ્રિટન, ક્રુશ્ચોવ શુ કરે છે? ચીન અને રશિયા વચ્ચે સમજૂતી થઈ રહી છે? કેનેડી શું કહે છે?–આ બધાથી આત્મપ્રત્યય ક્ષીણ થઇ રહ્યો છે.

આજે દુનિયામાં કોઈ એવો દેશ નથી જે પોતાના ભરોસે પોતાનું રક્ષણ કરી શકે. અમેરિકા અને રશિયા સંહાર કરી શકે–સંરક્ષણ નહિ. ત્યાં ભયનું સંતુલન છે. એટલું ભયનું સંતુલન

આપણો દેશ વિકસિત કરી લે એ દરમ્યાન આપણે બીજાના ભરોસે જીવવું પડશે. એટલા માટે મર્યાદા રહે કે શસ્ત્ર લઇશું, પણ એ શસ્ત્ર આપણે હસ્તક રહેશે, શસ્ત્ર આપણે ચલાવીશું, શસ્ત્ર આપણું સંચાલન નહિ કરે. આ મુખ્ય ભાવના છે આ દેશમાં એનો વિકાસ થવો જોઈએ. શસ્ત્રોની પાછળ અન્ન આવશે, દૂધ પણ આવશે. એમા એ દેશોની ઉદારતા હશે પણ આપણે પરાવલંબી બનતા જઈશું'.

જેટલી જરૂર ઉત્પાદન વધારવાની છે એટલી જ જરૂર આત્મવિશ્વાસ વધારવાની છે. આ દેશમાં અન્નની કમી ન હો. દેશમા બનેલી ચીજોનો જ ઉપયોગ આપણે કરીએ, જેથી ફોરેન એક્સચેંજ બચી જાય.

તેજપુરમાં એવું બન્યું કે ત્યા સૈનિકશક્તિ કુંઠિત થતા નાગરિકો ભાગ્યા, સરકારી કર્મચારીઓ ભાગ્યા. ત્યાના લોકો પૂછતા હતા કે 'આપના શાંતિ સૈનિક કયા હતા ?' માની લો કે એ બધા પરલોક ગયા હતા. પરંતુ મેં પૂછ્યુ કે 'આપ તો હતા. સશસ્ત્ર સૈનિક ખસી ગયા, શાંતિ સૈનિક હતા નહિ, તોય આપનું પરમ કર્તવ્ય શુ ભાગવાનુ હતુ ? શું નાગરિકને માથે કોઈ જવાબદારી નથી ? શાંતિ સૈનિક અને સશસ્ત્ર સૈનિક એક મોરચે કામ ન કરી શકયા – ન કરવુ જોઈએ. સૈનિકશક્તિ ક્ષીણ થાય ત્યારે શાંતિસૈનિક કંઈક કરી શકે. પરંતુ લોકોએ સૈનિક અને શાંતિ સૈનિક ઉપર બધો આધાર રાખી બેસવુ ન જોઈએ બલ્કે, આ બનેની પાછળ નાગરિકની અધિષ્ઠાત્રી શક્તિ અને એનો આત્મવિશ્વાસ હોવા જોઈએ એમાથી જ, આજની પરિસ્થિતિમા, ઉજ્જવલ દિન ઊગશે.

હું ઇચ્છું છું કે આ દેશના નાગરિકને સમજાવો, એને પ્રોત્સાહિત કરો, કે આ દેશમા નાગરિકની સ્વતંત્રતા–લોકતંત્રની રક્ષા થવી જોઈએ રહીમા રહી 'ડેમોક્રેસી' તાનાશાહીથી કેટલાય ગણી બહેતર છે. કેમકે લોકતંત્રમા મનુષ્યતાની પ્રતિષ્ઠા છે. આજે દુર્બલ, હતબલ, હતવીર્ય નાગરિક છે. પરંતુ એના હાથમા સત્તા છે કે તે દિલ્હીના તખ્તને ફેરવી નાખી શકે છે. આ સ્વતંત્રતાનુ મૂલ્ય પોતાની સંપત્તિ અને પ્રાણથી ય અધિક છે લોકતંત્રનુ મૂલ્ય દુનિયાની તમામ સગવડો કરતા ય અધિક છે, એ વાત નાગરિકને સમજાવો તું સુખી પણ ન બનીશ, ભલે દુ:ખી મનુષ્ય રહેવુ પડે લોકતંત્રમા પોતાના સુખદુઃખનો તુ જ વિધાતા થઈ શકે છે. આ અધિકાર પ્રલોભન અને ભયને કારણે છોડી ન દઇશ "ભૂખ્યાનો ધર્મ સંસ્કૃતિ અને નૈતિકતા નથી હોતો" એ સૂત્ર કાંઈ સંપૂર્ણ વાસ્તવિક નથી. સંપૂર્ણ વાસ્તવિકતા તો એ છે કે ગરીબમાયે ગરીબમા પણ નીતિ, દયા અને સંસ્કૃતિ હોય છે. જો ગરીબ આદમીમા સંસ્કૃતિ ન રહી શકે, સભ્યતા, સંસ્કારિતા ન રહી શકે તો જે ક્રાંતિ કરશો તેમા સભ્યતા–સંસ્કારિતા કયાંથી આવશે ? અને ૧૦૦ માંથી ૯૦ અસંસ્કારી જ રહ્યા તો માનવતા માટે આશા જ શી રહી ? ગરીબમાથી ભદ્રતા ટળી જશે ને જે ક્રાંતિ કરશો તેમા પણ ભદ્રતા નહિ આવે. સાધારણ મનુષ્યને સમજાવવો જોઈએ કે પોતાના સ્વાર્થ–સુખ માટે એ લોકતંત્ર અને સ્વાધીનતા વેચી નહિ દે.

[ રાજપીપળામા તા. ૧૫–૨–૬૩. જાહેર વ્યાખ્યાન ]

# સ્વાસ્થ્ય અને સ્ફૂર્તિ

## માટે

# હેમો-દ્રાક્ષો માલ્ટ!

હેમો-દ્રાક્ષો માલ્ટ પાચનશક્તિ વધારનાર અને ભૂખને ઉત્તેજિત કરનાર એક શક્તિશાળી 'ટોનીક' છે. તમારો શારીરિક તથા માનસિક થાક દૂર કરે છે અને તમને તાજગીભરી તંદુરસ્તી બક્ષે છે.

સત્વશાળી પ્રજીવકો (વીટામીનો) અને ખનીજોથી ભરપૂર હેમો-દ્રાક્ષો માલ્ટ લોહીનો વધારો કરે છે અને જ્ઞાનતંતુઓને માટે પોષણકર્તા છે. વર્ષોથી સુપ્રસિદ્ધ આ વિશ્વસનીય 'ટોનીક' તમને સ્ફુર્તિમય સ્વાસ્થ્ય સંપાદન કરવામાં સહાય કરે છે.



# વિશ્વ—માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

માર્ચ-એપ્રિલ ૧૯૬૩

૫૦



સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨

વિશ્વમાનવ : રામજી મંદિર પોળ-સરકારી છાપખાના સામે-વડોદરા
( ફોન : ૪૨૫૦ )

# ઔદ્યોગિક પ્રગતિનાં પ્રતીક

## પંપ ●
## વિદ્યુત મોટર ●

ઔદ્યોગિક વપરાશના યંત્રોમા પંપ અને વિદ્યુત મોટરનું સ્થાન સૌથી મોખરે છે આ અત્યંત ઉપયોગી યંત્રો માટે 'જ્યોતિ' માર્કનો આગ્રહ રાખવાથી માલની જાત વિષે ચોકસાઇ કરવાની જરૂર રહેતી નથી. 'જ્યોતિ' નામજ માલની ઊંચી જાતનું પ્રમાણપત્ર છે



### જ્યોતિ પંપ

સર્વ પ્રકારની જરૂરિયાતો માટે
બોરહોલ ટરબાઇન પંપ, નૉન-ક્લૉગ,
હૉરીઝોન્ટલ સ્પ્લીટ-કેસીંગ અને 'યુનિબિલ્ટ'
સેન્ટ્રીફ્યુગલ પંપ



### જ્યોતિ વિદ્યુત મોટર

૫૦૦ હૉર્સ-પાવર સુધીની સ્ક્વીરલ કેજ
અને સ્લીપરીંગ મોટર ..




'Quality is our creed.'

**જ્યોતિ લિમિટેડ**
વડોદરા

એજન્ટ—
વડોદરા—સુરત જિલ્લા માટે

**મેસર્સ મહેન્દ્રકુમાર એન્ડ કો.** લહેરીપુરા ન્યુ રોડ-વડોદરા

## ૫૦

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂા. ૯—૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂા ૨ * વિશેષાંકની કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક . ભોગીલાલ ગાંધી, ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિ., રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા [ફોન ૪૯૫૦]
મુદ્રક : જયંતિ દલાલ-વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ

તા. ૧ લી એપ્રિલ, ૧૯૬૨ થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલમાપનો
ઉપયોગ ફરજિયાત બન્યો છે.

રોજીંદા વ્યવહારમાં
લેવડદેવડ કરતી વખતે—

શેરને બદલે કિલોગ્રામમાં જ
મણને બદલે ક્વીન્ટલ
અને—
તોલાને બદલે ગ્રામમાં જ
આપની ખરીદી
તેમજ ભાવો કરવાનો
આગ્રહ રાખો.

o મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર બને છે.

o જૂનાં તોલવજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે

સરળતા અને સમાનતા માટે
મેટ્રિક પદ્ધતિ અપનાવો.

# બર્ટ્રાન્ડ રસેલ : અતિતટસ્થતા અને અતિશાંતિનું ભારણ ?

બર્ટ્રાન્ડ રસેલ જગતના એક મહાન ચિંતક છે — પ્રથમ વિશ્વયુદ્ધ સમયના મૌલિક ચિંતકોમાં તેમનું સ્થાન આગલી હરોળમાં રહ્યું છે. આ ચિંતનમાં તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ગણિતશાસ્ત્ર વિષયના તથા સમાજ, સંસ્કૃતિ, ઇતિહાસ ઉપરાંત આધુનિક સંસ્કૃતિના અનેક વિવિધ પાસાંઓ — રાજ્યસત્તા, લોકશાહી, સરમુખત્યારશાહી, સ્વાતંત્ર્ય, યુદ્ધ અને શાંતિ તથા સમસ્ત માનવ-જાતના ભાવિ અંગે તેઓ અસાધારણ હિંમતભર્યાં દૂરગામી વિધાનો કરતા આવ્યા છે. અગાઉ એમણે કમ્યુનિઝમને જગતનો સૌથી મોટામાં મોટો શત્રુ ગણાવેલ છે તો, અણુશસ્ત્રોના યુગમાં તેમણે કોઈ પણ ભોગે વિશ્વશાંતિની રક્ષાને આગળ ધરી છે.

વળી છેલ્લાં થોડાંક વરસ દરમ્યાન તેમણે બ્રિટનમાં શાંતિ-આંદોલનના અગ્રણી બનીને, અને ગિરફતારી વહોરી લઈને, સત્યાગ્રહી શાંતિ નેતા તરીકેનું માનાર્હ સ્થાન પણ પ્રાપ્ત કર્યું છે... એકંદર, રસેલે પોતાના વ્યવહાર અને વિચારથી અનેક વાર આખા સમાજને અને વિચારવંત વિશ્વને હચમચાવી પણ મૂક્યું છે (તાજેતરમાં પ્રગટ થયેલું તેમનું પુસ્તક એક વધુ આશ્ચર્ય અને આઘાતનો અનુભવ કરાવે છે *

આ પુસ્તકમાં બર્ટ્રાન્ડ રસેલે, તાજેતરમાં ચીન-ભારત સંઘર્ષ દરમ્યાન લખેલા લેખો, પત્રો પ્રગટ કરવામાં આવ્યા છે. આ સંગ્રહમાં રસેલે પ્રેસિડન્ટ કેનેડી, વડા પ્રધાન ક્રુશ્ચોવ, પં. નહેરુ અને ચાઓ એન-લાઈને લખેલા પત્રો તથા તેમના જવાબો પણ પ્રગટ કરવામાં આવ્યા છે.

ચીને ભારતની હજારો ચો. મા. સરહદો દબાવ્યા પછી, નેફા-લદાખ ઉપર ગયા ઓક્ટોબરમાં હુમલો કર્યો, ત્યારે, બીજા સૌ શાંતિવાદીઓ અને લોકશાહી સ્વાધીનતામાં શ્રદ્ધા ધરાવનારાઓની જેમ, રસેલ પણ આઘાત પામ્યા હતા. તેમણે પોતેજ જણાવ્યું છે :

"તકરારી વિસ્તારમાં લડાઈ શરૂ થઈ ત્યારે, પ્રથમ તો, મને એવું લાગ્યું — પશ્ચિમનાં સૌને લાગ્યું હતું તેવું જ — કે ચીન સંપૂર્ણ રીતે વાંકમાં છે અને તેણે જ આક્રમણ કર્યું" છે.

પરંતુ જોતજોતામાં, રસેલના આ અનુમાનમાં ફેરફાર થવા લાગ્યો અને ચીને એકપક્ષી શસ્ત્ર-વિરામ જાહેર કરી પાછા ફરવા માંડ્યું ત્યારે, જેઓ એ ઘટનાથી ડઘાઈ કે અંજાઈ ગયા હતા તેમાં રસેલ મુખ્ય હતા. તેમને ખાત્રી થઈ ગઈ કે ચીન પરમ શાંતિવાદી છે — એણે જગતને આખરી સર્વનાશમાંથી બચાવી લીધું છે.

આ પૂર્વે જ, બીજી બાજુ, ક્યુબામાં ક્રુશ્ચોવે મિસાઈલ શસ્ત્રો પાછાં ખેંચવાનું સ્વીકારી લીધું હતું.

આ બંને ઘટનાઓથી અભિભૂત બનીને રસેલે જાહેર કરી દીધું કે ક્રુશ્ચોવ અને ચાઓ એન-લાઈ આ દુનિયાના મહાન શાંતિવાદી છે, તેમણે દુનિયાને અણુયુદ્ધમાંથી ઉગારી લીધી છે.

રસેલ જેવા બુદ્ધિમાન પુરુષે, આવું તારતમ્ય તારવતાં પૂર્વે, શાથી એવો વિચાર નહિ કર્યો હોય કે ચીનનું ભારત ઉપરનું એકપક્ષી આક્રમણ પોતે જ એક ભયંકર યુદ્ધનું આવાહન હતું ! તેજ રીતે, ક્યૂબામાં મિસાઈલ શસ્ત્રોનો ગુપ્ત રીતે પુરવઠો મોકલવાના રશિયાના પગલામાં જ વિશ્વશાંતિમાં સુરંગ મૂકનારું કાવતરું હતું !

પહેલાં વિશ્વયુદ્ધની આગ સંકોરનારાઓએ જ પાછળથી ભયંકર પરિણામોની ભીતિથી પીછેહઠનું પગલું ભર્યું હોય તો તેથી એ આક્રમક મટી જતા નથી અને શાંતિવાદી ઠરતા નથી. એટલી સાદી વાત મહાચિંતક રસેલને શાથી ન સમજાઈ ?

(આક્રમણ, ક્રુશ્ચોવ અને ચાઓની પરિસ્થિતિ જુદી હતી ક્યૂબામાં વિશ્વયુદ્ધનો પ્રસ્ફોટ થવાની ઘડી વખતે જોહ્નને પ્રે કેનેડીએ પણ નમતુ તે જ્યુ હતુ)

રસેલ આ હકીકતો તરફ સાથી આંખો બંધ કરી શક્યા હશે? તેમનું માનસ સમજવું દુષ્કર છે પરંતુ તેઓ જે રીતે વિચારે છે એની ઝાંખી આ પુસ્તકમાં જ મળી રહે છે:

* આજે દુનિયા અણુયુદ્ધના આરે જેમતેમ સલામત ઊભી છે. એક નાનો તણખો પણ સર્વનાશી ભડકો બની ગયા વિના નહિ રહે.

* ક્યૂબા કે ભારત–ચીન–સંઘર્ષની બાબતમાં હકીકતો અને વીગતોનું એટલું મહત્ત્વ નથી જેટલુ શાંતિની સાચવણીનું છે.

આ દૃષ્ટિએ વિચારીને તેઓ સ્પષ્ટતા કરે છે કે—

"બાકીની દુનિયા અને સમસ્ત માનવ જાતની દૃષ્ટિએ ભારત–ચીનની સરહદોની વીગતો ગૌણ વસ્તુ છે" મુદ્દાની વાત એક જ છે કે એના કારણે યુદ્ધ ન થવું જોઈએ.

પરંતુ રસેલ મૂળભૂત સમસ્યાને જ નજરઅંદાજ કરે છે—

* એક દેશ બીજા પાડોશી દેશની ભૂમિ પર પોતાનો હક્ક કરે અને એ હક્ક સાચો–ખોટો નક્કી કરવા માટેના–વાટાઘાટના અને લવાદ આદિના માર્ગો છોડી દઈને, પોતાને અનુકૂળ આવે ત્યારે, સીધો હુમલો કરે, એ વખતે આક્રમણનો શિકાર બનનાર દેશની અને બાકીની દુનિયાની અને સમસ્ત માનવજાતની શી ફરજ છે? એ આક્રમિત દેશે પોતાની રક્ષા કરવા લડી લેવું કે વિશ્વશાંતિને નામે, સરહદોનો સવાલ ગૌણ ગણીને, આક્રમણખોરોને ચરણે વધુ ને વધુ ધરતી ધરી દઈને, એની વિસ્તારભૂખને ઉત્તેજના કરવામાં વિશ્વ–શાંતિની સેવા માનવી?

રસેલ આ પાયાની વાતને ટાળીને, ચીને શસ્ત્ર–વિરામ કર્યો તેને જ આગળ ધરે છે. પરંતુ ત્યારે ય શું તેઓ નિશ્ચિંત રીતે એમ કહી શકે છે ખરા કે ચીને તેની વિસ્તારવાદી નેમ ત્યજી દીધી છે અને ભારત હવેય નિર્ભય રહી શકે છે?

● જો આ મૂળ વસ્તુ અંગેજ હજી શંકા હોય તો પછી કહેવાનો શો અર્થ છે કે "ચીન ભારત કરતાં સંઘર્ષનો અંત આણવા વધુ આતુર છે!"

(શું કોલંબો પરિષદની દરખાસ્તો પછી, ભારતે એનો કરેલો સંપૂર્ણ સ્વીકાર અને ચીનની એ બાબતની બંધી રમત ખુલ્લી થયા પછી ય, રસેલ એમના જૂના મતને વળગી રહ્યા હશે?)

તો, શું રસેલ ભારતની સાચી પરિસ્થિતિથી વાકેફ નહિ હોય? એવું ય જણાતું નથી:

ચીની શસ્ત્રવિરામ પછી રસેલે પં. નહેરુને ચીનની સાથે, ચીને સૂચવેલી નણપાંખીઆ દરખાસ્તોના ધોરણે, સમાધાન કરી લેવાની સલાહ આપતો તાર કર્યો હતો. અને ત્યારે પં. નહેરુએ જવાબમાં સ્પષ્ટ જણાવ્યું હતુ કે–'એ શરતોનો સ્વીકાર એટલે શરણાગતિ જ! કોઈ પણ દેશ—ભારત તો નહિ જ—એવી લશ્કરી ધમકીને વશ થઈ શકે નહિ.' સાથોસાથ પં. નહેરુએ એ પણ સ્પષ્ટ કર્યું હતું કે 'લશ્કરી ઘર્ષણ ચાલુ રહે એમ ભારત બિલકુલ ઇચ્છતું નથી; પરંતુ આક્રમણખોર સાથે સમાધાન ન હોઈ શકે. માટે ચીને સર્વપ્રથમ તો આક્રમણ પાછું ખેંચી લેવુ જોઈએ—એટલે કે બીજુ કાંઈ નહિ તો, ૮મી સપ્ટેમ્બર ૧૯૬૨ની સ્થિતિએ ચાલ્યા જવું જોઈએ.'

પરંતુ પં. નહેરુનો આ જવાબ રસેલ માટે 'આઘાત કરનારો' થઈ પડ્યો! એમણે સામું લખ્યું, તેનો સાર એ હતો કે — તમારી ભાષા અને તમારા મુદ્દા બન્ને આઘાતજનક છે શાંતિપૂર્ણ ઉકેલની કોઈ આશા જ તમે રહેવા દીધી નથી.' તમે તો ચીનને અલ્ટિમેટમ આપી દીધુ છે કે એણે દરેક મુદ્દા પર નમતું જોખવું જોઈએ.

અને પછી તેઓ દુઃખપૂર્વક ઉમેરે છે કે ભારત અને બ્રિટનમાં યુદ્ધમાનસ જાગી ગયું છે...અને તેમને લાગે છે કે ચીનનો કેસ સ્પષ્ટ છે—ભલે કોઈ

[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૩

એની સાથે સંમત થાય કે નહિ... × × આગળ જતાં એવું ય સૂચવે છે કે ચીનનો કેસ ભારતના જેટલો જ સદ્ધર છે...

રસેલ જેવા પ્રખર તર્કશાસ્ત્રીનાં આ વાક્યો તો ભારે વિમાસણમાં નાખી દે તેવાં છે. તેઓ પોતે જ એ સ્પષ્ટ મુદ્દો ગુંચવી રહ્યા છે કે ચીનનો કેસ સાચો છે કે ખોટો? ખોટો હોય તો સ્પષ્ટ અને સદ્ધર જેવું રહે છે જ શું! બંનેના કેસ 'સરખા' છે— એમ કહેવાનો અર્થ જો એટલો જ હોય કે, બંને સરખા દાવા કરી રહ્યા છે અને તેથી શાંતિમય પદ્ધતિએ એનો નિકાલ થવો જોઈએ તો, તેમાં રસેલ નવું તો કશું જ નથી કહેતા પરંતુ ભળતાં સૂત્રો ઉચ્ચારીને તો તેઓ આક્રમણખોરને ઢાલ આપી રહ્યા છે!

● રસેલને મન 'આક્રમણખોર' અને તેનો 'શિકાર' એવા બે ભેદ છે જ નહિ! તેઓ બંનેને સરખા જ ગણે છે એવું પણ નથી. તેઓ તો સ્પષ્ટ રીતે દોષનો ટોપલો ભારતને માથે ઢોળી દઈ ચીનને બિરદાવવાનું કરે છે :

> "તે વખતે પ્રવર્તતી દુઃખદ પરિસ્થિતિમાં ચીનનું જ માત્ર વિવેકપૂર્ણ વર્તન રહ્યું હતું... ×× ચીનના એકપક્ષી શસ્ત્રવિરામને દુનિયા આખીએ 'ઉદાર પગલા' તરીકે બિરદાવવું જોઈએ. ×× હું ઇતિહાસભરમાં એવું કોઈ દૃષ્ટાંત વિચારી જ શકતો નથી કે જ્યારે વિજેતા સૈન્યને તેની જ સરકારે આ રીતે આગળ વધતું રોકી દીધું હોય .."

★

રસેલના આટલી હદે થયેલા માનસપરિવર્તનનું કારણ સમજવું મુશ્કેલ છે. પરંતુ બર્ટ્રાન્ડ રસેલ છૂપા કમ્યુનિસ્ટ છે, કમ્યુનિસ્ટ હમદર્દ (ફેલોટ્રાવેલર) છે અગર ભારત-વિરોધી છે (અગાઉ હંમેશાં ભારતના અને ગાંધી, વિનોબા તથા ખુદ નહેરુના ય પ્રશંસક જ રહ્યા હતા તે હકીકત જોતાં) એમ માનવું એ તો ટૂંકી દૃષ્ટિનો આંધળો તર્ક જ ગણાશે.

બર્ટ્રાન્ડ રસેલનું ઉલટું obsession સમજવા જેવું છે :

* દેશો દેશો વચ્ચેનો નાનકડોય સંઘર્ષ વિશ્વયુદ્ધમાં પલટાઈ જશે; અને હવે પછીનું યુદ્ધ વિશ્વયુદ્ધ જ હોવાનું છે – સર્વસંહારક બનવાનું છે; માનવજાત પાછી બર્બર સ્થિતિમાં ફેંકાઈ જશે; હજારો વર્ષની માનવીની સાધના અને પ્રગતિ શૂન્ય બની જશે—માનવજાત અને માનવ સંસ્કૃતિ લગભગ નામશેષ બનશે.

માટે, ગમે તે ભોગે ઘર્ષણ ટાળો, લડાઈ ટાળો .. એક વાર કમ્યુનિઝમ આવી જતું હોય તો ભલે આવે—માનવજાત જીવતી હશે તો કમ્યુનિઝમને ય કોકવાર દૂર કરી શકશે. (પ્રો. સિડનીહૂક સાથેની બી. બી. સી ચર્ચા દરમ્યાન રસેલે અગાઉ આવું વલણ પ્રગટ કર્યું હતું)

અમારી દૃષ્ટિએ, રસેલનો મૂળભૂત તર્ક જ સદ્ધર નથી દરેક સંઘર્ષ, દરેક લશ્કરી અથડામણ, લડાઈ, અનિવાર્ય રીતે, વિશ્વયુદ્ધમાં જ પરિણમશે. એ તર્ક સાચો ઠર્યો નથી, અને જો ક્યૂબાંમાં યુદ્ધ થતું અટક્યું હોય તો તેનું શ્રેય કેવળ ક્રુશ્ચોવને નથી કેનેડી અને ક્રુશ્ચોવ, પરિસ્થિતિ કળી જઈને, જે અસાધારણ ધીરતાથી વર્ત્યા તેના પ્રતાપે યુદ્ધ અટક્યું એ સૌ કોઈની જાણીતી વાત છે ખુદ ક્રુશ્ચોવે એનો સ્વીકાર કરેલો છે ("વિજય મારો કે કેનેડીનો નહિ, Reason-વિવેકબુદ્ધિનો થયો છે.")

પરંતુ વધુ ગંભીર વાત તો એ છે કે રસેલની **તટસ્થતા અને શાંતિ-નીતિ** અન્યાય અને અનિષ્ટ, અત્યાચાર અને આક્રમણને પડકારવાને બદલે, ન્યાય સ્વાધીનતા અને સત્યની રક્ષા માટે પ્રતિકાર પ્રેરવાને બદલે, શરણાગતિના તર્ક સુધી પહોંચી જાય છે! તેમનો અણુયુદ્ધનો હાઉ તેમને ન્યાય-અન્યાયનાં દ્વાર ભીડી દેવા સુધી ઘસડી જાય છે. જીંદગી આખી મૂલ્યોની રક્ષા કરવાનું ઉદ્‌બોધન કરનાર, અણુયુદ્ધની શક્યતાથી ડઘાઈ જઈ, દાદાગીરી અને દમન આગળ નમી પડવાની સલાહ આપી રહ્યા છે!

(જુઓ અનુસંધાન પૃષ્ઠ ૮)

## જેસલમેર | ગુલામમોહમ્મદ શેખ

૧

કોટના કાંગરામાંથી માથું કાઢી
જોઈ રહી'તી
પીળી નગરી.
નમણાં દેખાય બે બાજુનાં ઘરો
અને
નમણી એથી ય લાગે
અધીં પધીં જણાતી
ભીંતો વચ્ચેની ગલી.
કોટનાં કાંગરા પહેરી
તાકી રહી'તી
જબરી જાજરમાન નગરી–
ત્યારે
ઉત્તરથી
ડમરીના ડંકા સાથે
ચડી આવ્યાં ઊંટ.
ભૂખરાં, ભૂખ્યાં ઊંટ–
ભોં ખેડી
ઘેરાયો
અને નાઠાં
લઈ ને કાચો કોટ.
અર્વાચીન
જૈન
નગરી
તળાવ પરના થીજતા અંધેર.
જોઈ
બે ઘડી હેબતાઈ, ઊભી
પણ
પછી તરત
નફફટ થઈને
ડમરીની પૂંઠે
ચાલી નીકળી.

૨

શૈતાનના પુત્રો, અને અભાગ પૂર્વજો
આ ઝાંખાપીળા પડછાયા
સૂર્યના અણીદાર અંગો પર ચોકી પહેરો દઈ બેઠા છે.
ઘસાઈ ઘસાઈ ને
રેશમ જેવા લીસા થઈ ગયેલા પથરા પર
વહેલી સવારમાં
નારંગી રંગની ઝાંય પડે છે ત્યારથી
ખાબોચિયાનું પાણી બળતું બળતું બેસી રહે છે.
માત્ર
બાવળના કાળા થડિયે પડેલી તરાડોમાં
આરામથી સૂતેલ
રાતી કીડીઓ પર
નવા ફૂટેલ પાનની લીલાશ વરસી રહી છે,
પણ સામે જ
રણના ધોળા કૂવાના પેટમાંથી નીકળી પડ્યો છે
એક કાળો કોથળો,
એમાં ભરેલ બાજરીને ચણી
ઊડી ગયેલ પક્ષીઓની જેમ
નથી રહ્યું નામનિશાન ક્યાંય પાણીનું.
અને
ડોકાઈ રહ્યું છે

–[ વિશ્વમાનવ : માર્ચ–એપ્રિલ '૬૩

ધનુષાકારે
એક
પીળું હાડકું ઊંટની પાંસળીનું.

૩

દરેક પથ્થરના મોં પર પીળી અનાયકતા છે
ત્રણુભાથી અવાજો
ગલીઓની ગટરોમાં ગદા થઈ વહે છે
સેંકડો કબૂતરોની વારંવાર ફફડતી પાંખોની
ઝાપટમાં ચૂરેચૂરા થઈ ગયેલી હવા
પહોળા પગ કરી સૂતેલી, ચોકમાંથી ફૂટતી,
ગલીઓમાં થઈ નાસી રહી છે.
ઊંડાઈ ગયો છે
મસ્તકો કિરણેકિરણનાં
અને પડછાયા ગલીપચી કરે છે
ઝરૂખાને ખૂણે લપાતી ચૂંદડી નીચેની સોનલ ચામડીમાં
વૃદ્ધ રજપૂતની દાઢી જેવા
સૂકા બાવળ
ફરફરે છે રણની ધૂળમાં
પ્યાદા થઈ પડયા છે
પણુ
પેલા
ઊંચા કિલ્લાને ઓઢીને સૂઈ ગયેલું
કોઈ જાગતુ નથી.

૪

કાણુ પથરાને કાપી
ઊભી કરી દિવાલો
વૃક્ષો વાઢી કોર્યાં સાબૂત બારણાં,
સોનીની આંખે
ઘડયા ઝરૂખા ને મોલ,
ટોડલે મૂકયા મોરલા
અને બાર માથે ચોડયા ઘોડલા
આંગણાં
લીંપ્યાં ધોળ્યાં, વળી આળેખ્યાં દૂધથી,
વારસામાં મળેલો સૂર્યનો અણમોલ
કટોરો વાટી
કર્યો રંગ કેસરી,
અને ઢોળ્યો ચારેમગ,
પછી
દાટીદાટીને ઘટ્ટ કરેલી
મદિરાસમી
સ્મૃતિઓને
પી
સૂઈ ગયા
ઊંડી પછીતે
વૃદ્ધ પડછાયા

૫

પથરા વચ્ચે ભીંસાયેલ સફેદ ચૂનાના
વાટાઓને પૂછ્યુ
ગેરુરંગની દિવાલોને પૂછ્યું,
પૂછ્યુ ઘેરી લીલાશ પકડતી તોતીંગ બારણાની
ઝેરી ભોગળોને,
પૂછ્યુ હમણાં જ
ફેંકેલા, જર્જરિત થઈ ગયેલ, કોઈ પૂર્વજના પીળા
સાફાને,
નમતી પાંપણો જેવા છત્રીવાળા
ઝરૂખાની
કોતરણીમાં પૂરાઈ નમણો ઘાટ પામેલી હવાને પૂછ્યું,
કિલ્લાની રાંગે લટકી રહ્યાં ચીંથરાને,
મોઢું ઢાંકીને, સૂરજની સામે
સાથળ ઉઘાડી પડેલી
છાકટી ગલીઓને પૂછ્યુ,
ગોળ ગોળ આંખોની બાજુમાં
સૂકાતી જતી રક્ત રેખાને,
બાવળને જન્મ આપી વસૂકી ગયેલ ધરતીને,
ભાંગેલ ઘુમ્મટમાં ભરેલ પથરાના ભૂકા
વચ્ચે

સંભોગ-રત કપોત-યુગલને પૂછ્યું.
બપોરથી સરકતી આવેલી શાંતિ
સાંજ પડતાં ઘટ્ટ થઈ ગઈ
અને એવા તો જોરથી વહી કે
ઘડીવારમાં મારા નાક સુધી છલકાઈ ગઈ
મેં આંખો વડે ઉપર, વધી પડેલા
તારાઓને પૂછવા દૃષ્ટિ નાખી
કે તરત
બન્ને કબૂતર મારી પાંપણોમાં પૂરાઈ બેસી ગયા.

૬

રાતાં રાતાં
લોહીથી ઘેરાં
રણ.
પીળાં પીળાં
આવળથીય ઊજળાં
પર.
ધોળા ધોળા
સ્મિતથીય ટાઢો સૂરજ.
કાળાકાળા
નિસાસાથીય ઊંડા
ભૂરજના પથ્થર.
ઝાંખી ઝાંખી
પગના તળિયાથી પણ લીસી
પગથી.
ધીમી ધીમી
આછી આછી
ભૂરી ભૂરી
બધી
ગઈ ગુજરી.

---

( અનુસંધાન પૃષ્ઠ ૫નું ચાલુ )

બર્ટ્રાન્ડ રસેલ પોતાના 'ચૂસ્ત લૉજિક'ના જ શિકાર બન્યા છે. તટસ્થતા અને વિશ્વશાંતિના આગ્રહમાં તેઓ સારા-નરસાનો, ન્યાય-અન્યાયનો, 'આક્રમણખોર' અને 'શિકાર'નો ભેદ ભૂલી જઈ, અને તો ઊલટા અનિષ્ટને જ ફાલવા દેવાની હદે પહોંચી જઈ પોતાના જ આદર્શો અને મૂલ્યોની હાંસી ઉડાવી રહ્યા છે.

ગાંધીજીએ અન્યાયની સામે પ્રબોધેલ પ્રતિકારનો સિદ્ધાન્ત જ સાચાં મૂલ્યોની સ્થાપનાનો એકમાત્ર કીમિયો છે એ વાત આધુનિક યુગના એક મહાન ઋષિ સમા રસેલને ય સમજાવી બાકી છે—આજના યુગની આ જેવી તેવી કરુણા છે!

[* બર્ટ્રાન્ડ રસેલ કૃત 'અનઆર્મ્ડ વિક્ટરી']

# પ્રકૃતિ : ધરતી અને માનવી

તમારે વિષે લખવું સહેલ નથી, મિખાઈલ મિખાઈલોવિચ, કારણ એને માટે તમારા જેટલા કૌશલ્યથી માણસને લખતાં આવડવું જોઈએ, ને હું જાણું છું કે મારે માટે તો એ શક્ય જ નથી.

વળી એમ. ગોર્કિ જેવો માણસ, એમ. પ્રિશ્વિનની કૃતિઓને સમજાવતો લેખ લખે એમાં કંઈક અજુગતું ને વિચિત્ર પણ છે. છેલ્લાં પચ્ચીસ વર્ષથી જે રશિયન સાહિત્યની દુનિયામાં અદ્‌ભુત કામ કરી રહ્યો હોય એવા કલાવંત વિષે લખવું એનો અર્થ એ કે હું એના વાંચકોમાં અજ્ઞાન ને સમજણની ઊણપનું આરોપણ કરું છું.

એ ઉપરાંત પણ મને તમારા વિષે લખવામાં એક પ્રકારનો સંકોચ છે, કારણ, મેં તમારા પહેલાં લખવાનું શરૂ કરેલું હોવા છતાં, ખૂબ ધ્યાન પૂર્વક વાંચવાની ટેવવાળા મને તમારાં પુસ્તકોમાંથી ઘણું ઘણું શીખવા મળેલું છે. એમ રખે માનતા કે હું મારા વિવેકીપણાને લીધે આમ કહી રહ્યો છું, યા તમારા પ્રત્યે ખોટી શિષ્ટતા દાખવી રહ્યો છું. આ એક સત્ય છે — હું તમારી પાસેથી ઘણું ઘણું શીખ્યો છું.

આજે પણ શીખી રહ્યો છું. કેવળ તમારી પાસેથી જ નહિ, તમે તો પૂર્ણ કલાવંત છો — પણ તમારા ઉપરાંત કે, જે લોકો ઉંમરમાં મારા કરતાં ત્રણ સાડા ત્રણ દસકા જેટલા નાના છે, જેઓએ હજી હમણાં જ હાથમાં કલમ પકડેલી છે, જેમની બુદ્ધિપ્રતિભા ને ક્ષમતાએ હજી એક બીજાનો મેળ સાધી આગળ વધવાનું બાકી છે, પરંતુ જેમનો સાદ બુલંદગી, તાઝગી ને નૂતનતાનો પડઘો પાડી રહ્યો છે — એમની પાસેથી પણ હું શીખી રહ્યો છું.

હું શીખું છું તે એટલા માટે નહિ કે 'શીખવાની બાબતમાં કદી મોડું થઈ જતું નથી,' પણ શીખવું એ માણસની એક સ્વાભાવિક પ્રકૃતિ છે, એક આનંદની વસ્તુ છે, માટે અને એ બધા ઉપરાંત, એ એક હકીકત છે કે, કલાવંત કલાનો પોતાનો કસબ બીજા કલાવંત પાસેથી જ શીખી શકે છે.

મેં તમારી પાસેથી શીખવાનું ક્યારથી શરૂ કર્યું, મિખાઈલ મિખાઈલોવિચ, તેની ખબર છે? તમે 'ધી બ્લૅક આરબ,' 'કોલોબોક' અને 'ધી રિજિયન ઑફ અનફ્રાઈટન્ડ બર્ડ્ઝ' ને એવી બધી વાર્તાઓ લખી ત્યારથી તમારી ભાષાના નિર્મળ પોતથી હું તમારા તરફ આકર્ષાયેલો.. ને જે પૂર્ણ રચનાઓ તમે સાદા શબ્દોના પ્રવાહી મિશ્રણમાંથી ઊભી કરતા તેની શક્તિ એવી હતી કે, તમે જે વસ્તુ વિષે લખતો એનો અનુભવ માણસને માટે ઇન્દ્રિયગમ્ય નીકટતમ બની જતો આપણા બહુ ઓછા લેખકો આવી શક્તિ ધરાવતા હોય છે

પરંતુ તમારાં પુસ્તકો વાંચતાં મેં જે એક મહત્વની ગુણવત્તાનો અનુભવ કર્યો, તે તમારાં લખાણોનું એક આગવું વ્યક્તિત્વ દર્શાવનાર લક્ષણ છે. એ લક્ષણ મેં બીજા રશિયન લેખકોમાં ક્યાંય નથી જોયું

અનેક એવા હતા, ને આજે પણ આપણામાં ઘણા એવા છે, જેઓ શબ્દની શક્તિ વડે સુંદર, પ્રાકૃતિક દશ્યોની સુરમ્ય છબી દોરી આપી શકે છે.

આઈ. એસ. તુર્ગેનેવને યાદ કરો, આકસાકોવની 'નોટસ ઑફ એ હન્ટર' ('શિકારીની નોંધપોથી') વાંચો, કે લિયો તોલ્સ્તોયનાં હૃદયગમ શબ્દ–ચિત્રો વાંચો. એ. પી ચેખોવની 'સ્ટેપી' (સપાટ ધરતી) તો જાણે રંગબેરંગી કીડિયાથી ભરેલું ભરત જોઈ લ્યો. સર્જેયેવ ઝેન્સ્કી કીમિયાનાં પ્રાકૃતિક દશ્યોનું વર્ણન કરે છે ત્યારે, જાણે કોઈ દેવદૂત બરુની વાંસળીએ માણસનાં મન ન મોહી લેતો હોય! ને બીજા કેટલાય એવા શબ્દના કસબીઓ છે, જેમની

રચનાઓમાં કૌશલ છે, હૃદયને સ્પર્શી જનારું એવું જોરદાર તત્ત્વ એમનાં પ્રકૃતિનાં વર્ણનોમાં જોવા મળે છે.

ઘણા વખત સુધી હું પ્રકૃતિની પ્રશસ્તિમાં ગાયેલ આ ઊર્મિગીતો પર મુગ્ધ હતો, પણ પછી તો, જેમ જેમ વર્ષો વીતતાં ગયાં તેમ તેમ, એણે મારા મનમાં વિસ્મયની ને પછી તો વિરોધની લાગણી જગાવવા માંડી ને મને એવું લાગવા માંડ્યું કે જાણે, 'પ્રકૃતિ સૌંદર્ય'નાં મોહક વર્ણન માટે વપરાતી વૈખરીની શક્તિ પાછળ એક ભયાનક મગરમચ્છને વશ કરવાની અજાગૃત પ્રવૃત્તિ ચાલી રહેલ છે. એક મદામૃદ સ્થૂળકાય પ્રાણી એવું છે જે વગર સમજ્યે-વિચાર્યે બસ પોતાની પ્રજા વધાર્યે જાય છે, ને પછી એટલી જ નાદાનિયતથી થોડે થોડે પોતાની જ જણેલી એ પ્રજાને ઓહિયાં કર્યે જાય છે! આમાં માનવીની પોતાની માનહાનિ જેવું — માનવીના અનાદર જેવું કંઈક છે — કારણ હજી સુધી એની સામે ઉપસ્થિત થયેલ કેટલાક કોયડા એ ઉકેલી શક્યો નથી, ને એને કારણે, એણે આ ચાર્જ લીધેલો હોય છે. આમાં કંઈક "જમાલિયનજાર્યું ને એ પૂર્વજોની પ્રણાલીને અનુસરવા જેવું" છે — જે પ્રણાલી માનવીને ક્ષુલ્લક બનાવી એને કુદરતના સૌંદર્ય આગળ લોટતો કરી મૂકે છે; જ્યારે ખરી રીતે તો એનું એ સૌંદર્ય તો ખુદ માનવીની કલ્પનાશીલ ઊર્મિઓએ જ એનામાં કરેલ આરોપણની વસ્તુ છે.

વાસ્તવિક રીતે સ્વયં સદગામાં એવું કોઈ સૌંદર્ય છે જ નહિ. એ સૌંદર્ય વસેલું છે આપણના આત્મામાં. ફ્રિન્લેન્ડનાં કોતરાં ભૂમિદશ્યોમાં એવી કશી સુંદરતા રહેલી નથી, એ તો એક ફ્રિન્લેન્ડવાસી હતો કે જેણે એની એ રૂક્ષ મૂર્તિમાં સૌંદર્યનાં દર્શન કર્યા, ને એના વર્ણનથી પોતાની એ ભૂમિને અલંકૃત કરી

લેવિટને રશિયન ધરતીના એવા સૌંદર્યની શોધ કરી, જે સૌંદર્યને એની પૂર્વેના કોઈ માનવીએ કદી નીરખ્યું ન હતું.

ને કોઈ જુએ ય શી રીતે — એવા સૌંદર્યની હસ્તી જ ન હતી ત્યાં? ને લેવિટને પણ એની શોધ કરેલી નહિ, એ તો એનું પોતાનું માનવીય એવું પ્રદાન હતું ધરતીને. એની પૂર્વે જેકોબ રૂઈસડાયેલ, ક્લૌડ લોરાઈન ને એવા બીજા કુદીંગંધ ચિત્રકારોએ પોતાની પીંછીના કસબથી ધરતીને રંગસૌંદર્યની સમૃદ્ધિથી નવાજી હતી. વિજ્ઞાનીઓએ પણ — હમબોલ્ટ જેવા 'કોસમોસ' (વૈશ્વિક)ની રચનાના ઉકેલનારા ને એને સમજનારાનું પ્રદાન પણ આ ધરતીને માટે નાનુંસનું નથી. પદાર્થવિજ્ઞાની હૅકલે પણ જરૂની ઝાડીઓની કઠરૂપી ગૂંચોમાં ને જેલી-ફિશમાંથી પણ આકારનું રચના સૌંદર્ય શોધી કાઢવાનું માથે લીધું, ને તે શોધી પણ કાઢ્યું ને આખરે આપણી પાસે પણ કબૂલ કરાવ્યું કે ના, એ ખરેખર સુંદર છે.

ને જૂનાં પ્રાચીન યુગના સૂક્ષ્મદષ્ટિ સૌંદર્યનિપુણ વિવેચકો જેલિફિશ-માછલીને એક ચીતરી ચઢે એવું પ્રાણી ગણતા. માણસ; જરફર્નાં ભયંકર તોફાનોમાં પ્રકૃતિના ઉત્કટ શોક ને વિલાપની કલ્પના કરતાં શીખ્યો, સમુદ્રનાં મોજાંઓના વિનાશક તોફાનોમાં ભૂકંપ ને ઝંઝાવાતના ઉત્પાતોમાં પ્રકૃતિના તાંડવ નૃત્યની કલ્પના કરી, સુમધુર ને ઉત્કૃષ્ટ શબ્દોમાં એનાં વર્ણન કરતો થયો.

આ બધા માટે માણસની જેટલી પ્રશસ્તિ માઈએ, એનું જેટલું ગૌરવ કરીએ, તેટલું ઓછું જ છે, કારણ આખરે તો આ બધી માનવીની ઇચ્છાશક્તિની, એની કલ્પનાશક્તિની જ બલિહારી છે. જેણે વૈશ્વિક રચનાના એક ક્ષુલ્લમાત્ર ટુકડાને પોતાના રહેઠાણ માટેની જગા તરીકે, સુખ સગવડભરી પૃથ્વીમાં પરિવર્તિત કરી છે! — જેણે સતત એ પૃથ્વીની ગૂઢ રહસ્યમયી શક્તિને પોતાની નાનકડી ચિત્તમંજુષામાં કેદ કરવાનો પુરુષાર્થ કર્યો છે

ને તમે માનશો, મિખાઇલ મિખાઇલોવિચ! તમારાં પુસ્તકોમાં મેં માનવીને કુદરતના ચરણોમાં આળોટતો નથી જોયો. વસ્તુત મને એમ લાગતું જ નથી કે તમે કુદરત વિષે કંઈક લખી રહ્યા છો — પણ તમે લખો છો, તે એનાથી ય મહાન એવી વસ્તુ, અર્થાત્, પૃથ્વી વિષે — આપણી આ ગરવી ધરતી માતા વિષે. રશિયાના બીજા એક પણ લેખકની કૃતિમાં મને ધરતીનો પ્રેમ તથા એના વિષેના જ્ઞાનના મિશ્રણમાંથી પેદા થયેલ આવું સુભગ રસાયણ સાંપડ્યું નથી, એ હું તમારી કૃતિમાંથી જ પામ્યો છું.

આપણાં વન — જંગલ, કાદવિયા પ્રદેશ,' માછલાં કે પંખી, વનસ્પતિ કે પશુ, કૂતરાં કે જીવજંતુ — એ બધા વિષે તમે સંપૂર્ણ જ્ઞાન ધરાવો છો — તમારી માનસસૃષ્ટિમાં સમાયેલી એ દુનિયા અસાધારણ રીતે સમૃદ્ધ ને વિશાળ છે. ને એથી ય અદ્ભુત તો છે તમારો સાવ સાદા પણ તેજસ્વી શબ્દોનો ભંડોળ, કે જેના વડે તમે આ ધરતી પ્રત્યેના ને એના તળ પર વસનાર જીવમાત્ર પ્રત્યેના — આ સમગ્ર 'બાયોસ્ફીઅર' — જીવસૃષ્ટિ પ્રત્યેના તમારા પ્રેમને મૂર્તસ્વરૂપ આપો છો.

'ધી બ્રૂટ્સ' ('જોડા') નામની વાર્તામાં તમે લખો છો:" શુસને વિષે વાત કરવી, એના જેવું અઘરું બીજું એકે ય કામ નહિ" પરંતુ મને લાગે છે કે એ અઘરું એટલા માટે છે કે, તમે તમારી એ જ વાર્તામાં કહ્યુ છે તેમ, "માણસ પોતાના શબ્દની શક્તિને એની ઈન્દ્રિયગમ્ય લાગણીઓ જેટલી બળવત્તર બનાવી દેવાની ઈચ્છા કરતો હોય છે."

'બેરેન્દ્દેઈઝ રમીંગ્સ" ('બેરેન્દેર્ઈના ઝરા')માં મેં તમને એક સોહામણા જુવાન તરીકે, એક કન્યાના હાથના ઉમેદવાર મુરતિયા તરીકે, જોયા ને તમારા 'ધરતીનાં રહસ્યો'વાળા - શબ્દો મારા કાનમાં— ભાવિ પેઢીના માનવીના શબ્દો તરીકે — રણકી રહ્યા છે. આ ભાવિ માનવી ધરતીનો સાર્વભૌમ સત્તાધીશ હશે — એના ચમત્કારો ને આનંદોનો સરજનહાર હશે તમારી કૃતિઓનું અત્યંત મૌલિક એવું આ તત્વ, મારે મન, તદ્દન નવું ને અતિ આવશ્યક તત્વ છે.

લોકો સામાન્ય રીતે ધરતીને ઉદ્દેશી કહેતા હોય છે:

"અમે તારા છીએ."

ત્યારે તમે એને કહો છો:

"તું મારી છો."

ને આ કેટલું બધું સત્ય છે! આ પૃથ્વી, આપણે વિચારવા ટેવાયેલા છીએ તે કરતાં ય વિશેષ ભાવે આપણી છે. રશિયાના એ વરદ વિજ્ઞાની વરનાદ્સ્કીએ એક નવું જ ઘટનાસૂત્ર લઈને દૃઢ રીતે, પૂરી ક્ષમતાથી પૂરવાર કરી આપ્યું કે આપણા આ ગ્રહની ખડકાળ ને કાળમીંઢ સપાટી ઉપર જે ફળદ્રુપ માટીનું પડ છે તે ચેતન પદાર્થોનું — જીવંત પદાર્થોનું બનેલું છે. આ પદાર્થે, અકલ્પ્ય એવા લાંબા કાળ સુધી, આ ગ્રહના વેરાન-વંધ્ય પડને કોરી કોરીને નષ્ટ કરી નાખ્યું છે — જેમ આજેય સ્ટેનકોપ નામનો છોડ ને એવી બીજી કેટલીક વનસ્પતિ ધરતીમાંના ક્ષારોનો નાશ કરી નાખે છે, તેમ.

વનસ્પતિ ને જીવાણુઓએ કાળી ધરતીના સખત પડને ખાઇ નાખ્યું છે; એટલું જ નહિ, આપણે જે વાતાવરણમાં શ્વાસ લઈએ છીએ — જીવીએ છીએ, એ વાતાવરણ સુદ્ધાં એમનું જ સરજેલું છે પ્રાણવાયુ એ વનસ્પતિની પ્રક્રિયામાંથી પેદા થયેલ વસ્તુ છે જે ફળદ્રુપ જમીનમાંથી આપણે આપણી રોટી મેળવીએ છીએ, એ જમીન અસંખ્ય એવાં જીવાણુઓ, પશુપંખીઓ, ઝાડનાં પાંદડાં ને ફૂલની પાંખડીઓમાંથી બનેલી છે. લાખો ને કરોડો માનવદેહોએ આ ધરતીને એમનાં લોહીમાંસથી પોષેલી છે આ રીતે આ પૃથ્વી — ખરેખર એક સત્ય રૂપે — આપણી છે

ને આમ આપણા લોહીની સગાઈની રૂએ, આ પૃથ્વી પ્રત્યેની આત્મીયતાની અનુભૂતિ, હે મારા સાથી, ધરતીમાતાના વિરલ તનુજ, હું તમારી કૃતિઓમાંથી પામુ છું

આમાં તમને કંઈક નિષિદ્ધ આચાર જેવું લાગશે, કદાચ. પણ વાત તદ્દન સાચી છે. ધરતીએ માનવીને જન્મ આપ્યો, ને એ માનવી જ ધરતીને ફળદ્રુપ બનાવે છે — ને પોતાના પરિશ્રમથી ને કલ્પનાના વૈભવથી એને સમૃદ્ધ કરે છે

ને આ વિશ્વ? વિશ્વવિજ્ઞાનના જ્ઞાતાઓ, ખગોળશાસ્ત્રીઓ-ભૂસ્તરશાસ્ત્રીઓ — આ બધા જ ભેગા મળીને, એમના પૂરા કૌશલ ને જોશથી આ વિશ્વને જ પરિપૂર્ણ કરવા મથી રહ્યા છે તો! પરંતુ કલાવંતોને હૈયે તો આ ધરતીની પૂર્ણતા જ પ્યારી ને મહત્વની વસ્તુ થઈ ચૂકેલી છે. વૈશ્વિક ઉલ્કાપાતો એટલા મહત્વના નથી જેટલી સામાજિક ઉથલપાથલો એને અસર કરનારી લાગે છે આકાશ-ગંગાનાં અનંત ઊંડાણોમાં વિહરનારો કોઈ એક સૂર્ય, કે જેના વિષે આપણે કશું જ જાણતાં નથી, એનો આતશ બુઝાઈ

ગયે, આપણી પૃથ્વીનો ચહેરો કંઈ ફિક્કો પડી જતો નથી, યા મલીન બનતો નથી સૂર્ય તો વળી પાછો ક્યાંકથી ઝળકી ઊઠશે, પણ આ પૃથ્વી પરથી અસ્ત પામી ગયેલ પુશ્કિન ફરી કદી દેખા દેવાનો નથી.

વૈશ્વિક રહસ્યો એટલાં રસપ્રદ કે મહત્વનાં નથી, જેટલો રસપ્રદ ને અદ્ભુત છે આ કોયડો કે — ક્યા એવા ચમત્કારના બળે નિર્જીવ પદાર્થ સજીવ બન્યો, ને એ સજીવ પદાર્થ વિકસતાં વિકસતાં આખરે એમાંથી આવો માનવી પેદા થયો! એણે જ આપણે માટે લોમોનોસોવો, પુશ્કિનો, મેન્ડેલેયેવો, તોલ્સ્તોયો, પાશ્ચરો, માર્કોની ને એવા સેંકડો હજારો મહાન ચિંતકો, કવિઓ પેદા કર્યા, એણે એવાં માનવી પેદા કર્યાં જેમણે માનવીની આંતરિક પ્રકૃતિની સૃષ્ટિ સાથે કામ લીધું — માનવીના વિચાર ને એની ઈચ્છાશક્તિનાં પરિણામરૂપ એ આંતરિક સૃષ્ટિ!

તમારી કૃતિઓ સ્પષ્ટપણે દર્શાવે છે, મિખાઈલ મિખાઈલોવિચ! કે તમે માનવપ્રાણી પ્રત્યે ખૂબ સહૃદયતાની લાગણી અનુભવો છો. તમારે વિષે જેટલી દૃઢતાપૂર્વક ને નિશ્ચિત રીતે આમ કહી શકાય છે તેટલું ભાગ્યે જ બીજા કોઈ લેખકો વિષે કહી શકાય એમ છે. માનવ માટેનો તમારો પ્રેમ એ તમારા ધરતી પ્રત્યેના પ્રેમનું તાર્કિક સાદાઈમાંથી નીતરતું પરિણામ છે.

કોક વાર એમ લાગે કે તમે જાણે સમગ્ર માનવજાતથી બે વેંત ઊંચા છો. ને છતાં એથી માણસ જાતનું પોતાનું ગૌરવ તલભાર ઓછું થતું નથી. માણસજાત પ્રત્યેની તમારી ઝીણવટભરી દૃષ્ટિની શિષ્ટતાભરી મિત્રતા જ તમને એ સ્થાનને માટે યોગ્ય ઠરાવે છે — કારણ માણસો ગમે તેવા હોય — પોતાની જરૂરિયાતને કારણે એ દુષ્ટ હોય, યા પોતાની કમજોરીને કારણે ભલા હોય, વિકારને વશ થઈ એકબીજા પર યાતના લાદતા હોય, યા યાતનાથી પીડા પામીને દુઃખી બનતા હોય, યા આદતનો ભોગ બની હકીકતને વશ થતા હોય — એ તમામ તમારી ચાહનાના પાત્ર છે.

તમારા માનવી આ ધરતીનાં માણસ હોય છે ને એમને હંમેશ આ ધરતી સાથે સારું ફાવતું હોય છે. બીજા લેખકો કરતાં તમારાં પાત્રો ભૂસ્તરશાસ્ત્રની રીતે, ને જીવશાસ્ત્રની રીતે વધુ ઘડાયેલાં હોય છે, ને એટલા જ માટે આ ધરતીમાતાનાં સાચાં સંતાન હોય છે — તેઓ આ "પુષ્પવંતી માનવતાના દેહ" ના સાચા જીવંત અંશ સમાં છે. કેમ જાણે માનવ જાતે પથ્થરયુગથી તે વાયુયાનના યુગ સુધી કરેલ કષ્ટમય છતાં ચમત્કારિક પ્રગતિનું પળેપળ તમને ગાઢ સ્મરણ રહેતું હોય!

પરંતુ તમારામાં મુખ્યત્વે પ્રશંસાને પાત્ર એવું તત્ત્વ મારા મનથી કોઈ હોય તો તો એ કે માણસને માપતાં ને મૂલવતાં તમે એનામાં રહેલા અશુભને નહિ, શુભ તત્ત્વને જ સ્પર્શ કર્યો છે આ સીધું સાદું ડહાપણ પણ, મોટાભાગના લોકોને મહામુસીબતે સાધ્ય બને છે — ને તે પણ ક્વચિત જ.

આપણે જાણે એ વસ્તુને સમજવા જ માગતા નથી કે માણસમાં સારાપણાનું તત્ત્વ છે એ તો, આજ સુધી એણે સિદ્ધ કરેલ ચમત્કારિક સિદ્ધિઓમાંની એક અનન્ય ને અદ્ભુત એવી સિદ્ધિ છે ગમે તે કહો, પણ માણસને 'સારા' બનવા માટેનું એવું કોઈ કારણ જ મને તો જડતું નથી. મમતા ને કરુણાની પ્રેરણા નથી તો એમને કુદરતના કાનનમાંથી મળે. એમ, કે નથી એમના સામાજિક અસ્તિત્વની આબોહવામાંથી જગાવાય એમ ને તેમ છતાં હું ને તમે હૃદયથી સારા એવા અનેક લોકોના પરિચયમાં આવ્યા છીએ એ લોકોને 'ભલા' બનાવનાર વસ્તુ કયી? એમની પોતાની કામના સિવાય બીજું કંઈ જ નહિ.

હું તો એમનામાં આ સિવાય બીજી કોઈ વૃત્તિ જોતો નથી—માણસ જેવો છે, તે કરતાં સારો ને ભલો થવા ઇચ્છે છે, ને આ વસ્તુ તે સિદ્ધ પણ કરે છે. ને આ દુનિયાની સૌથી મોટી અજાયબી તો એ છે કે, પૃથ્વી પરનું આ એક જટિલ પ્રાણી પોતે આંતરિક સંઘર્ષોથી ભરપૂર હોવા છતાં, એના અંતરમાં જ કલ્પનાની એક જબરજસ્ત શક્તિને કેળવી રહેલ છે. એટલું જ નહિ, એણે પોતાની જાતનો ઉપહાસ કરવાની પૈશાચિક શક્તિ પણ હસ્તગત કરી છે. માણસજાત વિષે વિચારતાં ને એમનું નિરીક્ષણ કરતાં હું શીખ્યો, તેમાં ઘણા લોકોને મેં મારા ગુરુ બનાવેલ છે. પરંતુ મને લાગે છે કે, એક સાહિત્યકાર તરીકેના તમારા પરિચયે પણ

મને એના પાઠ આપેલા છે — જેથી પહેલાં કરતાં કંઈક વિશેષ સારી રીતે હું એ કામ કરી શકું છું – જો કે એ વિશેષતાને હું શબ્દમાં વ્યક્ત કરવા અસમર્થ છું.

ને ખાસ કરીને, રશિયનોને તો, આજલગી એ લોકોએ જે જે કર્યું છે, ને આજે પણ જે પરિ-સ્થિતિમાંથી તેઓ પસાર થઈ રહ્યા છે તેના પ્રકાશમાં જોતાં, એમ લાગે છે કે તેમના પ્રત્યે કાંક વિશેષ દૃષ્ટિથી, કંઈક ઉચ્ચ દૃષ્ટિબિંદુથી, વિશેષ મમતા ને આદરપૂર્વક જોવું જોઈએ. અલબત્ત, હું એ પણ બહુ સારી રીતે જાણું છું કે, એ બધા કંઈ દેવદૂત તો છે જ નહિ, ને હું તો પોતે ઇચ્છું ય નહિ કે તેઓ કદી દેવદૂત બને હું ઇચ્છા કરું છું તે તો એટલી જ કે તેઓ પ્રેમ-પૂર્વક પોતાના શ્રમનાં કાર્યને ચાહનારા બને, ને એ કામની વિરાટ મહત્તા બાબત જાગૃત બને. કારણ આજે આપણે બધા જે એક નવી જીંદગીના સર્જન માટેનો પુરુષાર્થ આરંભી બેઠા છીએ – એમને માટે તો, અત્યારે અત્યંત આવશ્યક એવી વસ્તુ કોઈ હોય તો એ કે, આપણે પરસ્પર એકબીજાને વિષે વધુ નીકટતા ને આત્મીયતાનો ભાવ અનુભવી શકીએ; આપણે જે કાળમાં જીવી રહ્યા છીએ એની કઠોરતા ને જે કામ આપણે હાથમાં લીધેલું છે એની વિશાળતાએ, આજના યુગની આ માંગ ઊભી કરેલી છે તમે લેખક હો એટલે તમારે લખવું તો જોઈએ જ!

અલબત, હું કેટલીય બાબતોમાં ખોટો પણ હોઈશ, ને કેટલીક બાબતોમાં અતિશયોક્તિ પણ કરતો હોઈશ ને જો ખરે જ એમ હોય તો પણ, મારા પક્ષે હું સંપૂર્ણ રીતે જાગૃત છું, ને સૌ કોઈ જાણે છે તે મુજબ, આખરે તો, હું એક વિચારશીલ માણસ છું ...ને કહો કે, કંઈક અંશે અહંકારી પણ ખરો મને લાગે છે કે હું જે દિશાની ભૂલ કરી રહ્યો છું, એવી ભૂલ કરવાથી કશી જ હાનિ થવાની નથી કારણ મારી ભૂલો મારી જાતને યા પારકાંને પ્રામાણિક જુઠાણાંનો સાથ લઈ આશ્વાસન આપવાની ઈચ્છામાંથી પેદા થયેલી નથી, પરંતુ મારી એ ભૂલ એવા એક સત્યનો પક્ષ કરતાં પેદા થયેલી છે, જેનો ઉદય વહેલો યા મોડો અનિવાર્ય રીતે થવાનો જ છે એવો મારો વિશ્વાસ છે લોકોને આજે એ એક જ વસ્તુની જરૂર છે — એ સત્ય વડે જ તેઓ બંધાયેલા છે — એક માણસ બીજા માણસ સાથે, ને માણસ તરીકે સૌ આ પૃથ્વી સાથે બંધાયેલા છે, ને એ સત્યમાંથી જ પોતાના જીવન માટેની પ્રેરણા શોધી રહ્યા છે!*

* 'સાહિત્યિક પ્રતિમાઓ' પુસ્તકમાંથી



# આજ નંબર એક્સ*
## TODAY NUMBER-X

લે : મધુ રાય

નામ હેન્રી ટિક્કર

સરનામું ૩ મિશન રૉ એક્સટેન્શન કલકત્તા-૧

ફોન ૨૩-૧૦૫૮

ઑફિસ ન્યૂ સેક્રેટરીએટ, ૧ હેસ્ટિંગ્સ સ્ટ્રીટ, કલકત્તા-.

વીમા પૉલિસી નં.  ×

મોટર નં.  ×

લાઈસન્સ નં.  ×

આજ નંબર-૨

ઊંચુ જોયું તો નીચું જોઈને વેઈટર અદબથી ઊભો હતો. અરે, કૉફી-હાઉસમાં બેસી ગયો છું? કમાલ છે! ઘણું વાર થતી જોઈ વેઈટર નીચું વધુ નીચું નમી ગયો આ માણસનું નામ વેઈટર, અને એ નીચો નમી ઑર્ડર લે છે, વાંકો વળી ટીપ. ટીપ લઈને સલામ કરે, ન યે કરે. કઈ નિયમ નથી એનો. ધોળો સાફો, બે-ડગાળા જેવો પોષાક...મૂછો હોય, ન યે હોય, કાળી-ધોળી-કાબરચીતરી હોય, સાફા નીચેથી થોડા વાળ દેખાય, ન યે દેખાય, કોલ્ડ કૉફી.

ઓ – હા! આવ્યો ત્યારે આ માણસે ઊઠીને જગ્યા આપી હતી. અને...એટલે કે એ પાસેની ખુરશીમાં ચાલ્યો ગયો હતો, એના જોડીદાર સાથે વાતો કરવા ફાવે ને! આમ તો ફાવતું જ હશે, પણ વચ્ચે બેસું તો તો પછી...

પાછળ કૉફી હાઉસનું બારણું ઉઘાડબીડ ઉઘાડબીડ થતું હશે બારણાની પાછળ કોઈ એવી કરામત છે કે જાતે જ બેચાઈને બંધ થઈ જાય. ખુલતી-ખુલતી વખતે બહાર પસાર થતા લોકોની નજર પેલા મૂકેલા પાટીઆ તરફ પડતી હશે. રાઈટ્સ ઑફ એડમિશન રિઝર્વ્ડ...આ માણસના ખોળામાં સઈનો એક મોટો ડબ્બો અને બ્રાઉન પેપરની કોથળી ભરીભરી પડી છે. ક્યાંક કપડાં ખપડાં લાગે છે. ધીમે ધીમે પીતા જવાથી જાણે નિરાંત હોય એવો ભ્રમ થાય છે. કૉફી પીવી એ કોઈ ચોરી હોય એ રીતે ધાબેથી નીચો વળી બીજાઓ તરફ આંખો રાખી સપ કરીને ઘૂંટડો ભરી લે છે કંઈ યાદ કરી કરી એકલો એકલો હસે છે.

વેઈટર અંદર ગયો હશે તો એડમિશનનું પાટીઉ ઓળંગીને, અંદર એના ભાઈ વેઈટરે કોઈ મજાક કરી હશે, એના ખભા ઉપર ધબ્બો માર્યો હશે, એ ખિલખિલાતો હસ્યો હશે. પાછો સામગ્રીની ટ્રે લઈને હૉલમાં

* વાર્તાના અંશમાં ઈમ્પ્રેશનિઝમ્ ચિત્રશૈલીનો પ્રયોગ

પ્રવેશતાં હાસ્યનો દેખાવ ભૂસી નાખ્યો હશે આમ અદબથી બધુ ટેબલ ઉપર ગોઠવતાં શી ખબર શાય વિચારો કરતો હશે કર્યો ભાઈ હમારા કોલ્ડ ક્રીમ કોફી નહિ લાયા ?. .એ તો એમ જ ચાલે ક્લકત્તી હિન્દી: ભાષાની અડચણો બધી દૂર થઈ જાય. શુદ્ધ બોલતા રહેવાની સભાનતાનો ભાર ઓછો થઈ જાય... અરે એમાં બૂરું શુ માનવું હતું, થોડી વાર ઔર સહી અહીં બધા વખત પસાર કરવા જ આવે છે ને! અહીં કોફીનું મહત્ત્વ જ ગૌણ છે, પણ આપણે મન; માલિક કે વેઈટરને મન નહિ. પણ જો અહીં ગપ્પાં મારવા બધા ન આવતા હોત, જો આ ખાદી-ગ્રામોદ્યોગ ભવન હોત તો...તો રધા ખાદી ગ્રામોદ્યોગ ભવન હોત, તો-પછી અહીં કોઈ વિચારમાં ને વિચારમાં આવી ન ચડત...

પેલો વાતો કરે છે વાતો કરે છે તો જોશમાં. ઇન્કિલાબ જિંદાબાદની જેમ હાથ ઊંચો કરી કરી વાતો કરે છે. બુશશર્ટની બાંય પહોળી થઈ જાય છે... પંદરમી ઑગસ્ટે ઇન્કિલાબ જિંદાબાદનો પથ્થર ખૂબ રમડતા, સાડા છ આનાની લાઈનમાં પહેરણ ફાટે એવી ધક્કામુક્કીમાં પિક્ચર જોતા...સરદારજી દોડીને અધમૂઆ થઈ ગએલાં ઘોડાની જેમ નાકમાંથી ધુમાડા કાઢે છે, અને ફિલ્મફેર પહોળું કરીને વાંચે છે. સીડીના પગથીઆની જેમ છાતી કાઢીને ઊભેલી એક્ટ્રેસનો ફોટો દેખાય છે. એનો ફોટો હમણાં હમણાં ખૂબ દેખાય છે; એ એક્ટ્રેસે ફરી લગ્ન કર્યાં હોય એવુ કહેવાય છે. ઘણું કરીને પેલો મદ્રાસી એવું કહેતો હતો. મકાનની નીચેની પાળીઓ ઉપર ધોળી લૂંગીઓ પહેરી બેબી-બાબાને રમાડતા મદ્રાસીઓ...એટલે મદ્રાસીઓ. એક હાથે છોકરું સંભાળી બીજો હાથ સવાલમાં ઊંચો કરતા મદ્રાસીઓ, તન્મયતાથી લીલાં નાળીએર છોલતો પાનવાળાનો છોકરો, હરહમેશ કોઈ ને કોઈ હિસાબ જોડતો પાનવાળો, એની સામેના થાંભલામાં લટકતી સળગતી સીંદરી, એમાં બીડી સળગાવતો રિક્ષાવાળો, હિન્દીમાં હસતા દરવાનો, આવતી જતી મોટરો અને યંત્રવત્ અટકી જતા પગ...એટલે ઘર.

મોટરો આવે છે ત્યારે જાણે એમનું સ્વતંત્ર વ્યક્તિત્વ હોય એવું લાગે છે. એની બે બત્તીઓ બે આંખો, વિન્ડ સ્ક્રીન એટલે કપાળ...એક પ્રાણી જેવું જ લાગે છે, ઘોડાગાડી ટ્રામ બસ, એમાં બેઠેલાં માણસોનું ટોળું...બધાનું અલગ અલગ વ્યક્તિત્વ છે... કૉફી હાઉસનું પણ. એફ્સેસ્ટ ફેન્સ, મિનિટે મિનિટે થતી આવતી, ખખડતી કટલરી, મહાકાય મશીન જેવા આ પાગલ શોર, આ કોફી, હવાના દબાણે જાગતી જાળવીને અનેકવિધ રીતે ઊતરતી જતી એની સપાટી, કોફીના કાષાય મૃદુ સ્પર્શથી વિગલિત થતી રસેન્દ્રિય, મોંની અંદર પ્રવેશતી ઠંડક, ધૂળ ચડેલા કોફીના પ્રચારના પોસ્ટરો, દૂર બેઠેલા બે પરિચિતોની ઈશારામાં થતી અભિવાદન ક્રિયા . એટલે કૉફી હાઉસ, કૉફી-હાઉસ એટલે ઈટિંગ હાઉસ નહિ કામેલ આંગળીઓથી ઊખડતી જતી મરઘીની માંસપેશીઓ નહિ, ખેંચાઈ ને તૂટી જતી નમો નહિ, ટેબલ પાસે ઊભેલા રાહ જોતા નવા ગ્રાહકો નહિ, જલદી ઊઠવાની તડાતડી નહિ, કૉફી-હાઉસ એટલે ઈટિંગ હાઉસ નહિ ઔર સુનો એક પ્લેટ વેફર વેફર, ફીકી, સ્વચ્છ, ગણાય એ રીતે મૂકેલી બટાટાની પાતળી કાતરીઓ. નાઈટ્રોજનનું ખાતર ખાઈને કુલેલાં બટેટા આ નથી, આ વેફર છે, બટેટાનું ખાદ્ય સંસ્કરણ ..કુલેલાં બટેટા કોથળીમાં પુરાયાં હશે, ઠેકેદારના કુલીએ પરસેવો લૂછી ગૂણ નીચે મૂકી હશે, બટેટા ધોવાઈ, કતરાઈ, તળાઈ આ ફીકા રંગમાં સામે પડયા છે. ન્યૂઝરીલના ચાલુ એરોપ્લેનમાંથી ઊતરતા જતા સેવાભાવી સૈનિકોનો કાફલો ઊતરતો હોય એમ મરી અને મીઠાના કણોનો કાફલો એક તાલમાં, એક એક દલમાં એની ઉપર પથરાય છે, કોફીની કડવી મીઠાશ અને વેફરની કડક ખારાશ. . કડક...નિયમ મુજબ આગ્યે જતા દાંત, ફેરવતી જીભ, નીચે ઊતારતો કાકડો. એકધારું કાર્ય કર્યે જતું સ્વાર્થી જડ શરીર અચ્છા, "કાકડો" કેમ લખાય ? આમ કે, ...આમ ? નહિ, આ તો "ઠંકક" લખાયું અરે, 'ઠંકક" નહિ, "ઠંડક, ઠંડક" અને આમ મને લાગે છે, કે "કાકડો" લખાય ટેબલની કાચની સપાટી ઉપર લખવાના હાવભાવમાં ફરતી આંગળીઓ ..બિલ શબ્દ બોલતાં જ ટપાલની ટિકિટની મોટી આવૃત્તિ જેવો કાગળનો ટુકડો, કોઈક ચીતર્યાં જેવું લખેલો ટુકડો. બધું ભૂલી સલામ કરતો વેઈટર

આ રસ્તો, ડામરનો જ માત્ર નહિ, ફૂટપાથનો, મોટરોનો, ફેરિયાઓનો, આ અમુક રસ્તાનું અમુક વ્યક્તિત્વ. આ મકાન ઓગણીસમો અઠ્ઠાવનમાં બંધાયું હતું, અને... આ બંધાતું હતું અહીં જે બધાય છે, ત્યાં એક સ્ટોર હતો, અહીં એક મગફળીવાળો બેસતો... અને એક ખુમચાવાળો. પણ વ્યક્તિત્વ એનું એજ, થોડું કે વધુ

આ વિશેષ બ્રાન્ડની સિગારેટ વિષે વિચારતાં અમુક ધુંધળી અનુભૂતિ થાય છે જાણે સિગારેટ પિવાઈને સળગી નાશ પામતી નથી. ફરી પાનવાળાની દુકાનમાં જઈ બેસે છે, અને લેતી વખતે ફરી હાથમાં આવે છે જાણે એકની એક જ હાથમાં આવે છે. કોઈ પાસેથી છૂટા પડયા પછી ફરી મળવાનું થાય એવું. અથવા એક રસ્તા ઉપર ફરી આવવાનું થાય એના જેવું. આ પીળા પડતા જતા નખ જગની મૂળા જેવા લાંબા લાંબા—આંગળા ફાડીને—નીકળી આવે તો ? આ એક જેવા સિક્કાઓ જેવી, એક જેવી યુવતીઓ, એકનાં એક ફીચર્સ—નાક કાન, છાતી, હોઠ, કમર... એક જેવું જથ્થા વાચક નામ જેવું.

આજ-નંબર-૨

મિત્ર એટલે હાથમિલાવનો, વાતો કરતો એક માણસ. બે આંખવાળો, માણસની સાધારણ ક્રિયાઓ કરતો આનંદ કરતો. એનું મોઢું જોઈને ઓળખાય. અમુક પ્રકારની છાપ એટલે એ દોસ્ત ! ટેલીફોન ઉપર અવાજ ઓળખાય. પણ "મિત્ર" તરીકે ઓળખાવા ઉપરાંત, વર્તવા ઉપરાંત મિત્રનું શું કર્તવ્ય ? માણસ એટલે શું ? શી અપેક્ષાઓ માણસ પાસેથી ? આ માણસનો સેંથો જમણી બાજુ છે, કોઈ જમણી બાજુ સેંથાવાળો માણસ એને જુએ એટલે પોતાનો અરીસામાં જોએલો સેંથો યાદ કરે. જમણીબાજુ સેંથાવાળો અરીસામાં જોએલી વ્યક્તિને મળતો આવે છે એવું કંઈ શબ્દોમાં ગોઠવ્યા વિના વિચારે. કોઈ પણ ચીનો દેખાતાં હોટેલના ટેબલની સામે સપાટ મોંનો ચીનો જિ-પિંગ-ફેંગ કલ્પું છું. ચીની છોકરી જોઈને ધીમે ધીમે દૂર થતી જતી ટ્રેનની બારીમાં બેઠેલી 'એક ચીની'નો ભ્રમ થાય છે. આજે જિ-પિંગ-ફેંગ મળ્યો હતો. જિ-પિંગ-ફેંગ, બ્યુટીફુલ એન્ડ ફુલ ઓવ ફ્રેગરંસ. જિ-પિંગ ફેંગ સાથે ઘણી વાતો કરી. કલિપોંગમાં એના મા-બાપ રહે છે, ફેંગ અહીં ભણે છે, નોકરી કરે છે. જિ-પિંગ-ફેંગ સાથે 'ટ્રબલ'ની વાતો કરી હતી. ચીનાઓને એક ઉપાધિ ઊભી થઈ છે. જિ-પિંગ-ફેંગના નામનો અર્થ છે : બ્યુટીફુલ એન્ડ ફુલ ઓવ ફ્રેગરસ. સુંદર અને સુવાસિત. એને ઘણી વાતો કરી હતી. એણે 'લી'ના ખબર પૂછયા. ચીની બે છોકરીઓ સિનેમા જોવા ગઈ હતી અને કોઈએ એમનાં સ્કર્ટ ઉછાળ્યાં હતાં, જિ પિંગ ફેંગએ કહ્યું હતું. નાઈટ શોમાં. ચીના લોકોને બસમાં નથી ચડવા દેતા લોકો. દૂધની લાઈનમાં સૌથી છેલ્લે દૂધ આપે છે. જિ-પિંગ-ફેંગએ કહ્યું હતું એને દાવડા-બેરીઆમાં જવાની મનાઈ છે એક માણસની વહુ ક્યાંક બીમાર છે, પણ એ ચીનો છે એટલે ક્યાંય પણ જવાની મનાઈ છે. અને બધા ચીનાઓનાં નામ, વગેરે પૂરી વિગતો અહીંની પોલિસમાં નોંધેલી છે... વગેરે ઘણા ચીનાઓને દેશવટો આપવામાં આવ્યો છે. 'લી'ની હાલત શી છે?

જિ-પિંગ-ફેંગ સાથે ઘણી વાતો કરી હતી. એને કોઈ પણ પ્રકારની અડચણ આવે તો અહીં આવી જવા કહ્યું હતું આમ તો સાધારણ એવી દોસ્તી હતી જ. ચર્ચમાં સાથે જતા, અને... ચીનો બૌદ્ધ નથી. ક્રિશ્ચિયન છે પછી સાધારણ વાતો તો ઘણી વખત થતી. "તું ચર્ચમાં દર રવિવારે કેમ નથી જતો ?" "'હેન્રી' નામનો અર્થ શો ?" "કંઈ નહિ. રાજાનું નામ હતું .. પણ જિ-પિંગ-ફેંગ એટલે શું, ચીના નામ તો અર્થવાળાં હોય છે ?" 'બ્યૂટીફુલ એન્ડ ફુલ ઓવ ફ્રેગરંસ" અને ત્યારે ઘણી પ્રાથમિક વાતચીતો થઈ હતી ચીનાઓ વંદા ખાય છે, ઉંદરડા ખાય છે એ સાચી વાત ? —સાવ ખોટી, ઉંદર જેવાં સસલાં ચૈનરોમાં થાય છે, કેટલાક લોકો એ ખાય છે. પણ જેમ હિન્દુઓ ગાયનું માંસ નથી ખાતા, મુસલમાનો સુવરનું નથી ખાતા એમ તમારે કોઈ પ્રાણીનું ના ખાવાનું એવું ખરું ! —ના, બાપ એંગ્લોઇન્ડિયન અને મા નેપાલી હતી એટલે એવું કંઈ રાખ્યું નથી. મા નેપાલી હતી જાણી ચીનો ખુશ થયો હતો. અને

એને પણ સારું નેપાલી આવડે છે એવું કહેવા લાગ્યો. હતો કારણ કે એનો જન્મ અને ઉછેર કલિંગપોંગમાં જ થયો હતો ને ..

આજ–નંબર–૩૧

ક્રિસમસ...ઈસુ...રસ્તા બધા શાંત છે, રાતના બે વાગ્યે રસ્તા પર ચાલવાના અવાજો મોટા પડઘા પાડે છે. આ વખતે ક્રિસમસ સારી ગઈ નથી. આ વખતે ચૌરંગી ઉપરથી પીધેલા યુરોપિયનો મળી આવશે નહિ, આ વખતે હોટલમાં ઓછાં નાચગાન થશે, થતાં હશે

જી–પિંગ–ફેંગ જ્યારે સામું જુએ છે ત્યારે ઘાસલેટનો ડબ્બો આખો ,કાઢીને જોતો હોય એ રીતે જુએ છે ડબ્બાની વચ્ચે બે કાણાં, એ એની આંખો, ડબ્બાની નીચે એક લાકડી મૂકી હોય એની ગરદન...સપાટ મોં ઉપર થોડા ઊગેલા વાળની કાળાશ કેક ઉપર ચોકલેટ પાથરી હોય એવી દેખાય છે બંગાળના મુખ્ય પ્રધાન મૃત્યુ પામ્યા ત્યારે અમુક સંસ્થાએ ચૌરંગી ઉપર એમના 'સ્મૃતિભંડોળમાં' 'જનરસલી' ફાળો આપવાની અપીલનું પાટીયું મૂક્યું હતું હવે, 'સ્મૃતિભંડોળ' ભૂંસી 'નેશનલડીફેન્સ ફંડનું નામ લખી નાખ્યું છે. 'જનઃસલી' વગેરે અપીલના શબ્દો યથાતથ..." પિગ મેં એન્ટિકરટ્રીટ ઉપર ચીના જે બેસે છે તે ફુટપાથ ઉપર, એમની પાસેથી કંઈ લઈને ખાધું હતું' — "ક્યારે" "ગયા શુક્રવારે" (ગયા શુક્રવારે કે મંગળવારે શું મહત્ત્વ)" શું ખાધું હતું?" "બહુ જ સરસ. નામ નથી આવડતું" ઘઉંના લોટમાં ઈંડાં વગેરે નાખી...અમુક વસ્તુ અમુક રીતે બનાવે છે, એ દેખીતી સેવ જેવી જ હોય છે અને ખાવામાં બહુ જ નરમ બની જાય છે. એને 'મીન' કહે છે અમુક રીતે લોટ બાંધી એમાં અમુક શાક અમુક માંસ નાખી આ રીતે સમોસાં જેવું બાફીને આપે એનું નામ 'વન્થન'...'ચાઈનીઝ લેંગ્વેજ' તમને ખબર છે બહુ એક્સપ્રેસિવ છે, એક શબ્દમાં ઘણું કહી શકાય. ઉચ્ચારના ભેદથી અનેક અર્થ થાય, જે વાત ઇંગ્લિશમાં કહેવામાં ૧૦ વાક્યો લાગે તે ચીની ભાષામાં ત્રણ ટૂંકા શબ્દોથી કહી દેવાય. ચીનનું ચીની નામ શું છે ખબર છે? 'ચુન્ગો' અને ઇંડિયાનું 'ઇન્ત્રકો' ઇંગ્લેંડનું 'ઇંકો' '–કો" એટલે 'Land' "ખરેખર કહેવત ખોટી નથી 'જેપનીઝ વાઈફ, ચાઈનીઝ કૂક ઍન્ડ એમેરિકન લાઈફ!..."

ફેંગનું ઘર બહુ સુંદર નથી, સુવાસિત તો નથી જ. સામે એક "કન્ટ્રી સ્પિરિટ શોપ" છે; બધા દારૂ પીએ છે, ચણા ખાય છે, મરચાં કરડે છે, બહાર તળેલી તીખી વસ્તુઓના ફેરિયા બેસે છે, એના ઘરનો ઊંચો લાકડાનો દાદરો, એની રૂમ, ગંધ. . અહીં પણ પારસીઓ ઍંગ્લોઇંડિયનો રહે છે અને "કન્ટ્રી સ્પિરિટ શોપ"નો દેશી દારૂ પીએ છે ..એની રૂમ એની ગંધ અહીં આવતાં જિ–પિંગ–ફેંગ જરા બદલાઈ જાય છે આ એનો 'એરીઆ' છે અહીં એને બધા ઓળખે છે, સલામ ભરે છે, એ કહે છે તે પ્રમાણે લગભગ બત્રીસ છોકરીઓ એને ઓળખે છે પણ એ કોઈની પરવા કરતો નથી. બત્રીસ નહિ તોય ઓછામાં ઓછી પંદર–સત્તર તો ખરી જ...જ્યારે કલિમ્પોંગમાં હતો ત્યારે...

બોલે છે ત્યારે જરાય પ્રયત્ન કે અસ્વાભાવિકતા નથી લાગતી. જાણે એના ડબ્બા જેવા મોંમાં શબ્દો ભરી રાખ્યા છે અને એકો શ્વાસે નીકળ્યા કરે છે, ઘરમાં બેસીને તો ખૂબ..."રેડીઓ રાખવામાં પણ જોખમ લાગે છે, ખબર છે, ક્યારે કોને બાંધીને લઈ જાય' મૂળ તો અહીંના લોકોનો પણ વાંક છે, અહીંથી એક જાસૂસ પણ મળી આવ્યો હતો. સરકાર તો બહુ ભલી છે, નહિ તો ચીનાઓનો 'કોન્સેન્ટ્રેશન કેમ્પ' કરી નાખે. ખબર છે, પછી કોણ મર્યું–જીવ્યું એનો કોઈ હિસાબ ન રહે. અરે હા, "લી" કેમ છે? મને મળતી નથી. એની ઑફિસે જવાતું નથી જીવે છે કે મરી ગઈ." કોને ખબર છે...કોને ખબર છે જીવે 'છે કે મરી ગઈ...કે મરી ગઈ...જીવે છે કે મરી ગઈ...ખબર છે કે..."

"શું થયું? બોલતો કેમ નથી?" જિ–પિગ–ફેગ પૂછે છે. ધીમે ધીમે સરકી જતી ટ્રેઈનની બારીમાં બેઠેલી ચીની છોકરીનું નામ 'લી' છે.

"શું વાત કરે છે–ચાલી ગઈ? કેમ?" જિ-પિંગ-ફેંગ પૂછે છે લીને ચાલી ગયે એક મહિનો થઈ

ગયો છે ભારત સરકારને એની ગતિવિધિઓ સદેહા-સ્પદ લાગવાથી તરત દેશનિકાલનો હુકમ થયો હતો.

ત્યારે અને એને 'ઇન્ટમસી' જેવુ હતુ ને?" ગભીરતાનો પ્રયત્ન કરીને પૂછે છે

"હા, ઇન્ટમસી હતી."

"તો તને કાગળ નથી લખતી?"

"ના"

જિ-પિગ-ફેગને શુ કહેવુ! એના ઘાસલેટના ડબ્બા જેવા માથાને સમજદારીથી બહુ તો હલાવશે. લીએ ચીની ઉપરાંત જર્મન અને ફ્રેન્ચનો અભ્યાસ કર્યો હતો. ક્લાસ ભર્યા હતા. ઇંગ્લિશ અને હિન્દી તો...હિન્દી બીજી ઘણી ભાષાઓ શીખતી હતી એક મહ્ટી લિંગ્વુઅલ ઇન્સ્ટીટ્યૂશન એક ચીની એડવર્ટાઈઝમેન્ટ કંપનીમાં કામ કરતી હતી. કોઈ ચીની ચિત્ર જેવાં સોફ્ટ અને સુરેખ એનાં ફીચર્સ હતા. એનો રગ ચાઈનીઝ કલેનાં વાસણોના રગ જેવો હતો અને દાંત પારદર્શક કાચ જેવા લાગતા ખાડીના રંગના એના વાળ...ચાઈનીઝ ઇન્ક જેવી કાળી આંખો.. એના ઉપર આરોપ આવ્યા પછી સ્થિતિ બહુ કફોડી બની ગઈ હતી. સત્તામાં બહાર, જ્યાં પહેલાં સદેહનુ રૂપ હતુ ત્યાં સરકારી સદેહ આવવાથી નિર્ણાયક રીતે બધા એનો તિરસ્કાર કરતા થઈ ગયા હતા ખુદ એના વતનના ચીનાઓ જ એને કાઢી મૂકવા તૈયાર થયા હતા જગત્ આખુ જાણે ધિક્ ધિક્ કરી રહ્યુ હતુ. નોકરી તો તેજ દિવસે છૂટી ગઈ હતી. એનો પ્રેમી સરકારી ઑફિસમાં મોટો અફસર હતો. એની પાસે એ આવી હતી. 'મારે જવુ પડશે'

"પછી" જિ-પિગ-ફેગ ધ્યાન દઈ ને સાંભળે છે. પૂછે છે—"અને ચાલી ગઈ?"

"ના"

"તો પછી? તને કાગળ કેમ નથી લખતી? તને એના કાગળની તાલાવેલી નથી?..."

ઓએક પોસ્ટડિલીવરી તુ તપાસતો નથી?... તુ લખે છે?...પહોંચનો કાગળ હતો?..."

"પહોંચ્યા ગયાનો એક એર લેટર હતો. પણ હવે નહિ આવે. અમારી ઇન્ટમસી એક વાક્યથી વિંખાઈ ગઈ.

"ઘણી વાતો થયા પછી એમ લાગતુ હતુ કે—અમે કૉફી હાઉસમાં વાતો કરતાં હતાં—કૉફી હાઉસમાંથી બહાર નીકળી હું છૂટો મૂકીને મરી જઈશ લીની એ સ્થિતિએ એને માટે સહાનુભૂતિનુ પૂર ઊમટી આવ્યું હતુ. એમ થતું હતુ દિવસો કેમ વીતશે, એ પત્રો વચ્ચેનું અંતર કેમ પૂરુ કરીશ...અમે હાથ પકડીને બેઠાં હતાં. એના શરીરમાંથી લોહીના ગરમ ગરમ ધડકારના પરપોટા મારા હાથ વાટે મારા શરીરમાં ઊતરતા હતા. ઓ'હેન્રીના ગિફ્ટ ઑફ મેજાઇનાં પતિપત્નીની જેમ એકબીજાની એકદમ નજીક આવી ગયાં હતાં, આવો બનાવ ન બન્યો હોત તો એ નજીકતા માટે ઘણો વખત લાગત. 'ઇન્ટમસી'ના અર્થના પૂરેપૂરો ઉપયોગ તે દિવસે મારે ઘરે એને લઈ જઈ હું કરવાનો હતો."

જિ-પિગ-ફેગની આંખો કડિયાની પારાશીશીના પારાની જેમ ડાબે-જમણે-ડાબે-જમણે ફરવા લાગી. "વેલ...?"

"પછી શાંતિ વ્યાપી ગઈ હતી. અમે બને ચુપ હતાં. કોણ જાણે શું જોઈને મારે પૂછવું હતુ—'ઘરે જઈશુ?' અને પુછાઈ ગયુ—'ભારત સરકારનો જે આરોપ છે એમાં કઈ વજૂદ છે કે લી?'...અને એની પકડ ઢીલી થઈ ગઈ. પછી જાણે ..વચ્ચે એક... એક. .શુ કહું...બસ એ વાતનો અંત આવ્યો ત્યાં. બહાર નીકળી અમે "ઘરે" ન ગયાં કોઈ ન થયું એના જવાના દિવસે હુ ટ્રેઇનના ઊપડવાના વખતે પ્લૅટફૉર્મ ઉપર જઈ આવ્યો, ગાડી ચાલી ગઈ."

આજ નંબર : એકસ

આક્રમણનાં વાદળો હટી ગયાં છે. આકાશ સાફ છે, સાંજ ધીમે ધીમે ઊતરતા ઊતરતી રૂમમાં પ્રવેશે છે, સળીઆના તીણા પડછાયા અસ્પષ્ટ થતા જાય છે સાંજ રૂમમાં આવીને શરીરમાં પ્રવેશે છે. સાંજનુ પ્રવાહી લોહડનઈંગલની બોટલમાં, ગ્લાસમાં ભરાય છે. સૂરજ અને સાંજ છૂટાં પડે છે. એકબીજાથી મોં ફેરવીને. ગુડ ઈવનિંગ સાંજ!

* * *

# યુરોપિયન સહીઆરા બજારના ભીરતમાં | વિમલ શાહ

યુરોપીઅન સહીઆરા બજારમાં બ્રિટનને દાખલ થતુ ફ્રાન્સે સફળતા પૂર્વક રોકયુ છે. કોમનવેલ્થના દેશો સાથેના પોતાના વર્ષો જૂના સબંધોને થોડા જોખમ-માં મૂકવા પડે તો તેમ કરીને પણ, પોતાના રાષ્ટ્રીય હિતોના સંરક્ષણ માટે, બ્રિટને, કેટલેક અંશે અણુગમતો ગણી શકાય એવો, સહીઆરા બજારમાં જોડાવાનો આખરી નિર્ણય લીધો ત્યારે એમ મનાયુ હતુ કે બ્રિટનને સહીઆરા બજારમાં પ્રવેશ મળી ચૂકયો કારણ કે સહીઆરા બજારમાં દાખલ થવું કે નહિ તેનો છેવટનો નિર્ણય બ્રિટને પોતે જ લેવાનો હતો એવી એક સામાન્ય માન્યતા ઊભી થઈ હતી પણ જ્યારે બ્રિટનના આ નિર્ણય પછી ફ્રાન્સે તેના પ્રવેશ સામે વિરોધ કર્યો અને તેને દાખલ થતુ રોકયુ ત્યારે, દુનિયામાં આશ્ચર્યની લાગણી ફેલાઈ, અને બ્રિટન તથા ફ્રાન્સ વચ્ચેના રાજકીય સંબંધો બગડવાની શરૂઆત થઈ અને આજ કારણસર બ્રિટનના વડાપ્રધાન મિ. મેક-મિલને બ્રિટનની રાજકુંવરી પ્રિન્સેસ માર્ગરેટ તથા તેના પતિને ફ્રાન્સની મુલાકાત લેતા પણ રોકયા.

બ્રિટનને સહીઆરા બજારમાં દાખલ થતું ફ્રાન્સે રોકયું કેમ? એનાં કારણોમાં ઊતરવાનું ઘણું રસપ્રદ થઈ પડે તેમ છે.

પહેલી નજરે એમાં બ્રિટન અને ફ્રાન્સનાં આર્થિક હિતોની અથડામણ દેખાય છે. અને કેટલેક અંશે એવું છે પણ ખરું યુરોપીઅન સહીઆરા બજારનો ખાસ મુખ્યત્વે ફ્રાન્સની ખેતી વિષયક પેદાશો તથા જર્મનીની ઔદ્યોગિક પેદાશોને સંરક્ષણ પૂરું પાડવાની જરૂરીઆતમાંથી ઊભો થએલો છે છેલ્લા દાયકામાં ફ્રાન્સનું ખેતીવિષયક ઉત્પાદન ઘણું વધ્યું છે, અને એ ઉત્પાદન એની પોતાની જરૂરીઆત કરતાં ઘણું વધારે છે એટલે કે એને આ વધારાના ઉત્પાદનને ખપાવવા માટે ચોક્કસ બજારની જરૂર છે. સહીઆરા બજારે કેનેડા, ન્યુઝીલેન્ડ, અમેરિકા કે ઓસ્ટ્રેલીઆના ઘઉંને કે માંસને ઊંચો જકાતો વડે ફ્રાન્સના ઘઉં કે માંસ સાથે હરીફાઈ કરતા રોકયાં છે, અને એ રીતે ફ્રાન્સને જોઈતું સંરક્ષિત બજાર પૂરુ પાડયુ છે એના બદલામાં એને એજ રીતે જર્મનીના કે ઈટાલીના કે બેલ્જીઅમના કે હોલેન્ડના ઔદ્યોગિક માલને પણ જકાતો વડે, બીજા દેશોના ઔદ્યોગિક માલ સામે, રક્ષણ આપવામાં આવ્યુ છે અને તેમને પણ યુરોપનું સંર-ક્ષિત બજાર તેમની પેદાશો ખપાવવા માટે મળ્યું છે. યુરોપીઅન સહીઆરા બજારની આ ગોઠવાએલી વ્ય-વસ્થામાં બ્રિટનના દાખલ થવાથી ફ્રેંચ હિતોને જોખમ પહોંચે એવુ છે બ્રિટનને કોમન વેલ્થના દેશોમાંથી ઘઉં તેમજ માંસ ઘણા સસ્તા ભાવે મળે છે. દા. ત એક કોલો ઘઉંના લોટનો છુટક ભાવ ફ્રાન્સ, જર્મની કે ઈટાલીમાં ૧૮ પેન્સ છે, ત્યારે બ્રિટનમાં ૧૫½ પેન્સ છે. એ જ રીતે માંસનો છુટક ભાવ યુરોપના દેશોમાં ૧૫ શિલીંગ ૫ પેન્સ છે, જ્યારે બ્રિટનમાં ૧૧ શિલીંગ ૧૧ પેન્સ છે કોમન વેલ્થના દેશોમાંથી તેમજ અમે-રિકામાંથી સસ્તે ભાવે મળતી આ બને ચીજો—ઘઉં તેમજ માંસ—બ્રિટને સહીઆરા બજારમાં જોડાવું હોય તો, જતી કરવી પડે અને ફ્રાન્સની મોંઘી પેદાશો ખરીદવા તૈયાર રહેવુ પડે. જીવન જરૂરીઆતની આ બે ચીજો માટે બ્રિટને જો વધુ કિંમત આપવી પડે તો, તેની અસર તેની ઔદ્યોગિક પેદાશો પર પણ પડયા વિના રહે નહિ. કારણ મોંઘવારીને કારણે કામદારોને બહુ વેતન ચૂકવવું પડે અને તેથી ઔદ્યોગિક પેદાશોની કિંમત પણ વધે. બ્રિટન સહીઆરા બજારમાં જોડાવાની આ કિંમત ચૂકવવા તૈયાર ન થાય તો પણ તેને મુશ્કેલ પરિસ્થિતિનો સામનો કરવાનો છે,—તો યુરોપના બજારોમાં તેના ઔદ્યોગિક માલને ઊંચી જકાતો-નો મુકાબલો કરવાનો આવે છે. આ સંજોગોમાં બ્રિટન પાસે વધારેમાં વધારે કપરી શરતો કબુલ કરાવવાનો

ફ્રાન્સ પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે; અને બ્રિટનને પણ એ શરતો કબૂલ કરવાનું વસમું લાગે તે સમજાય એવું છે

## સંઘર્ષનું મૂળ

પણ બ્રિટન ફ્રાન્સ વચ્ચેના આર્થિક હિતોની અથડામણ કરતાંયે આ ઝઘડાનું ખરું મૂળ તો રાજકીય કારણોમાં રહેલું છે.

અમેરિકન સરકારની અણુશસ્ત્રો અંગેની વર્તમાન નીતિ ફ્રાન્સના આ વલણ માટે જવાબદાર છે. અમેરિકન સરકારની હાલની નીતિ મુજબ અણુશસ્ત્રો અંગેની જાણકારી તે માત્ર બ્રિટનને જ આપે છે. ફ્રાન્સ સહિત યુરોપીય દેશોને તે એમાં ભાગીદાર બનાવવાનું યોગ્ય ગણતું નથી. જતે દિવસે બ્રિટન પણ એમાંથી બાકાત રખાય તો નવાઈ નહિ અણુશસ્ત્રોનો વિકાસ જે કક્ષાએ આજે પહોંચ્યો છે તે જોતાં અમેરિકાને એમ લાગ્યુ છે કે આ શસ્ત્રો જેટલા ઓછા દેશો પાસે હોય તેટલી દુનિયાની શાંતિ વધારે સલામત રહી શકશે, અને તેથી જ અણુ યુદ્ધ શરૂ કરવુ ન કરવુ તેનો નિર્ણય લેવાની સંપૂર્ણ જવાબદારી તે પોતાની પાસે જ રાખવા ઇચ્છે છે. બ્રિટન અમેરિકાની આ નીતિને એટલા માટે ટેકો આપી રહ્યુ છે કે અમેરિકા બ્રિટનને વિશ્વાસમાં લઈ પોતાની નીતિ ઘડી રહ્યું છે.

પણ એ જ કારણસર ફ્રાન્સ બ્રિટનની ઇર્ષા કરી રહ્યુ છે. બ્રિટનની જેમ પોતાને પણ વિશ્વાસમાં લઈ અમેરિકા નીતિ ઘડતુ હોત તો તો ફ્રાન્સ તેનો વિરોધ ન કરત, પણ એમ નથી થતું તેથી ફ્રાન્સના હાલના પ્રમુખ જનરલ દ'ગોલ બ્રિટનથી ઊતરતી કક્ષાનું ફ્રાન્સનું સ્થાન કોઈ પણ રીતે ચલાવી શકે તેમ નથી

યુરોપીઅન સહીઆરા બજારની પાછળ યુરોપીઅન રાષ્ટ્રસંઘ રચવાની ભૂમિકા રહેલી છે. આવા રાષ્ટ્ર સંઘમાં બ્રિટન પણ જો દાખલ થયુ હોય, અને તે જો અણુશસ્ત્રો અંગેની નીતિ પરત્વે અમેરિકા સાથે સંકળાએલું હોય તો એ રાષ્ટ્રસંઘમાં બીજા દેશો મુક્ત મને બધા પ્રશ્નોની ચર્ચા કેવી રીતે શકે! અણુયુદ્ધ અંગેનો બધો દોર અમેરિકા પાસે જ રહે એ નીતિ યુરોપના દેશોને, અને તેમાંયે ખાસ કરીને ફ્રાન્સને, મંજુર નથી તેથી તે ફ્રાન્સનું અણુશસ્ત્રદળ ઊભુ કરવા ઇચ્છે છે. ફ્રાન્સનું અણુશસ્ત્રદળ રશિયાની સામે યુરોપનું રક્ષણ કરી દેશે એવો ખ્યાલ નથી, પણ તે રશિયાને ફ્રાન્સ પર આક્રમણ કરતું રોકે એવી માન્યતા રહેલી છે. અને છતાંયે જો રશિયા ફ્રાન્સ પર આક્રમણ કરે તો ફ્રાંસ એનો વળતો જવાબ તાત્કાલિક આપી શકે, અને પછી તો અમેરિકાને પણ તેમાં ઘસડાયા વિના છૂટકો ન રહે એટલે કે અણુયુદ્ધ કરવું કે નહિ તેનો બધો દોર એકલા અમેરિકા પાસે ન રહેતાં, યુરોપ માટે પણ, પોતાના રક્ષણ માટે જરૂર પડયે એમાં આશરો લેવાનું શકય બને એ નીતિ જનરલ દ'ગોલ તથા પશ્ચિમ જર્મનીના પ્રમુખ ડૉ એડીનોર ઘડી રહ્યા છે આ નીતિના સફળ સંચાલનમાં અણુશસ્ત્ર નીતિ પરત્વે અમેરિકા સાથે જોડાએલું બ્રિટન તેમને કઠે એ સમજાય એવું છે.

જર્મની અને ફ્રાન્સ વચ્ચે અત્યાર સુધીમાં ઘણાં યુદ્ધો થયાં હોવા છતાં આજે એ બે દેશોને લાગ્યું છે કે બન્ને જો મળીને નીતિ ઘડે તો, રશિયા અને અમેરિકા જેવી બન્ને મહાનસત્તાઓને પણ, તેમના અભિપ્રાયને ગણત્રીમાં લેવો પડે, અને બન્ને મહાન સત્તાઓથી સ્વતંત્ર એવા એક ત્રીજા યુરોપીઅન બળને તેઓ જન્મ આપી શકે — બન્ને એકલા ટકી શકે એમ નથી, પરંતુ સાથે મળીને તેઓ ઘણું કરી શકે છે. જનરલ દ'ગોલ એ સ્વપ્નું બરાબર સેવી રહ્યા છે— અને આજે તેઓ યુરોપના એક શક્તિશાળી રાજ્યકર્તા તરીકેનુ પોતાનુ સ્થાન મેળવી શક્યા હોઈને તેમના આ સ્વપ્નમાં તેમને જર્મન પ્રમુખ ડૉ. એડીનોરનો સારો સાથ મળી રહ્યો છે. બ્રિટન તરફ તો તેઓ ઘૃણાની નજરે જ જોઈ રહ્યા છે બ્રિટનને તેઓ એક બિનમહત્વના ટાપુ તરીકે ગણે છે. ભવિષ્યના, તેમની કલ્પનાના, યુરોપમાં બ્રિટનનુ સ્થાન કશા મહત્વ વિનાનું છે. જર્મની આર્થિક રીતે ઘણું પગભર બની ગયુ છે, પણ હજુ રાજકીય રીતે એનું અગાઉનુ સ્થાન મેળવતાં તેને ઘણો સમય લાગશે જર્મની બીજા વિશ્વયુદ્ધના અંતે થએલા કરારો મુજબ પોતાનુ અણુ–




# વિજ્ઞાન અને સંસ્કૃતિ | જે. રોબર્ટ ઓપેનહેમર (અનુ : ડૉ રસિક પંડ્યા)

મનુષ્યના આયુષ્યકાળ દરમિયાન બનતા વિશાળકાય અને અપ્રત્યાવર્તનશીલ પરિવર્તનોથી અંકિત એવા એક અસાધારણ વિશ્વમાં આજે આપણે જીવીએ છીએ. આપણે એક એવા યુગમાં જીવીએ છીએ કે જ્યાં નૈસર્ગિક વિશ્વ અંગેનાં જ્ઞાન અને સમજ અદ્વિતીય ઝડપે, વિસ્તાર અને ઊંડાણમાં, વધતાં જાય છે. અને તેમાં મનુષ્યની આવશ્યકતાઓ અને અભિલાષાઓને માટે આ જ્ઞાનનું આયોજન કરવાની સમસ્યાઓ પણ અભિનવ છે. આપણો ભૂતકાળનો ઇતિહાસ તેના ઉપર ઘણો જ થોડો પ્રકાશ નાંખી શકે છે.

સાચે જ, રૂઢિબદ્ધ સમાજોમાં તો, પરિસ્થિતિને સ્થિર, શાંત અને અપરિવર્તનીય રાખવાનું સંસ્કૃતિનું એક હંમેશનું મહાન કર્તવ્ય જ રહ્યું છે એક યુગને બીજા યુગમાં, એક પ્રસંગને બીજા પ્રસંગમાં, અરે, એક વર્ષને બીજા વર્ષમાં પચાવી જવાનું રૂઢિનું કર્તવ્ય થઈ ગયું છે। વૈજ્ઞાનિક વિકાસના આરંભના સરળ દિવસોમાં શાશ્વત વૈવિધ્યના નામે જેની ચર્ચાઓ થાતી હતી તેવાં માનવજીવનનાં સ્થાયી અથવા પલટાતાં લક્ષણો તરફ અંગુલિનિર્દેશ કરીને અર્થનું અનાવરણ કરવાનું સંસ્કૃતિનું પરમ કર્તવ્ય મનાયું છે.

નૃવંશશાસ્ત્રીઓની માન્યતા મુજબ તો આદિ પ્રાથમિક સમાજમાં સાંસ્કારિક રિવાજો અને સંપ્રદાયોનું પ્રમુખ કર્તવ્ય, ખરા અર્થમાં તો, પરિવર્તનને લગભગ સ્થગિત કરી દેવાનું જ હતું. જીવન, તેની રહસ્યમય રીતે, જીવંત પ્રાણીઓને જે કંઈ આપે છે તે બધું સામાજિક પ્રાણીઓનેય પૂરું પાડવાનું તેનું ધ્યેય હતું. પરિણામે, એક જાતની સ્થિતપ્રજ્ઞતા, અવિચ્છિન્ન રહેવાની શક્તિ, આસપાસની દુનિયાના ઉગ્ર સઘળો

---

પાન ૨૦નું ચાલુ

શક્તિશાળી ઊભું કરી શકે તેમ નથી, પરંતુ ફ્રાન્સ સાથે જોડાવાથી તેની એ ઇચ્છા પર પડી શકે તેમ છે. આમ બ્રિટન સામે રાજકીય તેમજ આર્થિક બંને રીતે જર્મન અને ફ્રેંચ હિતો એકત્ર થયાં છે, અને બ્રિટનને સહીઆરા બજારમાં દાખલ થતું અટકાવી શક્યા છે.

બ્રિટનથી સ્વતંત્ર એવા, અને ફ્રેંચ-જર્મન વર્ચસ્વ વાળા યુરોપના નવસર્જનની જનરલ દ'ગોલ તથા ડૉ. એડીનોરની કલ્પના સાથે યુરોપના ઘણાય મુત્સદ્દીઓ સમંત થતા નથી અને જીંદગીને આરે પહોંચેલા આ બે રાજપુરુષોના મૃત્યુ પછી બંને દેશોમાં સત્તા કોના હાથમાં આવે છે તેના પર ભાવિ યુરોપના ઘડતરનો આધાર રહેલો છે પરંતુ આજે તો જનરલ દ'ગોલે ડૉ. એડીનોરનો સાથ મેળવી બ્રિટનને એકલું પાડી દીધું છે.*

---

* Western Unity and the Common Market : By Walter Lippmannના પુસ્તક (૧૯૬૨)ના આધારે

અને પરિવર્તનોથી અલિપ્ત રહેવાની વૃત્તિ જ કેળવાઈ હતી.

આજે સંસ્કૃતિ અને પ્રણાલિકાએ ઘણો જુદો, બૌદ્ધિક અને સામાજિક ઉદ્દેશ, ધારણ કર્યો છે. આજની સૌથી વધુ તાત્ત્વિક અને જીવંત પ્રણાલિકાઓનું પ્રમુખ કર્તવ્ય, નિશ્ચિત સ્વરૂપમાં, ત્વરિત પરિવર્તનનાં સાધનો પૂરાં પાડવાનું છે. ઘણી બધી વસ્તુઓ એકત્ર થઈને માનવ જીવનમાં આ પરિવર્તન આણે છે પરંતુ તેમાં નિર્ણયાત્મક તો વિજ્ઞાન પોતે જ હોઈ શકે. હું વિજ્ઞાન શબ્દનો વિનિયોગ શક્ય તેટલા વિશાળ અર્થમાં જ કરીશ તેમાં નિસર્ગ–વિજ્ઞાન, ઇતિહાસ–વિજ્ઞાન અને, માણસ જેના વિષે વસ્તુગત ભાવે ચર્ચા કરી શકે તે, બધા જ પદાર્થોનો આ શબ્દમાં સમાવેશ થઈ જાય છે એક બાજુએ વિશ્વના સંબંધમાં શોધખોળ અને તેને સમજવાના વિજ્ઞાનના પ્રયત્નો; બીજી બાજુએ, વિજ્ઞાનને યંત્ર વિદ્યામાં પ્રયોજીને, આ રીતે સંપાદન કરેલા જ્ઞાન વડે, કૈંક ઉપયોગી કરી બનાવવાનો વિજ્ઞાનનો પુરુષાર્થ— આ બે અર્થ વચ્ચેની ભેદરેખા પાડવાની જરૂર નથી

## વિજ્ઞાન–યુગ

પરંતુ અમુક કાળજીની તો જરૂર છે જ; કેમકે આપણે આજના સમયને વિજ્ઞાનયુગ કહીને એક રીતે અતિસાધારણીકરણ કરીએ છીએ. આપણે, જ્યારે પ્રસ્તુત વિજ્ઞાનની વાત કરીએ છીએ ત્યારે, સૂક્ષ્મદર્શક યંત્ર સાથેના જીવવિજ્ઞાનવિદ્ અથવા તો સાઈક્લોટ્રોન સાથેના ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રીનો વિચાર કરતા હોઈએ એમ પણ બને! પરંતુ આજે જે સફળ અભ્યાસનો વિષય નથી એવું ઘણું બધું આવતી કાલે અધ્યયન–યોગ્ય બનશે એટલું તો ચોક્કસ છે આજથી એક શતાબ્દી પછી વિધવિધ વિજ્ઞાન–શાખાઓ માટે જે પ્રદેશ સહજગમ્ય હશે તેનો અંશમાત્ર આજે આપણે જોઈ રહ્યા છીએ એમ મને લાગે છે જીવશાસ્ત્રની ઘણી શાખાઓમાં ગંજાવર ઝડપે થતા વિકાસની, અને અનિર્વચનીય છતાં શક્યતાપ્રચુર, એક હકીકતની કલ્પના હું કરી રહ્યો છું તે એકે મનુષ્ય નિસર્ગનો જ એક અંશ છે અને અભ્યાસને માટે સદાય ખુલ્લો છે.

આજના, આપણે રહીએ છીએ તે, મંદગતિમાન, લગભગ સ્થગિત, વિશ્વમાં થઈ રહેલા મહાન રૂપાંતરનું કારણ તો એ છે કે, આજસુધી વિશ્વ વિશે જે કાંઈ જાણવામાં આવ્યું છે તેનો — સંખ્યાત્મક લક્ષણ દ્વારા તથા તેને વિષે પ્રાપ્ત થયેલા જ્ઞાનનો—વિસ્તાર થયો છે. અનુભૂતિના બીજા પ્રદેશોમાં પ્રવેશ થતાં જ્ઞાનનું પરિવર્તન થાય છે તે સાચું છે ઈંચ અને સેન્ટિમીટરના ધોરણે જે સત્ય છે તે કરોડો પ્રકાશવર્ષના પરિમાણના ધોરણે સત્ય ન પણ હોય; તેવી જ રીતે સેન્ટિમિટરના એક–સો–કરોડમા ભાગના પરિમાણ ઉપર પણ તે સત્ય ન હોય. છતાં પણ જ્યાં તે પ્રમાણિત થયેલું હશે ત્યાં તો તે સત્ય રહે છે જ. ત્યાં તે અચલ છે. આ રીતે જે કાંઈ શોધી કાઢવામાં આવે છે તે, જે પહેલેથી સુવિદિત હતું તેમાં, ઉમેરાય છે, તેને સમૃદ્ધ કરે છે; અને તેને ફરીથી શોધવાની જરૂર રહેતી નથી. વસ્તુઓ અને જ્ઞાન પ્રાપ્ત કરવા અંગેનો, આવશ્યકતયા સંગ્રાહક અને અપ્રત્યાવર્તનશીલ, આ સ્વભાવ જ વિજ્ઞાનનું વિશિષ્ટ લક્ષણ છે. સ્વેચ્છાએ ટાળી ન શકાય અને અન્યથા પણ કરી ન શકાય તેવાં પરિવર્તનો માનવજાતિના ઇતિહાસમાં વિજ્ઞાન જ આણે છે એ તદ્દન અસમાન દષ્ટાંત આ છે: પરમાણુ બોંબમાંથી છુટકારો મેળવવા આજનમાં ઘણી ચર્ચાઓ ચાલે છે. મને તે ચર્ચા ગમે છે પરંતુ આપણી જાતને છેતરવી ન જોઈએ. આપણે પરમાણુ બોંબનું ગમે તે કરીએ, દુનિયા તેવી ને તેવી રહેવાની નથી, કેમકે પરમાણુ બોંબને બનાવવાનું જ્ઞાન લોકોના મનમાંથી કાઢી શકાશે નહિ તે તો રહેવાનું જ. અને નૂતન યુગમાં જીવનની આપણી બધી જ વ્યવસ્થાઓમાં તેની વાસ્તવિક સર્વવ્યાપી હાજરીને ધ્યાનમાં રાખવી જ પડશે તેને કોઈ બદલી શકશે નહિ. તે હકીકતને પણ ભૂલી શકાશે નહિ.

## આપણું સ્થાન

એક જુદું જ દષ્ટાંત . આજે જ્યારે આપણે સૂર્યમાળામાં પૃથ્વીના સ્થાન વિષે કૈંક જાણીએ છીએ, અને આપણી નિહારિકામાં આવી સેંકડો કરોડો સૂર્યમાળાઓ છે તે જાણીએ છીએ અને વિશ્વનાં વિશાળકાય દૂરબિનોની દષ્ટિસીમામાં આવી સેંકડો કરોડો નિહારિકાઓ છે એમ પણ જાણીએ છીએ

મહાન સંસ્કૃતિ અલિપ્ત રહી નથી. "વસ્તુઓનાં કારણો જાણવાં" એ એવું કશુંક છે જેને ગંભીર માણસોએ હંમેશાં અવકાર્યું છે; અને તે છે; પ્રગલ્ભ સમાજોએ હંમેશાં જાળવી રાખેલી સંશોધનવૃત્તિ.

## ગ્રીસની સંસ્કૃતિ

કોઈ પણ મહાન સંસ્કૃતિ સંશોધનશીલ પ્રતિભા વિહોણી રહી નથી. જો આપણે ગ્રીસની સંસ્કૃતિની અને ત્યાર પછીના હેલન અને રોમનોના સમયની વિચારણા કરીએ તો તે સમયે જ વૈજ્ઞાનિક ક્રાંતિ ન નીપજી તે સવિશેષ મુંઝવનારું થઈ રહે છે. ગ્રીકલોકોએ એવું કંઈક શોધી કાઢયું હતું કે જેના વિના સમકાલીન વિશ્વ આજે છે તેવું બની શક્યું ન હોત. દા. ત. તેમણે શક્તિ (તાકાત)નાં ધોરણો (માપ), સાબીતીનો વિચાર—તર્કક્ષમ આવશ્યકતા (logical necessity)નો વિચાર, તેમજ એક વસ્તુ બીજી વસ્તુ સાથે અન્વયિત હોવાનો વિચાર શોધી કાઢેલો છે. તેના વિના તો વિજ્ઞાન લગભગ અસંભવિત જ છે. કારણ કે જો વિનિયોગ અને આવશ્યકતાનું અમુક પ્રકારનું ચુસ્ત માળખું ન હોય તો ધારણા કરતાં કે બીજું જ નીપજે તથા કઈ વખતે કયું પગલું ખોટું હતું તે જાણવા માટે, પોતાની ભૂલને સુધારી લેવા માટે, અને ભૂલ શોધી કાઢવા માટે, આપણી પાસે કોઈ જ માર્ગ રહે નહિ. પરંતુ ઇતિહાસમાં ઘણાં વહેલાં ગ્રીકોએ આ સિદ્ધિ પ્રાપ્ત કરી લીધી હતી. તેઓ જિજ્ઞાસુ અને સંશોધક વૃત્તિના હતા. આજના જેવા વિશાળ ફલક ઉપર તેમણે પ્રયોગો કર્યા ન હતા, પરંતુ તેમણે ઘણા પ્રયોગો કરેલા તો ખરા જ. હમણાં હમણાં આપણે એ વાતની કદર કરતા થયા છીએ કે, તેમનામાં ઘણી ઊંચી કક્ષાની ટેકનિકલ અને ટેકનોલોજિકલ સમજદારીનું મિશ્રણ હતું. તેઓ ઘણાં સૂક્ષ્મ અને અટપટાં સાધનો બનાવી શકતા હતા. જો કે આ વિષે તેમણે ઝાઝું લખ્યું નથી. ગ્રીક લોકો વૈજ્ઞાનિક ક્રાંતિ કરી ન શક્યા તેનું કારણ એવું પણ હોય કે અન્ય પ્રજાઓ સાથેના સંપર્કની બાબતમાં ... પ રહ્યા હશે. વળી તેમનો સમાજ નાન ... તેમાં પ ... પૂરતા પ્રમાણમાં માણસો ... ોગમાં રસ લેતા ન હોય એમ પણ બને. ઇતિહાસનો વિચાર કરતાં, આ ઘટના પોતે જ વિલક્ષણ હોવાને કારણે, તેનું અમુક વિલક્ષણ કારણ આપણે શોધી શકતા નથી. વળી, સાચું કારણ મળી આવ્યું છે તેની ચકાસણી પણ કરી શકાતી નથી. મને લાગે છે કે શ્રેષ્ઠ અનુમાન તો એ હોઈ શકે કે ચીનની સંસ્કૃતિમાં જે ન હતું, ભારતીય તેમજ ગ્રીક–રોમન સંસ્કૃતિમાં પણ જે ગેરહાજર હતું તેવું કશુંક ગ્રીક સંસ્કૃતિમાં હતું. પ્રકૃતિના તર્કશુદ્ધ વિચારની જ કેવળ ઊણપ હતી—જે વધુ સારી સમજ પૂરતી મર્યાદિત ન હતી. ગ્રીક લોકો પાસે આ તર્ક હતો.

## શ્રદ્ધા અને સિદ્ધિઓ

માનવીની પરિસ્થિતિ સાથે જેને વધુ નિસ્બત છે તેવા પ્રગતિના ખ્યાલને અપનાવ્યો હતા. આ પ્રગતિનો ખ્યાલ ખ્રિસ્તી–દ્વૈત વાદના વિખ્યાત યુગના ઉત્તરાર્ધમાં સારી પેઠે વ્યક્ત થયો હતો—આ ખ્રિસ્તી દ્વૈતવાદ એટલે શ્રદ્ધા અને કર્મ બંનેનું સાયુજ્ય—એક એવો ખ્યાલ કે માનવીની સ્થિતિમાં સુધારણા અને તેની સંસ્કારિતાની પ્રગતિ પાછળ ચોક્કસ અર્થ રહેલો છે જેમ, આપણા બધાની આ વિકાસઘટના પ્રત્યે જવાબદારી છે, તેવી રીતે માનવજાત પ્રત્યે પણ. મને લાગે છે કે જ્યારે ધર્મના બીજા ઐહિક પાસાની અનુપૂર્તિ કરતો માનવીની પરિસ્થિતિનો આ મૂળભૂત વિચાર તેરમી અને પંદરમી સદી દરમિયાન પોષાયો અને ફલદાયી બનાવાયો ત્યારે જ, વિજ્ઞાનયુગની શરૂઆત થવા પામી. આ પ્રક્રિયા પણ, આદિ કાળના વૈજ્ઞાનિકો, તત્વચિંતકો અને ગણિતશાસ્ત્રીઓએ જે સિદ્ધિઓ હાંસલ કરી હતી તેના પુનરૂશોધન પછી જ, શક્ય બનવા પામી હતી.

સત્તરમી સદી સુધીમાં તો મનુષ્યનું જ્ઞાન, અથવા તો પ્રચલિત સૂત્ર પ્રમાણે 'ઉપયોગી જ્ઞાન', સંમાર્જિત કરવામાં ઠીકઠીક લોકો લાગી ગયા હતા. પરિણામે ... ાયટી' અને 'અકાદમી' જેવી નવી સંસ્થાઓ ... આવી હતી, તેમાં લોકો મુક્તમનથી ચર્ચા ... હતા અને સયોજિત રીતે કામ કરવા ... વિચાર–વિ ... બીજી વ્યક્તિ- ... સુધારવાનું ... કૌશલ્યની કદર

આટલું બધું પ્રસિદ્ધ કરીએ છીએ તો તે બધું ક્ષુલ્લક જ હશે. હું માનું છું કે તે સાચું નથી. વિચારશીલ માણસોનો બનેલો કોઈ પણ વૈજ્ઞાનિક સમાજ આવા ભયથી તેની જાતને બચાવી લેશે કેમકે જે કાંઈ પ્રસિદ્ધ થયું છે તે જ આપણે વાંચવાનું છે. જેમાં ખરેખર કોઈ નવીનતા નથી, જેનાથી જ્ઞાનમાં કશો વધારો થતો નથી, તેવી માહિતી અને બિનમહત્વની બાબતોના સંગ્રહને પ્રસિદ્ધ નહિ કરવાની દલીલનો ધસારો અસાધારણ છે.

બીજો મુદ્દો એ છે કે દરેક નવી શોધ અગાઉની જાણીતી શોધને નિરસ બનાવી મૂકે છે, અને જેટલી ઝડપથી તેને શીખાય તેટલી જ ઝડપથી તેને વિસરી પણ જવાય, એમ પણ કોઈ કહી શકે. તેમાં સત્યનો અંશ છે ખરો: જ્યારે કોઈ નવી મહાન સમજ જાગૃત થાય છે, વ્યવસ્થાનું કોઈ મહાન તત્વ બહાર આવે છે, નવો સિદ્ધાંત કે નિસર્ગનો કોઈ નવો નિયમ શોધી કાઢવામાં આવે છે ત્યારે, સાવ અસંબદ્ધ રીતે, જેને સ્મૃતિબદ્ધ કરવું પડતું હોય તેવું ઘણું બધું, નવા જ્ઞાન સાથે, આપોઆપ સંકળાઈ જાય છે; અને કંઈક અંશે સરળ બનીને તેમાં અંતર્ગત બની જાય છે છતાં પણ બની ગયેલી વસ્તુને કોઈથી ભૂલી શકાય તો નહિ જ. કેમકે ઘણું કરીને ૧૯૬૨માં જેની શોધ થયેલી હોય તેનો અર્થાન્વય ૧૯૫૫–૫૦ કે તેથી પણ અગાઉ શોધાયેલી હકીકતોના સંદર્ભમાં જોડાવાનો હોય છે, નવી શોધખોળના અનુસંધાનમાં પણ તે આ જ હકીકત હોય છે. આપણને નવી શોધ આપનાર સાધનોની માન્યતાઓનું મૂળ પણ આ હકીકતોમાં જ હોય છે. અને તેમની જ પરિભાષામાં નવી માન્યતાઓનું સંશોધન કરવામાં આવેલું હોય છે.

ત્રીજો મુદ્દો: દસ દસ વર્ષમાં બમણી ગતિએ વધતી વસ્તુનો વિચાર કરીએ તો, એમ કહેવું જોઈએ કે ગમે ત્યારે તેની આ ગતિ રોકાવી જોઈએ. "ભૌતિક શાસ્ત્રીય અવલોકન" પૃથ્વીથી વધુ વજનદાર ન બની શકે. આપણને ખબર છે કે આ વિકાસ કે ક્રિયા અમુક હદે પહોંચતાંએ પહોંચવાની જ—મોટાભાગે આજની ભૂમિકા કરતાં ઘણા ઊંચા સ્તર ઉપર જઈને તેમ થશે. એવો સમય પણ આવશે કે જ્યારે વિજ્ઞાનના વિકાસની ગતિ એટલી નહિ રહે કે જેથી દસ દસ વર્ષે મેળવેલું નવું જ્ઞાન બમણું થતું રહે. પરંતુ ત્યારે એકત્ર થયેલું જ્ઞાન આજના કરતાં તો કેટલાય ગણું હશે. કોઈ પણ વિજ્ઞાનીએ ધંધાદારી રહેવું હોય (ધંધો જીવતો રાખવો હોય) તો, અવિરત અભ્યાસનિષ્ઠ જીંદગી જીવવી પડવાની—વિકાસની આજની ગતિ આટલું તો સૂચવે છે જ તો જ, કોઈ પણ બુદ્ધિજીવીની તેની પોતાની બાબતો અંગેના, તેમજ જરા જુદા ક્ષેત્રોના, તેના સહાધ્યાયીઓના સર્વસાધારણ વ્યવહારની ચાવી આપણને અહીં મળી જાય છે. વ્યવહારના ચોકઠામાં રહીને દરેક માણસને પસંદગીની થોડી તક તો રહેશે જ. તે તેના પોતાના ક્ષેત્રમાં નીકટતમ, ઘનિષ્ઠ અને સૂક્ષ્મ માર્ગે અભ્યાસ ચાલુ રાખવાનું પસંદ કરી શકે છે કે જેથી તેમાં શું અધ્યયનયોગ્ય છે તેનો તેને ખ્યાલ હોય છે પણ પછી ક્ષેત્રની વિશાળતા વધી જશે, તેનું જ્ઞાન સમગ્ર વિજ્ઞાનની દૃષ્ટિએ ઘણું અધૂરું હશે. પરંતુ તેના પોતાના ક્ષેત્રને લાગેવળગે છે ત્યાં સુધી તે ઘણું સંપૂર્ણ અને ઘનિષ્ટ હશે. બીજી બાજુ, વિજ્ઞાનમાં શું ચાલી રહ્યું છે તે વિષે સર્વસામાન્ય અને ઉપરછલ્લું ઘણું બધું જાણવાનું તે પસંદ કરી શકે છે. પરંતુ તેમાં દક્ષતા, ઘનિષ્ટતા, ઊંડાણ કે પ્રભુત્વનો અભાવ જ રહેવાનો.

આ બાબત ઉપર ભાર મૂકવાનું કારણ તો માત્ર એટલું જ કે વૈજ્ઞાનિક જીવનનાં લગભગ બધાં જ સાંસ્કારિક મૂલ્યો નીકટતમ નિરીક્ષણ ઉપર આધારિત છે. તેમાંથી જ નવી પદ્ધતિઓ, કપરા અનુભવો, સારી પસંદગીઓ, મહાન હતાશાઓ, મહાન શોધખોળો આકાર લે છે.

# ચીની કમ્યુનિસ્ટ પાર્ટી અને બુદ્ધિજીવી

લે : યાંગ-સિંહ ચાન
અનુ : શુભદ્રા ગાંધી

[ એકાઉન્ટન્સીના પ્રોફેસર તથા કમ્યુ. પાર્ટીના એકવારના અગ્રણી કાર્યકરનું નિવેદન ]

૧૯૫૭ના વસંતમાં કમ્યુનિસ્ટ પાર્ટીની કાર્યરીતિમાં સુધારો કરવા માટે ચીનમાં માઓ ત્સે તુંગના આદેશ પછી, જે ઝુંબેશ થઈ એ દરમિયાન, કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિ રીતિ પર લોકોએ ખૂબ છૂટથી પોતાના મત પ્રગટ કરેલા, એ પ્રસંગે પાર્ટીના કેટલાક કાર્યકરોએ પણ પાર્ટીએ લોકો પ્રત્યે આચરેલ અપરાધો તરફ આંગળી ચીંધી હતી.

'સેન્ટ્રલ સાઉથ ઇન્સ્ટીટ્યુટ ઑફ ફાઇનેન્સ એન્ડ ઇકોનોમિક્સ'માં એકાઉન્ટન્સીના પ્રોફેસર અને ચીની કમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યકર્તા યાંગ સિંહ-ચાનના નિવેદનનો સંક્ષેપ અહીં આપવામાં આવેલ છે.

આપણા વડવાઓ કહેતા કે: 'જેણે લોક જીત્યાં એણે જગ જીત્યું'

આપણી પાર્ટીએ રાજકીય સત્તા કબજે કરી ત્યારથી, એક બાજુથી, આપણે આ દેશના માલિક તો બની ગયા છીએ, પણ બીજી બાજુથી સૈદ્ધાંતિક રીતે લોકોને જીતી લેવા તરફ આપણે ધ્યાન આપવાનું બિલકુલ મૂકી દીધું છે. પરિણામે, અમુક સમસ્યાઓની બાબતમાં તો, પાર્ટી અનિવાર્ય રીતે લોકોની શત્રુતાનું નિશાન બની છે; ને એથી જ મને લાગે છે કે પાર્ટી ભૂતકાળમાં હતી એટલી લોકપ્રિય આજે રહી નથી. લોકોમાં આપણા પ્રત્યેનો અસંતોષ ઉત્તરોત્તર વધી રહ્યો છે.

## માનવ અધિકારો

આપણા રાજ્યબંધારણમાં એ અધિકારનો સ્વીકાર કરવામાં આવ્યો છે કે, પોતાનું રહેઠાણ નક્કી કરવાનો ને એ રહેઠાણને બદલવાનો નાગરિકોને પૂરો અધિકાર રહેશે. આજે તો આપણા દેશના ૫૦ કરોડ ખેડૂતોમાંથી જો કોઈ ગામડેથી શહેરમાં પોતાનું રહેઠાણ બદલવા માગે તો આપણે એનો એ અધિકાર માન્ય રાખતા નથી.

મારા એક પડોશીએ પોતાના બાળકને સંભાળવા એક ખેડૂત બાઈને દાઈ તરીકે રાખેલી છે આ નોકરી સંભાળવા માટે, એ બાઈને, પોતે વુહાનમાં રહી શકે તે માટે, પહેલાં પતિની સાથે છૂટાછેડા લેવા પડ્યા! એનાં બાળકોની નામરજી છતાં એને આ પગલું લેવું પડ્યું! એટલું જ નહીં પણ વુહાનમાં રહેઠાણ મેળવવા માટે એને ત્યાં રહેનારા એક માણસ સાથે લગ્ન કરવા પડ્યાં—એ માણસને એ બિલકુલ ચાહતી નથી, તેમ છતાં એને આ પગલું લેવું પડ્યું. અને તો, પોતાનો પતિ વુહાનનો રહેવાસી છે એ હકીકતના જોરે જ એ પોતાનું ગામ છોડી વુહાનમાં રહેઠાણ મેળવી શકી, ને પોતાની નોકરી સાચવી શકી.

એનો અર્થ એ થયો કે, માણસે જો પોતાનું રહેઠાણ બદલવું હોય તો તે માટે કુટુંબ-જીવનનો ભંગ સહેવો જોઈએ—આ તો એક કરુણતા જ કહેવાય!

આપણે તો આપણા બંધારણમાં એવું કહ્યું છે કે નાગરિકોના વ્યક્તિ તરીકેના અધિકારો અક્ષત રહેશે. પરંતુ ૧૯૫૫ની સાલ દરમિયાન, આપણે 'પ્રતિક્રાંતિકારીઓના દમન' માટે જે ઝુંબેશ ચલાવી, એ દરમિયાન આખા દેશમાં અસંખ્ય નાગરિકોને, તેઓ જ્યાં જ્યાં કામ કરતા હતા, તે તે પ્રદેશના પાર્ટી ઘટકોએ, પકડીને પૂરી દીધા હતા એમાંના કેટલાય માણસોથી તો એ ઝુંબેશની કઠણાઈઓ વેઠી નહિ શકાઈ, એને કારણે મરી પણ ગયા હતા

એ બધા નાગરિકોને પકડવા માટેનાં કારણો ભલે ને ગમે તેટલાં 'વાજબી' હતાં એમ આપણે માનીએ, છતાં આપણે હાથે નાગરિકોના માનવ અધિકારની ગંભીર ક્ષતિ થઈ છે એ વાત તો નક્કી જ.

આવાં બધાં કૃત્યોએ લોકોના દિલમાં પાર્ટીને માટે પુષ્કળ રોષ જગાડેલો છે...તેમ છતાં એ બાબત આપણી પાર્ટી તદ્દન મૂગી છે, એનું રૂંવાડુંય ફરક્યું હોય એમ જોવા મળતું નથી. આવાં ક્રૂર કૃત્યો, આટલા લાંબા વખત સુધી, કેમ ચાલ્યા કર્યાં, એનું કારણ જોવા જાઓ તો તમને એકજ જવાબ મળશે, ને તે એ કે, પાર્ટી પોતે જ એવાં કૃત્યોને ટેકો આપી રહી હતી, માટે એ બધું ચાલ્યું.

આ વલણને અત્યાચારીપણું ને માનવી પ્રત્યેનો કેવળ ધિક્કાર નહિ તો બીજું શું કહેશો?

અમુક સ્થળે ને અમુક કાળે, કદાચ આવાં કૃત્યોને આપણે જરૂરી ઠેરવી શક્યા હોત, પરંતુ આ કહેવાતી 'જરૂરિયાત'ને કારણે રાજ્યબંધારણમાં સ્વીકારેલા આ માનવ અધિકારો, એ કાયદાના કબાટમાં ગોઠવી મૂકેલી, દેખાવ માટેની, લોકોને કેવળ ભુલાવામાં નાખનારી, વસ્તુ બની ગયેલ છે...

ત્રીજું દૃષ્ટાંત લઈએ—

કેટલાક લોકો કહે છે કે, આપણી સામાન્ય ચૂંટણીઓ પાલખી-વહન જેવી ઘટના છે. કોઈ લોકોને હુકમ કરે એટલે તેઓ પાલખીને ઊંચકીને અમુક ઠેકાણે પહોંચાડી દે.

એવું જ આપણા દેશની ચૂંટણીઓમાં થાય છે... પણ હું એમના આ દૃષ્ટાંત સાથે સહમત નથી થતો. કારણ પાલખીને કાંધે ઉપાડી વહી જનારા ભોઈઓને, તમે ગમે તેટલા અજ્ઞાન માનો તો પણ, એમની કાંધ પરની પાલખીમાં કોણ બેઠેલું છે એટલું તો તેઓ જોઈ શકતા હોય છે પણ આપણે તો આજે એટલુંય જાણતા નથી કે આપણો ચૂંટેલો માણસ કેવો છે, એ ઊંચો છે કે બટકો છે, એય ન જાણતા હોઈએ ત્યાં એની કાર્યક્ષમતા ને ચારિત્ર્ય બાબત કશું જાણવાની તો વાત જ ક્યાં રહી? આપણે તો કેવળ મતદાન કરનારું યંત્ર બની ગયા છીએ એમ જ કહો ને!

## તત્કાલનાં હિતો અને દૂરનાં હિતો

આપણા દેશમાં તત્કાલ હિતોનો દૂરના ભાવિનાં હિતો સાથે મેળ બેસાડવાનો સવાલ લઈએ વ્યક્તિનાં હિતોનો સમૂહનાં હિત જોડે મેળ બેસાડવાનો સવાલ લઈએ

મુક્તિ પહેલાંના વખતમાં, 'આઠ કલાકનો દિવસ' હોવો એ આપણી કામદાર ચળવળનો એક મુખ્ય ઉદ્દેશ હતો પરંતુ કામદાર ચળવળનો સંપૂર્ણ વિજય થયો તે પછી, કોણ જાણે કેમ, પણ આ 'આઠ કલાકનો દિવસ' વાળો સવાલ ક્યાંય ચર્ચાતો હોય એવું જોવા મળ્યું નથી. આ એક અત્યંત નિરાશાજનક વસ્તુ છે અલબત્ત, આપણે એ માટેનાં કારણો તરત આગળ ધરી દઈ શકીએ એમ છીએ કે 'ભૂતકાળ સાથે વર્તમાનને સરખાવી શકાય એવું છે જ નહિ. આખી પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગયેલી છે ..' છતાં લોકોની એક વાત તરફ પણ લક્ષ દેવા જેવું છે, તેઓ કહે છે કે "અમારા જીવનની કઠિણાઈઓ વર્તમાનમાં-ભૂતકાળ જેવી જ રહી છે"

એક નવી વાત વિચારીએ લોકોની દૃષ્ટિએ. સૈદ્ધાંતિક રીતે જુઓ તો, પોતાના કુટુંબના રણીધણી તેઓ પોતે જ છે પાર્ટીની દૃષ્ટિએ જુઓ તો, સમૂહનાં હિત માટે મોટા ભાગના લોકોએ રાત 'ને દિવસ મજૂરી કરવાની છે. સાથે સાથે પોતાના કુટુંબના કર્તાહર્તા તરીકેનો ભાગ પણ એણે ભજવવાનો છે...પરંતુ કૌટુંબિક જીવન ને પરિવારના સહવાસનું સુખ માણવા માટે સમયનો અવકાશ આપણે એની પાસે રહેવા દેતા નથી.

એ તો ઠીક, એ બાબત ફરિયાદ કરવાનો અધિકાર પણ એને રહ્યો નથી!

ને આપણે જો એમ કહીએ કે આ આંતરિક વિસંવાદિતાનું કારણ એક જ છે, ને તે એ કે નેતાઓએ સમૂહનાં ને દૂરનાં હિતો પર વધારે પડતો ભાર મૂકી દીધો છે, ને આમજનતા કેવળ પોતાના તાત્કાલિક ને વ્યક્તિગત હિતો પર જ બધો ઝોક દઈ રહી છે, તો એનો અર્થ એ જ થયો કે નેતાઓએ જ માથે લઈને, પહેલ કરીને, આ સમસ્યાનો ઉકેલ કરવા આગળ આવવું પડશે. એમણે લોકોનાં વર્તમાન ને વ્યક્તિગત હિતો પ્રત્યે જરા વધારે કાળજીપૂર્વક ધ્યાન આપવું પડશે, ને સાથે સાથે લાંબાગાળાનાં સામુહિક હિત માટે લોકોને જાગૃત કરવા પડશે. લોકશિક્ષણ દ્વારા પ્રજાને આ બધી વસ્તુઓથી માહિતગાર રાખવાની યોજના કરવી પડશે. નેતાઓ જો પ્રજાની પીઠ પર પડેલા અસહ્ય બોજા પ્રત્યે બિલકુલ દુર્લક્ષ સેવતા રહ્યા ને, જ્યારે ને ત્યારે માત્ર લાંબા ગાળાનાં ને સમૂહનાં હિતની વાતો જ આગળ ધરતા રહ્યા ને લોકોની વ્યાજબી ફરિયાદો હોય તે પણ દૂર કરવાનો ઇન્કાર સંભળાવતા રહ્યા તો, લોકોનો અસંતોષ સાર્વત્રિક બનવાનો છે, એ વિષે નિઃશંક રહેજો.

## 'ડાયલેક્ટિક્સ'નું બાણુ

'આઠ કલાકનો દિવસ' વાળી વાત કરતાં મને વળી એક બીજો સવાલ યાદ આવી જાય છે—આપણી "રાજકીય પ્રામાણિકતા"નો

જ્યારે ને ત્યારે, આવો કોઈ સવાલ ઊભો થયો તો એના જવાબમાં એક જ દલીલ સાંભળવા મળે છે. "કમ્યુનિસ્ટ પાર્ટી ડાયલેક્ટીક્સમાં (વિરોધ વિકાસવાદમાં) માનનારી પાર્ટી છે." અર્થાત કે, એટલા માટે પ્રામાણિકતાના સવાલની એ સરળતાથી ઉપેક્ષા કરી શકે છે! 'આઠ કલાકનો દિવસ' વાળા સવાલ પર જુદે જુદે સમયે એણે લીધેલાં જુદાં જુદાં વલણ, એ એના ડાયલેક્ટીક્સનો નમૂનો છે...! અલબત, આ કમ્યુનિસ્ટોની ગેરસમજ છે. એ વાત સાચી કે, રાજનીતિના અમલની બાબતમાં પરિસ્થિતિ અનુસાર બાંધછોડ કરવાનો ખ્યાલ એ પોતે કોઈ ખરાબ વસ્તુ છે જ નહિ. પરંતુ એમાં પણ અનિશ્ચિતતા થાય, ને સવારમાં કાઢેલો હુકમ સાંજ સુધીમાં પલટાઈ જતો હોય, આખા નિર્ણયના નિર્ણય જ ફરી જતા હોય—એક વખતે તમે અંકુશનો કડક રીતે અમલ કરો ને બીજે વખતે એ અંકુશને એકદમ ઢીલો મૂકી દેતા હો તો, એથી લોકો મુશ્કેલીમાં મૂકાઈ જવાના.

કોઈપણ કાનૂનનો તમે કડકાઈથી અમલ કરતા હો ત્યારે, ને એ જ કાનૂનને ઢીલો મૂકી દેતા હો ત્યારે—તમારે એમ શાથી કરવું પડયું એ બાબત, લોકોને કારણ આપવું પડશે. ને એ કારણને તમે રજૂ કરેલા મુદ્દાન સિદ્ધાંતો સાથે મેળ હોવો જોઈશે બાકી આપણી દૃષ્ટિથી આજે જે વસ્તુને આપણે 'ડાયલેક્ટીક્સ' તરીકે ઘટાવીએ છીએ, લોકોની દૃષ્ટિએ ને પ્રામાણિકતાની ઊણપ સાબીત કરનારી છે.

## બુદ્ધિજીવીઓ અને કમ્યુનિસ્ટ પાર્ટી

આ ત્રીજી સમસ્યા છે.

હું કબૂલ કરું છું કે, સાત વર્ષના ગાળામાં પાર્ટીના સત્તાને જે સિદ્ધિઓ મળી છે તે અપૂર્વ છે, ને ઊણપો એની તુલનામાં નજીવી છે, એવા સત્યનું ધોરણ સ્વીકારું તો પણ મારે કહેવું પડે કે, બુદ્ધિજીવીઓના ક્ષેત્રે તો, આપણી ઊણપો જ આગળ તરી આવે છે. વધુ સ્પષ્ટ ભાષામાં કહું તો, બુદ્ધિજીવીઓ અંગેની આપણી નીતિ નર્યાં નિષ્ફળ જ સાબીત થાય છે.

બુદ્ધિજીવીઓ અંગેની પાર્ટીની નીતિ એટલે એમને "એકત્ર કરો, શિક્ષણ આપો, ને એમનું પુનરૂત્થાન કરો." (યુનાઈટ, એજ્યુકેટ એન્ડ રિફોર્મ). આ દરખાસ્તો એટલી સર્વસાધારણ છે કે ગમે તેને લાગુ પાડી શકાય. એ દરખાસ્તને જ્યારે આપણે બુદ્ધિજીવીઓ પ્રત્યેની આપણી નીતિના સત્ર તરીકે સ્વીકારીએ છીએ ત્યારે, એથી બે પ્રકારના સવાલ ઊભા થાય છે

પહેલી વાત તો એ કે, આ નીતિ તદ્દન જડ દાંચાઢાળ ને ધૂંધળી છે. બુદ્ધિજીવી વર્ગની જે ખાસિયતો છે, એમના જે વિવિધ પાસાં હોય છે, એને લક્ષમાં લઈ ને એ ઘડાયેલી નથી આવી નીતિ હોવી એ નીતિ જ નહિ હોવા બરાબર છે પરિણામે આજે આપણે

જોઈએ રહ્યા છીએ કે બુદ્ધિજીવીઓની સમસ્યાનો ઉકેલ આપણે કરી શક્યા નથી.

બીજી વાત એ કે, પાર્ટીના દૃષ્ટિબિંદુ મુજબ તો, બુદ્ધિજીવીઓનો વર્ગ વિશેષે કરીને એક અનિષ્ટ જ છે

આથી એમને 'સુધારવા' ઉપર જ વધારે ભાર આપવો જરૂરી ગણાયો છે! પરિણામે બુદ્ધિજીવીઓની સમસ્યાના ઉકેલ માટે ખોટી પદ્ધતિ અજમાવાઈ રહી છે. એક બાજુ આપણી પાર્ટીએ કામદાર વર્ગની પાર્ટી તરીકે બુદ્ધિજીવીઓને પોતાના સાથીદાર તરીકે ઓળખાવ્યા છે, દુશ્મન તરીકે નહીં; ને તેમ છતાં આખો વખત કોણ જાણે કેમ પણ, એમને બાજુએ જ હડસેલ્યા કર્યા છે. એમના પ્રત્યે ઉપેક્ષાજ સેવી છે પાર્ટી એમને ઓળખવામાં સદંતર નિષ્ફળ ગયેલી છે.

આ નિષ્ફળતાને લીધે સ્વાભાવિક રીતે જ પાર્ટીની એમના પ્રત્યેની નીતિ જડ ડામાડોળ રહી છે. એટલુંજ નહીં એમના વિષેનો પાર્ટીનો અંદાજ સદા ખોટો રહ્યો છે બુદ્ધિજીવીઓ વિષેના આ ખોટા અંદાજને કારણે જ એમના તરફ આપણે કેવું વિચિત્ર વલણ અપનાવતા રહ્યા છીએ તે જોઈએ: કાં તો કોઈ વખત આપણે ઊમળકા પૂર્વક એમનું સ્વાગત કરીએ છીએ, મૈત્રીભર્યો હાથ લંબાવી એમને આવકારીએ છીએ, અથવા તો કોઈ પણ દેખીતા કારણ વિના જ એમના પ્રત્યે દંડીગાર ઉપેક્ષાનું વલણ દાખવીએ છીએ .. કેમ જાણે એમની સાથે કેવું વર્તન કરવું એની જ આપણને સમજ ન પડતી હોય! કોઈકવાર આપણને એમ લાગે છે કે, સૈદ્ધાંતિક બાબતમાં બુદ્ધિજીવીઓ 'એકદમ પછાત' રહી ગયેલા છે, કદિક એમના પૂર્વજીવનનો ઇતિહાસ આપણને અત્યંત જટિલ ભાસે છે, એમનું રાજકીય વલણ આપણને તદ્દન ધૂંધળું લાગવા માંડે છે, ને એકાએક આપણે એમના પર છેડાઈ પડીએ છીએ, એમની સામે લડતોની† એક આખી પરંપરા છૂટી મૂકી દઈએ છીએ

આમ છતાં કોઈકવાર વળી એવું સત્ય આપણી આંખે ચડી આવે છે કે, આ લોકો પાસેય કઈક એવું જ્ઞાન છે, શક્તિ છે, કઈક એવું કૌશલ છે, જેને સમાજવાદની રચના માટે જરૂર ઉપયોગમાં લઈ શકાય. ને આ બાબત આપણી આંખ ઊઘડી હોય છે તે દરમિયાન આપણે એમના પ્રત્યે મૈત્રીભરી લાગણી અનુભવવા લાગીએ છીએ, એમને આપણા સંયુક્ત મોરચામાં જોડાઈ જવા આમંત્રણ આપીએ છીએ. પરંતુ આ વલણ આપણામાં ઝાઝો વખત ટકતું નથી.

વળી એવો ય કાળ આવે છે જ્યારે, આપણે બુદ્ધિજીવીઓને કાં તો આગમાં ઝોંકીએ છીએ, કાં પાણીમાં ધકેલી દઈએ છીએ, કદિક એમને જહન્નમમાં ધક્કો મારીએ છીએ તો કદિક અધ્ધર ઊંચકી લઈ એમને સ્વર્ગમાં બેસાડી દઈએ છીએ

પરિણામે, મુક્તિની શરૂઆતના દિવસોમાં જ ચીન છોડી બહાર ચાલ્યા જવાની મિત્રોની સલાહને અવગણી, સ્વદેશમાં જ રહેવાનો નિર્ણય લેવા બદલ તેઓ પોતાની જાતને દોષ દઈ રહ્યા છે. કમ્યુનિસ્ટ પાર્ટી વિષે ભ્રમણામાં રહી જઈ બેવકૂફીપૂર્વક પાર્ટીની નેતાગીરી કબૂલ કરી લેવાને કારણે, અંતે એમને 'પ્રતિક્રાંતિકારી'નું બિરૂદ કપાળે લગાડીને ભૂંડા હાલે મરવું પડે છે.

કપાળે કાળું કલંક લઈ એમને એકલાને મરવું પડે છે એમ નહિ, એમનાં સ્ત્રી બાળકોની દશા પણ બહુ બૂરી થઈ જાય છે એમને પણ લોકોના તિરસ્કારનો ભોગ બની મહામુસીબતે જીવન ઢસડવું પડે છે! જેમને ઊંચે આસમાને સ્થાપવામાં આવ્યા હોય છે એવા બુદ્ધિજીવીઓને પણ જીવનમાં શાંતિ ને સ્વસ્થતા તો જોવા મળતાં જ નથી કારણ એમના દિલમાં પણ સતત, હરઘડી ડર રહેતો હોય છે કે, "ન જાણે કઈ ઘડીએ માલિક અન્નદાતાનો રાતો ડોળો મારા તરફ ફરશે, ને મને સાફ કરી નાખશે......

એક કરુણ ઉપમા યાદ આવે છે: સગાઈ થઈ ગઈ હોય એવી કોઈ કન્યાને એની ભાવિ સાસુના રાજમાં પળે પળે સાસુના મિજાજથી ડરતાં ને ધ્રૂજતાં જીવવું પડે, એવી રીતે આ સાત વરસ બુદ્ધિજીવીઓ

† અહીં 'લડતો'નો અર્થ એ કે પ્રજાના એક વર્ગને બીજા વર્ગ સામે ઉશ્કેરી 'એના મેલા ઈરાદા' ને 'બૂરી દાનત' ને ખુલ્લા પાડવાનો દેખાવ કરવો. ગુનેગારના પીંજરામાં ઊભા રાખી આવા માણસો પાસે પશ્ચાત્તાપના બોલ બોલાવી, એમને પોતાની વફાદારી પુરવાર કરવાની ફરજ પાડવી.

આપણી પાર્ટીના રાજછત્ર હેઠળ ઉગ્યા છે. સમાધિની કન્યા એટલે, એક રીતે ગણાય કુટુંબનું જ એક માણસ." પણ એને જીવવાનુ સદા ડરી ડરીને...આમ કરીશ તો સામુમા રીઝશે કે ખીજશે? રખેને એમનો મિજાજ બગાડી બેસું—એ બીક એ સદા ફફડતી જ રહે છે. એની એક ભૂલ થઈ કે કુટુંબ આખું એને માથે શેર થઈ બેસતુ હોય છે...એવી છે બુદ્ધિજીવીઓની દશા આપણે ત્યાં

બુદ્ધિજીવીઓ અંગેની આપણી પાર્ટીની નીતિ તદ્દન ખોટી બની ગઈ છે

એથી જ આપણા સમાજમાં બુદ્ધિજીવીઓને કોઈ ચોક્કસ સ્થાન આપવામાં આવ્યુ નથી, એમને માટેનું ભવિષ્ય અચોક્કસ ને ધૂંધળુ રહી ગયું છે. એટલું જ નહિ એમને દમવાના, દંડવાના આપણે એવા હજાર હજાર રસ્તા શોધી કાઢ્યા કે ખેડુતોએ જમીનદારને કે કામદારોએ મૂડીવાદીઓને દંડવા માટે ય કદી નહિ અજમાવ્યા હોય.

## બુદ્ધિજીવીઓ : આત્મહત્યના પથે

સમાજ–સુધારની ઝુંબેશો દરમિયાન એમના પર જે અપમાન ને માનસિક અત્યાચાર ગુજારવામાં આવ્યો, તે સહન ન થઈ શકવાને કારણે કેટલાય બુદ્ધિજીઓએ મિનારાઓ ને ઊંચા મકાનોની છત પરથી કૂદી પડીને નદીમાં ડૂબી જઈને ઝેર ખાઈને. અસ્રાની ધારે ગળુ કાપીને કે એવા અનેક ઉપાયો યોજી આત્મહત્યા કરવાનું પસંદ કર્યું...આવા આપઘાતના અસંખ્ય કિસ્સા આપણા દેશને જોવા મળ્યા છે...

યુઝર્ગ વયોવૃદ્ધ માણસો કે સગર્ભા સ્ત્રીઓ પણ આ ત્રાસમાંથી બચી શક્યાં નથી. સાઉથ ચાઈના ટીચર્સ કોલેજમાં 'પ્રતિક્રાંતિકારીઓ' વિરુદ્ધ ઝુંબેશ ચાલતી હતી તે દરમિયાન એક કિસ્સામાં તો એક સામટી પાંચ આત્મહત્યા થયેલી. એમાં ૭ જીવ ગયેલા, એ વાત ભૂલાય એમ નથી. રસ્તે ચાલતા લોકોના દિલ કકળી ઊઠેલાં, ને સ્વર્ગમાં બેઠેલો ભગવાન પણ રડયો હશે જ. લોકોની કતલ માટે આપણે લીધેલ રસ્તા સાથે નાઝીઓએ 'ઓશ-વિત્ઝમાં સમૂહકતલ માટે અજમાવેલો રસ્તો કંઈક અણઘડ લાગે, ને બાલીશ લાગે એટલો જ ફરક ગમે તેમ હોય પણ એમણે એ કામ માટે હત્યારા ગણેલા, જે ત્વરાથી કામ પતાવનારા હતા ને તથા જ કંઈક દયાળુ હતા એમ કહીએ તો ચાલે.

આપણે જો એમ કહેતા હોઈએ કે, પોતાના સાથીઓની — બિરાદરોની ક્રૂર કતલ માટે સ્તાલિનને ઈતિહાસ કદી માફ નહિ કરે તો મને લાગે છે બુદ્ધિજીવીઓએ બધી રીતે પાર્ટીનું શરણું સ્વીકારી લીધું હોવા છતાં, આપણે એમની જે સરેઆમ કતલ કરી છે, એ બદલ ઈતિહાસ આપણને અપરાધી ઠરાવ્યા વિના નહિ રહે. આ બધી વાતોનો વિચાર કરતાં દિલ ચૂર-ચૂર થઈ જાય છે...

તે છતાં જોઈએ છીએ તો પાર્ટી એજ આત્મ-તુષ્ટિના વલણમાં ડુબકી મારી બેઠેલી છે! એને કઈ પણ કહેવા જનારની સામુ એ માત્ર પોતાની 'અપૂર્વ સિદ્ધિઓ'નું પાટિયુ ધરી દેતી હોય છે ક્યાં છે આપણી એ અપૂર્વ સિદ્ધિઓ ?

# વાસ્તવના તથ્યનું કલાના સત્યમાં રૂપાંતર | ડૉ. જયંત પાઠક

વસ્તુજગત અને કલાસૃષ્ટિ વચ્ચેનો સંબંધ કલામીમાંસકોની વિચારણાનો એક અટપટો ને રસિક વિષય રહ્યો છે. વસ્તુજગતને કલાસૃષ્ટિ સાથે સંબંધ છે? છે તો તે કેવો ને કેટલો? એ પ્રશ્નમાંથી સાહિત્યના બધા નહિ તો ઘણા પ્રશ્નો ઉદ્ભવે છે. આ જગત અને જીવન વિશાળ છે, અગાધ છે, સંકુલ છે ને સતત ગતિશીલ છે. એના રહસ્યનું પૂર્ણ આકલન થાય એવું કોઈ સ્થિરબિન્દુ વ્યવહારની પ્રવૃત્તિમાં વર્તતા આપણે પામી શકતા નથી. રોજબરોજની પ્રવૃત્તિમાં વ્યસ્ત રહેતા ચિત્તમાં વાસ્તવિકતાની પણ સ્થિર અને પૂર્ણ છબી પડતી નથી.

આપણે જેને વાસ્તવિકતા તરીકે ઓળખીએ છીએ તે, આ જગતના પદાર્થો ને તેની પ્રવૃત્તિઓની રચનાગતિ અવ્યવસ્થિત અને અસ્પષ્ટ હોય છે. કલાકાર પોતાની સૃષ્ટિની રચના એને આધારે કરે છે; એટલે કે એ વાસ્તવિકતા એની કલાનિર્મિતિનું આન્તરઉપાદાન બને છે. પણ જગતમાં તો ઘણું કુરૂપ, વિસંવાદી ને નીરસ હોય છે, જ્યારે કલાકારની કૃતિ તો અર્થગર્ભ સંવાદી અને સરસ હોય છે. રૂપાન્તરના આ ચમત્કારનો ખુલાસો શો?

કલામાં, ઉપાદાનથી નિર્માણ સુધી ચાલતી પ્રક્રિયા સમજવાથી કદાચ એનો ખુલાસો જડે. વસ્તુજગતની સામગ્રી કલાકારને કલાનિર્મિતિ માટે ઉપયોગમાં આવે છે ખરું પણ એ સામગ્રી વસ્તુતઃ હોય છે, તે જ સ્વરૂપમાં કલાકૃતિમાં પ્રયોજાતી નથી. એ ઉપયોગ લાકડું લઈને ખુરશી કરવા જેવો કે માટી લઈને ઘડો કરવા જેવો નથી. ખુરશીમાં લાકડાનો ને ઘડામાં માટીનો આકાર બદલાઈ જાય છે પણ એના મૂળસ્વરૂપમાં તાત્ત્વિક ફેરફાર થતો નથી. કલાકૃતિની સામગ્રીમાં આનાથી કંઈક જુદું જ બને છે. એ સામગ્રી ને તેથી એનું મૂળ સ્વરૂપ જ બદલાઈ જાય છે. વાસ્તવિકતા તરીકે ઓળખાતી વસ્તુ કલાકારની અનુભૂતિના પ્રદેશમાં આવતાં જ તે વસ્તુજગતની વાસ્તવિકતા રહેતી નથી. આરસનો તાજમહાલ જ્યારે કાવ્યનો વિષય બને છે ત્યારે તે વાસ્તવિક તાજ, માત્ર સ્થૂલ પરિમાણવાળો તાજ રહેતો નથી, એટલું જ નહિ પણ નાનાલાલના 'તાજમહાલ' કાવ્યનો તાજ અને ટાગોરના કાવ્યનો તાજ જે તે કવિનો તાજ બની રહે છે. શેલીનું ચંડોળ કે નરસિંહરાવની કોયલ એમના વર્ગનાં પંખીઓથી અળગાં પડી જઈ કવિનાં ચંડોળ ને કોયલ બની રહે છે. આપણું જગત અપાર છે. એની બધી સામગ્રી કલાકાર ખપમાં લે છે એમ કહેવું બરાબર નથી. કલાકાર જેમાં અર્થ જુએ છે, ચમત્કાર અર્થ જુએ છે, તેને જ પોતાની કૃતિમાં ઉપયોગમાં લે છે. એ માટે એ એક એવું બિન્દુ, એક એવો કોણ પસંદ કરે છે જ્યાં રહીને એને વસ્તુના કોઈ રહસ્યનું દર્શન થાય. એ બિન્દુ જેટલું સ્થિર અને ચોક્કસ તેટલું તેનું દર્શન સ્વાભાવિક અને પ્રતીતિ-જનક બને ને સામગ્રીને ચોક્કસ ઘાટ મળે. બીજી રીતે કહીએ તો કલાકાર પોતાને ઇષ્ટ એવા પ્રયોજનની દૃષ્ટિએ વાસ્તવિકતાનો ઉપયોગ કરે છે. વસ્તુનું રહસ્ય જેટલું વસ્તુમાં નહિ તેટલું કલાકારની દૃષ્ટિમાં હોય છે. આથી જ એક જ વસ્તુ કલાકૃતિમાં વિવિધ અર્થ ધારણ કરીને આવે છે. કલાકારના પ્રયોજનમાં એની રુચિ, વૃત્તિ,

સરકાર આદિ અંશાનો ફાળો હોય છે. જેને આપણે વાસ્તવના તથ્ય તરીકે ઓળખીએ છીએ તે તો જે છે તે છે. એમાં ફેરફાર શક્ય નથી. ચંદ્ર જે છે તે છે; એના વસ્તુગત ગુણધર્મો બદલાતા નથી પણ પ્રેમીઓ મિલનમાં એની શીતળતાનો અને વિરહમાં એની દાહકતાનો અનુભવ કરે છે એમ જ્યારે કવિ કહે ત્યારે એ વાસ્તવનું તથ્ય નહિ પણ કલાનું સત્ય પ્રકટ કરતો હોય છે. કલાની સૃષ્ટિમાં ચંદ્ર વિરહીને બાળે એ જ વાસ્તવિકતા છે, એ જ સત્ય છે.

વાસ્તવની સામગ્રી કલાજગતમાં આવતાં એમાં એક પ્રકારની વ્યવસ્થા આવે છે; એને ચોક્કસ પરિમાણ મળે છે; અવ્યવસ્થિત સપ્રમાણ ને અસ્પષ્ટ સ્પષ્ટરેખ બને છે. કલાના પાત્રમાં મુકાતાં જ એને આકાર ને પ્રયોજન મળે છે જગતમાં ને જીવનમાં બધું સુંદર નથી. બધું આનંદકર નથી આપણા અનુભવો, વસ્તુજગતના સંસ્પર્શથી આપણામાં જન્મતી લાગણીઓ ક્લેશકર પણ હોય છે. આ બધાની કલામાં જ્યારે સાર્થકતા પ્રગટ થાય છે ત્યારે એ રમણીય અને આનંદકર કે અનુકૂલ વેદનીય બને છે જીવન અને જગત તરફ પણ આપણે નવી રીતે, વિસ્મયથી જોતા થઈએ છીએ વિસ્મયના આ અનુભવમાં સૌન્દર્ય અને આનંદનાં તત્ત્વો રહેલાં હોય છે મનુષ્યચિત્તમાં રહેલા સ્થાયીભાવો કલાકૃતિમાં રસરૂપે અનુભવાય છે એમ કાવ્યમીમાંસકો કહે છે ત્યારે તેઓ આજ પ્રક્રિયા ને પરિણામનું સૂચન કરે છે.

કલાસર્જનની પ્રક્રિયામાં, વસ્તુ જગતમાંથી કલાજગતમાં આવતી ઉપાદાન સામગ્રી સંબંધમાં કલાકાર આરંભથી પરિણામ સુધી વાસ્તવિકતાને આધીન રહીને પ્રવર્તે છે કે કેમ એ પ્રશ્ન વિચારવા જેવો છે. એમ કહી શકાય કે પ્રક્રિયાના આરંભમાં વાસ્તવિકતા કલાકારના મનને પકડમાં લે છે, પણ પછી ધીમે ધીમે કલાકારનું ચિત્ત વાસ્તવની સામગ્રીને પકડમાં લેતું જાય છે, તે એટલે સુધી કે પછી વિષયભૂત પદાર્થ અને કલાકારનું સંવેદન બે અલગ રહેતાં નથી; બંને એક રસ થઈ અનુભૂતિનો એક પિંડ સરજાય છે એ રીતે સમજીએ તો વસ્તુ જગત અને કલાસૃષ્ટિ વચ્ચે બિંબ પ્રતિબિંબનો સંબંધ છે એમ કહેવા કરતાં સર્જનની પ્રક્રિયામાં વસ્તુજગત કલાસૃષ્ટિનો અંગભૂત અંશ છે એમ માનીએ તોય એ પ્રતિબિંબ મૂળ બિંબના જેવું નથી હોતું એમ કહેવું પડે. કલાકૃતિ એના સર્જકની નિર્મિતિ છે ને સર્જકની સંવિત્તિના અધિકારના ખંડ જેવાં વૃક્ષોમાં કે આકાશમાં વિહરતાં વાદળોમાં આપણે જુદા જુદા આકારો કલ્પીએ છીએ વૃક્ષો વૃક્ષો છે ને વાદળો વાદળાં છે; તથાપિ એમાં જોવાયેલા આકારો નથી જ એમ નહિ કહી શકાય. એમાં કોઈ પક્ષી, પશુ, મનુષ્ય કે રાક્ષસનો આકાર કલ્પતાં આપણા મનમાં જુદાં જુદાં સંવેદનો જાગે છે, તેથી એ આકારને સાચા જ માનવા પડે. કલાકાર પણ વાસ્તવની સામગ્રીમાંથી જુદા જુદા આકારો નિપજાવે છે જે એની અનુભૂતિના પ્રદેશમાં સાચા જ ગણાય

વાસ્તવની ઉપાદાન સામગ્રી પરત્વે કલાકાર અનન્યપરતંત્ર છે એમ કહી શકાય. સામગ્રીની પસંદગી સંબંધમાં એ સંપૂર્ણ સ્વતંત્ર છે એના પ્રયોજનને ઇષ્ટ હોય ત્યાં સુધી એ વાસ્તવિકતાને વળગી રહે છે જગતમાં એવી ઘટનાઓ પણ બનતી હોય છે જે સ્વયં સાંગોપાંગ કલાકારને ઇષ્ટ પ્રયોજન માટે પર્યાપ્તપણે કામમાં આવે. પણ એમ ન હોય ત્યારે કલાકાર વાસ્તવિકતાને પોતાને ઇષ્ટ એવો વળોટ આપે છે, ને એવા વળોટ દ્વારા એ વાસ્તવના તથ્યનું કલાના સત્યમાં રૂપાન્તર કરે છે. વસ્તુજગતની ઝીણી ઝીણી વીગતો ને હકીકતોને કલાકાર એવો આકાર આપે, પોતાના ભાવથી એવી રીતે રસી દે કે એમની નિરર્થકતા ટળી જાય ને એમને સત્યની પ્રતિષ્ઠા મળે શ્રી બાલમુકુન્દ દવેના "જૂનું ઘર ખાલી કરતાં" કાવ્યમાં, નવા ઘરમાં રહેવા જનાર જૂનું ઘર ખાલી કરતાં સંભારી સંભારીને બધી વસ્તુઓ એકઠી કરે છે. એ વસ્તુઓ કેવી છે?

જૂનું ઝાડુ ટૂથબ્રશ,
વળી લક્સ સાબુની ગોટી
બોખી શીશી, ટિનનું ડબલું.
બાલદી ફૂંકણી.
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને
ને ટાંકણી, સોય-દોરો!

વસ્તુઓ તો સાવ સામાન્ય છે, અકાવ્યમય છે; પણ એ સામાન્યનું નિરૂપણ અહીં સહેતુક છે તે તો ત્યારે સમજાય છે, જ્યારે કવિ કહે છે આ ઘર–

જ્યાં દેવોના પરમ વર શો
પુત્ર પામ્યાં પનોતો
ને જ્યાંથી રે કઠણ હૃદયે
અગ્નિને અંક સોંપ્યો,
કાલેથી જે તીકળી સહસા
ઊઠતો બોલી જાણે,
'બા–બાપુ! ના કશું ય ભૂલિયાં,
એક ભૂલ્યાં મને કે?'

ઘણી સામગ્રી ચીજો નવા ઘરમાં લઈ જવાશે, પણ આ ઘરમાં જન્મેલો ને અવસાન પામેલો પુત્ર તો ગયો તે ગયો જ. એનું સ્મરણ કવિ પરિસ્થિતિના સંદર્ભમાં કેવું માર્મિકતાથી કરે છે! અહીં જૂનું ઘર ખાલી કરવાની ઘટના સાથે કવિએ પુત્રના અવસાનનો આઘાતજનક અનુભવ એવો સ્વાભાવિકતાથી ગૂંથી લીધો છે કે સમગ્ર કૃતિ કરુણની એક ઘેરી મુદ્રા ધારણ કરે છે. આરંભની પંક્તિઓની વસ્તુ પણ પેલા કરુણમાં ઝબકોળાઈને સાર્થકતા પામે છે. અહીં જે અનુભવથી કૃતિની સામગ્રી કાવ્યત્વ પામે છે તે એક વ્યક્તિનો વિશિષ્ટ અનુભવ છે, છતાં તેમાં ભાવતો આસ્વાદ સર્વસાધારણ બની રહે છે. ભાવવિશેષને આમ સર્વસંવેદ્ય બનાવનાર તત્ત્વ તે જ કલા, ને વિશેષનું સર્વસાધારણમાં થતું સ્વરૂપપરિવર્તન એજ વાસ્તવના તથ્યનું કલાના સત્યમાં થતું રૂપાન્તર.

---

## રજિસ્ટ્રેશન ઑફ ન્યુસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ ૧૯૫૬ના અન્વયે

'વિશ્વમાનવ' સંબંધમાં નીચેની વીગતો પ્રગટ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧. | પ્રસિદ્ધિ સ્થળ : | રામજી મંદિર પોળ, ગોપાલધર, વડોદરા. |
| ૨. | પ્રસિદ્ધિ ક્રમ : | દર બે મહિને. |
| ૩. | મુદ્રકનું નામ : | વસંત પ્રિન્ટીંગ પ્રેસ વતી જયંતિ દલાલ. |
| | કયા દેશના : | ભારતીય |
| | ઠેકાણું : | ઘીકાંટા રોડ, અમદાવાદ. |
| ૪. | પ્રકાશકનું નામ : | ભોગીલાલ ગાંધી. |
| | કયા દેશના : | ભારતીય |
| | ઠેકાણું : | રામજી મંદિર પોળ, ગોપાલધર, વડોદરા |
| ૫. | તંત્રીનું નામ : | ઉપર મુજબ |
| | કયા દેશના : | ઉપર મુજબ |
| | ઠેકાણું : | ઉપર મુજબ |

૬. સામયિકના માલિકનું નામ : ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. રામજી મંદિર પોળ–વડોદરા.

હું ભોગીલાલ ગાંધી આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વીગતો મારી જાણ અને માન્યતા મુજબ બરાબર છે.

તા. ૧–૪–૬૩

ભોગીલાલ ચુ. ગાંધી
(પ્રકાશક)

# ‘રૂપસૃષ્ટિમાં’ : ‘સંધ્યારાગ’ | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ રૂપસૃષ્ટિમાં : લે. ગુલાબદાસ બ્રોકર પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ મુંબઈ મૂલ્ય રૂ. ૫ = ૫૦ ]

‘રૂપસૃષ્ટિમાં’ એ શ્રી ગુલાબદાસ બ્રોકરનો પ્રથમ વિવેચનગ્રંથ છે એમાં સંગ્રહાયેલા લેખોને લેખકે પાંચ વિભાગમાં વહેંચી નાખ્યા છે પહેલા વિભાગમાં ટૂંકી વાર્તાની તાત્ત્વિક મીમાંસા કરતા અને તેનો, પશ્ચિમમાં તેમ જ આપણે ત્યાં, વિકાસ આલેખતા લેખોનો સમાવેશ થાય છે. ટૂંકી વાર્તાની તાત્ત્વિક મીમાંસા કરતાં શ્રી બ્રોકર નવલકથા અને ટૂંકી વાર્તાનાં ભેદક લક્ષણો નોંધે છે, પણ એટલેથી જ તેઓ અટકતા નથી. ટૂંકી વાર્તાના અનન્તવિધ આકારોની શક્યતા ધરાવતા અનન્ય સ્વરૂપની તેઓ નોંધ લે છે અને ગાય દ-મોપાસાં તેમ જ ચેખોવે પાડેલી પ્રણાલિકાઓનો એના અનુસંધાનમાં, ઉલ્લેખ કરે છે. પશ્ચિમના સાહિત્યમાં ટૂંકી વાર્તાનો વિકાસ આલેખતાં મોપાસાં, ચેખોવ અને હેમિંગ્વે પર શ્રી બ્રોકરે મન મૂકીને લખ્યુ છે, અને યથાપ્રસંગ ટોમસ માન અને તોલ્સ્તોય જેવા સર્જકોને ય યાદ કરી લીધા છે. આખોય લેખ માહિતીસભર બન્યો છે. ગુજરાતી સાહિત્યમાં ટૂંકી વાર્તાની વિકાસ રેખા આલેખતાં એના સીમાચિહ્નરૂપ સર્જકોના અર્પણને સામાજિક પૃષ્ઠભૂમિ પર શ્રી બ્રોકર તપાસે છે. ટૂંકી વાર્તા પરના એમના અહીં ગ્રથસ્થ થયેલા અન્ય લેખો આ પ્રકારની સર્વગ્રાહિતા અને તાત્ત્વિક ઊંડાણ બતાવી શકતા નથી.

ગ્રંથના બીજા વિભાગમાં એકાંકી, નાટક અને નાટ્યરૂપાંતર અંગેના લેખોનો સમાવેશ થાય છે ગુજરાતીમાં એકાંકીનો વિકાસ આલેખતો લેખ માહિતીસભર અને વિવેચનાત્મક બન્યો છે. બીજો લેખ ગુજરાતી રંગભૂમિનો આછોપાતળો પણ મહત્ત્વનો ઇતિહાસ આલેખે છે હાલમાં નાટ્ય મંડળોમાં હાસ્યપ્રધાન અને વધારે તો ફારસ પ્રધાન નાટકો રજૂ કરવાની વૃત્તિ જોવામાં આવે છે. એની શ્રી બ્રોકર સખેદ નોંધ લે છે. રૂપાંતરો પણ ઊંચી કક્ષાનાં નાટકોનાં થતાં નથી. પરિણામે આપણી આધુનિક નાટ્યપ્રવૃત્તિ જીવનની વાસ્તવિકતા સાથેનો, તેના વિચારો અને આદર્શો સાથેનો, સંપર્ક ગુમાવતી જાય છે, એમ લેખકે ભયસ્થાન પણ બતાવ્યુ છે. લોકરુચિને પંપાળ્યા કરવાના લપસણા ઢાળ ઉપર નાટ્યપ્રવૃત્તિ આવીને ઊભી રહે તો ભયસ્થાન બતાવવુ જ રહ્યું નાટક લોકરુચિને સંતોષે અને સાથે સાથે એને ઘડે, એનું ઊર્ધ્વીકરણ કરે, એ મોટી જવાબદારી એને માથે છે નાટક માત્ર પ્રજાની જ રુચિનું પ્રતિબિંબ નથી, નાટ્યકાર અને અભિનેતાની રુચિ–સુરુચિ–કુરુચિનો પણ એ પરિચય કરાવી જતું હોય છે. નટમાનસની પ્રક્રિયા આલેખતા લેખમાં આપણા નાટ્યશાસ્ત્રમાં થયેલી ચર્ચાનો લાભ શ્રી બ્રોકરને મળી શક્યો હોત તો એ લેખ વધુ સમૃદ્ધ બનત. નાટ્યરસનું આશ્રયસ્થાન ઐતિહાસિક પાત્ર, નાટ્યકાર, અભિનેતા કે સામાજિક[1]—એ અંગેની વિશદ વિચારણા આપણે ત્યાં આચાર્ય લોલ્લટ, આચાર્ય શંકુક, ભટ્ટ નાયક અને આચાર્ય અભિનવગુપ્તનાં અર્પણો અને તે અંગેની ચર્ચાઓ જોતાં જોવા મળે તેમ છે; અને એ ચર્ચા નટ–માનસની પ્રક્રિયા પર ઠીક ઠીક પ્રકાશ નાખે છે.

ગ્રંથનો ત્રીજો અને ઉપલક્ષણરૂપ બની રહે તેવો

વિભાગ સાહિત્યના તાત્ત્વિક પ્રશ્નો અંગેનો છે. શ્રી બ્રોકરે જુદા જુદા પ્રસંગે અને સમયે જુદી જુદી સંસ્થાઓના ઉપક્રમે આપેલાં વ્યાખ્યાનોનો મોટેભાગે આમાં સમાવેશ કરવામાં આવ્યો છે 'વિજ્ઞાનયુગમાં કલ્પનોત્થ સાહિત્યનું સ્થાન' અને 'સાહિત્ય સામેનું અર્વાચીન જગતનું આહ્વાન' એ બે લેખો અર્વાચીન જીવન અને જગતના સંદર્ભમાં સાહિત્યપ્રવૃત્તિને તપાસે છે, એનું મૂલ્ય આંકે છે અને એનું મહત્ત્વ નિર્દેશે છે અત્યારના જીવંત સાહિત્યસ્વરૂપોની શક્તિઓનો એમના સીમાડા સુધી ઉપયોગ થઈ ચૂક્યો છે, એમ નોંધીને સર્જકની મૂંઝવણનો શ્રી બ્રોકર પડઘો પાડે છે, તો બીજી બાજુ લેખકના આત્માને આખો ને આખો ખરીદી લેવા માટે અત્યારના જગતમાં જે સંઘર્ષ ચાલે છે, જે લેખકના અંતરના પોતીકા અવાજને દબાવી દે, અને એમ ન થશે કે તો એની સલામતી અને સંરક્ષાને ભયમાં મૂકે, એ મોટું ભયસ્થાન શ્રી બ્રોકર નોંધે છે અને પાસ્તરનાકના ઉદાહરણદ્વારા સર્જકચિત્તની આંતરિક સ્વતંત્રતા અને પવિત્ર સ્વાયત્તતાને નિરખાવે છે.

'આકૃતિ અને અંતસ્તત્ત્વ' નામના લેખમાં સર્જનનાં બે મૂળભૂત તત્ત્વો Form અને Contentની, અને એમની પરસ્પર સમ્પૃક્તતાની ચર્ચા શ્રી બ્રોકર કરે છે. અહીં અંગ્રેજી શબ્દ Content માટે એમણે ગુજરાતી પર્યાય 'અંતસ્તત્ત્વ' યોજ્યો છે, જે બરાબર નથી Content માં તો વસ્તુ, પ્રસંગ–ઘટના, વિચાર, ભાવ, ઊર્મિ, લાગણી–સર્વેનો સમાવેશ કરી શકાય. એટલે Content માટે 'સામગ્રી' શબ્દ ઉચિત લાગે છે. કહેવું જોઈએ કે જ્યાં જ્યાં તાત્ત્વિક મીમાંસા કરવાની જરૂર ઊભી થઈ છે ત્યાં ત્યાં લેખકને પરિભાષાની મુશ્કેલી પડી છે અને એવાં સ્થળોએ વાક્યરચનાઓ પણ ક્લિષ્ટ બની ગઈ છે.

ગ્રંથનો ચોથો ભાગ આપણા કેટલાક ખ્યાત અને અલ્પખ્યાત નવલિકાકારોના સંગ્રહોના પ્રવેશકોરૂપે મુકાયેલા લેખોનો બનેલો છે એમાં શ્રી બ્રોકર સમભાવથી વાર્તાકારોના વાર્તાલેખનને અવલોકે છે. પણ એમ કરતાં જ્યાં જ્યાં મર્યાદા દેખાઈ હોય ત્યાં ત્યાં તેનો ઉલ્લેખ કરતાં તેઓ અચકાયા નથી. શ્રી બ્રોકરની સમતાપૂર્ણ તટસ્થતા અને પોતાના મત પ્રત્યેનો નિરભિમાની આગ્રહ આ પ્રવેશકોમાં જોઈ શકાય છે.

સંગ્રહનો પાંચમો ભાગ એક યા બીજા પ્રસંગે લખાયેલી ગ્રંથોની સમીક્ષાઓનો છે એમાં 'સોરઠ, તારાં વહેતાં પાણી' અને 'દરિયાલાલ'ની, 'ગોરા' અને 'ચોપેરવાળી'ની સમીક્ષાઓ ધ્યાન ખેંચે એવી છે. શ્રી બ્રોકર સર્જક તરીકે તો જાણીતા છે જ, અને આ ગ્રંથ એમને વિવેચન ક્ષેત્રે પ્રવેશાવે છે. વિવેચનની પરિભાષા પ્રત્યેની સૂક્ષ્મતા જેમ જેમ પ્રાપ્ત થતી જશે તેમ તેમ એમનું વિવેચન ઊંચી કોટિનું થતું જવાનું, એવી સાધાર પ્રતીતિ કરાવતો આ ગ્રંથ આપણા આવકારને પાત્ર બને છે*

*

[ સન્ધ્યારાગ : લે. યશોધર મહેતા. પ્ર હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. મૂલ્ય. પાંચ ]

ઈસ્ટ ઈંડિયા કંપનીનું ભારતમાં આગમન અને ત્યાર પછીનો પગદંડો, એ ભારતીય ઈતિહાસની જેટલી મહત્ત્વની બાબત છે, તેટલી જ એ પ્રભિન્ન સંસ્કૃતિઓના સંઘટ્ટન વેળાની માનવજીવનની રસિક ઘટના પણ તે વખતની ઊથલપાથલો ને અથડામણો, સમાજજીવનના આઘાતો ને પ્રત્યાઘાતો, કુટિલતા ને ને સહૃદયતા—આ બધું રાજકીય તેમ જ સામાજિક ઈતિહાસ લખનારને માટે અત્યંત મહત્ત્વનું છે, તો નવલકથા માટે ઓછા રસનું નથી, ન હોવું જોઈએ. શ્રી યશોધર મહેતાની નવી નવલકથા 'સન્ધ્યારાગ' ભારતીય ઈતિહાસની આ પાર્શ્વભૂમિ પર આલેખાયેલી છે નવલકથાકારને માટે ઈતિહાસની વિગતો બહુ મહત્ત્વની નથી, એ વિગતોનો આશ્રય લઈ નવા જ પ્રકારના વાતાવરણવાળી વિશિષ્ટ પ્રકારની સૃષ્ટિ એ ઊભી કરતો હોય છે ઈતિહાસની એ વિગતો પાછળની વ્યક્તિઓ અને જમાનાના મનોમંથનો પાત્રસૃષ્ટિ ઊભી કરવામાં એની કલ્પનાને સારી એવી સામગ્રી પૂરી પાડે છે. સર્જકદૃષ્ટિ એ મંથનોની મુલવણી પણ કરે; અને આ અર્થમાં એક જમાનાની તાસીર જોવાનો એક વિશેષ પ્રકારનો દૃષ્ટિકોણ પણ એ ભાવકોને અર્પી શકે શ્રી યશોધર મહેતાએ એમની

* આકાશવાણી પરથી પ્રસારિત.

આ નવલકથાના ટૂંકા પટની મર્યાદામાં આ અપેક્ષાઓ સંતોષવાનો પ્રયત્ન કર્યો છે

'સન્ધ્યારાગ'નું વસ્તુ આછું પાતળું છે. અંગ્રેજો તથા શીખો વચ્ચેના પહેલા શીખવિગ્રહની પાર્શ્વભૂમિ પર આ નવલકથાનું વસ્તુ આલેખાયેલું છે અંગ્રેજ મુત્સદ્દીગીરીએ કેવા કેવા દાવ ખેલી શીખોના ખાલસા લશ્કરને વિખેરી નાખ્યું. લાલસિંહ જેવા કાર્યદક્ષ ચકોર વજીરને માટે કેવી કુનેહ વાપરી રાણી જિંદાકુંવરથી છૂટા પડવાનો પ્રસંગ ઊભો કરી આપ્યો અને ભારતના તત્કાલીન પ્રજામાનસે પોતાની વેરવિખેરતાથી સામ્રાજ્યવાદી અંગ્રેજને પગપેસારો કરવા માટે કેવી તક પૂરી પાડી એનો અહીં કુતૂહલ પ્રેરક આલેખ છે. આ આછી પાતળી પ્રસંગસૃષ્ટિ માઈકલના પાત્રના દોર પર ગૂંથાયેલી છે. માઈકલની નજરે તે વખતનું ભારત લેખક બતાવે છે. માઈકલમાં અંગ્રેજ કાર્યકુશળતા અને ભારતીય સમભાવનો વિરલ સુયોગ છે એની દક્ષતાથી ભારતીય નારી–વિભૂતિ આકર્ષાય છે, તો સમભાવ પ્રેર્યો માઈકલ એના જીવનમાં વિભૂતિના રંગોએ રંગાયે જાય છે. લેખક જાણે કે સૂચવે છે કે ભારતીય વિભૂતિ અંગ્રેજ દક્ષતાને વરી એની પાછળ ઈશ્વરી સંકેત હતો. કદાચ આ વસ્તુ સૂચવવા જ તેઓ 'શ્રીયંત્ર' જેવા ચમત્કારી તત્ત્વને નવલકથામાં દાખલ કરે છે પણ એનાથી નવલકથાને શોષવું પણ પડ્યું છે

લૉર્ડ હાર્ડિંજ અને રાણી જિંદાકુંવર, ગુલાબસિંહ, અને વજીર લાલસિંહ—આ ચાર પાત્રો ઐતિહાસિક છે અને એ સિવાયના પાત્રો કાલ્પનિક છે આમાં ગુલાબસિંહની અને લાલસિંહની ભિન્નપાત્રતાને લેખકે ઠીક ઉપસાવી છે. રાણી જિંદાકુંવરની મુત્સદ્દીગીરી લાલસિંહની બુદ્ધિ પર ટકે છે પણ આખરે તો તેને ય અંગ્રેજની જાળમાં સપડાવું પડે છે સાધુના વેશમાં ચાલ્યો ગયેલો લાલસિંહ ફરીથી દેખાતો નથી. લેખકે એની વાતને અટકાવી દીધી છે એનું કારણ કદાચ એમ પણ હોય કે એમને મન આ વીરરસની કથા કરતાં માઈકલ–વિભૂતિની પ્રણયકથા વધુ અગત્યની લાગી હોય.

આ પ્રણયકથામાં 'શ્રીયંત્ર'ને આધારિત એવી થોડીક ચમત્કારિક ઘટનાઓ લેખક લઈ આવે છે. માઈકલ પૂર્વજન્મમાં વિભૂતિનો પતિ હતો અને તેનું નામ પદ્મરાગ હતું, એવી પ્રતીતિ શ્રીયંત્ર દ્વારા જ વિભૂતિને થાય છે એ પ્રતીતિ જો ન થઈ હોત તો વિભૂતિ આ જન્મે માઈકલને પતિ તરીકે સ્વીકારવા તૈયાર થાત જ નહીં. કદાચ, એવી એને કલ્પના પણ ન આવત. એટલે 'શ્રીયંત્ર' દ્વારા ગત જન્મની ઘટનાઓ ઉકેલાવી અને અશ્વત્થામા સાધુનું કાળના પડદા હટાવતું અદ્દભુત પાત્ર લાવી શ્રી યશોધર માઈકલ-વિભૂતિનાં લગ્ન કરાવે છે; એટલું જ નહિ, ધર્મયુગ્મ એવી ઓજસ અને એના પતિ શત્રુદત્તને આ બધું ઈશ્વરી સંકેત રૂપ મનાવી એમની પાસે આશીર્વાદ પણ ઉચ્ચારાવે છે ! અશ્વત્થામા અને ઓજસ વચ્ચેનો પ્રેમ પણ આ અદ્દભુત રસના આશ્રયે જ રહ્યો છે ! આવા ટેકા વિનાનો પ્રેમ માઈકલ–વિભૂતિ વચ્ચે હોત તો એનું નવું જ રૂપ આપણને જોવા મળત શ્રી યશોધર મહેતા આ પ્રેમનિરૂપણનો જાણે કે ખુલાસો આપતા હોય તેમ માઈકલનું મંથન નિરૂપતાં લખે છે · "ગત જન્મની વાત સાચી હોય કે ખોટી હોય તે વસ્તુ તેને મન જરા પણ મહત્ત્વની નહોતી, મહત્ત્વની વસ્તુ તો આ જન્મે સંભળાતા હૃદયના પડઘા હતા ગત જન્મની વાત તો આ જન્મની સિદ્ધ હકીકતને વધુ મોહક બનાવી રહી હતી" માઈકલપક્ષે આ સાચું માનીએ, પણ વિભૂતિપક્ષે ? પ્રેમસંબંધનો લગભગ બધો જ ભાર 'શ્રીયંત્ર'ના ચમત્કારક તત્ત્વ અને અશ્વત્થામાની અદ્દભુત દૃષ્ટિ પર નાખીને લેખકે સાહસનું ઈજન જતું કર્યું છે નવલકથાની આ નબળી કડી છે

શ્રી યશોધર મહેતાની કલમ, એમના પ્રિય જેલમના પ્રવાહ જેવી, ક્યારેક ધીમી તો ક્યારેક વેગીલી, પરિસ્થિતિને અનુરૂપ, સરે છે. એમનાં વર્ણનોમાં અને સંવાદોમાં વાચકને ખેંચી જવાનું આકર્ષક બળ છે. આ નવલકથા એક નહિ પણ અનેક પ્રણયત્રિકોણો રચતી સૃષ્ટિમાં રાચે છે એને યશોધરીય વિલક્ષણતા જ ગણવી પડે ! કર્નલ–એરિકા–ગુલાબસિંહ, માઈકલ–વિભૂતિ–પેગી, અશ્વત્થામા–ઓજસ–શત્રુદત્ત, અને છેલ્લે રાણી જિંદાકુંવર અને લાલસિંહને ય આમાંથી જતાં ન કર્યાં ! વિશ્વાસ અને નિ:શ્વાસને માટે અનુરાગનો પાયો અનિવાર્ય છે એવી માન્યતા તો અહીં જાણ્યે–અજાણ્યે કામ નથી કરી ગઈ ?

# ભારત અને ચીન : આર્થિક વિકાસની એરણ પર

રમેશ ભટ્ટ

## ૧. પૂર્વ ભૂમિકા : ચીન

છેલ્લાં સો વર્ષમાં ચીને શાંતિ અને સલામતી જોઈ નથી. બહુ પુરાણો ઇતિહાસ આપણે નહીં ઉકેલીએ. પરંતુ ૧૯૧૧માં સુનયાત સેનની આગેવાની હેઠળ પહેલી ક્રાંતિ થઈ અને દેશ આર્થિક અવ્યવસ્થામાં સપડાયો. ૧૯૨૬–૩૦ દરમિયાન ચાંગ–કાઈ–શેકે સત્તા ગ્રહણ કરી. ૧૯૩૧માં પેકિંગ તેના કબજા હેઠળ આવ્યું. પરંતુ ૧૯૩૭માં જાપાને મંચુરીઆ પ્રાંતનો કબજો કર્યો, તેને પરિણામે ચીન–જાપાન બંને યુદ્ધે ચઢ્યાં. ૧૯૩૯માં તો ચીન વિશ્વયુદ્ધનું સમરાંગણ રહ્યું જ હતું. ૧૯૨૬ પછીના સમગ્ર ગાળા દરમિયાન સામ્યવાદીઓ સામે તો રાષ્ટ્રવાદી સરકારની છૂટી-છવાઈ લડાઈઓ ચાલ્યા જ કરતી હતી. વિશ્વયુદ્ધ પતતાં ચીનને, આર્થિક પુનઃસ્થાપના માટે, યુનોની અને અમેરિકાની, જંગી સહાય મળી; પરંતુ રાષ્ટ્રવાદીતંત્રના સડેલા રૂશ્વતખોર તંત્રને કારણે તેનો સદુપયોગ ન થયો. ૧૯૪૯માં સામ્યવાદીઓએ ચીનની તળભૂમિનો પૂરો કબજો જમાવ્યો.

આવી અસ્થિર અને ડામાડોળ પરિસ્થિતિ આર્થિક વિકાસને કોઈ રીતે પોષક ન હતી. આંતરિક ગેર-વ્યવસ્થા અને સરકારી સંકુચિત નીતિને કારણે વિદેશી મૂડીરોકાણને ઉત્તેજન મળતું ન હતું. વળી દેશનું આંતરિક મૂડીરોકાણ પણ અલ્પ હતું, કારણ કે વ્યવસ્થિત મૂડીબજાર અસ્તિત્વમાં આવ્યું ન હતું, વ્યાજુકી મૂડી ઊભી કરવાનો ખર્ચ અતિ ભારે હતો. તેમને બંદરો પર આવેલી સુવ્યવસ્થિત વિદેશી પેઢીઓનો સામનો કરવો પડતો હતો. આમ છતાં મૂળ કારણ એ હતું કે દેશ અલ્પવિકસિત હોવાથી રાષ્ટ્રીય આવકનું કદ અત્યંત નાનું હતું તેથી તે દ્વારા બચત અને મૂડી રોકાણની શક્યતાઓ ઘણી ઓછી હતી.

આ ઉપરાંત સરકારનો દેશના તમામ ભાગ પર અસરકારક કાબૂ ન હતો. વહીવટદારો બિનઅનુભવી અને લાંચીઆ હતા. વળી સરકારનું પોતાનું વિત્તતંત્ર પણ પ્રાથમિક સ્વરૂપનું હોઈ, તે આર્થિક વિકાસનાં કોઈ પગલાંને પ્રોત્સાહન આપી શકતી ન હતી.

દેશમાં ૯૦ ટકા કરવેરા આડકતરા હતા. આવક-વેરો ઠેઠ ૧૯૩૭માં જાપાન સાથેના યુદ્ધ સમયે જ દાખલ કરાયો હતો. મોટે ભાગે સરકારી ખર્ચના ૮૦ ટકા જેટલું જ મહેસૂલ આવતું હતું, પરિણામે ખાધવાળાં બજેટ પૂરવા સરકાર ઊંચા વ્યાજે વ્યાપક ધોરણે નાણાં ઉછીનાં લેતી હતી. અંદાજ પત્રનો મોટો ભાગ દેવું અને તેનું વ્યાજ ચૂકવવામાં જતો હતો.

વળી સરકારી ખર્ચનો મોટો ભાગ, સામ્યવાદીઓ અને જાપાનીઓના ઉપદ્રવને કારણે લશ્કર પાછળ જતો હતો. આથી સરકાર જાહેર બાંધકામનો કે ઉત્પાદન વધારવાનો કાર્યક્રમ હાથ ધરી શકી ન હતી.

આ સંજોગોમાં ફુગાવો વધતો જ જતો હતો. અને રાષ્ટ્રવાદીઓના શાસન દરમિયાન ત્રણ વખત તો ચલણ બદલવા પડ્યાં હતાં. ૧૯૪૬માં દાખલ કરાયેલું ચલણ તો માત્ર ૭ અઠવાડીઆમાં મૂલ્ય-

વગરનું થઈ ગયું હતું. આવો ઠેકડામારતો ફુગાવો એ રાષ્ટ્રવાદી સરકારના પતનનું એક મોટું કારણ ગણવામાં આવે છે. આમ છતાં ૧૯૩૭માં ચીન પાસે ૭૦૦૦ માઈલની રેલ્વે લાઈન હતી અને મુખ્ય શહેરો હવાઈ વ્યવહારથી સંકલિત હતાં. ૧૯૨૭માં, ૨૦૦૦૦ માઈલના ધોરીમાર્ગો હતા તે ૭૫૦૦૦ માઈલના થયા હતા. શાંગહાઈ અને હેનકાઉ જેવાં નગરોમાં વિદેશી-માલિકીનાં આધુનિક વ્યાપારગૃહોનું ઝડપી વિસ્તરણ થયું હતું. ઉદ્યોગોમાંની રોજગારીનો આંક ૧૦ લાખની ઉપર ગયો હતો અને ૧ કરોડથી વધુ કારીગરો હસ્તોદ્યોગોમાં રોકાએલા હતા ગ્રામ્ય વિસ્તારોમાં શાખની વધુ સારી સગવડ થઈ હતી

ચીનના જાપાન-આધીન ફાર્મોસા અને મંચુરીઆમાં જાપાને, ઊડીને આંખે વળગે એવો, ભારે ઉદ્યોગોનો આબાદ સમૂહ ઊભો કરી દીધો હતો. ૧૯૩૭માં ચીનના ૫૦ ટકા કોલસા, ૬૬ ટકા ગાળેલું લોખંડ અને ૯૦ ટકા પોલાદ માત્ર મંચુરીઆ વિસ્તારમાંથી આવતું હતું. ચીનની મુખ્ય ભૂમિમાં માત્ર કાપડ અને અન્ય હળવા ઉદ્યોગો જ અસ્તિત્વમાં આવ્યા હતા. કુલ ઔદ્યોગિક ઉત્પાદનમાંથી ૫૦ ટકા જેટલું તો એકલું કાપડ-ઉદ્યોગનું જ હતું ભારે ઉદ્યોગ તો એકે હતો જ નહીં.

મોટા ભાગના આધુનિક ઉદ્યોગો વિદેશી માલિકીના હતા હળવા ઉદ્યોગોને તેમની જરૂરીઆતના ૫૦ થી ૭૦ ટકા માટે વિદેશી આયાતનું અવલંબન હતું ઉદ્યોગો દરિયા કિનારાનાં નગરોમાં જ કેન્દ્રિત હતા એકલા શાંઘાઈમાં જ દેશનું અડધું ઔદ્યોગિક ઉત્પાદન થતું હતું. ત્યાં નહોતું શેર બજાર કે શેરોનું જાહેર ભરણું. વ્યાપારઉદ્યોગો વ્યક્તિગત કે કૌટુંબિક ધોરણે જ ચાલતાં હતાં.

## ૨. સત્તાપ્રાપ્તિના પ્રારંભમાં

આમ તો ચીની સામ્યવાદીઓ કટ્ટર અને રૂઢિચૂસ્ત માર્ક્સપંથીઓ હતા. પરંતુ સત્તાપ્રાપ્તિ માટે તેમણે વૈચારિક વ્યૂહરચના અને નીતિ બદલ્યા કરી હતી. ૧૯૪૦માં માઓ ત્સે તુંગે પોતાના પક્ષના વિચારો 'નવી લોકશાહી વિષે' નામક પુસ્તકમાં પ્રકટ કર્યા હતા. સામ્યવાદી પક્ષના નેતૃત્વહેઠળનો સંયુક્ત મોરચો પહેલી ક્રાંતિ કરે અને શાહીવાદી, સામંતશાહી અને અમલદારશાહી મૂડીવાદી પરિબળોને હઠાવે, હિંસા વગરની બીજી ક્રાંતિમાં 'વર્ગવિહીન સમાજવાદી સમાજ'ની રચના થાય આર્થિક ક્ષેત્રે રાજ્યની-માલિકીનાં જાહેર સાહસો અર્થતંત્રમાં અગ્રેસર એવું પરિબળ બને તેમજ ઉત્તરોત્તર સામાજીકરણ (રાષ્ટ્રીયકરણ)નો માર્ગ મોકળો કરી આપે. જમીનદારોની માલિકી નાબૂદ કરીને ખેડૂતોને જમીન વહેંચી અપાય અને જમીન માલિકીનું સમાનીકરણ થાય.

●'આમ 'મૂડીના અંકુશ' અને 'જમીનમાલિકીના સમાનીકરણ' દ્વારા અર્થતંત્રનો વિકાસ થાય. આમ છતાં મૂડીવાદી માલિકી અને ઉત્પાદનને રાજ્ય સીધેસીધા નાબૂદ નહીં કરી નાંખે.

૧૯૪૯માં, સત્તા હાંસલ કર્યા બાદ, તેમણે લગભગ આવી જ નીતિને અમલમાં મૂકી. તેમણે શરૂઆત 'મિશ્ર અર્થવ્યવસ્થા'થી કરી. અર્થતંત્રના પાંચ વિભાગો પાડવામાં આવ્યા-(૧) રાજ્યની માલિકીનું (૨) સહકારી (૩) ખેડૂત કારીગરોનું વ્યક્તિગત, (૪) ખાનગી મૂડીવાદી અને (૫) રાજ્ય મૂડીવાદી.

જો કે ખાનગી માલિકીના ઉદ્યોગો ચાલુ રાખવામાં આવનાર હતા. પરંતુ રાજ્યની માલિકીની વ્યાપારી સંસ્થાઓને માથે વસ્તુઓનો વ્યાપાર સંભાળી લઈ ભાવની સપાટીને સ્થિર રાખવાની અને તેને સરકારની જરૂરીઆત મુજબ ભાવનીતિ ઘડવાની જવાબદારી નાંખવામાં આવી હતી. આમ છતાં વ્યાપાર, નાના ઉદ્યોગો અને મોટા ઉદ્યોગોને ક્રમે ક્રમે રાજ્યની માલિકી હેઠળ લાવવાનું ધ્યેય રખાયું હતું સહકારી વ્યવસ્થા

અને રાજ્યનો અંકુશ એ બને આ હેતુ માટે વાપરવાનાં સાધન હતાં.

આમ, શરૂઆતમાં, પોતાની સત્તા દૃઢ ન થાય ત્યાં સુધી, શક્ય એટલા બધા જ વર્ગોનો સહકાર મળે તે દૃષ્ટિએ તેમણે પોતાની આર્થિક નીતિ અમલમાં મૂકી હતી. વળી, પોતાની માન્યતાઓને તો તેઓ દૃઢ પણે વળગી જ રહ્યા હતા. છતાં રાજકીય રીતે વધુ અનુકૂળ આવે તેવી જ નીતિ તેઓ અનુસરતા હતા અને તેના પર જ ભાર મૂક્યો હતો.

પરંતુ જેવી તેમની સત્તા દૃઢ થઈ કે તરત જ તેમણે લોકશાહીને બાજૂએ મૂકીને પોતાની વિચારસરણીના ચોકઠા અનુસાર પોતાની આર્થિકનીતિને ઢાળવા માંડી હતી. આર્થિકનીતિ ઘડવામાં, અન્ય કોઈ સામ્યવાદી પક્ષ કરતાં, એમણે વધુ વ્યવહારૂના દાખવી હોવા છતાં તેમણે પ્રારંભેલો આર્થિક કાર્યક્રમ તો રૂઢિચુસ્ત અને પરંપરાગત સામ્યવાદી પંથના જેવો જ હતો.

૧૯૪૯ થી ૧૯૫૨નો ગાળો ચીની સામ્યવાદીઓએ આર્થિક અને રાજકીય પુનઃસ્થાપનામાં જ ગાળ્યો. કારણ કે છેલ્લાં ૨૫ વર્ષથી આંતવિગ્રહ અને યુદ્ધથી સમગ્ર અર્થતંત્રને ભારે નુકશાન પહોંચ્યું હતું ૧૯૪૯માં ઔદ્યોગિક ઉત્પાદન અગાઉની સર્વોચ્ચ સપાટી કરતાં ૫૦ ટકા જેટલું જ હતું

તેમણે સૌ પ્રથમ ફુગાવાને દૂર કરવાનો પ્રશ્ન હાથ ધર્યો. અગાઉનું તમામ ચલણ – વિદેશી ચલણો – એ બધાં જ નાબૂદ કરી સમગ્ર દેશમાં નવું 'પ્રજાનું ચલણ' દાખલ કરવામાં આવ્યું વિદેશ હુંડીઆમણમાં રાજ્યનો ઈજારો સ્થપાયો. ૧૯૪૯ના જૂનથી ડિસેમ્બર સુધીમાં આવશ્યક ચીજોના ભાવનો આંક મુખ્ય મુખ્ય શહેરોમાં ત્રીસ ગણો વધી ગયો હતો.

ભાવ સપાટીને નીચી લાવવા, સૌથી પ્રથમ તો, આવશ્યક ચીજો અંગે સરકારી ઈજારાશાહી કંપનીઓ રચવામાં આવી અને તેમણે ચીજોની ખરીદી અને અનુકૂળ સ્થળે અને સમયે વેચાણનું કામ સંભાળી લીધું.

શાખ સંસ્થાઓના નિયંત્રણ દ્વારા રોકડના જથ્થામાં કાપ મૂકીને 'વિક્ટરી બોન્ડ'ના ફરજીઆત વેચાણ દ્વારા તેમજ કરકસર ભર્યાં પગાર દરો દ્વારા નાણાંનો જથ્થો ઘટાડવામાં આવ્યો. મજૂરો માટે વેઈજ-પોઈન્ટ પદ્ધતિ દાખલ કરવામાં આવી

૧૯૫૦માં ચીને કોરીઆના યુદ્ધમાં પ્રવેશ કર્યો તેથી તેના અર્થતંત્ર ઉપર ભારે મોટી અસર થઈ, માલની અછત, નફાખોરી અને સંઘરાખોરી વગેરે પાછાં છતાં થયાં. પરંતુ આ પરિસ્થિતિનો ઉપયોગ તેમણે અર્થતંત્ર પરના પોતાના કાબુને વધુ વ્યાપક અને મજબૂત કરવામાં કર્યો પ્રજાના જીવનધોરણ પર વધુ કાપ મૂકવામાં આવ્યો આ રીતે પ્રજા પાસેની ખરીદશક્તિને રાજ્ય પાસે ખેંચી લેવામાં આવી. આ બધાં પગલાંથી આવશ્યક ચીજોના આંકમાં કોઈ મોટો ફરક થયો નહીં

● આ બધું છતાં રાજ્યની માલિકીનું પ્રમાણ આ ગાળા દરમિયાન વધતું જ રહ્યું. રાજ્યની માલિકીના ઉદ્યોગોનું ઉત્પાદન, ૧૯૪૯માં કુલ ઔદ્યોગિક પેદાશના ૩૬.૭ ટકા હતું તે ૧૯૫૨માં ૬૧ ટકા થયું રાજ્યની માલિકીનો આંતરિક જથ્થાબંધ વ્યાપાર ૪૪ ટકા પરથી વધીને ૫૦ ટકા થયો. આખુંએ રેલ્વે તંત્ર, ૮૦ ટકા ભારે ઉદ્યોગો, ૬૦ ટકા વહાણવટું અને ૫૦ ટકા હળવા ઉદ્યોગો રાજ્યની માલિકીના બની ચૂક્યા.

તેમની જાહેરાત મુજબ ત્રણ વર્ષમાં ખેતી અને ઉત્પાદનમાં ૭૭.૫ ટકાનો વધારો થયો. જો કે ૧૯૪૯ના ઉદ્યોગોના પાયાનાં વર્ષની સપાટી ઘણી જ નીચી હતી.

આમ ૧૯૫૨ સુધીમાં તેમણે ત્રણ મુખ્ય કાર્યો કર્યાં—(૧) ચીનની તળભૂમિનું એકીકરણ (૨) ખેતી વ્યવસ્થામાં સુધારણા, અને (૩) રાષ્ટ્રીય અર્થતંત્રમાં પુનઃસ્થાપના. તેમના આ દાવામાં તેઓ મહદ્અંશે સાચા હતા.

આ સિદ્ધિથી પ્રેરાઈને જ તેમને વધુ વ્યાપક, સર્વગ્રાહી અને ચુસ્તપણે નિયંત્રિત એવો વિકાસકાર્યક્રમ ઘડી કાઢવાનું અને અમલી બનાવવાનું પ્રોત્સાહન મળ્યું.

## ૩. પૂર્વભૂમિકા : ભારત

હવે આપણે ભારતના આર્થિક વિકાસનું પણ સાથે સાથે પુનરાવલોકન કરી લઈએ. ૧૮૫૭માં બ્રિટિશ તાજ હેઠળ ભારત મુકાયું ત્યારથી ખાસ્સી સો વર્ષની સલામતી અને શાંતિ ભારતે અનુભવ્યાં હતાં. ૧૮૫૦ થી ૧૯૦૦ દરમિયાનના ભયંકર દુકાળને બાદ કરતાં પછીના પચાસ વર્ષમાં એવી વ્યાપક આપત્તિ પણ નહોતી આવી બ્રિટિશ સલ્તનત જોડે ભારત બે વાર યુદ્ધમાં સંડોવાયું હતું પણ તે કદીએ યુદ્ધનું સમરાંગણ બન્યું ન હતું. ઊલટું યુદ્ધે તેના ઉત્પાદન-તંત્રને વેગ આપ્યો હતો. રેલ્વેની સ્થાપના અને શણ, ચા, કોલસા અને કાપડ જેવા ઉદ્યોગોનો પ્રારંભ તો સો વર્ષ પૂરે થઈ ચૂક્યો હતો ૧૯૨૧ પછી તો વિદેશી સરકારે પણ ઔદ્યોગિક સંરક્ષણની નીતિ અપનાવી હતી.

અહીં એ નોંધવું ઘટે કે વિદેશી સરકારની નીતિ ઓછામાં ઓછા હસ્તક્ષેપ દ્વારા સ્વહિત જાળવવાની રહી હતી. તેની સમગ્ર આર્થિક નીતિ બ્રિટનના હિતને કેન્દ્ર સ્થાને રાખીને ઘડાતી હતી. પ્રજાનું અને નેતાઓનું ધ્યાન ખાસ કરીને રાજકીય આઝાદી હાંસલ કરવામાં રોકાએલું હતું ટીળક અને ગાંધીજીના આવ્યા બાદ આર્થિક વિચારણા પણ કંઈક પુનરૂદ્ધારવાદી બની હતી. આમ છતાં અંગ્રેજી રાજ્યે કાયદો અને વ્યવસ્થા, જાન સલામતી, વ્યાપક વાહન વ્યવહાર — આ બધું બક્ષ્યું હતું એની પણ ના ન પાડી શકાય.

દેશમાં આધુનિક ઉદ્યોગ–વ્યવહારનો પ્રારંભ થઈ ચૂક્યો હતો છતાં ઉદ્યોગીકરણ આવ્યું નહોતું. બીજી બાજુએ સ્થાનિક ઉદ્યોગોનું પતન થઈ ચૂક્યું હતું ભારતને બદલે ઈંગ્લેંડના ઉદ્યોગોને આ પ્રક્રિયાથી વેગ મળ્યો હતો ગ્રામોદ્યોગોના વિનાશે બેની પરતું ભારણ વધારી દીધું હતું

આ સમગ્ર પરિસ્થિતિની ભૂમિકાને જોતી ગણીએ તેરી છતાં આર્થિક હકીકતો આ પ્રમાણે હતી–

વીસમી સદીના પ્રથમ ચાલીસ વર્ષ દરમિયાન અનાજનું ઉત્પાદન ૬૩૪ થી ૬૬૫ લાખ ટનની પંચ-વર્ષી સરેરાશમાં અથડાયા કરતું હતું બીજી બાજુએ સદીના પ્રારંભે ૧૦૦ એકર અનાજની સામે ૨૦ એકરમાં રોકડીઆ પાકો રોપાતા હતા તે ૧૯૪૭ સુધીમાં ૨૫ એકર જેટલા થયા ૧૯૦૦ થી ૧૯૪૫ સુધીમાં અનાજ હેઠળનો વિભાગ ૧૩.૮ ટકા જેટલો વધીને ૨૩.૧ કરોડ એકર પરથી ૨૬.૨૮ કરોડ પર આવ્યો. રોકડીઆ પાકોનો વિસ્તાર ૪૧.૩ ટકા વધીને ૪.૬૨ કરોડ એકર પરથી ૬.૫૩ કરોડ એકર પહોંચ્યો હતો

ઔદ્યોગિક ક્ષેત્રે નજર નાખીએ તો ૧૯૧૨ થી ૧૯૪૫ દરમિયાન ઔદ્યોગિક ઉત્પાદન બમણું થયું હતું. ઔદ્યોગિક વિકાસનો દર પણ આ સદીમાં આશરે ૩ ટકા જેટલો રહ્યો હતો

૧૯૧૪ સુધીમાં સુતરાઉ કાપડ, શણ, કોલસા અને કાગળ ઉદ્યોગ, પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન સીમેન્ટ લોખંડપોલાદ ઉદ્યોગો અને ખાંડ ઉદ્યોગ ૧૯૩૧ પછી અસ્તિત્વમાં આવ્યા હતા. મંદીની અસરને લઈને ૧૯૩૭ પછી તેમને પ્રોત્સાહન મળ્યું હતું અને બીજા વિશ્વયુદ્ધે તેમને ભારે વેગ આપ્યો હતો આ દરમિયાન સાઈકલ, સીવવાનો સંચો, મોટરકાર, ઈજનેરી ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા હતા ૧૯૪૭ માં ખાણો અને કારખાનાંઓનો રાષ્ટ્રીય ઉત્પન્નમાંનો ફાળો ૭ ટકા હતો. ૧૯૫૦માં ઔદ્યોગિક કામદારોની સંખ્યા આશરે ૧૫ લાખ જેટલી હતી.

● એકંદરે જોઈએ તો આપણે ચીન કરતાં ઔદ્યોગિક વિકાસની બાબતમાં અને તેની ભાવિ સંભા-વનાઓની બાબતમાં વધુ સારી સ્થિતિમાં હતા એ વાત સાવ સ્પષ્ટ છે. વધારામાં આપણે ૧૯૪૭માં શાંતિમય માર્ગે સ્વરાજ મેળવ્યું દેશના ભાગલાથી અને વસ્તીની મોટી હેરફેરથી દેશમાં થોડી અશાંતિ ફેલાઈ. પરંતુ આ સ્થિતિ ચીન કરતાં વધુ સારી હતી. ચીનમાં ૧૯૪૯માં લાંબી અને ભીષણ લડાઇ લડીને સામ્ય-વાદીઓ સત્તા પર આવ્યા. અને તેમને ફોર્મોસામાં

અમેરિકાના રક્ષણથી એ઼ેંકા ચાંગ-કાઈ-શેકના આક્રમણનો ભય તો સતાવ્યા જ કરતો હતો પરંતુ રશિયાના ભરપૂર ટેકાને આધારે તે જીવતું હતું આપણે ત્યાં સરકારને પ્રાતના અદમ્ય ઉત્સાહ અને વ્યાપક સહકારનો લાભ હતો જ્યારે ચીની સામ્યવાદીઓને સંભવિત પ્રતિક્રાંતિનો ભય સતાવતો હતો. આ ભૂમિકામાં આપણે ભારત અને ચીનના આર્થિક વિકાસને નિહાળવો જોઈએ

## ૪. ભારત–ચીન સમસ્યાઓની તુલના

ચીનની તળભૂમિનુ ક્ષેત્રફળ ૯૬ લાખ ચોરસ કિલોમીટર છે અને તે ભારત કરતાં લગભગ ત્રણ ગણું છે. ચીની વસ્તી દર ચોરસ કિલોમીટરે ૭૦ વ્યક્તિઓની છે જ્યારે ભારતની ૧૪૪. પરતુ આ આંકડાઓ વાસ્તવિક ચિત્ર રજૂ કરતા નથી. એનું કારણ એ છે કે કુલ જમીનમાંથી ખેતીલાયક જમીનનું પ્રમાણ ૨૩ ટકા છે જ્યારે ભારતમાં ૭૫ ટકા છે પરિણામે ૧૯૫૬માં ભારત દર ૧૦૦ ચો. કિલોમીટર ખેતીલાયક જમીન પર ૨૧૦ વ્યક્તિઓને નિભાવતું હતું જ્યારે ચીનને ૫૬૪ વ્યક્તિઓને નિભાવવી પડતી હતી.

બીજું, ચીનની મોટા ભાગની વસ્તી તેના પૂર્વી સાગરકિનારા તરફ અને તેની નદીઓના મુખ આગળ જમા થએલી છે. આ વિસ્તાર દેશની કુલ જમીનના ૭ ટકા જેટલો છે છતા તે દેશની ૯૦ ટકા વસ્તીનો બોજ ઉઠાવે છે જ્યારે ભારતમાં ૧૯૫૧ની ગણતરી અનુસાર ૭૫ ટકા વિસ્તારમાં ૯૦ ટકા વસ્તી રહે છે

આ આંકડાઓ ઉપરથી ચીનનો વિસ્તાર મોટો હોવા છતાં ખેડાઉ જમીન પર વસ્તીનું દબાણ કેટલું છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવી જવો જોઈએ.

૧૯૫૮માં ભારતની વસ્તી ૪૦ કરોડ હતી અને તેના કરતાં ચીનની વસ્તી ૬૦ ટકા કરતાં વધારે એટલે કે ૬૭ કરોડ જેટલી હતી. પરતુ ભારતમાં વસ્તી-વધારાનો દર લગભગ બે ટકા જેટલો રહ્યો છે જ્યારે ચીનમાં તે ૩ થી ૩.૫ ટકાનો થયો હોવાનું માનવામાં આવે છે. પરિણામે હાલમાં ભારતની વસ્તી આશરે ૪૪ કરોડની છે જ્યારે ચીનની ૭૨ કરોડની.

આથી ચીનનો મોટો પ્રશ્ન જો કોઈ હોય તો તે છે એનો વસ્તીવધારો. આ વધારાને રોકવા આપણે ત્યાં તો બીજી યોજનાના પ્રારંભથી પગલાં લેવામાં આવ્યાં છે પરતુ સામ્યવાદી ચીનાઓની વિચારસરણી અનુસાર તેઓ વસ્તીને સમસ્યા રૂપ માનતા નથી. કારણ કે વસ્તીને – માનવજીવનને પણ તેઓ એક સાધનમાત્ર ગણે છે. તેઓ અણુશક્તિની સામે માનવશક્તિને મૂકે છે. માનવજીવનનું મૂલ્ય તેઓ કેટલું ઓછુ આંકે છે તેનો ખ્યાલ લડાખ–નેફામાં લશ્કરનાં જે ધાડાં ઉતારવામાં આવ્યાં તેના પરથી આવવો જોઈએ. વળી તેઓ એમ પણ માનતા હતા કે વસ્તીવધારાના દર કરતાં અનાજના ઉત્પાદનનો દર વધારી શકાશે આથી વસ્તીવધારો રોકવા ૧૯૫૬ સુધી કોઈ પગલાં જ ભરવામાં નહોતાં આવ્યાં. તે પછી પણ કોઈ પગલાંની અસર જણાઈ નથી કારણ કે ૧૯૫૭–૫૮ દરમિયાન પણ વસ્તીવધારાનો દર ૩.૫ ટકા જેટલો ઊંચો રહ્યો છે.

આ મોટા વસ્તીવધારાને પહોંચી વળવા માટે ચીનને પોતાનો વિકાસનો દર ઘણો ઊંચો રાખવો પડશે એમાં શંકા નથી. અને ઊંચા વિકાસદર હોવા છતાં તે ભારત કરતાં બહુ આગળ વધી જશે એમ માનવાને પણ કારણ મળતું નથી.

● પરંતુ ભારતમાં કુલ વસ્તીમંથી માત્ર ૪૩ ટકા જેટલી વસ્તી જ આર્થિક રીતે સક્રિય છે એટલે કે તેઓ ઉત્પાદનમાં પોતાનો હિસ્સો આપે છે ચીનમાં આ પ્રમાણ કેટલું છે તેના આંકડા તો મળતા નથી પરંતુ ભારત કરતાં તે ઘણું મોટુ હશે જ. કારણ કે તેઓએ મોટા ભાગની પ્રજાને, જાહેર બાંધકામો યા જંગલો રોપવામાં કામે લગાડેલી છે. આર્થિક રીતે સક્રિય વસ્તીનું મોટું પ્રમાણ ચીનને ઉપયોગી નીવડે. આમ છતાં વધતી જતી વસ્તી એ ચીનનો મોટો પ્રશ્ન છે.

# ૫. પંચવર્ષી યોજનાઓ

ભારતની પ્રથમ પંચવર્ષી યોજનાનો પ્રારંભ ૧૯૫૧-૫૨ થી થએલો ગણાય છે પહેલી યોજના, આમ તો, કૃષિપ્રધાન હતી અને તેનો ઉદ્દેશ યુધ્ધોત્તર પુનરૂત્થાપના કરવાનો હતો. પ્રજાના જીવન ધોરણને યુદ્ધ પહેલાંની સ્થિતિએ પહોંચાડવાનો હતો. પહેલી યોજનાને પરિણામે અનાજની પેદાશમાં ૨૦ ટકાનો વધારો થયો રૂમાં ૪૫ ટકાનો અને તેલીબીઆમાં ૮ ટકાનો ૬૦ લાખ એકર જમીનને નહેરોનું પાણી મળ્યું; ૧ કરોડ એકરને નાનાં સિંચન કામોથી પાણી મળ્યુ.

ઔદ્યોગિક ઉત્પાદનનો આંક, ૧૯૫૧ને પાયાનુ વર્ષ ગણતાં, ૨૨ ટકા જેટલો ઊંચો ગયો. વીજળી અને સિમેન્ટની પેદાશ લગભગ બમણી થઈ

રાષ્ટ્રીય આવકમાં ૨૦ ટકાનો વધારો થયો.

ચીને તેની પહેલી પચવર્ષી યોજના ૧૯૫૪ના ઉત્તરાર્ધમાં શરૂ કરી. 'સમાજવાદી ઉદ્યોગીકરણ' એ તેનો ધ્યાનમંત્ર હતો. તેનો ઉદ્દેશ ભારે ઉદ્યોગોની પેદાશમાં ૭૭ ટકા અને ખેત પેદાશોના મૂલ્યમાં ૫૧ ટકાનો વધારો કરવાની હતી તેણે ૬૯૪ મોટા ઔદ્યોગિક એકમોનો પ્રારંભ કર્યો જે પૈકી ૧૫૬માં રશિયાની સહાય મળી હતી. પહેલી યોજનાને અંતે સરકારે સપૂર્ણ સફળતાની જાહેરાત કરી હતી. અને તેની નોંધપાત્ર સિદ્ધિઓ હતી. ગાળેલા લોખંડમાં ૯૨ ટકા વધારો; પોલાદમાં ૮૩ ટકા, ક્રુડ ઓઈલમાં ૫૧ ટકા રાસાયણિક ખાતરોમાં ૨૯ ટકા અને ટ્રક ઉત્પાદનમાં ૧૦૦ ટકા.

આ ઉપરાંત, યોજના દરમિયાન જ ૧૯૫૫ના જુલાઈથી ખેતીના સામુદાયીકરણનો કાર્યક્રમ પણ મોટા પાયા પર શરૂ કરવામાં આવ્યો હતો. સર્વવ્યાપી અને સર્વગ્રાહી આયોજન કરીને અર્થતંત્રમાં તમામ અંગોને એક બીજા સાથે સંકલિત કરવામાં આવ્યા હતા અને દેશની લગભગ તમામ આર્થિક પ્રવૃત્તિઓ પર વ્યાપક અને દૂરગામી અંકુશપદ્ધતિ દાખલ કરાઈ હતી.

**ભારતની** પહેલી યોજનામાં રાષ્ટ્રીય આવકમાં ૧૨ ટકાના અપેક્ષિત વધારા સામે ખરેખરો વધારો ૧૮ થી ૧૯ ટકાનો થયો હતો તેથી આપણે મહત્વાકાંક્ષી અને ઉદ્યોગીકરણ પર ભાર મૂકનારી, ૧૯૫૫-૫૬ થી શરૂ થતી, બીજી યોજના બનાવી તેનો ઉદ્દેશ રાષ્ટ્રીય આવકમાં ૨૫ ટકા વધારો કરવાનો હતો. ઉદ્યોગીકરણનો પાયો નાખવા માટે ભારે ઉદ્યોગોનો પ્રારંભ કરવાનું ધ્યેય રાખવામાં આવ્યું. ઉદ્યોગોમાંનુ રોકાણ ૭ ટકા પરથી બીજી યોજનામાં ૧૮ ટકા કરવામાં આવ્યુ.

**ચીનને** પણ પહેલી યોજનામાં જે પ્રોત્સાહક સિદ્ધિઓ મળી તેનાથી ૧૯૫૮માં પ્રારંભાની બીજી અતિ મહત્વાકાંક્ષી યોજના ઘડી કાઢી. એ યોજના 'વિકાસની હરણફાળ' (Great leap forward) તરીકે ઓળખાય છે ૧૯૬૨માં ખેતી અને ઉદ્યોગોમાં થતી પેદાશમાં ૬૫ ટકા જેટલું વધારાનું પેદાશ-મૂલ્ય ઉત્પન્ન કરવાનુ ધ્યેય રખાયુ હતું મૂડીરૂપ માલસામાનનું ઉત્પાદન, વપરાશી માલસામાન કરતા વધુ ઝડપે વધારવાનું હતું – ૧૯૫૭માં વપરાશી મલસામાનનું પ્રમાણ ૬૮ ટકા હતુ તે ૧૯૬૨માં ૫૦ ટકા પર આવે જ્યારે મડીરૂપ માલસામાન ૩૮ ટકા પરથી ૫૦ ટકા ઉપર પહોચે. રાષ્ટ્રીય આવકમાં ૫૦ ટકાનો વધારો અંદાજાયો હતો. ૧૯૫૭માં સંરક્ષણ અને વહીવટી ખર્ચ પાછળ ૩૨ ટકા જેટલો બજેટરી ખર્ચ થતો હતો તે ૨૦ ટકા કરી નાંખવાનો હતો. જ્યારે 'આર્થિક રચના અને સાંસ્કૃતિક વિકાસ' પાછળનો ખર્ચ ૫૬ ટકા પરથી વધારીને ૬૦-૭૦ ટકા કરવાનો હતો. ઉદ્યોગો પાછળ ખર્ચાનાર રકમમાં ૬૦ ટકાનો અને ખેતી પાછળ ૧૦ ટકાનો વધારો મુકાયો હતો. જ્યારે બાકીની વધારાની ૩૦ ટકા રકમ, વાહનવ્યવહાર વ્યાપાર, બેંકીગ અને વહીવટીતંત્ર પાછળ રોકાનાર હતી.

આ યોજના અત્યંત મહત્વાકાંક્ષી હતી. અને તેના અમલમાં પ્રારંભથી મુશ્કેલી અનુભવાવા લાગી

હતી. રાક્ષસી કદના ઔદ્યોગિક એકમો પાછળ જે ભારે ખર્ચ થયો તેથી, તેમજ તાલિમબદ્ધ માણસો અને વાહનવ્યવહારની અછતને લઈને, સ્થાનિક બાંધકામનાં કાર્યો તેમજ પ્રજાનો વપરાશ લથડી ખાતાં હતાં. મોટી ઔદ્યોગિક યોજનાઓની પ્રગતિ પણ ધીમી પડી હતી. આથી મોટા ઉદ્યોગોના વિકેન્દ્રીકરણની યોજના અમલમાં મુકાઈ હતી. તેમજ નાના પાયા પરની, પ્રાથમિક સ્વરૂપની, ઉત્પાદન પદ્ધતિ અને વ્યવસ્થાપદ્ધતિ અમલમાં મુકાઈ હતી. પરિણામે, નાની નાની લોખંડ ગાળવાની ભઠ્ઠીઓ, કોલસાની ખાણો અને સિમેન્ટ બનાવવાની ભઠ્ઠીઓ ઊભી કરઈ હતી. તેલના સારણીક્રમ માટે લાકડાની રિગ્ઝો ઊભી કરવામાં આવી હતી. આ બધી વ્યવસ્થાને વિકસિત દેશમાં ભાગ્યે જ કોઈ મહત્વ મળે આમ છતાં શ્રમની અતિ છૂટ ધરાવતા દેશમાં ફાજલ પડેલા માનવશ્રમથી જે કંઈ ઓછીવત્તી પેદાશ થાય તે, અને તો, ઉપકારક જ હતી.

'**કોમ્યુન**'ની રચના કરીને આવા નાના ઉદ્યોગો તેને સોંપવામાં આવ્યા હતા. ૧૯૫૨ બાદ ખેતીમાં જે નિષ્ફળતા મળી તે બાદ ગામડાંમાં આવા 'કોમ્યુન' રચવાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવ્યો હતો. ગામડાંમાંના ખેડૂતોનાં ૫૦૦૦ ઘરોનું એક 'કોમ્યુન' રચવામાં આવ્યું. ૧૯૬૦ સુધીમાં શહેરની ૬૦ ટકા વસ્તીને એટલે કે ૫૦ કરોડની વસ્તીને ય આવરી લેતાં ૧૦૦૦ કોમ્યુન રચવામાં આવ્યા. જ્યારે ગામડાંઓમાં સમગ્ર વસ્તી અને તમામ સહકારી ઉત્પાદક મંડળીઓને આવરી લેતાં ૨૪૦૦૦ કોમ્યુન રચવામાં આવ્યાં હતાં

આ કોમ્યુનમાં, સામુદાયિક રસોડાં, ભોજનગૃહો અને ઘોડીઆઘરો હોય છે. એનાથી સ્ત્રીઓ ઘરકામમાંથી મુક્તિ મેળવી શકે અને તેઓ ખેતરમાં કામ કરી શકે જ્યારે પુરુષો ખેતરને બદલે ઔદ્યોગિક ઉત્પાદનમાં કામે લાગી શકે. વળી તેમના સૌના વપરાશને પણ નિયંત્રિત અને વ્યવસ્થિત રાખી શકાય.

● આમ ચીને 'કોમ્યુન' દ્વારા પોતાની મોટા ભાગની વસ્તીને કામે લગાડી છે અને આર્થિક આવશ્યકતાને સંતોષી છે. અને બીજી બાજુએ તેને સામ્યવાદી સમાજની સ્થાપનાની શરૂઆત કહીને વિચારસરણીની સુસંગતતા પણ હાંસલ કરી છે.

અહીં એ નોંધવું ઘટે કે ભારતની બીજી યોજના દરમિયાન સહકારી ખેતીની અને સરકારી વેપારની કોંગ્રેસપક્ષે જાહેરાત કરી તેનાથી દેશભરમાં ભારે વિરોધ થયો એટલું જ નહીં તેનાથી 'સ્વતંત્રપક્ષ' અસ્તિત્વમાં આવ્યો અને અત્યારે તો આ બે વાતો સગવડભરી રીતે ભૂલી જવાઈ હોય એવી પરિસ્થિતિ છે.

## ૬. જીવન-સ્તરની તુલના

ચીન અને ભારતની પ્રજાનાં જીવનસ્તરની તુલના કરવી ઘણી મુશ્કેલ છે કારણ કે તે માટે પૂરતી અંકશાસ્ત્રીય માહિતી સુલભ નથી. આમ છતાં 'યુનો'ના આંકડાવિભાગની કેટલીક માહિતી ઉપયોગી નીવડે તેમ છે. આ ગણતરી અનુસાર ૧૯૪૬માં ચીનની માથાદીઠ આવક ૨૩·૧૩ અમેરિકન ડોલર એટલે કે રૂ ૧૧૦ હતી; જ્યારે ભારતની ૪૨·૬૧ ડોલર અથવા રૂ. ૨૨૦. પરંતુ ૧૯૪૯માં ચીનની ૨૭ ડોલર હતી જ્યારે ભારતની ૫૭ ડોલર વિદેશી ચલણમાં માથાદીઠ આવકથી જીવનસ્તર માપવાનું કાર્ય અત્યંત 'મુશ્કેલીભર્યું' છે -આમ છતાં સામ્યવાદીઓ સત્તારૂઢ થયા ત્યારે ભારતની આવક ચીન કરતાં ઊંચી હતી એ વાત નક્કી છે.

યુનોની જ ગણતરી અનુસાર ચીનની રાષ્ટ્રીય આવક (ભૌતિક પેદાશ), ૧૯૫૨ની ભાવસપાટીએ ગણતા, પહેલી યોજના દરમિયાન ૬૧ અબજ ઉપરથી ૯૩ અબજ યુઆન પર ગઈ છે એટલે કે ૫૧ ટકા વધી છે.

ચીનની રાષ્ટ્રીય આવકમાં જે વધારો થયો છે તે મુખ્યત્વે ઔદ્યોગિક વિકાસને જ આભારી છે.' આ ગાળામાં હળવા ઉદ્યોગોમાં

૮૭ ટકાનો વધારો નોંધાયો છે. જ્યારે ભારે ઉદ્યોગોમાં ૨૧૦ ટકા, અને ખેતીનો વિકાસ માત્ર ૨૫ ટકા જેટલો જ હતો.

● યુઆન બરાબર ૨ રૂ ના દરે ગણતરી મૂકીએ તો ચીનની માથાદીઠ આવક ૧૯૫૭માં રૂ ૨૮૮ થઈ - આજ વર્ષમાં ભારતમા તે રૂ ૨૦૬ હતી. મતલબ કે ૧૯૫૭માં ભારતને ચીન આંટી ગયુ ૧૯૫૮માં ચીનની માથાદીઠ આવક રૂા. ૩૭૫ અને ૧૯૫૯માં રૂ ૪૪૦ હતી આમ છતાં ચીનમા ભાવની સપાટી પૂરેપૂરી રાજ્યનિર્ધારિત હોઈ રાષ્ટ્રીય આવકની ગણતરી અને તેના અર્થની તુલના કરવામાં મુશ્કેલી છે જ

૧૯૫૦ થી ૧૯૫૮ના ગાળા દરમિયાન અર્થકારણના વિવિધ ક્ષેત્રોમાં રાષ્ટ્રીય આવકમાંના ફાળામાં પણ મોટો ફેરફાર થયો છે ઉદ્યોગોનો ફાળો ૧૯૫૦માં માત્ર ૧૪ ૧ ટકા હતો તે ૧૯૫૦માં ૩૬ ૫ થયો છે. ખેતીનો ૬૫ ૭ ટકા પરથી ૪૩ ૬, બાંધકામનો ૧.૭ પરથી ૬ ૨ ટકા, વાહનવ્યવહારનો ૩.૮ ટકા પરથી ૩ ૪ ટકા અને વ્યાપાર વાણિજ્યનો ૧૪.૭ પરથી ૧૦ ૩ ટકા જેટલો થયો છે આથી આપણે એમ તારવી શકીએ કે ચીનના અર્થતંત્રમાં જે પરિવર્તન થઈ રહ્યુ છે તે એટલું ઝડપી અને મૂળગામી છે કે તેનું પ્રતિબિંબ રાષ્ટ્રીય ઉત્પન્નની બદલાએલી ટકાવારીમાં ઝીલાયુ છે. ભારતના અર્થતંત્રમાં થએલા ફેરફારો અત્યંત સીમાવર્તી છે. અને એની ક્ષેત્રવાર ટકાવારીમાં આવા આંખે ચઢે એવા ફેરફારો જણાતા નથી.

ચીને તેની ૧૯૫૩-૫૭ની પહેલી યોજનામાં ૪૨.૭ અબજનું રોકાણ કર્યું હતું જે ૧૪.૧૫ અબજ ડોલર બરાબર થાય.

આ રોકાણ ચીનની રાષ્ટ્રીય આવકના ૧૦ ટકા બરાબર છે,

(જ્યારે ભારતનું રોકાણ રાષ્ટ્રીય આવકના ૬ ટકા જેટલું જ હતું.)

તેમાંથી ૨૫ અબજ યુઆન (૮ અબજ ડોલર) ઉદ્યોગોમાં રોકાયા હતા તે પૈકી ૨૨ અબજ યુઆન (૭ અબજ ડોલર) મૂડીરૂપ ઉદ્યોગોમા રોકાએલા હતા તેની સામે ભારતે તેના આયોજનના દશ વર્ષમાં રૂા. ૨૬૫૦ કરોડ (૫.૫ અબજ ડોલર)નું ઉદ્યોગોમાં રોકાણ કર્યું હતું જે પૈકી ૮૦ ટકા ભારે ઉદ્યોગોમાં ગયું હતું. આમ વીજળી સહિતના ભારે ઉદ્યોગોમાં ચીને આપણા કરતાં ૫૦ ટકા જેટલું વધારે રોકાણ કર્યું હતુ. આ રોકાણથી ચીન પોતાની મૂડીરૂપ માલસામાનની ૫૦ ટકા જરૂરીઆત પહેલી યોજનાને અંતે અને ૭૫ ટકા જરૂરીઆત બીજી યોજનાને અંતે સંતોષી શકે તેમ હતુ

આ રોકાણનો લશ્કરી દૃષ્ટિએ લાભ એ છે કે શક્તિનો ઉપયોગ જરૂરીઆત અને ઇચ્છાનુસાર ભારે લશ્કરી શસ્ત્રસરંજામ ઉત્પન્ન કરવામા પણ થઈ શકે એમ હોય છે.

વળી ભારે મૂડી, સ્ટીલ, સિમેન્ટ, વિદેશી હૂંડીઆમણ અને કૌશલ્ય વાપરતી યોજનાઓને બદલે, શ્રમપ્રધાન અને ઝડપી-બદલો આપનારી નહેરો, વનસવર્ધન અને ભૂમિનવસાધનની યોજનાઓને વધુ પ્રાધાન્ય આપ્યુ છે. વીજળીમાં પણ દીર્ઘકાલીન જલવિદ્યુત યોજનાઓને બદલે કોલસાથી ચાલતી યોજનાઓ તે અમલ બનાવી છે. જો કે ભારતનો કોલસાનો પુરવઠો મર્યાદિત વિસ્તારોમાંથી જ આવતો હોઈ જલવિદ્યુત જ સસ્તી પડે એમ છે. છતાં આ યોજનાનો ફલન-કાળ લાંબો રહે એ પણ હકીકત છે.

બીજું ચીને પોતાના મૂડીરોકાણમાંથી માત્ર પાંચ ટકા જ વસવાટો પાછળ રોકયા છે. અને બાંધકામનો સામાન કારખાનાં બાંધવામાં વપરાયો છે વળી તેણે ૬૯૪ મોટા કારખાનાંઓમાંથી ૪૭૨ મોટા શહેરોથી દૂર નાખીને શહેરીકરણનુ દબાણુ ટાળ્યુ છે. જ્યારે ભારતમાં પહેલી યોજનામાં જ રૂા. ૧૦૦૦ કરોડ વસવાટો પાછળ રોકાયા છે. જેમાં ઓછી કિંમતમાં વસવાટોનો સમાવેશ થતો નથી. વળી વસવાટ-રોકાણ પૈકી ૬૬ ટકા જેટલુ તો શહેરોનાં ફેશનેબલ મકાનો પાછળ થયું છે.

લેખને અંતે આપેલ કોઠા ઉપરથી એ પણ સ્પષ્ટ થાય છે કે ચીનની પહેલી યોજના

દરમિયાન માથાદીઠ રોકાણ રૂ. ૧૨૨નું હતું જ્યારે ભારતનું રૂ. ૯૯. જ્યારે બીજી યોજના દરમિયાન તે અનુક્રમે રૂ. ૧૮૪ અને રૂ. ૧૪૯ હતું.

આ આંકડાઓ ઉપરથી એક તારણ ચોક્કસ કાઢી શકાય કે—

ભારત કરતા ચીનની માથાદીઠ આવક વધારે છે. પરંતુ તેમાંથી મોટો ભાગ મૂડી-નિર્માણમાં જાય છે. પરિણામે પ્રજાના જીવન-ધોરણમાં ભારત કરતાં કશો સુધારો થયો નહીં જ હોય એ વાત નિશ્ચિત છે. પ્રજાના જીવનધોરણ પર ભારે કાપ સિવાય આટલું મૂડીનિર્માણ અને બચત–દર શક્ય નથી. વળી સામ્યવાદી સરકાર જ પોતાના અર્થતંત્ર પરના સમગ્ર અને સજ્જડ કાબૂને લઈને જ આ કરી શકે. લોકશાહી સરકાર માટે પ્રજાના જીવન-ધોરણને ઊંચું લાવવાનું કાર્ય આર્થિક વિકાસ જેટલું જ આવશ્યક ગણવું પડે છે. આજ બાબત સામ્યવાદી અને લોકશાહી ઢબની આર્થિક વિકાસપદ્ધતિ વચ્ચેનો તાત્વિક ફરક બતાવે છે.

## ૭. અન્ન ઉત્પાદન અને ખેતી

ભારતની માફક ચીનમાં પણ ખેતી ચાવીરૂપ ભાગ ભજવે છે વધતી જતી વસ્તી, આયાત માટે કરવી પડતી ચૂકવણી અને ઉદ્યોગોની કાચા માલની જરૂરીઆત માટે કૃષિ–પેદાશમાં વધારો આવશ્યક બને છે.

પહેલી પંચવર્ષીય યોજના દરમિયાન ચીનનું ધ્યેય પ્રતિવર્ષ ૪·૩ ટકાના દરે ૨૩–૨૪ ટકા કુલ વધારો કરવાનું હતું. જ્યારે યોજના અંતે લક્ષ્ય ૧·૪ ટકા જેટલું વટાવી જવાયું છે એવી જાહેરાત કરવામાં આવી. ઘઉં અને ચોખાના ઉત્પાદનમાં ૧૯૪૮–૫૨ની સરેરાશની સરખામણીમાં ૪૫–૫૦ ટકા જેટલો વધારો ૧૯૫૭માં થયો. આમ છતાં વસ્તીવધારાને ધ્યાનમાં લઈએ તો ૧૯૫૩માં ઘઉં ચોખાની માથાદીઠ પેદાશ ૧૫૪ કીલોગ્રામ હતી તે ૧૯૫૭માં ૧૬૫ કિલોગ્રામ જ થઈ. આમ છતાં શહેરીવસ્તીની અને ઉદ્યોગોની વધતી જતી માંગને લઈને, તેમજ નિકાસની જરૂરીઆતને લઈને, પહેલી યોજનાનાં છેવટનાં વર્ષોમાં ભારે ખેંચ અનુભવવી પડી. આમ ૨૫ ટકા જેટલા ધરખમ વધારા છતાં પહેલી યોજના દરમિયાન જ ખેતી ભારે માંગને પહોંચી વળી શકી નહીં.

૧૯૫૨માં ઊંડી ખેતી, નહેરો અને કુદરતી ખાતરોના વ્યાપક ઉપયોગને લઈને એક જ વર્ષમાં ખેત–પેદાશમાં ૨૫ ટકાનું ઉત્પાદન વધ્યુ હોવાનો દાવો કરવામાં આવ્યો. પણ, તે સાચો હોય તોયે આકસ્મિક અને કામચલાઉ સ્વરૂપનો જણાયો. ૧૯૫૯, ૬૦ અને ૬૧ના વર્ષોમાં ભારે કુદરતી આફતો આવી. ૧૯૬૦નું વર્ષ તો પાછલાં સો વર્ષમાં ય ખરાબ હતું. આથી ૧૯૬૦માં માથાદીઠ ઉત્પાદન ૧૯૫૬–૫૭ કરતાં ઊંચું હોય એવું જણાતું નથી. વધારામાં, આંતરિક વ્યાપારમાં, રશિયા અને અન્ય દેશો સાથેના વ્યાપારમાં ભારે ખોટ લાગી. અને ૧૯૬૦માં તો રેશનનું પ્રમાણ જાળવી રાખવા માટે ચીનને ઓસ્ટ્રેલીઆ, કેનેડા જેવા દેશો પાસેથી ૨૦ લાખ ટન કરતા પણ વધુ અનાજની આયાત કરવી પડી. ૧૯૬૨માં ચીનનું અન્નઉત્પાદન ૧૮ કરોડ ટન હતું જે ૧૯૬૧ ૧૬·૭ કરોડ ટન કરતાં ૮ ટકા જેટલું વધારે હતું. પરંતુ આ સ્થિતિ સંતોષકારક નથી કારણ કે આ વધારો વધુ જમીન ખેડાણ હેઠળ લાવીને અને રોકડ પાકને બદલે અનાજ વાવીને હાંસલ કરવામાં આવ્યો છે એની સામે ભારતનું ખેતીનું ઉત્પાદન ૧૯૬૦–૬૧માં ૭·૬ કરોડ ટન હતુ તે ૧૯૬૨–૬૩માં ૮·૩ કરોડ ટન પર પહોંચશે. અહીં ચીનની વધતી જતી વસ્તીને પણ ધ્યાનમાં રાખવી ઘટે. (ચીનની ખેત–પેદાશના આંકડાઓ અંતમાં આપ્યા છે.)

### રાશનિંગ

ત્રણ વર્ષ સુધી એક પછી એક ખરાબ મોસમ આવતી ગઈ તેની દેખીતી રીતે જ પ્રજાના વપરાશ

પર માઠી અસર પહોંચી છે. રૂ ના ચાઠે મિલો પૂરી શક્તિથી કામ કરી શકતી નથી એટલું જ નહીં, ખાંડ પરદેશથી મંગાવવી પડી છે. ખોરાક માટેની ફરીફાઈમાં માનવ અને પશુ વચ્ચેના માનવના વિજયને કારણે, પશુધન પણ નબળું પડતું ગયું છે એટલું જ નહીં ચીની પ્રજા માંસાહારી છે છતાં તેમને માંસની પણ તંગી અનુભવવી પડે છે. ૧૯૬૧ની સાલમાં શાંઘાઈમાં વસતા નાગરિકોને મહિને ૧૫ પાઉન્ડનુ રેશન મળતું હતું. જ્યારે ઊંચી કક્ષાના કામદારોને વધુમાં વધુ ૩૦ પાઉન્ડ માંસ મહિનામાં ચારથી પાંચ વાર જ મળતું હતું અને તે પણ ઓછા જથ્થામાં. ૧૦૦ ગ્રામ માછલી અને ૧૦૦ ગ્રામ ખાંડ મળતી હતી. ૧૯૬૨ના મે'માં સામાન્ય રેશન ૧૩ પાઉન્ડ પરથી ૧૧ પાઉન્ડનું કરવામાં આવ્યું હતું. અને ખુલ્લા બજારમાં મોંઘા દામે જે માલ મળતો હતો તે પણ નવેમ્બરમાં બંધ કરવામાં આવ્યો હતો.

● અછતી લંગીને પહોંચી વળવા ચીનના સામ્યવાદી પક્ષે સંખ્યાબંધ સૂત્રો વહેતાં મૂક્યાં છે તે તો જોવા જેવાં છે. રેશનકાપ માટે કારણ આપવામાં આવ્યું છે કે : સાંકડો પ્રવાહ લાંબો સમય વહી શકે છે. ચીનના અન્નભંડારસમા સેચુઆન પ્રાંતમાં સૂત્ર અપાયું છે : 'પહાડો ખાઓ.' મતલબ કે શિકાર કરો, માછલી પકડો અને ખાઈ શકાય તે ઝાડપાન તોડી ખાઓ. ચીનમાં 'ભોજનનું આયોજન કરો' એ રાષ્ટ્રીય આદેશ છે અન્નવપરાશ ઘટાડવા માટે 'યોજના પ્રમાણે ભોજન કરો'નું સૂત્ર સ્થાનિક કાર્યકરો જોરશોર પ્રચાર કરી રહ્યા છે.

## ખેતી–જમીનની સમસ્યા

ચીનમાં ખેતીના ક્ષેત્રે છેલ્લાં દશ વર્ષમાં મોટા સંસ્થાકીય ફેરફારો પણ કરવામાં આવ્યા છે. સત્તા હાથ ધરતાંવેંત સામ્યવાદીઓએ જમીનદારોને નષ્ટ કરી જમીનની નાના ખેડૂતો વચ્ચે વહેંચણી કરી આપી હતી બીજા તબક્કામાં મોટા પાયા પર સેવા–સહકારી અને સંયુક્ત સહકારી મંડળીઓની રચના કરવામાં આવી હતી. આ સહકારી મંડળીને લઈને જ ખેત-ઉત્પાદન વધી ગયું એમ માનીને આપણી સરકારે પણ સહકારી ખેતીનો નારો લગાવ્યો હતો. ત્યાર બાદ ચીનમાં વપરાશ નિયંત્રિત કરવા તેમજ સ્ત્રી શક્તિનો ઉપયોગ કરવા 'કોમ્યુન'ની રચના કરવામાં આવી હતી. અને આજે આ બધા સંસ્થાકીય ફેરફારો મુશ્કેલીમાં મુકાઈ ગયા છે કોમ્યુન એ રીતે ઉપયોગી નીવડયા હતા કે તેની મારફત સૌના વપરાશ પર કાબૂ મૂકી શકાતો હતો સૌને એક સરખો કાપ ભોગવવો પડતો અને કોમ્યુનના સભ્યો આપમેળે એક બીજાના વપરાશ પર કાબૂ રાખતા હતા સૌથી મોટો લાભ તો એ હતો કે ખોરાક પરના અંકુશ દ્વારા પ્રત્યેક નાગરિક પાસેથી ધાર્યું કામ કરાવી શકાતુ હતુ.

૧૯૫૦–૫૧ થી ૧૯૬૦–૬૧ સુધીમાં ભારતની ખેતીની પ્રગતિ પર નજર નાંખી લઈએ તો ધીમે છતાં એક ધારી પ્રગતિ નોંધાઈ છે પહેલી યોજનામાં રૂ ૮૦૦, બીજીમાં રૂ. ૧૨૦૦ અને ત્રીજીમાં રૂ ૨૦૦૦ કરોડનું રોકાણ કરવામાં આવ્યું છે. નિઃશ્ચિત વિસ્તાર ૫ કરોડ એકર વધીને ૭ કરોડ એકર થયો છે. વિવિધ પગલાં ને પરિણામે ખેતી હેઠળના વિસ્તારમાં ૧૯ ટકાનો વધારો થયો છે. અનાજ હેઠળના વિસ્તારમાં ૧૫ ટકાનો વધારો થયો છે જ્યારે અન્નેતર પેદાશના વિસ્તારમાં ૩૯ ટકાનો વધારો થયો છે. ખેતીના ઉત્પાદનમાં ૪૦ ટકાનો વધારો થયો છે. અનાજના ઉત્પાદનમાં ૩૬ ટકાનો અને અન્નેતર ચીજોમાં ૪૯ ટકાનો. વર્ષોવર્ષના ફેરફારો છતાં રૂના પેદાશમાં ૬૦ ટકા વધારો થયો છે જ્યારે ખાંડનો ૭૪ ટકા. કૃષિ–ઉત્પાદકતામાં ૧૮ ટકા વધારો થયો છે

● આપણે પણ મોટા પાયા પર અનાજની આયાત કરી છે અને આજે પણ કરી રહ્યા છીએ. છતાં આપણે ત્યાં અનાજ અને અન્ય ખોરાકી ચીજોનું મુક્ત બજાર છે એ આર્થિક દૃષ્ટિએ મોટી સિદ્ધિ લેખાવી જોઈએ. આપણી વપરાશ પર પણ કોઈ નિયંત્રણ નથી. આ બે સ્વાતંત્ર્યો ભોગવવા માટે આયાત કરવી પડે એ દેખીતુ છે

આપણે ત્યાં પણ જમીનદારી નાબૂદ થઈ છે. ગણોતીઆઓને કાયદા દ્વારા રક્ષણ આપવામાં આવ્યું

છે., જમીનની ટોચમર્યાદા બાંધવામાં આવી છે. ભૂદાન જેવી પ્રવૃત્તિ દ્વારા પુનઃવહેંચણી પણ થઈ છે. આમ છતાં સહકારી ખેતીની વાત આવકારાઈ નથી.

મતલબ કે, લોકશાહી પ્રણાલી હેઠળ આપણે ત્યાં કામ ચાલે છે. અને સરકારી અંકુશો ન હોત તો કદાચ ઉત્પાદન વધુ ઝડપે પણ વધ્યું હોત.

## ૮. ભારે ઉદ્યોગો

આપણે અમાઉ જોઈ ગયા કે ચીને તેની પ્રથમ યોજનાના પ્રારંભથી તેના અર્થતંત્રમાં પાયાગત ફેરફારો કરવાના હેતુથી ઉદ્યોગો પાછળ ભારે રોકાણ કરવા માંડ્યું હતું. અને ઉદ્યોગોમાં ય ભારે ઉદ્યોગો પર ખૂબ ભાર મૂક્યો હતો એનું કારણ એ હતું કે સામ્યવાદી રશિયાએ જે અદ્‌ભુત આર્થિક પ્રગતિ સાધી તેના મૂળમાં સ્ટેલિને ભારે-ઉદ્યોગોનો પાયો નાખ્યો તે રહેલું છે. ચીને પણ સ્ટેલિનપથ અનુસરીને ખૂબ મોટા પાયા પર ભારે ઉદ્યોગો નાંખવાની શરૂઆત કરી. માઓ ત્સે તુંગે તો કહ્યું હતું કે ચીને 'લોખંડ અને પોલાદના બે પગો ઉપર ઊભા રહેવું જોઈએ.' ભારે-ઉદ્યોગ પરના આ ભારને લઈને ચીન કેટલીક પાયાની પેદાશોની બાબતમાં ભારત કરતાં ખૂબ જ આગળ વધી ગયું છે.

તેની પહેલી યોજનાના અંત સુધીમાં તે ૫૦ લાખ ટન પોલાદ પેદા કરતું હતું જ્યારે આપણે બીજી યોજનાના અંત સુધીમાં ૩૫ લાખ ટન. એજ સમયે ચીન ૨૦ અબજ કીલોવાટ વીજળી પેદા કરતું હતું આપણે આ ધ્યેયને ત્રીજી યોજનાને અંતે પહોંચી શકીશું. આ ઉપરાંત ભારે મશીનરી, યાંત્રિક ઓજારો, ભારે વીજળીનો સામાન, સ્ટીમ ટરબાઈન, વીજળીના જનરેટરો, ટ્રાન્સફોર્મરો વગેરેની બાબતમાં પણ તે આપણા કરતાં નોંધપાત્ર રીતે આગળ છે. સિમેન્ટની બાબતમાં તે બહુ આગળ નથી છતાં વપરાશની બાબતમાં આપણે ઘણા ઉડાઉ છીએ – ઘરો બાંધવામાં અને રસ્તાઓમાં તે છૂટથી વપરાય છે. ચીન તે કારખાનાંઓમાં વાપરે છે. પહેલી યોજનામાં ચીને કોલસાનું ઉત્પાદન ચાર ગણું કર્યું જ્યારે આપણે બે યોજના દરમિયાન ૭૦ ટકાનો જ વધારો કરી શક્યા છીએ. હા, એ વાત સાચી કે દુનિયામાંના કોલસાના જથ્થાનો ત્રીજો ભાગ માત્ર ચીનમાં છે છતાં તેના આટલા ઉત્પાદન-વધારાને માટે તો આધુનિક યંત્ર સામગ્રીઓને જ જવાબદાર ગણી શકાય. (ચીન ભારતના તાજેતરના તુલનાત્મક આંકડા અંતમાં આપ્યા છે.)

### વપરાશી માલ-સમાન

પરંતુ જ્યાં સુધી વપરાશી માલ સામાનને લાગે વળગે છે ત્યાં સુધી, પરિસ્થિતિ ખૂબ જ અસંતોષ કારક છે. સાબુ, દવા, ઘરવપરાશનાં વાસણો, કાપડ, જોડા, કાગળ, હથિયારો જેવી ચીજો કે જે આપણે નિરાંતે અને કશી તંગી વિના વાપરીએ છીએ તે તમામની ચીનમાં ભારે તંગી વરતાય છે. વાંસની ચીજો કે જે સ્થાનિક બનાવટની છે તેની પણ છૂટ નથી. કાપડની તંગી પણ જાણીતી છે દરેકને એક સરખા અને ભૂરા રંગના બદન અને પાટલુન અપાતા હતાં.

બજારમાં કેટલીક વપરાશી ચીજો દુકાનોમાં વેચવા માટે મુકાતી હોય છે ખરી પરંતુ તે મેળવવા માટે ચીની નાગરિકને અનાજના રેશનની ચૂકવણી કરવી પડે છે. અને મોટા ભાગના નાગરિકો પાસે તો આવો વધારા – કુપન હોતી જ નથી. અનાજના રેશનની તંગી જોતાં ભાગ્યે જ તેઓ અન્ય વપરાશી ચીજો ખરીદી શકતા હશે.

### 'હરણ ફાળ'માં પીછેહઠ

આ બધું છતાં ખેતીમાં પાછળ પડવાને લઈને ચીન ઉદ્યોગોની બાબતમાં પણ 'વિકાસની હરણફાળ' ભરવામાં નિષ્ફળ ગયું છે, એમ છેલ્લા ત્રણેક વર્ષથી માનવામાં આવે છે. ખેતીની નિષ્ફળતાને લઈને ઔદ્યોગિક વસતીને અન્ન પૂરું ન પાડી શકાય અને બીજી બાજુએ અન્નતંગી તો કોઈ પણ રીતે નિવારવી જ પડે. નહીં તો પ્રજામાં ભારે અસંતોષ થાય. આથી ચીને ખેતીને પગભર કરવા માટે પોતાના આયોજનનો અગ્રતાનુક્રમ બદલ્યો છે. ભારે-ઉદ્યોગોને બદલે ખેતીને

આર્થિક વિકાસનો પાયો ગણવામાં આવ્યો છે. તેને પ્રથમ પસંદગી આપવામાં આવી છે. ત્યાર બાદ હળવા ઉદ્યોગોને અને અંતે ભારે ઉદ્યોગોને. આ બાબતમાં ચીને ( અર્થતંત્રમાં ) અપનાવેલું સૂત્ર છે : ખેતી એ પાયાનું તત્ત્વ છે પરંતુ અનાજ પાયાના તત્ત્વનું પાયાનું તત્ત્વ છે.

આમ ખેતીની કટોકટીને કારણે ઉદ્યોગોની પ્રગતિ રુંધાઈ હશે અને આયોજનનો ક્રમ પણ બદલાયો હશે પરંતુ એમ થવાનું બીજું પણ એક કારણ છે અને તે છે રશિયાની બંધ પડેલી સહાય આ પ્રશ્નને આ પછીના વિભાગમાં આપણે જરા વિગતે જોઈશું. ચીનની ઔદ્યોગિક પ્રગતિના મૂળમાં ભારચક રશિયન મદદ હતી તે વૈચારિક મતભેદને કારણે બંધ થઈ ગઈ છે. આથી પણ ચીનની પ્રગતિ રુંધાઈ હશે એમ બનવાજોગ છે

આ ઉપરાંત બીજું પણ એક સંભવિત કારણ છે. સ્ટેલિને રશિયામાં ભારે ઉદ્યોગો નાખવા માટે ખેતી પર ભારે જુલમ ગુજાર્યો. મોટા ખેડૂતોની તો કતલ પણ કરવામાં આવી. એનું કારણ એ હતું કે રશિયન ક્રાંતિ એ કામદારોની ક્રાંતિ હતી જ્યારે ચીનમાં સામ્યવાદી પક્ષ ખેડૂતોના ટેકાથી અને સહકારથી સત્તા પર આવ્યો હતો. માઓ પોતે પણ એક ખેડૂત છે આથી તેઓ ખેડૂત સાથે સ્ટેલિન જેવો વર્તાવ ભાગ્યે જ કરી શકે આ કારણસર પણ ચીન ખેતીને પ્રાધાન્ય આપવા વળ્યું હોય અને તેથી ઔદ્યોગિક ક્ષેત્રે મંદીનું વાતાવરણ, ઢીલાશનું વાતાવરણ, ફેલાયું હોય એ સંભવિત છે.

આ બધું બનવા છતાં, ખેતીમાં ભારે પીછેહઠ થવા છતાં, ચીનની ઔદ્યોગિક પ્રગતિ બંધ થઈ ગઈ છે એમ માનવું મુર્ખામીભર્યું લેખાશે. બ્રિટન ખાતેના ચીની અર્થતંત્રના અભ્યાસીઓનું એમ માનવું છે કે અનેક અંતરાયો છતાં ચીનની પ્રાથમિક ઉદ્યોગીકરણની પ્રગતિ નોંધપાત્ર રીતે ચાલુ જ છે.

● ભારતે જ્યારે ચીનનો લશ્કરી સામનો કરવાનો છે ત્યારે ચીનની ઔદ્યોગિક તાકાતને પણ ગણતરીમાં લેવી જ જોઈએ.

ઉદ્યોગો માટેની પાયાની ચીજોના છેલ્લા આંકડાઓ લઈએ તો ૧૯૫૮માં ૮૦ લાખ ટનનું પોલાદનું ઉત્પાદન, ૧૯૬૦માં ૧૮૫ લાખ ટન પર ગયું છે અને ૧૯૬૧માં તે ૨૦૦ લાખ ટનનો અંક વટાવી ગયું છે. ભારતમાં ૧૯૬૨-૬૩નું અપેક્ષિત ઉત્પાદન પોલાદ-ઈંગોટનું ૫૩ લાખ ટન અને તૈયાર પોલાદનું ૪૦ લાખ ટન છે.

૧૯૫૮માં ચીનમાં યાન્ત્રિક ઓજારોનું ઉત્પાદન, ૫૦,૦૦૦ એકમની સપાટીએ હતું ત્યાર બાદમાં પ્રતિવર્ષ ૨૦,૦૦૦ એકમોનો વધારો થઈ રહ્યો છે, જ્યારે ભારતમાં ૧૯૬૦-૬૧માં ૫.૫ કરોડનાં યાન્ત્રિક ઓજારો બનતાં હતાં એની સંખ્યા તો ઉપલબ્ધ નથી. જો કે ત્રીજી યોજનાને અંતે ૩૦ કરોડનાં બનશે. અહીં ( મશીન ટુલ્સ ) વ્યાખ્યામાં ફેરફાર હોવાનો સંભવ છે, જેથી તુલનામાં મુશ્કેલી અનુભવવી પડે છે.

૧૯૫૮ માં ૮૦૦૦૦ કિ વૉ પરથી ઉત્પાદન-શક્તિ ૪૦ લાખ કિ. વૉ પર પહોંચી છે. જ્યારે ભારતની ત્રણુપાળીને હિસાબે ૧૯૬૦-૬૧માં ૫૭ લાખ કિ. વૉ હતી. અને ૧૯૬૫-૬૬માં ૧૨૭ લાખ કિ. વૉ. થશે પરંતુ વાસ્તવિક ઉત્પાદન જોઈએ તો પરિસ્થિતિ જુદી જ જણાય છે ચીનમાં ૨૮૦૦ કરોડ કિલોવૉટ કલાક, વીજળી ઉત્પન્ન થતી હતી, ૧૯૫૮માં. આજે તે ૫૬૦૦ કરોડની આસપાસ છે જ્યારે ભારતમાં ૧૯૬૦-૬૧માં ૧૯૮૫ કરોડ કિ. વૉ. કલાક પેદા થતી હતી. અને ત્રીજી યોજનાને અંતે ૪૫૦૦ કિ વૉ. ક. પેદા થશે.

૧૯૫૮માં ચીનમાં ૧૬૦૦૦ માર્ગવાહનો હતાં તેમાં ૩૩ ટકાને દરે પ્રતિવર્ષ વધારો થયો છે. જ્યારે ભારત ૧૯૬૦-૬૧માં ૫૩૫૦૦ મોટર વાહનો પેદા કરતું હતું અને ત્રીજી યોજનાનું ધ્યેય ૧ લાખ વાહનો પેદા કરવાનું છે.

રેલ્વે અને વાહનોની બાબતમાં ઉત્પાદન અને વિસ્તારની દૃષ્ટિએ આપણી સ્થિતિ ઘણી સારી છે.

તેનો પૂરો લાભ આપણે લેવો જોઈએ. જોકે ચીન તેનાં આ સાધનોનો ઉપયોગ ખૂબ જ કરકસરથી અને લશ્કરી તેમજ મૂડીનિર્માણના હેતુઓ માટે જ કરે છે એ નોંધવું જોઈએ.

આ તુલનાથી ગભરાવાની જરૂર નથી હકીકતોથી વાકેફ થઈને ભારતની ઔદ્યોગિક તાકાત વધારવા પર ભાર મૂકવાની જરૂર છે. જે કોઈ રીતે અને જે કોઈ માર્ગે દેશની ઉત્પાદનની શક્તિ વધે તેવા તમામ પ્રયાસો આદરવા જોઈએ – પછી તે ખાનગી સાહસથી થાય કે જાહેર સાહસથી થાય. આંતરિક મૂડીથી થાય કે પરદેશી સહાયથી કે ઉદ્યોગપતિઓના સહકારથી થાય. કમનસીબે આપણે ત્યાં આવી પરિસ્થિતિ નથી.

## ૯. ચીની પ્રગતિ અને રુસી સહાય

ચીનની પ્રગતિ મહદ્અંશે રશિયાએ આપેલી, લોન, યંત્રસામગ્રી અને હુન્નરી જાણકારીને આભારી છે. ચીનને બીજા તરફથી કે બીજે કશે નાણાંકીય કે હુન્નરી સહાય મળી નથી. વળી ભારતે જેમ પહેલી અને બીજી યોજનામાં રૂ. ૧૨૨ અને રૂ. ૬૦૦ કરોડનું ભૂતકાળનું કમાએલું હુંડીઆમણ ખર્ચ્યું તેવી કોઈ અનામત ચીન પાસે ન હતી. આથી એ ફલિત થાય છે કે ચીનનો આર્થિક વિકાસ, માત્ર આંતરિક સાધનોને આધારે જ થયો હોત તો, ઘણો ધીમો હોત

રશિયાએ ચીનને જે સહાય આપી તે ભાગ્યે જ 'ગ્રાંટ' કે 'મિત્રાચારી ભરી સહાય' કહી શકાય. પરંતુ આ સહાય ચીનના ઉદ્યોગીકરણના અત્યંત કટોકટીભર્યા છતાં ચાવીરૂપ ટાંકણે અને બહુ જ તીવ્ર સ્વરૂપમાં આવી છે.

૧૯૫૭ના જુલાઈ સુધીમાં ચીનને ૫૨૯ કરોડ યુઆન કે ૧·૮ અબજ ડોલરની રશિયન સહાય મળી હતી. એ પૈકી ૧૫૫ કરોડ યુઆન લશ્કરી સ્વરૂપની હતી. બાકીની સહાય મશીનો, ઓજારો, સાંચાઓ અને સાધનોના સ્વરૂપમાં આવી છે જેને આધારે ૨૩૦ જેટલા ઔદ્યોગિક એકમો ચીન ખડા કરી શક્યું છે. આ એકમોમાં, આધુનિક લોખંડ-પોલાદનાં એકમો, અ-લોહધાતુનાં કારખાનાં, કોલસાની ખાણો, તેલની રીફાઈનરીઓ, વીજળીમથકો અને રાસાયણિક કારખાનાંઓનો સમાવેશ થાય છે. આમાંની સારી એવી સહાય રશિયાએ પોતે ચીનમાંથી કરેલી આયાતના બદલામાં આપી છે.

૧૯૫૮માં રશિયા અને ચીન વચ્ચે થએલા કરાર અનુસાર રશિયાએ ૫૫ ઔદ્યોગિક એકમો બાંધી આપવાનો કરાર કર્યો હતો, જેમાં વિમાન-ઉદ્યોગનો પણ સમાવેશ થાય છે. આ નવી સહાય આશરે ૩૫ કરોડ ડોલરની હશે, એમ અંદાજવામાં આવે છે. કારણ એ છે કે ભૂતકાળમાં એકમ દીઠ રશિયાએ ૧૦૦ કરોડ યુઆનની સરેરાશ સહાય આપી હતી, ત્યારબાદ ચીન-રશિયાના સંબંધો બગડ્યા છે પરિણામે ચીનને મળતી સહાયમાં ખૂબ જ મોટો ઘટાડો થયો છે. રશિયન હુન્નરબાજો પણ મોટા પ્રમાણમાં પાછા ફરી ગયા છે. આથી એમ મનાય છે કે ચીનની ઔદ્યોગિક પ્રગતિને ધક્કો પહોંચ્યો છે. કેટલીએ યોજનાઓ અધૂરી પડી છે સંભવ છે કે આથી જ ચીને ભારે-ઉદ્યોગો પરનો ભાર ઓછો કર્યો હશે.

● આમ છતાં ચીનને કુલ ૬ અબજ યુઆનની રશિયન સહાય મળી છે. આમાંની કેટલીક તેણે પાછી વાળી હશે કારણ કે ૧૯૫૬ થી ૫૮ દરમિયાન ચીનને આંતરરાષ્ટ્રીય વ્યાપારમાં ૧૪૦ કરોડ યુઆનનો શેષ રહ્યો હતો. અને આ શેષ ચીન-રશિયાઈ વ્યાપારમાં હોઈ તે રશિયાને ચૂકવણીમાં વપરાયો હશે. ત્યારબાદ તો તે બેની વચ્ચેનો વ્યાપાર ઘટનો ગયો છે એટલું જ નહીં પરંતુ ચીન તેની જવાબદારી અદા કરવામાં નિષ્ફળ ગયું છે તેની નોંધ પણ રશિયાઈ સામયિકોમાં લેવામાં આવી હતી આમ છતાં હાલ ચીનને ૪ અબજ યુઆન કે રૂ ૮૦૦ કરોડનું રશિયન દેવું છે એમ અંદાજવામાં આવે છે આ જ કારણસર આજે ચીન બ્રિટનમાંથી વિમાનો અને આખાં કારખાનાં માટેનાં પ્લાન્ટો ખરીદવા નિરીક્ષકો તીકળ્યું છે તેની નોંધ લેવી ઘટે. પશ્ચિમ યુરોપના 'મૂડીવાદી' દેશો સાથે વ્યાપાર

વધારીને મૂડીરૂપ માલસામાન મેળવવાના ગંભીર પ્રયાસો અત્યારે ચીન કરી રહ્યું છે'

● ૧૯૫૯માં રશિયાએ ચીનને કરેલી નિકાસ ૩૪૧ કરોડ પાઉન્ડની હતી તે ૧૯૬૧માં ૧૩૧ કરોડની થઈ ગઈ છે. ચાલુ સાલ આ આંકડો એથી પણ ઓછો હશે એમ માનવામાં આવે છે જ્યારે ચીને ૧૯૬૨માં જાપાનમાંથી ૧૦૨૨ કરોડ, પશ્ચિમ જર્મનીમાંથી ૧૦૧૧ કરોડ અને બ્રિટનમાંથી ૮૪ લાખ પાઉન્ડ જેટલી હતી.

## 'વચગાળાનો વિસ્તાર'

રશિયાને બદલે આવા મૂડીવાદી દેશો સાથે વધતા જતા અવલંબન માટે ચીને વિચારસરણીનો આશરો પણ શોધી કાઢયો છે. આ ખ્યાલને 'વચગાળાનો વિસ્તાર'નું નામ આપવામાં આવ્યુ છે. અને તે રેડફ્લેગના માર્ચ ૪ના અંકમાં પ્રકાશિત થયો છે આ ખ્યાલ અનુસાર અમેરિકા સિવાયના અન્ય મૂડીવાદી દેશો પણ અમેરિકન શાહીવાદનો ભોગ બની રહ્યા હોઈ તેઓ પોતાને માટે સંભવિત મિત્રો છે. વળી અમેરિકા અને બીજા મૂડીવાદી દેશો વચ્ચેનો હિતવિરોધ, 'સમાજવાદી દેશો કરતાં વધુ સીધો, વધુ તાત્કાલિક અને વધુ દબાણભર્યો છે,' અને આથી ચીન તેમની સહાય પર મીટ માંડી રહ્યું છે.

## ભારતને વિદેશી સહાય

ચીન સામે ભારતને વિદેશી સહાય સારા પ્રમાણમાં મળી છે. ૧૯૬૦-૬૧ સુધીમાં, પહેલી યોજના દરમિયાન રૂ ૧૮૮ કરોડ અને બીજી દરમિયાન રૂ. ૧૦૯૦ કરોડ. આ રકમ ચીનને મળેલી સહાય કરતાં સારી એવી મોટી છે. બીજી બાજુએ ચીન કરતાં ભારતનું મૂડીરોકાણનું પ્રમાણ અને કદ બંને ઓછાં હોવા છતાં, તેમાં વિદેશી સહાયનું પ્રમાણ ઘણું મોટું રહ્યું છે પહેલી યોજનામાં ૧૦, બીજીમાં ૨૪ અને ત્રીજીમાં ૩૦ ટકા. આમ છતાં ચીનને મળેલી રશિયાઈ સહાયનું સ્વરૂપ જ એવું હતું કે જેથી ચીન ઉદ્યોગીકરણનો પાયો નાંખવાની બાબતમાં લગભગ ૮૦ ટકા જેટલું સ્વાવલંબન સાધી શક્યુ છે

● વળી મૂડી નિર્માણની સાથે ચીને "કૌશલ્ય નિર્માણ"ની બાબતમાં સુંદર પ્રગતિ સાધી છે. પહેલી યોજના દરમિયાન ચીનમાં ૧૦,૦૦૦ જેટલા રશિયન હુન્નરબાજો, નિષ્ણાતો રોકાએલા હતા. ૧૯૫૮માં ૫૫ નવા એકમોમાંથી ૪૭ની યોજણી, ડીઝાઈન અને બાંધકામ ચીન પોતે જ કરવાનું હતું રશિયા તો માત્ર સાધનો જ પૂરાં પાડવાનું હતું

જ્યારે ભારતને ૧૯૬૧ના અંતમાં વિવિધ આંતર રાષ્ટ્રીય સંસ્થાઓ દ્વારા ૨૧૫૦ નિષ્ણાતોની સહાય-સેવા મળી શકી છે. વિદેશી મદદથી આપણે ૫૨૦૦ વ્યક્તિઓને તાલિમ અપાવી શક્યા છીએ કેટલીએ વ્યક્તિઓ પોતાનાં આગવાં સાધનોથી પણ વિદેશ ગઈ છે. હુન્નરી નિષ્ણાતોની આપણે ત્યાં તંગી છે એ હકીકત છે.

● વિદેશી સહાય ખૂબ જ ઉપકારક રીતે મળી હોવા છતાં ચીને આંતરિક સાધનો ખૂબ મોટા પાયા પર ઊભાં કર્યા છે. નહીં તો આ સહાય ઉપયોગી થઈ ન હોત. રશિયાએ ઊભા કરેલા એકમોમાં પણ ૬૬ ટકા જેટલાં સાધનો ચીને પોતે જ ઊભાં કરેલાં છે. આપણે હવે સાધનો તો ઊભાં કર્યા છે તેનો ઉપયોગ કેવો થાય છે તેના પર અર્થતંત્રના વિકાસનો આધાર રહેલો છે

# ૧૦. ભારતને પડકાર

ચીની-ભારતીય અર્થતંત્રના તુલનાત્મક અભ્યાસથી નિરાશાજન્મતી હોય તો તે આત્મવિશ્વાસનો અભાવ ધયવે છે. રાષ્ટ્ર એવા નૈરાશ્યથી હતાશાથી જીવી ન શકે. ચીને ભલે તેટલી પ્રગતિ કરી હોય છતાં આપણે એના પડકારને પહોંચી વળવું જ રહ્યું.

એ પડકારને પહોંચી વળવા આપણે કેટલો રાષ્ટ્રીય

પુરુષાર્થ કરવાનો છે, કેટલું બલિદાન આપવાનું છે અને કેટલા એકધ્યેય ને એકધ્યાન થઈ સુસજ્જ થવાનું છે તેનો ખ્યાલ આપણને બરાબર આવી જવો જોઈએ. ચીન સામ્યવાદી છે માટે આ સિદ્ધિઓ મળી છે એવું માનવું ભૂલભરેલું છે. લોકશાહી દેશો ય આવો વિકાસ કરી શક્યા છે, એટલું જ નહીં યુદ્ધો પણ જીતી શક્યા છે. આપણે લોકશાહી અને આનુષંગિક સ્વાતંત્ર્યો છોડી દેવાની, ભોગ આપી દેવાની, કોઈ જ જરૂર નથી.

જરૂર છે એકનિષ્ઠાની, ધ્યેયશીલતાની, યોગ્ય રાષ્ટ્રીયનીતિની અને યોગ્ય રાષ્ટ્રીય નેતૃત્વની. આપણે ત્યાં ભય એ તોળાઈ રહ્યો છે કે ચીનને હઠાવતાં હઠાવીશું, પરંતુ એ પહેલાં આપણાં સ્વાતંત્ર્યો તો નહીં ગુમાવી બેસીએ ને! લોકશાહી તો નામશેષ નહીં થઈ જાય ને? પ્રજાજનનું રખોપું, શાશ્વત જાગૃતિ એજ લોકશાહીની કિંમત છે શું આપણે એ કિંમત ચૂકવવા તૈયાર છીએ?

## ભારત અને ચીનમાં ભૂમિતળનો ઉપયોગ

| | | ચીન (લાખ હેક્ટરમાં) | ભારત (લાખ હેક્ટરમાં) |
|---|---|---|---|
| ૧. | ભૌગોલિક વિસ્તાર | ૯૬૩૬ (૧૦૦) | ૨૯૧૨ (૧૦૦) |
| ૨. | જંગલો | ૭૬૦ (૭.૯) | ૫૦૮ (૧૭.૪) |
| ૩. | ઘાસીઆં | ૧૭૭૦ (૧૭.૬) | ૧૧૫ (૪.૦) |
| ૪. | ખેડાણ હેઠળની જમીન | ૧૧૦૨ (૧૧.૪) | ૧૫૩૪ (૫૨.૭) |
| ૫. | બાંધકામ હેઠળની તેમજ ઉજ્જડ જમીન | ૬૦૦૪ (૬૩.૧) | ૭૫૪ (૨૫.૯) |
| ૬. | ભૂતળની દૃષ્ટિએ ખેડાણ હેઠળની જમીન% | ૨૩ | ૭૫ |

'ઇસ્ટર્ન ઇકોનોમિસ્ટ'ના ૧૯૫૭ના વાર્ષિક અંકમાંથી

## ચીન અને ભારતની વસ્તી

| | ચીન | | ભારત | |
|---|---|---|---|---|
| | કુલ વસ્તી (કરોડમાં) | ટકાવારી વધારો | કુલ વસ્તી (કરોડમાં) | ટકાવારી વધારો |
| ૧૯૫૧ | .. | ... | ૩૬.૨૫ | ... |
| ૧૯૫૨ | ... | ... | ૩૬.૨૬ | ૧.૭ |
| ૧૯૫૩ | ૫૮.૨૬ | ... | ૩૭.૫૧ | ૧.૮ |
| ૧૯૫૪ | ૫૯.૪૮ | ૨.૧ | ૩૮.૨૦ | ૧.૮ |
| ૧૯૫૫ | ૬૦.૮૨ | ૨.૩ | ૩૮.૯૨ | ૧.૯ |
| ૧૯૫૬ | ૬૨.૧૨ | ૨.૧ | ૩૯.૬૮ | ૨.૦ |
| ૧૯૫૭ | ૬૪.૬૫ | ૪.૧ | ૪૦.૪૮ | ૨.૦ |
| ૧૯૫૮ | ૬૬.૯૦ | ૩.૫ | ૪૧.૩૩ | ૨.૧ |
| ૧૯૫૯ | ... | ... | ૪૨.૨૩ | ૨.૨ |
| ૧૯૬૦ | .. | ... | ૪૩.૧૭ | ૨.૨ |
| ૧૯૬૧ | ... | ... | ૪૩.૯૨ | ૧.૭ |

'ઇકાફે એન્યુઅલ સર્વે', 'યુ. એન. સ્ટેટીસ્ટીકલ યર બુક', અને 'મન્થલી એબસ્ટ્રેક્ટસ ઓફ સ્ટેટીસ્ટીક્સ - ઇન્ડીઆ'ને આધારે.

## ચીનની ખેત-પેદાશના સત્તાવાર દાવાના અને સંશોધકોના અંદાજના તુલનાત્મક આંકડાઓ

| પાકનું વર્ષ | સત્તાવાર કરોડ મેટ્રીક ટન | અંદાજ કરોડ મેટ્રીક ટન |
|---|---|---|
| ૧૯૫૩ | ૧૫·૭ | ૧૬·૦ |
| ૧૯૫૪ | ૧૬·૦ | ૧૫·૩ |
| ૧૯૫૫ | ૧૭·૫ | ૧૭·૫ |
| ૧૯૫૬ | ૧૮·૨ | ૧૬·૦ |
| ૧૯૫૭ | ૧૮·૫ | ૧૭·૦ |
| પહેલી યોજનાની સરેરાશ | ૧૭·૨ | ૧૬·૩ |
| ૧૯૫૮ | ૨૫·૦ | ૧૯·૩ |
| ૧૯૫૯ | ૨૭·૦ | ૧૬·૮ |
| ૧૯૬૦ | અલભ્ય | ૧૬·૦ |
| ૧૯૬૧ | ” | ૧૬·૭ |

## ભારત અને ચીનની ઔદ્યોગિક પેદાશ

| વસ્તુ | એકમ | ૧૯૫૮ ચીન | ૧૯૫૮ ભારત | ૧૯૬૦ (લક્ષ્યાંક) ચીન | ૧૯૬૦ (લક્ષ્યાંક) ભારત |
|---|---|---|---|---|---|
| કોલસા | કરોડ ટનમાં | ૩૪·૭૮ | ૪·૭૧ | ૪૨·૫ | ૫·૨ |
| ગાળેલું લોખંડ | ” | ૨·૦૫ | ·૩૧ | ૨·૭૫ | ·૪૧ |
| સ્ટીલ | ” | ૧·૩૩ | ·૧૮ | ૧·૮૪ | ·૨૨ |
| સિમેન્ટ | ” | ૧·૨૭ | ·૬૮ | ૧·૬૦ | ·૭૭ |
| મોટર વાહન | સંખ્યા | ૧૯૦૦૦ | ૩૬૫૦૦ | ૪૧૫૦૦ | ૫૨૨૦૦ |
| ખાંડ | કરોડ ટનમાં | ·૧૧ | ·૧૯ | ·૧૩ | ·૨૪ |
| વીજળી | કરોડ કિ. વો. કલાક | ૪૧૫૦ | ૧૪૬૦ | ૫૫૦૦ | ૧૬૫૦ |
| કાગળ | કરોડ ટનમાં | ·૧૭ | ·૦૩ | ·૨૮ | ·૦૩૪ |
| ક્રુડ પેટ્રોલીયમ | ” | ·૦૩ | ·૦૦૪ | ·૦૫ | ·૦૦૪ |

ઇકોનોમિક ટાઇમ્સ : નવેમ્બર ૩, ૧૯૬૨માંના તેના સ્ટેટીસ્ટીકલ ડીવીઝનના લેખને આધારે.

## ભારત-ચીનની રાષ્ટ્રીય આવક

| વર્ષ | ચીન રાષ્ટ્રીય આવક (કરોડ યુઆનમાં) | વૃદ્ધિની ટકાવારી | ભારત રાષ્ટ્રીય આવક (કરોડ રૂ. માં) | વૃદ્ધિની ટકાવારી |
|---|---|---|---|---|
| ૧૯૫૧ | ... | ... | ૮૮૫૦ | ... |
| ૧૯૫૨ | ૬૧૧૩ | ... | ૯૧૦૦ | ૨·૮ |
| ૧૯૫૩ | ૭૦૦૪ | ૧૪·૬ | ૯૪૬૦ | ૪·૦ |
| ૧૯૫૪ | ૭૩૮૮ | ૫·૫ | ૧૦૦૩૦ | ૬·૦ |
| ૧૯૫૫ | ૭૮૮૦ | ૬·૭ | ૧૦૨૮૦ | ૨·૫ |
| ૧૯૫૬ | ૮૮૭૫ | ૧૨·૬ | ૧૦૪૮૦ | ૨·૦ |
| ૧૯૫૭ | ૯૩૦૦ | ૪·૮ | ૧૧૦૦૦ | ૫·૦ |
| ૧૯૫૮ | ૧૨૫૦૦ | ૩૪·૪ | ૧૦૮૯૦ | -૧·૦ |
| ૧૯૫૯ | ૧૫૨૦૦ | ૨૧·૬ | ૧૧૬૫૦ | ૭·૦ |
| ૧૯૬૦ | ... | ... | ૧૧૮૫૦ | ૧·૭ |
| ૧૯૬૧ | ... | ... | ૧૨૬૫૦ | ૬·૮ |

ઇકાફ એન્યુઅલ સર્વે; યુ. એન. ઇયર બુક અને ભારતના મન્થલી એબસ્ટ્રેક્ટ ઓફ સ્ટેટીસ્ટીક્સ ને આધારે.

## ચીન અને ભારતમાં કુલ અને માથાદીઠ રોકાણ

| | ચીન ૧૯૫૨-૫૭ | ચીન ૧૯૫૭-૬૨ | ભારત ૧૯૫૧-૫૬ | ભારત ૧૯૫૬-૬૧ |
|---|---|---|---|---|
| કુલ રોકાણ (કરોડ રૂ માં) | ૭૦૭૧·૪ | ૧૧૪૯૦·૫ | ૩૫૦૦ | ૬૧૦૦ |
| માથાદીઠ રોકાણ યોજનાકાળ દરમિયાન | ૧૨૨ | ૧૮૪ | ૯૯ | ૧૪૯ |
| રાષ્ટ્રીય આવકમાં મૂડી રોકાણનું પ્રમાણ | ૧૦·૫% | ૧૪·૪% | ૭·૭% | ૧૦·૪% |

ઇસ્ટર્ન ઇકોનોમિસ્ટના ૧૯૫૭ના વાર્ષિક અંકને આધારે

## સંદર્ભ સાહિત્ય

૧. હ્યુજીસ અને લુઆર્ડ : ઇકોનોમિક ડેવલપમેન્ટ ઓફ કોમ્યુનિસ્ટ ચાઈના : ૧૯૪૯–૧૯૫૮.

૨. ચોહ–મીંગ–લી : ઇકોનોમિક ડેવલપમેન્ટ ઓફ કોમ્યુનીસ્ટ ચાઈના.

૩. પ્લાનીંગ કમીશન : થર્ડ ફાઈવ ઈયર પ્લાન

૪. રોબર્ટ ગુલેઈન : ધ ડેસ્પરેટ ડ્રેગન

૫. ઇકોનોમિક વીકલી : ફેબ્રુઆરી ૧૯૬૩
એમ. જે. કે. થાવરજ : સમ સ્ટ્રેટેજીક આસ્પેક્ટસ ઓફ ચાઈનીઝ ઇકોનોમી.

૬. ઇકોનોમિક રીવ્યુ : જાન્યુઆરી–૨૬, ૧૯૬૩
દરતીરથ સીંઘ : એગ્રીકલ્ચરલ ક્રાઈસીસ ઇન ચાઈના.
શૈલેન ઘોઢા : પેટ્રોલીઅમ પાવર ઓફ ચાઈના.

૭. લીંક : માર્ચ ૩૧, ૧૯૬૩

૮. ઇકોનોમિક ટાઈમ્સ : ૧૯૬૨, ઓક્ટોબર ૨૬, ૨૭; નવેંબર ૩, ૪, ૯, ૧૭; ૧૯૬૩ ફેબ્રુઆરી ૧૩

---

**કાવ્યસત્ર :** [ મુંબઈ : તા. ૧-૬-૬૩થી ૩-૬-૬૩ ]

| | | | |
|---|---|---|---|
| | | શનિવાર | ૧–૬–૬૩ |
| સવારે ૧૦–૦૦ | બપોર ૩–૦૦ | | |
| પરિચયવિધિ | અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા | | રાત્રે ૮–૩૦ કાવ્યવાચન |
| | | રવિવાર | ૨–૬–૬૩ |
| સવારે ૮–૦૦ | બપોર ૩–૦૦ | | રાત્રે ૮–૩૦ |
| કાવ્યવિવેચનની સમસ્યાઓ | અછાંદસ રચનાઓ | | કાવ્યવાચન |
| | | સોમવાર | ૩–૬–૬૩ |
| સવારે ૮–૦૦ | બપોર ૨–૦૦ | | સાંજે |
| અદ્યતન કવિતાની ઇમારત | શુદ્ધ કવિતાની વિભાવના | | પૂર્ણાહુતિ |

પત્રવ્યવહાર
કવિલોક
લિપિની પ્રિન્ટરી, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ–૨

**સત્રસ્થળ :**

હંસરાજ મોરારજી પબ્લિક સ્કૂલ, નવગુજરાત, વરસોવા રોડ, અંધેરી, મુંબઈ.

# અમેરિકાની આધુનિક ચિત્રકળા | હેનરી સી. સ્મીથ

વૈવિધ્ય એ આજની અમેરિકી ચિત્રકળાનું મુખ્ય લક્ષણ છે. પ્રત્યેક કલાકાર પોતાનો આગવો માર્ગ આંકવા અને પોતનું ભાવિ ઘડવા મુક્ત છે જો કોઈ દબાણ જણાતું હોય તો તે મૌલિકતા તરફનું છે, કારણ દરેક કલાકાર તેની પોતાની શૈલી વિકસાવવા પ્રયત્નશીલ રહે છે.

અમેરિકાના કલાક્ષેત્રે જોવા મળતાં આ વૈવિધ્ય અને ઉત્સાહનું પ્રતિબિમ્બ વોશિંગ્ટન ડી. સી ખાતે કોર્કોરાન આર્ટ ગેલેરીમાં યોજાયેલા સમકાલીન અમેરિકી તૈલરંગી ચિત્રોના ૨૭મા દ્વિવાર્ષિક પ્રદર્શનમાં જોવા મળે છે તેમાં ભિન્ન ભિન્ન શૈલી અને તાસીરની પસંદ કરાયેલી કૃતિઓ મૂકવામાં આવી છે. એ સૌથી મોટા ભાગની એ ચિત્રકૃતિઓમાં જોરદાર સમાન લાક્ષણિકતાઓ પણ જોવા મળે છે

## ભાવકની આત્મીયતા

ભાવકની આત્મીયતા પર મૂકવામાં આવેલો ભાર એ તેનું સૌથી મહત્વનું તત્વ છે. જાણે બહુજન-સમાજની માંગોની સામે તેના આંતરિક જીવનના મહત્વ પર ભાર મૂકવો હોય તેમ વ્યક્તિનું તેમાં સ્પષ્ટ ગૌરવ થયેલું છે. પ્રકૃતિ તરફ પાછા વળવાનું વલણ, વધુ અમૂર્ત કૃતિઓમાં પણ વખતોવખત જોવા મળે છે એમ લાગે છે કે અમેરિકનો તેમની આસપાસની દુનિયાથી કદી બહુ દૂર જતા નથી.

પ્રદર્શનમાં ૫૦૦૦ કૃતિઓમાંથી પસંદ કરવામાં આવેલી ૧૨૯ ચિત્રકૃતિઓ મૂકવામાં આવી છે. ૨૦૦૦ ડોલરનું પ્રથમ પારિતોષિક અને કોર્કોરાનનો સુવર્ણ ચન્દ્રક લી ગેચને તેના "ધ બીચ" નામના પ્રકૃતિના અમૂર્ત આલેખન માટે મળ્યાં છે. ૧૫૦૦ ડોલરનું બીજું પારિતોષિક અને કોર્કોરાનનો રજત ચન્દ્રક બેન કમીહીરાને "વેડીંગ ડ્રેસ" નામની કૃતિ માટે મળ્યાં છે પીટર બારનેટની એક અમૂર્ત કૃતિ "મલ્ટીપલ ઇમેજીસ" ને ત્રીજું પારિતોષિક અને બેન શાનના "ફ્રોમ ધેટ ડે ઓન" નામના ચિત્રને ચોથું પારિતોષિક મળ્યું છે. બાળકને લઈને ઊભેલા એક વૃદ્ધ જાપાનીનું એમાં લાગણીસભર સજીવ આલેખન થયેલું છે.

## અમૂર્ત શૈલીની કૃતિઓ

રોબર્ટ મધરવેલ, માર્ક રોથકો, ફ્રાન્ઝ ક્લાઈન, વિલેમ દ'કુનીગ, જેક્સન પોલોક અને ક્લીફર્ડ સ્ટીલ જેવા એબ્સ્ટ્રેક્ટ-એક્સપ્રેશનીસ્ટ ચિત્રકારોને જગતભરમાં માન્યતા મળેલી છે એટલે એ શૈલીના ચિત્રકારોનું પ્રદર્શનમાં મોટું જૂથ હોય એમાં કશું આશ્ચર્ય નથી પ્રદર્શનમાં રજૂ થયેલી મૂર્ત શૈલીની કૃતિઓ પણ તેમની મનોવૈજ્ઞાનિક સૂચકતામાં તો અમૂર્ત શૈલીની કૃતિઓ જેટલી જ ઘણીવાર પ્રાગતિક જણાતી હતી ભાવકને લાગણી જાગે, તેની કલ્પના સળવળે, તે ચિંતનમાં ડૂબે અને પોતાકાં તારતમ્યો તારવે, એવી આ કૃતિઓના આલેખકોની દૃષ્ટિ રહી છે.

## પ્રતીકાત્મક – વાસ્તવવાદી

આ કૃતિઓને બે વ્યાપક વિભાગોમાં વહેંચી શકાય : પ્રતીકાત્મક અને વાસ્તવવાદી. મીચેલ જેમીસન અને જેક લેવાઇન જેવા પ્રતિકવાદીઓ માનવજાતની વિનાશક વૃત્તિ પર દક્ષ ચિંતનો આપે છે.

પ્રદર્શનમાં રજૂ થયેલાં વિગતપ્રચુર વાસ્તવવાદી

ચિત્રોમાં જોન કોચનું "પીન્ક ડ્રેસીંગ ગાઉન" ઊચું સ્થાન ધરાવે છે દર્પણ સમી ચોક્સાઈ છતાં એ ચિત્ર એક "જીવન-ખંડ" નથી બનતું કલાકારે કરેલું ચોક્સાઈપૂર્વકનું વિગતવાર આલેખન એમ બતાવે છે વસ્તુઓના ભૌતિક દેખાવથી તે લગભગ મંત્રમુગ્ધ બની ગયેલ છે

યુવાન કલાકારો,

પ્રદર્શનમાં ચિત્રોનું એક જૂથ એવુ છે કે જે ન અમૂર્ત છે, તેમ ન મૂર્ત છે ખરેખર કહીએ તો ઉભય લક્ષણોનાં તત્વો તેમાં ભળ્યા છે એ કૃતિઓ યુવાન એબ્સ્ટ્રેક્ટ-એક્સપ્રેશનીસ્ટ કલાકારોની છે. તેઓ તેમના આકાર સંયોજનમાં માનવ આકૃતિનો વધુ ને વધુ ઉપયોગ કરે છે-રૂઢિગત રીતે નહિ પણ રેખા અને રંગમાં ઉત્તેજના ભળે તે રીતે

સમકાલીન અમેરિકી કલાનાં મુખ્ય લક્ષણો સ્પષ્ટપણે આમ જણાય છે : ભાવકને સંસ્પર્શ, સર્જનાત્મક પ્રક્રિયામાં તેની સક્રિય હિસ્સેદારી માટે આગ્રહ. સ્વાભાવિક સ્વરૂપો તરફનું વલણ-અમૂર્ત કૃતિઓમાં પણ, અને ગતિ તથા પરિવર્તનમાં તીવ્ર રસ.

અમેરિકી જીવનનું પ્રતિબિમ્બ પાડતી આ ચિત્રકલા ભૂતકાળનાં બંધનોથી મુક્ત છે અને માનવી સાથે વાત કરતી, ભાવિ પ્રતિ અભિમુખ છે

## ફેદોસ્કિનોની કલા | ટી. શિવકોવસ્કાયા

"ફેદોસ્કિનો" એ શબ્દ સાંભળતા વેંત જ તમારી નજર સમક્ષ સુંદર કારકેટો પેટીઓ, દીવાસળીની પેટી માટેના હોલ્ડર્સ અને તંબાકુ અને સિગારેટો રાખવાની નાની મોટી ડબ્બીઓ ઊભી થાય છે અને આ વસ્તુઓ પરની ચકચકતી અને સ્વચ્છ કાળી લાખની સપાટી પર સુંદર અને નાજુક રીતે ચીતરેલાં નાનાં નાનાં ચિત્રો દેખાય છે મોસ્કો પાસેના ફેદોસ્કિનો નામના એક નાનકડા ગામની કિસાન પ્રજાની આ ખાસ કલા છે: આ ગામડાં ફરતા શાંત અને સૌમ્ય વાતાવરણની ઊંડી છાપ રજૂ કરતી આ કલા ગયી સદીના મધ્યાહ્ન સમયથી યુરોપભરમાં પ્રખ્યાતી પામી ચૂકી છે

મોસ્કોના લોક-કલા સંગ્રહાલય તરફથી આ કલાની વસ્તુઓનું તાજેતરમાં જ પ્રદર્શન ભરવામાં આવ્યુ હતું. આ કલાનો જૂનામાં જૂનો ઉલ્લેખ ૧૮૨૯ની સાલમાં સેંટ પીટર્સબર્ગમાં ભરાએલ પ્રદર્શનના વર્ણનમાં મળી આવે છે પ્રદર્શિત થયેલી વસ્તુઓનું વર્ણન કરતી પુસ્તિકામાં લખ્યું છે કે મોસ્કોના કાગળ-વેપારી લુકુતિના આ સાવ સસ્તી કિંમતના પૂઠાના ડબ્બાઓ ધાતુના ડબ્બાઓ કરતાં બિલકુલ કમજોર નથી બહારથી ચકચકના કાળા રંગના અને અંદરથી લાલ ભડક રંગના, પહેલાં પ્રથમ ચીતરેલાં અજાણ્યા રશિયન કલાકારોનાં કારકેટો ફેદોસ્કિનો સંગ્રહાલયમાં જાળવી રાખવામાં આવ્યાં છે અજાણ્યા એમને કહીએ છીએ પણ આપણે જાણીએ છીએ કે ૧૯૧૦ની સાલમાં ફેદોસ્કિનો ક્રાફ્ટસ આર્ટેલની સ્થાપના કરનાર સેમ્યેનોવ, ક્રુગ્લિકોવ, મિઝેવ, લાવરોવ, પાશિનિનના આ પૂર્વજો થાય.

તે સમયનાં ચિત્રો ઘણાં સાદા હતાં. સોનેરી ચોકડીઓની નકશી, ફુલવેલની ભાત, પ્રખ્યાત રશિયન "ટ્રોઈકા" અને ખાસ જૂની રૂઢીની સામોવારથી ચ્હા પીવાનાં દૃષ્ય વિગેરે ખાસ ચિત્રવસ્તુ હતી વેપારીઓની ખાસ બનાવડાવવામાં આવેલ પ્રતિમા કૃતિઓ તેમજ મોસ્કો ક્રેમલિનનાં ચિત્રો ઓછાં હતાં

આ કલાનુ તંત્ર-શાસ્ત્રીય પદ્ધતિ-ઘણી રસપ્રદ છે ફેદોસ્કિનો ચિત્રકાર પોતાના આ ધંધા માટે પેપિયર મેશે એટલે કે સેમલિટના લાકડા જેવા કઠણ અને અરીસા જેટલા લીસા બનાવેલા કાર્ડબોર્ડ વાપરે છે અને તેના પર કાળી લાખનો થર ચોપડે છે. પ્રદર્શિત થયેલો ૧૨ વાર ઘડી વળેલો કાર્ડબોર્ડ સકીને તૈયાર કરવામાં આવે છે-આ કાર્ડબોર્ડ વિધિ સંપૂર્ણ થતાં જ એટલો બળવાન બને છે કે તેને કાપવા પોલાદી હથિયાર વાપરવું પડે. આ કાર્ડબોર્ડની

પાવડર-ડબ્બીઓ, કારકેટ, ફ્રેમો, કપ વિગેરે ધરી ઘડી લૂછીને અનેક બીજા સરકારોમાંથી પસાર થઈ તૈયાર થાય ત્યાર પછી જ તેમના પર નાનકડાં ચિત્રો દોરવામાં આવે છે. આ ચિત્રની વસ્તુ પસંદગીનો આધાર ચિત્રકારની પોતાની રૂચી, કલ્પના અને આવડત પર રહે છે. ખાસ કરીને પરીકથાઓ આ કલાકારોની પસંદગીનો વિષય છે વી આન્તોનોવનું "અમનપખી" અદ્દભૂત રીતે આલેખાયેલું છે એમ પાશિનિનનુ સુંદર "હિમ-કુમારી" પણ આવી જ પસંદગી દર્શાવે છે આ ચિત્રકારોને "લેન્ડસ્કેપ" ચિત્રો પણ તેટલાં જ સાધ્ય છે. ૧૫ થી ૨૦ ચોરસ સેન્ટીમિટર જેટલી જગ્યા પર આય ઓબોવ નામના ચિત્રકારે ત્રણ ગામડાં મૂર્તિમંત કર્યાં છે.

સ્વપ્નજીવન, અને સત્યજીવન, સત્યકથા અને કપોળકલ્પિત કથાઓનું ફેદોસ્કિનો કલાકારોએ એટલું સરસ સંમિશ્રણ કર્યું છે, મેળ બેસાડયો છે કે તેવું ક્યાંય બીજે જોવામાં આવતું નથી.

### ફેદોસ્કિનો કલાનું રહસ્ય

અત્યાર સુધીમાં જુદા જુદા ૪૪ દેશોમાં રશિયાની આ લોક-ચિત્રકલાનાં પ્રદર્શનો ભરવામાં આવ્યાં છે. અને લોકોને તે ઘણાં ગમ્યાં છે, આ કલા માટે વાપરવામાં આવતા રંગોમાં આટલી ટકાઉ ચમક ક્યાંથી? તેનું રહસ્ય તેમને હજી સમજાયું નથી તેનું રહસ્ય એ છે કે તેમાં વપરાતા રંગો પારદર્શક રંગો છે આ ચિત્રોને તમે નીરખીને બારિકાઈથી જોશો તો તમને રંગ નીચે બીજો રંગ દેખાઈ આવશે અને ક્યારેક તો તે રંગોની નીચે પણ તમને સોનેરી, રૂપેરી, અથવા છીપલાના રંગનાં ટપકાં જણાઈ આવશે. ચિત્રકાર પ્રથમ એલ્યુમિનિયમ પાવડર સપાટી પર ઘસી તેના પર સોનેરી અને રૂપેરી અને મોતીગળ વરખ મૂકે છે. આને કારણે ચિત્રો નીચેની સૌને ગમતી ચમક આવે છે. ત્યાર પછી ચિત્રકાર એક પછી એક રંગો જેમ જેમ ચર સૂકાય છે, તેમ ચીતરે છે.

ફેદોસ્કિનો કલાકારોનું આજે એક મોટું વિસ્તૃત મંડળ બનાવવામાં આવ્યું છે. તેમનો શ્રમ, તેમની કલ્પનાશક્તિ અને તેમની બુદ્ધિમત્તાનું આ મંડળમાં કેન્દ્રીકરણ કરવામાં આવ્યું છે. પોતાના પૂર્વજોનો અનુભવ અને તેમની પરંપરાનું આ મંડળે જતન કર્યું છે. તેટલું જ નહીં પરંતુ સમકાલીન તત્વોના જાણકાર નવોદિત કલાકારોને પણ તેમણે તાલીમ આપવી શરૂ કરી છે. વી આન્તોનોવ, વાય ગુસેવ, વી. લુનેવ, વી ઈવાન્તેવ અને વી. ફેનોવ એ એના નવા નામાંકિત કલાકારો છે. આર્ટ્સ અને ક્રાફ્ટસ સ્કૂલના તુરતમાં જ પદવી પામેલા આ યુવાનો પોતાના પૂર્વજોએ આપેલા વારસામાં નવા જ્ઞાનનો ઉમેરો કરતા રહે છે.

★

એક લેખકે એક વાર્તા લખી. જે-જે વે લેખકને મળ્યા તે સૌએ વખાણી. આ વિવિધ પ્રશંસા શબ્દશઃ નીચે આપી છે. એ શબ્દોનો ગર્ભિત અર્થ કૌંસમાં સૂચવ્યો છે.

એક જણ : તમને ધન્યવાદ ઘટે છે-ઘણે લાંબે વખતે તમે આટલું સારુ લખી શક્યા ..(ગર્ભિત-તમે લખો છો તો ઘણું, પણ ભાગ્યેજ, લાંબે ગાળે કૈંક સારુ લખી શકો છો)

બીજો : તમારી વાર્તાઓ આમ તો મને બહુ ગમતી નથી હોતી પણ આ વાંચીને તો ખુશ થયો. (ગર્ભિત-તમે ત્રાસદાયક લખો છો-આ વાર્તા જેમ તેમ વાંચી જઈ શક્યો)

ત્રીજો : આ વાર્તાનો કેટલોક ભાગ તો એવો છે કે ભલાભલાને ગૌરવ અપાવે (ગર્ભિત : મોટા ભાગની વાર્તા કચરાપટ્ટી છે)

ચોથો : ધન્યવાદ. ખરેખર જૂના વિષયને તમે નવીનતાથી ઉપસવ્યો છે. (ગર્ભિત : વરસો જૂની રેઢિયાળ વાત તમે ફરી અમારે માથે એમ શું કામ ઠોકી?)

પાંચમો : શું કહું, દોસ્ત! શબ્દ જ સૂઝતા નથી...(ગર્ભિત : તને આશ્વાસન પણ શું આપું!)

['હંગેરિયન રિવ્યુ'ના આધારે]

## અહીંયાં અને ત્યાં

# ભારત : આર્થિક વ્યવહારની ભ્રષ્ટતા

જ. સિરાજુદ્દીન ઓરિસ્સામાં મેંગેનિઝની ખાણ ધરાવે છે અને અમેરિકા ખાતે મેંગેનિઝ નિકાસ કરનારાઓમાં તેમની કલકત્તાની કું આગળ પડતી છે–અમેરિકામાં સિરાજુદ્દીન મેંગેનિઝના રાજા લેખાય છે।–દસ વર્ષ પૂર્વે ઘોડા વેચવાનો ધંધો કરનારે ઓરિસ્સાના રાજકુંવર પાસેથી અમુક પડતર જમીન સસ્તા મૂલ્યે ખરીદી લીધી (એ વખતે એમને ગંધ આવી હશે કે અહીં તો મેંગેનિઝની ખાણ છે!) અને થોડાક વરસમાં તો તેઓ માલેતુજાર બની ગયા. એમને હસ્તક, કુટુંબના નામે ચાલતી, અનેક પેઢીઓ છે

દરિયાઈ જકાત પેટે ૧ લાખ રૂપીઆ અને વિદેશી હૂંડીઆમણુ પેટે ૫૦ લાખ રૂપીઆની ગેર-રીતિઓ બાબત તેમની કું. ઉપર કેસ ચાલી રહ્યો છે સિરાજુદ્દીન જામીન પર છે

આ કેસ અંગે તેમના ૫૦૦ જેટલા હિસાબી ચોપડાઓ અને ડાયરી–નોંધબુક કબજે કરવામાં આવેલ છે, જેમાં 'કાળો' અને 'ધોળો' એવા ચોપડાઓ તથા ગુપ્ત હિસાબી નોંધ–ડાયરીઓ હોવાનું પણ જણાય છે.

* * *

મુંદડા, પછી દાલમીયા–જૈન અને હવે સિરાજુદ્દીન!

આ જપ્ત કરેલા ચોપડા તપાસતાં બીજી ય કેટલીક ચોંકાવનારી માહિતી તેમાંથી બહાર આવી છે. તેમાં કેન્દ્ર સરકારના ત્રણ પ્રધાનો ઉપર આક્ષેપ આવે એવી ભૂમિકા ઊભી થઈ છે.

૧. તેલ અને ખાણ ખાતાના પ્રધાન કે. ડી. માલવિયાને આ કંપનીએ રૂ ૧૦,૦૦૦ આપ્યા છે. શ્રી માલવિયાએ ખુદ કોંગ્રેસ કમીટી સમક્ષ એ વાતનો એકરાર કર્યો છે કે, ૧૯૫૭માં ચૂંટણી વખતે પોતે ઉત્તર પ્રદેશના જે વિસ્તારમાંથી લોકસભા માટે ઊભા હતા, તે જ વિસ્તારમાંથી સ્થાનિક વિધાનસભાની બેઠક માટે ઊભા રહેલા એક કોંગ્રેસી સભ્યને તેમણે આ કંપની તરફથી રૂા. ૧૦,૦૦૦ અપાવ્યા હતા

આ નિવેદન પછી ખુદ પાર્લામેન્ટની અંદર ઉહાપોહ જાગ્યો છે–એવા સવાલો ઊભા થાય છે કે, કલકત્તા અને આસામની કું. એ ઉત્તર પ્રદેશની ચૂંટણી માટે નાણાં શાથી આપ્યાં? શ્રી માલવિયાએ આ રીતે વ્યક્તિગત નાણાં ઉઘરાવીને સીધાં અમુક ઉમેદવારને આપવાને બદલે, આ નાણાં કોંગ્રેસ ફંડમાં નોંધાવીને, કોંગ્રેસ કમિટી દ્વારા, જરુરીઆતવાળા ઉમેદવારને અપાવ્યાં હોય તો તેના ચૂંટણી–હિસાબમાં આ રકમ બતાવાઈ છે ખરી? ચૂંટણી પંચના કાયદા મુજબ વિધાનસભાનો સભ્ય જે રકમ ખર્ચી શકે તેનાથી વધુ ખર્ચ કર્યાનું સાબિત થાય તો તે બેઠકની ચૂંટણી રદ થાય છે. એનું શું! વગેરે

૨ આ જ કંપનીની સાથે બીજુ નામ ખરડાયું છે તે ટી. ટી કૃષ્ણમાચારીનું. તેમણે ૧૯૫૭ની ચૂંટણી વખતે કોંગ્રેસ માટે નાણાં ઉઘરાવવા ઉદ્યોગ-પતિઓની એક મિટીંગ બોલાવેલી, પરંતુ તેમાં જ. સિરાજુદ્દીન હતા કે નહિ તેની તેમને જાણ નથી વળી તેમણે કશાં નાણાં ન લેતાં સૌને એવી સૂચના આપી હતી કે કોંગ્રેસના મથકે સૌએ ચેકથી અગર સીધાં નાણાં પહોંચાડવાં. સાથોસાથ તેઓ એવું પણ કહ્યાનું જણાવે છે કે આ ફંડમાં નાણાં આપવાથી કોઈને કશો ફાયદો થવાનો છે એવા ખોટા ખ્યાલમાં ન રહે.

આમ છતાં તેમના પોતાના જ જણાવ્યા મુજબ તેમને એવી સ્મૃતિ છે કે સિરાજુદ્દીનની કંપનીએ તે

દિવસોમાં કેન્દ્ર સરકારના "વ્યાપાર અને ઉદ્યોગખાતા" ઉપર જે કેસ કરેલો તે 'પાછો' ખેંચાઈ ગયેલો. તેમના જણાવ્યા મુજબ, જે દિવસે શ્રી કૃષ્ણમાચારી પોતાના ખાતામાંથી છૂટા થયેલા તે જ દિવસે (૧૯૫૬ના ઓગષ્ટમાં) આમ બનેલુ ખરૂં.

શ્રી. કૃષ્ણમાચારીના આ જવાબો પછી એમને વિષે વધુ આશકા એટલા માટે ચાલુ રહી છે કે અગાઉ તેઓ નાણાંપ્રધાન હતા. ત્યારે, તેમની સામે ગંભીર આક્ષેપો મુકાયા હતા અને મુંબઈ તથા મધ્ય પ્રદેશના બે ન્યાયમૂર્તિઓની ટ્રિબ્યુનલ હસ્તક આખી તપાસ સોંપાયા પછી તેમના બચાવો તેમને ભુઠ્ઠા માલમ પડ્યા હતા. અને ત્યારબાદ અલ્હાબાદ હાઈકોર્ટના માજી ન્યાયાધીશ અને જાણીતા ધારાશાસ્ત્રીએ પાર્લામેન્ટ સમક્ષ એવુ પણ કહ્યુ હતું કે ભારત ભરમાથી ચૂટેલા ૧૦૦ ન્યાયાધીશોના હાથમાં આ બધા કાગળો મૂકવામાં આવે તો શ્રી કૃષ્ણમાચારી દોષિત ઠર્યા વિના રહે નહીં.

૩. ત્રીજુ નામ સંડોવાયુ છે–કાયદા **પ્રધાન અશોક સેનનું**. શ્રી. સેનને આ કંપની તરફથી રકમ અપાયાનું તે કું. ના ચોપડા ઉપરથી જણાયુ છે તેનો ખુલાસો કરતાં શ્રી. સેને જણાવ્યુ છે કે એ રકમ તેમને તેમની વકીલાતની ફી તરીકે મળેલી છે–આ રકમ શ્રી. સેને તેમની આવક તરીકે એ વરસોમાં બતાવેલી છે કે કેમ એ સવાલ પુછાએલ છે, અને કું.એ તે રકમ ક્યા ખર્ચમાં ઉધારી છે તે પણ જાણવુ રહ્યું

સ્વાભાવિક રીતે જ લોકસભામાં એવો અવાજ ઊઠ્યો છે કે આ આખો કિસ્સો વધુ વીગતે તપાસ માગે છે.

વળી આમાંથી બીજો એક મુદ્દો પણ આગળ તરી આવ્યો છે કે રાજકારી પક્ષોના ફાળા ઉઘરાવવાની પદ્ધતિ અંગે ચોક્કસ નિયમો ઘડાવા જોઈએ અને તેનું ચૂસ્ત રીતે પાલન થવુ જોઈએ.

## બિરલા જૂથમાંય ગોલમાલ ?

બિરલા જૂથની–ન્યુ એશિયાટીક ઈન્સ્યુરન્સ અને રૂબી–બેક કંપનીઓના ઓડિટરોએ કરેલી ટીકા અંગે કેન્દ્રના કાયદા પ્રધાન એ. કે. સેનનું ધ્યાન ખેંચાયું... આ પછી ઉહાપોહ જાગી. લોકસભામાં વિરોધ પક્ષોએ જ નહિ, કોંગ્રેસ પક્ષના ય અનેક સભ્યોએ આ બાબત સ્પષ્ટતા અને સ્વચ્છતા માટે પોકાર ઉઠાવ્યો. મુખ્ય મુદ્દો એ હતો કે એ પેઢીઓ અંગેનો કાયદેસર હેવાલ (સોલિસિટર જનરલનો) હજી લોકસભા સમક્ષ રજૂ કરવામાં આવ્યો નથી ?

જવાબમાં કાયદા પ્રધાને કહ્યુ : આ હેવાલ ગુપ્ત છે; નાણાં ખાતુ જ રજૂ કરી શકે.

સરકારી ઓડિટરોએ રજૂ કરેલ મુદ્દાઓ આ પ્રકારના છે :

૧. ન્યુ એશિયાટિક ઇન્સ્યુરન્સ કું.ની હેડ ઓફિસ અને બ્રાંચ ઓફિસોના અમલદારો અને કારકુનોએ હિસાબી ચોપડામાં ઘણી અયોગ્ય ઘાલમેલ કરી છે, ખોટા હિસાબો તૈયાર કર્યા છે, અને નફાની રકમ બનાવટી બતાવેલી છે

૨. કંપની ખોટમાં જતી હતી તેની જાણકારી મેસ એન બિરલાને હતી લોનની રકમો અને રોકાણ તેમની સૂચના મુજબ થતા હતાં.

૩. કંપનીએ હિસાબી તરકીબો દ્વારા ૧૧,૭૯,૭૦૫ રૂ.ની રકમ ખેંચી લીધી છે.

૪. બિરલાજૂથની બીજી કંપનીઓના હિસાબમાં અયોગ્ય અને વધુ પડતા દાવાઓ ચુકવાયા છે

૫. કંપનીએ વિદેશી ચલણનો નિયમભંગ કર્યો છે.

૬ મુંબઈ બ્રાન્ચના પગાર પત્રકમાં નહિ લખાયેલી એવી ૫ લાખ ૯ હજારની રકમ વાઉચરો બનાવીને ચૂકવાઈ છે

આ પછીની તપાસમાં બે સરકારી ડાયરેક્ટરોએ ઓડિટરોના રિપોર્ટમાં કેટલીક ભૂલો હોવાનું શ્રી. સેને જણાવ્યું હતું. પણ સરકારી ડાયરેક્ટરોના ને સરકારી ઓડીટરોના રિપોર્ટ પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવાનો શ્રી. સેને ઈન્કાર જ કર્યો

વળી કાયદા પ્રધાને સોલિસિટર જનરલના હેવાલમાંથી કેટલોક ભાગ વાંચી સંભળાવ્યો. પરંતુ તેની

આજુબાજુનો બીજો હિસ્સો વાંચી સંભળાવવાનો તેમણે ઇન્કાર કર્યો. કોઈ પણ દસ્તાવેજમાંથી લોકસભામાં વાંચન કરવામાં આવે તો તે આખો દસ્તાવેજ લોકસભા સમક્ષ રજુ થયો ગણાય અને વાંચવાનો ઇન્કાર ન થઈ શકે, એવી ફરિયાદો લોકસભાના સભ્યોએ કરી પણ ખરી. આના જવાબમાં એવું કહેવામાં આવ્યું કે એ હેવાલમાં બીજું ઘણુ એવું છે જે 'જાહેર હિત'માં પ્રગટ કરવું યોગ્ય નથી.

( લિંક · ૭-૪-૬૩ )

★

## વ્યર્થ ઉડાઉગીરી

અઠ્ઠાવીસ પ્રધાનો અને બાવીસ ઉપપ્રધાનોના વીજળી-પાણી વગેરે ખર્ચના આંકડાઓએ ઉહાપોહ જગાવી હતી

પ્રધાનોમાં **વીજળી** અંગે સહુથી વધુ માસિક ખર્ચ શ્રી. લાલબહાદુર શાસ્ત્રી (ગૃહમંત્રી)નું-રૂા ૫૮૦-૯૩ ન. પૈસાનું થાય છે. સહુથી ઓછું ખર્ચ એ ખાતે શ્રીમતી લક્ષ્મીમેનનનું-રૂા ૬૫ રજુ થયેલું છે. આ ખાતે સરકારને-એટલે કે ભારતની પ્રજાને-દર માસે રૂ ૧૩,૪૮૯ ખર્ચ વેઠવાનું આવે છે

ઉપપ્રધાનોમાં **વીજળી** અંગે સહુથી વધારે માસિક ખર્ચ શ્રી. મોહુદ્દીનનું-રૂ. ૩૧૬ જણાવાયું છે અને સહુથી ઓછું ખર્ચ શ્રી ખન્નાનું-રૂા. ૩૧ નું થયેલું છે.

**ફરનીચર** અંગે સહુથી વધારે ખર્ચ સીંચાઈ ખાતાના પ્રધાન શ્રી હાફીઝ મહમદ ઈબ્રાહીમને માટે-રૂા. ૪૫,૩૨૪ થયેલું છે અને સહુથી ઓછુ ખર્ચ શ્રીમતી સુશીલા નાયરને માટે રૂ. ૩,૧૩૦ થયેલું છે।

ફેરવી શકાય તેવાં વીજળીના સાધનો અંગે સહુથી વધારે ખર્ચ શ્રી ગોપાલ રેડ્ડી માટે-રૂા ૮,૨૫૮નું થયુ છે, અને એ અંગે સહુથી ઓછુ ખર્ચ શ્રીમતી લક્ષ્મી મેનનને માટે-રૂા. ૪,૧૧૫નું થયેલું છે।

ઉપપ્રધાનોમા પાણી અંગે સહુથી વધારે ખર્ચ શ્રી જગન્નાથ રાવ માટે-માસિક રૂ ૮,૮૭૮નું થયુ છે અને સહુથી ઓછું માસિક ખર્ચ-રૂ ૧૦૬-૭૭ ન પૈ. શ્રી. પી. સી શેઠીને માટે થયુ છે

ફેરવી શકાય એવા વીજળીનાં સાધનો અંગે ઉપપ્રધાનોમાં સહુથી વધારે ખર્ચ શ્રી એસ. ડી મિશ્રને માટે-રૂ ૭,૪૨૯ થયું છે અને સહુથી ઓછુ ખર્ચ રૂ. ૨,૯૨૫ શ્રી. ડોક્ટર મનમોહનદાસ માટે થયેલું છે।

રાજ્યપ્રધાનો અને ઉપપ્રધાનોના મકાનોમાં ફરનીચર અને વીજળીનાં સાધનો માટે સરકારે રૂા. ૧૩,૭૪,૩૧૨નો ખર્ચ કર્યો છે।

## રશિયા : બાળગુનેગારો

અનાથ, ઘર વિનાનાં, રખડતાં બાળકો અને બાળગુનેગારોની સમસ્યા આજના અતિ સુધરેલા ગણાતા અને સંસ્કારી ગણાતા તમામ દેશોમાં હજી કાયમ છે। સમાજવાદની ઉચ્ચ કક્ષાએ પહોંચી ગયાનો દાવો કરતા સોવિયેત રુસમાં પણ આ સમસ્યાનો એકરાર હજી તાજેતરમાં (૩૦-૩-૬૩) વી. તાદેવોસિયને (ન્યાયખાતાના સિવિલ કાયદા અને કાનની વિધિ અંગેના વિભાગના વડા)-જાતે કરેલો છે

"આ અનિષ્ટના મૂળમાં ગરીબાઈ, ભૂખમરો, શ્રમજીવીઓનું શોષણ અને ખાસ કરીને બાળ-કામદારોનું શોષણ-અને આ બધામાંથી ઉદ્ભવતું જીવનધોરણ છે," એવું આ લેખક પોતે જ કબુલે છે

લેનિનના જમાનામાં આની સામે ભારે ઝુંબેશ ચાલી હતી; (સ્તાલિનના જમાનામાં શું થયું હતું—કેવી હાલત હતી, તે વિષે આ પત્રિકા મૌન સેવે છે) અને જણાવે છે કે-૧૯૪૧ના યુદ્ધને કારણે રશિયામાં હજારો બાળકો અનાથ થયાં, અસંખ્ય બાળકો બેઘર બન્યાં અને બાળગુનેગારીનું પ્રમાણ પણ વધ્યુ ખાસ કરીને, લેખકના મત અનુસાર, નાઝી આક્રમણ દરમ્યાન, તેમના તાબાના પ્રદેશમાં આવા ગુનેગારોની

# ગુજરાતમાં પંચાયતી રાજ્યના શ્રીગણેશ

ઇશ્વર પેટલીકર

ગુજરાત રાજ્યમાં તા. ૧લી જાનેવારીથી પંચાયત રાજ્ય અમલમાં આવવાનું હતું, પરંતુ ચીનના આક્રમણને લીધે કટોકટી સર્જાઈ અને તેનો અમલ બંધ રાખવામાં આવ્યો હતો. હવે તે ક્ષેત્રે ઠંડા યુદ્ધની સ્થિતિ સ્થપાતાં સીધી ચૂંટણીઓ વિના જે આડકતરી ચૂંટણીઓની જોગવાઈ છે, તે મર્યાદામાં રહીને તા. ૧લી એપ્રિલથી પંચાયતરાજ્ય અમલમાં લાવવાની જાહેરાત થઈ છે. કટોકટીની સ્થિતિમાં ધારાસભા કે લોકસભાની પેટા ચૂંટણીઓ કરવાની છૂટ આપી છે. આ સંજોગોમાં પંચાયત રાજ્યની પણ સીધી ચૂંટણીઓ મુલતવી રાખવામાં આવી હતી, તે નિર્ણય મધ્યસ્થ સરકારે હવે બદલ્યો છે અને એપ્રિલથી પેટા ચૂંટણીઓ થયા પછી અમલમાં આવે તેમ કોંગ્રેસ પક્ષ સિવાયના વિરોધ પક્ષોએ માગણી કરી હતી.

**ભયસ્થાનો**

આ ચૂંટણી મુદ્દો બાદ કરીએ તો પંચાયતરાજ્યનો ખરડો ઓક્ટોબર '૬૧માં વિધાનસભામાં રજૂ થયો અને પસાર થયો ત્યારે સૌને ઉમંગ હતો કે પંચાયત-રાજ્યમાં ગુજરાત મોખરે રહેશે.

જો કે દરેક બાબતમાં લાભની સાથે કંઈ ને કંઈ ગેરલાભ પણ–જાગૃતિ ન હોય તો–ભોગવવા પડે છે તેમ આમાંય ભયસ્થાન બતાવવામાં આવતું હતું કે ગામડાની લઘુમતી–પછાત–અસ્પૃશ્ય કોમને બહુમતી કોમ અન્યાય કરશે, સારા માણસો ચૂંટણીના તંત્રથી

પાના નં. ૬૫નું ચાલુ

ઈસોમિન—ના પેટંટ હક્કો બીજા દેશોમાં વેચી નાખ્યા હતા.

અમેરિકામાં વિલિયમ એસ મેરૂરેલે આ હક્ક લીધા હતા પરંતુ ત્યાંના કાનૂન મુજબ 'ફૂડ એન્ડ ડ્રગ એડમિનિસ્ટ્રેશન' પાસે તે દવા તપાસ માટે રજૂ કરતાં કેનેડાવાસી શ્રીમતિ ડૉ. ફ્રાન્સિસ કેલ્સીએ એને વપરાશ–યોગ્ય ન ગણી રોકી રાખી.

પરંતુ, આ દરમ્યાન મેરૂરેલ કંપનીએ પોતે જ ડાક્તરોને 'ફ્રી સેમ્પલ' પહોંચાડી દીધાં હતાં. ૩૯ રાજ્યો (સંયુક્ત અમેરિકન ફેડરેશન) માંના ૧૨૩૧ ડાક્તરો પાસે આનાં 'ફ્રી સેમ્પલ' પહોંચી ગયાં હતાં અને તેમણે દરદીઓ ઉપર અખતરો કરવા આપી દીધાં હતાં; અને કંપની ડૉ. કેલ્સી ઉપર 'વપરાશ યોગ્ય સર્ટીફિકેટ' આપવા દબાણ કરી રહી હતી.

પરંતુ અમેરિકામાંય પ્રજામત, ત્યાંનાં અખબારોએ, જગાડ્યો હતો. બધી હકીકતો બહાર આવતાં ભારે વાવટોળની જેમ લોકોનો રોષ ભભૂકી ઊઠ્યો.

પછી તો સેનેટર કેફૌવર અને સેનેટર હમ્ફ્રે (જે પોતે જ ડાક્તર છે)–બંનેએ કોંગ્રેસ પાસે તપાસ માગી. આ બધાને અંતે એ દવા ઉપર પ્રતિબંધ મુકાયો.

પ્રેસિડન્ટ કેનેડીએ સુવર્ણચંદ્રક આપીને શ્રીમતિ ડૉ. કેલ્સીનું અભિવાદન કર્યું.

(દીપિકા)

અળગા રહેશે. એટલે ખટપટિયા લોકોના હાથમાં સત્તા જશે. સત્તા જેને પ્રાપ્ત થાય છે તે અધિકારી ન હોય અને પ્રજા જાગૃત ન હોય તો તેવા અન્યાયનાં ભયસ્થાનો કાઢી નાખવા જેવાં પણ નથી. એ ભયસ્થાનો લોકશાહીની મર્યાદામાં છે અને તેનું નિવારણ તો પ્રજા ઘડાતી જાય તેમ તેમ જ થઈ શકે. એ ઘડાવા માટે પણ લોકશાહી માર્ગે ચાલ્યા વિના બીજો કોઈ જાદુમંત્ર નથી.

આજ સુધી વહીવટનું જે જૂનું ચોકઠું ચાલે છે તેમાં જો મોટો ફેરફાર થતો હોય અને પ્રજાને પોતાને વહીવટ કરવાની વધુમાં વધુ તક મળતી હોય તો તે પંચાયત રાજ્યમાં મળવાની છે. એક વખત મત લઈને ચૂંટાયેલા ધારાસભ્યો કે લોકસભાના સભ્યો પાંચ વરસ સુધી મતદારની સામુ ય જોતા નથી, અને પોતે જે પગલું ભરે છે તે માટે એ મતદારને જવાબ આપવા બંધાયેલા નથી, તેને બદલે પંચાયત રાજ્યમાં એ મતદારને સીધા જવાબદાર રહે છે

## હિસાબ-કિતાબ

આજે પણ ગામડાંઓમાં પંચાયતો છે જ પરંતુ આજના બંધારણમાં અને તેમાં ખાસ્સો ફેર છે. આજની ગ્રામપંચાયતને ચૂંટાયા પછી જવાબ આપવા ગામલોકો પાસે જવું પડતું નથી. જ્યારે પંચાયતરાજ્યમાં ગામના જેટલા મતદારો છે, તે દરેક ગ્રામસભાના સભ્યો છે. એ જેને ચૂંટે તે જ પંચાયતના સભ્યો બને, એ સભ્યો જ ગામનો વહીવટ કરે, અને તે વહીવટ અને તેના હિસાબ-કિતાબ માટે વરસમાં ઓછામાં ઓછી બે ગ્રામસભા બોલાવીને તે મંજૂર કરાવવો પડે. વરસ પૂરું થઈ જાય તે પછી બે મહિનાની અંદર પાછલા વર્ષનું ખર્ચ મંજૂર કરાવવું પડે અને નવું બજેટ પાસ કરાવવું પડે બજેટમાં જે કામ મંજૂર ન થયેલું હોય અને અસાધારણ સંજોગો ઊભા થઈને ખર્ચ કરવાની જરૂર ઊભી ન થઈ હોય તો તેવું ખર્ચ પંચાયત કરી શકે નહિ

પંચાયતોનો હિસાબ સરકાર દ્વારા ઓડીટ થવાનો છે એટલે પંચાયત એક પક્ષ બનીને અને ગ્રામસભાને દબાવીને એ ગેરવહીવટ કરી શકે તેવી તક ઓછી છે.

## પંચાયતનું કાર્યક્ષેત્ર

ગ્રામપંચાયત એટલે કેવળ રસ્તાઓની સાફસૂફી રાખે, દીવાબત્તી કરે કે 'વોટરવર્કસ' જેવાં પ્રાથમિક જરૂરિયાતનાં કામો કરે તેવું મર્યાદિત એનું કાર્યક્ષેત્ર નથી. ગામના સર્વાંગી વિકાસ જેટલું એનું કાર્યક્ષેત્ર વિસ્તૃત છે.

એ કામો બંધારણમાં ૧૦ જુદાં જુદાં કાર્યક્ષેત્રમા આવરી લેવામાં આવ્યાં છે.

(૧) સ્વાસ્થ્ય અને સફાઈ-તેમાં પાણી, રસ્તા, સ્વચ્છતા, બજાર, મૂતરડી, દીવાબત્તી, માતૃકલ્યાણ, બાળકલ્યાણ અને દુકાનોનું પરવાના દ્વારા નિયમન વગેરે.

(૨) જાહેર બાંધકામ-ધર્મશાળા બાંધવી, નિભાવવી, નહાવાધોવા ઘાટો બાંધવા, નિભાવવા,બજારો સ્થાપવાં અને નિભાવવાં, ખરીદ કેન્દ્રો બાંધવાં વગેરે.

(૩) શિક્ષણ અને સંસ્કૃતિ ક્ષેત્રે-પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે તેનો ફેલાવો, તે પહેલાંના પૂર્વ પ્રાથમિક શિક્ષણમાં બાલમંદિર ચલાવવું, અખાડા, ક્રીડાંગણો, આનંદ પ્રમોદનાં કેન્દ્રો, નાટ્યગૃહો, પુસ્તકાલયો, વાંચનાલયો, વિદ્યાર્થીઓને મદદ, શક્ય હોય તો શાળાનાં બાળકોને આહાર ઉપદારની સગવડ, માધ્યમિક શાળાની સ્થાપના, નશાબંધીનો પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, પછાત વર્ગ સ્થિતિ સુધારણા; લાંચરુશ્વત જુગાર, બીજી અસંસ્કારી બદીઓની નાબૂદી અને સામાજિક અને નૈતિક શિક્ષણનો કાર્યક્રમ હાથ ધરવો.

(૪) આત્મરક્ષણ ગ્રામરક્ષણ

(૫) ગામનું આયોજન

(૬) સામુદિક વિકાસ-જ્યાગ-અકિંચનને રાહત આપવા બાબત, કુદરતી આફતમાં સંકટગ્રસ્તોને મદદ, સહકારી પ્રવૃત્તિનું સંગઠન, કુટુંબ નિયોજનનો પ્રચાર, સામુદાયિક કામો અને ગ્રામોદ્ધારનાં કામો, વાજબી ભાવની દુકાનો ખોલવી વગેરે.

(૭) ખેતીવાડી, જંગલ અને ગોચરના વિકાસ-સંરક્ષણ.

## રાહુલજી | લાક્ષણિક મહાપંડિત

મહા પંડિત રાહુલ સાંકૃત્યાયનનું ૭૦ વરસની વયે તાજેતરમાં (૧૪-૪-૬૩) દાર્જિલિંગ ખાતે અવસાન થયાનું જાણી ભારત અને વિદેશમાં વસતા એમના અસંખ્ય પ્રશંસકોને દુઃખની લાગણી થયા વિના નહિ રહે.

રાહુલજીના નામ સાથે જ બહુશ્રુત પાંડિત્ય (હજારો પુસ્તકોનું વાચન) બહુ ભાષીત્વ (૩૬ ભાષાઓનું જ્ઞાન), વિપુલ લેખન (૧૬૦ ગ્રંથો) જોડાયેલાં છે. એમણે લગભગ ૧૯૨૨થી લેખનનો આરંભ કર્યો અને ૧૯૩૪ સુધીમાં તો તેમની ખ્યાતિ વિશાળ વિભિન્ન સમૂહો સુધી—એશિયાના બૌદ્ધ ધર્મીઓ, સંસ્કૃત-પાલીના પંડિતો અને રાષ્ટ્રીય ઉત્થાનમાં પ્રવેશ કરી ચૂકેલી આખી પેઢી સુધી પહોંચી ગઈ હતી.

રાહુલજીની વિશેષતા એ હતી કે તેઓ કેવળ પાંડિત્યને જ વરેલા ન હતા; એમના જીવનનું લક્ષ્ય ભારતવર્ષના પુનરુત્થાનનું હતું; અને એમના જીવનનો આનંદ પ્રવાસોનો હતો. એથી જ તો એમણે જે સંખ્યાબંધ પુસ્તકો-ગ્રંથો લખ્યા તેમાં વિષયો અને શૈલીઓનો શુમાર નથી. અલબત્ત, એવી વ્યાજબી ટીકાઓ પણ થઈ છે કે એમના અનેક ગ્રંથોમાં હકીકત દોષો ઠીક ઠીક પ્રમાણમાં રહેતા હતા; અને એમનાં અનેક લખાણો ભાષા દૃષ્ટિએ અને શૈલીની દૃષ્ટિએ એકસરખાં સુરેખ સુગઠ બાંધાવાળાં નથી બની શક્યાં. રાહુલજી જેટલી ઝડપે વાંચતા હતા (દિવસના સેંકડો પૃષ્ઠ) એટલી જ ઝડપે લખતા હતા એમ કહેવામાં અતિશયોક્તિ જરૂર છે. પરંતુ દિવસમાં છાપેલાં ૬૦-૮૦ પૃષ્ઠ (૪ થી ૫ ફર્મા) લખવાનું તો તેમને માટે ઘણીવાર સહજ બનતું હતું. પરંતુ જે વિષય હાથમાં લીધો તેના ઉપરનો ગ્રંથ તૈયાર કરી આપવાનો તેમનો આવેગ કોઈ ધમાદારી ન હતો, જીવન-સમસ્તની નિષ્ઠાનો જ એ એક ભાગ હતો. એથી તો કદિય સંપત્તિ અને કીર્તિ એમને આકર્ષી શક્યાં નહિ અને અનેકવાર શાદી કરવા છતાં પરિવ્રાજક જ રહ્યા.

રાહુલજીના જીવનમાં જનતા-જનાર્દનના કલ્યાણની ભાવનાની સાથે જ સમાજવાદ અને સામ્યવાદના આદર્શો, જવાનીનાં આરંભનાં વરસોથી જ, લોહીમાં ઊતરી ગયા હતા. એથી જ તો તેઓ ભારતીય કમ્યુનિસ્ટ પક્ષના અને કિસાનસભાના સક્રિય કાર્યકર બન્યા; એથી જ તો તેમનું એક પ્રમુખ આકર્ષણ રશિયા અને કમ્યુનિસ્ટ દેશો રહ્યા. આમ છતાં, એમનાં વ્યવહાર અને લખાણો, કમ્યુનિસ્ટ વિચારસરણીને સર્વસાધારણ રીતે અનુસરતાં હોવા છતાં, એના ચોકઠાથી ઘણી વાર બહાર ચાલ્યાં જતાં, અને પક્ષના નેતાઓની અકળામણ તથા કરડી નજર રાહુલજી સહી લેતા—અગર બેપરવા બની વધારે પડતા બંધનોને ખંખેરી નાખવા હિંમત પણ કરી બેસતા (હિંદી ભાષા અંગેની પક્ષની નીતિ અને રાહુલજીના વિચારો વચ્ચે, પાકિસ્તાનના જન્મના કારણરૂપ પાર્ટીની નીતિરીતિ અને એમના વિચાર-વર્તન વચ્ચે તથા ઈતર ઘટના-પ્રસંગોએ એમણે પોતાનો જ રાહ

અપનાવ્યો હતો છતાં પક્ષ જ તેમને છોડવા તૈયાર ન થયો એ પક્ષના હિતમાં જ હતું )

એકંદરે, રાહુલજીના ગ્રંથો હિંદીભાષી વિશાળ સમૂહો માટે, વરસો લગી, સામ્યવાદી વિચારસરણીનું આકર્ષણ વધારનારા નીવડ્યા છે: ઉત્તર પ્રદેશમાંથી અને બિહાર-બંગાળમાંથીય કમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાનારાઓની એક મોટી વણજાર ઉપર રાહુલજીના લખાણોના સંસ્કારોનું કામણ વરસો સુધી રહ્યું છે, એ હકીકત છે. કદાચ કોઈ વ્યક્તિનો, મુઝફ્ફર એહમદ અને શ્રીપાદ ડાંગે સિવાય, પાર્ટીસભ્યો આકર્ષવામાં આવડો મોટો ફાળો નહિ હોય.

રશિયામાં જઈ લગ્ન કરેલી પ્રથમ પત્નીને ભારત આવવા દેવાની ત્યાંની સરકારે પરવાનગી ન આપી ત્યારે રાહુલજી, એમની પત્ની અને તેનાથી થયેલ પુત્રને ત્યાં જ રાખીને, ભારત પાછા આવી રહેલા એમના સ્વભાવમાં જ એક અજબ અલગારી પરિવ્રાજકતા હતી. એક અજબ બાળસહજ નિર્દોષતા-નિર્વ્યાજતા ભારી ભરી પડી હતી. મહાપંડિત સાથેનો અલ્પજનોનો સ્નેહસંબંધ કોઈનીય આંખે ચઢે એવો હતો.

રાહુલજીએ પાછલી ઉંમરે ફરીથી લગ્ન કર્યાં પરંતુ તે પછીય પોતાને માટે કે પાછળ રહી જનાર પત્નીને માટે વિશેષ થાપણનો પ્રબંધ કરી જવાની કોઈ ધડપડ જ નહિ! આટલા મોટા પંડિત હોવા છતાં, રાહુલજીના સંપર્કમાં આવેલા હજારો માનવી— નાના માનવીથી માંડી પંડિતો અને રાષ્ટ્રીય આગેવાનો સુદ્ધાંની—રાહુલજી સાથેની નીકટતા અને આત્મીયતા, ગમે તેટલા કક્ષભેદ સ્વભાવભેદ વ્યવહારભેદ અને વયભેદ છતાં એવી ને એવી તાજી અને પ્રસન્ન રહી શકી એ પેને જ રાહુલજીની કદાચ સૌથી વિશેષ અને આગવી લાક્ષણિકતા ગણાય

—ભો. ગાંધી

[ ૧૭-૪-૬૩

*

## રાહુલજી :
## ગઈ પેઢીના છેલ્લા મહાપંડિત

જ્યારે ભારતના રાજકીય ક્ષિતિજ ઉપર અત્યારના સામ્યવાદી બુદ્ધિમાનો શ્રી. ડાંગે કે શ્રી. નાંબુદ્રીપાદ કે શ્રી ઝેડ એ. અહમદનો 'ઉદય પણ નહોતો' થયો ત્યારે સાંસ્કૃતિક દૃષ્ટિએ રશિયાની વોલ્ગા નદીના પાણીના પ્રવાહો ગંગામાં લાવવાનો પ્રયાસ કરનાર અને હજી પાંચ દિવસ પહેલાં જ ૭૦મો જન્મદિન પસાર કરનાર મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનનો દેહ છેલ્લા દોઢેક વર્ષથી કારમા રોગ સામે સંગ્રામ ખેલી રહ્યો હતો તે અંતે ગયા રવિવારે નાકામયાબ નીવડ્યો છે

રાહુલજીનું રાજકારણીય પાસું એ તો માત્ર એક અકસ્માત જ હતો. વિશેષ તો એમની પ્રતિષ્ઠા હતી પંડિત અને પરિવ્રાજક તરીકેની

### ગુમાસ્તા તરીકે

ઉત્તર પ્રદેશના આઝમગઢથી સાતેક માઈલ દૂર આવેલ પન્દાહા ગામમાં જન્મેલ કેદારનાથ પાંડેએ પ્રાથમિક શિક્ષણ પૂરું કરીને કલકત્તાની એક પેઢીમાં ગુમાસ્તા તરીકે નોકરીની શરૂઆત કરેલી. શાળામાં અભ્યાસ કરતી વખતે એમને પાઠ્યપુસ્તકમાંની કવિતાનો એક શેર બહુ ગમતો—"સૈર કર દુનિયાકી ગાફિલ જિંદગાની ફિર કહાં, જિંદગી ગર કુછ રહી તો નૌજવાની ફિર કહાં?"

આ પ્રિય શેરનું ફળ જ જાણે ન હોય એમ તેમણે નાની વયથી જ જગતપ્રવાસ ખેડવાનું શરૂ કરી દીધેલું. ભારતના પ્રતિપ્રાંતનું તેમણે ઊંડાણપૂર્વક નિરીક્ષણ કર્યું હતું એ તો ખરું જ. એ ઉપરાંત તેમણે તિબેટ, લંકા, નેપાલ, મધ્યએશિયા, જાપાન યુરોપ, કોરિયા વગેરે દેશોની પણ માત્ર મુસાફરી જ નહિ પરંતુ તે તે દેશોનું સાહિત્ય, સંસ્કાર અને લોકજીવનનો અભ્યાસ પણ તેમણે કર્યો હતો.

માત્ર અઢાર વર્ષની ઉંમરે તેમણે વારાણસીમાં સંસ્કૃત-કાવ્ય વ્યાકરણનો અભ્યાસ શરૂ કરેલો. આમ તો ૧૩ વર્ષની ઉંમરથી જ તેમણે કાવ્યો લખવા માંડેલાં—પોતાની કલ્પનાની કોઈ નાનકડી જીવનસંગીનીને ઉદ્દેશીને. ૧૯૧૫માં તેમણે આર્યસમાજનો અંગીકાર કર્યો અને એ સાથે તેમણે અરબી ભાષા, ઇસ્લામી રીતરિવાજો વગેરેના સિદ્ધાંતોનું તુલનાત્મક જ્ઞાન પણ મેળવેલું.

આર્યસમાજનું કાર્ય કરતાં કરતાં તેમને રાજકારણનો રંગ લાગેલો. દક્ષિણ ભારતમાં પ્રચારપ્રવાસ માટે તેઓ ગયેલા. ત્યાં તેમણે અસહકાર વિષે ભાષણ આપેલું જેથી તેમને ૭ મહિનાની સજા થયેલી. જેલવાસ દરમ્યાન જ તેમણે "વીસમી સદી" નામનું પુસ્તક લખ્યું. ૧૯૨૩માં તેમને બે વર્ષની ફરીથી સજા થયેલી. એ બે વર્ષ દરમ્યાન તેમણે વિવિધ ભાષાઓમાંથી "શૈતાનકી આંખ," "વિસ્મૃતિ કે ગર્ભમેં", "જાદુકા મુલ્ક", "સોનેકી ઢાલ" વગેરે શીર્ષકવાળી અનુવાદિત નવલકથાઓ પ્રગટ કરેલી.

## ત્રિપિટકાચાર્યની પદવી

એ પછી તેઓ લંકામાં વિદ્યાલંકાર કોલેજમાં સંસ્કૃતના પ્રાધ્યાપક નિમાયા. ત્યાં રહીને તેમણે પાલી ભાષાનું અધ્યયન કરીને ત્યાંની 'ત્રિપિટકાચાર્ય'ની પદવી મેળવી.

'ત્રિપિટકાચાર્ય'ની પદવી મળતાં ૧૯૨૯માં તેઓ તિબેટ ગયા. તિબેટની ભૂમિનો તેમણે ખૂણેખૂણો ખૂંદી નાખ્યો. તિબેટી ભાષા શીખ્યા અને તિબેટમાં પડેલા પ્રાચીન હસ્તલિખિત બૌદ્ધ સાહિત્યનો તલસ્પર્શી અભ્યાસ કર્યો અને ભારત પાછા ફર્યા, ત્યારે ૮૧ ખચ્ચરો ઉપર એ અમૂલ્ય ગ્રંથો લાદીને તેને લંકા લઈ જવા માટે નીકળ્યા. પરંતુ સંજોગવશાત એ ગ્રંથો ભારતમાં જ રહ્યા. 'પટણા સંગ્રહાલય'માં પોતાના નામ ઉપર વિભાગ ખોલીને તેમાં તિબેટના એતિહાસિક ચિત્રો મૂકવામાં આવ્યાં. બાકીના સઘળા ગ્રંથો 'બિહાર-ઓરિસ્સા સંશોધન સમિતિ'ને ભેટ આપ્યા. લંકા પહોંચીને ૧૯૩૦માં તેમણે બૌદ્ધ ધર્મ અંગિકાર કર્યો અને રાહુલ સાંકૃત્યાયન નામ ધારણ કર્યું.

૩૦મી ઓગસ્ટ ૧૯૩૭ના રોજ એમને જાણ થઈ કે બિહાર સરકારે તિબેટની યાત્રા ફરીથી કરવા પોતા માટે છ હજાર રૂપિયા મંજૂર કર્યા છે પરંતુ એ દરમ્યાન તેમને રશિયાની સરકારનું પણ નિમંત્રણ મળ્યું હતું એટલે તેઓ રશિયા ગયા.

રશિયામાં એક વિદ્યાલયની સચિવ કુમારી લોલા ફ્રેન્ચ, અંગ્રેજી, રશિયન અને મોંગોલ ભાષા જાણતી હતી તેની પાસે રહીને રાહુલજી રશિયન ભાષા શીખ્યા. બદલામાં તેમણે કુમારી લોલાને સંસ્કૃત ભાષા શીખવાડી એ અરસપરસનો ગુરુશિષ્ય સંબંધ આખરે પતિ-પત્નીના સંબંધમાં પરિણમ્યો અને ૨૨ ડિસેમ્બર ૧૯૩૭ના રોજ ૪૪મા વર્ષે રાહુલજીએ લોલા સાથે લગ્ન કર્યાં. લોલાથી તેમને એક પુત્ર થયો જેનું નામ ઇગોર છે તે પોતાની માતા સાથે રશિયામાં જ રહે છે.

તેમણે ૧૯૩૫માં જાપાનના રસ્તે મોસ્કોની બીજી વાર મુલાકાત લીધી અને ઇરાન માર્ગે ભારત પાછા ફર્યા. એ પછી તેમણે ત્રીજીવારની તિબેટ યાત્રા કરી અને ત્યાંના ધર્મકીર્તિ, પદ્માકર ગુપ્ત, જ્ઞાનશ્રી, નાગાર્જુન, આસંગ, વસુબંધુ, રત્નાકર, શાંતિ વગેરે પ્રાચીન લેખકોના ૭૦ જેટલા ગ્રંથો અહીં સાથે લેતા આવ્યા.

૧૯૩૮માં તેઓ સામ્યવાદી પક્ષના સભ્ય બન્યા અને પછી ૧૯૪૦માં ભારતીય કિસાન સભાના ઓરિસ્સા ખાતેના પ્રમુખ થયા. એ પછી તેમને હિંદી સંરક્ષણ ધારા નીચે પકડવામાં આવ્યા અને ૨૯ મહિનાની જેલ થઈ. જેલમાં તેમણે સામ્યવાદી વિચારસરણીના પ્રભાવ નીચે "દર્શન ઔર દિગ્દર્શન" "વૈજ્ઞાનિક ભૌતિકવાદ" "વોલ્ગાસે ગંગા" "સિંહ સેનાપતિ" "સામ્યવાદ હી ક્યોં"? વગેરે પ્રચારલક્ષી મૌલિક પુસ્તકો લખ્યાં.

## ૩૬ ભાષા અને ૧૬૦ ગ્રંથો !

આ મેધાવી પ્રતિભાની ચમક પ્રચંડ ધોધની જેમ સદાય સાહિત્યસર્જન કરતી જ રહી. આ પ્રકાંડ પંડિતે લગભગ ૧૬૦ જેટલાં પુસ્તકો લખ્યાં છે. જેમાં ૮ પ્રવાસ વર્ણનો છે, ૮ નવલકથા છે, ભોજપુરી ભાષામાં ૮ નાટકો છે, સિલોની અને તિબેટી ભાષાનાં વ્યાકરણ છે, આત્મકથા છે, જીવનચરિત્રો છે અને સંશોધનના ગ્રંથો છે તેમનું ભાષાજ્ઞાન અદ્વિતીય હતું. તેમને લગભગ ૩૬ જેટલી ભાષા આવડતી હતી.

આ ઉપરાંત તેઓ હિંદી સાહિત્ય સંમેલનના માજી પ્રમુખ, લેનિનગ્રાડ યુનિવર્સિટીના ભારતીય સંસ્કૃતિના પ્રાધ્યાપક, કોલંબો યુનિવર્સિટીના ભારતીય સંસ્કૃતિ વિભાગના વડા, અને આપણા બંધારણના હિંદી અનુવાદકોમાંના એક હતા.

લગભગ દોઢ વર્ષ પહેલાં તેમના ઉપર મગજના પક્ષાઘાતના રોગનો હુમલો થયો હતો અને એ પ્રકાંડ ભાષાપંડિતે પોતાની સ્મૃતિ ગુમાવી દીધી હતી નાનકડા બાળકની જેમ તેઓ વારેવારે રડી પડતા હતા. પોતાના નિકટના સાથીને પણ તેઓ ઓળખી શકતા ન હતા.

## સારવાર માટે મોસ્કોમાં

રાહુલજીની બિમારીના સમાચાર સાંભળી ભારતની દરેક ભાષાનું સાહિત્યજગત ખળભળી ઊઠયુ હતું રાહુલજીને કલકત્તાની હૉસ્પિટાલમાં રાખવામાં આવ્યા હતા. પરંતુ તેમની સારવાર કરવા તેમનાં પત્ની કમલાદેવી પાસે ફૂટી કોડી પણ બચી ન હતી. કમલાદેવીએ સાહિત્યકાર મહાપંડિત પતિ માટે આર્થિક સહાયની ટહેલ નાખી. હિંદી પ્રેમી જનતાએ એ માટે ૧૨ હજાર રૂપિયાનું ભંડોળ એકઠું કરી આપ્યુ. ઉપરાંત ૧૪૦૦ રૂ. સદ્ગત ડા. રાજેન્દ્રપ્રસાદે આપેલાથી. નેહરૂએ ૨૦૦૦ રૂ. આપ્યા, ૫૦૦૦ રૂ. ભારતસરકારે આપ્યા અને ઉત્તર પ્રદેશની સરકારે ૩૦૦૦ રૂ આપ્યા હતા.

અંતે તેમને બિમારીના ઈલાજ માટે મોસ્કો લઈ જવામાં આવ્યા હજી થોડાક દિવસ પહેલાં જ તેઓ ત્યાંથી સ્વસ્થ થઈને પાછા ફર્યા હતા. આ વર્ષે ભારત સરકારે પદ્મભૂષણનો ઈનામ આપીને તેમની કદર કરી હતી.

સાહિત્ય, રાજનીતિ ઈતિહાસ, દર્શન, બૌદ્ધધર્મ વગેરે વિષયો ઉપર અનેક બહુમૂલ્યગ્રંથો ભારતી ભાષાને આપી જનાર આ મહામનિષીના જવાથી ભારતીય ભાષાની પંડિત-મંડળીની એક મહત્ત્વની કડી ખરી પડી છે

[ સંદેશ : ૧૬-૪-૬૩ ]

## ૧ : ભારત-ચીન સંઘર્ષ : લવાદ-મધ્યસ્થીની નિરર્થકતા? | મો. ગાંધી

ગયે મહિને એ. આઈ. સી. સી.ની બેઠક મળી ગઈ. તેમાં ચીની આક્રમણ અંગે જે ઠરાવ થયા તેમાં—ચીનના આક્રમણને આશરે ૭ મહિના વીતી ગયા પછી, અને કોલમ્બો દરખાસ્તો પણ તેણે સ્વીકારી નથી છતાં—એવું સૂચન કરવામાં આવ્યું છે કે ચીને 'લવાદ'નો સ્વીકાર કરવો જોઈએ. અલબત્ત, સર્વ સાધારણ રીતે ઝઘડા અંગે લવાદ—એટલે કે ન્યાયી તટસ્થ પંચ-દ્વારા નિકાલ લાવવાની પદ્ધતિ ઉત્તમ પદ્ધતિ તરીકે સ્વીકારાતી આવી છે. બે રાષ્ટ્રો વચ્ચેના ઝઘડાઓમાં તો આવી પદ્ધતિ, હિંસક સંઘર્ષને ટાળવા માટે, ઘણી જ મહત્ત્વની લેખાય.

આમ છતાં બે રાષ્ટ્રો વચ્ચેના કોઈપણ પ્રકારના ઝઘડામાં શું આવું શક્ય છે ખરું? શું ન્યાયની દૃષ્ટિએ પણ હમેશાં હિતાવહ ગણી શકાય ખરું?—આવો સવાલ વિચારવો જરૂરી છે. સાથોસાથ ચીન સાથેના સંઘર્ષમાં 'લવાદ' પદ્ધતિ કેટલે અંશે યોગ્ય છે? શક્ય છે? હિતાવહ છે?—સિદ્ધાંત અને વ્યવહારની આ વાત પણ આપણે વિચારી લેવી જરૂરી છે

એ. આઈ. સી. એ તાજેતરમાં ઠરાવ કર્યો તે પૂર્વે પં. નહેરુએ અનેક વાર ચીનને 'લવાદ'નો સ્વીકાર કરવા, આંતરરાષ્ટ્રીય 'હેગ' અદાલત દ્વારા ઈન્સાફ મેળવવાના સૂચન કરેલાં જ છે. પરંતુ પં. નહેરુએ પોતે જ આનાથી જુદી વાત પણ, કેટલીક વાર ખુબ જ દૃઢતા પૂર્વક, ઉચ્ચારી છે : દા. ત. ૧૯૫૯ના સપ્ટેમ્બરની ૧૨મી તારીખે લોકસભામાં તેમણે જાહેર કર્યું હતું કે—

"ચીને આપણા દેશના વિશાળ ભૂમિ-પ્રદેશ ઉપર દાવો કર્યો છે, તેવી માગણીની બાબતમાં કોઈ પ્રકારનાં પંચ, મધ્યસ્થી અગર લવાદ હોઈ શકે જ નહિ."

આમ છતાં, ચીની આક્રમણ પછી પં. નહેરુએ અનેક વાર લવાદની વાત ફરી ફરી ઘોળી છે. પં. નહેરુએ પંચ-લવાદનો ઇન્કાર કર્યો શાથી અને સ્વીકાર કર્યો શાથી? ઇન્કાર માટેનું તેમનું કારણ નીચેના ખુલાસામાં જણાઈ આવે છે—

"આ સંઘર્ષ કાંઈ માત્ર સરહદી ઝઘડો નથી. સરહદના અમુક પ્રદેશ અંગે નાની સરખી છૂટછાટનો પણ નથી ××× આ સવાલ આંતરરાષ્ટ્રીય વર્તનનો છે, અને 'બળિયાના બે ભાગ'ના સૂત્રને આંતરરાષ્ટ્રીય સંબંધમાં બેફામપણે ચાલવા દેવો કે કેમ તેનો છે." (૨૬-૧૦-૬૨)

પરંતુ પં નહેરુએ ઘણી વાર એવું પણ કહી નાખ્યું છે કે—

"પ્રમુખતઃ આ સરહદનો ઝઘડો છે—ભલે પછી તે ગમે તેટલો મોટો હોય...."

*

અમને લાગે છે કે ચીની સંઘર્ષની બાબતમાં—એટલે કે તેના સ્વરૂપની બાબતમાં અને ચીની હેતુની બાબતમાં પં. નહેરુ હજી દ્વિવૃત્તિ ધરાવે છે. પરિણામે પ્રજાના માનસમાં દ્વિધા જન્માવે છે. અને આપણે સંઘર્ષનું સ્વરૂપ સમજી નહિ શકીએ તો કોલમાંથી ચૂલમાં પડવાનો ભય પણ રહેવાનો જ. ઘડીભર માની લઈએ કે લવાદનો ચુકાદો ચીનની વિરુદ્ધ આવ્યો. તો પછી એ ચુકાદાને ચીન માથે ચડાવશે

[-વિશ્વમાનવ : માર્ચ-એપ્રિલ '૬૩

ખરું ! ચીનની મૂળ મુરાદ સમજનારા અને ચીનના વિસ્તારવાદી સ્વભાવ અને સામ્યવાદી તેમને જાણનારા જરૂર કહેશે કે 'ચીન લવાદનો ચુકાદો માથે ચઢાવે એ શક્ય જ નથી' (ચીને તો માત્ર ભારત સાથેની જ સીમા સંબંધી નહિ, રશિયા અને એશિયાના અનેક દેશો સાથેની સીમા સંબંધી દાવાઓ અને ઝઘડા શરૂ કરી દીધા છે!) તો પછી—

* આંતરરાષ્ટ્રીય લવાદના ચુકાદાનેય માથે ન ચઢાવનાર સામે કોઈ આંતરરાષ્ટ્રીય સત્તા છે ખરી કે જે તેને તે માટે ફરજ પાડી શકે ?

નથી જ નથી. નાનકડા આલ્બેનિયાએ (એ પણ કમ્યુનિસ્ટ દેશ છે અને રશિયા સામેના ઝઘડામાં તે ચીનનો ટેકેદાર દેશ છે) બ્રિટન સાથેના તેના 'કોફુ ચેનલ' અંગેના કિસ્સામાં લવાદનો ઇન્કાર કરીને પોત પ્રકાશી દીધું જ હતું

અને ચીન આંતરરાષ્ટ્રીય લવાદના ચુકાદા પછી ય લડાખ ઉપરનો—અક્સાઈ ચીન માર્ગનો દાવો છોડી દે એ કોઈ બનવાજોગ નથી કેમકે તિબેટ, રશિયા અને ભાવિ વિસ્તારવાદની દૃષ્ટિએ એ પ્રદેશ ઉપરનો કબજો ચીનને માટે અસાધારણ મહત્ત્વનો છે

ત્યારે, ભારત માટે પોતાની જ સલામતી અને સંરક્ષણ ખાતર, શું આ પ્રદેશનું મહત્ત્વ નહિ જેવું છે?

● જો ભારતની સલામતી અને સ્વાધીનતા માટે આ પ્રદેશ મહત્ત્વનો હોય અને જો એ પ્રદેશ ઉપર જ, વાટાઘાટ અને સમાધાનનો રસ્તો છોડી દઈને, ચીને આક્રમણ કર્યું એ સત્ય હોય તો, તેની પરિસ્થિતિમાં આંતરરાષ્ટ્રીય રાજ્યનીતિ શું સૂચવે છે?

શ્રી એ. જી. નૂરાની તેમના 'આરબિટ્રેશન એન્ડ એગ્રેશન' લેખમાં જણાવે છે તે મુજબ, સ્વ. પ્રોફેસર જે. એલ. બ્રિઅર્લી (આંતરરાષ્ટ્રીય લવાદ અને ન્યાય પદ્ધતિના નિષ્ણાત)ના મત અનુસાર : "દરેકે દરેક પ્રકારના ઝઘડાના નિકાલમાં લવાદ ઉપયોગી ઠરતું નથી, થઈ શકતું નથી." હકીકતે પણ જ્યારે પશ્ચિમી દેશોમાં લવાદ પદ્ધતિ દાખલ થઈ હતી તે સમયે (૨૦મી સદીના આરંભમાં) એ વાતની પણ સ્પષ્ટતા કરવામાં આવી હતી કે જ્યારે કોઈ દેશોનાં અતિ મહત્ત્વનાં હિતો, સ્વાધીનતાનો સવાલ અને સ્વમાન ગૌરવના પ્રશ્નો સંડોવાયેલા હોય ત્યારે તેમાં લવાદ ખપ લાગી શકશે નહિ.

પ્રો. બ્રિઅર્લીએ વધુ સ્પષ્ટતા કરતાં એવું પ્રતિપાદિત કર્યું છે કે—

> કોઈ રાજ્યને પોતાની તત્કાલીન સ્થિતિથી અસંતોષ હોય તો તેને બદલવા અંગેનો બીજા રાષ્ટ્ર સાથેનો ઝઘડો લવાદી સવાલ બની ન શકે. ન્યાયપદ્ધતિ દ્વારા તેનો ઉકેલ ન થઈ શકે. એ સવાલનો ઉકેલ તો રાજદ્વારી પગલાં દ્વારા જ શક્ય બને. આ રાજદ્વારી પગલાંના ભાગ તરીકે વાટાઘાટ, સમાધાનની દરખાસ્તો, કોઈ ત્રીજા પક્ષની મધ્યસ્થી વગેરે પદ્ધતિઓનો ઉપયોગ થઈ શકે. પરંતુ તેમાં ય બેઉ પક્ષે જ્યારે રાષ્ટ્રનાં મહત્ત્વનાં હિતો સંડોવાયાં હોય ત્યારે તો તટસ્થ લવાદની ન્યાય પદ્ધતિ દ્વારા ઉકેલ શક્ય જ ન બને.

એક વિખ્યાત નિષ્ણાતના શબ્દોમાં—

"બે દેશો વચ્ચેના મતભેદો શાંતિમય રીતે ઉકેલી ન શકાવાને કારણે યુદ્ધ થાય છે એવું ભાગ્યે જ કહી શકાય. એનાં મૂળિયાં મધ્યસ્થી અને લવાદની નિષ્ફળતા કરતા ઘણાં વધારે ઊંડાં હોય છે."

*

ચીન અને ભારતના સંઘર્ષનો, ઉપરના નિષ્ણાત-અભિપ્રાયોના પ્રકાશમાં, વિચાર કરીએ તો એવું તારતમ્ય નીકળ્યા વિના નહિ રહે કે—

* ભારત અને ચીનનાં મહત્ત્વનાં હિતો આ ઝઘડામાં સંડોવાયેલાં હોઈને, ચીન માટે તો લદાખ અંગેનું વલણ સ્પષ્ટ જ છે. તો ભારત પણ જો એ પ્રદેશ ઉપરના ચીની આક્રમણને (પં. નહેરુએ જ અગાઉ જણાવ્યા મુજબ) ભારતનાં માર્મિક હિતો ઉપરના પ્રહારરૂપ લેખતું હોય તો, પશ્ચિમી નિષ્ણાતોના સિદ્ધાન્ત અને અનુભવ અનુસાર, આંતરરાષ્ટ્રીય પ્રણાલી અને રાજનીતિ અનુસાર—લવાદ અગર મધ્યસ્થી અગર તટસ્થ ન્યાયપદ્ધતિ દ્વારા ઉકેલ કરવાનો સવાલ લગભગ અસ્થાને ઠરે છે.

[૨૦-૪-૬૩

## ૨. ભારતીય યુદ્ધ સૈનિકોની મુક્તિ : પુનરાગમનનો આનંદ : વટાળવેડાનો ભય !

—મો. ગાંધી

છેલ્લા મહિનામાં ચીન–ભારત સંઘર્ષક્ષેત્રે મહત્ત્વના બનાવોમાં આગળ પડતા બનાવ બે છે :

(૧) તા ૨૭ એપ્રિલે પેકિંગથી વહેતા કરવામાં આવેલા સમાચાર : ચીનના વિદેશખાતાએ એવી જાહેરાત કરી હતી કે ગઈ શરદ ઋતુમાં યુદ્ધ દરમ્યાન ગિરફતાર કરવામાં આવેલા તમામ (૩૨૧૩) ભારતીય યુદ્ધ કેદીઓને છોડી મૂકવાનો તેણે નિર્ણય કર્યો છે. અને તેનો અમલ તા. ૧૦મીથી કરવામાં આવશે

આ જાહેરાત કરતી વખતે તેણે કહ્યું હતું કે—

"ચીન–ભારતના સરહદી પ્રશ્નના શાંતિમય સમાધાનને આગળ ધપાવવાના હેતુથી, ભારત અને ચીનના સરકારી અધિકારીઓના મિલનની રાહ જોયા વિના જ, ચીને ભારતના સૈનિકોને છોડી મૂકવાનો અને ભારત મોકલી આપવાનો નિર્ણય લીધો છે."

અલબત્ત, આ આખી જાહેરાત ભારે નાટકી રીતે અને ધામધૂમપૂર્વક કરવામાં આવી હતી — અગાઉ, એકપક્ષી શસ્ત્રવિરામ કરવા વખતે, ભારતનો શસ્ત્ર–સરંજામ પાછો આપવાની વખતે, ફોટા અને ફિલ્મ પાડી લઈને તથા રેડિયો ઉપર પૂરતી ઉહાપોહ કરીને, તેણે ભારતને અને દુનિયાના દેશોને આંજી નાખવાનો પ્રયાસ કર્યો હતો, તેનું જ પુનરાવર્તન આ વખતે દેખાતું હતું. આવા પ્રચારની બિલકુલ જ અસર નથી એમ તો ન કહી શકાય — બ્રિટનના મહાન ચિંતક બર્ટ્રાન્ડ રસેલ જેવા ઉપર શસ્ત્રવિરામની જબરજસ્ત અસર પડી હતી, તે હવે તો સુવિદિત છે : એટલે સુધી કે રસેલે ચીનને તેના મહાન 'શાંતિકાર્ય' માટે બિરદાવી, ભારતની 'યુદ્ધખોરી' માટે કઠોર ટીકા કરી હતી. (જુઓ આ અંકમાંનો લેખ પૃ ૩)

આમ છતાં, એક વાત ભારત પૂરતી તો સ્પષ્ટ થઈ જવી જોઈએ કે ચીન એક સાથે ઉપરાઉપરી અનેક પ્રકારના વિરોધાત્મક દાવ નાખવામાં અને અજાણ્યાની આંખમાં ધૂળ નાખવામાં પાવરધું છે કદાચ આથી જ તો; આ સૈનિક–મુક્તિની જાહેરાતે નવી દિલ્હીમાંય કે એવી આશ્ચર્ય ફેલાવ્યું હશે છતાં, ભારતનાં વૃત્તપત્રો અને મોટા ભાગના રાજદ્વારી વિચારકો તથા વર્તુળોમાં એની ઝાઝી અસર થવા પામી નથી.

પરંતુ બે વાત તરફ લક્ષ ખેંચાય તે જરૂરી છે એક તો—લગભગ ૭ મહિના સુધી આપણા હજારો સૈનિકોને ચીનમાં રાખવામાં આવ્યા તે દરમ્યાન તેમનામાંના કેટલાક ઉપર શારીરિક ત્રાસ ગુજારવામાં આવ્યો હોય તો નવાઈ નહિ. આ બીના–બાતમી આપણા સૈનિકોને મુખે આપણને જાણવા મળશે. પરંતુ બીજી વાત આનાથી ગંભીર છે—

**કેટલા ઉપર માનસિક ત્રાસ ગુજારવામાં આવ્યો હશે અને તેમાં કેટલે અંશે ચીનની મુરાદ બર આવી હશે ?**

આ '**માનસિક ત્રાસ**'ને અલબત્ત સામ્યવાદી ભાષામાં '**માનસ–સુધારણા**' યા '**શુદ્ધિ**' તરીકે ઓળખાવવામાં આવે છે. એનો અર્થ, અને તો, એટલો જ કે તરેહ તરેહની તરકીબો અને જરૂર મુજબ યાતનાઓ ગુજારીનેય, એમની પાસે એવી કબૂલાતો લખાવી લેવી, રેડિયો ઉપરથી એવી જાહેરાતો કરાવવી અને રેકોર્ડ ઉતારી લેવી કે જેથી ચીનની રાજ્ય–પદ્ધતિ ઉત્તમ અને શ્રેષ્ઠતમ જાહેર થાય અને તેની સરખામણીમાં દુનિયાની તમામ રાજ્ય–સમાજ પદ્ધતિઓ દૂષિત 'સાબિત' થાય !

ચીનના હાથમાં પડેલા અનેક વિદેશી નાગરિકો તથા સૈનિકો ઉપર આજ પૂર્વે આવા અખતરાઓ 'સફળ રીતે' કરવામાં આવ્યા છે—ખુદ વિદેશી પાદરીઓ ઉપર અને અમેરિકી વિમાનીઓ ઉપર થયેલા આવા અખતરાઓનાં સ્વરૂપો અને ચોંકાવનારાં પરિણામો પ્રગટ પણ થઈ ચૂકેલાં છે અને તેમાં એવું માલમ પડ્યું છે કે—

જેઓ, આ રીતે, '**માનસ–શુદ્ધિ**' કરવા તરત તૈયાર નથી થયા તેમના ઉપર

પારાવાર દમન પણ ગુજારાયા છે અને જેઓ વધુ અનુકૂળ જણાયા હોય તેમને રીઝવી-રાજી કરીને ચીની જાસૂસ તરીકેની કામગીરી સોંપીને તેમના મૂળ વતનમાં પાછા મોકલવામાં આવ્યા છે

● આપણા જે હજારો વીર સૈનિકો વતન પર આફત ઊતરતાં, માથાં હાથમાં લઈને ૧૦ થી ૧૭ હજાર ફીટની ઊંચાઈએ, અસાધારણ જીવલેણ ઠંડી અને અસહ્ય અગવડો તથા જોખમો વેઠીને, વતનની રક્ષા કરવા, એની શાન સાચવવા દોડી પહોંચ્યા હતા તેમાંના અનેક શહાદતને વરી ચૂક્યા છે; બાકીનામાંથી હજારો દુશ્મનને હાથ પકડાઈને અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ વતન પાછા આવી રહ્યા છે; આવા પ્રસંગે આપણા હર્ષ અને ઉમંગનો પાર ન હોવો જોઈએ—સ્વાભાવિક રીતે આવું જ હોઈ શકે—હોવું જોઈએ.

● આમ છતાં — એક બાજુ આપણે એમને વ્હાલ અને ઉમળકાભેર આવકારવા અને ભેટવા આતુર હોવા છતાં, બીજી બાજુ આપણા પોતાના જ ચિત્તમાં એક ભયંકર વિચાર વીજળીની જેમ પસાર થઈ જાય છે— આ બધામાં કેટલા વટલાઈને આવ્યા હશે?

આ વટાળ જેવી તેવી વસ્તુ નથી એ જાણીએ તો આપણી ગમે તેટલી અનિચ્છા છતાં આવો સવાલ આપણા દિલમાં ભોંકાયા વિના રહેતો નથી.

આપણે આપણાં પોતિકાંઓ ઉપર શંકા કરતા થઈ જઈએ — અને શંકા કરવી જ પડે એવી પરિસ્થિતિમાં ફેંકાઈ જઈએ — એ આપણા જમાનાની જેવી તેવી આઘાતજનક બીના નથી સામ્યવાદની વિકૃતિએ આ ધરતી પર પ્રગટાવેલી અનેક અમાનવીયતામાંની આ એક આપણે માથે ઊતરી આવી છે — લદાઈ ચૂકી છે!

છતાં, આપણે વીર સપૂતોને 'ખૂટલ' માની ન બેસીએ, અને અમુક પરિસ્થિતિમાં 'ફૂટલ' બનેલાઓનેય, સાચી લોકશાહીના વાતાવરણમાં, કાયાકલ્પ કરાવી શકીશું એટલી શ્રદ્ધા ધરાવી શકીએ એટલી દક્ષતા આપણામાં હોવી જ જોઈએ — પ્રજા તરીકેની આ આપણી એક કસોટી છે.

*

## લ્યુ શાઓ-ચીનો એશિયાઈ પ્રવાસ : એક કાંકરે અનેક પક્ષી

બીજી મહત્ત્વની ઘટના છે—

ચીની કમ્યુનિસ્ટ નેતા લ્યુશાઓ ચી તેમના વિદેશ પ્રધાન માર્શલ ચેન વીને તથા સંરક્ષણ ખાતાના નિષ્ણાતો અને વ્યાપાર-અર્થતંત્રના નિષ્ણાતો તથા પ્રચાર ખાતાના નિષ્ણાતો થઈ ૧૫૦ માણસનો કાફલો લઈને દક્ષિણ અને દક્ષિણ-પૂર્વ એશિયાના પ્રવાસે ઊપડયા છે.

અહીં આપણે એ વાત યાદ કરી લઈએ કે આ પ્રવાસ ખેડવાના ટાણે જ તેમણે ભારતના સૈનિકોની મુક્તિનો નિર્ણય જાહેર કર્યો હતો આ વાત સૂચક છે — ચીનને માટે આ બને ઘટનાઓ સાંકળાયેલી છે. ચીન એન કેન માર્ગે — એશિયાઈ દેશોને રીઝવી લઈને, દમ બીડાવીને, લાલચ આપીને, અને આંતરિક દખલ ઊભું કરીને ય પોતાના વર્ચસ નીચે લાવવા આતુર છે.

બલ્કે, એમ પણ કહી શકાય કે ચીનને અમેરિકા-બ્રિટનની કશી પડી નથી રશિયાનેય રીઝવવાની એટલી ગરજ નથી, જેટલી ચીવટ અને કુનેહથી, ઈંતેજારી અને દીર્ઘ દૃષ્ટિથી તે એશિયાઈ દેશોને, આફ્રિકા અને લેટિન અમેરિકાના નવવિકસિત યા અલ્પવિકસિત દેશોને, જીતી લેવા માગે છે.

લ્યુ શાઓ-ચીએ ઈન્ડોનેશિયાને પોતાનું પહેલું નિશાન માન્યું છે અફઘાન અને કમ્બોડિયા તેમનાં તે પછીનાં તત્કાલ નિશાન છે

આ દેશોમાં જતાંવેંત તે ખુમારી પૂર્વક એમ કહી શક્યા હશે કે ચીન શાંતિ માટે અને શાંતિમય સમાધાન માટે આતુર ન હોય તો તે ભારતના તમામ યુદ્ધ-કેદીઓને મુક્ત શું કામ કરે!

આમ, લ્યુ શાઓ ચીને મન આ તક એશિયાઈ પ્રવાસ માટે અનુકૂળ નીવડશે એવી ધારણા-ગણત્રી

# ૨. ભારતીય યુદ્ધ સૈનિકોની મુક્તિ : પુનરાગમનનો આનંદ : વટાળવેડાનો ભય !

—મો. ગાંધી

છેલ્લા મહિનામાં ચીન–ભારત સંઘર્ષક્ષેત્રે મહત્ત્વના બનાવોમાં આગળ પડતા બનાવ બે છે :

(૧) તા. ૨૭ એપ્રિલે પેકિંગથી વહેતા કરવામાં આવેલા સમાચાર : ચીનના વિદેશખાતાએ એવી જાહેરાત કરી હતી કે ગઈ શરદ ઋતુમાં યુદ્ધ દરમ્યાન ગિરફતાર કરવામાં આવેલા તમામ (૩૨૧૩) ભારતીય યુદ્ધ કેદીઓને છોડી મૂકવાનો તેણે નિર્ણય કર્યો છે. અને તેનો અમલ તા. ૧૦મીથી કરવામાં આવશે

આ જાહેરાત કરતી વખતે તેણે કહ્યું હતું કે—

"ચીન–ભારતના સરહદી પ્રશ્નના શાંતિમય સમાધાનને આગળ ધપાવવાના હેતુથી, ભારત અને ચીનના સરકારી અધિકારીઓના મિલનની રાહ જોયા વિના જ, ચીને ભારતના સૈનિકોને છોડી મૂકવાનો અને ભારત મોકલી આપવાનો નિર્ણય લીધો છે."

અલબત્ત, આ આખી જાહેરાત ભારે નાટકી રીતે અને ધામધૂમપૂર્વક કરવામાં આવી હતી — અગાઉ, એકપક્ષી શસ્ત્રવિરામ કરવા વખતે, ભારતનો શસ્ત્ર–સરંજામ પાછો આપવાની વખતે, ફોટા અને ફિલ્મ પાડી લઈને તથા રેડિયો ઉપર પૂરતી ઉહાપોહ કરીને, તેણે ભારતને અને દુનિયાના દેશોને આંજી નાખવાનો પ્રયાસ કર્યો હતો, તેનું જ પુનરાવર્તન આ વખતે દેખાતું હતું. આવા પ્રચારની બિલકુલ જ અસર નથી એમ તો ન કહી શકાય — બ્રિટનના મહાન ચિંતક બટ્રાંન્ડ રસેલ જેવા ઉપર શસ્ત્રવિરામની જબરજસ્ત અસર પડી હતી, તે હવે તો સુવિદિત છે : એટલે સુધી કે રસેલે ચીનને તેના મહાન 'શાંતિકાર્ય' માટે બિરદાવી, ભારતની 'યુદ્ધખોરી' માટે કઠોર ટીકા કરી હતી. (જુઓ આ અંકમાંનો લેખ પૃ ૩)

આમ છતાં, એક વાત ભારત પૂરતી તો સ્પષ્ટ થઈ જવી જોઈએ કે ચીન એક સાથે ઉપરાઉપરી અનેક પ્રકારના વિરોધાત્મક દાવ નાખવામાં અને અજાયબીની આંખમાં ધૂળ નાખવામાં પાવરધું છે. કદાચ આથી જ તો; આ સૈનિક–મુક્તિની જાહેરાતે નવી દિલ્હીમાંય કૈંક અંશે આશ્ચર્ય ફેલાવ્યું હશે. છતાં, ભારતનાં વૃત્તપત્રો અને મોટા ભાગના રાજદ્વારી વિચારકો તથા વર્તુળોમાં એની ઝાઝી અસર થવા પામી નથી

પરંતુ એ વાત તરફ લક્ષ ખેંચાય તે જરૂરી છે કે તો—લગભગ ૭ મહિના સુધી આપણા હજારો સૈનિકોને ચીનમાં રાખવામાં આવ્યા તે દરમ્યાન તેમનામાંના કેટલાક ઉપર શારીરિક ત્રાસ ગુજારવામાં આવ્યો હોય તો નવાઈ નહિ આ બીના–બાતમી આપણા સૈનિકોને મુખે આપણને જાણવા મળશે. પરંતુ બીજી વાત આનાથી ગંભીર છે—

**કેટલા ઉપર માનસિક ત્રાસ ગુજારવામાં આવ્યો હશે અને તેમાં કેટલે અંશે ચીનની મુરાદ બર આવી હશે ?**

આ '**માનસિક ત્રાસ**'ને અલબત્ત સામ્યવાદી ભાષામાં '**માનસ–સુધારણા**' યા '**શુદ્ધિ**' તરીકે ઓળખાવવામાં આવે છે. એનો અર્થ, અંતે તો, એટલો જ કે તરેહ તરેહની તરકીબો અને જરૂર મુજબ યંત્રણાઓ ગુજારીનેય, એમની પાસે એવી કબૂલાતો લખાવી લેવી, રેડિયો ઉપરથી એવી જાહેરાતો કરાવવી અને રેકોર્ડ ઉતારી લેવી કે જેથી ચીનની રાજ્ય–પદ્ધતિ ઉમદા અને શ્રેષ્ઠતમ જાહેર થાય અને તેની સરખામણીમાં દુનિયાની તમામ રાજ્ય–સમાજ પદ્ધતિઓ દૂષિત 'સાબિત' થાય !

ચીનના હાથમાં પડેલા અનેક વિદેશી નાગરિકો તથા સૈનિકો ઉપર આજ પૂર્વે આવા અખતરાઓ 'સફળ રીતે' કરવામાં આવ્યા છે—ખુદ વિદેશી પાદરીઓ ઉપર અને અમેરિકી વિમાનીઓ ઉપર થયેલા આવા અખતરાઓનાં સ્વરૂપો અને ચોંકાવનારાં પરિણામો પ્રગટ પણ થઈ ચૂકેલાં છે અને તેમાં એવું માલમ પડ્યું છે કે—

જેઓ, આ રીતે, '**માનસ–શુદ્ધિ**' કરવા તરત તૈયાર નથી થતા તેમના ઉપર

પાસેવાર દમન પણ ગુજારાયા છે અને જેઓ વધુ અનુકૂળ જણાયા હોય તેમને રીઝવી-રાજી કરીને ચીની જાસુસ તરીકેની કામગીરી સોંપીને તેમના મૂળ વતનમાં પાછા મોકલવામાં આવ્યા છે

● આપણા જે હજારો વીર સૈનિકો વતન પર આફત ઊતરતાં, માથાં હાથમાં લઈને ૧૦ થી ૧૭ હજાર ફીટની ઊંચાઈ એ, અસાધારણ જીવલેણ ઠંડી અને અસહ્ય અગવડો તથા જોખમો વેઠીને, વતનની રક્ષા કરવા, એની શાન સાચવવા દોડી પહોંચ્યા હતા તેમાંના અનેક શહાદતને વરી ચૂક્યા છે; બાકીનામાંથી હજારો દુશ્મનને હાથ પકડાઈને અગ્નિપરીક્ષામાંથી પસાર થઈ વતન પાછા આવી રહ્યા છે; આવા પ્રસંગે આપણા હર્ષ અને ઉમંગનો પાર ન હોવો જોઈએ—સ્વાભાવિક રીતે આવું જ હોઈ શકે—હોવું જોઈએ.

● આમ છતાં — એક બાજુ આપણે એમને વહાલ અને ઉમળકાભેર આવકારવા અને ભેટવા આતુર હોવા છતાં, બીજી બાજુ આપણા પોતાના જ ચિત્તમાં એક ભયંકર વિચાર વીજળીની જેમ પસાર થઈ જાય છે—'આ બધામાં કેટલા વરલાઈને આવ્યા હશે!

આ વહાળ જેવી તેવી વસ્તુ નથી એ જાણીએ તો આપણી મને તેટલી અનિચ્છા છતાં આવો સવાલ આપણા દિલમાં ભોંકાયા વિના રહેતો નથી.

આપણે આપણાં નાગરિકો ઉપર શંકા કરતા થઈ જઈએ — અને શંકા કરવી જ પડે એવી પરિસ્થિતિમાં કે કાઈ જઈએ — એ આપણા જમાનાની જેવી તેવી આઘાતજનક બીના નથી સામ્યવાદની વિકૃતિએ આ ધરતી પર પ્રગટાવેલી અનેક અમાનવીયતામાંની આ એક આપણે માથે ઊતરી આવી છે — લદાઈ ચૂકી છે!

છતાં, આપણે વીર સપૂતોને 'ફૂટલ' માની ન બેસીએ, અને અમુક પરિસ્થિતિમાં 'ફૂટલ' બનેલાઓનેય, સાચી લોકશાહીના વાતાવરણમાં, કાયાકલ્પ કરાવી શકીશું એટલી શ્રદ્ધા ધરાવી શકીએ એટલી દક્ષતા આપણામાં હોવી જ જોઈએ — પ્રજા તરીકેની આ આપણી એક કસોટી છે.

*

## લ્યુ શાઓ-ચીનો એશિયાઈ પ્રવાસ : એક કાંકરે અનેક પક્ષી

બીજી મહત્ત્વની ઘટના છે—

ચીની કમ્યુનિસ્ટ નેતા લ્યુશાઓ ચી તેમના વિદેશ પ્રધાન માર્શલ ચેન યીને તથા સંરક્ષણ ખાતાના નિષ્ણાતો અને વ્યાપાર-અર્થતંત્રના નિષ્ણાતો તથા પ્રચાર ખાતાના નિષ્ણાતો થઈ ૧૫૦ માણસનો કાફલો લઈને દક્ષિણ અને દક્ષિણ-પૂર્વ એશિયાના પ્રવાસે ઊપડ્યા છે.

અહીં આપણે એ વાત યાદ કરી લઈએ કે આ પ્રવાસ ખેડવાના ટાણે જ તેમણે ભારતના સૈનિકોની મુક્તિનો નિર્ણય જાહેર કર્યો હતો આ વાત સૂચક છે — ચીનને માટે આ બને ઘટનાઓ સંકળાયેલી છે. ચીન એન કેન માર્ગે — એશિયાઈ દેશોને રીઝવી લઈને, દમ બીડાવીને, લાલચ આપીને, અને આંતરિક દખાણ ઊભું કરીને ય પોતાના વર્ચસ નીચે લાવવા આતુર છે.

બલ્કે, એમ પણ કહી શકીએ કે ચીનને અમેરિકા-બ્રિટનની કશી પડી નથી રશિયાનેય રીઝવવાની એટલી ગરજ નથી, જેટલી ચીવટ અને કુનેહથી, ઇનેજારી અને દીર્ઘ દૃષ્ટિથી તે એશિયાઈ દેશોને, આફ્રિકા અને લેટિન અમેરિકાના નવવિકસિત યા અલ્પવિકસિત દેશોને, જીતી લેવા માગે છે.

લ્યુ શાઓ-ચીએ ઈન્ડોનેશિયાને પોતાનું પહેલું નિશાન માન્યુ છે. બ્રહ્મદેશ અને કમ્બોડિયા તેમનાં તે પછીનાં તત્કાલ નિશાન છે

આ દેશોમાં જતાંવેત તે ખુમારી પૂર્વક એમ કહી શક્યા હશે કે ચીન શાંતિ માટે અને શાંતિમય સમાધાન માટે આતુર ન હોય તો તે ભારતના તમામ યુદ્ધ-કેદીઓને મુક્ત શું કામ કરે!

આમ, લ્યુ શાઓ ચીને મન આ તક એશિયાઈ પ્રવાસ માટે અનુકૂળ નીવડશે એવી ધારણા-ગણત્રી

ખરી-જ. તદુપરાંત, બીજી રીતે પણ આ પ્રવાસ માટે તક ઊભી થઈ હતી—

* તાજેતરમાં 'લાઓસ'માં નવેસરથી બંડ શરૂ થઈ ગયાં છે.

* મલાયા અને ઇન્ડોનેશિયા વચ્ચેનું ઘર્ષણ વધ્યું છે.

* દક્ષિણ વિએટનામમાં સરકારી દળો અને વિએટ–કોન્ગ દળો વચ્ચેનો સંગ્રામ નિર્ણાયક બનવા તરફ છે.

* બ્રહ્મદેશમાં નવી સરકારની ઉદ્દામ નીતિ અખત્યાર થઈ ચૂકી છે.

ત્રીજી રીતે વિચારતાં ય, ચીન માટે એશિયાઈ પ્રવાસની આવશ્યકતા પાકી ગઈ ગણાય. એશિયાના બે મહત્ત્વના પાડોશી દેશોમાં—ઇન્ડોનેશિયા અને બ્રહ્મદેશમાં—રશિયાની અસર સારા પ્રમાણમાં વધી છે. બલ્કે, ઇન્ડોનેશિયામાં તો ચીનની અસર ધોઈ નાખીને રશિયા આગળ વધી રહ્યું હોય એવું જણાય છે. ઇન્ડોનેશિયામાં કમ્યુનિસ્ટ પાર્ટી ભારે અસર ધરાવનારી અને સંખ્યા દૃષ્ટિએ પણ ઘણી મોટી છે, એટલું જ નહિ પણ તે ચીનતરફી રહી છે. આમ છતાં ઇન્ડોનેશિયાના રાજકારણમાં પ્રેસિ. સુકર્ણોની સામે તેના બધા પેંતરા નિષ્ફળ–જેવા ગયા છે. ઉશ્કેરણી, ધાકધમકી છતાં ચીની નાગરિકો માટેના વિશિષ્ટ અધિકારો મેળવવાના પ્રયાસોમાં તેને હાર ખાવી પડી છે.

આ સ્થિતિમાં તે પ્રે. સુકર્ણોને રીઝવી લેવા આતુર હોય એ સમજાય એવી વાત છે. પ્રે. સુકર્ણો ચીનની મુલાકાતે જઈ આવ્યા પછીની લ્યુ શાઓ–ચીની 'આ મુલાકાત વધુ નક્કર પરિણામોની ગણતરીવાળી હોય એમ લાગે છે: પં. નહેરુએ બીજી બાન્ડુન્ગ પરિષદ બોલાવવા અંગે નામરજી દર્શાવી હોઈને, ભારતને અળગું પાડીને, ભારત વિનાના આફ્રો–એશિયાઈ દેશોની બીજી બાન્ડુન્ગ પરિષદ બોલાવવાની વેતરણમાં પણ તે જણાય છે.

સાથોસાથ, ઇન્ડોનેશિયાને બધી રીતે મદદરૂપ થવાની ઇંતેજારી પણ વરતાય છે: જો કે, સંરક્ષણનાં સાધનો માટે તો ઇન્ડોનેશિયા રશિયા ઉપર ઘણો આધાર રાખતું હોઈ ચીનની ગરજ તેને ઓછી છે. પરંતુ આર્થિક ઔદ્યોગિક પ્રગતિ માટે આજ સુધી વિશેષ મદદ અમેરિકાની મળતી આવી છે, તે ઓછી થવાની શક્યતા જોતાં, ચીન પાસેથી નાણાંકીય મદદ મળે તો ઇન્ડોનેશિયા તે લેવા સંમત થાય ખરું.'

એકંદર, લ્યુ શાઓ–ચીનો એશિયાઈ પ્રવાસ 'એક–કાંકરે અનેક પક્ષી પાડવાની' દક્ષ રાજનીતિનો એક મહત્ત્વનો તબક્કો ગણાવો જોઈએ.

અને એટલે જ અંગે, ભારતે એશિયાનાં પડોશી રાષ્ટ્રો સાથેના સંબંધોને વધુ સુદૃઢ પાયા પર મૂકવા માટે, વધુ જાગ્રત–ઉદ્યત રહ્યા વિના, છૂટકો નથી. આ સિદ્ધિ 'ઠંડી તટસ્થતા'થી તો હાંસલ ન જ થઈ શકે એ સ્પષ્ટ છે. ચીનના વ્યાપક અને દૂરગામી—ભીષણ પરિણામદાયી ભવિષ્યથી જેટલે અંશે ભારત પોતે સાવધ થઈને એની સામેના પ્રતિકારની નિર્ણાયક શક્તિ દાખવશે તેટલા જ પ્રમાણમાં આ સિદ્ધિ શક્ય બનશે—તેટલા જ પ્રમાણમાં લોકશાહી એશિયાની ઇમારત સદ્ધર બનશે.

[ ૧૯–૪–૬૩

# ૩ સંરક્ષણની સમસ્યા | એચ. એમ. પટેલ

[ ગોખલે ઇન્સ્ટીટ્યૂટ ઑફ પોલિટિક્સના આશ્રયે પૂનામાં આપેલા વ્યાખ્યાનમાંથી ]

આપણું સૈન્ય પ્રબળ બને, અદ્યતન તાલીમ તથા શસ્ત્રસજ્જતા ધરાવતું બને તે માટે આઝાદી પછીનાં પંદરેક વર્ષ દરમ્યાન શક્ય હોય તે બધું કરવામાં આવ્યું હતું. સૈન્યની ત્રણેય શાખાઓમાં કાર્યદક્ષ, અનુભવી અને પૂરેપૂરી તાલીમ પામેલ અધિકારીઓ હતા. શિસ્ત, વફાદારી, ખડતલપણું, ચુસ્ત ફરજપાલન અને સહનશીલતાના ગુણોનું સિંચન પોતાના સૈનિકોમાં બરાબર રીતે કરવાનો એમનો નિર્ધાર હતો. સાચી લોકશાહીમાં સશસ્ત્ર દળોને રાજકારણ સાથે કે રાજકીય પક્ષો સાથે કશી જ નિસ્બત ન હોઈ શકે, એ સિદ્ધાંત સૈનિકોએ તથા અફસરોએ ખરા દિલથી સ્વીકાર્યો હતો. એમના લોહીમાં એ સિદ્ધાંત એવો ભળી ગયો છે કે, સૈન્યમાં પોતાની અસર ઘુસાડવાના તેમજ સૈન્યને રાજકારણને રવાડે ચઢાવવાના સામ્યવાદીઓના પ્રયાસોને સરિયામ નિષ્ફળતા મળી છે. સૈનિકો અને અફસરોમાં જૂથબાજી ઊભી કરવા માટે સતત ખટપટો ચાલી, છતાં આપણી ફોજો આટલી નિર્લેપ રહી શકી એ ચીન જેવો દુશ્મન આપણી સામે છે તે જોતાં આપણું સદ્ભાગ્ય ગણાવું જોઈએ.

## યુદ્ધવિરામને પગલે પગલે

ચીન મોટા પાયે ધસી આવ્યું તે પહેલાંનો સમય આ પ્રકરણનો પહેલો તબક્કો, અને તે ખરેખર ત્રાટક્યું એ બીજો તબક્કો ગણવો જોઈએ. હવે દુશ્મને એકપક્ષી યુદ્ધવિરામ કરીને પીછેહઠ કરવા સાથે આપણે ત્રીજા અને કદાચ વધુમાં વધુ મહત્ત્વના તબક્કામાં પ્રવેશ્યા છીએ. સવાલ એ છે કે, ચીન ફરીથી ત્રાટકે તો એને પહોંચી વળવા આપણે કેવી તૈયારીઓ કરી છે? પ્રજાએ જે હામ અને ઉત્સાહ બતાવ્યાં છે તે આજની પરિસ્થિતિનું વધુમાં વધુ સુખદ પાસું છે પરંતુ એનો સાચો લાભ લેવાનું આપણે ચૂકયા છીએ, તે ઉત્સાહના પૂરને ઓસરી જવા દીધું હોય એમ જણાય છે. હવે ઢીલા ન પડવાની અને કમ્મર કસવાનું ચાલુ રાખવાની હાકલો થાય છે, પરંતુ લોકો કયા નક્કર માર્ગે પોતાના પ્રયાસો વાળે કે યુદ્ધપ્રયાસમાં કેવા પ્રકારનો ફાળો આપે, તેનું નક્કર માર્ગદર્શન કયાંયથી પણ અપાતું હોય તેમ જણાતું નથી. ચીન ફરીથી ત્રાટકે તો તેના સામના માટે જે કરવાનું હોય તે અંગે પણ સરકાર પ્રજાને વિશ્વાસમાં લેતી નથી. દેશની સલામતીને જોખમાવ્યા વિના પણ ઘણી માહિતી પ્રજાને આપી શકાય તેવી હોય છે બેશક, જેમાં જેમાં આપણી અસામાન્ય નબળાઈ દેખાવા પામી છે, તે દૂર કરવા સરકાર જહેમત ઉઠાવી રહી હશે જ, અને આપણો ઉદ્દેશ ચીનને પાછું હાંકી કાઢવાનો છે એ જોતાં તે દિશામાં પણ યોગ્ય નિયોજન થઈ જ રહ્યું હશે એમ માની લેવું રહ્યું

યુદ્ધોપયોગી સામગ્રીમાં આપણી પરિસ્થિતિ ઓછી અસંતોષકારી નથી. યુદ્ધના ભણકારા દૂરદૂરથી સંભળાવા લાગ્યા ત્યારથી તો દારૂગોળો અને શસ્ત્રો માટેનાં કારખાનાંમાં બિનલશ્કરી ચીજોનું ઉત્પાદન બંધ થવું જોઈતું હતું, તેને બદલે ચીન ખરેખર ત્રાટક્યું તે ઘડી સુધી આપણાં દારૂગોળા અને શસ્ત્રોનાં કારખાનાંમાં બિન-લશ્કરી ઉપયોગનો માલ બન્યે જતો હતો! નાનાં શસ્ત્રો અને તેના દારૂગોળાની જે સદંતર ગેરહાજરી લડાઈના ખરા ટાણે વરતાઈ તેના ભેદથી તો પ્રજા હજી વંચિત જ રહી છે. સામાન્ય રીતે દારૂગોળાની ફેક્ટરીનું વધુમાં વધુ ઉત્પાદન પણ લડાઈના માત્ર એક દિવસમાં સાફ થઈ જતું હોય છે એટલે બરાબર ગણત્રીના ધોરણે, અનેક મહિનાઓની લડાઈમાં પૂરતાં થઈ રહે એટલાં શસ્ત્રો અને દારૂગોળાનો સ્ટૉક રાખવાનો નિયમ બધા દેશોમાં હોય છે.

## હવાઈ હુમલા સામે રક્ષણ

ચીન સાથેના ઝઘડામાંથી લડાઈ ફાટી નીકળે તો

ભારતના વિમાની દળનો તેમાં ઉપયોગ થઈ શકે તે દિશામાં કશુ ખાસ વિચારાયુ જણાતું નથી અત્યાર સુધી બન્ને દેશોએ કેટલાક કારણોસર વિમાની દળનો ઉપયોગ કર્યો નથી. જેમ ભારતે કેવળ પુરવઠા માટે વિમાનો વાપર્યા છે તેમ ચીને પણ કર્યું છે.

> પરંતુ ચીન જો ફરીથી હુમલો કરે તો પોતાનુ હવાઈ દળ આપણી સામે ઝોંકવામાં એ પાછીપાની કરશે એવુ માની લેવાય તેમ નથી. ભારતે પોતાના વિમાની દળના વધુને વધુ ઉપયોગ માટે, તેમજ ચીનના હવાઈ ફટકાને પહોંચી વળવા માટે, પોતાના વિમાની દળને વધુ મજબૂત કરવાની જરૂર અત્યારે અપૂર્વ છે ચીન પાસે ઘણું મોટુ વિમાનીદળ હોવાનુ કહેવાય છે, જ્યારે તેનો અસરકારક સામનો થઈ શકે એવું આપણી પાસે લગભગ કંઈ નથી એમ કહી શકાય. એકંદરે એમ પણ કહી શકાય કે આપણાં મોટાં શહેરોનો મથાળ દુશ્મનના આકરા હવાઈ હુમલા સામે થઈ શકે તેમ નથી. પાકિસ્તાન સાથેના ઘર્ષણની શક્યતાની દષ્ટિએ હવાઈ હુમલાનો પ્રશ્ન આપણને ઊંડી ચિંતા કેમ કરાવતો નહિ હોય એ સમજાતું નથી.

"એનો જવાબ કદાચ એવો આપી શકાય કે હવાઈ હુમલાનો જવાબ એવા જ વળતા હુમલાથી મળશે એવી દહેશતને લીધે બન્ને પક્ષ હવાઈ યુદ્ધનો આશ્રય નહિ લે. પરંતુ એ યાદ રાખવુ જોઈએ કે હવાઈ હુમલાની દષ્ટિએ આપણા કરતાં ચીનની સ્થિતિ જુદા પ્રકારની છે એનાં ઔદ્યોગિક મથકો અને મોટાં નગરો પર આપણાં બોમ્બરો હુમલો કરીને સલામત પાછાં આવેજ આવી શકે એટલાં બધાં તે દૂર છે

ઔદ્યોગિક કેન્દ્રો અને મોટાં નગરોના રક્ષણ માટે જે બની શકે તે પગલાં અત્યારથી જ લેવાં આપણે માટે ડહાપણ ભરેલું છે. એ બાબતમાં નિશ્ચિંત બન્યા પછી જ મોરચા પર આપણે પૂરી તાકાતથી લડી શકીશુ. હવાઈ હુમલા સામેના રક્ષણનું કામ જો નક્કર રીતે ઉપાડીએ તો આપણને સહાય કરવા પશ્ચિમના દેશો ખુશી હોવાનું કહેવાય છે. જો ખરેખર એવું હોય તો તેમની સાથે કેવા કેવા પ્રકારની ગોઠવણોમાં ઊતરી શકાય તે વિચારવું બહુ જરૂરી છે. એ દેશોની ઉદાર ઓફર સ્વીકારવામાં એવું તે શું ગુમાવવાનુ છે કે, આપણે આટલું હચુપચુપણુ દેખાડી રહ્યા છીએ?

> આપણી ભૂમિ પર પરદેશોનાં લશ્કરી થાણાંની સ્થાપના કરવાનો પ્રશ્ન જ એમાં નથી. જે પ્રકારની ગોઠવણની આપણને ઓફર છે તે જોતાં, માત્ર યુદ્ધ ફાટી નીકળે ત્યારે જ સહાયક દેશોનાં વિમાની દળોએ અહીં આવી પહોંચવાનું રહેશે પરંતુ એ ઘડીએ તે દળો વધુમાં વધુ ઝડપથી આવી શકે, અને ઓછામાં ઓછા વિલબે કામે લાગી શકે, તેમ કરવા માટે ને એના કેટલાક મહત્ત્વના મુદ્દાઓ અંગે સહાયક દેશો સાથે સમજૂતી થવી જોઈએ.

આગંતુક વિમાની દળોને અહીં ક્યા હવાઈ મથકો વપરાશ માટે સોંપવામા આવશે? ભારતીય વિમાની દળ એમને કેટલી અને કેવા પ્રકારની સહાય આપી શકે તેમ છે? એ વિમાની દળોને રીપેર માટે તથા ચાલુ સ્થિતિમાં રાખવા અંગેની બીજી કઈ સગવડો જરૂરી છે? આપણે તે કેટલે અંશે પૂરી પાડી શકીએ? કયા પ્રકારની હવાઈ મદદ વિષે વિચારાઈ રહ્યું છે, અને જો તે અંગે અગાઉથી વિગતવાર સમજૂતી થય તો પછી વખત આવ્યે સમયસર તે ઉપયોગમાં કઈ રીતે આવી શકે, એ વિષેની ગેરસમજૂતીમાંથી પરદેશોની હવાઈ મદદની વિરુદ્ધની ગુમરાણ આપણે ત્યાં ઊભી થઈ છે, એમ મારુ માનવું છે.

પ્રજા તો આવી ગેરસમજૂતી ધરાવતી હોય તે સમજી શકાય, પણ સરકાર પોતે કેમ ખચકાય છે તે મને સમજાતું નથી. હવાઈ હુમલા સામે રક્ષણની આપણને તાકીદની અને અદમ્ય જરૂર છે એમ એક વખત સ્વીકાર કર્યા પછી, એ માટે જરૂરી પગલાં લેવામાં જ શાણપણ હોઈ શકે આપણી પાસે એટલો ઓછો સમય છે કે, નાણાં અને બીજા સાધનોની ત્રેવડ હોય તો પણ પૂરતી સંખ્યામાં વિમાનોની ખરીદીનું, અને તે માટે વધારાના પાયલટો તૈયાર કરવાનું, રાડર વ્યવસ્થા સ્થાપવાનું વગેરે આપણાથી ટૂંકા ગાળામાં બની શકે તેમ નથી. હવાઈ હુમલા સામે ઓછામાં

ઓછું રક્ષણ પણ એ રીતે આપણાથી ઊભું થઈ શકે તેમ નથી

બીજું, આધુનિક યુદ્ધોમાં કોઈ પક્ષ પાસે મોકાને વખતે વળતું આક્રમણ કરવાની તાકાત હોય તો ઠીક, પરંતુ તેમ ન હોય, છતાં પોતે આક્રમક તો નજ બનવું, એવો આગ્રહ પકડીને બેસી રહે તો એ દેશ અકારણ અને ખોટી રીતે પોતાની જાતને બંધનમાં પૂરે છે દુશ્મનના પ્રદેશમાં જઈને ફટકા મારવા માટે તો એટલે દૂર જઈને બોમ્બમારો કરી સલામત પાછાં આવી શકે એવા બોમ્બરોનો પૂરતો મોટો કાફલો જોઈએ. એ પ્રકારનાં બોમ્બર વિમાનોની કિંમત ઘણી જ ભારે હોય છે અને તે પણ પૂરતી સંખ્યામાં હોય તો જ દુશ્મનને પહોંચી વળી શકાય

આ જોતાં ચીનની બરોબરી કરી શકે એવું વિમાની દળ એકદમ હાથે આપણાથી ઊભું કરી શકાય તેમ નથી એ દેખીતું છે આ ઉપરાંત એ પણ ભૂલવું ન જોઈએ કે ભૌગોલિક દૃષ્ટિએ ચીન કરતાં આપણું નિંધારાપણું ઘણું વધારે છે. જો આપણે વાસ્તવિકતાની ધરતી પર રહેવું હોય તો જેઓ મદદ કરવા તૈયાર છે તેમની મદદ કશી દ્વિધા વિના આપણે લેવી જોઈએ

★

## 'મિગ'નો પ્રશ્ન

જે શસ્ત્રોની જરૂર હોવા છતાં આપણે બનાવી શકતા નથી, તે બીજે ક્યાંકથી મેળવવા માટે પ્રયાસો ચાલી રહ્યા હશે જ. પણ કોઈ સુયોજીત ધોરણે એ કામ થઈ રહ્યું છે એવી સ્પષ્ટ છાપ ઊઠતી નથી. દાખલા તરીકે રશિયા પાસેથી કેટલાંક 'મીગ' વિમાનો ખરીદવાની અને અહીં તેવાં વધુ વિમાનો તૈયાર કરવાની ઘણી વાતો ચાલે છે. પ્રમાણમાં આટલી નાની સંખ્યામાં 'મીગ' વિમાનો ખરીદવાનો નિર્ણય કદાચ રાજકીય કારણોસર લેવાયો હશે એટલાં વિમાનોમાંથી તો એક સ્ક્વૉડ્રન પણ રચી શકાય તેમ નથી. અધૂરામાં પૂરું અત્યારે આપણું નાનકડું વિમાની દળ ઓછામાં ઓછાં ચાળીસ પ્રકારનાં વિમાનોની માવજતમાંથી ઊંચું નથી આવતું, તેને માટે 'મીગ'ના ઉમેરાથી એક નવો ભાર, નવો પ્રશ્ન ઊભો થશે. તટસ્થતાનો જે અર્થ આપણે અત્યાર સુધી કરતા આવ્યા છીએ તેનાં ભયંકર પરિણામો દર્શાવવા માટે આ દૃષ્ટાંત પૂરતું છે

હાલના સંજોગોમાં 'મીગ' વિમાનો બનાવવાની યોજના આગળ ધપાવવાનો નિર્ણય શા માટે લેવાયો હશે તે મને સમજાતું નથી કારણ કે આપણે જાતે 'મીગ' બનાવીએ તો પણ તેનાં બધાં નહિ તો મોટા ભાગનાં સાધનો તથા તેમાં ફીટ કરવાનાં શસ્ત્રો માટે તો રશિયા પર જ આધાર રાખવો પડશે વળી, એ વિમાનોની ફ્રેમો તથા એન્જીનોનું ઉત્પાદન અહીં શરૂ કરતાં ઘણો સમય વીતી જાય તેમ છે મીગ અંગેની નીતિ પાછળનાં કારણો સરકારે જાહેર કરવાં જોઈએ. એમ કરવામાં સલામતી જોખમાવાનો કોઈ પ્રશ્ન જ નથી. પ્રજાને ઓછી માહિતી આપવામાં જેટલું જોખમ છે તેટલું વધારે માહિતી આપવામાં નથી

★

## સ્વાશ્રય સંપૂર્ણ અશક્ય અનિચ્છનીય

આજે સ્વતંત્ર દેશ તરીકે આપણી સમક્ષની સમસ્યાઓમાં કપરામાં કપરી સમસ્યા આપણાં શસ્ત્ર દળોને આધુનિક શસ્ત્રો વડે સજ્જ કરવા અંગેની છે નવું યોજનાઓ છતાં દેશનો ઔદ્યોગિક વિકાસ હજી પ્રારંભના તબક્કાઓમાં છે. બેશક, જેમ જેમ ઔદ્યોગિકરણ આગળ વધશે તેમ તેમ યુદ્ધોપયોગી માલ આપણા દેશમાં બનાવવાનું વધુ સરળ બનશે છતાં નજીકના ભવિષ્યમાં આપણે માટે સ્વાશ્રયી બની શકવાનો સંભવ ઓછો છે. સદ્‌ભાગ્યે આ ક્ષેત્રમાં સ્વાશ્રયનો આદર્શ જરૂરી નથી અને આપણા હિતમાં પણ નથી. તેમજ વાસ્તવિક દૃષ્ટિએ વિચારીએ તો હજી ઘણાં વર્ષો સુધી એ ઓછેવત્તે અંશે પણ સાકાર થઈ શકે તેમ નથી.

★

પરદેશોમાં કયાં શસ્ત્રો બને છે અને તેમાંથી કયાં આપણે વેચાતાં લઈ શકીએ તેમ છીએ તથા દેશમાં શસ્ત્રોના ઉત્પાદન અંગે કેવા સંજોગો છે એની પાર્શ્વ ભૂમિકામાં શસ્ત્રોની ખરીદી તેમજ પ્રાપ્તિનો અને સ્વદેશમાં તે તૈયાર કરવાનો પ્રશ્ન વિચારાવો જોઈએ

આપણને જેનો ખપ છે તેવાં શસ્ત્રો અને યુદ્ધનો માલ જાતે ડીઝાઈન કરીને બનાવનારા દેશોને આપણને એ માલ વેચવાની ઝાઝી પડી નથી, એ હકીકતનો સ્વીકાર કરવો જોઈએ. એમની પાસે હગલાબંધ ઓર્ડરો નોંધાયેલા પડ્યા છે. વધુમાં તેઓ પોતાની જરૂર પહેલી સંતોષે એ સ્વાભાવિક છે એ પછી તેઓ પોતે જે દેશોને તાકીદે સજ્જ કરવા ઇચ્છતા હોય તેમનો નંબર આવે. ને એ પછી જ મિત્રાચારી ધરાવતા દેશો વિષે વિચારવામાં આવે ત્યાં તટસ્થતાની નીતિ લાભકારી નીવડી શકતી નથી.

શસ્ત્રોની બાબતમાં કોઈપણ દેશ સંપૂર્ણપણે સ્વાશ્રયી નથી. જુદે જુદે સમયે દરેક દેશ અમુક અમુક પ્રકારનાં શસ્ત્રોમાં બીજા કરતાં આગળ હોય છે. અન્ય દેશોની સાથીદારી સાધવાની નીતિ શસ્ત્રો મેળવવાની બાબતમાં ડહાપણભરી નીવડે છે.

આપણી વિદેશ નીતિ આ બાબતમાં ગમે તે હોય છતાં, સદ્ભાગ્યે બ્રિટન અને અમેરિકાનું વલણ યંત્રો તથા બીજો કેપીટલ માલ, લશ્કરી સરંજામ અને અમુક પ્રકારની "સેમી-મેન્યુફેક્ચર્ડ" ચીજો આપણને આપવા અંગે અનુકૂળ છે પરંતુ આપણી મુશ્કેલી ખુદ આપણામાં જ રહેલી છે. વાસ્તવિક હકીકતોનો સામનો કરવા આપણે તૈયાર નથી. જે દેશ પાસે સેંકડો 'મીગ' છે તેની સામે, જો યુદ્ધનો પ્રસંગ આવે તો, આપણાં ડઝનેક મીગ કશી વિસાતમાં ન રહે.

## બે દેશો સામે સાવધતા

આજની પરિસ્થિતિમાં આપણા પ્રત્યે અ-મિત્ર એવા બે દેશો—ચીન તથા પાકિસ્તાન સાથેની સરહદોના બચાવ માટેની યોજના ઘડાવી જોઈએ.

જો પાકિસ્તાન સાથે કાશ્મીર અંગે કંઈક સમજુતી થઈ શકે, અને તે પછી ચીન સામેના આપણા ઝઘડામાં તટસ્થ રહેવાનું એ મંજૂર રાખે તો આપણો સંરક્ષણ પ્રશ્ન ઘણો હળવો બની જશે પરંતુ અત્યારે તો એ બન્ને દેશોનો આપણે સામનો કરવાનો છે, એવી ધારણા સ્વીકારીને જ આગળ વધવું રહ્યું.

આજની પરિસ્થિતિને પહોંચી વળી શકે તેવી વ્યૂહરચના, તેવું લશ્કરી આયોજન, વિદેશી નિષ્ણાતોની જે કંઈ સહાય મળે તે લઈને કરવાનું આપણાં શસ્ત્ર દળોની ત્રણ પાંખોના સર્વોપરી સેનાપતિઓ પર સંપૂર્ણપણે છોડી દઈ શકાય તેમ છે તેઓ બેશક સૈન્યને અને વિમાની દળને વિકસાવવાની, તેની પુનઃરચના કરવાની અને જુદી જુદી રીતે શસ્ત્રસજ્જ કરવાની માગણી કરશે. અને એ પ્રમાણેનાં શસ્ત્રો પણ માગશે. ને એમની માગણી પ્રમાણેનાં શસ્ત્રો અને સામગ્રી તો શસ્ત્ર સામગ્રીની બાબતમાં આપણે બિનશરતે સહાય સ્વીકારવા તૈયાર હોઈએ તો જ પ્રાપ્ત થઈ શકશે.

ચીનના આક્રમણને હઠાવીને આપણી ભૂમિ પરથી તેનું આક્રમણ ખાલી કરાવવાના નિર્ધારની પ્રતીતિ જો ભારે કરભાર ઉઠાવવાની તૈયારી આપણે દેખાડી છે તેનાથી પશ્ચિમના દેશોને તરત જ થઈ ગઈ હશે પરંતુ આપણે એટલું સમજવું જોઈએ કે ગમે તેટલો મોટો આર્થિક બોજ આપણે ઉઠાવવા તત્પર હોઈએ તો પણ, અત્યારે તેમજ નજીકના ભવિષ્યમાં ચીનને એકલે હાથે પહોંચી વળવાનું આપણે માટે શક્ય નથી. તો પછી ચીન-પાકિસ્તાનની જોડીની તો વાત જ કયાં રહી? પશ્ચિમની સત્તાઓ જે કંઈ મદદ આપવા માગતી હોય તે કશા હિચકિચાટ વિના આપણે સ્વીકારવી જોઈએ, જેથી ચીન અને પાકિસ્તાનને ખબર પડે કે આક્રમણ અને યુદ્ધના માર્ગે ચેતાનું ધાર્યું કામ બનવાનું નથી. તેઓ એ નિર્ણય પર આવે ત્યારપછી જ તેમની સાથેની વાટાઘાટો વાસ્તવિક ધોરણે અને સમાનતાના ધોરણે થઈ શકશે.

## આંતરિક સલામતીનો પ્રશ્ન

ચીન-પાકિસ્તાન સામે શક્ય યુદ્ધની તૈયારી કરવામાં આપણે એ ખ્યાલ રાખવો જોઈએ કે માત્ર લશ્કરી નહિ પણ આંતરિક સલામતીના પ્રશ્નો પણ આપણે માટે ઊભા થશે સામ્યવાદીઓની ભાંગફોડીઆ રીતોમાં રહેલા જોખમનો જો બરાબર ખ્યાલ હશે તો જ આપણે તેમનો અસરકારક સામનો કરી શકીશું. પાકિસ્તાનની બાબતમાં આંતરિક સલામતીનો પ્રશ્ન જુદા પ્રકારનો છે, અને એને હલ કરવા માટે જુદા માર્ગોની જરૂર પડે તેમ છે. (સંપૂર્ણ)

[ સંદેશ તા ૩૦-૪-૬૩ ]

[ વિશ્વમાનવ : માર્ચ-એપ્રિલ '૬૩

# રશિયા : સ્તાલિન પછીનાં ૧૦ વર્ષ

## નામશેષ સ્તાલિન !

★ સ્તાલિનનું મુડદું લેનિનની પાસે દફન કરીને ક્રેમલિનમાં રાખેલું ત્યાંથી–તેની કબરમાંથી–ખસેડવામાં આવ્યું છે.

★ હિટલરી યુદ્ધના આખરી વિજયી વળાંકના નાન્દી–સમાન 'સ્તાલિનગ્રાડ–યુદ્ધ'નું નામ હવે 'વોલ્ગા–યુદ્ધ' પાડવામાં આવ્યું છે.

★ સ્તાલિનગ્રાડ નગરીનું નામ જ બદલીને વોલ્ગાગ્રાદ રાખવામાં આવ્યું છે.

★ સ્તાલિનની કબર ઉપર, તેની ૧૦ મી મૃત્યુતિથિએ, એકમાત્ર અજાણ્યા નાગરિકે ફૂલો મૂક્યાનું બન્યું છે–(લેનિનની કબર ઉપર રોજ રોજ હજારો માનવીઓ દ્વારા ફૂલોના ઢગલા ચઢે છે ને 'સ્તાલિનના નામશેષ'ની ઝુંબેશ પૂર્વે તેનીય કબર પર પુષ્પોના ઢગલા ચઢતા હતા જ.).

સ્તાલિન–પૂજાના ખંડનની પ્રક્રિયા અગાઉના જમાનાથી બરાબર ઊલટું ચિત્ર રજૂ કરે છે: અગાઉ તમામ વિજયો માટેનો યશ સ્તાલિનને શિરે ચઢતો હતો, હવે તમામ દોષો –અનિષ્ટોનો ટોપલો સ્તાલિનને માથે ઠલવાય છે

૧૯૫૩માં સોવિયેત રશિયાના માંધાતા જોસેફ સ્તાલિનનું અવસાન થયું એને આજે ૧૦ વરસ પૂરાં થઈ ગયાં છે. સ્તાલિન પછી ક્રુશ્ચોવે (કમ્યુનિસ્ટ પક્ષના તે વખતના મુખ્ય મંત્રીએ) આસ્તે આસ્તે પોતાના રસ્તામાંના કાંટા–બેરીઆ મોલોતોવ, માલેન્કોવ, વોરોશિલોવ અને અંતે બુલ્ગાનિનનેય – દૂર કર્યા અને પક્ષનું તથા રાજ્યસત્તાનું એકછત્રી તંત્ર પોતાના હસ્તક લઈ લીધું. જો કે તેણે ૧૯૫૬ માં જ, ૨૦ મી પાર્ટી કોંગ્રેસ સમક્ષ 'સ્તાલિનની વ્યક્તિપૂજા' ઉપર ક્રૂર અને ખુલ્લા પ્રહાર કર્યા હતા; અને 'સ્તાલિનના હાથે, તેના એકચક્રી રાજ્ય અમલમાં, છેલ્લા ૧૭ વરસ દરમ્યાન, ત્યાંની પ્રજા ઉપર કેવા ભયંકર અત્યાચારો ગુજર્યાં હતા તેનું નગ્ન ચિત્ર રજુ કરી, સ્તાલિનવાદી વ્યક્તિ પૂજા સામે જેહાદ જગાવી હતી રશિયા અને જગતના સમસ્ત કમ્યુનિસ્ટ આંદોલન માટે તથા સામ્યવાદના ટીકાકારો અને વિરોધીઓ માટે, આ ઘટના ભારે ઐતિહાસિક મહત્ત્વની બની ગઈ હતી.

આજે ૧૦ વરસને અંતે ક્રુશ્ચોવના એકછત્રી અમલમાં, રશિયાની વિદેશ નીતિને કારણે, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જે અનેક નવી ઘટનાઓ બની છે તે સુવિદિત છે. યુદ્ધવિરોધ, યુદ્ધ ટાળવાના પ્રયાસ, સહઅસ્તિત્વના પ્રયાસ, યુગોસ્લાવીઆ સાથે પુનઃ મૈત્રી સંબંધ, ભારત અને બીજા આફ્રો-એશિયાઈ નવાં રાષ્ટ્રો પ્રત્યે કૂણું વર્તન, ખુદ અમેરિકા સાથે પ. જોસફ. બર્ગાનુની નીતિ, અને એકંદર—

યુદ્ધ—વિશ્વયુદ્ધ — અણુયુદ્ધની આગમાં દુનિયાને અને પોતાની જાતને હોમી દેવાની પાગલ નીતિને સ્થાને, મુખ્યતઃ સહ-અસ્તિત્વ અને હરીફાઈ દ્વારા,

જરૂરી લશ્કરી ધાકધમકી, છમકલાં, કાવતરાં અને તરેહ તરેહના દબાણ દાવ, તથા દરેક દેશની આંતરિક કમજોરીને પોતાના પક્ષે લાભદાયી રીતે ફેરવી લેવાના વ્યૂહ દ્વારા ક્રુશ્ચોવે કમ્યુનિસ્ટ વિજયનો એક નવો જ, વધુ સબળ અને વધુ ખધો, રાહ અપનાવ્યો છે

ચીનના પાગલ આંધળા વિસ્તારવાદી આક્રમક રાહની સરખામણીમાં રશિયાનો આ રાહ, સર્વ રીતે, દુનિયાના ભાવિ વિકાસની દૃષ્ટિએ પણ, એક પ્રકારની રાહતરૂપ છે—એ વાત સમજીને સામ્યવાદના ટીકાકારો અને વિરોધીઓ પણ તેને આવકારી રહ્યા છે; અને ચીનની વિરૂદ્ધ રશિયાને ઉત્સાહિત કરી રહ્યા છે, એ પણ ઇતિહાસની એક વિચિત્ર છતાં મહત્ત્વની ઘટના છે.

પરંતુ આપણે અહીં તો આ દસ વર્ષના ગાળા દરમ્યાન ખુદ રશિયાની અંદર કેવાં કેવાં પરિવર્તનો થઈ રહ્યાં છે તે જાણવાનો પ્રયાસ કરીશું, અલબત્ત. રશિયાનું રાજ્યતંત્ર સામ્યવાદી છે એટલે એમાં હજી પારાવાર ગુપ્તતા અને એકહથ્થુ એકરાગી વ્યવહાર હોવાને કારણે તેના આંતરિક જીવનનો ઘણો બધો ભાગ તો હજી ગુપ્ત-અર્ધગુપ્ત, અજ્ઞાત-અર્ધજ્ઞાત જ રહ્યો છે. છતાં દુનિયાના અનેક રાજદ્વારી નિષ્ણાતો અને પત્રકારોએ જાત માહિતીના આધારે આજના રશિયા અંગે જે જુદાજુદા ચિત્રો આલેખ્યાં છે અને અનુમાનો દોર્યાં છે તેમાંનાં કેટલાંક આપણને જાણવા મળે છે. જો કે આપણે એને "**નાની બારી માંથી ડોકીયું**" એમ સમજીને જ ચાલવું રહ્યું

અહીં, અમેરિકી સાપ્તાહિક ન્યુઝવીકના મશહૂર યુરોપી સંવાદદાતા એલ્ડોન ગ્રિફીથ્સના હેવાલ ના આધારે, કેટલીક મહત્ત્વની માહિતી રજુ કરીએ છીએ

**ભય દમનનું વાતાવરણ અદૃશ્ય:**

જોસેફ સ્તાલિનના અવસાન બાદના આ એક દાયકા દરમ્યાન જે અનેક નાની મોટી ઘટનાઓ રશિયામાં બની છે તેમાં, સૌથી મહત્ત્વની, બીજી બધી બીનાઓને છાવરી લે એવા સ્વરૂપની કોઈ હોય તો તે એ છે કે આ દાયકા દરમ્યાન સ્તાલિનવાદી અત્યાચાર અને ભય-દમનનું વાતાવરણ અદૃશ્ય થયુ છે. ગુપ્તપોલીસની કારવાઈઓ પ્રજાના દૈનિક જીવનમાંથી દૂર થઈ છે એટલે કે સર્વસાધારણ નાગરિકને બારણે ય ગમે ત્યારે—રાતે મધરાતે 'ગુપ્તચરનાં પગલાં' પડવાનો ભય-ઓથાર નાબુદ થયો છે

મોસ્કોમાં વસતા અમેરિકન પત્રકાર હેન્રી શાપિરો જણાવે છે તે મુજબ

"લોકો રાત દિવસ ઝઝૂમતા પોલીસના ભયમાંથી મુક્ત થયા છે; એને કારણે આખા દેશના વાતાવરણમાં જબરો પલટો આવ્યો છે. સોવિયેતે એચ-બોમ્બની કરેલી શોધ કરતાં ય આ ફેરફાર નૈતિક અને માનસિક રીતે વધુ મહત્વ ધરાવે છે"

આ ચોંકાવનારું વિધાન બરાબર સમજવા માટે આપણે એ વાતનું સ્મરણ કરવું જરૂરી છે કે,

● સ્તાલિન યુગના, એ કાળાખ ઓથારનાં વરસોમાં રશિયાની શ્રમ-છાવણીઓમાં ૭૦ લાખથી ૧ા (સવા) કરોડ જેટલા નાગરિકોને ગોંધી દેવામાં આવ્યા હતા સ્તાલિને સામુહિક ખેતરોના અખતરા પાછળ પાગલ બનીને ૫૦ લાખ ખેડૂતોને મોતને આધીન કર્યા હતા, સ્તાલિને ૧૯૩૦ થી ૩૬ દરમ્યાનનાં વરસોમાં લાલ સેનામાંના મોટા ભાગના સીનિયર અમલદારોની અને કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિ (૧૯૩૪)ના ૭૦ ટકા આગેવાન સભ્યોની કતલ કરી નાખી હતી એકંદર સ્તાલિને પોતાની એકહથ્થુ સત્તાના આવેશમાં, હિટલર કરતાંય વધારે, પોતાના પ્રજાજનોની કતલ કરી હતી

આ પાર્શ્વભૂમિ જાણનારને એ વાત સમજવી મુશ્કેલ નહિ રહે કે ક્રુશ્ચોવ અને તેના સાથીઓએ, સ્તાલિનના મૃત્યુ બાદ એક વરસની અંદર જ, સર્વ પ્રથમ, ગુપ્ત પોલિસની સંસ્થા વિખેરી નાખી, તેના મુખ્ય સત્તાધીશ બેરીઆને ફાંસી દઈ દીધી અને 'શ્રમ છાવણીઓ' ધીમે ધીમે બંધ કરી દીધી

અગાઉ જ્યાં 'રાજદ્વારી ગુનેગારો' (અલબત્ત, રશિયામાં કદી 'રાજદ્વારી ગુનેગાર' હોવાનો જ સ્વીકાર થયો નથી. ત્યાં તો તમામ 'ક્રીમીનલ

ગુનેગારો જ' ગણાયા છે ) ની સંખ્યા લાખોની ગણાતી હતી ત્યાં તે હવે અમુક હજાર સુધી નીચી આવી ગઈ છે.

પરંતુ એથી એવા ભુલાવામાં પડવા જેવું નથી કે આપણે ત્યાં અને પશ્ચિમના દેશોમાં, જે અર્થમાં 'સ્વતંત્રતા' શબ્દનો પ્રયોગ થાય છે તેવી સ્વતંત્રતા ક્રુશ્ચોવે રશિયામાં દાખલ કરી દીધી છે.

## આંશિક સ્વતંત્રતાનો પ્રવેશ

છતાં, મુખ્ય શહેરોમાં 'હાજી-હા-વાદ'ને સ્થાને કેટલેક અંશે જુદા વિચારો પ્રગટ થતા સાંભળવા મળે છે ખરા હવે ટીકાના શબ્દો બોલતાં, પહેલાંના જેવો, જીવલેણ ભય પ્રવર્તતો નથી અગાઉ તો સ્તાલિનની એકમાત્ર ઈચ્છા જ સર્વોપરી નિર્ણાયક હતી. તેને સ્થાને નિર્ણય કરવામાં વધુ વ્યક્તિઓ ભાગ લેતી થઈ છે — કમ્યુનિસ્ટ પાર્ટીનો અભિપ્રાય તો લેવાય જ છે, ઉપરાંત, 'મધ્યમ વર્ગ' શું ધારે ઈચ્છે છે તે જાણી લેવાનો પણ પ્રયાસ થાય છે અને નવી નીતિમાં ન માનનારને **સમજાવવાનો અંશતઃ પ્રયાસ** પણ થતો જણાય છે. કર ભરનારી પ્રજાજનો પોતાનાં નાણાં કેવી રીતે વપરાય છે તે વિષે હવે વિચારતાં અને કંઈક કહેવાની કોશીશ કરતાં થયાં છે.

● વ્યક્તિગત રીતે નાનકડા ફેરફારો પણ એકંદરે સોવિયેત સમાજનું સ્વરૂપ ધીમે ધીમે પલટી રહેલ છે

સ્તાલિનના મરણ સમયે ય રશિયા મુખ્યત્વે 'અર્ધ-સામંતી' (સેમીફ્યુડલ) દેશ હતો અરધાથી વધુ પ્રજા જમીન-ખેતી ઉપર ગુજારો કરનારી હતી, અને ત્યાંના રોજીંદા જીવનમાં, અગાઉના જમાના કરતાં બહુ મોટો ભેદ ન હતો. આજે સોવિયેતની પ્રજાનું બહુ ઝડપથી શહેરીકરણ થઈ રહ્યું છે. ૨૫ લાખ જુવાન રશિયનો ટેકનિકલ શિક્ષણ લઈ રહ્યા છે.

ધીમે ધીમે કરતાં, મેનેજરો, મિકનિક્સ, ટેકનિશિયનો, વિજ્ઞાનીઓનું મહત્ત્વ વધતું રહ્યું છે-કમ્યુનિસ્ટ પાર્ટીમાં પણ તેમની સંખ્યા વધી રહી છે, ૧૯૫૬ થી ૧૯૬૧ દરમ્યાન આ પ્રમાણ ૪૫ ટકા વધ્યું છે; (શુદ્ધ વિજ્ઞાનીઓનું ૧૪ ટકા) અને સૌથી મોટી વાત તો એ છે કે ક્રુશ્ચોવ આ બુદ્ધિજીવીઓનું સાંભળે છે; અને એમને પૂર્વ નિશ્ચિત રાજદ્વારી સિદ્ધાન્તસૂત્રોના સકંજામાંથી બહાર રહી વિજ્ઞાનની દિશામાં આગળ વધવાની તક આપવામાં આવે છે. (જો કે લેખકો અને કલાકારો સામે ક્રુશ્ચોવે તાજેતરમાં જેહાદ શરૂ કરી છે તે તો ભૂલકી ગમાતું જ સ્મરણ કરાવે છે) તથા સગવડો અને સાધનો પણ વિશેષ કાળજીપૂર્વક વધારી આપવામાં આવે છે

અલબત્ત આ ક્ષેત્રનાં સંશોધન અને વિજ્ઞાન અંગેના આખરી નિર્ણયો બીજા ક્ષેત્રોના આખરી નિર્ણયોની જેમ, ક્રુશ્ચોવ અને તેની ભરોસાપાત્ર જૂજ વ્યક્તિઓજ લે છે.

● પરંતુ સાથોસાથ પશ્ચિમી નિષ્ણાતો લગભગ સર્વાનુમત એવો અભિપ્રાય ધરાવે છે કે ક્રુશ્ચોવ અત્યંત લોકપ્રિય નેતા છે. મુક્ત - ચૂંટણીમાં ય સહેલાઈથી તે સૌનાથી ઘણા વિશેષ મત જીતી ગયા વિના ન રહે એટલો લોકપ્રિય છે

સ્તાલિન પોતાના નિવાસ સ્થાનમાં પડ્યો રહેતો હતો ત્યારે ક્રુશ્ચોવ સતત પ્રવાસ ખેડે છે-દેશની અંદર અને બહાર. ભૂલો દેખાય ત્યાં અમલદારશાહી વિરુદ્ધ ખુલ્લે ખુલ્લા, લોકોની હાજરીમાંય, ટીકા કરે છે. ખેતી એનો મુખ્ય રસનો અને મહત્વનો વિષય છે. એને અંગે એ અનેક પ્રકારનાં સૂચનો-સુધારા કરતો રહ્યો છે, અને ક્રુશ્ચોવની અશિષ્ટ ગ્રામ્યભાષા પણ ગ્રામજનોને ગમે છે.

● બ્રિટનનો રશિયન નિષ્ણાત લેખક એડવર્ડ ક્રેન્કશો તો કહે છે કે પશ્ચિમના દેશોમાં જે અર્થમાં 'રાજદ્વારી પુરુષ' શબ્દ વપરાય છે એ અર્થમાં ક્રુશ્ચોવ રશિયાનો સર્વ પ્રથમ રાજદ્વારી પુરુષ છે

ક્રેન્કશો અને બીજા અનેક નિષ્ણાતો માને છે કે મૂળભૂત, ધરતીમાં મૂળીયાં નાખીને ઉગેલી એવી નહિ, છતાં 'ઉપરથી સ્થાતી' મર્યાદિત લોકશાહી પણ રશિયામાં પ્રથમવાર દેખા દઈ રહી છે. વિરોધીઓને કાવતરાં કરવાની ફરજ પડે એવી

આગ્રોહવાને બદલે રાજદ્વારી પગલાં લેવાનો રસ્તો ખુલ્લો થાય તેવા તેના પ્રયાસો છે

ક્રુશ્ચોવની લોકપ્રિયતાનું એક બીજું કારણ એ છે કે, તેણે 'લોખંડ અને કોલસા' (જંગી કારખાનાં) ઉપર જ બધો ઝોક આપવાને બદલે, પ્રજાના જીવનની રોજીંદી જરૂરિયાતોના ઉત્પાદન તરફ પણ લક્ષ આપ્યું છે–અલબત્ત અંશતઃ અને મોટા ઉદ્યોગો તરફ લક્ષ કર્યા વિના આજે તો હજી–કપડાં, ખોરાક, બીજી જરૂરિયાતો અને સગવડો તેમજ મોજશોખની દૃષ્ટિએ રશિયા પશ્ચિમના આગળ પડતા દેશોથી ઘણું જ પાછળ છે, તેમાંય હવે તે પ્રગતિ કરી કરી રહ્યું છે, એ નિશ્ચિત છે

દર વરસે, માથાદીઠ, ખરેખરી વાપરી શકાય એવી, આવકમાં ૫ ટકાનો વધારો થયો છે આથી ૧૯૫૩ની સરખામણીમાં, સુતરાઉ કાપડની વપરાશ ૩૦ ટકા વધી છે; ગયે વરસે જ ૨૦ લાખ નવાં નિવાસસ્થાનો બંધાયાં ..વાસણો, સાબુ, જોડા અને બીજી જરૂરિયાતોની સામગ્રીમાં વધારો થયો છે. પ્રમાણમાં જાતીય સુધરી છે. અને સ્તાલિન–યુગની સરખામણીમાં ખાસ લક્ષ ખેંચે એવો સુધારો ખોરાકના પુરવઠા અને વહેંચણી અંગેનો છે ખોરાકની કક્ષા, પ્રકાર, જાતમાં સુધારો થયો છે. એકંદર અનાજનું ઉત્પાદન બે ગણું વધ્યું છે.

આમ છતાં સમૃદ્ધ ખેતરો ઉપરની અવ્યવસ્થા અને અંધાધૂંધમાં નહિ જેવો ફેર પડ્યો હોઈને હજી એ મોટી આડખીલીરૂપ છે

બીજી બાજુ વધુ યંત્રો, વધુ વધુ નાણાં અને તાલીમબદ્ધ કાર્યકરોની પણ તાણ રહે છે. આથી જ તો, યુદ્ધ ટળે અને શસ્ત્ર ખર્ચ ઘટે એ માટે એના તનતોડ પ્રયાસો રહે છે. પરન્તુ શસ્ત્રોની હરીફાઈમાંથી છૂટવાનું એને અશક્ય લાગે છે. અને એથી તો બહુ ઝડપે ફેરફારો (ભૌતિક સગવડ ક્ષેત્રે) થવાની એની આશા પણ ઠંડી પડી જાય છે અને તેથી ગમે તે રીતે અમેરિકા અને યુરોપ સાથે ઉગ્ર ઘર્ષણમાંથી બચી જવા તથા સહકાર સાધવા એ તનતોડ પ્રયાસો કરી રહ્યો છે.

# નવાં પ્રકાશનોનો મિતાક્ષરી પરિચય

## મહારાજા સયાજીરાવ યુનિ. વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર

### ઐતિહાસિક લેખસંગ્રહ

કર્તા : લાલચંદ્ર ભ. ગાંધી

રૂ ૧૪=૦૦

પ્રાચ્ય વિદ્યામંદિરના નિવૃત્ત જૈન પંડિત શ્રી લાલચંદ્ર ભ ગાંધીના સંશોધન લેખોનો આ સમગ્ર ગુજરાતના ઇતિહાસ ઉપર વ્યાપક પ્રકાશ પાડનારા જણાય છે. તેમાં 'સિદ્ધરાજ અને જૈનો', 'ગુજરાતનો પ્રાચીન-મંત્રિ-વંશ', 'પ્રભાવક જ્યોતિર્ધર જૈનાચાર્યો,' 'આચાર્ય શ્રી હેમચંદ્ર', 'દંડનાયક સજ્જન', 'સુશીલ જૈન મહિલાઓનાં સંસ્મરણો', 'આપણા પ્રાચીન જ્ઞાનભંડારો', 'વડોદરાના ઐતિહાસિક ઉલ્લેખો' વગેરે થઈ કુલ ૧૬ વિભાગોમાં તથા ૪ પરિશિષ્ટોમાં રજૂ કરવામાં આવેલી સામગ્રી અભ્યાસીઓને ઉપયોગી થયા વિના નહિ રહે.

આ સંગ્રહનો પ્રથમ લેખ-નિબન્ધ ૧૯૨૭-૨૯માં 'જૈન' સામયિકમાં છપાઈ રહ્યો હતો ત્યારે જ જૈન સાક્ષર સદ્ગત શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈએ 'જૈન યુગ'માં તેનો ઉમળકાપૂર્વક સત્કાર કર્યો હતો, અને તેમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે, પ્રો કામદારના મત અનુસાર, આ લેખ યુરોપના કોઈએ લખ્યો હોત તો તે જરૂર પી. એચ. ડી જેવી મોટી ડીગ્રી મેળવત...

આવા, એક આખી પચીસીના સંશોધનના અર્કરૂપ, આ લેખસંગ્રહને અમે આવકારીએ છીએ

### અંબિકા, કોટેશ્વર, અને કુંભારિયા

કર્તા : કનૈયાલાલ ભા. દવે

રૂ. ૪=૨૫

ગુજરાત અને રાજસ્થાનના સીમાડાનો ઇતિહાસ ગુજરાતના સાંસ્કૃતિક વિકાસની અનેક કડીઓ સાચવીને બેઠો છે આ ગ્રંથમાં આબુ-અંબાજીના યાત્રાધામનો કેવળ મહિમા જ રજૂ કરવામાં નથી આવ્યો, પરંતુ 'આબુ પર્વત, નાગ કે નાગર?' 'નવા લોકો અને ગુજરાત', 'અર્બુદનું ઐતિહાસિક અવલોકન', 'આરાસુર કે આરાસણનગર' અને 'આરાસુર કે આસણનગર' જેવાં ઐતિહાસિક પ્રકરણોથી આરંભ કરીને અનેક કડીઓ જોડી આપવામાં પણ આવી છે. ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ પર પ્રકાશ પાડનારા થોડાક ગ્રંથોમાં આ એક મહત્ત્વનો ઉમેરો છે

### કે. રાજરત્ન પ્રો માણિકરાવ યાંચ્યા જીવનચરિત્રાંતીલ કાહીં પ્રસંગ

કર્તા : રાજ્યભૂષણ સૌ વત્સલાબાઈ આંબેગાંવકર

(બાળ જ્ઞાનમાળા પુ. ૨૦૦)

રૂ ૧=૦૦

ગુજરાતના સાંસ્કારિક જીવનની અગ્રરૂપ વ્યાયામ-પ્રવૃત્તિને મુખ્ય કેન્દ્ર બનાવીને આખી જીંદગી એમાં અર્પનાર શ્રી. માણિકરાવનું સ્થાન અનન્ય છે. આ નાનકડી પુસ્તિકામાં શ્રી માણિકરાવનાં ભગિનીએ 'ભાઉ'નાં કેટલાંક સંસ્મરણો રજૂ કર્યા છે જે આનંદપ્રદ ઉપરાંત બોધપ્રદ અને માર્ગદર્શક પણ નીવડશે.

શ્રી. માણિકરાવની સમસ્ત પ્રવૃત્તિનો પરિચય કરાવતું પુસ્તક મરાઠીમાં છે કે નહિ તેની ખબર નથી; પરંતુ ગુજરાતીમાં તે અવશ્ય પ્રગટ કરવું જોઈએ. મહારાષ્ટ્ર-ગુજરાતના સાંસ્કૃતિક સંયોગનું એ એક અમૂલ્ય નિદર્શક બની શકે...

## ગુજરાત ઈતિહાસ સંદર્ભસૂચિ ( ખંડ : ૧–૨ )

[ ગુજરાત ઇતિહાસ પરિષદ : અમદાવાદ ]

સંયોજકો ( ખંડ–૧ ) ગ્રંથો : પુરુષોત્તમ ના ભટ્ટ * રસેશ ચ. જમીનદાર ( ખંડ–૨ ) અભિલેખો ( પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો ઇત્યાદિ ) : પ્રવીણચંદ્ર ચી. પરીખ

રૂ. ૨=૦૦

આ સદર્ભગ્રંથના ૧લા ખડમાં મહાભારત–પુરાણો, જૈન આગમ ગ્રથો, સંસ્કૃત–પ્રાકૃત ગ્રથો, અરબી–ફારસી ગ્રથો, અપભ્રંશ–જૂના ગુજરાતી ગ્રંથો, ગુજરાતી ગ્રંથો તથા હિંદી અને અંગ્રેજી ગ્રથોની સૂચી આપવામાં આવી છે, ૨જા ખડમાં ૪૩૯ જેટલા અભિલેખોની સૂચી છે અભ્યાસીઓને માટે આ એક મહત્ત્વનું ઉપયોગી કાર્ય લેખાશે.

## ગુજરાતી સાહિત્ય સભા : અમદાવાદ

## કાર્યવાહી : ૧૯૫૮

આ ગ્રંથમા ડૉ. મધુસૂદન હી પારેખે ૧૯૫૮ના ગ્રંથસ્થ વાઙ્મયનુ કરેલુ અવલોકન ( પૃ ૧ થી ૧૨૩ ) તથા સમીક્ષા માટે મળેલા ગ્રથોની યાદી, તથા અંતે રાજેન્દ્ર શાહ અને ચુનીલાલ મડિયાએ રણજીતરામ સુવર્ણ ચદ્રકની અર્પણ વિધિ પ્રસગે ( ૧૯૫૬ અને ૧૯૫૭માં અનુક્રમે ) આપેલા વ્યાખ્યાનોનો સમાવેશ થયો છે.

*

## આર. આર. શેઠની કું. મુંબઈ–૨

કલા ભાવના

લે : રમણલાલ વ. દેસાઈ

રૂ. ૪=૫૦

સ્વ શ્રી. રમણભાઈની પ્રતિભા બહુમુખી હતી– તેઓ નવલકથાકાર હતા અને સિદ્ધ નવલિકાલેખક હતા; તેમનાં નાટકો અને કાવ્ય સગ્રહ ઉપરાંત સાહિત્ય–વિવેચન અંગેના ગ્રથો, અને ગ્રામોન્નતિ, અપ્સરા આદિ અભ્યાસગ્રંથો તથા આત્મકથા–જીવન ઘડતરના ગ્રંથો, પ્રવાસ ગ્રંથો ઉપલબ્ધ છે. અહીં આપણને સ્વર્ગસ્થ સાક્ષરમાં ' કલા ' અંગેના લખાણોનો સંગ્રહ પ્રાપ્ત થાય છે, જેમાં નાનાં મોટાં થઈ ૬૪ લખાણોનો — સાહિત્ય, સ્થાપત્ય, નાટક, સંગીત, રેડિયો, પ્રાચ્યવિદ્યા અને સંશોધનને લાગતા વિષયોનો — સમાવેશ થાય છે.

## ભારતીય સંસ્કૃતિ

લે : રમણલાલ વ દેસાઈ

રૂ. ૧૦=૦૦

' ભારતીય સંસ્કૃતિ ' એ સ્વર્ગસ્થનો એક ગભીર પ્રયાસ છે. મૂળ ૧૯૫૪માં આ ગ્રથની પ્રથમ આવૃત્તિ મ સ વિશ્વવિદ્યાલય–વડોદરા તરફથી પ્રગટ થયેલી. અને સર્વ સાધારણ નાગરિકોને, વિશેષ કરીને ઉચ્ચ ધોરણના વિદ્યાર્થીઓને, આ ગ્રંથ ઉપયોગી નીવડ્યો છે

લેખક ઐતિહાસિક ઘટનાઓને અનુસરવાને બદલે ભારતીય વિચાર સૃષ્ટિનો વિકાસ બતાવી ભારતીય કલા, સાહિત્ય, સગીતના વિકસતી ધારાઓનો પરિચય આપ્યો છે અને અંતે ભારતીય સંસ્કૃતિનો ' વિશેષ ' પ્રગટ કર્યો છે—અનેકાગતા, ભારતીય સંસ્કૃતિ વિશ્વ-સંસ્કૃતિનો જ એક અંશ છે એવું વિધાન કરીને વિરાટ સાંસ્કૃતિક સમન્વયનો આદર્શ અને તેની શ્રદ્ધા — જે લેખકના જીવનભરની શ્રદ્ધા અને નિષ્ઠા હતી — રજૂ કરી છે એક પંડિતની છટાથી નહિ, જાગ્રત ચિન્તક વિચારકની રીતે, તેમણે આ ગ્રથમાં જાગ્રત નાગરિકને માટે ઘણું ભાથુ બાંધી આપ્યુ છે

*

## શ્રી. ગુણવંતરાય આચાર્યની નવલકથાઓ

દરિદ્રનારાયણ ( ભા ૧–૨ )

દરેકના રૂ ૫=૦૦

આ લાંબી નવલકથા વરસો અગાઉ પ્રગટ થઈ ત્યારે ઘણી ખ્યાતિ પામી હતી આના મૂળમાં પણ, તેમની બીજી અનેક નવલકથાઓની જેમ, સાચી ઘટનાની પ્રેરણા છે આ ઘટનાના પાયા પર લેખકે મોટી ઈમારત રચી છે — જેમાં ગ્રામ પુનરનિર્માણની અનેક ઘટનાઓ અને વિચારણાઓનો પણ સમાવેશ થાય છે. એમાંય હરિજનની સમસ્યાએ લેખકનું વિશેષ

ધ્યાન ખેંચ્યું છે. ગાંધીના આખા કાર્યક્રમ અંગેની લેખકની શ્રદ્ધા અને દષ્ટિ પણ આના મૂળમાં છે. લેખકે એકંદરે આખા રાષ્ટ્રના પુનર્નિર્માણની અનેક સમસ્યાઓ છેડી છે. અને સંઘર્ષ નહિ પરંતુ વર્ગ-સમન્વય ઉપર આધારિત સમાજવાદનો આદર્શ આગળ ધર્યો છે આરંભનાં વરસોથી લેખક કહેતા આવ્યા છે કે તેઓ કંઈક કહેવા માગે છે — એ અર્થમાં તેઓ પ્રચારક છે — રાષ્ટ્રીય ઉત્થાનના વિષયોની નવલકથાઓમાં તેમને વિશેષ રસ છે. આ દષ્ટિએ તેમની આ નવલકથા મહત્ત્વની ગણાવી જોઈએ

**વહેતી ગંગા**

રૂ ૪=૦૦

આ નવલકથા ૧૯૩૭માં પ્રથમ પ્રગટ થઈ હતી. આનું મૂળ વસ્તુ, તે જમાનામાં નવા વિચારો માટે પ્રેરક બનેલા લેખક અપ્ટન સિંકલેરની બે નાટ્યકૃતિઓ ઉપરથી લીધેલું છે. અને સમાનતાવાદી સહકારી માનવકુટુંબની ભાવના આ નવલકથા દ્વારા રજૂ થઈ છે આટલે વર્ષે પ્રગટ થતી બીજી આવૃત્તિ, એના વાર્તા પ્રવાહ અને એના વસ્તુના આકર્ષણને કારણે, લોકપ્રિય બનશે જ

**રામ કહાણી**

રૂ ૫=૨૫

સામાજિક ન્યાયના એક સાચા કિસ્સાના એક નાનકડા તંતુને પોતાનો વિષય બનાવી લેખકે લખેલી નવલકથાની આ નવી આવૃત્તિ છે. આ વાર્તામાં લેખકનો સામાજિક ન્યાય માટેનો આગ્રહ અને એની શ્રદ્ધા વરતાય છે.

**સારંગદેવ** (ખંડ ૧ : ૨)

દરેક રૂ ૫=૦૦

શ્રી ગુણવંતરાય સામાજિક નવલકથાઓની જેમ, ઐતિહાસિક નવલકથાઓમાંય, ગુજરાતમાં અગ્રણી સ્થાન ધરાવે છે.

તેમની વાઘેલા યુગ-ગ્રંથાવલિનું આ ૪થું પુસ્તક છે

**ઈડરિયો ગઢ**

(ગુજરાત ગ્રંથાવલિ પુસ્તક)

રૂ ૫=૦૦

ઈડર, ગુજરાતના સીમા રક્ષણના ઇતિહાસનો મહત્ત્વનો ગઢ રહ્યો છે અહીં વિજય અને પરાજયની ગાથાઓની વચમાં માણસાઈ અને જવાંમર્દીની એક અમર કહાણી આલેખાઈ છે.

*

**શ્રી. ઈશ્વર પેટલીકર કૃત**

**ઋણાનુબંધ** ( ખંડ ૧-૨ )

સેટ રૂ ૯=૦૦

નવી સામાજિક નવલકથા

**કઠપૂતળી** ( વાર્તા સંગ્રહ )

૨૦ નવી વાર્તાઓનો સંગ્રહ

**સુદર્શન**

રૂ ૪=૫૦

લેખકે લખેલા જીવનલક્ષી લેખોના આ સંગ્રહમાં—પવિત્રતાની કસોટી, ધાર્મિક શિક્ષણ, અનાગરિકતાનાં મૂળ, સરકાર સીંચનારું પર્વ, સામાજિક મેળા, ધનસંચય, મનુષ્ય—ત્રિગુણાત્મક મૂર્તિ, ધનવ્યવહાર, સમાજ સુધારો લગ્નોત્સવ, સ્નેહલગ્ન પ્રસન્ન દંપતી, વ્યક્તિત્વનું ઘડતર, આત્મવિશ્વાસ, આત્મસુખ વગેરે ૩૫ નિબંધોનો સમાવેશ થયો છે

મોટે ભાગે અગાઉ છપાયેલાં આ લખાણો જે-તે સામયિકોના વાચકોમાં અતિશય લોકપ્રિય અને બોધક નીવડ્યાં છે, શ્રી પેટલીકરની સામાન્ય સૂઝ અને સમજણ, માર્મિક દષ્ટિને કારણે, અનેક સામાજિક-સાંસ્કારિક સમસ્યાઓ અંગે અનેકને માર્ગદર્શક પણ બની છે આ સંગ્રહ વિશાળ ધોરણે આવકાર પામશે એવી ખાત્રી છે

**અક્ષયપાત્ર**

સારંગ બારોટ

રૂ. ૩=૫૦

ખ્યાતનામ લેખકની ૧૭ જેટલી ટૂંકી નવલિકાઓનો નવો સંગ્રહ.

* હેલ અને છયો : મગવનમાં, પાતાળલોકમાં, ઘોર [ લે : જીવરામ જોશી ] ગુફામાં હિમાલય, ફોઈબાના મહેલમાં, સોનાના માનવી (દરેક આશરે પૃ. ૧૦૦)

વર્ષોથી નામના પામેલા અને પ્રિય બનેલા બાળ સાહિત્યના આ લેખકની આ પુસ્તિકાઓ, તેમના રસિયાઓને તો, એક જબરું આકર્ષણ બન્યા વિના નહિ રહે.

**શ્રીકાંત ત્રિવેદી કૃત સાહસ કથાઓ :**

**હીરા મોતીના ટાપુ** [ રૂ. ૧ = ૭૫ ]

અજય અને વીરસેનની જોડીનાં સાહસોની રસભરી કહાણી.

**ચાંચિયાનો ભેદ** [ રૂ ૨ = ૦૦ ]

સાગરના ખૂંખાર ચાંચિયાઓ સામેના જંગની સાહસકથા.

**વનમાનવનું વેર** [ રૂ ૨ = ૦૦ ]

હિમાલયના અગોચર પ્રદેશના વનમાનવોની રસભરી કથા.

**વાનરદેશ** [ રૂ. ૨ = ૨૫ ]

**જાન સટોસટ** [ રૂ ૨ = ૦૦ ]

આફ્રિકાનાં જંગલોમાં અજય અને વીરસેનનાં સાહસો.

**સાત સાગરની સફર** [ રૂ ૨ = ૦૦ ]

નાનકડા કિશોરની સાગરી સફરની કહાણી

*

**શ્રી યશપાલકૃત નવલકથાઓ :**

અનુ–સુભદ્રા ગાંધી

**દિવ્યા**

[ બૌદ્ધયુગી નવલકથા ]

રૂ ૫ = ૫૦

અપ્રતિમ તેજસ્વી પાત્રને કેન્દ્રમાં રાખી લખાયેલી આ નવલકથા માત્ર હિંદીમાં જ નહિ, ભારતની શ્રેષ્ઠ નવલકથાઓમાં સ્થાન પામે એવી છે

**અમિતા**

[ અશોકયુગી નવલકથા ]

૫ = ૦૦

ભારતના ઇતિહાસની એક ભવ્ય ઘટનાની આ નવલકથામાં અમિતા અને અશોકનાં પાત્રોનું આલેખન અને સંવિધાન નવલકથાકારની નિપુણતાની સાખ પૂરે છે.

**અંતિમ શ્વાસ**

[ સામાજિક નવલકથા ]

૭ = ૭૫

રાજકારણી વાતાવરણ સાથે ઓતપ્રોત છતાં માનવીય આવેગોને આલેખતી અતિશય નાટ્યાત્મક ઘટનાપૂર્ણ નવલકથા યશપાલની અતિ લોકપ્રિય નવલકથાઓમાંની એક છે. પ્રકાશકે હિંદીના આ એક ઉત્તમ કક્ષાના સાહિત્યકારની કૃતિઓ શિષ્ટ શુદ્ધ અનુવાદ રૂપે ગુજરાતીમાં ઉતારવાનો આરંભ કર્યો છે તે પ્રશંસનીય છે.

**પારિજાતક** (વાર્તા સંગ્રહ)

મૂ. લે : વિ સ ખાંડેકર

અનુ : ગોપાળરાવ વિદ્વાંસ

રૂ. ૪=૭૫

ગુજરાતમાં શરદબાબુ પછી બહોળા પ્રમાણમાં, વર્ષો સુધી, ઘર ઘર વંચાતા થયેલા ભારતીય લેખકોમાં ખાંડેકરનું નામ સર્વોપ છે. ગુજરાતીમાં એમની કકનેક નવલકથાઓ તથા એટલા જ વાર્તાસંગ્રહ–રૂપકથાઓ થઈ ચૂક્યાં છે. આર. આર શેઠની કું. તથા ગોપાળરાવ વિદ્વાંસને આ માટે ધન્યવાદ ઘટે છે.

**મહાશ્વેતા**

મૂ લે : ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે

અનુ : ગોપાળરાવ વિદ્વાંસ

રૂ. ૬=૫૦

લેખિકાની આગલી નવલકથા 'વૃદ્ધા'ની જેમ અહીં પણ સ્ત્રી સમસ્યાનું આલેખન થયુ છે. અને તે આ પણ માનવજીવનના ઉદાત્તીકરણની જ નવલકથા છે

**નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ–૧૪**

**ગીતા અને કુરાન**

મૂળ લે : પં. સુંદરલાલ

અનુ : ગોકુળભાઈ ભટ્ટ

રૂ. ૩ = ૦૦

પં. સુંદરલાલ ભારતના સમર્થ વિદ્વાન છે. 'ભારતમે અંગ્રેજી રાજ્ય'ના બે ગ્રંથો દ્વારા ગુજરાતીમાં ય તેઓ સુપરિચિત છે પં. સુંદરલાલની અભ્યાસનિષ્ઠાની વિશેષતા એ છે કે તેઓ ભારતની સંસ્કૃતિમાં ઓતપ્રોત બનેલા વિવિધ ધર્મો અને સંસ્કારિતાને સમન્વયક દૃષ્ટિએ અવલોકે છે અને આલેખે છે; અને એ માર્ગે ભારતના નવનિર્માણનું ઉદ્બોધન કરે છે

'ગીતા' અને 'કુરાન' જેવા બે પાયાના ધાર્મિક તત્ત્વચિંતનના ગ્રંથોનો સમન્વયાત્મક પરિચય આજના અસહિષ્ણુતાના જમાનામાં અનેક રીતે આવકારદાયી છે.

**ગાંધી બાપુ**

( કુદસિયા ઝૈદીના 'ગાંધીબાબા'નો અનુવાદ )

અનુ : જીતેન્દ્ર દેસાઈ

નવજીવન પ્રકાશન મંદિર–૧૪

રૂ. ૧ = ૫૦

## બાળ ગોવિંદ કુબેરદાસની કું.–અમદાવાદ

**વાગીશ્વરીનાં કર્ણફૂલો**

[ સાહિત્યવિવેચનોનો સંગ્રહ ]

લે : દર્શક

લોક ભારતી ગ્રંથમાળાનાં મહત્ત્વનાં આગલાં ૩ પુસ્તકોનો પરિચય અમે ગયા અંક આપી ગયા છીએ આ ૪થું પુસ્તક સવિશેષ રીતે ધ્યાન ખેંચે છે. શ્રી. મનુભાઈ પંચોલી ( દર્શક ) ગુજરાતમાં જેટલા સ્વસ્થ રચનાત્મક ચિંતક અને શિક્ષણકાર તરીકે જેટલા જાણીતા છે એટલા સાહિત્યકાર તરીકે નથી હકીકતે, તેમણે પોતે જ જણાવ્યા મુજબ, શિક્ષણ અને રચનાકાર્યમાં પડ્યા હોવા છતાં તેમણે સાહિત્યને હૃદયના આનંદની વસ્તુ તરીકે, મમતા અને આત્મીયતા પૂર્વક અપનાવેલ છે જ છે પૂ. કાકાસાહેબ જેવા ગાંધીયુગના આચાર્યના, આ ગ્રંથને ઊમટભર્યા આવકારઓલ પ્રાપ્ત થયા છે અને કાકાસાહેબ કહે છે તેમ, આ લેખો ગ્રંથ સ્વરૂપે પ્રગટ થવા પામ્યા ન હોય તો, એમની જેમ, શ્રી. દર્શકના અનેક આદર વાચકો અનેક સુંદર અને પ્રૌઢ વિવેચનોથી વંચિત જ રહ્યા હોત.

આ ગ્રંથમાંનો આરંભનો ખાસો લાંબો લેખ 'યુદ્ધમાંથી શાંતિ' મહામાનવ–સાહિત્યકાર તોલ્સતોયના મહાનગ્રંથ 'વોર એન્ડ પીસ'ની અંતઃસૃષ્ટિમાં અવગાહન કરાવે છે તો બીજા પણ ઠીક ઠીક લાંબા, 'મીરાંની સાધના' અને 'ઘરે બાહિરે' ઉપરના લેખો, ગુજરાતીમાં આ વિષયો ઉપર લખાયેલ અનેક લખાણોમાં, મૌલિક ચિંતનની ઊંડી ભાત પાડનારાં છે. આ ઉપરાંત પણ ગ્રંથમાં ગુજરાતની ત્રણ સમર્થ નવલકથાઓ — 'સરસ્વતીચંદ્ર,' 'ગુજરાતનો નાથ' અને 'માનવીની ભવાઈ' અંગેનાં લખાણો તથા અન્યગ્રંથોના ટૂંકા પરિચયો છે અંતમાં સાહિત્યકારની સાધના અને સમસ્યા અંગેના કેટલાક પાયાના વિચારો રજૂ એમાં થયા છે

શ્રી દર્શક શુદ્ધ સાહિત્યકારના ચોકઠી–ચોકઠામાં ન હોવાને કારણે, અને સાત્વિક ચિંતક હોવાને કારણે, આ ગ્રંથ સાહિત્યના ઈતર વિવેચન ગ્રંથો કરતાં નિરાળો બન્યો છે એનું અર્પણ આગવુ રહ્યુ છે

**મોતીની માયા**

મૂળ લે : સ્ટાઈનબેક

અનુ : ગોપાલદાસ જી પટેલ

પ્ર. પરિવાર પ્રકાશન સહકારી મં. લિ. અમદાવાદ–૧

રૂ ૧–૫૦

સ્ટાઈનબેકની આ વાર્તા ગુજરાતીમાં અગાઉ શ્રી. જયંતિ દલાલે ઉતારેલી છે : 'મોતી,' ત્યાર બાદ પણ બીજો એકાદ અનુવાદ હાથ ચડ્યાનું સ્મરણ છે આ ત્રીજો સંપાદિત – અનુવાદ છે મેક્સિકો દેશના વતનીઓની આ લોકકથા અંગ્રેજીના ખ્યાતનામ નોબેલ ઈનામ–વિજેતા લેખકને જ નહિ ગુજરાતી લેખકોનેય કેટલી પ્રિયકની છે એ નોંધ પાત્ર છે — ગુજરાતી વાચકોનેય એ બહોળા પ્રમાણમાં આકર્ષતી રહેશે, એવી આશા છે.

'પરિવાર પ્રકાશન' તરફથી બીજી અનેક પ્રકાશન યોજનાઓનું વિચારાયુ છે અને તે દરેકની પાછળ લોકશિક્ષણનો મુખ્ય હેતુ હોવાની આશા સાથે અમે તેને આવકારીએ છીએ.

૩૦ જાનેવારી

લે : મગનભાઈ પ્ર. દેસાઈ

રૂ ૧–૫૦

રાષ્ટ્રપિતાના નિર્વાણ અંગેની નોંધ અને ગાંધીજી અંગેની કેટલીક વાતો અહીં પુસ્તિકારૂપે અનેક ચિત્રો સાથે, રજૂ કરવામાં આવી છે

**અલી વાદળી અને બીજાં બાળગીતો**

મહીપતરામ જોશી

રૂ. ૦–૫૦

૨૫ વર્ષના શિક્ષણકાર્ય દરમ્યાન અને એ અનુભવના આધારે લખાયેલાં બાળગીતોનો આ નાનકડો સંગ્રહ છે.

**અમૃત કથાવલિ ( ૧૨–૧૩–૧૪–૧૫ )**

લે : રમણલાલ સોની

દરેકની કિં. ૦–૫૦

જાણીતા બાળ-સાહિત્યકારની બાળ-વાર્તાઓની આ ચાર વધુ પુસ્તિકાઓ, આગળના જેટલી જ સર્વપ્રિય બનશે, એવી ખાત્રી છે

**રાજર્ષિ**

મૂ. લે : રવીન્દ્રનાથ ઠાકુર

રૂ. ૪–૦૦

માતૃપ્રેમ, માનવપ્રેમ અને પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ-ભાવના પ્રબોધતી સુંદર બાલ-નવલકથા.

★

**આંસુ ને ચાંદરણું**

લે : રાધેશ્યામ

રવાણી પ્રકાશન ગૃહ : અમદાવાદ

રૂ ૨ = ૦૦

છેલ્લા એકાદ વરસમાં જ ગુજરાતી સાહિત્યમાં જે કેટલાક નવલ-નવલા કવિઓ આગળ તરી આવ્યા છે તેમાં રાધેશ્યામ આગળ પડતું સ્થાન ધરાવે છે. તેમના આ સંગ્રહમાં ૪૦ કૃતિઓ છે અને બધી ૧૯૬૨–૬૩ની જ ( મોટાભાગે ૭ માસની જ ) છે...પરંતુ એવું દશે જ નહિ, એની 'પ્રયોગશીલ-સિદ્ધિ' જોતાં, આપણે તેમને ૧૯૬૨ના કવિ તરીકે બિરદાવીએ તો વધારે પડતું નહિ લેખાય.

**રે [ એક અને બે ]**

૧૬, જીતેન્દ્ર પાર્ક, શંકર આશ્રમ સામે–અમદાવાદ–૭

દરેક ૦ = ૫૦

ગુજરાતીમાં છેલ્લાં બે ચાર વર્ષમાં કવિતા ક્ષેત્રે જે નવો ઉપાડ-ઉછાળો આવ્યો છે – જે અનેકવિધ નવતર અને નવતમ પ્રયોગો ભારે ધમાકા સાથે આરંભાઈ ગયા છે એનો ચમકારો રે ( અનિયતકાલિક )માં જોવા મળે છે. કવિતા ક્ષેત્રના પ્રયોગવીરોને ઈજન આપતા આવા પ્રયાસને અમારો આવકાર જ હોય...

**સાકી**

( ગઝલ–ચીન સંગ્રહ )

લે ' નટુભાઈ એ. મહેતા ' અગાર '.

નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ

રૂ ૨ = ૦૦

મોટે ભાગે છેલ્લાં પાંચ-છાન વર્ષ દરમ્યાન લખાયેલી, આશરે ૭૫ જેટલી કવિતાઓ સાથે 'અગાર'નો પ્રથમ સંગ્રહ પ્રગટ થયો છે. આ સંગ્રહને શ્રી. બલરાજ સહાની ( અભિનેતા ) તથા શ્રી જશવંત ઠાકરનો ' આવકાર ' પ્રાપ્ત થયો છે

**કૂંટજ :**

લે : મહેમૂદ

પૂર્વ પાકિસ્તાનમાં વસતા ગુજરાતી કવિની, ૧૯૪૪ થી ૪૮ વચ્ચે લખાયેલી ૨૩ કવિતાઓનો આ સંગ્રહ છે.

*

**ગુજરાતી યુવક મંડળ** (પો. બો ૩૪૧૭ સિંગાપોર)

૧૯૬૨–૬૩નો હેવાલ ( રજૂ કરનાર મિહિર કોઠારી ) તથા તેનું ૭મુ વાર્ષિક 'બુલેટિન'.

આ દળદાર બુલેટિનમાં સિંગાપોરના ગુજરાતી યુવક મંડળનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. ઉપરાંત સિંગાપોર, મલાકા, અને મલેયામાં વસતા

ગુજરાતીઓ વિષેની માહિતી પણ છે, તથા સ્થાનિક લેખકોના લખાણો (કવિતા સહિત) નજરે ચઢે છે.

### વિદ્યા વિહાર

દર વરસે એક વિશેષાંક પ્રગટ કરીને (મેટે ભાગે ગયે વરસે ભારત પ્રવાસનો!) આ સંસ્થાએ એક સારો શિરસ્તો અપનાવ્યો છે અને આ આખો પ્રવાસ વિદ્યાલયના વિદ્યાર્થીઓના જ પુરુષાર્થને આભારી હોય છે—એ અભિનંદનીય છે

આ અંકમાં શરીર-વિજ્ઞાન, ખેતી અને વિજ્ઞાન, વિજ્ઞાન : યુદ્ધ અને શાંતિ, ઉદ્યોગ, ભારતમાં વિજ્ઞાન, કુરસદ અને વિજ્ઞાન જેવા વિવિધ વિષયો ઉપર સારી એવી માહિતી એકઠી કરીને સરળ ભાષામાં રજૂ કરવામાં આવી છે—જે આપણા અલ્પ શિક્ષિત પ્રૌઢો તથા વિદ્યાર્થી-કિશોરોને ઘણી જ ઉપયોગી થશે ગુજરાતીમાં ઉપલબ્ધ 'સંદર્ભ ગ્રંથો'માંના કેટલાકની એક યાદી તૈયાર કરવાનો પ્રયાસ (યાદી ઘણી અધૂરી હોય એ સ્વાભાવિક ગણીએ) પણ પ્રશસ્ય છે

*

**ગુજરાતી બાળસાહિત્ય** (પુસ્તક ૩ જું)
(૧૯૬૧માં પ્રગટ થયેલાં બાળપુસ્તકોની યાદી)
૦=૫૦
ગુજરાત રાજ્ય મધ્યસ્થ બાળસાહિત્ય સમિતિ–
અમદાવાદ

બાળસાહિત્યની વીગતવાર સૂચીના આ પ્રયાસને અમે આવકારીએ છીએ

*

**વિદ્યાપીઠ** (ગુજરાત વિદ્યાપીઠ : દ્વૈમાસિક)
સંપાદકો : રામલાલ પરીખ, ઠાકોરભાઈ દેસાઈ, વિઠ્ઠલદાસ કોઠારી, મોહનભાઈ પટેલ (તંત્રી)
ગુજરાત વિદ્યાપીઠ–અમદાવાદ
વાર્ષિક રૂ ૬ (પરદેશ શિ. ૧૦)

ગુજરાત વિદ્યાપીઠમાં ચાલતી અનેક પ્રવૃત્તિઓમાં સંશોધનનાં કાર્યોને વેગ મળે તે હેતુથી આ દ્વૈમાસિક મુખ્યતઃ પ્રગટ કરવામાં આવ્યું છે. પરંતુ અન્ય વિદ્વાનો દ્વારા આવા વિષયોમાં થતું સંશોધન કાર્ય અને તેનાં પરિણામોને પણ આ દ્વૈમાસિકમાં સ્થાન આપવાનો પ્રયત્ન રહેશે—એવું પણ 'સૂચના'માં જણાવવામાં આવ્યું છે વિશાળ સંશોધન ક્ષેત્રે વિદ્યાપીઠ જેવી માતબર સંસ્થા ઘણું કરી શકશે એવી શ્રદ્ધાએ અમે આ પ્રયાસને સહર્ષ સત્કારીએ છીએ

*

**બાળકો અને માતાઓની સંભાળ**
(ગુજરાત સંશોધન મંડળ પ્રચાર–આરોગ્ય પત્રિકા નં–૧)
લેખક અને સંયોજક
ડૉ નલિની નમેશ સરૈયા
અમૂલ્ય

*

**પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ : મુંબઈ**
**મેકમોહન રેખા શું છે?** (૯૯)
એ જી. નૂરાણી
**ગુજરાતી સાહિત્યમાં ઉર્મિકાવ્ય** (૧૦૦)
ચુનીલાલ મડિયા
**હવા** (૧૦૧)
વિજયગુપ્ત મૌર્ય
**કુટુંબની કથા** (૧૦૨)
નીરા દેસાઈ
[દરેકના ૦–૫૦ નયા પૈસા]

**LABOUR MOVEMENT IN INDIA and USA**
(A Comparative Study)
By Sanat Mehta
(Baroda City Labour Conference,
Baroda-India Series) (1962)

ગુજરાતના વર્તમાન કામદાર આંદોલનના એક અગ્રણી, કામદાર આંદોલનના વધુ અભ્યાસ અર્થે અમેરિકા તથા અન્ય કેટલાક યુરોપી દેશોના પ્રવાસેથી પાછા ફર્યા છે. એમના આ પ્રવાસના પરિપાકરૂપે ઉપરનો અભ્યાસ-પ્રબંધ તૈયાર થયો છે. અમેરિકા ભારતના વિકાસ, કાર્યક્ષેત્રો તથા સંગઠનો વચ્ચે અસાધારણ ભેદ હોય એ સ્વાભાવિક છે આવા તદ્દન ભિન્નકક્ષાના બે રાષ્ટ્રોનો કામદાર આંદોલનનો સમાલોચનાત્મક અભ્યાસ ખરેખર મુશ્કેલ કાર્ય છે. લેખકે અભ્યાસ અને ચીવટપૂર્વક આની મુખ્ય રૂપરેખા અહીં રજૂ કરીને વધુ અભ્યાસની પૂર્વભૂમિકા તૈયાર કરી આપી છે. વધુમાં, વિશેષ નોંધપાત્ર એ

હકીકત છે કે અમેરિકા અને ભારત વચ્ચેના અનેક રીતે ભેદ છતાં બંને દેશો લોકશાહીના આદર્શને વરેલા છે, અને રાષ્ટ્રીય આદર્શો પરત્વેનું આ પાયાનું સામ્ય બહાર લાવવાનું લેખકે સ્તુત્યકાર્ય કર્યું છે. અમે ઇચ્છીએ કે લેખકનો આ અભ્યાસ-પ્રબંધ સવેળા ગુજરાતીમાં પણ પ્રકાશન પામે

MODERN ECONOMIC DEVELOPMENT OF GREAT POWERS
By : Nageshrao
Good Companions · BARODA Rs 8=50

આ અંગ્રેજી ગ્રંથમાં બ્રિટન, અમેરિકા, રશિયા, જર્મની અને જાપાન — આટલા દેશોના આધુનિક આર્થિક વિકાસનો પરિચય આપવામાં આવ્યો છે. આ પુસ્તક મુખ્યત્વે કોલેજના વિદ્યાર્થીઓને તથા શિક્ષિત નાગરિકને પણ ઉપયોગી થાય એ રીતનું માહિતીભરપૂર છે આ ગ્રંથની (૧૯૫૦ થી ૬૨ સુધીમાં) ૪ આવૃત્તિ થઈ ચૂકી છે આરંભના પ્રકરણમાં ૧૯મી સદીના અંતથી તે અદ્યતન વિકાસની આછી રૂપરેખા, સર્વસાધારણ ભૂમિકારૂપે રજૂ કરીને પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે.

BRITAIN (1963)
[AN OFFICIAL HANDBOOK]
Central Office of Information : London
Sh. 15

દર વરસે છેલ્લા સુધારાવધારા સાથે પ્રગટ થતો આકલનગ્રંથ બ્રિટન વિષેની મહત્ત્વની માહિતી જાણવા ઇચ્છનાર માટે અસાધારણ ઉપયોગી રહ્યો છે. આ ગ્રંથમાં—'ધ લેન્ડ ઍન્ડ ધ પીપલ', 'ગવર્નમેન્ટ', 'લૉ ઍન્ડ ઑર્ડર', 'ડિફેન્સ', 'સોશિયલ વેલ્ફેર', 'પ્લાનિંગ ઍન્ડ હાઉસિંગ', 'ધ ચર્ચિઝ', 'ધ નેશનલ ઇકોનોમી', 'ઇન્ડસ્ટ્રી', 'ઍગ્રીકલ્ચર, ફિશરીઝ ઍન્ડ ફોરેસ્ટ્રી' 'ટ્રાન્સપોર્ટ ઍન્ડ કૉમ્યુનિકેશન્સ', 'ફિનાન્સ', 'ટ્રેડ ઍન્ડ પેમેન્ટ્સ', 'લેબર', 'સાઉન્ડ ઍન્ડ ટેલિવિઝન બ્રોડકાસ્ટિંગ' 'પ્રેસ', 'સ્પોર્ટ',—આટલા વિષયોને આવરી લેવામાં આવ્યા છે. ઉપરાંત જરૂરી નકશા, આકૃતિઓ, ફોટા તથા પુસ્તક સંદર્ભ પણ આપવામાં આવેલ છે.

આવા અસાધારણ મહત્ત્વના સંદર્ભગ્રંથને અમે આવકારીએ છીએ.

## સોવિયેત પ્રકાશનો

PACE OF HISTORY
(ON WHOSE SIDE IS TIME?)
By M Trsunts 0=20 n P.

YOUTH OF THE WORLD
(Physical Education of Soviet Youth to-day and to-morrow) 20 n.P.

ASSISTANCE and COOPERATION for the good of PEACE
[Facts and figures] 20 n.P.

SOVIET UNION
(Friends of People fighting for National Independence)
By . E. Primakov 20 n P.

PEACE
[The Aim of Soviet Foreign Policy]
By . Mikhail Batarov 15 nP.

A CONFLICT-FREE EUROPE?
By V. Ignatov 25 n.P.

THIS CONCERNS US ALL
D Unmansky 20 n P.

COMMUNISM BRINGS HAPPINFSS ON EARTH
By E ROSENTAL 20 n.P.

વર્તમાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અને સોવિયેત નીતિ
(ક્રુશ્ચેવનો હેવાલ : ૧૨-૧૨-૧૯૬૨) ૩૦ ન. પૈ.

સામ્યવાદી આંદોલનની માર્ક્સવાદી-લેનિનવાદી એકતા માટે અને સમાજવાદી દેશો વચ્ચે સંયુક્ત ભાવના માટે
(પ્રાવદા : ૧૦-૨-૬૩) ૧૫ ન. પૈ.

જર્મનીના સમાજવાદી એકતા પક્ષના છઠ્ઠા અધિવેશન સમક્ષ ક્રુશ્ચોવે કરેલું પ્રવચન (૧૬-૧-૬૩) ૩૦ ન પૈ.

શાંતિ અને સમાજવાદના વિજય માટે આપણે સામ્યવાદી આંદોલનની એકતાને મજબૂત બનાવીએ
(પ્રાવદા : ૭-૧-૬૩) ૧૫ ન. પૈ.

*

સ્થાનિક સરકાર
લે : ડંકન ક્રૉ.
બ્રિટિશ ઇન્ફરમેશન સર્વિસ : ન્યુ દિલ્હી

## નવાં પ્રકાશનો

[ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. વડોદરા]

**કાવ્ય સંગ્રહ**

સુરખી :
જતીન્દ્ર આચાર્ય
રૂ. ૧=૦૦

પ્રેમાનંદ
[ ગુર્જર કાવ્ય શ્રેણી પુ. ૩ ]
સંપાદક : આલોચક
નગીનદાસ પારેખ
રૂ. ૨=૫૦

**વાર્તા સંગ્રહ**

વળતાં પાણી
સરોજની મહેતા
રૂ ૪=૦૦

**લઘુનવલકથા**

નમતો સૂરજ
ઓસામુ દાઝાઈ
અનુ : જયંત પારેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
[ જપાની શ્રેષ્ઠ કલાધરની નવલકથા
અને એક ઉત્તમ નવલિકા ]
રૂ ૪=૦૦

ઊગતા સૂર્યની વિદાય
લિયોનાર્દ આન્દ્રેયેવ * વાન–દર–પોસ્ટ
અનુ : કૃષ્ણવદન જેટલી * રસિક પંડયા
[ બે ટૂંકી નવલકથા ]
રૂ. ૬=૨૫

**જીવન–ઘટના**

ચંબલનાં કોતરોમાં માનવતાનું ઝરણું
સુભદ્રા ગાંધી
[ મધ્ય પ્રદેશના બાગી લૂંટારાઓમાં
વિનોબાએ જગાડેલી માનવ જ્યોત : ]
[ રવિશંકર મહારાજે 'મહીના કોતરોમાં
જગાડેલી જ્યોત સાથે ]
રૂ. ૧=૨૫

## આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું "કે"-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટૅન્ડર્ડાઈઝડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'કે'-પ્લાન ફર્નિચરથી આપનું ઘર સજાવો.

આ ફર્નિચરનાં નંગો એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામા આવે છે કે તેના પૉલિશની ચમક જેવીને તેવીજ જળવાઈ રહે છે. વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઈનિંગ ટેબલના ભાગો છૂટા પાડીને મોકલવામાં આવે છે અને પાયાઓ સ્ક્રૂથી જડવા માટે પેટન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરના ખર્ચમા મોટી બચત થાય છે

સચિત્ર કૅટલૉગ અને નિકાસ ભાવોની યાદી માટે આજેજ લખો.





'કે'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઈલ નં. ૪૬૦-ઈ બેઠકમાં ફોમ રબ્બરની ગાદી બેસાડેલી હોય છે. બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી.વી.સી. લેધર કલોથથી કવર કરેલી હોય છે.





'કે'-પ્લાન ડાઈનિંગ ટેબલ સ્ટાઈલ નં. ૪૨૭. સાઈઝ ૫'×૩'. મથાળા પર લૅમિનેટેડ શીટ જડેલું હોય છે, પાયા છૂટા પાડી શકાય છે ૪'×૩½' સાઈઝમાં પણ મળે છે.





'કે'-પ્લાન પલંગ સ્ટાઈલ નં. ૪૫૬ સાઈઝ ૩'×૬½'. પાટિયાં સહિત સૉલ્ડ વિનિયરથી મોલ્ડ કરેલો છે. આગળના પાયાઓને તાંબાનું પાણી ચડાવેલા મેટલ કેપ્સ બેસાડેલા હોય છે



**જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઈવેટ લિમિટેડ**

હેડ ઑફિસ અને શોરૂમ ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ-૭

JWT-JK 3558

# વિશ્વમાનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

મે-જૂન ૧૯૬૭

## ૫૧




સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨

વિશ્વમાનવ : રામજી મંદિર પોળ-સરકારી છાપખાના સામે-વડોદરા
(ફોન : ૪૮૫૦)

# ૫૧

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯—૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ · રામજીમંદિર પોળ . સરકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૯૫૦ ]
મુદ્રક : જયંતિ દલાલ–વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેનાભાઈની વાડી, ધોકાંટા રોડ, અમદાવાદ–૧.

પહેલું પાનું

યુદ્ધ અને શાંતિ [ ૧ ] જે કૃષ્ણમૂર્તિ

કવિતા

નવ કવિતા [ ૩ ] રઘુવીર ચૌધરી, ભરત ઠક્કર, 'ઝફર ઈકબાલ' ( આદિલ મન્સુરી )

સહવિચાર

'શાંતિ આંદોલન' અને 'શાંતિના જાસૂસો' [ ૬ ] ભોગીલાલ ગાંધી

વાર્તા

નવી લડાઈ [ ૯ ] રવીન્દ્ર પાંડેય ( જયંત પટેલ )

લેખો

સંનિભાગ યાને ઉદ્યોગદાન [ ૧૪ ] પ્રબોધ ચોકસી
મહારાષ્ટ્ર અને ગુજરાતના સંત કવિઓ [ ૩૯ ] પ્રા. અમૃતલાલ યાજ્ઞિક
સહિયારાં બજારો [ ૬૬ ] પ્રા રમેશ મ. ભટ્ટ

હમઐન્વેન હૈં

ફ્રૅંક ( બુદ્ધિજીવીઓની સ્વાધીનતા ) [ ૨૭ ] અનુ : સુભદ્રા ગાંધી

સાંસ્કૃતિક પ્રવાહ

લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યા મંદિર [ ૪૨ ] –

અહીંયાં ને ત્યાં

ભારત, દુનિયા અને અંગ્રેજી; બ્રિટન : લોકશાહી [ ૪૩ ] જે. પી ચાતુર્વેદી; એસ જી. વઝે
રસમ

દેશવિદેશ

સ્તાલિન અને સ્તાલિનવાદ અનિવાર્ય ? આફ્રિકી [ ૪૯ ] ભોગીલાલ ગાંધી
પરિષદ આફ્રિકી ચાર્ટર; રાષ્ટ્રસંઘનું ૧૧૧મું સભ્ય.

પરિચય

અમદાવાદના ગ્રંથ ભંડારો [ ૬૨ ] દલસુખભાઈ માલવણીઆ

કસોટીની વેળાએ

પેટા ચૂંટણીઓ : દિવાલ પરનો આલેખ [ ૭૫ ] ભોગીલાલ ગાંધી
સરહદનો સળવળાટ

સાહિત્યિક પ્રવાહ

'કવિલોક' યોજિત ૬' કાવ્યસત્ર [ ૮૯ ] ' કૃ દીક્ષિત

[ કુલ પાનાં ૧૦૪ ]

## યુદ્ધ અને શાંતિ | જે. કૃષ્ણમૂર્તિ

એ વાત સ્પષ્ટ છે કે યુદ્ધના મૂળમાં સત્તા, પદ, પ્રતિષ્ઠા, અને સંપત્તિની કામના રહેલી છે; રાષ્ટ્રવાદનો રોગ, રાષ્ટ્રધ્વજની પૂજા, સંગઠિત ધર્મ-સંપ્રદાયની વ્યાધિ તથા રૂઢિપૂજા—આ બધાં યુદ્ધનાં કારણ છે. જો વ્યક્તિશઃ તમે ઉપરના હેતુઓ માટે આકાંક્ષા અને આગ્રહ સેવતા હો તો તમારે રાજનીતિજ્ઞો–નેતાઓ ઉપર નિર્ભર રહેવું જરૂરી ઠરશે. પરંતુ તમે એ બધાથી દૂર રહી પોતાની જવાબદારીનું ભાન સેવતા થશો તો આ બધાં ભયાનક પરિણામો—યુદ્ધ અને તેનાં ભયંકર દુઃખોનો અંત શીઘ્ર આણી શકશો. પરંતુ આપણે ઉદાસીન છીએ. આપણામાંના અનેકને ત્રણ વાર ભોજન મળે છે, આપણી પાસે કામ-ધંધા છે; બેંકમાં ઓછી-વત્તી સંપત્તિ પડેલી છે; અને આ બધામાં જેટલું સ્તર ઊંચું એટલી વધુ સુરક્ષા, સ્થાયિતા અને શાંતતા વાંછીએ છીએ; એટલા વધુ એકલા એકલાં સામાજિક પીડામાંથી છૂટી જવા માગીએ છીએ; અને પરિસ્થિતિ છે-તેવી ટકી રહે એમ ઇચ્છીએ છીએ. પરંતુ પરિસ્થિતિ એવી ને એવી ટકી રહે એ સંભવિત નથી. બધું જ છિન્નભિન્ન થઈ રહ્યું છે આપણે એ હકીકતથી દૂર ભાગવા મથીએ છીએ કે, અંતે તો, આપણે જ યુદ્ધ માટે જવાબદાર છીએ તમે ને હું ભલે ને શાંતિની વાતો કરીએ, મંત્રણાં અને ચર્ચા કરીએ, પરંતુ અંતરમાં તો સત્તાની આકાંક્ષા હોય જ છે આપણે પદ-પ્રતિષ્ઠાના લોભના દોર્યા ક્રિયાશીલ બનતા હોઈએ છીએ. તો પછી આપણા જેવાને શાંતિ શી રીતે પ્રાપ્ત થાય?

આપણે જો શાંતિ ઇચ્છતાં હોઈએ તો શાંતિથી રહેતાં આવડવું જોઈએ. એટલે ઘર્ષણ પેદા ન થાય એ રીતે રહેતા થવું જોઈએ. શાંતિ કાંઈ પરિકલ્પના નથી. મને તો લાગે છે કે આદર્શ એ તો પલાયન છે; એમાં વસ્તુસ્થિતિથી ભાગી છૂટવાની વાત છે; આદર્શવાદ વાસ્તવ પરિસ્થિતિના સાક્ષાત્ પરામર્શથી આપણને દૂર રાખે છે. એથી જ તો આપણે વાસ્તવના સત્ય-સ્વરૂપને ઓળખવું-સમજવું જરૂરી છે; વાસ્તવતાનું રૂપાંતર કરવું જરૂરી છે.

*

જગતમાં શાંતિ સ્થાપિત કરવા માટે, યુદ્ધોને રોકવા માટે વ્યક્તિના અંતરમાં ક્રાંતિ થવી જરૂરી છે. આ આંતરિક ક્રાંતિ વિના આર્થિક ક્રાંતિ નિરર્થક છે. કેમકે લોભ, ઈર્ષ્યા, દુર્ભાવના અને સ્વામિત્વની ભાવનાએ — આ ભાવનાઓએ પેદા કરેલ આર્થિક વિસંગતિએ ભૂખને જન્મ આપ્યો છે.

( અનુસંધાન પાન ૫ ઉપર )

## સંકેત | ભરત ઠક્કર

અગ્નિનું અવસાન થાય,
પતંગિયાં ઉત્સવ ઊજવે
ચંદ્રનું તેજ વધે,
સમુદ્ર ગાંડો બને.
મારી વાસનાઓ અળસિયાની જેમ
મારા દેહની માટી ચૂંથ્યા કરે.
હું શંખના પોલાણોમાં સતાઈ રહેતા
સમુદ્રના અજાણ્યા કિનારાઓ ઢૂંઢી વળું.
મારી મથામણથી સૂર્યની અકળામણ વધી જશે,
એના ચહેરા પરની વિમાસણ
ને કેટલીક કરચલીઓ સ્પષ્ટ જણાશે.
અગ્નિને સજીવન કરવા,
મારો વેડફાતો જીવનરસ વિકસાવવા
સૂર્ય કોઈકને સંકેત કરે છે.
સંકેતોએ મને તારા ઘરની દિશા બતાવી છે

## મૃત્યુને જીવતું કરીશ | ભરત ઠક્કર

આ ગલી-નાકે સર્પનું ઘર,
સામે મૃત્યુનો મહેલ,
પાસે સ્વપ્નાંની ઝૂપડી,
ને મારા ઘરમાં તું!
તારાં સ્મિતોથી સૂર્ય ટાઢો પડી જાય,
મૃત્યુ અપંગ બની જાય,
સ્વપ્નાંને પાંખો ફૂટે,
ને મારા ઘરની દિવાલો અરીસાઓથી મઢાઈ જાય,
હીરાનાં ઝુમ્મરો અન્યોન્યને અથડાઈને સંગીત ઊભું કરે.
સળગતી સિગરેટના મોંઢા જેવો સૂરજ
હવે બુઝાઈ જશે.
મૃત્યુ થીજી જશે,
પાનખરનાં પાન જેવાં સ્વપ્નો
પવનની એક જ ફૂંકે ઊડી જશે.
ત્યારે તારા રૂપની રજ રજ કરી
ચંદ્રને હું મઢી દઈશ
ને મારા ઘરમાંના અરીસાઓની દુનિયાનો
બાદશાહ બની હું ફરી પાછો મૃત્યુને જીવતું કરીશ.

## ઉર્દૂ કાવ્ય ગુચ્છ

'ઝફર' ઇકબાલ | અનુ : 'આદિલ' મન્સૂરી

ઇચ્છાનો ફેલાવો
રેશમની મૂર્તિની ચારેબાજુ
નમ નજરોનો પ્રકાશ
તડપતા તાગેનું જાળું
જેને આ જ્વાળા પોતાની સાથે
ઉડાવી લઈ જશે
વાતોના હલકા ફૂલ ફેંકતા
સદાબહાર હોઠોની ખુશબૂ
અભાવના થાકેલા ખભાઓ પરથી
મુસાફરીનો ભાર ઉતારશે
અને
એ દશ્યના એક શ્યામબિંદુની પાછળ
એના ફેલાવાની આડશમાં
આંધળું, મૂગુ બ્હેરું લોહી
શરીરની કાચી દીવાલોથી
વારંવાર અથડાશે
કોઈ રસ્તો ન પામશે.

## રખડુ રક્તનું અત્તર

આજની નીરાંતનો સમય થશે.
સમયસર જમવાનું મળશે.
સમયસર સૂઈ જઈશ
સમયસર રડ્યા કરીશ.
સાફ, નવ-વ્યવસ્થિત ઘરમાં
દરેક જગ્યાએ
એની વ્યવસ્થા કામ કરતી હશે
ફૂલદાનીમાં—
ડાળીઓ પર એના હોઠ ખીલ્યા હશે
સરકી જતા વસ્ત્રોમાં
મારા રખડુ રક્તનું અત્તર
દેખાતું હશે.
મારા આત્માની છબી
કાચની ફ્રેમોમાં સજાશે

શયનખંડના પ્રત્યેક દરવાજા
અને ભીંત પર લટકાવવામાં
આવશે.
સવારે—
મારી, એની નમ લાશ
દરવાજાની બહાર મળશે.

★

## લીલી હવા હવે નહીં ચાલે.

લીલી હવા હવે નહીં ચાલે
લીલી હવા હવે મારી તંગ થયેલી
કામનાના કેદખાનામાં બંદીવાન છે
લીલી હવા—
જેના કંપથી તારા અહમની ચાદર
તારા દિલના ચમકતા ચહેરાથી
ક્ષણ માટે ખસી જતી હતી
અને
લ્હેરાતી નગ્નતાના તોફાનમાં
દરેક માંદાનું મુખડું ધોવાઈ જતું હતું
હવે
કામનાના કેદખાનાનો હું ખુદ
દરવાન છું-
લીલી હવા-
હવે તારા અહમની ચાદરને નહીં કપાવે
હવે
સ્વપ્નોના રક્તથી
એ ચાદર પર ફૂલ બનાવ્યા કર.
અને
લોહીમાં ખરડાયલી આંગળીઓ
રહી રહીને
મને બતાવ્યા કર.

★

## પથારી પર રેશમનો ઢગ છે

પથારી પર રેશમનો ઢગ છે
(પથારી યુગોથી ખાલી હતી
યુગો ક્ષણોથી ખાલી )
સંદેશવાહક નજરો પ્રવાસમાં છે.
મથાપર લોહીની ચાદર
અને પગનીચે રેતીનાં ફૂલ છે
ચારે તરફ
આંધળા, મોગડી તડકાનો દરિયો
ક્ષણે ક્ષણે સુકાઈ રહ્યો છે
અને
મારા હોઠો પર તડપતું ચુમ્બન પણ
એક ક્ષણ જ છે.
જેને હું જ્યારે ઇચ્છું ત્યારે
ખાલી યુગો પર ફેલાવી શકું છું
અને
ખાલી યુગોને પહેરીને
પ્રહરો સુધી આંસુ વહાવી શકુ છુ

★

( અનુસધાન પાન ૧નું ચાલુ )

આપણે શાંતિની ચર્ચાઓ કરીશું, કાનૂનની યોજનાઓ બનાવીશું, નવા સંઘો ઊભા કરીશું, પરંતુ એથી શાંતિ પ્રાપ્ત થનાર નથી. કેમકે આપણે આપણા પદ, અધિકાર, ધન-સપત્તિનો ત્યાગ કરવા તથા આપણી મૂર્ખતાપૂર્ણ જીવનપદ્ધતિનો ત્યાગ કરવા તૈયાર નથી. બીજાઓ ઉપર આધાર રાખવાથી શાંતિ કદિ પ્રાપ્ત થનાર નથી. કોઈ નેતા, કોઈ સરકાર, કોઈ સેના, કોઈ રાષ્ટ્ર આપણને શાંતિનું દાન કરી શકનાર નથી શાંતિ માટે આપણું આંતરિક રૂપાંતર અને તેમાંથી પ્રગટેલ બાહ્ય પ્રવૃત્તિ અનિવાર્ય છે. આંતરિક પ્રવૃત્તિનો અર્થ કર્મથી વિલગ બનવાનો અથવા બાહ્યકર્મથી ભાગી છૂટવાનો નથી પરંતુ સત્યકર્મ ત્યારે જ સંભવિત બને છે જ્યારે આપણું ચિંતન શુદ્ધ બને છે જ્યાં સુધી આત્મા જાગ્રત ન થાય ત્યાં સુધી શુદ્ધ ચિંતન શક્ય નથી.

પગ ગોળીઓથી ચાળણી સમા બન્યા અને ડાબા ખભાનું માંસ બોમ્બના ધડાકે ઉડાવી દીધું હતું અને તેમ છતાંય મોતની શું જિગર કે રિસાલસિંહની પાસે ફરકવાનો પ્રયત્ન માત્ર પણ કરે! ગોરી નર્સોના વહાલપભર્યા હાસ્યે અને શુશ્રુષાએ તેને ફરી સાજો કરી દીધો. મેજર હડસન તેને શુદ્ધ વિલાયતી દારૂ પીવડાવતા અને કહેતા, 'સૂબેદાર તમે જ-એક એવા માણસ છો, જેને દારૂ પોતાનો છાક આપતા ડરે છે'

ત્યાર બાદ લડાઈ બંધ થઈ અને તે દિલ્હી પાછો ફર્યો એના ઘા રૂઝાઈ ગયા હતા છતાં ય શરીરમાં હજુ પીડા થયા કરતી હતી. લાંબા ગાળાની રજા લઈ તે પોતાને વતન ચાલ્યો ગયો અને ત્યાંની તાજી હવાએ મનમોહક માટીએ અને તેજીલા તડકાએ એના શરીરને ફરી સાજું કર્યું હાસાની મૂર્તિ સમો દૈત્યાકારી રિસાલ-સિંહ ફર્લોથી પાછો ફર્યો ત્યારે તેને રંગરૂટોને ટ્રેનીંગ આપવાની સત્તા મળી

પંદરમી ઓગષ્ટ અને છવ્વીસમી જાન્યુઆરીની પરેડનું તો તે અનેરું આકર્ષણ હતો. વિશાળકાય બી. જી. વર્દી ડાટે સાથે જ્યારે તે જવાનોની લાઈનમાં સૌથી અગ્રસ્થાને કડક રીતે ચાલતો ત્યારે લોકો તાળીઓના ગડગડાટથી એનું સ્વાગત કરતા.

રિસાલસિંહ વિચારવા લાગ્યો, 'પહેલાં અંગ્રેજ કર્નલ આજ્ઞા કરતા હતા—જવાનો, સામે શત્રુઓ છે, તેમને પકડવાના છે, તમારા હાથમાં બંદૂક છે— નીચે જઈને મર્દાનગીથી લડો'

રિસાલસિંહનો બાપ નાહરસિંહ ૧૯૧૪ના યુદ્ધમાં જર્મની ગયો હતો વીરતા માટે તો એને મળ્યો હતો વિક્ટોરીયા ક્રોસ તે કહેતો, 'લશ્કરી જવાનને શું જોઈએ, રમ્ભમેદાન, હાથમાં બંદૂક, કેરર સેફમાં હાથગોળા અને પેટમાં નાખી હોય એક શીશી દારુની! પછી દુશ્મન તો શું, દુશ્મનનો બાપ પણ સામનો નહીં કરી શકે'

અઢાર વર્ષની વયે રિસાલસિંહ પણ લશ્કરમાં જોડાઈ ગયો. બીજા જગદ્યુદ્ધમાં તેણે ભારતીય ફોજની વીરતાને કલંક ન લગાડયું. પરંતુ હવાઈદળ પ્રત્યે એને તિરસ્કાર હતો ભાવનીય હોવાના કારણે તેણે સામસામી લડાઈ અને તે પણ પડકાર ફેંકીને લડવી વધુ ગમતી હતી. વિમાનમાંથી ગોળા ફેંકવામાં આવે અને નીચેના સૈનિકો લડયા વિના જ મરી જાય, એ કેટલું બેહૂદું!

બદમાશોએ નગરો પર બોમ્બ ફેંક્યા અને લશ્કરી સૈનિકોને તો શું પણ વૃદ્ધો, બાળકો તથા સ્ત્રીઓ સુદ્ધાંને મારી નાખી. એ તે કંઈ લડાઈ છે! જવાન હોવાના કારણે તે જાનને જોખમમાં નાખતો હતો.— મરવું કાતો મારવું. એ એના લોહીમાં હતું—અને આ ગુણ તેણે વારસામાં સાંપડ્યો હતો, પરંતુ આજે તે ચોંકાયેલો હતો. વિચારી રહ્યો હતો, આ તે કંઈ હુકમ કહેવાય કે 'જવાનો તમે કોંગો લડાઈ લડવા જઈ રહ્યા નથી.' અને તેણે મનોમન જ કહ્યું હતું: "લડવા નહીં તો શું વેશ્યાઓના નાચ જોવા જઈ રહ્યા છીએ?" બ્રિગેડિયર સાહેબ પણ પૂરો પાગલ છે—કહેતો હતો, 'તમે શાંતિના દૂત બનીને જઈ રહ્યા છો, કોંગોમાં તમારે શાંતિ સ્થાપવાની છે'

તેના સીધા-સાદા લશ્કરી મિજાજને આ વાત સહેજ પણ ન ગમી. જો લશ્કરી જવાન શાંતિ સ્થાપિત કરવા ગડી પડે તો પછી લડશે કોણ? શાંતિ કે તેનો અંદાજ જાળવવો તે નેતાઓનું કાર્ય છે. કોંગોમાં શાંતિ નથી તો ત્યાં નહેરુ સાહેબે જવું જોઈએ— નહેરુ સાહેબના મુખ પર જાણે એવું તે શું છે કે તે જ્યાં જાય ત્યાં આપ-મેળે શાંતિ સ્થપાઈ જાય છે આખરે હારીને તેણે બાજુમાં બેઠેલ લેફ્ટેનન્ટ દરને પૂછયું, "દર સા'બ! શું હવે લશ્કરી જવાનોએ પણ શાંતિ જાળવવી પડશે?"

દર સાહેબે હસીને કહ્યું, "હા. સૂબેદાર."

"ત્યારે તો, હજૂર, પોલીસને ચોરી કરવાનું કહેવા જેવી જ વાત થઈ ને"

દરે રિસાલસિંહના મનોભાવ પારખી લીધા. હસતાં હસતાં બોલ્યા, "સૂબેદાર, ગાંધીજીવાળી વાત ભૂલી ગયા કે શું?"

"હજૂર, બાપુજીવાળી વાત તો યાદ છે. તેઓ તો મહાત્મા હતા. ને તેથી સ્તો સાત સમુંદર પાર રાજ્ય કરવાવાળા અંગ્રેજો ઊભી પૂછડીએ નાઠા. પણ અમે તો લશ્કરી જવાનો છીએ! અને સાચી વાત તો એ છે

કે જ્યારે મશીનગન હાથમાં હોય છે ત્યારે એને ચલાવવા માટે હાથ તલપાપડ થઈ જાય છે. ડોગ્રાવાળા શું આપમેળે શાંતિ નહીં રાખી શકે?"

દરે સમજાવવા પ્રયત્ન કર્યો, પણ સૂબેદારને એની વાત ગળે ન ઊતરી.

વિમાની ઉડ્ડયન ચાલુ હતું અને રિસાલસિંહ વિચારી રહ્યો હતો, 'સરકારે હુકમ આપ્યો કે ' રિસાલસિંહ ! નદીમાં પૂર આવ્યુ છે–શહેરનો ભાગ જોખમ–ભય–માં છે; જવાનોને લઈ જાઓ અને પૂરને અટકાવો '—ભલે, તેણે આજ્ઞા માની લીધી, પોતાના ભાઈઓના જાનમાલની સંભાળ રાખી સરકારે કહ્યું, ' રિસાલસિંહ ! રસ્તો બનાવી દો, '—તેણે પાવડા, કોદાળી લઈ રસ્તો તૈયાર કરી નાખ્યો. પછી કહેવામાં આવ્યુ. ' રિસાલસિંહ, શહેરમાં તોફાન થયુ છે,' તેણે શહેરમાં પહેરો ભર્યો. આ બધુ તો ઠીક છે, પોતાના દેશની સેવા છે. આ બધુ કરવામાં તેને કંઈ બાધ નથી, પણ તેના મનસ્વી મિજાજને માટે આ બધુ અસહ્ય હતું. તેનું તો માત્ર એક જ સૂત્ર હતું—' લશ્કરી જવાનનું કામ છે, લડવુ, મારવું અને મરવુ ' તે પોતાની ટુકડીના રંગરૂટોને કહેતો, ' એક વેળા અકબરે બીરબલને પૂછ્યુ—' રોટલી બળી કેમ? પાન સડ્યુ કેમ?' અને બીરબલે જવાબ આપ્યો; ' હજૂર, ફેરવવામાં ન આવ્યુ માટે.' બસ, આ પ્રમાણે જ લશ્કરી જવાનનુ હોય છે. બંદૂક પર હાથ નહીં ફેરવે, કવાયત નહીં કરે, તો લડશે કઈ રીતે? જ્યારે એની ટુકડી મોખરે ન હોય તો અંગ્રેજ કેપ્ટન પી ટી કરાવતો, રાઈફલ પરેડ કરાવતો, નજીવી ભૂલ માટે ફટીગ પરેડ કરાવતો, ટારગેટ શૂટિંગની પ્રેક્ટીસ કરાવતો ને કહેતો, ' મોત અને શત્રુ ક્યારે હુમલો કરે એનો કોઈ ભરોસો નહીં. જવાનો, હમેશાં તૈયાર રહો.'

સૂબેદાર રિસાલસિંહની મનોકામના એ હતી કે લશ્કરમાંથી નિવૃત્ત થતાં પહેલાં નહિ નહિ તોય ત્રીજૂ યુદ્ધ થાય તો સારૂં. કે જેથી તેને ફરી એક વાર પોતાનુ સાચું વીરત્વ બતાવવાની તક સાંપડે. મોખરે ઝઝૂમવુ સહેલું છે, પણ પૂર અટકાવવુ, સડકો બનાવવી, શાંતિ જાળવી રાખવી, એ ઘણાં જ અઘરાં કામો છે માત્ર બંદૂક ચલાવવા સિવાયનાં તમામ કામ રિસાલસિંહને માટે અઘરાં છે

વિચારોનો પ્રવાહ આગળ વધવા લાગ્યો—કોંગોમાં બ્રિગેડિયર સાહેબ કહી રહ્યા હતા,—" અહીં નીગ્રો લોકો રહે છે. તેઓ બોક્સીંગ લડવામાં ખૂબ પાવરધા છે " તે હસી પડ્યો—કોંગોમાં બધા જ સાલાઓ બોક્સર હશે (અને) તેથી જ ત્યાં શાંતિ નથી પ્રવર્તતી. તે લેફ્ટેનન્ટ દરને પૂછી બેઠો, " દર સા'બ ! કોંગોમાં બધા જ બોક્સર છે?"

લેફ્ટેનન્ટ દરે કહ્યુ, " અરે, છોડો એ વાત, સૂબેદાર છો, જાતે જ જોઈ લેજો–હમણાં તો સિગાર પીઓ."

કાશ્મીરની લડાઈમાં દર સૂબેદારમાંથી લેફ્ટેનન્ટ થઈ ગયો કોંગોમાં જો લડવા માટે મોકલવામા આવ્યો હોત તો ત્યાં પોતે પણ લેફ્ટેનન્ટ બની જાત.

લિયોપોલ્ડવીલે હવાઈમથક પર ભય કર અવાજ મચાવતું ઊતર્યું ગ્લોબ માસ્ટર અને તેની સાથે જ સૂબેદાર રિસાલસિંહ પણ યુ. એન ઓ. ના એક સાહેબે એ બધાનો સત્કાર કર્યો જવાનોને પીવા માટે ગરમાગરમ કોફી મળી, ત્યાં રિસાલસિંહે નીગ્રો સૈન્યના જવાનોને જોયા અને હસી પડ્યો. કાળા સર્પની જેમ ચીકણા–ચમકતા કાળા નીગ્રો તેને ગમ્યા ખાસ કરીને જ્યારે તેઓ હસતા અથવા મલકતા, ત્યારે તેમના સફેદ મોતી જેવા દાંત વીજળીની જેમ ચમકવા લાગતા. એમના માથા પગના–મરછટ–વાંકડિયા વાળ જોતાં રિસાલસિંહને નવાઈ લાગતી. તેણે તેના આ નવા મિત્રો સાથે હસ્તધૂનન કર્યું અને પળવારમાં જ તે નીગ્રો જવાનોનો વ્હાલસોયો બની ગયો.

ટુકડીઓ વિભક્ત કરવામાં આવી, લાઉડ સ્પીકરો પર વિભિન્ન પ્રકારનાં સૂચનો અપાઈ રહ્યાં હતાં. રિસાલસિંહની ટુકડીના પચાસ જવાનો તૈયાર હતા. થોડીવારમાં તેઓ લશ્કરી જીપગાડીઓમાં બેસીને પોતપોતાના મુકરર સ્થાને પહોંચી જશે. જતાં પહેલાં બ્રિગેડિયર સાહેબે રિસાલસિંહ સાથે હસ્તધૂનન કર્યું અને કહ્યુ, " સૂબેદાર રિસાલસિંહ, આ વખતે આપણે

ગઈ છે. ભારતનાં ગામોની સ્થિતિ ગેલી છાસ જેવી થઈ ગઈ છે, જેમાંથી માખણ માખણ મથુરા મોકલી દેવાયુ છે!

સરવાળે દેશનો વિકાસ થયો છે, પણ ગામડાં ગરીબ રહ્યાં છે આમ કેમ? કારણ કે ગામડાંનો નગરના ઉદ્યોગોમાં હિસ્સો નથી, એમના પોતાના ઉદ્યોગો ટકી શકતા નથી

સરવાળે ઉદ્યોગનો વિકાસ થયો છે, પણ મજૂરોમાં અસંતોષ છે, અસૂયા છે, ગરીબી છે આમ કેમ? કારણ કે મજૂરોનો ઉદ્યોગની માલિકીમાં, નફામાં હિસ્સો નથી— સમાન ને પર્યાપ્ત હિસ્સો નથી.

સરવાળે ઉત્પાદન વધી રહ્યું છે, ઉત્પાદકો સુખી બન્યા છે, પણ ગ્રાહકો સરખામણીમાં ગરીબ બન્યા છે. આમ કેમ? કારણ ગ્રાહકનો ઉદ્યોગમાં હિસ્સો નથી, જો કે ગ્રાહક વિના ઉદ્યોગની હસ્તી જ નથી.

સરવાળે ખેતીનું ઉત્પાદન વધ્યુ છે, પણ ભૂમિહીન ને નાના માલિકોની ગરીબી વધી છે આમ કેમ? કારણ કે ભૂમિની વહેંચણી અત્યંત અસમાન છે અને કાયદાથી કે ભૂદાનથીયે તેમાં જરૂરી પ્રમાણમાં ફરક પડ્યો નથી.

## ગાંધીનું ગાંડીવ અને કાલીનો મહિમા

ખેતીને ઉદ્યોગની આવકથી પુષ્ટ કરવા માટે, તેની પૂર્તિ કરવા માટે, ગાંધીજીએ ચરખાની, નાના ગ્રામોદ્યોગોની વાત મૂકી હતી. એમના સિદ્ધાંતનો સ્વીકાર કરીને ખાદીગ્રામોદ્યોગ કમિશન બન્યું છે, તે સારુ કામ કરે છે. પરંતુ ખેતી ને ઉદ્યોગ વચ્ચેની જબરદસ્ત ખાઈ, જે દિવસે દિવસે વધતી જાય છે, તેને પૂરવા માટે જેટલી એની શક્તિ છે તેટલી તેની યોજના છે? ગાંધીપ્રણીત અર્થરચનાને ભારતે ફેંકી નથી દીધી, પણ તેનો સંપૂર્ણ સ્વીકાર પણ નથી કર્યો સ્વીકાર તો કર્યો છે કાળપ્રવાહમાં આવેલા ઉદ્યોગીકરણનો. અને તેના રાજ્યના એક પવિત્ર ખૂણામાં ગાંધીજીના ચરખાને પૂજનીય બનાવીને રાખ્યો છે. કાળવશ આ કાર્યમાં દંભ નથી—જેમ કે કૃષ્ણપત્નીઓને ન બચાવી શકનારા અર્જુનમાંયે દંભ નહોતો. છતાંયે એમ માનવું પડશે કે અર્વાચીન ઉદ્યોગયુગની વિષમતાની સમસ્યાનો ઉકેલ ભારત—એક દેશને નાતે—ચરખા ને ગ્રામોદ્યોગ દ્વારા કરવા નથી મથતું. સર્વોદયનો પણ સરવાળે એવો આગ્રહ કે સંકલ્પ નથી જણાતો કે અર્વાચીન ઉદ્યોગીકરણને સત્યાગ્રહ કરીને પણ રોકી દઈશું, ગ્રામોદ્યોગો જ કરીશું ને સરકાર પાસે કરાવીશું. તેમાં આશ્ચર્ય પણ નથી. સર્વોદય પોતાના સ્વભાવથી જ ખંડનાત્મક નહીં બલ્કે રચનાત્મક વિચાર રહ્યો છે ભારતે રાજકીય ઇતિહાસમાં જે કર્યું છે, તે જ સર્વોદય આર્થિક ઇતિહાસમાં કરશે એમ દેખાય છે. ભારતે અસંસ્કૃત આક્રમકોનો દેશમાંથી બહિષ્કાર ન કર્યો, એમનો પરિષ્કાર કર્યો અને પોતાની સંસ્કૃતિનો એમની શક્તિ સાથે સમન્વય કર્યો સર્વોદય પણ ઉદ્યોગીકરણનો બહિષ્કાર કરી શકવાને બદલે તેની શક્તિનો પોતાનાં મૂલ્યોથી પરિષ્કાર કરશે, એવું ભવિષ્ય દેખાય છે પ્રાચીન ને અર્વાચીનનો સમન્વય કરીને પણ તે પોતાના પ્રાચીન સરળ જીવનનાં ઉદાહરણોને જાળવી રાખશે ગાંધીજીનો આશ્રમ, ચરખો, ખાદી ને યાત્રા, વગેરે પણ ભારતમાં કામ કરતાં જ રહેશે પરંતુ તેનો અર્થ એ નથી જણાતો કે સર્વોદય ઉદ્યોગીકરણ અને તેની સમસ્યાઓ તરફથી મોં ફેરવી લેશે, કે વિરોધ નહીં કરે, કે કોઈ સુધારો નહીં કરે. સર્વોદય અર્વાચીનની બાબતમાં આંખો બંધ કરીને પોતે જ કેવી રીતે જીવશે?

ભૂમિની વિષમ પરિસ્થિતિને કારણે તેલંગણામાં સામ્યવાદી ભય ઊભો થયો ત્યારે વિનોબાને માટે ચૂપ બેઠા રહેવું અશક્ય બની ગયું કાં તો અહિંસક પ્રક્રિયા સાંપડે છે, કાં પછી હિંસાને માન્યતા આપવી પડે છે ભૂમિદાનના રૂપમાં વિનોબાને તત્ત્વ મળ્યું અને ગ્રામદાનના રૂપમાં તે વિકસિત થયું ભૂમિની માલિકીની સંસ્થાના નવસંસ્કરણનો તે વિધિ છે, અને તેનું ભવિષ્ય આજની સ્થિતિ છતાંયે ઉજ્જ્વલ જ છે. આજે ગ્રામદાનનું આંદોલન કંઈક મંદ દેખાય છે. વિનોબા વિના ચાલતું હોય તેમ પણ નથી લાગતું. તેમાં માત્ર કાર્યકરોના પુરુષાર્થની જ ન્યૂનતા નથી, કાળનોયે મહિમા છે.

"रामैव भर्ता न च विप्रयोगः'

[ વિશ્વમાનવ : મે-જુન '૬૩-

વિનોબાએ કહ્યું હતું કે ધર્મવિચારને કાળબળ (જમાનાની માંગ)નો જ્યારે યોગ થાય છે ત્યારે ધર્મચક્ર-પ્રવર્તન થાય છે. ૧૯૫૧માં કૃષિ, અન્ન, વર્ગ-વૈષમ્ય જમાનાની તીવ્રતમ સમસ્યાઓ હતી, તેમાં ભૂદાનનો ધર્મવિચાર પ્રગટ્યો ને જોતજોતામાં ગંગા સરખું તેનું રૂપ પ્રકાશી ઊઠ્યું. ૧૯૫૭ સુધી એક રીતે તે કાળના રથ ઉપર સવાર હતો અને યેલવાલમાં તેના સિદ્ધાંતનું સાર્વભૌમત્વ સર્વસ્વીકૃત થયું આ ગાળામાં કાળબળ યા પરિસ્થિતિનો પ્રવાહ રંગ બદલી રહ્યો હતો એક બાજુ શાંતિ ને યુદ્ધ (હુલ્લડો)નો પ્રશ્ન તીવ્ર બની રહ્યો હતો બીજી બાજુ ચુપચાપ ઉદ્યોગીકરણ વધી રહ્યું હતું ગ્રામદાન આંદોલન નવનિર્માણની અવસ્થાએ આવીને અહીંતહીં જોઈ રહ્યું હતું, નગરોની જનતાની પર્યાપ્ત મદદના અભાવમાં સરકારી અનુદાનનો સ્વીકાર તેમાં અભિપ્રેત આંતરવિરોધો વગેરેથી બચવાનો ઉપાય નહોતો. જનતાની સર્વસંમતિની આકાંક્ષા શાંતિસેનાના કાર્યક્રમના સંદર્ભમાં 'સર્વોદય-પાત્ર'નું રૂપ લઈને વિનોબાના મુખેથી સાકાર થઈ

મૂળભૂત પ્રશ્ન ત્યારેયે ઉદ્યોગનો હતો. ચરખાને સૂર્ય કહીને ગાંધીજીએ તેના પર ખૂબ ભાર મૂક્યો હતો. વિનોબાએ પણ જીવનદાનના સંકલ્પમાં 'ભૂદાનમૂલક'ની સાથે 'ગ્રામોદ્યોગપ્રધાન' કહીને તથા ભૂમિને 'સીતા' ને ઉદ્યોગને 'રામ'નું રૂપક આપીને ઉદ્યોગની પ્રાધાન્યતાને અંકિત કરી જ હતી. સીતાએ રામ પાસે વર માગ્યો હતો—'त्वमेव भर्ता न च विप्रयोग'—જન્મજન્માંતર તમે જ પતિ મળો, અને તમારો વિયોગ મારે ન સહેવો પડે. કૃષિની ઉદ્યોગ પાસે આ જ આકાંક્ષા છે

## કલિયુગનો ઉદ્યોગાવતાર

ઉદ્યોગ નવા યુગમાં, નવા વાહન પર બેસી, નવું રૂપ લઈને આવ્યો છે. ૧૯૫૦માં વીજળીનો જેટલો વપરાશ હતો તેનાથી લગભગ ચારગણો વીજળીનો વપરાશ ૧૯૬૧માં થયો અને ૧૯૬૧ થી સવાબે ગણી વીજળી ૧૯૬૫-૬૬માં ઉત્પન્ન કરવાની યોજના છે. ડીઝલ એન્જિન અને વીજળીની મોટરોની શક્તિ ૧૦ વર્ષમાં બમણી થઈ ચૂકી છે, અને હજીયે દોઢી અને સાડાત્રણ ગણી થવાની છે. ઉદ્યોગમાં ઉત્પાદનનો index ૧૯૫૧માં ૧૦૦ માનીએ તો ૧૯૬૧માં ૧૮૧ પર પહોંચ્યો છે, જ્યારે ખેતીમાં ૧૩૯ પર પહોંચ્યો છે. ખાનગી તેમજ જાહેર ઔદ્યોગિક કંપનીઓની મૂડી ૧૯૫૨માં ૯૭૫ કરોડ હતી, તે ૧૯૬૧માં ૧૮૭૯ કરોડ છે. તેમાં જાહેર ક્ષેત્રની મૂડી ૧૯૫૧માં ૨૦૦ કરોડ હતી તે ૧૯૬૧માં ૮૦૦ કરોડની થઈ છે વિદેશી મૂડી જે સ્વરાજ્ય-પ્રાપ્તિ વખતે ૧૯૪૮માં ૨૫૬ કરોડની હતી, તે ૧૯૫૯ સુધીમાં ૬૧૦ કરોડ સુધી વધી ચૂકી હતી. ૧૯૬૨માં આ ઉપરાંત ૩૮૨ કરોડની મૂડી ઊભી કરવાની અનુમતિ આપવામાં આવી છે.

આવી રીતે ઉદ્યોગોમાં હવે આશરે ૨૨૦૦ થી ૨૩૦૦ કરોડની મૂડી રોકાઈ છે. ત્રીજી યોજનાના અંત સુધીમાં કુલ મૂડી ૨૬૦૦ કરોડ સુધી પહોંચવાની ધારણા છે, જેમાં ખાનગી ને જાહેર ક્ષેત્ર લગભગ બરાબર હશે બેંકો પાસે ૧૯૫૦-૫૧માં ૮૮૦ કરોડની ડિપોઝીટો રહેલી હતી, તે ૧૯૬૧-૬૨માં ૨૦૫૬ કરોડ પર પહોંચી ગઈ છે. પરિણામે ૧૯૫૧માં બેંકો ઉદ્યોગોને ૧૯૬ કરોડ ઉધાર દેતી હતી તે ૧૯૬૧માં ૬૮૬ કરોડ દેતી થઈ હતી. ખાનગી કંપનીઓ સરેરાશ રૂા ૧૦=૮૦ની ભરાયેલ થાપણ (Paid-up capital) પર ૧૦૦ રૂપિયાની મૂડી જેટલો ધંધો કરે છે, જેમાં રૂા. ૪૫ રિઝર્વ ફંડમાંથી અને રૂા ૫૪ ઉધાર આવે છે ભરાયેલ થાપણ તથા રિઝર્વ ફંડ, એ બન્નેનો સરવાળો કરીને જોઈએ તો, ૧૯૫૭માં એમને ૬.૫ ટકા નફો થતો હતો. તે ૧૯૬૧માં વધીને ૧૦.૮ ટકા થયો હતો. અર્થાત્ કેવળ ભરાયેલ થાપણ (જે શરૂઆતમાં રોકવામાં આવી હતી) પર તો ૧૫ થી ૨૦ ટકા કરતાયે વધુ આમાંથી એમણે ૧૯૫૧ થી ૫૫ સુધીમાં મૂળ શેયર પર સરેરાશ ૮.૨% ડિવિડન્ડ વહેંચ્યું હતું, જ્યારે ૧૯૬૦માં ૧૦.૯% વહેંચ્યું હતું. એમનાં રીઝર્વ ફંડ પણ બેથી અઢીગણાં વધી ગયાં છે, જેમાંથી સરકારની પરવાનગીથી બોનસ શેયર રૂપે શેયર-હોલ્ડરને વહેંચવામાં આવે છે.

## રાજ્યશાસનનો વિસ્તાર

ઉદ્યોગોના ક્ષેત્રનો આવો વિશાળ ને જટિલ વિકાસ

થયો છે તો સરકારે પણ કરવૃદ્ધિ દ્વારા પોતાનો આર્થિક આકાર અને કાર્યનો વિસ્તાર વધાર્યો છે. નીચેના કોષ્ટક પરથી તેનો કંઈક અંદાજ આવશે:—

કેન્દ્ર તથા રાજ્ય સરકારોની આવક

( કરોડ રૂપિયામાં )

| | ૧૯૫૦–૫૧ | ૧૯૬૦–૬૧ |
|---|---|---|
| આવકવેરા વગેરે | | |
| પ્રત્યક્ષ કરવેરામાંથી | ૨૩૦·૪ | ૩૯૯·૫ |
| એક્સાઈઝ, કસ્ટમ વગેરે | | |
| પરોક્ષ કરવેરામાંથી | ૩૯૬·૬ | ૯૬૮·૧ |
| અન્ય આવક તથા ફંડ | ૧૫૪·૫ | ૪૦૮·૫ |
| કુલ | ૭૮૧·૦ | ૧૭૭૬·૧ |

૧૯૬૩–૬૪નું કેવળ કેન્દ્ર સરકારનું બજેટ જ ઉપરના કેન્દ્ર તથા રાજ્યોના સંયુક્ત બજેટ કરતાં વધી ગયું છે—રૂા. ૧૮૫૧·૬૩ કરોડની આવક કેન્દ્ર સરકારને થશે. પરોક્ષ કરવેરા, જે સમસ્ત જનતાએ ભોગવવા પડે છે, તેમાં આ ઉપરાંત ૧૫૦ કરોડનો વધારો થયો છે અને પ્રત્યક્ષ કરવેરા, જે ખાસ કરીને પૈસાદારો પર પડતા હતા, તેમાં હવે નાની આવકવાળાઓએ પણ હિસ્સો આપવો પડશે

સરવાળે જોઈએ તો સામાન્ય રીતે એમ કહી શકાય કે, રાજ્યની આર્થિક સત્તા છેલ્લાં ૧૦ વર્ષમાં લગભગ ત્રણગણી થઈ છે, ઉદ્યોગની સત્તા પણ ત્રણગણી થઈ છે. રાષ્ટ્રીય આવક વધી છે, પરંતુ ખેતી કરતાં વેપાર–ઉદ્યોગવાળાઓની આવક અધિક વધી છે; અને ખેતીના ક્ષેત્રમાં પણ માલિકોની વધી છે, મજૂરોની ઘટી છે.

આવી રીતે રાષ્ટ્રીય આવકનું વિતરણ, મૂડી–નિર્માણ તથા આર્થિક વિકાસની દિશા, ખેતી ને ઉદ્યોગનો સંબંધ વગેરે દૃષ્ટિએ જોતાં જમીનની માફક ઉદ્યોગના ક્ષેત્રમાં સર્વોદયે પોતાની વાત મૂકવી પડશે.

## ગુજરાતની આળોચના

આ બાબતમાં ૧૯૫૭થી ગુજરાતમાં વિચારની ખળભળ કાર્યકર્તાઓમાં ચાલી રહી હતી. ૧૯૫૯માં પ્રથમ ચીની આક્રમણ વખતે ગુજરાત સર્વોદય મંડળની કારોબારીએ ઠરાવ કરીને એમ સૂચવ્યું હતું કે વીજળી, તેલ, કોલસો વગેરે શક્તિસ્રોતોના ઉદ્યોગો પર ભારતનાં ગામોને સ્વામિત્વ દેવું જોઈએ ૧૯૫૯ના એપ્રિલમાં ગુજરાતનું સર્વોદય સંમેલન થયું, તેના વક્તવ્યમાં 'ઉદ્યોગદાન' શબ્દને સ્થાન મળ્યું અને ત્યાર પછી કાર્યકરોનો એક ઉદ્યોગદાન શિબિર પણ થયો તથા વિભિન્ન જીલ્લાઓની પદયાત્રાઓમાં તે વિચારને લોકો સમક્ષ રજૂ કરીને, એમના શું પ્રત્યાઘાતો પડે છે તે પણ કાર્યકરોએ જોયું ગ્રામમૂડી ઊભી કરવા અંગે, ગામોમાં પંચાયતી ઉદ્યોગ સ્થાપવા અંગે તથા તેલ, વીજળી વગેરે મોટા ઉદ્યોગોમાં ગ્રામપંચાયતોને હિસ્સો મળે તે અંગે, ગ્રામજનતાના પ્રત્યાઘાતો અનુકૂળ જ હતા. વિનોબાની સક્રિય સંમતિ, સમર્થન ને માર્ગદર્શનના અભાવમાં ગુજરાતનો એ બાલ–વિચાર શબ્દોમાં જ રહ્યો

## ભૂમિક્રાંતિ અને ઉદ્યોગક્રાંતિનો પ્રકારભેદ

ઉદ્યોગદાન યા સંવિભાગ સમાજવ્યવસ્થાને જવાબદાર બનાવવાનું એક વૈચારિક અને અહિંસક આંદોલન છે. તે જનતાનું આંદોલન બની શકે એમ છે. તેના દ્વારા જનતા સ્વયં રાષ્ટ્રના અર્થતંત્રનો કાયાકલ્પ કરી શકે એમ છે. અને એ વિચારને ગ્રહણ કરીને સહૃદયી મૂડીદાર ઉદ્યોગપતિ પણ પોતાના ઉદ્યોગમાં શ્રમિકો તથા જનતાને ભાગીદાર બનાવી શકે એમ છે એમનો આવો સંકલ્પ એમને જનતાના 'વિશ્વાસપાત્ર' બનાવશે. પોતાની કાર્યદક્ષતાથી તેઓ જનતાના વિશ્વાસપાત્ર નેતા બની શકશે

ભૂમિની બાબતમાં માલિકીની વાત સરળ છે એક માલિકનો અમુક જમીન છે તે તેનો અમુક ભાગ દાનમાં આપી શકે છે પરંતુ ઉદ્યોગમાં આ માલિકીની વાત જટિલ છે. જોઇન્ટ સ્ટૉક–હોલ્ડર હોય છે. વ્યાવહારિક સત્તા પણ એક કરતાં વધુ વ્યક્તિઓના હાથમાં હોય છે. અને પાછો એક ઉદ્યોગનો બીજા અનેક ઉદ્યોગો તથા વ્યવસાયો સાથે અત્યંત ગાઢ સંબંધ હોય છે. ઔદ્યોગિક એકમમાં ખેતીના એકમ જેટલી સરળતા ને સ્વતંત્રતા નથી. તેને કારણે તેમાં

ક્રાંતિકારી પરિવર્તન કરવું કંઈક મુશ્કેલ બને છે. અનેક વ્યક્તિઓનો સહસંકલ્પ યા સંમતિ પ્રાપ્ત કરવી પડે છે અને બીજા સંબંધિત ઉદ્યોગધંધાના સમસ્ત તંત્રમાં અનુકૂળ વલણ પેદા કરવું પડે છે

એટલે વારંવાર ઉદ્યોગમાં ક્રાંતિ કકડે કકડે લાવવાને બદલે સમગ્ર વાતાવરણમાં પરિવર્તન કરીને લાવવી પડશે. જનતામાં અને મજૂરોમાં પોતાના અધિકાર, પોતાનું કર્તવ્ય અને પોતાના અભિક્રમ બાબતમાં જાગૃતિ લાવવી પડશે. પરિવર્તનમાં સરવાળે એમનું કલ્યાણ જ છે. એમની સ્વતંત્રતા છીનવી લેવામાં નથી આવતી, સમાજની સાથે એમનો અવિરોધ સ્થાપિત કરવામાં આવી રહ્યો છે, તે એમને સમજાવવું પડશે, અને પરિસ્થિતિની અનિવાર્યતા બતાવવી પડશે, ધર્મવિચાર માનવાનો અનુનય કરવો પડશે આવી રીતે કરુણા ને જ્ઞાનનું એક વ્યાપક જન-આંદોલન ઉદ્યોગ-ક્ષેત્રમાં ક્રાંતિ કરવા માટે ઉપાડવું પડશે.

### પરિસ્થિતિ કાયદાથી ક્રાંતિ કરીને જંપશે

પરંતુ જનતા જાગૃત ન થઈ શકી તો યે પરિસ્થિતિનું દબાણ તો રહેશે જ તેથી ભારતમાં કોઈ પણ સરકાર હશે, તેણે કરવેરા દ્વારા, ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટોની રચના દ્વારા, રાષ્ટ્રીય ઉદ્યોગો દ્વારા, બેંકો, જીવનવીમા વગેરેના સમાજીકરણ યા પંચાયતીકરણ દ્વારા ભારતના આર્થિક જીવનવિકાસમાં જનતાને સંવિભાગ દેવો-દેવડાવવો જ પડશે દાખલા તરીકે નાણાંપ્રધાને હમણાં (૧૭ માર્ચે) લોકસભામાં જાહેર કર્યું કે, ઉદ્યોગોના વિકાસને કારણે જે સમૃદ્ધિ દેશમાં પેદા થઈ રહી છે તેમાં સામાન્ય જનતાને ભાગ અપાવવાનો એક રસ્તો ઊભો કરવાના મૂળભૂત વિચારથી 'ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ'ની યોજના પર સરકાર વિચારણા કરી રહી છે અત્યારે તો તેમાં મધ્યમવર્ગનો નાગરિક વ્યક્તિગત શેયર ખરીદી શકશે, એટલી જ કલ્પના નાણાંપ્રધાનની સામે છે. પરંતુ એવો પણ સમય આવી શકે છે, જ્યારે જિલ્લા પંચાયત પરિષદ અને નગર પંચાયતો જ જનતા માટે ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટનું કાર્ય 'ગ્રામનિધિ'ની યોજનાઓ દ્વારા કરે અને એમના સહયોગથી રાષ્ટ્રીય પંચાયતનિધિ બને, જે દેશના બધા ખાનગી તેમ જ સરકારી ઉદ્યોગોમાં શેયર રાખી શકે. એમને રિઝર્વ ફંડનો એક ભાગ મૂડીગત અનુદાન રૂપે કામદારોને દેવામાં આવે. બોનસ શેયરનો એક ભાગ પણ કામદારોને આપવામાં આવે—એવી કલ્પના પણ ભારતના નાણાંપ્રધાનના આ વિચારબીજમાંથી વિકસિત થઈ શકે છે અર્થાત્ સરકાર પર પરિસ્થિતિનું તથા વિચારનું દબાણ તો સંવિભાગની દિશામાં કામ કરે જ છે અને હજીયે કરશે. કાયદાથી તો ક્રાંતિ થઈ શકે છે અને હજીયે કરાશે. કાયદાથી જે ક્રાંતિ થઈ શકે છે તેમાં પ્રતિક્રાંતિઓ પણ આવતી રહેશે.

### વિચારક્રાંતિની અહિંસક શક્તિ

પરંતુ સર્વોદય જો ભારતના શ્રમિકો, ગ્રામજનોમાં જાગૃતિનું અને સંવિભાગની આકાંક્ષાનું આંદોલન જગાવે છે તો ઉદ્યોગની તથા પોતાની અસમાન માલિકીમાં સંવિભાગનું ઐતિહાસિક કાર્ય વધુ ગતિથી, વધુ માનવતાથી થશે અને તેનાથી અહિંસા તથા લોકતંત્રની પુષ્ટિ થશે. સર્વોદયનું 'ઉદ્યોગદાન' આંદોલન જો સફળ ન થયું તો યે, કાયદાની ક્રાંતિ માટે તેનાથી રાષ્ટ્રીય ભૂમિકા તો નિર્માણ થશે જ. કાયદાની ક્રાંતિની પાછળ સર્વોદયની વિચારક્રાંતિનું બળ હશે તો તેમાં પણ અહિંસાનો ગુણ આવશે અને પ્રતિક્રાંતિની ભાવનાનું નિવારણ થશે

હવે આગળ ઉપર 'ઉદ્યોગદાન'ના મૂળ વિચાર, ઘોષણાપત્ર અને અહિંસાત્મક સૂચનોનો વિચાર કરીશું

## મોટા ઉદ્યોગોમાં ગ્રામ તથા શ્રમની ભાગીદારીનો વિચાર

ભૂદાન આંદોલન બાર વર્ષ પહેલાં શરૂ થયું ત્યારે આર્થિક, રાજકીય ને માનસિક દૃષ્ટિએ ભારતની સમસ્યાઓમાં ભૂમિ અને અન્નની સમસ્યા મુખ્ય હતી. જમાનાના તકાદા સાથે ધર્મ-વિચારનો એક અનોખી ઘડીમાં સંયોગ થઈ ગયો અને 'ભૂદાન'ના રૂપમાં એક નવા ધર્મચક્રપ્રવર્તનનો આરંભ થયો તેમાં અભિપ્રેત

એવું 'કરુણામૂલક સામ્ય'નું તત્ત્વ આજે પણ તેને સાતત્યપૂર્ણ ઘુમાવી રહ્યું છે.

### ઉદ્યોગપર્વ

ભૂદાન આંદોલનનું સૂત્ર છે: ભૂદાનમૂલક ગ્રામોદ્યોગપ્રધાન અહિંસક ક્રાંતિ. અને સાથે જ વિનોબાએ કૃષિને **સીતા** અને ઉદ્યોગને રામનું રૂપક આપીને ઉદ્યોગનું પ્રાધાન્ય દર્શાવ્યું છે.

હવે એ સમય આવી ગયો છે કે ઉદ્યોગના સમસ્ત ક્ષેત્રમાં ભૂદાનનું ધર્મતત્ત્વ અર્થાત્ 'કરુણામૂલક સામ્ય' લાગુ પાડવામાં આવે અને જનશક્તિ દ્વારા આર્થિક સ્વરાજ્ય સિદ્ધ કરવાના આંદોલનમાં એક પર્વનો આરંભ કરવામાં આવે.

દેશમાં ઉદ્યોગનું આર્થિક મહત્ત્વ આ વર્ષોમાં ત્રણગણું થઈ ગયું છે. એનું માનસિક તથા રાજકીય મહત્ત્વ પણ ખેતીની સરખામણીમાં ઘણું વધી ગયું છે. સાથે ખેતી અને ઉદ્યોગ વચ્ચેનું સમતોલપણું બગડવા લાગ્યું છે. ગરીબ કૃષિજન ઉદ્યોગજનની સરખામણીમાં વધુ ને વધુ પાછળ પડી જવા લાગ્યો છે ગ્રામોદ્યોગોથી કૃષિજનને પૂરક આવક આપવાની યોજના શુભ ભાવના અને યથાશક્તિ પ્રયત્ન છતાંયે, આ ઉદ્યોગપ્રધાન કાલ પ્રવાહ વચ્ચે અમુક હદથી વધુ મદદ નથી કરી શકતી. ઉદ્યોગો સાથે ઉદ્યોગોના સંદર્ભમાં જ ફેંસલો લેવાની વારી આવી છે. બાપુએ ચરખો ચલાવતાં ચલાવતાં મિલ-મજૂરો તથા મોટા માલિકોની સમસ્યા પર ધ્યાન આપ્યું હતું અને 'ટ્રસ્ટીશિપ' વગેરે ઉપાય વિચાર્યા હતા. તેવી જ રીતે ભૂદાન અને ગ્રામોદ્યોગનું કાર્ય ચલાવતાં ચલાવતાં મોટા ઉદ્યોગો દ્વારા જે નવી વિષમતા ઊભી થઈ રહી છે તેનો નવો ઉકેલ આપણે શોધવો પડશે

### યુદ્ધપર્વ

, ચીની આક્રમણે સમસ્યાને વળી વધુ તીવ્ર બનાવી મૂકી છે. વર્તમાન ઢંગના લશ્કરી સંરક્ષણ માટે ભારે ઉદ્યોગીકરણને હજીયે વધુ ઝડપી બનાવવામાં આવશે ઉદ્યોગીકરણથી ઊભી થતી સમસ્યા પણ વધશે ચીનનું આક્રમણ અંતે તો હિંસક સામ્યનું આક્રમણ છે તે જેટલું લશ્કરી છે તેનાથી યે વધુ અર્થનૈતિક, રાજનૈતિક અને મનોવૈજ્ઞાનિક છે. આ આક્રમણને કારણે નવા બજેટમાં કરવેરામાં જે વધારો થયો છે તેનાં રાજનૈતિક, મનોવૈજ્ઞાનિક પરિણામો વિચારો. દેશમાં વર્ગસંઘર્ષ, પક્ષસંઘર્ષ અને અસંતોષ વધે તેમાં કાંઈ નવાઈ નથી. જો કે તેને રોકવાની અને ભારતની સુસંસ્કૃત પદ્ધતિએ તેનો ઉકેલ લાવવાની આપણી પૂરી કોશિશ હશે.

આક્રમણે અર્થશાસ્ત્રીઓ તથા નેતાઓની સામે બીજો પ્રશ્ન ઊભો કરી દીધો છે: "વિકાસ કરીએ કે સંરક્ષણ!" આક્રમણ પહેલાં પણ આવો જ એક તીવ્ર અર્થનૈતિક પ્રશ્ન હતો: "વિકાસ કરીએ કે સમવિતરણ કરીએ?" આક્રમણ પછી આ પ્રશ્ન વળી વધુ પેચીદો બન્યો છે કરવેરા વધારવા સિવાય આરો નથી. પૈસાદારો પર પડનારા પ્રત્યક્ષ કરવેરા વધે છે તો તેઓ બૂમ પાડે છે: "પરોક્ષ કરવેરા વધારો. પ્રત્યક્ષ વધવાથી મૂડી–નિર્માણ અટકી જશે, ઔદ્યોગિક પ્રગતિમાં બાધા આવશે." પરોક્ષ કરવેરા સામાન્ય જનતા ઉપર પડે છે અને તે આ વર્ષોમાં ત્રણગણા તો થઈ ચૂક્યા છે સરકાર અને કર આપનારાઓ વચ્ચેનો હિતવિરોધ તો સદાનો છે, હવે મૂડીદાર કરદાતા અને સામાન્ય જનતાનો હિતવિરોધ તીવ્ર બની રહ્યો છે. કરવેરા દ્વારા સરકાર બધા કામ કરે, સમાનતા લાવે એવી કલ્યાણરાજ પદ્ધતિને કારણે સત્તાનું કેન્દ્રીકરણ વધી રહ્યું છે. અને સાથે જ જનતાની નગણ્યતા યે. અને આ વર્ષોમાં કરબાર અર્થાત્ સરકારની આર્થિક સત્તા ત્રણગણી થઈ ગઈ છે

આ સંદર્ભમાં ઉદ્યોગના ક્ષેત્રમાં દાનની વાતે સંવિભાગની પ્રક્રિયાનું વિસ્તરણ સમયોચિત જ છે.

### વિશ્વસંદર્ભ

વિશ્વસંદર્ભ પણ સંવિભાગની આવશ્યકતાની પુષ્ટિ કરે છે સંયુક્ત રાજ્ય અમેરિકામાં ઉદ્યોગીકરણ ચરમ સીમાએ પહોંચ્યું છે ભગલબ સમૃદ્ધિ પેદા થઈ છે. સાથે જ બેકારી એમની પહેલા નંબરની આર્થિક સમસ્યા બની ગઈ છે. ઇંગ્લાંડમાં મજૂર પક્ષ ફરી સત્તાસ્થાને આવવાનો પૂરો સંભવ છે. ત્યાં પણ બેકારીનો તીવ્રતમ પ્રશ્ન છે સોએ સો ટકા રાષ્ટ્રીયકરણને હવે મજૂરપક્ષ પણ અચૂક જડીબુટ્ટી નથી માની રહ્યો. સંપત્તિવેરો, રાષ્ટ્રીય પેન્શન વગેરે મિશ્ર ઉપાયો તે

[ વિશ્વમાનવ : મે–જુન '૬૩

શોધી રહ્યો છે. જર્મનીમાં મજૂરોએ હિટલરની કેન્દ્રિત સત્તાનો અનુભવ કર્યો છે. ફરીથી સત્તાનું કોઈ પ્રકારનું અનિકેન્દ્રીકરણ એમને પસંદ નથી એટલે તેઓ રાષ્ટ્રીયકરણ નથી ઇચ્છતા, પણ ઉદ્યોગોના સંચાલનમાં શ્રમિકોની ભાગીદારી ઇચ્છે છે.

કૃષિજનનું જીવનધોરણ ઉદ્યોગજનના જેટલું ગણવું એ આખી દુનિયામાં રાજ્યના હસ્તક્ષેપનો વિષય બની ગયો છે. યુરોપના દેશો—ફ્રાંસ, જર્મની વગેરે, ઇંગ્લાંડ અને સામ્યવાદી રશિયા પણ અન્ન-માંસ વગેરેના ભાવોમાં 'સબસિડી' આપીને યા (રશિયામાં) વધુ ભાવ આપીને કૃષિજનના જીવનધોરણને કૃત્રિમ ઉપાયોથી સમતોલ રાખી રહ્યા છે રાજ્યના હસ્તક્ષેપ વગર, કૃષિઉદ્યોગના સીધા જવાબદાર સંબંધથી બન્નેના પલ્લાં સમતોલ રાખવાની વિદ્યા હાથ લાગવાની હજી બાકી જ છે

તેવી જ રીતે સમાનતા અને સ્વતન્ત્રતાની માનવીય આકાંક્ષાઓ વચ્ચે રશિયા અને અમેરિકા દ્વારા ઠંડું યુદ્ધ ચાલુ છે બન્નેના રસ્તે, આ બેઉ આકાંક્ષાઓનો સમન્વય કરનારી તૃતીય અર્થપદ્ધતિનો ઉદય થાય, એ આપણા યુગની આકાંક્ષા છે.

આ રીતે વિચારતાં સ્વાભાવિક જ 'સંવિભાગ'નો વિચાર ચિત્તમાં સાકાર થાય છે.

## સમર્થ શબ્દ

'સંવિભાગ' શબ્દ ભગવાન બુદ્ધનો છે. દાનને માટે એમણે એનો પ્રયોગ કર્યો હતો શંકરાચાર્યે 'દાન'ની વ્યાખ્યા કરતાં ફરીથી 'સંવિભાગ' શબ્દ પર્યાયરૂપે આપ્યો હતો. આ શબ્દમાં પ્રાચીનતાની સાથેસાથ અર્વાચીન સમાજશાસ્ત્રીય ક્ષમતા પણ વિપુલ છે. 'સ' થી સમ્યક્, (equitable), સુસંસ્કૃત, અને સહચારી ભાવથી સાથેસાથ—એવી અર્થછાયાઓ પ્રાપ્ત થાય છે 'વિભાગ'થી વિશેષ ભાગ, હિસ્સો, શેયર આદિ અર્થો સૂચિત થાય છે. સરવાળે સંવિભાગ શબ્દ equitable–Responsible–cultured co sharing-distribution એવો અર્થ આપી શકે છે. વિનોબાએ તેમ જ જયપ્રકાશજીએ તેને પસંદ કર્યો છે એમ માનું છું ભૂમિ, ઉદ્યોગ, મૂડી વગેરે દરેક પ્રકારના ઉત્પાદનનાં સાધનોના સ્વામિત્વના અહિંસક વિતરણ અને દાનને માટે 'સંવિભાગ' શબ્દ ચાલી શકે છે ભૂમિદાનની જેમ ટુકડા કરીને વિતરણ કરવું હોય યા તો ઉદ્યોગના એકમને અખંડ રાખીને તેના સ્વામિત્વમાં શેયર આપવો હોય, આ બન્ને 'ખંડ' અને 'અખંડ' પ્રકારના દાનને માટે 'સંવિભાગ' શબ્દ કામમાં આવી શકે છે, પરંતુ ખાસ કરીને 'અખંડ' દાનને માટે દાતા દ્વારા આદાતાને સહભાગી બનાવવા માટે 'સંવિભાગ' શબ્દ ઉપયોગી થઈ શકશે.

## મૂળ વિચાર

'કરુણાપૂર્વક સામ્ય' એ અહિંસક ક્રાંતિનો મંત્ર છે તેમાંથી જ ઉદ્યોગમાં સંવિભાગ યાને ઉદ્યોગદાનનો મૂળ વિચાર નિષ્પન્ન થાય છે

ઉદ્યોગમાં વિષમતા એટલે વાસ્તે આવી છે કે, તેમાં પરોવાયેલા માણસોનો તેની આવકમાં સમાન હક માનવામાં આવ્યો નથી મકાનનું ભાડું આપી દેવાય છે, કરજનું વ્યાજ આપી દેવાય છે, મજૂર અને પશુને અલ્પતમ વેતન આપી દેવાય છે અને મૂડી રોકનારા અને સાહસ કરનારા બાકીનો લાભ વહેંચી લે છે. ગ્રાહક, કે જેને કારણે ઉત્પાદનની બધી પ્રવૃત્તિ છે, તેનો તો કોઈ હિસ્સો જ નહીં. હા, બે ઉત્પાદકો વચ્ચે સ્પર્ધા થાય ત્યારે માલ જેટલો સસ્તો મળે એટલો તેનો લાભ.

આવી રીતે ઉદ્યોગોમાં યંત્રશક્તિને કારણે જે નવો લાભ થાય છે, તેની વહેંચણી વિષમ છે, કેમ કે ઉત્પાદનનાં યાંત્રિક સાધનોની બધી માલિકી મૂડીદારોની છે અને માલિક આદિકાળથી લાભનો અધિકારી મનાયો છે સાથે જ માલિકીમાં જવાબદારી પણ છે—નુકશાનની, ક્ષતિપૂર્તિની અને સક્ષમ સંચાલનની. મજૂર અને ગ્રાહક સ્વામિત્વહીન છે એટલે માટે લાભ, હાનિ અને જવાબદારી ત્રણેયથી વંચિત છે. સ્વામિત્વમાં શુભ અંશ છે—આત્મીયતા બહુજન સમાજ સ્વામિત્વરહિત થઈ જવાથી અનાત્મીયતા (alienation)ના સામાજિક ક્ષયનો તે રોગી બની જાય છે અનાત્મીયતા સમાજવૃક્ષનાં મૂળને સડાવી મૂકે છે અને અસંખ્ય સામાજિક દૂષણોને જન્મ

આપે છે તેથી મનુષ્યમાત્રને પોતાના આર્થિક એકમના સ્વામિત્વમાં સમ્યક્ ભાગ હોય, એ સંવિભાગનો પ્રથમ મૂળ વિચાર છે.

બીજો મૂળ વિચાર એ છે કે, નવો વિચાર નવો પ્રયોગ સ્વાભાવિક રીતે વ્યક્તિ મારફત અભિવ્યક્ત થાય છે તેથી વ્યક્તિના અભિક્રમને, એના સ્વાતંત્ર્યને મૂલ્યવાન માનવાનાં છે. વ્યક્તિના અભિક્રમથી પ્રાપ્ત થતા લાભમાં સમાજને સહભાગી બનાવવાનો છે. તેથી વ્યક્તિગત અભિક્રમથી અવિરુદ્ધ સંવિભાગી રચના કરવાની છે. વ્યક્તિની અને સમાજની ભાગીદારી ઊભી કરવાની છે.

ત્રીજો મૂળ વિચાર એ છે કે, અસમાન ઉત્પાદકતાવાળા ઉદ્યોગો વચ્ચે આજે કટુતાપૂર્ણ સ્પર્ધા છે, જેને કારણે કૃષિ તથા નાના ઉદ્યોગોનું મોટા ઉદ્યોગો દ્વારા નાણાં, ભાવ, વગેરે તંત્ર મારફત શોષણ થાય છે, કૃષિજનોને ગેરલાભ થાય છે, એમના સ્થળાંતરને લીધે સમાજમાં સમસ્યાઓ ઊભી થાય છે તેથી ઉદ્યોગ અને કૃષિ (તથા નાના ને ગ્રામ ઉદ્યોગો) વચ્ચે વિશ્વાસી શાંતિનો અને ક્રમશઃ ભાગીદારીનો જવાબદાર સંબંધ કાયમ કરવાનો છે.

## ઔદ્યોગિક ઘોષણા

આ મૂળ વિચારોના આધાર પર અનેકવિધ યોજનાઓ બનાવી શકાય એમ છે, પ્રયોગ કરી શકાય એમ છે અનુભવ અને વ્યવહારની આવશ્યકતા અનુસાર તેમાં ફેરફાર પણ કરી શકાય છે, યોજના અને પ્રયોગ વ્યક્તિગત સ્તર પર કરી શકાય છે, ગ્રામ અને રાષ્ટ્રના સ્તર પર પણ કરી શકાય અર્થાત્ મૂળ વિચાર સરખામણીમાં ટકાઉ અને અવિકારી છે. (તેની ભાષામાં ફેરફાર થઈ શકે છે, તત્ત્વમાં પ્રસન્નાત્મક સ્થિરતા છે) પ્રયોગ ને કાર્યક્રમ પરિવર્તનશીલ છે, વિવાદાસ્પદ પણ છે.

તેથી આ લેખમાં મારાં કાર્યક્રમાત્મક સૂચનો આપતાં પહેલાં જ મારી વિનતી છે કે, સંવિભાગના સિદ્ધાંત પર સહવિચાર કરીને ઉદ્યોગના ક્ષેત્રમાં સર્વોદયની એક ઘોષણા રાષ્ટ્રની વિચારણા માટે રજૂ કરવામાં આવે.

સર્વોદયનો આ સહવિચાર વિનોબાજીની હાજરીમાં કરવામાં આવે. સર્વસંમત 'ઘોષણા' પાછળ ભૂદાન-ગ્રામદાન આંદોલનનું પુણ્યબળ અને સાતત્યબળ હોવું અત્યંત આવશ્યક છે.

ઉદ્યોગ વિષયક મૂળ વિચારોની ઘોષણામાં મજૂર, માલિક, જનતા, પંચાયતો, સહકારી મંડળીઓ, સરકાર વગેરે માટે યથાસંભવ નક્કર વાતો હોવી પણ જરૂરી છે. આ અંગેનો વિચાર ને નિર્ણય પણ 'સંવિભાગના સહવિચાર'માં કરવામાં આવે.

આવી ઘોષણાથી સર્વોદયના તથા રાષ્ટ્રના ચિંતકો, નેતાઓ, પ્રયોગવીરો અને કાર્યકર્તાઓને એક સર્વસામાન્ય ચાલના મળશે, દિશા મળશે અને એકાદ વર્ષમાં તો 'સંવિભાગ'નો એક સુશ્લિષ્ટ, વૈજ્ઞાનિક અને પ્રેરક કાર્યક્રમ જનઆંદોલન માટે ઉપસ્થિત થશે, જેમાં અનેક લોકોનાં બુદ્ધિદાન અને અનુભવદાન મળશે... અને એમ પણ બને કે પોચમપલ્લી જેવો બીજો કોઈ અપૌરુષેય પ્રારંભ પણ થઈ જાય.

## સહુની ભાગીદારીનું આંદોલન

મારાં આંદોલનાત્મક સૂચનો આ પ્રકારના વિશાળતર રાષ્ટ્રીય મનોમંથનની સરખામણીમાં કોઈ વિશેષ મહત્ત્વ નથી રાખતાં એમ હું માનું છું છતાંયે છેલ્લાં ચાર-પાંચ વર્ષમાં વિવિધ સંદર્ભોમાં આનો વિચાર એકધારો ચાલતો જ રહ્યો છે અને ગુજરાતીમાં તો પ્રકટ ચિંતન જેવું જ રહ્યું છે તેથી અત્યંત સંક્ષેપમાં મુખ્ય મુખ્ય સૂચનો નીચે આપી દઉં છું:

**(૧) ભૂમિની માલિકીમાં ભૂમિહીન મજૂરોને માલિક ભાગીદાર બનાવે** ભૂદાનમાં ભૂમિનો અમુક હિસ્સો આપે છે, આમાં સહભાગ આપે. ઉદ્દેશ: માલિક–મજૂરનો સંઘર્ષ સમાપ્ત થાય, ભૂમિના અનાર્થિક ટુકડા ન થાય, વ્યક્તિગત માલિકીનું સહયોગી સમાજમાં પરિવર્તન થાય, માલિકની બુદ્ધિ, મૂડી, અભિક્રમ વગેરેનો વિધાયક ઉપયોગ થાય અને શ્રમની સાથે સંયોગ થાય. મોટાં ખેતરોની મેનેજરશાહીનો આ એક સારો વિકલ્પ બની શકે એમ છે.

**(૨) ગામ તથા જિલ્લા કક્ષાની ગ્રામ પંચાયતો તથા નગર પંચાયતો યથાસંભવ**

મૂડી ઊભી કરીને પોતાના મધ્યમ ઉદ્યોગો ઊભા કરે અને તેમાં તજજ્ઞના રૂપમા નાના ને મધ્યમ વ્યક્તિગત સાહસિકોને ભાગીદાર તરીકે સામેલ કરે. પંચાયત અને વ્યક્તિ વચ્ચેનો આ સમતોલ મિશ્ર ઉદ્યોગ થશે, જેમાં વ્યક્તિના અભિક્રમનો સમાજના અભિક્રમ તથા સમવિતરણશીલતા સાથે સમન્વય થશે. તેનાથી મૂડીનિર્માણનો વેગ વધશે, મૂડીદાર અને રાજ્ય વચ્ચેનો અવિશ્વાસ ને ખેંચતાણ ઘટશે. અને ગ્રામવિસ્તારના કૃષિજનોને માટે ખેતી ઉપરાંત એક પૂરક સામાજિક આવકનું સાધન ઊભું થશે, જેનાથી સામાજિક કલ્યાણનું કાર્ય વિકેન્દ્રિત રૂપમાં ચાલી શકશે તથા તુરત 'ગ્રામપૂંજી' ભેગી થશે.

(૩) 'ગ્રામપૂંજી' ઊભી કરવામાં સરકાર પણ ઘણું કરી શકે બચત યોજના, જીવનવીમો, પેટ્રોલ પમ્પ, સિમેન્ટ, પોલાદ, કેરોસિન વગેરેના વિતરણ ઇત્યાદિ કાર્યોની એજન્સી પંચાયતોને યા પંચાયતોની સહકારી મંડળીને આપીને, તેના વેચાણ કમિશન નિમિત્ત વગેરે ગ્રામપૂંજી માટે આપી શકે ગ્રામીણ ને શહેરી જનતા સ્વયં પણ કાપણી વખતે જ અનાજ ભેગું કરીને, મજૂરની મજૂરીમાંથી અને પગારદાર પગારદારના પગારમાંથી પૈસાફંડ ભેગું કરીને, શ્રમદાન કરીને, ખિસ્સેટરોનું સમાજીકરણ કરીને ગ્રામપૂંજી ઊભી કરી શકે છે આ ઉપરાંત નાણાપ્રધાન આ વર્ષે જે રાષ્ટ્રીય 'ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ' બનાવી રહ્યા છે, તેની શાખા રૂપે પણ પંચાયતો ગ્રામપૂંજી ઊભી કરી શકે છે

(૪) ગ્રામ સહયોગી : સહકારી મંડળીમાં જ્યારે આખા ગામની પ્રત્યેક પુખ્ત વ્યક્તિનો શેયર હોય ત્યારે જ તેને 'ગ્રામ સહયોગી' માનવામાં આવે. ગ્રામ સહયોગી વિપરીત ઉત્પાદકોની અને ગ્રાહકોની આંશિક સહકારી મંડળીઓ બની શકે છે, પરંતુ તેમને ગ્રામ સહયોગીનો દરજ્જો ન મળે જિલ્લા સહયોગી વગેરે ઉપરના સંગઠનમાં ગ્રામ સહયોગીને જ સ્થાન મળે ઉદ્દેશ : સહકારી મંડળી આખા સમાજની પ્રતિનિધિ બને, વર્ગવિશેષ યા જૂથ વિશેષની નહીં, કે જેથી સમવિતરણનું તે સાચું માધ્યમ બની શકે.

(૫) રાજ્ય માલિકીના ઉદ્યોગ-ધંધામાં જિલ્લા પંચાયતોને સહ-સ્વામિત્વ આપવામાં આવે. સૌથી પહેલાં વીજળી, તેલ, કોલસો વગેરે શક્તિસ્રોતોના સ્વામિત્વમાં. ઉદ્દેશ : રાષ્ટ્રીય ઉદ્યોગમાં જનતાની આત્મીયતા વધે કૃષિજનની આવકની પૂર્તિ થાય, રાજ્ય-મૂડીવાદના અનિષ્ટનું નિવારણ થાય, આર્થિક સત્તાનું લોકતાંત્રિક વિકેન્દ્રીકરણ થાય અર્થાત્ આર્થિક પંચાયતરાજ સ્થપાય શક્તિસ્રોતો પર ગ્રામસ્વામિત્વ સ્થપાવાથી બધા ઉદ્યોગો પર ગામોને અંતિમ અંકુશ પ્રાપ્ત થશે અને તેઓ ક્યારેય મોટા ઉદ્યોગો દ્વારા પોતાનું શોષણ નહીં થવા દે. ઉદ્યોગ ને ખેતી વચ્ચે સ્વયં-સંતુલનનો આ એક સ્વાભાવિક ઉપાય બનશે.

(૬) વ્યક્તિગતક્ષેત્રના મોટા ઉદ્યોગોમાં શ્રમિકોને તથા ગ્રામપંચાયતોને શેયર આપવા જોઈએ. પ્રત્યેક કારખાનામાં એક Labour-Trust યા 'શ્રમિક નિધિ'ની રચના કરવામાં આવે સરકારની ગ્રાન્ટથી, શ્રમિકોના બોનસથી, કંપનીના રિઝર્વ ફંડ પર 'લેવી' નાખીને, અથવા કંપનીના સ્વૈચ્છિક 'પૂંજીદાન'થી આ શ્રમિકનિધિમાં મૂડી ઊભી કરીને તેનાથી ઉક્ત કંપનીની 'ભરાયેલ થાપણ' (paid-up Capital)માં શ્રમિકોના ટ્રસ્ટને શેયર આપવામાં આવે. ઉદ્યોગપતિઓને સમજાવવામાં આવે કે, તેઓ સ્વેચ્છાએ પૂંજીદાન અને બોનસ-શેયર-દાન મજૂરોના ટ્રસ્ટોને આપીને એમને કંપનીમાં જવાબદાર સભ્ય બનાવે. જે ઉદ્યોગપતિ યા કંપની દરેક વર્ષે 'પૂંજીદાન' આપીને મજૂરને સહભાગી બનાવવાનું સ્વીકારે, તેને 'વિશ્વસ્ત ઉદ્યોગપતિ' યા 'વિશ્વસ્ત કંપની' તરીકે જાહેર કરવામાં આવે અને તેના ઉદ્યોગની ઉત્પાદકતા વધારવામાં મજૂર પૂરા દિલથી લાગી જાય એવી જ રીતે કારખાના પોતાના પ્રદેશની પંચાયતને-જો તે મોટાં હોય તો-પંચાયતોને પણ પોતાની મૂડીમાં સહભાગી બનાવવાનું સ્વીકારે સરકાર કાયદા દ્વારા આવા પરિવર્તનનું સ્વાગત કરે તથા તેને પ્રોત્સાહન પણ આપે ઉદ્દેશ એ રહે કે પાંચ વર્ષમાં દેશના બધા ઉદ્યોગોમાં મજૂરોનાં ટ્રસ્ટ અને ગ્રામ ને નગર પંચાયતો સહભાગી બને. એમના

ભાગ કેટલા હોય, કયાં કારખાનાંમાં કઈ કઈ પંચાયતોને ભાગ મળે. તેની પદ્ધતિ કેવી હોય વગેરે વિગતો માલિક–મજૂરો અને પંચાયતો વચ્ચેની વાટાઘાટ દ્વારા અથવા એમની વિનંતીથી સરકારે નીમેલા પંચ દ્વારા નક્કી કરવામાં આવે ત્યાં સુધી સર્વોદય પોતાનો વિચાર સમજાવવા માટે પોતાનાં સૂચનો મૂકતો ચાલ્યો જાય.

**(૭) સરકાર પણ કરવેરા ને બદલે શેયર લેવા શરૂ કરે. અને દરેક ઉદ્યોગના હિસાબ–કિતાબ સાંભળી લે.** આવી રીતે મૂડીદાર, શ્રમિક, ગ્રાહક (પંચાયતો), અને સરકાર—ચારેયનું સમતોલ સહસ્વામિત્વ કેન્દ્રિત ઉદ્યોગોમાં સ્થપાઈ જાય, કે જેથી પ્રત્યક્ષ માનવીય–સામાજિક સ્તર પર જ એમની વચ્ચે પારસ્પરિક જવાબદાર સંબંધ કાયમ થઈ જાય.

**ગાંધી શતાબ્દી વિશ્વાસી આંદોલનથી ઉજવવામાં આવે.** ૧૯૬૯એ ગાંધી શતાબ્દીનું વર્ષ હશે ભારતમાં સર્વિભાગના અહિંસક ઉપાયથી આર્થિક સ્વરાજ્યનું ગાંધી–સ્વપ્ન ચરિતાર્થ કરીને ગાંધીજીની શતસાંવત્સરિક જયંતી ઉજવવામાં આવે, અને તીસમું શ્રાદ્ધ કરવામાં આવે. ગાંધીજીએ 'સ્વદેશી'નું મહાન આંદોલન ચલાવ્યું હતું. ઉદ્યોગપતિઓને 'વિશ્વાસી' (વિશ્વસ્ત) બનાવવાનું મહાન સત્યાગ્રહી આંદોલન તેની સ્મૃતિમાં ૧૯૬૮–૬૯માં ઉપાડવામાં આવે આ સામ્યતમ સત્યાગ્રહ હોય. જે ઉદ્યોગ 'વિશ્વાસી' ન બને, તેના માલનો સ્વેચ્છાથી ત્યાગ કરીને જનતા નમ્ર, વચિત રહીને તપસ્યા કરે, પ્રેમથી એમને સમજાવતી રહે વ્યક્તિગત સાહસિકોને એમ સમજાવવામાં આવે કે સંવિભાગી સમાજમાં એમને પોતાના સાહસિક અભિક્રમ માટે આજ કરતાં વધારે મોકો મળશે, એમની નવી યોજનામાં એમને સેંકડો પંચાયતો મારફત શ્રમિક નિધિઓનું સમર્થન મળશે અને અમુક અંશે આર્થિક પ્રેરણા પણ અવશ્ય રહેશે. આખુયે ઉદ્યોગક્ષેત્ર એક રીતે સો એ સો ટકા વ્યક્તિગત અને સો એ સો ટકા સામાજિક બની જશે ઉદ્દેશ એ રહેશે કે આ ભૂમિ પર નોકર તરીકે કોઈ નહીં મરે. પ્રત્યેક વ્યક્તિ ભાગીદાર હશે યા સ્વેચ્છાએ સેવક બનેલ હશે. અસ્તુ.

('ભૂમિપુત્ર'માંથી)

# હમ બચેંગે

'સેંકડો ફૂલો ખીલવા દો, વિચારધારાઓને પ્રગટવા દો'—માઓત્સે-તુંગ

**હુ-ફેંગ** | ગુજરાતીમાં ઉતારનાર : સુભદ્રા ગાંધી

ચીનમાં જ વસતાં લાખો કરોડો લોકો આજે જાણતાં નથી કે એમના પોતાના દેશમાં, કેવળ પોતાનો સ્વતંત્ર અભિપ્રાય ધરાવવાના અપરાધસર આજે કેટલા લોકો કેદ ભોગવી રહ્યા છે એને વિષેના આંકડા ક્યાંય પ્રસિદ્ધ થતા નથી અવાર નવાર કમ્યુનિસ્ટ છાપાંઓમાં આવતા અહેવાલો દ્વારા જાણવા મળે છે કે ક્યાંક કોઈક પ્રદેશમાં હજારો લોકો સભામાં ભેગા મળેલા ને એમણે અપરાધીની જાહેરમાં ઝાટકણી કાઢેલી.

ને આ 'હજારો લોકોની સભાઓ' મેળવવા પાછળ પણ ચીનની કમ્યુનિસ્ટ નેતાગીરીનો એક ખાસ ઉદ્દેશ રહેલો છે—તેઓ એને 'લોક શિક્ષણ' યા તો 'લોક-માનસનું પુન ઘડતર' કરવામાં ઉપયોગી એવું એક સાધન માને છે.

આમાં ય અસંખ્ય કિસ્સા એવા છે—જેના અહેવાલ જાહેરમાં ક્યાંય છપાતા નથી. કમ્યુનિસ્ટ ચીનમાં જેઓને 'જૂનવાણી વિચારના' યા 'જૂનવાણી રૂઢ ભૂમિકાવાળા' માનવામાં આવે છે, તેવા પાર વિનાના માણસો છે એમને કમ્યુનિસ્ટ સરકારના વિરોધીઓ તરીકે માની લઈ, એમના પર કશોક આરોપ મૂકી, કોર્ટમાં તે પૂરવાર કર્યા વિના જ, દેશના ઉંડાણમાં આવેલ ગામડાઓમાં દેશનિકાલ કરી દેવામાં આવેલ છે. એમના કામધંધાના સ્થળેથી, ઘરોમાંથી એમને ખસેડતાં પહેલાં, સરકાર તરફથી એક ટૂંકી નોટિસ એમને મળી જાય છે કોકવાર એમનાં કુટુંબને પણ એમની સાથે જ નિર્વાસનના સ્થળે ખસેડી દેવાય છે, તો કોક કિસ્સાઓમાં ઘરમાંથી એકલા મુખ્ય પુરુષને જ નિર્વાસને મોકલી આપે છે

આવા નિર્વાસિતોને નહિ ખેડાયેલી એવી જમીનો પર મોકલી આપવામાં આવે છે. ત્યાં એવા લોકોની મહેનતથી જ નવી વસાહતો ઊભી કરવામાં આવે છે.

આ પ્રકારે અપરાધી ઠરી, સજાઓ પામેલાઓના જે થોડાક કિસ્સાઓ વિષે થોડુ કંઈક જાણવા મળે છે, તે લોકો કાં તો કમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાન કાર્યકર્તાઓ હતા યા તો પાર્ટીના હમદર્દ—સહાયકો હતા 'પાર્ટીની નીતિ'ના સીધા પાટા પર ચાલવા કરવાને બદલે 'આડ રસ્તે ઊતરી ગયેલા' લોકો જ આમાં સજાને પાત્ર ઠરેલા જોવા મળે છે

ચીની અખબારો પર નજર નાખ્યા કરો તો, અવાર નવાર પાર્ટીની સત્તાવાર નીતિમાં આવ્યા કરતા પલ્ટા ને ફેરફારોને ચોક્કસપણે નોંધી શકાય છે સતત પલટાયા કરતી આર્થિક પરિસ્થિતિની સાથે આ ફેરફારોને ઘણો સંબંધ છે, એમ પણ જોવા મળે છે

૧૯૫૭માં ચીની કમ્યુનિસ્ટ પાર્ટીના વરીષ્ઠ નેતા માઓ-ત્સે તુંગે એક ભાષણમાં જાહેર કર્યું કે, 'હજારો ફૂલોને ખીલવા દો,' 'હજારો વિચારધારાઓને એક સાથે વહેવા દો'—આ ભાષણ વખતે તેમણે સ્વીકારેલું કે, સમાજવાદના ધ્યેયની મંઝિલે પહોંચવા માટેના અનેક નોખા નોખા રસ્તાઓ હોઈ શકે છે માઓના આ ભાષણ પછી ચીનની રાજકીય સામાજિક આબોહવામાં પલ્ટો આવ્યો કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિથી જુદી રીતે વિચારનારા લેખકો તેમજ ચિંતકો વિચારકોએ પોતપોતાની રીતે લખવા, વિચારવા, ને બોલવાનું મોકળા મને કરવા માંડ્યું.

પરંતુ, આગલા અનુભવ મુજબ, લોકોની એ મોકળાશ ઝાઝો વખત ટકી નહિ. એટલું જ નહિ, એ વચગાળાનો એકાએક એટલો જલદી અંત આવી પડ્યો કે, પાર્ટીના સત્તાધારીઓની, પ્રજાનાં જીવન સાથેની, ઉંદર બિલાડી જેવી આ રમતથી સૌ ડઘાઈ ગયાં.

સાહિત્ય કેવું હોવું જોઈએ, ને લેખકે શું ને શા માટે લખવું જોઈએ, તે વિષેના માઓત્સે તુંગના ઉદ્‌ગારોએ ચીનના એક નામાંકિત લેખક હુ-ફેંગની આખી કારકીર્દીમાં કેવો ભાગ ભજવ્યો, તે જાણવા જેવું છે.

કોઈને કદાચ એમ લાગે કે, આ તો કમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યકર્તાઓના અંદર અંદરના ઝઘડાની વાત છે, એમાં બહારની દુનિયાને શું લેવાદેવા? પરંતુ બહારની દુનિયાને આ વાત જેટલી સાદી લાગે છે, તેટલી સાદી એ નથી. આ આંતરિક-લાગતા મતભેદોના પાછળ માણસના અંતરાત્માની સ્વાધીનતાને કચડવાનો પ્રયાસ થઈ રહ્યો છે—એ સત્ય સામે આંખ આડા કાન કરવા જતાં, બહારની દુનિયામાં વસતો, પોતાને 'જાગૃત' તરીકે ઓળખાવનારો વર્ગ પોતે ઝાડની જે ડાળ પર બેઠેલ છે, તે ડાળી પર જ કરવત ચલવવાનું કામ, અજાણતાં કરી રહેલ છે—એટલી વાત વહેલી તકે એને સમજાઈ જવી જોઈએ. અંતરાત્માની સ્વાધીનતાને નામે માણસે જે વસ્તુને મૂલ્યવાન ગણી, આજલગીના ઇતિહાસમાં જે અનન્ય દુઃખ કષ્ટ સહ્યાં છે, અથાગ ભોગો ને બલિદાનો આપ્યાં છે, એ મૂલ્યનો જ આજે ચીનની કમ્યુનિસ્ટ સત્તા હ્રાસ કરી રહી છે. આજે આ ઘટના એના ઘર-દેશ પૂરતી મર્યાદિત લાગે છે—પણ લોકશાહીની માફક કમ્યુનિઝમ પણ આજે એક આંતરરાષ્ટ્રીય બળ બની પોતાનો રસ્તો કોરી રહ્યું છે. દુનિયા પર પોતાનો પંજો જમાવવા યુદ્ધ ખેલી રહ્યું છે, એ વાત કોઈની નજર બહાર ન રહી શકે એટલી ઉઘાડી છે.

ચીની કમ્યુનિસ્ટ સત્તાના આ સ્વરૂપને સમજવા માટે આજે તો આપણે એના ઘરમાં બની રહેલા આવા કિસ્સાઓનો જ આશ્રય લેવાનો છે. બધી બાજુથી લોકમાનસને આંતરીને, એને અમુક ચોક્કસ વલણ આપીને, ચીનના જાણીતા વિચારકો ને લેખકો પર 'લોકમત'નું દબાણ લાવીને, એમને પોતાના વિચારો બદલવાની કેવી રીતે ફરજ પાડવામાં આવે છે તે જોઈએ.

હુ-ફેંગ ચીનનો એક જાણીતો લેખક છે જે પોતે કમ્યુનિઝમના રંગથી રંગાયેલો હતો. ને જેણે પોતાના જીવન દરમિયાન સમાજના સડા સામે લડી, નવો સમાજ સર્જવાનાં સ્વપ્નાં સેવેલાં. ચીનના ક્રાંતિકારી ખ્યાતનામ લેખક લુ-સુનનો પટ્ટશિષ્ય હતો. ફેંગ સમજણો થયો ત્યારથી માર્કસવાદી હતો. ૧૯૨૪માં વીસ વર્ષની ઉંમરે એ પેકિંગ યુનિવર્સિટીમાં ઉચ્ચશિક્ષણ માટે દાખલ થયો, એના બીજા જ વર્ષે એણે કમ્યુનિસ્ટ પાર્ટીની શાખા સમી કમ્યુનિસ્ટ યૂથ લીગમાં પોતાનું નામ લખાવી દીધેલું. યુરોપ ભણીથી વહી આવતા નૂતન વિચાર પ્રવાહોને એણે પણ પેકિંગના બીજા ઉત્સાહી વિદ્યાર્થીઓની સાથે ઝીલેલા. રશિયન કમ્યુનિઝમ એમાંનો જ એક પ્રવાહ. આ ઉપરાંત ધર્મ, કલા સાહિત્ય, વિજ્ઞાન ઇત્યાદિ વિષે પશ્ચિમની દુનિયામાં બીજેથી આવતા પ્રવાહોએ પણ એના પર સારું આકર્ષણ જમાવેલું.

કમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાયા પછી તરત પોતાના પ્રાંતમાં પાછા જઈ, એણે એક સામયિક પત્ર શરૂ કર્યું, પોતાના નવા વિચારોને ફેલાવવા માટે. પણ થોડા જ વખતમાં સાહિત્યનું ક્ષેત્ર છોડી એને પોતાના ગામમાં જઈ, ખેતીનું કામ સંભાળવું પડ્યું. એના કુટુંબની સ્થિતિ એકંદર સારી કહેવાય એવી હતી પરંતુ એમનું ગામ ને જમીન જપાન સામેની લડાઈની રણભૂમિ બની ગયાં હતાં. કુટુંબને હૂંફ આપવા ઘર આંગણે આવી રહ્યા છતાં એનાથી કેવળ 'ઘરનું માણસ' બની જીવી શકાય એમ હતું જ નહિ. એટલે ગામમાં રહ્યાં રહ્યાં એણે કોમિંગટાંગની સ્થાનિક પ્રચાર સમિતિમાં કામ કરવું શરૂ કર્યું. એ વખતે ચીનના રાજકારણમાં જપાન સામેની લડાઈને કારણે કોમિંગટાંગ-કમ્યુનિસ્ટોના સંયુક્ત મોરચાનો ગાળો ચાલતો હતો. એ દિવસોમાં કમ્યુનિસ્ટ પાર્ટીમાં પણ રાષ્ટ્રવાદી ભાવનાથી રંગાયેલા જુવાનોનો તોટો ન હતો. સામાન્ય રીતે આર્થિક,

ઔદ્યોગિક રીતે પછાત એવા દેશોમાં જે પ્રકારનું કમ્યુનિઝમ જુવાનોમાં હોય છે, તે પ્રકારનું—રાષ્ટ્રની જાગૃતિ ને ઉન્નતિ માટેની ઝંખનાને જોમ અપનારું કમ્યુનિઝમ હુ-ફેંગે અપનાવેલ હતું. પોતે જમીનદારનું સંતાન હોવા છતાં હુ-ફેંગે ગામડાંની ગરીબ પ્રજાને દમનાર કચડનાર, શોષનાર જમીનદાર વર્ગ સામેની જેહાદને પોતાની એક ફરજ માની માથે ચડાવેલ હતી.

તે પછી થોડા વખતમાં એટલે ૧૯૨૭ના અરસામાં કોમિંટાંગ કમ્યુનિસ્ટ વચ્ચેના મોરચામાં જબરજસ્ત ફાટ પડી ગઈ, 'કમ્યુનિસ્ટ' તરીકે જેના પર વહેમ પણ આવે, એવા લોકોને ચાંગકાઈ શેક પકડવા માંડ્યા, એમને વગે કરવા માંડ્યા. આ પરિસ્થિતિમાં હુ-ફેંગે પોતાનો જીવ બચાવવો હોય તો નાસી જ જવું પડે એવી પરિસ્થિતિ આવીને ઊભી રહી ગઈ હુ-ફેંગ જાપાન ભાગી ગયો. ત્યાંથી એ અવાર નવાર ચમકાઈ ને નાનકિંગની સરકારો મારી જતો, ને નવા નવાં તખલ્લુસ હેઠળ ચીનના સામયિકો ને અખબારોમાં કલમ ચલાવી, પોતાનો રોટલો રળવાનો પ્રયાસ કરતો રહ્યો.

જપાનવાસ દરમિયાન તે 'રિસર્ચ સોસાયટી ઓફ આર્ટ' ને નામે ઉદ્દામ લેખકોનું એક મંડળ હતું તેના સંપર્કમાં આવ્યો. જપાનની કમ્યુનિસ્ટ પાર્ટી સાથે પણ એણે પોતાનો સંબંધ સ્થાપિત કર્યો. આ ૧૯૩૦ની સાલની વાત. આ સમય દરમિયાન ચીનમાં પણ જુદાં જુદાં નામે ઉદ્દામ લેખકોએ આવાં મંડળો સ્થાપી દીધાં હતાં. 'ધી ક્રિયેટીવ સોસાયટી' 'ધી સન સોસાયટી' ઇત્યાદિ. ચીનનાં આવાં બધાં મંડળો એકત્રિત થયાં. 'લેફ્ટ વિંગ રાઈટર્સ એલાયન્સ' નામે, એક મહામંડળ અસ્તિત્વમાં આવ્યું. છતાં હુ-ફેંગને માટે જપાન છોડી ચીન જઈ વસવું હજી સલામત નહોતું તેમ જપાનમાં પણ પોલિસની નજરથી બચીને રહેવું હવે શક્ય રહ્યું ન હતું ૧૯૩૩માં થોડો વખત એ જપાનની જેલનો મહેમાન પણ થઈ આવ્યો—જેલમાંથી છૂટ્યા પછી એને લાગ્યું કે પરદેશમાં આ સ્થિતિમાં પડ્યા રહેવા કરતાં ચીનની ભૂમિ પર પાછા જવું બેહું નહિ. ને એ શાંગહાઈ પાછો ફર્યો.

૧૯૩૩ થી ૩૬ના ગાળામાં હુ ફેંગે પોતાના ગુરુ, ચીની સાહિત્યસ્વામી લુ-સુન સાથે પત્રવ્યવહાર કર્યો વખતો વખત એની મુલાકાત લેવા પણ એ ભાગ્યશાળી બન્યો તે ૧૯૩૫ની સાલમાં એણે પોતાના નિબંધોનો એક સંચય પ્રગટ કર્યો એનું શિર્ષક હતું 'હન્ડ્રેડ ક્વેશ્ચન્સ ઓન લિટરેચર' (સાહિત્ય વિષેના સો સવાલો) હુ-ફેંગની પોતાની માન્યતા પ્રમાણે આ જ એને એક સારા સાહિત્યકાર તરીકેની નામના અપાવનારો સમય હતો.

હુ-ફેંગે પોતાની લેખક તરીકેની કીર્તિકળાને ખીલતી માની ત્યારે એના સાથી માર્કસવાદી લેખકોએ એ જ સમયમાં હુ ફેંગને 'પ્રતિક્રાંતિકારી' કહી વખોડવા માંડ્યો

૧૯૩૬માં ચીની સાહિત્ય સ્વામી લુ-સુનનું મૃત્યુ થયું, તે પછી કોમિંટાંગની સરકારે 'લેફ્ટ વિંગ રાઈટર્સ એલાયન્સ' ને વિખેરી કાઢ્યું. ૧૯૩૭ના જુનઈ મહિનાની ૭મી તારીખે જાપાન સામે ફરી યુદ્ધ ફાટી નીકળ્યું ને પછીનાં—યુદ્ધ ગાળાનાં વર્ષો દરમિયાન તો કોઈને ય માટે રાજકારણ કે સાહિત્યનું નામ લેવાની તક પણ રહી નહોતી, આ સમય દરમિયાન તો હાડચામને ભેગાં રાખી જીવતા રહેવું, ને મૃત્યુના મુખમાં સપડાતાં બચવું કેમ, એની જ ચિંતા હુ-ફેંગને કરવાની આવી

તે પછી, અજ્ઞાતવાસના અંધારામાં ડુબકી મારી ગયેલ હુ-ફેંગને ફરી પાછું બહાર ડોકું કાઢવાની તક મળી—ને છેક પર્લ હાર્બર પર જાપાનનો હુમલો થયો ત્યારે. તે પછી ચાંગ કાઈ શેકને, ફરી પાછી જાપાન સામે લડવા બ્રિટિશ તેમજ અમેરિકન મદદ મળવા લાગી

ચીનને કંઈક આશાનું કિરણ દેખાયું લોકોને જીવનમાં કયાંક સ્થિરતાનાં એંધાણ વર્તાવા લાગ્યાં. શહેરના બુદ્ધિજીવીઓ તેમજ લેખકોએ ફરી પાછી પુસ્તક પ્રકાશન ને સામયિક છાપાંઓની શરૂઆત કરી. ૧૯૪૨માં હુ-ફેંગે કોમિંટાંગની રાજધાની ચુંગકિંગમાં રહ્યાં રહ્યાં ફરી લેખનની શરૂઆત કરી એ જ વર્ષે ચીનની એક ખ્યાતનામા લેખિકા—ટિંગ—લિંગે પણ કમ્યુનિસ્ટ

નામના પોતાના કાગળમાંથી ( જે એ દરમિયાન પુસ્તક રૂપે પ્રગટ થઈ ચૂક્યું હતું ) એણે ઉતારા ટાંક્યા. એની આ નવી પ્રવૃત્તિએ કમ્યુનિસ્ટ બુદ્ધિજીવીઓની દુનિયામાં ભારે વિરોધી પ્રત્યાઘાતો જન્માવ્યા. છતાં લુ-સુનના શિષ્ય તરીકે કમ્યુનિસ્ટ સાહિત્યકારોની દુનિયામાં હજી એનું માન હતું કોમિન્ટાંગની સત્તા હેઠળના પ્રદેશમાંથી કમ્યુનિસ્ટોની સત્તા હેઠળના પ્રદેશમાં ચાલ્યા આવવા બદલ કમ્યુનિસ્ટ સત્તાવાળાઓએ પણ એને આવકાર્યો હતો. અંગત રીતે, શિષ્ટ 'ઉદારમતવાદી' બુદ્ધિજીવીઓના છૂટા છવાયા જૂથોએ તો એના આગમનને ખૂબ જ ઉત્સાહપૂર્વક વધાવી લીધું હતું. એમના સાથ સહકારને કારણે જ તો, અનેક સામયિકો ને મુખપત્રોમાં સહેલાઈથી અવારનવાર તે પોતાનો મત પ્રગટ કરી શકતો હતો. ત્યારે પેકિંગમાં એને માટેની પરિસ્થિતિ આથી તદ્દન વિપરિત હતી. ત્યાંની સત્તાવાર પ્રકાશન સંસ્થાઓએ તો એનું કોઈ પણ પુસ્તક વેચવાનો સાફ ઈન્કાર સંભળાવી દીધો હતો. એટલું જ નહિ, એના શિષ્ય ને સાથી મિત્રો પર પણ સત્તાધારીઓનું દબાણ આવ્યા કરતું હતું. એટલે જ્યાં હજી સાહિત્ય પર કમ્યુનિસ્ટ પાર્ટીનો પૂરેપૂરો અંકુશ સ્થપાયો નહોતો તેવા પ્રદેશમાં રહી, ત્યાંનાં સ્થાનિક અખબારોમાં છૂટાં છવાયાં નાના નાના લખાણો લખીને એણે ચલાવવાનું હતું. પેકિંગમાં તો એની કલમ બિલકુલ માથું ઊંચકીને કંઈ કહી શકે એવી સ્થિતિ નહોતી. આ દિવસોમાં પોતાના એક શિષ્યને લખ્યું: 'મને લાગે છે કે આપણાથી જે કંઈ બની શકે તે આપણે કરવાનું છે, ને તેમ કરતાં માથે આવી પડે તે બધું સહેવાનું છે.'

૧૯૫૧ના અંત સુધી પરિસ્થિતિ આવી જ રહી. ૧૯૫૧ના નવેમ્બર માસમાં ચેરમેન માઓએ પોલિ. કન્સલ્ટેટિવ કોન્ફરન્સની બેઠકમાં એક ભાષણ કર્યું. ને માઓના એ ભાષણના મુદ્દાઓને આધારે ચીની સાહિત્ય-કલા-વર્તુળોના મહામંડળની કાર્યવાહી સમિતિએ (ઑલ ચાઈના ફેડરેશન ઑફ લિટરરી એન્ડ આર્ટ સર્કલ્સ) 'રીમોલ્ડીંગ કેમ્પેઈન' અર્થાત્ 'પુનઃ-ઘડતર-ઝુંબેશ'નો આરંભ કરવાનું નક્કી કર્યું.

આ 'રીમોલ્ડીંગ કેમ્પેઈન' પાછળનો મુખ્ય ઉદ્દેશ એક જ હતો, ને તે એ કે કમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમને ટેકો આપવા માટે સમગ્ર ચીનના બુદ્ધિધનને સંગઠિત કરવું.

આ જ ગાળો હતો કોરિયન યુદ્ધનો, તેમજ સમગ્ર ચીનની ધરતીને સમૂહખેતીના સંગઠન હેઠળ લાવી દેવાનો. કોમિન્ટાંગ ને કમ્યુનિસ્ટ સત્તા વચ્ચે ચાલતા આંતર વિગ્રહનો હજી હમણાં જ અંત આવ્યો હતો. દેશમાં ઠેર ઠેર દુષ્કાળની પરિસ્થિતિ પ્રવર્તી રહી હતી. એવી હાલતમાં કોરિયાના યુદ્ધ મોરચે 'સ્વયંસેવક' સૈનિકો પૂરા પાડવાનું કામ માથે આવી પડ્યું હતું.

માઓએ તેમજ કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ લેખકોને તેમજ કલાકારોને હાકલ કરી કે 'જાઓ ખેડૂતોમાં જઈને એમને સમજાવો કે અમેરિકન શાહીવાદ સામેની લડાઈમાં દેશભક્ત ચીનાઓ તરીકે એમણે કેવા કેવા પ્રકારનાં દુઃખનો સામનો કરવાનો છે. કમ્યુનિસ્ટ પાર્ટીના આ આદેશ મુજબ લેખકોને સંગઠિત થઈ જુદાં જુદાં ક્ષેત્રોમાં કામે લાગી જવાનો હુકમ આપવામાં આવ્યો. એટલું જ નહિ, પાર્ટીના કાર્યકર્તાઓને એવો આદેશ આપવામાં આવ્યો હતો કે આ રીતે વિવિધ ક્ષેત્રે કામે લાગી ગયેલા લેખકો ઉપર પાર્ટીનો પૂરેપૂરો જાપ્તો રહેવો જોઈએ, જેથી એ લોકો પણ બીજા શ્રમજીવી વર્ગોની માફક કામમાં શિસ્ત જાળવતાં શીખે, ને એમ કરીને આજે પ્રજાને જેની જરૂર છે એવાં લખાણો ને સર્જનાત્મક સાહિત્યની કૃતિઓ પેદા કરવા કઠિન પરિશ્રમ કરવા તત્પર બને.

કમ્યુનિસ્ટ પાર્ટીની આ લાઈનદોરી જાહેર થયા પછી તો ઠેર ઠેર ગુનેગારોને શોધવાનો એક નવો જ કાર્યક્રમ થઈ ગયો. પાર્ટીના આગેવાન કાર્યકર્તાઓને સુદ્ધાં પોતાના અગાઉના ઢીલાપોચા, ડગુમગુ વલણ બદલ અફસોસ જાહેર કરવાની વેળા આવી.

પાર્ટીના કાર્યકર્તાઓની રીતભાતમાં વાંક જોનાર ને પોતાનાં લખાણ દ્વારા લોકોને એ બતાડી, એને સુધારવાની કોશીશ કરનાર સ્ત્રી લેખિકા ટિંગ-લિંગનો વારો સૌથી પહેલો આવ્યો. એને પોતાના 'ભૂલ-ભરેલા વલણ' બાબત જાહેરમાં કબુલાત કરવી પડી કે

'આજને તબક્કે આપણું મુખ્ય કામ તો એક જ છે—આપણે આપણાં રાજકીય ને સૈદ્ધાંતિક પ્રકાશનોની ભાત સુધારવાની છે, ને એ લખાણો દ્વારા લોકોમાં લડાયકતાની પ્રેરણા આપવાની છે'

હુ-ફેંગ તેમજ એના શિષ્ય-મિત્ર-સાથીઓ—જે આજસુધી, સાહિત્ય પરના જડ કમ્યુનિસ્ટ અંકુશ સામે અવાજ ઉઠાવી રહ્યા હતા તેમને—ટિંગ-લિંગ જેવી લેખિકાના આ અપમાન દ્વારા સમજાવી દેવામાં આવ્યું કે 'વેળાસર ન સમજ્યા તો તમારી પણ આ જ વલે થવાની છે.'

કમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓએ ધાર્યું કે હુ-ફેંગ પણ ટિંગ-લિંગના પગલે ચાલી પોતાની ભૂલો કબૂલ કરશે, ને પાર્ટીએ દોરી આપેલી લાઇન પર પગલાં માંડી ચાલવાનું કબૂલ કરશે. હુ-ફેંગ જાતે આગળ આવી આ પગલું ન ભરે તો પણ પાર્ટી એને પોતાને રસ્તે લાવી શકે તે માટે, પાર્ટીએ હુ-ફેંગ તેમજ એના શિષ્ય-સાથીઓએ લખેલાં તમામ લખાણોની નકલો જ્યાં ત્યાંથી મેળવીને ભેગી કરવા માંડી, જેથી વખત આવ્યે, હુ-ફેંગ સામે, દાખલા દલીલ સહિત, તેઓ આખો દસ્તાવેજ છાપીને બહાર પાડી શકે

સાહિત્યની દુનિયામાં લુ-સુનના માનીતા શિષ્ય અને લેખક તરીકે હુ-ફેંગનું સ્થાન ઘણું મહત્ત્વનું હતું. કેટલાય સર્જક પ્રતિભાવાળા ઉદારમતવાદી લેખકો એની આસપાસ વિંટળાયેલા રહેતા આ તમામની શક્તિ તેમજ પ્રતિભા પાર્ટીના ઉપયોગમાં આણી શકાય તે માટે હુ-ફેંગને ઝુકાવવો એ કમ્યુનિસ્ટ પાર્ટીની દૃષ્ટિએ અત્યંત જરૂરી હતું

ચોમેરથી, તરેહ તરેહનાં દબાણો આવ્યા પછી, હુ-ફેંગે પોતાની ભૂલોની કબૂલાત કરી, પરંતુ એથી પાર્ટીના સત્તાધીશોનું મન સંતોષી શકાયું નહિ એમને લાગ્યું કે, 'હુ ફેંગે જે કર્યું એમાં એણે તો પોતાના 'આદર્શવાદી' વિચારોને જ દોહરાવ્યા છે...પોતાના વિચારો રજૂ કરતું લખાણ તૈયાર કરવામાં એણે પૂરા બે મહિના લીધા...એટલું જ નહિ, કેટલા બધા મિત્રોએ એને મદદરૂપ થવાની ઇચ્છાથી એની આગળ પોતાના મત પ્રકટ કર્યા ને સલાહ સૂચનો આપ્યાં. એણે ધાર્યું હોત તો જરૂર આનાથી ઘણો સંતોષકારક 'રિપુ' (આત્મનિરીક્ષણનો અહેવાલ) એ તૈયાર કરી શક્યો હોત. .પરંતુ..'

હુ-ફેંગ પરનો આ જાહેર હુમલો તે ૧૯૫૨ના ડિસેમ્બરની વાત. હુ-ફેંગે આત્મનિરીક્ષણનો 'કહેવાતો' અહેવાલ રજૂ કર્યો ને પાર્ટીના સત્તાધારીઓ એના પ્રત્યે વંકાયા તે પછી જ હુ-ફેંગ પર જાહેરમાં હુમલો કરવાનું નક્કી થયું પણ આવી નામાંકિત વ્યક્તિ સામે જાહેરમાં હુમલો કરવો હોય તો પહેલાં કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિની મહોર મેળવી લેવી જોઈએ ને એ મળી ગયા પછી વળી સફળ રીતે એ વ્યક્તિને નામશેષ કરી શકાય તે માટે પૂરી તૈયારીઓ જોઈએ

હુ-ફેંગને નામશેષ કરવા માટે પાર્ટીએ પહેલો વાર કરાવ્યો એના જ શિષ્ય શુ-વુ પાસે જેણે 'આશા' નામના માસિકમાં એની સાથે લખાણો લખેલાં શુ-વુએ આવો વાર કેમ કર્યો, એની પાછળનાં કારણો શું હશે, એની કોઈ ને કશી જ જાણ નથી—એનાં કારણોની તો કલ્પના જ કરવી રહી. હુ-ફેંગ તેમ જ એના સાથીઓએ લખેલાં લખાણો વિષે કમ્યુનિસ્ટ પાર્ટીના મુખપત્રોએ સત્તાવાર રીતે જે લખ્યું તે એ જ કે,

આ વર્તુળના સભ્યોએ એમનાં સાહિત્ય તેમજ કલા વિષેના પ્રકાશનોમાં ક્રાંતિકારી વાસ્તવિકતાના વિચારને લગભગ નકારી દીધો છે હકીકતે, આ લોકોની સાહિત્ય તેમજ કલા વિષયક વિચારસરણી એટલે મૂડીવાદી વર્ગ અર્થાત્ 'બુર્ઝવાઝી'ના વ્યક્તિવાદી વિચારો સાથે અકય દાખવનારી વિચારસરણી સિવાય બીજું કંઈ નથી'

પાર્ટીનો આ રૂક્કો પ્રગટ થયા પછી હુ-ફેંગનો એક બીજો મિત્ર એનું જૂથ છોડી ચાલ્યો ગયો. ને એણે પોતાની ભૂલ કબૂલ કરી. તે પછી કોણ જાણે શાથી પણ હુ-ફેંગ સામેની લડત એકદમ ચિમળાઈ ગઈ કાં તો પાર્ટીને એમ થયું હોય કે પોતે જે કરવાનું હતું તે કરી લીધું છે કાં તો કોરિયન યુદ્ધ પૂરું થઈ ગયા પછી પાર્ટીને કંઈક નવી રીતે વિચારવાની જરૂર લાગી હોય. કે પછી હુ-ફેંગને ભવિષ્યમાં ઝબ્બે કરવા માટે છટકું ગોઠવી રાખ્યું હોય!

આ દરમિયાન રશિયામાં સ્તાલિનનું મૃત્યુ થઈ ચૂક્યું હતું. યુરલના પર્વત વિસ્તાર પર તેમજ મોંગોલિયા પર કંઈક હૂંફાળો પવન ફૂંકાઈ રહ્યો હતો હુ-ફેંગને થયું કે મારે મારા 'આદર્શવાદી' વિચારોના પ્રતિપાદન માટે ફરીથી પ્રયાસ કરવો જોઈએ ને ૧૯૫૪ના એપ્રિલમાં એણે પોતાના તમામ વિચારોને સ્પષ્ટ કરતું એક લાંબું લખાણ ખૂબ કાળજીપૂર્વક તૈયાર કર્યું ને પોતાના એ લાંબા નિબંધને, જૂના વખતનાં ઉશ્કેરણીખોર મથાળાંને બદલે એક ગંભીર શીર્ષક હેઠળ, એણે રજૂ કર્યો. એના એ નિબંધનું શીર્ષક હતું : 'એક્સપ્લેનેટરી ડેટા પરટેઇનિંગ ટુ સર્ટન પ્રોબ્લેમ્સ ઓફ આઈડિયોલોજી' (વિચારસરણીને લગતા કેટલાક સવાલો અંગેની સમજૂતિ આપનાર હકીકતો) ૧૯૫૪ના જુલાઈ માસમાં પોતાનો આ નિબંધ એણે કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિ સમક્ષ પેશ કર્યો

એના આ નિબંધનો તત્કાલ તો કંઈ જવાબ મળ્યો જ નહિ. સોવિયેત રશિયામાં સ્તાલિનવાદના બરફને પીગળવાનો આ ગાળો હતો. ચીને કયો માર્ગ લેવો એ બાબત હજી કશું જ નક્કી થયું ન હતું. હુ-ફેંગને કહેવું હોય તે કહી લેવામાં કશો જ વાંધો ન હતો એ દિવસોમાં પાર્ટીના સત્તાધીશો તેમજ બુદ્ધિજીવી વર્ગના લોકો જ્યાં ત્યાં, આ વિષે ખૂબ ચર્ચાઓ કરતા. હુ ફેંગ પણ જ્યાં જતો ત્યાં, આ વિષે વાતો કરતો તક મળ્યે જાહેરમાં ભાષણો પણ કરતો. એક સભામાં તો એ લગાતાર ત્રણ કલાક સુધી આ જ વિષય પર બોલેલો આ સભાને અંતે એને લાગેલું કે, લોકોના મન પર એના ભાષણની ખૂબ સારી અસર થઈ છે. પણ અહીં જ હુ-ફેંગે ભારે ભૂલથાપ ખાધી ચીની કમ્યુનિસ્ટ પાર્ટીએ તો સ્તાલિને દોરી આપેલી લાઈન પર જ ચાલવાનો નિર્ણય કરી લીધો હતો, હુ-ફેંગના મિત્રોએ એને ચેતવ્યો : જોજે હોં, તારા પર વળી પાછો હુમલો આવવાનો છે...

ને ખરે જ, આ વખતે જે હુમલો આવ્યો તે સીધો એના પર જ હતો, એના જૂના શિષ્યોએ એની સામે છાપામાં સામયિકોમાં લેખો લખવા શરૂ કર્યા. એના 'આદર્શવાદ (સબજેક્ટીવીઝમ) સામે, એની વિચારસરણીમાં રહેલ મૂડીવાદી વર્ગના જૂનવાણી વલણ સામે ચોમેરથી' હુમલા શરૂ થયા. હુ-ફેંગને સમજાઈ ગયું કે પોતે ગણત્રીમાં ક્યાંક બહુ મોટી ભૂલ ખાધી છે. કંઈક અંશે આ હુમલાથી ડઘાઈ જઈને એણે મન સાથે કબૂલ કર્યું; 'હું આખી પરિસ્થિતિનું તટસ્થભાવે પૃથક્કરણ કરી શક્યો નહિ.' ને એની પાસે માગવામાં આવે તે પહેલાં તો એણે પોતાનો 'આત્મનિરીક્ષણનો અહેવાલ-'રિપોર્ટ' તૈયાર કરી દીધો ને આમાં એણે ખૂબ નીચું તોળી નાખ્યું.

એના કેટલાક મિત્રોએ એના પર ઢળી ગયેલ નિરાશાવાદની છાયાને ખાળવાની ઘણી ઘણી કોશીશો કરી. એમાંના એક મિત્રે તો એને હિંમત બંધાવતાં એટલે સુધી કહી નાખ્યું કે, 'જો, ભાઈ, હું એવો કોઈ મોટો માણસ નથી, પણ મારે ય આત્મા જેવું કંઈક છે. હું જીવતો છું ત્યાં સુધી તારી પર પથરાતા નિરાશાવાદને ખાળવાની કોશીશ કરતો રહીશ ..માણસે પોતાનું હીર બતાવવું જ જોઈએ...'

પરંતુ હુ-ફેંગને આ બધી વસ્તુ કશો જ આધાર આપી શકી નહિ તે પછી તો એના માજી-શિષ્ય શુ-વુ એ એક લાંબું દસ્તાવેજી લખાણ બહાર પાડ્યું. તેનું શીર્ષક હતું : 'સર્ટન રેફરન્સ મટીરિયલ્સ ઓન ધી હુ-ફેંગ એન્ટી પાર્ટી ગ્રુપ' અર્થાત હુ-ફેંગના પાર્ટી વિરોધી જૂથને લગતી કેટલીક માહિતી–ને એમાં આટલાં વર્ષો દરમિયાન, ગુરુ શિષ્ય વચ્ચે ચાલેલો બધો પત્રવ્યવહાર પ્રકટ કરવામાં આવ્યો હતો.

હુ-ફેંગનો આત્મનિરીક્ષણનો અહેવાલ પ્રગટ થયો, એજ છાપામાં એના શુ-વુ પર લખેલા ઉપરોક્ત પત્રો પણ પ્રસિદ્ધ થયા. તે પછી તો હુ-ફેંગે જેના જેના પર અંગત પત્રો લખી પોતાનો મત પ્રગટ કર્યો હશે, તેમાંના ઘણા લોકોએ 'પોતાની ઈચ્છાથી' પોતાના પર લખાયેલા હુ-ફેંગના પત્રો એજ છાપામાં પ્રગટ કરવા માટે મોકલી આપ્યા. આ ૧૯૫૫ના મેની ૨૪મી તારીખની વાત

બીજે જ દિવસે બે જુદાં જુદાં લેખક મંડળોની એક સંયુક્ત બેઠક મળી. ને એણે હુ-ફેંગના કિસ્સાની જ ચર્ચા હાથમાં લીધી, ચર્ચાને અંતે બંને સંસ્થાઓએ હુ-ફેંગને પોતાની કમિટીમાંથી કાઢી મૂકવાનો નિર્ણય લીધો, ને સાથે સાથે એ બંને સંસ્થાઓના સભ્ય તરીકે પણ એનું નામ રદબાતલ જાહેર કર્યું. એટલું જ નહિ એ બેઠકે 'સુપ્રિમ પીપલ્સ પ્રોક્યોરેટર'ને એવી અરજ કરવાનો નિર્ણય લીધો કે, 'પ્રતિક્રાંતિકારી હુ-ફેંગના અપરાધોને ધ્યાનમાં લઈ, એના પર ચાંપતાં જરૂરી પગલાં લો.'

અત્યાર સુધી જે લોકો હુ-ફેંગના મત સાથે સહમત થતા હતા, ને જેઓ એના પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા, એ તમામને આ બેઠકે સખત ચેતવણી આપી દીધી: હુ-ફેંગનાં કરતૂતોને ઉઘાડાં પાડવામાં તમારો સાથ આપો, નહિ તો તમને પણ લેખકોના સંઘમાંથી બરતરફ કરીશું.

ને આમ, જે લેખક એકવાર લેખક-સંઘમાંથી બહિષ્કૃત થયો, તેણે તો લેખક તરીકેની પોતાની કારકીર્દીનો સદંતર અંત આવી ગયો, એમ જ સમજી લેવાનું કારણ લેખક આ સંઘ દ્વારા જ પ્રકાશન કરી શકતો હોય છે; આ સંઘ તરફથી જ તેને બીજા લાભ મળતા હોય છે; એટલું જ નહિ, એના પ્રકાશનની રોયલ્ટી (પુરસ્કાર) પણ આ સંઘ મારફત જ ચૂકવાની હોય છે.

હુ-ફેંગે એના એક શિષ્યને લખ્યું કે 'શોક કરીશ ના, મનની શાંતિને જાળવી રાખજે, જે કંઈ સહન કરવાનું આવે તે બધું જ શાંતિથી આપણે સહન કરી લેવાનું છે વળી પાછા આપણે જન્મ ધારણ કરીશું—આપણા આદર્શને ખાતર. અત્યારે અપ્રત્યક્ષ રહી ગયેલા એવા ભાવિને મૂર્ત કરવો કાજે.'

કમ્યુનિસ્ટ પાર્ટીને હવે 'શાંતિ'નો ખપ ન હતો. એણે તો જાહેરાત કરી દીધું કે, હુ-ફેંગના તમામ શિષ્યો, સાથી મિત્રોએ એમના પર લખાયેલા હુ-ફેંગના પત્રો પાર્ટીને ચરણે ધરી દેવા. ને આ રીતે ભેગા કરેલા બધા પત્રો, વળી પાછા, ત્રીજા જૂથ તરીકે છાપામાં છપાયા, ને સાથે સાથે હુ-ફેંગ તરફ સહાનુભૂતિ રાખવા બદલ અફસોસ વ્યક્ત કરતા એમનાં લખાણો પણ છાપવામાં આવ્યાં.

તે પછીના બે જ મહિનામાં જુલાઈની ૨૨મી તારીખે, વરિષ્ઠ લોક-અદાલતના પ્રોક્યોરેટરે નેશનલ પીપલ્સ કોંગ્રેસ સમક્ષ પોતાના ખાતાના કામકાજ અંગેનો સામાન્ય અહેવાલ રજુ કર્યો એ અહેવાલમાં એક મામુલી ઉલ્લેખ રૂપે એવી હકીકત જાહેર કરવામાં આવી કે 'હુ-ફેંગની ધરપકડ કરી અદાલતમાં એના પર કામ ચલાવવામાં આવ્યું હતું.'

હુ-ફેંગની ધરપકડ અને સજા વિષેનો જાહેરમાં થયેલો આ એક માત્ર ઉલ્લેખ! અગાઉ હુ-ફેંગની બદનામી કરતી વેળાએ જાહેર છાપાઓએ જબરી ઉહાપોહ મચાવેલી, આ એનાથી તદ્દન ઊંધુ જ.

હુ-ફેંગને લેખક સંઘમાંથી ને રાષ્ટ્રીય મહાસભામાંથી કાઢી મૂક્યા પછી, એના પ્રત્યે 'આત્મસ્ફૂર્ત' રીતે વ્યક્ત થયેલ લોકોના પુણ્યપ્રકોપ'ના અહેવાલોથી ચીનનાં દૈનિક છાપાં ઉભરાઈ રહ્યાં હતાં.

ચીની પ્રજાનો એક વર્ગ એવો બાકી રહી ગયો નહોતો કે જેણે હુ-ફેંગને વખોડવામાં પોતાનો સાથ ન આપ્યો હોય—કામદારો, બુદ્ધિજીવીઓ, વિદ્યાર્થીઓ, ધરખમ ગૃહિણીઓ, પાદરીઓ ને બૌદ્ધ સાધુઓ સુદ્ધાં—સૌએ એકી અવાજે એને તુચ્છકાર્યો હતો ચીનના બૌદ્ધ-મંડળના વડાએ તો એટલે સુધી કહી નાખ્યું કે, 'આવા તમામ પ્રતિક્રાંતિકારીઓને આપણે હળાહળ વિષ સમાન ગણવા જોઈએ. આપણી ધરતી પર ઊગી નીકળેલ ઝેરી કાંટા સમાન ગણી આપણે વીણીવીણીને એમને સાફ કરી નાખવા જોઈએ'

વરિષ્ઠ લોક અદાલતના વડા પ્રોક્યોરેટરે તો હુ-ફેંગના કેસ પર એક સિમ્પોઝિયમ (પરિસંવાદ) ગોઠવ્યું હતું.. પણ એ એના કેસની સુનાવણી થઈ ગયા પછી ગોઠવેલું કે તે પહેલાં, એ બાબત કોઈ ચોક્કસ માહિતી મળતી નથી. અદાલતમાં હુ-ફેંગનો કેસ ચાલ્યો એ બાબત કયાંય કશી જ માહિતી પ્રસિદ્ધ થયાનું જાણવા મળતું નથી આ ઉપરથી લાગે છે કે, કાં તો હુ ફેંગ તરફથી થયેલ કોઈ પણ પ્રકારની જાહેર કબુલાત સ્વીકારવામાં જ આવી નહિ હોય,

અથવા તો હુ-ફેંગે જાતે એમ નક્કી કર્યું હશે કે, પોતે કોઈ પણ જાતની કબૂલાત આપવા તૈયાર નથી

બીજું અનુમાન વધારે સાચુ લાગે છે. કારણ, હુ-ફેંગને રાષ્ટ્રનો દ્રોહી ઠરાવી અપરાધી ગણી જેલમાં પૂર્યે આજે ૭ વરસ વીતી ગયાં છે—છતાં હજી એનો કારાવાસ પૂરો થયો નથી. હુ-ફેંગ આજેય પોતાના મતને મક્કમપણે વળગી રહ્યો છે, એ એક હકીકત છે છતાં આ ઘડીએ જો એ પોતાનો આગવો મત છોડી દઈ, કમ્યુનિસ્ટ પાર્ટીએ આંકી આપેલ નીતિ પર ચાલવા તૈયાર થાય તો લુ-સુનના આ પરમશિષ્યનો સાથ ગુમાવવા કમ્યુનિસ્ટ પાર્ટી આજે પણ તૈયાર નહિ થાય.

હુ-ફેંગે વ્યક્તિના લડાયક આત્મબળ વિષે અનેકવાર લખ્યુ છે એને મન માણસની ખાનદાનીનું એ એક લક્ષણ છે—જે એના જીવનને સાર્થક બનાવનાર વસ્તુ છે. આ વસ્તુ એના પોતાના જીવન માટે ય એટલી જ સાચી છે, એના વિદ્યાર્થી જીવનના દિવસોથી માંડીને, કમ્યુનિસ્ટ રાજતંત્રની નજરે અપરાધી ઠરી કારાવાસમાં પડતાં સુધી, ભાગ્યે જ કોઈ રાત એવી ગાળી હશે જ્યારે તે તે સમયની રાજસત્તાની પોલિસને હાથે પકડાઈ જેલ જવાનો ભય એને ન સેવવો પડ્યો હોય. એના જીવનનો કેટલોય કાળ તો એણે એવો ગાળ્યો છે કે જ્યારે બે કોળિયા અન્નનાં પણ એને સાંસાં હતાં. કેટલોક સમય તો એણે એવો ગાળ્યો છે કે જ્યારે એની ચોમેર યુદ્ધની અગ્નિ વર્ષા વરસતી હતી ખુદ હુ-ફેંગના અનેક ચીની મિત્રોએ હમેશાં એને એના મતની ઉગ્રતા બાબત ઠપકો આપ્યા કર્યો છે. ચીનની બહાર કદાચ એને માટે કોઈના દિલમાં એવી સહાનુભૂતિનો રણકો ન જાગે કારણ કેટલાક લોકોને એનામાં નૈતિક હિંમતની ઉણપ વર્તાઈ હશે.

પરંતુ હુ-ફેંગને ઓળખવા માટે જે પરિસ્થિતિ ને દેશની જે આબોહવામાં એનું ઘડતર થયેલુ છે, એને સમજવાની જરૂર છે. ચીનની બોક્સર ક્રાંતિ દરમિયાન હુ-ફેંગનું વ્યક્તિત્વ ઘડાયું હતું પશ્ચિમી સત્તાઓને હાથે થયેલ ચીનના સ્વમાનભંગે એનું હૃદય ઘવાયેલું હતું પોતાના દેશમાં ઠેર ઠેર ગરીબી, ને સડો જોવા મળ્યાં હતાં, શહેરોમાં ગુનાખોરીનો દોર હતો દેશ આખો પછાત ને કચડાયેલો જોયો. આખા સામ્રાજ્યનાં મૂળમાં કોઈક એવું સડેલું તત્વ હતું, જેણે એના હૃદયને ઘૃણા ને તિરસ્કારથી ભરી દીધું હતું વિદ્યાર્થી અવસ્થામાં જ એણે ચીની સાહિત્ય સ્વામી લુ-સુનનાં લખાણોનો પરિચય સાધ્યો હતો એને સત્યની શક્તિમાં પૂર્ણ શ્રદ્ધા હતી લુ-સુનના સાન્નિધ્યથી એણે 'સત્યં-શિવં-સુંદરમ્'ની કલ્પનાને મૂર્ત કરતા સમાજનું દિવા સ્વપ્ન જોવા માંડયું હતું.

સાહિત્ય, કલા તેમજ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં બે પ્રકારનાં દૃષ્ટિબિંદુઓ પ્રવર્તતાં રહ્યાં છે. એક આત્મલક્ષી (સબ્જેક્ટીવ) અને બીજું વસ્તુલક્ષી (ઓબ્જેક્ટીવ) આ બન્ને દૃષ્ટિબિંદુઓ વચ્ચેનો સંઘર્ષ એકલા માર્કસવાદમાં જ નહિ, પરંતુ સર્વત્ર છે. અલબત્ત ચીનમાં આ સંઘર્ષ અત્યંત ઉગ્ર સ્વરૂપે પ્રગટ થયેલો જોવા મળે છે. લલિત સાહિત્ય, કલા તેમજ જીવનમા આ બે પ્રકારનાં મૂલ્યો વચ્ચેના આ સંઘર્ષનો ઇતિહાસ ભાવિ પ્રજા ઉકેલવા મથતી હશે તે દિવસે લુ-સુન-તેમજ એના પરમ શિષ્ય હુ-ફેંગનું નામ એની નજર સમક્ષ તરી આવ્યા વિના નહિ રહે. તે તે દિવસે હુ-ફેંગનાં જે લખાણો ને પત્રવ્યવહારના ઉતારા આજે એના નામને દફનાવવા માટે ઉપયોગમાં આવી રહેલ છે, તે જ લખાણો તે વખતે એની સાચાં મૂલ્યો માટેની શૌર્યભરી લડતના પુરાવારૂપ બની રહેશે

## હુ-ફેંગની ટીકાઓ

જે કમ્યુનિસ્ટ પાર્ટીની નેતાગીરીને હુ-ફેંગની ટીકાઓ કડવી ઝેર જેવી લાગી, ને જેણે હુ-ફેંગને પ્રતિક્રાંતિકારી કાવત્રાખોર તરીકે જાહેર કરાવી જેલના સળિયા પાછળ મોકલી આપ્યો તે 'ધી ફેડરેશન ઓફ લિટરરી એન્ડ આર્ટ સર્કલ્સ' તથા 'ધી યુનિયન ઓફ રાઈટર્સ' નામની બે સંસ્થાઓના સંયુક્ત આશરા હેઠળ મળેલી બેઠકમાં 'હુ-ફેંગે એક લાંબું ભાષણ કર્યું' હતું. તેમા એને કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિના પ્રચાર વિભાગના ડેપ્યુટી ડાયરેક્ટર ચાઉ-યાંગની નીતિરીત ને કાર્યપદ્ધતિ પર સખત ટીકા કરી હતી.

કમ્યુનિસ્ટ દૈનિક 'પીપલ્સ ડેઈલી'ના સાહિત્ય વિભાગના તંત્રી ચુઆન-ચ્ચઈ-પો ની નીતિ રીતિની પણ એણે તે ભાષણમાં સખત ઝાટકણી કાઢી હતી. તેણે કહ્યું હતું કે—

'વર્ષો થયાં આ લોકોએ કેટલાય સાચા ક્રાંતિકારી લેખકોને ગુંગળાવી માર્યા છે સાહિત્યકારો ને લેખકોની સર્જનાત્મક કૃતિઓને માપવા માટેના એમના માપદંડ પણ તેટલા જ અણઘડ છે '

આ ટીકા કરતાં પહેલાં એણે સાહિત્યક્ષેત્રે અમલમાં મૂકવા માટેનાં અમુક ચોક્કસ સૂત્રોનો એક ખરડો તૈયાર કરીને પાર્ટીની મધ્યસ્થ સમિતિને મોકલી આપ્યો હતો. એમાં એણે કહેલું કે, સાહિત્યકારોના મગજમાં કમ્યુનિસ્ટો તરફથી જે પાંચ છરા ભોંક-વામાં આવ્યા છે, તે તત્કાલ દૂર કરવા જોઈએ

એ 'પાંચ છરા' એટલે કમ્યુનિસ્ટ પાર્ટીએ લેખકોને માથે લાદેલી પાંચ અનિવાર્ય શરતો–

૧ કમ્યુનિસ્ટ વિચારસરણીનો સ્વીકાર કરો

૨. કામદારો, ખેડૂતો ને સૈનિકોના જીવનમાં અનિવાર્ય પ્રવેશ કરો.

૩ વિચારસરણીની શુદ્ધિ માટે પુનઃ શિક્ષણ, પુનઃ ઘડતરની પ્રક્રિયામાંથી પસાર થાઓ

૪. પાર્ટીએ ઢાળી આપેલા બીબામાં સમાય એવું જ સર્જન લઈ બહાર આવી શકો.

૫. પાર્ટીએ આપેલા વિષયના આધારે તમારી કૃતિ તૈયાર કરો.

હુ-ફેંગે કહ્યું હતું કે—

આ 'પાંચ છરા' દૂર કરી નીચેનાં સૂચનોનો અમલ કરવો જોઈએ. કારણ પાર્ટીના મૂલ્યો કરતાં સાહિત્યનાં મૂલ્યો કોઈક અનોખી જ વસ્તુ છે માટે–

ક. સાહિત્યિક પ્રવૃત્તિઓ પરની સ્થાનિક પાર્ટીની પકડ ઢીલી કરી નાખો

ખ. ફરજિયાત કમ્યુનિસ્ટ વિચારસરણી લાદવાને બદલે લેખકોને મરજિયાત રીતે સ્વાધ્યાય કરવાની તક આપો.

ગ. લેખકના કાર્યમાં જે દખલગીરી ચાલી રહી છે, તેનો તત્કાલ અંત આણો

ઘ. કમ્યુનિસ્ટ અધિકારીઓની સત્તા હેઠળ સાંસ્કૃતિક સામયિકો પ્રગટ કરવામાં આવે છે તે પ્રથાનો અંત લાવી દો.

ડ. સમર્થ વ્યક્તિઓના તંત્રીપદ હેઠળ સાહિત્ય તેમજ કળા અંગેનાં સાત યા આઠ સામયિકો દેશ-ભરમાંથી પ્રગટ થવાં જોઈએ. ને એમાં નિયમિત રીતે દસ બાર લેખકો-કળાકારો સતત ભાગ લેતા હોવા જોઈએ

ચ તંત્રીની પાસે જે કોઈ લખાણો આવે તે બાબત સ્વતંત્ર રીતે તે પોતાનો અભિપ્રાય બાંધી શકે, ને પાર્ટીની રજમાત્ર દખલગીરી વિના તેને છ.પવા–ન છાપવાનો નિર્ણય લઈ શકે. તેવું બનવું જોઈએ

છ. કોઈ પણ સામયિક પત્રમાં લેખકોનો ત્રીજો ભાગ કમ્યુનિસ્ટ લેખકોનો હોઈ શકે. પરંતુ તંત્રીના કામકાજમાં એમની બિલકુલ દખલ ચાલવી જોઈએ નહિ.

જ. પોતાના સાહિત્યસર્જન માટે કયો પ્રોજેક્ટ પસંદ કરવો તે બાબત લેખક સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવો જોઈએ. એની પરિસ્થિતિને અનુકૂળ આવે તે જ કામ તે પસંદ કરી શકે એટલી એને છૂટ હોવી જોઈએ. 'વિચાર ઘડતર માટેનો અભ્યાસક્રમ ફરજિયાત નહિ, મરજિયાત જ હોવો જોઈએ.'

આ સૂચનો મૂકવાની હુ-ફેંગે હિંમત કરી. તેની સામે કુ-મો-જો (જે ચીની સરકારના સાંસ્કૃતિક ખાતાના પ્રધાન છે) એ ઉગ્ર રોષ પ્રગટ કર્યો: 'આ હુ-ફેંગ પોતાની જાતને શું ય માની બેઠો છે! પાર્ટી પાસેથી સાહિત્યક્ષેત્રની નેતાગીરી એને ઝુટવી લેવી છે એટલું જ નહિ, આખા સમાજને એ પોતાના મનના તરંગો પ્રમાણે ઘડવા માગે છે! બુર્ઝવા (પૂંજીવાદી) વ્યક્તિવાદી વિચારસરણીએ એને કેટલી હદે પહોંચાડી દીધો છે!'

લ્યુ-શાઓ-ચી (જે ચીનમાં માઓત્સે તુંગ પછી બીજા નંબરનો નેતા ગણાય છે) એ ૧૯૫૪ના માર્ચમાં કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિના ૪થા

પ્રેવરી સેશનની છઠ્ઠી બેઠકમાં હુ-ફેંગ જેવા વિચારો ધરાવનાર લેખકોને સાફ સાફ સંભળાવી દીધુ કે :

કમ્યુનિસ્ટ પાર્ટીની અંદર, બીજા કોઈ સ્વતંત્ર સાર્વભૌમ તત્ત્વની હસ્તીને પાર્ટી કદાપી સાંખી લઈ શકશે નહિ. અર્થાત કે, હુ-ફેંગના બનાવ પછી હજી પણ જો કોઈ એવા મૂર્ખ લોક હશે જે લેખક કે કલાકાર સર્જકને સ્વતંત્ર મોકળાશવાળુ ક્ષેત્ર હોવું જોઈએ એમ માનતા હશે તો તેમને, આ શબ્દો દ્વારા સખત ચીમકી આપી દેવામાં આવે છે

★

હુ-ફેંગના પોતાના શબ્દોમાં :

" સૌથી પહેલી, આંખમાં કણાની જેમ ખૂંચે એવી, જે વાત સામી આવીને ઊભી રહે છે તે એ કે, સાહિત્યનો જાણે કશો ખપ જ નથી અહીં. ને પાછળથી આ વસ્તુને વ્યાજબી ઠરાવવા માટે જે ' થીઅરી ' રજૂ કરવામાં આવે છે, તે સાહિત્યને નામશેષ કરી નાખનારું જ કરે છે...આ પરિસ્થિતિને હું કલોકરીની પરિસ્થિતિ કહું છું......ને હું અહીં જે વકીલાત કરવા માગુ છું તે કેવળ સાહિત્યની તંદુરસ્તી જળવાઈ રહે તેને ખાતર જ...કૃપા કરીને સાહિત્યકારોને જુદાજુદા આચારવાની ફરજ ન પાડો, ભલા થઈને જીવનના ફલકને મેલામાં રગદોળવાનું ન કરો.

હુ-ફેંગની પ્રતિક્રાન્તિવાદી વિચારસરણીના ક્રોનોલોજીકલ સર્વે, નો બીજો ઈન્સ્ટોલમેન્ટ ' લિટરરી ગેઝેટ ' નં. ૧૫
ઓગસ્ટ, ૧૯૫૫ પૃ૦ નં. ૧૦,૧૧

" સાહિત્ય અને કલા ક્ષેત્રના એક કસબી તરીકે એ ગાળામાં* મારે ભાગે યાતનાઓ ને મુસીબતોઓનો જે ફાળો આવ્યો તે તો હું ભોગવી જ ચૂક્યો છું ને એ જ સ્વાભાવિક હતું. પણ એ વખતે એવી પણ કેટલીક વસ્તુઓ હતી, જેણે મને અત્યંત અસાધારણ પરિસ્થિતિમાં મૂકી દીધો હતો. પહેલી વાત એ કે એણે મારા સાહિત્યસર્જનને માટે અમુક ચોક્કસ મર્યાદાઓ આંકી દીધી હતી. ને આ મર્યાદાઓએ મારી પાસેથી સર્જનનો બધો આનંદ લૂંટી લીધો હતો. આમ છતાં મેં જે કંઈ સર્જન કર્યું તેની સામે પણ તરેહ તરેહના મતભેદો તો પ્રગટ થતા જ રહ્યા.'

—' ઘેરાતાં વાદળ ' ના સમયે હુ-ફેંગે
લખેલાં સંસ્મરણોમાંથી

* ૧૯૩૭ની સાલમાં ચાઉ યાંગ તેમજ એના સાથી બીજા કમ્યુનિસ્ટ સાહિત્યકારોએ ' રાષ્ટ્રના રક્ષણ માટેનું સાહિત્ય ' સર્જવાની હાકલ કરી, તે વખતનું હુ-ફેંગનું વક્તવ્ય.

*

( પોતાના શિષ્ય શુ-વુ ને ચુંગકિંગથી ૧૯૪૪ના માર્ચની ૨૭મીએ લખેલા એક પત્રમાંથી )

" બે ત્રણ દિવસ પછી મારે ગ્રામવિસ્તારોમાં ઊપડી જવું એમ ઠર્યું છે. ગમે તે હોય તો પણ આવતા મહિનાની ૧૩મી સુધીમાં તો હું પાછો આવી ગયો હોઈશ. આ ગાળા દરમિયાન મારે આઠ મુદ્દાવાળો એક લેખ પેદા કરવાનો હશે જ્યાંગી કેટલી બધી ટૂંકી છે ને છતાં મારું ભાગ્ય મારી જોડે કેવી ભયંકર રમત રમી રહ્યું છે, જો તો ! ગમે તેમ તો ય બધુ નિભાવી લીધે જ છૂટકો છે એવું લાગે છે કે જાણે, વેપારી થવુ હોય તો સટ્ટામાં પડ્યા વિના તો તમારો છૂટકો જ નહિ. ને પાછુ સૌની માફક રમતમાં ય દીસતા રહેવાનું તે તો ખરું જ ને આપણા લોકોના ટોળામાં રહીને, પેટિયુ રળવા માટે વળી તમારે એમની ' પ્રગતિશીલ ' પ્રવૃત્તિઓમાં ભાગ લીધા વિના ય છૂટકો નહિ

અલબત, આ છેવટની બાબતમાં તો આ છેલ્લાં કેટલાંક વર્ષો થયાં મેં માથું મારવાનું સાવ મૂકી જ દીધુ છે એવુ કહું જ ન કરવા છતાં ય હું જોઉં છું તો, સાહિત્ય ને કલા વર્તુળોમાં મારી ગણત્રી ' પ્રગતિશીલ ' તરીકે થઈ રહી છે !

—સર્ટન રેફરન્સ મટિરિયલ્સ ઑન
હુ-ફેંગ એન્ટીપાર્ટી ગ્રુપ
આર્ટિકલ ૧૧મી.

# મહારાષ્ટ્ર અને ગુજરાતના સંતકવિઓ

પ્રા અમૃતલાલ યાજ્ઞિક

આપણો ભારતદેશ ખંડ જેવડો વિશાળ છે અને એમાં અનેક પ્રકારના માણસો વસે છે. એમના પહેરવેશ, ભોજન, રીતરિવાજ, ભાષા વગેરેમાં પુષ્કળ વૈવિધ્ય છે, છતાંય એમની એકતા પ્રાચીનકાળથી ભારતીય સંસ્કૃતિ વડે સધાઈ છે અને પોષાઈ છે તેથી જ વિવિધતામાં એકતા એ ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા લેખાઈ છે. વેદો, ઉપનિષદો, પુરાણો ઈત્યાદિએ આપણી સાંસ્કારિક એકતા સર્જી છે અને કાશ્મીરથી લંકા સુધી કે દ્વારકાથી જગન્નાથપુરી સુધી વસતા તમામ પ્રજાજનોને ભારત પોતાનો દેશ લાગે છે આ ચારે દિશામાં ભારતનાં તીર્થસ્થાનો આવેલાં છે અને આ ચારેય દિશાનાં તીર્થધામોની યાત્રા એ પુરાતન કાળથી પવિત્ર મનાતી આવી છે.

રામાયણ, મહાભારત, પુરાણો અને ભાગવત એ સમગ્ર ભારતના ધર્મગ્રન્થો બન્યા છે અને એના દ્વારા ભારતીય સંસ્કૃતિએ પ્રાચીન કાળથી જ આ વિશાળ દેશની વિવિધ પ્રજાઓમાં એક જ હૃદયવાણી, ઐક્ય જન્માવ્યું છે, સમસ્ત લોકહૈયાને એકતાના ભાવે પોષ્યું છે

આપણા દેશના સંત-કવિઓએ ભારતીય સંસ્કૃતિને સતત પોષણ આપ્યા કર્યું છે, એ એક ઐતિહાસિક હકીકત છે જ્યારે આપણે ત્યાં રાજકીય એકતા નહોતી, એક રાષ્ટ્રભાષા નહોતી, વાહનવ્યવહારનાં સુલભ સાધનો નહોતાં, તેવે વખતે પણ સાંસ્કૃતિક એકતા, જેને અદ્યતન પરિભાષામાં—ઈમોશનલ ઇન્ટીગ્રેશન—ભાવનાત્મક ઐક્ય કહીએ છીએ, તે જાળવી રાખવાનું અને પોષવાનું કામ ભારતના સંત-કવિઓએ કર્યું છે, તેની સાક્ષી ઈતિહાસ પૂરે છે. નરસિંહ, મીરાં, અખો, ધીરો, ભોજો, ઈત્યાદિ સંતોએ ગુજરાતીમાં, જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, રામદાસ, તુકારામ વગેરેએ મરાઠીમાં, તુલસી, કબીર, સુરદાસ વગેરેએ હિન્દીમાં કે વિદ્યાપતિ, ચંડીદાસ વગેરે બંગાળીમાં પદો, ભજનો કે ગીતો ગાયાં હોય, પણ એ બધામાં મૂળ પ્રવાહ તો વહી રહ્યો હતો ભારતીય સંસ્કૃતિનો ભારતીય સંસ્કૃતિનો આત્મા તેમાં જુજવે રૂપે અવતરી રહ્યો હતો કે ભાસી રહ્યો હતો, એમ કહી શકાય. તેથી જ એ સંતોની આત્મ વાણી ભલે ગુજરાતી, મરાઠી, હિન્દી, બંગાળી હોય પણ તેની હૃદયવાણી તો એક જ હતી. ભારતીય સંસ્કૃતિના સૂક્ષ્મ ભાવો જ તેમાં આવિષ્કાર થતા હતા. એટલે જ આ સંતો માત્ર પોતાના જ પ્રદેશમાં લોકપ્રિય નહોતા બન્યા, સમસ્ત ભારતના લોકહૃદયમાં તેમણે પ્રેમાદરભર્યું સ્થાન મેળવ્યું હતું

મારે તો આજે મહારાષ્ટ્ર અને ગુજરાતના અમર સંત કવિઓનો જ પરિચય કરાવવાનો છે પણ જે ભાવો આપણે મહારાષ્ટ્ર-ગુજરાતના સંત કવિઓમાં પ્રગટ થયેલા જોઈશું, તે જ ભાવો આપણા રાષ્ટ્રના અન્ય પ્રદેશોમાં પણ ગાયેલા સાંભળીશું કારણ સ્પષ્ટ છે: આ બધા સંત-કવિઓ ભારતીય સંસ્કૃતિનું ધાવણ ધાવીને ઉછરેલા છે. વેદ, ઉપનિષદ અને ગીતાની વિચારધારાએ કે રામાયણ, મહાભારત, પુરાણ અને ભાગવતના કથામૃતે આપણા બધા સંતકવિઓની પ્રતિભા પ્રેરી છે અને પોષી છે. એટલે જ સંતકવિઓ તત્વતઃ સમગ્ર ભારતના છે એમ કહી શકાય.

## ભક્તિ માર્ગ

આપણા દેશમાં શકો, હૂણો, ક્ષત્રપો આરબો, વલંદાઓ, ફિરંગીઓ કે અંગ્રેજોએ આવીને પોતાનું રાજકીય વર્ચસ્વ સ્થાપ્યું હતું તો પણ આપણા આન્તરિક સંસ્કૃતિ-જીવનને પ્રમાણમાં બહુ જ ઓછી સંક્ષુબ્ધતા અનુભવી રહી હતી. પ્રજાજનોએ પોતાની વ્હાલી ભારતી સંસ્કૃતિનું સહેજસાજ સંભાળથી સંરક્ષણ કર્યું હતું, ભક્તિમાર્ગ અનિવાર્ય બન્યો હતો અને તેમાંથી સંત કવિઓ જન્મ્યા હતા. ભક્તિનો 'મહિમા', તેથી ગુજરાતના જ નહિ પણ સમગ્ર ભારતના બધા ભક્તકવિઓએ ગાયેલો જોવા મળે છે.

મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતકવિ નામદેવે ગાયું છે:

"નામા મ્હણે જયા નાહીં હરિસેવા તે જિતચી

કેશવા પ્રેમ જાણે" : જેણે હરિસેવા કરી નથી એવો માણસ શ્વપચ ગણવો જોઈએ એમ નામદેવે કહ્યું. તો એ જ સૂર આપણે આપણા નરસિંહ મહેતામાં સાંભળીએ છીએ.

કૃષ્ણ કીર્તન વિના, નર સદા સૂતકી
વિમળ કીધે વપુ શુદ્ધ ન થાયે

ભક્તિનો એ યુગ હતો અને ભક્તિ દ્વારા જ ધર્મ અને સંસ્કૃતિનું સંરક્ષણ શક્ય હતું, એટલે સંતકવિઓએ ભક્તિનો મહિમા બુલંદ સ્વરે ગાયો છે. તેરમી સદીમાં થયેલા મહારાષ્ટ્રના નામદેવ અને પંદરમી–સોળમી સદીમાં થયેલા નરસિંહ મહેતાના ઉદ્ગારોમાં કેવું સામ્ય જોવામાં આવે છે। નામદેવ કહે છે·

ગાઉં નાચું આનંદે કીર્તની, ભુક્તિ મુક્તિ દેન્હી નકો દેવા
નામા મ્હણે દેવા માગણે એસી સેવા, ધાવી જી કેશવા જન્મો જન્મીં.

નામદેવને ભુક્તિ કે મુક્તિ કશું નથી જોઈતું એ તો પરમેશ્વર પાસે માગે છે નાચીને ગાઈને કરી શકાય તેવી ભક્તિસેવા અને તે એક જન્મમાં નહીં પણ જન્મોજન્મ જાણે આ જ ઉદ્ગારોને નરસિંહ મહેતાએ પોતાના પદમાં ગાયા હોય તેમ નથી લાગતું ! નરસિંહ મહેતા કહે છે :

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે

આપણો ધીરો ભગત પણ ગાય છે.–

શું થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં દરબાર,
નિશ્ચિંત થઈને હરિ નવ ભજ્યા, ધિક પડ્યો અવતાર.

ટૂંકામાં કહીએ તો આ સૂર સમગ્ર ભારતના સંતકવિઓએ ગાયેલો જોવામાં આવે છે.

## માનવ ઐક્ય

મધ્યકાલીન યુગમાં વર્ણાશ્રમનિહિત ઉચ્ચનીચના તેમજ છૂત–અછૂતના ભેદો કડક હતા. પણ સંતજનોએ એને અવગણીને માનવીના ઐક્યને જ મહત્વ આપ્યુ છે. આખાયે દેશમાં નાતજાતના ભેદો વ્યાપી રહ્યા હતા, તેને અવગણવાનું અને માનવીમાં પરમાત્માનું દર્શન કરવાનું લગભગ દરેક સંતકવિએ ગાયુ છે. મહારાષ્ટ્રના આદિ કવિ જ્ઞાનેશ્વરે કહ્યું :

ગાઈચી તૃષા હરું કાં વ્યાઘ્રા વિષ હોઊની મારું
એસે નેણે-ચિકીકરું, તોય જૈસી.

જેમ પાણી એમ વિચારતું નથી કે હું ગાયની તરસ છીપાવું અને વાઘને ઝેર બની મારી નાખું, તેમ આપણે પણ બ્રાહ્મણ શૂદ્રોના ભેદ ન ગણવા જોઈએ, એમ જ્ઞાનેશ્વર કહે છે. આપણા નરસિંહ મહેતા એ જ વસ્તુને કેટલી સચોટતાથી કહે છે :

પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વસમાન

એટલું જ નહિ પણ અસ્પૃશ્યોને જુદા ગણનારને તેમણે સ્પષ્ટ કહ્યું છે :

હરિજનથી જે અંતર ગણશે
તેના ફોગટ ફેરા ઠાલા રે

અખાએ પણ તેની લાક્ષણિક કટાક્ષવાણીમાં કહ્યું છે :

ઊંચ આરા તે ગ્રેચ ન જાણે, નીચ તે નોહે નીચ નિર્વાણ
ઊંચામાં રામ જમણો નથી ભર્યો, અને નીચપિંડ ઠાલો નથી કર્યો.

જરા ઉગ્ર બનીને પણ કહ્યું છે કે.

આભડછેટ અંત્યજની જાણી બ્રહ્મણ વૈષ્ણવ કીધા ઘણી

નાતજાતના ભેદ એ હિન્દુસમાજ રચનામાં એવાં ઊંડા પેસી ગયા છે કે, ઐક્યની તાત્વિક દૃષ્ટિ ન્યૂ કરી તેને જૂઠા ઠરાવવા સંતકવિઓને પ્રવૃત્ત થવુ પડ્યુ છે. સમર્થ રામદાસે કહ્યું છે :

ઉચ બ્રહ્મ તે સન્યાસી, નીચ બ્રહ્મ તે પરિવારાસી
અસા ભેદ તયાપાસીં, મુળી ચ નાહીં.

ઉપર્યુક્ત અખાનો સૂર જ એમાં સંભળાય છે એ કહેવાની જરૂર નથી:

## પ્રાણભૂત ભાવના

તેવી જ રીતે ધર્મની સૂક્ષ્મ ભાવનાને બદલે ક્રિયાકાંડ અને બાહ્યોપચારિતાને ખૂબ મહત્વ અપાતું એટલે સંતકવિઓએ વારંવાર ક્રિયાકાંડની નિરર્થકતા ગાઈ છે અને ધર્મની પ્રાણભૂત ભાવનાનો પુરસ્કાર કર્યો છે

નરસિંહ મહેતાએ કહ્યું :—

શું થયું સ્નાન, સેવા ને પૂજા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે,
શું થયું વાળ લોચન કીધે?
એ છે પરપંચ પેટ ભરવા તણા,
આત્મારામ પરિબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે તત્વદર્શન વિના
રત્નચિન્તામણિ જન્મ ખોયો.

નામદેવે પણ એ જ વરતું કહી છે·

ન લગે કરાવે યત્તયાગ ન લગે આહ્નિક મન્ત્રજાપ
'એક સેવિલિયા-પાંડુરંગ' અનંત તીર્થ ઘડતીલ

અર્થ સ્પષ્ટ છે એકનાથ પણ એનો જ પ્રતિઘોષ કરે છે:

પંચાગ્નિ સાધન નકો, ધૂમ્રપાન,
યોગયાગ તપન નકો કાંહી
સુખે વાજવા વાજવા ટાળી મુખી નામઘોષ,
પાતકી યા નાશ કલ્પ કોડી

આ સાભળતાં જ યાદ આવશે:—

રામ નામ શું તાળી રે લાગી,
સકલ તીરથ તેના તનમાં રે

બાહ્ય ક્રિયાકાંડને દૂર કરી ધર્મની વિશુદ્ધ ભાવનાને ગાવી એ જરૂરી હતું. માટે બધા સંતકવિઓમાં આપણે આવો ધ્વનિ સાંભળીએ છીએ, એટલું જ નહિ પણ ઘણીવાર ધર્મબોધ કરવો જરૂરી હતો, ભક્તનાં આચરણદર્શક લક્ષણો ગાવાં પણ જરૂરી હતાં. આ વૃત્તિમાંથી "વૈષ્ણવ જન"નું પદ જન્મ્યું હતું. મહાત્મા ગાંધીને અત્યન્ત પ્રિય બનેલું આ ભજન સંતનાં લક્ષણ કેવી ઋજુતાપૂર્વક દાખવે છે:—

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તોય, મન અભિમાન ન આણે રે

આ જ વસ્તુને આગોટ્ય તુકારામે પોતાના અભંગમાં ગાઈ છે:—

જે કા 'રંજલે ગાંજલે', ત્યાસિ મ્હણે જો આપુલે
તો ચિ સાધુ ઓળખાવા દેવ તેથે ચિ જાણાવા
મૃદુ સબાહ્ય નવનીત તૈસે સજ્જનાચે ચિત
જે કોઈ તજેલાને દુઃખી થયેલાને પોતાનો ગણે

તેને જ સાધુ ગણવો. તુકારામ જાણે નરસિંહ મહેતાની જ ભાવનાને પોતાની વાણીમાં મૂર્ત ન કરતા હોય તેમ લાગે છે. સજ્જન એટલે ભક્તનું ચિત્ત નવનીત જેવું કોમળ છે, એમ તુકારામ વર્ણવે છે અને અખો ભક્તનું ચિત્ર દોરે છે તે યાદ આવે છે:—

નવનીત સરખું હૃદય કોમલ, કશું ન જાયે હેત,
આંખ માંહે અમૃત ભરિયું હરિભક્તિ કેરું ક્ષેત્ર

## મૂળ સૂર

પણ આ બધા સતકવિઓની પાર્શ્વભૂમિ ઘડાઈ હોય છે વેદ-ઉપનિષદની તાત્વિક વિચારસરણીમાંથી, એટલે આ સતોની વાણીમાંથી ઘણીવાર આ મૂળસૂર સંભળાય જ છે અને અદ્વૈત ભાવનાનું નિરૂપણ સ્પષ્ટ રીતે થયું જ હોય છે.

વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે
કનક કુંડળ વિષે ભેદ નોયે
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં
અંતે તો હેમનું હેમ હોયે.

આમ નરસિંહ મહેતા કહે છે, તો એ જ વસ્તુને ધીરો ભગત પોતાની રીતે વ્યક્ત કરી કહે છે:

વાવ, તળાવ, કૂપ, સરિતા, સિન્ધુ
પ્રગટ ઉદક એક પેખ.
દ્રુમમાં બીજ, બીજમાં દ્રુમ—લતા,
સૂત્ર તાણોવાણો એક દેખ

મીરાં જેવી સગુણ ભક્તિ ગાનાર પણ ગાય છે અને કહે છે:—

શૂન્ય—શિખરના રે ઘાટની ઉપર
અગમ અગોચર નામ પડિયું રે...રામ રમકડું.

જ્ઞાનેશ્વરની ગીતામાં તો આ ભાવ વારંવાર પ્રગટ થાય છે જેમ અખાની અખેગીતામાં થાય છે તેમ.

આમ, મહારાષ્ટ્ર-ગુજરાતના સંતકવિઓએ આપણી સંસ્કૃતિ, ભાવનાની એકતા પોતાની અમરવાણીમાં સિદ્ધ કરી છે જેમ ભારતના અન્ય પ્રદેશના સંતકવિઓએ કર્યું છે તેમ, ભારતના લોક-હૃદયમાં એકતા નિર્માણ કરવામાં આપણા સંતકવિઓનો હિસ્સો ઘણો મોટો અને મહત્વનો છે.

('આકાશવાણી'ના સૌજન્યથી)

હિતાવહ છે. દા. ત. ઐતિહાસિક પૂર્વનિર્ણિતવાદ (Historicism): એટલે કે અમુક વિકાસ અનિવાર્ય હતો માટે તે દિશાના પ્રયત્નમાં જે કોઈ ઘટનાઓ ઐતિહાસિક રીતે બની તેમને અનિવાર્ય ગણીને, ન્યાયયુક્ત ઠરાવી બચાવ કરવો. બીજો શબ્દ '**આવશ્યકતા**' (necessity) છે. આનો અનિશ્ચય મર્યાદિત અર્થ છે અમુક પરિસ્થિતિમાં જો હું અમુક ચીજ કરવા ઇચ્છું તો મારે તે માટે અમુક વર્તન કરવું આવશ્યક ઠરે — એટલું જ. પરંતુ હું એ સ્થિતિમાં ય જો અમુકને બદલે તમુક જ કરવાનું ધ્યેય રાખું (એનો અર્થ કે રાખી શકું ય) તો અમુક વર્તન આવશ્યક ન યે રહે...

અલબત્ત, અ.ની સામે કેટલાક એવી દલીલ કરે છે ને કરી શકે કે અમુકને બદલે તમુક કરવાનું ઐતિહાસિક દૃષ્ટિએ શક્ય જ ન હોય તો શું? એટલે કે પસંદગી કરવાની તક જ ન હોય તો શું? આવો સવાલ યોગ્ય છે. પરંતુ ઇતિહાસમાં એવા અનેક વળાંકો આવે છે જ્યારે, મોટા ભાગના સર્વસાધારણ માનવીઓને પરંપરાગત માર્ગો જ સૂઝતા હોવા છતાં, અને બીજી કોઈ શક્યતા જ દેખાતી ન હોવા છતાં, મહાન વિભૂતિઓ આંખે નહિ ચઢેલા અને અશક્ય લાગતા કીમિયા સૂચવે છે ને પ્રયોગ આદરીને ઇતિહાસની નવી શક્યતાઓ પ્રગટ કરીને, વિશ્વમાં જ્ઞાન અને સત્યનાં નવાં સ્વરૂપો પ્રત્યક્ષ કરીને, ભાવિનો અસાધારણ નવો ઉઘાડ શક્ય બનાવી જાય છે.

● ટૂંકમાં—ઐતિહાસિક રીતે અશક્ય દેખાતા સંજોગોમાં નવી શક્યતા જગાડી જવી એ જ તો વિભૂતિલક્ષણ છે.

આપણે આ રીતે ખુલ્લું મન રાખીને રશિયાની સ્તાલિનયુગી ઘટનાઓનું પૃથક્કરણ કરવું જોઈએ દા. ત. ૧૯૨૫–૨૮ (લેનિનના અવસાન પછીનાં મહત્ત્વનાં વળાંક-વર્ષો) દરમ્યાન સ્તાલિને એની પ્રધાન પછાત રશિયાને પૂરવેગે સુવિકસિત ઔદ્યોગિક રાષ્ટ્ર બનાવવા જે માર્ગ લીધો તે માર્ગ—અને તે જ માર્ગ શું અનિવાર્ય હતો?

આના જવાબમાં ઘણાં વિધાનો થઈ શકે. દા. ત. (૧) કમ્યુનિસ્ટો માટે સ્તાલિને લીધેલો જ માર્ગ અનિવાર્ય હતો; તેનાં મોટા ભાગનાં પરિણામો ઐતિહાસિક રીતે અનિવાર્ય હતાં. (આજે ય હજી સ્તાલિનવાદી ઓર્થોડોક્સ કમ્યુનિસ્ટો મોટા ભાગે આવું વિધાન સ્વીકારે છે) (૨) ત્વરિત વિકાસનો કમ્યુનિસ્ટ માર્ગ સાચો હોવા છતાં સ્તાલિને લીધેલો અત્યાચારી અને વ્યક્તિ પૂજાનો રાહ અનિવાર્ય ન હતો, ઐતિહાસિક દૃષ્ટિએ ય જરૂરી ન હતો (ક્રુશ્ચેવ અને 'રિવિઝનિસ્ટ' ગણાતા કમ્યુનિસ્ટો મુખ્યતઃ આવું વિધાન સ્વીકારે છે)

● પરંતુ આ બંનેને એવો પ્રશ્ન પૂછી શકીએ કે પછાત રશિયાના સર્વાંગી વિકાસ માટે કમ્યુનિઝમનો જ રાહ અનિવાર્ય શું કામ માન્યો? આ પાયાનો સવાલ છોડી દઈને, કમ્યુનિઝમનો રાહ અનિવાર્ય જ હતો એવું ગૃહિત ધરીને ચાલો તો પછી, અમારી દૃષ્ટિએ તો, 'ઓર્થોડોક્સ' અને 'રિવિઝનિસ્ટો' વચ્ચે બીજો ગમે તેટલો મોટો દેખાતો ભેદ રહે પરંતુ તે પાયાનો ભેદ તો નહિ જ બની શકે આજે આપણે જોઈએ જ છીએ કે એના એ કમ્યુનિસ્ટો ઘડીમાં 'ઓર્થોડોક્સ' અને ઘડીમાં 'રિવિઝનિસ્ટ' અથવા બંને વચ્ચેનું ઇદમ્ તૃતીયમ્ ધૂંધળું સ્વરૂપ પ્રગટ કરે છે—જેમાં સિદ્ધાન્તો બાજુપર રહી જઈ, તકવાદી-સત્તાવાદી કાર્યકારણો જ પ્રસ્તુત બનવાનાં થઈ ગયાં છે

પછાત રશિયાને ઔદ્યોગિક રીતે સુવિકસિત બનાવવાનું ધ્યેય કંઈ કમ્યુનિસ્ટોએ જ પહેલવહેલું રજૂ કર્યું હતું તેવું નથી. ઝારના જમાનાના કાઉન્ટ વિટ્ટેએ પણ આ વાત ઉપર ભાર મૂક્યો હતો—રાષ્ટ્રીય આઝાદી અને રાષ્ટ્રીય શક્તિના વિકાસ માટે વર્તમાન-યુગી ઔદ્યોગિક વિકાસ તેણે આવશ્યક લેખ્યો હતો

અને ત્યાર બાદ મેન્શેવિકોએ, પોતાની સત્તાના ટૂંકા ગાળા દરમ્યાન, ખેત સુધારા ઉપર પોતાનું લક્ષ કેન્દ્રિત કર્યું હતું—સ્ટોલિપિનનો 'ધીમે ધીમે સુધારા'નો કાર્યક્રમ જાણીતો છે. પરંતુ રશિયાની ક્રાંતિના શિલ્પી લેનિને એ માર્ગ ફગાવી દીધો અને કામદાર વર્ગની એટલે કે બોલ્શેવિક પાર્ટીની સરમુખત્યારી અને લોખંડી લશ્કરી

શિસ્તના જોરે પછાત દેશને આધુનિક સુવિકસિત ઔદ્યોગિક દેશમાં પલટી નાખવાનો નિર્ણય આગળ ધર્યો. અલબત્ત, ત્યારે તો, લેનિનને એવી શ્રદ્ધા હતી કે 'સંપન્ન ખેડૂતો' (કુલકો) સિવાયના ખેત મજૂરો, ગરીબ અને મધ્યમ કિસાનો (જેમની જંગી બહુમતી હતી)ની સ્વેચ્છા અને સમતિ સાથે ખેત-ક્રાંતિનો કાર્યક્રમ પાર પાડી શકાશે.

આ રીતે જોતાં—

● પછાત ખેતીપ્રધાન રશિયાને વર્તમાનયુગી ઔદ્યોગિક રાષ્ટ્ર બનાવવાની નેમ કંઈ કમ્યુનિસ્ટોની જ નેમ હતી એવું નથી.

● લેનિનની સરદારી નીચે કમ્યુનિસ્ટ પાર્ટીએ સરમુખત્યાર સત્તાના જોરે ખેતક્રાંતિનો જે કાર્યક્રમ રજૂ કર્યો હતો તે કમ્યુનિસ્ટ રાહ હતો જ.

સ્તાલિને, લેનિનની જેમ, 'બુર્ઝવા સુધારાનો' રાહ ફગાવી દઈ ખેતક્રાંતિનો કમ્યુનિસ્ટ રાહ અપનાવ્યો હતો. આ રીતે વિચારતાં સ્તાલિન સામે, પરિસ્થિતિએ બે સવાલ ઊભા કરી દીધા હતા:

(૧) રશિયાનો ઝડપી આર્થિક-ઔદ્યોગિક વિકાસ સાધવો (૨) એને પાર પાડવા માટે સામ્યવાદી સરમુખત્યાર રાજ્ય-સત્તા ટકાવી રાખવી.

આવી ઐતિહાસિક ભૂમિકા સાથે સ્તાલિને બીડું ઝડપ્યું ત્યારે તેણે બીજીય અનેક માન્યતાઓ ગૃહિત ગણી સ્વીકારી લીધેલી હતી. દા.ત. 'ક્રાંતિની રક્ષા ને રાષ્ટ્રની રક્ષા એકરૂપ હતાં;' એવી રીતે 'ઔદ્યોગિક વિકાસ'-ની સાથે જ 'કમ્યુનિસ્ટ સત્તા' સંકળાયેલ હતી. બીજી માન્યતા એણે એ પણ ગૃહિત ગણી લીધી હતી કે 'રશિયન ક્રાંતિ', બહારની દુનિયાના આક્રમણના ભય નીચે જ જીવી રહી છે; ત્રીજી એવી માન્યતા પણ સ્વીકારી લીધી હતી કે રશિયા જેવા મુખ્યત: કિસાન અને અમુક રીતે, વિલક્ષણ રીતે, વિકાસ પામેલા બુદ્ધિજીવીઓની ઉચ્ચ પ્રણાલીવાળા દેશ માટે કઠોર સરમુખત્યારશાહી અનિવાર્ય છે. આથી કરીને ય, 'પ્રોલિટારિયટ' (શહેરી કામદાર વર્ગ)નો ઝડપી બહુ-સંખ્યક વિસ્તાર કરવો ક્રાંતિના હિતમાં છે.

વધુમાં સ્તાલિને એવી ય માન્યતા ગૃહિત કરી લીધેલી કે જેમ જેમ સમાજવાદની પ્રગતિ થતી જાય, ઝડપી વિકાસ થતો જાય તેમ તેમ, બહારનાં અને અંદરના દુશ્મનો વધુ જોર કરવાના. માટે કરીને, છેક સામ્યવાદની સર્વસત્તા સંપૂર્ણ સલામત બની જાય ત્યાં સુધી તો, લગભગ સંપૂર્ણ સરમુખત્યારી અનિવાર્ય જ રહેવાની.

ઉપર ઉલ્લેખી તેવી, સ્તાલિનની ગૃહિત માન્યતાઓના પ્રકાશમાં સ્તાલિનનાં કર્મો અનિવાર્ય ક્રાંતિ-કર્તવ્યો જ દેખાય તેમાં નવાઈ નથી, સ્તાલિનવાદી આ મૂળભૂત ગૃહિત માન્યતાઓનો એક વાર સ્વીકાર કરી લેનાર માટે સ્તાલિનપૂજાનો યુગ પણ અનિવાર્ય જ નહિ, આવકાર્ય પણ ગણાય!

બીજી બાજુ, આપણે એ પણ ધ્યાનમાં લેવું જરૂરી છે કે ૧૯૧૯ના પ્રથમ વિશ્વયુદ્ધ પછીનાં વરસોમાં બોલ્શેવિકોએ યુરોપભરમાં ક્રાંતિ ફાટી ગયાની શ્રદ્ધા રાખી જે પરિણામોની અપેક્ષા સેવી હતી તે ૧૯૨૬-૧૯૨૭ સુધીમાં વિફલ પુરવાર થઈ હતી—તેનાં કારણોમાં ઊતર્યા વિના ય આ પરિણામ તો સૌની આંખે દેખાય એવું સ્પષ્ટ હતું; એટલે કે 'વિશ્વક્રાંતિ'ની છબી રોળાઈ ગઈ હોઈને ય એકદેશની (રશિયાની) ક્રાંતિને પોતાના જ બળ પર (!) સદ્ધર અને સલામત રાખવાનો સવાલ આગળ તરી આવ્યો હતો. અને યુરોપમાં મળેલી શિકસ્તોના પ્રત્યાઘાતો રશિયાની અંદરનાં પરિબળો ઉપર પણ પડવાનો ભય ઉપસ્થિત થતાં આંતરિક 'ભય' પણ ઘણો મોટો દેખાતો થયો હતો. ઘરની અંદરનાં બિનકમ્યુનિસ્ટ પક્ષો અને જૂથો તથા મધ્યમ વર્ગ અને કિસાનો જેવા 'ઢચુપચુ' વર્ગો અને 'સુખી કિસાન' (કુલક) જેવા દગાખોર વર્ગો—સૌનો ભય ઊભો થઈ રહેલો દેખાયો! (બીજી રીતે કહીએ તો, નહિ જેવી જૂજ સંખ્યાવાળા 'શહેરી કામદાર વર્ગ' ને નામે સર્વ-સત્તા ધરાવનાર કમ્યુનિસ્ટ સરમુખત્યારીએ પોતે જ આ ભય વધારી મૂક્યો હતો.)

૨

૧૯૨૭ સુધીમાં જે ઔદ્યોગિક વિકાસ થયો તે, ક્રાંતિ પછીનાં તરતનાં યુદ્ધ અને આંતરવિગ્રહનાં

વરસોની સરખામણીમાં, ઘણો જ આશાદાયી હતો. પરંતુ આગળ જોયું તે મુજબ હવે ખેત–સમસ્યા આગળ ધસી આવી હતી. ક્રાંતિએ ૨ કરોડ ૫૦ લાખ જમીન વિહોણાં કુટુંબોને જમીન આપી હતી; પરંતુ આમાંના મોટા ભાગનાની ગુંજાશ જ ઘણી મર્યાદિત હતી. શહેરો–નગરોની પ્રજાની જરૂરીઆતોને તથા ઝડપી ઔદ્યોગિક વિકાસ માટે અનિવાર્ય એવા જંગી નિકાસને પહોંચી વળવાનું તેને માટે શક્ય ન હતું. વધુમાં, ખેડૂતો થોડુંક વધારે પકવી શકે તો, (અગાઉની ગરીબી અને ભૂખમરાને કારણે) થોડીક વધુ પેદાશ પોતાના ઉપભોગ માટે રાખવાની ય વૃત્તિ ખરી આ સંજોગોમાં તથા વિદેશથી 'લોન' મેળવવાની શક્યતાઓ પણ ઓછી હોવાને કારણે, પરિસ્થિતિ સવિશેષ કઠોર બની!

**દરેક દેશને માટે ઔદ્યોગિક વિકાસને સારુ 'પ્રાથમિક મૂડી સંચય' (Primtive accumulation)ની સમસ્યા અતિ કઠોર હોય જ છે સમાજવાદી રશિયા માટે ય, ઉપરની પરિસ્થિતિમાં, સમસ્યા વધુ કઠોર બની જ હતી**

૧૯૨૫ થી ૧૯૨૮ દરમ્યાન આ ચર્ચાઓ, પક્ષની અંદર પણ, અત્યંત ઉગ્ર બની હતી બુખારિનની મધ્યમમાર્ગી પાંખે એવું વલણ લીધું હતું કે—

'કાચબાની ધીમી ગતિએ ઔદ્યોગિક વિકાસ સાધવો શક્ય છે—ગતિનો આધાર આ દેશની કિસાન પ્રજાની તૈયારી ઉપર જ રહેવો જોઈએ. ઉત્પાદનનો ઝોક પ્રજાને ઉપયોગી અનાજ, કાપડ વગેરે ઉપર રહેવો જોઈએ.' ×× આ રાહને 'ખેડૂતના ખભે ચઢેલો કચુકચુકિયો સમાજવાદી રાહ' એવું નામ આપી બદનામ કરવામાં આવ્યો.

નોંધવા જેવી વાત એ છે કે આરંભનાં આ વરસોમાં સ્તાલિન પણ આ મધ્યમપંથી નીતિનો જ ટેકેદાર હતો.

બુખારિનના આ મધ્યમપંથ સામે અનેક પ્રકારના વિરોધો થયા. (૧) વિનીત પાંખનું કહેવું એવું હતું કે ખેડૂતોને તો જ લાભ થાય જો 'સંપન્ન ખેડુતો' (કુલક) કે જેમની પાસે ખાસ બજારુ વેચાણ–માલનો પુરવઠો હોય છે તેમને વધુ ઉત્પાદન અને વધુ વિકાસની સગવડો આપવામાં આવે.

કોન્દ્રાતીએવે (પાછળથી 'હકાલપટ્ટી'નો ભોગ બનેલ) તો એટલી હદે સ્પષ્ટ કહી નાખ્યું કે (૧૯૨૭)—જો તમે પ્રાથમિક સંચયનો દર વધારવા ઇચ્છતા હો તો ગ્રામવિસ્તારના સબળ અને સંપન્ન તત્ત્વો (કુલક)ને નિર્બળોનું શોષણ કરવાનો અવસર આપવો જ રહ્યો...' (એટલે કે સંપન્ન ખેડૂતો નબળી સ્થિતિના કિસાનોને અને જમીન વિહોણા ખેતમજૂરોને મજૂરીએ રાખી શકે એવો અધિકાર આપવો જોઈએ).

પરંતુ, ચૂસ્ત કમ્યુનિસ્ટો માટે આવી 'કુન્દ્રોઠી' વિચારણા કરવી જ અશક્ય હતી; અને વધુમાં 'રાજકીય' સત્તા પણ પોતાના હાથમાંથી સરકી જવાનો ભય લાગ્યો.

(૨) બુખારિનનો બીજો વિરોધ કરનાર ઉદ્દામોનું એવું માનવું હતું કે અતિ ઝડપે ઔદ્યોગીકરણ નહિ થાય તો દેશ આંતરિક અને બાહ્ય આક્રમણ સામે ટકી જ નહિ શકે. આથી કેવળ ઝડપનો જ સવાલ નથી, શસ્ત્રાસ્ત્રોની શક્તિ વધારે એવા 'ભારે' ઉદ્યોગોના ઝડપી વિકાસની જરૂર છે. આ પાંખમાં એવું માનનારો વર્ગ પણ મોટો હતો કે ક્રાંતિકારી નૈતિક બળ ટકાવવું હોય તો 'ધીમે ધીમે સુધારાનો સાર' જેવું અળખામણું ઢીલું સૂત્ર કામ નહિ આવે. તથા ૧૯૨૭ સુધીમાં રાજ્યસત્તા એક એવી કક્ષાએ આવી ગઈ હતી કે હવે એને જોશીલા ઉદ્દામ સૂત્ર દ્વારા આગળ ધકેલવામાં નહિ આવે તો, ગતિના નિયમ અનુસાર, તે પીછેહઠ કરશે! એટલે કે—

**'ઝડપી ભારે ઉદ્યોગો' અને 'યુદ્ધનો ભય' બંને સૂત્રો રાજકીય જરૂરિયાત બની ગયાં હતાં.**

● પક્ષે આવો ઝોક લેવો હોય તો વિનીત પાંખને ઠેકાણે પાડવી જ રહે; ઉપરાંત બુખારિનના મધ્યમપંથ સામે ય ઝોક લેવા રહે—'કિસાનોને સાથે લેવાનું' સૂત્ર પડતું મૂકવું પડે; સમૂહખેતી

દાર કિસાનો ઉપર રાજ્યસત્તાની પકડ મજબૂત કરી લેતી રહે, જેથી શું પકવવું, કયા ભાવે કેટલું વેચવું એ મહત્ત્વના નિર્ણયો, સ્વતંત્ર ખેડૂતનું અથવા તેમના સ્વતંત્ર મંડળોનું અસ્તિત્વ જ રહેવા ન પામે તો, આપોઆપ રાજ્યસત્તા હસ્તક ચાલ્યા જાય; અને રાજ્યને અનુકૂળ નિર્ણયો ઉત્પાદકો ઉપર સહેલાઈથી લાદી શકાય

આ વખતે સ્તાલિને, સમવરતાનિ, મધ્યમપથ છોડી ઉદ્દામ પંથ પકડ્યો—કદાચ આર્થિક ઝડપી વિકાસની દૃષ્ટિએ, અથવા અને પોતાની રાજદ્વારી સત્તાની પકડ માટે, એને આ પગલું જરૂરી લાગ્યુ હશે. પરંતુ એક વાત સ્પષ્ટ થવી જરૂરી છે કે,—

આ સમયે (૧૯૨૬) પક્ષની બહુમતિ ઉદ્દામ પંથની તરફદાર હતી. એટલે સ્તાલિને ગમે તે હેતુથી આ પગલું લીધું હોય પરંતુ ઉદ્દામ-નીતિનો નિર્ણય એનો અંગત નહિ, પક્ષનો જ ગણાવો જોઈએ. જો કે, પાછળથી, સ્તાલિને જ પોતાના આ ટેકેદારોને એક પછી એક નેસ્તનાબૂદ કર્યા હતા.

૩

**સામુહિક ખેતીની નીતિનું પરિણામ સ્પષ્ટ હતું**

ભારે ઉદ્યોગોના પ્રાધાન્યવાળા ઝડપી ઉદ્યોગીકરણને પ્રતાપે જીવનધોરણ નીચું ગયા વિના રહ્યું નહિ એટલે દમનશીલ સાધનો વધુ તેજ બનાવ્યા વિના છૂટકો ન રહ્યો, પોલિસની સત્તાઓ ઘણી વધારવી પડી, રાજ્યસત્તા એટલા પ્રમાણમાં વધુ 'અળખામણી બની.

● હકીકતે, સામુદિક ખેતીનો સ્વીકાર સ્વેચ્છાપૂર્વકનો ન હોવાને કારણે, પ્રજાની ઈચ્છા અને સરકારી આકાંક્ષા વચ્ચેનું અંતર વધતું ગયું; બંને વચ્ચેનું ઘર્ષણ જ વધ્યું

જ્યાં રાજ્ય તરફથી અતિ ઝડપી ઉદ્યોગીકરણની નેમ રાખવામાં આવે, અને જ્યાં પ્રાથમિક મૂડી-સંચય માટે ખેડૂતો ઉપર જ આધાર રાખવાનો હોય; પરિણામે, જ્યાં રાજ્યે પ્રજાને માથે 'ઉપરથી' ત્યાગ લાદવાની પરિસ્થિતિ પેદા થાય, અને જ્યાં પ્રજાની નાનીશી બચતનો મોટો ભાગ રાજ્યની અફાટ મોટી જરૂરિયાત સાથે ખાય એમ જ ન હોય, અને ભાવિ સુખસમૃદ્ધિની સરકારી યોજનાઓ અને વચનો સાથે વર્તમાન તંગદશામાં જ ઉમેરો કરીને વધુ કુરબાની કરવાનાં તેનાં સૂત્રને આમપ્રજા તરફથી આવકાર મળવાની શક્યતા નહિવત્ હોય—એવા કોઈ પણ દેશમાં સોવિયેત રશિયામાં બન્યું એવું જ ઘણે અંશે બનવાનું ....!!

અલબત્ત, રશિયામાં ઘણી હદે ઘણાં વિશાળ પાયા ઉપર રાજ્ય અળખામણું બન્યું તેમાં, આ દિશાનો હઠાગ્રહ હોવા ઉપરાંત, કિસાનોની સંપત્તિ ઉપર તરાપ મારીને તેમને સામુદાયિક ખેતીમાં ધકેલી જવાનો હઠાગ્રહ ખાસ જવાબદાર હતો.

આને કારણે, અંતે તો, મૂળભૂત હેતુ જ નિષ્ફળ નીવડ્યો ઉત્પાદન જ ઘટ્યું; અને એના કારણે વળી દમન વધ્યું; અને રાજ્ય તથા પ્રજા વચ્ચેનો 'સંઘર્ષ' વધુ ઉગ્ર બન્યો. આ સ્થિતિમાં પ્રજાના વિશાળ સમૂહોને તેમની ઇચ્છા વિરુદ્ધ ધકેલી આપવાનું, અને સમાજના સમસ્ત સામાજિક-આર્થિક માળખાને મનસ્વી ઘાટ આપવાનું 'ક્રાંતિ કર્તવ્ય' કમ્યુનિસ્ટ પાર્ટીને માથે આવી પડ્યું. સ્વાભાવિક રીતે જ, આવું કર્તવ્ય પાર પાડવા માટે પક્ષ પોતે તદનુસાર એકહથ્થુ દમનખોર સાધન બને તે પ્રકારનું સ્વરૂપાંતર અનિવાર્ય બન્યું

"ઉપરથી ક્રાંતિ લાદવાના" આ નવા કાર્યક્રમે તેનું રહ્યું સહ્યું લોકશાહી સ્વરૂપ ખતમ કરી નાખ્યું. ક્રાંતિના વિક્રમને નામે નાનકડી સત્તા ટોળકીનું, અને અંતે, એક વ્યક્તિનું વર્ચસ્ જામ્યું; પક્ષની અંદર ચર્ચા વિનાની વફાદારી અને શિસ્ત જરૂરી બન્યાં; બલ્કે, એવાં શિસ્ત અને ભક્તિ જ પાર્ટી-સભ્યનું શ્રેષ્ઠ લક્ષણ ગણાયું. નિરંજન નિષ્ઠુરતાભર્યા શિસ્તના પાલનમાં જ ક્રાંતિ પ્રત્યેની વફાદારીનું મૂલ્ય અંકાયું; અને સ્તાલિન એનું શ્રેષ્ઠ પ્રતીક ગણાયો—ક્રાંતિ અને વ્યક્તિની પૂજા ઓતપ્રોત બની ગયાં.

**આમ, પક્ષે અને સ્તાલિને પસંદ કરેલો માર્ગ, અનિવાર્ય રીતે, વ્યક્તિપૂજાના અંધ અમાનવીય યુગને માટે જવાબદાર હતો.**

અને બન્યું પણ સો એ સો ટકા એમ જ : બીજું વિશ્વયુદ્ધ ઝીંકાયું ત્યારે તાળો બધી રીતે મળી ગયો હોય એવું સૌને લાગ્યું સ્તાલિન વિના, સ્તાલિન પૂજા વિના, અને સ્તાલિનની નિષ્ઠુર નીતિ વિના રશિયા માટે ફાસીવાદી નર્કમાંથી બહાર નીકળવાનું અશક્ય જ બન્યું હોત—

**એવું 'પૂરવાર' થયેલું મનાયું ! ટૂંકમાં, રશિયાની તે સમયની પરિસ્થિતિમાં સ્તાલિન અને સ્તાલિનવાદી દુષ્પ્રયોગ અનિવાર્ય હોવાનું આશ્વાસન લેવાયું…**

## ૪

તો શું સ્તાલિન અને સ્તાલિનવાદ અનિવાર્ય હતાં?

આપણે આગળ જે જોઈ ગયા તે તો, બહુબહુ તો, રશિયામાં કેવી પરિસ્થિતિ હતી, બોલ્શેવિક પક્ષે કઈ નીતિ બહુમતિથી અખત્યાર કરી અને તેના logical કાર્યકારણ-સંબંધનું કેવું અનિવાર્ય પરિણામ આવ્યું તેનું આલેખન જોઈ ગયા આથી કાંઈ સ્તાલિને એ સ્થિતિમાં જે કાંઈ કર્યું તે વ્યાજબી ઠરતું નથી. ઉપર જોયો તે, બહુ બહુ તો, સ્તાલિનયુગી ઘટનાનો ખુલાસો છે, એનું વ્યાજબીપણું નથી. ઇતિહાસના અભ્યાસીઓ માટે સવાલ તો એ છે કે, અમુક પરિસ્થિતિમાં મુકાયેલ નેતા, જે બન્યું તે સિવાય બીજું કશું જ શક્ય ન હતું એમ કહી, છટકી શકે ખરો? બુખારિને જે મધ્યમપંથ સૂચવ્યો હતો તે અમલમાં મુકાયો હોત તો પરિણામ કેવુંક આવ્યું હોત? અથવા, ખુદ લેનિનને એવી શ્રદ્ધા હતી કે કિસાનોની સ્વેચ્છા પૂર્વકની સંમતિ સાથે ખેત-ક્રાંતિ પાર પાડી શકાશે અને ઝડપી ઉદ્યોગીકરણ સાધી શકાશે…આથી, પાછળથી સામુહિક ખેતીના પ્રયોગોમાં નિષ્ઠુરતા 'અનિવાર્ય' જોતાં અને પાર્ટીની અંદરની લોકશાહીનું ગળું પોતાને હાથે ઘૂંટી નાખવાની ઘડી આવી પડતાં કદાચ લેનિન પોતે અટકી ગયો ય હોત! સ્તાલિનનો જૂનો સાથી ઓર્દ્ઝોનિકિદ્ઝે આત્મહત્યા કરીને પોતાનો પ્રાણ છોડાવ્યો હતો—! અને તો, માણસ શું કરીને શું સાધે છે એ સવાલ જ પાયાનો બની જાય છે.

અલબત્ત, ઉપરની કલ્પનાઓ બાજુ પર રાખી, હાલ તરત તો આપણે એક મુખ્ય સવાલ જ વિચારીએ. સ્તાલિને જે માર્ગ લીધો અને જે રીતે, જે હદે તેણે એને વિકસાવ્યો તેમાં પરિસ્થિતિની ઐતિહાસિક અનિવાર્યતા ઉપરાંત સ્તાલિનની પોતાની અંગત જવાબદારી કેટલી? કેવા પ્રકારની? ૧૯૨૮-૨૯નાં વરસોથી સ્તાલિને મોટે ભાગે પક્ષને પડતો મૂકી, પોતાના નાનકડા ભક્ત-જૂથને જોરે જે પ્રકારના નિર્ણયો લેવા માંડ્યા, અને ૧૯૩૬ થી તો, પોતાની જ એકહથ્થુ આજ્ઞાઓને આખા દેશને માથે લાદી દીધી, એનાં ઇષ્ટ-અનિષ્ટોનો વિચાર કર્યા વિના સ્તાલિનની પોતાની વ્યક્તિગત જવાબદારીનો અંદાજ કાઢવો શક્ય નથી. આ વાત પણ વ્યવસ્થિત રીતે સમજવી હોય તો આપણે એ પ્રકારે તેની વિચારણા કરવી જોઈશે (૧) આ વરસો દરમ્યાન સ્તાલિને પોતે જે રાજનૈતિક નિર્ણયો લીધા તે નિર્ણયોનાં અનિવાર્ય પરિણામો કયાં? એટલે કે તેણે આ નિર્ણયો એકહથ્થુ રીતે ન લીધા હોત તો એના આનુષંગિક પરિણામો અનિવાર્ય ન બન્યાં હોત. (૨) આ વરસો દરમ્યાન, નીતિ-નિર્ણયો સાથે કશો સંબંધ નહિ ધરાવનારાં કેટલાંક કૃત્યો સ્તાલિને પોતે આચર્યાં કે આચરાવ્યાં—એ બીજા પ્રકારનું અનિષ્ટ—જેમાં એની સીધી ખુલ્લી જવાબદારી રહેલી ગણાય.

એક રીતે તો બન્ને પરસ્પર સંબંધિત છે આમ છતાં, શક્ય હોય એટલાં જુદાં પાડી સમજવાં જરૂરી છે પહેલી કક્ષાનાં અનિષ્ટોમાં પરિસ્થિતિજન્ય નીતિ, અને એ નીતિ-જન્ય પરિણામો એવો કાર્યકારણ સંબંધ હોઈ, ઐતિહાસિક પરિસ્થિતિ અને સ્તાલિનની નીતિ વચ્ચેનો સંબંધ પૃથક્ કરી જોવો જરૂરી બને છે. દા. ત. એક વાર સ્વીકારી લઈએ કે રશિયાની પછાત દશા દૂર કરવા ઝડપી ઉદ્યોગીકરણ જરૂરી હતું, તો પણ, સ્તાલિને જે માર્ગ અખત્યાર કર્યો, જે વિચારો

ગૃહિત ગણીને તે ચાહશે. (આગળ ઉપર જોઈ ગયા તે મુદ્દાઓ) તે બધું કેટલે અંશે યોગ્ય હતું? અમુક નીતિ સર્વસાધારણ રીતે સાચી છે એવું સ્વીકાર્યા પછી ય એના પ્રયોગની અતિરેકતાભરી, અંતિમ અમાનવીય લક્ષણોવાળી, રીતરસમો જુદી પાડવી જરૂરી છે જ (હિટલરની જ્યુવિરોધી રાજકીય નીતિનો સ્વીકાર કરનાર માટે ય, એ નીતિ પાર ઉતારવા સરું અમાનુષી મોતની ભઠ્ઠીઓમાં લાખો-કરોડો નિર્દોષ બાળવચ્ચાઓને હોમી દેનારા હત્યારા આઈકમેનોને માથે, જવાબદારી માત્ર રાજકીય નીતિ પૂરતી જ રહી જતી નથી—એ તો હવે સર્વસ્વીકૃત સિદ્ધાન્ત ગણાયો છે)

★

● આ દૃષ્ટિએ, સ્તાલિનની સામુદિક ખેતીની નીતિ વિષે અને સ્તાલિનના તેને અંગેના કૃત્યો વિષે થોડોક વધુ વિચાર કરીએ:

શહેરોના કેટલાક અમલદારોને ગામડાં વિષે, કિસાનો અંગે માહિતી ન હોય અને અતિ ઉત્સાહમાં આવીને તેઓ કેટલેક અંશે અતિરેક કરી બેસે એ વાત પણ સમજી સ્વીકારીને આપણે જતી કરીએ... પરંતુ, સ્તાલિને પોતે ઝડપી સામૂહીકરણના આગ્રહમાં કુલકોને (સંપન્ન શ્રીમંત ખેડૂતોને) સાઈબેરીઆ અથવા એવા સ્થળે દેશનિકાલ કર્યાં અને ખેડૂતોના કબજાનાં બધાં ઢોરનુંય બળજબરીથી સામુદીકરણ કરવાના હુકમો આપ્યા તેનું શું? કુલકોનું નિકંદન કરવાના હુકમનો અર્થ—'જે કોઈ ખેડૂતો સામુદીકરણનો વિરોધ કરે કે તત્કાલ પૂરતો ઉદાસીન રહે અથવા પાછળથી વિરોધ કરશે એવો ભય દેખાય તે બધાનું નિકંદન' એ વાત પણ સ્પષ્ટ છે અને ઉત્પાદન વધારવા અંગે બીજી પૂરતી પૂર્વ-તૈયારીઓ વિના જ કુલકોનું નિકંદન કરવાનો અર્થ ખેતી ઉત્પાદનમાં જ કકોકટી—એ હકીકત પણ સ્તાલિનની સમજ બહાર હોઈ ન શકે. એકંદર ખેતનીતિ સ્વીકાર્યા પછીય, આવાં બેફામ પગલાં કંઈ અનિવાર્ય ન હતાં. વળી આ બેફામ હુકમોનું અતિ ભયંકર પરિણામ ૧૯૨૯ થી તો ખાસ દેખાવા માંડ્યું હતું—હજારો ખેડૂતોએ પોતાનાં ઢોર સામુદિક ખેતગૃહોને સોંપી દેવા કરતાં પોતાને હાથે તેમની કતલ કરી નાખવાનો આવેશ પ્રગટ કર્યો અને લાખો પશુઓની કતલ કરી ય નાખી! છતાં, સ્તાલિનની આંખ ન ઉઘડી એને માટે તો સ્તાલિન પોતે જ જવાબદાર ઠરે ને? એક પૂરા દાયકા પછી, છેક ૧૯૩૮માં, ઘોડાં અને બીજાં પશુ (ગાય-બળદ વગેરે) અને ડુક્કરની સંખ્યા અર્ધોઅર્ધ ઓછી રહી ગઈ અને ઘેટાંની સંખ્યા ત્રીજા ભાગની હતી એવું જણાયું ત્યારે, અંગત ઢોર રાખવાની છૂટછાટો અપાઈ—એ હકીકત પોતે જ આખા દાયકા દરમ્યાનની સ્તાલિનની જડતા અને જોહુકમીનું પૂરતું સૂચન કરે છે. આનું પરિણામ કેવળ કીમતી પશુધન ગુમાવ્યાનું જ ન હતું. એક બાજુ ગ્રામ પ્રજા અને બીજી બાજુ રાજ્યકર્તા તથા પક્ષના નેતાઓની વચ્ચે જે ભયંકર વિદ્વેષ જાગ્યો એ અધિકતર વિનાશક વિષચક્રનો વાહક બન્યો.

● ઢોરના અભાવે ખેતી રઝળી, ભયંકર દુષ્કાળ પ્રવર્ત્યો, અને સરકારે શહેરમાં અનાજ ઘસડી લઈ જઈ ગ્રામવાસીઓને હજારોની સંખ્યામાં ભૂખે મરવા દીધા! આથી ગ્રામવિસ્તારમાં અસંતોષ વધુ વ્યાપક અને ઉગ્ર બન્યો. એને દામી દેવા સરકારે વધુ કડક રાજદંડ ઉગામ્યો! અને એનો પડઘો મધ્યમવર્ગ અને બુદ્ધિજીવીઓમાંથી ઊઠે તે પહેલાં 'અસંખ્ય કાવતરાંઓ'ના ભયથી ભડકી ઊઠી જેલ, દમન, કતલ, ફાંસી, દેશનિકાલ અને અત્યાચારો દ્વારા નિકાલ આણ્યો!

**હકીકતે, ગલત નીતિનો બેફામ અમલ આ આખા વિષચક્રના મૂળમાં જવાબદાર હતો.**

આવું જ બન્યું—ઉદ્યોગ ક્ષેત્રે.

સામુદિક ખેતીના પરિણામ રૂપ દુષ્કાળનાં વરસોમાં, ઉત્પાદક-ખેડૂતના મોંમાંથી અનાજ છીનવી લઈને, મોટા ભાગનું નિકાસરૂપે વિદેશ મોકલ્યું પરંતુ એ આયાત થયેલી યંત્ર-સામગ્રી બીજી પૂર્વ તૈયારીઓ વિના અને તાલિમબદ્ધ કામદારોના અભાવે પડી રહી, કાટ ખાતી રહી! બીજી બાજુ, ખાનગી કારખાનાં બંધ કરાવી દઈને હાથે કરી બેકારી ઊભી કરી દીધી હતી.

પરિણામ? આમવિસ્તારના જેવું જ આવ્યું ઉત્પાદન ઘટ્યું; જીવનધોરણ લથડ્યું અને પ્રજા તથા સત્તા વચ્ચે વિદ્વેષ અને ઘર્ષણ વધ્યાં આથી ગુપ્તચરો અને પોલિસતંત્ર હસ્તકનો દમનદોર વધ્યો અને એના અત્યાચારોએ પ્રજાને ઊલટી 'દુશ્મન' બનાવી.

**શહેરોમાંય હાથે કરી વિષચક્ર સર્જ્યું. અને એમાંથી જામેલા અસંતોષને ઠારી દેવા નવી તરકીબો પણ અજમાવી.**

સ્તાલિને પોતાના દેશની આંતરિક પરિસ્થિતિ અંગે ખોટા બડાશભર્યા હેવાલો પ્રગટ કર્યા બીજે હાથે, પોતાની પ્રજાને બીજા દેશોની પ્રગતિથી અજ્ઞાત રાખી રખેને રશિયન પ્રજાને એ દેશોની સાચી સ્થિતિનો ખ્યાલ આવે અને ઘરઆંગણની કમબખ્તીનો અસંતોષ વધુ ઉગ્ર બને એ ભયે, રેડિયો, છાપાં, પ્રવાસ અને પુસ્તકો આદિ ઉપરના પ્રતિબંધો મૂક્યા અને મૂડીવાદી દેશો રશિયા ઉપર તૂટી પડવા ટાંપી રહ્યા છે, રશિયાને માથે સતત કટોકટી ઝઝૂમે છે — એવા ભય નીચે પ્રજાને સતત ઊંચે શ્વાસે રાખીને, પ્રજાએ વધુ ને વધુ ભોગ આપવાની અને સતત લોકશાહીને મોઢે ડૂચો મારવાની, ગમે તે પ્રકારનાં અત્યાચારોને રાષ્ટ્રની આંતરિક બાહ્ય રક્ષાને નામે વ્યાજબી ઠેરવવાની, તરકીબ સ્તાલિને કઠે કલેજે પાર પાડી .

૪

સ્તાલિનની જવાબદારીઓ આટલેથી પતતી નથી. દેશપરં વિશાળ અને વિરાટ અત્યાચારનું સાર્વત્રિક સત્ર ઉતારવાની અક્ષમ્ય અનાહિત કારવાઈ માટે સ્તાલિનના જેટલું સીધું જવાબદાર બીજું કોઈ ન હતું

સામુહિક ખેતીની હડનીતિના અમલ દરમ્યાનના અતિશય અત્યાચારો તથા લાંબા વરસો સુધી પક્ષમાંથી સમૂહે ના સમૂહોની એકધારી 'નિકંદન'ની કારવાઈ માટે સ્તાલિન મુખ્યતઃ જવાબદાર ગણાયેલ છે જ. આવી કારવાઈઓને ન્યાયી બનાવે તેવી કોઈ બાહ્ય પરિસ્થિતિ હતી નહિ. એને માટે સૌથી વધુ કારણરૂપ કંઈ હોય તો તે સ્તાલિનની એકહથ્થુ સત્તાભૂખ; તથા નીકટના સાથીઓ ઉપરનોય અવિશ્વાસ. આ બને, અત્યારના અનેક સત્તાખોર માંધાતાઓની જેમ, સ્તાલિનના અંગત અપલક્ષણો જ ગણાય. ૧૯૩૪માં ચુંટાયેલી પક્ષની મધ્યસ્થ સમિતિમાંના લગભગ બધાનું શારીરિક નિકંદન કરનાર સ્તાલિન પોતાના ટેકેદારો અને વિરોધીઓ — એવા ભેદ જ સ્વીકારવા તૈયાર ન હતો. એમ ન હોત તો આટલી હદે જક્કી જડસુ બનવાની જરૂર ન હતી. જો કે આવું સૂચવવા માટે જ કેટલાકનું ફારસ કાઢવામાં આવ્યું હતું—૧૯૩૮ સુધીમાં, જેઓ શિકાર બન્યા તેમાં સ્તાલિનના આજ્ઞાંકિત પોલિસના વડાઓ વધુ હતા! બીજા વિશ્વયુદ્ધ પછી ય જે અત્યાચારી સત્ર શરૂ થયુ તે—વોઝનેસેન્સ્કીનું મૃત્યુ, લેનિનગ્રાડની ઘટના, જ્યૂબુદ્ધિજીવીઓની કતલ, દાક્તરોનું કાવતરું—બધી રીતે અસ્થાને હતું. સ્તાલિને આ અને આવા અનેક કિસ્સામાં જાતે-પંડે દોરવણી કરેલી! યુદ્ધ પછી દુનિયાની પલટાયેલી પરિસ્થિતિ અને આંતરિક સ્થિરતાનો વિચાર કરતાં એ વાત સ્પષ્ટ છે કે—

**આ યુદ્ધોત્તર અત્યાચારના સત્ર પાછળ 'અમુક રાજકીય નીતિના અમલ માટે જરૂરી' એવું બહાનું ય શોધ્યું જડે એમ નથી એટલે કે વિરોધ યા કાવતરાં યા અસંતોષને દાબી દેવાના કારણરૂપ અત્યાચાર ન હતો; અત્યાચારના પરિણામરૂપ અસંતોષ વધ્યો હતો**

વળી—

૧૯૪૫માં ખેડૂતોની અવદશા જેવી નક્કર હકીકત સ્વીકારવાનો જ ઇન્કાર! કુદરત ઉપર વિજય મેળવવાની — રણને નંદનવનમાં ફેરવી નાખવાની ભવ્ય યોજનાઓની ઘેલછા, તથા આલેશાન ઇમારતો ઊભી કરવાની ધૂન —સ્તાલિનનાં આખરી વરસેમાં એના વ્યક્તિગત માનસનો જ પડઘો પાડે છે

● **લશ્કરી ક્ષેત્રે** — જર્મન હલ્લાની શક્યતાનો અને એની તૈયારી કરવાનો સ્તાલિનનો ઇન્કાર અસાધારણ ધૂની માનસનો જ અને ટૂંકી દૃષ્ટિનો પડઘો પાડે છે. તે જ રીતે, શ્રેષ્ઠ સોવિયેત ફોજી અમલદારોની કતલ, ૧૯૪૧ની હિટલરી આફતને આમંત્રવા માટે, કારણરૂપ ગણાવી જોઈએ—હિટલરી હલ્લાની શક્યતા

સમજીને, તેની પૂર્વ તૈયારીરૂપે, દગાખોરોથી બચવાના પરિણામરૂપે એ કતલ ન હતી.

આ ઉપરાંત, ઇતિહાસમાં પોતાનું નામ — અને પોતાનું જ નામ — અમર કરી જવાની લોલુપતા પણ એના રોગિષ્ટ-વિકૃત માનસને જ પ્રગટ કરે છે: જાતે રસ લઈને પોતાના જ પ્રમુખપદે કમિટી નીમીને પાર્ટીનો ઇતિહાસ નવેસરથી લખવાનો એનો આગ્રહ અને તે દ્વારા દૈવી આત્મ ગૌરવ સ્થાપી જવાના પ્રયાસો હાસ્યાસ્પદ પણ ગણાય.

વળી, પરિસ્થિતિની વાસ્તવતા પ્રત્યેનો તેનો ઇરાદાપૂર્વકનો બડાશખોર અભિગમ તેનું રહ્યું સહ્યું ગૌરવ પણ ખતમ કરે છે: ૧૯૩૫માં જ્યારે 'રોટી'ની કિંમત (પગારોની સરખામણીમાં, સોવિયેતના ઇતિહાસમાં) અતિશય ઊંચી ગઈ હતી ત્યારે, તેણે જાહેર રીતે કહ્યું હતું: "છેલ્લાં બે ત્રણ વરસથી તો હવે અમારે ત્યાં નામે ગરીબ રહેવા પામ્યું નથી." તેજ રીતે ૧૯૪૭માં, તેણે કહી નાખ્યું હતું: "મોસ્કોમાં હવે કોઈ રંક અજીતવાળા નિવાસસ્થાનો નથી."

★

એકંદર એમ કહી શકાય કે ૧૯૩૪ **પહેલાંના** સ્તાલિનના વહેવાર-વર્તનને પાર્ટીની નીતિ રીતિ સાથે સાંકળી શકાય એમ છે. પરંતુ તે પછી તો એવું ય કહેવું અનુસંધાન રહ્યું નથી ૧૯૩૪ પછી જ તેનું ભયંકર આપખુદ એકહથ્થુ વૈયક્તિક વર્તન વ્યાપક બન્યું હતું. આ પછી જ એ સર્વસત્તાધીશ બન્યો હતો. ને આ વરસોમાં જ સ્તાલિન-પૂજાની બોલબાલા વધી હતી. અલબત્ત, ૧૯૩૪ પહેલાંના અને પછીના સમય વચ્ચે કશું અનુસંધાન નથી એમ કહેવું અયોગ્ય છે બલ્કે ૧૯૩૪માં સ્તાલિનને સર્વસત્તાધીશ બનાવે એવી બાબ પરિસ્થિતિ હતી જ. પરંતુ ત્યારે—

**ક્રાંતિનાં લોકશાહી મૂલ્યોની નિષ્ઠા જો જાગી શકી હોત, એના સાથીઓમાં એવી કોઈ દૃષ્ટિની પક્વતા હોત તો ત્યારે જ, સ્તાલિન કદાચ સ્તાલિન બનતો અટકી ગયો હોત.**

**અથવા**

**૧૯૩૪ પછીનાં વરસો દરમ્યાન, જો ક્રાંતિની માનવીય નિષ્ઠા જાગી ઊઠી હોત, એના સાથીઓમાં એવી કોઈ બંડખોર નૈતિકતા હોત તો, ભલે સ્તાલિન નેસ્તનાબૂદ ન થયો હોત અને આ બંડખોરો જ ખતમ થઇ ગયા હોત એમ માની લઈએ તો ય, એ બંડખોર નૈતિક પ્રતિકારે માંધાતા બની ચૂકેલા સ્તાલિનનો પાયો તો હચમચાવી નાખ્યો હોત અને સ્તાલિનવાદ અનિવાર્ય ન જ બન્યો હોત—એ પણ શક્ય છે.**

અંતે તો, ૧૯૧૭ની ક્રાંતિના અને ૧૯૪૧-૪૫ના વિજયના ઐતિહાસિક ગૌરવનું રહસ્ય, રશિયાની પ્રજા માટે અને જગતના નવનિર્માણ માટે, એક જ હોઈ શકે: રશિયામાં રાજતંત્ર-અર્થતંત્ર સમાજવાદનું લેબલ ધરાવે છે કે નહિ એ મુખ્ય વાત નથી. એ કેટલે **અંશે લોકશાહી** છે ને કેટલે અંશે **માનવીય** છે એ જ અંતિમ કસોટી છે. સ્તાલિન ૨૦-૨૫ વર્ષ સુધી ભયંકરતાનું સત્ર ચલાવી શક્યો અને એના સાથીઓ એક યા બીજા નામે એને વશ વર્ત્યા, ૨૦ કોટી પ્રજા પોતાની જ સરકારિતા અને ક્રાંતિકારી શક્તિનો પ્રતિકાર કરે, એવી શક્યતા જ નામશેષ બની ગઈ આવા સમાજને, આવા તંત્રને, ગમે તેવું રૂપાળું નામ આપવાથી તે જે-છે-તે મટી જતાં નથી; અને સ્તાલિન અનિવાર્ય ન હોવા છતાં તે અનિવાર્ય બન્યો ને રહ્યો એ જ માનવીય ઇતિહાસની એક પ્રખર કરુણતા છે* [ ૨૨-૫-૬૩

---

* એલેક નોવના લેખના આધારે. મુખ્ય માહિતી.

( અનુસંધાન પાન ૮ ઉપરનું ચાલુ )

સંસ્થાએ 'શાંતિના જાસૂસો'ની આખી પ્રવૃત્તિ પ્રત્યે નફરત પ્રગટ કરીને પોતાની જાતને તેનાથી અળગી કરી દીધી છે. એટલું જ નહિ પણ, જેના અનેક કાર્યકર્તાઓ 'શાંતિના જાસુસ' હોવાનું જણાય છે તે સંસ્થાના, એટલે કે 'કમિટી ઓફ હન્ડ્રેડ'ના (શત–સમિતિના) કેટલાક કાર્યકર્તાઓએ પણ પોતાનો વિરોધ નોંધાવ્યો છે. તથા શાંતિ આંદોલન પ્રત્યે અતિશય સહાનુભૂતિ ધરાવનાર પત્રકાર મિ. જેમ્સ કેમેરોને "ખુદા આવા મિત્રોથી બચાવો" એવુ ય પોકારી નાખ્યુ છે ડેઈલી ટેલિગ્રાફે અત્યંત માર્મિક ટીકા કરી છે કે

**જે આંદોલન કરોડો સાચા શાંતિચાહક નાગરિકોના હૃદયનો પડઘો પાડનારું—શુદ્ધ શાંતિ ચાહનારું બનવું જોઈતું હતું તે જ, આજે તો, શંકાસ્પદ હેતુવાળા નીચલી કક્ષાના અનેક લોકોના હાથમાં સાધન બની રહ્યું છે!"**

અને પછી ભારે આકરા શબ્દોમાં તે લખે છે—

**અણુશસ્ત્રો સામેના આંદોલનની આડશમાં જાસુસી અને દગાખોર ભાંગફોડે માથું ઊંચું કર્યું છે."**

'ધ ટાઈમ્સે' આ ઘટનાને લોકશાહીને માટે ભયરૂપ લેખતાં સાવચેતીના શબ્દો ઉચ્ચાર્યા છે કે—

**"જે માર્ગ વ્યવસ્થિત રાજતંત્ર અને કાનૂની શક્તિને ઉતારી પાડવાના સાધનરૂપ બને છે, તે હિંસા અને લોકશાહી વિરોધી 'કલાસિકલ' માર્ગ બની ગયા વિના રહે નહિ"**

★

અમારી દૃષ્ટિએ, ગાંધીજીએ સવિનય કાનૂની ભંગ અને અહિંસક સત્યાગ્રહ અંગેના સિદ્ધાન્તો, નિયમો અને શિસ્ત અંગે જે ઝીણવટ પૂર્વક, વારંવાર, આલોચન કર્યું છે એના પ્રકાશમાં શાંતિ આંદોલનો અને તેની આડશમાં ચાલતી પ્રવૃત્તિઓનું આલોચન કરવું જરૂરી છે. હકીકતે બ્રિટનના આ આંદોલનના મૂળમાં ગાંધીજીનું નામ સંકળાયેલું હતું છેક ૧૯૫૨માં સર્વ પ્રથમ "ઓપરેશન ગાંધી" નામની સંસ્થાએ જ આનો પાયો નાખ્યો હતો. ત્યારબાદ, 'કમિટી ઓફ હન્ડ્રેડ' (શત સમિતિ)એ તેના આધારે જ પોતાનો કાર્યક્રમ ઘડ્યો હતો—તેમાં બેઠી હડતાળ (કામદારોને હથિયારો હેઠાં મૂકવાની અપીલ) તથા વિમાની અને અન્ય અણુશસ્ત્ર કેન્દ્રો ઉપર સવિનય કાનૂન ભંગ જેવા કાર્યક્રમોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આરંભની વિખ્યાત આલ્ડરમાસ્ટનની પદયાત્રાઓની મૂળ યોજના જ ગાંધીવાદી શાંતિ કૂચની રસમ સાથે સંકળાયેલી હતી.

આમ છતાં પાછળથી બ્રિટનનું શાંતિ આંદોલન ગાંધી–પ્રણાલીથી દૂર ખસડાઈ ગયું છે.

શાથી?

બ્રિટનમાં છેલ્લાં ૭ વરસ દરમ્યાન CNDએ એક સાથે બે વાત સિદ્ધ કરવા પ્રયાસ કર્યો જણાય છે–

(૧) નાગરિકના અંતરાત્માનો પડઘો પાડવો;

(૨) રાજકીય દબાણના સાધન તરીકે કૂચ–સત્યાગ્રહનો ઉપયોગ કરવો.

ધીમે ધીમે કરતાં પહેલો હેતુ પાછળ રહેતાં બીજો વધુ આગળ આવ્યો હોય એવું જણાય છે. પરિણામે, સાચા શાંતિવાદીઓએ જાગી જવાનો સમય આવી ગયો છે.

[૧૩–૫–૬૩

# આફ્રિકી પરિષદ : એકતાનો અનોખો તલસાટ

આફ્રિકામાં એકતાનો જેટલો તલસાટ છે તેટલો ભાગ્યે જ બીજા કોઈ ખંડમાં છે. આફ્રિકાની સરખામણીમાં એશિયા રાજકીય ક્ષેત્રે આગળ વધેલુ છે પણ એકતાના તલસાટની બાબતમાં તે આફ્રિકાથી ઘણું પાછળ રહી ગયુ છે. આ પરિષદની પાછળ કામ કરી રહેલાં પરિબળો છે, આફ્રિકી એકતાની ભાવના, આફ્રિકાના આગવા વ્યકિતત્વની માન્યતા, આફ્રિકાના ભૂતકાળનું ગૌરવ અને વિશ્વના પ્રશ્નો પર સંયુક્ત આફ્રિકી નીતિ ઘડવાની ઇચ્છા.

નૂતન આફ્રિકીવાદ માટે આ સદીની શરૂઆતથી યુરોપમાં પરિષદો મળવાનો આરંભ થયેલો છે. આમાંની પહેલી પરિષદ પેરિસમાં એ વખતે મળેલી જ્યારે વર્સેલ્સ શાંતિ પરિષદનું કામકાજ ચાલી રહ્યું હતું. આ પરિષદે એક ઠરાવમાં લિગ ઓફ નેશન્સને એવો અનુરોધ કર્યો હતો કે, આફ્રિકાવાસીઓના રક્ષણ માટે તેણે એક કાયમી સંસ્થા રચવી જોઈએ. તેણે એવી પણ માગણી કરી હતી કે 'આફ્રિકાવાસીઓની સંમતિ મુજબ આફ્રિકા પર શાસન ચાલવુ જોઈએ.'

૧૯૩૭ માં લંડનમાં એક 'ઇન્ટરનેશનલ આફ્રિકા સર્વીસ બ્યૂરો'ની રચના થયેલી. ૧૯૪૫ ના માર્ચ મહિનામાં માન્ચેસ્ટર ખાતે મળેલી એક પરિષદ પણ ઉલ્લેખનીય છે. આ પરિષદમાં ડૉ એન ક્રુમા, જોમો કેન્યાટા, અને નાઈજીરિયાના વડા આઝીકીવેએ હાજરી આપેલી. આ પરિષદે પશ્ચિમ આફ્રિકાની રાજકીય એકતાને અવરોધે તેવાં પગલાં લેવા માટે તથા કૃત્રિમ વિભાગો અને પ્રાદેશિક સરહદો રચવા માટે સંસ્થાનવાદી સત્તાઓને વખોડી કાઢેલી.

## પ્રથમ પરિષદ

ત્યારબાદ, આફ્રિકાના આઝાદ રાષ્ટ્રોની પ્રથમ પરિષદ ઘાનાના પાટનગર આક્રા ખાતે ૧૯૫૮ ના એપ્રિલ માસમાં મળેલી. દક્ષિણ આફ્રિકાને આ પરિષદમાં હાજરી આપવા માટે નિમંત્રણ અપાયેલું પણ અન્ય જવાબદાર સત્તાઓને આ રીતે આમંત્રણ ન અપાય તો તેમાં હાજર રહેવાનો તેણે ઇન્કાર કર્યો.

આ પરિષદે આફ્રિકી રાજ્યોને એવો અનુરોધ કર્યો હતો કે, વિદેશનીતિના દ્રષ્ટિકોણમાં, એકતાનું દ્રષ્ટિબિંદુ રાખવું કે જેથી અન્ય શાંતિચાહક દેશોના સહકારથી શાંતિના હેતુ માટે આફ્રિકી વ્યકિતત્વ પણ તેનો ભાગ ભજવી શકે.

ઓછામાં ઓછા બે વર્ષે એક વખત મળવાનો પણ આ પરિષદે નિર્ણય લીધેલો; પણ ત્યાર બાદ ઘાનાની નીતિએ પલટો ખાધો. ૧૯૫૮ ના નવેમ્બર મહિનામાં આફ્રિકી એકતા માટે અધીરા બનેલા ઘાનાએ પ્રાદેશિક સંઘની રચના કરી, જેનાથી કશો હેતુ સર્યો નહીં. તેણે તે જ મહિનામાં ગીની સાથે જોડાણ કર્યું. આવી જ હવા બીજે પણ પ્રવર્તતી હતી. પશ્ચિમ આફ્રિકાની ફ્રેન્ચ વસાહતોએ પણ ૧૯૫૯ માં એક સંઘ રચવાનો નિર્ણય કર્યો.

## બીજી પરિષદ

૧૯૬૦ ના જુન માસમાં એડિસ અબાબા ખાતે આફ્રિકી રાજ્યોની બીજી પરિષદ મળી. આ વખતે મૂળ આઠ રાજ્યોમાં કેમેરૂન, ગીની, નાઈજીરિયા અને સોમાલિયાનાં નવાં આઝાદ થયેલાં રાજ્યો પણ ભળેલાં.

આ પરિષદમાં મતભેદનાં મૂળ રોપાયાં ઘાનાએ એવી જાહેરાત કરી કે ઘાના, ગીની અને માલીના સૂચિત સમવાયતંત્રમાં બીજું કોઈ પણ આફ્રિકી રાજ્ય જોડાઈ શકે છે. નાઈજીરિયાએ આનો તરત જ વિરોધ કરતાં જણાવ્યું કે, "અમને એમ લાગે છે કે હાલને તબક્કે આફ્રિકા રાજ્યોનો એક સંઘ રચવાનો વિચાર કરવો તે ઉતાવળિયો છે. આનો કંઈક કાયમી ફાયદો થાય તે દ્રષ્ટિએ

અમને એમ લાગે છે કે, આવો પ્રયાસ વધારે પડતો ક્રાંતિકારી અને મહત્ત્વાકાંક્ષી લાગશે."

ઘાનાના પ્રમુખનો આડકતરો ઉલ્લેખ કરતાં નાઈજીરિયાના પ્રતિનિધિએ જણાવ્યું કે, જો કોઈ વ્યક્તિ આફ્રિકાને પોતાનું દોરવણી આપવાનું કામ તેનું છે તેમ માની બેસવાની ભૂલ કરતી હોય, તો નૂતન આફ્રિકીવાદનો સમગ્ર હેતુ માર્યો જશે

### એકતાની તક ગુમાવી

૧૯૬૨ના જાન્યુઆરીની ૨૫મી તારીખે મોન્રોવિયા જૂથનાં રાજ્યો લાગોસ ખાતે ફરી મળ્યાં. આ વખતે કાસાબ્લાન્કા જૂથનાં રાજ્યો હાજરી આપે તેવી સહેજ શક્યતા હતી. પણ આ રાજ્યોના વિદેશ પ્રધાનોએ એવી જાહેરાત કરી કે, અલ્જિરીયાને આ પરિષદમાં હાજર રહેવાનું નિમંત્રણ અપાયું નથી માટે તે લોકો લાગોસ પરિષદમાં હાજરી નહીં આપે. આ રીતે એકતાની તક ગુમાવાઈ.

આમ છતાં આ બંને જૂથો સરયાતવાદ અને અણુ-પ્રયોગના પૂરા વિરોધી છે બન્ને કટોકટાની અલગતાના વિરોધી છે. મોરેશીયના અને કાસાવુબુની સરકારની સ્વીકૃતિના પ્રશ્ને બને વચ્ચે મતભેદ પડ્યા હતા તે પ્રશ્નો હવે તો અસ્તિત્વમાં પણ નથી મોરેશીયના અને અહોલાની સરકાર પ્રત્યે ઘાનાએ નમતું જોખ્યું છે.

### જુથમાં પણ જુથ

તિબેટ અને ચીનની સ્વીકૃતિ જેવા સંખ્યાબંધ પ્રશ્નો પર મોન્રોવિયા જુથમાં પણ ઊંડા મતભેદ છે. આમ છતાં આ મતભેદ મિટાવી શકાય તેવા છે અને એક બીજાની શુભેચ્છા હોય તો એકતા હાંસલ કરવી અશક્ય નથી. બંને જુથના ચાર્ટરમાં પણ રાજકીય, આર્થિક અને સાંસ્કારિક સમિતિઓ તથા સંયુક્ત સર્વોચ્ચ મંડળ રચવાની જોગવાઇ છે. પ્રમુખ એન ક્રુમાએ બે ગૃહોની ધારાસભા ઘડવાની દરખાસ્ત પણ મૂકી છે પણ મોટા ભાગનાં આફ્રિકી રાજ્યોને તે વધુ પડતી મહત્ત્વાકાંક્ષી લાગી છે. અલ્જિરીઆ અને ઇજિપ્ત વીટો તાકાત સહિત આરબ લીગ જેવી પદ્ધતિ પસંદ કરે છે. જ્યારે ઈથોપિયાનું સૂચન અમેરિકી રાજ્યોની સંસ્થા જેવી એક સંસ્થા રચવાનું છે.

આ રીતે આફ્રિકાનાં ૩૨ રાજ્યોના વડા.ની પરિષદ મળી ત્યારે આફ્રિકા બે જુથમાં વહેંચાઈ ગયેલું હતું આ બંને જુથ છે કાસાબ્લાન્કા અને મોન્રોવિયા પણ આ બંને જુથો વચ્ચે પાયાના મતભેદ છે તેમ માનવું ભૂલ ભરેલું છે. તેમનાં વલણમાં જ માત્ર તફાવત છે પણ નેમ તો એક જ છે અને તે છે આફ્રિકી એકતાની

## આફ્રિકી ચાર્ટર

આફ્રિકાના નવાં આઝાદ થયેલાં ૩૨ રાજ્યોના રાષ્ટ્રપ્રમુખો, અને રાષ્ટ્રપ્રમુખો ન હોય ત્યાં રાજાઓની પરિષદ એડિસ અબાબામાં મે ના છેલ્લા સપ્તાહમાં પૂરી થઈ. એ ૩૨ રાજ્યોમાં ૨૪ કરોડ લોકો વસે છે. આફ્રિકામાં હજી સાત કરોડ લોકો પર હજી સ્પેન પોર્ટુગલ વગેરે શાહીવાદી દેશોનું આધિપત્ય છે. દ. આફ્રિકા, દ. રોડેશિયા એ બે દેશોમાં ગોરાઓની લઘુમતીએ પોતાના બળના જોરે આફ્રિકન બહુમતીને ગુલામ બનાવી છે.

આફ્રિકામાં જ્યારે આટલા બધા આઝાદ દેશો અસ્તિત્વમાં આવ્યાં છે ત્યારે એમનામાં જૂથબંધી થાય તે સ્વાભાવિક છે. એમાં નરમ (મોનરાવિયન) અને ગરમ (કાસાબ્લાન્કા) એમ બે જૂથો અનુક્રમે નિવાના અને ઘાનાની આગેવાની નીચે અસ્તિત્વમાં આવી ચૂક્યાં છે.

એડિસઅબાબા પરિષદ આ જૂથબંધી પછીનો તબક્કો છે એમાં બે જૂથને એકત્ર કરીને આખા આઝાદ આફ્રિકાનું રાજકીય અને આર્થિક સંગઠન સાધવાનો આદર્શ સેવવામાં આવ્યો છે નવા આઝાદ થયેલો દેશોએ પાર્લામેન્ટરી લોકશાહી, સરમુખત્યારશાહી કે એક જ પક્ષની પ્રાથમિક લોકશાહી નવા રાજ્યોએ સ્વીકારવી તે પ્રશ્નને સર્વ દેશોની આંતરિક બાબત ગણીને કાંઈ છેડી નથી.

એકત્ર થવા માટે એડિસ-અબાબા પરિષદ સમક્ષ બે મુખ્ય યોજનાઓ રજુ કરવામાં આવી હતી. ઘાનાના પ્રમુખ ડૉ. એન-ક્રૂમાએ તમામ રાજ્યોના સાર્વભૌમત્વ પર કાપ મૂકીને આફ્રિકાના ફેડરેશનની યોજના, ઉપલા અને નીચલા ધારાગૃહ સાથેની, રજૂ કરી હતી પણ કોઈ જ રાજ્યને આ દરખાસ્ત પસંદ પડી નથી. ઈજિપ્તના પ્રેસી નાસરે આફ્રિકન રાજ્યોના, બહુ સખ્ત નહિ એવા, જૂથની 'લીગ ઓફ આફ્રિકન સ્ટેટ'ની યોજના મૂકી, જે કેટલાક રાજ્યોને ગમી.

'યુરોપિયન કોમન માર્કેટ'ની યોજના મૂકી પણ એ અત્યારે ઘણી કચખનની હોવાથી બાજુએ મૂકવામાં આવી છે

ઘણા દોહનને અંતે પરિષદે ની રે.। દેશો માટે સાથે મળીને કામ કરવાનો ઠરાવ કર્યો છે—

(૧) આફ્રિકન રાજ્યોમાં ઐક્યની ભાવના વધારવી (૨) એ રાજ્યોની પ્રજાઓના જીવનધોરણ ઊંચે લાવવાના પ્રયાસો સમન્વિત કરવા (૩)સૌ રાજ્યોએ એકમીજાના સાર્વભૌમત્વનું અને પ્રાદેશિક અખંડિતતાનું, રક્ષણ કરવું (૪) આફ્રિકા ખંડમાંથી સંસ્થાનવાદ અને તેનાં તમામ સ્વરૂપો નાબુદ કરવાં (૫) યુનોના બંધારણ અનુસારના માનવીના અધિકારોની વિશ્વ જાહેરાતનો સ્વીકાર કરવો અને આંતરરાષ્ટ્રીય સહકારની ભાવના વધારવી

ઉપરના હેતુઓ માટે આ ૩૨ રાજ્યોનું કાયમી સંમેલન અસ્તિત્વમાં આવે તેને નીચેની કાયમી સમિતિઓમાં વહેંચી નાખવામાં આવશે.

(૧) આર્થિક સામાજિક સહકાર સમિતિ (૨) કેળવણી સાંસ્કૃતિક બાબતોની સમિતિ (૩) તંદુરસ્તી, જાહેર સ્વચ્છતા અને શારીરિક પોષણ અંગેની સમિતિ (૪) સંરક્ષણ સમિતિ (૫) વિજ્ઞાન તથા ટેકનિકલ રિસર્ચની સમિતિ.

આ સમિતિઓ વિવિધ દેશોના પ્રધાનોની બનશે. તેમના કામકાજ માટે દરેક દેશે ફાળો આપવો પડશે અને મુખ્ય વહીવટકર્તા તરીકે એક મહામંત્રીની નિમણૂક કરવામાં આવશે

આ સંગઠનમાં જોડાયેલાં રાજ્યોની પરિષદ (એસેમ્બલી) વર્ષમાં એક વખત મળશે.

એના હાથ નીચે વિદેશ પ્રધાનોની બનેલી કારોબારી સમિતિ હશે, જે વર્ષમાં ઓછામાં ઓછી બે વખત મળશે, અને રાજ્યોના વડાઓની એસેમ્બ્લિને જવાબદાર રહેશે

સંગઠનમાં જોડાનારા દરેક દેશે બીજા સભ્ય દેશો સાથેના ઝઘડા શાંતિપૂર્વક પતાવવાના સોગંદ લેવા પડશે

પરસ્પર ઝઘડાની પતાવટ માટે મધ્યસ્થી, સમાધાન અને લવાદી માટે એક પંચ નીમવામાં આવશે.

# રાષ્ટ્રસંઘનું ૧૧૧મું સભ્ય

૧૯૬૧માં આઝાદી પ્રાપ્ત કર્યા બાદ, હજુ હેઠ ગયા અઠવાડિયે, કુવૈત સંયુક્ત રાષ્ટ્રસંઘનું ૧૧૧મું સભ્ય થઈ શક્યું છે કુવૈત સ્વતંત્ર થયા પછી, ઈરાકના કાસમે તેના પર દાવો કર્યો અને રાષ્ટ્રસંઘમાં પ્રવેશવાની તેની અરજી રશિયાએ 'વીટો' વાપરીને ઊડાવી દીધી આરબ લીગ તાત્કાલિક પરિસ્થિતિ પારખી ગયું અને તેના સભ્યોએ કુવૈતને સ્વીકૃતિ આપી ઈરાક તરફથી કુવૈત પર આક્રમણ થાય તો તેને ખાળવા માટે આરબ લીગનાં દળો કુવૈતના સીમાડા પર ગોઠવાઈ ગયાં. કુવૈતનું લશ્કર આરબ દેશોમાં નાનામાં નાનું છે અને તેના હવાઈદળમાં માત્ર ૭ જેટ વિમાનો છે

અરબી સમુદ્રને વાયવ્ય કાંઠે આવેલું કુવૈત એક શેખ-રાજ્ય છે. તેનો વિસ્તાર ૫,૮૦૦ ચોરસ માઈલનો છે, જેનો વિશાળ ભાગ રણપ્રદેશનો બનેલો

[ પાન ૭૪મા ઉપર ]

પરિચય

# અમદાવાદના ગ્રંથ ભંડારો | દલસુખભાઈ માલવણિયા

શ્રી રત્નમણિરાવે અમદાવાદના ઇતિહાસ વિષે ખડાત્મક પુસ્તક લખ્યું છે પણ હસ્તલિખિત ભંડારો વિષેની કોઈ ખાસ માહિતી તેમાં આપવામાં આવી નથી પ્રાસંગિક ઉલ્લેખો જોઈએ તો તેમના ઇતિહાસમાંથી એ જાણવા મળે છે કે અમદાવાદની નજીકમાં આવેલ શાહઆલમના રસુલાબાદને મરાઠાઓએ જ્યારે લૂંટ્યુ ત્યારે ત્યાંનું સમૃદ્ધ પુસ્તકાલય પણ લૂટ્યુ હતું. આ ઘટના ઈ સ ૧૭૩૩ની છે. આથી કહી શકાય કે તે વખતે ત્યાં અનેક હસ્તપ્રતો હશે, વળી એ પણ જાણવા મળે છે કે ૧૮૭૦માં આપારાવ લાયબ્રેરી સ્થપાઈ તેમાં પણ સંસ્કૃત, ફારસી આદિના હસ્તલિખિત ગ્રંથો હતા

અમદાવાદમાં સંસ્કૃત પાઠશાળાઓ ચાલતી તે વિષે શ્રી રત્નરાવે માહિતી આપી છે: ઈ સ ૧૮૫૧મા નગરશેઠની સંસ્કૃત પાઠશાળા ચાલતી હતી. વસંત વિલાસની રચના અમદાવાદમાં થઈ છે, અને તે પણ વિક્રમ સંવત ૧૫૦૮માં શૃંગારપ્રધાન આ ગ્રંથની રચનામાં તેના કર્તાએ અનેક હસ્તલિખિત સંસ્કૃત–પ્રાકૃત ગ્રંથોની સહાય લીધી જ હશે એવું અનુમાન આપણે સહજ કરી શકીએ.

## સાંસ્કૃતિક વૈભવ

અનેક સૈકાં સુધી પાટણગરની જાહોજલાલી જોયા પછી પાટણ અસ્તાચલે પહોંચ્યું અને ઈ ૧૪૧૦માં અમદાવાદ વસ્યુ. અમદાવાદની અનેક મસ્જીદોમાં પાટણના પથ્થરો વપરાયા અને અમદાવાદની શોભામાં જેમ વધારો થયો તેમ તેનો સાંસ્કૃતિક વૈભવ પણ પાટણને આભારી છે. વિવિધ વિષયોના વારસાને સાચવતી હજારો હસ્તપ્રતો પાટણથી અમદાવાદમાં ક્રમે કરી આવી અને અમદાવાદના હસ્તલિખિત ભંડારોનું મહામૂલું ધન બની ગઈ. જે પ્રતો લાવી શકાય તેમ ન હતું તેમની નકલો કરાવીને લાવવામાં આવી. અને એ રીતે વિદ્યાનો વારસો પણ પાટણથી અમદાવાદમાં ઊતરી આવ્યો. પણ આ ઘટનાનો વ્યવસ્થિત ઇતિહાસ હજી લખાયો નથી.

અમદાવાદમાં જૈન સંઘોના કે વ્યક્તિગત માલિકીના અનેક હસ્તપ્રત ભંડારો છે અને તે કોણે ક્યારે શરૂ કર્યા એનો કોઈ સુરક્ષિત ઇતિહાસ નથી. પણ સાર્વજનિક રીતે હસ્તપ્રત ભંડારના નિર્માણના-કાર્યમાં ઈ. સ. ૧૮૪૬માં અમદાવાદના સમજજ થઈને આવનાર સર ફાર્બસનો બહુમૂલ્ય ફાળો છે એ શંકા વિનાની વાત છે. ફાર્બસ સાહેબને ઇતિહાસ લખવો હતો. તે અંગેની માહિતી મેળવવા માટે તેમણે જે અનેક પ્રયત્નો કર્યા તેમાં હસ્તપ્રતોના સંગ્રહ અને સંરક્ષણનો પણ એક હતો. તેમના આ કાર્યમાં તેમને કવીશ્વર દલપતરામે જે સહકાર આપ્યો તે નજીવો નથી કવીશ્વરે સરકારી નોકરી છોડીને ગુજરાત વર્નાક્યૂલર સોસાયટીની નોકરી સ્વીકારી તેમાં પણ એ ફાર્બસ સાહેબનો હિસ્સો હતો. કવીશ્વરે પોતાની વ્યક્તિગત હસ્તપ્રતોનો સંગ્રહ સોસાયટીને આપી દીધો અને સોસાયટીમાં રહે રહે જે સંગ્રહ કર્યો તે આજે ગુજરાત વિદ્યાસભામાં કવીશ્વર દલપતરામ હસ્તલિખિત પુસ્તક સંગ્રહને નામે ઓળખાય છે.

## નામકરણનો ઇતિહાસ

તે સંગ્રહના નામકરણનો પણ એક ઇતિહાસ છે. શ્રી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ જેઓ એ સોસાયટીના મંત્રીપદે ૧૯૧૦થી હતા તેમણે અમદાવાદમાં ગુજરીમાંથી એકત્ર કરેલ પોતાનો હસ્તપ્રત સંગ્રહ જ્યારે સોસાયટીને ૧૯૨૪માં ભેટ આપ્યો ત્યારે તેમણે એ શરત મૂકી કે કવીશ્વરે સોસાયટીની જે બહુમૂલ્ય સેવા કરી છે તેની સ્મૃતિ જાળવવા માટે સોસાયટીના હસ્તપ્રત સંગ્રહને "કવીશ્વર દલપતરામ હસ્તપ્રત સંગ્રહ" એવું નામ આપવું

સમયના પરિવર્તન સાથે "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"નું નામ "ગુજરાત વિદ્યાસભા" થયું અને "કવીશ્વર દલપતરામ પુસ્તક સંગ્રહ"ના નામે એ ભંડાર આજે વિદ્યાસભામાં સુ-રક્ષિત છે ઈ સ ૧૯૩૦માં શ્રી. હીરાલાલ પારેખે એ ભંડારનું સૂચિપત્ર પ્રકાશિત કર્યું છે. રચનાની દષ્ટિએ જોઈએ તો આ સંગ્રહમાં ૧૪૧૨ વિક્રમ સંવતમાં વિજયભદ્રે રચેલ ગૌતમ રાસની પ્રત એ સૌથી જૂની રચના છે. આ ગ્રંથની હસ્તપ્રત વિ. સં. ૧૭૨૯માં લખાયેલી, વિ. સં. ૧૭૬૩માં રચાયેલ ભોજા ભગતનું 'ચંદ્રહાસ આખ્યાન' રચનાની દષ્ટિએ આ સંગ્રહમાં અંતિમ આવે છે. પણ તેમાં હસ્તપ્રત લખ્યાની સંવત નથી. એકંદરે એમ કહી શકાય કે આ ભંડારમાં ૧૬મી શતાબ્દી પહેલાં નકલ કરાએલી કોઈ હસ્તપ્રત નથી

શ્રી. પારેખે ગુજરીમાં નિયમિત રીતે જઈને, તેમાં ૬૦૦થી પણ વધારે હસ્તપ્રતોનો ઉમેરો કર્યો હતો. અત્યારે એ સંગ્રહમાં લગભગ ૩૦૦૦ હસ્તપ્રતો છે. આ સંગ્રહમાં મુખ્યરૂપે ગુજરાતી ગ્રંથોની જ હસ્તપ્રતો છે. પણ કોઈ કોઈ સંસ્કૃત અને હિન્દી ભાષાની છે

## સંશોધકો માટે આશીર્વાદરૂપ

મહાભારત, રામાયણ, ભાગવત આદિ લોકભોગ્ય સંસ્કૃત ગ્રંથોને આધારે તથા ક્લિષ્ટ સંસ્કૃતના કાદંબરી જેવા કથાગ્રંથો અને પંચાખ્યાન જેવી લોક વાર્તાઓને આધારે, જૂની ગુજરાતીમાં જે અનેક પ્રકારે રસભરપૂર સાહિત્યનું નિર્માણ – આખ્યાન, કથા, વાર્તા, સંવાદ, માહાત્મ્ય, ઉપદેશ, ગરબા–ગરબી, રાસ આદિ કાવ્યનાં વિવિધ રૂપો અને વિવિધ છંદો અને ગીતોમાં થયું છે, તેના પ્રતિનિધિ સંગ્રહ જેવો, આ હસ્તપ્રત ભંડાર છે એમાં શક નથી.

આ સંગ્રહની "રત્ન પરીક્ષા અને રત્ન પરીક્ષા સમુચ્ચય" જેવી હસ્તપ્રતો વૈજ્ઞાનિક રચનાઓના નમૂના રૂપે છે, તો "યોગસાર" જેવા વૈદકના ગ્રંથો તથા યોગશાસ્ત્ર જેવા યોગવિદ્યાના ગ્રંથો પણ આમાં ક્વચિત જોવા મળે છે "ગીટક વિચારક' એ ગુજરાતના ભીંટડિયા મહાદેવનુ સ્તોત્ર અને 'કાવ્યકલ્પના' જેવો અલંકાર શાસ્ત્રનો ગ્રંથ, જે સાત સંસ્કૃત ગ્રંથો આ વિષેનો છે તે પૈકી ધ્યાન, ખેંચે તેવા છે. ગણીગાંઠી હિન્દી પ્રતોમાં તુલસીકૃત રામચરિત માનસ બિહારીસતસાઈ, દાદુ દયાળની વાણી અને કબીરનાં પદો મહત્ત્વના ગણાય.

ગુજરાતી પ્રાચીન સાહિત્યના સંપાદનની સામગ્રીથી ભરપૂર આ ભંડારને સંશોધનો માટે આશીર્વાદરૂપ ગણાવી શકાય.

...ગુજરાત વિદ્યાસભામાં આપારાવની લાયબ્રેરીમાંથી ફારસી અને સંસ્કૃતની હસ્તપ્રતો પણ ભેટરૂપ મળી છે. અને શ્રી આનંદશંકરનો સંસ્કૃત હસ્તપ્રત સંગ્રહ પણ પણ મળ્યો છે. વળી શ્રી જયશંકર (સુંદરી) તથા બ્રહ્મચારીવાડીનો સંગ્રહ પણ વિદ્યાસભાના ભંડારને સમૃદ્ધ કરે છે. અત્યારે આમાં લગભગ ૬૦૦૦ સંસ્કૃત હસ્તપ્રતો એકત્ર થઈ ગઈ છે અને ફારસી અરબી આદિની ૨૦૦૦ હસ્તપ્રતો છે.

## પાટણની સામગ્રી

આમ છતાં આપણે સમગ્ર ભારતીય સંસ્કૃતિની દષ્ટિએ ભંડાર જોવા હોય તો તો જૈન સંઘોના હસ્તપ્રતોના ભંડારો તરફ જ નજર દોડાવવી જોઈએ. અમદાવાદમાં જૈનોએ આ પ્રવૃત્તિ ક્યારથી શરૂ કરી એનો કોઈ ચોક્કસ ઈતિહાસ તો નથી મળતો; પણ ગુજરાતમાં જેમ જેમ પાટણનું મહત્ત્વ ઘટતું ગયું અને અમદાવાદનું વધતું ગયું તેમ તેમ પાટણની હસ્તપ્રતોની સામગ્રી જૈન મુનિવરો અને આચાર્યો અમદાવાદમાં લાવવા લાગ્યા આ ઉપરાંત સ્વતંત્ર રીતે પણ

રાજસ્થાનમાંથી, જ્યાંથી પ્રતો મળી શકી ત્યાંથી, હસ્તપ્રતો લાવવામાં આવી અને જે પ્રતો મળી શકે તેમ ન હતી તેની નકલો કરાવીને પણ, અમદાવાદનાં હસ્તપ્રત ભંડારોને સમૃદ્ધ કરવામાં આવ્યાં મૂળ તો જૈન સાધુઓની વિદ્યારસિકતાએ જ આ ભંડારોનું નિર્માણ કર્યું હતું.

દેશીવાડાની પોળમાં આવેલ ડેલાના જૈન ઉપાશ્રયનો હસ્તપ્રત ભંડાર અનેક રીતે મહત્ત્વનો છે. તેમાં સમગ્ર ભારતીય વિદ્યાનાં શાસ્ત્રોની નકલો એકત્ર કરવામાં આવી છે. "જૈન ભંડાર" એવું નામ તો, તેની માલિકી જૈનોની છે એટલું જ સૂચવે છે, પણ જે સામગ્રી છે તેમાં જૈન-જૈનેતરનો કોઈ પણ ભેદ રાખવામાં આવ્યો નથી. સર્વવિદ્યાના ઉત્તમ ગ્રંથોનો સંગ્રહ કરવો એ એકમાત્ર દૃષ્ટિ તેના સંગ્રહ પાછળ રહી છે અને લગભગ ૧૭૦૦૦ હસ્તપ્રતો તેમાં છે અનેક હસ્તપ્રતો, વિક્રમના ૧૫ મા શતકની અને પાછીની એવી પણ છે જેને, ચિત્રોવડે સુશોભિત કરવામાં આવી છે. આવી પ્રતોમાં, કલ્પસૂત્રની સચિત્રપ્રતો મળે છે. લખાણની દૃષ્ટિએ, વિ૧૪મા શતકથી માંડીને ૧૯ મી સદી સુધીની કાગળમાં લખાયેલી નકલો તેમાં મળી શકે છે. વળી, લગભગ અઢી ફૂટ લાંબા તાડપત્રની પણ બે પ્રતો છે એનો સમય ૧૪મા શતકનો ગણી શકાય.

ત્રિપુટી મહારાજમાંના મુનિશ્રી દર્શનવિજયજી નાનવિજયજીએ પોતાના વિહાર દરમિયાન જે હસ્તપ્રતો એકત્ર કરી તેનો સંગ્રહ તેમણે, જૈન-પ્રાચ્ય-વિદ્યા-મંદિરમાં (જૈન સોસાયટીમાં) આપી દીધો છે. આ ભંડારમાં કુલ ૧૭૪૫ પ્રતો છે. પણ ત્રિપુટી મહારાજને ઇતિહાસની વિશેષ રુચિ હોવાથી, તેમણે અનેક તામ્રપત્રો અને બાદશાહી ફરમાનો એકત્ર કરવામાં સારો શ્રમ લીધો છે તે, આ સંગ્રહની વિશેષતા ગણી શકાય.

## વિષય વૈવિધ્ય

આ સંગ્રહમાં પણ, તાડપત્રની અનેક હસ્તપ્રતો છે અને વળી કન્નડ લિપિમાં લખાયેલા ગ્રંથો પણ સંગ્રહિત છે એ વિશેષતા ગુજરાતની વિદ્યારસિકતાનો પુરાવો આપી જાય છે. આમાં, રાગરાગિણીના ચિત્રોવાળી પ્રત બહુ કીમતી છે. ઉપરાંત વસ્ત્ર ઉપર પણ લખાણનો નમૂનો મળી આવે છે અનેક સચિત્રપ્રતો આ ભંડારમાં બહુમૂલ્ય છે અને દેશીવાડાની પોળના ભંડારની જેમ વિષય વૈવિધ્ય પણ એમાં સચવાયું છે.

દેવશાના પાડામાં જૈનઉપાશ્રયમાં પણ "શ્રી વિમલજી શાસ્ત્ર સંગ્રહ" નામનો હસ્તપ્રત ભંડાર છે. એ ભંડારમાં ઉત્તરાધ્યયનની અને કલ્પસૂત્રની, વિક્રમની ૫ંદરમી શતાબ્દીના પૂર્વાર્ધની જે બે પ્રતો છે એ અદ્દભુત છે. કલ્પસૂત્રની પ્રતના સુશોભનોમાં, નાટ્યની મુદ્રાઓને અંકિત કરવામાં આવી છે અને સંગીત શાસ્ત્રના તાન આદિને પણ ચિત્રિત કરવામાં આવ્યા છે વિશેષતા એ છે કે પ્રત્યેક ચિત્રને સંજ્ઞા આપવામાં આવી છે. આથી તેના અભ્યાસીને તે ચિત્ર ઓળખી કાઢવામાં મદદ મળે છે. સંભવ છે કે સમગ્ર ભારત વર્ષમાં આ પ્રકારની આ એક જ પ્રત હોય: આ પ્રતનાં ચિત્રોને હમણાં જ, શ્રી સારાભાઈ નવાબે સંગીત નાટ્ય રુપાવલિના નામે પ્રસિદ્ધ કર્યા છે.

## ઉપનિષદથી માંડી જૂની ગુજરાતી

આ સિવાય નાના મોટા બીજા પણ જૈન હસ્તપ્રત ભંડારો અમદાવાદમાં છે પણ આવા છૂટાં છવાયાં ભંડારોને એકત્ર કરવાની યોજના લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરે ઘડી કાઢી છે તેમાં કોઈ પણ ભંડાર ભેટ અગર સુરક્ષા અર્થે સ્વીકારવામાં આવે છે અને કિંમતી હસ્તપ્રતોની નવી ખરીદી પણ કરવામાં આવે છે (આ અંકમાં 'સંસ્કૃતિક પ્રવાહ')

આ વિદ્યામંદિરમાં સૌ પ્રથમ મુનિરાજ શ્રી પુણ્યવિજયજીએ પોતાનો હસ્તપ્રત ભંડાર સસ્થાને ઈ. ૧૯૫૭માં ભેટ આપી દીધો છે. આમાં ૯૦૦૧ હસ્તપ્રતો છે. મુનિરાજશ્રીએ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને રાજસ્થાનમાંથી વિહાર દરમ્યાન એકત્ર કરેલી અને તેમના પૂ. ગુરુ પાસેથી મળેલી અનેક બહુમૂલ્ય પ્રતો આ ભંડારમાં છે. તેમાં વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ, સ્મૃતિ,

પુરાણથી માંડીને છેક જૂની ગુજરાતી સુધીની અનેક વિષયોની હસ્તપ્રતો છે. વળી અનેક પ્રતો સચિત્ર પણ છે અને તેમાં વિક્રમની ૧૪ મી સદીના પ્રારંભથી માંડીને વીસમી સદીમાં નકલ કરાયેલી હસ્તપ્રતો છે અનેક પ્રતો એવી છે જેમાં લખાયેલ ગ્રંથ હજી સુધી છપાયા પણ નથી. ભારત સરકાર તરફથી આ ભંડારનું સૂચિપત્ર છપાય છે

આ ઉપરાંત એ જ વિદ્યામંદિરને શ્રી દેવસૂરિ હસ્તલિખિત ભંડાર ભેટ આપવામાં આવ્યો છે તેમાં ૮૧૫ હસ્તપ્રતો છે આમાં મુખ્યત્વે જૈન આગમો અને ઔપદેશિક આદિ ગ્રંથો ઉપરાંત વૈદક જેવા વિષયોની હસ્તપ્રતોનો પણ સમાવેશ થાય છે. વળી શ્રી શાંતિમુની હસ્તપ્રત ભંડાર જે ભેટ મળ્યો છે તેની પ્રત સંખ્યા ૧૦૬૯ છે. આમાં જૈન સાહિત્ય ઉપરાંત અન્યના પણ ગ્રંથો મળે છે.

શ્રી ખેડા જૈન સંઘનો ભંડાર પણ વિદ્યામંદિરને ભેટ આપવામાં આવ્યો છે. જેમાં વિદેશ ગ્રંથોની ૧૫૬ હસ્તપ્રતો છે. શેઠ આણંદજી કલ્યાણજી તરફથી સુરક્ષા માટે મળેલ ભંડારમાં ૪૭૪ પ્રત છે તેમાં કાપડ ઉપર લખેલ ખતપત્ર પણ છે. આ ઉપરાંત વિદ્યા મંદિરને જે વિશિષ્ટ ભેટ મળી છે. આ ઉપરાંત વિદ્યા મંદિરને જે વિશિષ્ટ ભેટ મળી છે તે છે શ્રી. નગરશેઠના હસ્તલિખિત ભંડારની. તેમાં અતિમહત્ત્વની, મોટે ભાગે ૧૪-૧૫મી સદીમાં લખાયેલ, ૨૧૪૪ હસ્તપ્રતો છે. આ ભંડારની વિશેષતા તેમાં રહેલા ભારતીય સમગ્ર દર્શનોની પ્રાચીન હસ્તપ્રતોની છે વળી નવા તથા જૂના અનેક ગ્રંથો આ સંગ્રહમાં છે. એ ઉપરથી જણાય છે કે, તેના સંગ્રહ કરનારામાં ઉપાધ્યાય યશોવિજય જેવાનો હાથ હશે તેમણે સ્વયં જૈન દર્શનના અનેક ગ્રંથો નવી શૈલીમાં લખ્યા હતા. ઉપાધ્યાય વિનય વિજયજીએ સ્વયં પોતે સુધારેલ "લોક પ્રકાશન"ની એક હસ્તપ્રત મળી આવી છે.

## સચિત્ર પ્રતો

આમાં કેટલીક પ્રતો સચિત્ર મળી આવે છે. આ ભંડારમાં કેટલાક ઐતિહાસિક મહત્ત્વના કાગળો પણ છે તેમાં એક પત્રમાં શેઠ શ્રી. પ્રેમાભાઈ હેમાભાઈએ પોતે તે વખતના નામાંકિત સંસ્કૃત વિદ્વાન ભાઉદાજીને "અનર્ઘરાઘવ", ' લિંગાનુશાસન", " વિક્રમચરિત " વગેરે હસ્તપ્રતો તા. ૨૦-૯-૧૮૭૨ના રોજ કઢી આપેલી તેની નોંધ ભાઉદાજીના હસ્તાક્ષરમાં છે તેમાંની ઘણી ખરી પ્રતો પાછી નથી આવી તેમ તે કાગળ ઉપરથી જણાય છે વળી શેઠ પ્રેમાભાઈનો પ્રભાવ તે વખતના અંગ્રેજ અધિકારીઓ ઉપર કેવો હતો તે હકીકત દર્શાવતા પણ કેટલાક પત્રો એ ભંડારમાં સુરક્ષિત છે.

નગરશેઠના ભંડાર જેટલો જ મહત્ત્વનો બીજો ભંડાર ઉજમફોઈ જૈન ધર્મશાળાનો છે. આમાં કુલ ૧૭૭૯ પ્રતો છે જેમાં દસેક તાડપત્રની પણ છે અધ્યાપક ઠાકોર શિવરામ પાનાચંદે પણ પોતાનો હસ્ત લિખિત સંગ્રહ જેમાં ૫૧૫ પ્રતો હતી તે વિદ્યામંદિરને ભેટ આપી દીધો છે. આમાં અનેક સ્તોત્રો ઉપરાંત જૂની ગુજરાતીની પણ અનેક હસ્તપ્રતો છે આ ઉપરાંત મુનિરાજ શ્રી બાલચંદ્રજી, મુનિરાજ શ્રી મલય વગેરે તથા શેઠ પનાભાઈ ઉમાભાઈ તરફથી નાના હસ્તપ્રત સંગ્રહો ભેટ મળ્યા છે. શ્રી શાંતિસાગરના ઉપાશ્રયના બે ભંડારો જેની હસ્તપ્રત સંખ્યા ૧૩૭૧ છે તે પણ ભેટ મળ્યા છે. મુનિ શ્રી વૃદ્ધિચંદ્રજી તરફથી ૬૭૯ હસ્તપ્રતોનો ભંડાર પણ ભેટ મળ્યો છે

( આકાશવાણીના સૌજન્યથી )

આંતરરાષ્ટ્રીય અર્થકારણનું નવું વલણ

# સહિયારાં બજારો | રમેશ મ. ભટ્ટ

## ૧. યુરોપનું સહિયારું બજાર

આંતરરાષ્ટ્રીય અર્થકારણમાં વીસમી સદીનો છઠ્ઠો દસકો કેટલાંક નવાં વલણોના પ્રારંભ માટે યાદગાર રહેશે. એ વલણો છે આર્થિક સમુન્નતિ માટે રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચેના પારસ્પરિક સંગઠનો, સંયોજનો અને સંકલનો.

બીજા વિશ્વયુદ્ધ પછી તરતજ એશિયામાં સામ્રાજ્યવાદે, સંસ્થાનવાદે વિદાય લીધી. નૂતન અને મુક્ત એશિયાનો ઉદય થયો. ત્યારબાદ આવ્યો આફ્રિકાખંડનો વારો. ત્યાંય સ્વાધીનતાનો પવન ફુંકાયો. આજે આફ્રિકાનો મોટો ભાગ સ્વાધીનતાને વર્યો છે. હા, આફ્રિકાને આ સંગ્રામમાં વધુ લોહી જરૂર રેડવું પડ્યું. શસ્ત્રો અવશ્ય સજવાં પડ્યાં છતાં દુનિયાભરમાંથી ઓગણીસમી સદીનો આર્થિક રીતે શોષણખોર સંસ્થાનવાદ લુપ્ત થયો. સંસ્થાનવાદી યુરોપીય પ્રજાઓ સમક્ષ વિવિધ પ્રશ્નો ઊભા થયા. પ્રથમ તો યુદ્ધમાં થએલી તારાજીમાંથી પોતાનું આર્થિક પુનર્નિર્માણ કરવું અને બીજું સંસ્થાનોના આર્થિક ટેકા વિના ચલાવી લેવું. એકીસાથે બે વિકટ પ્રશ્નો તેમની સમક્ષ ખડા થયા. વળી જે જાતની મોટા પાયા પરની ઉત્પાદન પદ્ધતિ તેમણે વિકસાવી હતી તેનું સ્વરૂપ જ એવું હતું કે તે યુરોપના નાનાનાના ખોબા જેવડા દેશોમાં સમાઈ શકે તેવી ન હતી. તે ઉત્પાદન પદ્ધતિનો લાભદાયકરીતે વિનિયોગ કરવો હોય તો મોટાં બજારો (સુપર માર્કેટ્સ) આવશ્યક હતાં. અત્યાર સુધી સંસ્થાનોને ભોગે તેમણે જે રાષ્ટ્રીય અહંકારને પોષ્યો હતો, વકરાવ્યો હતો તે હવે શક્ય ન હતું એકબીજાની સાથે આર્થિક હરીફાઈ અને તેમાંથી પરિણમતાં મહાવિનાશકારી યુદ્ધો પણ તેમને ખપતાં ન હતાં. બે યુદ્ધમાં તેમણે પૂરો વિનાશ અને પાયમાલી જોયાં હતાં. એટલે યુરોપનાં સમૃદ્ધ છતાં હવે તારાજ દેશો માટે પોતાની સમૃદ્ધિ પુનઃસંપાદન કરવા માટે અને તેને સ્થિર અને સ્વનિર્ભર પાયા પર મૂકવાની મોટી આર્થિક આવશ્યકતા ઊભી થઈ હતી.

આ દિશામાં, આર્થિક સંયોજનની દિશામાં, યુદ્ધોત્તર પુનર્નિર્માણને માટે જે કેટલાક પ્રયાસો થયા મોટો ટેકો આપ્યો. યુદ્ધની તારાજીથી બચેલ અમેરિકાએ યુરોપના નવસર્જન માટે જે કાર્યક્રમો ઘડ્યા, જે સહાય આપી તેમાં સમગ્ર યુરોપીય સહકાર અપેક્ષિત રખાયો હતો. યુરોપમાં યુરોપીયન રીકવરી પ્રોગ્રામ, (ઈ. આર. પી) માર્શલ એઈડ, સામ્યવાદી આક્રમણ સામે 'નાટો' અને સંયુક્ત રાષ્ટ્ર તરફથી શરૂ થએલ રીલીફ એન્ડ રીહેબીલીટેશન એડમિનીસ્ટ્રેશન (યુ. એન. આર. આર. એ.) જેવી સમગ્ર પશ્ચિમ યુરોપને આવરી લેતી કેટલીક સંસ્થાઓ અને તંત્રો અસ્તિત્વમાં આવ્યાં જેમાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સહકાર અનિવાર્ય બન્યો હતો.

આ ઉપરાંત યુરોપિયન પેમેન્ટ યુનિયન (વિદેશી ચલણ અંગેનું), યુરોપીય સ્ટીલ એન્ડ કોલ કોમ્યુનિટી અને ઓરગેનાઈઝેશન ઓફ યુરોપીઅન ઇકોનોમિક કો-ઓપરેશન જેવી રાષ્ટ્રોપરી સંસ્થાઓએ પણ સફળતાપૂર્વક કાર્ય કરેલું હતું.

વળી યુરોપીય પ્રજાઓને સૌથી મોટો એવો એક સર્વસામાન્ય ભય પણ હતો. તેઓ સામ્યવાદી રશિયા

તથા તેના ખંડીઆ દેશોના આક્રમણ કે ઘૂસણખોરીથી બીતાં હતાં; તેનો સામનો કરવા માંગતા હતા

આવી કલ્પદ્રુપ ભૂમિકા તૈયાર હોઈને સૌ પ્રથમ તો દીર્ઘસૂત્રી મંત્રણાઓ બાદ ૧૯૫૭માં યુરોપનાં ૭ દેશો – ફ્રાન્સ જર્મની, ઈટાલી, હોલેંડ, બેલ્જિયમ અને લક્ઝેમબર્ગ – એ રોમ ખાતે કરાર કરીને યુરોપીય કોમન માર્કેટની અથવા સહિયારા બજારની રચના કરી આ સહિયારા બજારનો અંતિમ ઉદ્દેશ તો આ ૭ દેશોનું સંપૂર્ણ આર્થિક સંયોજન કરીને યુરોપમાં રશિયા સામે તથા અમેરિકાથી સ્વતંત્ર, સ્વાયત્ત એવી ત્રીજી વિશ્વસત્તા ઊભી કરવાનું છે.

આ સહિયારું બજાર એક સ્વાયત્ત એકમ કે સમાજ તરીકે અત્યારે કાર્ય કરી રહ્યું છે. તેના વહીવટને માટે તમામ દેશોની પાર્લામેન્ટમાંથી પસંદ કરાએલા ૧૪૨ સભ્યોની એક વહીવટીસભા રચવામાં આવી છે વળી છએ દેશોના પ્રધાનમંડળમાંથી એક એક પ્રધાન લઈને આ સમાજ માટે એક પ્રધાનમંડળ પણ રચ્યું છે આ ઉપરાંત રોજબરોજનું કામકાજ સંભાળવા માટે નવ અર્થશાસ્ત્રીઓનું એક કમિશન પણ રચવામાં આવ્યું છે. સભ્યોની ફરીઆદોના નિકાલ માટે અદાલતી વ્યવસ્થા પણ કરાઈ છે. આમ છતાં આ સહિયારા બજારમાં છએ દેશોની સર્વાનુમતિથી જ કામકાજ થાય છે અને પ્રત્યેક દેશને વીટોનો 'ના–હક' નો અધિકાર પણ અપાએલો છે, જે દ્વારા તે કોઈપણ નિર્ણયને અમલી બનતો રોકી શકે છે.

## ૨. સહિયારા બજારના લાભ

યુરોપના સહિયારા બજારની રચનાથી ૭ દેશોનું ઝડપભેર આર્થિક પુનર્નિર્માણ થયું એટલું જ નહીં તેમના અર્થતંત્રે ઝડપભેર પ્રગતિ કરી, તેમના આર્થિક વિકાસનો દર ઝડપભેર ઊંચો આવ્યો ને વિશ્વના બજારોમાં તેમણે જૂથ તરીકે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું. સહિયારા બજારથી થએલા લાભોને સંક્ષેપમાં નીચે મુજબ વર્ણવી શકાય

૧. સ્રોતોનો પૂરેપૂરો વિનિયોગ, મોટા પાયાનું ઉત્પાદન, વિશિષ્ટીકરણ, અદ્યતન હુન્નરી શોધખોળોની ભેતરણ અને હરીફાઈના પુનર્જીવનને લઈને ઉત્પાદનખર્ચ અને વેચાણ કિંમતમાં ઘટાડો થયો છે. વળી સભ્યદેશો વચ્ચેની અરસપરસની જકાતની દિવાલો દૂર થવાથી પણ કિંમત નીચે આવી છે. આથી ગ્રાહકોની સંખ્યા વધી છે, તેમની ખરીદશક્તિ વૃદ્ધિ પામી છે. પરિણામે વપરાશ, માંગ અને રોકાણમાં વધારો થવા પામ્યો છે. ભાવો ઘટવાથી લોકોના ખરા પગારો વધ્યા છે ( કારણ કે નાણાંની ખરીદ શક્તિ વધી છે. ) પરિણામે પ્રજાનું જીવનધોરણ ઊંચુ આવ્યું છે.

૨. દેશદેશના ઉત્પાદકો વચ્ચે હરીફાઈનું તત્ત્વ વધવાથી તેમની કાર્યક્ષમતામાં વધારો થયો છે.

૩. ઉત્પાદન પ્રવૃત્તિઓમાં, રાષ્ટ્રીય સ્વયંનિર્ભરતાને ધોરણે નહીં, પરંતુ આંતરરાષ્ટ્રીય ધોરણે વધુ ને વધુ માત્રામાં વિશેષીકરણ શક્ય બન્યું છે અને તેથી તેના વધુ લાભ ઉઠાવી શકાયા છે.

૪. રાષ્ટ્રીય સીમાઓની સંકડાશ દૂર થવાથી ઇષ્ટતમ ( ઑપ્ટીમમ ) વ્યાપારી તેમજ ઔદ્યોગિક પેઢીઓ સ્થાપી શકાઈ છે. મોટા પાયા પરના ઉત્પાદનના લાભ લણી શકાયા છે. ભારે અને મૂડીરૂપ માલસામાન પેદા કરવા માટે વિવિધ દેશોના ઉદ્યોગોના જોડાણો કે સહકારો દ્વારા લાભ મેળવી શકાયો છે.

૫. આંતરપ્રાદેશિક વ્યાપાર મૂડી, શ્રમ અને ઉત્પાદન પદ્ધતિઓની હેરફેરીમાં, ગતિશીલતામાં, વધારો થયો છે. અને આર્થિક વિકાસ માટેની સંયુક્ત યોજનાઓ અમલી બનાવવાનું શક્ય બન્યું છે.

૬. પ્રદેશ–પ્રદેશ વચ્ચેના જીવનધોરણની, આર્થિક અને ઔદ્યોગિક વિકાસની રોજગારીની કક્ષાની, માથાદીઠ આવકની અને વસવાટ તેમજ સામાજિક સવલતો અંગે અસમાનતાઓ અસરકારક રીતે દૂર કરવાનું શક્ય બન્યું છે.

૭. પડોશી દેશ વચ્ચેનો ઉશ્કેરાટ કે તંગદિલી ઓછા થયાં છે. વધુ રાજકીય સંવાદિતા સ્થપાઈ છે. રાજકીય એકીકરણની શક્યતાઓ વધી છે. પરિ-

સામે રાષ્ટ્રીય સીમાઓમાં ફેરફાર કરવાથી થનારી સારી નરસી અસરો ટાળવાનું શક્ય બન્યું છે

૮. આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સભ્યદેશોની વિશ્વ–પરિબળો અને વધતી જતી હરીફાઈની અસરોને પહોંચી વળવાની અને સોદા કરવાની શક્તિ વધી છે. અર્ધ વિકસિત દેશોને આર્થિક વિકાસ માટે સગવડો અને વ્યાપારમાં વધુ પસંદગીભરી માવજત આપવાનું શક્ય બન્યું છે. પ્રાથમિક પેદાશોના બજારને વિકસાવવામાં સંયુક્ત પગલાં લેવાનું શક્ય બન્યુ છે.

આમ, પશ્ચિમ યુરોપના 'આંતરિક ૭' દેશોએ સહિયારા બજારની નવી આંતરરાષ્ટ્રીય સંસ્થા નિર્માણ કરીને પોતાની સમક્ષ ઊભા થએલા આર્થિક પ્રશ્નો ઉકેલવાનો એક ભારે હિંમતભર્યો, મૌલિક અને દૂરગામી અસર પહોંચાડનારો પ્રયોગ કર્યો છે અને તેઓ સફળતાને પણ વર્યા છે. યુરોપીય બજારની આ સફળતાથી પ્રેરાઈને જ બ્રિટિશ્વિટને પણ તેમાં જોડાવા અતિ લાંબી છતાં નિષ્ફળ એવી મંત્રણાઓ ચલાવી હતી. બ્રિટન આ પ્રવેશ માટે કોમનવેલ્થને ત્યાગવા પણ તૈયાર થયું હતું અત્યારે તો બ્રિટન તેની બહાર રહ્યું છે. તેથી એ વાટાઘાટો અને તેનાં પરિણામોની ચર્ચા અહીં અસ્થાને નીવડે છે.

## ૩. સહિયારાં બજારોના અન્ય પ્રયત્નો

ફ્રાન્સ–જર્મનીની આગેવાની હેઠળના સહિયારા બજારની સફળતાથી પ્રેરાઈને આવાં આર્થિક સંગઠનો રચવાના અન્ય પ્રયાસો પણ થયા છે

સૌ પ્રથમ તો યુરોપના આ 'આંતર–૭'ની સામે 'બાહરી–સાત'નું એક સંગઠન રચાયુ છે જે યુરોપીઅન ફ્રીટ્રેડ એસોસિએશન તરીકે ઓળખાય છે. તેના સભ્યો છે, બ્રિટન, નોર્વે, સ્વીડન, ડેનમાર્ક, ઓસ્ટ્રીઆ, સ્વીટઝરલેન્ડ અને પોર્ટુગાલ. સંક્ષેપમાં આ સંગઠન 'ઈ. એફ. ટી. એ.' તરીકે ઓળખાય છે. ફીનલેન્ડ તેનું સહકારી સભ્ય છે. આ સંગઠનનો ઉદ્દેશ પણ સભ્ય દેશો વચ્ચેના વ્યાપારને વધુ મુક્ત બનાવવાનો છે. તાજેતરમાં જ્યારે જીનીવા ખાતે 'ગેટ' (જનરલ એગ્રીમેન્ટ ઓન ટ્રેઈડ એન્ડ ટેરીફ)ની પ્રધાનકક્ષાની બેઠક મળી તેની પૂર્વતૈયારી કરવા માટે આ સંગઠનની બેઠક લિસ્બનમાં મળી હતી. અને તેણે યુરોપીય સહિયારા બજારના આંતરમુખ વલણની સામે પ્રમુખ કેનેડીના વિશ્વવ્યાપારના સૂચનને ટેકો આપવાનું ઠેરવ્યું હતું

આ ઉપરાંત પૂર્વ યુરોપના સામ્યવાદી દેશોએ સામ્યવાદી રૂશિયાની આગેવાની હેઠળ 'કોમિકોન' નામના આર્થિક સંગઠનની શરૂઆત કરી છે આ વિસ્તારમાં રૂશિયા, ઝેકોસ્લોવાકીઆ અને પોલેંડ, ઔદ્યોગિક રીતે આગળ વધેલા દેશ છે. આ સિવાયના દેશો આર્થિક રીતે પાછળ છે પરંતુ આ બધા દેશોને સાંકળનારી ગાંઠ છે સામ્યવાદી વિચારસરણી આ બધા જ દેશોમાં સામ્યવાદી સરમુખત્યારશાહી છે. અને દેશનું સમગ્ર આર્થિક જીવન સરકારની ઇચ્છા અને આદેશ મુજબ જ ચાલે છે. આર્થિક સત્તાનું ભારે કેન્દ્રીકરણ ત્યાં છે; પરિણામે ત્યાંના અર્થતંત્રનું સંયોજન કે સંગઠન કરવું પ્રમાણમાં આસાન છે. એમ કહેવાય છે કે આ વિસ્તારમાંનું આંતરરાષ્ટ્રીય આયોજનનું પ્રમાણ ઝડપભેર વધી રહ્યું છે તેમજ આ વિસ્તારોનું રૂશિયા સાથેનું - આયોજન અને અવલંબન અવિચ્છિન્ન અને તેટલી કક્ષાએ પહોંચી રહ્યું છે.

આવું જ એક આર્થિક સંગઠન રચવાની હિમાયત તાજેતરમાં જાપાન પણ કરી રહ્યું છે ઓરગેનીઝેશન ફોર પેસિફિક કોઓપરેશન (ઓપેક) એમાં પેસિફિકને કિનારે આવેલા જે પાંચ દેશોનું સભ્યપદ સૂચવ્યું છે તે દેશો છે અમેરિકા, કેનેડા, ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડ અને જાપાન. આ સંગઠનની કલ્પના જાપાનની પોતાની ચાર બિનસરકારી આર્થિક સંસ્થાઓએ કરી છે અને તેને ખરડાનો આકાર પણ આપ્યો છે.

ઓપેકના ખરડામાં એવું સૂચવવામાં આવ્યું છે કે

આ પાંચ દેશોના સામાન્ય પ્રશ્નોની ચર્ચામાં અવારનવાર સરકારી ધોરણે પરિષદો યોજવી અને કાયમી સચિવાલય અને સંશોધન કેન્દ્ર નિભાવવાં. આ પરિષદમાં અગ્નિ-એશિયાના દેશોને નિરીક્ષક તરીકે આમંત્રવામાં આવે

જાપાન-સૂચિત આ સંગઠનની વસતી યુરોપના સહિયારા બજાર કરતાં ૧.૮ ગણી છે અને રાષ્ટ્રીય આવક તો વળી ૩.૫ ગણી છે વળી આ પાંચ વિસ્તાર તેના કરતાં વધુ પોલાદ, સિમેન્ટ, મોટરગાડીઓ, સુતર અને અન્ય ચીજો પેદા કરે છે.

૧૯૬૧ની સાલમાં યુરોપિયનમાર્કેટ દેશો વચ્ચેનો વ્યાપાર ૧૨ અબજ ડોલર હતો. જ્યારે આ પાંચ દેશ વચ્ચેનો ૧૬ અબજ ડોલર. વળી આ પાંચ દેશોનું પરસ્પર અવલંબન પણ ઘણું મોટુ છે

જો કે આ 'ઓપેક' તો હજૂ સૂચનના તબક્કામાં છે.. એ તો જ્યારે નક્કર સ્વરૂપ લે ત્યારે ખરું!

આજ પ્રમાણે લેટીનઅમેરિકન કોમન માર્કેટ પણ રચાઈ છે જો કે આ સંગઠન હજુ તેની પ્રારંભિક અવસ્થામાં છે.

આ ઉપરાંત આફ્રિકાના દેશોએ 'આફ્રિકન કોમન માર્કેટ' રચવાનું નક્કી કર્યું છે તથા એશિયન કોમન માર્કેટનું સૂચન પણ થયુ અને તે અત્યારે આંતરરાષ્ટ્રીય તેમજ રાષ્ટ્રીય કક્ષાએ ચર્ચા વિચારણા તેમજ વિવાદના તબક્કામાં છે

આ બધા આર્થિક સંગઠનો પૈકી આફ્રિકાનું સહિયારું બજાર આપણે માટે વધુ રસદાયક અને ઉપયોગી છે. એનું કારણ એ છે કે આફ્રિકાના બધા દેશો એશિયાના દેશો જેવા જ અણવિકસિત છે. યુરોપ અમેરિકાના ધનિક દેશોને તો સહિયારું બજાર ઉપકારક નીવડે છે પરતુ અલ્પવિકસિત દેશોને તે કેટલે અંશે લાભદાયક નીવડી શકે છે તે વિવાદાસ્પદ છે. આમ છતાં આફ્રિકાના 'કાસાબ્લાન્કા સત્તાઓ'એ આવું સહિયારું બજાર રચવાનો નિર્ણય કર્યો તેની વિગતો આપણે નીચે તપાસીશું

## ૪. આફ્રિકન કોમન માર્કેટ

આફ્રિકાની કાસાબ્લાન્કા સત્તાઓએ તાજેતરમાં યુરોપની જેમ આફ્રિકાનું સહિયારું બજાર રચવાનો નિર્ણય કર્યો છે એમાં જોડાનારા ૭ દેશો છે—ઇજીપ્ત (જો ઇરાક અને સીરીઆ ઇજીપ્તની સાથે જોડાઈ જાય તો તે સહિતનું), ઘાના, આલ્જીરીઆ, મોરક્કો, ગીની અને માલી.

આ ૭ દેશોએ તેમના સહિયારા બજારના પ્રારંભના પ્રથમ વર્ષે અરસપરસના માલસામાનની જકાત પર ૨૫ ટકા કાપ મૂકવાનો નિર્ણય કર્યો છે. અને પછીનાં ચાર વર્ષમાં તેઓ તબક્કાવાર તમામ જકાત દૂર કરવા માગે છે. તેમણે આફ્રિકન કોમન માર્કેટ કાઉન્સિલ નામની કાયમી સંસ્થા રચવાની પણ સહમતિ સાધી છે. તે કાઉન્સિલમાં પ્રત્યેક દેશનો એક પ્રતિનિધિ રહેશે અને તેને સલાહકારો મદદ કરશે કાઉન્સિલમાં પ્રત્યેક સભ્યને એક મત હશે અને બધા નિર્ણયો સર્વાનુમતે કરવામાં આવશે. કાઉન્સિલનું વડું મથક કાસાબ્લાન્કા રહેશે વળી કાઉન્સિલનો કોઈપણ સભ્ય સર્વ-રાષ્ટ્રો સાથે ચર્ચા વિચારણા કર્યા સિવાય બિનસભ્ય રાષ્ટ્ર સાથે કોઈ વ્યાપારી કરાર નહીં કરે.

આ દેશોનો મુખ્ય વ્યાપાર તો યુરોપ સાથે અને ખાસ કરીને સહિયારા બજારના દેશો સાથે છે પરંતુ યુરોપ પર વધુ પડતો આધાર રાખવામાં નબળા પડી જવાની બીકે તેઓ આવું બજાર રચી રહ્યા છે.

મોટા ભાગના આ દેશોની અર્થવ્યવસ્થા વિકાસના એકસરખા તબક્કામાં નથી. તે દરેકની પરિસ્થિતિ અને આવશ્યકતાઓ ભિન્ન ભિન્ન છે તેઓ સૌમાં સર્વ-સામાન્ય વાત એક જ છે કે પ્રત્યેક સભ્ય આયોજિત રીતે પ્રજાનું જીવનધોરણ ઊંચું આણવા માગે છે.

ઇજીપ્ત ખેતીપ્રધાન દેશ છે અને પોતાનુ ૭૦ ટકા હૂંડીઆમણુ માત્ર રૂની નિકાસમાંથી કમાય છે.

દેશના ૮૦ ટકા ઉદ્યોગો સરકારના હાથમાં છે. તે આયાતમાં મૂડીરૂપ માલ સામાનને અગત્ય આપે છે અને અમેરિકા પાસેથી સૌથી વધારે માલ ખરીદે છે.

ઈરાક દુનિયાનું ૮૦ ટકા ખજૂર પૂરું પાડે છે. અને ખજૂર અને ખનીજ તેલ એ બે તેની મુખ્ય નિકાસ છે દેશ મુખ્યત્વે ખેતીપ્રધાન છે. તેને ૪૦ ટકા જેટલો માલસામાન ઇંગ્લેંડ પૂરો પાડે છે **સીરીઆ** પણ ખેતીપ્રધાન દેશ જ છે.

ઘાના પણ ખેતીપ્રધાન દેશ છે અને ખેતીમાંની ૭૦ ટકા વસ્તી અનાજ પકવે છે, ૨૦ ટકા વસ્તી કોકો પકવે છે અને ૬ ટકા બીજા પાકો. જ્યારે ખાણો, લક્કડકામ અને પથ્થર ફોડવામાં પુખ્ત વસ્તીના ૪ ટકા રોકાએલા છે. દુનિયાના વપરાશના ત્રીજા ભાગનો કોકો એકલું ઘાના જ પૂરું પાડે છે અને કોકો એ તેનું મુખ્ય હુંડીઆમણ કમાવાનું સાધન છે એના પર જ તે ૪૦ ટકા જેટલો માલ ઇંગ્લેંડમાંથી જ ખરીદે છે.

**અલ્જીરીઆ** પણ ખેતીપ્રધાન દેશ છે અને તે ઘઉં, જવ, ઓટ પકવે છે તેનું વ્યાપારનું પાસું હમેશાં પ્રતિકૂળ રહેતું આવ્યું છે. તે ૪૪ ટકા માલસામાન ફ્રાન્સ પાસેથી ખરીદે છે.

**મોરોક્કો** પ ખેતીપ્રધાન દેશ છે. તે પચવર્ષી યોજના હેઠળ ખેતીનો વિકાસ સાધી રહ્યો છે. તેનો વ્યાપાર મુખ્યત્વે ફ્રેંચ લોકોના હાથમાં છે અને તેની ૬૦ ટકા આયાત એકલા ફ્રાન્સમાંથી આવે છે.

**ગીની** ૧૯૫૨ માં પ્રજાસત્તાક થયું. એને ત્યાં દુનિયાની સૌથી મોટી બોક્સાઈટની ખાણો પડેલી છે લોખંડ અને હીરાના થરો પણ સારી એવી માત્રામાં છે ૧૯૬૦ થી પ્રતિવર્ષ ૮ ટકા રા. આ. વધારવાના ઉદ્દેશથી તેણે ત્રિવાર્ષિક યોજના શરૂ કરી છે ગીનીએ રશિયા, ઝેકોસ્લોવાકીઆ, પૂર્વજર્મની ઇ સાથે લાંબાગાળાના વ્યાપારી કરારો કરેલા છે.

**માલી** પણ ખેતીપ્રધાન છે. ખનીજ થરો પણ ઘણા મર્યાદિત છે. તેમાં કેટલાક કાપડ, સિમેન્ટ, તેલ અને ચોખા છડવાનાં કારખાનાં છે. માલી પ્રતિવર્ષ પાંચ ટકાના દરે રાષ્ટ્રીય આવક વધારવાનો પ્રયત્ન કરી રહ્યું છે.

આ બધા દેશોની આયાત–નિકાસ પરથી જોઈ શકાશે કે તેમની નિકાશનો મુખ્ય આધાર યુરોપ–અમેરિકાના સમૃદ્ધ દેશો છે અને તેમની વચ્ચે અરસપરસ વેચવા જેવી ચીજો ઘણી જ થોડી છે. તેમની વચ્ચેનો વ્યાપાર પણ અત્યારે તો નહિવત્ છે અને નજીકના ભવિષ્યમાં ઝાઝો વધે તેમ પણ નથી. તેમને બધાને જ ઉદ્યોગીકરણ કરવા માટે જરૂરી હુંડીઆમણ, પોતાની ખેતીની પ્રાથમિક પેદાશોની નિકાસ કરીને, કમાવું પડે છે. અલ્જીરીઆ પાસે આફ્રિકાને વેચવા જેવું કશું જ નથી. ઘાનાને નતો ઇજીપ્તનું રૂ કામ આવે એમ છે ન તો ઇજીપ્તને ઘાનાનો કોકો, વળી મોરોક્કો યુરોપીય બજારમાં સહકારી સભ્યપદ ધરાવે છે

આ સંજોગોમાં આ દેશો પોતાની અરસપરસની જકાતની દીવાલ ઘટાડીને શો લાભ મેળવશે એ શંકા ઉપજાવનારી વસ્તુ છે. આમ છતાં આ નિર્ણય પાછળ ભાવિ પ્રયાસોનું એક શકુન જરૂર છે.

હવે આપણે એશિઅન કોમન માર્કેટનો વિચાર કરીશું

## ૫. એશિયન કોમન માર્કેટ : શક્યતાઓ

સમગ્ર એશિયા એ તો એટલો મોટો અને વૈવિધ્યપૂર્ણ વિસ્તાર છે કે તેનું એક જ સહિયારું બજાર રચવાનું લગભગ અશક્ય છે. આપણે જોયું કે જાપાન જેવા એશિયાઈ દેશ પણ બિનએશિયાઈ દેશો સાથે સંયોજન કરવા ઉદ્યત છે તેનું હિત તેમ કરવામાં જ સમાએલું છે. આપણે ભારતને કેન્દ્રમાં રાખીને વિચારણા કરીએ તો દક્ષિણ એશિયામાં ભારત, બર્મા, સિલોન, પાકિસ્તાન અને મલયેશિયાના બનેલા પાંચ દેશોના સહિયારા બજારની શક્યતાઓ કેટલાક અભ્યાસીઓ જુએ છે. આ બધા દેશો ભૂતકાળમાં કોમનવેલ્થના સભ્યો હતા એટલે તેમની વચ્ચે તટકર (ટેરીફ) ની બાબતમાં પસંદગી દર્શાવવાની નીતિ પણ અમલમાં છે

જ. આ દેશોની અર્થવ્યવસ્થા પૂરક નહીં પરંતુ સ્પર્ધાત્મક છે એ સાચું, પરંતુ સહિયારા બજારનો હેતુ પૂરકતાનો મેળ બેસાડવાનો નથી પરંતુ જે આંતરરાજ્ય વ્યાપાર પ્રચલિત હોય તેમાં વૃદ્ધિ કરવાનો છે. એ દેશોના અર્થતંત્રની પૂરકતા એ જ માત્ર વ્યાપારવૃદ્ધિની પૂરતી શરત નથી. કારણ કે જેમ જેમ અર્થતંત્રનો વિકાસ થતો જાય છે તેમ તેમ આવી પૂરકતા બદલાતી જાય છે અને તેનો ઉપયોગ આંતર રાષ્ટ્રીય સહકાર વધારવામાં કરી શકાય.

વળી અર્થતંત્રો પરસ્પર સ્પર્ધાત્મક હોય તે કંઈ નુકશાનકારક બાબત નથી. એનાથી તો ઊલટી એક-બીજાની કાર્યક્ષમતા વધારી શકાય છે. યુરોપીય બજારમાં પોલાદ અને કોલસાના ઉદ્યોગમાં સ્પર્ધાએજ ઉત્તમ પરિણામો આપ્યાં હતાં અને તેઓ પોતાનાં સાધનને વધુ સારા ઉપયોગમાં મૂકી શક્યા હતા. એશિયામાં પણ એવું જ શક્ય છે

આમ છતાં સચિત એશિયાઈ બજારમાં પૂરકતા ઓછી નથી દા. ત. ભારત ચોખાની બાબતમાં સ્વાવલંબી થવાનું છોડી, બર્મા પાસેથી લાંબા ગાળાના કરારો કરી તે આયાત કરી શકે. અને બર્મા પેદા ન કરી શકે તેવા ખાતરની, પોતે મોટાપાયા પર ઉત્પાદન શરૂ કર્યું હોઈ, નિકાસ કરી શકે.

પાકિસ્તાન અને ભારત કાપડ અને શણ ઉદ્યોગમાં ય, આવો સહકાર સાધી, નિકાસવૃદ્ધિનો સહિયારો પ્રયાસ કરી શકે પાકિસ્તાનનું શણ અને રૂ ભારત વાપરી શકે. વળી ભારતનાં ટેક્ષટાઈલ મશીનરી, રંગો જેવા ઉદ્યોગો પાકિસ્તાનને પોતાનો ઉદ્યોગ વિકસાવવામાં સહાયક થઈ શકે પાકિસ્તાન ભારતની વધારાની ખાંડ પણ ખરીદી શકે.

ભારત સિન્થેટીક રબર બનાવવાનું બંધ રાખી મલાયાનું રબર ખરીદવાની ખાત્રી આપી શકે અને બદલામાં તેને ખાંડ, સિમેન્ટ જેવી ઈતર ચીજો પૂરી પૂરી પાડી શકે.

વળી બર્મા, મલયેશિયા અને સિલોન એ ત્રણેનાં આંતરિક બજારો ખૂબ જ મર્યાદિત છે. જો તેમને ભારત જેવડું મોટું બજાર મળે તો તે અનેક ઉદ્યોગો વિકસાવી શકે ભારત-પાકિસ્તાનમાંથી મૂડી પણ ત્યાં જઈ શકે

આ બધા દેશોનો સર્વસામાન્ય પ્રશ્ન છે હૂંડીઆ-મણની તંગી મૂડીરૂપ માલસામાન આયાત કરવાનું હૂંડીઆમણ તેઓ પૂરતા પ્રમાણમાં કમાઈ શકતા નથી. આથી તેઓ આયાત થનારી ચીજો દેશમાં જ પેદા કરવાનો કાર્યક્રમ અમલી બનાવી રહ્યા છે. જો રાષ્ટ્રીયને બદલે પ્રાદેશિક ધોરણે સકલન થાય તો તેઓ આ કાર્ય વધુ સારી રીતે કરી શકે. સહિયારા બજારથી આયાતની અવેજી પેદા કરવાના અને નિકાસવૃદ્ધિના કાર્યને વધુ ટેકો મળી શકે

આ વિસ્તારના દેશોનો એકબીજા સાથેનો વ્યાપાર અત્યારે બહુ મર્યાદિત અને છુટોછવાયો છે આ વિસ્તારનો પ્રત્યેક દેશ સચિત એશિયાઈ બજારના દેશોમાંથી કુલ વ્યાપારની, નીચે આપ્યા પ્રમાણેની, ટકાવારી આયાત અને નિકાસ કરે છે.

નિકાસ : બર્મા ૧૫, સિલોન ૨૧, ભારત ૬.૪, મલાયા ૩.૯, પાકિસ્તાન ૮.૩.

આયાત : બર્મા ૪૬.૯, સિલોન ૩.૫, ભારત ૮.૨, મલાયા ૩.૪, પાકિસ્તાન ૮.૫.

અત્યારે ઘણો અલ્પ લાગતો પારસ્પરિક વ્યાપાર, સહિયારું બજાર રચાય તો, મોટા પ્રમાણમાં વધે તેમ છે એમાં શંકાને સ્થાન નથી. અને આખું જૂથ સહિયારા પ્રયાસથી નિકાસ પણ વધારી શકે તેમ છે.

એશિયાઈ બજારના દેશો જો પોતાના રાષ્ટ્રીય અહમ્ અને રાષ્ટ્રીય આત્મનિર્ભરતાના ખ્યાલને બાજૂ પર મૂકે અને સહકાર દ્વારા આર્થિક આયોજન અને ઔદ્યોગિક વિકાસ સાધે તો તેમાં તેમના વિકાસની મોટી શક્યતાઓ રહેલી છે.

# ૬. એશિયાઈ બજારના અંતરાયો

એશિયાઈ સહિયારા બજાર રચવાનો પ્રશ્ન એકથી વધુ આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં ચર્ચાયેલો છે યુનોનું અગ્નિ-એશિયા માટેનું આર્થિક-સંગઠન 'ઈકાફે', એશિયન ઈકોનોમિક કાઉન્સિલ અને ઇન્ટરનેશનલ ચેમ્બર્સ ઓફ કોમર્સના 'ઇકાફે-વિસ્તાર'ની બેઠકોમાં આ પ્રશ્ન વિસ્તૃતપણે ચર્ચાએલો છે આ ઉપરાંત અર્થશાસ્ત્રીઓ અને રાજપુરુષોએ પણ આ પ્રશ્ન અવારનવાર ચર્ચ્યો છે. આ વિસ્તારની કેટલીક આર્થિક-વ્યાપારી સંસ્થાઓએ આ પ્રશ્નનો અભ્યાસ પણ કર્યો છે. પરંતુ આ બધા પ્રયત્નોને અંતે એવું તારણ નીકળ્યું છે કે સહિયારું બજાર રચવાની ભૂમિકા યુરોપમાં હતી તેવી એશિયામાં નથી. એશિયાના પાડોશી દેશો એકબીજાને મુશ્કેલી ઊભી કર્યા કરે છે એટલું જ નહીં તેમની વચ્ચે બોલવાનો વ્યવહાર પણ હોતો નથી વ્યાપારી પ્રશ્નો હલ કરવાની સર્વસામાન્ય ઈચ્છા પણ અહીં પ્રવર્તતી નથી. એશિયાઈ બજાર રચવાના અંતરાયો સંક્ષેપમાં નીચે પ્રમાણે ગણાવી શકાય.

૧ એશિયાઈ દેશોમાં સૌ પ્રથમ તો રાજયવ્યવસ્થા અને અર્થવ્યવસ્થા અંગેની મોટી ભિન્નતા પ્રવર્તે છે. ભારતમાં લોકશાહી છે, બર્મામાં લશ્કરી સરમુખત્યારશાહી છે જ્યારે ચીનમાં સામ્યવાદી તાનાશાહી છે. જાપાનમાં ખાનગી સાહસ સર્વોપરી છે. ભારતમાં મિશ્ર અર્થવ્યવસ્થા છે, જ્યારે ચીનમાં ઉત્પાદનનાં તમામ સાધનોનું રાષ્ટ્રીયકરણ થએલું છે. ચીન સામ્યવાદી જૂથમાં છે. પાકિસ્તાન પશ્ચિમી જૂથમાં અને ભારત-બર્મા તટસ્થતાવાદી છે આમ વિચારસરણીની વિભિન્નતા એ આર્થિક સંયોજન માટેનો મોટો અંતરાય છે.

યુરોપીય બજારના ૭ દેશોમાં આ બાબતમાં પૂરેપૂરું સામંજસ્ય છે અને સામ્યવાદનો ભય તેમને એક થવાને પ્રેરે છે, જ્યારે એશિયાઈ દેશોને પોતાના સાર્વભૌમત્વ-સ્વાધીનતાના વિનાશનો કોઈ સર્વસામાન્ય ભય ન દેખાતો હોઈ તેમને મન કોઈ અનિવાર્યતા ઊભી થઈ નથી.

૨. યુરોપમાં તો બંને વિશ્વયુદ્ધોને અંતે રાષ્ટ્રીય સીમાઓમાં ખૂબ મોટા ફેરફાર થયા હતા. તેમજ યુદ્ધમાં જે તારાજી થઈ તેને લઈને પુનર્નિર્માણ માટે પરસ્પર સહકાર કરવાનું અનિવાર્ય બન્યું હતું. જ્યારે એશિયામાં આવા કોઈ મોટા સરહદી ફેરફારો થયા નથી અને પુનર્રચનાની કોઈ મોટી આવશ્યકતા પણ જણાઈ નથી. વળી યુરોપમાં સહિયારા બજારની પુરોગામી એવી જે કેટલીક આર્થિક સંસ્થાઓ રચાઈ હતી તેવી કોઈ ભૂમિકા પૂરી પાડનારી સંસ્થા એશિયામાં અસ્તિત્વમાં નથી – કોલંબો પ્લાન, ઈકાફે, આફ્રો-એશિયન કાઉન્સિલ જેવી સંસ્થાઓ છે પરંતુ તેઓ સફળતાથી કામ કરી શકી નથી.

૩. યુરોપીય બજારના ૭ દેશોમાં ભૌગોલિક નિકટતા હતી. તેમની વચ્ચે સહિયારી હદો હતી અને તેમના સંયોજનથી સ્વાયત્ત એવા આર્થિક એકમનું નિર્માણ થયું છે. જ્યારે એશિયામાં તેવું નથી. અહીં તો અનેક ભિન્નરૂપી દેશો છે. આના જવાબમાં એશિયાઈ બજારના પુરસ્કર્તાઓ અહીં પાંચ-એકમો રચવાનું સૂચવે છે.

(ક) ભારત, પાકિસ્તાન, નેપાલ, અફઘાનીસ્તાન, ઈરાન, ઈરાક, સિલોન.

(ખ) જાપાન, દક્ષિણકોરીઆ, ફોર્મોસા, હોંગકોંગ

(ગ) મલાયા, સિંગાપોર, ઈન્ડોનેશિયા, સારાવાક, બ્રુનાઈ, ઉત્તર બોર્નીઓ.

(ઘ) બર્મા, થાઇલેન્ડ, કંબોડીઆ, લાઓસ, દક્ષિણ વિએટનામ અને ફિલીપાઈન્સ

(ચ) ચીન, મોંગોલીઆ, ઉત્તર કોરીઆ અને ઉત્તર વિએટનામ

આવા પ્રાદેશિક જૂથોનું સૂચન તો ઉત્તમ છે. પરંતુ તેમાં સમાવિષ્ટ દેશો એકબીજા સાથે વ્યવહાર કરવા કેટલે અંશે તૈયાર થશે અને સંયોજન કેટલે અંશે ચાલશે એ વિવાદાસ્પદ પ્રશ્ન છે. કારણ કે તેમના વિકાસના તબક્કામાં અને રાજકીય વિચારણામાં મોટો મતભેદ પ્રવર્તે છે.

૪ એશિયાઈ દેશોએ તાજેતરમાં જ ભારે સંગ્રામ બાદ આઝાદી મેળવી છે. એટલે રાષ્ટ્રીય સાર્વભૌમત્વ તેમજ સ્વાધીનતાની બાબતમાં તેઓ વધારે પડતા સભાન, જાગૃત, અહંકારી અને ઈર્ષ્યાળુ હોય તે સ્વાભાવિક છે. સહિયારું બજાર રચાય તો તો તેમને આંતરરાષ્ટ્રીય એવી સંસ્થાના હુકમો-આદેશો અને ચુકાદાઓને માન આપવું પડે એશિયાઈ દેશો અત્યારે રાષ્ટ્રીયતાના જે ઉલ્લાસમાં છે, ગર્વમાં છે તે જોતાં સાર્વભૌમત્વનું સમાધાન કરવા તૈયાર નહીં થાય

૫. કેટલાંક આર્થિક પરિબળો પણ આવા સહિયારા બજારની આડે આવે તેમ છે. યુરોપના દેશો સંયોજન વખતે આર્થિક વિકાસના જે તબક્કે સદ્ભાગ્યે હતા તે તબક્કામાં જાપાન સિવાય એશિયાનો એક પણ દેશ નથી. તેઓ બધા જ અલ્પવિકસિત અને ગરીબ છે. જો તેમનું સંયોજન થાય તો તો ગરીબાઈ, બેરોજગારી જ ભેગાં થાય અને આંતરદેશીય સંસ્થા રચાય તેને માથે ભારે જવાબદારી લદાય.

બીજું આ બધા દેશો ખેતપેદાશો વિદેશ ચઢાવે છે. ઉદ્યોગીકરણ કરવા માટે મૂડીરૂપ માલસામાન મંગાવવાને લઈને તેમજ દેશમાંના આંતરિક વપરાશમાં થતા વધારાને લઈને, હૂંડીઆમણની તંગી અનુભવે છે આ સંજોગોમાં તેઓ આયાત-નિકાસના નિયંત્રણો કે કોટા પદ્ધતિઓ દૂર કરવામાં સંમત થાય એવું ભાગ્યે માની શકાય. બજાર ખુલ્લાં કરવાથી તેમના ઘરઆંગણાના ઉદ્યોગોને મળતું રક્ષણ દૂર થાય અને બજારમાં જે રાષ્ટ્રીય ઈજારાની સ્થિતિ હોય તે પણ દૂર થાય. આમ, તેમનાં આર્થિક હિતો પણ ઘવાય.

આ ઉપરાંત તટ-કર દ્વારા તેઓ વિકાસ માટેનાં જે સાધનો ભેગાં કરતા હોય તે મળવાનાં બંધ થાય. હુંડીઆમણની તંગી અને ભૂતકાળમાં લીધેલી લોન પાછી વાળવાના પ્રશ્નો પણ ઊભા રહે. દેશની અંદર જ રોજગારીની તકો વિકસાવવાનું અને ગૃહઉદ્યોગો વિકસાવવાનું મુશ્કેલ બને અને ભાવની સપાટી સ્થિર રાખવામાં પણ મુશ્કેલી ઊભી થાય.

આ પરિસ્થિતિ જોતાં એશિયાઈ દેશો વચ્ચે આર્થિક સહકાર થાય અને સહિયારુ બજાર રચાય એવી શક્યતાઓ ઘણી ઓછી દેખાય છે. વળી, અફઘાન-પાક, પાક-ભારત, ભારત-ચીન, મલાયા-ઈન્ડોનેશિયા ઈ. દેશોના રાજકીય સંબંધો કેવા છે તે પણ આપણે સારી રીતે જાણીએ છીએ આ સંજોગોમાં એશિયાઈ બજાર એ ઘણો અપરિપક્વ ખ્યાલ ગણાય, અવાસ્તવિક વિચાર કહેવાય તો તે અપમાનજનક ન લેખાવું જોઈએ. એશિયાના દેશો અત્યારે તો આર્થિક અને વ્યાપારી સહકાર માટે, યુરોપની જેમ, નાનીથી શરૂઆત કરે તે જ વર્તમાન માટે અને ભવિષ્યને માટે લાભકારક ગણાશે

## ૭. અલ્પવિકસિત રાષ્ટ્રો કયે માર્ગે ?

મૂડીવાદ અને પરિણામગત સંસ્થાનવાદના અંત પછી પણ સમૃદ્ધ રાષ્ટ્રો પોતાની સમૃદ્ધિ ટકાવી રાખશે એવું વલણ જોવાનું મળે છે. એમને માટે તો આવી આંતરમુખ જૂથબંધી લાભકારક થઈ શકે તેમ છે જ. પ્રશ્ન છે અલ્પવિકસિત દેશોનો. તેઓની સ્વાધીનતા નવી જ હોઈ તેઓ તેનું જતન કરવામાં અતિસજ્જ છે. તેઓ આવી જૂથબંધી કરે તો તેમને તે લાભદાયક થાય તેમ જણાતું નથી.

ત્રીજું, રશિયાના સામ્યવાદે નવો સંસ્થાનવાદ શરૂ કરેલો છે. પૂર્વયુરોપના દેશો તેમાં ફસાએલા છે. રશિયાની ક્રુશ્ચોવની આગેવાની હેઠળની નીતિ આવા નવા દેશો સાથે વ્યાપાર અને આર્થિક સંબંધો વધારી, વિચારસરણીની વટાળપ્રવૃત્તિ શરૂ કરવા માગે છે. મૂડીવાદી સંસ્થાનવાદમાંથી માંડમાંડ મુક્ત થએલા દેશો સામ્યવાદી સંસ્થાનવાદમાં આસ્તે આસ્તે હોમાઈ જાય એવી પૂરી શક્યતાઓ ઊભી થએલી છે રશિયા

પોતાની આર્થિક સમૃદ્ધિ અને તાકાતને બળે આવો પ્રયાસ કરે તો તે નવાઈ ભરેલું નહીં હોય અને નવસ્વાધીન દેશોમાં, વિકાસાકાંક્ષી દેશોમાં આ જ વધુ કારગત, વધુ સફળ અને વધુ ઉપકારક નીવડે છે.

નવસ્વાધીન દેશોને આ ગર્તામાં પડતાં બચાવવા અમેરિકા વધુ મુક્ત વિશ્વવ્યાપારની હિમાયત કરી રહ્યું છે. તે આવાં સહિયારાં બજારો આંતરમુખને બદલે બહિર્મુખ થાય તેવા પ્રયત્નો કરી રહ્યું છે. વિશ્વના સમૃદ્ધ અને મુક્ત દેશો પોતાની સમૃદ્ધિ, ગરીબ દેશો સાથે કેટલે અંશે અને કેટલા પ્રમાણમાં વહેંચવા તૈયાર થાય છે તેના પર ભાવિ આંતરરાષ્ટ્રીય અર્થકારણના વલણનો અને વિશાળ માનવજાતિની સુખસમૃદ્ધિનો આધાર રહેશે. અત્યારે તો તમામ અલ્પવિકસિત દેશો સમૃદ્ધિ પામવા માટેના માર્ગ વિષે મૂંઝવણમાં છે, દ્વિધામાં છે. તેઓ નવો માર્ગ શોધી રહ્યા છે.

★

સંદર્ભ


ઇકોનોમિકલ વીકલી : ઓક્ટોબર, ૨૭, ૧૯૬૨ : એચ. ટી. પારેખ : 'વાચ નોટ ઑન એશિયન કોમન માર્કેટ.'
" : એપ્રિલ ૨૦, ૧૯૬૩ વીકલી નોટ્સ : 'આફ્રિકન કોમનમાર્કેટ'
ઇકોનોમિક રીવ્યુ : મે ૧૫, ૧૯૬૩ : ડૉ. આર. એસ. નિગમ : 'રેશનેલ ઑફ એન એશિયન કોમન માર્કેટ.'
ઇકોનોમિક ટાઈમ્સ : મે ૧૦, ૧૯૬૩
" મે ૨૮, ૧૯૬૩ : રીસર્ચ બ્યુરો : 'પ્રોસ્પેક્ટસ ફોર ટ્રેડ વીથ આફ્રિકન કોમન માર્કેટ'
પ્રબુદ્ધ જીવન : ઓગસ્ટ ૧, ૬૨ : મનુભાઈ મહેતા : 'મજીયારી બજાર'
બુદ્ધિપ્રકાશ : મે, ૧૯૬૩ : રમેશ મ. ભટ્ટ : 'રાષ્ટ્રીય સીમાઓની સંક્રામણ'


( અનુસંધાન પાન ૬૧નું ચાલુ )

છે. ૧૯૫૭ની વસ્તીગણતરી મુજબ ત્યાંની વસ્તી ૨,૦૬, ૧૭૭ની હતી અત્યારે તે વધીને ૩,૨૧,૬૨૧ થયાનો અંદાજ છે જેમાં ૧૩,૦૦૦ ભારતીઓ અને ૩,૪૪૦ યુરોપવાસી અને અમેરિકનોનો સમાવેશ થાય છે.

કુવૈતની ધરતીના પેટાળમાં ભગલખ તેલ સંપત્તિ ભરી છે અને તેણે કુવૈતને જગતનું તવંગરમાં તવંગર રાજ્ય બનાવ્યું છે; અને ત્યાંની માથાદીઠ આવક વધુમાં વધુ છે. ૧૯૪૬માં તેલ સંશોધનનું કામ આરંભાયું અને ૧૯૫૨માં તે ૩ કરોડ ૭૦ લાખ ટને પહોંચ્યું; ૧૯૫૬માં આ ઉત્પાદન ૬ કરોડ ટન પર પહોંચ્યું અને ૧૯૬૧માં તેનું ઉત્પાદન ૮૨,૪૮,૨૨૨ લોંગ ટન ટન થયાનો અંદાજ છે. મીના અલ અહેમદી તેલ રીફાઈનરી રોજ તેલના ૧,૯૦,૦૦૦ બેરલનું શુદ્ધિ-કરણ કરે છે. કુલ ઉત્પાદનના લગભગ ૮૩ ટકાની બ્રિટન અને અમેરિકા ખાતે નિકાસ થાય છે.

પેટ્રોલ ઉત્પાદનનું આ કામ એક બ્રિટીશ અમે-રિકન કાર્ટેલ કરે છે. ૧૯૫૧ના એક કરાર મુજબ તેની અર્ધી આવક શેખને અંગત રીતે મળે છે. કુવૈતની વાર્ષિક આવક ૧૬ કરોડ દિનાર એટલે કે ૬૪૦ કરોડ રૂપિયા જેટલી થવા જાય છે અને તેના ૮૦ ટકા તેલ ઉત્પાદનમાંથી મળે છે. આ આવકમાંથી રાજ્ય સામા-જિક સેવાઓ પાછળ જંગી રકમ ખર્ચે છે. રાજ્યની સહાય દ્વારા ચાલતી ત્યાંની ૧૬૦ શાળાઓમાં કુલ ૪૫૧૫૭ વિદ્યાર્થીઓ છે જેમાં ૧૭,૪૯૫ વિદ્યા-ર્થીઓનો સમાવેશ થાય છે. સમુદ્રનાં પાણીને શુદ્ધ કરવાનું અજોડ કારખાનું પણ કુવૈતમાં ચાલે છે.

૧૯૫૦થી કુવૈત પર શેખ અબ્દુલા અલ સાલેમ (જન્મ : ૧૮૯૫) શાસન કરે છે. તેમના પૂર્વજો છેક ૧૭૫૬થી કુવૈત પર શાસન કરતા આવ્યા છે. [ સંપાદિત ]

[ વિશ્વમાનવ : મે-જૂન '૬૪

# પેટા ચૂંટણીઓનાં પરિણામો : દિવાલ પરનો આલેખ

સ્વતંત્ર ભારતનો આજનો મતદાર અનેક કારણોએ ચાલુ પરિસ્થિતિથી અકળાયેલો છે; ને છતાં બીજે કયાંય પૂરી શ્રદ્ધા પ્રગટ કરી નિરાંત લઈ શકતો નથી; ને છતાં, લાગ આવે પોતાનો મિજાજ નક્કર રીતે પ્રગટ કરવા ઇંતેજાર છે, ને ચૂંટણી વખતે એનો ઉપયોગ કરી લેવાનું એ ચૂકતો પણ નથી...

આવા કોઈ કોઈ મતદારો વિષે અગાઉથી કંઈ કહેવું શક્ય નથી અગાઉની સાર્વત્રિક ચૂંટણીઓએ અનેકવાર અનેક આશ્ચર્યો પ્રગટ કર્યાં છે; અને આશ્ચર્યની એની યાદીમાં હજી તો ઘણાં વધુ અજાયબ રત્નો પડેલાં છે.

આવી સ્થિતિમાં અલબત્ત ચૂંટણી-નિષ્ણાતો ઝટકો ખાઈ જાય તે નવાઈની વાત રહી નથી; તે જ રીતે પરિણામો જાણવા પછીય અમુક મર્યાદિત કારણોએ જ અમુક ઉમેદવારનો વિજય-પરાજય થયો એવું પાકે પાયે કહેવું ય દુષ્કર બન્યું છે—મતદારોના અસંખ્ય અસંતોષો, ખ્વાહેશોના crosscurrentsમાંથી કયા કયા પ્રવાહે નિર્ણાયક ફાળો આપ્યો એવું કહેવાની ધૃષ્ટતા વધારે પડતી છે

આમ છતાં, શક્ય એટલી સમતુલા પૂર્વકના અવલોકન પછી વલણો અને પ્રવાહો પ્રત્યે જરૂર અંગુલી નિર્દેશ થઈ શકે

અહીં આવો મર્યાદિત હેતુ છે—એટલું સ્પષ્ટ કરવું પ્રસ્તુત લેખાશે.

**અમરોહા**

કુલ મતદાર : ૪,૨૯,૦૧૦
કુલ મતદાન : ૨,૩૮,૪૪૩
આચાર્ય કૃપાલાની : ૧,૨૮,૬૧૬
હાફિઝ મહમદ ઈબ્રાહિમ : ૭૮,૨૭૯

ઈતર

પાંચ વ્યક્તિગત ઉમેદવારો તથા એક રિપબ્લિકન ઉમેદવારના થઈ
ઈતર કુલ મત : ૨૧૮૫૬
રદ થયેલા : ૯૫૮૮

*

**ફરૂખાબાદ**

કુલ મતદાર : ૪,૭૭,૦૯૯
કુલ મતદાન : ૧,૯૧,૮૬૧
ડૉ. રામમનોહર લોહીઆ : ૧,૦૭,૮૧૬
ડૉ. બી. વી. કેસ્કર : ૫૯,૨૨૮

ઈતર :

પ્રજા સમાજવાદી (ગોંડા) : ૧૯,૧૯૫
વ્યક્તિગત ઉમેદવાર (ચેરી) ૫,૪૨૨

*

**જૌનપુર**

કુલ મતદાર :
કુલ મતદાન : ૨,૦૮,૦૭૨
રાજદેવ (કોંગ્રેસ) ૧,૨૭,૫૫૦
દીન દયાલ : (જનસંઘ) ૬૮,૩૫૩
ઈતર (વ્યક્તિગત ઉમેદવાર) : ૫૧૧૮
રદ થયેલા મત : ૭૦૫૧

**રાજકોટ**

કુલ મતદાર : ૩,૯૩,૨૭૯
કુલ મતદાન : ૧,૬૨,૮૮૬
શ્રી. મસાણી : ૮૩,૩૬૫
શ્રી. જોશી : ૬૯,૨૧૪

ઈતર

વ્યક્તિગત ઉમેદવાર : ૩૪૨૫
રદ થયેલા મત : ૬૮૮૨

*

**ભાવનગર**

કુલ મતદાર : ૬૬,૮૪૦
કુલ મતદાન : ૩૯,૬૯૬
શ્રી. બળવંતરાય : ૨૭,૭૫૩
શ્રી. સનત મહેતા : ૯૬૪૫
ઈતર (વ્યક્તિગત) : ૩૦૪
રદ થયેલા મત : ૧૯૯૪

*

૧

## કોંગ્રેસનું પૃથક્કરણ

મેના છેલ્લા અઠવાડિયામાં પાર્લામેન્ટની ચૂંટણીઓમાં ઉત્તર પ્રદેશના અમરોહા વિભાગમાં આચાર્ય કૃપાલાનીએ કોંગ્રેસના વરિષ્ઠ નેતા અને કેન્દ્રના વિદ્યુત સિંચાઈના પ્રધાન હાફિઝ મહમદ ઇબ્રાહિમને ૫૦,૦૦૦ મતે, તથા ઉત્તર પ્રદેશના ફરૂખાબાદ વિભાગમાં સમાજવાદી નેતા ડૉ. રામમનોહર લોહીઆએ કોંગ્રેસના માજી પ્રધાન ડૉ. બી. વી. કેસકરને ૫૭,૫૦૦ મતે, તથા રાજકોટ વિભાગમાં સ્વતંત્ર પક્ષના મુખ્ય મંત્રી શ્રી. મસાણીએ ત્યાંના અગ્રણી કોંગ્રેસનેતા શ્રી. જેઠાલાલ જોષીને ૧૪૦૦૦ મતે હાર આપી છે.

આ ઘટનાઓ બાહ્ય રીતે નાની હોવા છતાં, અમારી દૃષ્ટિએ, ભારતના ભાવિના એક મહત્ત્વના વળાંકની એંધાણીરૂપ છે.

કોંગ્રેસને મળેલા આ પરાજયો તથા વિરોધીઓને મળેલા આ વિજયોના કારણો અંગે બન્ને પક્ષો આવેશની ભૂમિકા પરથી 'ઉપર' જઈ શક્યા નથી; ત્યારે સ્વસ્થ બુદ્ધિપુરસ્સરના પૃથક્કરણ દ્વારા, લોકશાહીના ભાવિ દૃઢ વિકાસની દૃષ્ટિએ, પ્રજાને ઉચ્ચતર ભૂમિકા પર લઈ જવાના જાગ્રત જવાબદાર પ્રયાસની તત્કાલ અપેક્ષા રાખવી વધારે પડતી છે.

એમાંય, આજે જ્યારે, સર્વસત્તાવાદી ચીન આપણું અંગ (લદ્દાખ) ગળીને બેઠું છે અને એની વિસ્તારવાદી નેમ નજરમાં રાખી નવા પેંતરા ગોઠવી રહ્યું છે, અને જ્યારે, ભારત માટે લોકશાહી રાષ્ટ્રીય એકતા પરમ અને સત્વર સર્વપક્ષી કાર્યક્રમ બની જવો જોઈએ ત્યારે જ, આપણા દેશના પીઢ પક્ષો અને નેતાઓ એટલી ઉચ્ચ ભૂમિકાએ જઈ ન શકે—એ જેવી તેવી ચિંતાનો વિષય નથી.

### કોંગ્રેસની આત્મતુષ્ટિ

કોંગ્રેસની વરિષ્ઠ નેતાગીરીની કરુણતા એ છે કે આ પરિણામોથી તે અકળાઈ ઊઠી હશે, ગુસ્સે થઈ હશે, કૈંક અંશે મુંઝવણ પણ અનુભવતી હશે, પરંતુ સંસ્થા અને રાજસત્તા તરીકે ઊંડું આત્મમંથન કરવાની ઘડી આવી લાગી છે—દિવાલ પર અક્ષરો લખાઈ ચૂક્યા છે—એવો આઘાત તેને લાગ્યો હોય એવું દેખાતું નથી; ત્યાં આત્મતુષ્ટિના પેનમાંથી ભારે પુરુષાર્થ કરી બહાર આવવાના સંકલ્પની તો વાત જ શી!

કોંગ્રેસ એ હકીકતો આગળ ધરી નિરાંત સેવે છે કે–

**કેન્દ્રની લોકસભા અને રાજ્યોની વિધાનસભામાં કોંગ્રેસની પકડને આંચ આવે એવું કશું જ બન્યું નથી. દા ત,**

૧. કેન્દ્રની લોકસભામાં કોંગ્રેસ સભ્યોની ૭૦% બહુમતિ છે એમાં આંચ આવે એવું કશું જ બન્યું નથી

૨. ગયા એપ્રિલ–મે માં એકંદર ૪૦ જેટલી પેટા ચૂંટણીઓ થઈ છે આમાં લોકસભાની ૭ અને વિધાનસભાઓની ૩૩. આ ચૂંટણીઓમાં કોંગ્રેસે લોકસભાની ૩ અને વિધાનસભાની ૨૧ બેઠકો હાથ કરી છે, અને ઘણે સ્થળે, સારી એવી બહુમતિથી.†

† આખા દેશમાં થયેલી તાજેતરની પેટાચૂંટણીઓ તરફ નજર કરવી મહત્ત્વની છે–

**પશ્ચિમ બંગાળ :** પાંચે બેઠકો કોંગ્રેસે કબજે કરી–૧૯૬૨ કરતાં વધુ સારા મતથી.

**મહારાષ્ટ્ર :** ચવાણની કરાડમાંની બેઠકમાં ૨૨૦૦૦ મતે કોંગ્રેસ જ જીતી ગઈ.

**ઓરિસા :** કોંગ્રેસમાં આંતરિક વિખવાદો છતાં–કોંગ્રેસે સ્વતંત્ર પક્ષના ઉમેદવારને સીધા સામનામાં ૧૨૦૦૦ મતથી હાર આપી.

**બિહાર :** અહીં પણ કોંગ્રેસના આંતરિક વિખવાદો પારાવાર હોવા છતાં મુઝફ્ફરપુરની બેઠક ૬૦૦૦ વધુ મતથી સમાજવાદી હરીફને હરાવીને કોંગ્રેસે જ મેળવી.

**આન્ધ્ર :** બાલકૅવમાં સ્વતંત્ર પક્ષને માત્ર ૨૦૦૦ મતથી હરાવી કોંગ્રેસ વિજયી નીવડી–(કુલ ૩૬૦૦૦નું મતદાન)

**મધ્ય પ્રદેશ :** રાયપુર ખાતે જનસંઘને ભારે પરાજય આપી કોંગ્રેસ ઉમેદવાર વિજયી નીવડ્યો.

[ વિશ્વમાનવ : મે–જુન '૬૪

# AN ENGLISH-GUJARATI GLOSSARY OF SCIENTIFIC TERMS IN NAGARI SCRIPT

COMPILED BY
P. G. SHAH M. A., B Sc.
I. A. A. S. (retired)

૧

## કૉંગ્રેસનું પૃથક્કરણ

મેના છેલ્લા અઠવાડિયામાં પાર્લમેન્ટની ચૂંટણીઓમાં ઉત્તર પ્રદેશના અમરોહા વિભાગમાં આચાર્ય કૃપાલાનીએ કૉંગ્રેસના વરિષ્ઠ નેતા અને કેન્દ્રના વિદ્યુત્ સિંચાઈના પ્રધાન હાફિઝ મહમદ ઇબ્રાહિમને ૫૦,૦૦૦ મતે, તથા ઉત્તર પ્રદેશના ફરૂખાબાદ વિભાગમાં સમાજવાદી નેતા ડૉ. રામમનોહર લોહીઆએ કૉંગ્રેસના માજી પ્રધાન ડૉ. બી. વી. કેસકરને ૫૭,૫૦૦ મતે, તથા રાજકોટ વિભાગમાં સ્વતંત્ર પક્ષના મુખ્ય મંત્રી શ્રી. મસાણીએ ત્યાંના અગ્રણી કૉંગ્રેસનેતા શ્રી. જેઠાલાલ જોશીને ૧૪૦૦૦ મતે હાર આપી છે

આ ઘટનાઓ બાહ્ય રીતે નાની હોવા છતાં, અમારી દૃષ્ટિએ, ભારતના ભાવિના એક મહત્ત્વના વળાંકની એંધાણીરૂપ છે.

કૉંગ્રેસને મળેલા આ પરાજયો તથા વિરોધીઓને મળેલા આ વિજયોનાં કારણો અંગે બન્ને પક્ષો આવેશની ભૂમિકા પરથી 'ઉપર' જઈ શકયા નથી; ત્યારે સ્વસ્થ બુદ્ધિપુરસ્સરના પૃથક્કરણ દ્વારા, લોકશાહીના ભાવિ દૃઢ વિકાસની દૃષ્ટિએ, પ્રજાને ઉચ્ચતર ભૂમિકા પર લઈ જવાના જાગ્રત જવાબદાર પ્રયાસની તત્કાલ અપેક્ષા રાખવી વધારે પડતી છે

એમાંય, આજે જ્યારે, સર્વસત્તાવાદી ચીન આપણું અંગ (લદ્દાખ) ગળીને બેઠું છે અને એની વિસ્તારવાદી ... પેંતરા ગોઠવી રહ્યું છે, અને ... રાષ્ટ્રીય એકતા પરમ અને ... બની જવો જોઈએ ત્યારે ...ના પીઢ પક્ષો અને નેતાઓ એટલી ... કાએ જઈ ન શકે—એ જેવી તેવી ચિંતાનો ... નથી.

... આત્મતુષ્ટિ

કૉંગ્રેસની વરિષ્ઠ નેતાગીરીની કરુણતા એ છે કે આ પરિણામોથી તે અકળાઈ ઊઠી હશે, ગુસ્સે થઈ હશે, કેંક અંશે મુંઝવણ પણ અનુભવતી હશે, પરંતુ સંસ્થા અને રાજસત્તા તરીકે ઊંડું આત્મમંથન કરવાની ઘડી આવી લાગી છે—દિવાલ પર અક્ષરો લખાઈ ચૂક્યા છે—એવો આઘાત તેને લાગ્યો હોય એવું દેખાતું નથી; ત્યાં આત્મતુષ્ટિના ઘેનમાંથી ભારે પુરુષાર્થ કરી બહાર આવવાના સંકલ્પની તો વાતજ શી!

કૉંગ્રેસ એ હકીકતો આગળ ધરી નિરાંત સેવે છે કે–

**કેન્દ્રની લોકસભા અને રાજ્યોની વિધાનસભામાં કૉંગ્રેસની પકડને આંચ આવે એવું કશું જ બન્યું નથી.** દા ત,

૧. કેન્દ્રની લોકસભામાં કૉંગ્રેસ સભ્યોની ૭૦% બહુમતિ છે એમાં આંચ આવે એવું કશું જ બન્યું નથી.

૨. ગયા એપ્રિલ–મે માં એકંદર ૪૦ જેટલી પેટા ચૂંટણીઓ થઈ છે. આમાં લોકસભાની ૭ અને વિધાનસભાઓની ૩૩. આ ચૂંટણીઓમાં કૉંગ્રેસે લોકસભાની ૩ અને વિધાનસભાની ૨૧ બેઠકો હાથ કરી છે, અને ઘણે સ્થળે, સારી એવી બહુમતિથી †

† આખા દેશમાં થયેલી તાજેતરની પેટાચૂંટણીઓ તરફ નજર કરવી મહત્ત્વની છે–

**પશ્ચિમ બંગાળ :** પાંચે બેઠકો કૉંગ્રેસે કબજે કરી–૧૯૬૨ કરતાં વધુ સારા મતથી.

**મહારાષ્ટ્ર :** ચવાણની કરાડમાંની બેઠકમાં ૨૨૦૦૦ મતે કૉંગ્રેસ જ જીતી ગઈ.

**ઓરિસા :** કૉંગ્રેસમાં આંતરિક વિખવાદો છતાં–કૉંગ્રેસે સ્વતંત્ર પક્ષના ઉમેદવારને સીધા સામનામાં ૧૨૦૦૦ મતથી હાર આપી.

**બિહાર :** અહીં પણ કૉંગ્રેસના આંતરિક વિખવાદો પારાવાર હોવા છતાં મુઝફ્ફરપુરની બેઠક ૬૦૦૦ વધુ મતથી સમાજવાદી હરીફને હરાવીને કૉંગ્રેસે જ મેળવી.

**આન્ધ્ર :** બાલકોંડમાં સ્વતંત્ર પક્ષને માત્ર ૨૦૦૦ મતથી હરાવી કૉંગ્રેસ વિજયી નીવડી–(કુલ ૩૬૦૦૦નું મતદાન)

**મધ્ય પ્રદેશ :** રાયપુર ખાતે જનસંઘને ભારે પરાજય આપી કૉંગ્રેસ ઉમેદવાર વિજયી નીવડ્યો.

[ 'વિશ્વમાનવ' : મે–જુન '૬૩

(એ વાત પણ સાચી છે કે—૧૯૬૨ની સાર્વત્રિક ચૂંટણીમાં કોંગ્રેસને આ ૪૦ બેઠકોમાંથી કુલ ૨૧ બેઠકો જ મળી હતી આ પેટાચૂંટણીઓમાં કુલ ૨૪.)

૩. ૧૯૬૨ વખતે આ ચૂંટણીઓમાં કોંગ્રેસને જેટલા ટકા મત મળેલા, તેના કરતાં આ વખતની પેટા ચૂંટણીઓમાં (ફરૂખાબાદ અને રાજકોટ બાદ કરતાં) તેને વધુ ટકા મત મળ્યા છે

એટલે કે, સંખ્યાદૃષ્ટિએ – બેઠકો અને મતની બાબતમાં – કોંગ્રેસે ૧૯૬૨ની સાર્વત્રિક ચૂંટણીઓ કરતાં સારું પરિણામ દેખાડયું છે.

૪ પ્રતિષ્ઠાની ગણાવાય છે તેવી બેઠકોમાં હાફિઝ સાહેબ, ડૉ. કેસકર અને શ્રી જેઠાલાલ જોષીને હાર મળી છે, તો બીજી બાજુ ભાવનગર 'વિભાગમાં, શ્રી. બળવંતરાય મહેતાએ ગુજરાતના પ્ર. સ. પક્ષના બાહોશ નેતા અને વક્તા શ્રી. સનત મહેતાને ૧૮૦૦૦મતે હાર આપી છે; જોનપુરમાં પણ, જોનપુર જનસઘનો ગઢ ગણાતો હોવા છતાં તથા ૧૯૬૨ની સાર્વત્રિક ચૂંટણી વખતે જનસંઘને વિજય પ્રાપ્ત થયો હોવા છતાં, આ વખતે કોંગ્રેસે જનસઘને ૫૯૦૦૦ વધુ મતે સજ્જડ પરાજય આપ્યો છે.

ટૂંકમાં, કોંગ્રેસી નેતાઓની દૃષ્ટિએ–

● ૧૯૬૨ની સાર્વત્રિક ચૂંટણી પછીની ઘટનાઓ અને તેને અંગેની કોંગ્રેસની નીતિરીતિ તથા તેના રાજ્યકારભારના દોષોને કારણે દેશની રાજકારણી આબોહવામાં ખાસ કંઈ ફેરફાર થયો છે અને એનું પ્રતિબિંબ આ ચૂંટણીઓમાં પડયું છે—એવું માનવાને કંઈ કારણ નથી.

તો પછી,

કોંગ્રેસની નેતાગીરીની દૃષ્ટિએ પરાજયનાં કારણો શાં છે?

પરાજયનાં કારણો

કોંગ્રેસના વરિષ્ઠ નેતાઓ, સ્થાનિક નેતાઓ તથા કોંગ્રેસ તરફી વર્તમાન પત્રોએ કોંગ્રેસના પરાજય અંગે આજ સુધીમાં જે જુદાં જુદાં કારણો જણાવ્યાં છે તે જ, અમારી દૃષ્ટિએ તો, પૂરતાં ગંભીર છે—

અમરોહા-ફરૂખાબાદના પરાજયનાં કારણો–

(૧) અમરોહા મતદાર વિભાગ કોંગ્રેસની વિરુદ્ધમાં હતો

(૨) પ્રો. શરમાને બદલે છેલ્લી ઘડીએ હાફિઝ સાહેબને ઊભા રાખ્યા એ ગંભીર વ્યૂહાત્મક ભૂલ હતી આને કારણે સમયસર પૂરતી તૈયારીઓ થઈ ન શકી.

(૩) પક્ષભક્તિ કરતાં વ્યક્તિગત વફાદારી તથા જૂથ, કોમ, ધર્મ અનુસારની વફાદારી કારણરૂપ હતી

(૪) વિરોધીઓએ છીછરા કોમવાદનો લાભ લીધો હતો †

પરંતુ પત્રકારો અને નિરીક્ષકો તરફથી જે માહિતીઓ બહાર આવી છે તે કોંગ્રેસના પરાજય અંગે ઘણો વધુ પ્રકાશ પાડે છેઃ

૧. કોંગ્રેસનો આંતરિક કલહ મુખ્ય કારણરૂપ હતો †

૨. મુરાદાબાદના ૫૦૦ જેટલા આર. એસ. એસ જુવાનો કોંગ્રેસ ચૂંટણી તંત્રમાં દાખલ થઈ જઈ અમરોહાના ચૂંટણી મથકોમાં દગાખોર રમત રમ્યા હતા.

---

† આચાર્ય કૃપાલાનીને જીતાડવા જનસંઘે કમર કસી હતી એ દૃષ્ટિએ હિંદુ કોમવાદનો આચાર્યે લાભ લીધો? મતદાન જોતાં એવું પણ સ્પષ્ટ જણાય છે કે મોટી સંખ્યામાં ખુદ મુસ્લિમોએ પણ હાફિઝ સાહેબ વિરુદ્ધ જઈ કૃપાલાનીજીને મત આપ્યા હતા. આ દૃષ્ટિએ મુસ્લિમ કોમવાદનો પ તેમણે લાભ લીધો? કે પછી સામસામો છેદ ઊડી ગયો? વળી, કોંગ્રેસે શર્માની પસંદગી જતી કરી છેલ્લી ઘડીએ હાફિઝ સાહેબની પસંદગી કરી તેની પાછળ ૩૮% મુસ્લિમ મતદારોનો લાભ લેવાની કોઈ ગણત્રી ખરી જ. પ્રચાર માટે ય કોંગ્રેસે બહારથી મુલ્લાઓને આમંત્રી મસ્જીદોમાં સભાઓ ભરી હતી

† અમરોહામાં કોંગ્રેસની બંને પાંખોએ હાફિઝ સાહેબનો સ્વીકાર કર્યા પછી, અને ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી. ગુપ્તાએ એમને ઊભા કરેલા હોવા છતાં ખુદ ગુપ્તા પોતે જ હાફિઝ સાહેબને જીતાડવા પૂરતા ગંભીર ન હતા—એવું મેનનજૂથ માને છે। (પેટ્રિઅટ : વિ૬)

૩. બંને સ્થળે (અમરોહા અને ફરૂખાબાદ) કોંગ્રેસી ચૂંટણી તંત્રમાં મહત્ત્વનું સ્થાન ધરાવનારાઓમાંના અનેક, અંદર ખાનેથી, કૃપાલાનીજીને મદદ કરતા હતા.

૪. બને સ્થળે કોંગ્રેસતંત્ર અવ્યવસ્થિત હતું. સાચા હેવાલો 'ઉપર' સુધી પહોંચતા ન હતા

૫. કોંગ્રેસી છાવણી કાર્યકર્તાઓની ઉચ્ચ–નીચ શ્રેણીઓમાં વહેંચાઈ ગઈ હતી. ડૉ. કેસકર એક હુકમ છોડે, તેમની હાથ નીચેના પોતાની હાથ નીચેનાને પસાર કરે, અને ત્રીજો ચોથાને....! 'નીચે' સુધી ભાગ્યે જ કશું સમયસર પહોંચતું હતું!

૬ ફરૂખાબાદમાં સમાજવાદી કાર્યકરોએ શ્રમ ઉપર મુખ્ય આધાર રાખ્યો હતો; ત્યારે કોંગ્રેસ છાવણીઓમાં ઉડાઉપણાનો દેખાવ હતો—કાર્યની ક્ષતિ નાણાંથી પૂરવાનો પ્રયાસ હતો.

—પ્રદેશ કોંગ્રેસના મહારથીઓ 'લક્ઝરી કાર'માં ફરી શકાય એવા ગામોમાં જ ફર્યા હતા; અને ગામડે ફરવા ગયા હોય તો ય 'ભોજન સમારંભ' માટે પેટ્રોલ બાળીને અમરોહા આવ્યા વિના ભાગ્યે જ રહેતા.

● ત્યારે કૃપાલાનીજીના ચૂંટણી સેવકો મુખ્યત: ગાંધી આશ્રમના તેમના સાથીઓ હતા, અને ખુદ કૃપાલાનીજી પોતે પ્રત્યેક ગામે પદયાત્રા કરતા રખડ્યા હતા—સાદાઈ અને શ્રમના ઉદાહરણરૂપ બની પ્રજાનો પ્રેમભાવ જીતી લેતા હતા.

રાજકોટ

રાજકોટ તો કોંગ્રેસી ગઢ હતો અમરોહા અને ફરૂખાબાદમાં ૧૯૬૨માં ૩૦ થી ૩૩% મતથી જ કોંગ્રેસ જીતી હતી ત્યારે, રાજકોટમાં શ્રી ઢેબર ૧૯૫૧માં ૬૧%, ૧૯૫૭માં ૭૧% અને ૧૯૬૨માં ૫૫% મત મેળવી, હરીફને ૪૧૦૦૦ મતે હરાવીને, વિજયી બન્યા હતા

એટલે કે

રાજકોટમાં કોંગ્રેસ બીજા તમામ વિરોધીઓના એકઠા મતો કરતાં ય ઘણા વધુ મત મેળવીને વિજયી બનતી આવી હતી આવો આ કોંગ્રેસી ગઢ તૂટ્યો શ્રી. મસાણીના પ્રહારે—શ્રી મસાણી ૫૩% મત મેળવી, ૧૪૦૦૦ મતની હાર આપને જીતી ગયા!

—કોંગ્રેસે પોતાના આ પરાજયનું કારણ રાજા મહારાજા–મહારાણીઓએ સ્વતંત્ર પક્ષને ટેકો આપ્યો એમાં જોયું.

—કેટલાક પત્રકારોએ શ્રી મસાણીની સંગઠન શક્તિ અને ચૂંટણી–કામેલિયતને કારણરૂપ ગણાવી.

પરંતુ શ્રી. મહાવીર ત્યાગી જેવા લોકસભાના કોંગ્રેસીસભ્ય એક પગલું આગળ વધી એટલું સ્વીકારે છે કે—

કોંગ્રેસનો પરાજય કોંગ્રેસની **નીતિઓ** સામેનો ચુકાદો નથી, પરંતુ એ નીતિના ખામીભર્યા **અમલ** સામેનો ચુકાદો છે.

પરાજય કોન્ગ્રેસની **સંસ્થાકીય** ખામીઓને આભારી નથી; પ્રધાનો અને **વહીવટી તંત્રની** ખામીઓને આભારી છે

વધુમાં—તેઓ એ વાત પણ સ્વીકારે છે કે કોન્ગ્રેસનો આંતરિક સડો, આકરા કરવેરા, ભાવ વધારા અને સુવર્ણનીતિ પણ કેંક અંશે કારણરૂપ બન્યાં હશે.

તો—

પંજાબ વિધાન સભાના માજી સ્પીકર ગુરુદયાળસિંહે પરાજયનું કારણ કોંગ્રેસ રાજ્યમાં વ્યાપક બનેલ ભ્રષ્ટાચાર, સગાવાદ વગેરેને ગણાવેલ છે.

પરંતુ—

'**ગુજરાત સમાચાર**' જેવા કોંગ્રેસતરફી વર્તમાન પત્રે સ્વસ્થ પત્રકારિતાની પ્રણાલીને છાજે તે રીતે વધુ સ્પષ્ટ પૃથક્કરણની હિંમત કરી છે—

"(કોંગ્રેસની) ભ્રામક શ્રદ્ધાનો ભડો રાજકોટમાં ભેદીને સ્વતંત્ર પક્ષના મહામંત્રી વિજયી બન્યા છે, એ કોંગ્રેસી માટે ઓછા આઘાતની વાત નથી જ...જ્યાં સુધી રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય નીતિને લાગે વળગે છે ત્યાં સુધી ગુજરાતમાં પણ જનતા કોંગ્રેસથી વિમુખ બનતી ચાલી છે, એની પ્રતીતિ રાજકોટ ચૂંટણીએ કરાવી છે

[ વિશ્વમાનવ : મે-જુન '૬૩

"રાજકોટે સમસ્ત દેશમાં જે વલણ દર્શાવાઈ રહ્યું છે તેની પૂર્તિ કરી છે...રાજકોટ અમરોહા અને ફરૂખાબાદની ત્રણે બેઠકોએ સરકારની નીતિ અંગેના પ્રજામતનું પ્રતિબિંબ જ પાડયું છે..પ્રજાને અનેક કારણોસર સરકારી નીતિ પ્રતિ અણગમો છે તેથી જ્યાં જ્યાં એના પ્રશ્નો પર સંસદની ચૂંટણી લડાય છે ત્યાં એ વ્યક્ત કર્યા વગર રહેતી નથી.

"સરકારની કરવેરાની નીતિ કે સુવર્ણનીતિ પ્રજામાં આદરપાત્ર નથી. એટલા માટે નહિ કે તે વ્યાજબી નથી, પરંતુ તેની યોગ્યતા હજી સમજાઈ નથી. સરકાર ગમે તેવા ખર્ચ કરતી હોય, કરકસર નામ પૂરતી પણ ના થતી હોય, વહીવટમાં પારાવાર વિલંબ અને સયોજનના અભાવની બૂમો પડતી હોય ત્યારે માત્ર સંરક્ષણના નામ હેઠળ આકરા કરવેરા માટે લોકોમાં હોંશ ન રહે એ સ્વાભાવિક છે.

(ગુ સ ૧-૫-૬૩)

અલબત્ત અહીં રજૂ થયેલાં કારણો અનેકાનેક કારણોમાંનાં કેટલાંક છે, અને મુખ્ય કહી શકાય તેવાં મ કેટલાંકનો સ્વીકાર થવો હજી બાકી ય હશે તોય, આટલાં કારણો આઘાત આપવા અને ઊંડા આત્મમંથનને પ્રેરવા પૂરતાં ગણાય. પરંતુ—

● કોન્ગ્રેસની કરુણા એ નથી કે તેનો આ બેઠકોમાં પરાજય થયો છે, કરૂણા એ છે કે ઊંડા આત્મમંથન અને અન્વેષણની ગરજ જ હજી તેને વરતાઈ નથી.

અથવા તે પોતાની નીતિ અને રાષ્ટ્રીય પરિસ્થિતિનું નવેસરથી પૃથક્કરણ કરવા ઈચ્છતીય† હશે, તોય એવી શક્તિ અને સ્ફૂર્તિ કહાચ તે ગુમાવી બેઠી છે!

આવું ન હોત તો, કોંગ્રેસ નજીવી દેખાતી છતાં ગંભીર દૂરગામી પરિણામોની આગાહી કરનારી ઘટનાઓ તરફ ઠંડું કલેજુ રાખી ન શકત; ને આ પરિણામોથી તેની સત્તા ઉપરની પકડમાં કશી જ તત્કાલ આંચ આવવાની નથી એવી નિરાંત સેવવાનું શક્ય ન બનત.

---

† તાજેતરમાં શ્રી. મોરારજીભાઈએ અને શ્રી. નંદાજીએ વધુ સચિંતતા પ્રગટ કરી છે તે જોતાં—

૨

## વિજેતાઓનું પૃથક્કરણ

વિજેતા વિરોધ પક્ષો પોતાના વિજયનાં કયાં કારણો આગળ ધરે છે? અને વિજયનું એમનું મૂલ્યાંકન કેવું છે?

વિરોધ પક્ષોએ તેમના ચૂંટણી પ્રચાર દરમ્યાન મોટે ભાગે કોંગ્રેસની નીતિ-રીતિ સામે કોઈ સમાન્તર નીતિ-રીતિ ઉપર ભાર આપવા કરતાં કોંગ્રેસની, જુદાં જુદાં કારણે, છતાં એકંદર વ્યાપક રીતે, અળખામણી બનેલી કેટલીક રીતિ-નીતિઓ ઉપર પ્રહાર કીધા છે. ઉપરાંત કેટલાક સ્થાનિક અસંતોષો ઉપર વિશેષ લક્ષ આપ્યું છે.

આચાર્ય કૃપાલાનીએ સૌથી વધુ પ્રહાર કીધો હતો પં નહેરુની ચીની નીતિ ઉપર—ભારતની સંરક્ષણ શિથિલતા ઉપર. આ ઉપરાંત, જમીન મહેસૂલમાં પડેલો ૨૫% સરચાર્જ; કેરોસીન, ખાંડ, તથા ઇતર જરૂરિયાતની ચીજવસ્તુઓમાં આવેલી નવી મોંઘવારી અને અછત; તથા સડેલા વહીવટી તંત્રને કારણે શાહુકારોને હાથ ચાલી ગયેલી કિસાનોની જમીન—વગેરે મુદ્દાઓ ઉપર પણ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. ઉપરાંત આચાર્યના પં. નહેરુ ઉપરના સીધા ચાબખા સતત ચાલુ જ હતા.

ડૉ. લોહીઆએ એમના ચૂંટણી પ્રચાર દરમ્યાન પં. નહેરુ સામે વધુ ઉગ્ર બની અંગત પ્રહારો કર્યા હતા, અને 'અંગ્રેજીને હટાવો'નું સૂત્ર ગાજતું કર્યું હતું; તથા નાના ખાતેદારોને મહેસૂલ-મુક્તિ આપવા અને જીવન જરૂરિયાતની ચીજોના ભાવો ઉપર નિયંત્રણ મૂકવા ઉપર ભાર મૂક્યો હતો.

શ્રી મસાણીએ પોતાનો મોરચો વધુ કાબેલિયતથી સંભાળ્યો હતો. એમની સંગઠન શક્તિ અને ચૂંટણીના અનુભવો ઉપરાંત એમનો રાજકીય પ્રચાર પણ વધુ મુદ્દાસરનો હતો. મુખ્યત્વે, ગજ્યની વધતી જતી ઈજારાદારી, તેના પરિણામરૂપ પ્રજાની હાડમારી, તેના પરિણામરૂપ વહીવટી તંત્રનો સડો; સંરક્ષણની નિષ્ફળતા, 'ઈમરજન્સી'ને નામે લોકશાહી ઉપર પ્રહાર અને આકરા કરવેરા; તટસ્થતાને નામે મિત્ર-શત્રુને ઓળ-

૩. બને સ્થળે (અમરેલી અને ફરૂખાબાદ) કોંગ્રેસી ચૂંટણી તંત્રમાં મહત્વનું સ્થાન ધરાવનારાઓમાંના અનેક, અંદર ખાનેથી, કૃપાલાનીજીને મદદ કરતા હતા.

૪. બને સ્થળે કોંગ્રેસતંત્ર અવ્યવસ્થિત હતું, સાચા હેવાલો 'ઉપર' સુધી પહોંચતા ન હતા.

૫. કોંગ્રેસી છાવણી કાર્યકર્તાઓની ઉચ્ચ–નીચ શ્રેણીઓમાં વહેંચાઈ ગઈ હતી. ડૉ. કેસકર એક હુકમ છોડે, તેમની હાથ નીચેના પોતાની હાથ નીચેનાને પસાર કરે, અને ત્રીજો ચોથાને....! 'નીચે' સુધી ભાગ્યે જ કશું સમયસર પહોંચતું હતું!

૬ ફરૂખાબાદમાં સમાજવાદી કાર્યકરોએ શ્રમ ઉપર મુખ્ય આધાર રાખ્યો હતો; ત્યારે કોંગ્રેસ છાવણીઓમાં ઉડાઉપણાનો દેખાવ હતો—કાર્યની ક્ષતિ નાણાંથી પૂરવાનો પ્રયાસ હતો.

—પ્રદેશ કોંગ્રેસના મહારથીઓ 'સડકથી કાર'માં ફરી શકાય એવા ગામોમાં જ ફર્યા હતા; અને ગામડે ફરવા ગયા હોય તો ય 'ભોજન સમારંભ' માટે પેટ્રોલ બાળીને અમરેલી આવ્યા વિના ભાગ્યે જ રહેતા.

● ત્યારે કૃપાલાનીજીના ચૂંટણી સેવકો મુખ્યતઃ ગાંધી આશ્રમના તેમના સાથીઓ હતા; અને ખુદ કૃપાલાનીજી પોતે પ્રત્યેક ગામે પદયાત્રા કરતા રખડ્યા હતા—સાદાઈ અને શ્રમના ઉદાહરણરૂપ બની પ્રજાનો પ્રેમભાવ જીતી લેતા હતા.

**રાજકોટ**

રાજકોટ તો કોંગ્રેસી ગઢ હતો. અમરેલી અને ફરૂખાબાદમાં ૧૯૬૨માં ૩૦ થી ૩૩% મતથી જ કોંગ્રેસ જીતી હતી ત્યારે, રાજકોટમાં શ્રી. ઢેબર ૧૯૫૧માં ૬૧%, ૧૯૫૭માં ૭૧% અને ૧૯૬૨માં ૫૫% મત મેળવી, હરીફને ૪૧૦૦૦ મતે હરાવીને, વિજયી બન્યા હતા

**એટલે કે**

રાજકોટમાં કોંગ્રેસ બીજા તમામ વિરોધીઓના એકઠા મતો કરતાં ય ઘણા વધુ મત મેળવીને વિજયી બનતી આવી હતી આવો આ કોંગ્રેસી ગઢ તૂટયો શ્રી. મસાણીના પ્રહારે—શ્રી. મસાણી ૫૩% મત મેળવી, ૧૪૦૦૦ મતની હાર આપને જીતી ગયા!

—કોંગ્રેસે પોતાના આ પરાજયનું કારણ રાજા મહારાજા–મહારાણીઓએ સ્વતંત્ર પક્ષને ટેકો આપ્યો એમાં જોયું.

—કેટલાક પત્રકારોએ શ્રી મસાણીની સંગઠન શક્તિ અને ચૂંટણી-કાબેલિયતને કારણરૂપ ગણાવી

પરંતુ શ્રી મહાવીર ત્યાગી જેવા લોકસભાના કોંગ્રેસીસભ્ય એક પગલું આગળ વધી એટલું સ્વીકારે છે કે—

કોંગ્રેસનો પરાજય કોંગ્રેસની **નીતિઓ** સામેનો ચુકાદો નથી, પરંતુ એ નીતિના ખામીભર્યા **અમલ** સામેનો ચુકાદો છે.

પરાજય કોન્ગ્રેસની **સંસ્થાકીય** ખામીઓને આભારી નથી; પ્રધાનો અને **વહીવટી તંત્રની** ખામીઓને આભારી છે.

વધુમાં—તેઓ એ વાત પણ સ્વીકારે છે કે કોન્ગ્રેસનો આંતરિક સડો, આકરા કરવેરા, ભાવ વધારા અને સુવર્ણનીતિ પણ કૈંક અંશે કારણરૂપ બન્યાં હશે.

તો—

પંજાબ વિધાન સભાના માજી સ્પીકર ગુરુદયાળસિંહે પરાજયનું કારણ કોંગ્રેસ રાજ્યમાં વ્યાપક બનેલ ભ્રષ્ટાચાર, સગાંવાદ વગેરેને ગણાવેલ છે.

પરંતુ—

**'ગુજરાત સમાચાર'** જેવા કોંગ્રેસતરફી વર્તમાન પત્રે સ્વસ્થ પત્રકારિતાની પ્રણાલીને છાજે તે રીતે વધુ સ્પષ્ટ પૃથક્કરણની હિંમત કરી છે—

"(કોંગ્રેસની) ભ્રામક શ્રદ્ધાનો ભાંડો રાજકોટમાં ફોડીને સ્વતંત્ર પક્ષના મહામંત્રી વિજયી બન્યા છે, એ કોંગ્રેસી માટે ઓછા આઘાતની વાત નથી જ...જ્યાં સુધી રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય નીતિને લાગે વળગે છે ત્યાં સુધી ગુજરાતમાં પણ જનતા કોંગ્રેસથી વિમુખ બનતી ચાલી છે, એની પ્રતીતિ રાજકોટ ચૂંટણીએ કરાવી છે.

['વિશ્વમાનવ': મે-જુન '૬૩

"રાજકોટે સમસ્ત દેશમાં જે વલણ દર્શાવાઈ રહ્યું છે તેની પૂર્તિ કરી છે...રાજકોટ અમરેલી અને ફરૂખાબાદની ત્રણે બેઠકોએ સરકારની નીતિ અંગેના પ્રજામતનું પ્રતિબિંબ જ પાડ્યું છે...પ્રજાને અનેક કારણોસર સરકારી નીતિ પ્રતિ અણગમો છે તેથી જ્યાં જ્યાં એના પ્રશ્નો પર સંસદની ચૂંટણી લડાય છે ત્યાં એ વ્યક્ત કર્યા વગર રહેતી નથી.

"સરકારની કરવેરાની નીતિ કે સુવર્ણનીતિ પ્રજામાં આદરપાત્ર નથી. એટલા માટે નહિ કે તે વ્યાજબી નથી, પરંતુ તેની યોગ્યતા હજી સમજાઈ નથી. સરકાર ગમે તેના ખર્ચ કરતી હોય, કરકસર નામ પૂરતી પણ ના થતી હોય, વહીવટમાં પારાવાર વિલંબ અને સંયોજનના અભાવની બૂમો પડતી હોય ત્યારે માત્ર સરક્ષણના નામ હેઠળ આકરા કરવેરા માટે લોકોમાં હોંશ ન રહે એ સ્વાભાવિક છે.

(ગુ. સ ૧-૫-૬૩)

અલબત્ત અહીં રજૂ થયેલાં કારણો અનેકાનેક કારણોમાંનાં કેટલાંક છે, અને મુખ્ય કહી શકાય તેવાં ય કેટલાકનો સ્વીકાર થયો હજી બાકી ય હશે તોય, આટલાં કારણો, આઘાત આપવા અને ઊંડા આત્મમંથનને પ્રેરવા પૂરતાં ગણાય. પરંતુ–

● કૉન્ગ્રેસની કરુણા એ નથી કે તેનો આ બેઠકોમાં પરાજય થયો છે; કરુણા એ છે કે ઊંડા આત્મમંથન અને અન્વેષણની ગરજ જ હજી તેને વરતાઈ નથી.

અથવા તે પોતાની નીતિ અને રાષ્ટ્રીય પરિસ્થિતિનું નવેસરથી પૃથક્કરણ કરવા ઇચ્છતી† હશે, તોય એની શક્તિ અને સ્ફૂર્તિ કદાચ તે ગુમાવી બેઠી છે!

આવું ન હોત તો, કોંગ્રેસ નજીકી દેખાતી છતાં ગંભીર દૂરગામી પરિણામોની આગાહી કરનારી ઘટનાઓ તરફ ઠંડું કલેજું રાખી ન શકત; ને આ પરિણામોથી તેની સત્તા ઉપરની પકડમાં કશી જ તત્કાલ આંચ આવવાની નથી એવી નિરાંત સેવવાનું શક્ય ન બનત.

† તાજેતરમાં શ્રી. મોરારજીભાઈએ અને શ્રી. નંદાજીએ વધુ સચિંતતા પ્રગટ કરી છે તે જોતાં—

## ૨

## વિજેતાઓનું પૃથક્કરણ

વિજેતા વિરોધ પક્ષો પોતાના વિજયનાં કયાં કારણો આગળ ધરે છે! અને વિજયનું એમનું મૂલ્યાંકન કેવું છે!

વિરોધ પક્ષોએ તેમના ચૂંટણી પ્રચાર દરમ્યાન મોટે ભાગે કોંગ્રેસની નીતિ–રીતિ સામે કોઈ સમાન્તર નીતિ–રીતિ ઉપર ભાર આપવા કરતાં કોંગ્રેસની, જુદા જુદા કારણે, છતાં એકંદર વ્યાપક રીતે, અળખામણી બનેલી કેટલીક રીતિ–નીતિઓ ઉપર પ્રહાર ઝીંકયા છે ઉપરાંત કેટલાક સ્થાનિક અસંતોષો ઉપર વિશેષ લક્ષ આપ્યુ છે

આચાર્ય કૃપાલાનીએ સૌથી વધુ પ્રહાર ઝીંકયો હતો પં નહેરુની ચીની નીતિ ઉપર—ભારતની સંરક્ષણ શિથિલતા ઉપર. આ ઉપરાંત, જમીન મહેસૂલમાં પડેલો ૨૫% સરચાર્જ; કેરોસીન, ખાંડ, તથા ઇતર જરૂરિયાતની ચીજવસ્તુઓમાં આવેલી નવી મોંઘવારી અને અછત; તથા સડેલા વહીવટી તંત્રને કારણે શાહુકારોને હાથ ચાલી ગયેલી કિસાનોની જમીન—વગેરે મુદ્દાઓ ઉપર પણ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. ઉપરાંત આચાર્યના પં. નહેરુ ઉપરના સીધા ચાબખા સતત ચાલુ જ હતા.

ડૉ. લોહીઆએ એમના ચૂંટણી પ્રચાર દરમ્યાન પં. નહેરુ સામે વધુ ઉગ્ર બની અંગત પ્રહારો કર્યા હતા; અને 'અંગ્રેજીને હટાવો'નું સૂત્ર ગાજતું કર્યું હતું; તથા નાના ખાતેદારોને મહેસૂલ–મુક્તિ આપવા અને જીવન જરૂરિયાતની ચીજોના ભાવો ઉપર નિયંત્રણ મૂકવા ઉપર ભાર મૂકયો હતો.

શ્રી મસાણીએ પોતાનો મોરચો વધુ કામેલિયતથી સજ્યો હતો. એમની સંગઠન શક્તિ અને ચૂંટણીના અનુભવો ઉપરાંત એમનો રાજકીય પ્રચાર પણ વધુ મુદ્દાસરનો હતો. મુખ્યત્વે, ગણતરી વધતી જતી ઇજારાદારી, તેના પરિણામરૂપ પ્રજાની હાડમારી; તેના પરિણામરૂપ વહીવટી તંત્રનો સડો; સંરક્ષણની નિષ્ફળતા, 'ઇમરજન્સી'ને નામે લોકશાહી ઉપર પ્રહાર અને આકરા કરવેરા; તટસ્થતાને નામે મિત્ર–શત્રુને ઓળ-

ખવાનો ઈન્કાર; તથા સમાજવાદને નામે રાજાઓ અને ગરાસીયાઓ, ધનિકો અને સુખી ખેડૂતો – સૌની સાહસવૃત્તિ અને સ્વતંત્રતા ઉપર તરાપ...વગેરે.

● એકંદર વિરોધ પક્ષોએ, આ ત્રણે સ્થળે, નીચેના મુદ્દાઓ ઉપર કોન્ગ્રેસ ઉપર પ્રહાર કર્યો હતો.

૧. સરકારની વિદેશનીતિ અને ચીન સામેની સંરક્ષણ નીતિ.

૨. વધતા જતા આકરા કરવેરા, વધતા જતા ભાવ.

૩. વધતું જતું લોકશાહી સડેલ વહીવટી તંત્ર.

૪. સરકારની સુવર્ણનીતિ.

આમ, વિરોધપક્ષોએ કોઈ એકધારી, કોન્ગ્રેસની સામે **સમાન્તર** નીતિ રજૂ કરી હતી એવું નથી. કોંગ્રેસની સર્વસાધારણ નીતિની ટીકા કરી સ્થાનિક પ્રશ્નો ઉપર ધ્યાન આપ્યું હતું એમ જણાય છે

*

**વિરોધપક્ષોનું પૃથક્કરણ** આવુ સાફ છે: કોંગ્રેસનો પરાજય કોંગ્રેસની આર્થિક-રાજકીય નીતિ અને તેના અમલને આભારી છે અને વિરોધ પક્ષોનો વિજય કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ સિવાયના તમામ પક્ષોની એકતાને આભારી છે

**વિરોધ પક્ષોનું મૂલ્યાંકન** પણ સ્પષ્ટ છે: ચીની આક્રમણ પછી પ્રજાનો કોંગ્રેસ નીતિ–રીતિમાંનો વિશ્વાસ ઊઠી ગયો છે: પ્રજાએ આ પેટા ચૂંટણીઓ દ્વારા કોંગ્રેસને જાકારો આપી દીધો છે. નહેરુએ રાજીનામું આપી દઈ, પાર્લામેન્ટ બરખાસ્ત કરીને, નવેસરથી ચૂંટણીઓ કરવી જોઈએ—એમ થશે તો કોંગ્રેસ પરાજય પામ્યા વિના નહિ રહે

શ્રી. રાજાજી અને મસાણીએ ભવિષ્ય પણ ભાખી દીધું છે: ૧૯૬૭ની ચૂંટણી (ગુજરાત પૂરતી કે રાષ્ટ્રભરમાં?) આ વાત પૂરવાર કર્યા વિના રહે†

† આમ છતાં, તેમણે જ વળી અતિ સાવધાની ભર્યાં વિધાન પણ કર્યાં જણાય છે કે—

"રાજકોટની ચૂંટણીનો ચુકાદો કોંગ્રેસ માટે જાકારો નથી; પરંતુ કોંગ્રેસ તેની નીતિ **ન બદલે તો** તેમને માટે જાકારો છે. કોંગ્રેસ માટે આ ચેતવણી છે."

(ગુ. સ. ૭–૬–૬૩)

પ્રજાસમાજવાદી પક્ષે તેના તાજેતરના ગોપાલ-અધિવેશનમાં 'નહેરુ છૂટા થાવ'નો અવાજ ઉઠાવ્યો છે. અને લોકસભાની ઊઘડતી બેઠકે ઠરાવરૂપે રજૂ કરનાર છે

● ડોક્ટર લોહીઆએ 'અવિશ્વાસ'નો ઠરાવ પેશ કર્યાનું જણાય છે.

એક વાત સ્પષ્ટ છે કે આ પેટા ચૂંટણીનાં પરિણામોએ વિરોધ પક્ષોને એક નવો જ મિજાજ બક્ષ્યો છે.

પરંતુ અમને લાગે છે કે–

● કોંગ્રેસ પોતાના પરાજયોનું સમતોલ પૃથક્કરણ કરવામાં નિષ્ફળ ગઈ છે, તો વિરોધ પક્ષો તેમાં સફળ થયા છે એમ નહિ કહી શકાય.

● વિરોધ પક્ષોના આ વિજયો પાછળ કોંગ્રેસની નીતિ–રીતિ સામેનો પ્રજાનો સર્વસાધારણ રોષ-ધૂંધવાટ જરૂર કારણરૂપ લેખી શકાય; પરંતુ વિરોધ પક્ષોની સમાન્તર નીતિના વિજય તરીકે એને નહિ ઘટાવી શકાય.

સર્વસાધારણ રીતે, કોન્ગ્રેસની સામે કમ્યુનિસ્ટ સિવાયના ઇતર રાજકીય પક્ષોનો સંયુક્ત મોરચો થવાથી લાભ થયો છતાં, એનું ય વધારે પડતું ઐક્ય–સ્વરૂપ જોવામાં ભૂલ થાય છે.

—આ ચૂંટણીઓ દરમ્યાન, માત્ર આચાર્ય કૃપાલાની અને શ્રી. મસાણીના ચૂંટણી જંગમાં જ તમામ રાજકીય પક્ષો (કમ્યુનિસ્ટ સિવાયના) સંયુક્ત થયા હતા.

—ફરૂખાબાદમાં તો, પ્ર. સ. પક્ષે ડૉ. લોહીઆને પડખે ઊભા રહેવાને બદલે પોતાનો ઉમેદવાર સામો ઊભો કરીને વિરોધ પક્ષી એકતાનો પાયો જ રહેવા દીધો ન હતો.

## ૩

## ચૂંટણીના આટાપાટા

ચૂંટણીનાં પરિણામો ઉપર વધુ પ્રકાશ પાડનારા થોડાક વધુ વિચિત્ર–ખૂણાઓ તરફ પણ દૃષ્ટિ કરી લઈએ.

રાજકોટ અને ભાવનગર :

કટોકટીના સામનામાં સાધારણ રીતે એવું બનાય કે, જ્યાં વિરોધ પક્ષનુ કાર્ય અને સંગઠન વધુ હોય ત્યાં તેનો વિજય થયો હોવો જોઈએ; ત્યારે રાજકોટ અને ભાવનગરે જુદું જ દેખાડયુ છે!

● વિરોધ પક્ષની આવી કામગીરીને કારણે આવેલી રાજકારણી જાગ્રતિનો વિચાર કરીએ તો તે રાજકોટ કરતાં ભાવનગરમાં (પ્ર. સ. પક્ષના સતત કાર્યને લીધે) સવિશેષ હતી; હજી ગઈ સાર્વત્રિક ચૂંટણીએ જ લોકસભા અને વિધાન સભા માટે પ્ર. સ પક્ષને ચૂંટીને ચમત્કાર (શ્રી. બળવતરાયને હરાવી) કરી બતાવ્યો હતો અને રાજકોટ તો હમેશાં કોંગ્રેસનો ગઢ મનાયો છે. આ વચગાળામાં તે તે સ્થળે એવું તે શું બની ગયું કે આ વખતનું પરિણામ રાજકોટમાં કોંગ્રેસના પરાજયમાં અને ભાવનગરમાં પ્ર. સ.ના એક મુખ્ય સ્થંભના પરાજયમાં—અને તે ય જેવો તેવો પરાજય નહિ—આવે. કેટલાક દલીલ કરે છે ભાવનગરમાં શ્રી. સનત મહેતા 'બહાર'ના હતા તો રાજકોટમાં તેનાથી 'અનેક ગણા બહાર'ના શ્રી મસાણી હતા (શ્રી. મહેતા તો મૂળે ભાવનગરના; અને ત્યાં તેમણે વરસો લગી કામગીરી પણ કરેલી).

ફરૂખાબાદમાં ડૉ. લોહીઆનો વિજય વધુ સૂચક છે :

૧૯૬૨ની ચૂટણી વખતે પ્ર. સ. પક્ષના ભરતસિંહ રાઠોડ અને લોહીઆ-પક્ષના શિવશંકર સિંઘ વચ્ચે સામનો થયો હતો; તેમાં પ્ર. સ. ઉમેદવારને ૬૫૦૦૦ અને લોહીઆ-પક્ષી ઉમેદવારને ૨૨૦૦૦ જ મત મળ્યા હતા આ ઉપરથી એમ જણાય છે કે—

● અગાઉ પ્ર. સ. પક્ષને મત આપનારા હજારો મતદારોએ ડૉ. લોહીઆને જીતાડવામાં મોટો ફાળો આપ્યો હતો—

આ વિના ડૉ. લોહીઆ ડૉ. કેસકર અને પ્રજા-સમાજવાદી ઉમેદવાર બંનેને ઘણા જંગી મતથી પરાજય આપી શક્યા જ ન હોત

અમરોહા અને રાજકોટના વિજયોમાં બીજો પણ એક મુદ્દો ઉમેરાયો જણાય છે—

પ્રજાના મોટા સમૂહના મનમાં એવી લાગણી પ્રવર્તતી રહી છે કે વિરોધ પક્ષના ય રાજદ્વારી વરિષ્ઠ નેતાઓને તો કોન્ગ્રેસે પોતે જ લોકશાહીના હિતમાં, કશી જ શર્ત વિના, શક્ય હોય ત્યાં સુધી સર્વાનુમતે લોકસભામાં જગા કરી આપવી જોઈએ. એમનાં સ્થાન રાષ્ટ્રીય સર્વોચ્ચ સભામાં સલામત હોવાં જોઈએ.

ત્યારે બન્યું ઊલટું જ! પાર્લામેન્ટના ચાલુ સભ્ય અને કેન્દ્ર સરકારના પ્રધાન હાફિઝ સાહેબને કૃપાલાનીજી સામે અને પાર્લામેન્ટના બીજા ચાલુ સભ્ય શ્રી. જેઠાલાલ જોષીને શ્રી. મસાણી સામે ઊભા કરવામાં આવ્યા!—હાફિઝ સાહેબ અને જોષી હારે તો ય એમને નડાવા નીચોવવાનુ કશુ નહિ! એમની આગલી બેઠકો તો સલામત જ રહે! અને જીતે તો! એક જગાનું રાજીનામુ આપવુ પડે; ને વળી તે જગાની નવી ચૂંટણી કરવી પડે!

આવી 'ગંજીના કૂતરા' જેવી મનોદશાથી ગુસ્સે થઈને ય, આ બેઠકોમાં તો, કોંગ્રેસને થપ્પડ મારી પોતાનો વિરોધ પ્રદર્શિત કરવા અનેક મતદારો ઉશ્કેરાયા હોય તો ય નવાઈ નથી.

એથી જ તો—હાફિઝજી હાર્યા કે તરત જ એમણે પ્રધાનપદેથી રાજીનામુ આપી દેવાની માગ જોરશોરથી ચારેબાજુથી ઊઠી જ ઊઠી* (ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી. ગુપ્તાએ તો આરંભથી જ ભાષણમાં વારંવાર કહ્યું હતું કે હાફિઝજી હારી જશે તો તેઓ પ્રધાનપદેથી છૂટા થઈ જશે—પરતુ હાર્યા પછી શ્રી. ગુપ્તાએ ખુલાસો કરવા માંડ્યો કે એ તો એમની એવા અંગત ઇચ્છા હતી...વગેરે)

૪

## પ્રજાનો તંદુરસ્ત મિજાજ

આ પેટા ચૂંટણીઓના વિજય-પરાજયો જેમ કોઈ વિરોધ મોરચાની નિશ્ચિત સમાન્તર વિધાયક નીતિનુ

---

* આ છપાઈ રહેલ છે ત્યારે સમાચાર આવે છે કે પં. નહેરૂએ હાફિઝજી તથા શ્રી. માલવિયાના રાજીનામાં સ્વીકારી લીધાં છે. મેનન પછી લોકશાહી બળોના સફળ દબાણનું આ બીજુ નોંધપાત્ર પરિણામ છે

પરિણામ નથી, તે જ રીતે, તે કેવળ અકસ્માતો અથવા મતદારોના તુક્કાઓનું ય પરિણામ નથી ચૂંટણીનાં પરિણામો પાછળ કામ કરી જનારા અનેક, વિવિધ, એક બીજાથી વિરોધી અને વિચિત્ર, પાસાંઓ આપણે જોઈ ગયા એમાંના અમુકે અમુક સ્થળે અમુક મતદારોને વિરોધપક્ષે ધકેલ્યા હશે; પરંતુ, આ બધાની પાછળ સર્વત્ર વહી રહેલો પ્રવાહ, રાતે નહિ એટલો દિવસે અને દિવસે નહિ એટલો રાતે, વધુ ને વધુ નિર્ણાયક બની રહ્યો છે એ વિસરાવું ન જોઈએ–

(અ) જ્યાં પ્રજાને કોંગ્રેસની નીતિ એકંદર સાચી લાગી હશે ત્યાં ય તેના અમલમાં નોકરશાહી સતામણી, અને ડગલે ને પગલે છેક નીચેથી પ્રધાનો સુધીની કક્ષાએ લાંચ-રૂશ્વત તથા લાગવગશાહીની વધતી જતી બદીને કારણે પ્રજાના ધૂંધવાટનો પારો ખાસો ઊંચો ચઢયો છે.

(આ) પ્રજાને અપાતા સાદાઈ કરકસરના ઉપદેશો અને સરકારી કક્ષાએ ચાલતી ઉડાઉગીરી, દબદબો, દુર્વ્યય અને પ્રતિષ્ઠાના-ખર્ચાઓ જોઈ જોઈ તે પ્રજા નેતાઓ પ્રત્યેનું માન-સન્માન ગુમાવી બેઠી છે.

(ઈ) કોંગ્રેસ સંસ્થાના તળિયેથી છેક ટોચ સુધી અંદરોઅંદરનાં જૂથો વચ્ચેની સત્તાની અને સ્વાર્થની સાઠમારી તથા તેના પ્રપંચોથી પ્રજામાં નેતાઓની સચ્ચાઈ વિષેનો અવિશ્વાસ વધી રહ્યો છે.

(ઉ) રાષ્ટ્રીય એકતાને વરેલી કોંગ્રેસ પોતે જ કોમ, ન્યાત-જાત, ધર્મ-પંથ અને પ્રદેશ તથા ભાષાના બખેડા ઊભા કરે છે, ઉત્તેજે છે એવા અનુભવમાંથી ઊપસી નફરત વધી રહી છે

છેલ્લાં પંદર વરસ દરમ્યાન, કોઈ પણ રાજકીય નીતિ કરતાં પ્રજાને વધુ રોષે ચઢાવનારાં પરિબળોમાં સતત હુંસાતુંસી, સત્તાલક્ષી, સડો, આંતરિક સાઠમારી અને સંકુચિત સ્વાર્થપરાયણતાનો ફાળો વિશેષ હશે. આમ છતાં નવાસવા લોકશાહી રાષ્ટ્રની પ્રજાની લાચારી પણ કેવીક! કોન્ગ્રેસને સ્થાને, પં. નહેરુને સ્થાને, બીજા કોઈ પક્ષ અને નેતાને સત્તા સ્થાને બેસાડી દઈ નિરાંત સેવવાની શક્યતા નહિ—વિરોધ પક્ષોની ય એટલી સંગીનતા નહિ, પરિપક્વતા નહિ!

● અલબત્ત, આ પેટા ચૂંટણીઓ દ્વારા સત્તાની ફેર-બદલીનો સવાલ ઊભો જ થયો ન હતો. પ્રજાના એવા કોઈ પુરુષાર્થ માટે અવકાશ જ ન હતો. અને કદાચ હોત તો ય પ્રજા આવેશમાં આવી સત્તાબદલીનું સાહસ આ વખતે કરી બેસતે અથવા ટૂંકા ભવિષ્યમાં કરી બેસશે, એવું માનવાની ધૃષ્ટતા અમે નથી કરી શકતા.

પરંતુ એક વાત નક્કી છે—

● પ્રજા રૂંધામણભરી રાજકારણી આબોહવામાં તાજગી અને સ્ફૂર્તિ ઝંખતી હતી. એટલે, પેટા ચૂંટણીઓમાં સત્તાની ફેરબદલીનો સવાલ ભલે ન હોય તોય, હવા-બદલીનો સવાલ તો જરૂર હતો જ હતો. પં. નહેરુની સામે ઝીંક લઈ શકે એવા થોડાક ચુનંદા માથા ફરેલ માનવીઓને—અલબત્ત ૧૦૦ ટચની દેશ-ભક્તિથી ઝળહળતા, બુદ્ધિવાન, જાગ્રત અને નીડર નેતાઓને—બલ્કે, એકબીજાથી સાવ ભિન્ન રાજનીતિમાં માનનારા અને સાવ ભિન્ન ખોપડી ધરાવનારા બાહોશ નેતાઓને (એમની વ્યક્તિગત કમજોરી અને વિચિત્રતા જાણવા છતાં અને એમની રાજકીય નીતિ સાથે સંમતિ ન હોય તોય)—લોકસભામાં ચૂંટી મોકલીને મતદારોએ અજબ લોકશાહી તંદુરસ્તી અને મિજાજ દાખવ્યા છે.†

† પ્રજાએ એમને ચાહી કરીને હરખભેર ચૂંટ્યા છે—કદાચ આની પાછળ ગુજરાતનું રાજકારણ મુખ્ય જવાબદાર હોય. ગુજરાતમાં ગઈ સાર્વત્રિક ચૂંટણી વખતથી ગુજરાતની કોંગ્રેસમાં જે બે તડ પડી ગયાં અને કટ્ટર બની ઝઘડયાં—સંસ્થાકીય જૂથ (ગુજરાત કોંગ્રેસમાં વર્ચસ્ ધરાવનાર શ્રી. મોરારજીભાઈ, શ્રી બળવંતરાય તથા ઠાકોરભાઈનું જૂથ) જે રીતે ચૂંટણીમાં કે કાંઈ ગયુ તે કલંક દૂર કરવાનો સંસ્થા જૂથનો પ્રયાસ ખરો જ

પરંતુ પ્રજાના દિલમાં શ્રી બળવંતરાયનું સ્થાન સ્વચ્છ અને કુશળ સિદ્ધાંતનિષ્ઠ અને પ્રજાભિમુખ પક્વ નેતા તરીકેનું ખરું જ ખરું. એમની ચૂંટણી દરમ્યાનની ગામેગામની પદયાત્રાઓ અને એમનાં સ્વસ્થ

(ગુજરાતમાં શ્રી. બળવંતરાયની ચૂંટણી પણ પ્રજાની પરિપક્વતાનું જ ચિહ્ન છે. ભાષણોએ મતદારોને

## વિરોધ પક્ષોનો ફાળો

પ્રજાના આ નવા મિજાજ અને ખમીરની પાછળ વિરોધ પક્ષોના નેતાઓનો ફાળો નોંધપાત્ર રહ્યો છે, એ વાતનો પણ સ્વીકાર થવો રહ્યો.

● ભારતની બિનજોડાણની નીતિની ઓથે ચાલતી રશિયા તરફી નીતિને પડકારવામાં, અને મેનનને રાજીનામું આપવું જ પડે તે હદે પં. નહેરુ પર દબાણ લાવવામાં—

● ચીનમાં કમ્યુનિસ્ટ સત્તા સ્થપાઈ (૧૯૪૯), તિબેટ પર તીર તકાયું (૧૯૫૧); ભારતમાં ચીની ઘૂસણખોરીનો આરંભ (૧૯૫૪થી) થયો ત્યારથી રાષ્ટ્ર અને સત્તાપક્ષને સાબદા કરવામાં, ૧૯૫૬થી એને ઢંઢોળવામાં અને ૧૯૬૨ ઓક્ટોબરના ચીની જંગી આક્રમણ પછી ભારતના સંરક્ષણનું સુકાન બદલાવવામાં—

● વ્યાપાર ઉદ્યોગ ક્ષેત્રના ભ્રષ્ટાચાર અને સરકારી વર્તુળોની તેની સાથેની ધાલમેલની ઘટનાઓ તરફ ધ્યાન ખેંચવામાં, તેનાં સ્વરૂપો ખુલ્લાં પાડવામાં, અને અને પ્રધાન માલવીયા જેવાને ય રાજીનામુ આપવાની ફરજ પાડવામાં—

વિરોધ પક્ષોએ છેલ્લાં થોડાંક વરસો દરમ્યાન અસાધારણ કામગીરી બજાવી છે.

ખુદ પં. નહેરુને ઘણી બધી બાબતો અંગે, અંતે, લોકશાહી બળોને વશ થવુ પડ્યું છે—તે જેવી તેવી સિદ્ધિ નથી

૫

પેટા ચૂંટણીના વિજય પરાજયનાં કારણો અને અને લક્ષણો આપણી સામે નવી શક્યતાઓનું કેવું ચિત્ર કેવું ખડું કરે છે?

---

ભીતરમાં ફાળો આપ્યો જ હશે. (આચાર્ય કૃપાલાનીની પદયાત્રાઓ, સાદાઈ અને અખાખોલી સરળતાએ, અમરેલીમાં જે ભાગ ભજવ્યો તેવો જ.)

અને ભાવનગરના યુવરાજે અંતના દિવસોમાં કોંગ્રેસ તરફી જાહેર નિવેદન કર્યું. ગરાસીઆ અને રાજપૂત ઉપરાંત બીજા અસંખ્ય મતદારો ઉપર એની અસર પણ ખરી જ.

આજ પૂર્વેની ત્રણે સાર્વત્રિક ચૂંટણીઓમાં કોંગ્રેસે અનેક સ્થળે ચોક્ખી બહુમતિ (૫૦%થી વધુ) લઈ ને વિજય મેળવ્યા હતા. પરંતુ ત્યારે ય ઘણે બધે સ્થળે અને એકંદર આખા દેશમાં સરેરાશ પરિણામો જોતાં ૪૦ થી ૪૫ ટકા મતે વિજયી બની હતી

આ પેટા ચૂંટણીઓના પરિણામો એવું સૂચવે છે કે—

**કોંગ્રેસની સામે સંયુક્ત મોરચો રચાય ત્યા ત્યાં તેના પરાજયની નિશ્ચિતતા ઘણી વધી છે.**

—રાજકોટ અને અમરેલી આનાં સ્પષ્ટ દૃષ્ટાંત છે. પરંતુ વિરોધ પક્ષોની વચ્ચે એકતા શક્ય છે ખરી? શાના આધારે? કયા ધોરણે? અમે એ વાત સ્વીકારીએ છીએ કે આ આ પેટા ચૂંટણીઓના પ્રસંગે બન્યું તે રીતે, અને અવારનવાર કેટલાક કાર્યક્રમો અનુસાર, કોંગ્રેસ વિરોધી સર્વપક્ષી (ક્યાંક ક્યાંક કમ્યુનિસ્ટો અને કોમવાદીઓ સહિતનો ય) મોરચો સજાશે, પરંતુ આપણે જેને વિરોધ પક્ષોની **સમાજવાદી એકતા** કહીએ એવુ કશું શક્ય દેખાતું નથી. એટલું જ નહિ પણ સર્વસાધારણ રીતે આપણે જેને **લોકશાહી એકતા** કહીએ એવું કશું ય શક્ય દેખાય છે ખરું?

*

અરે હજી ચૂંટણીના પડઘા શમી જાય તે પૂર્વે જ, વિરોધપક્ષોની એકતાનો ભાંડો ફૂટી ગયો છે!

## આચાર્ય કૃપાલાની : એકતાની ભૂમિકા

આચાર્ય કૃપાલાનીએ લખનૌમાં મળેલી સમાજવાદી એકતા પરિષદના તખ્તા પરથી ૭-મુદ્દાનો કામ ચલાઉ કાર્યક્રમ, વધુ વિચારણા માટે, રજૂ કર્યો હતો—પ્રજા સમાજવાદી, લોહીઆ સમાજવાદી તથા સ્વતંત્ર પક્ષની વિચારણા માટે

૧. સ્વચ્છ અને કાબેલ વહીવટી તંત્ર.

૨ પાકિસ્તાન સાથે સુમેળ, જેથી અસરકારક સંયુક્ત સરક્ષણની યોજના શક્ય બને.

૩. ભારતની તસુએ તસુ ભૂમિ પાછી મેળવવા સુધી ચીન સામે સંપૂર્ણ પ્રતિકાર,

૪. સામાજિક ન્યાયની સ્થાપના : 'સમાજવાદ' શબ્દનો ઉપયોગ ન કરવો કેમકે સૌ લોકશાહી પક્ષો એને માટે તૈયાર ન થાય; ઉપરાંત સમાજવાદનાં કેટલાક રૂપો લોકશાહી વિરોધી, આક્રમક અને પ્રત્યાઘાતી, પૂરવાર થયાં છે

૫. આજ પૂર્વે જે વ્યાપારો અને ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ થઈ ચૂક્યું છે, તે બધા ખાનગી ઉદ્યોગ-ધંધાઓ ખાનગી ધંધાઓ જેટલા કાર્યકુશળ અને લાભદાયી પૂરવાર થઈ સ્થાયી ન બને ત્યાં લગી, નવા ઉદ્યોગ-ધંધાનું રાષ્ટ્રીયકરણ નહિ.

૬. ખાનગી ઉદ્યોગ ધંધામાં અસરકારક નિયંત્રણ.

આમાંથી કયો મુદ્દો એવો છે જે ઉપરના ત્રણે વિરોધ પક્ષોને માન્ય ન થાય? પહેલા ૧-૪ મુદ્દાઓ વિષે તો તેમની વચ્ચે કોઈ જ અંતરાય નથી. ૫ અને ૬ દ્વારા સ્વતંત્રપક્ષ, પ્ર સ. પક્ષ અને લોહીઆ-પક્ષ વચ્ચેનું અંતર દૂર કરવાનો પ્રયાસ થયો છે.

આમ છતાં, એ દુઃખદ હકીકત છે કે એમની વચ્ચે કશો મેળ ખાય એવાં ચિહ્નો નથી. (એથી ઊલટું, સૂત્રો અને મુદ્દાઓ તરીકે કોંગ્રેસ પૂરી સમ્મતિ દર્શાવી શકે એમ છે!)

## લોહીઆ-પક્ષ : 'તકવાદી મેળો'

સમાજવાદી પક્ષના પ્રમુખ રાજનારાયણે આ આખી "એકતા પરિષદ"ને જ "તકવાદીઓનો મેળો" કહી ધુત્કારી કાઢી છે. એટલું જ નહિ, ડૉ. લોહીઆએ સુદ્ધાં એવું સૂચવ્યું છે કે "અંગ્રેજી હટાવ", 'ન્યાત-જાત તોડો' અને 'મોંઘવારી ખતમ કરો' આંદોલનમાં—આ ત્રણમાંના જે કોઈ આંદોલનમાં કમ્યુનિસ્ટ પક્ષ તેમને સાથ આપશે તેને તેઓ આવકારશે; એજ રીતે તેમણે જનસંઘ સાથે ય સહકાર કરવા ઇંતેજારી બતાવી છે. (હકીકતે સૌ વિરોધ પક્ષોએ જનસંઘનો સહકાર છેલ્લી ચૂંટણીઓ દરમ્યાન લીધો જ છે)

ડૉ. લોહીઆએ કૃપાલાનીના ૭-મુદ્દાળા કાર્યક્રમનો ઈન્કાર કરતાં કહ્યું છે : "જે કોઈ કાર્યક્રમ રાષ્ટ્રીયકરણને થંભાવે છે તે નહિ ન તો ભારતનું ભાવિ સરજી શકશે ન તો પ્રજાને ઉદ્યત કરી શકશે, × × × ભ્રષ્ટાચાર અને સત્તા અંગેના સર્વસાધારણ બૂમબરાડા અર્થહીન છે"

ડૉ. લોહીઆના જણાવ્યા મુજબ—હવામાં ત્રણ સૂચનો થઈ રહ્યાં છે : (૧) વિરોધ પક્ષો ઓતપ્રોત થઈ જાય (૨) જોડાણ કરે (૩) અમુક સંયુક્ત કાર્યક્રમો કરે. ડૉ. લોહીઆના મતે, પહેલું સૂચન "સિદ્ધાન્તવાદીઓ" વચ્ચે જ શક્ય બને બીજું : "વિશાળ દર્શન અને હિંમત વાળાઓ" વચ્ચે જોડાણ શક્ય બને; ત્રીજું સૂચન જ વ્યવહારુ બની શકે એવું છે.

લોહીઆ પક્ષના બીજા નેતા શ્રી લિમયેના મત મુજબ, પ્ર. સ. પક્ષ અને પોતાનો સમાજવાદી પક્ષ ઓતપ્રોત થઈ શકે તો ઉત્તમ પરિણામ નીપજે; પરંતુ પ્ર. સ. પક્ષ અને કૃપાલાનીજી 'સંયુક્ત મહારાષ્ટ્ર' પ્રકારના નક્કી કાર્યક્રમ ઉપર રચાયેલા 'જોડાણ'ની તરફદારી કરે છે—તે શ્રી. લિમયેને માન્ય નથી; આથી તેઓ પણ અંતે ત્રીજો જ ઉપાય સૂચવે છે—કાર્યક્રમો અનુસાર એકતાનો

● ભારે દુઃખની વાત એ છે કે ડૉ. લોહીઆ જેટલો કોંગ્રેસનો અને અંગત રીતે પં. નહેરુનો તિરસ્કાર કરે છે, લગભગ એવો જ તિરસ્કાર પ્ર. સ. પક્ષનો અને તેના નેતા શ્રી. અશોક મહેતાનો કરે છે. બીજી બાજુ, તેઓ કમ્યુનિસ્ટ અને કોમવાદ સાથે સક્રિય રીતે હાથ મિલાવવા ઉત્સુક છે†

## પ્રજાસમાજવાદી : 'એકલો જાને'

પ્રજા સમાજવાદી પક્ષે તેની ભોપાળની પરિષદમાં (જૂન ૫ થી ૮) 'એકલો જાને'નું સૂત્ર લલકાર્યું છે.

એક બાજુ ચીની-મુદ્દા ઉપર 'નહેરુને છૂટા થઈ જવા'ની હાકલ કરી છે. બીજી બાજુ તેણે સ્વતંત્ર પક્ષ અને જનસંઘ—બંનેની સામે અસહકાર પોકાર્યો

---

† જોનપુરમાં ડૉ. લોહીઆએ જનસંઘ પક્ષના અધિકૃત ઉમેદવારને કોંગ્રેસ સામે જીતાડવા શક્ય તેટલો સાથ સહકાર આપ્યો હતો. શ્રી. લિમયેના કહેવા મુજબ મોટા ભાગના સમાજવાદી પક્ષના સભ્યોને આ પગલું પસંદ પડયું ન હતું

છે : જે કોઈ પક્ષ સમાજવાદનો વિરોધી હોય એની આભડછેટ જાહેર કરી છે. એના મતે, આવું જોડાણ ચીની પ્રતિકાર માટેની જન-પ્રેરણાને ખતમ કરશે.

આ રીતે, પ્ર સ. પક્ષ કોંગ્રેસ અને 'પ્રત્યાઘાતી પક્ષો' વચ્ચેનો વિકલ્પ પૂરો પાડવાની નેમ ધરાવે છે પરંતુ નોંધવા જેવી વાત એ છે કે પ્ર સ પક્ષના એક પ્રસ્થાપક અને આધારસ્થંભ શ્રી અશોક મહેતાએ, તેના નવા કાર્યક્રમની સાથે સંપૂર્ણ સંમતિ ન હોવાને કારણે નેતાપદનો ત્યાગ કર્યો છે—પ્રમુખપદેથી અને રાષ્ટ્રીય મહાસમિતિમાંથી ય તેઓ છૂટા થયા છે (વર્તમાનપત્રો એવું સૂચવી જાય છે કે પં. નહેરુ એમને કેન્દ્ર સરકારમાં પ્રધાનપદે ઝડપી પણ લે!)

**સ્વતંત્ર પક્ષ : 'સ્વયંભૂ સહમતિ'**

સ્વતંત્ર પક્ષના એક પીઢ નેતા શ્રી કનૈયાલાલ મુન્શીએ આચાર્ય કૃપાલાનીના એકતા-પ્રયાસને આવકાર આપ્યો છે; તો પક્ષના મહામંત્રી શ્રી. મસાણી જણાવે છે કે "આ કાર્યક્રમના બધા મુદ્દા પર સૌ સહમત થાય એ ઘણું જ મુશ્કેલ છે. આથી અવિધિસર અને સ્વયંભૂ રીતે અમુક સમાનભૂમિકા પર સૌ સહમત થાય એ વધુ આવકારદાયક છે."

## ૬

**ચિત્ર : ઘેરું અને ચિંતાજનક**

ચિત્ર જેટલું સ્પષ્ટ બની રહ્યું છે એટલું જ ઘેરું અને ચિંતાજનક બની રહ્યું છે.

ચીને એની જાળ પાથરી છે. આપણાં અંગને એણે ભીંસમાં લીધાં છે અને કેવળ કમ્યુનિસ્ટો માટે જ શક્ય એટલી કાબેલિયત અને ધીટતાથી તે માત્ર ભારતને નહિ આખા એશિયાને ભીંસમાં લેવાના દિગ્વિજયી ઉન્માદમાં પેંતરા સજી રહ્યું છે; ત્યારે ભારતનું આંતરિક રાજકીય ચિત્ર કેવુંક છે?

● લોકશાહી અને 'સૌને સમાન તક' તથા 'સામાજિક ન્યાય'ના આદર્શોનો કોંગ્રેસ, પ્ર. સ., લોહીઆ-સમાજવાદી પક્ષ અને સ્વતંત્ર પક્ષ સુધ્ધાં સ્વીકાર કરે છે. અને આચાર્ય કૃપાલાનીજીએ રજૂ કરેલા છએ મુદ્દા સૈદ્ધાન્તિક રીતે બીજા વિરોધ પક્ષો કરતાં કોંગ્રેસને વધુ સ્વીકાર્ય ગણાય એવા છે. આમ છતાં, પરિસ્થિતિ એટલી હદે વણસી છે કે કોંગ્રેસ સાથે સહકાર કરીને આ હેતુઓ પાર પાડવાનું શક્ય જ દેખાતું નથી! બલ્કે ઇતર તમામ પક્ષોએ જુદા જુદા કર્યક્રમો ઉપર કોંગ્રેસ સામે લડત આપવાની જાહેરાતો કરી દીધી છે!

અને દેશને મજબૂત કરવાના મિષે કમ્યુનિસ્ટ પક્ષ કોન્ગ્રેસના ટેકામાં રહી "કોંગ્રેસ હાથી પર કમ્યુનિસ્ટ મહાવત"ની મુરાદ બર આણવા આગળ ધપે છે *

● આમ, સૌ કોંગ્રેસ-વિરોધી મોરચે એક હોવા છતાં, લોકશાહી વિરોધ પક્ષો ય અંદર અંદર યુદ્ધે ચડ્યા છે. અને બહુ બહુ તો, અવારનવાર કામચલાઉ કાર્યક્રમ ઉપર એકતા કરવાથી વિશેષ કશી શક્યતા દેખાતી નથી

● સમાજવાદ અને લોકશાહીના કટ્ટર હિમાયતી ડૉ લોહીઆ કોંગ્રેસ અને પ્ર સ પક્ષ જેવા લોકશાહી સમાજવાદ તરફી પક્ષો કરતાં કમ્યુનિસ્ટ અને કોમવાદી ઉપર વધુ આધાર રાખતા દેખાય છે!

આ સૂચવે છે કે ભારતને માટે અસાધારણ ગંભીર વિચારણાનો સમય પાકી ગયો છે

અમારી દૃષ્ટિએ ભારત માટે બે જ વિકલ્પો છે—

● આ દેશનાં **તમામ લોકશાહી બળો** એકત્ર થઈ ચીની સર્વસત્તાવાદી વિસ્તારવાદને શિકસ્ત આપશે?

કે

● કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ વધુ નજીક આવશે અને બાકીના તમામ લોકશાહી બળો આ બંને સામે મોરચો માંડશે?

પહેલો વિકલ્પ આ દેશ માટે **આશીર્વાદ** હશે, બીજો શાપ રૂપ

આજે કોન્ગ્રેસ જે વલણ દેખાડી રહી છે અને વિરોધ પક્ષો ઝનૂને ચઢી જે રીતે 'લડતોદ્વારા' એનો સામનો કરવા મેદાને પડ્યા છે એ જોતાં આશીર્વાદ માટે

* જો કે એઓય કોંગ્રેસને ડાબી બાજુથી ઝંઝોડી નાખવા લડતોના કાર્યક્રમોની તૈયારી કરવા માંડી છે.

આશા વરતાતી નથી; દેશ આખો ખીણુ ભણી ધસી રહ્યો દેખાય છે. સત્તા-પક્ષની આત્મતુષ્ટિ વિરોધ પક્ષોને અંતર્મુખી કરવા ઘડતી રહેલ છે. અને વિરોધ પક્ષો કેવળ કોંગ્રેસ-વિરોધમાં બધો જોર જોતા વધુ ને વધુ આંધળીયાં કરવામાં જ ઇતિ સિદ્ધમ્ લેખે એવા ચિહ્નો સ્પષ્ટ છે†

આજની સ્થિતિમાં કેવળ કોંગ્રેસ, પ્રજાસમાજવાદ, લોહીઆ-સમાજવાદ કે સ્વતંત્ર પક્ષ એકલ પંડે આ દેશનું રક્ષણ કરી શકનાર નથી—નવ વિધાનની તો વાત જ શી?

*

કોંગ્રેસ, પ્ર. સ. પક્ષ અને લોહીઆ-પક્ષે સિદ્ધાન્તમાં સમાજવાદનો સ્વીકાર કરેલો છે—અને સ્વતંત્ર પક્ષે પ પશ્ચિમ જર્મનીના સમાજવાદમાં પોતાની શ્રદ્ધા પ્રગટ કરી છે આજે દુનિયા ભરમાં સમાજવાદના અર્થો જુદા જુદા થઈ રહ્યા છે. છતાં, પરંપરાગત સ્વરૂપના 'સામ્યવાદી સમાજવાદ' કે 'નાઝી રાષ્ટ્રીય સમાજવાદ'માં આમાંના કોઈ પક્ષની શ્રદ્ધા નથી

હકીકતે આજે લેબલનું મહત્ત્વ નથી. આ બધા પક્ષો કોંગ્રેસમાંથી જ છૂટા પડેલા છે; અને હવે કેવળ કોંગ્રેસમાં સૌ સમાઈ જાય એવું શક્ય ન હોય તેથી શું 'સામાજિક ન્યાય અને સૌને સમાન તક'ના આધાર પર, લોકશાહી સમાજ-રચનાના આદર્શ ઉપર, રાષ્ટ્રીય રક્ષણની પ્રતિજ્ઞા ઉપર રાષ્ટ્રીય મોરચો અશક્ય છે? બલ્કે આજે આવી રાષ્ટ્રીય એકતા જ સર્વતોમુખી ધ્યેય હોઈ શકે.

● અલબત્ત, આજે આવી રાષ્ટ્રીય એકતા સાધી શકે એવો યુગપુરુષ ગાંધી આપણી વચ્ચે નથી પરંતુ પં. નહેરુ, રાધાકૃષ્ણન, રાજાજી, જયપ્રકાશ, કૃપાલાનીજી, લોહીઆ અને અશોક, મસાણી જેવા ધુરંધરોદ્વારા રાષ્ટ્રીય લોકશાહી એકતા અશક્ય નથી જે સર્વસત્તાવાદના આક્રમણથી ભારતનું રક્ષણ કરી શકે અને ભારતને લોકશાહી સમાનતાવાદી સદ્ધર પથે આગળ બઢાવી શકે

સૂત્રો અને પક્ષોના લેબલો વિના, કટોકટીના આ કાળમાં, રાષ્ટ્રીય કાર્યક્રમના આધાર પર આવો રાષ્ટ્રીય પુરુષાર્થ અશક્ય ન જ બનવો જોઈએ.

તમામ પક્ષો પોતાની કમજોરી સમજીને અને બીજા પક્ષોની શક્તિને બિરદાવીને જ આવો પંથ સફળ બનાવી શકે આપણે સૌએ એટલું સ્વીકારવું જોઈએ કે—

● આજનાં આપણાં રાષ્ટ્રીય વ્યાપક અનિષ્ટો માટે સત્તાધારી પક્ષ તરીકે કોંગ્રેસની મુખ્ય જવાબદારી રહેલી હોવા છતાં બીજા રાજકીય પક્ષો આજનાં અનેક અનિષ્ટો—રાષ્ટ્રીય વિચ્છિન્નતાનાં કારણો—ની જવાબદારીથી છટકી જઈ શકે એમ નથી

● સૌએ પોતાની જાતને એ પ્રશ્ન પૂછવો જોઈએ કે રાષ્ટ્રીય એકતાના શપથ લીધા છતાં આજે ભારતમાં ક્યા પક્ષે કોમ—ન્યાત-જાત, પ્રદેશ, ધર્મ અને ભાષા સુદ્ધાના ભાગલાઓનો ઉપયોગ પોતાના પક્ષીય હિતો માટે અને ચૂંટણી પ્રસંગે તથા ઇતર કાર્યોમાં કોમવાદ, રજવાડાંવાદ અને મૂડીવાદનો લાભ નથી લીધો?—રાજદ્વારી રાજનૈતિક ધોરણોની આચાર સંહિતાને છેહ નથી દીધો?

આજની પરિસ્થિતિ અને રાષ્ટ્રીય કટોકટીમાં કોંગ્રેસનો વિરોધ પોતે જ કાંઈ પ્રત્યાઘાતીપણું નથી. કોંગ્રેસે સ્વરાજ્યની સિદ્ધિ દરમ્યાન સર્જેલા આદર્શો અને પ્રણાલીઓને આગળ ધપાવવા આવો વિરોધ

† કમ્યુનિસ્ટ પક્ષ, જનસંઘ, પ્ર. સ. પક્ષ, લોહીઆ સમાજવાદી પક્ષ—આ પક્ષોએ મોંઘવારી, કરવેરા, ફરજિયાત બચત વગેરે મુદ્દા ઉપર અને સ્વતંત્ર પક્ષ તથા દ્રાવિડ કળગમે ભાષાનીતિ સામે (અને લોહીઆ પક્ષે આનાથી ઊલટી રીતે ભાષા નીતિ સામે જ!) લડતનાં દુંદુભી બજાવી દીધાં છે—જેનું પરિણામ કોંગ્રેસને હઠાવી કોઈ એક પક્ષ યા સંયુક્ત પક્ષો સત્તામાં આવવાને બદલે (આવી એકતાના અભાવે, અને કોંગ્રેસની 'પકડ' હજી કાયમ હોવા છતાં તે એકલપંડે વ્યાપક અંધાધૂંધીને ખાળી શકે એટલી સબળ ન હોવાને કારણે) ઘણા મોટા પાયા પર આંતરિક વિગ્રહની આગ ફાટી નીકળવાનો જ સંભવ વધુ દેખાય છે.

ઐતિહાસિક પણ છે. પરંતુ Responsible oppositionમાંથી Effective opposition પ્રગટશે તો જ રાષ્ટ્રીય હિતની રક્ષા થશે કેવળ quantitative વિરોધમાંથી qualitative પરિણામ મેળવવાનો મોહ રાષ્ટ્રીય જોખમો જ નોતરશે.

કોંગ્રેસ પણ એ રખે ભૂલે કે—

● પ્રજાની સહનશીલતા છેક તૂટવાની હદે આવી નથી એમ સમજી જેઓ એને પોષે જ રાખે છે તેઓ ભૂલી જાય છે કે ઊતરપંડા શિખરની સપાટી ઉપર તેઓ ચાલી રહેલા છે, હજી તો લાંબી સપાટી દેખાતી હોય અને જોશમાં આવી દોટ મૂકી હોય ત્યાં, ક્યારે એની અન્તિમ ધાર આવી ગઈ એની ખબરે ય ન પડે ને સર્વનાશ વહોરી બેસે એના જેવું આ છે. ઇતિહાસે અનેકવાર સ્થાપિત સત્તાધારીઓને ચેતવ્યા છે. પરિસ્થિતિનું પૃથક્કરણ કરતાં, બાહ્ય રીતે બુદ્ધિગત રીતે, નિરાંતે બીજાં પાંચ-પંદર વર્ષ નીકળી જવાની ગણતરી થઈ શકે; અને છતાં જોત જોતાંમાં નાનું શું અને ભિન્ન-મહત્ત્વનું એકાદ નિમિત્ત-માત્ર એકાએક ક્રાંતિકારી પ્રસ્ફોટ સળગાવી મૂકે, અને પરિસ્થિતિનું બુદ્ધિગમ્ય પૃથક્કરણ ઊતરામણ પુરવાર થાય પછી જ — હાથમાંથી દોર સરકી ગયા પછી જ—સાચા રહસ્યની સમજ પડે!

ભારતનો ઇતિહાસ કેવાં ભાવિ રહસ્યોથી ભરેલો હશે એની ખબર કોઈને નથી—પરંતુ પં. નહેરુ માટે ય આત્મતૃપ્તિ કે આત્મતુષ્ટિનો સમય વહી ગયો છે એટલું તો નિશ્ચિત છે.

અને એ દષ્ટિએ આજે નાનાં દેખાતાં પેટા-ચૂંટણીનાં પરિણામો, આજે સ્પષ્ટરૂપે વાંચી ન શકીએ એ રીતે, દિવાલ પર લખાઈ ગયા હોય તો નવાઈ નથી

આ "writing on the wall" કેવળ કોંગ્રેસને માટે છે એમ નથી. 'દિવાલ પરનો આલેખ' આખા દેશને માટે ગંભીર ચેતવણી રૂપ છે.

**કેવળ રાષ્ટ્રીય એકતા જ રાષ્ટ્રને આમાંથી બચાવી શકશે. ચીની આક્રમણે એ એકતા એકા-એક સર્જી હતી. હજી ચીની આક્રમણ પાછું હઠાવાયું નથી અને હજી ભારત એના વધુ વ્યાપક આંતર-બાહ્ય આક્રમણના ભય નીચે જ છે ત્યારે તો, સંપૂર્ણ લોકશાહી રાષ્ટ્રીય એકતા જ આપણું કર્તવ્ય બની શકે.**

૧૫-૬-'૬૩ ]

# સરહદનો સળવળાટ

હિમાલયની તળેટીમાં વસંત ઋતુ શરૂ થઈ અને બરફ ઓગળતાંજ ચીને પોતાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી છે. લડાખને મોરચે છેક વાયવ્યની હરોળથી માંડી અગ્નિ ખૂણે સ્પાન્ગુર સરોવર સુધીની ચીની લશ્કરી હરોળો નવી સ્થાપી મજબૂત કરવામાં આવી અને સ્પાન્ગુર મોરચે તો હળવી ટેન્કો પણ ખડી કરી દેવામાં આવી હોવાના અને પીછેહઠની હરોળથી આગળ વધ્યાના અહેવાલો મળે છે. બીજી તરફ નેફા વિસ્તારમાં પણ મેકમોહન હરોળ પાસે અને નેપાળની પશ્ચિમ ઉત્તર સરહદ પાસે તિબેટમાં ખૂબ મોટી સંખ્યામાં લશ્કરની જમાવટ કરવામાં આવી કહેવાય છે. વળી તિબેટમાં સરહદ નજીક સ્થાપેલા જંગી વિમાન મથકોમાંના એક પરથી ઊડેલું ચીની વિમાન ચંદીગઢ અંબાલ વિસ્તાર ઉપર નિરીક્ષણ કરી ગયું અને એક વિમાને તો પંજાબમાં અંદર સુધી જઈ આવવા પ્રયાસ કર્યો હતો. વધેલી પ્રવૃત્તિ ઉનાળાની અનુકૂળતાનો લાભ લઈ હરોળો ફરી મજબૂત કરી લેવા માટે જ છે, ધમકી ચાલુ રાખવા માટે છે કે નવા આક્રમણની પૂર્વતૈયારી છે એ વિષે નિશ્ચિત અનુમાન થઈ શકે તેમ નથી સરહદ ફરી સળવળી ઊઠી છે એ ચોક્કસ.

ચીનનું આક્રમણ અત્યારે મહિના બે મહિનામાં આવી પડે તો ભારત સરહદ પર ટક્કર ઝીલી શકે તેમ છે' ભારતના લશ્કરી નિષ્ણાતો અને રાજકીય નેતાઓ માને છે તેટલો તાત્કાલિક ચીની આક્રમણનો

કાય અમેરિકન નિષ્ણાતો માનતા નથી ટી ટી કે સાથે અમેરિકાને થયેલી વાતોના પરિણામ વિષે પ્રચલિત થયેલા અહેવાલોમાં રજૂઆત ફેર છે. અમેરિકા તાત્કાલિક આક્રમણનો ભય જોતું નથી એટલે લાંબા ગાળાની મદદરૂપે ૭ પર્વતીય ડિવિઝનોને તાલીમ આપી શસ્ત્રસજ્જ કરવાનાં છે, વિમાની દળ મજબૂત કરવા માટે માલવાહક ૨૪ વિમાનો આપવાનાં છે અને ભારતમાં શસ્ત્ર સરંજામ ઉત્પાદનમાંય સહકાર આપવાના છે. આટલું પહેલાં નક્કી થયુ હતુ તેથી મી. મેકનામારા કે પ્રે કેનેડી કોઈ નક્કર વચનો આપવા આગળ વધ્યા નથી ભારતની જરૂરિયાત સબંધમાં તેમની ખાત્રી કરાવી શકાઈ એમ કહેવાય છે, પણ ૧૫૦ કરોડ ડોલરનાં શસ્ત્રો આપવા અમેરિકા તૈયાર હોય એમ સ્પષ્ટપણે કહેવાયું નથી બીનશરતી મદદનું વચન અપાયું હોય એ બનવા જોગ છે 'જરૂર પડતા બધી મદદ કરશું' એમ કહેવાથી ડોલરમાં કેટલી મદદ અપાશે એ વિષે જીભ કચરી હોવાનું કહેવાય નહિ શુભેચ્છા અલબત છે જ અને શ્રી. ટી. ટી કે પાસેથી બધી વિગતો અને પ્રતીતિજનક દલીલો સાંભળીને એમણે પોતાના માનસિક પૂર્વગ્રહો કે આગ્રહોમાં ફેરફાર કરવાની જરૂર પણ કદાચ જોઈ હોય. પણ આટલામાં આપણને બધું મળી ગયુ 'અને હવે ચીના જખ મારે છે' એવા સંતોષમાં રહેવાય નહિ. જો ખરેખર ચીની આક્રમણ થોડાં અઠવાડિયાંમાં આવી પડે તો આપણા સામનાની તૈયારી કેટલી છે એ મહત્ત્વનો પ્રશ્ન છે, અને એ આપણી કસોટી છે. અમેરિકા અને બ્રિટન તેમજ રાષ્ટ્રસમૂહના દેશો સાથે મળીને જે સહાય કરવાના છે એથી વિશેષ હજી કંઇ ચોક્કસ વચન નથી મળ્યુ જૂનમાં રાષ્ટ્રપતિ જાય ત્યારે કંઈ જાહેરાત થાય તો થાય, બાકી ભારતે પોતાની તૈયારી તો બરાબર રાખવી જ જોઈશે. સાવધાન રહીને સરહદો પર બરાબર નજર રાખવી પડશે. હવે પીછેહઠ કરવી જ ન પડે એ રીતે વ્યૂહ ગોઠવાયેલો રહે અને ભારતની ઝૂઝવાની તમન્ના દુનિયાને દેખાય તો મદદ આવ્યા વિના રહેવાની નથી

( સંદેશ ૨૬-૫-૬૩ )

## 'કવિલોક' યોજિત કાવ્યસત્ર

[ ૧, ૨, ૩, જુન : અંધેરી ]

ગયે વર્ષે અમદાવાદની બુધ કાવ્યસભાએ 'કાવ્યસત્ર' યોજ્યા પછી એ રીતે વર્ષમાં એક વાર કવિઓ મળે ને ચર્ચાવિચારણા કરે એ હેતુથી મુંબઈની 'કવિલોક' સંસ્થાએ ગઈ તા. પહેલી, બીજી, ત્રીજી જુને અંધેરી ખાતે એક કાવ્યસત્ર યોજ્યું હતું, જેમાં ગુજરાતભરના જૂના અને નવા, લબ્ધપ્રતિષ્ઠ તથા નવોદિત કવિઓએ મોટી સંખ્યામાં ભાગ લઈ વિવિધ વિષયો પર ચર્ચા કરી હતી એ પ્રસંગે કાવ્યવાચનના કાર્યક્રમો પણ યોજાયા હતા આ કાવ્યસત્રનો અહેવાલ ગુજરાતમિત્ર ( સુરત )ના 'અક્ષરની આરાધના'માંથી ઉદ્ધૃત કર્યો છે

અપેક્ષા પ્રમાણે ઘણી સારી સંખ્યામાં કવિઓએ ભાગ લીધો હતો. મુંબઈ, અમદાવાદ, વડોદરા, સુરત, સૌરાષ્ટ્ર અને છેક કલકત્તા જેવા દૂરના સ્થળેથી પણ કવિઓ આવ્યા હતા શ્રી ઉમાશંકર, સુન્દરમ, શ્રી નિરંજન ભગત, શ્રી બાલમુકુંદ, શ્રી સુંદરજી બેટાઈ તથા શ્રી માણેક, આ બધા કવિઓની ઉપસ્થિતિ તત્ત્વચર્ચાની દૃષ્ટિએ કંઈક વધી હોત.

કાવ્યસત્રમાં 'અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા,' 'કાવ્ય વિવેચનની સમસ્યાઓ,' 'અછાંદસ રચનાઓ,' અને 'શુદ્ધ કવિતાની વિભાવના' આ વિષયોની ચર્ચા થઈ. ચર્ચાનું ધોરણ કંઈક નીચું રહ્યું હતું. હરિવલ્લભ ભાયાણી, રઘુવીર ચૌધરી, જયન્ત પાઠક, જ્યોતીન્દ્ર દવે, પ્રો મનસુખલાલ ઝવેરી તથા વિનોદ અધ્વર્યુની ચર્ચા મહદંશે વિષયને અનુલક્ષીને રહી હતી

### અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા

કાવ્યસત્રના પ્રથમ દિવસે 'અદ્યતન કવિતામાં અલંકારના વિનિયોગની ભૂમિકા" એ વિષે ચર્ચા થઈ.

ચર્ચાનો આરંભ કરતાં શ્રી રામપ્રસાદ બક્ષીએ અર્વાચીન કવિતાના નવા પ્રવાહનો નિર્દેશ કરીને કહ્યું હતું કે નવા કવિઓ સાધારણ રીતે પદ્યસ્વરૂપનો સ્વીકાર કરતા નથી તેમની કવિતામાં ચમત્કૃતિનું એવું કંઈક તત્ત્વ છે જે આપણને ચમકાવી મૂકે છે અને આપણું લક્ષ્ય કેન્દ્રિત કરે છે શબ્દની અર્થસામર્થ્યની મર્યાદામાંથી અલંકારની ઉત્પત્તિ થાય છે અને અલંકારનું કર્તવ્ય અર્થને સમૃદ્ધ કરવાનું છે એમ કહીને શ્રી રામપ્રસાદ બક્ષીએ જણાવ્યું કે અત્યારની કવિતામાં અલંકારો ઘણુંખરું અનપેક્ષિત અણધાર્યા અને દુરારૂઢ હોય છે. એનાથી કવિનું માનસચિત્ર સ્પષ્ટ નથી થતું. અત્યારની કવિતામાં કવિપક્ષે બે અનુભવોનું સાહચર્ય વર્તાય છે અને અલંકારમાં દુર્બોધતા અનુભવાય છે નવી પ્રતીક યોજના હોવા છતાં ક્યારેક જૂનાં પ્રતીક પણ આવ્યા વિના રહેતાં નથી. આજની કવિતામાં અપ્રસ્તુતમાંથી પ્રસ્તુતની વ્યંજના થવી મુશ્કેલ નથી પરંતુ તોય ઘણી વાર તે આવાહનકારી નીવડે છે અલંકાર સંપ્રદાય, વક્રોક્તિ સંપ્રદાય, વ્યંજના સંપ્રદાય અને રસ સંપ્રદાય, એ તિરોધાનનો વ્યાપાર છે પણ એમાં જીવનની વાસ્તવિક અનુભૂતિનો પડઘો નથી ઊઠતો અને કાલ્પનિક અનુભૂતિનો પડઘો સંભળાય છે ત્યારે નવી કવિતાની મર્યાદા પણ વરતાય છે. આજનો કવિ 'ઓબ્સ્ક્યોરિટી'નું શસ્ત્ર વાપરવા જાય છે પરન્તુ તેમાં તેને અપેક્ષિત સફળતા મળતી નથી.

my tear " આ લીરકાની પંક્તિ જુઓ અને સુન્દરમ્‌ની પંક્તિ "તને મે પ્રખર સહરાની તરસથી." આવી પંક્તિ તો બીડીવાળનારો એક મુસ્લિમ પણ પોતાના ભાવની અભિવ્યક્તિ અર્થે ઉચ્ચારી શકે કવિ પોતાના પરીવમાં વાચકને પૂરી દે તે યોગ્ય નથી. કવિ ફિલસૂફ થાય તેથી તે કવિ મટી જતો નથી. પણ એણે જીવનદર્શનમા મૌલિકતા જાળવવાનું ઘણું અઘરુ છે ચિંતન પણ કવિતાની કાચી ધાતુ છે.

## કવિ અનાસક્તિ કેળવે

પ્રો. સુરેશે વધુમાં કહ્યું હતું કે આજની કવિતા વાંચીને કવિ બધું કુત્સિત જ જુએ છે, રમણીયતાની અને સૌન્દર્યની ભક્તિ સૂકાયો છે એમ કહેવાનો અર્થ નથી. રમણીયતા એ "એસ્થેટિક કોન્ટેમ્પ્લેશન" છે કવિ વાસ્તવિકતાની કાચી સામગ્રી કે ચિંતનની કચી ધાતુને પોતાની ચેતનાની સાથે સંપૃક્ત કરે છે. તેમાંથી રસનિષ્પત્તિ થાય છે પણ એમ કરતાં એણે પોતાની જાતને પાછી ખેંચી લેવી ઘટે અર્થાત્ એણે અનાસક્તિ કેળવવાની છે. કવિતાનુ સ્વતંત્ર બ્રહ્માંડ છે અને એ પંક્તિના પાયા પર પણ આકાશ જેવી વ્યાપકતા ધરાવતું બ્રહ્માંડ ટકી શકે છે. કવિતા રચાયા પછી કવિ સામાન્ય વાચક જેવો જ બની રહે છે, એણે બનતું જોઈએ એ અનાસક્તિ નહીં રાખે અને પોતાની વ્યક્તિતાનું અનુચિત આક્રમણ કરશે તો કવિતા કવિતા નહીં બને. કાવ્યનું સત્ય કવિ Objective બની રહે તો જ સધાશે. કવિતાના વિષય માટે કશું જ તુચ્છ નથી. કોઈ પણ વસ્તુ કવિતાનો વિષય બની શકે. તણખલું પણ કાવ્યની ઇમારતને ટેકવી શકે છે

## કાળ એ જ સાચો વિવેચક

પ્રો. મનસુખલાલ ઝવેરીએ કહ્યું : કવિતાનું મૂલ્યાંકન કવિતાની રીતે જ થવું જોઈએ કવિતાનું સાચું વિવેચન કાળ જ કરી શકે છે. સમકાલીન સાહિત્યનું વિવેચન તત્કાળ પૂરતું પ્રતીતિકર બને અને કાળ જતાં તે ખોટું નીવડે એમ પણ બને એટલે સમકાલીન કાવ્ય સાહિત્યથી રુચિનિર્માણ થાય તે ઇષ્ટ નથી. વાચકે પોતાનો સંબંધ કાલાતીત કૃતિઓ સાથે જ બાંધવો જોઈએ શુદ્ધ કાવ્યતત્ત્વને કારણે ટકી રહેલી કૃતિઓથી જ રુચિ ઘડવી જોઈએ.

કાવ્યવિવેચનની સમસ્યાની વાત કરતાં સૌથી મોટી સમસ્યા કાવ્ય પોતે જ નીવડે છે. કાવ્યની વિવેચના કરતાં એમાં ચિરંજીવી સૌંદર્યના અંશો ખરેખર કેટલા છે, એમાં શુદ્ધ કવિતા કેટલી છે, એ ખોખર કવિતા છે કે માયારૂપ સુવર્ણમૃગ છે તે પૂર્ણપણે ચકાસ્યા વિના કેવળ મુગ્ધ બની જઈને કાવ્ય ઉત્તમ કહી નાખવું એનો કશો અર્થ નથી

પ્રો. ચંદ્રકાન્ત મહેતાએ કહ્યું હતું : કાવ્યસાહિત્યના વિવેચનમાં પૂર્વગ્રહરહિતતા હોવી જોઈએ, તે બહુ ઓછી જણાય છે પરિણામે કવિતાનું શુદ્ધ પ્રામાણિક અને મૂલ્યાંકનોમાં શ્રદ્ધા જન્માવતું વિવેચન મળતું નથી. વિષ્ણુસ જેવા વિવેચક પણ ખબરદાર અને લલિતની કવિતાને ઉત્તમ કહે ત્યારે પ્રશ્ન થાય છે કે આ વિવેચક પાસે કવિતાનાં સાચાં મૂલ્યો છે ખરાં? કવિ અને વિવેચક વચ્ચે થોડીક તડજોડ થતાં અહો રૂપમ્ અહો-ધ્વનિ જેવી સ્થિતિ ઉદ્ભવે છે પ્રો. ચન્દ્રકાન્ત શુક્લે કહ્યું : આજે કાવ્યવિવેચનની મોટામાં મોટી સમસ્યા હોય તો તે પ્રોફેસરો છે. તેમણે વિવેચનને વ્યવસાય કરી મૂક્યું છે

શ્રી લાભશંકર રાવળે કહ્યું : મને વિવેચન પ્રવૃત્તિ ઇષ્ટ લાગતી નથી કવિતાની સાથે સીધો સબંધ કવિને છે. કવિ પોતાની લાગણી વ્યક્ત કરે છે અને એની સાથે સંકળાયેલું વિશ્વ પ્રગટ કરે છે કવિ અંતરથ છે. એ જો કશું બોલી શકતો નથી તો વિવેચક જે તટસ્થ છે તે શું કહી શકે?

## પૂરતા અભ્યાસની ખામી

શ્રી વિનોદ અધ્વર્યુએ કહ્યું હતું ' આજે કવિતાનો થવો જોઈએ તેવો અભ્યાસ ઓછો થાય છે. પરિણામે કવિતાની, શુદ્ધ કવિતાની, સ્પષ્ટ વિભાવના પ્રગટ થતી નથી એટલે કવિતાના જે સિદ્ધાન્તોનો વિવેચનમાં વિનિયોગ થવો જોઈએ તે થતો નથી. આજની કવિતામાં જે ટેકનિક છે તે ટેકનિકને પૂર્વ-ગ્રહથી મુક્ત રીતે જોવામાં આવે તે જરૂરનું છે એ

ટેકનિક તે કવિતાની વિભાવનામાં થતા ફેરફારનું સૂચન છે એ સાચું છે કે અર્વાચીન કવિતા પ્રજા પાસે પહોંચી શકતી નથી. પણ શા માટે નથી પહોંચતી તે વિવેચકે તપાસવું જોઈએ.

## કવિતાનું મૂલ્ય

- ચર્ચાનો ઉપસંહાર કરતાં શ્રી. ગુલાબદાસ બ્રોકરે કહ્યું : કવિતાનું મૂલ્ય શેમાં રહ્યું છે? એ આનંદ આપે છે, રસાસ્વાદ કરાવે છે એ બધું તો ખરું પણ એ આનંદ અને રસાસ્વાદ પાછળ તત્ત્વરૂપે શુદ્ધ કાવ્યત્વ રહ્યું છે નવલકથા કે વાર્તાનો વિચાર કરીએ છીએ પણ કાવ્યની વિવેચના પ્રગતિના ધોરણે નથી થઈ શકતી. નવલકથા અને વાર્તાનું વિવેચન અને કવિતાનું વિવેચન બન્નેમાં પદ્ધતિભેદ જ નથી પણ તત્ત્વભેદ છે કારણ, નવલકથાનો આકાર જુદો છે, કવિતાનો આકાર જુદો છે. પણ માત્ર આકારભેદ નથી બન્નેના પ્રેરક બળ જુદાં છે બન્નેમાં જે દ્રવ્ય વપરાય છે તે પણ જુદાં છે. આજની કવિતામાં કવિ વાસ્તવિકતાને અવગણે છે. પણ તેમાં કલાની દૃષ્ટિએ વાસ્તવિકતાનું વિશીનીકરણ થતું જોઈએ તે થતું નથી વાસ્તવિકતાનું વિશીનીકરણ થાય અને છતાં Reality રહે એ શી રીતે બને એ કાવ્યવિવેચનની મોટી સમસ્યા છે



## અછાંદસ કવિતા

બીજે દિવસે બપોરે ચર્ચાનો વિષય હતો "અછાંદસ કવિતા." એ ચર્ચાનું સંચાલન પ્રા મનસુખલાલ ઝવેરીએ કર્યું હતું આ ચર્ચા પ્રો. હરિવલ્લભ ભાયાણી અને શ્રી રઘુવીર ચૌધરીની સ્પષ્ટ અને શાસ્ત્રીય વિચારણાથી તત્ત્વસમૃદ્ધ બની હતી.

પ્રો ભાયાણીએ પોતાનો તૈયાર નિબંધ વાંચ્યો હતો. તેમણે છાંદસ અને અછાંદસ વચ્ચેનો અર્થભેદ સ્પષ્ટ કરીને કહ્યું હતું કે : "વાણીનાં જુદાં જુદાં સ્વરૂપોનું છંદ એ જ એકમાત્ર ભેદક તત્ત્વ નથી. અમુક વર્ણએકમોની નિયત ગોઠવણીથી થયેલું માપ તે છંદ. આવા માપમાં ઢળેલી વાણી તે છાંદસ વાણી એવા માપ વિનાની વાણી તે અછાંદસ વાણી. પણ બધી અછાંદસ વાણી એક જ કોટિની નથી. અછાંદસ વાણીની ભિન્નભિન્ન કોટિઓનું ભેદક તત્ત્વ તે લય છે. છંદમાં પણ છેવટે તો 'લય' જ અનુસ્યૂત છે 'લય' શબ્દ મૂળે તો સંગીતની પરિભાષામાંથી લીધેલો છે અને તાલ કે સૂરની ગતિના વેગનો તે વાચક છે એ રીતે 'લય' અંગ્રેજી શબ્દ 'ટેમ્પો'નો સમાનાર્થ છે. અને આવર્તન એ લયનું પાયાનું તત્ત્વ છે અમુક એકમોની આનુપૂર્વીના બનેલા ઘટકોનું આવર્તન તે લય. આવર્તનનો એક ધર્મ આકાંક્ષા જન્માવવાનો છે ગુલનારીમાં થોડાક લઘુગુરુનાં આવર્તન સાંભળી તેના લયનો સંસ્કાર પડ્યો એટલે તેનું આગળ પઠન સાંભળનારના ચિત્તમાં લઘુ પછી ગુરુની આકાંક્ષા ઊભી થવાની જ છંદોરચનામાં આવર્તન નિયમિત, દૃઢ અને સુસ્પષ્ટ હોય છે

## છાંદસ અને અછાંદસ વચ્ચે ભેદ

લયના વિષયમાં અછાંદસ અને છાંદસ રચનાઓ વચ્ચે ફેર એ છે કે છંદસ રચનાઓમાં વર્ણગત લય નિયમિત હોય છે. અછાંદસ રચનાઓમાં તે નિયમિત નથી હોતો તેમાંથી સાકાંક્ષ આવર્તનની કશી સુરેખ ભાત નથી ઊપસતી. પણ તેનો અર્થ એવો નથી કે અછાંદસ રચનાઓમાં કોઈ લય જ ન હોય. વર્ણગત લય એ પ્રમુખ પ્રકાર અને અત્યંત સમર્થ પ્રકાર છે એ સાચું પણ વર્ણ સિવાયનાં અન્ય તત્ત્વોનાં બનેલાં એકમો કે ઘટકોનાં આવર્તનથી પણ છાંદસ તેમજ અછાંદસ રચનાઓમાં લય સધાતો હોય છે

કવિ છંદ, અલંકાર વગેરેને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવા સાધન તરીકે ઉપયોગમાં લેતો હોય છે. શબ્દ ને અર્થના લય, તથા અન્ય રચનાવિશેષો સ્વયં કાવ્યનિરપેક્ષ રહીને પણ સુંદર ને આસ્વાદ્ય છે જ, પણ તેમની ખરી સાર્થકતા અને તેમની ચમત્કૃતિ કે વૈચિત્ર્યનું સફળ સ્વરૂપ ભાવસંવેદનને સાકાર કરવામાં જ સિદ્ધ થાય છે.

અછાંદસ કવિતા છંદનો લય જતો કરે છે તેથી તે આખું ગદ્ય રૂપ જ બની જાય છે એવું નથી. બીજા સૂક્ષ્મ લયોનો સાર્થ ઉપયોગ કરતા ગદ્ય વિશેષને પણ પણ કવિ અનેક વિશિષ્ટ શબ્દરચનાઓવાળા એક સાધન

તરીકે કામમાં લઈ શકે શરત એટલી કે સૂક્ષ્મ લયોની તેને અભિજ્ઞતા હોવી જોઈએ

### કવિ છંદને જતો કેમ કરે છે?

આની સાથોસાથ પ્રશ્ન એ ઊઠે છે કે છંદ જેવા દૃઢ લયવાળા, સંકુલતા, સૂક્ષ્મતા ને વૈવિધ્યનું અખૂટ સામર્થ્ય ધરાવતા સાધનને અછાંદસ કાવ્યકાર જતું શા માટે કરે છે? કયું વિશિષ્ટ પ્રયોજન સાધવા તે આવી કઠોર અગવડ સ્વેચ્છાએ વહેવા તૈયાર થાય છે!

આધુનિક ગુજરાતી કવિતાના નૂતન વલણ પૂરતી જ પ્રસ્તુત રહીને આની વિચારણા કરીએ. છંદના ઉપયોગની વાત કરીએ તો એક પણ અક્ષરને આડોઅવળો ચસકવા ન દે એવું અને યંત્રઉતાર પંક્તિઓવાળું અક્ષરગણવૃત્તોનું પોલાદી ચોકઠું ક્રમેક્રમે તૂટતું ગયું છે. યતિ અને ચરણ તૂટ્યાં, યથેચ્છ નમનીયતા ને પ્રવાહિતા પૂરી પાડતા પરંપરિત રૂપો પ્રચારમાં આવ્યાં, નિયમિત લયનો વહેમ જ જાગતો રાખતો ચતુષ્કલ છંદ પ્રયોજાવા લાગ્યો અને છેવટે એ વિકાસ છંદોમુક્ત રચના સુધી પહોંચ્યો.

ભાષા, અલંકાર વગેરે અન્ય સાધનો કે ઘટક તત્ત્વોના વિનિયોગમાં પણ થયેલું આવું ઉત્તરોત્તર પરિવર્તન ઉત્કટ રૂપે પ્રતીત થાય છે અને અભિવ્યક્તિનાં સાધન અને અભિવ્યક્તિની રીતિ બદલાતાં ગયાં છે, બદલાઈ રહ્યાં છે. ગત મહાયુદ્ધ પછીથી આપણી આંતરબાહ્ય પરિસ્થિતિ અભૂતપૂર્વ ઝંઝાવાત અનુભવી રહી છે શતાબ્દી જૂનાં મૂલ્યો, માન્યતાઓ ને આસ્થાઓ છિન્નવિચ્છિન્ન થતાં લાગે છે. માનવીનું બાહ્ય વિશ્વ, તેના ચિત્તના ઊંડા સ્તરો, સ્ત્રી-પુરુષસંબંધના, કૌટુંબિક સંબંધના અને સામાજિક સંબંધના સંદર્ભમાં વ્યક્ત થતું માનવીનું સ્વરૂપ —આ સૌને લગતી અનેક ક્રાંતિકારી વિચારણાઓ અને અનુભવોએ ભયંકર તુમુલ મચાવી દીધું છે. આને પરિણામે આપણું સમગ્ર વૈચારિક તંત્ર અને ભાવતંત્ર તેનાં દૃઢ અને સ્થાયી આલંબનો ગુમાવતું જાય છે, આપણા આચાર-વિચાર માટેના આધારસ્તંભો તૂટતા કે ડગમગતા વરતાય છે. અર્વાચીન યંત્રવાદી નગરસંસ્કૃતિની વિકટતા, ભીંસ ને ગૂંગળામણો, વ્યક્તિનું એકાકીપણું, આંતરિક્તતા ને નિરાંખતા, તથા પરંપરા ને આધુનિક વિચારસરણીઓની અથડામણથી ઊપજેલાં માનસિક સંઘર્ષો, વિરોધો ને અસમધારણતા – આ બધાને કારણે જિવાતા જીવનનાં પોત અને ભાત અત્યંત ઝડપથી પલટાતાં જાય છે. સંવેદનશીલ માનસ આનો આઘાત વિશેષ ઉત્કટતાથી ઝીલે. આગળની ભાવનારંગી, આદર્શવાદી દૃષ્ટિને આધુનિક વ્યક્તિની ચેતનાના સ્ફુરણને અને તેના સ્વરૂપમાં રહેલી તેજસ-અંધારની અકળ મેળવણીને પરખવા મથતી વાસ્તવ દૃષ્ટિને માટે પણ જગા કરી આપવાની રહી જ. કલાસ્વરૂપે આવી સંવેદના પ્રકટ થવા મથે ત્યારે તેને પુરોગામી વિચારવલણો ને ભાવવલણોના સંસ્કારને સાહચર્યવાળાં અભિવ્યક્ત સાધનો હમેશાં કાર્યક્ષમ ન લાગે ને પરિણામે જુદા કે પરિવર્તિત આકાર, પ્રકાર, વાણી ને સૂરને તે યોજે એ સમજી શકાય છે અને આ વલણ કેવળ કવિતામાં જ નહિ, પણ વધતું ઓછું અને વહેલુંમોડું સાહિત્ય ને કલાનાં સર્વ સ્વરૂપોમાં વ્યક્ત થાય તેમાં કશું આશ્ચર્ય નથી. અછાંદસ કવિતા માત્ર છંદના ઉપયોગ પૂરતી જ નહીં, પણ તેની પદાવલિ, અલંકાર યોજના વગેરેમાં ટૂંકમાં અભિવ્યક્તિની આખી રીતિમાં પૂર્વ પરંપરાથી ફંટાવા કેમ મથે છે તે આ દૃષ્ટિએ જ સમજી શકાય.

### કાવ્યલેખે સિદ્ધિ કેટલી?

આ વલણ વ્યક્ત કરતી અત્યારની રચનાઓની સમગ્રપણે કાવ્ય લેખે કેટલી સફળતા કે સિદ્ધિ માની શકાય?

અછાંદસ રચનાઓમાં (તેમ જ કેટલીક આધુનિક પરંપરિત રચનાઓમાં) એક તરફ છે લાઘવ અને તેના પરિણામરૂપ અર્થ કે ભાવનું ઘટ્ટપણું, અભિવ્યક્તિની પ્રગલ્ભતા ને પ્રત્યગ્રતા, તથા વાસ્તવિક ભાવજીવનનો સંસ્પર્શ છે, તો સામી તરફ છે ગદ્યાળુ પ્રસ્તાર, વૈદગ્ધ્ય, વિલક્ષણતાનો મોહ અને એક અખંડ પદાર્થને બદલે ખંડ ખંડરૂપ વિચ્છિન્ન પ્રતીતિ. તેમની વાણી ને અલંકારની છટાઓમાં ઓજસ અને તાજગી છે (જોકે આ છટાઓ ઠીક ઠીક અંશે લઢણ બનવા માંડી છે) ને ઓચિંતો આઘાત આપી તે

દ્વારા નિરાવરણ ને તીવ્રતમ રૂપમાં યથાર્થ 'ભાવ'નુભૂતિ નિષ્પન્ન કરવાનું લક્ષ્ય હોય છે સાથે અનેકવાર તેનો આસ્વાદ પ્રધાનપણે માત્ર બૌદ્ધિક સ્તરને જ સ્પર્શી શકે છે. પ્રહેલિકની દુર્ગમતા તેનું સાધ્ય બનવા જાય છે અને 'છંદના દૃઢ બંધનો ત્યાગ એક પ્રકારની અકિંચનતામાં પરિણમે છે અર્થનું તિરોધાન સાધતા જતાં તેનો તિરસ્કાર જ પરિણમે તો તે અવશ્ય વિઘાતક નીવડે. અભિવ્યક્તિના સાધનોની અનંતવિધ શક્યતાઓ ને સૂક્ષ્મતાઓ હસ્તગત કરવા સતત પ્રયત્નો કવિ જ તે તે માનસ વેદનને તેની બધી સંકુલ અને તરલસૂક્ષ્મ છાયાછટાઓ સાથે આવિષ્કૃત કરી શકે તે જેમ ગતાનુગતિક ન જ બને તેમ તેને પૂર્વગ્રહ કે અભિનિવેશને કારણે આભડછેટનો ભોગ થવું પણ ન જ પરવડે.

આપણી અછાંદસ રચનાઓ એક નવીન દિશાના આવિષ્કારનો સંકેત છે એ સાચું છે તેમ એ પણ સાચું છે કે તેનાં ભયસ્થાનોથી સાવધાન રહ્યા વિના નહીં ચાલે."

## છંદનાં બંધનોનો ઇનકાર

શ્રી રઘુવીર ચૌધરીએ પોતાનો અભ્યાસપૂર્ણ નિબંધ વાંચતાં કવિના માટે છંદ અનિવાર્ય હોવાનું જણાવીને કહ્યું હતું : "આજની અછાંદસ રચનાઓમાં છંદનાં બધાં બંધનોનો ઇનકાર દેખાય છે કવિ પોતાની રચના વાંચે છે ત્યારે એક ઢાળમાં એ વાંચી શકે છે પણ એ ઢાળ એના સ્વરનો હોય છે, કવિતાનો આંતર્લય સ્પષ્ટ નથી થતો જાણે કે કવિને લયની પડી નથી. એણે અહીં એક લાભ જોયો હશે છંદ પર પ્રભુત્વ ન હોય તો સર્જનપ્રક્રિયા વખતે બંધનોના કડક પહેરા નીચે ચાલવાનું હોઈ કેટલાક શબ્દો નાછૂટકે પડી રહે છે અને પોતાનો અર્થ વ્યક્ત કરવા માટે બીજા શબ્દને મોકલે છે ત્યાં કવિને ઉદ્દિષ્ટ અર્થને અન્યાય થાય છે બીજી બાજુ નિયંત્રણમુક્ત મળતા બોગસ સભ્યોની જેમ શબ્દો ઘૂસી આવે છે. કવિતાનો સ્વર શિથિલ થઈ જાય છે. વેરાઈ જાય છે. સઘન રહેતો નથી. આજના ઘણા અછાંદસકારોની રચનાઓ આ નિયમને અનુસરે છે. 'અભિવ્યક્તિનો સંયમ કેળવવાનું' કર્તવ્ય સમકાલીનોએ સ્વીકારવા જેવું છે

તેમણે વધુમાં કહ્યું હતું : અછાંદસ રચનાઓની અન્ય વિશેષતાઓમાં ભાવચિત્રોની અનિશ્ચયતાએ ધ્યાન ખેંચ્યું છે 'ઇમેજ'નું ઉત્પાદન આટલા મોટા પાયા પર પહેલાં ન હતું. ચિત્રો નવીન હોય છે, એમના રંગોમાં વૈવિધ્ય હોય છે. પણ વિષયનાં એકવિધતા જણાય છે. મોટે ભાગે અંતર્મનના જુદા જુદા પોઝ હોય છે કદાચ કહેવામાં આ લોકો માનતા નથી, રચવામાં માને છે, તેથી ઉપરથી બબરાક-વાચાળ લાગતા આ કવિઓમાં વિચારોનું સંગીન સભળાતું નથી. રંગીન વાદળાં દેખાય છે એમનાં મન કલ્પનાઓ લડાવવાનો અખાડો બની ગયાં છે અને જે સૌંદર્યની આરાધનામાં આ કવિઓ મશગૂલ બન્યા છે તે જીવનની યાદ અપાવવા સમર્થ નથી

## દૃષ્ટિ વિના જોવાનો પ્રયત્ન

આ કવિઓ પોતાના ખડિયેર જેવા કલ્પિત અસ્તિત્વને, અલગ અલગ કોણ ઉપર ઊભા રહીને, દૃષ્ટિ વિના જોવા પ્રયત્ન કરે છે બધા જ ખંડિત વ્યક્તિત્વની વાત કરે છે. છિન્નભિન્નતાની વાત તો આપણે ત્યાં વહેલી થઈ ગઈ. કથ્યની દૃષ્ટિએ આ કવિઓમાં નવું શું ? કુત્સિત જગતનું નિરૂપણ ? કેટલાક શબ્દોને કવિતામાં પ્રવેશવાની પરવાનગી આ કવિઓ આપી ખવાયેલાં શબ, અસ્થિપિંજર એ, ધિક્કાર, કીડા, તીવ્ર દુર્ગંધ, કાગડા કાંટા, સંનદ્ધાર, વંધ્યત્વ, નપુંસકતા, ઉકરડા વગેરે શબ્દોને આ કવિઓ લાડ લડાવે છે. ઈશ્વર અને સૂર્યના પ્રસિદ્ધ પ્રતીકાર્થનો વિપર્યય યોજવાનો આ કવિઓને શોખ છે.

ક્ષુદ્ર પદાર્થોને કાવ્યના આધારરૂપે સ્વીકારવાનું ત્રીસીના કવિઓએ શરૂ કર્યું હતું. ત્યાં ક્ષુદ્રતા તરફ સહિષ્ણુતાનો ભાવ હતો. અહીં આલેખાતું કુત્સિત જગત કવિઓની કુંઠિત મનોવૃત્તિઓનું પ્રતિબિંબ છે. કવિતામાં બ્રહદ્ પ્રતીકો અને નવાં નવાં મિથ્યુએશન્સનું સર્જન એ પણ આજના કવિનું પ્રદાન છે માનવજાતિની જીર્ણ દેખાતી ઇમારતના કેટલાક અજાણ્યા ખૂણાઓમાં સત્તર બંધ ગહેન ભોંયરાઓમાં વિશ્રામ કરવાની એમની બેફિકર રીતભાત મોહક હોય છે અહીં પ્રણય એટલે સ્થૂળ શરીર સંબંધ અને વિપ્રલંભ એટલે અતૃપ્ત જાતીય વૃત્તિઓ, પ્રતીક રચનાના સહારે

બની શકે એટલા નાવીન્ય સાથે આવે છે કોઈ વાર રુગ્ણ શબ્દ પ્રયોગો નીડરતાપૂર્વક વપરાય છે ત્યાં "અગ્રજા પરમો ધર્મ" એ સિવાય બીજુ લક્ષ્ય દેખાતુ નથી આ અષ્ટાદસ રચનાઓમાંથી નીપજતી નવીનતા ફક્ત વૈચિત્ર્યવૃત્તિને પોષે છે કે તે આધુનિકતાનો પર્યાય બની શકે તેમ છે? પોતાના જમાનાને આ કવિઓ સમજે છે? યુગચેતનાનાં સ્પંદન ઝીલવામાં સ્વાતંત્ર્યોત્તર કવિઓમાં ઉમાશંકર પછી પ્રિયકાન્ત ઠીક સફળ થતા લાગે છે. આ અષ્ટાદસકારોમાં યુગબોધ ગ્રહણ કરવાનું સામર્થ્ય નથી અથવા એમણે કવિતાને સમષ્ટિના સંદર્ભથી નિખૂટી પાડી છે પોતાના યુગની વાસ્તવિકતાથી વાકેફ થયા વિના આધુનિકતાનો તાગ નહીં મળે

શ્રી રઘુવીરે શ્રી જોશીની અષ્ટાદસ રચનાઓમાં અભિવ્યક્ત થતા તેમના વ્યક્તિત્વના સબળ–નિર્બળ અંશોની કંઈક ઝીણવટથી વાત કર્યા પછી કહ્યું હતું કે · સુરેશ જોશીની કવિતા અસ્પષ્ટ નથી. એમના ભાવજગત પર અહમ્‌નું આધિપત્ય છે. બૃહત્તર વિશ્વ સાથે એમના અહમ્‌નું વિલયન સધાયુ નથી તેઓ 'મેજર પોએટ'ની ક્ષમતા હજી બતાવી શક્યા નથી.

## નવું પ્રસ્થાન

શ્રી. ગજેન્દ્ર શાહે કહ્યું કે અષ્ટાદસ રચના એ એક નવુ પ્રસ્થાન છે કવિને લાગે કે પોતાનુ કથયિતવ્ય છંદોબદ્ધ રચનામાં ઊતરી શકે એમ નથી ત્યારે તેને નવા છંદો, નવી અભિવ્યક્તિની રીતિ વગેરે નિપજાવવાં પડે છે. કેશવ હર્ષદ ધ્રુવે વનવેલી જેવા આવર્તનશીલ છંદની શક્તિ પિછાની હતી. એની શક્યતાઓ તેઓ સમજતા હતા ઉમાશંકર અને બાલમુકુંદની કવિતા પણ નવી છટા અને નવી ચાલ લઈ ને આવી છે અષ્ટાદસ રચના એ કોઈ તોફાની મગજની ક્રિયા નથી. અષ્ટાદસ રચનામાં વર્તાતી અનિયમિત ગતિનું પણ લાવણ્ય હોય છે છંદની મર્યાદામાંથી છૂટીને, અપૂર્વ લાવણ્ય પ્રગટાવવા માટે અષ્ટાદસ રચનાઓ આવી છે અને પ્રતિભાસપન્ન કવિ તેનુ લાવણ્ય અષ્ટાદસ રચનામાં પ્રગટાવી શકે છે. અષ્ટાદસ રચના એ કવિતા પ્રત્યેની નિષ્ઠાની એક પરીણતિ છે.

શ્રી ગુલામ મોહમ્મદ શેખે જણાવ્યું હતું: કવિ તરીકેના મારા અનુભવ પરથી હું કહું છું કે મારી કલ્પનાનુ આયોજન હુ છંદોમાં કરવાને અસમર્થ છુ. એને જુદી જ રીતે પ્રયોજ્યા વગર ચાલે એમ નથી એમ પ્રતીત થતાં હુ અષ્ટાદસ રચના કરવા પ્રવૃત્ત થઉં છુ. કવિને છંદ આવડતો નથી માટે એ અષ્ટાદસ રચના કરે છે એવુ માનવાની જરૂર નથી.

## લયને નવેસરથી શોધવાનું રહસ્ય

પ્રો. સુરેશ જોશીએ કહ્યુ હતું: અષ્ટાદસ રચના એ લયને નવેસરથી શોધવાનું સાહસ છે. કવિ કેટલીક વાર છંદને જાણી જોઈને પડતો મૂકે છે એ જે કંઈક શોધવા માગે છે તે કારણે પરંપરાગત સગવડ એ જતી કરે છે. સૃષ્ટિના પ્રારંભમાં સ્થળ ન હતું, સ્થળ સિદ્ધ થયુ ન હતુ. આજે કવિતામાં પણ સ્થળ સિદ્ધ થયુ નથી જળની તરલતા ગઈ છે. જળમાંથી સ્થળની સંક્રાન્તિ થતાં નવો જ લય શોધાય છે. એ એક ગંભીર પ્રક્રિયા છે. કવિને મન વિષયનુ ઝાઝું મહત્ત્વ નથી. કવિ લયના સંકેતને વિસ્તારે છે. કાલિદાસ શાકુન્તલના પહેલા અંકમાં ભ્રમર લાવે છે. એ ભ્રમર શકુન્તલાને પજવે છે. પણ એનો એટલો જ ઘટિતાર્થ છે? એ ભ્રમર દુષ્યન્તની ભ્રમરવૃત્તિનુ પણ પ્રતીક છે. અષ્ટાદસ રચના એ પહેલા અંકની શકુન્તલા જેવી છે

પ્રો જયન્ત પાઠકે કહ્યુ હતુ કવિ પાસે તેનો 'ઇનર ઇઅર,' આન્તરની શ્રવણશક્તિ છે જે લય નક્કી કરે છે. લય અર્થનો પણ હોય છે. અને જેમ અર્થનો લય છે તેમ સંવેદનનો પણ લય છે. આ લયને આધારે આધાર આગળ જવાય છે અષ્ટાદસ રચનાઓમાં અર્થના લયને પકડવાનો પ્રયાસ કરીએ તો આ સારો કવિ છે કે નહી તે નક્કી થઈ શકે નિશ્ચિત બંધમાં સંયમપૂર્વક વાત કરી શકાય તો તેથી કવિતાની શોભા વધે છે છંદમાં પણ સ્વચ્છંદ થઈ શકે છે. અષ્ટાદસ રચનાઓથી અનિષ્ટ થવાનુ છે એમ માનવાની જરૂર નથી. હકીકતમાં આ બધી મથામણો છે જે સિદ્ધ નથી થયુ તે અંગે સાશંક થઈએ તે બરાબર નથી. સાવધાન રહીએ તે બરાબર છે. પણ બીજુ થવાની જરૂર નથી. અષ્ટાદસ રચના એ કવિતાને માટે નવી

'દિશા સૂચવે છે' જો ફાવી જાય તો કવિતાને માટે એક મોટું 'કામ થયું ગણાશે.

શ્રી ગુલાબદાસ બ્રોકરે કહ્યું હતું: રવીન્દ્રનાથની કવિતા મોટા ભાગના વાચકો આગળ અંગ્રેજીકરણ પામીને આવી છે એવી ઊંચી સિદ્ધિ અછાંદસ રચનામાં પણ પ્રાપ્ત થાય છે કે નહીં તે જ જોવાનું છે. રસિકતા' જે બંધનમાં વ્યક્ત થઈ શકે છે તેને વિશેષ પ્રમાણમાં વ્યક્ત કરવા માટે કવિને કઈ પણ કરવાની છૂટ છે? અને ખરી વાત તો એ છે કે જે છંદની શક્તિ સમજતો હોય એ જ છંદને તોડી શકે છે.

ચર્ચાનો ઉપસંહાર કરતાં પ્રો. મનસુખલાલ ઝવેરીએ કહ્યું હતું કે: કવિ પાસે કસોટી એક જ છે. એને જો છંદનાં બંધન અળખામણાં લાગે, પોતાના ભાવસંવેદનને ઉત્કટ રીતે, કલાત્મક રીતે વ્યક્ત કરવામાં અવરોધક જણાય તો એ જરૂર છંદને તોડી શકે છે. પોતાને અનિવાર્ય લાગે તો એ જરૂર કરી શકે છે. મહત્ત્વ છાંદસ અછાંદસ કરતાં યે ઉત્તમ કવિતાની સિદ્ધિનું છે.

★

ત્રીજે દિવસે સવારે "શુદ્ધ કવિતાની વિભાવના"ના વિષય પર ચર્ચા કરવામાં આવી હતી. ચર્ચાનું સંચાલન પ્રો. સુરેશ જોષીએ કર્યું હતું અને એમાં શ્રી નિઝિમ એઝિકિયલ, શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી ચન્દ્રકાન્ત શુક્લ, પ્રો. સુરેશ દલાલે ભાગ લીધો હતો.

...શ્રી એઝિકિયલે વિષયને પૂર્ણપણે વફાદાર રહીને પોતાનું વક્તવ્ય રજૂ કરતાં કહ્યું હતું કે સર્જનાત્મક સાહિત્યના લખાણનો કોઈ ચોક્કસ માર્ગ નથી હોતો. નિરર્થક વિસ્તારની બાદબાકી કરીને રચનાને બને એટલી લાઘવપૂર્ણ બનાવીએ એ પણ કવિકર્મનો વિશેષ છે અને આ કર્મ દ્વારા શુદ્ધ કવિતા આકાર લે છે.

શ્રી ગુલાબદાસ બ્રોકરે કહ્યું હતું કે: કવિતા સ્વતંત્ર અને સ્વયપ્રયોગ પદાર્થ છે. એમાં કશી ભેળસેળ ચાલે નહીં 'ટેકનિકલ એક્સેલન્સ'થી ગમે તેટલું સિદ્ધ કરો તો પણ કવિતામાં શબ્દની મર્યાદા કે વિશિષ્ટતા તો રહેવાની જ. માત્ર ટેકનિકલ એક્સેલન્સથી કવિતા ન થઈ શકે શુદ્ધ કવિતાની સૌંદર્યશ્રી આપણા હૃદયને અનુભૂત કરે છે.

કવિ શ્રી ઉશનસનો નિબંધ વાંચવામાં આવ્યો હતો. તેમણે પોતાના નિબંધમાં જણાવ્યું હતું કે: 'જાગૃત વિવેચન એ જ ખરી રમેન્દ્રિયની સિફાઈનરી છે પ્રો. ઠાકોરે પહેલી વાર નરી કવિતાનો આગ્રહ સર્જન-વિવેચન દ્વારા કર્યો. તેમણે એક રીતે કવિતાની શુદ્ધિનો આગ્રહ રાખ્યો તો બીજી રીતે કવિતાને કડક શિસ્તની દીક્ષા પણ આપી અને એ દીક્ષાપ્રવૃત્તિ વચ્ચે ગાંધીવાદ, સમાજવાદ, સામ્યવાદની વિચારણાનાં સૂક્ષ્મ તો સૂક્ષ્મ પણ નિર્બંધાત્મક વલણો આપણી ગાંધીયુગની કવિતામાં આવ્યા વગર ન જ રહ્યાં. શ્રી ઉમાશંકરે આપણી ગાંધીયુગની કવિતા-પ્રવૃત્તિને વિષય પરત્વે ગાંધીજીને અને અભિવ્યક્તિ પરત્વે પ્રો. ઠાકોરને અનુસરતી ગણાવી છે એટલું જ નહિ, એમણે એ બંનેને જીવનમાં અને કવનમાં સાફસૂફી કરનારા પણ કહ્યા જ છે. છેક ગઈ કાલ સુધી ત્રીશીના ગાંધી-પ્રભાવિત કવિઓ સુધી વાક્-પરાયણતાની કાવ્યપ્રવૃત્તિ પર ભીંસ રહી છે. એટલે જ આજનો નવો વિવેચક નાનાલાલ સમેત ઘણા કવિઓનું પુનઃમૂલ્યાંકન માગે છે, એટલે જ તો તે આપણા દળદાર સંગ્રહોને જે પુષ્કળ અકાવ્યનો મેદ ચડ્યો છે તે ઉતારી તેની તનુકટિ આવૃત્તિઓની માગણી કરતો થયો છે. આજે લાંબી કૃતિને વહેમથી જોવામાં આવે છે અને છેક નાનકડી સોનેટ ગીત જેવી કૃતિઓમાં પણ અપ્રેરણોદય માનીને ઝટ પકડી પાડવામાં આવે છે. આમ શુદ્ધ કવિતાલક્ષી સર્જન અને વિવેચન અનુગાંધીયુગમાં ખાસ કરીને વિકસતું દેખાય છે. આ ચોથો યુગ એ જ કાવ્યના શુદ્ધીકરણની ચોથી ચાપણી છે કવિતા પ્રવાસનો આ ચોથો વળાંક ખરેખર વિશિષ્ટ છે. આજનો કવિ કાં તો ગઈ કાલની અતિવાદ-પરાયણતાના પ્રત્યાઘાતે અને આજની કેવળ નિર્ભ્રાન્ત વાદવિહીન મનોભૂમિકાએ કેવળ કવિતા-કલાના શુદ્ધવાદ ઉપર આવીને ઊભો છે. આ નિર્ભ્રાન્તિ, અનાસ્થા, હતાશાની સાથે એક પરિણામ પણ નીપજી આવ્યું તે એ કે વિષ્ણુપ્રસાદ,

ઉમાશંકર, સુરેશ જોશી તથા નિરંજન જેવાની જાગૃત વિવેચનાએ અકાવ્યને કોઈ પણ લેબાશમાં પકડાવ્યું. ગાંધીયુગની કવિતાને પણ તીવ્ર પ્રાણથી ફરી સ્પર્શી જોઈ અને વાદગ્રસ્ત કવિતામાં વિવાદગ્રસ્તતા પણ જોઈ. સમાજની અભિમુખતાને સ્થાને સૌંદર્યદેવતાનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. "વાસ્તવની કવિતા નહીં, પણ કવિતાનું વાસ્તવ જોઈએ" એવી માગણી થવા લાગી કવિતા-કલા કોઈ વાદની દાસી કે કે ઉપજીવિની પ્રવૃત્તિ નથી. એ એક સ્વતંત્ર અનન્ય પરતંત્ર સૃષ્ટિ છે એક આગવું અસ્તિત્વ છે એવું ગૌરવ પણ કરવામાં આવ્યું. છેક ૧૯૪૦માં શ્રી ઉમાશંકરે આ શુદ્ધ કવિતાનો સત્તાવાર પુરસ્કાર કર્યો. "ગારી બહારની" પ્રસ્તાવના એ શુદ્ધ કવિતાની "મેગ્નાચાર્ટા" જેવી બની છે. મમ્મટ કૃત કાવ્યના ગૌણ તમામ પ્રયોજનોને નવી વિવેચનાએ રદ કર્યા છે ને ચરમ પરમ સકલપ્રયોજન મૌલિભૂતને જ કવિતાના એકમાત્ર હેતુ તરીકે સ્વીકાર્યો છે. હવેની કવિતા ઠાકોર અને ગાંધીજી બંનેના ખભા પરથી ઊતરી ગઈ છે ને એ રીતે એ મેદાની પણ મટી ગઈ છે ખાનગી થઈ ગઈ છે એ માર્ક્સની મટી ફ્રોઈડની બની ગઈ છે. આ શુદ્ધ કવિતાના આગ્રહે શુદ્ધ અગેય પ્રવહી પદ્યનો પણ આગ્રહ છોડી દીધો છે. શબ્દશક્તિને નવેસર કસવામાં આવી છે. રસાત્મક વાક્યનાં તમામ વાક્તત્ત્વોની માવજત વધી છે, કાવ્યમાં કલાની ઉપેક્ષા થઈ શકે જ નહિ એમ મનાયું. વર્ગવિન્યાસ, શબ્દવિન્યાસ, વર્ણવિન્યાસ, વર્ણોનું ધ્વનિમૂલ્ય, આ બધાની કાળજી વધી છે; ધ્વનિથી ધ્વનિ સુધી પહોંચવાનો ઉપક્રમ સ્વીકારવામાં આવ્યો છે શબ્દશક્તિને આમ તળે ઉપર કરીને ઘડવામાં આવે છે ને અનુગાંધી-યુગની કવિતા પ્રવૃત્તિનું એક મહત્ત્વનું લક્ષણ લેખવું જોઈએ. લાંબાં વસ્તુપ્રધાન કાવ્યો ઘટતાં ગયાં છે; શુદ્ધ કવિતા લાંબી હોઈ શકે જ નહીં એવી માન્યતા સાથે ફરી આપણે રમણભાઈની વ્યાખ્યા ઉપર આવીને ઊભા રહ્યા છીએ. આપણે જેને શુદ્ધ કવિતા કહીએ છીએ એને જ લગભગ રમણભાઈ "રાગધ્વનિ કાવ્ય" કહેતા હતા. અંતઃક્ષોભ, ઊર્મિપ્રાધાન્ય, લાઘવ, સ્વાનુભવ રસિકતા આ બધાં સમાન ઘટક તત્ત્વો બંનેમાં છે. રમણભાઈની વ્યાખ્યાવિવેચના પછી જે મર્યાદાઓ વર્તાઈ તેથી આનંદશંકર, ઠાકોર, રામનારાયણ અને વિષ્ણુપ્રસાદે તેને વિકસાવી સંપૂર્ણ કરી. તેમણે જીવન જેટલા પરિમાણવાળી બૃહદ્ પ્રવૃત્તિરૂપે, સમસ્ત ચેતનાના સમવાયી અર્કરૂપે આત્માની કલારૂપે પ્રતિષ્ઠિત કરી છે"

★

તે દિવસે બપોરની બેઠકનો વિષય હતો "અદ્યતન કવિતાની ઈમારત" પરંતુ તેને બદલે "ક્ષિતિજ"માં પ્રકટ થયેલી ચાર કવિતાનો રસાસ્વાદ કરાવાયો હતો અને તે પછી કાવ્યસત્રની પૂર્ણાહુતિ થઈ હતી.

આ કાવ્યસત્ર સફળ નીવડ્યું કે નિષ્ફળ એવો પ્રશ્ન સહેજે થાય. તેના ઉત્તરરૂપે એટલું કહી શકાય કે ઘણા ખરા વક્તાઓએ ત્યાં ને ત્યાં વિષય પરત્વે જે સૂઝ્યું અને ચર્ચામાંથી ઉદ્ભવતા પ્રશ્નો પરત્વે જે કહેવા જેવું લાગ્યું તે કહેવાને જ બદલે નિર્ધારિત વિષયના ભિન્ન ભિન્ન પાસાંને અનુલક્ષીને અભ્યાસના અર્કરૂપે ટૂંકમાં મુદ્દાસર પોતાનું વક્તવ્ય રજૂ કર્યું હોત તો સમગ્ર ચર્ચામાં વ્યવસ્થા આવી હોત અને તે સંપૂર્ણ બની હોત અને તો સત્ર અપેક્ષા મુજબ ઘણી સારી રીતે સફળ નીવડ્યું છે એમ સસંતોષ કહી શકાત.

આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું "કે"-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટૅન્ડર્ડાઈઝ્ડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'કે'-પ્લાન ફર્નિચરથી આપનું ઘર સજાવો.

આ ફર્નિચરના નંગો એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામાં આવે છે કે તેના પૉલિશની ચમક જેવીને તેવી જ જળવાઈ રહે છે. વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઈનિંગ ટેબલના પાયા છૂટા પાડીને મોકલવામાં આવે છે અને પાયાઓ સહેલાઈથી જોડવા માટે પેટન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરના ખર્ચમાં મોટી બચત થાય છે.

સચિત્ર કૅટલૉગ અને કિંમતો આપેલી યાદી માટે આજે જ લખો.



'કે'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઈલ નં ૪૬૦-ડી એકમાં ફોમ રબ્બરની ગાદી બેસાડેલી હોય છે. બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી.વી.સી. લેધર કલૉથથી કવર કરેલી હોય છે.







'કે'-પ્લાન ડાઈનિંગ ટેબલ સ્ટાઈલ નં. ૪૨૩ સાઈઝ ૫'×૩'. ઉપર ફૉર્માઈકા જેવું લૅમિનેટેડ શીટ જડેલું હોય છે, પાયા છૂટા પાડી શકાય છે. ૬'×૩½' સાઈઝમાં પણ મળે છે.





'કે'-પ્લાન પલંગ સ્ટાઈલ નં ૪૫૨ સાઈઝ ૩'×૬½' પાટિયા સહિત સૅન્ડવિચ ફિનિશથી પૉલિશ કરેલો છે. આગળના પાયાઓને તાંબાનું પાણી ચડાવેલા મેટલ ફ્રેમ બેસાડેલા હોય છે.



જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઈવેટ લિમિટેડ

હેડ ઑફિસ અને શોરૂમ ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ-૭

# વિશ્વમાનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું દ્વૈમાસિક

જુલાઇ-ઑગસ્ટ ૧૯૬૩

૫૨



સંપાદક : ભોગીલાલ ગાંધી

વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક રૂ. ૨

વિશ્વમાનવ : રામજી મંદિર પોળ-સરકારી છાપખાના સામે-વડોદરા
( ફોન : ૪૯૫૦ )

# ૫૨

## વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯—૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કંઈ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ : રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૯૫૦ ]
મુદ્રક : જયંતિ દલાલ–વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ–૧.

# કામરાજ યોજના : | ભોગીલાલ ગાંધી

## 'પ્રથમ પક્ષ, પછી પદ' એ તો ખરું; 'પણ પ્રથમ રાષ્ટ્ર પછી પક્ષ'નું શું?

### ૧ : કોંગ્રેસનો કાયાકલ્પ?

થોડાક સમય પહેલાં કોંગ્રેસની એ આઈ સી સી બેઠકમાં મદ્રાસના મુખ્ય પ્રધાન શ્રી કામરાજની દર ખાસ્ત પં. નહેરુને એટલી બધી અદ્દભુત અને અપૂર્વ લાગી હતી કે તેમણે એને વધાવતાં કહ્યું હતું: " કામરાજની યોજના અનન્ય છે બીજા કોઈ દેશમાં, બીજો કોઈ પક્ષ આવું સ્વપ્નેય નહિ વિચારી શકે. એ જ વાત બતાવે છે કે કોંગ્રેસનું રાજકારણ વિશિષ્ટ છે.'

પં. નહેરુ જેના ઉપર આટલા મુગ્ધ થયા હતા એ શ્રી કામરાજની આ યોજનાનું સૂત્ર હતું: પહેલાં પક્ષ, પછી પદ (સત્તાસ્થાન)!

#### દરખાસ્તથી ઉત્સાહ

અને તે અનુસાર પં. નહેરુએ નિર્ણય લઈ લીધો: કેન્દ્ર સરકારના ૭ પ્રધાનો અને રાજ્ય સરકારોના ૭ મુખ્ય પ્રધાનો છૂટા થઈ પક્ષની સેવામાં લાગી જશે!

* એક રીતે એ. આઈ. સી સી માં આને અંગે ઠરાવ થયો ત્યારથી પ્રજામાં સર્વસાધારણ રીતે પદત્યાગની આ દરખાસ્ત વિષે ઉત્સાહ ફેલાયો છે

* તો, અસંખ્ય સાચદિલ કોંગ્રેસી કાર્યકરો અને સેવકોના દિલમાં કોંગ્રેસના કાયાકલ્પની આશાનો સંચાર પણ થયો છે.

સર્વ સાધારણ રીતે જ કોઈ વ્યક્તિ એકવાર ઉચ્ચ કક્ષાએ સત્તામાં આવ્યા પછી, રાજીખુશીથી અને ઉત્સાહથી લોકસેવાના ધ્યેયને ધ્યાનમાં રાખી પોતાના ઉચ્ચપદનો ત્યાગ કરે તો તે ખરેખર પ્રશસ્ય જ લેખાય.

આ રીતે, કામરાજ–યોજનાને અને તેના તાત્કાલિક અમલને પ્રજાના વિવિધ સમૂહો અને વર્તુળો તરફથી આવકાર મળે એ સ્વાભાવિક છે

પરંતુ, દેશ સામે સવાલ શો છે? આજની કસોટીની વેળાએ રાષ્ટ્રીય પ્રાણપ્રશ્નને હલ કરવામાં આ ઘટના કેવી રીતે ઉપયોગી થવાની છે? આ દૃષ્ટિએ વિચારતાં જો કાંઈ ફલશ્રુતિ સાંપડે એટલે અંશે જ એનું સાચું મૂલ્ય અંકાશે.

#### પદત્યાગનો હેતુ

મૂલ્યબોધ માટે આપણે એ વાત જાણવી રહી કે

૧. પદ ત્યાગનો હેતુ શો છે?

૨ પદત્યાગ પછીનો એ ત્યાગીઓનો કાર્યક્રમ શો છે?

૩. પદત્યાગના પરિણામે આજનાં રાષ્ટ્રીય અનિષ્ટો ક્ષતિઓ અને નિર્બળતાઓ કેટલે અંશે દૂર થવાનો સંભવ છે?

પદત્યાગનો હેતુ સ્પષ્ટ છે: કોંગ્રેસને તેના હાલનાં અનિષ્ટોમાંથી બહાર કાઢવાનો. આ અનિષ્ટો મુખ્યતઃ ક્યાં છે?

* કોંગ્રેસમાં જામેલી તરેહતરેહના સંકુચિત સ્વાર્થોની જૂથબંધી

* કોંગ્રેસમાંના સંસ્થાજૂથ અને વહીવટીજૂથ વચ્ચે સત્તાનો વિગ્રહ

* આંતરિક ચૂંટણીઓ જીતવા માટેય બોગસ સભ્યોની નોંધણી તથા ગેરરીતિઓ.

* પોતપોતાનાં સ્થાનોનો ઉપયોગ પોતાનાં અંગત-હિતો માટે કરનારાની મોટી સંખ્યા.

## હું પરદેશી | —સ્વપ્નસ્થ

હે, મા! તારા ઘરમાં આજે હું પરદેશી!
આસાય કાળની છાયા,
શૈશવું છૂટી કાં સહુ, માયા?
નિકટ દૂરના માડી જાયા
લાગે કેમ પરાયા?—હે, મા!

મંદિરમાં બજતી જે ઝાલર
ના પડઘાતી ઉરને પાદર:
ઉતર્યાં શોકઘનોના ચાદર,
સ્વયં ઓઢી આ મૃત્યુ આદર.—હે, મા!
વિસ્મૃતિના તિમિરોને ભેદી
સળગી ઉઠી સ્મૃતિ તારક કેડી,
અસહ્ય આ જીવનની બેડી,
કેમ શકું જડમૂળ ઉખેડી?—હે મા!

૨-૬-'૬૩ (કચ્છ માંડવી)

## પંચાંગના પ્રેસમાં | ઉશનસ્

આ દૂબળા હાથ, પડેલ ટેવથી
બહુ સમાણી ક્ષમતાથી ગોઠવે
આ વિશ્વનું આવતું વર્ષ...
(રે આ રહ્યું જે વીતી, એહના દિનો,
ઘડી-પળો-સોં કરી જેમ તેમ
ખુંટાડ્યું, તે તો મન માત્ર જાણે)
તિથિ તણી ગોઠવી જે જુદી જુદી
હવાં મહીં ચપ્પી કરે ઉડાઉડ;
(રે; આ ઉડાઉડ મહીં બધી ગાતુ.
ખરી જતાં પત્ર-વસંત મર્મર-
વૈશાખની આંધી—પ્રચંડ હેલીઓ
દબાઈ છે પેપરવેટના નીચે!
તે કોણ જાણે વળી કેવી વીતશે?)
જ્યોતિષોની ચીવટથી ફરે કરો.
ભાગ્યેજ કોઈ રહી જાય ભૂલ,
ચંપી જતા બે ક્ષણ હાથ, અંતરે
થંભી જતી બે ક્ષણ ધડકનો યે,
એકાદી યે ભૂલ વિધિની થાય, હા—
એકાદું યે આયુષ કેરું—
આ દીર્ઘ ને નીરસ આયખાનું
એકાદું હો વર્ષ, અરે, ઘડી-પલ..
લોપાય એની ભૂલથી...વળી કરો
કાર્યે મચે ચક્ર સમાન યંત્રના,
ચપ્પી થતી ક્ષીણ ધીમે ધીમે રહે.

ચપ્પી વિશે એક તિથિની કેટલી
કંપ્પા કરે નકલ! હૈયું ય કંપી ઊઠે.
પંચાંગમાં તિથિ ફરે, પણ આયખામાં
સર્વે તિથિ એકની એક—એક જ
વૈવિધ્યહીન—રસહીન—બનાવહીન...
ચપ્પી સમાન
ચપ્પી થતી ક્ષીણ ધીમે ધીમે રહે
ને આગળાં ઘડીક થંભી જતાં વિચારગાઃ
બે વાર એક તિથિ! (રવિવાર બેવડી!)
તિથિ તણું પત્તુ અલેકું ફાટતાં
ભવ જેવડો દી—જુગ જેવી રાત્રિ
હા—વીતશે કો કર ફાડનારની.
ને ક્યારેક કોઈ કર ક્રોધમાં કદી
પત્તુ ચૂંટી નાખી અગાઉથી બીજા
દિહાડાનું, ફાડી, ટુકડા કરી ઝીણા
બારી થકી વાયુ વિશે વિખેરી દે
રે તોય આયુષ્યથી અણગમતી
ક્ષણે ય ના લુપ્ત કરી શકાય
જડાઈ જે નિશ્ચલ ભાગ્યમાંહી તે.

—ને દૂબળા હાથ, પડેલ ટેવથી
યોજી રહ્યા આવતું વર્ષ વિશ્વનું
બહુ સમાણી ક્ષમતાથી યંત્રવત્
ચપ્પી થતી ક્ષીણ ધીમે ધીમે રહે.



[ વિશ્વમાનવ : જુલાઈ-ઓગસ્ટ, '૬૩

# વીંટી

મૂ. લે.–નટ હૅમસન
(અનુ : બંસીલાલ દલાલ)

એક સમયે એક સમારંભમાં મેં એક યુવાન સ્ત્રીને ઘેલછાભરી રીતે પ્રેમમાં જોઈ તેની આંખોમાં ભેરવી ભૂરાશ અને ભેરવી ચમક હતી અને તે પોતાની લાગણીઓને છૂપાવવા બિલકુલ અશક્ત હતી તે કોને ચાહતી હતી? ભારી નજીક ગોમેલા, યુનિફોર્મમાં સજ્જ અને સિંહ જેવા અવાજવાળા વજમાનના યુવાન સદ્‌ગૃહસ્થ પુત્રને ઓહ! તેની આંખો યુવાન પુરુષની કેરી ઉજાણી કરી રહી હતી અને તે કેટલા બધા અશાંત ચિત્તે ખુરશીમાં બેઠી હતી.

"કેવુ અદ્‌ભુત આ હવામાન છે!" અમે જ્યારે રાત્રે ઘરે જતાં હતા તે સમયે મેં નિર્દેશ કર્યો, કારણ કે હું તેને સારી રીતે ઓળખતો હતો. "તને આ સાંજે મજા આવી કે નહિ?"

અને તેની ઇચ્છાની અપેક્ષાએ મે મારી આંગળીમાંની વીંટી કાઢી નાખી.

"તું જાણે છે," મે તેને કહ્યું, "તે આપેલી આ વીંટી મારી આંગળી માટે ઘણી નાની અને સખત થઈ ગઈ છે!"

તેણે પોતાનો હાથ આગળ ધર્યો.

"મહેરબાની કરી મને તે લેવા દો. હું તેને મોટી કરાવી દઈશ."

અને મે એને વીંટી આપી.

એક મહિના પછી હું એને ફરીથી મળ્યો. હું તેને વીંટી બાબતમાં પૂછવા માગતો હતો, પરંતુ બીજો વિચાર આવતાં પૂછવાનો નિર્ધાર કર્યો નહિ હજુ કાંઈ ઉતાવળ નથી. મેં મારી જાતને કહ્યું. તેને હજુ વધારે સમય લેવા દો. એક મહિનો તો ખૂબ જ ટૂંકો છે.

પછી તે સ્ત્રીએ નીચે રસ્તા પર જોયું

"અરે હા,—વીંટી," તે બોલી. "આ વીંટી કમનસીબ છે, મને બીક છે, કે—મેં કોઈ જગ્યાએ ભૂલથી મૂકી છે, તે ખોઈ નાખી છે."

અને તે મારા પ્રત્યુત્તર માટે રાહ જોવા લાગી.

"તમે મારાપર ગુસ્સે થયા છો?" તેણે અસ્વસ્થપણે મને પૂછ્યું.

"ના," મે જવાબ આપ્યો।

અને ઓહ! તેને જ્યારે ખબર પડી કે હું તેના પર ગુસ્સે થયો નથી ત્યારે તે કેટલી બધી નિશ્ચિત થઈને ચાલી ગઈ!

એક આખુ વર્ષ પસાર થઈ ગયું. હું ફરીથી મારા સુપરિચિત જૂનાં સ્થળો ફરતો હતો અને એક સાંજે મારા જાણીતા માર્ગ પર લટાર મારી રહ્યો હતો ત્યારે મેં તેને મારા તરફ આવતી જોઈ તેની આંખોમાં ત્રણ ગણી ભૂરાશ અને ત્રણ ગણી ચમક હતી, પરંતુ તેનું મોઢું મોઢું અને પીળું પડી ગયુ હતું

"આ તમારી વીંટી ...——તમારા વિવાહની વીંટી," મને દૂરથી જ બોલાવતાં તેણે કહ્યું. "મ્હારા વ્હાલા, મને તે પાછી મળી ગઈ છે અને મેં તેને મોટી કરાવી છે હવે તે તમને કદાપિ સખત લાગશે નહિ"

તે એકાકી સ્ત્રીને અને તેના પીળા પડી ગયેલા મોઢાને હું જોવા લાગ્યો. અને મે તે વીંટી તરફ જોયું.

"હાશ!" ખૂબ નીચે વળીને નમન કરતાં કહ્યું. "આ વીંટી ચોક્કસ કમનસીબ છે. હવે તે બિલકુલ મોટી થઈ ગઈ છે."

# સરકાર-વિહીન સંસ્કૃતિના ત્રણ પાયા : કુલ-ધર્મ, જાતિ-ધર્મ, રાષ્ટ્ર-ધર્મ

રાજગોપાલાચારી

[ ભારતીય વિદ્યાભવનને આશ્રયે અપાયેલ વ્યાખ્યાન શ્રેણીમાંથી ]

પોતાનું વ્યક્તિગત સુખ સાધવું એ સ્વાર્થ છે. પણ મોટે ભાગે એની કોઈ ટીકા કરતું નથી પોતાના પરિવારને સહાય કરવી એને, જે લોકો પરિવારની બહાર નીકળી ગયા છે તેઓ, સગાંવાદ ગણે છે, જે લોકો પોતાની જાતિની બહાર ચાલ્યા ગયા છે તેઓ પોતાના સમાજને (જ્ઞાતિ–જાતિ) સહાય કરવાને કોમવાદ કહે છે; અને પોતાની જાતિનાં કે બહારનાં તમામ પ્રકારનાં પ્રાદેશિક ઘટકોને સમાવી લેનાર સ્થાનિક સમાજને સહાય કરવી એને પ્રદેશવાદ અથવા પ્રાંતવાદ એવું તુચ્છકારભર્યું નામ આપવામાં આવે છે.

આપણી જવાબદારીના ક્ષેત્રમાં જેનો સમાવેશ થતો નથી, તે દરેક વસ્તુને આપણે અપમાનિત નામે ઓળખતા થઈ જઈએ છીએ. ખરી રીતે તો આપણે એ જોઈને સુખ અનુભવવું જોઈએ કે આમાં તો સવિશેષ બૃહત્તર વર્તુળનો સમાવેશ થાય છે તથા વિકેન્દ્રિત સમાજવાદના સ્વરૂપે તે અસરકારક કાર્યક્ષમ બની જાય છે. આપણે એ વાતનો ખ્યાલ કરવામાં નિષ્ફળ જઈએ છીએ કે એ દરેક વ્યક્તિ તેના સુખના દિવસોમાં તેના પોતાના મર્યાદિત વર્તુળ પૂરતીય જવાબદારી અનુભવે તો, આખા રાષ્ટ્રને આ સ્વૈચ્છિક પદ્ધતિએ સંતોષકારક રીતે આવરી લઈ શકાય. આ પછી જે કાર્ય આ મર્યાદાની બહાર જાય તે ખાડો પૂરવા પૂરતું જ, થોડામાંથોડું, રાજ્યને માટે રહી જવા પામે.

દરેક સમાજમાં ભાગ્યશાળી અને સાધનસંપન્ન માણસ હોય છે અને એ સૌને જો પ્રોત્સાહિત કરવામાં આવે તો તેઓ, મર્યાદિત વર્તુળ પૂરતા તો નિસ્વાર્થી બનવા તૈયાર થાય. આજની પ્રજા કલ્યાણરાજ્યને જેટલી સ્વેચ્છાએ કરવેરા ભરે છે, એના કરતાં વધુ સ્વેચ્છાએ તેઓ આ ફરજ બજાવે જ.

જ્યાં સામાજિક ઇતરાજીનું બળ કામ કરતું હોય, જ્યાં વર્તુળ નાનું હોવાને કારણે આત્મીયતા સહજ બની જાય ત્યાં એ બળ વધુ અસરકારક બને છે જ્યાં આપણે વધુ વિશાળ પ્રદેશને સમાવવા વર્તુળને વ્યાપક બનાવીએ છીએ ત્યાં તેની સ્વીકૃતિનું બળ અને વ્યવહાર બન્નેની શક્યતા ઓછી થઈ જાય છે. આથી કરીને સવાલ એ છે કે સમગ્ર સામાજિક ઘટક માટે પ્રણાલિકાનો વધુમાં વધુ શ્રેષ્ઠ લાભ કેવી રીતે લેવો? શું આપણે સમગ્ર સમાજ પ્રત્યેની જવાબદારી વ્યક્તિ ઉપર લાદીશું? કે પછી જે કુદરતી બળ નાનાં વર્તુળોમાં ખરેખર રહેલું છે, તેને સમગ્ર સમાજને માટે ઉપયોગી બનાવવાની હદે વિકસાવીશું?

આ પરિવાર-વિસ્તરણને ભારતની વિશિષ્ટ લાક્ષણિકતા તરીકે જોતું રહ્યું; આપણે એમાં ગૌરવ લેવા જેવું કૈંક જોઈ શકીએ દુર્ભાગ્યે, પશ્ચિમી વ્યક્તિવાદ અને કહેવાતી સુધારાની વિકૃત હીનચાલના પરિણામે એ લાક્ષણિકતા ઘણે અંશે દુર્બળ બની છે ૧૯મી સદીમાં હિંદુ-સંયુક્ત પરિવાર સામે તથા ભારતીય સંસ્કાર દ્વારા ઉત્તેજન પામનાર સંયુક્ત કુટુંબ ઉપર આધાર રાખનાર વિશાળસંખ્યક આશ્રિતોની પ્રથા

સામે બીજું યુદ્ધ ઝીંકવામાં આવ્યું હતું. આ યુદ્ધ પ્રગતિને નામે ઝીંકાયું હતું. અને પરિણામે એ દિવસોમાં જે વિકેન્દ્રિત સમાજવાદ પ્રવર્તતો હતો, અને નામ પાડ્યા વિના યે જે કલ્યાણ રાજ બની ગયેલ હતો તે ઘણે અંશે અદૃશ્ય થયો છે.

આપણે કદાચ હજી પ્રકાશ જોઈ શકીએ અને આપણો મત બદલીને આપણી આસપાસના માનવીને સહાયરૂપ બનવાના કહેવાતા પ્રખ્યાપાતી ગુણોને પુનઃજીવિત કરીએ—આ રસ્તે જ? આપણે દેવોની દૃષ્ટિમાં ગુણસંપન્ન કરી શકીશું અને કલ્યાણ રાજ્યને પારાવાર હાડમારીમાંથી ઉગારી લઈ શકીશું.

આપણી પાસે કૈંક મૂલ્યવાન હતું અને છે. આપણે એની જે કદર કરવી જોઈએ તે કરવામાં નિષ્ફળ ગયા છીએ. આપણી પાસે જે છે એને માટે આપણે નથી આભારવશ, કે નથી સુખી. પરંતુ આપણે તો બીજી કૈંક વસ્તુ જે આપણી પાસે નથી તેને માટે દુઃખી છીએ! આપણે જોઈએ છીએ કે માણસ પોતાના સિવાયના બીજાઓ—જેઓ કોઈક ને કોઈક રીતે એના સંબંધમાં આવેલા છે, તેમને માટે વિચારે છે. પોતાના અહમને પરિમિત બનાવી પોતાની સુખસગવડમાં તેમને સહભાગી બનાવે છે, પરંતુ આપણને તેનો આનંદ નથી. આપણે એની સાથે એ વાતનો ઝઘડો કરીએ છીએ કે જેઓ એની સાથે લોહીના સંબંધથી સંકળાયેલા નથી, એમને એ સહભાગી કેમ બનાવતો નથી! આપણે ગણિતશાસ્ત્ર પણ ભૂલી જઈને એટલું ય યાદ કરી શકતા નથી કે જો એમ કરવામાં આવે, ન્યાયી રીતે અને વ્યવસ્થિત રીતે તો, એ સહભાગ કેવો નજીવો બની જાય.

આપણે જોઈએ છીએ કે એક માણસ એની સુખસંપત્તિ અને તક-સગવડો પોતાના જ્ઞાતિ-સમાજમાં અથવા નગરમાં અગર જૂથમાં વહેંચીને ભોગવે છે. આપણે એ માટે એને ધન્યવાદ આપતા નથી. આપણે એ વાત માટે ઠપકો આપીએ છીએ કે તેના વિચારો અને તેની મમતા, તેના મોટા પરિવાર અગર જાતિ-વર્તુળો અગર જૂથોથી બહાર, કેમ વ્યાપક બન્યાં નથી! આપણી નિકટતાના તથા ઊર્મિઓના પ્રાકૃતિક નિયમોને પણ વિસરી જઈએ છીએ. આપણી પાસે જે છે એનાથી નાખુશ થઈએ છીએ અને તેને જોવાનો પણ ઇન્કાર કરીએ છીએ, અને આપણી પાસે જે નથી એને વિશે કડવાશ કેળવ્યા કરીએ છીએ, તથા એવું માનીએ છીએ કે આ પ્રકારની કટુતા આપણને સહાયરૂપ થશે.

## ૨

અગાઉ પ્રગટ કરેલા મારા વિચારોનું સ્મરણ કરાવું કે સંસ્કાર એ સંપૂર્ણ રીતે નહીં તોય, મુખ્યતઃ સ્વનિગ્રહ છે; અને તેની દ્વારા અમુક પ્રકારનાં રાજ્ય અને શિસ્ત સદાય છે, તેની સાથોસાથ તે સર્વ સમાજોમાં વ્યવસ્થા જાળવે છે. હવે એક પગલું આગળ વધીને એ વાત સમજાવું કે—ઇતિહાસે વારંવાર એ વાત દર્શાવી છે કે, ભારત એની જ્ઞાતિ-પ્રથાનું કેટલું ઋણી છે.

ઇતિહાસમાં એક અસરકારક સરકાર અને બીજી વચ્ચે સમયના લાંબા ગાળાઓ પડ્યા હોય તેવી ઘટનાઓ, સંખ્યા દૃષ્ટિએ અને લાંબા ગાળાની દૃષ્ટિએ, ભારતમાં સૌથી વધુ હશે. એવા અનેક સમયખંડો આવી ગયા છે, જે દરમિયાન લોકોને માટે અસરકારક સત્તા ચલાવનારી કેન્દ્રીય સરકાર કે પ્રાદેશિક સરકાર અસ્તિત્વમાં જ ન હોય. આ બધા સમયખંડોને આપણે સરકારવિહીન સ્થિતિ કહી શકીએ.

જો આપણા સંસ્કાર, સંયુક્ત-પરિવાર અને જ્ઞાતિની સ્વનિગ્રહી શિસ્ત ન હોત તો, આ સ્થિતિ પાર કરી જવાનું અશક્ય જ બન્યું હોત. આ દરમ્યાન કેવળ સુવ્યવસ્થા જળવાઈ રહી હતી એટલું જ નથી, પરંતુ વ્યાપાર અને કલાઓ—લલિત કલાઓ, તથા જીવન માટે અતિ આવશ્યક એવી કારીગરોની કલાઓ સુદ્ધાં ખીલી હતી. એમાં સરકારની ગેરહાજરીથી કશો જ મોટો ફેર પડ્યો નહીં. ગાદી ઉપર કોઈક રાજા છે એટલું જ ફરજને બજાવવા માટે પૂરતું હતું. કેટલીક વાર તો એવી ય જરૂરિયાત રહી ન હતી.

તત્ત્વચિંતન તરફ દુર્લક્ષ સેવાયું ન હતું; જ્ઞાતિ-જાતિની શિસ્ત નીચે જાહેર આરોગ્ય સારા પ્રમાણમાં જળવાઈ રહ્યું; કરારો બને પક્ષે થતા હતા અને તેમનું

પાલન થતું હતું તથા બીજા દેશોમાં એવા અંધાધૂંધીના સમયખંડો દરમ્યાન જે બિનસલામતી પ્રવર્તતી હતી એટલી હદે અહીં બનતું ન હતું. જીવન, મિલ્કત, કરારો અને પોતાની માલિકીની ચીજવસ્તુઓ અંગેની સલામતી ઉપર આધાર રાખે છે

જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં આપણે ત્યાં, ઓરિએન્ટ-મતાનુસાર, કાનૂન જેવું કંઈ રહેવા પામ્યું ન હતું ત્યારે તે બધે સ્થળે, આ બધું વ્યવસ્થિત જળવાઈ રહ્યું હતું સરકાર હોય કે ન હોય, ધર્માદા સંસ્થાઓ ચાલુ જ હતી અને બજારો તથા વ્યાપારો જેવાં ને તેવાં કામ કરતાં હતાં. કોઈ રાજકર્તા નથી અગર તો વ્યવસ્થા જાળવવા સરકાર નથી એટલા કારણે કંઈ લોકો ભટકતી ટોળી જેવી સ્થિતિમાં હાફળાં ફાંફળાં રઝળતાં ન હતાં. ઘણા લાંબા સમય સુધી અને વારંવાર સરકારની ગેરહાજરી છતાં સમાજરૂપી નૌકા નાશ ન પામી, કેમકે તેને પરિવાર અને જ્ઞાતિનાં સુદૃઢ સંગેરો પ્રાપ્ત હતાં. રાષ્ટ્ર છિન્નભિન્ન ન બન્યું; બલ્કે જાતિ, સંયુક્ત જાતિ, સંયુક્ત પરિવાર તથા રાષ્ટ્રના ધર્મને કારણે અખંડ રહેવા પામ્યું. દરેક કક્ષાએ એવું કૈંક હતું જે પ્રજાને સારાં આચરણ માટે એકત્રિત રાખી શકતું—એ હતાં કુલ-ધર્મ, જાતિ ધર્મ, અને ભારત ધર્મ. સંસ્કાર જીવનને કેવળ પૂર્ણતા બક્ષનો ન હતો; પરંતુ ભારતમાં તો અંધાધૂંધીના અનેક લાંબા સમયખંડો દરમ્યાન પોતાનાં સ્થાન છોડી ભાગી ગયેલા રાજાઓ અને અમલદારોની ય ફરજ બજાવનાર હતો.

સંસ્કાર આ રીતે સરકારનું કાર્ય બજાવતો હતો એવું પૂરવાર કરવા માટે કોઈ લેખી દસ્તાવેજો નથી.

પરંતુ સરકારના સ્વભાવનું જ એ લક્ષણ છે કે એવી હકીકતો અણનોંધી જ રહે ધર્મ એટલે કે સ્વ-નિયંત્રણ અતિ સહજ સ્વીકારી લેવામાં આવ્યો હતો, અર્થાત્ પરિવાર-સરકાર અને જાતિ સંસ્કાર પ્રકૃતિના સુનિશ્ચિત અંશ રૂપે જ, સરકાર તરીકે, કામ કરતાં હતાં. પરિવાર અને જાતિ બને સુનિશ્ચિત હકીકતો હતી, અને સરકારનાં સ્થૂળ કાનૂનો, વ્યક્તિજીવનનું સંચાલન કરે છે તે હવે આ બંને, કશા ઘોંઘાટ વિના પોતાનાં કાર્ય કરતાં રહ્યાં અને સંયત વ્યવસ્થિત રાષ્ટ્રીયજીવન જાગતી રાખી શક્યાં. આપણું શરીર કંઈ નોંધપત્રક રાખતું નથી. અથવા તો લેખી આચાર સંહિતા પણ હોતી નથી; તે કામ કર્યે જાય છે અને પોતાના અસ્તિત્વને તથા તેના કાનૂનોને મૂક રીતે જ પૂરવાર કરે છે.

આપણા પરિવાર અને જાતિ-સંસ્કારે આવું જ કર્યું છે; અને તેમણે જે નિયમો રાખ્યા તે બધા પોલીસ અગર નોકરશાહી ઉહાપોહ વિના જ કાર્ય કરતા રહ્યા. એટલે જો એમની સિદ્ધિઓના કોઈ દસ્તાવેજો ન જળવાયા હોય તો, આપણે એ શોધી કાઢવા જોઈએ અને ઐતિહાસિક-કલ્પના શક્તિના જોરે એમનું અનુશીલન કરવું જોઈએ

હું નથી માનતો કે દુનિયાના કોઈ પણ દેશની પ્રજાના જીવનમાં, આટલા વિશાળ ધોરણે અને અસરકારક રીતે તથા સરકાર વિહિન-સંસ્કૃતિના આટલા લાંબા સમયખંડો દરમ્યાન, ક્યાંય સંસ્કારે સમાજનો વહીવટ કર્યો હોય.

હું કંઈ પદ્ધતિસરના ઈતિહાસવિદ્‌ની તાલીમ પામેલો માણસ નથી, કે જેથી આવા વિષય અંગે ઝીણવટથી અને વિગતે ખુલાસા કરી શકું. તથા તેમાં સંડોવાયેલા તમામ મુદ્દાઓને પૂરતા પ્રમાણમાં બહાર આણી સદૃષ્ટાંત રજૂ કરી શકું.

વર્તમાન બળોએ, ભારતીય બળોએ ભારતીય જીવન પદ્ધતિને ઘડનારી અનેક વસ્તુઓનું રૂપાંતરણ કર્યું છે આવા આક્રમણ છતાં કેટલીક વસ્તુઓ હજી જીવંત છે અને આપણી જીવનપદ્ધતિનાં ઊંડાં પડ કાયમ છે; એટલું જ નહીં પણ નવજીવન પામી સશક્ત બની પાંગરી ઊઠે એમ છે

એવો સવાલ ઊઠે ય ખરો કે પરિવારની પુરાણી પદ્ધતિ અને સમાજની શિસ્ત જે આગાઉ સરકાર દ્વારા કાર્ય કરતી હતી, તેની જગાએ હવે મોટે ભાગે રાજ્યની શિસ્ત કામ કરે છે. બની શકે છે, આપણી વચ્ચે આ વિષયના વૈચારિક મતોની બાબતોમાં તથા તેના પારતમ્યની

[ અનુસંધાન પાન ૧૮ મા ઉપર ]

વિજ્ઞાન

# માનવ ચેતનાનું તત્ત્વ | આન્દ્રે એમી, : (એમ. એસસી.-જીવનવિજ્ઞાન)

ખેતરમાં લણાતા પાકમાં કે પશુઓમાંથી નિપજતાં જીવ દ્રવ્યોમાં સૃષ્ટિના સર્વ સાવયવ જીવોમાં તેમજ ખુદ આપણા માનવીઓમાં જીવન શાને આભારી હોય છે? જીવકોષોની પ્રવૃત્તિને

જીવકોષ એટલે સજીવ પ્રકૃતિની નાનકડી ઈંટ–એક લઘુ એકમ. એ એકમ દેહમાં છૂટું પણ હોય અથવા બીજાં અનેક એકમો સાથે જોડાઈ તેના અવયવો પણ બનેલા હોય. આ જીવકોષો એટલે અત્યંત અટપટા રાસાયણિક દ્રવ્યો ઉત્પન્ન કરતું કારખાનું જ જોઈ લો એમાં પ્રોટીન બને, ચરબી તથા ચરબીયુક્ત પદાર્થો બને, ન્યુક્લીકએસીડો, પ્રજીવકો તથા અતિ અટપટા કાર્બોહાઈડ્રેટસ પણ બને. ઉપરાંત તેમાં ખાસ પ્રકારનાં ક્ષાર-દ્રવ્યો પણ તૈયાર થાય છે.

જીવન એટલે આપમેળે વિકસ્યે જતી રાસાયણિક પ્રક્રિયા પ્રોટોપ્લાઝમ–જીવનતત્વનું એ ખાસ લક્ષણ હોય છે જ્યાં જીવન હોય છે ત્યાં પોષણ, શ્વાસોચ્છ્વાસ, ઉત્સર્ગ, વંશવૃદ્ધિ, વિકાસ તેમજ દેહતંત્રની ઉત્તેજના–એ બધી નૈસર્ગિક ક્રિયાઓ મોજુદ હોય છે. જીવકોષો તેમજ એ કોષોના બનેલા અટપટા અવયવોમાં પણ એ લક્ષણો સ્વાભાવિકપણે જ રહેલા હોય છે વળી સાદા અણુઓના ઝુમખાઓ રચવાનું કાર્ય પણ કોષોમાં થતું હોય છે. કોષો વચ્ચે આવેલા પ્રોટીન તત્વો, ચરબીઓ તથા કાર્બોહાયડ્રેટો આવાં ઝુમખાં તૈયાર કરે છે.

## શક્તિ ક્યાંથી આવે છે?

જીવન એટલે કાર્ય. એ કાર્ય કરવા શક્તિ તો જોઈએ જ. શક્તિનું વહન કોણ કરે છે? ઈલેક્ટ્રોન્સ અણુઓના સમૂહોને સીવવાનું કામ તેઓ કરે છે જીવંત કુદરતની ખૂબી તો જુઓ : માનવીએ જે શક્તિ વીજળીક શક્તિ વિષેનું જ્ઞાન હજી હમણાં જ શોધ્યું છે. અદલ તેજ શક્તિનો ઉપયોગ, જીવંત પ્રકૃતિ, તે અસ્તિત્વમાં આવી ત્યારથી એટલે કે ચાર અબજ વર્ષોથી કરતી આવી છે।

રાસાયણિક ક્રિયા કરવાની શક્તિ ધરાવતા ઈલેક્ટ્રોન્સને "મુક્ત" ઈલેક્ટ્રોન્સ કહેવાય છે એ ક્યાંથી આવે છે? સજીવ પ્રકૃતિ પાસે તે માટેનાં બે સાધનો છે પાણી તથા કાર્બોહાયડ્રેટ્સમાંથી છોડવાઓ એ બંને સાધનો ઉપયોગમાં લે છે. પરંતુ પ્રાણીઓ એકલા કાર્બોહાયડ્રેટમાંથી "મુક્ત" ઈલેક્ટ્રોન્સ મેળવે છે

સૃષ્ટિનાં સર્વ જીવોનું મંડાણ વનસ્પતિ પર હોય છે કારણ, તે દશ્ય હોય છે. પ્રકાશની શક્તિનો ઉપયોગ હવા, પાણી, કાર્બનડાયોક્સાઈડ, નાય. ખનિજ દ્રવ્યોસાથે. પોતા માટે જરૂરી સેન્દ્રીય દ્રવ્યો–ઓરગેનિક–બનાવે છે જગતના સર્વ છોડો પ્રતિ વર્ષ વસ્તીના માથાદીઠ ૧૫૦ ટન જેટલાં સેન્દ્રિય દ્રવ્યો ઉત્પન્ન કરે છે.

અટપટા સજીવ પરમાણુઓ રચવામાં સૂર્યનાં કિરણોની શક્તિ ખુદ પોતે કઈ કામગીરી બજાવતી નથી. છોડમાં રહેલા હરિયાળા તત્વ ક્લોરોફીલના પરમાણુઓને

તે ફલ્લ ઉત્તેજીત કરે છે. એ રીતે ઉદ્દીપ્ત થયેલા પરમાણુઓ રાસાયણિક ક્રિયા કરવા તૈયાર થઈ જાય છે. બે હાથ વડે જાણે ચીરી નાખતા હોય તેમ તેઓ જળના પરમાણુનું વિભાજન કરે છે. જેમાંથી પ્રાણવાયુ તથા હાઈડ્રોજનના અણુઓ ઉત્પન્ન થાય છે પ્રાણવાયુ હવામાં મળી જાય છે જ્યારે હાઈડ્રોજન નવા પરમાણુઓ બનાવવાના કામે લાગી જાય છે. પરંતુ એ પહેલાં હાઈડ્રોજનના અણુનું ઇલેક્ટ્રોન તથા પ્રોટોનમાં વિભાજન થાય છે આ પછી "મુક્ત" ઇલેક્ટ્રોન પ્રોટોનને કાર્બનડાયોક્સાઈડના પરમાણુ સાથે સાંકળી દે છે. આ રીતે હાઈડ્રોજન ઇલેક્ટ્રોનના વિલક્ષણ સાહસોનું મંગળાચરણ થાય છે. કોષોમાં થતી સઘળી સર્જનક્રિયા હાઈડ્રોજનના ઇલેક્ટ્રોનની આ પ્રવૃત્તિ સાથે અવિચ્છિન્નપણે રીતે સંકળાયેલી હોય છે.

ઇલેક્ટ્રોનનું વહન કરનારા મુખ્ય તત્વ કાર્બોહાયડ્રેટસના પરમાણુઓ હોય છે. શરીરમાં શર્કરા તથા એવા બીજા કાર્બોહાયડ્રેટસનું પ્રમાણ કમતી હોય છે ત્યારે ચરબી, પ્રોટીન તથા અન્ય રાસાયણિક સંયોજનોમાં કોષો શક્તિ પ્રાપ્ત કરે છે.

## એ. ટી. પી.

વનસ્પતિનો આહાર કરવાથી માનવીઓ તેમજ પ્રાણીઓ પોતાના દેહના બંધારણ માટે જરૂરી દ્રવ્યો તો પ્રાપ્ત કરે જ છે પરંતુ ભવિષ્યમાં વાપરવા માટેની શક્તિનો પણ તે સંચય કરી લે છે. અત્રે એક અદ્દભુત બાબત પ્રત્યે ધ્યાન ખેંચવું જરૂરી છે. સેન્દ્રિય સંયોજનો એટલે કે ઓર્ગેનિક કમ્પાઉન્ડઝમાં રહેલી શક્તિ પોતે તો મૃત એટલે કે ચેતનરહિત અવસ્થામાં જ હોય છે. એડેનોસેટ્રીફોસ્ફેટ નામના ફોસ્ફરસયુક્ત સંયોજન—કે જેને ટૂંકમાં એ. ટી. પી. કહેવામાં આવે છે—એનાં પરમાણુઓને આપસ આપસમાં જોડતાં 'તત્વોમાં' આવેલા ઇલેક્ટ્રોન્સજ અટપટા પરમાણુઓ રચવાની શક્તિ ધરાવે છે. આ એ. ટી. પી. તત્વ મોજુદ ન હોય તો આપણી આંખો પર પ્રકાશની કશી અસર થાય નહીં. કાન કશું સાંભળે નહીં, મગજના સંવેદનશીલ જ્ઞાનતંતુઓના કોષો પર ન અસર થાય કંઈ દુઃખની કે ન તેને કંઈ ઠંડુ લાગે ના દાઝ્યાનું ભાન થાય. એ. ટી. પી. ન હોય તો આગિયાના દેહમાંથી ઝબકારા થાય નહીં અને સ્નાયુનો કોઈપણ ભાગ ન હાલે કે ચાલે. મૃત્યુ બાદ દેહ અક્કડ થઈ જાય છે. કારણ કે સ્નાયુઓમાંથી એ. ટી. પી. નીકળી ગયું હોય છે. એ સ્નાયુઓમાં એ ટી પી. ફરી પૂરવામાં આવે તો તેઓ વળી પાછા સ્થિતિસ્થાપક બની જાય છે. એ. ટી. પી નું આ રહસ્ય અકાદમિશિયન વ્લાદીમીર એન્ગેલહાર્ટ તથા મીલીત્સા લ્યુબીમોવાએ પ્રગટ કર્યું હતું. સ્નાયુજન્ય પ્રોટીનના એક તાંતણાને તેઓએ એકાદ ક્ષીણ શક્તિ ધરાવતા ક્ષારયુક્ત દ્રાવણમાં એક લીવર પર ગોઠવ્યો. તાંતણા પર એ. ટી. પીનું એક ટીપું નાખતાં તે ગંઠાયાચો હતો.

એ. ટી. પી.ના પરમાણુઓ સુરંગ જેવા હોય છે. એમાં અણુશક્તિનો જબ્બર સંચય થયેલો હોય છે. રાસાયણિક તેમજ પદાર્થ વૈજ્ઞાનિક પ્રક્રિયાના પરિણામે આપણા કોષમાં રહેલી એ "સુરંગો" ફૂટવા માંડે છે દાખલા તરીકે, સ્નાયુઓ કે જે પ્રોટીન તત્વના બનેલા હોય છે, તેમાં એ પ્રોટીનની અસર હેઠળ સ્ફોટ થાય છે મગજમાંથી સ્નાયુઓના કોષોમાં "ધડાકા" નિપજાવે છે. આંખમાં પણ આવી જ ક્રિયાઓ થાય છે તેના સંવેદનશીલ કોષો પર પ્રકાશના "કણો" જેને ફોટોન્સ કહેવાય છે, તેની અસર પડતાં ધડાકા સાથે ક્રિયા થાય છે. આ પ્રક્રિયા થતાં એ. ટી. પીની શક્તિ વપરાતાં એ શક્તિ ક્ષીણ થાય છે અને એવા ક્ષીણ થયેલા દ્રવ્યને એ. ડી. પી. કહે છે. એ. ટી. પી. તત્વો એકધારી રીતે પેદા થતાં જાય છે. તેમજ તેનો વ્યય પણ સતત થતો હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો, સુષુપ્ત શક્તિનું જાગ્રત શક્તિ—ડાઈનેમિક એનર્જી—માં રૂપાંતર થાય છે આ રીતે જીવનની ક્રિયા પ્રક્રિયા ચાલ્યા કરે છે.

## પ્રત્યેક કોષ વીજળીક કારખાનું

પ્રત્યેક કોષ વીજળીક કારખાના જેવો હોય છે. એમાં મીટોકોન્ડ્રીયલ એ. ટી. પી. તૈયાર થાય છે એ. ટી. પીના ઉત્પાદનને શ્વાસોચ્છ્વાસ સાથે ગાઢ સંબંધ હોય છે. જીવવિજ્ઞાન પરિભાષામાં કહીએ તો, શ્વાસોચ્છ્વાસ

એક જાતની "દહન" ક્રિયા—કંમ્બશ્ચન—હોય છે. એના લીધે પ્રાણવાયુ શરીરની પેશીઓમાં દાખલ થઈ તેમાંના કાર્બોહાઇડ્રેટ્સ સાથે રાસાયણિક રીતે સંયોગમાં આવે છે. આવા સંયોજનના પરિણામે નિપજતી શક્તિ એ. ટી. પીના પરમાણુઓમાં સંઘરાઇ રહે છે આ એ. ટી પી. તત્વ શાનું બનેલું હોય છે ? શર્કરા, પ્રાણવાયુ, ફોસ્ફેટ, મેગ્નેશ્યમ અને એડેનોસાઇન—ડી— ફોસ્ફેટ—એ. ડી. પી. એટલા તત્વો એકત્ર થાય ત્યારે એ ટી. પી.નુ એક પરમાણુ ઉત્પન્ન થાય છે એ. ડી પી.માં ફોસ્ફેટ ઉમેરાતાં એ ટી. પીમાં જીવનને પોષતુ સ્ફોટક દ્રવ્ય—પેદા થાય છે.

પ્રાણીઓ તેમજ વનસ્પતિની પેશીઓને સૂક્ષ્મ-દર્શકયંત્ર વડે નિહાળવામાં આવે તો તેમાં લંબગોળ આકૃતિઓ માલમ પડે છે. એને મીટોકોન્દ્રીઆ કહેવામાં આવે છે. તેઓ શક્તિનું નિર્માણ કરે છે. તેમની બાહ્ય દિવાલ તથા અંદરનાં ખાનાંઓ રચતા પડદાઓ ચરબી જેવા પદાર્થના બનેલા હોય છે અને તેઓની ફરતા પ્રોટીનના સ્તરો આવેલા હોય છે.

પ્રત્યેક મીટોકોન્ડ્રીઓન આશરે ૪૦ હજાર એકમોનો બનેલો હોય છે. એ પ્રત્યેક એકમને શ્વસનક્રિયા માટેનું એકમ કહેવાય છે. એક એકમનુ વજન અંદાજે વીસ લાખ અણુઓ બરોબર હોય છે. શરીરરચનાનાં આ એકમો વિધવિધ પ્રકારના પ્રોટીનો, ચરબી જેવા પદાર્થો તથા પાચકોના પરમાણુઓના બનેલા હોય છે. દરેક એકમમાં વિશિષ્ટ પ્રકારના પરમાણુઓનો સમૂહ રહેલો હોય છે. કેટલાક સમૂહ ઇલેક્ટ્રોન્સનું વહન કરનાર નળીની ગરજ સારે છે, જ્યારે બીજા સમૂહ તેને ઇલેક્ટ્રોન્સ પૂરા પાડવાનું કામ કરે છે. ચોક્કસ સમૂહ એવો પણ છે જે ઇલેક્ટ્રોન્સના પ્રવાહ તથા એ ટી પી. વચ્ચેના જોડાણને નિયમનમાં રાખે છે. ચરબી જેવા પદાર્થો પ્રોટીનના બે થરોને જોડતા "સીમેન્ટ" તરીકે કામ કરે છે એટલે ઇલેક્ટ્રોન્સ કંઈ આડેઅવળે થયા વગર પ્રોટીનના પરમાણુઓના બનેલા આ "વાયર" દ્વારા વહેતા રહે છે.

**સંશોધન અને શક્યતા**

મીટોકોન્ડ્રીઆની કામગીરી તાલબદ્ધ રીતે ચાલે છે. શરીરમાંની શર્કરાનું દહન થવું અને તેમાંથી એ. ટી. પી.નું નિર્માણ થવાનું કાર્ય અમુક વખતે જોરદાર ચાલતું હોય છે તો અમુક વખતે એ ક્રિયા ધીમી પડે છે વિદ્યુતશાસ્ત્રની પરિભાષામાં જેને "રીવર્સ કનેકશન" કહે છે એ સિદ્ધાંત અનુસાર આ તાલબદ્ધ ક્રિયા યોજની હોય છે. આના લીધે કોષોને આવશ્યક એ. ટી. પી. પૂરતા પ્રમાણમાં મળી રહે છે. એ ટી પી. વિપુલ પ્રમાણમાં હોય છે ત્યારે મીટોકોન્ડ્રીઆ સંકોચાય છે આ ક્રિયા દરમ્યાન તેઓ પોટાશ્યમને ભેગુ કરે છે. સોવિયેત વૈજ્ઞાનિક સોલોમન નૈફાએ આઠમી આંતરરાષ્ટ્રીય કેન્સર—વિરોધી કોંગ્રેસમાં જણાવ્યું હતું તેમ, કેન્સરયુક્ત કોષોમાં મીટોકોન્ડ્રીયાની કામગીરી વિક્ષુબ્ધ થયેલી હોય છે. બીજા સોવિયેત વૈજ્ઞાનિક નાથાન રાયખ્લીને સાબિત કર્યું હતું કે, કેન્સરયુક્ત કોષોમાં મીટોકોન્ડ્રીયા ઘવાયેલા હોય છે અને કોષોમાં શ્વસનક્રિયા સરખી રીતે ચાલે તે માટે જે પ્રોટીનના આયા જવાબદાર હોય છે, તેની પ્રવૃત્તિ ઓછી થઈ ગઈ હોય છે.

આમ, કોષોના જીવનમાં બે ક્રિયા—"યુગલ"—એ. ટી. પી—નું નિર્માણ તથા શ્વસનક્રિયા—એકબીજા સાથે અવિચ્છિન્ન રીતે સંકળાયેલી હોય છે. એટલે શ્વાસ રૂંધાઈ જાય તો મરણ નિપજે છે, બંધિયાર ઓરડામાં આપણે થાકી જઈએ છીએ. અને આપણે જ્યારે કામ કરીએ છીએ, આનંદ કરીએ છીએ, ત્યારે શર્કરાનું દહન તથા આપણી પેશીઓમાં એ. ટી. પી. બનવાની ક્રિયા જોરમાં ચાલે છે. પરંતુ જ્યારે આપણે હતાશા અનુભવીએ છીએ, ગમગીન થઈ જઈએ છીએ ત્યારે, તેમજ આપણે ભય અનુભવીએ છીએ ત્યારે, દહન તથા સ્ફોટની આ ક્રિયાઓ હૃદય અને મગજના કોઈ કોષોમાં આસ્તે આસ્તે ચાલતી હોય છે. સ્નાયુઓ થાકી જાય છે ત્યારે પણ આ ક્રિયાઓ ધીમે ધીમે ચાલતી હોય છે. એ ટી. પીના પરમાણુઓ ઓછી સંખ્યામાં બનવા માંડે એટલે કોષો જર્જરીત થતા જાય છે. આમ જીવકોષોની કાર્યશક્તિનાં ગૂઢ રહસ્યોનો અભ્યાસ કરવાથી માનવજીવન દીર્ઘ બનાવવામાં આપણે સફળ થઈ શકીશું



# સત્યજીત રે અને એની ફિલ્મો | બંસીલાલ દલાલ

'સત્યજીત રે ફિલ્મક્ષેત્રે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરનાર ભારતીય ફિલ્મસર્જક છે ફ્રાન્સ અને બર્લિનના આંતરરાષ્ટ્રીય ફિલ્મ પ્રદર્શનમાં રેની ફિલ્મો ઈનામને પાત્ર ઠરી છે. રે ફિલ્મને ધંધાદારી નફાખોર ફિલ્મ-નિર્માતાઓની માફક કેવળ મનોરંજનનું માધ્યમ માનતો નથી, પરંતુ અભિવ્યક્તિનું માધ્યમ માને છે તેની ફિલ્મો બૌદ્ધિક તેમજ કલાત્મક આનંદ આપે છે. જેમ કવિ કવિતાનું સર્જન કરે, શિલ્પી શિલ્પનું સર્જન કરે, ચિત્રકાર ચિત્રનું સર્જન કરે તેમ રે પણ ફિલ્મનું સર્જન કરે છે તે માને છે કે ફિલ્મનું સર્જન કરતી વખતે નિર્માતા પોતાની સર્જનાત્મક અભીપ્સાને સંતોષે છે. ફિલ્મની કલાને વિકસાવવામાં રેનો ફાળો નાનોસૂનો નથી રેનું સ્થાન વિશ્વના મહાનનિર્માતાઓ લિન્ડસે એન્ડરસન, સિડની મેયર્સ અને ઈંગમાર બર્ગમેન જેવા પ્રણાલિકાભંજક નિર્માતાઓની સાથે છે. ઈંગમાર બર્ગમેને રેની ફિલ્મોમાં "સત્ય અને સૌંદર્ય"નાં દર્શન કર્યાં છે. અને અન્ય યુરોપીય નિર્માતાઓ રેના 'Image'–ભાવકલ્પનના ઉત્સાહી વિદ્યાર્થીઓ બન્યા છે. રેની ફિલ્મો એ રૂપેરી પડદા પરની ધબકતી, દૃશ્ય ઊર્મિપ્રધાન કવિતા છે. આ કવિતાની સૂઝ એણે અવશ્ય એના શાંતિનિકેતનના અભ્યાસકાલ દરમ્યાન પ્રાપ્ત કરી હોવી જોઈએ.

રે સાહિત્ય અને ફિલ્મ વચ્ચે મોટો તફાવત જુએ છે. રે સ્વયં કોઈ નવલકથા કે ટૂંકી વાર્તાને ફિલ્મીકરણ માટે પસંદ કરે છે, પરંતુ એની ફિલ્મો જોતાં કેટલાક ટીકાકારોને એમ જ લાગ્યું છે કે મૂળ કૃતિઓની એણે હિંસા કરી છે. ને મૂળ'કથાને કહે છે પરંતુ શબ્દોની મદદ વડે નહિ; Images–ભાવકલ્પનોની મદદ વડે કહે છે. તેના મત પ્રમાણે બધા જ નિર્માતાઓએ આ પ્રમાણે કરવું જોઈએ – જો તેઓ સિનેમાને સાહિત્યથી, દૃશ્ય ભાવકલ્પનને શાબ્દિક ભાવકલ્પનથી મુક્ત કરવા માગતા હોય જ્યાં સુધી આલોચકો અને સિનેમા રસિકો રેનાં ભાવકલ્પનો ન સમજે ત્યાંસુધી તેઓ રેને તેના સાચા સર્જકના રૂપમાં સમજી શકે એમ નથી. રે ફિલ્મીકરણ માટે પસંદ કરેલી વાર્તામાં પોતાનું વલણ—Attitude રજૂ કરે છે. એની વસ્તુની માવજત હમેશાં કલાત્મક રહી છે.

રે વિશે નોંધપાત્ર વસ્તુ એ છે કે તે પોતાના પ્રત્યેક કાર્યમાં સત્વર અનન્ય સૌરભ પ્રાપ્ત કરે છે. તે હંમેશા વસ્તુના મૂળની સમક્ષ પહોંચી જાય છે અને એટલે જ તે વસ્તુના મૂળને સમજે છે અને તેનું આયોજન કરે છે. તદ્દન સાદા અર્થમાં જો કહીએ તો ફિલ્મની ટેકનીકના કેટલાક શાસ્ત્રીય નિયમો પકડ્યા પછી રે પોતાની લાગણીઓનું ભાવકલ્પનોમાં રૂપાંતર કરે છે કે જેથી એમ લાગે કે શબ્દો અસ્તિત્વ ધરાવતા નથી. ફિલ્મ–સ્ક્રીપ્ટનો જરૂરી પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. પિક્ચરને શૂટ કરવા (ઉતારવા) માટે ભલે ફિલ્મ–સ્ક્રીપ્ટ હોય, પરંતુ તેના શબ્દોનું સફળતાપૂર્વક દૃશ્ય સ્વરૂપમાં રૂપાંતર ન થાય તો બહેતર છે કે એવી ફિલ્મ–સ્ક્રીપ્ટનું અસ્તિત્વ જ ન હોય.

કેટલાક લોકો પહેલાં એવી ફરિયાદ કરતા કે સત્યજીત રેની સિનેમાની સમજ (Cinematic Sense) કેવળ દુઃખ અને દુઃખી પીડિત લોકોના નિરૂપણ દ્વારા જ વિકસિત થતી. જાણે એ ફરિયાદના જવાબમાં રેએ 'કાંચનજંઘા' ફિલ્મમાં શિક્ષિત, સુધરેલા લોકોનાં પાત્રોની આસપાસ એક કથા ગૂંથી છે કે જેની પશ્ચાદ્ભૂ રમ્ય અને આકર્ષક દાર્જિલિંગ છે. એ ફિલ્મ ઈસ્ટમેન કલરમાં છે બીજી એક ટીકા સત્યજીત રેની ફિલ્મો વિશે થઈ છે અને એ પણ પ્રત્યુત્તર માગે છે. રે ઘણો જ મંદ છે અને એનાં

દશ્યો ઘણીવાર એવું સૂચવે છે કે જાણે એનો કેમેરામેન કેમેરાની ચાંપ દબાવીને વેકેશન પર કેમ ન નીકળ્યો હોય! એના ટીકાકારો ઉપહાસ કરતાં કહે છે કે રે એવા પ્રકારનો ફિલ્મસર્જક છે કે જેને એક માણસને સિગરેટ સળગાવતો બનાવવા માટે ૩૦૦ ફીટ લાંબી ફિલ્મ પટ્ટી જોઈએ! ત્યારે ૩૦૦ ફીટની અંદર 'અભિજન' ફિલ્મનાં કેટલાંક દશ્યોમાં રે ધવળ પડદાને એવા તો કાર્યવેગથી પ્રકાશિત કરી મૂકે છે કે પ્રેક્ષક એકદમ ચકિત થઈ જાય છે

સત્યજીત રેને આપણે આધુનિક, પ્રયોગશીલ કવિતામાં વપરાતાં નવાં પ્રતીકો અને ભાવકલ્પનો પોતાની ફિલ્મોમાં પ્રયોજતો જોઈએ છીએ હિંદી ફિલ્મોમાં વપરાતાં પ્રતીકો ઘસાઈને બિલકુલ જૂનાં થઈ ગયાં છે રે પ્રસુપ્તિમજ્જક ફિલ્મસર્જક હોવાથી આવાં ચીલાચાલુ પ્રતીકો કે પ્રતીકાત્મક પ્રદર્શનમાં બિલકુલ માનતો નથી 'તીન કન્યા' નામની ટાગોરની ત્રણ વાર્તાઓ પરથી ઉતારેલી ફિલ્મમાં રે ફિલ્મની એક વાર્તામાં મરેલી ખિસકોલીને પ્રતીક તરીકે યોજે છે. આ ખિસકોલીની સાથે નાનપણથી જ ખેલતી વાર્તાની ચંચલ સ્વભાવની નાયિકા લગ્નજીવનના ગાંભીર્યનું ભાન થતાં એ ખિસકોલીને ગુસ્સામાં મારી નાખે છે. અહીં ખિસકોલીનું મૃત્યુ એની પહેલાંના ચંચલ સ્વભાવના પરિવર્તનનું પ્રતીક બને છે 'અપુર સંસાર'માં અપુની સાસુ એની મૃતપુત્રીના નાના બાળકને હીંચકો નાખતી હોય છે. એ સમયે એને પુત્રીનું સ્મરણ થાય છે તરત જ ઉત્કટ લાગણી અનુભવતી તે રડી પડે છે તેની ધસમસતી લાગણીનું પ્રતીક ઊછળતા સમુદ્રનાં મોજાં બને છે અને પછી એ રુદન શમતાં શાંત પડતાં કિનારાને અડતાં મોજાં પ્રતીક બને છે. આ ફિલ્મના એક અન્ય દશ્યમાં અપુની ગરીબાઈનાં નગ્ન દર્શન કરાવતી ઓરડીમાં તરતની પરણેતર પત્ની સાથે, રહેતો અપુ સવારે એના પહેલાં ઊઠી ગયેલી પત્નીના બાજુના ઓશિકા તળે રહી ગયેલી પિનને ધારીને જૂએ છે ત્યારે એ પિન તેમના દાંપત્ય જીવનના સુખના પ્રતીક તરીકે યોજાયેલી હોય છે. 'જલસાઘર' નામના રેના પિક્ચરમાં રેએ સમગ્ર ચિત્રને પ્રતીકાત્મક બનાવ્યું છે. પણ પ્રતીકોનો અતિશય ઉપયોગ પિક્ચરને દુર્બોધ બનાવે છે અને વાર્તાતત્ત્વને બિલકુલ જોખમમાં મૂકે છે. આમ અતિશય પ્રતીકોના પ્રદર્શન માટે રેની ટીકા પણ કરવામાં આવી છે.

'કાંચનજંઘા' ફિલ્મમાં સિનેમાની પોતાની ભાષાને 'Camera-Stylo'ના સફળ સીમાચિહ્નરૂપે રેએ વિકસાવી છે. આ ફિલ્મનું વસ્તુ વર્તમાન સંઘર્ષમય યુગનું તથા એમાં થતાં પરિવર્તિત મૂલ્યોનું છે જૂના અને નવા જમાના વચ્ચેનો સંઘર્ષ એમની લગભગ બધી જ ફિલ્મોમાં એક યા બીજી રીતે આલેખાયો છે 'દેવી' ફિલ્મે પુષ્કળ ચર્ચા જગાવી હતી રેએ એની Unconventionalism—અપ્રણાલિકાગતને 'દેવી'માં વિસ્તૃત કરી છે. આ ફિલ્મ રેની એક મહાન, જ્વલંત સિદ્ધિ છે. મૂળકથાના સત્ત્વને રેએ આ ફિલ્મમાં જાળવી રાખ્યું છે. આ કથા એમ કહે છે કે Fanaticism—ધાર્મિક અંધશ્રદ્ધા અને ઝનૂન સર્જનને બદલે સંહાર પેદા કરે છે. સૌથી પ્રથમવાર યુરોપના અને ભારતીય પ્રાંતોના ફિલ્મ-નિર્માતાઓ અને ફિલ્મ પ્રેક્ષકો જોશે કે રૂપેરી પડદાપર શી રીતે માનસશાસ્ત્રીય સંઘર્ષને કાવ્યાત્મક રીતે રજૂ કરી શકાય. 'દેવી' ફિલ્મ સજાગ અને વિભાજિત વ્યક્તિત્વના અભ્યાસને માનસિક અંધશ્રદ્ધા અને એની સામેના બળવા વચ્ચેના બળવાન સંઘર્ષમાં રૂપાંતર કરે છે. 'અભિજન' ફિલ્મમાં આલેખાયાં છે ગુનાવૃત્તિ અને લાલચ તથા સફેદ ગુલામોનું Trafficking અને અફીણની દાણચોરી જેવાં કાળાં કૃત્યો.

'દેવી' ફિલ્મમાં રેએ માનવીને એની સૌથી નબળી પળોમાં પકડ્યો છે અને ઝીણવટભરી વીગતો અને સત્ય માટેની જાદુભરી આંખો વડે માનવીય 'મૂર્ખતા'ની કરુણાંતિકાને ચોંકાવે એવા 'અભિવ્યક્તિના નવા સ્વરૂપ'માં છેલ્લા દશ્યમાં દર્શાવી છે. આ મહાન કૃતિ રેએ પોતે નિજી અનુભવમાંથી શીખેલા ફિલ્મનિર્માણના પાઠો તથા કેમેરા, અવાજ અને સંગીતનો સ્વરૂપીય (Functional) ઉપયોગ ભવિષ્યના ઘણા નિર્માતાઓને શીખવશે.

લિન્ડસે એન્ડરસન અને સિડની મેયર્સ નામના

યુરોપીય નિર્માતાઓને લાગ્યું છે કે સત્યજીત રેનું ફિલ્મ-જગતમાં પ્રાગટ્ય એ પ્રસંગ હમણાંના નજીકના વર્ષોના સીનેમાનો સૌથી અતિમહત્વનો વિકાસ છે. એની 'પથેર પાંચાલી' ફિલ્મને દુનિયાની સનાતન કાળ માટેની શ્રેષ્ઠ દસ ફિલ્મોમાં સ્થાન પ્રાપ્ત થયું છે

રેની કેટલીક ફિલ્મો જોવાથી વર્ણનાત્મક વાસ્તવિકતા અને કથાત્મક વાસ્તવિકતાની સૌથી સુંદર સમજ પડે જે ફિલ્મો દેશકાલીન વાસ્તવનું ચિત્ર અથવા એનાં કેટલાક પાસાં અને એ પાસાંની ટીકાનું ચિત્ર 'શા માટે' એમ કહ્યા વગર આપે છે, તે ફિલ્મોને પ્રથમ કક્ષામાં મૂકી શકાય જે ફિલ્મો પિક્ચરથી પર જઈ 'શા માટે'-ની શોધમાં નીકળે અને આપણને હકીકત અને પ્રસંગો વચ્ચેનો ગહનસંબંધ સમજાવે છે, તેમને બીજી કક્ષામાં મૂકી શકાય વર્ણનાત્મક વાસ્તવિકતાનો અર્થ એ કે ભાગ લીધા વિના નિરીક્ષણ કરવું અને કથાત્મક વાસ્તવિકતાનો અર્થ ભાગ લેવું તે છે આ બે પ્રકારનાં વલણો રેની કઈ ફિલ્મમાં વધારે નોંધી શકાય એ બાબત વિવાદાસ્પદ છે, તથાપિ 'અપરાજિતો' અને 'અપુર-સંસાર' અને 'તીનકન્યા' માં ભાગ લેવાની વૃત્તિ વધારે પ્રમાણમાં દેખાય છે આને જ કારણે આ ફિલ્મોમાં આપણે 'drama' — નાટકનાં તત્વો વિશેષ પ્રમાણમાં જોઈએ છીએ. 'અપરાજિતો'માં તો કેવળ વાતાવરણનું જ નિરૂપણ હોય એમ લાગે છે.

અંતમાં સત્યજીત રે ધંધાદારી ફિલ્મ નિર્માતાઓ કરતાં બિલકુલ જુદા પડે છે રે કલાત્મક સિદ્ધિમાં માને છે; ધંધાદારી સાફલ્યમાં માનતા નથી વિવેચનની દૃષ્ટિએ રેને પ્રણાલિભંજક ફિલ્મસર્જક કહી શકાય સત્યજીત રેની ફિલ્મોની અસર હેઠળ બંગાળી ફિલ્મ-જગતમાં એક અભિનવ ફિલ્મ નિર્માતાઓનું મોજું ફરી વળ્યું છે. આ નવા પ્રયોગવાદી નિર્માતાઓ રેની માફક જ કથાની પસંદગીમાં તથા તેની માવજતમાં તથા સિનેમા પરત્વેના તેમના વલણમાં એ પ્રણાલિકાભંગ હોય છે. આવી ફિલ્મોને off-beat એટલે કે ચીલાચાલુ ફિલ્મોથી મુક્ત લેખવામાં આવે છે. આવી ફિલ્મોમાં જીવનનું વાસ્તવ દેખાય છે. હિંદી ફિલ્મોમાં ડગલે ને પગલે જોવા મળતો શૃંગારનો અતિરેક અને સસ્તી ઈશ્કબાજી તથા ગીતો અને સંગીતનું સવિશેષ પ્રમાણ આ ફિલ્મોમાં જોવા મળતાં નથી પાત્રોનો અભિનય પણ સંયમયુક્ત અને સ્વાભાવિક હોય છે. રે પોતાનાં પાત્રો પાસે વાસ્તવિક અભિનય દર્શાવવામાં મહાન દિગ્દર્શક તરીકે પણ દેખાય છે. રે કુશળ નિર્માતા, દિગ્દર્શક, પટકથાકાર, અભિનેતા તરીકે ફિલ્મજગતની બહુમુખી પ્રતિભા છે.



[ અનુસંધાન પાન ૧૨માનું ચાલુ ]

અવલોકન બાબતમાં મતભેદ પ્રવર્તતો હોય કેટલાકને મને, સમાજની જોહુકમી રાજ્ય નિયંત્રણના કોઈપણ સ્વરૂપ દ્વારા લદાયેલી જોહુકમી કરતાં, વધુ ખરાબ છે. બીજા કેટલાક આથી ઊલટું પણ માનતા હોઈ શકે. પરંતુ વાસ્તવિક રીતે તો આના જવાબનો આધાર એ વાત ઉપર છે કે કેવા પ્રકારના લોકોનું રાજ્ય બનેલું છે. સંસ્કાર દ્વારા નિયંત્રણની તરફેણમાં હંમેશા એક દલીલ તો રહેલી જ છે અને તે એ કે આવાં નિયંત્રણનો અમલ એવા લોકોના હાથે થતો હોય છે કે જેમાં, રાજ્યના નોકરશાહો કોઈ પણ જાણી શકે તેનાં કરતાં, આપણે વિષે તેઓ ઘણું વધારે અને વધુ નીકટતાથી જાણતા હોય છે. આવા લોકો જ જરૂર મુજબ ભેદ પાડવાનું અને અપવાદો કરવાનું કરી શકે. ન્યાયાધીશ દ્વારા નિયંત્રિત એવી કારોબારી સત્તાની શિસ્ત કરતાંય આમાં વધુ શિસ્ત હોવા ઉપરાંત લવચિકતા ઘણી બધી રહેતી હોય છે આ વિષયની વધુ વિચારણા આપણને ચાલુ રાજકારણ ઉપર લઈ જાય; આપણે એ પ્રજાજનોની વિચારસરણી અને મગજશક્તિ ઉપર છોડી દઈએ...



# રંગદ્વેષ : ભૂમિકા અને ભાવિ | ચંપકલાલ ભટ્ટ

માનવ સમાજ પોતાની તરક્કી શોધતો શોધતો મથામણ કરતો રહે છે ત્યારે તે મુસાફરીમાં હંમેશાં તેને ઘર્ષણના સીમાચિહ્નોનો ભેટો થાય જ છે.

બીજા વિશ્વયુદ્ધ પછીનું આવું એક ઘર્ષણનું સીમાચિહ્ન (જેનો ભેટો લગભગ વિશ્વના દરેક ખંડની પ્રજાને અને ખાસ કરીને યુરોપીય દેશોને—એટલે કે ગોરી ચામડીની વસ્તીવાળા પ્રદેશોને—થયો છે) તે છે કાળા લોકો એટલે કે હબસીઓ કે નિગ્રો નામે ઓળખાતી પ્રજા સાથેના ઘર્ષણ અંગેનો.

આમ તો, અગાધ કુદરતમાંનાં સત્વો શોધવાની પ્રક્રિયામાં એટલે કે માનવીનો દાદર ચઢવામાં આ જાતિએ ઘણીવાર અકલ્પ્ય અને અણધાર્યો ઉકળાટ અને હાફ અનુભવ્યાની હકીકત ઇતિહાસ નોંધી જાય છે; અને એટલે જ એમ કહેવાય છે કે આ દાદરના દરેક પગલે માણસને કોઈ ને કોઈ પ્રકારના ઘર્ષણનો સામનો તો કરવો જ પડે છે પરંતુ, અંતે તો, તે ઘર્ષણ ફળદાયી જ હોય છે. આ ઘર્ષણથી માણસ જાતનો ઉપરને પગથીએ જવાની શક્તિ અને ગતિ વધે છે, એટલું જ નહીં પરંતુ, નવી સ્થિરતા પણ આવે છે—જો કે, માનવવારસાનું ભાથું દરેક પગથિયે મોટું અને મોટું કદ ધારણ કરે છે.

બીજા વિશ્વયુદ્ધ પછી આફ્રિકા, દક્ષિણ આફ્રિકા, અમેરિકા તથા દૂર પૂર્વમાં વસતી કાળી હબસી પ્રજાઓની ઉત્થાન–શક્તિનું આપણને જે દર્શન થયું છે તેની પાછળ સશક્ત ઐતિહાસિક ભૂમિકા પથરાયેલી છે.

માનવસંસ્કૃતિનાં દર્શન કર્યા પછી, તેનો મધુર સ્વાદ ચાખ્યા પછી, અને તેની પ્રગતિના દરેક ક્ષેત્રે તેને મદદરૂપ થાય તેમ લાગ્યા પછી, એ ચપળ બુદ્ધિમાન, બહાદુર અને સશક્ત પ્રજાને માનવસંસ્કૃતિના સરોવરમાંથી પાણી પી તરસ છીપાવતાં કેમ કરી, ક્યાં સુધી, રોકી શકાય? એટલું જ નહીં પરંતુ તેમની મહત્વાકાંક્ષાને પોષવી, તેને યોગ્ય પ્રોત્સાહન આપવું તે વિશ્વની વધારે સમૃદ્ધ પ્રજાઓના લાભમાં પણ હતું; એટલું જ નહીં, પરંતુ તેમના ખુદ અસ્તિત્વ માટે પણ જરૂરી હતું આ પ્રકારના ઐતિહાસિક સંજોગો બીજા વિશ્વયુદ્ધ પછી ઊભા થયા, ઊભા થતા ગયા, ઊભા થતા જાય છે. આ સંજોગોમાં કાળી પ્રજાનું આ "ઉત્થાન" દુષ્પ્રાપ્ય ન બને તે ઇચ્છવું અને તે માટેની સક્રિયતા દાખવવી તે ઐતિહાસિક રીતે આવશ્યક હતું.

૨

ઐતિહાસિક ભૂમિકા તપાસીએ—ઉપરનાં વિધાનોની અગત્ય સમજાશે.

સત્તરમી સદીના ઇતિહાસના કોઈ મહાયોગમાં યુરોપમાં આપણને ઔદ્યોગિક ક્રાન્તિનાં દર્શન થયાં.

પ્રવર્તતી સામાજિક વ્યવસ્થામાં આ બનાવે પથ્થર પડવા જેવી અસર ઉપજાવી જેને આપણે સાધારણ ભાષામાં અકસ્માત કહીએ તેવા સાંયોગિક અકસ્માતોએ આમાંથી મૂડીપતિઓનો એક વર્ગ ઊભો કર્યો. ત્યારબાદ આ વર્ગે પૈસાને જોરે રાજ્ય, ધર્મ ઉપર પણ સહેલાઈથી વર્ચસ્વ જમાવ્યું

આ સંજોગોએ અમુક દેશો અને પ્રજાને સપદ્ધ બનાવી અને પરિણામે એ દેશો અને પ્રજાએ, જેને આપણે સંસ્થાનવાદ કહીએ છીએ, જેને આપણે શાહીવાદ કહીએ છીએ તેને, સર્જ્યો. સાંયોગિક રીતે રાજ્યો એવાં હતાં જેમાં ગોરી પ્રજા વસતી હતી. પોતાની સંસ્કૃતિ, પોતાનાં સાધનો અને સાથે સાથે વિજ્ઞાને આપેલી – પૂરી પાડેલી સુસજ્જતાઓથી જરા મદમાં આવેલી આ પ્રજાઓની દૃષ્ટિ, મુખ્યત્વે આફ્રિકાનાં ગાઢાં, અણખેડેલાં અને વિકરાળ જંગલો તરફ વળી. કોઈકે દક્ષિણ આફ્રિકા કે અમેરિકાના નવા વસવાટને જેરવી શકે એવા પ્રદેશો ઉપર મીટ માંડી—જૂના જમાનામાં આર્ય પ્રજાએ મધ્ય એશિયામાંથી જેવી દૃષ્ટિ મૂકી હતી તેમ. અલબત્ત વર્ષો સુધી આ પ્રદેશને

ખેડી માલેતુજાર થવા ઉપરાંત આ ગોરી પ્રજાઓના સંસર્ગમાં આવતાં તે તે દેશની કાળી પ્રજાઓમાં એક નવી જ દૃષ્ટિ પેદા થઈ : ગોરી પ્રજાના રહેણી કરણીના સંસ્કાર, વિજ્ઞાનના સંસ્કાર, તેમની કેળવણીના સંસ્કાર તેમના સામાજિક રાજકીય વિચારોના સંસ્કારનો થોડો રસ આ પ્રજાઓએ ચાખ્યો અને તેથી તેઓની દૃષ્ટિ પણ બદલાઈ. આ હતો શાહીવાદી, સંસ્થાનવાદી ચૂસણનીતિ અને સંસ્કાર-સંસર્ગનો જમાનો.

ઔદ્યોગિક ક્રાન્તિએ ઊભી કરેલી મૂડીનો આ પ્રતાપ છે, એમ કાર્લ માર્ક્સે પ્રતિપાદિત કર્યું. ચૂસણ ખોરીનો ભોગ બનેલી પ્રજાની આકાંક્ષાઓ જાગી—સ્વાભાવિક રીતે જાગે જ; અને ૧૮મી સદી પછીના સમાજમાં આ વિચારસરણીએ ભારે વિચારમંથનો સર્જ્યાં. પોતાની આ સમાલોચનાને વિજ્ઞાનની ભૂમિકા ઉપર મૂકી; વિચારને એક વિશાળ ફિલસૂફી આપી. પરિણામે ખાસ કરીને કાળા માનવીઓના દેશોની પ્રજામાં એક પ્રકારનો વિચાર વિક્ષોભ પેદા થયો. શાહીવાદવિરોધી મૂડીવાદવિરોધી, શોષણવિરોધી બહુજન ઘુમરાણ ચારે બાજુ ઊભી થઈ ઈતિહાસની એક બીજી સાંયોગિક ઘટનાએ માર્ક્સના આ વિચારને ભૂમિકા આપી અર્ધ ગોરા અર્ધ કાળા પ્રજાજનોવાળા રશિયામાં તેણે રાજ્ય સત્તા કબજે કરી.

માણસને માણસની શોષણખોરીથી છોડાવવાની તેની ઘુમરાણ અને શક્તિ વેગ પકડે તેવા સ્વાભાવિક સંજોગો હતા. દરેકને રોજી રોટી આપવાની રાજ્યની અને સમાજની ફરજ છે અને તે ન મળે તો જેની પાસે છે તેની પાસેથી છીનવીને રોટલો મેળવી લેવાનો તેને હક છે—એ ઘોષણાએ લગભગ દરેક દેશોમાં પકડ જમાવી. માનવીના દેદાર વિષેના મૂળભૂત રીતે ખોટા ખ્યાલોને લીધે, મનુષ્ય જીવનનાં કેટલાંક મહામૂલ્યોને તેણે ઠુકરાવ્યાં. પરિણામે આ ફિલસૂફીની વિરુદ્ધ એ જ સામાજિક આદર્શો સાથેની બીજી સામાજિક વ્યવસ્થાઓ વિચારાઈ અને સ્થિર થઈ. આ સાથે જ જેની વિચારસરણીમાં માણસનું માણસ તરીકેનું કોઈ જ મૂલ્ય નથી તેવો એક ફાસીવાદી વિચાર પણ યુરોપમાં જન્મ પામ્યો. એક રીતે સામ્યવાદના પ્રત્યાઘાત તરીકે, અને સાથે સાથે 'લિબરલ' મૂલ્યોએ દર્શાવેલા પ્રમાદે તથા ફાસીવાદનો યોગ્ય સામનો કરતાં ડરવાને લીધે તથા બીજાં અનેક રાજકીય-સામાજિક કારણોને લીધે આ ઝનૂની રાષ્ટ્રવાદે ભીષણ રૂપ ધારણ કર્યું; યુદ્ધ અનિવાર્ય બન્યું; અને તે યુદ્ધે બીજું વિશ્વયુદ્ધ સર્જ્યું. આ યુદ્ધને અંતે ફાસીવાદનો તો નાશ થયો પણ સામ્યવાદ, સંસ્થાનવાદ, મૂડીવાદ અને બીજા સામાજિક વિચારો પણ નવાં જ સ્વરૂપે પ્રકટ થયા.

આ યુદ્ધનું રૂપ એટલું ભયંકર હતું કે ફાસીવાદને ગોરી કાળી તમામ પ્રજાઓના સક્રિય સાથ વિના હરાવવો મુશ્કેલ હતો. આથી જ તેને અંતે કાળા-ગોરાના ભેદ જરાતરા હળવા થયેલા દેખાયા. અને કાળીપ્રજાનો અપૂર્વ મિજાજ પ્રગટ થયો.

ચાર દેશોથી શરૂ થયેલી 'યુનો' સંસ્થામાં અત્યારે ૧૦૯ સ્વતંત્ર દેશો બેસે છે, એ બતાવે છે કે, "ડીકોલોનાઈઝેશન"ની ગતિ અને તેનો પ્રકાર કેટલો સ્વાભાવિક અને ઐતિહાસિક હતો. અને દીર્ઘ દૃષ્ટિથી અગાઉથી જોવાય તેવો પણ હતો.

સંસ્થાનોની પ્રજા આઝાદ થઈ તે સાથે જ જે દેશોએ કાળી પ્રજાના પ્રદેશો ઉપર પોતાનો વસવાટ સ્થિર કર્યો તેઓ આ તાજી હવા ફેલાઈ.

અહીં, એક બીજો પ્રવાહ પણ જોવો જરૂરી છે. લગભગ વીસેક વર્ષના ગાળામાં ક્રાન્તિકારી સામ્યવાદના દેદાર તરફ સૂક્ષ્મ નજર નાંખતાં દેખાવા લાગ્યું કે વ્યવહારમાં આ વાદે કોઈક જુદું જ સ્વરૂપ ધારણ કર્યું હતું. આ લાંબા ગાળા દરમ્યાન, 'હ્યુમન ડીસેન્સી' ઉપર જે હુમલા થયા, રશિયામાં વ્યક્તિત્વને જે વણુઠો લાગ્યો, જે હત્યાકાંડો રચાયા, જે 'કોન્સન્ટ્રેશન' કેમ્પો સર્જાઈ, જે 'બ્રેઈનવૉશ' દેખાયા, એથી ખુદ માર્ક્સના સિદ્ધાન્તોની વિકૃતિ થયેલી વરતાઈ. વૈજ્ઞાનિક સમસ્યાઓની મદદથી માલુમ અને માણસાઈનું

● મર્હુમ શ્રી. એમ. એન. રોય જેવા એક સમર્થ સામાજિક ફિલસૂફે જેને "ડીકોલોનાઈઝેશન" કહીએ તેવી વિચારસરણી અને આચારની આગાહી છેક ૧૯૨૬માં કરેલી હતી.

જે સ્વરૂપ માર્ક્સને દેખાયેલું તે પર જડસુ તર્કવાદી વિચારોનું ધુમ્મસ ચઢેલું દેખાયું તેમાં પણ ખાસ કરીને, માણસની આખી ને આખી દૃષ્ટિને મનોવૈજ્ઞાનિક પદ્ધતિઓ દ્વારા 'કન્ડીશન્ડ' કરવાની તેની રીતથી માણસાઈનાં કેટલાંક મહામૂલ્યોનો હ્રાસ થયેલો દેખાયો. આથી દુનિયાનો અમુક વર્ગ ચોંકી ઊઠયો અને સામ્યવાદને જન્મ આપનારી ફિલસૂફીને જ પડકારી તેનાં પરિણામોને સ્વીકારતી નવીન જીવનદૃષ્ટિ વિષે લોકો વિચારતા થયા.

બરાબર આજ ભૂમિકા ઉપર યુનાઈટેડ નેશન્સની સંસ્થાનું સર્જન થયું. એટલું જ નહીં પરંતુ તે સંસ્થા 'ચાર્ટર ઓફ હ્યુમન રાઈટ્સ' (માનવ અધિકારો) ના દસ્તાવેજ પરજ સ્થિર થઈ શકે તેવું દુનિયાના પ્રગતિશીલ વિચારકોને લાગ્યું.

લોકશાહી અને સરમુખત્યારશાહીની અથડામણમાં લોકશાહી ત્યારે જ સમૃદ્ધ અને સ્થિર થાય જ્યારે તે સમજ પૂર્વકની હોય, ફક્ત વિચારોમાં જ દૃઢ થવાને બદલે તે કાર્યશીલ થાય ત્યારે જ તે મૂળ પકડે એવો ધ્વની ઊઠયો

એકાદ દૃષ્ટાંતથી આ સમજીએ

આજથી લગભગ ૧૦૦ વર્ષ પહેલાં ગુલામી-નાબુદીનાં સૂત્રો લગભગ આખા વિશ્વમાં ગાજ્યાં. અને અમેરિકામાં પ્રેસીડેન્ટ લિંકનની આગેવાની નીચે એનાં દુંદુભી ગગડયાં. ગુલામીની મુક્તિના સરળ વિચારમાંથી માનવીના હક્કોની મૂળભૂત માગણી તરફ માણસના વિચારો કેમ વળ્યા તે પ્રક્રિયા સમજવા જેવી છે. તે વખતનો ગુલામ પોતાના શેઠની તરફ વીલે મોઢે જોઈ જાણે રક્ષણાત્મક રીતે પોતાની બંધન-મુક્તિ માગતો હોય તેવો દેખાતો હતો. શેઠ પણ જાણે પોતે કાંઈક ઉપકાર કરતો હોય, પોતાના ગુલામ તરફ કાંઈક દયા કરતો હોય તેમ વર્તવા માગતો દેખાતો હતો. પોતાના આશ્રિતને પશુવત્ રાખવાનો તેને જાણે ઈશ્વરી હક્ક હોય તે રીતે ગુલામી-નાબુદીના બનાવને તે જોતો દેખાતો. તેમાં માણસને કે માણસાઈને સમજવાની કોઈ દૃષ્ટિ ન હતી, એટલું જ નહીં પણ મુક્તિ માગતા ગુલામોમાં પણ કોઈ હક્ક સ્થાપિત કરવાની કે કોઈ બિનજરૂરી, જંગલી, અકુદરતી અન્યાયને દૂર કરાવવાની તમન્ના નહોતી દેખાતી. ૧૦૦ વર્ષ પછી બન્ને પક્ષે દૃષ્ટિ બદલાઈ છે. થોડા સમય પૂર્વેના સંસ્થાનવાદીઓની દૃષ્ટિ પણ મૂળભૂત રીતે બદલાઈ. પહેલાં તે, તે યુગના રાજકીય-સામાજિક પ્રવાહોથી 'કન્ડીશન્ડ' થયેલી હતી બીજી બાજુ, કાળી પ્રજાએ પણ હવે નિરાધાર રહેવાને બદલે પોતાના હક્કો માટે 'આક્રમક' વલણ બતાવવું શરૂ કર્યું. મનુષ્ય તરીકે જીવવાનો તેમનો મૂળભૂત હક્ક છે અને તે હક્કને દબાવી રાખવાનો કોઈને હક્ક નથી; એમ કરવા જે પ્રયત્ન કરશે તે નવી હવાના વંટોળમાં રૂંધાઈ જશે-એવું વાતાવરણ પણ સર્જાયું આ પ્રમાણે આખી રાજકીય-સામાજિક આબોહવાએ જ આ સો વર્ષમાં પલટો ખાધો.

હા, આ હવા ફૂંકનારી લોકશાહી અને સરમુખત્યારશાહી વચ્ચે મૂળભૂત ઘર્ષણ હતું—આ બન્ને વિચારો વચ્ચે એક વાતની હરીફાઈ, જાણે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે, થઈ રહી ન હોય! મોટા માનવ સમુદાયોને ગુલામ રાખી તેમના ઉપર માતબર થવાના વિચાર સુદ્ધાંએ દેશવટો લીધો. સામાજિક અન્યાય કે આર્થિક અસમાનતા વધુ વખત શક્ય નથી, પોતાના હિતમાં તે ટકાવી રાખવા યોગ્ય નથી એમ ખુદ મૂડીવાદી વર્ગને પણ સમજાયું અહીં એક વસ્તુ સમજવા જેવી છે કે વૈજ્ઞાનિક રીતે અને શસ્ત્રીકરણમાં આગળ વધેલા લોકશાહી દેશોને આંબી જઈ સામ્યવાદી રશિયા એ ક્ષેત્રે પશ્ચિમી દેશો સાથે હરીફાઈ કરી ગયું ન હોત તો કદાચ આ વિચાર-પ્રક્રિયાની ગતિ મંદ હોત આ પ્રક્રિયા પાછળ આ કાળી પ્રજાને લોકશાહીની તરફેણમાં જીતી લેવાનો વિચાર એ મુખ્ય ભૂમિકા ઉપર હતો અને સામ્યવાદ જો બીજા વિશ્વયુદ્ધને અંતે વૈજ્ઞાનિક ક્ષેત્રે નબળો રહ્યો હોત તો કચડાયેલી પ્રજાને જીતી લેવા તરફ ઢળતા લોકશાહી દેશોના વિચારો અને સમર્થનો કદાચ સામ્યવાદના નાશ તરફ વધારે ઢળતા દેખાતા હોત. આ એક શક્ય વિચાર તરીકે રજુ કરું છું—નહીં કે એક નિશ્ચિત અભિપ્રાય તરીકે; કારણ કે તે અરસામાં ભયંકર ફાસીવાદી સમાજ પ્રતિક તરફ

વળેલું વિશ્વનું ધ્યાન રહેવાઈથી વાળી શકાય તેમ ન હતું

● આ રીતે, અન્યાય દૂર કરવાની દયાભરી દૃષ્ટિનું સ્થાન 'મેન-ટુ-મેન'ના ધોરણે વિચારાતી દૃષ્ટિએ લીધું આથી જ સંસ્થાનોની સ્વતંત્રતા અને તમામ પ્રજાઓના માનવહક્કો પ્રસ્થાપિત કરવા માટેનું વાતાવરણ ગયા સો વર્ષના ગાળામાં વધુ સ્પષ્ટ અને સરળ બન્યું

ગોરી અને કાળી પ્રજા વચ્ચેના સબંધોના પ્રકારને પણ આપણે જોવા જોઈશે સંસ્થાનોની કાળી પ્રજા તરફ વસાહતી ગોરાઓના વર્તાવ પ્રત્યે, અને જે ગોરી પ્રજાઓએ કાળી પ્રજાની વસાહતોને પોતાનો દેશ બનાવ્યો હતો ત્યાંની ગોરી પ્રજાઓના ત્યાંની જ કાળી પ્રજાઓ સાથેના વર્તાવ અંગે, દુનિયાના પ્રત્યાઘાતમાં ફરક દેખાયો છે. દા. ત. અલ્જીરિયામાં કે ઘાનામાં, યુગાન્ડા, કેનિયા કે ટાંગાનીકામાંની કાળી પ્રજા પ્રત્યે આંતરરાષ્ટ્રીય સહાનુભૂતિ ઊભી થતી આપણને દેખાઈ છે. તેમને માટે સક્રિય મદદ આવતી પણ દેખાઈ છે. જ્યારે દક્ષિણ આફ્રિકા અને અમેરિકા જેવા દેશોમાં ત્યાંની જ કાળી પ્રજા પ્રત્યેના ગોરા લોકોના વર્તનથી જુદા જ પ્રકારની સહાનુભૂતિ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઊભી થયેલી આપણને દેખાય છે તેનું કારણ એ જણાય છે કે, પ્રથમ પ્રશ્ન તરફ રાજકીય દૃષ્ટિ રાખવી શક્ય છે જ્યારે બીજો પ્રશ્ન ખરી ખોટી રીતે પણ સામાજિક પ્રશ્ન બની રહે છે, બીજો પ્રશ્ન આંતરિક કે રાષ્ટ્રીય પ્રશ્ન બને છે. જ્યારે પહેલો પ્રશ્ન સંસ્થાનવાદમાંથી તે પ્રજાને છોડાવવાનો બની રહે છે; અને તે રીતે તે તરફ આંતરરાષ્ટ્રીય સહાનુભૂતિ અને મદદ સહજ છે

● આપણે જાતે જ અનુભવ્યું છે કે બ્રિટિશ ધુરંધરીમાંથી રાજકીય સ્વતંત્રતા મેળવવાની લડત પ્રત્યે આંતરરાષ્ટ્રીય પ્રજામતનો આપણને જેટલો સાથ અને સહારો મળેલો તેટલી સહાનુભૂતિ આપણને. આપણા દેશમાં હરિજનોની સામાજિક મુક્તિ પરત્વેના પ્રશ્નો અંગે મળતી નથી—મળી પણ શકે નહીં. દક્ષિણ આફ્રિકા અને અમેરિકામાં હબસીઓની સામાજિક દશા અને ભારતમાં હરિજનોની અને આદિવાસીઓની સામાજિક દશા વચ્ચે ભારે સામ્ય છે એ જોવું સહેલું છે.

● એટલે હબસીઓ પ્રત્યેનો પ્રશ્ન એક ક્ષેત્રે રાજકીય સ્વરૂપ ધારણ કરે છે જ્યારે બીજે ક્ષેત્રે તે સામાજિક પ્રશ્નનું સ્વરૂપ ધારણ કરે છે; અને એટલે જ આવા સામાજિક પ્રશ્નના ઉકેલ પ્રત્યે ધીરજ, વિવેક અને ડહાપણની જરૂર છે તે પ્રત્યે મનૂની વાતાવરણ પેદા કરવું ખતરનાક છે. ભારતને તેનો અનુભવ છે ૩૦-૩૦ વર્ષના સખ્ત રચનાત્મક કાર્ય પછી પણ ભારતમાં હરિજન તથા આદિવાસીને સમાન દરજ્જાના બનાવવાના પ્રયત્નો કેટલા સફળ થયા છે, એ નિષ્પક્ષ રીતે તપાસવાની જરૂર છે, જેથી અમેરિકાના પ્રગતિશીલ વિચારકોના પોતાની કાળી પ્રજાને સમકક્ષ બનાવવાના પ્રયત્નોની સહૃદયતા અને મુશ્કેલીઓ તરફ આપણી દૃષ્ટિ સ્વસ્થ કરી શકીએ.

અલબત્ત સામ્યવાદ તેના તરફ અતિ ઉત્સાહી પ્રમના ભરી દૃષ્ટિ બતાવે અને તેનો પ્રચારાત્મક ઉપયોગ કરે એ તેના વ્યૂહની દૃષ્ટિએ બરોબર છે

પરંતુ—

● આપણને અનુભવ છે એટલે આપણે સમજીએ છીએ કે માનવીના મૂળભૂત હક્કોના ધોરણે પણ સામાજિક પ્રશ્નોનો ઉકેલ ખાસ્સો અઘરો હોય છે.

સ્વીડનના પેલા ખ્યાતનામ લેખક અને સમાજશાસ્ત્રી ડૉ ગુન્નર મીરડાલે કહ્યું છે કે સામાજિક પરિવર્તનની ગતિ કદી સીધી લીટીમાં થતી નથી, પૂર્વગ્રહોથી તે ભરેલી હોય છે અને તે દૂર થતાં સમય લાગે જ છે

યુરોપના રેનેસાં યુગમાં તથા ખુદ બ્રિટનમાં અને તે પછી યુરોપમાં 'સર્ફ્ઝ' અંગેના તથા શિશુશ્રમ અંગેના સુધારાઓ, તથા યુરોપમાં ખુદ વિજ્ઞાનની સામે ધર્મના વડાઓ તરફથી જે ભયંકર વિરોધ રજૂ થયેલા, વિજ્ઞાનીઓ ઉપર જે રીતે માછલાં ધોવાયેલાં એ હજુ તાજો ઈતિહાસ છે

આ ઉપરાંત સામાજિક સુધારા અંગેની વિચારસરણીમાં બુદ્ધિવાદ (રેશનલ) ને ઉમેરવાનો પ્રયત્ન કઠીન છે, તે તો ઈતિહાસના અનેક દૃષ્ટાંતો ફરી ફરી કહી જાય છે સામાજિક પ્રશ્નોના બુદ્ધિ પૂર્વકના ઉપયોગમાં માણસની ઊર્મિઓ અને સ્થાપિત ભાવનાઓ ઉદ્વેગ—

પૂર્ણ ભાગ ભજવે છે એ પણ ઈતિહાસ ફરી ફરી સમજાવે છે.

૩

સામાજિક પ્રશ્નો અંગેની આ ઐતિહાસિક ભૂમિકા છે તે માટે પણ ઐતિહાસિક બળો કામ કરી રહ્યાં હોઈ પ્રાદેશિક સ્વતંત્રતા જેટલો જ એ પ્રશ્ન પણ ઐતિહાસિક રીતે અનિવાર્ય બની રહ્યો છે. આ બળોને નહીં સમજવાથી, અગર કોઈ પૂર્વગ્રહથી, અગર કોઈ 'સ્થાપિત હિત'ના રક્ષણ માટે આ પ્રશ્નોના ઉકેલના મઝામાં હાડકું નાંખવા જે કોઈ પ્રેગશે તેઓ આ પ્રશ્નના ઉકેલમાં રહેલી 'અનિવાર્યતા'ને લીધે કામયાબ તો નહી જ બને, પરંતુ તેઓ એવા કનિષ્ઠ પ્રકારનું સામાજિક ઘર્ષણ કદાચ ઊભું કરી જશે જે આપણી સંસ્કૃતિની કૂચને ઘડીભર થંભાવી દે. દક્ષિણ અમેરિકાના 'એપરથેડ'વાદીઓ (અંધ-ઉગ્ર રંગદ્વેષીઓ) આલ્બેની-આના ગવર્નર જ્યોર્જ વોલેસ અને ઇતિહાસના પ્રવાહોથી અજાની તેવા તેના અનુયાયીઓ આલ્જીરીયાના ગોરા વસાહતવાદીઓ, અરબ અને પાકિસ્તાનના મુલ્લાંઓ, ભારતના આચાર્યવાદીઓ અને અદ્વૈત શુદ્ધતાવાદીઓ આર્યત્વના એકલા વારસ હોવાનો દાવો કરતા ફાસીવાદીઓ આ પ્રવાહો નહિ ઓળખી લે તો તેમને બળજબરીથી ઘસડી ગયા વિના નહિ રહે.

• આથી જ તો, ગઈ કાલ સુધી ચાલુ કાયદાઓની મર્યાદામાં રહી, તેને આંચ આપ્યા વગર કેવળ કડક અમલ દ્વારા અને કુનેહ દ્વારા તેઓ જે મહાન સામાજિક પરિવર્તન (કાળા-ધોળા વચ્ચેની સામાજિક અસમાનતાના અંતની ક્રાંતિ) માટે મથતા રહ્યા હતા, તે કેનેડીને પોતાને જ હવે નવા કાનૂન દ્વારા અંતિમ આઘાત આપવાની જરૂરિયાત વરતાઈ છે

કેનેડી સાચી જ રીતે આ કટોકટીને નૈતિક કટોકટી કહી રહ્યા છે. તે દેશોની પ્રજાના 'આત્મા'નો આ સવાલ બની રહ્યો છે.

એક જ પ્રકારના દેખાતા હોવા છતાં અમેરિકા અને દક્ષિણ આફ્રિકાના આ સવાલોમાં પણ પ્રકાર ભેદ છે દક્ષિણ આફ્રિકામાં ત્યાંના હબસીઓ ઉપરાંત આખો પ્રશ્ન ગોરા તથા કાળા હબસીઓ ઉપરાંત બીજા એશિયાના દેશોના ઘઉંવર્ણા વસાહતવાદીઓ વચ્ચેનો બની રહ્યો છે જ્યારે અમેરિકામાં તે પ્રશ્ન શુદ્ધ રીતે આંતરિક સામાજિક પ્રશ્ન છે. પણ દક્ષિણ અમેરિકાના ગોરા બતાવે છે તેવો નર્યો રંગભેદ અમેરિકાનો શાસક વર્ગ બતાવતો નથી તમામ રીતે આ પ્રશ્નને એક પ્રગતિવાદીની દષ્ટિથી જૂએ છે અને આ પ્રશ્નના ઉકેલ માટે જરૂરી તેટલી તમામ કાયદાકીય મદદ આપવા ત્યાંના શાસક વર્ગની તૈયારી છે.

અલાબામાનો જ કિસ્સો આપણે વિચારીએ અમેરિકાના હબસીઓ કેટલા અને કેવા પ્રકારના રાજકીય-સમાજિક હકકો અત્યારે ભોગવે છે તે ખુદ પ્રેસિડેન્ટ કેનેડીનાજ શબ્દો ઉપરથી તારવીએ: આમ તો, અમેરિકામાં હબસીઓની વસ્તી આખી વસ્તીનો દસ ટકા ભાગ જ છે છેલ્લાં કેટલાંક વર્ષોમાં તેમની સામાજિક અને આર્થિક સ્થિતિ સુધરી છે તે હકીકત છે. તેમની સરેરાશ આવક ગોરા નાગરીકોની ૩૦ ટકા હતી તે છેલ્લાં ત્રીસ વર્ષમાં વધીને ૫૮ ટકા થઈ છે. શિક્ષણ અને કામધંધો મેળવવા અંગેની પણ તેમની સ્થિતિમાં નોંધપાત્ર સુધારાઓ થઈ રહ્યા છે. છતાં આ યુગ જે ગતિશીલતા બનાવી રહ્યો છે તે જોતાં આ પ્રગતિ દુઃખદાયક રીતે ધીમી છે—બેહદ કરૂણાના અને અત્યાચારની હદે ધીમી છે. આ અંતર જલ્દી નહીં પુરાય તો જે પરિણામ આવે તે જગતની સરકાર કૂચમાં મોટો અવરોધ ઊભો કરે તેમ છે. કેનેડીના શબ્દોમાં :

"અત્યારે અમેરિકાના એક હબસી બાળકને, તે જ્યાં જન્મ્યું હોય ત્યાંના ગોરા બાળક કરતાં, હાઈસ્કુલ કેળવણી મેળવવા માટે ૫૦ ટકા જેટલી તક છે, કૉલેજ કેળવણી મેળવવાની તક ⅓ છે, ધંધાદારી થવાની તક પણ ⅓ છે; કોઈ પણ વ્યવસાય વિના નોકરી ધંધા વિના રખડવાની તેની તક ગોરા બાળક કરતાં બે ગણી છે; વાર્ષિક ૧૦,૦૦૦ની આવક મેળવવાની તક ¹ છે; તેનો આવરદા ગોરા

બાળક કરતાં ૭ વર્ષ ટૂંકો છે અને જિંદગી દરમ્યાન તે ગોરા બાળક કરતાં અડધી કમાણી કરી શકે તેવા સંજોગો છે."

દુનિયાના બીજા દેશોમાં, ખાસ કરીને આપણા દેશની હરિજન અને આદિવાસી વસ્તીની સ્થિતિ કરતાં આ ચિત્ર જરૂર ઘણું ઊજળું છે; પરંતુ ભૂલવાની જરૂર નથી કે અમેરિકાને માટે અત્યારે વિશ્વક્ષેત્રે વ્યક્તિ સ્વાતંત્ર્ય અને વ્યક્તિ વિકાસના ક્ષેત્રે જે ભાગ ભજવવાનું નિર્માણ થયેલું છે તે જોતાં, આ ચિત્ર તાકીદે ફેરફાર માગે છે.

૪

આવા સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે ત્રણ માર્ગો વિચારાયા છે. કોઈપણ માણસને સમાજમાં અન્યાય થતો હોય તો તે દૂર થવા માટે કાયદામાં હંમેશાં જોગવાઈ હોય છે તેવું ન્યાય-સમાનતાનું જૂનું સૂત્ર છે. એટલે પ્રથમ રસ્તો કાયદાના સૂત્રને કોર્ટ મારફતે પ્રસ્થાપિત કરવાનો છે. બીજો રસ્તો છે-પ્રજામત કેળવવાનો અને ત્રીજો રસ્તો છે સંઘર્ષનો-બલ્કે આંતર વિગ્રહના ભાગ રૂપે, અત્યારે અજમાવાય છે તેવો. એક કુ-ડી-ટેટ (coup-de-etat)નો એટલે કે વીજળી વેગે સત્તા કબજે કરવાનો રાહ પણ છે. છેલ્લા રસ્તામાં વિચારના કરતાં બળનો ઉપયોગ વધારે થાય છે બન્ને રસ્તાઓને છેવટે તો પ્રજામત આગળ નમવું જ પડે છે. એવા પ્રશ્નોના ઉકેલ માટે પ્રજામત કેળવવાનો છેલ્લો માર્ગ હોવા છતા, તેને કાયદાની જોગવાઈઓનો સહારો મળે તો, કામ વધુ સરળ થાય.

● ઉપસ્થિત થતો સામાજિક પ્રશ્ન જ્યારે મુક્ત પ્રશ્ન હોય (દાખલા તરીકે દારૂબંધી, હરિજન ઉદ્ધાર વગેરે) ત્યારે પ્રજામત વધુ ઉપયોગી બને છે, પરંતુ આપણા ગુજરાતમાં ઉચ્ચ કેળવણીમાં માધ્યમનો પ્રશ્ન જે રીતે ઉપસ્થિત થયો છે તે રીતે ઊભા થતા સમાજિક પ્રશ્ન અંગે પ્રજામત વિરૂદ્ધ હોય તો પણ કાયદો કામયાબી મેળવી જાય છે, કારણ આ પ્રશ્ન મુક્ત પ્રશ્ન નથી, તેમાં સંસ્થાઓ, ડીગ્રીઓ, ડીપ્લોમાઓ માન્ય રાખવા વગેરે પ્રશ્નો સંડોવાયેલા હોય છે.

હબસીઓનો પ્રશ્ન ઊભો થતાં જ, અન્યાય સામે, જરૂરી જણાશે તો, નવા કાયદાઓ પણ ઘડાશે; અને જે કાયદાઓથી અમલદારોને, જરૂરી તેવી તમામ રીતે આ અન્યાય સામે અસરકારક મદદ આપી શકાય તે રીતે, સુસજ્જ બનાવાશે, એવી ખાત્રી હબસીઓને શ્રી કેનેડીએ આપી છે. અમેરિકાની સુપ્રિમ કોર્ટનો પણ આશરો લેવાયો છે.

ગઈ સાલ જ મેરેડીથ નામના એક વિદ્યાર્થીને, તે માત્ર હબ્સી હોવાથી જ તેને, યુનિવર્સીટીમાં દાખલ નહીં કરવામાં આવેલો. તુર્ત જ તે પ્રશ્ન અંગે સુપ્રીમ કોર્ટમાં ધા નાખવામાં આવેલી અને સુપ્રીમ કોર્ટે સ્પષ્ટ ચુકાદો આપેલો. આ રીતે હબસીઓને દાખલ થતા અટકાવવું તે ગેરકાનુની કૃત્ય છે અને અમેરિકાના, બંધારણમાં ત્યાંના દરેક શહેરીને આપવામાં આવેલા મૂળભુત હકની વિરૂદ્ધ છે-છેક ૧૯૫૪નું આ રૂલીંગ છે.

આ પછી ડૉ. માર્ટીન લ્યુથર કિંગની આગેવાની હેઠળ હબસીઓએ અન્યાયો સામે અહિંસક પ્રતિકારનું નવું કદમ માંડ્યુ. તેમણે જાહેર જગાઓ ઉપર સત્યાગ્રહો શરૂ કરી ધરપકડો વહોરી લીધી આ સામે ફરી પાછી સુપ્રીમ કોર્ટમાં ધા નાખવામાં આવી અને નામદાર કોર્ટ તરફથી સાઉથ કેરોલીનાના ગ્રેન વિલે ગામના આ કેસમાં ચીફ જસ્ટીટસ વોરને ફરી જાહેર કર્યું કે જાહેર જગાઓનો ઉપયોગ કરવા માટે તથા તેમાં પ્રવેશ મેળવવા માટે આવો અહિંસક પ્રતિકાર કરવાનો દરેકને અધિકાર છે અને તે માટેના શાન્ત આંદોલનમાં રાજ્યસરકારને ડખલ કરવાનો અધિકાર નથી અલબત્ત, કેટલાક લોકો એવી પણ ફરિયાદ કરે છે કે સુપ્રીમ કોર્ટ, સાથે સાથે ખાનગી મિલ્કતના માલિકો, તેમના હબસી ગ્રાહકોને માલ ન આપે તો તે પણ ગેરકાયદેસર છે એમ ઠરાવવું જોઈતું હતું ખાનગી મિલકત અંગેની અમેરિકન બંધારણની જોગવાઈઓ તથા તે અંગેની તેમની માન્યતાઓને લીધે ઉપર પ્રમાણે હબ્સીઓની તરફેણમાં સુપ્રીમ કોર્ટ પોતાનો મત આપત તે વિષે મને શંકા છે.

આ પછીનો તાજેતરનો પ્રસંગ દક્ષિણના એક રાજ્ય બરમીંગહામના આલ્બેનિયા નામના પરગણામાં બન્યો.

ત્યાંની એક યુવતી વિવિયન મેલોન તથા એક યુવક જેમ્સ હુડે ત્યાંની યુનિવર્સીટીમાં પ્રવેશ માગ્યો. આ પ્રવેશને અટકાવવા માટે તે રાજ્યના ગવર્નર જ્યોર્જ વોલેસ કટીબદ્ધ થયા. અને આ વિદ્યાર્થીઓને પ્રવેશ પામતા અટકાવવા પોતે અંગત રીતે હાજર રહી ઝઝૂમશે તેવું જાહેર કર્યું. પ્રે. કેનેડીએ પણ સખ્ત વલણ અખત્યાર કર્યું. ગવર્નર વોલેસને તેમની ધમકી મુજબ વર્તતા અટકાવવા કેનેડીએ પોતાના માર્શલ્સ મોકલ્યા અને આમાંથી કદાચ મામલો બિચકે તો તેને કાબુમાં લેવા ફેડરલ લશ્કરની એક ટુકડી પણ રવાના કરી.

છેલ્લી ઘડીએ ગવર્નર વોલેસ સમજ્યા અને મામલો થાળે પડ્યો અને બન્ને હબસી વિદ્યાર્થીઓ વિદ્યાપીઠમાં ભણતા શરૂ થયા. આ જ અરસામાં 'નેશનલ એસોસીએશન ફોર ધી એડવાન્સમેન્ટ ઓફ કલર્ડ પીપલ'ના ૩૭ વર્ષના ફીલ્ડ સેક્રેટરી મેડગર એવર્સનું કોઈ ગોરાએ રીવોલ્વરથી ખૂન કર્યું; ઉશ્કેરાટ વધ્યો; પરંતુ માર્ટિન કિંગની અસરકારક નેતાગીરીએ દેશને સંભવિત હત્યાકાંડમાંથી બચાવ્યો.

અત્યારે પાછો મામલો શાન્ત થયો છે અલાબામામાં પણ ગોરા કાળાઓની શહેરી સમિતિ નીમાઈ છે; અને હબસીઓની માગણીઓ મહદ્અંશે સ્વીકારાઈ છે.

એક પ્રે. લિંકનની ગુલામી–મુક્તિની લડતથી અમેરીકાનાં રાજ્યોમાં આ અંગે બે વિભાગ પડેલા છે ઉત્તર તરફનાં રાજ્યો 'સેગ્રેગેશન'–કાળાઓના અલાયદાપણામાં માનતાં નથી. દક્ષિણનાં રાજ્યોમાં જેમાં ખુદ વોશિંગ્ટનનો સમાવેશ થાય છે તેઓ હબસીઓને કોઈપણ હક્ક આપવાની વિરુદ્ધ છે.

આ લડત દરમિયાન છાપાંઓમાં આવેલાં કેટલાંક ચિત્રો જોતાં આપણો અંતરાત્મા ખળભળી ઊઠે છે. હબસીઓને લાતો મારવી, તેના ઉપર પાણીની જોરદાર સેડ્યો મારવી, તેમને પકડી ખેંચવા વગેરે હકીકતો બની છે હબસીઓ પણ મિજાજમાં છે. મોટાં મોટાં સરઘસો તેઓ કાઢે છે, પોતાના હક્ક માટે અહિંસક પ્રતિકાર આપી રહ્યા છે; એકંદર હજીય પરિસ્થિતિ સ્ફોટક કહી શકાય તેવી છે.

'ક્રીશ્ચિયાનીટી'ના નામે, 'હ્યુમન ડીસન્સી'ના નામે દક્ષિણનાં રાજ્યોના ગોરાઓને સમજાવવા પ્રયત્ન થઈ રહ્યા છે હમણાં જ પ્રે. કેનેડીના ભાઈ જેઓ અમેરિકાના એટર્ની જનરલ છે તેમને, દક્ષિણના રાજ્યોના ગવર્નરોને આ અંગે મૃદુ વલણ અપનાવવાનું સમજાવવા મોકલેલા, પરંતુ પોતાના આ કાર્યમાં તેમને પૂરી સફળતા મળી લાગતી નથી.

દક્ષિણવાસીઓની આ અંગેની 'ટેકનિક' પણ સમજવા જેવી છે. હબસીઓ વિરુદ્ધ ત્યાં જે 'ધિક્કારનો આતંક' ઊભો કરવામાં આવ્યો છે અને તેમાં જે ટેકનિકનો ઉપયોગ કરવામાં આવે છે તેમાં અને હિટલરે અનાર્યો કે જ્યુ લોકો વિરુદ્ધ, આ સૈકાંની ત્રીસીમાં, જે વ્યાપક તિરસ્કાર ઊભો કરેલો, તે વચ્ચે ઘણું સામ્ય છે.

એટર્ની જનરલ કેનેડી જ્યારે મોન્ટગોમરી અલાબામા આવેલા આર્મેનિયા સ્ટેટ હાઉસમાં ગયેલા ત્યારે ત્યાંના ગોરાઓ કેનેડી, કેસ્ટ્રો અને ક્રુશ્ચોવવિરોધી પોકારો કરી લોકોને ઉશ્કેરી રહ્યા હતા. કેનેડી, કેસ્ટ્રો તથા ક્રુશ્ચોવને એક ધાગે પરોવી તેમનો તિરસ્કાર ફેલાવવામાં આધળાપણું જ હતું. હબસીઓ સામેના આ ઉશ્કેરાટમાં તેઓ લોકોની સામ્યવાદ વિરોધી લાગણીઓને જ ઉશ્કેરતા હતા

ટૂંકમાં 'સેગ્રેગેશન' તરફી આ લોકો આ સવાલ હબસીઓને માનવહક્કો આપવા અંગેનો છે તેવું જરાપણ દેખાવા દેતા નથી; કારણ તેઓ સમજે છે કે લોકોના મન ઉપર એ છાપ જરા સરખી પણ ઊભી થતાં તેમના આખા વિરોધમાંનો સામ્યવાદવિરોધી તણખો બુઝાઈ જશે અને તેમના વિરોધના મૂળનો નાશ થતાં આખા વિરોધને મળતો પ્રજાનો ટેકો ખેંચાઈ જશે.

આ ઉપરથી એ જોઈ શકાય છે કે આખા વિરોધને જુઠ્ઠાણાં અને ગેરરસ્તે દોરનારી હકીકતો ઉપર સ્થિર કરવામાં આવ્યો છે આ ચળવળના આ દક્ષિણવાસીઓ આ ટેકનિકમાં નાઝીઓએ સફળ રીતે અપનાવેલી પેલી જાણીતી મનોવૈજ્ઞાનિક રીતિ–

નીતિઓનો ઉપયોગ કરી રહ્યા છે. એક તિરસ્કારના વિષય સાથે બીજા વિષયનું સંકલન કરવામાં આવે તો આ બીજો વિષય પણ તિરસ્કારને ખેંચે એવા 'આમ પ્રજાના માનસ'નો આ માટે ઉપયોગ કરવામાં આવે છે. એક વખત 'માસ માઈન્ડ' (આમ પ્રજાના મનને) તિરસ્કારને માર્ગે વાળવામાં સફળતા મળે કે પછી તેને આ ઝાળમાંથી છોડાવવું પણ મુશ્કેલ બને છે. અત્યારે અમેરિકામાં 'માસ માઈન્ડ' સામ્યવાદ વિરોધી બન્યુ છે. નિવૃત્ત રીઅર એડમીરલ જહૉન. જી. ક્રોમેલીન અને તેમના રંગદ્વેષી અનુયાયીઓ તેમની વિરુદ્ધની આખી સિવિલ રાઈટ્સ ચળવળને સામ્યવાદ સાથે ભેળવી દે છે. અને લોકો સામ્યવાદ સાથે હબસીઓને પણ તિરસ્કારતા થઈ જાય છે! ખોટાં સૂત્રો, બીન જરૂરી હકીકતો, ખોટાં જુઠાણાં અને હકીકતોનો ખોટો ઉપયોગ કરી, લોકમાનસને આ અગાઉ તિરસ્કારના સ્વીકાર માટે અર્ધ તૈયાર કરવામાં આવેલું હોય છે લોકોને એમ પણ મનાવવામાં આવે છે કે આ તમામ હિલચાલ પોતના દેશપ્રેમને છેહ દેવાની છે. આ રીતે, 'સેગ્રેગેશન'ની આખી ચળવળમાં જે ધૃણાપાત્ર દૃષ્ટિ છે તેનાથી લોકોને સચેત થવા દેવાતા નથી. આખા રાષ્ટ્રને આ રીતે ધૃણાપાત્ર દૃષ્ટિ સાથે સાંકળી દઈ આ લોકો હબસીઓ વિરુદ્ધ પ્રજાને ઉશ્કેરી રહ્યા છે.

પરંતુ હોશિયારી પૂર્વક લોકોને ખરી હકીકતોથી વાકેફગાર કરવામાં આવે તો દક્ષિણની પ્રજાને પણ ક્રોમેલીનની આ ચુડમાંથી છોડાવી શકાશે જ, એવી આશા અસ્થાને નથી

અલબત્ત, ખુદ દક્ષિણવાસીઓ જ તિરસ્કારના આ મોજાંનો સામનો કરી તેનો વેગ તોડશે નહીં તો, આખા દેશ માટે એક ગંભીર કટોકટી સર્જાય તેમ છે.

★

ણાબિન્દુ. પ્રેરણાબિન્દુ—એ સર્જક વ્યવહાર જીવનમાં અનુભવેલ અનુભવ કે અનુભવો, ઊર્મિ કે ઊર્મિઓ પોતાનું મૂળ રૂપ છોડી દે છે. કવિનો વ્યવહાર જીવનનો અનુભવ અને કાવ્યાનુભવ એ બન્ને આ રીતે જુદા જુદા અનુભવો બની રહે છે અને એટલે જ 'કવિએ પોતે અનુભવેલો ભાવ એ કાવ્ય દ્વારા ભાવકમાં સંક્રાન્ત કરે છે' એવાં આપણાં વિવેચનમાં જ્યાં ને ત્યાં નજરે પડતાં વિધાનો સાથે સંમત થઈ શકાય તેમ નથી. કાવ્યાનુભવ એ કોઈ કવિના વ્યાવહારિક અનુભવનો દસ્તાવેજ નથી. અને એટલા માટે અવગમન કે સંક્રમણનો પ્રશ્ન જુદી દૃષ્ટિની વિચારણા માગી લે છે.

આમાંથી ફલિત એ થાય છે કે જીવનમાં અનુભવાયેલ ભાવ, વિચાર, ઊર્મિ લાગણી સર્વ સાધારણીભવન પામીને અને પછી નવો જ વિશેષ ધારણ કરીને નવા જ પિણ્ડરૂપે કાવ્યમાં પરિણમે છે. મૂળના ભાવ, વિચાર, ઊર્મિ વગેરેનું કાવ્યપ્રક્રિયા દરમ્યાન તિરોધાન થાય છે. એટલે અનુભવ અને ઊર્મિનો પ્રેરણાબિન્દુ તરીકેનો જુદા જ સંદર્ભમાં વિચાર કરવાનો રહે છે.

પ્રેરણાની ક્ષણને કવિજીવનમાં કેણ ક્યારે નોતરશે એ કહેવું મુશ્કેલ હોય છે ક્યારેક તો વર્ષોનાં વર્ષો એની પ્રતીક્ષામાં ગાળવાં પડતાં હોય છે પોતાનું કવિપણું સિધ્ધ કરવા માટેની એ સમયની કવિની આંતરવેદના તો કોઈ સમધર્મી જ જાણી શકે. રિલ્કેના જીવનમાં દસ વર્ષોનો એવો સૂકો વેરાન પટ પથરાયેલો જોવા મળે છે શ્રી. હરિશ્ચન્દ્ર ભટ્ટે રિલ્કેને સંબોધીને કહ્યું છે કે—

"અને જ્યારે તારું ઉરઝરણું થંભ્યું તુજ વ્યથા
હશે કેવી જાણું—મુજ હૃદયની એ જ કથની
ઉનાં આંસુ અંતસ્તલ ઊકળતો અગ્નિરસ એ
સમાવે તે જાણે ધરતી અથવા કો કવિ–ઉર.'

અને એ ઉરઝરણું પછી કોઈક જુદા જ લયે આપમેળે ગાતું, રિલ્કેના જીવનમાં બન્યું તેમ, ફરીથી વહેતું થઈ પણ જાય. કાવ્યરચના કવિને હંફાવે અને આ રીતે એની ધીરજની કસોટી પણ કરે. જીવનમાં બનતો કોઈ અનુભવ પેલી ધન્ય ક્ષણને નોતરી આવે, એવું મોટેભાગે તો બનતું હોય છે. અને આ અનુભવ ક્યારેક એવો તો નજીવો હોય કે વ્યવહારજીવનમાં એનું ભાગ્યે જ કંઈ મૂલ્ય અંકાય. કલાકૃતિમાં પણ એનું પગલું પડેલું જોવા ન મળે. પેલી ક્ષણને જગાડીને એ તો દૂર ખસી જાય. પણ એણે આકસ્મિક રીતે જગાડેલો—જન્માવેલો નહિ, જગાડેલો ભાવ કાવ્યનિર્માણવ્યાપારમાં બહુ અગત્યનો ભાગ ભજવી જતો હોય છે. શ્રી. ઉમાશંકર જોષીએ પોતાના સર્જક તરીકેના અનુભવની વાત કરતાં કહ્યું છે કે "સાબરમતીમાં થયેલા અનુભવનું કાવ્ય પોતે તો ન રચાયું પણ કાવ્યસર્જનના એક નવાણરૂપ એ અનુભવ બની રહ્યો." એટલે કે અનુભવે પોતે જગાડેલા ભાવને નવાનવા સ્વરૂપે કાવ્યરૂપે વહેતો રાખવા નવાણ પૂરું પાડ્યું.

આમ, કોઈ એક આકસ્મિક અનુભવ જીવનમાં આવીને સર્જકના અનુભૂતિસમૃદ્ધ ચિત્તમાં ક્ષુબ્ધતા પ્રેરી જાય છે. કહો કે એના નિસ્તરંગ—સ્થાયી રહેલા ભાવસરોવરમાં તરંગ—ઊર્મિ જગાડી જાય છે. આ ઊર્મિ કે વીચિ કોઈ પણ સ્વરૂપની અને બળની હોઈ શકે. એના સ્વરૂપનો અને બળનો આધાર સર્જક ચિત્તના સરોવરનાં ઊંડાણ પર, એની વિશાળતા પર તેમ જ ક્ષુબ્ધતા પ્રેરનાર અનુભવની શક્તિ પર આધાર રાખે છે. ક્રૌંચ યુગલમાંથી એકનું વીંધાવું અને અન્યનું આક્રંદ કરવું—આ પ્રસંગના અનુભવે વાલ્મીકિના નિસ્તરંગ સ્થાયી રહેલા શોકના ભાવને ક્ષુબ્ધ કરીને વહેવડાવ્યો—એને ગતિ આપી. આ ગતિ શાશ્વતતા તરફની ગતિ હોય છે. એટલે એ શોક શ્લોકત્વને તો પામ્યો પણ ત્યાં એ અટક્યો નહીં. રામાયણ જેવા નિર્મર્યાદ સમયમાં વિસ્તરતા મહાકાવ્યને જન્માવીને જ એ જંપ્યો. જંપ્યો નહિ, અણજંપ બનીને એ હજીયે એ મહાકાવ્યમાં જીવી રહ્યો છે અને જીવ્યા કરશે.

આકસ્મિક અનુભવ પોતે બળવાન હોય પણ સર્જકચિત્તનાં ઊંડાણ વિશાળતા અને ભાવસમૃદ્ધિ ઓછાં હોય તો અનુભવે પ્રેરેલી ઊર્મિનાં ઉછાળ અને સમૃદ્ધિ ઓછાં જ હોવાનાં અને પરિણામે કૃતિ ચિરંજીવ નીવડવાની નહિ. એટલે અનુભૂતિ–સમૃદ્ધિ અને ઊર્મિતત્ત્વ જ દરિદ્ર હોય તો ગમે તેવો પ્રેરક આકસ્મિક અનુભવ પણ શું કરી શકવાનો? એટલે આપણે એમ કહીએ કે નિસ્તરંગ સમૃદ્ધ ભાવદશાનું ચંચલ રૂપ ઊર્મિ અને એ ઊર્મિને જગાડનાર અનુભવ સર્જનવ્યાપારના પ્રેરણાબિન્દુરૂપ હોય છે

---

* આકાશવાણીના સૌજન્યથી

# કલાપીનું જીવનદર્શન | રમેશ બેટાઈ

'અર્વાચીન ગુજરાતી કવિઓમાં સૌથી વધારે લોકપ્રિય કવિ કલાપી છે,' એ સાક્ષર શ્રી નવલરામનું વિધાન તો આજે કવિવર નાનાલાલ, મેઘાણી વગેરેએ ખોટું પાડ્યું છે, તે સાથે કલાપીને પ્રથમ પંક્તિના કવિ તરીકે ઓળખવાની કોઈ હિંમત કરતું નથી તે પણ નિર્વિવાદ છે. વિનમ્રતાસહ કલાપીએ સ્વીકાર્યું છે, કાન્તે દર્શાવ્યું છે અને પાઠકસાહેબે કહ્યું છે કે 'કલાપીનાં કાવ્યોમાં કલા નથી, પણ મનોભાવ સાચો છે,' તેમાં પૂર્વપદમાં જરાક અતિશયોક્તિ છે તેમ કહીએ તો પણ કલાપીની કવિતા ધારી પ્રગતિ સાધી શકી નથી તે શંકા વિનાની વાત છે' તેનું 'કથન કોઈ ખાસ ગહનતાએ પહોંચી શકતું નથી;'—એ શ્રી સુન્દરમે કરેલા વિધાનના કારણ તરીક એમ કહી શકાય કે 'સાહિત્ય મઢાવા માટે લખાણોમાં કલા, ઊર્મિ અને વિચારની પરિપક્વતા જોઈએ' તે કવિમાં નથી; કારણ તેમના જીવનના કરુણ પ્રસંગો; સંસ્કારી, ફિલસૂફ હૃદયનું મનોમંથન અને મૃત્યુની ક્રૂરતા; તે છતાં કલાપીની કૃતિઓનું મૂલ્ય વધી જવાનું નથી જ. પાઠક સાહેબે 'કલાપીનાં કાવ્યો અને તેના જીવનનો સહૃદયતાથી અભ્યાસ થવાની જરૂર છે' એ વિધાન કર્યું તે સાથે કવિ કલાપીનો અને પ્રણયી કલાપીનો અભ્યાસ ગુજરાતના સાહિત્ય રસિકોએ સારી રીતે કર્યો છે, પરન્તુ કલાપીની કવિત્વશક્તિ સાથે તેમના એજ કાવ્યોમાં વિલસતી ચિંતન કણિકાઓમાં ઊપસી આવતું કવિનું જીવનદર્શન—એનો ઊંડો અભ્યાસ થવો જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી; સુન્દરમ સાચી રીતે જ કહે છે કે 'કલાપીના પ્રણયરુદન પર જેટલું ધ્યાન અપાયું છે તેટલું આ ચિંતન સમૃદ્ધિપર અપાયું નથી.'' અલબત્ત નવલરામ, પાઠક, સુન્દરમ, અનંતરાય, મુન્શી વગેરેએ અહીં તહીં તેનો અંગુલિનિર્દેશ તો કર્યો જ છે.

કલાપીનાં ઘણાં કાવ્યોમાં જીવન, પ્રણય, વિષમતા, વૈરાગ્ય, ત્યાગ, ભક્તિ વગેરેના ભાવો પ્રગટ કરતી અનેક વિચાર કણિકાઓ મળી આવે છે. પ્રકૃતિ વચ્ચે રમતાં, કથાકાવ્યો આલેખતાં, શૃંગારાનુભવ કે વિયોગ સહન કરતાં, ગઝલો ગાતાં કવિએ વારવાર જીવન વિશેના પોતાના વિચારો પ્રગટ કર્યા છે અને આ વિચારોના લેખનમાં કવિની નિખાલસતા ગુજરાતી સાહિત્યમાં તો અદ્વિતીયજ છે. 'જોયું અને અનુભવ્યું તેવું અને તેજ કહ્યું' એ વિધાન કલાપીને સૌથી વધુ લાગુ પડે છે એમ લાગે છે કે કાવ્યોની માફક આ વૈવિધ્યભરી ચિંતન કણિકાઓ કવિના અનુભવ, સંવેદન, મનોમંથન ઇત્યાદિનાં જ ઉદ્દ્યોતક છે. કલાપીના જીવનને અને કવનને સમજવા માટે આ વિચારો અને ફિલસૂફીભરી આત્મલક્ષી ચિંતનરેખાઓનો તલસ્પર્શી અભ્યાસ જરૂરી છે

સાહિત્ય એ માત્ર જીવનનું પ્રતિબિમ્બ નથી પણ કવિહૃદયે જોયેલ નવીન ચિત્રણ છે. આનો અર્થ એમ થાય કે કવિહૃદયના સંસ્કાર, ભાવના, વિચાર કલ્પના ઇત્યાદિની સમૃદ્ધિપર જીવનના અનુભવો, પ્રસંગો દર્શનો ઇત્યાદિ અથડાય, શુદ્ધ બને, વ્યવસ્થિત બને, અને નવીન સ્વરૂપે કાવ્યવ્યક્તિને પામે. કવિના ચિંતનને પણ આ વિધાન સર્વાંશે લાગુ પડે. તેમાંય, સમગ્રપણે આત્મલક્ષી, અથવા, સ્પષ્ટતાને ખાતર કહીએ તો, પરલક્ષી બનવાની જેને તક જ મળી નથી તેવા કલાપીને આ વિધાન શબ્દશઃ લાગુ પડે છે. આ દૃષ્ટિએ કવિજીવનનાં સર્વ પાસાંનો નહીં તો પણ તેમના કવન પર ઊંડી અસર કરનાર પાસાંઓનો અભ્યાસ તો જરૂરી છે જ. આ દૃષ્ટિએ કલાપીના જીવનદર્શનનો વિચાર કરતાં વ્યક્તિત્વનાં મુખ્ય પાસાં અને તેમના કવિ, વિચારક અને ફિલસૂફ જીવન પર અસર કરનાર જીવનના પ્રસંગોનો સંક્ષિપ્ત અભ્યાસ જરૂરી બની રહે છે.

સામાન્ય રીતે નાના રાજવીમાં એ જમાનામાં અપ્રાપ્ત એવી સંસ્કારિતા, ત્યાગવૃત્તિ, વિનમ્રતા અને વૈરાગ્ય શૈશવકાળથી કલાપીમાં જોવામાં આવે છે. નાનામાં નાના રાજ્યની સત્તા માટે પણ જ્યાં વધુમાં વધુ ખટપટ થઈ શકે એવી રાજની સત્તા માટે તેમને

કિશોરાવસ્થાથી જ અણગમો હતો. એ અણગમો કલાપીએ પત્રોમાં પ્રગટ કર્યો છે, અને કવિની ત્યાગ અને વૈરાગ્યની વાતો તેમના પ્રારંભનાં કાવ્યોમાં પ્રગટ થાય છે કલાપીમાં નાનપણથી જ ધ્યાન ખેંચતી બીજી વિલક્ષણતા છે તેમની ઇશ્વરમાંની અદમ્ય શ્રદ્ધા અને ભક્તિ. આપણે તેમને યોગભ્રષ્ટ આત્મા, સદ્‌ગુરુ કે વૈરાગી કવિ ભર્તૃહરિ તરીકે ઓળખવાની જરૂર નથી. છતાં એક વસ્તુ તો ચોક્કસ છે કે આ ચારેય સદ્ તત્ત્વો કવિમાં નાનપણથી જ જોવા મળે છે. ત્રીજી મહત્ત્વની વિલક્ષણતા છે કવિની વિશાળ હૃદયની પ્રણયભાવના, કોમળ, ઉષ્માભર્યા હૃદયે નાનામાં નાના ગરીબમાં ગરીબ, ક્ષીણમાં ક્ષીણ જીવ કે પ્રકૃતિ તત્ત્વને પ્રીતિપૂર્વક પોતાનું કરવાની ભાવના પણ તેમનામાં નાનપણથી જ દેખાય છે અને પ્રારંભનાં તેમનાં કાવ્યોમાં પ્રગટ થાય છે 'આ પેલું દિલ તું સમું સુમન સુમન છે' એ દિલની કોમળતા ક્ષત્રિયમાં જવલ્લેજ મળી આવે. છતાં ક્ષત્રિયની કર્તવ્યનિષ્ઠા કલાપીમાં નાનપણથી જ દેખાય છે. "આપ મને રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થવા કહો છો, હું થઈશ, પણ એ વેઠ હું ભજવી શકીશ નહિ" એમ કહેવા છતાં જનતા પ્રત્યેની પ્રીતિ, સેવાવૃત્તિ અને કર્તવ્ય પરાયણતાથી કવિ રાજવી તરીકેની પોતાની ફરજો બજાવે છે, પ્રજાનાં હૈયાં જીતે છે. આ બધામાં પડ્યા અને જોયો જોવા શિક્ષકોનું, સંસ્કારવિદ્યા અને સાહિત્યાભ્યાસપ્રદાન ભળે છે; કલાપીના સંસ્કારો, જીવન વિષયક વિચારો અને વૃત્તિઓ દૃઢ બનાવે છે. કાશ્મીરના પ્રવાસ કલાપીમાં રહેલ કવિને જાગૃત કરે છે અને એ કાવ્યપ્રવૃત્તિમાં રમા પ્રત્યેની ઊંડી પ્રીતિ અને શોભના પ્રત્યેનું વાત્સલ્ય સ્નેહ અને ઉષ્માસભર માધુર્યના રંગ પૂરે છે.

આ ત્યાગ, વૈરાગ્ય, શ્રદ્ધા અને ભક્તિભર્યા કવિએ કયા સંજોગોમાં શોભનાને પ્રિયતમા બનાવી તે કથા તો જાણીતી જ છે. આપણે તો તેમાં એક જ હકીકતનું દર્શન કરવાનું કે એ પ્રીતિનાં બંધન અભેદ્ય લાગ્યાં ત્યારે કલાપીએ, અન્ય રાજવી ન અનુભવત એવાં હૃદયમંથન અને વેદના અનુભવ્યાં, તેમાં તેમની ઉપર્યુક્ત સંસ્કારિતા અને ઉદાત્ત નીતિભાવના જ દેખાય છે. કલાપી શોભના સાથે એ ભાવનાથી પ્રેરાઈને જ પરણ્યા છે. એ પહેલાંનાં, સૌથી મોટો કાવ્યફાલ આપનાર એ વર્ષના મનોમંથનોમાં કવિએ ઉપર્યુક્ત સર્વ લક્ષણો સાથે પોતાની પ્રીતિ ભાવનાને દૃઢમૂળ બનાવી છે એ દુઃખો અને એ પછીના સહચારમાં પણ કવિની શૈશવની ભાવનાઓ ઝાંખી પડી નથી, વધુ સ્પષ્ટ બની છે તે નિઃસંશય હકીકત છે.

ઉપર્યુક્ત વ્યક્તિત્વની છાયામાં હવે આપણે કવિનું જીવનદર્શન તપાસીએ.

કવિ કલાપીને રોતલ કવિ કહેવાની અનંતરાય રાવળ ના પાડે છે. છતાં નિરાશાનું તત્ત્વ કવિમાં ઠેર ઠેર દેખાય છે; કવિએ વિલાપ ઘણા કર્યા છે તે તો ચોક્કસ. પોતે યૌવનમાં પહેલાં પગલાં માંડે ત્યારે કવિ નિરાશાનો સૂર વ્યક્ત કરે છે, તે કેટલેક અંશે અંતનાં કાવ્યોમાં પણ સંભળાય છે. કવિના કોમળ હૃદયને જૂઠી આશાઓ દઝાડે છે. સમસ્ત જગતમાં કવિને એકલો માનવ જ દુઃખી લાગે છે. કવિ કહે છે, 'માનવ હશે! એના વિના આ સુખી જગતમાં કો દુઃખી?' નાનપણથી જ કવિ સ્નેહશંકા, અશ્રુસ્થાન, પરિતાપ, મૃત્યુ વગેરે વિષયો પર કાવ્યો લખે છે, અને મૃત્યુની છાયા પોતાના પર પથરાયેલી જુએ છે. ત્રેવીસમા વર્ષે કવિને મૃત્યુની છાયા ઘેરી થતી લાગે છે. અને ચોવીસ વર્ષ વીત્યાં તેને કવિ જીવનહાનિ તરીકે ઓળખાવે છે. આ નિરાશાનું કારણ શું છે? કારણ એ જ કે કવિનો આદર્શ માનવ વિશેનો જે ખ્યાલ છે તે જીવનમાં ક્યાંય સાચો પ્રતીત થતો નથી. કવિ પોતે અને જગતનાં સૌ અનિયમાનત્ત બને, સાચા ઈશ્કના બંદા બને, ભવિષ્ય વિશે શ્રદ્ધા રાખતા બને, ઈશ્વરના સાચા દાસ બને, માનવ માનવને ન પીડે, માનવ અતિતૃપ્તિ પાછળ ન દોડે, સંતોષી બને તેમ વાંચ્છે છે. માનવ વિશેની પોતાની આ કલ્પનાકસોટી સામે પોતે કે જગતનો કોઈ માનવ ઊભો રહી શકતો નથી. જગતમાં બધે વિષમતા, અસંતોષ, સ્વાર્થ, 'જનપ્રતિજનનું' ગેરવર્તન, વૈરાગ્યનો અભાવ વગેરે દેખાય છે. 'એકને દિલ આપ્યું તે બીજા કોનું નહિ બને' એ ભાવ સર્વત્ર પ્રવર્તતો નથી; અને પોતાના

આદર્શ અને માનવ વચ્ચેના આ ભેદમાં યુવાન, ત્યાગી, વૈરાગી કવિને બીજું કોઈ સમાધાન મળતું નથી સમાધાન મેળવવાની તટસ્થતા તેણે હજી કેળવી નથી. અને કદાચ પોતાના જીવનની જ નિરાશાને કારણે કવિ માનવ વિશે ઘેર નિરાશામાં સરી પડે છે, અને કહે જ છે કે–' ફકીરી હાલ મારો છે.' એમ તો, 'કુસુમમાળા'ના કવિએ પણ ક્યાં પ્રકૃતિની ગોદમાં નિઃસ્વાર્થ, નિર્મળ નિઃસીમ પ્રેમ અને પવિત્રતા નથી જોયાં! માનવમાં એની ખામીની એમણે પણ ક્યાં ફરિયાદ નથી કરી? છતાં નરસિંહરાવનાં પ્રૌઢી અને સ્વસ્થતા, આશાવાદ અને તટસ્થતા, વિચાર અને ફિલસૂફીની પક્વતા કલાપીને પ્રાપ્ત થાય, થોડીક પણ કેળવાય ત્યાં જ કવિનું મન પ્રેમના યોગ મનોમંથનોના અંધારે દુઃખી ગયું અને તેમાંથી બહાર આવી કંઈક સ્વસ્થ બન્યું ત્યાં જ મૃત્યુએ કવિની જીવનલીલા પૂરી કરી દીધી. કલાપીની જીવનદૃષ્ટિ હજી ઝાંખી હતી, અવ્યવસ્થિત હતી, સ્પષ્ટ આકાર લેતી હતી, ત્યાં જ તેઓ મૃત્યુ પામ્યા.

માનવ માટેની કવિની કલ્પના અતિ ઉચ્ચ છે તેમ જીવન વિશેની કલ્પના પણ એવી જ ઉચ્ચ છે. પ્રકૃતિની નિર્દોષતા અને પવિત્રતા, સરળતા અને સુંદરતા માનવજીવનમાં નથી. આ જગતમાં તો માનવ માનવને પીડે છે. ' અહીં આ જે રીતિ જનમનિ ચલાવે જન અરે!' એવી કલાપી ઘેરી વેદના અનુભવે છે અને કહે છે કે ' વિચારી વિચારી મમ દિલ બને ભસ્મ સઘળી.' તેમની દૃષ્ટિએ તો, 'જનોની આંખોમાં જગતવિભનો રંગ પ્રસર્યો, ન શબ્દે કો પૂરો કદી પણ મળ્યો માર્દવ ભર્યો.' માનવજીવનમાં તો ' શોખની ચાલે રડે ને રોવરાવની.' જીવનની ક્રૂરતા કવિ મુખે આ શબ્દો મૂકે છે: ' તમારે માટે કો હૃદય બળતું જે કરી રહે, અરે! તેને ગીરો!' માનવમનની મર્યાદાઓ સામે પણ કવિ ફરિયાદ કરે છે કે–

' દૂરી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખોડે જ જોતી,
ને તેથી આ સુપદ સરખી દીસની કારમાળી.'

માનવના જીવનમાં શ્રદ્ધા ચિરકાળ વસતી નથી તેનો પણ કવિને અસંતોષ છે.

' રે રે! શ્રદ્ધાગત થઈ પછી કોઈ કાળે ન આવે,
લાગ્યા ઘાને વિસરી શકવા કાંઈ સામર્થ્ય ના છે!'

આ બધાને કારણે કવિને ત્યાગવૃત્તિ પણ કદી આવે છે. ' હું જાઉં છું, હું જાઉં છું, ત્યાં આવશો કોઈ નહીં!' કવિ જીવનના કટકો બાળી તેની ભસ્મ શરીરે ચોળી અવધૂત થઈ જવાની પણ વાંચ્છા કરે છે. માનવ જીવન પ્રત્યેના આ અસંતોષમાં વ્યક્તિગત જીવનની મર્યાદાઓ, અલ્પતા વગેરેની વાત પણ આવી જાય છે જીવન પ્રત્યેનો આ અસંતોષ તેમનાં પ્રારંભનાં કાવ્યોમાં દેખાય છે, અને છેલ્લા વર્ષનાં કાવ્યોમાં પણ દેખાય છે, ૧૮૯૨માં ૧૮ વર્ષની ઉંમરે કવિ કહે છે કે–' ગયું આ જિંદગીનું નૂર : હવે જહાંગીર બેપરવા ' અને ૨૬ વર્ષની વયે પણ કવિ કહે છે કે–' વિકરાલ દાવાદવે જળું છું! ફરે વળી મૃત્યુની ધ્રુજ સામટી ' પોતાની કાવ્યપ્રવૃત્તિનાં ઘણાં ખરાં કાવ્યો કવિએ શોભના સાથેનાં લગ્ન પહેલાંનાં બે વર્ષમાં લખ્યાં છે. અને ત્યાર બાદ 'કાવ્યોની સંખ્યા ઓછી એક ઘટી ગઈ છે તેના કારણમાં પાઠક સાહેબ કહે છે તેમ 'કવિઓમાં વિપ્રલંભ શૃંગાર જેટલો કલ્પનોત્તેજક અને કાવ્યપ્રેરક છે તેટલો સંભોગ શૃંગાર નથી" એ વિધાનમાં એટલું ઉમેરવું જોઈએ જ કે કલાપીએ શોભના સાથેના લગ્નથી પ્રારંભમાં એક પ્રકારનો આનંદ, અદ્વિતીય સંતોષ અનુભવ્યો છે, તે પછી ફરી પાછી જન્મજાત ત્યાગવૃત્તિ, સંસ્કારપ્રાપ્ત ઈશ્વરમાંની શ્રદ્ધા અને ભક્તિ તેમના પર કાબુ મેળવે છે અને મનોમંથને ચઢે છે. પરન્તુ એ ગુજરાતનાં દુર્ભાગ્ય કે એ મનોમંથનો કવિ-હૃદયમાં માઠાં સંવેદનો જમાડે અને વિશેષ પરિપક્વ જીવનદર્શનમાં કવિ પગલાં માંડે ત્યાં જ તેઓ મૃત્યુ પામ્યા. ત્રણ ચાર વર્ષ સમાન્ય ગૃહસ્થ તરીકે રહેવાનો કવિનો નિર્ણય પણ પાર પડયો હોત તો ગુજરાતને વિશેષ પ્રૌઢ, પરિપક્વ, ચિંતનાત્મક, મનોહર કૃતિઓ મળી હોત આનો પુરાવો તો એ હકીકતમાંજ મળે છે કે, પ્રણયસિદ્ધિ પછીનાં બે વર્ષની કૃતિઓમાં વિશેષ ત્યાગવૃત્તિ, વૈરાગ્ય, ઉદાસીનતા વગેરે દેખાય છે: 'મ્હારું હજુ રણ વધુ વધુ શુષ્ક થાતું' એમ કહેતા કવિ શોભના

સાથેના લગ્ન પછી પણ ફરિયાદ કરે છે કે–'મગર ખતા તાકદીરથી, સનમ સદા તું દૂર' અને હજી કવિ કહે છે કે 'પેદા થયો છું ડૂબવા તુંને સનમ.' કલાપીના હૃદયના મનોમંથનો માટે જેમ તેમની સંસ્કારિતા તથા ત્યાગ અને વૈરાગ્યવૃત્તિ જવાબદાર છે તેમ લગ્ન પછી સંતોષ નથી તેમાં પણ તેજ વૃત્તિઓ કામ કરે છે; અને સુન્દરમ્ કહે છે તેમ કવિના ઓછાં કાવ્યોમાં વિશેષ પ્રૌઢી જોવા મળે છે, 'ખાસ કરીને શોભના સાથેના લગ્ન પછીના ગાળામાં એનું પ્રગટેલું કાવ્ય એ મહનતાનો થોડો છતાં અત્યંત સાચો સ્પર્શ આપે છે.'

આમ, કલાપીમાં વિશેષના એ જોવાની છે કે જન્મજાત અને વિકસિત સંસ્કારો અને સદ્વૃત્તિઓ થકી જ કવિને માનવ અને તેના જીવનથી અસંતોષ થયો છે એમ લાગે જ છે કે ક્રમશઃ એ સદ્વૃત્તિઓ કવિહૃદયમાં વિશેષ દૃઢમૂલ થતી જાય છે, ઈશ્વરમાંની તેમની આસ્થા વધતી જ જાય છે. માનવના જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય, ભક્તિ અને શ્રદ્ધા, સરળતા અને સુંદરતા હોય તો જ માનવી અનિ-માનવ બને, તેનું જીવન સ્વર્ગીય સંગીતથી ભર્યું-ભર્યું બને. એવું સંગીત કે જે તેમણે પ્રકૃતિમાં સાંભળ્યું છે, વારવાર સાંભળ્યું છે અને તેથી જ તો માનવ-જીવનનાં વેદના, દુ:ખ ઇત્યાદિ પ્રકૃતિમાં દેખાતાં કવિ વિશેષ ઊંડા ઊતરે છે, દુઃખી થાય છે.

પ્રકૃતિ સુંદર છે, સરળ છે, પવિત્ર છે, પ્રેમમય છે. એની વચ્ચે માનવ દુઃખી છે, ત્રસ્ત છે. તેના જીવનમાં વેદના અને આગજ જોવા મળે છે પોતાની એજ સ્થિતિ છે. કવિ પીડાય છે, ફરિયાદ કરે છે, કારણ, હજી તે યુવાન છે, સાથે પ્રેમી અને કવિ છે માનવને આ પ્રકૃતિની વચ્ચે મૂકી કવિ મૂલવે છે. કવિનાં આત્મકથા જેવાં કાવ્યો વચ્ચે પણ ઠેર ઠેર તેમના જીવન અને માનવ વિશેના વિચારો પ્રગટે છે. આખા વિશ્વની વિશાળ રચના વચ્ચે પોતાનું અને માનવનું, માનવજીવનનું શું સ્થાન છે તેનો કવિએ સારો એવો વિચાર કર્યો છેઃ 'દરેક ક્ષણિક કે પ્રાસંગિક ઘટનાને, વિચારને કે ભાવનાને વિશ્વના સનાતન ક્રમમાં કયાંક ગોઠવવા, તેનું સ્થાન સમજવા કલાપી હમેશાં પ્રયત્નશીલ રહે છે.' રાજગાદી છોડી, પોતે નિર્ણય કર્યો હતો તેમ આ એકાંતપ્રિય કવિ કોઈ રમણીય સ્થાને ચિંતનમગ્ન બની શકયા હોત તો જરૂર તેમનું જીવનચિંતન વિશેષ સ્વસ્થ અને તેથી પરિપકવ બનત.

એમના આ જીવનચિંતનમાં તેમની પ્રણયભાવના મહત્ત્વનો ભાગ ભજવે છે. કવિનો રાગ ત્યાગયુક્ત હતો અને ત્યાગ જીવનરસસભર બનવા વાંચ્છતો હતો કવિને પોતાને સ્પષ્ટ ખ્યાલ આવ્યો નથી પણ તેમણે જીવનમાં ખરેખર તો રાગ અને ત્યાગ, એ બેનો સમન્વય કરવાનોજ પ્રયત્ન કર્યો છે. એમના વ્યક્તિગત જીવનના પ્રસંગો અને મંથનો સાથે આ ભાવનાને વધુમાં વધુ સબંધ છે. વળી એ નવીન આકર્ષણના પરિણામે કવિએ જે વેદના અનુભવી છે, તે, આ જે જોયું તે પ્રમાણે, કવિના વ્યક્તિગત સંસ્કારો, વિચારો અને વૃત્તિઓને કારણેજ – રમા પ્રત્યેના અનેરા આકર્ષણ પછીજ–શોભનાને પ્રિયતમા બનાવવાની વૃત્તિ જન્મી છે. વળી એક સમયે શોભના પ્રત્યે તેમને વડીલનું વાત્સલ્ય ઊભરાતું હતું. પોતાના વિચારો અને નીતિભાવનાને કારણે શોભના સાથે લગ્ન તો કરવું જ જોઈએ એવી એમની દૃઢ માન્યતા હતી. અલ્પસંસ્કારી કે અસંસ્કારી કોઈ અન્ય રાજવીએ કદાચ આ ત્રણમાંની એકપણ વૃત્તિ ન અનુભવી હોત અને જરાપણ દુઃખી થયા વિના પોતાની ધારી પ્રિયતમા સાથેનો સહચાર તે કરી શકત. પરંતુ, જીવનની પવિત્રતા, નીતિ, માનવના ઇત્યાદિ બાબત કવિના ચોક્કસ ખ્યાલો હતા. તેથીજ તો કલાપીએ શોભના પ્રત્યે પ્રિયતમાનો ભાવ અનુભવતાં, તેને દૂર કરતાં, પાછી મેળવતાં અને મેળવ્યા પછીયે વેદના અનુભવી, રુદન કર્યું, પશ્ચાત્તાપ કર્યો–કવિએ સ્વપીડનમાં જ સુખ માન્યું અને સાથે પોતાના વ્યક્તિત્વનું અનેરું ગૌરવ પ્રગટ કર્યું. કવિને સ્પષ્ટપણે ખ્યાલ નહોતો, પરંતુ પ્રિયતમાના પ્રેમદ્વારા કવિ પ્રભુનો પ્રેમ શોધી રહ્યા હતા એમ પણ લાગે છે.

આ પ્રસંગમાં અને સાથે પ્રગટ કરેલા વિચારોમાં વ્યક્તિગત પ્રણયભાવના મળતી નથી એ ખરું. છતાં વખતોવખત કવિને જે વિચારો આવ્યા છે તેમાંય તેમનું હૃદય, પ્રેમની સાચી પરિભાષા શોધી રહ્યું છે, એમ લાગ્યા વિના રહેતું નથી; અને એ રીતે એ વિચારો,

ગુજરાતની અણમોલ સંપત્તિ તો છેજ. ઘણા કવિઓની કવિ તરીકેની સિદ્ધિ કલાપી કરતાં ઉચ્ચ છે છતાં એમના જેવું કંઈક અવ્યવસ્થિત ચિંતન પણ નરસિંહરાવ, નાનાલાલ, ઉમાશંકર અને સુન્દરમને બાદ કરતાં બહુ ઓછા કવિઓમાં જોવા મળે છે.

પ્રેમ એ માનવજીવનનું રહેલું અનેરું આકર્ષણ છે. અલ્પજીવોના 'પ્રેમમાં બલ છે, બહુ' (અને સંસ્કારિતા, ચિક્ષણ અને વિચારોની દૃષ્ટિએ તો શોભના પણ પેલા ભરતના હરણ જેવો અલ્પ જીવજ હતીને!) પ્રેમીનાં અશ્રુ વજ્જ્રજેવા દિલનેય ભાંગે છે પ્રીતિનું કારણ પ્રીતિજ છે અને તે પ્રેમીની સર્વલક્ષ્મી છે આખરે તો ઈશ્વરના પ્રેમનેજ ઉચ્ચતમ પ્રેમ માનતા કવિ કહે છે કે પ્રેમીના દિલની મુખ્યભાવના એકજ હોવી જોઈએ કે'–એકને દિલ આપ્યું તે બીજા કો'નું નહિ બને.' પ્રેમીજન પોતાના પ્રિયપાત્રના 'દોષ જોઈ શકે નહીં' એનો પ્રિયતમ માટેજ જીવે છે; તેને સર્વસ્વ આપી, તેના આનંદમાં આનંદ માને છે. પ્રેમીને 'જોતાં ફરી જગત કાંઈ નવીન ભાસે.'

આ બધાં સત્રો કલાપીના જીવનમાં સફળ થયાં હોત, માનવ જીવનમાં તે સફળ થતાં ભાસ્યાં હોત તો એના પર કવિ વિચાર અને ગ્લાનિનો અનુભવ ન કરત, અને પ્રેમીના જીવનની બીજી બાજુનો કવિને પરિચય ન થાત; તે આપણને ન કરાવત. હકીકત તો એ છે કે આદર્શ માનવના આદર્શ જીવનમાં ત્યાગ અને વૈરાગ્ય સાથે ઉપયુક્ત દક્ષાના પ્રેમનો સમન્વય કવિનું સ્વપ્ન છે. જીવનમાં, માનવમાં એ સ્વપ્ન કવિને દેખાતું નથી, પોતાના જીવનના એ સ્વપ્ન સંજોગો સિદ્ધ થવા દેતા નથી. કવિ આઘાત અનુભવે છે. અનેક કાવ્યોમાં તેઓ પ્રેમની મીમાંસા કરે છે, પ્રેમીના હૃદયના આઘાત આપણને દાખવે છે. એ મીમાંસામાં મુખ્ય સૂર એટલો જ છે કે જગત સાચા પ્રેમીને હસે છે. પીડે છે, તાપે છે, નિરાશ કરે છે આદર્શ પ્રેમ વિશેની કવિની કલ્પના આવી છે–

"ભર્યો દેમાં પ્રેમે : વધુ ઘટુ થતાં જીવ નિકળે,
વધે તો આનંદે, કમી-થઈ જતાં શોકથી મરે!
દ્રવે, નીચોવાયે હૃદયરસ મીઠો છલકતો,
પરન્તુ બહોળો તે હિયરસઝરો ના ખૂટી જતો."

જ્યારે જગતમાં પ્રેમની સ્થિતિ કવિને આવી દેખાય છે–

"રહે પ્રીતિ નેત્રે, નહિ જ હૃદયે પ્રેમ વસતો!
ઉડે સ્થાને સ્થાને, હૃદય સ્થિર ના કોકિલ સમું!
અરે! આવી મૈત્રી જગતપર દિસે ભટકતી!
પણા દૈવાં ચોરી હૃદયરુધિરે રાસ રમતી!"

કવિને એમ પણ લાગે છે કે–

"દુનિયામાં નથી પ્રીતિ, હતી કંઈ તે ગઈ ઉડી;
રહી છે સ્વાર્થની વાતો, ગયો તે તો ગયો નાતો."

કવિ ફરિયાદ કરે છે કે—

"અરે! સૌન્દર્યોનાં હૃદય નવ સૌન્દર્ય ધરતાં,
અને સૌન્દર્યોને શરણ પડનારાં દુઃખી થતાં."

કવિ એમ પણ માનવા લાગે છે કે—

"પ્રીતિ અને મરણ અથવા ક્રૂરતા કે નિરાશા :
એથી બીજી જગત ઉપરે હોય તે લ્હાણ કેવી!"

અને આગિયાને સંબોધતાં કવિ એમ પણ કહે છે કે–

'આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી?"

સાચા હૃદયના પ્રેમીને જીવનમાં પીડાજ વ્હોરવાની હોય છે, વિષયના ઘૂંટડાજ પીવાના હોય છે એ ભાવ સ્વાનુભવે કવિ વ્યક્ત કરે છે.

આનો અર્થ એમ નથી કે કવિ પ્રેમને સસ્તામાં સિદ્ધ કરવા માગે છે. પ્રેમ ખાતર બલિદાનની વૃત્તિ કવિમાં છે જ. કવિ કહે જ છે કે–

"લઈ લે મૃદુ આમોદ તો, તુને ઉઝરડો છો થતો
બોકાય તો બોકાય છો, એ મામલાથી શું ડરે!"

કવિ જાણે છે અને સ્વીકારે છે કે–

"વિષમ છે ડખ પ્રીતિનાઃ વિકટ છે સ્નેહ રસ્તા ત્યાં." કવિ જાણે જ છે કે–

"ઝિંદગી છે રણનો રસ્તો શુષ્ક અને જલહીન તપેલો."

અને એ માર્ગ પર જતાં દુઃખ વેઠવા, વેદના સહન કરવા, ઘા ઝીલવા કવિ તત્પર છે. માત્ર તેનો બદલો વાંચ્છે છે, ન મળતાં વિશેષ દુઃખ અનુભવે છે.

છતાં એ જોવા જેવું છે કે કવિની પ્રીતિ શોભના પૂરતી મર્યાદિત છે ત્યાં સુધી કવિ વધારે પડતાં નિરાશા,

અસ્વસ્થતા, વેદના વગેરે અનુભવે છે, આંસુ પાડે છે. શોભના સાથેનાં લગ્ન બાદ એ પ્રીતિ ઈશ્વર પ્રત્યેની પ્રીતિના ચોક્કસ માર્ગે વળે છે. અને કવિ જાણે નવો વિશ્વાસ મેળવે છે, સ્વસ્થ બને છે, આશાવાદી બને છે શોભના મળી તે પછી કવિનું 'ઉત્સુક હૃદય કહે છે કે–

"હવે જોવા ચાહ્યુ જિગર મુજ સાક્ષાત હરિને,
તહીં તેના કોઈ પ્રતિકૃતિ કશો શો રસ પૂરે ?"

પોતાને ચઢેલી ઈશ્વરના પ્રેમની મસ્તી દિલદારને ચઢતી નથી એવી ફરિયાદ કરી કવિ 'સાકીને ઠપકો' આપે છે, પરન્તુ પોતે તો પોતાના પ્રેમમાં આગળ વધ્યે જ જાય છે. કવિ સાચીજ રીતે કહે છે કે 'પેદા થયો છું ઢૂંઢવા તૂને સનમ' નાનપણથી જ હૃદયનાં પ્રેમ અને વેદના સહિત સૂફીવાદી કવિ ઈશ્વરને જ શોધવા નીકળ્યા છે શોભના હૃદયરાણી બની છે છતાં કવિ તો દૈવી સનમને શોધે છે અને કહે છે કે–

"તું આવતાં ચશ્મે જિગર મ્હારું ભરે,
જાતાં મગર શું શું કરી રોકું ? સનમ !"

વળી કવિ સનમને વિશ્વાસ આપે છે કે–

"તકલીફની પરવા ન પીવા આવતાં,
હાથે મગર તું પાય છે યા ના ! સનમ !"

અને કવિ એવો પણ અનુભવ કરે છે કે–

"જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની."

અને આપણા માટે ખેદની વાત એ છે કે કવિની આ પ્રેમભાવના એમના સૂફીવાદી ચિંતનને વ્યવસ્થિત બનાવે, સ્પષ્ટ આકાર આપે, ફનાફીશયમાંથી એ ચિંતન ફનાફીલ્લાહ બને તે પહેલાં મૃત્યુએ આ યુવાન વિચારક, જીવનદર્શક અને તત્વચિંતકને ઉપાડી લીધો.



## અહીંયાં ને ત્યાં

ઈરાનનું આખુ અર્થકારણ મુસીબતમાં મુકાઈ ગયુ હતુ. ન્યાયના સોદા થતા, ન્યાય ખરીદાતો ને વેચાતો, કરવેરાના અધિકારો પણ ખરીદાતા, સરકારી નોકરીઓની હરાજી બોલાતી જેના કોન્ટ્રાક્ટો અપાતા, અને ફરજિયાત લશ્કરી નોકરીમાંથી રૂશ્વતના જોરે છટકબારીઓ મળી જતી શાહ મહમદ રેઝા પહેલવીએ આ દૂષણો દૂર કરવા ઘણા પ્રયત્નો કર્યા પણ પુરાવાના અભાવે કોરટોમાં ગુનેગારો નિર્દોષ ઠરી છૂટી જતા.

દશ મહિના પહેલાં અસદોલા આલમ મુખ્ય વઝીર બન્યો. તેણે રૂશ્વતખોરીને જડમૂળમાંથી ઉખાડી નાખવાની પ્રતિજ્ઞા કરી. લોકો હસતા હતા કે આ બનશે કેમ કરીને? પણ આલમે શાહની પાસેથી છૂટી લગામ મેળવી લીધી, પછી ઈરાનના ઊંચામાં ઊંચા થરમાંથી અને સરકારી આગેવાનોમાંથી જ એણે ગુનેગારોને વીણીને તેમની સામે મજબૂત કેસો તૈયાર કર્યા. એણે પહેલું જ નિશાન તાક્યું જનરલ મહમદ અલિ ખજાઈ ઉપર તે ઈરાની લશ્કરના તોપખાનાનો વડો હતો તેણે તહેરાનમાં ત્રણ ઘર બંધાવ્યાં હતાં, ફ્રાન્સમાં ચાર ઘર લીધાં હતાં, એની પાસે પાંચ મોટરો હતી. યુરોપની બેંકોમાં એક લાખ ડોલરની રકમ એના નામે હતી અને એનાથી બમણી રકમ એના હાથમાં રોકડ હતી. સરકારી કોન્ટ્રાક્ટોમાંથી લાંચ–ભાગ લેવા માટેના આરોપ સર લશ્કરી અદાલત સમક્ષ એનો કેસ ચાલ્યો અને પાંચ વરસની સજા થઈ.

ગયે અઠવાડિયે આલમના આ રૂશ્વતવિરોધી અભિયાનને પૂર જોસ પકડ્યુ. તહેરાનની લશ્કરી અદાલતે જનરલ અબ્દુલ્લા હેદાયતને બે વરસની જેલની સજા ફટકારી દીધી ! આ જનરલ હેદાયત એટલે ઈરાનનો પ્રથમ રક્ષનો જનરલ, એક વખતનો શાહનો નીકટનો સલાહકાર–મિલિટરી હાઉસિંગ કોન્ટ્રાક્ટોના નામે પૈસા ખાઈ જવાનો એના પર આરોપ હતો એણે અપીલ કરવા રજા માગી, પણ 'હજી તો તારા પર બીજા આરોપ બાકી છે,' કહી તેની અપીલ કાઢી નાખવામાં આવી. આમ શાહે રૂશ્વતખોરોમાં ફફડાટ ફેલાવી દીધો છે. (Time ૨૪–૫–૬૩)

આ નિવેદન અમેરિકાના આશરે ૨૦૦ જેટલા સુવિખ્યાત સાહિત્યકારો, કલાકારો અને સર્જકોની સહી સાથે પ્રગટ થયેલું છે—

અમે નીચે સહી કરનારાઓ ન્યાયમૂર્તિ સેમ્યુઅલ બી. ઈપસ્ટીને શિકાગોના 'ટ્રોપિક ઑફ કેન્સર' કેસમાં જે ઐતિહાસિક ચુકાદો આપ્યો છે અને તે દ્વારા પ્રજાએ શું વાંચવું તે બાબતમાં પ્રજાની સ્વાધીનતાની રક્ષા કરી છે તેને દૃઢતાપૂર્વક વધાવીએ છીએ. ન્યાયમૂર્તિ ઈપસ્ટીને જણાવ્યું છે કે "પ્રજાની વાંચવાની સ્વાધીનતા ઉપર પ્રતિબંધ મૂકવામાં આવે તો, મુક્ત રીતે વિચારો પ્રગટ કરવાના તેના વિશેષ હક્કનો કશો અર્થ રહેતો નથી." આમ કહીને ન્યાયમૂર્તિએ પોલિસને હાથે સાહિત્યના લેખન–વાંચન ઉપર ચાલતી કાતરનો આખો સવાલ પ્રજા સમક્ષ રજૂ કરી દીધો છે. છેલ્લા થોડાક મહિના દરમ્યાન, પોલિસોએ, કેટલાક લઘુમતિ જૂથના દબાણને વશ થઈને, પોતાના સંકુચિત સાહિત્ય-રસોને પ્રજાના અનેક સમૂહો ઉપર ઠોકી બેસાડેલ છે.

અમે ન્યાયમૂર્તિ ઈપસ્ટીનની સાથે એ વાતમાં સંમત છીએ કે સ્વતંત્ર પ્રજાએ શું વાંચવું એ બાબતમાં પોલિસો કે ન્યાયની અદાલતોને મનસ્વી ફતવાઓ કાઢવાનો અધિકાર હોવો ન જોઈએ.

આ કેસમાં સવાલ એ નથી કે 'ટ્રોપિક ઑફ કેન્સર' અમેરિકી સાહિત્યની એક શ્રેષ્ઠકૃતિ છે કે નહિ, બલ્કે સવાલ તો એ છે કે તેના લેખક હેન્રી મિલર જેવા સૌંદર્યલક્ષી નિષ્ઠાવાન કલાકારને અમેરિકાના બંધારણે બક્ષેલા સંરક્ષણનો લાભ મળવો જોઈએ કે નહિ.

જેઓ આ દેશમાં લોકશાહી પરંપરાને વરેલા છે અને કલાવિષયક તથા સાહિત્યિક અભિવ્યક્તિના મહત્વના ક્ષેત્રે અમલદારી કાતરના ઉપયોગને તિરસ્કારે છે તેવા દરેક નાગરિકને માટે આ સવાલ તત્કાલ અને ગંભીર ચિંતાનો વિષય છે. અમારે માટે તો, આ વિષય ખૂબ જ વિશેષ લાગણીનો છે જ.

પુસ્તક ઉપરના પ્રતિબંધ સામેના ન્યાયમૂર્તિ ઈપસ્ટીનના ચુકાદાએ 'મુક્ત પ્રજાએ મુક્ત રીતે શું વાંચવું ને શું ન વાંચવું' તેના નિર્ણય અંગેના પ્રજાના પોતાના અધિકારને પુનઃસ્થાપિત કર્યો છે. ઉપરાંત આપણો દેશ જે સિદ્ધાન્તો ઉપર ઊભો છે તેનું રક્ષણ કરવા બાબત આપણ સૌને તે સ્પષ્ટ ચેતવણી આપે છે.

જેઓ સાહિત્ય અને કલાના ક્ષેત્રે પોલિસના પ્રતિબંધનો વિરોધ કરવામાં માને છે તે બધાને અમે, ન્યાયમૂર્તિ ઈપસ્ટીનના સાથમાં, પોતપોતાના સમાજમાં પોતાનો અવાજ ઊંચો કરવા અને આપણી અત્યંત કીમતી સ્વાધીનતાઓને કોરી નાખનારા તમામ પ્રયાસોને શિકસ્ત આપવા આગ્રહભરી અરજ ગુજારીએ છીએ.

(એવરગ્રીન રિવ્યુ નં. ૨૫)

# 'ઉદ્‌ગાર' અને 'પ્રત્યંચા' વિશે

## પત્ર–ચર્ચા

પ્રિય અ૦,

ડિસેમ્બર ૧૯૬૨ના 'સંસ્કૃતિ'માં (બે કાવ્ય-સંગ્રહો ઉપર) શ્રી રઘુવીર ચૌધરીનું હિંદી વિવેચન શૈલીની છાંટવાળું લખાણ જોઈ, 'પ્રત્યંચા'ના વાચનથી જેટલા પ્રબુદ્ધ પાઠકો અકળાયા હશે તેના કરતાં કાંઈક વધારે અકળાશે (જો કે, આવું કહેવામાં યે 'પ્રત્યંચા'ને પૂરતો ન્યાય ના થાય)

એક બાબતમાં રઘુવીર અભિનંદનના નિઃશંક અધિકારી છે અને તે એ કે જ્યારે સમકાલીન કવિતાનું સમ ખાવા પૂરતું યે વિવેચન જોવા નથી મળતું એ સંજોગોમાં તેમણે પોતાના જોખમે જે હિંમત દેખાડી છે તે જ નોંધપાત્ર ગણાશે પ્રથમ એ સ્પષ્ટ કરવું જરૂરી બને છે કે સાનેક વર્ષ પહેલાંના કવિતાના વલણે અને કવિતાએ "પ્રયોગોમાંથી પાર ઊતરીને પરંપરા સર્જી" દીધાનું ભાઈ ચૌધરી લખે છે તેની સાથે જેટલો 'ઉદ્‌ગાર'ને સંબંધ છે તેટલો 'પ્રત્યંચા'ને નથી. આનો અર્થ એમ નહિ કે 'ઉદ્‌ગાર' પ્રયોગોમાંથી પાર ઊતરીને સિદ્ધિરૂપ છે અને 'પ્રત્યંચા' કેવળ પ્રયોગદશામાં જ છે. (તાત્પર્ય એ કે જે પરંપરાની આબોહવાથી 'ઉદ્‌ગાર'ની કવિતા પરિપુષ્ટ થયેલી માનીએ તેનાથી 'પ્રત્યંચા' બહુધા મુક્ત છે એટલે કે બન્નેના સૂર નિરાળા હોઇ એ ગુજરાતી સાહિત્યનું તો સદ્‌ભાગ્ય છે.) અને પ્રત્યેક કવિતા ખુદ કવિ માટે પણ એક નવનવોન્મેષશાલી પ્રયોગ ("wholly a new start") હોય એ વિધાન સ્વીકારીએ તો 'પ્રયોગોમાંથી પાર ઊતરી' ગયાના આશીર્વાદનો ઝાઝો અર્થ સરતો નથી.

પ્રસ્તુત લખાણમાં બહુધા કવિતા કરતાં "કવિના સંસ્કારો" "કવિની સંસ્કૃતિયાત્રા" "કવિની શ્રદ્ધા" કવિ કયું "વલણ" ધરાવે છે તે – બહુધા ચીલાચાલુ ઢબે–દર્શાવી વિવેચન અત્યુતમ્ બોલાવે છે. 'પ્રત્યંચા' વાંચતાં લેખક ઉપર પ્રથમ છાપ શાની પડી? કવિના સંસ્કારો વિશે. તે લખે છે, "પ્રાચીન સંદર્ભોનો કવિએ ખૂબ અને નવીન ઉપયોગ કર્યો છે. આ નાવીન્યમાં કેટલું કાવ્ય પરોવાયું છે તે જોતાં એના કવિની આ સંસ્કૃતિયાત્રા માટે માન થાય છે.' સાચો કવિતારસિક નાવીન્યમાં કેટલું કાવ્ય પરોવાયું છે તેના કરતાં કાવ્યમાં એ સંદર્ભ-સામગ્રી એકરસ થઈ, નાવીન્ય કેટલું પરોવાયું છે તેની સહજ અપેક્ષા રાખે. છતાં નાવીન્યમાં યે કાવ્ય કેટલું (ને કેવું નહિ?) પરોવાયું છે તેનો વાચકને એ વિધાન સિવાય કોઈ સદૃષ્ટાંત આલેખ નથી મળતો એટલે શું સમજાય? વળી કવિની કવિતા કરતા તેની "સંસ્કૃતિયાત્રા માટે માન" થવનું તો, "નાવીન્યમાં કેટલું કાવ્ય પરોવાયું છે" તે જોવાના સંજોગ સિવાય પણ શક્ય છે પછી લખે છે : "પ્રતીકો અને ભાવપ્રતીકો યોજવાની રીતરસમ સંભવ છે કે પરાશ્રિત લાગે છતાં આ જમીનને ચીપકી રહેવામાં મૂલતઃ સફળ રહેવું–એ સંમિશ્ર હકીકત વિચિત્ર લાગે છે' આ વિધાન જ વિચિત્ર છે. કારણ કે ઉપર્યુક્ત "સંમિશ્ર હકીકત"ના પ્રથમ વિધાનમાં લેખક કહે છેઃ "સંભવ છે કે પરાશ્રિત લાગે' ત્યારે એમાં પોતાની સંમતિ અલ્પતમ છે અથવા નથી જ. પછી પોતે કહે છે કે, 'છતાં આ જમીનને ચીપકી રહેવામાં મૂલતઃ સફળ રહેવું'–તો પછી એ સંમિશ્ર હકીકતને 'વિચિત્ર કહેવાનો શો અર્થ? લેખકના મનમાં સુરેશ જોષીના કવિ હોવાપણા વિશે નથી પૂરતી સ્પષ્ટતા, તેમ નથી તેમની પાસે સુરેશ જોષી કવિ નથી જ એમ સ્પષ્ટ કહેવાનાં સબળ કારણો.–"કદાચ તેથી 'પ્રત્યંચા'ના રણકારના પડઘા એવા સંભળાય છે કે સુરેશ જોષી કવિ નથી' એમ રણકારના પડઘામાં પોતાના ભાવને ભેળવીને સાચવીને અવઢવપૂર્વક કહે છે "પણ એમ માનવાનું મન થતું નથી." કથનની સંદિગ્ધતાનું એક બીજું ઉદાહરણ આ રહ્યું : 'તેથી સંકુલ મનોવેગોને વ્યક્ત કરનાર આ કવિ પાઠકને "વાહ" કહેવા નહિ

['વિશ્વમાનવ : જુલાઈ-ઑગસ્ટ '૬૩

પ્રેર' ચોટ કર્યા છે એ શોધી આપવા સીધા સહાયક અને એવું સપાટ સૌંદર્ય (!) આ કવિએ આરાધ્યું નથી" એવા ગુણાનુવાદ ગાઈને "આ 'પ્રત્યંચા'નાં તીર વેધક નથી, અછડતો સ્પર્શ કરીને ખસી જવા ઇચ્છનારાં છે" એ વિધાન બોલીને ગળી જવા બરાબરનું લાગે છે લેખકે પોતે,' એક વાક્ય પૂર્વે જ કવિની ચિક્ષિષ્ટતા દર્શાવતાં કહ્યું છે કે તે સંકુલ મનોવેગને વ્યક્ત કરનારાં છે—તો પછી 'પ્રત્યંચા'નાં તીર વેધક ક્યાંથી હોય? કે પછી વિલક્ષણતા અને મર્યાદા એકી સાથે દર્શાવવાના અભરખામાં આવું થયું હશે?

લેખકે 'પ્રત્યંચા'ની એક પણ કવિતા લઈ અભિવ્યક્તિમાં આકારનિર્મિતિ દ્વારા અનુભૂતિના પરિમાણને વિસ્તારી આપવામાં કવિ કેટલે અંશે સફળ થયા છે અથવા ભાવસંદર્ભો પ્રયોજવામાં ક્યાં ક્યાં નિષ્ફળ ગયા છે, એ બધું દર્શાવવાને બદલે કાવ્યોનું મહદંશે Paraphrasing કરી મૂક્યું છે એક ઠેકાણે એમણે કહ્યું છે કે ભાવપ્રતીકો સંકુલ છે અહીં મારે કહેવું જોઈએ કે 'પ્રત્યંચા'માં સમગ્ર કલ્પનો (Images) દ્વારા કવિની અનુભૂતિને કલાત્મક અભિવ્યક્તિ મળી હોય એવી રચનાઓમાં "રોજ રાતે" અને "હું સાંભળું છું" એ બે રચનાઓ મને એકંદરે સફળ લાગી છે. "રોજ રાતે" રચના અંતમાં સહેજ કથળતી લાગે. રચનાના આરંભમાં ચિત્ત ઉપર વિવિધ ભાવપ્રતીકોની સઘન છાપ ઝીલતા હોઈએ છીએ એવામાં—

'કે પછી મારી જ છાયાની પછીતેથી
ચાલી આવે કો, મૂગી વણઝાર...'

અને—

મ્હોરાં ભૂંસેલા સર્વના, ના વાણીનો ઉચ્ચાર
કેવળ કણસતા મૌનનો આછેતરો સિસકાર

પંક્તિઓ વાંચીને De-personalizationનો ભાવ અનુભવાય છે "હું સાંભળું છું" એ રચના "રોજ રાતે" કરતાં કંઈક વિશેષ પરિતોષકર લાગે છે. "વછૂટી ગયેલી ગાયનાં ચિમળાયેલાં આંચળ" વાંચતાંવેંત રોષમાં દૂધ દેતી કપીલાના આંચળમાંથી નીકળતી ડનો ધ્વનિ અભ્યાસથી ઝંકૃત થયા વિના રહેતો નથી 'ડૂબી ચૂકેલા વ્હાણના ઉદાયલા લંગર તણો જલગર્ભમાં નિઃશ્વાસ" જેવી પંક્તિઓ આપણને ઊંચકીને જાણે કે રાધા–ઓદલેરની સૃષ્ટિમાં મૂકી દે છે

એ સ્વાભાવિક છે કે આ કવિતામાં સૂર્ય, અંધકાર, ધુમાડો, વાવ, અસ્થિપિંજર, વેશ્યા વગેરે પ્રતીકો (symbols) અને વંધ્યત્વ કે વૈધવ્ય જેવા વિષયો (Themes) રૂપાન્તરે આવતાં રહે, એ શક્ય પણ છે. એમાંથી કાચો માલ વેગળો કરી સાચું સોનું વિવેકથી પારખી કાઢવાનું કામ ભાવકો અને ભાવકામેસર વિવેચકનું અત્રરુ છતાં કરવા જેવું સહિયારું કામ છે.

લેખકે કહ્યું છે કે ભાવપ્રતીકો સંકુલ છે. એ સમજી શકાય. "પ્રતીકો મોટે ભાગે ખંડિત–તૂટેલાં (Broken)" કેવી રીતે હોય? કાવ્યોનાં નામ આપ્યાં છે તો તેમણે Broken symbol નામના પ્રકારની ચર્ચા કરવી જરૂરી હતી. લેખક કહે છે: "આ કવિતા અતિપક્વ સુરુચિવાળા પાઠકોને ન સમજાય, ન ગમે તે શક્ય છે અને ક્ષમ્ય પણ છે" હું એમ કહીશ કે અનિપક્વ સુરુચિવાળા પાઠકોને કવિતા, થોડીક સમજ્યા વગર, ન ગમે એ અશક્ય છે અને અક્ષમ્ય પણ છે. એલિયેટે કહ્યું છે "...that genuine poetry can communicate before it is understood." આધુનિક વિવેચક વિલીયમ યોર્ક ટિન્ડાલ પણ રીચાર્ડ્ઝના મતને, ભાવસંક્રમણના સવાલના સંદર્ભમાં આમંત્રતાં કહે છે: "Some modern poetry,...is truly private, failing in communication, but failure in that is commonly the fault of the reader, not of poet." 'unliterary readers' માટે તો બધું જ શક્ય છે, બધું જ ક્ષમ્ય પણ છે. બિનસાહિત્યિક વાચક વર્ગનું પ્રતિનિધિત્વ કરવાના જોશમાં તો લેખક આવા રવાડે નહિ ચડ્યા હોય? એવી આશંકા કોઈ પ્રગટ કરે તો ના નહિ (પણ એ અતિ અક્ષમ્ય નથી.) "નવીનતાનો નિરંતર આગ્રહ" હોવા છતાં કવિતાસિદ્ધિ શક્ય બને અને "કવિતાના આસ્વાદનો પ્રશ્ન ઊભો કરી શકે" એ ઘટના ઉભય તો તાજગીની નિશાની કેમ ન મનાય? વળી, કવિનું ચિત્તતંત્ર જીવન–સ્પંદન વ્યક્ત કરવામાં જ પરોવાયેલું છે એટલે તેમણે કાવ્યનાં સાધારણ બાહ્ય ઉપકરણોની

ચિંતા કરી નથી? એમ થવા પાછળ કોઈ વિશિષ્ટ પરિણામો સિદ્ધ ન થતાં હોય તો સુરેશ જોષીની કવિતાની જ એ કયાશ કેમ નહિ? છંદોમાં નિર્હેતુક છૂટ લઇ (ડિસેમ્બર '૬૨ ના "કુમાર" ની ટચુકડી નોંધના લખનારે પોતાનો પ્રકોપ તેમને શોભે એ રીતે વ્યક્ત કર્યો જ છે.), સ્વચ્છંદ સ્વૈરવિહાર કરવા કરતાં તો Prose-poem કે Poetic prose તરફ વળવું ઇષ્ટ નહિ?

"અવમમનનો પ્રશ્ન" નડતો નથી તેથી 'ઉદ્‌ગારોની કવિતામાં લેખકની કલમ ચંચુપ્રવેશ કરવામાં એકંદરે સફળ નીવડેલી લાગશે. પણ તેમના આખાયે લખાણમાં નલિન રાવળની સૂક્ષ્મ સમજ, છંદ ઉપરનું પ્રભુત્વ અને કવિતામાં dramatisation કરવાની તેમની શક્તિનો (અને મર્યાદાનો) ઉલ્લેખ જ ના મળે! 'કામ', 'ચૈ માસામાં,' 'કદી જશે' વગેરે કાવ્યોમાં પ્રગટ થયેલ મુગ્ધતા અને વિસ્મય નલિન રાવળને એક શક્તિસંપન્ન બાળકવિ થવાની જે ગુંજાશ અને ગજું પ્રગટ કરે છે, તે તરફ પણ અંગુલીનિર્દેશ થવો જોઇતો હતો. બાકી લેખક 'ઉદ્‌ગાર' ની કવિતાને સ્વભાવે અને સ્વાદે કેવી છે તે જાણવામાંથી તો છોડી નથી કવિને કે કવિતા-રસિકને કવિતાસિદ્ધિ સિવાય અન્ય કયાં "સ્વીકૃત પ્રયોજન" (!) હશે?

'કવિનું મૃત્યુ' ઉપર 'વસંતવર્ષા'માં છે તે કૃતિની અસર સાબિત કરવા કરતાં એ એમાંથી કાવ્યની કક્ષાએ કઈ કૃતિ પહોંચે છે તે દેખાડવાનું જ વિશેષ અગત્યનું નહોતું? હું માનું છું કે નલિનની કવિતા એક બાર, થોડીક પંક્તિમાં સાદીસીધી રીતે વ્યક્ત કરવામાં, સફળ નીવડે છે, જ્યારે ઉમાશંકરની કલમ કવિહૃદયની વ્યાપક તાને ઊંડળમાં લેતા થયે છે. તેમાં નવ પંક્તિઓ અળગી કરીને જ ઉત્તરાર્ધ હું કાવ્યરૂપે માણી શકું છું. વિવેચકનું ખરું કાર્ય એક જ વિષય ઉપર અનેક રચનાઓ હોય તેના વિભિન્ન 'અંતર્ગત રહસ્ય' પારખીને "જડ પ્રયસિનવૃચિહાસ વાચકોની' વૃત્તિ, મિથ્ કાવ્યાકાવ્યનો વિવેક કરવામાં છે Sources તપાસવામાં તો 'વસંતવર્ષા'ના કવિએ જ જે સમતોલ અભિપ્રાય ઉચ્ચાર્યો છે તે (સુરેશ દલાલે તો કાયમ) યાદ રાખવા જેવો છે. "કહેવાનું એટલું જ છે કે જ્યારે બીજા કોઈ કવિમાં-આપણા જેવી વાત મળી રહે છે ત્યારે આપણને પેલી 'મહાન પુરુષો સરખી રીતે વિચાર કરે છે,' એ મતલબની અંગ્રેજી કહેવત તરત યાદ આવે છે. જો એ વાત આપણા સિવાય બીજા કોઈની હોય તો બેધડક આપણે બોલી ઊઠવાના: 'જોયું? આબાદ ચોરી કરી લાવ્યો છે!' 'ધ્વનિ'ના પરિશિષ્ટ-૨ મા નિરંજન ભગતે 'રાજેન્દ્રના "યોગભ્રષ્ટ વિયોગ" સોનેટના સંદર્ભમાં, બોદલેરના 'A une Passante' નો અંગ્રેજી અનુવાદ 'A passer by' પ્રસ્તુત કરતાં યથાર્થ જ કહ્યું હતું કે "એક જ વિષય પરના બને કવિના મૌલિક મિજાજને કારણે સ્વતંત્ર ઉન્મેષનાં આ બે સોનેટ છે."

અંતમાં ભાઈ રઘુવીર નલિન રાવળ વિશે કહે છે: "આ કવિ ઊર્મિ કરતાં વિચાર તરફ વધુ ઝોક છે" તે કદાચ સાચું હશે પણ કવિતામાં વિચાર કે ઊર્મિનું જેટલું મહત્વ હોય તેના કરતાં સાહિત્યવિવેચકને વિચાર કરતાં ઊર્મિને મળેલા આકાર સાથે વિશેષ નિસ્બત છે. આવી સાહિત્યિક નિસ્બત (Literary Concern) મને આ લેખમાં અલ્પતમ લાગી અને તેને 'સંસ્કૃતિ'માં વાંચીને નિરાશા અનુભવી છે. 'મુક્ત કવિતા', 'મધુર પ્રતીક' અને 'અભિરામ અભિધા' જેવા શબ્દપ્રયોગો આપણી વિવેચનપરિભાષાના શા હાલહવાલ થયા છે તેના એક નમૂનારૂપ રહેશે.

લિ.

રાધેશ્યામ શર્મા

## પરિચય

[ ઘરદીવડા ]

## રસાયણ-વિજ્ઞાની–ઉદ્યોગપતિ

# ત્રિભુવનદાસ ગજ્જર | ડૉ. જીવરાજ મહેતા

[ જન્મ : ૩-૮-૧૮૬૩ અવસાન : ૧૬-૭-૧૯૨૦ ]

ઓગણુસમી સદીના છેલ્લા દસકામાં ટેકનોલોજી, વિજ્ઞાન, માતૃભાષા વગેરેનો નાદ લઈને ગુજરાતના–કહો કે ભારતના–ક્ષિતિજે એક નવયુવાનનો ઉદય થયેલો–પ્રાધ્યાપક અને તેજસ્વી રસાયણુશાસ્ત્રી ત્રિભુવનદાસ કલ્યાણુદાસ ગજ્જર. ગુજરાતના સંસ્કારક્ષેત્રે એમની પડેલી અમીટ છાપની સ્મૃતિને જાળવવા ૩ ઓગસ્ટ ૧૯૬૩ના દિવસે તેમની જન્મશતાબ્દી ઉજવાઈ. એ ઉપરાંત ગુજરાતમાં શકય હોય ત્યાં જુદી જુદી યુનિવર્સિટીઓમાં ટેકનિકલ વિષયમાં એક "ચેર" સ્થાપવા ઔદ્યોગિક કે રસાયણુશાસ્ત્ર જેવા વિષયોમાં અનુસ્નાતક કક્ષાની સંશોધન શિષ્યવૃત્તિઓ આપવા, વગેરે માટે સ્મારકભંડોળ એકઠું કરવાનું ઠરાવાયુ છે.

આજે તો વૈજ્ઞાનિક પ્રગતિ સ્વીકૃત વસ્તુ બની ગઈ છે અને અમર્યાદિત અણુશક્તિ અને સીમારહિત અવકાશનો યુગ ચાલુ થયો છે. આ સૈકાની ભૌતિક વિજ્ઞાન અને રસાયણુશાસ્ત્રની સિદ્ધિઓથી દુનિયાની કાયાપલટ થઈ ગઈ છે. એટલે ગઈ સદીના અંત સુધીમાં ખાસ કરીને ભારતમાં માનવ પ્રયાસના આ ક્ષેત્રમાં કેવી પરિસ્થિતિ હતી એની કલ્પના આજે આવવી મુશ્કેલ છે. યુરોપમાં ૧૯મી સદીની આખરમાં જ્યારે વિજ્ઞાનની પ્રગતિનો જુસ્સો જાગવા માંડયો હતો અને તત્વજ્ઞાન, ધર્મ, ચિંતન શાખાની વિદ્યાઓ અને વિશ્વદર્શન શાસ્ત્રોના ક્ષેત્રમાં હરણફાળ ભરાઈ રહી હતી ત્યારે ઉચ્ચ શિક્ષણ અને જ્ઞાન સંપાદનના, તો આ બહુજ થોડા ધનવાન માણસો હકદાર બની શકતા.

એ જમાનામાં પણ સુરતના એક સુતાર કુટુંબનો સુપુત્ર આમાં અપવાદરૂપ બની રહ્યો વિજ્ઞાનના ક્ષેત્રમાં ખૂબ પ્રગતિ સાધનાર અને ભારતના યુવાનોમાં વૈજ્ઞાનિક શોધખોળનો રસ જમાડનાર શ્રી. ત્રિભુવનદાસ કલ્યાણ-દાસ ગજ્જરને સત્તા કે ધનનો મોટો વારસો મળ્યો ન હતો, પણ તેઓ આપબળે જ આગળ વધ્યા હતા.

શાળામાં તેમણે ગણિત અને ભૌતિક વિજ્ઞાન પ્રત્યે ખૂબ અભિરુચિ દર્શાવી હતી. દરેક વર્ગમાં તેઓ શ્રેષ્ઠ ગુણવત્તા મેળવતા અને તેથી શિક્ષકગણુમાં તેઓ પ્રિય થઈ પડયા હતા. ઘણીવાર શિક્ષકો તેમને વર્ગમાં અન્ય વિદ્યાર્થીઓને દાખલા સમજાવવાનું કહેતા અને કેટલીક વાર તો શિક્ષકોને અઘરા લાગતા દાખલા પણ તેઓ સહેલાઈથી ગણી કાઢતા. તેઓ જ્યારે મેટ્રીકના વર્ગમાં

હતા ત્યારે તેમને એક જંગલી વાંદરો કરડ્યો હતો. આમાંથી તેમને વિજ્ઞાનમાં વધુ રસ જાગ્યો, કારણ કે તબીબી સારવાર લેતાં લેતાં, તેઓ આ વિષયથી અંજાયા અને ભૌતિક વિજ્ઞાનની કારકિર્દી લેવાનો તેમણે નિશ્ચય કર્યો.

સને ૧૮૮૦માં તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં જોડાયા અને ત્યાં પણ તેઓ હોશિયાર વિદ્યાર્થી તરીકે પંકાઈ ગયા. તેમણે કૉલેજની વિધવિધ શાખાઓની કેળવણી પ્રાપ્ત કરી. તેઓ વિનયન અને વિજ્ઞાન બને શાખાઓના સ્નાતક બન્યા અને કાયદાનો પણ અભ્યાસ કર્યો તથા રસાયણશાસ્ત્રમાં અનુસ્નાતક પદવી મેળવી. તેમને ઇજનેરી વિષયોના અભ્યાસમાં રસ પડ્યો તથા તે માટે ગણિતનો અભ્યાસ હાથ ધર્યો. આ સમયમાં તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજના સિનિયર ફેલો હતા તથા ભૌતિક વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર શીખવતા.

## કલાભવનની સ્થાપના

શ્રી ગજ્જર ભેખધારી પ્રાધ્યાપક જેવા હતા અને પૈસા કમાવાને માટે નહીં પરંતુ જનતાની સેવા કરવાની ભાવનાથી તેઓ પોતાને મનગમતા વિષયોના અભ્યાસમાં રત રહેતા. સને ૧૮૮૭માં સિંધમાં ગણિત અને ભૌતિક વિજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે તેમની નિમણૂક થઈ હતી પરંતુ તેમણે તેનો સ્વીકાર ન કર્યો અને તેને બદલે ઓછા પગારથી વડોદરાની કૉલેજમાં જોડાયા. આ કૉલેજમાં તેમણે રાસાયણિક પ્રયોગશાળાની સ્થાપના કરી. આ પ્રયોગશાળા અત્યારે ભારતની બધી કૉલેજોની રાસાયણિક પ્રયોગશાળાઓમાં શ્રેષ્ઠ સાધનસજ્જ ગણાય છે.

તેઓ વડોદરા કૉલેજમાં હતા તે દરમિયાન તેમણે એ વખતના વડોદરા રાજ્યમાં અપાતા ટેકનિકલ શિક્ષણની પદ્ધતિની એવી પુનર્રચના કરી હતી કે જેથી ટેકનિકલ શિક્ષણના ક્ષેત્રમાં દાખલ થતા પહેલાં વિદ્યાર્થીને સંપૂર્ણ સામાન્ય જ્ઞાન મળી રહે. વડોદરાના મહારાજા સ્વ. શ્રી સયાજીરાવ ગાયકવાડે શ્રી ગજ્જરમાં રહેલી મહાન શક્તિઓનાં લક્ષણો પારખ્યાં અને તેમને વડોદરામાં પોલિટેકનિકની સ્થાપનાનું કાર્ય સુપરત કર્યું. કલાભવનના નામથી જાણીતી બનેલી આ પોલિટેકનિકમાં દેશભરમાંથી વિદ્યાર્થીઓ આવતા.

સને ૧૯૦૩-૧૯૦૪માં તેમણે વડોદરામાં મહુડાંમાંથી આલ્કોહોલ બનાવવા માટે એક નાનું પ્રયોગકેન્દ્ર કારખાનું સ્થપાવ્યું. આજે તો હવે તે એક વિશાળ કારખાનું બની ગયું છે અને એલેમ્બિક કેમિકલ વર્કસના નામથી ઓળખાતા આ કારખાનામાં સારાં રસાયણો, ઔષધિઓ, એન્ટી-બાયોટિક દવાઓ વગેરે બની રહ્યાં છે પ્રો. ગજ્જર આ રીતે પશ્ચિમ ભારતમાં આધુનિક રસાયણિક ઉદ્યોગના જનક બન્યા હતા.

## મોતી અને રાણીનું બાવલું

વડોદરા છોડીને મુંબઈ ગયા અને ત્યાં વિલ્સન કૉલેજમાં પ્રાધ્યાપક બન્યા, આ વખતે મુંબઈમાં મરકી (પ્લેગ) ના ઉપદ્રવથી હાહાકાર મચ્યો હતો. ગજ્જરે પોતાની ટેકનોકેમિકલ પ્રયોગશાળામાં આ રોગનો અભ્યાસ કર્યો અને આયોડીન-ટર-ક્લોરાઇડનો ઉપાય શોધ્યો. દુનિયામાં જ્યારે સલ્ફા ઔષધિઓ અને એન્ટીબાયોટીક્સ શોધાયાં ન હતાં, ત્યારે એ જમાનામાં આ ભયંકર રોગનો સામનો કરવામાં સફળ થનારા સૌથી પહેલા ગજ્જર હતા. પણ આટલું જ બસ ન હતું. એમણે એક પછી એક સિદ્ધિઓ મેળવવા માંડી ૧૮૯૭માં મુંબઈમાં રાણી વિક્ટોરિયાના બાવલા પરથી "કદીય ન ભૂંસાય" તેવા કાળા ડાઘ કાઢવાના કાર્યમાં દેશવિદેશના નામાંકિત વિજ્ઞાનીઓ જ્યાં નિષ્ફળ ગયા હતા ત્યાં શ્રી ગજ્જર સફળ થયા આ બનાવથી તેમની તે વખતે ખૂબ જ પ્રશંસા થઈ હતી અને બધાનું ધ્યાન તેમના પ્રત્યે ખેંચાયું હતું.

શ્રી ગજ્જરની બીજી સિદ્ધિ મોતીના મૂળ રંગ અને તેનાં તેજ જાળવીને તેને શુદ્ધ કરવાની શોધેલી પ્રક્રિયા અંગેની છે.

## માતૃભાષા દ્વારા શિક્ષણ

શ્રી ગજ્જરની માન્યતા હતી કે માતૃભાષા દ્વારા જ ટેકનિકલ જ્ઞાન ફેલાવી શકાય તેમ છે. આ હેતુ નજર સમક્ષ રાખીને તેમણે ગુજરાતી, મરાઠી, હિન્દી બંગાળી, ઉપરાંત ફારસી ભાષાઓમાં ટેકનિકલ શબ્દોનો એક વિશાળ પારિભાષિક શબ્દકોષ તૈયાર કરવા માંડ્યો પણ તે સંપૂર્ણ કરી શક્યા નહિ આ ગ્રંથની હસ્તપ્રત હજી પણ યુનિવર્સિટીના ગ્રંથાલયમાં જળવાઈ રહી છે

[ અનુસંધાન પાન ૪૬મા ઉપર ]

[ગ્રંથ પરિચય]

# 'કઢંગો અમેરિકન' | હરિનભાઈ શાહ

અચંબાનો પાર નથી!

વ્હાલા ડૉલર ખળખળખળ કરતાં વહ્યે જ જાય છે, ચાળણી જેવા થઈ ગયેલા કોસમાંથી પાણી ટપકી જાય તેમ આફતમાં કોઈ એવાં એકધારાં અને કદી નહિ થમનારાં પૂર ઉમટતાં રહે છે! કે અમેરિકાના અઢળક ડૉલર દુનિયાના એકેએક દેશને નભાવવા માટે એમના તરફ જ તણાતા જ રહે છે! અને અમેરિકન નાગરિક માટે એ વાતના અચંબાનો પાર નથી કે આટઆટલું દઈને પણ એણે તો પોતાના એ દેવાદારોના ખત્તા જ દુનિયાને મોઢે ખાવા પડે છે. "અમેરિકા કેમ આપતું નથી?" "આપે છે તો ગલ્લાંતલ્લાં કેમ?" "આપતાંય અમેરિકા હાથ ચોરે છે?" "આપી આપીને આટલું ઓછું અને અધૂરું કેમ!" આવી ગાળોથી અમેરિકા બ્હાવરું બની જાય છે

દુનિયાનો અમેરિકા માટેનો અચંબો પણ ઓછો નથી. અમેરિકાનું કુળ તો સ્વતંત્રતાની બળબળની ખુમારીનું રહ્યું છે ધરમકરમને નામે જે દંડરાજ પંદરમી અને સોળમી સદીમાં યુરોપમાં ફાટી નીકળ્યું હતું તેની સામે આત્માના વટે ચડીને તો અમેરિકાના પૂર્વજો–Pilgrim Fathers–વહાણો ભરી ભરીને યુરોપને જુહાર કરીને અમેરિકામાં ઊતર્યાં હતા અને અમેરિકા વસાવ્યું હતું ઘરબાર, માલમિલકત અને વતનને પણ મુક્તિની ખુમારી ખાતર ઠોકરે મારનાર અમેરિકન પ્રજા, એશિયા–આફ્રિકાની દશા જોઈને આમ હાથ જોડીને બેસી કેમ રહી શકતું હશે? "પારકી પંચાત" નહિ પસંદ કરનારી, બીજાની માથાફોડમાં ન ઊતરવા માગનારી–Isolationism–ની નીતિ ઓઢીને છેક ૧૯૪૦ સુધી અમેરિકા પોતાની જ સમૃદ્ધિની મોજમાં મસ્ત કેવી રીતે રહી શક્યું હશે?

પરંતુ બીજી લડાઈ બાદ અમેરિકા આંતરરાષ્ટ્રીય ચોકમાં ભાખોડિયાભેર ચાલતું તો થયું દુનિયાના કામકાજમાં, વહેવારમાં ને સારે–નરસે સૌને સૌની સામે ઊભું રહેતું થયું, આ પછી ઝડપથી આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં ઊંડે જતા અમેરિકાને દુનિયામાં વડીલાઈ કરવાનું ગમવા લાગ્યું. દુનિયાના એકેએક દેશની ઓછીવત્તી ગરીબાઈને અમેરિકાની વિપુલ સામગ્રી પોતાને ત્યાં બોલાવી ગઈ અમેરિકામાં ઊતરનારો કોઈ ચીનો હોય કે હિંદનો શીખ સરદારજી હોય, જર્મન હોય કે તીખો આઈરીશ હોય, પરંતુ ત્રણ જ મહિનામાં એ નવા આગંતુકને નવોનકોર ટકોરાબંધ હરતો ફરતો અમેરિકન બનાવી દેવાનું જાદુ એકલું અમેરિકા જ કરી બતાવે છે

આમ છતાંયે ગાંઠનું નાણું દુનિયાના એકેએક દેશમાં છૂટું મૂકયે જતો અમેરિકન આટલો કઘોડો આ જે કેમ બની જતો હશે – કોરિયા, વિએટનામ, ઈરાક, ઈરાન, ટર્કી ચારેકોર? દૂધમાં સાકરની જેમ ભળી જવાને બદલે કાચી કઢીના લોટ ને પાણીની જેમ અલગ અને બેસ્વાદો કેમ રહી જતો હશે!

આનો જવાબ એના ઓશિંગણવાળી દુનિયા આપે તેના કરતાં અમેરિકનો પોતે જ તે ખોળી લે તેમાં સૌની વધારે શોભા હતી. એટલે અમેરિકન એલચી અધિકારીઓ તરીકે દુનિયા ખુંદી વળેલી વિલિયમ લેડરર અને યુજેન બર્ડીકની જુગલ જોડીએ જવાબ ખેંચી કાઢયો : કઢંગો અમેરિકન!

અમેરિકન શાહીથી અમેરિકન કલમેજ દોરેલું આ ચિત્ર છે કઢંગો અમેરિકન. એમાં ઉજળી માળાગાળા કે પારકાના હાથે ભાંડવાનું નથી થયું અમેરિકન વહેવારમાં જે ખાંચ અને ખોડ પડેલી હોય છે તેનું ઉશ્કેરાટ કે વિકાર વગરનું કેવળ વાસ્તવિક ચિત્ર જ એમાં ઉપસાવવામાં આવ્યું છે

## કુથલી–કાંડ નથી

"કઢંગો અમેરિકન એ કોઈ કુથલી–કાંડ નથી. અમેરિકનોએજ સુવાણે ચીતરેલું, દુનિયાની સેવાની

સફરે નીકળેલા અમેરિકાનું ગજગ્રાહ્યું બયાન એમાં છે. બીજા વિશ્વયુદ્ધ પછી ભારે ભીંસમાં આવી પડેલી દુનિયાને બેઠી કરવા સદ્બુદ્ધિથી નીકળેલા અમેરિકન રમતાગામની રામકહાણી એમાં છે. એનાં પાત્રો નાના મોટા અમેરિકન મુત્સદ્દીઓ છે તથા અમેરિકાનાં એશિયામાંનાં એલચી ખાતાંઓ અને દેશદેશની વિદેશ કચેરીઓ છે. અમેરિકાને કે અમેરિકનોને ભૂંડા ચીતરવાનો લવ-લેશ ઈરાદો નથી. પરંતુ દુનિયા આખીનો પથારો હાથમાં ઝાલવા નીકળેલા અમેરિકામાં ઘર આગણેના સત્તા પરના પક્ષ ચૂંટણીમાં પક્ષની સેવાની બોણી તરીકે કેટલાયે ઉરાંગ-ઉટાંગની ઊંચી નોકરીએ ભરતી કરે છે એમાં એલચીપદ પણ એવું એક છે, એ સત્ય ઘટના પર વેધક કટાક્ષ છે

આ.ઈઝનહોવરના રાજ્યે પણ આવા એક ફંડફાળા પુરાવનારને પક્ષે સીલોન ખાતે એલચીની પદવી આપવા ઠરાવ્યું; એ ગૃહસ્થને સેનેટની વિદેશ સમિતિ પાસે પરીક્ષામાં જવું પડયું અને સભ્યોએ પોતે જે દેશમાં એલચી તરીકે જવા માગે છે, (સિલોન) તેના વડા પ્રધાનનું નામ જાણો છો તેમ પૂછ્યું ત્યારે, ભંડારનાયકનું નામ ભણતાં પેલાની જીભના લોચા વળી ગયા હતા અને એની માલદારી ખોલી રઝળી પડી હતી.

પરંતુ અમેરિકાના હજુય ચાલુ એવા વાવેતરમાંથી જે રમતાગમ પ્રગટે છે, અને ઘણીવાર તેમાંથી જે "બાઘા મંડળ ' દેખાવા લાગે છે, તેનો કડાકેદાર સ્વાદ લેડરર અને બર્ડીક ભેગા થઈને આપ્યો છે.

## કહાણીની શગ

'સાચનું' દિવેલ પૂરીને કહાણીની શગ ખેંચવામાં આવી છે તેવા "ક-ઢંગા અમેરિકન"માં અમેરિકન એલચી લુઈ સીઅર્સ ઉર્ફે લાઉડ બોલાવાતો 'લાઉડ લુઈ' એના માથાનો રશિયન એલચી કુપીટ ઝીન, અર્ધી દેશી અને અર્ધી પરદેશી તેવી શ્રીમતિ રૂપ જ્યોતની કારકીર્દીમાં ધુબાકા મારીને પડેલી મેરી મેકોનેટાશ, એશિયાના જંગલોમાં નકશો સળવાઈ ગયેલો મીલીટરી એટર્ની કર્નલ હીલેનડેઈલ અને અમેરિકાની પાર્લામેન્ટ વતી જવાબ લેવા નીકળેલા "સેનેટર, સર"ની ભારે રસભરપૂર સવારી "ક...ઢંગા અમેરીકન"માં નીકળે છે અને જગમાં ડુબકિયાં મારી રહેલા જળચરોની સ્વાભ વિકતાથી જ એ બધાં પાત્રો પોતાપોતાનું ટૂંકું જીવન આ કથામાં જીવી જાય છે. ફાધર ફીનીઅન અને "સીકસ-ફુટ સ્વામી'નાં પાત્રો દુનિયાને ચકરાવામાં રાખતી મુત્સદ્દી-સૃષ્ટિનાં અનિવાર્ય પાત્રો છે

## વિદૂષકની ઓળખ

આખરે એલચી એટલે શું? એલચીનું કામકાજ શું? એનો શાસ્ત્રીય ઉત્તર છે: રાજ્યના 'વડાનો' એ વિદૂષક છે. એનો ધંધો? જ્યાં મોકલે ત્યાં ખરું છુપાવીને કામ કાઢી લેવાનો. એલચી " Lies abroad " પરદેશમાં પડ્યો પાથર્યો જ રહે અને દુનિયામાં હાંકે રાખે, જુઠું બોલ્યે રાખે, એમ બેવડો અર્થ અંગ્રેજી ભાષાએ એલચીનો આપ્યો છે. એની ટીકામાં ખોખી પીછી જબરાં હોય છે. એ બાજુની ઝલક તો "ક-ઢંગા અમેરિકન"માં પૂરતી આવતી રહી ગઈ છે.

હિંદને દુનિયા આખી સાથે એલચીઓ દ્વારા વહેવાર છે. હિંદનો "ક-ઢંગો હિંદી" પણ કદાચ "ક-ઢંગા અમેરિકન" જેવો જ હશે એક એલચીએ ઔપચારિક પરિભાષામાં પોતાને નામદાર (યોર એક્સેલેન્સી) કહેવડાવવાના હક્કના જોરે પોતાની ધર્મપત્નીને પણ નામદાર (હર એક્સેલેન્સી) કહેવડાવવાનો આગ્રહ કરતો હુકમ તો કાઢ્યો હતો

"ક-ઢંગો અમેરિકન"ને અમેરિકન જનતાએ હોંશે હોંશે અપનાવી લીધેલ છે, એક અરીસા તરીકે, દુનિયાનાં વિદેશખાતાંઓ પર જે વેનરાં આવી પડ્યાં છે, તેને બહાદુરીથી પહોંચી વળવા નીકળેલા સત્પુરુષોની આ રામકહાણીમાંથી ગજબનો આનંદ પ્રમોદ મળી રહે છે [ 'સંદેશ'માંથી ]

# બાલ ગાંધર્વ : મરાઠી રંગભૂમિના કલાસાધક | પીતામ્બર પટેલ

મરાઠી રંગભૂમિના આજન્મ કલાકાર શ્રી બાલગાંધર્વનો સન્માન સમારંભ અમદાવાદમાં વસતાં મરાઠી ભાઈબહેનોએ ટાઉન હોલમાં ગયે અઠવાડિયે યોજ્યો હતો. તે પ્રસંગે શ્રી બાલગાંધર્વનું બહુમાન કરવામાં આવ્યું હતું અને થેલી પણ અર્પણ કરવામાં આવી હતી. આ સન્માન સમારંભ સ્થાનિક રંગભૂમિની સંસ્થાઓ, કલા સંસ્થાઓ અને સરકાર સંસ્થાઓના સંયુક્ત ઉપક્રમે યોજાયો હોત તો આજન્મ કલાકારનું ઉચિત ગૌરવ થાત સમારંભના યોજકોએ આવું આયોજન કેમ નહિ કર્યું હોય? કલા અને સાહિત્યને પ્રાદેશિક સંકુચિત વર્તુળોમાંથી હવે બહાર કાઢવા જોઈએ શ્રી બાલગાંધર્વ એકલા મહારાષ્ટ્રના જ નહિ, ભારતના કલાકાર છે. ગુજરાત તેમનું સન્માન ઉમળકાથી કરત.

## બાલગાંધર્વ અને સુંદરી

શ્રી બાલગાંધર્વે તેમના પ્રવચનમાં શ્રી. જયશંકર સુંદરીનો બે ત્રણ વાર ઉલ્લેખ કર્યો આ બંને કલાકારોએ સ્ત્રી ભૂમિકામાં કામણ કર્યું હતું ત્યારે નાટ્યરસિકોમાં પણ ચર્ચા થતી, 'સ્ત્રી ભૂમિકોમાં કોણ ચઢે? ગાંધર્વ કે સુંદરી?'

કોઈ કહેતા અભિનયમાં સુંદરી' ચઢે અને સંગીતમાં 'ગાંધર્વ' ચઢે એનો ઉલ્લેખ કરી, અહીંની સભામાં શ્રી. ગાંધર્વે કહ્યું:–

'જયશંકરભાઈ ઘણા કુશળ કલાકાર હતા. તેમની પાસેથી મને ઘણું શીખવાનું મળ્યું છે એ જેટલા અભિનયમાં કુશળ હતા એટલા જ સંગીતમાં પણ નિપુણ હતા'

એક મુલાકાતમાં શ્રી. બાલગાંધર્વે શ્રી. જયશંકર સુંદરીને પોતાના ગુરુ તરીકે પણ ઓળખાવ્યા હતા સદ્ભાગ્યે આજે એ બંને નિવૃત્ત કલાકારો આપણી વચ્ચે છે જયશંકરભાઈને નિમંત્રણ મળ્યું હોત અને હાજર રહ્યા હોત તો પ્રેક્ષકોને એ બંને પ્રથમ કક્ષાના કલાકારો એક સાથે જોવા મળત.

બાલગાંધર્વની ઉંમર આજે તો પંચોતેર ઉપર પહોંચી ગઈ છે કેટલાં થોડાંક વર્ષથી કમર નીચેનો ભાગ પક્ષઘાતનો ભોગ બન્યો છે. એથી હલનચલન મુશ્કેલ બન્યું છે. છતાં કંઠ, ઉત્સાહ અને સ્મૃતિ પર વાર્ધક્યની છાયા એમણે પડવા દીધી નથી. આ સન્માન સમારંભમાં તેમણે જે ઉદ્ગારો કાઢ્યા એમાં પણ એક સાચા કલાકારના સૌજન્ય અને વિનમ્રતાનું જ ઉદાત્તદર્શન થયું પ્રેક્ષકોએ જ મને જીવતો રાખ્યો છે. તેમણે મને ખોબલે ખોબલે પ્રેમનાં પુષ્પો આપ્યાં છે. રંગભૂમિને જીવાડનાર પણ પ્રેક્ષકો છે. એમને માટે તેમણે 'અન્નદાતા' જેવો પણ ઉલ્લેખ કર્યો ગુરુજનો અને માબાપના સંસ્કારને પણ યાદ કર્યા. એ બધામાં ઋણ સ્વીકારનો નિર્મળ રણકો સંભળાઈ રહ્યો.

'તેમણે ચાર ગીત–ભજન ગાયાં. પ્રથમ ગીત ગાતાં શ્વાસ રૂંધાતો હોય, ગાતાં તકલીફ પડતી હોય એવું લાગ્યું પણ ક્રમાનુસાર ત્રીજા ચોથા ગાને તો ગળું ખૂલી ગયું. શ્રોતાઓ પણ મુગ્ધ બની રહ્યા.

## બાલગાંધર્વની ભૂમિકાઓ

ત્યારે તો બાલ ગાંધર્વની બોલબાલા હતી. એમનું નામ પડતાં જ થીએટર છલકાઈ રહેતું. તેમની ભૂમિકાઓ જોવા પ્રેક્ષકો ફરી ફરી આવતા. એથી તો ગડકરીનું 'એક ચ પ્યાલા'ના હજાર કરતાં યે વધારે ખેલ થયા હશે. બાલગાંધર્વ માનાપમાન, સ્વયંવર, દ્રૌપદી, સૌભદ્ર, એક ચ પ્યાલા, શૈશવકલ્લોલ, રૂક્મણિહરણ વગેરે નાટકોમાં નાયિકાની ભૂમિકા કરતા. તે ગાતા પણ ખૂબ સારું ક્યારેક તો એક બે પંક્તિઓ આરોહ અવરોહમાં ગાતાં પંદર વીસ મિનિટ નીકળી જતી. મરાઠી પ્રેક્ષકો સંગીતના ભારે રસિયા ત્યારે બાલગાંધર્વનો અભિનય જોવો અને તેમનાં ગીતો સાંભળવાં એ લહાવો ગણાતો. આજે પ્રથમ કક્ષાના ફિલ્મ અદાકારોનું જેવું આકર્ષણ અને ચમકાટ છે, એવું જ આકર્ષણ બાલગાંધર્વનું હતું.

તેમનું અસલી નામ તો છે નારાયણરાવ. પણ તે જ્યારે બાલવયમાં હતા ત્યારે નાટકમાં બાળ ભૂમિકા ભજવતા ગાય પણ સુંદર, દેખાવ પણ મોહક અને આકર્ષક. જાણે ગાંધર્વનો બાલુડો ધરતી પર ઊતરી આવ્યો હોય એકવાર તિલક મહારાજ નાટક જોવા ગયા હતા. આ બાળકની ભૂમિકાથી ઘણા જ પ્રભાવિત થયા અને બોલી ઊઠયા: 'આ છોકરો ગાંધર્વલોકમાંથી આવ્યો છે શું? આ બાલ ગાંધર્વની ઓળખાણ તો કરાવો...'

અને બસ, ત્યારથી નારાયણરાવ 'બાલગાંધર્વ' બની ગયા. બાળવય વિતાવી, ભર યુવાનીમાં નાયિકાની ભૂમિકા ભજવવા માંડ્યા, છતાં પ્રેક્ષકોના તો 'બાલગાંધર્વ' જ બની રહ્યા. આજે ઘડપણમાં પણ તે 'બાલગાંધર્વ' જ છે પાછળથી તેમને રાજદ્હસનો ખિતાબ મળેલો. પણ પ્રેક્ષકોના હોઠે ચડેલો તિલક મહારાજનો ખિતાબ નામ સાથે જોડાઈ ગયો.

બાલગાંધર્વની મંડળી વડોદરામાં વાંકાનેર થિયેટરમાં નાટકો ભજવતી. ત્યારે શ્રી બાપુલાલભાઈ નાયકની મુંબઈ ગુજરાતી નાટક મંડળી મોરબી થિયેટરમાં નાટકો રજૂ કરતી. ત્યારે મુંબઈ ગુજરાતીમાં જયશંકરભાઈ પણ કામ કરતા. બાલગાંધર્વનું નાટક વહેલું પૂરું થયું હોય તો એ મોરબી થિયેટરમાં આવે જયશંકરભાઈની ભૂમિકા જુએ...તેમને 'સુંદરી'નો અભિનય ખૂબ ગમતો. એ કહેતા: અભિનયની બાબતમાં સુંદરી પાસેથી મને ઘણું શીખવાનું મળે છે

## પ્રાણસુખ નાયક અને બાલગાંધર્વ

ત્યારે મુંબઈ ગુજરાતીમાં પ્રાણસુખ નાયક પણ 'મુગ્ધ સખી' તરીકે કામ કરતા એ પણ ગાય સારું અને નિજની છટાથી સૌ સખીઓમાં જુદી તરી આવે. એકવાર બાલગાંધર્વ મોરબી થિયેટરમાં નાટક જોવા આવ્યા ત્યારે પ્રાણસુખ નાયક ગરબો ગવરાવે ગરબામાં સાખી આવે. સાખી તેમને ગવરાવવાની હતી. એ સુરીલા કંઠે સાખી ગાય અને પ્રેક્ષકો વન્સમોર આપ્યા કરે. આવી નાની ભૂમિકામાં તો અભિનયની બીજી કયી તક સાંપડે! છતાં પેલા કલા પારખુ કલાધરે નાટક પૂરું થતાં 'ગ્રીનરૂમ'માં જઈ મંડળીના માલિક શ્રી. બાપુલાલભાઈને કહ્યું:

'નાયક! આ છોકરો મને આપો.' હું એને બીજો ગાંધર્વ બનાવીશ બોલ છોકરા...તારે મારી મંડળીમાં આવવું છે ને?'

ને પ્રાણસુખ નાયક તૈયાર થયા. બાપાલાલભાઈએ પણ રજા આપી પણ મા બાપે ના પાડી. 'એટલે દૂર, અજાણ્યા મુલકમાં ક્યાં જવું?' અને વાત પડી ભાંગી પણ પ્રાણસુખ નાયક સાથે બાલગાંધર્વનો મીઠો સબંધ બંધાયો પ્રાણસુખ નાયક તેમનાં નાટકો જોવા જતા. એ વીતી ગયેલા જમાનાની, આજથી ત્રીસ પાંત્રીસ વર્ષના રંગભૂમિના સુવર્ણકાળની વાત કરતાં પ્રાણસુખ નાયકે કહ્યું:

'બાલગાંધર્વની મંડળી ત્યારે તો પૂર્ણ કળાએ ખીલેલી હતી એ લોકો સાચા અલંકારો વાપરતા. બસેથી પાંચસોની સાચી જરી ભરતની સાડીઓ પહેરાતી. પૌરાણિક નાટકોમાં આવતા મુગટ, બાજુબંધ, કુંડળ, જનોઈ, મુગટ, ગદા...બધાં સોનાચાંદીનાં રહેતાં. લોકોમાં પણ વાતો થતી કે બાલગાંધર્વ તો અસલી અલંકારો પહેરે છે...એનુંયે વિશિષ્ટ આકર્ષણ રહેતું.

ત્યારે નાટકની આખી તે આખી ચોપડી છપાતી. ઓપેરાબુકમાં નાટક, ગીતો અને ફોટા છપાતા. સવા દોઢ રૂપિયે એ ચોપડીઓ વેચાતી. આ કારણે મરાઠી રંગભૂમિનાં નાટકો છપાઈ ગયાં અને સચવાયાં પણ ખરાં.

આપણે ત્યાં પણ મુંબઈ ગુજરાતી, મોરબી સુબોધ, દેશી નાટક સમાજ...નાટકો છપાતા પણ સૌરાષ્ટ્ર કે બીજે લોકો એ નાટકો ભજવતા અને કોપી રાઈટનો ભંગ થતો. આથી આપણાં નાટકો છપાતાં બંધ થયાં. કેવળ ગીતોજ છપાય છે.

ત્યારે આજની ફિલ્મ એકટ્રેસના ફોટાની પેઠે જુદા જુદા પોઝના બાલગાંધર્વના ફોટા છપાતા અને વેચાતા. ચાલુ નાટકે પણ એ ફોટા વેચાતા. એવી મોહિની આ કલાકારની હતી!

અને ભૂતકાળમાં સરી જઈ, જાણે વાંકાનેર થિયેટરમાં બેઠા હોય તેમ મનની આંખે એ દ્રશ્ય જોતા હોય એવી ભાવુકતાથી શ્રી પ્રાણસુખ નાયક કહી રહ્યા હતા:

'અત્યારે મને એક દ્રશ્ય યાદ આવે છે બાલગાંધર્વની મંડળી વાસ્તવિક વાતાવરણ સર્જી શકતી. ટ્રીક

સીન પણ સારા કરતી. એમનું 'મૃચ્છકટિક' નાટક ભજવાતું હતું. બાલગાંધર્વ વસતસેનાની ભૂમિકા કરતા. તે ઘરથી બહાર નીકળી તેના પ્રીતમ ચારુદત્તને મળવા જાય છે. રાત અંધારી છે વીજળી થાય છે–ને ઝરમર ઝરમર વરસાદ વરસવા માંડે છે. વસતસેના ભીંજાય છે, ભીંજાતી જાય છે અને ગીત ગાતી જાય છે. એ ગીત વીસેક મિનિટ ચાલે છે. પણ ત્યાં સુધી વરસાદ વરસ્યે જાય છે વચ્ચે વીજળી પણ ઝબકી જાય છે.

ત્યારે પ્રેક્ષકો ભૂલી જતા કે તેઓ નાટકઘરમાં બેઠા છે. સાચો વરસાદ વીસ મિનિટ સુધી સ્ટેજ પર વરસી રહેતો. વરસાદમાં ભીંજાયેલી રૂપસુંદરી વસતસેનાની સાડી શરીર પર ચોંટી જતી. ત્યારે એની મોહકતા, યૌવનની ચારુતા અને રૂપસુંદરીની ભયલજ્જા...એવાં તો ખીલી ઊઠતાં કે પ્રેક્ષકો વારી જતા. આ દ્રશ્ય જોવા ફરી ફરી ખેંચાઈ આવતા.

અને મને પણ ત્યારે તો એમજ લાગેલું કે તખ્તા પર નવયૌવના ભીંજાઈ રહી છે ખ્યાલે ન આવે કે એ ભૂમિકા પુરુષ ભજવે છે

આવુંજ કામણ ત્યારે જયશંકર સુંદરીનું પણ હતું. પ્રેક્ષકોને એ ઓદિની સ્વરૂપે જ દેખાતા.

### રંગદેવતાના સાધક

આ કલાકારોને મન રંગભૂમિ કેવળ વ્યવસાય નહોતો તેમને મન એ રંગદેવતાની સાધના હતી. 'મેકઅપ' કરતાં પહેલાં કલાકારો રંગદેવતાનું ધ્યાન ધરતા, પ્રાર્થના કરતા, પછી 'મેકઅપ' કરતા. 'મેકઅપ' કરતાં કરતાં ભૂમિકાનો ખ્યાલ કર્યે જાય, નાટકની દુનિયામાં ખેંચાઈ જાય. 'મૂડ'માં આવી જાય, ત્યારે બાલગાંધર્વ તૈયાર થતાં બેથી ત્રણ કલાક લેતા. પણ એ સમય દરમિયાન એ ભૂમિકાનો ખ્યાલ કર્યા કરતા. પરિણામે એમના અભિનય સજીવ બની રહેતા આજે નવી રંગભૂમિને જો જરૂર હોય તો રંગદેવતાની ભક્તિની અને કલાની સાધનાની એ વગર ભૂમિકામાં પ્રાણ પુરાતો નથી.

બાલગાંધર્વને મહારાષ્ટ્ર સરકાર ત્રણ હજારનું વર્ષાસન આપે છે. લોકો પણ આ રીતે સામે પગલે બોલાવી સન્માને છે મરાઠી પ્રેક્ષકોની આ કદરદાની લક્ષમાં લેવા જેવી છે

### ઘરદીવડાનું બહુમાન કરો

ગુજરાતી રંગભૂમિએ સારા અદાકારો આપ્યા છે. આપણા ગુજરાતી કલાકારોએ હિંદી અને ઉર્દુમાં નાટકો ભજવી નવો ઈતિહાસ સર્જેલો. એમાંના થોડાક તો કોઈક ખૂણે, વણપ્રીછ્યા જેવી હાલતમાં આર્થિક સંકડામણ અનુભવતા જીવે છે તેમાંના એક મા. શનિ તાજેતરમાં જ ગયા. બીજા પણ સિત્તેર વટાવી ગયેલાઓમાં સર્વશ્રી જયશંકર સુંદરી, મૂળજી ખુશાલ, પ્રભાશંકર રમણી, રૂપેરીઅલ સુદર સુરજમલ, કાઠિયાવાડી કબુતર આપણી વચ્ચે છે. એમના જમાનામાં આ કલાકારોએ ગુજરાતનું લોકરંજન કર્યું હતું અને રંગભૂમિનું ગૌરવ વધાર્યું હતું ગુજરાત તેમનું સન્માન ન કરે ?

અમને એમ લાગે છે કે નાટ્ય અકાદમીએ વહેલી તકે આ અદાકારોને નોતરી, તેમના જમાનાની ટચુકડી ભૂમિકાઓ રજૂ કરાવી જાહેર બહુમાન કરવું જોઈએ. આવતી-કાલની પેઢી આપણને નગુણા કહી નોંદે તે માટે પણ આ ઘરદીવડો બુઝાય તે પહેલાં ગુજરાતે તેમનું ગૌરવભર્યું બહુમાન કરવું જોઈએ.

## યાદગાર પ્રસંગો

શ્રી. બાલગાંધર્વ 'ગાંધર્વ' નાટક મંડળી' ચલાવતા હતા. એ રંગીલા કલાકાર જીવ તેમણે તેમના હિસાબનીશ પર આંધળો વિશ્વાસ મૂકેલો. એણે લાખ્ખોનો ગોટાળો કર્યો. શ્રી. ગાંધર્વને ખબર પડી, પણ ઘણું મોડું થઈ ગયું હતું. તેમણે પેલા હિસાબનીશને બોલાવ્યો 'જા ભાઈ! આજથી તારું અને મારું લેણદેણ પૂરું થયું' કહી છૂટો કર્યો કેસ પણ ન કર્યો. ગાંધર્વ નાટક મંડળી માટે આ ભારે મોટી ખોટ હતી. પણ શું કરે?

પણ શ્રી ગાંધર્વના ચાહકો અને ગુણીજન પ્રેક્ષકોને આની ખબર પડી. લોકોએ જાણે લાખ રૂપિયાની ખોટ પૂરી કરવાનો સંકલ્પ કર્યો હોય તેમ દરેક નાટ્ય વખતે 'હાઉસફૂલ' કરી દે. આઠે દિવસે પણ થીએટર ભરાઈ જાય. લોકોએ આ રીતે એકજ વર્ષમાં લાખ રૂપિયાની ખોટ ભરપાઈ કરી આપેલી.

શ્રી. ગાંધર્વની મંડળી એકવાર નાગપુર ગઈ હતી નાટક ચાલુ થયું બાલગાંધર્વ સ્ત્રી ભૂમિકામાં ગીત ગાઈ રહ્યાં, ત્યાં વિરોધી મંડળીના ભાડૂતી માણસોએ બૂમો મારી સ્ટેજ પર ખાસડાં ફેંક્યાં અને ગોકીરો મચાવી દીધો.

બાલગાંધર્વે અંદર જઈ, સાલ ઓઢી બહાર આવી પ્રેક્ષકોને શાંત રહેવા અપીલ કરી. જેમને નાટક ન જોવું હોય તેમને ટિકિટના પૈસા પરત કરવાની પણ જાહેરાત કરી. થોડીવાર શાંતિ છવાઇ પણ પાછી એની એજ 'બંધ કરો...બંધ કરો...'ની બૂમો શરૂ થઈ. સ્ટેજ પર ઈંડાં ફેંકાયાં...અને બાલગાંધર્વે નાટક બંધ કર્યું અને જાહેરાત પણ કરી: 'નાટક બંધ કરવામાં આવે છે સૌને ટિકિટનાં પૈસા પણ પરત કરવામાં આવશે અને હવે પછી બાલગાંધર્વ જીવન પર્યંત અહીં પગ નહિ મૂકે.'

જ્યારે સુજ્ઞ નાગરિકોએ આ જાણ્યું ત્યારે ભારે દુઃખ થયું. તેઓ બાલગાંધર્વને મળ્યા નાટકો રજૂ કરવાની વિનંતી કરી. નાગપુર પર કાળી ટીલી લાગે એવું ન કરવા આગ્રહભરી આજીજી કરી સાંભળ્યું છે કે તેઓ આજ સુધી કદી નાગપુર નથી ગયા.

---

( અનુસંધાન પાન ૪૦નું ચાલુ )

## સ્ત્રી કેળવણી

શ્રી. ગજ્જર સ્ત્રી કેળવણી પ્રત્યે પણ જાગૃત હતા અને તેમની બહેનની દેખરેખ હેઠળ ૧૯૦૮માં સુરતમાં તેમણે એક સંસ્થા સ્થાપી. ૧૯૧૨માં મુંબઈમાં પણ આ સંસ્થાની શાખા ખોલી. આજે તે સંસ્થા "વનિતા વિશ્રામ" ના નામે સૌને પરિચિત છે.

મુંબઈ યુનિવર્સિટીના કાર્ય સાથે પણ તેઓ સંકળાયેલા હતા અને વિજ્ઞાન તેમજ ટેકનિકલ વિષયોનું શિક્ષણ ફેલાવવામાં તેમણે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. તેમની પાસે સારો એવો ગ્રંથસંગ્રહ હતો અને તેમણે પોતાનો તમામ પુસ્તકસંગ્રહ મુંબઈના ઈન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સને અર્પણ કર્યો છે. શ્રી. ગજ્જરનો મિત્રવર્ગ બહોળો હતો અને નાનાલાલ કવિ, ચિમનલાલ સેતલવાડ, મણિભાઈ નભુભાઈ, સુરેન્દ્રનાથ બેનરજી, એન. જી. ચંદાવરકર, રી. વાય ચિંતામણી અને સર વિલિયમ રાસ્સેનો તેમાં સમાવેશ થાય છે.

શ્રી. ગજ્જરના જીવનનો મંત્ર હતો "બીજાને માટે જીવો." બીજાને માટે કંઈ કરી નાખવાની તેમને ઊંડી ધગશ હતી. એ કહેતા કે "હું હમેશાં અશાંત છું અને મારે કંઈક સારું કાર્ય કરવું છે. બીજાને સુખી કરવામાં હું ગૌરવ અનુભવું છું" એમને લક્ષ્મીની દરકાર હતી પણ એથી એ બીજાને સુખી કરી શકતા હોવાથી જ એમને મન એનું મહત્ત્વ હતું. એમણે કહેલું કે નાણાંને તો હું આવકારું છું કારણ કે બીજાને સુખી કરવાના મારા ધ્યેયમાં તે મને સહાયરૂપ બને છે.

શ્રી. ગજ્જરનું ૧૯૨૦માં જુલાઈની ૧૬મી તારીખે અવસાન થયું ત્યારે તેમણે "બીજાને માટે જીવો" એ ધ્યેય હાંસલ કર્યું હતું. એમની પાછળ એમને ખૂબ પૂજ્ય ભાવથી યાદ કરતા અનેકોને એ મૂકી ગયા.

ત્રિભુવનદાસ ગજ્જર વૈશ્યસુથાર જ્ઞાતિના હતા. તેમના કુટુંબનું અસલ નિવાસસ્થાન અમદાવાદમાં હતું આજે પણ ત્યાં ધનાસુતારની પોળમાં 'ગજ્જરના ચોકઠાં' નામે એક જગ્યા ઓળખાય છે પછીથી એ કુટુંબ બે ત્રણ પેઢીથી સુરત જઈ વસેલું ત્રિભુવનદાસના પિતા, કલ્યાણભાઈ ભાણાભાઈ, ગજ્જરના કાકા આત્મારામ ગજ્જર નિષ્ણાત શિલ્પશાસ્ત્રી હતા. અને સુથારી કામનો ધંધો કરતા. મુંબઈનાં મકાનોમાં એમણે અનેક વિશિષ્ટ પદ્ધતિઓ દાખલ કરી હતી. વડોદરાના 'લક્ષ્મી-વિલાસ' મહેલની રચનામાં ગજ્જર કુટુંબે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો.

# કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટ | કપિલરાય મહેતા

બ્રિટિશ સામ્રાજ્યમાં ગુલામીની ધૂસરી વેઠતા દેશો આજે આઝાદ અને બ્રિટનના સમોવડિયા બન્યા છે એ સુખદ પરિવાર 'કૉમનવેલ્થ ' ના સ્વરૂપે પરસ્પર નવા સંબંધો વિકસાવી રહ્યો છે આપણા રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનને બ્રિટને જે ઉમળકાથી પોતાને આંગણે નોતર્યા છે તેમાં કૉમનવેલ્થની કૌટુંબિક ભાવનાનું જ પ્રતિબિંબ છે લંડનમાં કૉમનવેલ્થની એકતાથી ઝાંખી કરાવતા કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટનો અહીં પરિચય આપવામાં આવ્યો છે :

" આજના રાષ્ટ્રસમૂહ અને ભૂતકાળનાં સામ્રાજ્યો વચ્ચે કશું સામ્ય નથી. એ તદ્દન નવો જ વિચાર, નવી જ ભાવના છે અને માનવહૃદયની ઉત્તમ પ્રકારની ભાવનાઓ મિત્રતા, વફાદારી, સ્વાતંત્ર્ય અને શાંતિ માટેની ઈચ્છા – એ ભાવનાઓ પર એનું મંડાણ થયેલું છે "

"રાષ્ટ્રોની સમાન ભાગીદારીના એ નવા વિચારને હું મારા જીવનના દરેક દિવસે હૃદયપૂર્વક મારું જીવન સમર્પણ કરીશ, " એવા શબ્દો બ્રિટનનાં રાણી એલિઝાબેથે દસ વરસ પહેલાં ઉચ્ચાર્યાં હતા ૧૯૬૩માં બે દિવસ પહેલાં જ રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણનને સત્કારતા એમણે બ્રિટન અને ભારત વચ્ચેની મૂળગામી ભિન્નતાઓ છતાં કેળવાયેલા સબંધો રાષ્ટ્રસમૂહની નવી ભાવનાનું મિષ્ટ ફળ છે એમ કહ્યું.'

રાણી એલિઝાબેથે એ શબ્દો કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટમાં ઉચ્ચાર્યાં હતા લંડનના સુપ્રસિદ્ધ હાઈડ પાર્કના પશ્ચિમ છેડાનો ભાગ કેન્સીંગ્ટન મહેલના પાર્ક તરીકે ગણાય છે એ કેન્સીંગ્ટન મહેલનું સ્થળ, પ્રિન્સ આલ્બર્ટ મેમોરીઅલ અને આલ્બર્ટ મેમોરીઅલ હૉલનું સ્થળ જ્યાં છે એ મુખ્ય રસ્તાનું નામ કેન્સીંગ્ટન હાઈસ્ટ્રીટ પડેલું છે લંડનમાં બંધાયેલું પણ આખા રાષ્ટ્રસમૂહના બધા દેશોના રોકડ વસ્તુઓના ફાળાથી રચાયેલું આ નવું કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટ એ કેન્સીંગ્ટન હાઈસ્ટ્રીટનું એક આભુષણ છે એટલું જ નહિ પણ એની પ્રવૃત્તિઓની દૃષ્ટિએ એ આખા રાષ્ટ્રસમૂહની કીમતી સેવા કરી રહ્યું છે

## બેનમૂન સુંદર મકાન

મહારાણી વિક્ટોરીઆના સમયમાં સામ્રાજ્ય વધતું જતું હતું ત્યારે ૧૮૯૩માં ઈમ્પીરીઅલ ઈન્સ્ટીટયૂટની સ્થાપના કરવામાં આવી હતી. ૧૯૦૨ ના સાતમા એડવર્ડના સમયમાં બ્રિટિશ સરકાર હસ્તક એનો વહીવટ લેવાયો તે છેક ૧૯૫૩ સુધી એ પ્રમાણે રહ્યો. પણ ત્યાં સુધીમાં પરિસ્થિતિ બદલાઈ ચૂકી હતી, તેથી 'ઈમ્પીરીયલ ઈન્સ્ટીટયૂટ' કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટ બન્યું અને એની પ્રવૃત્તિની આખી તાસીર જ બદલાઈ ગઈ. અત્યારનું કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટ તેના નવા બેનમૂન સુંદર મકાનમાં ફક્ત આઠ મહિનાથી જ પ્રવૃત્તિ કરે છે છતાં એ ખૂબ જ મહત્વનું બન્યું છે.

ઈમ્પીરીઅલ ઈન્સ્ટીટયૂટ બ્રિટનનાં સંસ્થાનો સાથેના વેપાર પર વિશેષ ધ્યાન આપતું, તેથી એ વેપાર ખાતા હસ્તક હતું કૉમનવેલ્થ ઈન્સ્ટીટયૂટ તો રાષ્ટ્રકુટુંબના ગોરા-કાળા રાજ્યો વચ્ચે આત્મીયતા કેળવે એ માટે પ્રજાના પરિચય ઉપરાંત સાંસ્કૃતિક, કલાવિષયક, કેળવણી વિષયક અભ્યાસ અને પરસ્પર આદાન-પ્રદાનની મુખ્યત્વે કાળજી રાખે છે. વળી બ્રિટનમાં હજારો અંગ્રેજ બાળકો અને યુવાનોને માટે શૈક્ષણિક વર્ગો, વ્યાખ્યાનો, પ્રદર્શનો વગેરેની વ્યવસ્થા પણ આ ઈન્સ્ટીટયૂટ તરફથી થતી આવી છે. નવા વડામથકમાં આ બધી પ્રવૃત્તિઓ ઘણી વિસ્તારવામાં આવી છે.''

કેન્સીંગ્ટન હાઈસ્ટ્રીટ પર આવેલું કૉમનવેલ્થ ઈન્સ્ટીટ્યૂટનું આ બેનમૂન મકાન જ પહેલું ધ્યાન ખેંચે તેવું છે. વિશાળ જમીન પર, આસપાસનાં ઊંચાં વૃક્ષોના કુદરતી વાતાવરણ વચ્ચે બે ઊંચા થાંભલાવાળો તંબુ ઊભો કર્યો હોય અને ઝૂકતું છાપરું (પેરાબોલોઈડ રૂફ) હોય એવું આ મકાન કૉન્ક્રીટના બે પ્રચંડ ટેકા હોય તેવા ત્રાંસા તાણીયા ઉપર ઊભેલું છે. સ્થાપત્યની દૃષ્ટિએ એ વિશિષ્ટ છે એટલું જ નહિ પણ ૧૮૩×-૧૮૩ ફૂટના વિશાળ મકાનમાં આવું ઝૂકતું છાપરું જ મુખ્ય છે. બીજું બાંધકામ તો અંદર ત્રણ માળ જેવી ફરતી ગેલેરીઓનું છે તેજ છે. ગેલેરીઓ ખાસ ટેકા વિના જ હોય એવો ભાસ થાય છે. દાદરા પણ ખૂબ મજબૂત છતાં નાજુક લાગે તેવા અને ત્રણેય માળનું છાપરું એક જ એવી ખૂબીદાર રચના છે, જાણે ગોળાકૃતિ થિયેટર હોય અને વચમાં રંગમંચ હોય એવી એની રચના છે. ખૂબ મોટું મકાન, ૨૨ દેશોના ભૌગોલિક, રાજકીય, આર્થિક પરિચય અને પ્રજા, પહેરવેશ, ઘરો અને ખાસ પશુઓનો ખ્યાલ આપતાં કાયમી પ્રદર્શનો એની અંદર છે; સિનેમા થિયેટર, મોટો અભ્યાસ ખંડ, લાયબ્રેરી વગેરે ઘણું છે, છતાં રસ્તા પરથી આ ઈન્સ્ટીટ્યૂટ નાજુકડું અને સુશોભિત લાગે છે

## હોજ અને ધ્વજો

મુખ્ય રસ્તા પર કમ્પાઉન્ડની દીવાલ બાંધી નથી અંદર જવાનાં પગથિયાં, ડાબી તરફ અને જમણી તરફ મોટરો જવાનો ઢાળવાળો રસ્તો. એટલું રાખીને આગળના આખા ભાગમાં લાંબો હોજ બનાવ્યો છે! રસ્તા પરથી કોઈ અંદર ધસી ન જાય તે માટેનો આ બીજો અંતરાય! એ હોજ ૧૫૦ ફૂટ લાંબો અને ૪૦ ફૂટ પહોળો હશે. પણ હોજની જમણી બાજુએ એક ઊંચો સળંગ ઓટલો બાંધેલો છે અને તેના ઉપર ૧૬ સફેદ ધ્વજદંડો ઊભા કરેલા છે. એ ધ્વજદંડો ઉપર બ્રિટન, ઑસ્ટ્રેલિયા, કેનેડા, ભારત, ન્યૂઝિલૅન્ડ, દ. આફ્રિકા, પાકિસ્તાન, નાઈજીરીયા વગેરે રાષ્ટ્રસમૂહ દેશોના ધ્વજો સવારના ૮થી સાંજના ૭ સુધી ફરકતા રહે છે. પણ હવે એ સોળ ધ્વજદંડો ઓછા પડે છે! એટલા બધા દેશો સ્વતંત્ર થઈને રાષ્ટ્રસમૂહમાં જોડાયા છે, જેથી દેશોના રાષ્ટ્રધ્વજોનો વારાફરતી વારો આવે એવું કરવું પડે છે

હું એપ્રિલની ૨૨મી તારીખે કૉમનવેલ્થ ઈન્સ્ટીટ્યૂટ જોવા ગયો ત્યારે ભારતનો રાષ્ટ્રધ્વજ ત્યાં ફરકતો નહિ જોવાથી મેં પૂછ્યું હતું કે એ ધ્વજ કેમ નથી! ત્યારે તેના માહિતી અધિકારી મિ. એ એકદમ બોલી ઊઠ્યા કે "તમે ભારતના તંત્રીઓ આવ્યા છો ત્યારે ભારતનો જ ધ્વજ, જો કે વારા પ્રમાણે નહિ હોય, તો પણ એ ફરકવો જોઈએ છે" ત્રણ કલાક પછી અમે બહાર નીકળ્યા ત્યારે ભારતનો રાષ્ટ્રધ્વજ પાંચમા ધ્વજદંડ પર ફરકતો જોવા મળ્યો હતો.

આ ધ્વજચોક અને વિશાળ હોજ એ રસ્તા પરનું પ્રથમ આકર્ષણ છે. ૮૦ ફૂટ પહોળો રસ્તો અને ૨૦-૨૨ ફૂટના ફૂટપાથો મળી ૧૦૦ ફૂટથી વધારે પહોળા રસ્તા પરનું આ પ્રથમ દૃશ્ય નજરને ખેંચી રસ્તાથી ઠીક દૂર બાંધેલા મકાન તરફ દોરી જાય છે.

## અનેકવિધ પ્રવૃત્તિ

ઈન્સ્ટીટ્યૂટના મકાનમાં કાયમી પ્રદર્શન તમામ રાષ્ટ્રસમૂહ દેશોના વિભાગો સાથેનું છે. ઈન્સ્ટીટ્યૂટના 'પ્રદર્શન તંબુ' સિવાય એના એક ભાગમાંથી દાખલ થઈ શકાય એવી પડખેની એક પાંખમાં નીચેના માળે 'આર્ટ ગેલેરી' છે. આ આર્ટ ગેલેરીમાં જ રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણને ઉદ્ઘાટન કલાકૃતિઓનું પ્રદર્શન ખુલ્લું મૂક્યું છે સામી બાજુની પાંખમાં 'જહાંગીર રૂમ' છે અને નીચે રેસ્ટોરાં છે. બાજુમાં વ્યવસ્થાપક કાર્યાલયનું બે માળવાળું મકાન છે

ઈન્સ્ટીટ્યૂટની મુખ્ય પ્રવૃત્તિઓ આટલી છે.

(૧) કાયમી રાષ્ટ્રસમૂહ પ્રદર્શન
(૨) રાષ્ટ્રસમૂહ દેશોની દસ્તાવેજી ફિલ્મો બતાવવી.
(૩) કલાપ્રદર્શનો રાષ્ટ્રવાર ગોઠવવાં
(૪) કેળવણી વિષયક પ્રદર્શનો યોજવાં.
(૫) કાયમી પ્રદર્શનમાં અભ્યાસવર્ગો.
(૬) શાળા-સલાહ સેવા.
(૭) ફરતાં પ્રદર્શનો યોજવાં.
(૮) પ્રકાશનો (મુખ્યત્વે શિક્ષણ માટેનાં)

[ અનુસંધાન ચાલુ પાનું ૫૦મું ]

# જાગૃત અંતરાત્માનું અઠવાડિક | વાડીલાલ ડગલી

છેલ્લાં ચૌદેક વરસથી મને દર અઠવાડીએ 'ન્યૂ સ્ટેટ્સમેન'ની રાહ જોવાની ટેવ પડી છે એવો તે આ બ્રિટિશ સામયિકનો શો જાદુ છે કે એ હાથમાં આવે કે તરત બીજુ કામ એક બાજુ મૂકીને એના લેખો ઉપર નજર નાખવાનું મન થાય છે?

આ અઠવાડિકનું આકર્ષણ એટલા માટે થાય છે કે દુનિયાના કોઈ પણ ભાગની નિડર, સરકારી અને સમાનતાપ્રેમી વ્યક્તિનો અંતરઆત્માનો અવાજ એ મોકળા મને વ્યક્ત કરે છે. આ અવાજ વ્યક્ત કરવાની રીત પણ સંસ્કારી અને સાહિત્યિક છે

હમણાં ન્યૂ સ્ટેટસમેને એની કારકીર્દીનાં પચાસ વર્ષ પૂરાં કર્યાં ત્યારે આંતરરાષ્ટ્રીય બૌદ્ધિક વર્તુળોએ તેના પ્રત્યે અસાધારણ ઉષ્માથી કૃતજ્ઞતા વ્યક્ત કરી બ્રિટનના રૂઢિચુસ્ત વડાપ્રધાન હેરોલ્ડ મેકમિલન, અમેરિકાના પ્રમુખ કેનેડી, જાણીતા લેખક ઈ એમ ફોર્સ્ટર, ફ્રાંસના રાજકીય આગેવાન મેન્ડિસ-ફ્રાંસ, ટાંગાનિકાના પ્રમુખ નાયરેરે, બર્ટ્રાન્ડ રસેલ અને જવાહરલાલ નહેરુએ આ સામયિકની વિધાયક મૂર્તિભંજકતાની સ્તુતિ કરી તેથી આનંદ થયો

શ્રી નહેરુનો આ સામયિક સાથેનો સંપર્ક એના પહેલા અંકથી છે. જ્યારે બ્રિટનમાં ભારતની આઝાદીની વકીલાત કરતાં લોકો ગભરાતા હતા, ત્યારે આ સામયિકે અદમ્ય જુસ્સાથી આપણી આઝાદીની હિમાયત કર્યે રાખી હતી ન્યૂ સ્ટેટ્સમેનની એક સિદ્ધિ એ છે કે ભારતની આઝાદી જેવા અનેક પ્રશ્નોને હાથમાં લઈને પ્રજામતને એણે બદલ્યો છે આથી જ એને બ્રિટનના વગદાર અભિપ્રાયનું અઠવાડિક કહેવામાં આવે છે

૧૯૧૩માં બ્રિટનના અગ્રેસર ફેબિયન સમાજવાદીઓ એક અઠવાડિકની સ્થાપના કરવા માટે ભેગા મળ્યા. આ ચર્ચામાં બર્નાર્ડ શૉ, સિડની અને બિયેટ્રિસ વેબે આગળ પડતો ભાગ લીધો. આ વિચારકોએ એટલું નક્કી કર્યું હતું કે રાજકીય અને સામાજિક, સમસ્યાઓની વૈજ્ઞાનિક ઢબે આલોચના કરે એવું એક સ્વતંત્ર અઠવાડિક કાઢવું કોઈ કાળે આ અઠવાડિક કોઈ પક્ષનું વાજિંત્ર ન બને તેવી પણ સ્થાપકોની નેમ હતી. આ પત્રના પહેલા તંત્રી ક્લિફર્ડ શાર્પ હતા

૧૯૩૧માં કિંગ્ઝલી માર્ટિન આ પત્રના તંત્રી થયા અને ૧૯૬૧ માં નિવૃત્ત થયા. અત્યારે એના તંત્રી જહોન ફ્રીમેન છે. કિંગ્ઝલી માર્ટિનના તંત્રીપદ નીચે ન્યૂ સ્ટેટ્સમેને અત્યારનું વ્યક્તિત્વ પ્રાપ્ત કર્યું. એમણે જયારે તંત્રીપદ હાથમાં લીધું ત્યારે ન્યૂ સ્ટેટ્સમેનના ૧૪,૦૦૦ ગ્રાહકો હતા. અત્યારે એના ૯૦,૦૦૦ ગ્રાહકો છે અને દર વરસે ગ્રાહક સંખ્યા વધતી જાય છે.

કિંગ્ઝલી માર્ટિને એમણે તંત્રીપદ સંભાળ્યું તે દિવસોનો એક પ્રસંગ નોંધ્યો છે બર્નાર્ડ શૉ આ પત્રના સ્થાપક હતા એટલે એના તંત્રીલેખો અવાર-નવાર તે લખતા.

શૉની પ્રણાલિકા લાસ્કી, ટોની, કોલ, ક્રોસમેન, ડબ્લિન, ક્રોસમેન, એ. જે. પી ટેયલર અને પ્રિસ્ટલીએ ભારે વિદ્વત્તાપૂર્વક જાળવી અને મજબુત કરી ૧૯૩૧માં બ્રિટનની મજૂર સરકારનો નામોશીભર્યો પરાજય થયો એ પછી મજૂર પક્ષ પ્રત્યે બ્રિટનની પ્રજાને વાળવા માટે ન્યૂ સ્ટેટ્સમેનમાં બુદ્ધિવાદી લેખકોએ જે ફાળો આપ્યો છે તે ઐતિહાસિક છે

ન્યૂ સ્ટેટ્સમેનની લાગવગ એટલા માટે સર્વવ્યાપી છે કે એનો અંતરાત્મા આઠે પહોર જાગતો હોય છે. આથી સત્તા પર બેઠેલા મજૂર પક્ષના આગેવાન શ્રી એટલીને એ હમેશાં બિનજવાબદાર લાગતું, પણ આ છૂટા દોરની ચર્ચાના પ્રતાપે મજૂર પક્ષનો આત્મા જીવતો રહ્યો અને પક્ષની અંદર પણ લોકશાહીની પ્રણાલિકા કરમાઈ નહિ. જો વ્યક્તિગત જીવનમાં સરકારી માણસો નીતિ, ન્યાય, વ્યવસ્થા અને સમજદારીના ધોરણે સંબંધો જાળવવા જોઈએ એવો આગ્રહ રાખે તો જાહેર જીવનમાં આ જ ધોરણ શા માટે ન અપનાવવાં જોઈએ? આ પ્રશ્ન ન્યૂ સ્ટેટ્સમેનનું પ્રેરક બળ છે.

કેન્યામાં આફ્રિકનો સામે બ્રિટિશ સરકાર અત્યાચાર કરતી હોય, બ્રિટનમાં માત્ર ચામડીના રંગને કારણે

વેસ્ટ ઇન્ડીયનો પર જુલમ થતો હોય કે સામંતશાહી ઈરાનના રાજાનું બ્રિટનમાં ઢોંગી અને દંભદમામભર્યું સામૈયું થતું હોય ત્યારે, ન્યૂ સ્ટેટ્સમેને સ્તબ્ધ થઈ જઈ એ તેટલા ઉકળાટથી પોતાનો વિરોધ નોંધાવ્યો છે.

કોઈ હાથમાં ઝાલતાં ડરે એવા પ્રશ્નોને કોમળકાળજે બાથમાં ન લે તો એ ન્યૂ સ્ટેટ્સમેન નહીં. મોતની સજા, જાતીય વિકૃતિ અને વૃદ્ધોની આર્થિક સલામતી વિષે ન્યૂ સ્ટેટ્સમેને હંમેશાં નીડર અને માનવતાવાદી વલણ લીધું છે.

ન્યૂ સ્ટેટ્સમેનની વિશ્વશાંતિ માટેની ભાવના એટલી પ્રબળ છે કે તે ક્યારેક ચીનરી ચઢે તેવું સામ્યવાદતરફી વલણ બતાવે છે સામ્યવાદની ટીકા કરવામાં એ કોઈથી ઓછું ઊતરે તેમ નથી પણ અમેરિકા પ્રત્યેના એના પૂર્વગ્રહે એના તટસ્થ વ્યક્તિત્વને ઘણીવાર ઝાંખું પાડ્યું છે. આ પૂર્વગ્રહને કારણે કોરિયા પરના સામ્યવાદી આક્રમણને આ સામયિક કોરિયાનો આંતરવિગ્રહ કહ્યો હતો.

પણ ન્યૂ સ્ટેટ્સમેનની મજા એ છે કે પોતાના અભિપ્રાયની વિરુદ્ધનું બધું જ તે ભારે કોમળકાથી છાપે છે. એના તંત્રીએ પુસ્તક લખ્યું હોય તેનું આકરું અવલોકન ન્યૂ સ્ટેટ્સમેનમાં જ આવે.

પુસ્તકોના અવલોકનો ન્યૂ સ્ટેટ્સમેનની એક ભવ્ય સિદ્ધિ છે આવાં રોચક, આવાં ચર્ચાસ્પદ અને આવાં વિદ્વત્તાભર્યાં અવલોકનો બહુ થોડી જગ્યાએ જોવા મળે છે. જાણીતા વિવેચક વી. એસ. પ્રિચેટ ન્યૂ સ્ટેટ્સમેનના સાહિત્ય વિભાગના સંપાદક છે. ન્યૂ સ્ટેટ્સમેનના વિરોધીઓ એમ કહેતા હોય છે કે અમે તો પાછળનો સાહિત્ય-વિભાગ વાંચવા માટે જ આ અઠવાડિક ખરીદીએ છીએ.

ન્યૂ સ્ટેટ્સમેન વિષે આ એટલા માટે લખ્યું છે કે તે અનુકંપાશીલ લોકશાહી સમાજનું પ્રતીક છે. સરકારમાં, ધર્મસ્થાનોમાં, ઉદ્યોગોમાં, કે રાજકીય પક્ષોમાં જે સત્તા પર બેઠા હોય તેમની રીઢી મનોદશા અને દંભ સામે મુક્ત ચર્ચા દ્વારા વિરોધ ન થાય તો લોકશાહી લાંબો વખત ન ટકે. બ્રિટનની લોકશાહી દુનિયામાં વખણાય છે એનાં કારણો ઘણાં છે. તેમાંનું એક કારણ ન્યૂ સ્ટેટ્સમેન જેવાં થોડાં સામયિકો પણ છે. (સંદેશ)

---

[ અનુસંધાન પાન ૪૮નું ચાલુ ]

(૯) ફિલ્મો અને સ્લાઈડો મફત દેખાડવા લોન આપવાની યોજના.

(૧૦) નિશાળોમાં નમૂના બનાવવા માટે વેપારીમાલનાં સેમ્પલો નિશાળોમાં મોકલવાની વ્યવસ્થા.

(૧૧) વ્યાખ્યાનો મોકલવાં

(૧૨) નિશાળો, ટ્રેનીંગ કોલેજો અને શિક્ષકો માટે પરિષદો ગોઠવી વ્યાખ્યાન, ચર્ચા, નિબંધ વગેરે દ્વારા જ્ઞાનપ્રસાર.

(૧૩) બીજી સંસ્થાઓ સાથે સહકાર કરી અભ્યાસક્રમની યોજના કરવી

(૧૪) સ્થળ પર બેસીને વાંચવા માટેનું પુસ્તકાલય.

(૧૫) રાષ્ટ્રસમૂહના દેશોના વિદ્યાર્થીઓ માટેની ક્લબ.

## સહિયારી મિલ્કત

આટલી પ્રવૃત્તિઓ માટે બ્રિટિશ સરકાર ગ્રાન્ટ આપે છે અને બધા જ રાષ્ટ્રસમૂહ દેશો પણ ગ્રાન્ટ આપે છે. આનું સંચાલન બ્રિટિશ સરકારના કેળવણી ખાતા હસ્તક છે કેમકે મુખ્યત્વે બ્રિટનની સ્કૂલ-કોલેજોના હજારો વિદ્યાર્થીઓના શિક્ષણ અને રાષ્ટ્રકુટુંબના પરિચય માટે આ સંસ્થા છે, પણ એનો વહીવટ સ્વાયત્ત છે ગવર્નરોના મંડળમાં બધા રાષ્ટ્રસમૂહ દેશોના હાઈકમીશનરો છે અને કાયમી ડાયરેક્ટર મિ. કેનેથ બ્રેડલી આ ગવર્નીંગ કાઉન્સિલને જ જવાબદાર રહે છે રાષ્ટ્રસમૂહના દેશો અને કેટલીક મોટી વેપારી કંપનીઓએ આના મકાન અને સાધન-ફંડમાં મળીને રૂા. ૨૭-૨૮ લાખ જેટલી રકમ ૧૯૬૨માં આપી હતી. જમીન બ્રિટિશ સરકારે આપી છે. એનો વાર્ષિક ખર્ચ લગભગ ૧૮ લાખ રૂપિયા છે.

મકાનમાં પ્રવેશતાં પહેલો જ વિશાળ પ્રવેશ ખંડ આવે છે. તેમાં જગતનો વિશાળ નકશો છે. જેમાં રાષ્ટ્રસમૂહના સભ્યોનો નિર્દેશ વાવટાથી કર્યો હોય છે, અને "આ આપણો રાષ્ટ્રસમૂહ" એવા નામનું એક સંયુક્ત પ્રદર્શન પણ ત્યાંજ શરૂ થાય છે. આ પછી અંદર પ્રવેશતાં ત્રણ માળ – બે ગેલેરીઓના – માળવાળો વિશાળ અને વિશિષ્ટ "પ્રદર્શન તખ્તુ" છે.

## પ્રદર્શન વ્યવસ્થા

એક નીચેના માળે વિશાળ વિભાગો પાડી બ્રિટન, કેનેડા, ઓસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, ભારત, પાકિસ્તાન અને સિલોનના કાયમી પ્રદર્શનો છે ભારતના પ્રદર્શનમાં પૂ. ગાંધીજીનું નાનું બાવલું મૂકેલું છે, પણ રાજઘાટની સમાધિ, સેવાગ્રામ કુટિર કે સાબરમતીનું હૃદયકુંજ નથી. પરંતુ ભારતીય સંસ્કૃતિનો ખ્યાલ આપતાં તીર્થો, લોકો, પહેરવેશ, ઉદ્યોગો, બંદરો, બંધો વગેરેનાં ફોટો, ચિત્રો, રંગીન ચિત્રો, મોડેલો વગેરે સારું છે.

# કાંગડા કલાનો ચિત્રસમૂહ | રવિશંકર રાવળ

[ ગુજરાત રાજ્યને અર્પણ થવાના પ્રસંગે ]

આજથી લગભગ દોઢસો વર્ષ પહેલાં, ઓગણીસમી સદીની શરૂઆતમાં શિકારે નીકળેલા એક અંગ્રેજે અકસ્માત અજંટાના ચિત્રસભર ગુફામંડપોની શોધ કરી ત્યારથી ભારતની વિસારે પડેલી કલાલક્ષ્મીની સમૃદ્ધિની પ્રતીતિ થઈ; અને ડૉ. આનંદ કુમારસ્વામી, ભગિની નિવેદિતા, મિ. ઈ. બી. હેવેલ અને પછી શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર આદિ ભારતીય કલાવિદોના સતત ઉદ્‌ઘોષ અને પુરસ્કારથી આ દેશમાં તેમજ પરદેશમાં તેની પ્રતિષ્ઠા પુનઃ પ્રસ્થાપિત થઈ.

અજંટાની ચિત્રકળાના અનુસંધાનમાં જ બાઘ, બાદામી ને સીતાભિત્તાસલ આદિના કલામંડપોનાં ચિત્રોની ગૌરવગાથા રચાઈ, અને પછી તેની પરંપરાએ ઊતરી આવેલી રાજસ્થાની ગુજરાતી તથા બંગાળની પાલ ચિત્રશૈલીની, તેમજ મુઘલોના આગમન સાથે ઈરાની ચિત્રકારોના સંપર્કથી પ્રકટેલી મુઘલ શૈલીનાં ચિત્રોની ગુણવત્તા મહત્તા અને કવિતાનું ગૌરવ આપણને સમજાતું ગયું. અને પોતાનો આવો સમૃદ્ધ કલાવારસો આજ સુધી ઉપેક્ષિત રાખવા માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. આ દરમિયાન યુરોપ-અમેરિકાના ચકોર કલામર્મજ્ઞો આપણે ત્યાં અજ્ઞાનના પટ પાછળ રહેલા પડેલા અમૂલ્ય કલારત્નો યેનકેન પ્રકારે પોતાનાં ચિત્રાલયોને સમૃદ્ધ કરવા ખેંચી જતા હતા એ વિદાય થતી કલાલક્ષ્મીનાં ઝાંઝરનો રણકાર મોડોમોડો પણ આપણે કાને પડ્યો, અને જે કોઈ રહ્યાસહ્યા મોંઘા અવશેષો હાથ લાગ્યા તે જાહેર ચિત્રાલયોએ, રાજામહારાજાઓએ, કલામર્મજ્ઞોએ તેમજ કલાશોખી શ્રીમંતોએ એકઠા કરી સંઘરી લેવા માંડ્યા.

મુંબઈના એવા કલાપારખુ સજ્જનોમાં સ્વ. સર કાવસજી જહાંગીર, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી, શેઠ કરમશી દામજી, શ્રી બી. એન. ટ્રેઝરીવાલા, શ્રી જગમોહનદાસ મોદી આદિનાં નામ જાણીતાં છે. એ પૈકીના સ્વ. શ્રીમાન જગમોહનદાસ મોદીના મૂલ્યવાન ચિત્રસંગ્રહમાંનાં કાંગડા કલમનાં એકસો નવ ચિત્રોનો આ સમૂહ છે.

આ કાંગડા કલમ હિમાચલ પ્રદેશના ૨૦૦ માઈલના વિસ્તારમાં મુઘલ સમયમાં વિકસિત થઈ હતી. આટલા પ્રદેશમાં આવેલાં ૩૮ જેટલાં રાજ્યોના દરબારના ધોરણે ચિત્રકારોને આશ્રય મળતો હતો. ઇતિહાસની પ્રસિદ્ધ હકીકત છે કે શહેનશાહ અકબરે પોતાના દરબારમાં શ્રેષ્ઠ ઈરાની કલાકારો અને ભારતના વિવિધ પ્રાંતોના ચિત્રકારોને આશ્રય આપી મુઘલશૈલીનું સ્વરૂપ પ્રતિષ્ઠિત કર્યું હતું, અને તે રીતે જહાંગીર તથા શાહજહાં સુધી ચિત્રશૈલીની આ મહાન પરંપરા તેનાં સામંત રાજ્યોમાં પણ આદર મેળવી શકી હતી. પરંતુ ઔરંગઝેબના સમયમાં કટ્ટર મુસ્લિમ આદર્શો પ્રમાણે સજીવ આકૃતિઓના ચિત્રો કે શિલ્પનો રાજ્ય તરફથી નિષેધ થયો ત્યારે સારા હિંદુ ચિત્રકારોએ હિંદુ સામંતો કે સ્વતંત્ર રાજ્યોમાં આશ્રય શોધ્યો. હિમાચલ પ્રદેશ નજીક હોવાથી ઘણા ચિત્રકાર જાય સહજ રીતે તે તરફ ગયા; પણ ત્યાં ગયા પછી તેમનાં ચિત્રોના વિષયો અને આદર્શોમાં મોટો ફેરફાર થયો, જેને પરિણામે આ પ્રદેશોની ચિત્રકળામાં એક અભિનવ રંગત અને કલ્પનાવિહારનું અદ્દભુત લહેરાયું.

આ હિંદુ રાજ્યોમાં સંસ્કૃત પ્રાકૃત તથા લોકરસ કથાઓ, વાર્તાઓ, ગીતો અને ધર્મકથાઓ માટે નવો ઉમંગ અને આગ્રહ પ્રકટ થયા. તેની અસર નીચે ચિત્રકારોને પણ અવનવાં ચિત્રવસ્તુ અને નવા ઉન્મેષો

આલેખવાની તકો ઊભી થઈ જે મુઘલ દરબારમાં નહોતી.

ચિત્રો દ્વારા કેવળ ચિત્રવસ્તુની વાસ્તવિકતા જોવા કરતાં પ્રજાએ તેના કાવ્યમય વાતાવરણની આનંદસમાધિ તેમાંથી પ્રાપ્ત કરી, અને કલાકારોએ પણ ચિત્રોના રૂપવિધાનમાં દૃશ્ય જગતની વાસ્તવિક આકૃતિઓને ઉપેક્ષીને અનેક મનોરમ પ્રતીકોથી ચિત્રની સજાવટ વધારી દીધી. દાખલા તરીકે પ્રેમનું પરિબળ બતાવવા ઘેરી કસુંબલ ચિત્રભૂમિ તેઓ બતાવતા; કાળી મેશથી ઘનઘોર રાત્રિ બનાવી રૂપાના રંગે ચન્દ્ર બતાવતા; એટલું જ નહિ, ઝાડ–પાન, જંગલ, પક્ષીઓ, પ્રાણીઓ બધાને કવિતાનાં રૂપક બનાવી દેતા

ભારતીય ચિત્રકળાનું મુખ્ય લક્ષણ રેખા અને રંગની વિવિધ લીલા કરી બતાવવામાં ગણાતું. પણ પંજાબ તરફના હિમાચલ પ્રદેશોમાં આ ખૂબીઓનો જે વિસ્તાર થયો છે તેવો ભારતના અન્ય પ્રાંતોમાં થયો નથી રંગભરી સંસારલીલાનો અજબ રસાસ્વાદ આપવામાં આ કાંગડા શૈલીએ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે ભારતીય સંસ્કૃત ગ્રંથો અને વૈષ્ણવ ભક્તિકાવ્યો તેમજ રામાયણ, મહાભારત, ભાગવત, ગીતા વગેરે ઉપરાંત નાયિકાઓ, બારમાસીઓ, ઋતુ વર્ણનો, રાગમાળાઓ તેમજ હીર–રાંઝા, મીરઝાં સાહેબ, સોહિની–મહીવાલ જેવી લોકકથાઓના એ કલાકારોએ જનતા માટે પ્રત્યક્ષ સ્વપ્નાં બનાવ્યાં છે.

મધ્યયુગમાં ધર્મના નવા સ્વરૂપોમાં જે અભિનવ વિકાસ અને જાગૃતિ આવ્યા તેના જુવાળમાં આ કળાને પરિપાક અને પોષણ મળ્યાં. વિખ્યાત કલામર્મજ્ઞ આનંદ કુમારસ્વામીનું યોગ્ય નિદાન છે કે આ ચિત્રકળા તત્કાલીન હિંદુ જીવનનું યથાવત્ પ્રતિબિંબ છે. બ્રીઈકિના મતે તે જીવન અને કલાને એક તણુએ બાંધનારી સુવર્ણરેખા છે. એ રેખા ધીર–ગંભીર છે, આત્મવિશ્વાસ-સભર છે વિશ્વનાં સૌંદર્યસ્વરૂપોમાં નારીના પ્રતિ આશ્ચર્યપ્રણીત છતાં સંયમપ્રચુર આવી કોઈ રેખા આકસ્મિક સિદ્ધિ ન હોઈ શકે. તેમજ તે એક જ મહાવિભૂતિનો પ્રભાવ પણ ન હોઈ શકે. તે સમગ્ર સંસ્કૃતિની જ નીપજ હોઈ શકે.

આ ચિત્રકળાનો સર્વગ્રાહી ઈતિહાસ હજુ સુધી મળ્યો નથી. ચિત્રો પર ચિત્રકારોનાં નામો પણ ક્વચિત્ મળે છે. કોઈ વાર તેની પાછળ લોકલિપિમાં લખેલા દોહા–છપ્પા કે શ્લોકો અને ગામનું નામ મળે છે. તે પરથી ઘણાનાં મૂળ તેહરી ગઢવાલનાં ગામો હશે એવું અનુમાન થાય છે ઈ. ૧૯૦૫ના ધરતીકંપમાં આ ગઢવાલ પ્રાંત જે મહાવિનાશ પામ્યો તેમાં ઘણા ચિત્રકારો અને તેમના વંશજો પણ નાશ પામ્યા હશે પરંતુ કેટલાક વિદ્વાનોના સંશોધનથી માલૂમ પડયું છે કે ઈ. ૧૮૨૦માં કાંગડામાં રાજા સંસારચંદના દરબારમાં ઘણા કુશળ ચિત્રકારો હતા તેમાં પ્રમુખ ચિત્રકાર તરીકે મોલારામનું નામ મળ્યું છે. તેને રાજા સાથે સીધો સંપર્ક હતો તે પોતે કાવ્યો રચતો અને તેના પરિવારની વંશાવલી પણ મળી છે તે ઉપરાંત બીજાં સ્થળોમાં થોડાંથોડાં રૂપાંતરોવાળી શૈલીનાં ચિત્રો મળ્યાં છે, જે શૈલીઓ આજે તે તે ગામોનાં નામથી ઓળખાતી થઈ છે—જેવી કે કાંગડા, ગુલેર, જમ્મુ, બશૌલી વગેરે.

ચિત્રોમાં સ્થાનો પ્રમાણે વિષય, વસ્તુ, પાત્રો, દશ્યો અને શૈલીમાં ફરક પડે છે; પણ સર્વ ઉપર એક જ સંસ્કૃતિ અને સાહિત્યની છાપ સ્પષ્ટ છે, તેથી સર્વને આવરી લેતું 'પહાડી શૈલી' નામ તેને આપવામાં આવે છે. મોટે ભાગે ચિત્રો કલાકારનાં નામ વિનાનાં હોય છે, તેમજ એક જ ચિત્રની અનેક હૂબહૂ નકલો પણ પ્રાપ્ત થાય છે; છતાં કોઈમાં તેની રેખા કે રંગ અથવા આલેખનના ગુણમાં ભાગ્યે જ ફરક માલુમ પડે છે.

આ ચિત્રોની કીર્તિ હવે આખા જગતમાં ફેલાઈ ગઈ છે. દરેક ચિત્રનું સમગ્રપણે દર્શન કરતાં તેમાંથી ફલિત થતા ભાવના પ્રકારમાં એક અનેરો થડકાર યા સંવેદન આપણા મનપર સ્થાન જમાવે છે. તેના ભાવો, કલ્પનો અને રૂપવિધાનની ઋજુતા સાથે તેની સુકુમાર રેખાવલી અને સમગ્રમાંથી પ્રાપ્ત થતી આનંદ-સમાધિ માટે તે ચિત્રો મેળવવાને દુનિયાભરમાં સ્પર્ધા જાગી છે અને જેને આ ચિત્રોની પ્રાપ્તિ થઈ છે, તેઓ તેને મહામૂલો ખજાનો માને છે.

કાંગડા શૈલી મુઘલ અને રાજપૂત ચિત્રશૈલીના પરિપાકનું એક પારિજાત છે. તેમાં રાજપૂત કવિતાની

[ અનુસંધાન પાન ૫૪ ]

# મોસ્કોમાંનું ભારતીય પ્રદર્શન

મોસ્કો ઉપર જગત ભરની નજર મંડાયેલી વિશ્વના બે વિશાળ સામ્યવાદી દેશો રશિયા અને ચીન વચ્ચે પડેલી વૈચારિક મતભેદની તડ સાંધવા બંને દેશોના પ્રતિનિધિઓ ત્યાં એકત્ર મળ્યા હતા બીજી બાજુ રશિયા, અમેરિકા, બ્રિટન જેવી મહાસત્તાઓના અણુપ્રયોગોથી ત્રસેલું જગત રાહતનો શ્વાસ લેવી શકે એ માટે અમેરિકા, બ્રિટન અને રશિયાના ઉચ્ચ કક્ષાના પ્રતિનિધિઓ અણુપ્રયોગબંધી કરવા માટે મોસ્કોમાં આ ટાંકણે જ મળી રહ્યા હતા.

તો ત્રીજી બાજુથી ભારત અને રશિયા વચ્ચેના વ્યાપારિક સંબંધો વધુ વિકસાવવા માટે એક ભારતીય પ્રદર્શન પણ ત્યાં યોજાયેલું હતું પેલી રાજદ્વારી મંત્રણાઓ અત્યંત ગુપ્ત વાતાવરણમાં ચાલતી રહી પરંતુ આ ભારતીય પ્રદર્શન નિહાળવા માટેનાં દ્વાર સૌને માટે ખુલ્લાં હતાં.

## ૧૦ લાખ વસ્તુઓ

લગભગ એક મહિના સુધી ખુલ્લું રહેનાર આ પ્રદર્શન રશિયાના વડાપ્રધાન શ્રી ખ્રુશ્ચોવના હાથે ખુલ્લું મુકાયું અત્યારે સુધીમાં ભારતે પરદેશોમાં અનેક પ્રદર્શનો યોજ્યાં છે. પરંતુ મોસ્કોમાંનું આ પ્રદર્શન સૌથી મોટું પ્રદર્શન હતું ભારતની સાંસ્કારિક પ્રવૃત્તિ, ખેતીવાડી ક્ષેત્રે તેમજ ઔદ્યોગિક ક્ષેત્રે ભારતે મેળવેલી સિદ્ધિઓનું પ્રદર્શનમાં આછેરું દર્શન કરાવવામાં આવેલું આ પ્રદર્શન ભારત સરકારનાં જુદાં જુદાં ખાતાંઓ, ખાનગી ઉદ્યોગો અને જાહેર કાર્યકર્તાઓના સંયુક્ત પરિશ્રમનું ફળ હતું. જાહેર અને ખાનગી ક્ષેત્રોના લગભગ ૮૫૦ જેટલા ઉદ્યોગોની—ખૂટથી માંડીને રેલવેનાં એન્જીનો સુધીની—૧૦ લાખ જેટલી વસ્તુઓ આ પ્રદર્શનમાં આકર્ષક ઢબે ગોઠવવામાં આવી હતી.

એમાં એક બાજુએ ભારતના મિલ ઉદ્યોગની અનેક જાતનાં કાપડની વાનગીઓ તો બીજી બાજુ ભારતના હાથશાળ અને ગૃહ ઉદ્યોગોની વાનગીઓ છે તો ત્રીજી બાજુ શીનની વાનગીઓ છે. આમ જાહેર અને ખાનગી ક્ષેત્રોના કલાપૂર્ણ મંડપોએ ભારતના પ્રદર્શનની ભાતમાં ઓર વધારો કર્યો છે.

પ્રદર્શનમાં વધુ આકર્ષણનું કેન્દ્ર હોય તો તે ભારતના કૃષિક્ષેત્રનો મંડપ. રશિયાના બજારમાં અત્યાર સુધી ભારતની તમાકુ કાજુ અને બીજા મેવા તથા મરીમસાલાની ઘણી માંગ રહી છે એ દૃષ્ટિથી આ સઘળાં ઉત્પાદનો અને તેને લગતાં સાધનોને પ્રદર્શનમાં બહોળા પાયા ઉપર રજૂ કરવામાં આવ્યાં હતાં.

## સાંસ્કૃતિક ક્ષેત્રે પણ

પ્રદર્શનમાં ભારતના સાંસ્કૃતિક અને સાંસ્કારિક ક્ષેત્રને પણ ઉવેખવામાં હોતું આવ્યું પ્રદર્શનના મુખ્ય પ્રવેશદ્વાર પાસે જ ખાસ મોગલ ઢબમાં બનાવાયેલા હોજમાં ફુવારાઓ ગોઠવવામાં આવેલા છે, સફેદ પ્લાસ્ટરમાંથી બનાવાયેલ પૂરા કદના બે બે હાથીઓ પ્રવેશદ્વારની નજદીક જ ઊભા કરવામાં આવ્યા હતા. અને દૂરથી જોનારની આંખમાં તરત વસી જાય એવા આઠ અશોકસ્તંભ એની પાસે જ ખડા કરવામાં આવ્યા હતા આ સ્તંભોની વચ્ચે એક સોનેરી સિંહ પણ ગોઠવવામાં આવેલો આ આખું દૃશ્ય દર્શકના મન ઉપર ભારતના ગૌરવની અને ભારતના વિકાસની અમીટ છાપ મૂકી એવું હતું જાય છે. અંદર દાખલ થયા પછી પણ નજર નાખે ત્યાં જોનારને નરી ભારતીયતાનાં જ દર્શન થતાં

પ્રદર્શનના છજા ઉપર મહાત્મા ગાંધીજીની મૂર્તિ રાખવામાં આવી હતી, અને એની પાછળ શ્રી. નહેરૂ તથા શ્રી. ખ્રુશ્ચોવ સ્મિત સાથે હસ્તધૂનન કરી રહ્યા છે, એવું વિશાળ ચિત્ર મૂકવામાં આવ્યું હતું. પ્રદર્શનની બિલકુલ મથાળે નાગરીલિપિમાં "ભારત" અને રશિયન લિપિમાં "ઇન્ડિયા" એવા બૃહતકાય અક્ષરો લાકડામાં કોતરીને મૂકવામાં આવ્યા હતા

## ખજુરાહો અને મદુરા

અંદર દાખલ થતાં જ દર્શકને ખજુરાહો અને

સામ્યવાદ જે 'મોનોલેથિક' ઈમારતના જોર પર ઊભો છે, અને દલિતપતિત દુનિયાને જે 'અવતારી–ઉદ્ધારક–પયગંબરી' (Messianic)આભામાં આંજવાની શક્તિ ઉપર તે મુસ્તાક છે, અને જે, 'મિશનરી' ધગશ અને 'ફોજી શિસ્ત'ના આવેશમાં અનેક આંતરિક સંઘર્ષોની હયાતીને જ મૂળથી ડાંભવા શક્તિમાન થતો રહ્યો છે, અને જે અતિ જટિલ 'ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ'ના તત્ત્વજ્ઞાનના રસાયણમાં ગમે તેવા જાગેલા સંઘર્ષોને ઓગાળી દીધાનો દાવો કરતો આવ્યો છે, એજ 'મોનોલેથિક' ઈમારત, એજ 'ડાયલેક્ટિકલ' સિદ્ધાન્તસૂત્રો, ઝનૂની ધગશ તથા લોખંડી શિસ્ત આંતરિક વિસંવાદ બની એને પોતાને જ માથે આખરી મૃત્યુઘંટ બજાવવાનું સાધન બની શકે એમ છે – એ રહસ્યની, આટલે વરસે, અણધારી રીતે, રશિયા અને ચીનનો સંઘર્ષ આગાહી કરી રહેલ છે.

મુક્ત વિશ્વને માટે આ ઘટના અસાધારણ દૂરગામી પરિણામદાયી નીવડે એવી શક્યતા વધુ સ્પષ્ટ બની રહી છે. આ સંઘર્ષ કેવળ એક દેશનો બીજા દેશ સામેનો નથી, કેવળ એક સત્તાજૂથનો બીજા સત્તાજૂથ સામેનો નથી. આજે તમામ દેશોની અંદરના સામ્યવાદી પક્ષોમાં બે (રશિયાઈ-ચીની) સામસામા મોરચા મંડાયા છે, અને દરેક દેશમાં એમનો વિગ્રહ દિવસે દિવસે વધુ ને વધુ કાતિલ બની રહ્યો છે. બલ્કે સામ્યવાદીઓ માટે 'ખુલ્લા દુશ્મન' કરતાં 'અંદરનો વિરોધી' વધુ ખતરનાક છે, અને એને નામશેષ કરવામાં તેઓ દુશ્મન સામેનાં બધાં જ સાધનો અને ઈલાજો, વધુ કુનેહપૂર્વક અને કુટિલ રીતે, વાપરવામાં પોતાના આખરી ધ્યેયની જ સાધનાનો સંતોષ લઈ રહ્યા છે!

કેમ જાણે, સદા કાળ માટે સરજાયેલી મનાતી 'મોનોલિથિક'–એકશીલાવાળી અખંડ, અને સનાતન સત્યના ઈજારાવાળી ઈમારતમા જ, કેવળ રશિયાઈ–ચીની એવાં બે જ નહિ, અનેક આકારો અને સત્યો, સળવળી રહ્યાં છે–અલબત્ત, એ દરેક અંતે તો, વળી પાછી પોતાના જ ઈજારાવાળી નવી મોનોલિથિક ઈમારત રચવાના જ ભ્રમમાં આવેશમય આંતરવિગ્રહ ખેલી રહ્યા છે.

આજે નિશ્ચિત પરિણામની આગાહી શક્ય નથી, યોગ્ય પણ નથી. બીજાં પરિણામ ગમે ત્યારે ગમે તે આવો, પણ એટલું તો નિશ્ચિત જ છે કે હવે પછી સામ્યવાદ માટે જૂનોપુરાણો દેહ ટકાવી રાખવો શક્ય જ નથી. સામ્યવાદના પોતાના આંતરવિરોધો હવે એટલા બધા જાગ્યા છે અને બાહ્યવિરોધો એટલા પરિપક્વ બન્યા છે કે, એકે રીતે, પુરાણું અખંડ કલેવર ટકી શકે એમ છે જ નહિ.

આવી આ અસાધારણ પરિણામવાળી ઘટનાની આલોચના, તેનાં વિવિધ પાસાંઓની પર્યેષણા આજને તબક્કે અતિ મહત્ત્વની છે.

# ૧. ચીની ક્રાંતિનો કપરો કાળ [૧૯૨૩ થી ૧૯૫૨]

રશિયા અને ચીન વચ્ચેનો સંઘર્ષ આજના સ્વરૂપે વ્યવસ્થિત રીતે, ૧૯૫૭ થી શરૂ થયો. પરંતુ એનાં મૂળિયાં અનેક વરસ પુરાણાં છે. ૧૯૧૭માં આ ધરતી પર કેવળ રશિયામાં જ સામ્યવાદે નવેસરનો જન્મ ધારણ કર્યો હતો, અને તે પછીનાં વરસોમાં તે પોતાની હસ્તી ટકાવી રાખવાની લાંયમાં હજાર પ્રકારે મથી રહ્યો હતો.

ત્યારે રશિયાના પડોશી અને એશિયાના એક મહાકાય પુરાતન રાષ્ટ્રમાં, ૧૯૨૨ માં, સામ્યવાદી પક્ષ જન્મ ધારણ કરી 'રાષ્ટ્રવાદ'ની આડશમાં પોતાના મૂળિયાં ઊંડાં નાખી રહ્યો હતો. રશિયાની સામ્યવાદી સત્તાએ આરંભમાં એને ઉત્તેજન આપવામાં પોતાનું હિત જોયું અને એ પક્ષની નેતાગીરી અને નીતિરીતિને પોતાની રીતે ઘાટ આપવાનું હોંશે હોંશે કર્યું પણ ખરું પરંતુ ચીનની આંતરિક પરિસ્થિતિ જટિલ હતી. ત્યાં સુનયાત–સેનની રાષ્ટ્રીય સરકાર કમજોર હતી. અને સામ્યવાદી પક્ષ પણ પા પા–પગલી માંડતો હતો. રશિયાએ ભારે કુનેહપૂર્વક બન્નેને સહાય કરી. સામ્યવાદી પક્ષને સહાય કરવા ઉપરાંત રાષ્ટ્રવાદી સંસ્થા કોમિન્ટાન્ગ તથા તેની સરકારને શિસ્તબદ્ધ સૈન્ય શક્તિથી તૈયાર કરવામાં સહાય કરી. ૧૯૨૩માં બંને સરકારો વચ્ચે ક્રાંતિકારી મૈત્રી જોડાણ થયું પરંતુ એ અલ્પજીવી નીવડ્યું. સુન યાત–સેનનું અવસાન થયા બાદ, ચાંગ કાઈ–શેકના અમલ દરમ્યાન ૧૯૨૭માં 'રાષ્ટ્રવાદ' અને 'સામ્યવાદ' વચ્ચે અનિવાર્ય સંઘર્ષ આવી ઊભો રહ્યો રશિયન સલાહકારોને પાછા જવું પડ્યું. બીજી બાજુ રશિયામાં પણ ૧૯૨૪માં લેનિનનું અવસાન થયા બાદ સ્તાલિનના હાથમાં વિશ્વસામ્યવાદનાં સૂત્રો આવ્યાં.

## માઓનો વનવાસ

૧૯૨૭ પછી ચીનના સામ્યવાદી પક્ષને અપાર મુશ્કેલીઓ અને ખાનાખરાબીમાંથી પસાર થવાના દિવસો આવ્યા એમ જણાય છે કે, આ અતિ કપરાં વરસો દરમ્યાન રશિયાની ભાગ્યે જ કશી સહાય કે દોરવણી ચીની સામ્યવાદને પ્રાપ્ત થઈ હશે કદાચ રશિયા પોતે જ પોતાની આંતરિક સમસ્યાઓમાં ડૂબી ગયું હતું (સ્તાલિન–ટ્રોટસ્કી સંઘર્ષ ત્યારે અતિ ઉગ્ર બન્યો હતો. અને ખેતી–નીતિ અંગે ભારે વિસંવાદો જાગ્યા હતા)

ચીનના સામ્યવાદી પક્ષમાંય નીતિ–રીતિના ભાગલા પડ્યા હતા ૨૦ લાખ ખેડૂતોની 'ગેરિલા સેના,' ખડી કરનાર માઓ ત્સે–તુંગે પાર્ટીની નેતાગીરીમાંથી છૂટા થઈ 'વનવાસ' સ્વીકાર્યો હતો (૧૯૨૭), અને તેનું સ્થાન પૂરવા 'રશિયા ટ્રેઈન્ડ' લિયુ શાઓ–ચી અને ચાઓ એન–લાઈ આગળ આવી રહ્યા હતા. માઓ પોતાના 'વનવાસ' દરમ્યાન પૂર્વ અને દક્ષિણ ચીનના પ્રદેશોમાં, સ્વતંત્ર સોવિયેત–લાલ સરકાર સ્થાપીને પોતાની તાકાત જમાવી રહ્યો હતો; ત્યારે, સામ્યવાદી પક્ષ લિ લિ–સાન, સુ–ચીયુ–પઈ તથા વાગમિંગની અંધ સાહસખોર નીતિનો ભોગ બની છિન્ન ભિન્ન બની ગયો હતો. પક્ષ, ટ્રેડ યુનિન, યુવક દળો, વગેરે સંગઠનોનું સત્યાનાશ વળી ગયું હતુ. અને બચેલા અનેક નેતાઓ માઓના સુરક્ષિત લાલ પ્રદેશમાં સંરક્ષણ મેળવવા ભાગી નીકળ્યા હતા! પરંતુ આ સ્વતંત્ર લાલ પ્રદેશો પણ હવે સુરક્ષિત ન રહ્યા; અને માઓએ ત્રણ લાખ ગેરિલા સૈનિકો સાથે ૮૦૦૦ માઇલની મહાકૂચ ઉત્તર તરફ આરંભી. ત્યાં જપાનીઓના હલ્લા શરૂ થઈ ગયા હતા અને ચાંગ કાઈ–શેકે પીછેહઠ કરવા માંડી હતી.

આમ, આઠ વરસના 'વનવાસ' બાદ, ૧૯૩૫માં માઓને હાથ સામ્યવાદી પક્ષનું સુકાન પાછું આવ્યું, અને તેનાજ નેતૃત્વ નીચે ૧૯૪૯માં ચીની સામ્યવાદી પક્ષે સત્તા કબજે કરી.



૧૯૨૬ થી ૧૯૪૯ દરમ્યાનનાં ૨૩ વર્ષના આ અત્યંત કસોટી અને કટોકટીના લાંબા ગાળા દરમ્યાન આપણે જોઈ શકીએ છીએ કે, રશિયાની ભાગ્યે જ કશી સહાય ચીનને મળી છે બલ્કે ઇતિહાસ તો એવું સૂચવે છે કે,–

૧૯૧૬–૨૭ દરમ્યાન સ્તાલિને રાષ્ટ્રવાદી ચાંગ–

રાષ્ટ્રીય વિકાસની રૂંધામણને ટાળવાની અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે વરસોથી જામેલી તંગ આબોહવા દૂર કરવાની આવશ્યકતા ઊભી થઈ ગઈ હતી —એ વાત ક્રુશ્ચોવને તે દિવસોમાં સમજાઈ ગઈ હતી એટલી સ્પષ્ટ બીજાઓને નહિ વરતાઈ હોય; એટલે જ તો જ્યારે ક્રુશ્ચોવે સારા પ્રમાણમાં જોખમો ખેડીને ય ૧૯૫૬ના ફેબ્રુઆરીમાં ૨૦મી પાર્ટી કૉન્ગ્રેસમાં રશિયાના ૨૦૦૦ પ્રતિનિધિઓ સમક્ષ અને દુનિયાભરના સામ્યવાદી પક્ષોના નેતાઓ સમક્ષ સ્તાલિન અને સ્તાલિનવાદનાં કરતૂતો અને પરિણામો ઉપર જે પ્રહારો વીંઝયા તેથી, જેઓ તમામ પરિસ્થિતિથી પૂરેપૂરા વાકેફ ન હતા તેમણે ભારે અચંબો અનુભવ્યો, અને જેઓ ઠીક ઠીક વાકેફ હતા એમણે ય ક્રુશ્ચોવના ઉછાંછળા લાગે તેવા પ્રહારો સાંભળી આઘાત અનુભવ્યો.

પરંતુ, દુનિયાના લોકશાહી વિકાસની દૃષ્ટિએ આ ઘટના અસાધારણ ઐતિહાસિક મહત્ત્વની અને દૂરગામી પરિણામો લાવનારી હતી.

હવે પછી કોઈ એક સામ્યવાદી સત્તાની, દુનિયાના સામ્યવાદી આંદોલન ઉપરની, ઈજારાદારી પકડ અશક્ય બનાવી મૂકે અને આગળ જતાં સામ્યવાદી સંગઠનો બહુકેન્દ્રી (Polycentric) બને, અંતે તે લોકશાહી વલણને પોષક બને એવી આ ઘટના હતી. આ સંભાવનાથી અનેક દેશોના સામ્યવાદીપક્ષો ફફડી ઊઠયા ય ખરા, પરંતુ ત્યારે રશિયાની 'વડીલશાહી' નીચે ગુંગળાઈ રહેલી પૂર્વ – યુરોપી સામ્યવાદી સત્તાઓને, આ ઘટનામાં 'ગર્ભિત આશીર્વાદ' દેખાયો હશે એવું તે પછીના તરતના બનાવો ઉપરથી સ્પષ્ટ થાય છે

સાથોસાથ, આ એક ઘટના રશિયા અને ચીન વચ્ચેના સંબંધમાંય એક નવોજ વળાંક લાવનારું નિમિત્ત બની ગઈ. એ પછી ચીને રશિયાની ઈજારાશાહી આગેવાનીને મહાત કરીને દુનિયાના સામ્યવાદી આંદોલનની સરદારી હાંસલ કરવા, પોતાના રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ અને સામ્યવાદી સિદ્ધાન્તસૂત્રોની દૃષ્ટિએ, ભારે કુનેહ અને ખંધાઈપૂર્વક, જે પેંતરા ગોઠવ્યા અને કારવાઈઓ કરી, જે અસાધારણ ચપળતાભરી રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય રાજનીતિ અખત્યાર કરી અને અંતે આવેશમાં આવી આખી દુનિયાને માથે સર્વનાશ ઉતારનારી 'શુદ્ધ ક્રાંતિ'ની રણ-ખંજરી બજાવી તે જગતના ઇતિહાસમાં અપૂર્વ છે.

## ૨: ક્રુશ્ચોવ-યુગનો આતશ [૧૯૫૩-૧૯૬૨]

### સલુકાઈભર્યા સંબંધો

ચીનમાં સામ્યવાદી સત્તા સ્થાપન થયા પછીનાં આરંભનાં પાંચેક વર્ષ દરમ્યાન તો, વિદેશી અભ્યાસી પ્રવાસીઓનીય આંખે એક વાત ચડયા વિના રહી ન હતી કે :—

*ચીને પોતાની પ્રજા સમક્ષ જીવન અને વ્યવહાર તથા વિકાસની બાબતોમાં રશિયાઈ મૉડેલ ઊભો કરી દીધો હતો. રશિયાઈ પ્રગતિનાં પ્રદર્શનો અને રશિયાઈ સિદ્ધિની પ્રશસ્તિઓ મુખ્ય લક્ષણ બની ગયું હતું રશિયાઈ ટેકનિશિયનો અને સાધનો એનાં મુખ્ય વાહકો હતાં

રશિયાઈ સાહિત્ય–પુસ્તકો અને સામયિકોએ બીજાં તમામ વિદેશી સાહિત્યને હડસેલી દીધું હતું.

* વધુમાં, એસ. ચંદ્રશેખર કૃત ' કમ્યુનિસ્ટ ચાઈના ટુ-ડે' જણાવે છે– .

' હોટેલોમાં ' મેનુ ( ભોજનયાદી ) અને થિયેટરોમાં જાહેરાતો, રેલવે સ્ટેશનો વિમાની મથકો ઉપરનાં સૂચનો તથા પ્રવાસીઓને માટેની માહિતીઓ સુદ્ધાં ચીની અને રશિયન બંને ભાષામાં જોવામાં આવતાં હતાં. × × કારખાનામાં 'સોવિયેત–નિષ્ણાતોની નિઃસ્વાર્થ સેવાઓ'ની વાતો થતી; ચીનમાં મુકડેનથી કેન્ટોન સુધી રશિયન નૃત્ય, રશિયન સાહિત્ય, રશિયન શિક્ષણનું આક્રમણ વરતાતું હતું '

રશિયાએ પણ પોતાના તરફથી ચીનની વિશિષ્ટ કૃતિ અને " વિલક્ષણ સિદ્ધિઓ "ની ભારોભાર પ્રશંસા કરવા માંડી હતી, અને ૧૯૫૪ના ઓક્ટોબરમાં ૫૨૦ કરોડ રૂબલની લોન આપીને, તથા યંત્રસામગ્રી, ટેકનિશિયનો અને ઇતર સહાય દ્વારા, પીઠ થાબડી હતી. સોવિયેતે લશ્કરી નિષ્ણાતો અને સાધનો આપવામાં પણ તત્પરતા દાખવી હતી.

એ વિષે શંકા નથી કે આરંભના આ વરસો દરમ્યાન ચીની સૈનાને અને ચીની ઉદ્યોગોને આધુનિક સ્વરૂપ પ્રાપ્ત થયું તે રશિયાઈ સહાયને પ્રતાપે.

( અલબત્ત ચીનની જરૂરિયાતની દૃષ્ટિએ જોતાં, એકંદર આ સહાયની રકમ તથા પ્રમાણ કંઈ અસાધારણ મોટાં ય ન હતાં. ) વળી રશિયાએ ૧૯૫૦માં ચીનમાં સ્થાપેલી જોઈન્ટ સ્ટોક કંપનીઓ ( આર્થિક વર્ચસ્વના સાધન રૂપ ) બંધ કરવા તથા પોર્ટ આર્થરનું દરિયાઈ મથક ૧૯૫૫ના મે સુધીમાં પાછું સુપ્રત કરી દેવાય સ્વીકાર્યું હતું

## આંતરરાષ્ટ્રીય સૌમ્ય નીતિ

બીજી રીતે, આંતરરાષ્ટ્રીય રાજકારણના ક્ષેત્રે, ચીની નીતિ ૧૯૫૪થી ૧૯૫૬ દરમ્યાન ઠીક ઠીક સૌમ્ય હતી.

૧૯૫૪ : ' શાંતિમય સહઅસ્તિત્વ 'નો એશિયામાં ખાસ વિસ્તાર કરવો. ( 'સીઆટો'ની સ્થાપના સામેની નીતિ । )

૧૯૫૫–૫૬ : ફોર્મોસા પાછું મેળવવા અંગે, અને બીજા આંતરરાષ્ટ્રીય સંઘર્ષોના ઉકેલ પરત્વે, મુખ્ય ભાર વાટાઘાટો ઉપર રાખી પોતાની પ્રતિષ્ઠા અને અસર મજબૂત બનાવવી; આ માટે " એશિયન કોન્ફરન્સ, " 'બાન્ડુંગ પરિષદ 'નો સાધનો તરીકે ઉપયોગ કરવો

આ બધા છતાં આ વરસો દરમ્યાન જ ખટરાગ ન હતો જાગ્યો એવું નથી

રશિયાએ જપાન સાથેના સંબંધો પુનઃ સ્થાપવા સ્વતંત્ર રીતે પ્રયાસ કર્યો જેમાં ચીનનો વિચાર ન કરવામાં આવ્યો. ( ૧૯૫૪ સપ્ટેમ્બર તથા ૧૯૫૫ )

૧૯૫૫ના અંતમાં ક્રુશ્ચોવ અને બુલ્ગાનિને ભારત, બ્રહ્મદેશ અને અફઘાનિસ્તાનમાં પ્રવાસ ખેડ્યો. અને આ બધા અલ્પવિકસિત રાષ્ટ્રોને સહાયની આશા આપી; કાશ્મીરના કિસ્સામાં પાકિસ્તાન વિરુદ્ધ ભારતને ટેકો આપ્યો. ચીનને આ બધામાં એવું લાગ્યું કે એશિયામાંની ચીનની અસર સામે રશિયા પોતાની અસર વધારવા મથે છે.

અને રશિયા જ્યારે યુગોસ્લાવીયા સાથે સંબંધ સુધારી રહ્યું હતું ત્યારે યુગોસ્લાવીઆ સાથે ચીન દોસ્તી બાંધી રહ્યું હતું – રશિયાની સામે પોતાની અસર વધારવા ! ( ૧૯૫૫ નવેમ્બર )

બંનેની રમત ચાલુ હતી

## માઓનું માથું ફરવા માંડયું

" ૧૯૫૬થી ચીનનું માથું ફરવા માંડયું હતું ' ચીન મહાન સત્તા છે, આખી દુનિયાની પરિસ્થિતિ ઉપર અસર કરવા તે શક્તિમાન છે, " અને " ૧૯૩૫ પછી માઓની નીતિ કદી ખોટી પડી નથી, " તથા "માનવજાતના ઇતિહાસમાં ચીનના જેવું અત્યંત લોકશાહી, અત્યંત કાર્યકુશળ અને અત્યંત સંગઠિત રાજતંત્ર કદી હતું નહિ " ( ૮મો પાર્ટી કોંગ્રેસ, ૧૯૫૬ સપ્ટેમ્બર ) એવા દાવાઓ થઈ ચૂક્યા હતા એશિયા અને આફ્રિકામાં ચીનની અસર જામવા માંડી હતી એટલે હવે એમને સંસ્થાનવાદીઓ સામે શિરજોરવાની તક પણ જણાતી હતી

ત્યાં વળી રશિયાની ૨૦મી કોંગ્રેસમાં સ્તાલિન–પૂજા પર પ્રહાર થયા; તેના પરિણામ રૂપે જાણે પોલૅન્ડમાં અને હંગેરીમાં બળવાઓ જાગ્યા. શરૂઆતમાં ચીને હંગેરીના બળવાખોરો માટે પ્રગટ કરી, પાછળથી, હંગેરી હાથથી જવાનો ભય લાગતાં, હંગેરીને દબાવી નાખવામાં રશિયાને ટેકો આપ્યો. અને ચાઓ-એન-લાઈ પોલાંડ તથા હંગેરીના પ્રવાસે પહોંચી ય ગયો. ત્યાં એણે રશિયાઈ ‘વડીલશાહી’ ની ટીકા કરી; અને આ બખેડા પાછળ મુત્સદ્દીગીરીનો હાથ હોવાનું જણાતાં તેની ટીકાય કરી (ત્યારે રશિયાએ પણ આજ કારણે મુત્સદ્દીઓની આવી ટીકા કરી હતી.) આ પ્રવાસને અંતે, ચીનને રશિયાની પકડ નીચેના પૂર્વયુરોપી સામ્યવાદી દેશોમાં પગપેસારો કરવાની સોનેરી તક મળી ગઈ. શરૂમાં તેણે મધ્યસ્થી તરીકે અને પછીનાં વરસોમાં રશિયાની સામે પોતાની અસર ઊભી કરવા પ્રયાસો કર્યા ય ખરા.

અવળો–સવળો બેવડો વ્યૂહ!

૧૯૫૭ બેસતાં જ ચીનનો મિજાજ ઑર કડક ધારણ કરી રહ્યો હતો. ઘર આંગણે “પ્રચંડ સિદ્ધિ” (Big leap) નો દાવો શરૂ થયો હતો, અને માઓને ભારત, બ્રહ્મદેશ, પાકિસ્તાન, કંબોડીયા, નેપાલ, સિલોન, અફઘાનિસ્તાનના પ્રવાસોને અંતે, એશિયામાં પોતાની લાગવગ દૃઢ કરી આપ્યાનો સંતોષ હતો.

એટલે જ કદાચ બધું અનુકૂળ સમજીને, ઘર આંગણે ‘ઉદાર નીતી’ નો અખતરોય શરૂ કર્યો : “સો ફૂલો ભલે ખીલો, સો ફૂલો વિચારો ભલે વહો.”

પરંતુ બે મહિનામાં જ ખીલેલાં સુમનોને કાંટા લેખી ચૂંટી નાખવામાં આવ્યાં હતાં!

અહિં ૧૯૫૭ના નવેમ્બરમાં વિશ્વની સામ્યવાદી સત્તાઓની ‘પરિષદ મળી’ ત્યારે માઓએ માથું ઉંચકી દીધું હતું :

૧૯૫૭ ઑગસ્ટમાં રશિયાએ આણ્વસ્ત્રો (ICBM) નો અખતરો સિદ્ધ કર્યો હતો; અને ઑક્ટોબર – નવેમ્બરમાં ‘સ્પુતનિક’ ઉડાવી વિજ્ઞાન ક્ષેત્રે અદ્ભુત સિદ્ધિ હાંસલ કરી હતી. માઓએ જાહેર કરી દીધું કે હવે મૂડીવાદ અને સામ્યવાદ વચ્ચેની ‘તુલા સામ્યવાદને પક્ષે નિશ્ચિત રીતે નમી ગઈ છે. શાંતિમય સહ અસ્તિત્વની ગરજ અને ફરજ દુશ્મનોને માથે છે; સામ્યવાદ માટે શાહીવાદીઓ સામે તેમના દેશની અંદરની પ્રજાની સહતો ઉભારવાનો મોકો આવી ગયો છે” તક ચૂકે તે ભૂંડા અને બાયલા! The East wind is now prevailing over the west wind!

ત્યારે ક્રુશ્ચોવની નીતિ ક્રમશઃ તાકાત મેળવીને સાવધાની પૂર્વક આગળ વધવાની હતી. છતાં પરિષદના મેનિફેસ્ટોમાં, એકંદર રશિયાઈ નીતિનો વિજય હોવા છતાં, ચીની દૃષ્ટિબિંદુનો એમાં સારો એવો પડઘો પડ્યો જ.

‘ક્રાંતિકારી અધિરાઈ’

૧૯૫૮ શરૂ થતાં થતાં તો ચીનની ક્રાંતિકારી અધિરાઈ દેખાવા લાગી. લેબેનોનમાં આંતરવિગ્રહની કટોકટી જાગી ત્યારે ચીને યા હોમ કરી પડવાનું વલણ દાખવ્યું. પરંતુ રશિયા એમાં સંડોવાયું હતું ક્રુશ્ચોવે કહી નાખ્યું: “Any fool can start a war; the problem is how to stop it” અને તેણે સમાધાન માટેની મધ્યસ્થીઓમાં ચીનને બદલે ભારતનું નામ મૂક્યું!

પરંતુ, લેબેનોનનો ભડકો જરાતરા ધીમો પડે ત્યાં તો ચીને પોતાના દસ્તકનું પત્તું ખરી દીધું. ફોર્મોસા ટાપુ હજી ચાંગ કાઈ શેકને તાબે હતો અને અમેરિકાની ફોજ ત્યાં પડી પાથરી હતી; છતાં બાજુના જ ટાપુ ક્વીમોય ઉપર બોમ્બમારો કરીને એણે વાતાવરણ તંગ કરી દીધું!

આની પાછળ પોતાના દેશમાં કટોકટીનું વાતાવરણ ઊભું કરી ઉતાવળે, સહકારી મંડળીઓમાંથી કમ્યુનો ખડાં કરવાની દાનત હતી. વળી કમ્યુનો દ્વારા રશિયા કરતાં ય પહેલાં સામ્યવાદની કક્ષાએ પહોંચી જવાનો મનોરથ હતો.

જો કે, આ વરસ દરમ્યાન જ ક્રુશ્ચોવે ચીનનો પ્રવાસ ખેડ્યો (જુલાઈ); અને ચીને એને ‘ઠંડો આવકાર’ આપ્યો; છતાં ક્રુશ્ચોવે નવી આર્થિક સહાયની (૪૭ ઔદ્યોગિક મથકો બાંધી આપવાની) કબુલાત આપી.

અપાર ધૂંધવાટ

૧૯૫૯ના આરંભે (ફેબ્રુઆરી) રશિયાની ૨૧મી પાર્ટી કોંગ્રેસ મળી. આ અગાઉ જ ચીનનો ‘કમ્યુનો દ્વારા સામ્યવાદનો ટૂંકો રસ્તો’ ખોટો ઠર્યો હતો. અને

[ ‘વિશ્વમાનવ’ : જુલાઈ–ઑગસ્ટ ’૬૩

અને ધીમી પાડવામાં આવી હતી. આ ઠરાવમાં એમને આશ્વાસન (અને ચીમકી પણ) આપવામાં આવ્યાં: "બધા સામ્યવાદી દેશો, લગભગ એક જ સમયે સામ્યવાદી કક્ષાએ પ્રવેશ કરશે."...

આ પછી તરત (માર્ચમાં) તિબેટમાં બંડ થયું; દલાઈ લામા ભારત આવ્યા અને ચીનના પૂર્વગ્રહનો પાર ન રહ્યો. ત્યારે રશિયાએ ભારતને ટેકો આપતું વલણ દર્શાવ્યું. એટલું જ નહિ, ભારતને મદદ આપવી ચાલુ રાખી. ચીનનો રોષ ફાટી નીકળ્યો: એણે નહેરુ, નાસર – સૌને ભાંડ્યા. અને ભારતની સરહદો ઉપર ચીને પ્રથમ વાર ગોળીબાર કરી વાતાવરણ વધી તંગ બનાવ્યું. રશિયાને બિનસામ્યવાદી ભારત સાથેના તેના સંબંધમાંથી પાછા વાળવાનો આ પ્રયત્ન હશે; પણ તેય નિષ્ફળ ગયો.

ક્રુશ્ચોવ એને રસ્તે આગળ વધ્યો. સપ્ટેમ્બરમાં તે અમેરિકાની મુલાકાતે ઊપડ્યો – શિખર પરિષદની તૈયારીરૂપે. યુનોમાં એણે ભાષણ કરતાં કહી પણ નાખ્યું કે "આઈઝન હોવરે આંતરરાષ્ટ્રીય તંગ સ્થિતિ ટાળવાની જરૂરિયાત સ્વીકારી છે..."

"શુદ્ધ ક્રાંતિકારી" ચીન માટે આ વેણ અસહ્ય હતાં. ક્રુશ્ચોવ અમેરિકાથી ચીનના બીજી વારના પ્રવાસે પહોંચ્યો ત્યારે તેને 'નીકારાનો આવકાર' મળ્યો અને વિદાય વેળાએ બંને પક્ષના સંયુક્ત નિવેદનને બદલે અલગ અલગ નિવેદનો નીકળ્યાં.

## સિદ્ધાન્ત ચર્ચાનો આવેશ

૧૯૬૦ એપ્રિલમાં લેનિનની ૯૦ મી જન્મતિથિના નિમિત્તનો લાભ લઈ ચીની સામ્યવાદી પંડિતોએ "શુદ્ધ ક્રાંતિવાદ" ઉપર સિદ્ધાન્ત ચર્ચા ("ઘણું જીવો લેનિનવાદ") શરૂ કરી દીધી. શાંતિવાદીઓ સાથેના સહઅસ્તિત્વને તિરસ્કારી નાખ્યો, અને—ક્રુશ્ચોવ પૂર્વપશ્ચિમની શિખર પરિષદમાં ચીનની હાજરી વિના જ ભાગ લે તે પૂર્વે તો કાગારોળ મચાવી દીધી. દરમ્યાન અમેરિકાના યુ-૨ વિમાનની રશિયામાંની ઘૂસણખોરીએ બળતામાં પેટ્રોલ રેડ્યું હતું; અને અંતે, આઈઝન હોવરે માફી ન માગી એવું કારણ આપી શિખર પરિષદ તોડીને ક્રુશ્ચોવ પાછો ફર્યો.

તરત માઓએ હાંસી ઉડાવી:

"કેટલાક લોકોએ પ્રે. આઈઝનહોવરને શાંતિચાહક માનવી તરીકે પ્રશંસ્યો હતો!!" અને અગાઉ યુનોની જનરલ એસેમ્બલીમાં ક્રુશ્ચોવે ઉચ્ચારેલાં વચનો 'નિઃશસ્ત્રીકરણ થતાં પશ્ચિમ એ નાણાં પછાત દેશોના લાભમાં વાપરશે' — એનીય હાંસી ઉડાવી.

જૂન (૧૯૬૦) માં રૂમાનિયાની સામ્યવાદી પરિષદ મળી. આ અગાઉ, ચીનના એક પ્રધાને (માર્શલ પેંગ) ચીનમાં ચાલી રહેલી પ્રવૃત્તિ અને વિચારણાનો હેવાલ ક્રુશ્ચોવને પહોંચાડ્યો હતો; તેને માટે તેને ચીની સરકારે પ્રધાનપદેથી કાઢી મૂક્યો હતો. આ મુદ્દા પર આ પરિષદમાં ઘર્ષણ વધી ગયું.

આ પછી પહેલી જ વાર રશિયાએ 'પ્રાવદા'માં ચીની નીતિનો જવાબ આપવાનું શરૂ કર્યું; અને ૧૯૬૦ના ઑગષ્ટમાં તેણે પોતાના નિષ્ણાતોને ચીનમાંથી પાછા બોલાવી લઈ ચીનને ભારે મુશ્કેલીમાં નાખી દીધું...

૧૯૬૦ ના અંતમાં (નવેમ્બર-ડિસેમ્બરમાં) વિશ્વના ૮૧ સામ્યવાદી પક્ષોના પ્રતિનિધિઓની પ્રથમ પરિષદ મોસ્કોમાં મળી – એક મહિનાથી વધુ સમયની વાટાઘાટોને અંતે જે નિવેદન પ્રગટ થયું, તેમાં રશિયાની નીતિનો સ્વીકાર વધુ સ્પષ્ટ હતો અને ચીને એની હંમેશની ટેવ મુજબ, નિવેદનનો સ્વીકાર કરી લીધા બાદ, પાછળથી અનુકૂળ અર્થઘટન શરૂ કરી દીધું!

આ વરસના અંતમાં જ રશિયા–આલ્બેનિયા વચ્ચેનું ઘર્ષણ અતિશય ઉગ્ર બની ગયું હતું; ચીને ખુલ્લેખુલ્લાં આલ્બેનિયાનો પક્ષ લઈ, એની દ્વારા રશિયા ઉપર પ્રહારો ઝીંકવાનું શરૂ કરી દીધું.

આ વરસ દરમ્યાન રશિયાની દેશી નીતિ વિશેનો ચીનનો અસંતોષ વધ્યો હોવાનું જણાય છે.

## વેરઝેરનો રાહ

૧૯૬૧: રશિયાએ આલ્બેનિયાને મદદ આપવી બંધ કરી હતી; અને ચીનને પણ હડે હડે પાણીએ મારવા માંડ્યું હતું. રશિયાનું નાક કાપવાની તક ચીન શું કામ ગુમાવે? એણે રશિયાઈ જૂથના આલ્બેનિયાની, એટલે વરસેય, કંગાળ દશા તરફ આંગળી ચીંધી;

અને બીજી બાજુ પોતે એને ૧૧ (સવા અગિયાર કરોડ) રૂબલની લોન આપી!

આલ્બેનિયાએ તો, પ્રસંગે અપ્રસંગેય, ક્રુશ્ચોવનું નામ દઈ સામ્યવાદી શબ્દકોશના હલકામાં હલકા શબ્દોથી તેને નવાજ્યો હતો: ભાગેડુ(Renegade) દગાખોર, દુશ્મન વગેરે.

(આ બધા વરસો દરમ્યાન હજી ચીન અને રશિયા તો એક બીજાનું સીધું નામ લીધા વિના હજારો લાખો શબ્દોનાં યુદ્ધ ખેલી રહ્યા હતા.)

૧૯૬૧ ના અંતમાં (ઓક્ટોબર) રશિયામાં ૨૨મી પાર્ટી કોંગ્રેસ મળી ક્રુશ્ચોવે ભારે ધૃષ્ટતા પૂર્વક સ્તાલિનનો મૃતદેહ લેનિન પાસેની કબરમાંથી ખસેડ્યો, અને ઘરની અંદરના સ્તાલિનવાદીઓ, આલ્બેનિયા તથા ચીન ત્રણે ઉપર તીર તાક્યા સામે ચાઓએ ભારે હિંમતથી સ્તાલિનની કબર પર જઈ અંજલિ અર્પી; અને મોસ્કો છોડી ચાલ્યો ગયો.

કહેવાય છે કે ૧૯૬૧ ના અંતમાં ચીનમાં દુકાળ પડ્યો, પણ સોવિયેટે મદદ મોકલી નહીં!

૧૯૬૨ માં ક્યૂબાની કટોકટીએ આખા વિશ્વને શીશા જીવે જીવતું કર્યું ત્યારે, ક્રુશ્ચોવે અને કેનેડીએ અસાધારણ કુનેહ અને સમુકાર્યથી પોતપોતાના હાથ પાછા ખેંચી લીધા; દુનિયા આખીની દુવાના અધિકારી બન્યા. રાજાજીએ તો આ બંનેને શાંતિપ્રતિ-તોષિક આપવાની ય સૂચના કરી ત્યારે ચીને ક્રુશ્ચોવને માથે ટાલ પાડી: 'પહેલા મિસાઈલ મોકલીને ભૂલ કરી; બીજી વાર કાયર બની મિસાઈલ પાછાં ખેંચી લઈને ભૂલ બેવડાવી!' અને ચીને આંતરરાષ્ટ્રીય સામ્યવાદી પરિષદને બોલાવી સાચી નીતિ-રીતિ નક્કી કરી લેવા ઝુંબેશ કરવા માંડ્યું; તથા રશિયાને ચર્ચા કરવા ચીન આવવા આમંત્રણ આપ્યું

હવે ક્રુશ્ચોવ માટે ચેતી ગયા વિના છૂટકો ન હતો. એણે ય, ક્યૂબાનો ભડકો શાંત થતાં, પોતાની પકડમાંના સૌ સામ્યવાદી પક્ષો અને સત્તાઓને ખેંચ્યા-રીતે બોલવા સૂચન આપી દીધું; અને જોતજોતામાં તો, હંગેરી, બલ્ગેરીયા, ઝેકોસ્લોવાકીઆ, ઈટલીની પાર્ટી પરિષદો મળી તેમાં ચીની પ્રતિનિધિઓની ગમે તેટલી વલે થવા છતાં, એમણે તો ધરખમ રીતે 'સુધારવાદીઓ, ટ્રોટસ્કીપંથીઓ, દગાખોરો' સામે જેહાદ જગાવે રાખી

## પયગંબરી પડકાર

૧૯૬૩ ના આરંભમાં જ પૂર્વ જર્મનીની પાર્ટી પરિષદમાં (અને અગાઉ ઇટલીની પરિષદમાં) ચીન પર ભારે રોષ વરસાવવામાં આવ્યો. સામેથી ચીનાઓએ "કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો"ના શબ્દોની યાદ આપે એવો પયગંબરી પડકાર કર્યો: 'તમે ડરો છો સત્યથી ક્રાંતિ-સત્યોનું ભૂત તમને ડગાવી રહ્યું છે. સાચા માર્ક્સવાદી લેનિનવાદનું ભૂત આખી દુનિયાને હેબતાવી રહ્યું છે. તમને ય આંખ બતાવી ડારી રહ્યું છે......'

આ પછી, તો સામસામા આક્ષેપોનો પાર નથી રહ્યો ૧૯૬૩ ના જુલાઈમાં ચીન-રશિયાના પ્રતિનિધિઓ મોસ્કોમાં ભેગા થયા (પ્રથમ પંક્તિના આગેવાનો ગયા ન હતા, એ જ આ પરિષદ અંગેનું તેમનું વલણ દાખવે છે.) ત્યાં કેટલાક ચીનાઓએ રશિયા ઉપરનાં ચીનના આક્ષેપનામાના ચોપાનિયાં ખુલ્લે આમ રશિયાબજારમાં વહેંચ્યાં-પહોંચાડ્યાં! (આ અગાઉ જૂન ૧૪ મીના ચીનના પત્રે ભારે ચકચાર જગાવી જ હતી) રશિયાએ એ વહેંચનારાઓને દેશવટો દીધો; ત્યારે ચીને તેમનું બહુમાન કરી આવકાર્યા!!

● ઑગસ્ટના આ ભમા રશિયા અને પશ્ચિમી મહાસત્તાઓ (અમેરિકા, બ્રિટન) વચ્ચે અણુઅખતરા ઉપર મર્યાદિત પ્રતિબંધ મૂકતો કરાર થવો પામ્યો છે; આખી માનવજાતે એને શુભ શગુન તરીકે સાચી દિશાના ઐતિહાસિક વળાંક તરીકે, વધાવ્યો છે. ત્યારે ચીનના 'શુદ્ધ ક્રાંતિકારીઓ'એ અતિ રોષમાં આવી એની સામે ય ભાંડણ ચાલવ્યું છે, આ કરારને 'તરકટ' પોતે સ્વતંત્ર રીતે સાચી શાંતિ તરીકે ઓળખાવી પરિષદ બોલાવવાનું એલાન પણ કર્યું છે!

---

તા. ક. : રશિયાએ ચીનના આ વલણનો જડબાતોડ જવાબ આપતાં જણાવ્યું છે કે, ચીનની ઈચ્છા શાંતિ મરેલી છે જ નહિ; એને ઢાકવા માટે જ તેણે લાંબીચોડી વાતો શરૂ કરી છે. × × આ રીતે ચીની નેતાઓ શાહીવાદી જૂથની પડખામાં બેસી ગયા છે. × × ચીનનું આ વલણ હતાશા અને રાજકીય બેજવાબદારીનું લક્ષણ છે. (સોવિયેત સરકારનું નિવેદન ઑગસ્ટ '૬૩)

# ૩ : મહાવિવાદનાં વિલક્ષણ–પાસાં

૧૯૬૦થી ચીન–રશિયા વચ્ચે 'સૈદ્ધાન્તિક મહાવિવાદ' આરંભાઈ ગયો હતો. આ મહાવિવાદના મૂળમાં નીચેનાં ત્રણ મહત્ત્વના મુદ્દાઓ સંડોવાયેલા છે—

૧ : જે દેશોમાં સામ્યવાદી રાજ્યસત્તા સ્થપાઈ ચૂકી છે તેવા દેશોએ સામ્યવાદની કક્ષાએ (એટલે કે ખાનગી માલિકી જેવું કંઈ ન રહેવા પામે, અને "સૌ પોતાની શક્તિ મુજબ કામ કરે અને જરૂર મુજબ મેળવે," અને "રાજ્યસત્તાનું સ્થાન સાર્વજનિક વ્યવસ્થાતંત્ર લે"–એવી કક્ષાએ) કેવી રીતે પહોંચવું? સમાજવાદમાંથી સામ્યવાદના પરિવર્તન કાળના મુખ્ય આધાર સ્થંભો કયા?

૨ : બીજા વિશ્વયુદ્ધ પછી જે અલ્પવિકસિત દેશોને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું છે એવા એશિયા, આફ્રિકા અને લેટિન અમેરિકાના દેશોમાં સામ્યવાદી રાજ્યસત્તા સ્થાપવા સારુ કેવી નીતિ અખત્યાર કરવી?

૩ : સામ્યવાદના "કટ્ટર દુશ્મન" પશ્ચિમના મૂડીવાદી શાહીવાદી ગજવેલોને (ખાસ કરીને મુખ્ય દુશ્મન અમેરિકાને) શી રીતે પરાજય આપવો? અને વિશ્વભરમાં સામ્યવાદનો વિસ્તાર કરીને 'શાશ્વત શાંતિ'ની સ્થાપના માટે કેવો વ્યૂહ અપનાવવો?

વિવાદના આ ત્રણ મુદ્દાઓ પોતે જ, સૌથી પ્રથમ તો, એક વાત મૂળભૂત રીતે સ્પષ્ટ કરે છે કે–

• રશિયા અને ચીન બંને જગતભરમાં સામ્યવાદની સ્થાપનાની બાબતમાં સંપૂર્ણ એકમત છે.

બંને વચ્ચે વિવાદ હોય, વિખવાદ હોય તો તે તેના વ્યૂહાત્મક પેંતરા પરત્વે છે.

પરંતુ આ વ્યૂહાત્મક ભેદ અંતે તો મૂળભૂત ઉદ્દેશને જ માર્મિક રીતે અસર કરનારો છે એવું બંને પક્ષો માને છે.

આપણે આ સૈદ્ધાન્તિક ગણાતા મહાવિવાદનાં પાસાં તપાસીએ–

## સામ્યવાદી કક્ષાનો ટૂંકો રસ્તો?

૧ : પહેલા મુદ્દા અંગે ચીને ઘર–આંગણે એક પ્રયોગ ૧૯૫૮માં કરી જોયો હતો. ચીનની સહકારી મંડળીઓ અને સહકારી ખેતરોને 'કમ્યુન' રૂપમાં ફેરવી નાખવાનો એ અખતરો હતો. આ પ્રયોગ પાછળનો મૂળ હેતુ તો આર્થિક હતો. ચીનની આંતરિક આર્થિક નબળાઈને દૂર કરી ઝડપી ઔદ્યોગિક વિકાસ માટે કમ્યુનો ઊભાં કરવાં જરૂરી મનાયાં હતાં. કમ્યુનમાં જીવનારા દરેક માનવીને ચોવીસ કલાકની શિસ્ત નીચે રાખી શકાય, શક્ય તેટલા ઓછામાં ઓછા ખર્ચે (પગાર આપવાને બદલે ખાવાપીવા ને રહેવાની સગવડ આપીને) વધુમાં વધુ શ્રમ કરાવી શકાય, (સવારે પાંચ વાગે ઘંટ વાગે ને બધા સાથે ઊઠી, સાથે પરવારી, સાથે કામે જાય) અને સમય કે શ્રમ જરા પણ નકામાં જાય નહિ તેવી આ વ્યવસ્થા હતી. કમ્યુનમાં ફોજી તાલીમ દરેકને આપવાની હતી; અને ફોજની જેમ દરેક પોતપોતાની બરાકોમાં રહેવાનું હતું અને પલટણમાં શિસ્તબદ્ધ રીતે કામે જવાનું હતું. બાળકો માટે સમૂહ પારણાં–ઘરો, કિન્ડર ગાર્ટનો હતાં, અને ભોજન માટે સમૂહ–રસોડાં!

• આવી આ જેલ જેવી કમ્યુન પદ્ધતિને ચીની સિદ્ધાન્તવાદીઓએ સામ્યવાદની ત્વરિત સ્થાપનાનો સદર કીમિયો ગણાવ્યો હતો; અને રશિયા કરતાં ચીન સામ્યવાદી કક્ષાએ વહેલું—જગતમાં સૌથી પહેલું —પહોંચશે એવો દાવો પણ કર્યો હતો.

રશિયાએ આવો પ્રયોગ પોતાની ક્રાંતિના આરંભનાં વરસોમાં નાના પાયા પર કરી લીધો હતો, અને એને અવ્યવહારુ સમજીને છોડી દીધો હતો. સિદ્ધાન્ત દૃષ્ટિએ તેમણે એવું પ્રતિપાદિત કર્યું હતું કે કોઈપણ

સમાજવાદી દેશનો આર્થિક વિકાસ અમુક ઉચ્ચ કક્ષાએ પહોંચે તે પહેલાં દરેક માણસ "શક્તિ અનુસાર કામ કરે અને જરૂરત પ્રમાણે ભોગવે" એ સિદ્ધાન્તનો અમલ શક્ય જ નથી. નીચલી કક્ષાની આર્થિક સ્થિતિમાં એવો પ્રયોગ સામ્યવાદની 'સમાનતાવાદી' ભાવનાની વિકૃતિ જ છે — હાંસી બરાબર છે. સામ્યવાદી પક્ષના હાથમાં રાજ્યસત્તા આવ્યા પછી ક્રમશઃ (gradual) વિકાસનો રાહ અપનાવવો જોઈએ; અને એક પછી બીજી જરૂરિયાત (દા. ત. અનાજ, કપડાં, વગેરે) ના ક્ષેત્રે, પાણી હવાની જેમ, મુક્ત વિતરણની વ્યવસ્થા કરતા કરતાં આગળ વધવું જોઈએ.

પરંતુ માઓએ અતિ પછાત આર્થિક સ્થિતિમાંય, પોતાના દેશની વિશિષ્ટ પરિસ્થિતિને નામે, હજારો કમ્યુનો ઊભાં કરી દઈ 'સામ્યવાદી કક્ષા'માં પ્રવેશવાનો દાવો કર્યો અને જ્યારે રશિયાએ તથા યુગોસ્લાવીઆએ અને બીજા અનેક કમ્યુનિસ્ટ પક્ષોએ આ પગલાને અયોગ્ય માન્યું ત્યારે, માઓનું માથું ફરી ગયુઃ "પશ્ચિમના 'કહેવાતા' માર્ક્સવાદીઓ પૂર્વને શું સમજે ! અરે, રશિયાને પોતાને જ આટલે વરસેય હજી સમાજવાદી કક્ષામાંથી સામ્યવાદી કક્ષાએ પહોંચવાનો કોઈ સામાજિક પાયો લાધ્યો નથી..." કહી ટીકાકારોને તુચ્છકારી કાઢયા; અને પાછળથી, 'કમ્યુન' પદ્ધતિમાં ઉતાવળ થઈ છે એવું સમજાયું ત્યારે ય, ના છૂટકે ગતિ ધીમી કરી નાખવા છતાં દાવો એનો એ ચાલુ રાખ્યો તો રાખ્યો; પણ એને કેવળ ચીન માટે જ નહિ, એશિયાઈ રાહ તરીકે આગળ ધર્યો સાથોસાથ એવી ય ટીકા કરી કે—

● સામ્યવાદી કક્ષાની સિદ્ધિમાં શિથિલતા દાખવવી એટલે ક્રુશ્ચોવને, સ્વાર્થ અને તાકાત આપે., તેમને મજબૂત થવા દઈને, મૂળ ધ્યેયને જ ખતમ કરવું!

આમ, કમ્યુન-પદ્ધતિનો સવાલ ચીને પોતાના આંતરિક વિકાસ પૂરતો સીમિત રહેવા ન દેતાં તેને વિશ્વક્રાંતિનો સવાલ બનાવી દઈ, એશિયાઈ રાહ તરીકે ઝનૂનપૂર્વક આગળ ધર્યો.

સંઘર્ષ દેખાય છે તેવો નાનો નજીવો : અને કેવળ રાષ્ટ્રીય ન રહ્યો—આંતરરાષ્ટ્રીય -મહત્ત્વનો, બંને પક્ષ માટે, બની ગયો!

## પછાત-દેશોમાં ક્રાંતિ

૨ : સંઘર્ષનો બીજો સૈદ્ધાન્તિક મુદ્દો આંતરરાષ્ટ્રીય મહત્ત્વનો હતો જ.

**ચીનની સમજ** મુજબ દુનિયા બે છાવણીમાં વહેંચાયેલી છે — સામ્યવાદ તરફી અને સામ્યવાદ વિરોધી. એટલે નહેરૂ, નાસર જેવા નેતાઓ જ્યારે તટસ્થતાની અગર બિનજૂથ-નીતિની વાત કરે છે ત્યારે તેઓ પોતાની પશ્ચિમ-તરફી સિક્કાને છુપાવવા જ આવું કહેતા હોય છે. એમના ઉપર ભરોસો રાખીને એક પગલું ભરી ન શકાય માટે સામ્યવાદી સત્તાઓએ તથા ઇતર સબળ સામ્યવાદી પક્ષોએ ત્યાંના ક્રાંતિકારીઓને આંતરિક વિગ્રહના માર્ગે સફળ બનાવવા થાય તેટલું બધું કરી છૂટવું જોઈએ

**ચીનના** મતે એશિયા, આફ્રિકા અને લૅટિન અમેરિકાના દેશોમાં પરિસ્થિતિ પાકી ગઈ છે; એ દેશોમાં અસુથ્થભ રીતે તમામ સ્વરૂપોની લડતોના મોરચાઓ મંડાઈ જવા જોઈએ (ચીને પોતાના પડોશી અને ઇતર એશિયાઈ દેશોમાં ,દ. કોરીઆ, ,દ. વિયેતનામ, ઇન્ડોચાઈના, બ્રહ્મદેશ, થાઈલેન્ડ, ઇન્ડોનેશિયા, મલાયામાં સીધી રીતે, અને અલ્જેરિયા, ક્યુબા તથા કોંગો વગેરેમાં આડકતરી રીતે થાય એટલો આ દિશાને પુરુષાર્થ કરી બતાવ્યો ય છે!)

રશિયાના મતે દુનિયામાં જે નવી પરિસ્થિતિ પેદા થઈ છે તેમાં અનેક દેશોમાં લોકશાહી માર્ગે સમાજવાદની સ્થાપના શક્ય છે. વળી તે દેશોમાંની રાષ્ટ્રીય નેતાગીરી મૂળભૂત રીતે શાહીવાદ વિરોધી છે, અને તેની સાથે સંયુક્ત મોરચો રચી તે તે દેશના સામ્યવાદી પક્ષે રાષ્ટ્રીય આંદોલનમાં મોખરે આવવાની નીતિ અપનાવવી જોઈએ

## વિશ્વસામ્યવાદ અને પશ્ચિમી શાહીવાદ

૩ : ઉપરના 'આંતરિક ક્રાંતિ'ના બીજા મુદ્દાની સાથે સીધો સંબંધ ધરાવતો અને વિશ્વસામ્યવાદની સ્થાપના માટેનો પ્રાણપ્રશ્ન તો પશ્ચિમના મૂડીવાદી શાહીવાદી દેશોને મહાત કરવાનો છે.

**ચીનની** દૃઢ માન્યતા છે કે જ્યાં સુધી આ ધરતી પર મૂડીવાદ જીવતો છે ત્યાં સુધી સામ્યવાદ

ઉપર આક્રમણનો ભય છે જ છે — એટલે કે વિશ્વયુદ્ધનો ભય કાયમ છે

**રશિયાની** માન્યતા જુદી છે: એક તો, સામ્યવાદ અને મૂડીવાદ વચ્ચેનું પલ્લું સામ્યવાદની તરફેણમાં એટલું નમ્યું છે કે યુદ્ધ વિના તે પશ્ચિમને શાંતિમય સહઅસ્તિત્વની ફરજ પાડી શકે એમ છે; અને સામ્યવાદી દેશો શાંતિમય હરીફાઈ દ્વારા પોતાનું પ્રભુત્વ સાબિત કરી દુનિયાને સામ્યવાદને પંથે દોરી જઈ શકે એમ છે. ઉપરાંત બંને પક્ષે અણુશસ્ત્રોના ગંજાવર ભંડાર ભરેલા હોઈ યુદ્ધનો માર્ગ સામ્યવાદ અને મૂડીવાદ બંનેના વિનાશનો બની ગયા વિના રહેનાર નથી. માટે કોઈપણ ઘર્ષણ આંતરવિગ્રહ રૂપે ફાટી નીકળે, અથવા તો બે રાષ્ટ્રો વચ્ચેના યુદ્ધ રૂપે ફાટી નીકળે તે કોઈનાય હિતમાં નથી, સામ્યવાદના હિતમાં નથી જ નથી.

રશિયા અને ચીન વચ્ચેના આ મૂળભૂત દૃષ્ટિભેદની વીગતોમાં ઊતરીએ. સૌથી પ્રથમ તો રશિયા અને ચીન બંને જે વાતમાં સમંત છે તે આ છે કે—

● રશિયાએ ૧૯૫૭ના ઓગસ્ટમાં "અણુબોમ્બનો અખતરો સિદ્ધ કર્યો અને ઓક્ટોબર—નવેમ્બરમાં સ્પુતનિક દ્વારા અપૂર્વ અવકાશી સિદ્ધિથી દુનિયાને ચકિત કરી દીધી. એ પછી તેની ફોજી, વિજ્ઞાની તથા ઉત્પાદન-ક્ષેત્રની શક્યતાઓ અપરંપાર વધી ગઈ છે દુનિયાના સામ્યવાદી અને મૂડીવાદી દેશોની વચ્ચેની તુલામાં જબરજસ્ત ફેર પડી ગયો છે.

-- પરંતુ આ છતાં, ક્રુશ્ચોવનો દાવો એવો ન હતો કે હવે સામ્યવાદની તાકાત મૂડીવાદની તાકાતથી ઘણી આગળ વધી ગઈ છે હવે એને (માઓના શબ્દોમાં) 'પેપર ટાઈગર' (કાગળનો વાઘ) માનીને ચપટીમાં ચોળી નાખી શકાય એવી સ્થિતિ આવી ચૂકી છે; અથવા એકલા અમેરિકા કરતાં રશિયા વધુ તાકાતવાન બની ગયું છે, એવું ય ક્રુશ્ચોવ માનતો નથી. ક્રુશ્ચોવના મતે એવી સ્થિતિ, જો યુદ્ધ ફાટી ન નીકળે તો, શાંતિમય હરીફાઈ દ્વારા ૧૯૭૦માં આવશે. આથી ક્રુશ્ચોવ એક જ વાત પર ભાર મૂકી રહ્યો છે કે—

● હવે પહેલાંનું પલ્લું પલટાઈ ગયું છે સામ્યવાદ પહેલાં કરતાં અધિક શક્તિશાળી અને શાહીવાદ પહેલાં કરતાં અધિક નિર્બળ બન્યો છે. આથી આંતરરાષ્ટ્રીય સંબંધો અને નીતિમાં ધરમૂળથી ફેરફાર થવો જરૂરી છે.' આ નવી પરિસ્થિતિમાં સામ્યવાદ અને મૂડીવાદનું સહઅસ્તિત્વ કેવળ શક્ય છે એટલું જ નહિ, વધુ સ્થિર (stable) સ્વરૂપનું સહઅસ્તિત્વ શક્ય છે

● ત્યારે, માઓ (રશિયાની બેઉ સિદ્ધિઓ — અણુશસ્ત્રો તથા સ્પુતનિક ઉપરાંત પોતાના દેશમાં કમ્યુન-સ્થાપનાની સિદ્ધિને નજરમાં રાખી) લગભગ એવા અભિપ્રાય ઉપર પહોંચી ગયો છે કે "મૂડીવાદ અને સામ્યવાદ વચ્ચેનું 'બેલેન્સ' એટલી હદે બદલાઈ ગયું છે, સામ્યવાદની મૂડીવાદ ઉપરની સરસાઈ એટલી બધી વધી ગઈ છે કે હવે સામ્યવાદે આખરી વિજયનો રાહ જોવો જ જોઈએ—ગમે તે જોખમે!

## 'લેનિનવાદ'ના ઓઠે વાદ-વફાદારીની હરીફાઈ!

કોઈપણ વિચાર જ્યારે 'વાદ' બની જાય છે ત્યારે તેના પ્રણેતાનાં વચનો અને લખાણોના અર્થો પોતાની રીતે અનુકૂળ કરીને ટાંકવામાં આવે છે. તેમાંય સામ્યવાદના શાસ્ત્રને ૧૦૦ ટકા ક્ષતિરહિત માનનારા સામ્યવાદીઓ માટે તો એ લખાણોમાંથી સિફતથી પોતાને અનુકૂળ ઉતારા ટાંકવા એય પાંડિત્યનું અને કુનેહનું લક્ષણ ગણાય છે!

રશિયા–ચીન વચ્ચેના આ સૈદ્ધાંતિક સંઘર્ષમાં ય, માર્ક્સના વિચારોને પોતાની રીતે રશિયામાં સફળ પ્રયોગ કરી બતાવનાર લેનિનનાં વચનો ભરપટે ટાંકવામાં આવ્યાં છે. બંને પક્ષે લાખો શબ્દોની સાઠમારી થઈ ચૂકી છે અને બંને પક્ષ એવું પુરવાર કરવા મથે છે કે શુદ્ધ ક્રાંતિકારી અને ક્રાંતિવિજ્ઞાની લેનિનનાં વચનો અને લખાણોના તેઓ જ વફાદાર અનુયાયીઓ છે. આ રીતે જેઓ વધુ વફાદાર માર્ક્સવાદી લેનિનવાદી (અગાઉ સ્તાલિનવાદનું નામ અચૂક રીતે જોડાયેલું હતું તે હવે પદભ્રષ્ટ થયું છે) ઠરે, તેમનું સ્થાન આંતરરાષ્ટ્રીય સામ્યવાદી સંગઠનમાં ઊંચું ચઢે; અને તેમનું પ્રભુત્વ વધુ રહે એવી પણ ગણત્રી થઈ રહી છે.

● આવા આ લેનિનવાદના આધારે બંને પક્ષો એટલું તો સ્વીકારે છે કે, 'શાંતિનાં બળોના વિકાસને પ્રતાપે યુદ્ધ રોકવું હવે શક્ય બન્યું ખરું.'

* પરંતુ રશિયા આગળ વધી એમ કહે છે કે વિશ્વમાં સમાજવાદનો સંપૂર્ણ વિજય થાય તે પૂર્વેય, દુનિયાના અમુક ભાગોમાં મૂડીવાદ જીવતો હોય ત્યારે ય, માનવ સમાજના જીવનમાંથી યુદ્ધને દેશવટો દેવો શક્ય છે (૨૧મી કોંગ્રેસ)

## ચીનની માન્યતા :

ચીનને આ વિધાન માન્ય નથી. એની સમજ મુજબ, આ વિધાનનો અર્થ એવો થઈ જાય છે કે મૂડીવાદના જીવતાં છતાં દુનિયમાંથી યુદ્ધનો ગંભીર ભય અદૃશ્ય થયો છે...

ચીનના મતે, આવું માનવું એટલે જ શાહીવાદના સ્વભાવમાં પરિવર્તન થયું છે, એવા ભ્રમમાં ફસાવું; (ચીનના મતે) ક્રુશ્ચોવ આવું માનીને જ.તો, અમેરિકાના સત્તાધારી વર્તુળને 'શાંતિમય સહઅસ્તિત્વ'ના સિદ્ધાંત પર સાચેમાચ લાવવાના ભ્રમમાં ક્રાંતિનો દ્રોહ કરી રહ્યો છે.

જો કે, ચીનના મતેય, શાહીવાદ નબળો પડી ગયો હોઈને તે સામ્યવાદી જુથ ઉપર હલ્લો કરે એવી શક્યતા ઓછી છે, પરંતુ શાહીવાદીઓ પોતાના સંસ્થાનવાદમાંથી મુક્ત થવા મથનારાઓ ઉપર યુદ્ધ આદર્યા વિના નહિ જ રહે; અને આવે વખતે જેઓ એવું માનતા હશે કે વધુ જોર કરવા જતાં વિશ્વયુદ્ધ ફાટી નીકળશે, તેઓ એ ભયે, આ સ્વાતંત્ર્યની લડતોને મદદ કરતાં ખચકાશે જ.

## ચીનના ત્રણ આક્ષેપ

ચીનના મતે રશિયાએ ત્રણ ભૂલો કરી છે. (૧) અણુ-યુદ્ધનો ભય આગળ ધરવામાં અતિરેક કર્યો છે. આથી શાહીવાદ સામેના પ્રતિકારની વૃત્તિ ઢીલી પડી જાય છે. અગર તો અતિસાવચેત નીતિ અખત્યાર થાય છે; (૨) "શાહીવાદના બડેખાંઓ" શાંતિમય સહઅસ્તિત્વની નીતિ સ્વીકારશે એવી 'અભયુક્ત માન્યતા''ને કારણેય શાહીવાદ સામે તકેદારી રાખવામાં શિથિલતા આવ્યા વિના નહિ રહે (૩) યુદ્ધના ભયને કારણે, યુદ્ધ ટાળવાના હેતુથી રાજદ્વારી કુનેહપૂર્વકની વાટાઘાટો ઉપર વધુ પડતો આધાર રાખવાનું વલણ 'ક્રાંતિકારી આંદોલનો'ને તથા 'મુક્તિયુદ્ધો'ને નરમ પાડી દીધા વિના નહિ રહે. વાસ્તવમાં તો સંસ્થાનિક મુક્તિનાં યુદ્ધો જ શાહીવાદીઓને યુદ્ધની હિંમત કરતા રોકી શકે એમ છે।

ટૂંકમાં ચીનના મતે–

* શાહીવાદી રાજકર્તા સાથે મળવામાં કશું ખોટું નથી પણ એના શાંતિમય ઈરાદાને પોતે માને છે એવું કહેવું ખોટું છે

* 'સંપૂર્ણ' અને સાર્વત્રિક શસ્ત્રબંધીની' દરખાસ્ત રજૂ કરવી બરાબર છે; પણ પોતાના અનુયાયીઓને એમ કહેવું કે 'એવી કોઈ ખરેખરી શક્યતા રહેલી છે,' એ અયોગ્ય છે

* 'શાંતિમય સહઅસ્તિત્વ'ના સૂત્રનો પ્રચાર કરવો એ ઠીક છે, પણ અલ્જેરિયાના રાષ્ટ્રવાદીઓને પ્રે. દ'ગોલ સાથે શરતફુસીનું સમાધાન કરી લેવાનું કહેવું અયોગ્ય છે.

* 'શાંતિ'નું આંદોલન શાહીવાદ સામેની ક્રાંતિકારી લડતના હથિયાર રૂપે બરાબર છે, પણ 'શાંતિનું રાજકારણ' હોઈ ન શકે. એમાં તો મૂળ લડતનું હથિયાર જ બૂઠું બનવાનો સંભવ છે.

## રશિયાનો જવાબ

આના જવાબમાં રશિયા એવું પ્રતિપાદિત કરે છે કે.– ખુદ લેનિનેય શાહીવાદી છાવણીમાં બે પ્રકારનાં જૂથ હોવાનું માન્યું છે. એક 'કટ્ટર ફોજીવલણવાળું' અને બીજું 'શાંતિમય સહઅસ્તિત્વને' ટેકો આપનારા રાજદ્વારીઓનું.' વળી લેનિને એવું ય ભવિષ્ય ભાખ્યું હતું કે, "ભવિષ્યમાં શસ્ત્રોની ટેકનિકમાં પરિવર્તન થતાં યુદ્ધ અશક્ય બને ય ખરું!" અને ક્રુશ્ચોવ યાદ આપે છે કે લેનિનનો સિદ્ધાન્ત બે પ્રકારનાં યુદ્ધની વાત કરે છે.

(૧) મૂડીવાદી દેશોના આંતરિક વિરોધોને કારણે તેમની વચ્ચેનું યુદ્ધ.

(૨) મૂડીવાદી દેશો અને સામ્યવાદી દેશો વચ્ચેનું યુદ્ધ.

ક્રુશ્ચોવ એમ માને છે કે આજની પરિસ્થિતિમાં મૂડીવાદી દેશો વચ્ચે કોઈ ગંભીર યુદ્ધ થવાની શક્યતા નથી (જો કે ચીન પણ આવું માને છે); અને ક્રુશ્ચોવ એમ માને છે કે સામ્યવાદી અને મૂડીવાદી દેશો વચ્ચે યુદ્ધ થવાનાં પણ ચિહ્નો ઓછાં છે (સ્તાલિને ય

૧૯૫૨ માં આવું ભાખેલું: 'મૂડીવાદીઓ વચ્ચેના યુદ્ધ કરતાં સામ્યવાદી અને મૂડીવાદી દેશો વચ્ચેનું યુદ્ધ ઓછુ શક્ય જણાય છે)

● ક્રુશ્ચોવ મૂડીવાદને યુદ્ધે ચડતાં રોકવાની, તેને Contain કરવાની શક્યતામાં ય માને છે (જેમ પશ્ચિમ સામ્યવાદને કાબૂમાં મર્યાદિત રાખવાની–Contain કરવાની નીતિમાં માને છે); અને 'સમાધાન'નું વાતાવરણ ચાલુ રહે તો, પશ્ચિમી સત્તાઓની ઉગ્રતા અને અથડામણ કરવાની વૃત્તિ આપોઆપ ઓછી થાય; અને અલ્પ વિકસિત રાષ્ટ્રોને જીતી લઈ શકાય; અને તે દરમ્યાન સામ્યવાદી તંત્રોનુ આંતરિક આર્થિક–ફોજી બળ સંગઠિત કરી શકાય; અને તો અંતે, શાંતિમય હરીફાઈને માર્ગે શાહીવાદને મહાત કરી શકાય

આથી ક્રુશ્ચોવ એવી માન્યતા ઉપર આવે છે કે "યુદ્ધ અનિવાર્ય રીતે અનિવાર્ય નથી." એટલે કે, મૂડીવાદ મોટાં યુદ્ધો કર્યા વિના રહી શકે છે, એ એમ ન યે કરે, પણ કરી શકે ખરો...'

## ચીનનું આંધળિયું

તો ચીન આખરી પાટલે પહોંચી એવીય દલીલ કરી નાખે છે કે–

● હવે જ્યારે પશ્ચિમને ભીંસમાં લેવાની સ્થિતિ પાકી ગઈ છે, ત્યારે એમ કરવા જતાં યુદ્ધ ફાટી નીકળશે એવો ભય વ્યર્થ છે. પ્રથમ તો શાહીવાદ એવી હિંમત જ નહિ કરે; અને કરશે તો તેમાં પશ્ચિમ જ ભસ્મીભૂત થઈ જશે, સામ્યવાદ એની રાખમાંથી વિજયી બની ઊભો થશે! (અણુયુદ્ધ પછીય ચીનની અડધી વસ્તી તો બચી ગઈ હશે જ; પહેલા અને બીજા વિશ્વયુદ્ધ પછી સામ્યવાદ વધુ ને વધુ વિસ્તર્યો; હવે ત્રીજા યુદ્ધ પછી એ સર્વત્ર વિસ્તરી જશે!)

જો કે આ ઉપરથી એવું માની લેવુ ખોટું ઠરશે કે–ચીન ગમે ત્યારે ગમે ત્યાં આંધળિયુ કરી વિશ્વ–યુદ્ધમાં ઝંપલાવી દેવા માગે છે. કોઈ દેશ એવુ ન જ કરે એ સમજાય એવી વાત છે. એની નીતિ જ્યાં–ત્યાં શક્ય હોય ત્યાં બધે, લડતો અને આંતરવિગ્રહો દ્વારા ક્રાંતિકારી શક્તિને પોરો ચડાવવાની છે. છતાં યુદ્ધવ્યૂહની દૃષ્ટિએ જરૂર મુજબ થંભી જવુ, પીછેહઠ કરવી, વળી પાછો હલ્લો બોલાવવો એમ લાંબા ગાળાની ગેરિલા પદ્ધતિ માટે જરૂરી ધીરજનો સ્વીકાર પણ તે કરે જ છે. આવાં મર્યાદિત યુદ્ધોમાંથી વિશ્વયુદ્ધ ફાટી જ નીકળે તો તેને તેનો ભય પણ નથી.



## ક્રુશ્ચોવના આટાપાટા

પોતાના વિચારો વારંવાર પ્રદર્શિત કર્યા છતાં, રખેને પોતે 'સુધારવાદી' (Reformist) અને 'પુનર્વિચારવાદી' (Revisonist) ગણાઈ જાય એ ભયે ક્રુશ્ચોવે અનેકવાર 'ક્રાંતિકારી સૂત્રો' ઉચ્ચારવામાં અને 'ક્રાંતિકારી' દેખાવ કરવામાં પાછીપાની કરી નથી. પોતેયે વર્ગ–વિગ્રહનો અડગ અગ્રેસર છે એવી છાપ ઝાંખી ન પડે તે માટે એવું યે ઉચ્ચાર્યું છે કે "શાંતિમય સહઅસ્તિત્વ સર્વોચ્ચ પ્રકારનો વર્ગ-સંઘર્ષ છે." (પાછળથી 'સર્વોચ્ચ' શબ્દને સ્થાને 'એક' મૂકી દઈને મૂળ વાતને મોળી પાડી નાખી છે!) તે જ રીતે સ્થાનિક પ્રજાની લડતોને ઢીલી પાડવાના આક્ષેપ સામે તે એવુ ય સૂચવતાં ખચકાતો નથી કે પોતે આંતરવિગ્રહ અને સ્થાનિક બળવાનો વિરોધી નથી બલ્કે પૂરો તરફદાર છે.

પરંતુ એજ વખતે તે, રાષ્ટ્રો વચ્ચેનાં યુદ્ધો અને આંતરરાષ્ટ્રીય યુદ્ધો ટાળવા માટે ખાસ સાવચેત રહેવાનો આદેશ આપે જ છે.

● અને પછી ધીમેથી એવી વાત પણ કહી નાખે છે કે સંસ્થાનોની ક્રાંતિકારી લડતને કચડી નાખવા શાહીવાદીઓ યુદ્ધનો આશરો લે ત્યારે, જ્યાંથી મુક્તિ-યુદ્ધ જાગી ઊઠે ખરું ..અને ત્યારે તેને મદદ કરવાની સામ્યવાદી છાવણીની ફરજ પણ ખરી.. પરંતુ હમેશાં લશ્કરી મદદ એવુ નથી; વચ્ચે પડીને યુદ્ધ રોકવા માટે ય જહેમત ઊઠાવવી રહે છે!

આ જ રીતે વ્યવહાર–વર્તનમાં પણ ક્રુશ્ચોવ ઓછી ઉતાવળ નથી કરતો.

* એક બાજુ જીનિવામાં નિઃશસ્ત્રીકરણ પરિષદમાં રશિયાના પ્રતિનિધિઓ 'વોક આઉટ' કરે છે:

કોંગોની બાબતમાં તમામ પશ્ચિમી દેશોને બેલ્જીયમ સાથેના કાવતરામાં ભળેલા કહી ભાંડે છે. અમેરિકા જો ક્યૂબા ઉપર આક્રમણ કરશે તો રશિયા અણુશસ્ત્રોથી સામનો કર્યા વિના નહિ રહે એવી ધમકી ય આપે છે છતાં એ જ દિવસોમાં (૧૯૫૭) ઓસ્ટ્રીઆમાંના પ્રવાસ દરમ્યાન ક્રુશ્ચોવે ફરી ફરીને અણુયુદ્ધનાં ભયકર પરિણામોથી સાવધ રહેવાનો જ ઉપદેશ આપતા એટલી હદ સુધી કહી નાખ્યું હતું કે–"સર્વનાશી યુદ્ધ ટાળવા માટે સ્થાનિક યુદ્ધો પણ ટાળવામાં જ ડહાપણ છે–કેમકે સ્થાનિક યુદ્ધો પણ આજના જમાનામાં ફેલાઇ જાય એવો પૂરો સંભવ છે."

વ્યવહારમાં એણે એ જ નીતિ અમલી બનાવી છે જીનિવાની વાટાઘાટો તૂટી જવા ન દીધી; ક્યૂબા અંગેની ધમકીને ય પાછી ખેંચી લીધી (એને એક પ્રતીક–દૃષ્ટાંત રૂપે ગણાવીને) અને કોંગોમાંય પોતાની નીતિનો તર્કશુદ્ધ અમલ ન કરીને સંયમ જાળવ્યો તથા યુનોની બહાર અને બીજા રાષ્ટ્રોની નિઃશસ્ત્રીકરણ પરિષદ બોલાવવાની ધમકીને સ્થાને બીજી જ દરખાસ્ત કરતાં ખચકાયો નહિ......!

● આમ ક્રુશ્ચોવે આ બધાં વર્ષો દરમ્યાન પરસ્પર વિરોધાત્મક દેખાય એવાં વિધાનો કર્યાં હોવા છતાં, અને નાટકીય ઢબે (જે એને માટે સહજ છે) રણ-ખંજરીનો ખણખણાટ કર્યો છતાં વ્યવહારમાં એણે યુદ્ધને ટાળવાની, આંતરવિગ્રહને ટાળવાની, અને બને તેટલા શાંતિમય વાટાઘાટના રાહે સમાધાનો કરી લઇને પોતાનો હાથ ઉપર રાખવાની પૂરેપૂરી ઉસ્તાદી દાખવી છે. ક્યૂબાની ઘટના (૧૯૬૨) પ્રસંગેનું ક્રુશ્ચોવનું પીછેહઠનું વર્તન પણ અંતે તો યુદ્ધ ટાળવાની એની દૃઢ નીતિનું જ ઉદાહરણ છે.

## આંખોનાં સોંસરાં તીર?

ચીનનું વલણ પ્રમાણમાં, ૧૯૫૮ પછી, એકધારું રહ્યું છે. ૧૯૫૭ના નવેમ્બરમાં મોસ્કોમાં મળેલી સામ્યવાદી ગણ્યસત્તાઓની પરિષદમાં, અને બાદ, ૧૯૬૦ના નવેમ્બરમાં મળેલી દુનિયાના ૮૧ સામ્યવાદી પક્ષોની પરિષદમાં અને જ્યાં જ્યાં સામ્યવાદી પક્ષની કોંગ્રેસ મળી અને પ્રતિનિધિ તરીકે હાજર રહ્યા ત્યાં બધે જ ચીનના પ્રતિનિધિઓએ પોતાના અભિપ્રાયો ઉગ્ર રીતે પ્રગટ કર્યા છે; અને ૧૯૫૭ તથા ૧૯૬૦ના ખરડાઓમાં પોતાના વિચારોનો પડઘો પાડવામાં અંશતઃ સફળતા પણ તેમણે મેળવી છે. અને આ બંને દસ્તાવેજો ઉપર પોતાના દસ્તખત તેમણે પાડી આપ્યા છતાં, વ્યવહારમાં અને પ્રચારમાં એમણે ક્યાંય નમતું જોખ્યું નથી–બલ્કે પોતાની ઉગ્ર નીતિને ઊલટી તેમણે વધુ ઉગ્ર બનાવી છે. (દા. ત. ૧૯૫૭માં ચીને મોસ્કો-પરિષદમાં 'કેટલાક દેશોમાં સમાજવાદની પ્રાપ્તિ માટે શાંતિમય અને કાનૂની પાર્લામેન્ટરી રાહ હોઈ શકે'–એવા વિધાનને નભાવી લીધું હતું; તે પાછળથી સર્વથા છોડી દઈને તેણે ખુલ્લી રીતે અને દૃઢ સ્વરે જાહેર કર્યું કે "મુક્તિ અને ક્રાંતિનો સર્વસાધારણ રાહ અને 'ક્લાસિકલ માર્ગ' હિંસા (આંતર વિગ્રહ) ગણાવો જોઈએ. હિંસક પ્રતિકાર વિના કોઈ મૂડીવાદી સત્તા રાજીખુશીથી સત્તાનો ત્યાગ કરે એ શક્ય નથી..."

★

● ચીને આ બધો સમય લેનિનનાં લખાણોને ફરી ફરી દોહરાવ્યા કર્યાં છે. આથી કદાચ ગળે આવેલા ક્રુશ્ચોવે 'લેનિનના કેટલાક વિચારો જૂનવાણી થઈ ગયા છે–પરિસ્થિતિ ઘણી બધી બદલાઈ ગઈ છે,' એવુંય કહી નાખી મહાવિવાદના મૂળ સૂત્રોના પાયા ઉપર જ ઘા કરી નાખ્યો છે.

## યુગોસ્લાવિયાની ચીમકી

અહીં એ ઉમેરવું ઠીક થશે કે આ મહાવિવાદમાં યુગોસ્લાવિયાના નેતા એડવર્ડ કાર્દેલીએ "સામાજવાદ અને યુદ્ધ" ગ્રંથ દ્વારા ઘણો જ વેધક પ્રકાશ પાડ્યો છે એકંદરે ક્રુશ્ચોવના મતનું કાર્દેલી સમર્થન કરે છે પરંતુ એક બાજુ ચીનને યુદ્ધવાદી ટ્રોટસ્કીવાદી કહી ભાંડે છે; બીજી બાજુ ક્રુશ્ચોવના ય ઢંગધડા વગરનું, અને ચીનથી દબાઈને ૧૯૫૭ તથા ૧૯૬૦ના ખરડાઓમાં જે ઢચુપચુ વલણ જારી રાખવામાં આવ્યું છે તેનીય ટીકા કરે છે અને સ્પષ્ટ શબ્દોમાં ચેતવે છે કે જો બંને હરીફ જૂથો (પશ્ચિમ તથા સામ્યવાદ) વચ્ચે સહઅસ્તિત્વ અંગે માત્ર ઔપચારિક વાતોને સ્થાને સાચા દિલનો આંતરરાષ્ટ્રીય સહકાર સ્થાપવામાં નહિ આવે તો જાણ્યે અજાણ્યે, સામ્યવાદીઓ અને શાહીવાદીઓ યુદ્ધ પેટાવવાના કારણરૂપ બની જાય તો નવાઈ નહિ!

[ વિશ્વમાનવ : જુલાઈ–ઓગસ્ટ '૬૩

# ૪ : પૃથક્કરણ અને ભાવિ શક્યતાઓ

આગળના ત્રણે ખંડોમાં આપણે રશિયા–ચીન વચ્ચેના સંઘર્ષનો ઇતિહાસ આલેખી ગયા. આ ઇતિહાસ શું સૂચવે છે? આ સંઘર્ષનું સ્વરૂપ અને તેની ગંભીરતા વિષે આપણી સામે કેવું ચિત્ર ખડું થાય છે? આ સંઘર્ષનાં પરિણામો અને ભાવિ વિષે આપણે કેવું અનુમાન કરી શકીએ એમ છીએ?

## ૧ : સંઘર્ષનું સ્વરૂપ

(૧) (ક) સ્તાલિને ચીનની ક્રાંતિનાં વરસોમાં ચીની સામ્યવાદીઓને સ્વતંત્ર રીતે અને મક્કમ રીતે મદદ કરવાને બદલે, તેમની ઠેકડી કરી હતી; તેમના ઇરાદાની ઉપેક્ષા કરી હતી: "ચીની સામ્યવાદીઓ વાસ્તવમાં સામ્યવાદીઓ જ નથી"–એટલી હદે કહી નાખી તેમને ભયંકર રીતે અપમાનિત કર્યા હતા.

(ખ) બીજું વિશ્વયુદ્ધ પૂરું થયા બાદ, સ્તાલિને રશિયાનાં હિતો જ લક્ષમાં રાખી, અમેરિકા, બ્રિટન, જાપાન વગેરે દેશો સાથે કરારો કર્યા હતા – જેમાં ચીનનાં રાષ્ટ્રીય અને એશિયાઈ હિતો હણાયાં હતાં.

(ગ) ચીનમાં સામ્યવાદની સત્તા સ્થપાયા બાદ પણ તેણે રશિયાઈ હિતોને જ મુખ્ય નજરમાં રાખી અતિ મર્યાદિત આર્થિક–ફોજી મદદ કરી હતી.

(૨) ક્રુશ્ચોવ સત્તામાં આવ્યા બાદ સ્તાલિનયુગનો ડાઘ ધોવાઈ જાય અને રશિયા–ચીન વચ્ચે સલુકાઈભર્યા સબંધો સ્થપાય એવા પ્રયાસો બંને પક્ષે જણાયા; પરંતુ ૧૯૫૭ થી ૧૯૬૦ દરમ્યાન અનેક નવાં ઘર્ષણો જાગ્યાં અને ૧૯૬૧ પછી તો કઠોર સ્વરૂપ ધારણ કરવા લાગ્યા; અને ૧૯૬૩માં જાણે કટોકટીએ પહોંચી ગયા—સામસામો દુશ્મનીના દાવ દેખાયા।

ચીનની દૃષ્ટિએ ક્રુશ્ચોવના ગુનાઓ અને પાપોનો પાર નથી! એનાં આક્ષેપોનો સાર આવો નીકળે છે–

### ક્રુશ્ચોવના ગુનાઓ

સૌથી પ્રથમ તો રશિયાએ પોતાના સાથી અને દુનિયાની બીજી એક વિરાટ સામ્યવાદી સત્તા સાથેનો વ્યવહાર, સ્વાર્થ અને દ્વેષમય રાખ્યો છે.

(ક) રાજકીય હિતની દૃષ્ટિએ વિચારતાં, ચીનના અંગ સમાન ફોર્મોસા (તાઇવાન) ટાપુમાં ચાંગ કાઈ શેક, અમેરિકી શસ્ત્રોની છત્રછાયામાં સુરક્ષિત પડેલો છે. ચીનની અખંડિતતા સામેનું આ 'લાંછન' ચીન 'કોઈ પણ ભોગે' દૂર કરવા અધીરું છે ત્યારે, રશિયા એમાં મદદ કરવા તૈયાર નથી।

(ખ) ૧૯૫૯માં તિબેટના બંડ પછી, અને દલાઈ લામા ભાગીને ભારત આવ્યા પછી, ચીનને મન ભારત ખંજર લઈને ઊભેલો દુશ્મન દેખાય છે એમ તો, ૧૯૫૪ થી ભારત સાથે સરહદોનો ઝઘડો જાગ્યો હતો ને ૧૯૬૨માં સામસામાં સૈન્યો યુદ્ધમાં આખડ્યાં હતાં. છતાં, રશિયાએ ભારતને આર્થિક રીતે અને શસ્ત્રોની મદદ કરવાની નીતિ (મિગ વિમાનો આપીને તથા શસ્ત્રોનાં કારખાનાં નાખવાની વાટાઘાટો કરીને) પકડી રાખી છે. એટલું જ નહિ પણ 'સામ્યવાદી બિરાદર ભાઓ અને સામ્રાજ્યવાદના પિ... નહેરુ'ને એક પાટલે બેસાડી બંનેને સમાધાન કરવા સલાહ આપી છે; વધારામાં, ગયા ઓક્ટોબરમાં ચીને જ લશ્કરી આક્રમણ આરંભ્યું છે એવું માનીને, આડકતરી રીતે તેને ઠપકો આપવાની ય ધૃષ્ટતા કરી છે!

(ગ) આર્થિક રીતે વિચારતાં રશિયાનો ચીન સાથેનો વેપાર કુલ ચીની વેપારના ૬૫ થી ૭૫% જેટલો વિપુલ હતો, તેમાં રશિયાએ ૬૭ ટકા ઘટાડો કરી નાખ્યો છે; અને ચીની આયાત ૪૦% ઘટી ગઈ છે. (અલબત્ત, આવા ઘટાડા માટે ચીને જ પહેલ કરી હોવાનો રશિયાનો સામો આક્ષેપ છે.)

(ઘ) રશિયાએ પોતાના ૧૩૦૦ જેટલા નિષ્ણાતો તથા સલાહકારોને ચીનમાંથી પાછા બોલાવી લીધા છે; અને નવી મદદ બંધ કરી દીધી છે. આથી ચીનની અસંખ્ય યોજનાઓ અધવચ્ચે રઝળી ગયેલ છે. આથી

કેવળ આર્થિક ક્ષેત્રે જ નહિ, સંરક્ષણ બાબતમાં પણ ચીનને શિર ઘણો ગંભીર ફટકો પડયો છે.

(ચ) ચીનમાં દુકાળ પડયો ત્યારે રશિયાએ મદદ ન કરી; એજ વરસોમાં નહેરુ–નાસરને મદદ કરવા તે તત્પર રહ્યું હતુ.

(છ) સંરક્ષણની દૃષ્ટિએ જોતાં, ચીનની ચારે તરફ અને તાઇવાનને કારણે તો છાતી પર 'દુશ્મન' બેઠા હોવા છતાં રશિયાએ ચીનને અણુબોમ્બ આપવા ઇન્કાર કર્યો છે, અને ચીન એ રસ્તે સફળ ન થાય એવું ઇચ્છયુ છે

(જ) રશિયાએ દુનિયાના સામ્યવાદી પક્ષોને પોતાનાં સાધન બનાવ્યાં છે; તથા આંતરરાષ્ટ્રીય સામ્યવાદી વર્તમાન પત્ર 'પ્રોબ્લેમ્સ ઑફ પીસ એન્ડ સોશિય-લિઝમ"નો ઉપયોગ પણ રશિયાએ ચીન સામેનાં જુઠા આક્ષેપો અને નિંદા માટે કર્યો છે. (અલબત્ત ચીને સામેથી દુનિયાના સામ્યવાદી પક્ષોના અધિવેશનોમાં જાતે હાજર રહી, તથા જાતે પ્રવાસો કરી પરિપત્રો પાઠવી, પોતાને ત્યાં તે–તે દેશોના નેતાઓને આમંત્રી શકય એટલા કાંવાદાવા કર્યા છે) વળી રશિયાએ દુનિયાના સામ્યવાદમાંથી ચીનનો ટાંટિયો તોડી નાખવા ૬૦૦ ખાસ જાસૂસો પાઠવ્યા છે (ચીને એની સામે ૧૮૦૦ મોકલ્યા છે!

**બીજો આક્ષેપ :** રશિયાએ આંતરરાષ્ટ્રીય સામ્યવાદી સંબંધોને પોતાનાં હિત અને સ્વાર્થ આગળ ઠુકરાવ્યા છે, અને બળ જબરીથી વડિલશાહી સંબંધો ટકાવી રાખ્યા છે

(ક) આલ્બેનિયાને તેણે ધાકધમકીઓ આપી, આપેલાં વચનો અનુસારની મદદો બંધ કરી દઈ એના દેશની અંદર બળવો પાડવા માથાં પછાડયાં છે. (સામેથી ચીને આલ્બેનિયાને પોતાનો હાથો બનાવી રશિયા સામેના સંઘર્ષમાં તેનો ઉપયોગ કર્યો છે)

(ખ) હંગેરી અને પોલાંડમાં અસંતોષો જાગ્યા, બળવો થયાં; તથા રૂમાનિયા અને બલ્ગેરિયાને 'કમ્યુનિસ્ટ આર્થિક જૂથ'માં અસંતોષ જણાયો ત્યારે ક્રુશ્ચોવે આ દેશોની અંદરની સત્તાની ફેરબદલી કરવા આપખુદ પગલાં લીધાં છે. (સામેથી ચીને રશિયાઈ જૂથના બધા દેશોની અંદરના વિખવાદોનો લાભ લેવા તનતોડ પ્રયાસો કર્યા છે–બધ્ધથી બનીને અને આર્થિક મદદ દ્વારા)

**ત્રીજો આક્ષેપ :** રશિયા આંતરરાષ્ટ્રીય રાજકારણમાં દમાખોરો અને દુશ્મનો સાથે ઊંડાં પાણીમાં ઊતર્યું છે.

(ક) ટિટોએ સામ્યવાદના જાની દુશ્મન પશ્ચિમી મૂડીવાદી શાહીવાદ સાથે દોસ્તી કરીને વિશ્વ સામ્યવાદને દગો દીધો છે; ત્યારે ક્રુશ્ચોવે એની જ સાથે ફરી મૈત્રી સંબંધો સ્થાપ્યા છે અને તેની નીતિ અનુસરવા માંડી છે.

(ખ) એશિયા, આફ્રિકા, અને લેટિન અમેરિકાનાં રાષ્ટ્રોમાં રશિયાએ શાહીવાદી હિતો સામે તથા સ્થાનિક પિઠુઓ સામે ત્યાંના સામ્યવાદીઓ અને ક્રાંતિકારીઓને શસ્ત્રોથી સહાય કરવાને બદલે તેમને ઠંડા પાડવાની, નબળા રાખવાની અને અંતે ક્રાંતિને દમારૂપ નીતિ અખત્યાર કરી છે (દા. ત. કોંગો, અલ્જેરિયા). કયૂબામાં તો ખરી મર્દાનગીના વેળાએ કાયરતા દાખવી છે

(ગ) રશિયાએ જગતના શાહીવાદના અગ્રણી અમેરિકા સાથે સહઅસ્તિત્વ, શાંતિ અને આર્થિક હરીફાઈ તથા પરસ્પર સહાયના ધોરણે Detente (દોસ્તી–દિલ્લગી)નો સબંધ બાંધવાના પ્રયાસો અને કરારો કરીને દુનિયા આખીને, શાંતિના નામે દોઝખમાં ઉતારી છે

**ચોથો આક્ષેપ :**

(ક) સ્તાલિનના દોષને ઘણું મોટુ રૂપ આપીને તથા તેના ગુણો અને પ્રદાનને ગૌણ બનાવી દઈને તથા સ્તાલિન સામેની જેહાદને બેફામ રૂપ આપીને ક્રુશ્ચોવે દુનિયાના સામ્યવાદના પાયા પર આઘાત કર્યો છે.

(ખ) ક્રુશ્ચોવે પોતાનાં બધાં ગુનાહિત કૃત્યો ઉપર ઢાંકપિછોડો કરવા માટે ૮૯૧ પૃષ્ઠોનો "The Fundamentals of Marxism–Leninism" નામનો મહાગ્રંથ રચાવ્યો છે! તેમાં સાચા ક્રાંતિકારી સિદ્ધાન્તને સુધારાવાદી સ્વરૂપ આપીને, નિર્માલ્ય બનાવી દઈને સૈદ્ધાન્તિક બગડતા કરી છે.

## ક્રુશ્ચોવનું પતન

આ આક્ષેપો જેવા તેવા નથી; અને આને રશિયાના સાચા ગુનાઓ માનનારાઓને મન કશોજ ભમળકો રહ્યો નથી–

(૧) માઓના મશહૂર '૧૪–જૂન'ના પત્રે મચન કરી દીધું જ છે કે સોવિયેત પક્ષ "શાહીવાદનો મદદગાર" બની ગયો છે

(૨) માઓની દષ્ટિએ સોવિયેતનો આર્થિક–ભૌતિક વિકાસ પણ–'બુર્ઝવાફિકેશન' (પૂજીશાહી) છે "ડિજનરેશન" (પતન) છે! રશિયાની ગણત્રી તેણે 'HAVES'માં કરી છે

(૩) માઓના વર્તુળોમાં તો ક્રુશ્ચોવનો ઉલ્લેખ "That bald headed ass" એવા અપમાનિત શબ્દોમાં થઈ રહ્યાનું જણાય છે

(૪) આલ્બેનિયાના સામ્યવાદી પક્ષે ક્રુશ્ચોવ માટે 'દગાખોર,' 'દુશ્મન,' 'ડરપોક' વગેરે શબ્દો ખુલ્લ-ખુલ્લા સીધા પ્રહારરૂપે વાપર્યા છે. (ચીને રશિયા અને ક્રુશ્ચોવ સામેના આક્ષેપો, એમનુ નામ લીધા વિના, એમને જ બંધ બેસે એ રીતે, કર્યા છે)

(૫) સિલોનની માઓ–ભક્ત કાર્યકર્તા શ્રીમાન ગુણવર્ધને "ક્રુશ્ચોવવાદ" નામના ગ્રંથમાં એવુ પૂરવાર કરવા પ્રયાસ કર્યો છે કે ક્રુશ્ચોવ શાહીવાદીઓને હાથ વેચાઇ ગયેલો છે; એણે પોતાની સહરતા તથા સલામતી માટે ક્રાંતિને ગિરવે મૂકી છે.

## 'પુણ્ય–પ્રકોપી' પડકાર!

ચીનના પ્રકોપનો પાર નથી. ક્રુશ્ચોવને અંદરનાં અને બહારનાં બળો દ્વારા ઉખાડી ફેંકી દેવા પડકાર ફેંકીય દીધો છે–

> "કોઈ પણ સામ્યવાદી પક્ષમાં એક અગ્રણી જૂથ બિન–ક્રાંતિકારી નીતિ અખત્યાર કરે અને જો પક્ષને સુધારવાદી સ્વરૂપ આપી દે, તો પક્ષની અંદરના અને બહારનાં જૂથો એને ખસેડી દઈ પ્રજાને ક્રાંતિને માર્ગે દોરી લઈ જશે."
>
> (મશહૂર '૧૪–જૂન'નો પત્ર)

આ પડકાર પાછળ રહેલી ફરજ વિષે તો લિયુ શાઓ–ચીએ આમાઉથી કહી નાખ્યુ હતું—

> "સાચી લડાયક ક્રાંતિકારી ફરજ વર્તમાન સુધારવાદીઓ (રિવિઝનિસ્ટ્સ)ના પડકારને પાછો ઠેલવાની નહિ, પણ એનો ભુક્કો બોલાવવાની છે."
>
> (ઉત્તર વિએટનામમાં હેનોની ખાતેની સેંટ્રલ પાર્ટી સ્કૂલમાં બોલતાં)

## માઓનું માનવદ્રોહી અંતિમ વલણ

દુનિયાની દષ્ટિએ, રશિયાના ચીન સામેના ગુનાઓમાં કેટલા દુનિયાના હિત–અહિતમાં છે એ સવાલ વિચારવાનો રહેશે; પણ ચીને આ દુનિયા પર સામ્યવાદી સ્વર્ગ ઉતારવાનો જે કીમિયો, જરૂર પડતાં વિશ્વયુદ્ધનોય, બતાવ્યો છે એ પછી કશી કોઈની સહાનુભૂતિ એને માટે શક્ય જ નથી

કદાચ, માઓ એની ગણત્રીમાં ભૂલ કરતો હશે એમ માનીને ક્રુશ્ચોવે એને યાદ પણ આપ્યુ છે કે–

> "એટમ બોમ્બ શાહીવાદી અને શ્રમજીવીઓ એવો ભેદ કરતો નથી; અણુયુદ્ધમા દર–એક 'શાહીવાદી ઇજારદાર'ના મોત દીઠ લાખો કામદારોએ મરી ખપવાનુ થશે!...જો શોષકો અને શોષિત બેઉ જૂની દુનિયાના ખંડેરોમાં દટાઈ જવાના હોય તો અદ્‌ભુત વિશ્વનું સર્જન કોણ કરશે?"

પણ માઓની ગણત્રી ક્રુશ્ચોવ શું સમજે! એની ગણત્રી તો એવી છે કે—

> • પરિણામ આવી આવીને શું આવવાનુ છે? દુનિયાની અરધીપોણી વસ્તી ભલેને ખલાસ થઇ જતી....ચીન તો જરૂર અરધાથી વધુ બચી જવાનું છે. પછી વેરાન દુનિયામાં આજના કરતાં હજાર ગણી ઊંચી સંસ્કૃતિનું સર્જન કરવા અમે બેઠા જ છીએ!

માઓનું આવું અંતિમ અમાનુષી માનવદ્રોહી વલણ જોયા પછી તેનું આ એક જ મહાપાપ દુનિયા માટે અક્ષમ્ય બની ગયુ છે અને ક્રુશ્ચોવ તો માઓને પૂરો ઓળખે જ. એટલે એ કહી નાખે છે–

(ग) परिणामे रशिया अने चीननी बे जुदी जुदी 'साम्यवादी आंतरराष्ट्रीय' संस्थाओ ऊभी थवानो अंदाज अशक्य नथी

अंते, साम्यवादे पोते ऊभी करेली

एक **महा भ्रमणा (Great myth)** नो अंत आवशे के विश्व–साम्यवाद एक-दंडी, एक छत्री, निश्चित 'मोनोलिथिक' घाटवाळो ज होई शके.

इतिहासे कोईनो आवो अपरिवर्तनशीलतानो दावो मान्य राख्यो नथी. दृष्टांतो ओछां नथी–

• साम्यवादी क्रांतिना हेतुथी मार्क्से १ली आंतरराष्ट्रीय संस्थानी स्थापना करी हती. समय जतां, ध्येय एनुं ए रहेवा छतां एमां ज नीति–रीति अने व्यूह अंगे विखवादो जन्म्या. "१ली आंतरराष्ट्रीय" करमाई गई लभे वरसे समाजवादना ध्येय साथे, जुदा व्यूहवाळी, "२जी आंतरराष्ट्रीय" संस्था स्थपाई: ते 'मवाळ' समाजवादी जणातां लेनिने पोते एमां विखवादो ऊभा कर्या, अने मार्क्सना विचारोने वफादार मोरचो सज्यो. खुद लेनिनना आ आदिकालमां य छेक १९०३ थी बोल्शेविको अने मेन्शेविको–वच्चे भागला पड्या; ते कदि सधाया नहि १९१७मां रशियाई क्रांति सफळ थया बाद लेनिने "त्रीजी आंतरराष्ट्रीय"नी व्यवस्थित स्थापना करी परंतु एनीय अंदर ज, रशियाई क्रांतिना एक मुख्य सेनानी ट्रोट्स्कीए बळवो पोकार्यो; अने ए रशिया बहार भागी जई "४थी आंतरराष्ट्रीय"नी स्थापना करीने ज मर्यो!

• स्तालिने बीजा विश्व – युद्ध दरम्यान '३जी कम्युनिस्ट इन्टरनेशनल' (कॉमिन्टर्न)ने विखेरी नाखी, एनो पायो भले फासीवाद सामेनो, मूडीवादी सत्ताओ साथेनो, संयुक्त मोरचो जमावी राखवानो हेतु होय, परंतु ए पछी ए ने ए स्वरूपे 'एकछत्री' आंतरराष्ट्रीय बांधवानुं स्तालिन जेवा माटे य, अशक्य बनी गयुं–बाद 'वोरसो–करार' मुजबना १४ देशोनी, पोतानी सीधी सरमुखत्यारवाळी मंडळी बांधीने तेणे संतोष मान्यो परंतु – एमांय टीटो (युगोस्लावीआ) माथुं वढाई जाय ते पूर्वे सिफतथी बहार खसी गयो;

अने स्तालिनना मृत्यु बाद एणे पोलान्ड तथा हंगेरीमांना असंतोषमां जमगरी चांपी, जो के ए बंने युगोस्लावीआना पंथे पणी रशियाई जूथमांथी खसी जाय ते पूर्वे ज क्रुश्चोवे एमने दबावी पोतामां लपेटी लीधा!

आ दृष्टांतो भले आजनी परिस्थितिने पूरेपूरां बंधबेसता न होय, पण साम्यवाद अखंडित नथी रही शक्यो ए वात तो पूरवार करे ज छे

**भाविशक्यताओ!**

रशिया अने चीन वच्चेना आजना गंभीर स्वरूपना विखवादनुं भावि आजे निश्चित रीते भाखी शकाय एवुं नथी. छतां, भावि शक्यताओनी वात विचारतां, एटली स्पष्टता जरूरी छे के आज पूर्वे अने हजुय कदाच रशिया अने चीननी 'दानत' एक बीजाने भाडीने खोळामां लई, दबावीने, अंते पोताना व्यूह–मार्गे लाववानी हशेय खरी.

परंतु आज सुधीमां जे प्रकारे तेमनां व्यूह सामसामी दिशामां फंटाई गया छे, अने जे प्रकारे राष्ट्रीय–आंतरराष्ट्रीय हित–संबंधो संघर्षे चढ्यां छे, ते जोतां भले तत्काल बंने देशो खुल्ली रीते छूटा पडी न जाय तो य, दुनियामां बीजी कोई तेमने फरजियात पासे लाववानी असाधारण घटना बनी न जाय तो, तेमना मोरचा जुदा रहेवाना, विरोधी दिशामां गति करता अधिकाधिक अंतरे घसडाई जवाना, एटलुं तो स्पष्ट लागे ज छे. ए वात भूलवी न जोईए के आ प्रकारना संघर्षने

पोतिकुं गतितंत्र होय छे जे इच्छा अनिच्छाए अणधार्यां–वणवांछ्यां परिणामो सुधी संघर्षकोने घसडी फेंकी दे छे.

वळी, डोनल्ड झगोरीआ (अमेरिकी सरकारमां १९५१ थी ५६ सुधी कम्युनिस्ट ब्लोक अंगेनो निष्णात) जणावे छे ए साचुं ज छे के–

• सर्वसत्तावादी देशोमां, ज्यां बे शक्तिशाळी नेताओनी धून उपर घणो आधार रहेलो होय छे त्यां, irrationalityनुं तत्त्व काढी नाखी न शकाय.

[ विश्वमानव : जुलाई–ओगस्ट '६३

જો કે, ફ્રાન્સ બોર્કનેને, છેક ૧૯૫૨માં, એવું ભવિષ્ય ભાખ્યુ હતું કે–

હવે દુનિયામાં રશિયા અને ચીન બે સામ્યવાદી મહાસત્તાઓ અસ્તિત્વમાં આવતાં બંને વચ્ચેનો સંઘર્ષ અનિવાર્ય બનશે, કેમકે સર્વસત્તાવાદી તંત્રોનો સ્વભાવ જ 'સમગ્ર કાબૂ' મેળવાનો હોય છે; એથી તેમાં સમાનતા તો હોઈ જ નહિ શકે.

*

–અને કે, નવા ઉમપ થી ટ્રોટ્સ્કીવાદનું મથક ચીન બને

–અને કે, નવા રશિયાઈ ટિટોવાદી સુધારવાદનું મથક રશિયા બને! અને તેના અમેરિકા (પશ્ચિમી રાષ્ટ્રો) સાથે નવા સબંધો વિકસે!

પરંતુ એ જે બને તે; સામ્યવાદી ઘટનાઓ અને સિદ્ધાન્તોનો નિષ્ણાત ડૅમ સેટોન–વૅટસન સાવધાનીનો અને શીડીસમજણનો–એતરડો સૂ. ઉચ્ચારે છે તે મહત્ત્વનો છે–

"ચીનની સામે અમેરિકા અને રશિયાના 'મૈત્રી–જોડાણ' અંગે વધારે પડતી ધારણાઓ કરવી, આજે જેટલું દૂરનું જોઈ શકાય છે તેટલા દૂરના ભવિષ્ય માટે તો, વ્યાજબી નથી. ક્રુશ્ચોવને લિબરલ માનવાની ભૂલ પણ કરવી ન જોઇએ. સોવિયેતની 'શાંતિમય સહઅસ્તિત્વ'ની બે–પડી વાતોનો લોકશાહી દેશોની 'શાંતિ'ની કલ્પના સાથે કશો મેળ નથી. આજની પરિસ્થિતિનો વિસંવાદ એ છે કે–

• ક્રુશ્ચોવ અને માઓ બંને પશ્ચિમના દુશ્મન છે.

• ક્રુશ્ચોવ અને માઓ બંને પરસ્પરના દુશ્મન છે.

## તાજા કલમ (તા. ૧૩–૯–૬૩)

• રશિયા–ચીનની સરકારો વચ્ચેની સાઠમારીએ ત્યાની પ્રજામાય સામસામા દ્વેષની આગ પેટાવી છે પેરિસ ૪ થી ના સમાચાર મુજબ રશિયામાના ચીની એલચી મંડળના મથક ઉપર રશિયન વિદ્યાર્થીઓએ ઉશ્કેરણીભર્યા દેખાવો કર્યા હતા, અને સૂત્રો ઉચ્ચાર્યાં હતા કે–"અમારે યુદ્ધ જોઈતુ નથી, ચીનાઓને શરમ છે–તેઓ યુદ્ધ માગે છે."

લંડનના તા. ૬ઠ્ઠી ના સમાચાર મુજબ – છેલ્લા કેટલાક મહિનાઓથી તિબેટમાંની પ્રજાની જેમ સિન્કિયાન્ગની કઝાક પ્રજાએ ચીની હાન (બહુમતિ જાતિ)ના આધિપત્ય સામે બળવો પોકારતાં સિન્કિયાંગમાં મુશ્કેલી ઊભી થઈ હતી ×× તાજેતરમા લગભગ ૯૦,૦૦૦ કઝાકોએ ભૂખ અને સતામણીને કારણે રશિયાના કઝાકસ્તાનમા પ્રવેશ કર્યો છે. (આખા સિન્કિયાન્ગની વસ્તી ૭૦ લાખની છે તેમા ઉઝબેક, કિરગિઝ, ઉઈઘુર, તથા કઝાક (આ બધી મુસ્લિમ જાતિઓ રશિયામા મોટા પ્રમાણમા છે) જાતિઓની સંખ્યા જ આશરે ૫૦ લાખની છે! આ પ્રજાઓએ ૧૯૬૨ મા ચીન સામે બંડ પોકાર્યું હતુ, તે ફરી પાછું જાગ્યું છે. રશિયા–ચીન વચ્ચેનો વેપાર ઓછો થવાને કારણે અછતનું આ પરિણામ મનાય છે.

રશિયા અને ચીન વચ્ચે આ પ્રદેશની સરહદો અંગેય ઝગડો ચાલુ જ છે ભારતથી અર્ધી ભૂમિ–વિસ્તારવાળો આ પ્રદેશ ખનિજ દ્રવ્યોથી સમૃદ્ધ છે–બંનેના રાષ્ટ્રીયહિતોનો સંઘર્ષ અહીં ઉગ્ર બની રહ્યો છે

* ચીને રશિયામાં તથા ઝેકોસ્લોવાકીઆ વગેરે સામ્યવાદી દેશોમા પોતાનો ગુપ્તપ્રચાર વધારતાં આ દેશોમાંના ચીની રાજદ્વારીઓમાથી કેટલાકને 'પાછા જાવ'નુ ફરમાન આપી દીધું છે

બીજી બાજુ અમેરિકા અને રશિયા વચ્ચેના સબંધો વધુ નીકટ આવતા દેખાય છે 'સૌથી મોટી બિના એ છે કે આકસ્માતથી ય અણુયુદ્ધ ફાટી ન નીકળે તે માટે, રશિયામાં ક્રુશ્ચોવના ખંડને અમેરિકામાંની કેનેડીની ઓફિસ સાથે સીધી 'હોટ લાઇન' (ટેલિફોન) દ્વારા સાંકળવામા આવેલ છે. આથી કોઇ પણ ભૂલનો ભય જાગતાં બંને જણા કોઈ કશા અંતરાય અને વિલંબ વિના પરસ્પર સંપર્ક સાધી શકશે.

• ચીન અને ભારત વચ્ચે શાંતિ સ્થાપવાની બાબતમાંય અમેરિકા અને રશિયા ભેગા થઈને પ્રયાસ કરે એવી સૂચના પણ થઈ રહી છે (વોશિંગ્ટન તા. ૧૧)

# નિષ્ણાતોનાં અનુમાન

હ્યુગ સેટોન-વૉટસન
(એન્કાઉન્ટર ; "The Great Schism")

"એવી પણ દલીલ થઈ શકે એમ છે કે-ચીનમાં માઓ અને લિયુ શાઓ-ચીની નેતાગીરી મજબૂત બને તે કરતાં તો, ચીન-ભારત સંઘર્ષમાં ભારત જીતે, ચીન તિબેટ ગુમાવી દે, ચીનમાં આર્થિક અંધાધૂંધી થાય, અને ચીનના મુખ્ય પ્રદેશના અમુક ભાગમાં ચાંગ કાઈ-શેકનો પગદંડો જામે એટલી હદે મૉસ્કો ઇચ્છા કરે . ચીન-સોવિયેત સંઘર્ષનું સમાધાન થાય, ફરી મૈત્રી સધાય અને ચીનને મળતી સોવિયેતની મદદમાં ધરખમ વધારો થાય એવું બનવા માટે ચીનની નેતાગીરીમાંથી ધરખમ હકાલપટ્ટી થવી જરૂરી છે. જો કે, ચીનની નેતાગીરીમાંથી આવી હકાલ-પટ્ટી થયા પછી પ, આપણને શંકા રહે છે કે, સોવિયેત સરકાર ચીનને મદદ કરવા ખાસ ઉત્સાહ બતાવશે કે કેમ. સોવિયેત સરકારને એવું પણ લાગે કે ચીનમાં કોઈ પણ સરકાર આવશે તો ય તે સોવિયેતની જપાન, ભારત અને દક્ષિણ-પૂર્વ એશિયામાંની નીતિને નાસીપાસ કરશે એવો ભય રહેવાનો જ; એજ રીતે સોવિયેત-અમેરિકી સંબંધો પરત્વે, ન ભાખી શકાય એવા અને અત્યંત જોખમકારક રસ્તાઓ દ્વારા, ચીન આડે આવ્યા વિના નહિ રહે, એવું પણ એને (રશિયાને) લાગે તો નવાઈ નહિ. વળી એને એવું ચોક્કસ લાગે કે સોવિયેતની પ્રજા પોતાનું જીવનધોરણ ઊંચું લાવવાની માગ કરી રહી હોય ત્યારે, કોઈ પણ ચીની સરકારની આર્થિક મદદની માંગ સોવિયેત સરકાર પૂરી કરી શકે તે કરતાં ઘણી જ વધારે હોવાની..."

*

● ઓ. ડોઆક બાર્નેટ (કોલંબીઆ યુનિવરસીટી . ઇસ્ટએશિયન ઇન્સ્ટીટયુટ)

વિવાદનો મૂળ હેતુ બીજાને દબાવીને ડરાવીને પોતાના પક્ષે ખેંચી લાવવો. પરંતુ કદાચ હવે આ ડિસેમ્બરથી એ મર્યાદા ઓળંગાઈ ગઈ છે-ક્રુશ્ચોવ ચીનની દૃષ્ટિએ સર્વથા નકામો લાગ્યો છે; અને છતાં એને બદલી શકાય એવું રહ્યું નથી! આ દિશામાં બીજાં અનેક પગલાંની શક્યતા હું માનું છું; પણ સાથોસાથ બંને વચ્ચે સંબંધો ખતમ થાય એવીય શક્યતા સ્વીકારું છું.

આ આંતરિક ઝઘડો કમ્યુનિસ્ટ છાવણીને કમજોર કરી રહ્યો છે..ચીન રશિયા ઉપર વધુ 'લડાયક' થવા દબાણ લાવે તે આપણા હિતમાં નથી.. આપણે વધુ સંડોવાયા વિના હોશિયારીથી વર્તવું રહ્યું...

*

● એલેક્ઝાન્ડર ડાલિન (કોલંબીઆ યુનીવરસીટી ' રશિયન ઇન્સ્ટીટયુટ)

સોવિયેતની નીતિ બદલાવવામાં ચીન નિષ્ફળ નીવડયું છે. હવે સોવિયેતમાંની નેતાગીરી બદલાવવાની દાનત હોઈ શકે... રશિયામાં ચીનની 'નીતિ' સ્વીકારનારાઓ પણ ચીન-વિરોધી રહેવાના (રશિયામાં ચીનની એકધારી સળંગ નીતિની અસર હશે તોય તેઓ ક્રુશ્ચોવને વળગી રહેવાના). ચીનાઓ, સંબંધો હજી વધુ ખરાબ થાય કે તૂટી જાય તો ય, બદલાય એવી શક્યતા નથી-

● રૉબર્ટ એ. સ્કાલાપિનો (કેલિફોર્નિયા યુનિવરસીટી)

સર્વાંશી આંતરરાષ્ટ્રવાદની રોમાન્ટિક કલ્પના સામે રાષ્ટ્રવાદી હિતોનો આ વિજય છે.. રાષ્ટ્રથી પર એવા, કોઈ સંગઠનને હજી તેમના આંતરિક વ્યવહારનો કબજો સોંપ્યો નથી. હવે ચીન રશિયાની અંદર અને બંને દુનિયાના તમામ દેશોમાં પોતાની અસર માટે જહેમત કરશે. xxx જેઓ એમ માને છે કે આપણે આ સંઘર્ષને ગંભીરપણે લેવો ન જોઈએ એમની સાથે હું સહમત નથી..., આપણે આપણી નીતિ ખૂબ જ ગંભીરપણે વિચારવી જોઈએ .. ચીનને આંતરરાષ્ટ્રીય કાનૂનમાં લાવવાની આપણી આશિક સમસ્યા છે, અને એ રીતે ઘમંડ અથવા ઉશ્કેરાટમાં એ ધડાકો કરી બેસે એવી ત્રીજા વિશ્વયુદ્ધની સંભાવના' ઘટાડવા બનતું કરવું જોઈએ.

*

● હાન્સ જે. મોરગેનથાઉ (શિકાગો યુનિવરસીટી)

રશિયા અને ચીન વચ્ચે અતિ-મૂળભૂત અને ગહેરી ફાટ પડી છે. જેઓ 'સૂત્રવાદી' અથવા 'માર્કસવાદી' રહ્યા છે તેમને જ આ ઘટનાથી આશ્ચર્ય થઈ શકે... આદર્શ અને સિદ્ધાંતો બાજુએ રાખીને બેઉ મહાસત્તાઓ ભિન્ન હિતોના પથે જઈ રહી છે. રશિયા અને ચીન બિલકુલ જુદી આર્થિક વિકાસની કક્ષાએ છે; અને ચીન એમ કહેવામાં બિલકુલ સાચું છે કે એમને અણુયુદ્ધની કશી

પડી નથી. ×× ચીનના હેતુઓ શાંતિમય માર્ગે સિદ્ધ થઈ શકે એમ નથી–દા. ત. ફોર્મોસા. એટલે એણે યુદ્ધનો વિચાર કરવો જ રહ્યો. ×× રશિયા દુનિયા પર સામ્યવાદના આદર્શક તત્ત્વોથી વિજય સ્થાપવા માગે છે.

આપણાં આર્થિક હિતો સલામત રાખીને આપણે (પશ્ચિમે) ક્રુશ્ચોવની પશ્ચિમ સાથે સમજૂતિ સ્થાપવાની ઝંખનાને ગણત્રીમાં લેવી જોઈએ, અને આપણે બને તેટલા આગળ વધવું જોઈએ... આપણે રશિયાનાં મધ્ય યુરોપનાં હિતો સમજી 'જૈસે હૈ'– સ્વીકારીને ચાલીએ; કે પછી બીજુ કોઈક (એટલે કે ચીન) યુદ્ધ દ્વારા એ સ્થિતિમાં ઊથલપાથલ કરી નાખે એવી શક્યતા ખુલ્લી રાખીએ! આપણી સરકાર (અમેરિકી)ના આંતરિક વિખવાદો અને જર્મની તથા ફ્રાન્સ જેવા સાથીઓના વિખવાદોને કારણે આપણા હાથ બંધાયેલા રહ્યા છે..

*

● માર્ક માનકલ (હાર્વર્ડ યુનિવરસીટી : પૂર્વ એશિયાઈ સંશોધન કેન્દ્ર)

ચીનનું એવું માનવું છે કે 'સહઅસ્તિત્વ'થી કંઈ પશ્ચિમને દફનાવી શકાવાનું નથી; પણ રાષ્ટ્રીય મુક્તિ સંગ્રામો અને એવા બીજા આંદોલનોને ટેકો આપીને જ એ ઉદ્દેશ પાર પાડી શકાશે. ×× જો રશિયનો ચીનને અનુકૂળ થવા પ્રયત્ન કરશે (ક્યૂબા, બર્લિન અંગે) તો ચીન ભારત ઉપરના બીજા હલ્લાનો વિચાર માંડી વાળશે, નહિ તો એ માર્ગ ભવિષ્યમાં અખત્યાર કરે. ભારત એ રશિયા ચીન સંઘર્ષમાં એક ચાવીરૂપ પરિબળ છે.

*

● બેન્જામિન ઈ. વેસ્ટ :

વ્યવહારુ દષ્ટિએ વિચારતાં સામ્યવાદ વિભાજિત બની ગયો જ છે. આગની માફક 'વાદ'ને પણ પોતાનું ગતિતંત્ર હોય છે–તે અનુસાર, પ્રત્યેક નવો આવેશ વધુ ને વધુ ભડકો જ સળગાવશે.

## મુખ્ય સંદર્ભ સાહિત્ય


1. The Sino-Soviet Conflict
   -Donald S. Zagoria (1963)
2. The Sino-Soviet Dispute (Documented and Analysed by Hudson, Lowenthal and MacFarquhar (1962)
3. Polycentrism
   -Ed. by Walter Laqueur and Leopold Labedz (1962)
4. Communist China and Asia (Chapter XII) (1960)
   -A. Doak Barnet
5. Communist China's Foreign Policy (1960) (Chapters IV, V, VI)
   -R. G. Boyd.
6. Socialism and War (1960) (A survey of Chinese Criticism of the Policy of Co-existence)
   -Edvard Kardelj
7. China Quarterly (1960–1963)
8. Survey (1960-63)
9. Link (1959-63)
10. News Weekly (1963)
11. Encounter (1963)


[ આ લેખમાળા 'સંદેશ' દૈનિકમાં તા ૫–૮–૬૩ થી ૫–૯–૬૩ વચ્ચે પ્રગટ થયેલી ]

[ અનુસંધાન પૃષ્ઠ ૬નું ચાલુ ]

એને અંગે પગલાં ભરવાનું – જ્યુડીશિયલ ટ્રીબ્યુનલ વગેરે નીમવાનું—પાર્લામેન્ટ જ કરી શકે... (બ્રિટનમાં આવો જ શિરસ્તો જણાય છે)

પાર્લામેન્ટરી લોકશાહી પ્રણાલિકાના અભ્યાસીઓ માટે એ સવાલ પણ જાગે ખરો કે પં નહેરુ વડા-પ્રધાન તરીકે ચાલુ રહીને પોતાના તમામ સાથીદાર કેન્દ્રપ્રધાનોનાં તથા રાજ્ય પ્રધાનોનાં રાજીનામાં પોતાના હાથમાં લઈને, એનો અંતિમ નિર્ણય (પાર્લામેન્ટ કે રાજ્યવિધાન સભાઓથી ઉપરવટ થઈને) લઈ શકે ખરા?

## અવિશ્વાસની દરખાસ્તનું રહસ્ય

જ્યારે ભારતના તમામ વિરોધપક્ષોએ સરકાર સામે અવિશ્વાસની દરખાસ્ત મૂકી અને સામ્યવાદી પક્ષ સિવાયના સૌએ આચાર્ય કૃપાલાનીની દરખાસ્તને ટેકો આપ્યો ત્યારે, આટલી વાત તો સૂચિત થઈ ગઈ ગણાય કે સત્તા પક્ષ ૪૫ ટકા બહુમતીથી સત્તારૂઢ થયો હોઈને, જ્યારે તેની સામે તમામ વિરોધ પક્ષોએ (કમ્યુનિસ્ટ પક્ષે પણ પોતાનો જુદો અવિશ્વાસનો ઠરાવ રજૂ કરેલો) અવિશ્વાસનો ઠરાવ મૂક્યો, ત્યારે તો ૫૫ ટકા બહુમતીનો એ મત ગણાય (અને મતદાન વખતે કમ્યુનિસ્ટ પક્ષે આચાર્ય કૃપાલાનીના ઠરાવને ટેકો ન આપ્યો ને કોંગ્રેસ પક્ષને ય ટેકો ન આપ્યો ને તટસ્થ રહ્યા, એ હકીકત પણ સૂચિત ગણાવી જોઈએ)

અલબત્ત, આપણા ચાલુ બંધારણની મર્યાદાના પ્રકાશમાં આટલા કારણે સત્તા પક્ષે રાજીનામું આપવું જ પડે એવું કોઈ બંધન નથી. જ્યાં સુધી સપ્રમાણ પ્રતિનિધિત્વની અતિ જટિલ મતપદ્ધતિ અથવા એના જેવી બીજી સરળ સપ્રમાણ પ્રતિનિધિત્વ સચવાય એવી પદ્ધતિ અખત્યાર ન થાય ત્યાંસુધી, સત્તાપક્ષ બીજાં ઘણાં વરસો, ઓછા મત સાથેની 'બહુમતી'ના જોરે, ટકી રહે – એ બંધારણીય રીતે યોગ્ય જ ગણાશે; પરંતુ જો આપણે 'પ્રથમ રાષ્ટ્ર, પછી પક્ષ'ના મજબૂત સિદ્ધાંતને વળગી રહેવા વધવા ઉત્સુક હોઈએ તો–

*૪૫ ટકા વાળા સત્તા પક્ષે ૫૫ ટકા' વાળા બીજા પક્ષોમાંથી સપ્રમાણ નહીં તોય, 'સહકર્તૃત્વ'ની જવાબદારી ઉપાડવા તૈયાર એવા વિરોધપક્ષના નેતાઓને સત્તામાં ભાગીદાર બનાવવા એ એક કર્તવ્ય લેખાવું જોઈએ.

આજે જ્યારે ચીની આક્રમણ પછી દેશની કટોકટી ગંભીર સ્વરૂપની બની છે ત્યારે તો આ પ્રકારની રાષ્ટ્રીય સરકાર અનિવાર્ય ગણાવી જોઈએ. પરંતુ શ્રી કામરાજની યોજના આજની કટોકટીને પક્ષ પૂરતી જ સમજીને, રાષ્ટ્રીય સરકાર માટેનાં પુરુષાર્થને ઇન્કારનારી નીવડશે એમ જ આજે તો જણાય છે.

[તા ૨૫-૮-૬૩]

# અણુશસ્ત્ર-અખતરા મર્યાદિત કરાર : 'ઘોર અંધકારમાં પ્રકાશનો લસરકો!'

ગઈ તા. ૫મીએ મોસ્કોમાં અમેરિકા, રશિયા અને બ્રિટનના પ્રતિનિધિઓએ અખતરા-બંધીના મર્યાદિત કરારો ઉપર દસ્તખત કર્યા.

## ઘોર અંધકારનાં વરસો

૧૮ વર્ષ પૂર્વે અમેરિકાની પ્રથમ અણુબોમ્બ વર્ષા એશિયાના એક નાનકડા દેશ જાપાન પર થઈ, ત્યારથી આ ધરતી પર જન્મીને ઊછરતા, ઊછરીને મોટા થતા એક-એક ઈન્સાને એનો એક એક દિવસ હાઈડ્રોજન બોંબના ભય નીચે વીતાવ્યો છે. તેમાંય જગતના બે માથાના દેશો-અમેરિકા અને રશીયા બન્ને પાસે આખી દુનિયાનો નાશ કરવાની શક્તિ એકઠી થઈ ગઈ ત્યાર પછીથી તો ભાગ્યેજ કોઈ માનવ સંસ્કૃતિના સમૂળા નિકંદન વિષે નચિંત રહી શક્યું હશે. પંદર પંદર વર્ષો થયાં એક પછી એક વધુ ને વધુ મોટી સંખ્યામાં અને રાક્ષસી કદમાં અખતરાઓ થતા રહ્યા અને દુનિયાભરના વિજ્ઞાનીઓએ એનાં ભયંકર દુષ્પરિણામોથી, એક સાથે કરોડો માનવીનો વિનાશ થવા ઉપરાંત પેઢીઓ સુધી પ્રજાનાં હાડકાંમાં કેન્સર, લોહીમાં લ્યુકેમીયા અને ફેફસામાં ઝેર વ્યાપી જવાનાં અને કરોડો વિકૃત બાળકો જન્મવાનાં દુષ્પરિણામોથી -જગતના નાગરિકોને જાણકાર કર્યા છતાં બન્ને પક્ષે, આત્મરક્ષાના નામે એક પછી એક ચઢીયાતા અખતરા-ઓની હારમાળા ચલાવ્યે રાખી-બન્ને પક્ષે મળી ૪૬૧ સુધી અખતરાનો આંકડો પહોંચી ગયો !

## ઘોરઅંધકાર

પંદર વર્ષ દરમ્યાન લોખંડી પડદાની બેઉ બાજુની પ્રજા સોવિયેત સામ્યવાદ અને પશ્ચિમી લોકશાહી વચ્ચેના શીત-યુદ્ધથી પીડાતી રહી !

● છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન તો બંને છાવણીઓના નિષ્ણાતોએ સેંકડો દિવસો સુધી મંત્રણાઓ કરી બનેલી નિઃશસ્ત્રીકરણની સમિતિના વિષ્ટિકારોએ, છેલ્લા એક વર્ષ દરમ્યાન તો દર અઠવાડિયે ત્રણ-ત્રણ વાર મળી, ૧૫૦ રાતના ઉજાગરા વેઠી, ૩૦-૪૦ લાખ શબ્દોનો ધુમાડો કર્યો.........અને છતાં કેમ જાણે નર્યો અંધકારજ અંધકાર ઘેરાયેલો હતો !

## પ્રકાશનો લસરકો

આમ છતાં સુખદ વિચિત્ર સુયોગો પણ જોવા મળે છે. એક તો થોડાજ દિવસ પહેલાં અમેરિકાની જીઓલોજીકલ સર્વે નામની સંસ્થાએ એવું જાહેર કર્યું કે આ ૪૬૧ અખતરાઓને પ્રતાપે અણુરાખનું એટલું બધું ઝેર અવકાશમાં વ્યાપી ગયું છે કે એની અસરમાંથી કોણ કેટલું સલામત રહ્યું હશે એ કહેવું જ મુશ્કેલ છે ..અને કેનેડાના એક ડોકટરે એવો દાવો કર્યો કે અખતરાની વિષવર્ષા અને વિકૃત બાળકોના જન્મ વચ્ચેનો કાર્ય કારણ સંબંધ, સંશોધનને અંતે અનેક આંકડાઓ દ્વારા, સ્થાપિત થઈ શક્યો છે આ અહેવાલ પ્રગટ થયા તે અઠવાડિયે મોસ્કોમાં અણુઅખતરા બંધીના મર્યાદિત કરાર થયા પામ્યા છે.

બીજી પણ અગત્યની અને ધ્યાન ખેંચે એવી બીના એ છે કે,

● આ કરારના મહિનામાં જ બન્ને છાવણીઓમાં એક વાતની પ્રતીતિ થવા પામી હતી કે, આટઆટલી સંહારક શક્તિ વધાર્યા પછીય બન્ને પક્ષે સ્થિતિ એવી આવીને ઊભી છે કે, એકેય પક્ષ આકસ્મિક હુમલાનો ભોગ ન બની શકે એવું રહ્યું નથી ! જો કે હાલની આ ભયની તુલા ઊંધી વળી જાય એવા વિકાસ માટે તો પ્રયત્નો ચાલુ જ હતા- ન્યુટન બોમ્બ, એન્ટી

નીચાઈએ પદ્ધતિ, અવકાશી પ્લેટફોર્મ, ડુમ્સડે મશીન વગેરે...પરંતુ આ બધી 'ફળદ્રુપ' યોજનાઓ માટે 'પ્રુફ-ટેસ્ટ' અનિવાર્ય મનાય. હવે આ નવા કરારથી અવકાશી અખતરા પર પ્રતિબંધ મુકાતાં, એવા ટેસ્ટની શક્યતા રહી નથી!

આમ અકસ્માત ભયની સમતુલા આવી જણાતી હતી ત્યાં જ કરારો કામિયાબ નીવડયા છે એ ઘણું સૂચક છે.

આથી જ તો કદાચ—

કરાર થયાને બીજે દિવસે દુનિયાને એની વધામણી આપતાં કેનેડીએ કહ્યું: "ગઈ કાલે ઘોર અંધકારમાં એકાએક પ્રકાશનો લસરકો થયો" સ્વાભાવિક રીતે જ, અણુબોમ્બના પ્રથમ શીકાર બનનાર જાપાનના હીરોશીમાના મેયરે "નવયુગના આરંભને આનંદથી વધાવી લીધો," અને પં. નહેરુએ 'વિશ્વના ઇતિહાસનો વળાંક" કહી આનંદ પ્રગટ કર્યો. ક્રુશ્ચોવે તો મોસ્કોની પરિષદ પૂરી થઈ ત્યારે જ આ કરારને "માનવીની બુદ્ધિના વિજય તરીકે બિરદાવ્યો હતો અને બ્રિટનના વડાપ્રધાન મેકમિલનનું ગળુ પાર્લામેન્ટમાં વધાઇ ખાવા જતાં ઊર્મિથી ભરાઈ આવ્યું હતું...

અલબત્ત કરાર અત્યંત મર્યાદિત છે:

—આ કરાર નિઃશસ્ત્રીકરણનો એટલે કે શસ્ત્રવિસર્જનનો નથી.

—આ કરાર યુદ્ધ નાબુદીનો નથી;

—આ કરાર અણુ શસ્ત્રોનું ઉત્પાદન બંધ કરવાનો નથી;

—આ કરાર સંપૂર્ણ અખતરાબંધીનોય નથી

* આ કરાર આકાશમાંના, અંતરિક્ષમાંના અને પાણીની અંદરના અખતરાઓ ઉપર પ્રતિબંધ મૂકે છે તો -ભૂગર્ભના અખતરાઓ ઉપર નહીં.

* આ અખતરામાં એવી છટકબારીય છે કે જો કોઈ દેશને એમ લાગે કે તેના સર્વોપરી હિતો જોખમાય એવી અસાધારણ ઘટનાઓ બની ગઈ છે તો તેને આ કરારમાંથી નીકળી જવાનો અધિકાર પણ છે

* વળી, આ કરારમાં ચોથી મોટી અણુસત્તા ફ્રાન્સની સંમતિ પ્રાપ્ત થઈ નથી અને ચીને નજીકના ભવિષ્યમાં અણુસત્તા બનવાની સૂચના આપી દીધી છે. અને તે આવા કોઈ કરારને સ્વીકારે એ આજે તો લગભગ અકલ્પ્ય જ છે—એણે તો આ કરાર સામે ભારે ભાંડણબાજી શરૂ પણ કરી દીધી છે!

## કરારની વિશિષ્ટ સિદ્ધિ

પરંતુ આ કરાર અગાઉના જેવો એકપક્ષી સ્વૈચ્છિક અખતરા બંધીનો નથી. આ કરાર પછી મનસ્વી રીતે ગમે ત્યારે અખતરા શરૂ કરવાની છૂટ પણ રહેતી નથી. એ અર્થમાં આ કરાર ચોક્કસ પ્રકારની ગંભીર કાનૂની જવાબદારીવાળો છે.

અને આ કરારથી એક સિદ્ધિ તો નિશ્ચિત છે કે તેણે માથાતા પક્ષો વચ્ચે જે અશક્ય જ લાગતું હતું તે અંશતઃ શક્ય બનાવ્યું છે. એ રીતે તંગ મનોદશામાં જીવતી દુનિયાને એક જબર-જસ્ત રાહત આપી છે.



આ કરારનું અવિરત પાલન થાય તો બીજી એક અસાધારણ મહત્વની સિદ્ધિ એ હાંસલ થશે કે—

આજ સુધીના અખતરાઓને કારણે, જે દેશો અણુસત્તાની હોડમાં ઊતરેલા નથી અને જેઓ શીતયુદ્ધથી દૂર રહેવા માગે છે, તે અને ઇતર તમામ બહારના તટસ્થ દેશોની નિર્દોષ પ્રજાઓ કે જે વિષરજકણોની વૃષ્ટિ ઊતરવાને કારણે ફરજીયાત તેનો ભોગ બનતી હતી, એ નરાતાર અન્યાયી બળજબરીમાંથી દુનિયા બચી જવા પામશે (ભૂગર્ભ અખતરાની છૂટ રહી છે, પરંતુ નિષ્ણાતો એમ માને છે કે સાધારણ શક્તિવાળા ભૂગર્ભના અખતરાઓથી વિષરજકણોનો મોટા પ્રમાણમાં વિસ્તાર થતો નથી હોતો.)

● વળી આ કરારમાં સહી કરનારા દેશો માથે એવો પ્રતિબંધ પણ છે કે હાલ જેઓ અણુશસ્ત્રો ધરાવતા નથી તેવા દેશો નવી અણુસત્તા બનવા માગે તો તેમને મદદ ન કરવી. અણુસત્તાઓનો વિસ્તાર કરી ગમે તેના હાથમાં આ સર્વસંહારક શસ્ત્ર આપીને ઇચ્છાએ કે અકસ્માતથી અણુયુદ્ધ થવાની વધતી જતી ભીતિને આ કરારથી ઠીક ઠીક દૂર કરાઈ છે.

આ કરારમાં ગમે તે દેશ શરતો સ્વીકારીને દાખલ થઈ શકે એવી પણ જોગવાઈ છે

**પૂર્વ પશ્ચિમ વચ્ચે નવો સંબંધ!**

વધુમાં ખાસ તો અમારી દૃષ્ટિએ અસાધારણ મહત્વની વાત એ છે કે નજીકના ભવિષ્યમાં નાટો અને વોર્સો કરારવાળા દેશો વચ્ચે બિનઆક્રમણના કરાર માટે વાટાઘાટો શરૂ થઈ શકશે! (અલબત પૂર્વ જર્મનીની ફરી એના ઉપર લેવા જતા પશ્ચિમી દેશોએ એને માન્યતા આપવી પડે! એટલે વચલા માર્ગ તરીકે એવુ શક્ય બને કે–નાટો અને વોર્સો–દેશો ઉપરના હેતુવાળાં સ્વતંત્ર નિવેદનો એક સાથે પ્રગટ કરે)

ક્રુશ્ચોવે પણ આવી ઇચ્છા અને શક્યતા પ્રગટ કરી છે, એ જોતાં અને મોસ્કોમાં વિષ્ટિકારોના અનુભવ પરથી એવુ દેખાય છે કે ક્રુશ્ચોવ પશ્ચિમ સાથે સમાધાન કરી લેવા અને શાંતિમય સહઅસ્તિત્વની નીતિ ઉપર મક્કમ છે–એને માટે ચીન અને તેના સાગરીતો સાથે તે 'આંતરિક સંઘર્ષ' 'વેઠી લેવાય કૃતનિશ્ચયી છે–અલબત્ત, આ માર્ગ ઘણો જ જોખમોથી ભરેલો છે; એમ છતાં એ વાત પણ સ્પષ્ટ થઈ રહી છે કે પશ્ચિમી દેશો પોતે જ ક્રુશ્ચોવની આ નીતિને વધાવી રહ્યા છે.

જો કે, કેનેડીએ એના દેશમાં વિરોધ સહીને, એમાંથી વિજયી બની બહાર આવવાનું બાકી જ છે.

સૌથી પ્રથમ વાત તો, એ છે કે–અમેરીકાના બંધારણ મુજબ આવા કોઈ પણ કરાર માટે ત્યાંથી સેનેટની ૨/૩ બહુમતીની સંમતિ મેળવવી જરૂરી છે.

કરાર થઈ ગયા પછી આવી સંમતિ લેવા જતાં મુશ્કેલીમાં મુકાઈ જવાનુ ય બને! (પ્રેસીડન્ટ વુડ્રો વિલ્સનના સમયમાં આવી ઘટના બની હતી) અલબત્ત, કેનેડીને જરૂરી બહુમતી મળી જશે એવી આશા અસ્થાને નથી; ખુદ નિવૃત્ત પ્રમુખ આઈઝનહોવર તથા મિલીટરી ગ્રુપ અને સેનેટમાં અગ્રણી સ્થાન ધરાવનારા મોટાભાગના કેનેડીના આ પગલાને આવકારે છે. છતાં, એ જાણવુ જરૂરી છે કે એટમ બોમ્બના પિતા ગણાતા ડૉ. ટેલરે કહી નાખ્યુ છે કે "આ કરાર તેના હાલના સ્વરૂપમાં અમેરિકા માટે ઉત્તમ છે કે કેમ એ વિષે મને શંકા છે." અને આરીઝોનાના નામચીન સેનેટર બેરી ગોલ્ડવોટર તથા દક્ષિણ કારોલીનાના સ્ટ્રોમ થરમોન્ડ અને નેબ્રાસ્કાના કાર્લ કર્ટીસ વગેરેએ વિરોધનો વંટોળ ઊભો કરવા કોશીશ કરી પણ છે.

**ક્રુશ્ચોવ–કેનેડીની કસોટી**

જો કે ક્રુશ્ચોવને માટે ચીનનો અને કેનેડીને માટે ફ્રાન્સનો વિરોધ કેમ દૂર કરવો એ એક સૌથી વધુ કપરી સમસ્યા ગણવી રહી. ક્રુશ્ચોવે ચીન સાથે ઝઘડી લેવાનો માર્ગ લીધો જ છે–એના પરિણામથી એ સાવધ રહેશે. કેનેડી માટે ય ફ્રાન્સ અને પ. જર્મનીને વહેતું–મૂકવાનુ સહેલુ નથી; એવી એની અજની નીતિય નથી. એ દૃષ્ટિએ એનો રસ્તો વધુ ગુંચવાયેલો પણ ગણાય. પરંતુ કેનેડીએ આ કરારને જે અસાધારણ ધીરજથી આકાર આપ્યો છે ને જે અસાધારણ ગંભીરતાથી અપનાવ્યો છે, એ જોતાં એવી આશા વધારે પડતી નથી કે તે ફ્રાન્સ અને પ. જર્મનીને જીતીને જ રહેશે. ક્રુશ્ચોવ અને કેનેડી બંને જાણે છે કે, આ કરારનું તૂટવું એટલે આખા સર્વનાશના આરે ધકેલાવું. છેલ્લા બે વરસમાં લાઓસ, બર્લીન અને ક્યુબાના કિસ્સામાં આ સમજદારીને લીધે જ બંનેએ હિંમતભર્યાં અને છતાં કુનેહ ભર્યાં પગલાં ભરીને દુનિયાના સર્વનાશને પાછો ધકેલ્યો છે... ..

રાજગોપાલાચારી ખરુ કહે છે કે આ વરસના નોબેલ શાંતિ પારિતોષિક માટે જો કોઈ એની લાયકાત ધરાવતા હોય તો તે ક્રુશ્ચોવ અને કેનેડી જ છે.

---

# ઑકટોબર આક્રમણ પછી ૧૦મા મહિને | એક અવલોકન

ગઈ તા. ૧૫મી ઓગસ્ટે હાકાર મુકામે મળેલા "૪૨ની બિરાદારી" સમ્મેલન સમક્ષ આમાંના મોટા ભાગના મુદ્દાઓ લેખી નોંધના આધારે રજૂ કર્યાં હતા.

—ભોગીલાલ ગાંધી

આ છેલ્લા પખવાડીઆ દરમ્યાન, ચીને વળી પાછી આપણી સરહદો ઉપર જંગી સેના ખસેડયાના, કંઈક વીગતે, સમાચાર આવવા લાગ્યા છે. એમ તો, એપ્રિલથી જ તેણે જમીન અને હવાઈ ઘૂસણખોરી શરૂ કરી દીધી હતી એકંદર, તિબેટમાંની ૧૬ ડિવિઝનમાંથી ૧૩ ડિવિઝનો (આશરે ૧ લાખ ૩૦ હજાર સૈનિકો) લડાખ, નેફા તથા મધ્યવિભાગ અને નેપાલ–સરહદો પર ગોઠવાઈ ગયાનું ય મનાય છે વાતાવરણ વળી પાછું 'ગંભીર હલ્લાની પૂર્વ તૈયારીનું' દેખાવા લાગ્યું છે.

"આપણા તરફથી તાજેતરમાં જ પ્રગટ થયેલી બાતમી મુજબ તો, ગઈ તા. ૫મી (ઓગસ્ટ)ને દિને જ પાકિસ્તાન અને ચીને ભારત પર બે-ચીપીયો હલ્લો કરવાનું કાવતરું કરેલું જ હતું! આ કાવતરું કોઈ પણ કારણે અમલમાં નથી આવ્યું; પરંતુ પં. નહેરુએ, આ દરમ્યાન, અને આ પછીય, નવા હલ્લાની શક્યતાથી પ્રજાને સાવધ કરવા માંડી જ છે

બે પ્રકારનાં અનુમાનો આગળ આવી રહ્યાં છે—

(૧) ભારત ગયા ઓક્ટોબર પહેલાં હતું તેના કરતાં ય વધુ વિચ્છિન્ન બન્યું છે; ચીન ટૂંક ભવિષ્યમાં મોટો હલ્લો કરે એવું જણાય છે.

(૨) ભારત ચીની હિલચાલ વિષે વધારે પડતી ઉહાપોહ કરે છે. કદાચ ભારત, પોતે, જેને પોતાના અધિકારના ગણે છે અને ચીને જે ખાલી કરેલા છે તે પ્રદેશોમાં પ્રવેશ કરવાનો મનસૂબો સેવતું હોય એવું જણાય છે.

આ બન્ને શક્યતાઓનો આપણે સ્વસ્થતાથી વિચાર કરવો જોઈએ. જો કે, આરંભમાંજ મારો અભિપ્રાય આપી દઉં તો,

(૧) પહેલી માન્યતા ધરાવનારાઓ સાથે હું એ બાબતમાં સહમત છું કે ગયા ઓક્ટોબર પહેલાં આપણે જે સ્થિતિમાં હતા તેના કરતાં આંતરિક રીતે વધારે સારી સ્થિતિમાં તો નથી જ. દા:ત.

(ક) આપણી કરવેરાની નીતિ, સુવર્ણનીતિ, ફરજીયાત બચતની નીતિ,—દરેકના ગુણઅવગુણમાં ઊતર્યા વિના પણ એટલું ચોક્કસ કહી શકાય કે આ બધી આર્થિક નીતિઓનો અતિશય ભાર અને ત્રાસ પ્રજા અનુભવી રહી છે.

(ખ) ઓક્ટોબર પહેલાંની આપણી રાષ્ટ્રીય વિચ્છિન્નતા સામે (પ્રદેશ, ભાષા, ન્યાતજાત, પક્ષ, અને પંથધર્મને કારણે) જે ઉકળાટ હતો અને રાષ્ટ્રીય એકાત્મતા માટે જે નૈસર્ગિક ધગશ હતી તે આજે ઓસરી ગયાં છે—જાણે એ સ્થિતિ આપણને કોઠે પડી ગઈ છે!

જો કે એમ પણ કહી શકાય કે, ગયા ઓક્ટોબરનું આક્રમણ થતાં જ પ્રજામાં જે સ્વયંભૂ ઉછાળો આવ્યો હતો તેનું આપણે કંઈક વધારે પડતું રૂપ જોવા લલચાયા હતા નહિ તો, નવેમ્બરમાં ચીને એકપક્ષી શસ્ત્રવિરામ જાહેર કરતાં જ, દેશ ફરી આટલો ગાફેલ બની ન ગયો હોત; કારણ આપણો ૧૨૦૦૦ (કે ૧૪૦૦૦?) ચો. મા. નો પ્રદેશ તો હજી ચીની એડી નીચે ચંપાયેલો છે—એ હકીકત જ આપણી જાગૃતિની બહાર, આટલી સહેલાઈથી, ફેંકાઈ જઈ શકી ન હોત.

જરૂર આપણે કહી શકીએ કે આને માટે મુખ્ય જવાબદાર સત્તા પક્ષ છે — પં. નહેરુ પોતે છે; અને વિરોધ પક્ષોએ પાર્લામેન્ટની અંદર છેલ્લા ૮–૧૦ મહિનામાં જે ઉપાડો લીધો છે તે જોતાં, તથા છેલ્લી ચૂંટણીઓ પછી, એક બાજુ એવી છાપ પડે છે કે, હવે વિરોધ પક્ષ ગાફેલ રહેતા કે ગમ ખાઈ જવા તૈયાર નથી. આ ઘણું શુભ ચિહ્ન છે; પરંતુ બીજી બાજુથી એજ વિરોધ પક્ષો એક થઈને કોઈ નિશ્ચિત કાર્યક્રમ ઉપર સહિયારી— જવાબદારી પર રાજ્યધુરા ઉપાડી લેવા પણ તૈયાર નથી।

(ગ) ચીનનું આક્રમણ થતાં સામ્યવાદી પક્ષ આ દેશમાંથી ઊખડી જવાની વાત તો દૂર રહી પરંતુ તે એકલવાયો પણ પડી ગયો નથી— બલિહારી તો એ વાતની છે કે એ નહેરુની પૂછળ અને મેનનના સાથમાં પોતાને બિનજોડાણી પ્રગતિશીલ—ઉદ્દામ દેશભક્ત' તરીકે પોતાની નાવ હંકારી રહ્યો છે।

આમ, રાજકીય દૃષ્ટિએ 'આપણે ગયા ઓકટોબર કરતાં સારી સ્થિતિમાં નથી' એવું મોટા ભાગનાઓનું અનુમાન સાચું છે.

લશ્કરી દૃષ્ટિએ; આપણે આપણા દેશમાં મોટા પાયા પર નવાં કારખાનાં નાખી શસ્ત્રોત્પાદન કરી શકીએ તે માટે હજુ ઘણો લાંબો સમય રાહ જોવાની જ રહે છે; અને નવા ચીની આક્રમણનો સફળ સામનો કરવા જેટલું શસ્ત્રસજ્જતા આપણે પ્રાપ્ત કરી ચૂકયા છીએ, એવા વારંવારના દાવાઓનો સંપૂર્ણ અર્થ સમજવો પણ મને તો મુશ્કેલ જણાય છે.

રશિયાઈ સહાય માટેની આપણી હોંશ જેવી ને તેવી રશિયાએ ટકાવી રાખી છે; અને રશિયા ગયેલી શુધ્લિગમ–ટીમ 'સફળ વાટાઘાટો'ના સમાચારો પાઠવી આપણી આ શાને વળ આપી રહેલ છે,–એનોય સાચો અંદાજ કાઢવો જતાં આપણી જાત ઉપર આપણને હસવા જેવું લાગે તો નવાઈ નહિ.

અમેરિકા સાથેનો આપણો વ્યવહાર કંઈક વધુ સ્થિર સ્વરૂપ ધારણ કરશે એવી ધારણા વચ્ચે–વચ્ચે બંધાઈ હતી. પરંતુ ચીનના વ્યૂહ વિશેની પં. નહેરુની સમજણ અને અમેરિકાની સમજણ વચ્ચે, તથા પાકિસ્તાનને સાથે લઈને જ આ ઉપખંડની સુરક્ષા થઈ શકશે એવા અભિપ્રાય અંગે, બને વચ્ચે ખાસ મતભેદો છે. ઉપરાંત પણ ભારતની બિનજોડાણ નીતિનાં અનેક ધૂંધળાં સ્વરૂપો ઝલમલાતે ગુચવનારાં અને મુંઝવનારાં રહ્યાં છે. આજ સુધી 'એર અમ્બ્રેલા,' 'એર આર્મેડા' અથવા 'એર શિલ્ડ' ના ખ્યાલોને ધરમૂળથી ધુત્કારનાર ભારતે, તાજેતરમાં, આગ્રહ અને દબાણ પૂર્વક 'જોઈન્ટ એર એક્સરસાઈઝીઝ'નો કરાર કર્યો છે —એના સ્વરૂપ વિષે અને એમાંથી ઉપસ્થિત થનાર ભાવિ સમસ્યાઓ વિષે— ભારતની બિન જોડાણ નીતિ અને તેની સ્વતંત્રતાના સંદર્ભમાંજ આશંકાઓ જાગે છે. †

† 'એર એક્સરસાઈઝિઝ' કરાર મુજબ અમેરિકા (અથવા પશ્ચિમી દેશો) આપણા દેશમાં જટિલ ગણાતી રડાર–ઈમારત ખડી કરી આપશે, આની પાછળનો હેતુ એ છે કે ભારત પર મોટા પાયા પર હવાઈ આક્રમણ થાય ત્યારે આ યોજના સંરક્ષણમાં ઘણી જ ઉપકારક બનશે. આપણા નિષ્ણાતોને આ પદ્ધતિની તાલીમ આપવામાં આવશે પરંતુ ભારે હવાઈ આક્રમણ વખતે સુપરસોનિક વિમાનોની ટુકડીવાળી અતિ જટિલ સ્વરૂપની, સંરક્ષણ પદ્ધતિ (ઈમારત) જોઈશે, એ વિષે આ કરારમાં કંઈ જ નથી. ભારતે આવા વિમાનો માગ્યા છતાં અમેરિકા–હમણાં ભારતને એની જરૂર નથી કહી–ટાળે છે. પરંતુ જ્યારે જરૂર પડશે ત્યારે એકલી રડાર–ઈમારતથી ચાલવાનું નથી એય સ્પષ્ટ છે; સુપરસોનિકની તાલીમ અને તૈયારી પહેલેથી આપણી પાસે નહિ હોય તો તે વખતે પશ્ચિમને હસ્તક એની વ્યવસ્થા રહેવાની! બીજું કોઈ નહિ તોય, એક રીતે યા બીજી રીતે, સીધી રીતે યા આડકતરી રીતે, '**ભારત–પશ્ચિમ લશ્કરી જોડાણ**' થવાનું જ–જેનો ધરખમ વિરોધ, પોતાની બિનજોડાણ નીતિના કારણે, આજ લગી ભારતે કર્યો છે। એટલે NJN(ટાઓ ઈ.) વગેરેના મતે ભારત પોતે જ પોતાના સિધ્ધાન્તભંગનો રાહ તૈયાર કરી રહ્યુ છે–અને તે ખાસ કોઈ નવા ચીની આક્રમણનો ભય નથી ત્યારે! એક વાર રડાર–ઈમારત તૈયાર થઈ જાય, પછી

આપણી આવી રાજકીય અને ફોજી હાલતને કારણેજ કેટલાક એવું અનુમાન કરે છે કે ચીન માટે આક્રમણ કરવા ફરી અનુકૂળ તક આવી ઊભી છે ...

● ઉપરનું ચિત્ર સાચું હોવા છતાં, ચીન તત્કાલ કે નજીકના ભવિષ્યમાં, બીજી કોઈ ગંભીર આકસ્મિકતા ઊભી ન થાય તો, હુમલો કરે તેવી સંભાવના મને દેખાતી નથી, એમ હું આગળ કહી જ ગયો છું. એનાં કારણ સમજવા સારૂ આપણે એ વિચારવું જોઈએ કે —ચીને ગયા ઑક્ટોબરમાં હુમલો કર્યો ત્યારે તેના હેતુઓ શા હતા? તેની ગણત્રીઓ કેવી હતી?

● એ હેતુઓ અને ગણત્રીઓના સંદર્ભમાં કે નવી પરિસ્થિતિના સંદર્ભમાં ચીનને તત્કાલ નવા આક્રમણની જરૂર ખરી?

ચીનના મૂળભૂત હેતુ વિષે વાત કરતાં એ વાત સ્પષ્ટ હોવી જોઈએ કે—

● જ્યાં સુધી ચીન આપણું પડોશી છે (એટલે કે સદાકાળ માટે), અને જ્યાં સુધી ચીનમાં સામ્યવાદી સત્તા છે અને તેમાંય માઓનું વર્ચસ્વ છે (ઘણાં લાંબા સમય સુધી એમાં ફેર પડે એવું દેખાતું નથી), ત્યાં સુધી ભારતને માથે, અને એકંદર એશિયા આખાને માથે; અપરંપાર જોખમો ઝઝૂમતા રહેવાનાં જ.

● સાથે સાથ ચીનનાં એકેએક—તાત્કાલિક અને લાંબા ગાળાનાં હિતો અને પેંતરાઓ વચ્ચે પૂર્વ-યોજિત સુશ્લિષ્ટતા હોવાની જ.

આ બે વાત કદાપિ નજર બહાર ન જાય એટલું ધ્યાનમાં રાખ્યા પછી, અને એને માટેની લાંબા ગાળાની તૈયારીઓ કરવાનું સ્વીકાર્યા પછી, આપણે આપણા સમગ્ર વ્યૂહના આયોજન માટે ચીનની તાત્કાલિક નેમ અને તેના વચગાળાના વિવિધ પેંતરાઓનો જેટલો વધુ સ્પષ્ટ ખ્યાલ લઈ શકીએ એટલે જ અંશે આપણો વ્યૂહ આપણા પોતાના initiative વાળો હોઈ શકે-સદર ગણી શકીએ

આ દષ્ટિએ વિચારતાં, ચીનના ઑક્ટોબર આક્રમણ પાછળ તાત્કાલિક અને વચગાળાના હેતુઓ તથા ગણત્રીઓનો અંદાજ જોઈ લઈએ. આ અંગે અનેક અનુમાનો થતાં રહ્યાં છે—તેમાં મોટે ભાગે એક યા બીજી રીતે જે સંભવિત દેખાયાં છે તે આ છે-

(૧) ચીને પોતાની સરહદો સદર કરવા સારુ સત્તામાં આવતાં વેંત જે અનેક દિશામાં પગલાં ભર્યાં તેમાં આપણા માટે મહત્વનું તિબેટ અંગેનું પગલું; અને તેના જ અનુસંધાનમાં લડાખને વીંધતો અને સિંકિયાન્ગ-તિબેટને જોડતો ૧૦૦ માઈલનો માર્ગ, અને એના જ અનુસંધાનમાં લડાખના ૧૨૦૦૦ ચો. મા. ઉપર ચીનનો કબજો.

(૨) તિબેટનું બંડ અને દલાઈ લામાના ભારત-આશ્રય પછી, ઉપરના જ અનુસંધાનમાં, નહેરુ શાંતિવાદના પિતૃ તરીકે-ચાંગકાઈ-શેક-ના રાહે જઈ, અમેરિકાની મદદ લઈ ચીનને માથે નવી આફત ઉતારશે એ પહેલાં, એને ડારીને ગમ ખવડાવવાનો હેતુ.

(૩) ભારતની સરહદો ઉપર ધારી ઝડપે અને ધારી ગણત્રીએ પસારો કરીને, ભારતને હાંફળું-હાંફળું બનાવીને, તેનું ગૌરવ ખંડિત કરીને, આખા એશિયામાં ને દુનિયામાં પોતાનું ક્ષાત્ર તેજ પ્રગટ કરીને, ભારતને ચીનની શરતે સમાધાન કરવા નમાવવાની ગણત્રી ને તે એ કે ભારત ચીનને લડાખ સોંપી દે, ને ચીન નેફા અંગેનો ઝઘડો માંડી વાળે! ('નેફા રાખો, લડાખ આપો.')

(૪) એશિયામાં ભારત એકમાત્ર મુખ્ય અને વિરાટ દેશ છે. લોકશાહી પદ્ધતિએ સમાજવાદ સ્થાપવાની એની મુરાદ સફળ થાય તો, એશિયા-આફ્રિકા અને ઈતર નવોદિત રાષ્ટ્રો 'ભારતનો રાહ' અપનાવે! ચીને વર્ચસ્વ જમાવવું હોય તો તેણે ભારતનો રાહ ખોરભે પડે, એવી પ્રગતિ રૂંધાય અને અંતે ભારત પોતે જ ચીનના રાહ તરફ-પસડાઈ આવે, એવી સ્થિતિ ઊભી કરવી જોઈએ'

અમેરિકા નહિ તો બીજે ક્યાંથી—રશિયાથીય? —સુપરસોનિક મેળવવાની ભારતની ગણત્રી હશે? પણ રશિયા માટે શું એ શક્ય બનવાનું છે? અને અમેરિકાની રાડાર—ઈભારત સાથે રશિયાઈ કે બીજા કોઈના સુપર-સોનિકનો મેળ ખાઈ શકશે? અને અંતે એય આપણી કશી પૂર્વતૈયારી વિનાનું અને આપણા કાબૂ વિનાનું છેલ્લી ઘડીનું લશ્કરી જોડાણ તો બનવાનું જ ને?

ઉધાર પલ્લું જ નમી પડે એવો સંભવ છે. એથી જ તો એની નીતિ—

● પ્રશ્નોનો ખણખણાટ ચાલુ રાખી, વાતાવરણ તંગ રાખી, કશું યા એના પડવા દઈ, એવી પરિસ્થિતિ ઊભી કરવી કે જેથી—

(ક) કોલમ્બો કે બીજી–ત્રીજી મધ્યસ્થીની ડખલ ટાળીને ચીન ભારતને ચીનને અનુકૂળ સમાધાન પર ઘસડી લાવે. પરંતુ, આપણો કોઈ વિધાયક વ્યૂહ ખરો કે ?

* તાજેતરમાં જ, નવા આક્રમણનાં શકયતા પં. નહેરુને દેખાઈ ત્યારે જ, આપણે ચીનને વિરોધ–પત્રો અને રશિયાને નિવેદન–પત્રો પાઠવ્યા !

* ચીને ખાલી કરેલા આપણા પ્રદેશોમાં આપણે પુનરૂપ્રવેશ કરવાની નીતિ અખત્યાર કરવા હજી સુધી તૈયાર નથી જ થયા.

* ચીન તો આપણી વિશાળ ધરતી ચાંપીને બેઠું જ છે. અને જો લાંબો સમય એ એના જ કબજામાં ચાલુ રહે તો પાકિસ્તાને દબાવેલ પ્રદેશ જેવું જ પરિણામ સમજવાનું ! જતે દિવસે એ ભૂમિ એને પચી ગઈ ગણવાની ! તો, 'નવી ગિલ્લી નવો દાવ' ની રમત આગળ ચલાવવાની સગવડ આપણે જ એને હાથે કરી આપી ગણાશે કે બીજું કંઈ ?

(ખ) ભારત બહારથી સાવ અટૂલું પડે ને અંદરથી છેક ખખડી ઉઠે ત્યારે વધુ જોરદાર અને વધુ નિર્ણાયક આક્રમણ કરવું

● થોડીક નવી ઘટનાઓ પણ પૂરતી સૂચિત છે— પાકિસ્તાનની ભારત દુશ્મની અને ચીની મૈત્રી વધુ ગાઢ બની છે; પાકિસ્તાન–ચીન વચ્ચે વિમાની વ્યવહાર પણ શરૂ થનાર છે, બ્રિટન ચીન સાથેનો વેપારી વહેવાર વધારી રહેલ છે ! બ્રિટનનું કાશ્મીર વલણ એવું ને એવું છે; અમેરિકામાંય કેનેડીની ઉપરવટ જઈ ભારત–મદદમાં મોટો કાપ મુકાયો છે અને બોકારો યોજના અંગે આપણને લટકાવ્યા ગણાય.

● બીજી બાજુ આપણું આંતરિક ચિત્ર એથી ય વધુ ખતરનાક બન્યું છે— ભ્રષ્ટાચાર અને જૂથ હિતો તથા સંકુચિત સ્વાર્થ અને સત્તાખોરીના કળણમાં દેશ એટલો ઊંડો ઊતરી રહ્યો છે કે આમ ને આમ લાંબો સમય વીતી જાય તો, આપણે ઇચ્છીએ તો ય, એમાંથી બહાર આવવાનું મહામુશ્કેલ બની ગયા વિના નહિ રહે

એકંદર આપણું ભાગ્ય ઘણું ડહોળાયેલું છે; અને ઘણી વધુ ઝડપે અંધારું છવાતું જાય છે.

★

*આમ છતાં, કશા લૉજિકની રીતે બંધ ન બેસે એવી એકબે વિચિત્ર લાગતી વાતો પૂરતી ગંભીરતા પૂર્વક વિચાર કરવા, રજૂ કરું છું—*

● ભારત જો આમાંથી હેમખેમ પાર ઊતરી ગયું તો એમાં નહેરુનો ફાળો, ઉદારક પક્ષે (ઉદ્ધારક બળ તરીકે), વ્યક્તિની રીતે અને રાજકારી નીતિની રીતે, ઈતિહાસમાં કેવો લેખાશે ?

—નહેરુની કોઈ પણ ભોગે યુદ્ધ રોકવાની નીતિનું અર્પણ, વૈશ્વિક પરિબળોના સંદર્ભમાં ઐતિહાસિક ગણાય એવું નહિ હોય ?

—નહેરુની બિનજોડાણ નીતિનું (એનાં અનેક આંતરિક વિરોધો છતાં) અર્પણ, વૈશ્વિક ઈતિહાસિક પરિબળોના સંદર્ભમાં, (રશિયા–ચીન સંઘર્ષમાં કાચર બનીને બંનેને એક થતા રોકવાના નિમિત્તરૂપે) ઐતિહાસિક ગણાય એવું નહિ હોય ? [ ૨૫–૮–૬૩

# નવા પ્રગટતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય

## નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ-૧૪

**ગ્રામસ્વરાજ**

મહાત્મા ગાંધી
સંકલન : હરિપ્રસાદ વ્યાસ
રૂ ૨=૦૦

ગાંધીજીએ લખેલા ગ્રામસ્વરાજ અંગેના લેખો, આજે આપણા દેશે જ્યારે પંચાયત રાજનો વિરાટ પ્રયોગ આરંભ્યો છે ત્યારે, ગાંધીજીનું ગ્રામ સ્વરાજનું વ્યાપક જીવનદર્શન સમજાવવામાં, કેવળ તાત્ત્વિક દૃષ્ટિએ જ નહિ, વ્યવહારુ સમસ્યાઓની ચાવીઓ શોધવામાં, અતિશય ઉપયોગી થયા વિના નહિ રહે. સદ્‌ભાગ્યે આ પુસ્તકને ભારતના આયોજનસભ્ય અને ગાંધી વિચારક શ્રીમન્નારાયણનો આમુખ પ્રાપ્ત થયો છે; અને સંકલનકર્તાએ પણ અભ્યાસી નિબંધ જોડીને પુસ્તકની ઉપયોગિતામાં ઘણો ઉમેરો કર્યો છે.

**મારા સ્વપ્નનું ભારત**

ગાંધીજી
સંકલન : આર. કે. પ્રભુ
ઉપોદ્‌ઘાત : ડૉ. રાજેન્દ્રપ્રસાદ
રૂ. ૨=૫૦

ગાંધીજીની કલ્પનાના ભારત અંગે ગાંધીજીના બૃહદ્ લખાણોમાંથી થોડાંક પાયાનાં લખાણો પસંદ કરી, એક સાથે રજૂ કરવાનું કામ ઘણું અઘરું છે—સંકલનકારે અહીં એ સાહસ ખેડ્યું છે.

મૂળ અંગ્રેજીમાં આ ગ્રંથ સ્વાતંત્ર્ય દિને—૧૫ ઑગસ્ટ ૧૯૪૭ને રોજ પ્રગટ થયો હતો. ૧૯૪૯માં તેની બીજી આવૃત્તિ પ્રગટ કરવા સમયે, દેશની બદલાયેલી પરિસ્થિતિ અનુસાર, પ્રથમ આવૃત્તિમાં ફેરફાર કર્યા હતા. આ પુસ્તક આ બીજી આવૃત્તિનો અનુવાદ છે. × × સંપાદકનો હેતુ વાચકના હાથમાં એક નાનું પણ અધિકૃત પુસ્તક મૂકવાનો રહ્યો છે—જે કેવળ ગાંધી વિચારનો અભ્યાસ કરનારને જ નહીં પણ દેશ સેવાનું કામ કરતા રચનાત્મક કાર્યકર્તાઓને પણ ઉપયોગી થાય

શ્રી રાજેન્દ્રપ્રસાદના શબ્દોમાં : "આ પુસ્તક વાચકની આગળ એ મૂળભૂત સિદ્ધાન્તો રજૂ કરે છે એટલું જ નહિ, પણ રાજ્યવ્યવસ્થા, અને સામાજિક જીવન સ્થાપીને, સંવિધાન મારફત તેમ જ આ વિશાળ દેશ કોઈ પણ જાતના બાહ્ય બંધન કે આંતરિક અવરોધ વગર કામ કરવાને માટે જે માનવમૂડી છલકાવશે તેનો ઉપયોગી કરીને, સ્વતંત્રના દ્વારા આપણે એ સિદ્ધાન્તો પાર પાડવામાં કેવી રીતે ઉપયોગી થઈ શકીએ, તે બતાવે છે"

ઇચ્છીએ કે આ આશા આ પુસ્તક ઘણે અંશે પૂરી કરશે

**વાઙ્‌મય વિમર્શ**

રામપ્રસાદ બક્ષી
એન એમ. ત્રિપાઠી પ્રા. લિ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ—૨
રૂ ૭=૫૦ (પૃ ૪૩૦)

ગુજરાતના મુઠ્ઠીભર ગણ્યાગાંઠ્યા સાહિત્ય-મીમાંસકોમાં શ્રી. રામભાઈનું સ્થાન અનન્ય છે પં. સુખલાલજીએ કહ્યું છે તેમ, "તેઓ પોતાના વિષય પર બહુશ્રુત જ નહિ પણ ઊંડી સમજણ ધરાવનાર દાર્શનિક છે..."

શ્રી. રામભાઈએ ૧૯૪૭ થી ૧૯૬૧ દરમ્યાન લખેલા કાવ્યતત્ત્વ, રસ અને અલંકાર, તથા નાટ્યશાસ્ત્ર, અને ઇતર સાહિત્યિક વિવેચન અંગેના ૪૪ લેખોનો આ સંગ્રહ કર્તાની વિદ્વત્તા અને દૃષ્ટિની વિશદતાનો આયનો બની રહ્યો છે. આ ગ્રંથ મુખ્યત્વે સાહિત્યક્ષેત્રે ભારતીય રસ અને સૌંદર્ય-મીમાંસાના મૂળમાં અવગાહન કરવા મથતા સૌને માટે અચૂક અનિવાર્ય બની રહેશે.

આર. આર. શેઠની કું. મુંબઈ-૨

રેનબસેરા ( ખંડ ૧-૨ )

સારંગ બારોટ

રૂ. ૧૦=૫૦

ગુજરાતના લોકપ્રિય નવલકથાકારની આ નવી (બારમી) નવલકથા છે.

નગરી શોભાવતી

ગુણવંતરાય આચાર્ય

રૂ. ૫=૦૦

શ્રી. ગુણવંતરાય આચાર્યે ગુજરાત ઇતિહાસ અંગે શરૂ કરેલી નવલકથાશ્રેણીનો આ બીજો મણકો છે.

યયાતિ ( ખંડ ૧ : ૨ )

વિ. સ. ખાંડેકર

અનુ . ગોપાળરાવ વિદ્વાંસ

મરાઠી સાહિત્યના નવલકથા-ધુરંધરની આ નવલકથાને ભારતની બધી ભાષાઓમાં પ્રગટ કરવાનો નિર્ણય સાહિત્ય અકાદમીએ લીધો છે. લેખકે પોતે જણાવ્યું છે કે—'આ નવલકથા યયાતિની કામકથા છે, દેવયાનીની સંસારકથા છે, શર્મિષ્ઠાની પ્રેમકથા છે, અને કચની ભક્તિગાથા છે, એ બરાબર સમજીને વાચકો વાંચશે તો હું રાજી થઈશ."

મૃગનયની ( ખંડ ૧-૨ )

વૃન્દાવનલાલ વર્મા

અનુ : મૂળજીભાઈ પી શાહ

રૂ ૯=૦૦

હિંદીના ખ્યાતનામ લેખકની આ અતિ લોકપ્રિય બનેલી ઐતિહાસિક નવલકથા છે.

વગડે વસવાટ

લોરા ઈન્ગલ્સ વિલ્ડર

અનુ : નટવરલાલ માળવી

રૂ. ૩=૦૦

કિશોરોને સાહસની પ્રેરણા આપે એવી આ પ્રવાસકથા છે વધુમાં તેમાં અનેક ચિત્રો પણ આપવામાં આવ્યાં છે અને ૨૫૦ પૃ. ની કિંમત ઘણી ઓછી છે.

મિયાં ફુસકી ( દરેકની રૂ ૨=૦૦ )

લે : જીવરામ જોષી

* મિયાં ફુસકી અને કાયમો
* મિયાં ફુસકી : સાડીનો રંગ
* મિયાં ફુસકી : બાપુનું સ્વપ્નું
* મિયાં ફુસકી : ફજેતીનો ફાળકો
* મિયાં ફુસકી : ભૂતિયો કાગળ
* મિયાં ફુસકી : ચોરનો કૂવો

નગર ગ્રંથાવલી ( દરેકની કિં. ૦=૫૦ * પુ. ૧૬ના

લે : ધીરજલાલ ગજ્જર રૂ ૮=૦૦ )

* દિલ્હી * કલકત્તા * મદ્રાસ * અમદાવાદ * શ્રીનગર * લખનૌ * જયપુર * બેંગલોર * હૈદરાબાદ * પટના * ભોપાલ * ત્રિવેન્દ્રમ્ * ભુવનેશ્વર * ચંદીગઢ * શિલોંગ.

*

જય જય ધરતી

ગુણગીત

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

"અક્ષરની આરાધના દ્વારા દેશભક્તિનો ગુંજારવ" અહીં એક કવિની બાનીમાં રજૂ થયો છે.

રવાણી પ્રકાશન ગૃહ-અમદાવાદ-૧

* ફ્રેડરિક એંગલ્સ ૦=૬૫
* દાદાભાઈ નવરોજી ૦=૭૫
* વલ્લથોલ ૦=૭૫

લે : ધનવંત ઓઝા

અભ્યાસી પ્રકૃતિના અને રાષ્ટ્રના સંસ્કારી ઉત્થાનમાં રસ લેનારા એક લેખકની કલમે, છેલ્લા ચારેક વર્ષના ટૂંકા ગાળામાં વિશ્વના સંતો, સમાજ વિધાયકો અને ચિંતકોનાં જીવન ચરિત્રોની આશરે ૫૦ જેટલી પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે—આમાં ભારત અને ગુજરાતનું વિવિધક્ષેત્રે ઘડતર કરનારાઓને વિશેષ સ્થાન છે એ આનંદની વાત છે શ્રી. ઓઝાએ દૃષ્ટિ અને જહેમતપૂર્વક એકધારી શ્રેણીનું સર્જન કરીને એક અતિ સ્તુત્ય કાર્ય કર્યું છે.

*

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ : મુંબઈ-૧

* ડાયાબિટિસ : ડૉ. નટુભાઈ જે. શાહ

* તામિલ સાહિત્યમાં ડોકિયું :

કા ના. સુબ્રહ્મણ્યમ્

દરેકની કિં. રૂ. ૦=૫૦

*

**ઊગમ :** જયંતીલાલ ત્રિવેદી

રૂ. ૧=૦૦

છેલ્લાં દસ પંદર વર્ષના ગાળામાં લખાયેલી કૃતિઓમાંથી ૪૦ જેટલી પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ કૃતિઓ અહીં એકત્રિત થઈ છે.

**અર્ચના :** (ભાષાન્તર તથા મૌલિક કાવ્યો)

લે : તનસુખલાલ જ. ત્રિવેદી

ભાવનગર

રૂ ૧=૦૦

૧૯૩૧થી કાવ્યો લખનાર એક કવિનાસિખક આટલે વર્ષે પોતાનો નાનકડો સંગ્રહ લઈ રજૂ થયા છે— શ્રી. વિજયરાય ક. વૈદ્યના બે બોલ સાથે.

**પરિચય-પ્રકાશન : મુંબઈ-૧**

**પ્રતિકાર પુસ્તિકા**

(૧) આ છે ચીન :

રામુ પંડિત

૦=૫૦

(૨) નેફા

હેમ બરુઆ

૦=૫૦

*

**બ્રિટિશ ઇન્ફરમેશન સર્વિસ**

**બ્રિટનનું આજનું દર્શન** (ગુજરાતી, મરાઠી આવૃત્તિ)

**બ્રિટનમાં યુવક પ્રવૃત્તિઓ**

(ગુજરાતી, મરાઠી આવૃત્તિ)

**સ્થાનિક સરકાર** (ગુજરાતી, મરાઠી આવૃત્તિ)

*

**શબ્દકથા :** લેખક : ડૉ. હરિવલ્લભ ભાયાણી

સ્વાતિ પ્રકાશન મુંબઈ-૩ કિં. ૩=૫૦

ડૉ. ભાયાણી ભાષાશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે. 'વાગ્વ્યાપાર'માં સંગ્રહિત થયેલા એમના લેખો અને વ્યાખ્યાનો, એમના ઊંડા અભ્યાસની સાક્ષી પૂરે છે.

'કુમાર' માસિકમાં દર માસે 'શબ્દલીલા' રજૂ કરતા શ્રી ભાયાણીના લખાણો 'શબ્દ કથા'માં રજૂ થયાં છે.

પ્રસ્તુત પુસ્તકમાં લેખકે અત્યંત રસિક રીતે શબ્દોની લીલા રજૂ કરી છે 'શબ્દોની કાયાપલટ', શબ્દોની તોડમરોડ, 'શબ્દોની ટોળાબંધી', 'શબ્દમાંથી સૃષ્ટિ', 'શબ્દો સાથે ખેલ' ૧૦ વ્યવસ્થિત વિભાગો દ્વારા લેખક કેટલા બધા શબ્દોનો આપણને પરિચય કરાવે છે, તેનો ખ્યાલ તો પુસ્તકની પાછળ રજૂ થયેલી શબ્દસૂચિ પરથી જ આવે. અને આ પુસ્તકની વિશેષતા એ છે કે, 'શબ્દ કથા'માં લેખકે વાચકનો રસ જાગૃત કરે તે રીતે વિષયની રજૂઆત કરી છે. વાણીનું સ્વરૂપ, ઉધારણ વ૦ વિશે, વ્યાકરણની પરીક્ષા આપવાની હોય, તેવા પ્રસંગ બાદ કરતાં, ભાગ્યે જ આપણે નોંધ લેવાની જિજ્ઞાસા સેવીએ છીએ. પણ એ દિશામાં આપણી દૃષ્ટિ સહેજ ખૂલે, તો બૌદ્ધિક આનંદ, વિનોદ ને જ્ઞાન પણ મળે, એવું ભાષામાં ભર્યું હોય છે.

પ્રસ્તુત પુસ્તક ઉપર કહ્યા પ્રમાણે વાચકની દૃષ્ટિ ખોલીને બૌદ્ધિક આનંદ, વિનોદ ને જ્ઞાન આપવામાં સહાયભૂત થઈ શકે એવું બન્યું છે.

આ પ્રકારના પુસ્તકો આપણી ભાષામાં ઝાઝાં પ્રગટ થતાં નથી. એવે સમયે આ પુસ્તકના પ્રકાશક પણ અભિનંદનીય ગણાવા જોઈએ.

**- સાહિત્ય અકાદમી-નવી દિલ્હી**

**સંસ્કૃત-પ્રતિભા** (અર્ધ વાર્ષિક)

(SAMSKRIT PRATIBHA)

સં : ડૉ. રાઘવન

તૃતીય ઉન્મેષ : દ્વિતીય ઉલ્લાસ

ઑક્ટોબર ૧૯૬૧

વાર્ષિક રૂ. ૪=૦૦

Indian Literature (અર્ધ વાર્ષિક)

Vol V Number 2

1962

વાર્ષિક રૂ. ૪=૦૦ (છૂટક રૂ. ૨=૦૦)

ભારતની સર્વ ભાષાઓના સાહિત્યનો અભ્યાસપૂર્ણ પરિચય કરાવતી અર્ધવાર્ષિક પત્રિકા (પૃ. ૧૨૮)

આર આર શેઠની કું મુંબઈ

જય પરાજય (નવલકથા)

ઈશ્વર પેટલીકર

રૂ. ૭=૫૦

સ્વપ્નાંતરિતા (નવલકથા)

મૂ.લેખક: ગ. ત્ર્ય માડખોલકર

અનુ: ગોપાળરાવ વિદ્વાંસ

રૂ. ૫=૫૦

રમણલાલ વ. દેસાઈ

વ્યક્તિત્વ અને વાઙ્મય

[ ખંડ ૧=૨ ]

ડૉ. હસમુખ દોશી

રૂ. ૧૨=૦૦

મુંબઈ યુનિવરસીટીના પીએચ. ડી. ના અભ્યાસક્રમ માટે આ મહાનિબંધ તૈયાર થયેલો છે

શ્રી રમણલાલે સાહિત્યનાં લગભગ તમામ સ્વરૂપો (નવલકથા, નવલિકા, નાટક, કવિતા, નિબંધ, જીવન, પ્રવાસ, સંશોધન–ચિંતન) અજમાવી આશરે ૮૦ જેટલા ગ્રંથોની રચના કરી છે. એ દૃષ્ટિએ જોતાં, તથા આજ પૂર્વે શ્રી. રમણલાલના આટલા વિપુલ સાહિત્યનું વિવેચન પ્રમાણમાં ઘણું ઓછું લખાયેલું હોઈ ને આ મહાનિબંધ લેખકને શિરે મોટી જવાબદારી ગણાય. અને તેમણે એક આદર્શ શિષ્ય તરીકે અધ્યયન કરી, બને તેટલાં પાસાંઓ ખેડયાં છે—રમણલાલના સમયનું હિંદ અને ગુજરાતની સ્થિતિથી શરૂ કરી, તેમને ઘડનારાં પ્રેરક બળોની આલોચના કરી, તેમના બહુસ્વરૂપી સાહિત્ય તથા ચિંતનનું અવલોકન કરી, શ્રી રમણલાલની એમના અનુગામીઓ પરની અસર, તથા અંતે, ગુજરાતી સાહિત્યમાં રમણલાલના સ્થાન અંગે વિવેચન રજૂ કરવામાં આવ્યું છે.

આ રીતે આ ગ્રંથ શ્રી. રમણલાલ જેવી બહુવિધ પ્રતિભાવાન વ્યક્તિના અભ્યાસ માટે આવકારદાયી બનશે.

ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય–અમદાવાદ

રોમિયો—જુલિયેટ

[ ગાંધર્વ પ્રણયની અમર ગાથા ]

(એક સર્જનાત્મક રસદર્શન)

લે. બાલચંદ્ર પરીખ

પુરોવચનઃ ડૉ રમણલાલ યાજ્ઞિક

રૂ ૭=૦૦

આપણે ત્યાં વિદેશી ક્લાસિક્સ ઉપર 'ભાષ્ય' લખવાના જૂજ પ્રયાસોમાં આ ધ્યાન ખેંચે તેવો પ્રયાસ છે. શેક્સપીયરનાં નાટકો ઉપર અંગ્રેજી ભાષામાં તો ગ્રંથોની ખાણ પડી છે; અને દરવરસે એમાં અમૂલ્ય વધારો થતો રહે છે. પરંતુ લગભગ ૪૫૦ પૃષ્ઠ જેવડું મોટું પુસ્તક ગુજરાતીમાં સાદર કરીને શ્રી બાલચંદ્રે અનેક યુનિવરસીટી–વિદ્યાર્થીઓ, અધ્યાપકો તથા સાહિત્યરસિક નાગરિકોને શેક્સપીઅર પ્રતિભાનો પરિચય કરાવવા જે ધરખમ પુરુષાર્થ ખેડયો છે તે ખૂબજ સ્તુત્ય છે.

કેસર ચંદન

લે. રમણ પટેલ

ગુજરાત રાજ્ય સંગીત નાટક અકાદમી યોજિત દ્વિતીય નાટયલેખન સ્પર્ધામાં દ્વિતીય પારિતોષિક વિજેતા નાટક

રૂ ૨=૦૦

બિચારાં સુનંદાબેન

[ રૂપાંતરિત અનુવાદિત વાર્તાઓ ]

ગુલાબદાસ બ્રોકર

રૂ. ૪=૦૦

ગુજરાતના જાણીતા વાર્તાલેખક શ્રી. બ્રોકરની કલમે દુનિયાના કેટલાક ખ્યાતનામ નવલિકા–સર્જકોની ૨૯ જેટલી કલાકૃતિઓ, અનુવાદિત બની કે રૂપાંતરિત બની, રજૂ થઈ છે. અને તેની સાથે 'પશ્ચિમના સાહિત્યમાં ટૂંકી વાર્તા' નામનો પરિચય નિબંધ પણ શામેલ છે.

વિદેશી વાર્તાઓનો અતિ બૃહદ્ ફાલ, વિષયો અને ટેકનિક, કથાસ્વરૂપો અને શૈલીઓથી, મહેકતો છે—તેમાંથી કેટલીક સુંદર પ્રસાદી અહીં ઉતારી છે તે મૂળની કૃતિઓ તરફ અભિમુખ કરવા પ્રેરશે એવી અપેક્ષા સાથે આવકારીએ છીએ—જો કે આ કૃતિ લોકપ્રિય નીવડી જ છે તે તેના આ પુનર્મુદ્રણ પરથી જણાય છે

ગુરુદાસ (નવલકથા)

લે. નરેશચંદ્ર સેનગુપ્ત

અનુ. રમણલાલ સોની

આજ પૂર્વે, આ લેખકની આશરે દસેક નવલકથાઓ શ્રી. રમણલાલે બંગાળીમાંથી ગુજરાતીમાં ઉતારીને બંગાળીના એક વિખ્યાત લેખકને 'ગુજરાતના એક પ્રિય બંગાળી લેખક' તરીકે સ્થાપિત કર્યા છે. આ નવલકથા લેખકની માનસિક સંઘર્ષની નવલકથાઓમાંની એક ઉત્તમ કૃતિ તરીકે ખ્યાતિ પામેલી છે.

પ્રાચ્યવિદ્યામંદિર: મ સ. યુનિવરસીટી-વડોદરા

કૈલાસ (પ્રવાસ વર્ણન)

સ્વામી પ્રણવતીર્થજી

રૂ. ૧૦=૦૦

એક બહુશ્રુત પરિવ્રાજકે છેલ્લા બે દાયકામાં ગુજરાતી સાહિત્યને વિપુલ પ્રવાસસાહિત્ય આપ્યું છે—તેમાં 'ભ્રષ્ટ૨'(૧૯૪૨), 'ભ્રમણ' (૧૯૪૮), 'ઉત્તરાપથ (૧૯૫૧, બીજી આવૃત્તિ ૧૯૫૮), 'ચાલો જરી કેદાર' (૧૯૫૪), અને 'દક્ષિણ કૈલાસ દર્શન' (૧૯૪૭)—અગાઉ પ્રગટ થઈ ચૂકેલા ગ્રંથો છે. એક રીતે સ્વ. રાહુલ સાંકૃત્યાયનની જેમ, સ્વામી પ્રણવતીર્થજી પણ સર્વ પ્રથમ સાચા પ્રવાસી–પરિવ્રાજક સાહિત્યસ્રષ્ટા છે. સાથે સાથે તેઓ પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વવાળી સ્પષ્ટ અને બોધક શૈલીથી અનેક દશ્યો, ઘટનાઓ અને ભાવોને ખડખડાવીને વાચકને પોતાની સાથે પ્રવાસે હોવાનો રોમાંચ પણ કરાવી શકે છે.

આગળના તેમના ગ્રંથોની જેમ આ ગ્રંથ આવકાર પાત્ર છે.

यशोविजयकृत

पंचाख्यान बालावबोध

[ भाग १ : प्रथम तंत्र ]

संपादक :

भोगीलाल ज. सांडेसरा

सोमाभाई धू. पारेख

गुजराती विभाग

म स. विश्वविद्यालय-वडोदरा

रु १८-६०

ટ્રાન્સલેશન ટ્રસ્ટ: અલીઆબાડા

સંચય

(કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ૨૪ નિબંધિકાઓ)

અનુ: સુરેશ હ જોષી

પ્રાપ્તિસ્થાન

ટ્રાન્સલેશન ટ્રસ્ટ

ગાંધી સ્મૃતિ ભાવનગર-૧

રૂ. ૧=૭૦

રવીન્દ્રનાથની બહુમુખી પ્રતિભામાંની એક પ્રતિભા એમના ગદ્યના અનુપમ સૌંદર્યમાં રહેલી છે અહીં રજૂ કરેલા તેમના નિબંધોમાં ગદ્યના સૌંદર્યની અસ્ખલિત સર્જનાત્મકતાનો અસાધારણ ઉન્મેષ પ્રત્યક્ષ થાય છે. ગુજરાતીમાં મૂળનો આહ્લાદ જેવો ને તેવો માણવા મળે છે, એ અનુવાદકની સિદ્ધિ પણ નોંધપાત્ર છે.

અનડા પ્રકાશન-અમદાવાદ

ભારતીય અર્થરચના

[ સ્વરૂપ અને સમસ્યાઓ ]

વસ્તી

લે: ઠાકોર મિસ્ત્રી

[ ૦=૭૫ ]

ગુજરાત યુનિ. એ નક્કી કરેલા અભ્યાસક્રમને લક્ષમાં રાખી 'ભારતીય અર્થ રચના'ના વિવિધ પાસાંઓ અંગેની અભ્યાસી-માહિતીપૂર્ણ પુસ્તિકાઓ પ્રગટ કરવાના આ પ્રયાસને અમે આવકારીએ છીએ

આ પુસ્તિકામાં ભારતની એક પાયાની ગંભીર સમસ્યાની છણાવટ થઈ છે એ સમયસરની પણ છે.

સંસારીઓને સુખસિદ્ધિથી સંતોષ નથી
સમૃદ્ધિના પ્રદર્શનની છે તૃષ્ણા
—વહેંચીને 'લે' તો તો સૌ શણગારાય.

—કવિ ન્હાનાલાલ

[ શ્રી. દશરથ ગાંધી-મુંબઈના સૌજન્યથી ]

## નવાં પ્રકાશનો [ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. વડોદરા]

**સાહિત્ય**

સાહિત્યિક પ્રતિમાઓ : મેક્સિમ ગોર્કી
અનુ : સુભદ્રા ગાંધી
લિયો તોલ્સ્તોય, માદામ તોલ્સ્તોય, એન્ટન ચેખોવ,
કોરોલેન્કો આદિ સમર્થ સાહિત્ય સ્વામીઓના સાન્નિધ્યમાંથી
પ્રગટેલી સંવેદનાપૂર્ણ તસ્વીરો રૂ. ૬=૦૦

**કાવ્ય સંગ્રહ**

સુરખી :
જતીન્દ્ર આચાર્ય રૂ. ૧=૦૦

પ્રેમાનંદ
[ ગુર્જર કાવ્ય શ્રેણી પુ. ૩ ]
સંપાદક : આલોચક
નગીનદાસ પારેખ રૂ. ૨=૫૦

**વાર્તા સંગ્રહ**

વળતાં પાણી
સરોજિની મહેતા રૂ ૪=૦૦

**લઘુનવલકથા**

નમતો સૂરજ
ઓસામુ દાઝાઈ
અનુ : જયંત પારેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
[ જપાની શ્રેષ્ઠ કલાધરની નવલકથા
અને એક ઉત્તમ નવલિકા : ] રૂ ૪=૦૦

ઊગતા સૂર્યની વિદાય
લિયોનાર્દ આન્દ્રેયેવ * વાન દર-પોસ્ટ
અનુ : કૃષ્ણવદન જેટલી * રસિક પંડ્યા
[ બે ટૂંકી નવલકથા ] રૂ. ૩=૨૫

**જીવન-ઘટના**

ચંબલનાં કોતરોમાં માનવતાનું ઝરણું
સુભદ્રા ગાંધી
[ મધ્ય પ્રદેશના બાગી લૂંટારાઓમાં
'વિનોબાએ જગાડેલી માનવ જ્યોત : ]
[ રવિશંકર મહારાજે ' મહીના કોતરોમાં
જગાડેલી જ્યોત' સાથે ] રૂ. ૧=૨૫

**સાહિત્યવિવેચન**

કરુણરસ :
રામપ્રસાદ બક્ષી
ભારતીય રસશાસ્ત્રના પંક્તિની ત્રણ વધુ
વ્યાખ્યાનો રૂ. ૨=૨૫

# વિશ્વમાનવના વિશેષાંકો તથા લેખમાળાઓ

[ વિશ્વમાનવના ગ્રાહકોને વાર્ષિક લવાજમમાં અગાઉ ઉપલબ્ધ થયેલ સાહિત્ય ]

**હવે ગ્રંથ સ્વરૂપે**

**સર્વોદય વિજ્ઞાન**
સંપાદક : ભોગીલાલ ગાંધી
સર્વોદયનાં વિવિધ પાસાંઓ, માહિતીઓ અને દૃષ્ટિઓ રજૂ કરતો એકમાત્ર ગ્રંથ પૃ ૩૩૬
રૂ. ૩=૫૦

**માનવ અને પરમાણુ**
સંપાદકો : ડૉ. મધુકર શાહ—સુભદ્રા ગાંધી
પરમાણુ શક્તિ, શક્તિનો સર્જનાત્મક મહિમા, વિનાશક અભિશાપ, વિશ્વયુદ્ધો અને વિશ્વશાન્તિની સમગ્રતાનું આલેખન કરતો અભ્યાસ ગ્રંથ
પૃ. ૪૬૦ રૂ ૫=૬૦

**નહેરુ : અણુયુગનો સમન્વયક**
લે: ભોગીલાલ ગાંધી
સંપૂર્ણ સ્વાધીનતાનો સયોજક : ભારતીય સમાજવાદી નીતિનો સર્જક : લોકશાહીનો પ્રેરક : પંચશીલનો પ્રણેતા : અને ગાંધી—નહેરુ સમન્વયનાં પ્રકરણો દ્વારા નહેરુના સમસ્ત વિકાસ અને ચિંતનનો અભ્યાસી ગ્રંથ
પૃ ૨૦૦ રૂ. ૩=૦૦

**નવી શૈલીની નવલિકાઓ**
શ્રી સુરેશ જોષીના અભ્યાસી પ્રવેશક સાથે
નવીન શૈલીની પ્રતિભાશાળી વિદેશી ૫૬૮ વાર્તાઓનો સંપુટ
પૃ૦ ૨૬૦ રૂ ૩=૬૦

**નમતો સૂરજ**
ઓસામુ દાઝાઈ
અનુ : જયંત પારેખ * અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
જપાનની શ્રેષ્ઠ કલાધરની નવલકથા અને નવલિકા
પૃ ૨૫૦ રૂ. ૪=૦૦

**ઊગતા સૂર્યની વિદાય**
લિયોનાર્દ આન્દ્રેયેવ * વાન દર—પોસ્ટ
અનુ : કૃષ્ણવદન જેટલી ૦ રસિક પંડયા
બે ટૂંકી નવલકથા
રૂ. ૩=૨૫

**રાષ્ટ્રીય એકાત્મતા**
લે : ભોગીલાલ ગાંધી
આપણા દેશની અતિ ગંભીર સમસ્યા ઉપર રાજકારણ, અર્થકારણ, ભાષા, શિક્ષણ, 'સંસ્કાર અને ઇતિહાસ-દૃષ્ટિએ અભ્યાસી નિરૂપણ પૃ૦ ૮૪
રૂ. ૧=૦૦

**ગુજરાત દર્શન**
સંપાદક : ભોગીલાલ ગાંધી
[ ગુજરાતનો સર્વાંગી ગ્રંથ ]
ગુજરાતના ખ્યાતનામ નિષ્ણાતોની કલમે બૃહત્ ગુજરાત અને ગુજરાતી, ઇતિહાસ, વહાણવટું, સંસ્કૃતિ આદિવાસી, પુરાવસ્તુ, શિલ્પ—સ્થાપત્ય, સંગીત, કલા, ભાષા—સાહિત્ય, નાટય—રંગભૂમિ, વૈદક, વેપાર—વાણિજ્ય, વિજ્ઞાન, અર્થ—વિકાસ, ગ્રામ—અર્થતંત્ર, તથા સત્યાગ્રહ આંદોલનો અને નવજાગૃતિનો અરુણોદય વગેરે લેખો—પરિશિષ્ટો, ફોટા ચિત્રો સાથે પૃ ૬૪૬
રૂ. ૯=૦૦

**રવીન્દ્ર દર્શન**
સંપાદક : ભોગીલાલ ગાંધી
રવીન્દ્ર—પરિચય, રવીન્દ્ર—ચિંતન, અને રવીન્દ્ર—સર્જન ( ગદ્ય તથા પદ્ય ) ત્રણ ખંડમાં —રવીન્દ્રનાથની સર્વાંગી પ્રતિભાનો પરિચય આપતા અભ્યાસલેખો તથા રવીન્દ્રકૃત ૪ ગદ્ય નિબંધો . ૨૨ ગીતો : ૩૦ કાવ્યો : ૪ શિશુ-કથાઓ : ૧૫ શિશુ કાવ્યો
[ રવીન્દ્રની ચિત્રકલાના નમૂના ફોટાઓ સાથે ]
પૃ. ૫૪૦ રૂ ૮=૦૦

**કરોળિયાનું જાળું**
ચંદ્રવદન ચી. મહેતા
જ્યાં પોલ સાર્ત્ર કૃત નાટકનું રૂપાંતર રૂ. ૧=૦૦

**લાલ કરેણ**
અનુ : ચન્દ્રકાન્ત ક. ભટ્ટ
આધુનિક જીવનની યાંત્રિક ધનલોલુપ સંસ્કૃતિનું કઠોર આલેખન કરતું
રવીન્દ્રનાથનું એક ઉત્કૃષ્ટ નાટક
[ શ્રી સુંદરમ‌ના આમુખ સાથે ] રૂ. ૨=૦૦

ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિ. વડોદરા

# અમૂલ દુગ્ધાહારનાં
# સાત વિટામિનો
## અને તેમનું કાર્ય

**વિટામિન એ**
ત્વચા મુલાયમ અને આંખો
તેજસ્વી રાખે છે, શરીરની
આરોગ્યપ્રદ વૃદ્ધિ કરે છે



**વિટામિન બી૧**
નસોને સુદૃઢ બનાવે છે
અને હૃદયના સ્નાયુઓને
સ્ફૂર્તિ આપે છે



**વિટામિન બી૨**
સ્વાસ્થ્યમય ઓજસ માટે
જરૂરી છે



**વિટામિન બી૬**
સ્નાયુઓને વિશ્રામ મેળવી
આપે છે



**વિટામિન સી**
ચેપી રોગો સામેની પ્રતિકાર
શક્તિમાં વૃદ્ધિ કરે છે અને
સ્કર્વી સામે રક્ષણ આપે છે



**વિટામિન ડી**
પુષ્ટ હાડકાં અને નીરોગી દાંત
માટેની ખાતરી છે અને
રિકેટ્સ સામે રક્ષણ આપે છે



**નીઆસીનામાઇડ**
પાચનશક્તિમાં વધારો કરે છે
અને નસો શુદ્ધ અને ત્વચા
તંદુરસ્ત રાખે છે



અમૂલ દુગ્ધાહારમાં આ સાત વિટામિનો સાથે યોગ્ય સમતુલામાં પ્રોટિન, કાર્બોહાઇડ્રેટ, ચરબી, લોહ, કેલ્સીયમ અને ફોસ્ફરસ છે અમૂલમાં શ્રેષ્ઠ ખાદ્ય તત્વો છે અને એથી આજની માતાઓ તે પસંદ કરે છે આપના બાળક માટે તે અતિ મૂલ્યવાન છે!

**આપના બાળકને જરૂરી સાત વિટામિનો અમૂલ દુગ્ધાહારમાં છે**

























ASP/ASP-31 GUJ

## આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું "કે"-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટેન્ડર્ડાઇઝડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'કે'-પ્લાન ફર્નિચરથી આપનું ઘર સજાવો.

આ ફર્નિચરના નમૂના એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામાં આવે છે કે તેના પૉલિશની ચમક જેવીને તેવી જ જળવાઈ રહે છે. વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઈનિંગ ટેબલના ભાગો છૂટા પાડીને મોકલવામાં આવે છે અને પાયાઓ જુદી જોડવા માટે પેટન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરના ખર્ચમાં <u>મોટી બચત</u> થાય છે

સચિત્ર કૅટલૉગ અને નિકાશ ભાવોની યાદી માટે આજે જ લખો



'કે'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઈલ નં ૪૬૦-ઈ બેઠકમાં ફોમ રબ્બરની ગાદી બેસાડેલી હોય છે બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી વી. સી. લેધર કલૉથથી કવર કરેલી હોય છે







'કે'-પ્લાન ડાઈનિંગ ટેબલ સ્ટાઈલ નં. ૪૨૩. સાઈઝ ૫'×૩'. મથાળા પર લૅમિનેટેડ શીટ જડેલુ હોય છે, પાયા છૂટા પાડી શકાય છે ૬'×૩½' સાઈઝમાં પણ મળે છે



'કે'-પ્લાન પલંગ સ્ટાઈલ નં. ૪૫૧ સાઈઝ ૩'×૬½'. પાટિયાં સહિત વૉલ્નટ વિનિયરથી મોલ્ડ કરેલો છે આગળના પાયાઓને તાંબાનું પાણી ચઢાવેલા મૅટલ ક્રૅપ્સ બેસાડેલા હોય છે






**જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઈવેટ લિમિટેડ**

હેડ ઑફિસ અને શોરૂમ ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ-૭

JWT-JK 3310

મુદ્રક : દીપક પ્રિન્ટરી અમદાવાદ




# અદ્યતન રશિયન સાહિત્ય-વિશેષાંક

'૫૩ સપ્ટેમ્બર – ઑક્ટોબર ૧૯૬૩

સંપાદક : ભોગીલાલ ગાંધી
વિશ્વમાનવ રામજીમંદિર પોળ–વડોદરા (ફોન ૬૫૫૦)

રૂ. ૪

**૫૩**

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[ વાર્ષિક રૂ. ૯–૦૦ શિ. ૧૮ * છૂટક ચાલુ અંક રૂ. ૨ * વિશેષાંકોની છૂટક કિંમત કદ મુજબ ]
સંપાદક : ભોગીલાલ ગાંધી * સહાયક : સુભદ્રા ગાંધી * સંચાલક : દશરથ ગાંધી
પ્રકાશક : ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ : રામજીમંદિર પોળ : સરકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૯૫૦ ]
મુદ્રક : જયંતિ દલાલ–વસંત પ્રિન્ટિંગ પ્રેસ, ઘેલાભાઈની વાડી, ઘીકાંટા રોડ, અમદાવાદ–૧

લેખો



વાર્તા



નિષ્કર્ષ



કવિતા



ઉપરાંત



[ કુલ પાનાં ૨૦૪ ]

# નિવેદન

★ આ એક પ્રયાસ જ છે. આ પ્રયાસ પરિચય – આસ્વાદ પૂરતો જ છે. એથી અધિક ગજા બહારનું ગણી, ઘણી ઇચ્છા છતાં, મર્યાદા સ્વીકારવી પડી છે–છતાંય ધાર્યા કરતાં કદ ઘણું વધી ગયું છે!

★ આ સંપાદન હજી વધુ સારું થઈ શક્યું હોત. એવતુશેન્કોનું આત્મવૃત્તાંત આપી શક્યા માટે અનહદ આનંદ છે; તેટલો જ રંજ રહી ગયો છે – સોલ્ઝેનિત્સિનની લેબર-કેમ્પના અનુભવોની આત્મકથાત્મક નવલકથા One Day in the life of Denisowitch આપી શકાઈ હોત તો ઘણો સંતોષ થાત (હવે પછી લાંબી રાહ જોવડાવવી ન પડે એવી શક્યતા સાથે, ક્ષમા યાચના.)

★ આ અંક 'અદ્યતન રૂસી સાહિત્ય વિશેષાંક' છે અને છતાં એક અતિ સુંદર હંગેરિયન વાર્તા અહીં સમાઈ જઈ શકી છે એનો આનંદ છે. અન્ય સામ્યવાદી દેશોનું ઘણું બધું સાહિત્ય અને તેની સમસ્યાઓ એક નવો વધુ વિશેષાંક માગે છે.

*

જે મિત્રોએ આ વિશેષાંકને સમૃદ્ધ કરવામાં ફાળો આપ્યો છે તે અનુવાદક મિત્રોનો, ઉપરાંત શ્રી જયતિભાઈ દલાલનો, હું ઋણી છું. જયતિભાઈએ જ તો હંગેરિયન વાર્તા ચીંધી હતી; અને આવડો મોટો અંક એમના જ પ્રેસે ઘણી ઝડપે પાર ઉતારી આપ્યો છે. વધુમાં, પ્રો. સોમજીએ (વડોદરા યુનિ. રાજનીતિ-શાખા) એવતુશેન્કોનું આત્મવૃત્તાંત સૂચવીને તે મેળવી આપ્યા બદલ તેમના ખૂબ જ આભારી છીએ.

*

ક્રુશ્ચોવ યુગનું રશિયા આજે અનેક રીતે, અને યોગ્ય રીતે, વિશ્વ આખાનું ધ્યાન ખેંચી રહ્યું છે...અનેક દિશાએથી એનું અવલોકન–પૃથક્કરણ–મૂલ્યાંકન, નવેસરથી, કરવાની આવશ્યકતા ઊભી થઈ છે. અહીં રજૂ કરેલ સાહિત્ય એ પ્રજાના મનોભાવો – મથનોની સાથે આપણો યત્કિંચિત નાતો સાધી આપશે – એથી વિશેષ શું વાંછીએ? — સંપાદક

# કુશ્ચોવ-યુગની સાહિત્યિક સમસ્યા

—ભોગીલાલ ગાંધી

૧૯૫૬ના ફેબ્રુઆરીમાં, ૨૦મી પાર્ટી કોન્ગ્રેસ સમક્ષ, સ્તાલિનનું અને સ્તાલિનવાદી યુગનું જે ચિત્ર કુશ્ચોવે રજૂ કર્યું હતું, એની બીજી ગમેતેટલી ઊણપો હોય (અને એ ઊણપો જ તો આજે એનો વિસવાદ બની બેઠી છે) પણ, એટલી વાત તો નક્કી છે કે એણે એક મૂર્તિભંજકનું, મહાકાર્ય હાથ ધર્યું હતું.

આ ૭–૮ વર્ષ દરમ્યાનના એના ગમે તેટલા વિરોધાભાસો છતાં, અવારનવાર એજ આવેશમાં આવીને, લેનિન પાસે સુતેલા સ્તાલિનના શબને સુદ્ધાં મુસોલિયમમાંથી હડાવી બીજે દફનાવી દઈને અધૂરું રહેલું કાર્ય નાટકી રીતે આગળ ધપવાનો ઉત્સાહ એણે ટકાવી રાખ્યો છે.

જેવું ધર્મનું તેવું સામ્યવાદનું છે. મૂર્તિપૂજાના ખંડન પછી આસ્તિકવાદની ઇમારત સાંધી શકાતી નથી; સામ્યવાદની ઇમારતમાં કદિ ફરી ન સંધાય એવી તરાડ પાડવાનું ઐતિહાસિક કાર્ય કુશ્ચોવના હાથે થઈ ચૂક્યું છે. પરિણામ? કુશ્ચોવે ધારેલાં અને યોજેલાં જ આવે એવું માનવાને કંઈજ કારણ નથી—ઇતિહાસ એ રીતે કોઈનો હામી નથી. કુશ્ચોવ ઇતિહાસનો ક્રમ સમજતો નથી એમ પણ ધારવું યોગ્ય નથી એ જેટલો નાટકી છે એટલો જ ખંધો પણ છે.

એથી જ, એક જ શ્વાસે, અનેક વિરોધાભાસી વિધાનો કશા જ સંક્ષોભ વિના, ઉચ્ચારી શકે છે.

આજે સૌ કોઈ સ્પષ્ટ રીતે જોઈ શકે છે કે કુશ્ચોવે છોડેલું તીર બુમરેંગની જેમ એને જ નિશાન બનાવી વારંવાર ધસી આવ્યું છે—હંગેરી, પોલાંડ, આલ્બેનિયા, તથા ચીનની ઘટનાઓએ અને બીજી અનેક સમસ્યાઓએ, જગતના કમ્યુનિસ્ટ એકહથ્થુ સિદ્ધાન્ત સત્રને અને એકછત્રી સંગઠનને ખેરવિખેરની દિશામાં હડસેલી મારી દીધો છે. કદાચ જીવલેણ ખડક સાથે અફાળવા માટે ય કુશ્ચોવ નિમિત્ત બની જાય તો નવાઈ નથી.

બહારની વાત અને બીજી વાત જવા દઈએ; પણ જ્યાં કશો ભય વરતાતો ન હતો એવા અર્જાણ્યા શાંત અને નિર્દ્વંદ્વ દેખાતા ખૂણેથી 'પડકાર' ઊઠયો છે. સર્જકો—સાહિત્યકારો—બુદ્ધિજીવીઓની કલમો અને પીંછીઓએ અણધાર્યો આઘાત ઉતાર્યો છે!

પરંતુ ખૂબીની વાત તો એ છે કે જ્યારે ચોમેરે તગડો પડી છે ને ઘરની અંદર આગ સળગી રહી છે ત્યારે, કશા જ સંકોચ વિના, સ્તાલિને ય ન કર્યો હોય એવો દાવો કરતાં કુશ્ચોવ ખચકાતો નથી!

"સોવિયેત સમાજે સોવિયેતમાંની તમામ પ્રજાઓની અને વિભાગોની—કામદાર, કિસાન અને બુદ્ધિજીવીઓની—એકદંડી (મોનોલિથિક) એકતા સિદ્ધ કરી લીધી છે... અમારી આ એકદંડી એકતાનો ભંગ કરનાર કોઈને ય અમારી પાર્ટી સહી નહિ લે."

નોંધવા જેવી વાત એ છે કે બીજે ક્યાંય નહિ પણ પોતાના દેશના સાહિત્યકારો, સારસ્વતો, સર્જકોની સભામાં જ, એકશ્વાસે 'એકદંડી સિદ્ધિ'ની અને 'સજા'ની જાહેરાત કરવી પડે એ હદે એનો પોતાનો આંતરિક—વિસવાદ જાગી ગયો છે!

પરંતુ એમ કરીને કુશ્ચોવ સિદ્ધ શું કરવા માગે છે? કેવળ એકામ, દાવાઓ આગળ ધરવા માત્રથી—જાહેર કરી દેવા માત્રથી તો કોઈ હવે ઠગાવાનું નથી; અને ધમકીઓથી કોઈ ડરી જવાનું છે કે કેમ એ વાત બાજુ પર રાખીએ તોય, કુશ્ચોવ એની ધમકીઓનો કેવો—કેટલો અમલ કરી શકવાનો છે? હવે સ્તાલિનના દિવસો પાછા વળવાના નથી, હવે સ્તાલિન જીવતો થઈ શકે એમ નથી—ને હવે, સ્તાલિનનું ભૂત પણ, કુશ્ચોવની નહિ, (કેમકે 'ભ્રષ્ટ' કુશ્ચોવ 'શુદ્ધ' સ્તાલિનવાદી બની શકવાનો નથી!) સ્તાલિનના

આથા વારસદારોની મદદે, ધાવા મેસોલિયમમાં આંટા મારી રહ્યુ છે!*

સ્તાલિનનું રહસ્ય, સ્તાલિનવાદનો 'અર્ક' જ — એ હતો — કે મહા-અસત્યને સંપૂર્ણપણે ઢાંકેલું રાખવુ પણ કુશ્ચોવે તો એકવાર પોતાના જ હાથે એ વારનિશનાં પોપડ ઉખાડી નાંખી, અરધું પરધુંય — જેવું તેવુ ય, સત્ય જાહેર કરવાની ભૂલ કરી લીધી છે. રુસી પ્રજાએ પણ એ વાનનું ફળ ચાખી લીધુ છે. હવે ખુદા પણ આદમ અને ઈવને એનાં પરિણામોથી બચાવી શકે એમ નથી.

થોડીક સ્વતંત્રતા — 'મર્યાદિત સ્વતંત્રતા'! એક વાર એ 'થોડીક' અને 'મર્યાદિત'ની સમજ પડી ગયા પછી એનો સ્વભાવ જ કુગાવાતો બની જાય છે!

કુશ્ચોવ હારેલી બાજી રમી રહ્યો છે — સ્તાલિનને હરાવવામાં, જેટલી ચચઇ એણે કરી છે ને હિંમતોરી રાખી છે, એટલી એ પોતાની જ હાર વહોરી રહ્યો છે.

સ્તાલિનના જમાનામાં સામ્યવાદી સૂત્રોનું જે જાદુ હતું તે એવે હાથે કરી ખુલ્લુ પાડી દીધુ છે નાસ્તિકના મોઢાનાં ધર્મસૂત્રો આસ્તિકને જીતી શકવાનાં નથી ને નાસ્તિકને રીઝવી શકવાનાં નથી. એથી જ તો સ્તાલિનનાં જુઠ્ઠાણાંમાં જે તાકાત હતી તે કુશ્ચોવના સિદ્ધાન્ત-સૂત્રોમાં દુઃખી બની કુશ્ચોવની જ ઠેકડી કરતી દેખાય છે! કુશ્ચોવનુ અરધું સત્ય પણ પોણા અસત્યની જ ગરજ સારે એવી સ્થિતિ સરજાઈ ગઈ છે!

કુશ્ચોવ ખરેખરા ઘેરાયેલો છે, પણ હારેલો નથી. એણે જે રાક્ષસ જગાડ્યો છે, એના બધાં લક્ષણો એને પોતાનેય ભલે સમજાયાં ન હોય, સ્પષ્ટ ન હોય; પણ એણે જાહેર કરેલું સ્તાલિનયુગનું આછકલું ચિત્ર, એના દેશ માટે અને દુનિયા માટે ઓછું ભીષણ નથી. અરધા જગાડેલા રાક્ષસને ફરી ઉઘાડી દેવાની જડીબુટ્ટી કુશ્ચોવ પાસે રહી નથી. મરેલી ધારેલી જીવતી પ્રજાને દઢોળ્યા પછી, ફરી ઘેનમાં ડુબાડી દેવાની તાકાત એની પાસે છે નહિ .. અફીણુ ખવડાવી ગળું ટૂંપી દેવાની શક્યતા સૌ કોઈ રણધણી પાસે હોય જ છે — સ્તાલિન પાસે હતી ને એણે ખુશાલ એ કીમિયો, આરંભથી અંત લગી, અજમાવ્યોય હતો; પરંતુ એ કેટલો જોખમકારક છે એ જાતેજ જાહેર કર્યા પછી, એજ પ્રજા ઉપર એનો અખતરો કરવા પહેલાં, કંઈ નહિ તો એના જોખમનો વિચાર તો કુશ્ચોવ કરી જ લેશે. કેટલા જોખમે? કોના જોખમે? પોતાનાં જ હિત-હેતુઓના જોખમે તો નહિ જ નહિ ને?

બધી બાજુથી ઉપાધી ઊભી કરી ચૂકેલા કુશ્ચોવને એક જ રસ્તો દેખાય છે: સૂત્રો ઉચ્ચારવાં જરૂરી છે, કેમકે એ એક જ ભાષામાં સામ્યવાદી સત્તાધીશને બોલવાનો અધિકાર અને ધર્મ છે. વર્તન મનફાવે તે કરવાની જરૂર અને ફરજ છે કેમકે ગરજ મુજબ વર્તવું — પરિસ્થિતિ અનુસાર પેંતરા બદલવાં એ સ્તાલિનવાદી ડાયેલેક્ટિક્સનું રહસ્ય છે. (અને આ બાબતમાં કુશ્ચોવે સ્તાલિન ભક્તિ છોડી નથી).

કુશ્ચોવ બહુ હોશિયારીથી આ બંને કામ કરી રહ્યો છે. (જો કે એમ કહેવાથી માત્ર એનું તકવાદી વ્યવહારુ કૌશલ અભિપ્રેત છે એવું નથી) એ એની ધારેલી ધરી પર de-stalinization થી re-stalinization (સ્તાલિનવાદ મુર્દાબાદથી સ્તાલિનવાદ ઝિંદાબાદ) સુધી સ્વૈરવિહાર કરતો રહે છે.

હા, આ વિહાર 'સ્વૈર' છે, પણ 'તરંગી' નથી; 'મનસ્વી' દેખાય છે એવો ઢંગધડા વિનાનોય નથી; ઘણી બધી આંતરિક-બાહ્ય પરિસ્થિતિઓને લેખામાં લઈને જ કરે છે — એટલે કે નેમ નક્કી છે; અને વ્યૂહ ગણત્રી ભર્યો નહિ તો સમજણપૂર્વકનો છે જ.

*

સર્જન અને સાહિત્યના ક્ષેત્રેય કુશ્ચોવની રમત બંધી છે.

સ્તાલિનવાદી સિદ્ધાન્ત-સૂત્રો કાયમ છે: ૧૦ વર્ષને અંતેય,

* એવતુશેન્કોની કવિતા 'સ્તાલિનના વારસદારો'ની ઉલ્લી પંક્તિનો સંકેત.

* સાહિત્ય પાર્ટી–સાહિત્ય જ, હોઈ શકે. એનો હેતુ સામ્યવાદના આદર્શો અને પ્રયાસોનો પ્રચાર કરવાનો જ હોઈ શકે. એનું પરિણામ પ્રજાને સમજાય અને તેને પુરુષાર્થ માટે પ્રેરે એજ હોઈ શકે.

* આવું સાહિત્ય પાર્ટીની રાહબરીમાં જ વિકસી શકે. અને તેનું સ્વરૂપ 'સમાજવાદી વાસ્તવવાદ' જ હોઈ શકે

તે જ રીતે; બીજું સિદ્ધાન્તસૂત્ર તે ફરી ફરી રટે છે :

* સાહિત્યના Formની બાબતમાંય વિદેશી–'બિન લેનિનવાદી' વિચારસરણી ઘુસી ન જવી જોઇએ. કેમકે—

એક વાર વૈચારિક–સૈદ્ધાન્તિક ક્ષેત્રે 'વિદેશી' (અને અર્થમાં : પશ્ચિમી–પરદેશી, alien–વિદેશી) તત્ત્વ ઘુસી જાય તો એનું પરિણામ શું આવે તે વિષે પોતે પૂરતો સ્પષ્ટ છે (૮–૩–૧૯૬૩) :

પ્રથમ તો, "સમાજવાદી કલાના ક્ષેત્રે જે ક્રાંતિકારી લાભો હાંસલ કર્યા છે તેના પગ ફટકો પડશે..."

અને "સંઘર્ષનું લૉજિક જ એવું છે કે ભાગ્યે જ વાત ત્યાં આવીને અટકે"

એટલે કે "આ વૈચારિકક્ષેત્રે સગઠિત અનેકી તાકાત સમસ્ત ક્રાંતિકારી ક્ષેત્રના લાભો સામે મેદાને પડ્યા નહિ રહે".

એથી જ તો—

"વૈચારિક ક્ષેત્રે શાંતિમય સહઅસ્તિત્વ એ માર્કસવાદ લેનિનવાદ સામે રાજદ્રોહ છે : કામદાર–કિસાનોના ધ્યેય પરત્વેની દગાખોરી છે"

"એબ્સ્ટ્રેક્શનિઝમ અને ફોર્માલિઝમ મૂડીવાદી વિચારધારાના જ વાહનો છે, માટે ત્યાજ્ય છે."

મોડર્ન પ્રયોગવાદીઓને ઉદ્દેશી એમેય કહી નાખે છે : "અમે તમારા ઉપર યુદ્ધ જાહેર કરીએ છીએ" (ચિત્ર–પ્રદર્શનમાં)

પરંતુ અંતે તો, સૂત્રોનો અમલ સાહિત્યકારો દ્વારા જ કરાવવાનો છે, એ જ તો એની ઉપાધિ છે! અને સાહિત્યકારો જે અનુભૂતિને સાચી માની, હાલને તબક્કે, ચાલી રહ્યા છે એની સાથે ક્રુશ્ચોવનો કશો મેળ ખાતો નથી!

● ક્રુશ્ચોવ રાજકર્તા છે; એ એની રાજકારણી જરૂરતો જરૂર જાણે છે–સમજે છે. પણ સાહિત્યકારોની જરૂરિયાતોથી એ ખરેખર અનભિજ્ઞ હોય એમાં ય નવાઈ નથી. ક્રુશ્ચોવનું શિક્ષણ, ઉછેર, સરકારનું માળખું એવું છે કે સર્જકોની સવેદના સાથે કશો મેળ ન ખાય એ સહજ છે

એટલે જ તો, એણે સાહિત્ય–કલાના ક્ષેત્રે સાદું વ્યવહારુ વલણ રાખ્યું છે : જે હું નથી સમજતો તે બધું જોખમકારક છે... માટે એબ્સ્ટ્રેક્ટ કલા, અને ફોર્માલિસ્ટ કલા જોખમકારક, અનૈતિક, અક્ષમ્ય છે!

ક્રુશ્ચોવ શી રીતે સમજી શકે કે સાહિત્યકારો સર્જકો માટે સ્તાલિનયુગની સવેદના તેમના પોતાના સમગ્ર અસ્તિત્વનો ભાગ બની ગઈ છે? એ વરસો દરમ્યાન—

* સોક્રેના લાડકવાયા અનેક સાથી લેખકો આત્મહત્યા કરી છૂટ્યા હતા; સ્તાલિનની યમ–છાવણીમાં ભૂંડે મોતે મૂઆ હતા; અનેક 'અદૃશ્ય' બન્યા હતા અને કેવળ તર્કનો જ વિષય રહ્યા હતા – કોઈ વિદેશ ભાગી છૂટ્યા હતા; પણ મોટા ભાગના નામશેષ બની ચૂક્યા હતા!

* એમાંના અનેક અડગ સ્વાભિમાનીઓએ એમની કલમ પર લોહીના આંસુના પડ દબાવી દઈ, હાથે કરી, રોટી–રોજીની છત્રછાયા સુધ્ધાં જોખમમાં નાખી દીધી હતી

* અનેક ગૌરવવંતાઓનેય સત્તાપક્ષી સેન્સરે સૂચવેલા ગાળે. કલમને આંસુમાં બોળી, ફિક્કી શાહીએ સ્તાલિનને ઈષ્ટ આલેખનો કરવાં પડેલાં...આત્મ ટીકાય લખી-ભૂસી ફરી લખવી પડેલી...!

ક્રુશ્ચોવ શી રીતે સમજી શકે કે આ બધી યાતનાઓ, સિદ્ધિઓ અને શરમો રુસી સર્જકના અસ્તિત્વ સાથે ઓતપ્રોત બની ચૂકી અનુભૂતિઓ હતી?... એથી જ તો સ્તાલિનનું મોત થતાં જ, ક્રુશ્ચોવ હજી ધામા

I કરે અને માત્ર એ પહેલાં જ, 'પ્રોગ્ર શાર્ટિરો'*ના પાન્દર્શક ને ઉપરાઉપરી ધરી આવ્યાં; અને આ એક કાયદામાં તો ક્રુશ્ચોવનીવ છાતી બેસાડી દે એવા ધડાકા થઈ ચૂક્યા !

બનવાજોગ છે કે કુશ્ચોવને આરંભથી આ ઉંડાણુ અને ગંભીરતાનો તાગ નહિ આવ્યો હોય. કુશ્ચોવની ચાલની અપાર ચંચલતા, વિહ્વલતા આ ધારાનો ચાડી ખાય છે – (વીગતે : આ અંકમાં – 'સોવિયેત સાહિત્યના પ્રવાહો' ખંડ ૨ જો)

- એક બાજુ, ક્રુશ્ચોવ પોતે જ 'પ્રાવદા' જેવા પાર્ટી પત્રને 'નવો ઉધાડ'નો અવાજ બહાર લાવવા ઈશારો આપે છે; તો બીજી બાજુ એહરેનબુર્ગની 'થો' (નવલકથા) ને ગંભીર ઉત્પાત ગણાવી ઝાળ કાઢે છે. એક બાજુ, પ્રગતિશીલ લિબરલોને સળી કરે છે, બીજી બાજુ નવોદિતોના હામી વારદોગ્સ્કી જેવાઓને સંપાદકપદેથી ભ્રષ્ટ થવા દે છે (વળી પાછા, પાછળથી, એને દૃઢમૂલ સ્થાને – 'નોવિ મિર' મા સ્થાપે છે.) એક બાજુ હંગેરી અને ક્યૂબાની ઘટનામાં વ્યગ્ર બની દંડાબાજી શરૂ કરી દે છે, તો વળી, સત્તાની લગામ નિશ્ચિંત રીતે પોતાના હાથમાં સાબૂત જણાતાં ઉદારનીતિનો અગ્રેસર બની બેસે છે ! એક બાજુ 'નોટ બાય બ્રેડ એલોન' (નવલકથા) જેવા પ્રયોગો સામે તકેદારી આપે છે; લેખક પાસે માફી મંગાવે છે, 'ડૉ. ઝિવાગો' (નવલકથા) માટે પાસ્તરનાકની પારાવાર રંજાડ કરે છે, એની પ્રિયતમા ઓલ્ગાને બનાવટી ગુના હેઠળ જેલભેગી કરે છે, અને એ પણ કેમ જાણે પાસ્તરનાકને તો નહિ, (કેમકે એ રીઝાવાય એવો આદમી ન હતો) પણ દુનિયાને દેખાડવા નોબેલ પ્રાઈઝની આખી ને આખી રકમ (જે એને લેવા દીધી ન હતી), સરકારી તિજોરીમાંથી બક્ષિસ આપી દે છે. અને એવાય મમરો ભભરાવે છે કે એ જ નવલકથા, જરા વરા ફેરફાર સાથે, રશિયામાંયે છપાઈ શકે ! એક બાજુ, સાહિત્યકારોની બેઠકો અને પરિષદોમાં 'સમાજવાદી વાસ્તવવાદના મંત્ર ઘુંટાવે છે, ને બીજી બાજુ, સમાજવાદી વાસ્તવવાદ'ના નામે નામાંકિત થયેલો શોલોખોવ જ્યારે સાચી વાત પરદેશમા કહી નાખે છે કે–"સમાજવાદી વાસ્તવતા શી ચીજ છે એ હું જ જાણતો નથી"–ત્યારે, ક્રુશ્ચોવ ઠંડે કલેજે એ સહી લે છે. ૧૯૫૯ પછી તો, કેમ જાણે, નવોદિતોની અસાધારણ તેજસ્વીતા, લોકપ્રિયતા, અને લડાયકતાથ (?) જોઈ લઈ, તેમને ખાસો ઉપાડો લેવા દે છે; લેખક પરિષદમા–'સાહિત્ય ક્ષેત્રે નોકરશાહી પદ્ધતિનો અમલ નહિ કરવાનું લેખક સંઘના વડા ફેદિનને મોઢે જાહેર કરાવે છે, અંદર ખ્યંદરના — ભિન્ન ભિન્ન સાહિત્યપ્રવાહો અંગેના વિખવાદો માટે સરકારને વચમા ન પાડવા અને માંહોમાંહે પતાવી લેવાનું (જ્યારે નવોદિતોનું બળ વધી રહ્યુ છે ત્યારે) સૂત્ર વહેતું મૂકે છે, અને હકીકતે, કેટલેક સ્થળે, સ્થાનિક લેખક સંઘોમાં ગુપ્ત મતદાનની મતપદ્ધતિ (રશિયા માટે ઘણી નવી)ના જોરે કારોબારીમાં નવોદિતોને ચુંટાવા દે છે, સંપાદક મંડળોમાંય પ્રવેશવા દે છે; એવતુશેન્કો જેવા 'તુફાની' કવિને પોતાના જ જમાઈની સાથેની દોસ્તીનો લાભ પણ ખાટવા દે છે ! તેની 'સ્તાલિનના વારસદાર' જેવી કવિતા કોઈ જ સંપાદકે છાપવાની હિંમત કરતો નથી ત્યારે, પોતે જ પાર્ટીપત્ર–'પ્રાવદા'માં એને છપાવે છે; કોન્સેન્ટ્રેશન કેમ્પની નવલકથા (One day in life of Denisovitch) પણ, કાપકૂપ વિના કોઈ છાપવા તૈયાર થતુ નથી ત્યારે, ક્રુશ્ચોવ જાતે જેવી ને તેવી છાપવાની પરવાનગી આપે છે ! અલબત્ત, આ બંને કિસ્સામાં એનો હેતુ સ્તાલિનવાદીઓ ઉપર નવો ફટકો લગાવવાનો જ હતો, એ ય સ્પષ્ટ છે; અને સ્તાલિનવાદીઓને હૈયે ખરેખરો ફફડાટ જગાવી મ દે છે. બીજી બાજુ નવોદિતોમાં બાજલા પાડવાની નીતિ સતત

* જેવું મનમાં વસ્યું તેવું લખી લખીને ભંડારીઆમાં ભરી રાખનારા અને વખત પાકતો જેમ તેમ તેમ જરૂરી કાપકૂપ કરીને છપાવનારા, આપનારા.

બેગા-કરે અને આજે એ પહેલાં જ, 'ફ્રોઅર રાઈટર' *નાં પારદર્શક સર્જનો ઉપરાઉપરી ધસી આવ્યાં; અને આ એક કાયદામાં તો ક્રુશ્ચોવનીય છાતી બેસાડી દે એવા ધડાકા થઈ ચૂક્યા!

બનવાજોગ છે કે ક્રુશ્ચોવને આરંભથી આ ઉદાત્ત અને ગંભીરતાનો તાગ નહિ આવ્યો હોય. ક્રુશ્ચોવની ચાલની અપાર ચંચળતા, વિચિત્રતા આ ધારણાની સાક્ષી પૂરે છે—(વીગતે : આ અંકમાં—'સોવિયેત સાહિત્યના પ્રવાહો' ખંડ ૨ જો)

એક બાજુ, ક્રુશ્ચોવ પોતે જ 'પ્રાવદા' જેવા પાર્ટી પત્રને 'નવો ઉઘાડ'નો અવાજ બહાર લાવવા ઈશારો આપે છે; તો બીજી બાજુ એહરેનબુર્ગની 'થૉ' (નવલકથા) ને ગંભીર ઉત્પાત બતાવી ઝાળા કાઢે છે. એક બાજુ, પ્રગતિશીલ લિબરલોને સળી કરે છે, બીજી બાજુ નવોદિતોના હામી ત્વાર્દોવ્સ્કી જેવાઓને સંપાદકપદેથી ભ્રષ્ટ થવા દે છે (વળી પાછો, પાછળથી, એને હકમૂળ સ્થાને—'નોવિ મિર'માં સ્થાપે છે) એક બાજુ હંગેરી અને ક્યૂબાની ઘટનામાં સ્વસ્થ બની ડહાપણ શરૂ કરી દે છે, તો વળી, સત્તાની લગામ નિશ્ચિંત રીતે પોતાના હાથમાં સાબૂત જણાતાં ઉદારનીતિનો અગ્રેસર બની બેસે છે! એક બાજુ 'નોટ બાય બ્રેડ એલોન' (નવલકથા) જેવા પ્રયોગો સામે તકેદારી આપે છે; લેખક પાસે માફી મગાવે છે, 'ડૉ. ઝિવાગો' (નવલકથા) માટે પાસ્તરનાકની પારાવાર રંજાડ કરે છે, એની પ્રિયતમા ઓલ્ગાને બનાવટી ગુના હેઠળ જેલ-ભેગી કરે છે, અને એ પછી કેમ જાણે પાસ્તરનાકને તો નહિ, (કેમકે એ રીઝાવાય એવો આદમી ન હતો) પણ દુનિયાને દેખાડવા 'નોબેલ પ્રાઈઝની' આખી ને આખી રકમ (જે એને લેવા દીધી ન હતી), સરકારી તિજોરીમાંથી બક્ષિસ આપી દે છે. અને એવાય મમરો ગબડાવે છે કે એ જ નવલ-કથા, જરા તરા ફેરફાર સાથે, રશિયામાંયે છપાઈ શકે! એક બાજુ, સાહિત્યકારોની બેઠકો અને પરિષદોમાં 'સમાજવાદી વાસ્તવવાદના મંત્ર ઘૂંટાવે છે, ને બીજી બાજુ, સમાજવાદી વાસ્તવવાદ'ના નામે નામાંકિત થયેલો શોલોખોવ જ્યારે સાચી વાત પરદેશમાં કહી નાખે છે કે—"સમાજવાદી વાસ્તવતા શી ચીજ છે એ હું જ જાણતો નથી"—ત્યારે, ક્રુશ્ચોવ કડવો ઘૂંટડો એ સહી લે છે. ૧૯૫૯ પછી તો, કેમ જાણે, નવોદિતોની અસાધારણ તેજસ્વીતા, લોકપ્રિયતા, અને લડાયકતાય (!) જોઈ લઈ, તેમને ખાસો ઉપાડો લેવા દે છે; લેખક પરિષદમાં—'સાહિત્ય ક્ષેત્રે નોકરશાહી પદ્ધતિનો અમલ નહિ કરવાનું લેખક સંઘના વડા ફેદિનને મોઢે જાહેર કરાવે છે; અંદર અંદરના — ભિન્ન ભિન્ન સાહિત્યપ્રવાહો અંગેના વિખ-વાદો માટે સરકારને વચમાં ન પાડવા અને માંહોમાંહે પતાવી લેવાનું (જ્યારે નવોદિતોનું બળ વધી રહ્યું છે ત્યારે) સૂત્ર વહેતું મૂકે છે. અને હકીકતે, કેટલેક સ્થળે, સ્થાનિક લેખક સંઘોમાં ગુપ્ત મતદાનની મતપદ્ધતિ (રશિયા માટે ઘણી નવી)ના જોરે કારોબારીમાં નવોદિતોને ચૂંટાતા દે છે, સંપાદક મંડળોમાંય પ્રવેશવા દે છે; એવતુશેન્કો જેવા 'તૂફાની' કવિને પોતાના જ જમાઈની સાથેની દોસ્તીનો લાભ પણ ખાટવા દે છે! તેની 'સ્તાલિનના વારસદાર' જેવી કવિતા કોઈ જ સંપાદક છાપવાની હિંમત કરતો નથી ત્યારે, પોતે જ પાર્ટીપત્ર 'પ્રાવદા'માં એને છપાવે છે; કૉન્સેન્ટ્રેશન કેમ્પની નવલકથા (One day in life of Denisovitch) પણ, કાપકૂપ વિના કોઈ છાપવા તૈયાર થતું નથી ત્યારે, ક્રુશ્ચોવ જાતે જેવી ને તેવી છાપવાની પરવાનગી આપે છે! અલબત્ત, આ બંને કિસ્સામાં એનો હેતુ સ્તાલિનવાદીઓ ઉપર નવો ફટકો લગાવવાનો જ હતો, એ ય સ્પષ્ટ છે; અને સ્તાલિનવાદીઓને હૈયે ખરેખરો ફફડાટ જગાવી મૂકે છે. બીજી બાજુ, નવોદિતોમાં ફાચર પાડવાની નીતિ સતત-

* જેવું મનમાં બેસ્યું તેવું લખી લખીને ભંડારીઆમાં ભરી રાખનારા અને વખત પાકતો જાય તેમ તેમ જરૂરી કાપકૂપ કરીને છપાવવા આપનારા.

અજમાવે રાખે છે, એમાંના મોડરેટો–લિબરલો–મધ્યમ માર્ગીઓને ચઢાવે છે, માથા ફરેલને લાડે છે, મનાવાય એટલાની પાસે માફીઓ મંગાવે છે; અને 'આઇડિયોલૉજી'ની શુદ્ધિનો ઉપદેશ આપી, ખાસ 'આઇડિયોલૉજી કમિશન' નીમે છે. × × × પોતાની ગેરહાજરીમાં (૧૯૬૩) એના હરીફોને હાથે સાહિત્યક્ષેત્રે નવી ફોટકી જામે છે, એ પછી, પોતે પાછો ફરી બીનું સંકેલી લે છે. !

અને 'પ્રાવદા' ના તંત્રીલેખ દ્વારા સ્પષ્ટ કરી નાખે છે કે–

બુદ્ધિજીવીઓની દરેકે દરેક પગલે ચોકી કરવાની હોય નહિ; કેમ લખવું, કેમ ચીતરવું, કેમ ભજવવું, ગાવું–એ બધી વિગત સાથે અમને નિસ્બત નથી. (મે–૧૯૬૩)

પરંતુ આ તમામ વરસો દરમ્યાન એના ફુફાડા, ગાળો, ધમકીઓ, અને વખત આવ્યે લડતનું લૉજિક ('આ કંઈ કામચલાઉ ઝુંબેશ (કેમ્પેઇન) નથી, આ તો એકધારી લડત (સ્ટ્રગલ) છે) ચાલુ રહે છે. 'માનેઝ'ના ચિત્ર પ્રદર્શનમાં સૌની હાજરીમાં મોડર્ન ચિત્રકારો–કલાકારોને સંબોધીને કહી નાખે છે : અમે તમારી સામે યુદ્ધ જાહેર કરીએ છીએ! અને દુશ્મનને પંથે ગયેલા દીકરાનું ખૂન કર્યાનો આદર્શ (નવલકથામાંનું દૃષ્ટાંત આપી) યાદ કરાવ્યા વિનાય તે રહેતો નથી.

આમ —

૧૯૫૩ થી ૧૯૬૩। દસ વરસ લગાતાર આટાપાટા ખેલ્યાને અંતે, ક્રુશ્ચોવે કદાચ માર્યું કર્યાનો સંતોષ પણ લીધો હશે. એક વાત સ્પષ્ટ છે કે ૧૯૫૯માં પોતાને સર્વસર્વા પદે નિશ્ચિત બનેલો માન્યા પછી એણે બે છેડાના અંતિમવાદીઓને અળગા રાખી, લિબરલો–મોડરેટોને આગળ આણી, પોતાને હસ્તક લગામ રહે એ પ્રકારની જે સમતુલા ઊભી કરી હતી એમાંથી ક્રુશ્ચોવ પાછો વાળ્યો નથી. 'મે ડગતાં આગળ, એક ડગલું પાછળ'નું પ્રમાણ એણે ગુમાવી દીધું નથી.

★

પરંતુ ક્રુશ્ચોવની ખરેખરી શિરોવેદના દૂર થઈ નથી. -એ તો પરિસ્થિતિના પાયામાં જ પડેલી છે –

સૌથી પહેલી વેદના તો 'પશ્ચિમી અસર' અંગેની છે તે માને છે કે –

● પશ્ચિમી સંપર્કથી રુસી નવજુવાનો–નવોદિત લેખકો–સર્જકો બગડે છે. ફૉર્માલિઝમ, ઍબ્સ્ટ્રેક્શનિઝમ અને એવા સિદ્ધાન્તો તેઓ પરદેશથી લઈ આવે છે (એને ખબર હોવી જ જોઈએ કે રશિયામાં જ ક્રાંતિપૂર્વે અને ક્રાંતિના આરંભકાળમાં આવા એક બે નહિ બાર પ્રવાહો યથેચ્છ રીતે વિકસી રહ્યા હતા!), ત્યાંથી અંજાઈને આવે છે; ત્યાંની કેટલીક વાહવાહ પણ કરે છે ને ઘરની ફરિયાદો બહાર કરી આવે છે। આવી હજાર ટીકા ઝાડયા પછી ય ક્રુશ્ચોવ કરે છે શું?

–ત્યાંના નવા વિચારો પ્રવેશે એવી, મર્યાદિત છતાં અનેક, છૂટછાટો ચાલુ રાખે છે–પુસ્તકો, સામયિકો, પ્રવાસો, પરિષદો અને નગમતાં ચિત્રોનાં પ્રદર્શનો ય! અમેરિકન રેડિયો, જામ કરવાને બદલે, ખુલ્લો છૂટો મૂકે છે! અને પરદેશ જઈ આવેલાની મોંભરી ટીકા કરીને ય એમને સદંતર પૂરી રાખવાની ભૂલ કદાચ એ નહિ કરે।

(ઘરના તેજસ્વી હીરાઓને પરદેશ પાઠવાને તો એ રશિયાની આબરૂ વધારી રહ્યો છે–ભલેને ઘેર પાછા ફર્યા પછી પથ્થર જેવા શબ્દોથી તેમને પીંખી નાખે!)

ખરી વાત તો એ છે કે–

● એ પોતે જ બીજાં ક્ષેત્રોએ પશ્ચિમ સાથેનો નવો સમુકાર્યભર્યો સંબંધ (detente) સાંધી–વિસ્તારી રહ્યો છે–આર્થિક, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, સાંશોધનિક, શૈક્ષણિક અને અણુપ્રયોગો તથા અવકાશી ઉડ્ડ-

બેગા કરે અને માત્રે એ પહેલાં જ, 'ડ્રોઅર - રાઈટરો '* નાં પાનદર્શક સર્જનો ઉપરાઉપરી ધસી આવ્યાં; અને આ એક કાયદામાં તો ક્રુશ્ચોવનીય ઝાતી બેસાડી દે એવા ધડાકા થઈ ચૂક્યા !

બનવાજોગ છે કે ક્રુશ્ચોવને આરંભથી આ ઉંડાણુ અને ગંભીરતાનો તાગ નહિ આવ્યો હોય ક્રુશ્ચોવની ચાલની અપાર ચંચલતા, વિહ્વલતા આ બાબતની ચાડી ખાય છે – ( વીગતે : આ અંકમાં – 'સોવિયેત સાહિત્યના પ્રવાહો ' ખંડ ૨ જો )

* એક બાજુ, ક્રુશ્ચોવ પોતે જ 'પ્રાવદા' જેવા પાર્ટી પત્રને 'નવો ઉઘાડ'નો અવાજ બહાર લાવવા ઈશારો આપે છે; તો બીજી બાજુ એડરેનબુર્ગની 'થૉ' (નવલકથા) ને ગંભીર ઉત્પાત બનાવી ઊભા કાઢે છે. એક બાજુ, પ્રગતિશીલ લિબરલોને સાથી કરે છે, બીજી બાજુ નવોદિતોના હામી ત્વારદોવ્સ્કી જેવાઓને સંપાદકપદેથી ભ્રષ્ટ થવા દે છે (વળી પાછો, પાછળથી, એને દૃઢમૂલ સ્થાને – 'નોવિ-મિર' માં સ્થાપે છે.) એક બાજુ હંગેરી અને ક્યૂબાની ઘટનામાં વ્યગ્ર બની ડંડાબાજી શરૂ કરી દે છે, તો વળી, સત્તાની લગામ નિશ્ચિંત રીતે પોતાના હાથમાં સાબૂત જણાતાં ઉદારનીતિનો અગ્રેસર બની બેસે છે ! એક બાજુ 'નોટ બાય બ્રેડ એલોન ' (નવલકથા) જેવા પ્રયોગો સામે તકેદારી આપે છે; લેખક પાસે માફી મંગાવે છે; 'ડૉ. ઝિવાગો' (નવલકથા) માટે પાસ્તરનાકની પારાવાર રંજાડ કરે છે, એની પ્રિયતમા ઓલ્ગાને બનાવટી ગુના હેઠળ જેલ-ભેગી કરે છે, અને એ પછી કેમ જાણે પાસ્તરનાકને તો નહિ, ( કેમકે એ રીઝાવાય એવો આદમી ન હતો ) પણ દુનિયાને દેખાડવા નોબેલ પ્રાઈઝની આખી ને આખી રકમ ( જે એને લેવા દીધી ન હતી ), સરકારી તિજોરીમાંથી બક્ષિસ આપી દે છે. અને એવાય ભ્રમરો ગબડાવે છે કે એ જ નવલ-

કથા, જરા તરા ફેરફાર સાથે, રશિયામાંય છપાઈ શકે ! એક બાજુ, સાહિત્યકારોની બેઠકો અને પરિષદોમાં 'સમાજવાદી વાસ્તવવાદના મંત્ર ધુણાવે છે, ને બીજી બાજુ, સમાજવાદી વાસ્તવવાદ'ના નામે નામાંકિત થયેલો શોલોખોવ જ્યારે સાથી વાત પરદેશમાં કહી નાખે છે કે–" સમાજવાદી વાસ્તવતા શી ચીજ છે એ હું જ જાણતો નથી "–ત્યારે, ક્રુશ્ચોવ કંઈ કહેજે એ સહી લે છે ૧૯૫૬ પછી તો, કેમ જાણે, નવોદિતોની અસાધારણ તેજસ્વીતા, લોકપ્રિયતા, અને લડાયકતાય (?) જોઈ લઈ, તેમને ખાસો ઉપાડો લેવા દે છે; લેખક પરિષદમાં– 'સાહિત્ય ક્ષેત્રે નોકરશાહી પદ્ધતિનો અમલ નહિ કરવાનું લેખક સંઘના વડા ફેદિનને મોઢે જાહેર કરાવે છે. અંદર અંદરના — ભિન્ન ભિન્ન સાહિત્યપ્રવાહો અંગેના વિખવાદો માટે સરકારને વચમાં ન પાડવા અને માંહોમાંહે પતાવી લેવાનું ( જ્યારે નવોદિતોનું બળ વધી રહ્યું છે ત્યારે ) સૂત્ર વહેતું મૂકે છે, અને હકીકતે, કેટલેક સ્થળે, સ્થાનિક લેખક સંઘોમાં ગુપ્ત મતદાનની મતપદ્ધતિ ( રશિયા માટે ઘણી નવી )ના જોરે કારોબારીમાં નવોદિતોને ચૂંટાવા દે છે, સંપાદક મંડળોમાંય પ્રવેશવા દે છે; એવતુશેન્કો જેવા 'તુફાની' કવિને પોતાના જ જમાઈની સાથેની દોસ્તીનો લાભ પણ ખાટવા દે છે ! તેની 'સ્તાલિનના વારસદાર' જેવી કવિતા કોઈ જ સંપાદક છાપવાની હિંમત કરતો નથી ત્યારે, પોતે જ પાર્ટીપત્ર ' પ્રાવદા 'માં એને છપાવે છે; કોન્સેન્ટ્રેશન કેમ્પની નવલકથા (One day in life of Denisovitch) પણ, કાપકૂપ વિના કોઈ છાપવા તૈયાર થતું નથી ત્યારે, ક્રુશ્ચોવ જાતે જેવી ને તેવી છાપવાની પરવાનગી આપે છે ! અલબત્ત, આ બંને કિસ્સામાં એનો હેતુ સ્તાલિનવાદીઓ ઉપર નવો ફટકો લગાવવાનો જ હતો, એ ય સ્પષ્ટ છે; અને સ્તાલિનવાદીઓને હૈયે ખરેખરો ફફડાટ જગાવી ય દે છે. બીજી બાજુ નવોદિતોમાં ભાગલા પાડવાની નીતિ, સવત-

* જેવું મનમાં વસ્યું તેવું લખી લખીને ભંડારીઆમાં ભરી રાખનારાં અને વખત પાકતો જાય તેમ તેમ જરૂરી કાપકૂપ કરીને છપાવવા આપનારાં.

અજમાવે રાખે છે; એમાંના મોડરેટો–લિબરલો–મધ્યમ માર્ગીઓને ચડાવે છે, માથા ફરેલને લાડે છે, મનાવાય એટલાની પાસે માફીઓ મંગાવે છે; અને 'આઇડિયોલૉજી'ની શુદ્ધિનો ઉપદેશ આપી, ખાસ 'આઇડિયોલૉજી કમિશન' નીમે છે. × × × પોતાની ગેરહાજરીમાં (૧૯૬૩) એના હરીફોને હાથે સાહિત્યક્ષેત્રે નવી કટોકટી જામે છે, એ પછી, પોતે પાછો ફરી બીજું સંકેલી લે છે.

અને 'પ્રાવદા'ના તંત્રીલેખ દ્વારા સ્પષ્ટ કરી નાખે છે કે–

બુદ્ધિજીવીઓની દરેકે દરેક પગલે ચોકી કરવાની હોય નહિ; કેમ લખવું, કેમ ચીતરવું, કેમ ભજવવું, ગાવું—એ બધી વિગત સાથે અમને નિસ્બત નથી. (મે–૧૯૬૩)

પરંતુ આ તમામ વરસો દરમ્યાન એના કુફાડા, ગાળો, ધમકીઓ, અને વચન આપ્યું લડતનું લૉજિક ('આ કંઈ કામચલાઉ ઝુંબેશ (કૅમ્પેઇન) નથી, આ તો એકધારી લડત (સ્ટ્રગલ) છે) ચાલુ રહે છે 'માનેઝ'ના ચિત્ર પ્રદર્શનમાં સૌની હાજરીમાં મોડર્ન ચિત્રકારો–કલાકારોને સંબોધીને કહી નાખે છે: અમે તમારી સામે યુદ્ધ જાહેર કરીએ છીએ! અને દુશ્મનને પંથે ગયેલા દીકરાનું ખૂન કર્યાનો આદર્શ (નવલકથામાંનું દૃષ્ટાંત આપી) યાદ કરાવ્યા વિનાય તે રહેતો નથી.

આમ—

૧૯૫૩ થી ૧૯૬૩! દસ વરસ લગાતાર આટાપાટા ખેલ્યાને અંતે, ક્રુશ્ચોવે કદાચ ધાર્યું કર્યાનો સંતોષ પણ લીધો હશે. એક વાત સ્પષ્ટ છે કે ૧૯૫૯માં પોતાને સર્વેસર્વા પદે નિશ્ચિત બનેલો માન્યા પછી એણે એ છેડાના અતિમવાદીઓને અળગા રાખી, લિબરલો–મોડરેટોને આગળ આણી, પોતાને હસ્તક લગામ રહે એ પ્રકારની જે સમતુલા ઊભી કરી હતી; એમાંથી ક્રુશ્ચોવ પાછો વાળ્યો નથી. 'બે ડગલાં આગળ, એક ડગલું પાછળ'નું પ્રમાણ એણે ગુમાવી દીધું નથી.

★

પરંતુ ક્રુશ્ચોવની ખરેખરી શિરોવેદના દૂર થઈ નથી એ તો પરિસ્થિતિના પાયામાં જ પડેલી છે–

સૌથી પહેલી વેદના તો 'પશ્ચિમી અસર' અંગેની છે. તે માને છે કે–

● પશ્ચિમી સંપર્કથી રુસી નવજુવાનો—નવોદિત લેખકો—સર્જકો બગડે છે. ફૉર્માલિઝમ, એબ્સ્ટ્રેક્શનિઝમ અને એવા સિદ્ધાન્તો તેઓ પરદેશથી લઈ આવે છે (એને ખબર હોવી જ જોઈએ કે રુશિયામાં જ ક્રાંતિપૂર્વે અને ક્રાંતિના આરંભકાળમાં આવા એક બે નહિ બાર પ્રવાહો યથેચ્છ રીતે વિકસી રહ્યા હતા!), ત્યાંથી અંજાઈને આવે છે; ત્યાંની કેટલીક વાહવાહ પણ કરે છે ને ઘરની ફરિયાદો જાહેર કરી આવે છે! આવો હજાર ટીકા ઝાડયા પછી ય ક્રુશ્ચોવ કરે છે શું?

– ત્યાંના નવા વિચારો પ્રવેશે એવી, મર્યાદિત છતાં અનેક, છૂટછાટો ચાલુ રાખે છે—પુસ્તકો, સામયિકો, પ્રવાસો, પરિષદો અને નમૂના ચિત્રોનાં પ્રદર્શનો ય! અમેરિકન રેડિયો, જામ કરવાને બદલે, ઊલટો છૂટો મૂકે છે! અને પરદેશ જઈ આવેલાની ખોબરી ટીકા કરીને ય એમને સદંતર પૂરી રાખવાની ભૂલ કદાચ એ નહિ કરે!

(ઘરના તેજસ્વી હીરાઓને પરદેશ પાડવાને તો એ રશિયાની આબરૂ વધારી રહ્યો છે—ભલેને ઘેર પાછા ફર્યા પછી પથ્થર જેવા શબ્દોથી તેમને પીંખી નાખે!)

ખરી વાત તો એ છે કે–

● એ પોતે જ બીજાં ક્ષેત્રોએ પશ્ચિમ સાથેનો નવો સહકાર્યકારી સંબંધ (detente) સાધી—વિસ્તારી રહ્યો છે—આર્થિક, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, સંશોધનિક, શૈક્ષણિક અને અણુપ્રયોગો તથા અવકાશી ઉડ્ડ-

યનોની હિલચાલમાં ય,, આ બધા પછી સાહિત્યિક અને વૈચારિક ક્ષેત્રની, સર્જન અને ચિંતન ક્ષેત્રની, આઝાદી ટકવાની છે શી રીતે !

શું ક્રુશ્ચોવને એ વાત નહિ સમજાઈ ગઈ હોય કે કોઈ 'શુદ્ધ' માર્ક્સવાદી – લેનિનવાદી વિચારધારા હવે રહી નથી ? એવું હવે શક્ય જ નથી ! સનાતની માઓએ એવો દાવો કર્યો છે ત્યારે ક્રુશ્ચોવે પોતે જ મહત્ત્વાઈ ગયેલા યુગની નવી પરિસ્થિતિની વાત સંભળાવી દઈ એને ખુલ્લો પાડ્યાની હિંમતભરી હિંમત બતાવી છે.

★

પરંતુ, ક્રુશ્ચોવ માત્ર 'આંધળી દડી' રમી રહ્યો છે એમ માનવું અસ્થાને છે તે એક નવી કક્ષાની ને નવા પ્રકારની સમતુલા ઊભી કરી રહ્યો છે.

● ક્રુશ્ચોવ સ્તાલિનનાં સાધનો વાપરતો નથી. સ્તાલિને શારીરિક દમન અને અત્યાચારોનું સત્ર ચલાવ્યું હતું; ગુપ્તચરો અને હત્યારાઓ દ્વારા ઉકેલ લાવવા તે મથ્યો હતો. ક્રુશ્ચોવે એ સાધનોનો ઉપયોગ ન કરવાનો આગ્રહ સેવ્યો છે. એણે સ્તાલિનના જડસુ Appartchiksને બદલે માર્ક્સવાદી જ્ઞાન અને ટેકનિકની તાલિમ લીધેલા, દુનિયાના પ્રવાહોથી પરિચિત Activists દ્વારા પોતાને ઇષ્ટ ઉકેલ લાવવાનો માર્ગ અખત્યાર કર્યો છે.

● સાહિત્ય ક્ષેત્રે નોકરશાહો નહિ, 'લિબરલ' સાહિત્યકારોની તાકાતથી નવી સમતુલા જાળવવા મથે છે.

એથી તો એ સાહિત્યકારોની ઉપરાઉપરી સભાઓ પરિષદો ભરે છે; ભાષણો–શીખામણો–સમજાવટોથી માંડી ધમકીઓ, અને ભાગલા પાડવાની યુક્તિઓ અજમાવે છે; અને માફીઓ મગાવી, એમને સુધારવા માટે, સ્તાલિનની કોન્સેન્ટ્રેશન કેંપમાં નહિ, ખેતરો અને કારખાનામાં શ્રમજીવીઓ સાથે જીવવાનો રાહ ચીંધે છે !

● એને એ વાતની પણ ખાત્રી થઈ ગઈ છે કે, લિબરલ–મોડરેટ પાઠ આપવા માટે 'મોડર્ન' બનવું પણ જરૂરી છે.

—એટલે કે પશ્ચિમ સાથેનો નવો સહકારીનો સંબંધ ( detente ) વધારવો જરૂરી છે.. એને માટે જે ભોગવવું પડે તેનાં દામ ચૂકવવા ય, છેવટે, તે તૈયાર જણાય છે !

આમ, પોતાની સમગ્ર નીતિના એક ભાગ તરીકે 'વૈચારિક શુદ્ધિની સમસ્યાને, તેણે વ્યવહારુ દૃષ્ટિએ ન ટાળી શકાય તેવી માની લઈને જ મન વાળ્યું હશે !

પરંતુ જે કેટલીક બાબતમાં તે પોતાના મનને વાળી શકતો નથી એ છે એની અંગત કરણીએ સરજેલા સવાલો .

૧ : સ્તાલિનયુગમાં સ્તાલિનનાં પાપોના સાગરિતોમાં ક્રુશ્ચોવ હતો કે કેમ ?–પ્રશ્ન એહરેનબુર્ગે જગાવેલ આ ચકચાર તેને માટે અંગત કઠોર પ્રહાર સમાન છે. માટે તો એહરેનબુર્ગને તે કોઈ રીતે માફ કરી શકતો નથી !

૨ : આજના જુવાનોએ વળી Fathers and Sons – બે પેઢીના સંઘર્ષની ચકચાર જગાવી છે, તેય તેને લગભગ અંગત અને પોતાની આખી પેઢીને માથે કલંકરૂપ લાગે છે; એથી તે એના પુરસ્કર્તાઓને માફ કરવા તૈયાર નથી !

૩ : ઝારના રશિયામાં અને સ્તાલિનના રશિયામાં યહૂદી–દ્વેષ હતો. તેનો ઉપયોગ રાજકારણી હિતો માટે કરવામાં આવતો હતો – આટલી વાત તે સ્વીકારી લે તો ય, અપ્રગટ રીતે ય જે એવો ઈશારો થઈ રહ્યો છે કે ક્રુશ્ચોવના પોતાનાય હાથ હજી હમણાં લગી ( પોલાંડની ઘટના દરમ્યાન ) ખરડાયેલા છે – તો તેને એ અંગત આરોપ સમજી સહી લેવા તૈયાર નથી

ટૂંકમાં, આટલી વાતમાં તમે મૂંગા રહો તો હું તમારા મર્યાદિત અધિકારોની બાબતમાં માથું મારવાનો નથી– આવી કંઈક વેતરણમાં ક્રુશ્ચોવ પડયો છે !

[ અનુસંધાન માટે જુઓ, પાનું ૧૭૪ ]

# સોવિયેત સાહિત્યના પ્રવાહો

—ભોગીલાલ ગાંધી

## ૧ : ભૂમિકા

### ક્રાંતિનો આરંભકાળ

### [ ૧૯૧૭–૧૯૨૮ ]

આખી ૧૯ ની સદી દરમ્યાન રશિયા પુશ્કિન, ગોગોલ, લરમોન્તોવ, તુર્ગનેવ, નેક્રાસોવ, તોલ્સતોય અને દોસ્તોયેવ્સ્કી, આદિ અસાધારણ સાહિત્યિક પ્રતિભાઓથી વિશ્વનું આકર્ષણ કરી રહ્યું જ હતુ

આ પરંપરાના અનુસંધાનમાં, રશિયાઈ બોલ્શેવિક ક્રાંતિનો આરંભ કાળેય, રશિયાની ધરતી પર ઉચ્ચ કક્ષાના કવિ–સાહિત્યકારોની એક આખી વણઝાર અસ્તિત્વ ધરાવતી હતી – મેક્સિમ ગોર્કી, એલેક્સી તોલ્સતોય, માઈકલ શોલોખોવ, ઈલિયા એહરેનબુર્ગ જેવાઓ ક્રાંતિને અનુકૂળ થયા અને સોવિયેત સાહિત્યમાં મશહૂર બન્યા, તો ઈવાન બુનિન, લિયોનિદ આન્દ્રેયેવ, કુપ્રિન વગેરે લેનિનની સત્તા–પ્રાપ્તિને ક્રાંતિ તરીકે સ્વીકારવા જ તૈયાર ન થયા અને સ્વેચ્છાએ દેશવટો લીધો. તો વળી એલેક્ઝાન્દર બ્લોક, સર્ગી યેસેનિન તથા આન્દ્રેઈ બેલી જેવાઓએ ઑક્ટોબર ક્રાંતિને આધ્યાત્મિક ઊમળકાભેર આવકારી ખરી, પરંતુ એમની શ્રદ્ધાને સંતોષી ટકાવી શકે એવું કશું માનવીય મૂલ્ય–પરિવર્તન અનુભવ્યું નહિ ત્યારે, એમની હતાશા અને એમના આઘાતનો પાર રહ્યો નહિ.

આ ત્રણમાં સૌથી પ્રથમ આઘાત પામ્યો કવિ બ્લોક ૧૯૧૮માં ક્રાંતિને સત્કારતું પ્રથમ મહાન કાવ્ય 'Twelve' (ઈશુ માથે સફેદ મુકુટ ધારણ કરીને રેડ ગાર્ડ્સની કૂચ દોરી રહ્યો હોય એવી ભાવના વાળું કાવ્ય), લખનાર કવિ ત્રણ વર્ષમાં જ 'ક્રાંતિના સંગીત'થી તોબાહ પોકારી ગયો અને ૧૯૨૧માં એ મરણ પામ્યો. તો, ૧૯૧૭માં Transfiguration નો લખનારો, આધ્યાત્મિક પરિવર્તનની શ્રદ્ધા ગાનારો, રશિયન કિસાનના પુનરૂજન્મની આસ્થા ધારણ કરનારો, અને ઈશ્વર કરતાં માનવીમાં અધિક આસ્થા સેવનારો કવિ યેસેનિન ૧૯૨૫માં આત્મહત્યા કરી છૂટ્યો! આન્દ્રેઈ બેલીએ પણ એવીજ આધ્યાત્મિક ભાવનાના આવેશમાં ૧૯૧૯માં 'Christ is Risen' લખી, ઈશુના વધને અંતે સ્વર્ગીય રાજ્ય અવતરવાની શ્રદ્ધાની જેમ, ક્રાંતિની યાતનાઓને અંતે રાષ્ટ્રના પુનરૂજન્મની શ્રદ્ધા પ્રગટ કરી. પરંતુ તે ઝાંઝવાનાં જળ સમી એને જણાઈ!

માયકોવ્સ્કીએ સ્થૂળ ક્રાંતિને ય આવકારી, યાંત્રિક–તાંત્રિક પરિવર્તનને ય ઊમળકાભેર અપનાવ્યું. પક્ષને, ક્રાંતિનેતા લેનિનને અને સામ્યવાદી કાર્યક્રમને ય પોતાની કવિતાના વિષયો બનાવ્યા. સુંદર ઊર્મિકાવ્યોથી માંડી ઝનૂની સૂત્રોચ્ચારી કવિતાઓ લખી; નાટકો લખ્યાં, ભજવ્યાં; પોસ્ટરો લખ્યાં, ચીતર્યાં; સભાઓ ગજવી અને Left Front of Writers (LFF) ઊભો કરી Futurism દ્વારા ક્રાંતિની સેવા કરવાની ધૂનમાં પાગલ જેવો બન્યો; એ પાગલપણે અંતે એને ય, ૧૯૩૨માં, આત્મહત્યાનું દ્વાર ખોલી આપ્યું!

ક્રાંતિએ બીજા અનેક 'મોડર્ન', 'સિમ્બોલિસ્ટ' કવિઓ, અને 'ઍક્સપ્રેશનિસ્ટ' નાટ્યલેખકોને તેના પૂરમાં ખેંચી લીધા હતા. એમની એ ક્રાંતિ–ભાવનાને પ્રગટ કરતાં અનેક પ્રગતિજૂથો શરૂ થઈ ગયાં હતાં. ઑક્ટોબર–જૂથનો અગ્રણી એવરબાખ હતો, જેને પાછળથી ઠાર કરવામાં આવ્યો હતો!

કોઈ રડ્યાખડ્યા ઘમંડી, તુંડાખાજ પ્રજાવિરોધી, આદર્શ રહિત, સ્વાર્થી લહિયાઓની આ કહાણી નથી. રશિયન સાહિત્યની શ્રેષ્ઠ પ્રણાલીને જીવનનું સમસ્ત સમર્પી જનારા વિરલ સર્જક–કવિઓની આ હકીકત છે.

અને એમનાથી ય કઠોર કહાણી છે – પાસ્તરનાકની. એની પ્રતિભાનો

આરંભ ક્રાંતિકાળનો આ પ્રથમ સુખથીજ થયો હતો, અને છેક ૧૯૫૮માં ડૉ. ઝિવાગો નવલકથા વિદેશમાં પ્રગટ થતાં તેના ઉપર, અને તેની પ્રીતિ–નાયિકા ઓલ્ગા ઉપર ભયંકર તહોમતો ઊતરતાં, અંતિમ આઘાતમાં તે મૃત્યુ પામ્યો હતો. આ એકજ ઉચ્ચ કક્ષાનો કવિસર્જક હતો જે, ક્રાંતિથી કેવળ અભાઈ જતો બચ્યો હતો – અલબત્ત, ક્રાંતિનાં અનેક પાસાંઓથી એ અત્યંત પ્રભાવિત થયો હોવા છતાં, તેને ઓક્ટોબર ક્રાંતિનાં અનેક લક્ષણોની ઝાંખી આરંભથી થઈ ચૂકી હતી. ૧૯૧૮માં 'Without Love' વાર્તામાં એનાં બીજ પડેલાં છે, પાછળથી તે ડૉ. ઝિવાગોમાં વધુ વિકસિત સ્વરૂપે જોવા મળે છે.

● પરંતુ આ સ્થળે ધ્યાન ખેંચવાયોગ્ય હકીકત તો એ છે કે ક્રાંતિના આરંભના આ દાયકા દરમ્યાન, એટલે કે આરંભની અસાધારણ જોખમ ભરી કટોકટીના વરસોમાં, જે–કોઈ કવિ–કલાકારે જે–કાંઈ અનુભવ્યું તે લગભગ મુક્ત રીતે પ્રગટ કરવામાં તેને ભાગ્યે કશી બાધા જણાઈ હતી. અલબત્ત, એ વરસોમાં સાહિત્યિક સેન્સરશીપ' (GLAVILT) ન હતી એવું નથી પરંતુ એનો ઉપયોગ ક્રાંતિનો સીધો વિરોધ કરનારાં લખાણો પૂરતોજ મર્યાદિત હતો. ક્રાંતિમાં ફરજિયાત શ્રદ્ધા ધારણ કરવાની કોઈ અનિવાર્યતા ન હતી; ખુલ્લે ખુલ્લા ક્રાંતિવિરોધી પ્રચાર સામેજ નિયંત્રણ હતું.

એ યુગનું સોવિયેત ગદ્ય–સાહિત્ય (નવલકથા–વાર્તા સહિત) આનાં નોંધપાત્ર દૃષ્ટાંતો છે: ક્રાંતિ, આંતરવિગ્રહ, NEP–આ દરેક ઘટના વિષે લેખકને જે વાસ્તવિકતા જણાઈ તે પ્રગટ કરવામાં કશી દહેશત ન હતી. દા. ત. પિલ્નાક બાબેલની વાર્તાઓ (The Journey–જો કે તે છેક ૧૯૩૨માં છપાઈ હતી) લિયોનિદ લિયોનોવની The Badgers (૧૯૨૫)માં બોલ્શેવિક ધાડાઓ સામેની ખેડૂતોની બેફિકરાઈનું ચિત્ર, અને The Thief (૧૯૨૭)માં એક–આદર્શવાદી–કમ્યુનિસ્ટની, જે આંતરવિગ્રહમાં ઝૂઝ્યો હતો તેની, NEP સમયની હતાશા અને સીલોલોગીની

'And Quiet Flow the Don*' માં ક્રાંતિએ પેદા કરેલા હજી પ્રકારના મનોભાવો – સામ્યવાદના મૂળભૂત વર્ગ–વિગ્રહના સત્રને ભૂલી જઈને, ક્રાંતિકારીઓના તરંગી ખ્યાલો, બુદ્ધિજીવીઓના દિલની ઘેરી આશંકાઓ, આમપ્રજાને વેઠવી પડતી અસાધારણ યાતનાઓ વગેરે હકીકતોનું વફાદાર વર્ણન. (આજે ક્રાંતિના ૪૫ વર્ષ બાદ એવું આલેખન ગુનાહિત ગણાય!) ...

## સર્વસત્તાવાદનો સપાટો

### [ ૧૯૨૮ થી ૧૯૩૪ ]

સાહિત્યકારની અંતરાત્માની મર્યાદિત સ્વાધીનતાનો આ યુગ ૧૯૨૮માં પૂરો થયો. આ દાયકા દરમ્યાન બુદ્ધિજીવીઓની સ્વતંત્રતાને એટલા માટે સહી લેવામાં આવી હતી કે સાચા શુદ્ધ ક્રાંતિકારી કામદાર–સાહિત્યકારોની જમાત હજી તૈયાર થઈ ન હતી!–ટ્રોટસ્કીનું વલણ આ શંકાનું સમર્થન કરે છે. એના શબ્દોમાં આ બધા સાચા ક્રાંતિકારી ન હતા, આ તો 'સાથી–પ્રવાસીઓ' (Fellow–Travellers) હતા —એમનો ઉપયોગ પૂરો થયે ગમે ત્યારે એમને પડતા મૂકી શકાય!

૧૯૨૯થી એ પથ લેવાયો પણ ખરો. આજ સુધીમાં સાહિત્ય અને શિક્ષણનું ક્ષેત્ર, તે ખાતાના પ્રધાન લુનાચાર્સ્કીને હસ્તક હતું—એ લેખક વિચારક હતો; એ યુગના સંસ્કારી આત્માઓમાંનો એક હતો. આથી જ કદાચ, 'સાથી–પ્રવાસી' લેખકોના સંઘ (ઑલ રશિયન યુનિયન ઑફ રાઈટર્સ) અને પ્રોલેતારિયત (શહેરી કામદાર) લેખક સંઘ * (RAPP) વચ્ચે ઠીકઠીક મેળ રહ્યો હતો. ૧૯૨૯માં, તે ખતમ થયો.—લેખન સ્વાતંત્ર્યની પ્રાથમિક કક્ષાનોય અંત આવી ગયો. ૨૪ વર્ષનો અંધારપછેડો પથરાઈ ગયો.

* ગુજરાતીમાં 'ધીરે વહે છે દોન' (ભાગ ૧–૨–૩.) ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. વડોદરા.

રશિયાના સમસ્ત જીવન ઉપરનો આ અંધારપછેડો હતો. સ્તાલિને પાર્ટીની અંદરના પોતાના રાજકારી વિરોધીઓને શિકસ્ત આપી સર્વ-સત્તા પર પોતાની જાતને અભિષિક્ત કરી લીધી હતી. એને હવે લોકસંમતિનો, સાથીદારોની સંમતિનો, લેખકો અને બુદ્ધિજીવીઓની સંમતિની યે કશી ગરજ રહી ન હતી. ઉપરથી ક્રાંતિ લાદવાની એકમાત્ર તરકીબ એણે અજમાવવી શરૂ કરી. કિસાનો ઉપર સામુહિકખેતી લાદવામાં આવી; અને લેખકો-કલાકારો ઉપર સમાજવાદી વાસ્તવવાદનો ધર્મ ઠોકાયો. ટૂંકમાં સર્વત્ર 'પ્રોલેતારિયત' (શેહેરી કામદાર) વર્ગની સરમુખત્યારીનું સાચું સ્વરૂપ ખુલ્લું થવા માંડ્યુ—થોડાંક વર્ષોમાં તો એ એક વર્ગની નહિ, એક પક્ષની યે નહિ, એક જૂથનીયે નહિ, એક વ્યક્તિની ધાક અને સર્વસત્તામાંથી જન્મેલી વ્યક્તિપૂજામાં ફેરવાઈ ગયું!

હવે નવી "ટેકનીક" અજમાવાઈ. ખુદ 'પ્રોલેતારિયત લેખકસંઘ'-ના નેતાઓ એવરબાખ અને ફાયદેયેવને, આજ સુધી તેઓ ઉદ્દામોને દબાવીને કામ કરતા હતા, મવાળો તરફ શિથિલ હતા, એવો ઠપકો આપી ચાવી ચઢાવીને, એ જ સંઘના સત્તાધારી બનાવી મધ્યમવર્ગી લેખકો સામે મોરચો બાંધવા આગળ કર્યા.

એ વાત સ્પષ્ટ છે કે આ વરસોમાં ક્રાંતિની અંધશ્રદ્ધાએ જન્માવેલુ આંધળું ધર્મઝનૂન વ્યાપક હતુ અને ઊંડું ઘર કરી બેઠુ હતું: વિજયી બનેલી ક્રાંતિને ખુલ્લા અને છૂપા દગાખોરોથી (કામદાર સિવાયના વર્ગમાં જન્મેલા હોવાને કારણે જ આજે નહિ તો કાલે ક્રાંતિનો દ્રોહ કરવાની શક્યતા વાળા મધ્યમવર્ગી દગાખોરોથી) બચાવવી હોય તો તમામ ક્ષેત્રે કઠોર સરમુખત્યારી વિના છૂટકો જ નથી, એટલે કે ક્રાંતિની રક્ષા અને સફળતા વાંછનારા સૌને માટે ક્રાંતિકારી પાર્ટી 'બોલ્શેવિક-કમ્યુનિસ્ટ પાર્ટી'ની એકનિષ્ઠ વફાદારી જ એકમાત્ર ધર્મ છે, એમાં અશ્રદ્ધા સેવનાર, ડગુમગુ રહેનારને નભાવી લેવામાંય જોખમ છે—એવું મોટા ભાગનાઓને ગળે ઠસી ગયુ હતુ.

ઑલ-રશિયન યુનિયન ઑફ રાઈટર્સ (અખિલ રશિયન લેખક મંડળ)ના 'ચેરમેન' બોરિસ પિલ્ન્યાક અને તેની લેનિનગ્રાદ શાખાના ચેરમેન ઝામ્યાતિન ઉપર સર્વપ્રથમ તવાઈ ઉતારવામાં આવી. એમના ઉપર એવા આક્ષેપો કરવામાં આવ્યા કે આ બંને લેખકોએ ગુપ્ત રીતે પોતાનાં લખાણો પરદેશમાં છપાવવાની કોશિશ કરી હતી.

આ વરસોમાં લખાયેલ સેંકડો નવલકથાઓ, કંપોઝ થઈ ગયા પછી, ગેલી-પ્રુફ વખતે 'સેન્સર' કરવામાં આવી હતી; બુલ્ગાકોવ, બાબેલ, જેવા લેખકોની કૃતિઓ છપાતી બંધ થઈ હતી; અને શોલોખોવ જેવા ઉપર પણ સારી પેઠે પ્રહારો થયા હતા.

ત્રીશીની 'સફાઈ' (purges) માં સેંકડો લેખકોનાં નામ-નિશાન ખતમ થઈ ગયાં, એમનાં ઠામ-ઠેકાણાં વિષે કોઈને કશી માહિતી મળે નહિ એ રીતે દફનાવાઈ ગયા; એમની હસ્તપ્રતોનો નાશ કરવામાં આવ્યો; અને એમના છપાયેલા ગ્રંથો બંધ કબાટોમાં પુરાઈ ગયા!

માયકોવ્સ્કી જેવા ક્રાંતિ-કવિ ઉપર પણ RAPPમાં જોડાવા સારુ દબાણ આવ્યુ; અને એ માથાફરેલ કવિને દબાણને વશ બની આમંત્રણ સ્વીકારવુ પડ્યું!

પરંતુ, બે ત્રણ વર્ષમાં પ્રોલેતારિયત લેખક સંઘ (RAPP) અંગે તો ફેરવિચાર કરવાની સ્થિતિ ઊભી થઈ! ત્રોત્સ્કીની અસરવાળા આ સંઘનું સ્થાન, ત્રોત્સ્કી સામેના ગંભીર તહોમતનામાના પ્રકાશમાં, ઊલટુ જોખમી જણાયુ હશે! સ્તાલિને પ્રોલિતારિયત સંઘને વિખેરી નાખવાનો હુકમ કરવાની સાથે જ, વ્યવહારુ દક્ષતાને પ્રાધાન્ય આપી, નામીચા માર્કસવાદીઓને સ્થાને બુઝર્વા-તકવાદીઓને મહત્ત્વ આપ્યું, તથા ઑલ રશિયન યુનિયન ઑફ સોવિયેત રાઈટર્સને તથા બીજા લેખક-જૂથોને વિખેરી નાખીને વળી એક નવી સંસ્થા 'ધ યુનિયન ઑફ સોવિયેત રાઈટર્સ' ઊભી કરી.

૧૯૩૦ની આ સાલમાં જ બોલ્શેવિક પાર્ટીએ સાહિત્ય-કલા પરત્વેની નીતિ જાહેર કરી દીધી:

તીક્ષ્ણ વર્ગ-યુદ્ધની ક્ષણોમાં કોઈ પણ પ્રકારની 'લિબરલ' વૃત્તિ, સૌંદર્યની ભાષા પ્રત્યેનો અનુરાગ દુશ્મનને સીધી મદદરૂપ લેખાશે!

## મહાન અસત્યનો યુગ

કશા વધારે કાનૂનોની જરૂર જ ન હતી. જરાક વિરોધી વલણ દેખાયું કે લેખક જેલભેગો થઈ જ ગયો સમજો. સોવિયેતની સિક્યુરિટી પોલિસને (CHEKA, કે OGPU) માટે આ વલણ જાણવાનું અઘરું ન હતું. અમુક પાર્ટી-લેખકે લખેલો રિવ્યુ પ્રગટ થાય ને તેમાં જેમને માટે 'બૂર્ઝ્વા વ્યક્તિવાદી' કે 'સમાજવાદી વાસ્તવવાદનો વિરોધી' એવી ટીકા આવે એટલું જ બસ હતું. ઘણે ભાગે તો પહેલેથી જ 'એજિટ-પ્રોપ' તરફથી ખબર મળી જતી; અને એ રિવ્યુ છપાય તે વખતે તો લેખક કોઈક જેલમાં અગર અનેકમાંની એક 'શ્રમછાવણી'માં ધકેલાઈ ગયો હોવાનો!

નાલેશીનો ય કોઈ પાર છે! અનહદ જુલ્મો કરનાર ગુપ્ત પોલિસતંત્ર –'ઓગ્પુ'ને 'ઓર્ડર ઑફ લેનિનનો' ચાંદ-ખિતાબ આપવાની સિફારસ લેખકોના આ સંઘ તરફથી જ સોવિયેત સરકારને કરવામાં આવી હતી (૭-૧૧-૧૯૩૦)! કઠોર કટાક્ષ તો એ છે કે આ સિફારસમાં આગળ પડી સહી કરનારા અનેક લેખકો, આ પછીના બે દાયકા દરમ્યાન, નામશેષ બની ગયા હતા!

આ ભય કોઈ કોઈની આંખે ન હતો ચડ્યો એવું પણ નથી. ખુદ લેખક સંઘના આગેવાન ફાદેયેવે અને લિબેદિન્સ્કીએ વિરોધ નોંધાવ્યો ય હતો:

> 'લેખકને દર કદમે ને પગલે ફાસિસ્ટ અગર વર્ગ-દુશ્મન તરીકેની છાપ મારી ઉતારી પાડવો, અને તે રીતે તેને સોવિયેત સાહિત્યમાંથી બહિષ્કૃત કરવો અને મોટે ભાગે બીજી કોક બાબતોમાં એની 'કુમેન્ણી' કરી લેવી એ યોગ્ય નથી...!'

અને ઈઝાક બાબેલે આ દિવસો દરમ્યાન પ્રતિકારનો કીમિયો શોધ્યો હતો: 'મૌનની વીરતા'—મૂંગા અસહકારનો કીમિયો!

આમ, ૧૯૩૪ સુધીમાં તો સાહિત્ય ક્ષેત્ર પણ સત્તાની સંપૂર્ણ પકડમાં આવી ગયું* એ પછી જ સોવિયેત લેખક સંઘની પ્રથમ કોન્ગ્રેસ બોલાવવામાં આવી એ હકીકત જ કેટલી સૂચક છે!

આ પહેલી પરિષદ વખતે જ સ્તાલિને લેખકોને 'માનવ-આત્માના એન્જિનિયર' કહ્યા હતા. આ એન્જિનિયરોનું કામ માનવીનાં મન સમાજવાદી સત્તાને અનુકૂળ બનાવવાનું!

કાર્લ રાદેકે (મવાળ પાંખનો નેતા: બુદ્ધિજીવી સંપાદક-વિચારક) સ્પષ્ટ કર્યું હતું કે, જે માણસ આમપ્રજા (એટલે કે એની એકમાત્ર પ્રતિનિધિ કમ્યુ. પાર્ટી)ની વિરુદ્ધમાં મત ધરાવે છે એને એ વાત શીખવાડવી પડશે કે એ કોઈ એનો વ્યક્તિગત અભિપ્રાય નથી હોતો,

---

* એક બાજુ, પાર્ટીની સેંટ્રલ કમિટીના હાથ નીચેના 'કલ્ચર ઍન્ડ-સાયન્સ સેક્શન'ને માથે સંસ્કાર-સાહિત્ય-સંશોધન ક્ષેત્રની જવાબદારી; બીજી બાજુ, સરકારની 'એજિટ-પ્રોપ'નો સીધો કાબૂ. (જો કે, સરકારી કમિટી પાર્ટીની સેંટ્રલ કમિટીની જ આણમાં હોવાની.) ** લેખક સંઘ (W. U) અને સાહિત્ય-ફંડ (LITFOND) એ બે તેના હાથાઓ દેશનાં તમામ વૃત્તપત્રો, સામયિકો, પુસ્તકોનું સંપાદન સીધી કે આડકતરી રીતે લેખકસંઘને તાબે. સંપાદકોની નીમણૂક-ફેરબદલી તે કરે, અગર પાર્ટી સીધી દખલથીય કરે. આ સંઘનાં સભ્યોનાં જ લખાણો, સંપાદક મંડળની મંજૂરી પછી, પ્રગટ થઈ શકે. આ સંઘને હસ્તક એક સાહિત્ય-ફંડ (LITFOND) હોય છે. સામયિકો અને પ્રકાશકો લેખકને જે રકમ આપે તેના ૧૦ ટકા સંઘને મળે: ઉપરાંત, દેશમાં સરકાર તરફથી ઉઘરાવાતા 'મનોરંજન વેરા'—ના બે ટકા તેને મળે (તેની પોતાની પ્રવૃત્તિ, તો કર-માફ ખરી જ). આ ફંડમાંથી 'સંસ્કાર-સદનો,' સેનેટોરિયમ, નિવૃત્તિસ્થાનો, રેસ્ટોરાં, અને ઈતર પ્રવૃત્તિઓ ચાલે; લેખકને આર્થિક મદદ આપવા લોન (લાંબો સમય માગી લે તેવી લેખન-પ્રવૃત્તિ કરનારને અગાઉથી ય) આપે. એટલે કે W U અને LITFOND લેખકની ભૌતિક જવાબદારી બની ગયાં હતાં!

પણ એ તો પ્રોલિતારિયનના દુશ્મન બૂર્ઝ્વા (પૂંજીવાદી) જૂથનો જ અભિપ્રાય હોય છે †

આ પરિષદમાં સ્તાલિનના સાહિત્ય-સંસ્કાર-કલા ક્ષેત્રના પ્રતિનિધિ ઝ્દાનોવે 'સમાજવાદી વાસ્તવવાદ'નો અનુલ્લંઘ્ય સિદ્ધાન્ત રજૂ કર્યો.

આ મૂળ સિદ્ધાન્ત ગોર્કીએ રચેલો; ઝ્દાનોવના સિદ્ધાન્તમાં એની પૂરી વિકૃત છબી નજરે પડે છે. સ્તાલિનનો-હેતુ એટલો જ હતો કે સાહિત્યે તેના-રાજકારણી સિદ્ધાન્તો અને કાર્યક્રમો, તથા અંગત મહેચ્છાઓનું સાધન બની રહેવું. કોઈ પણ કલા-સર્જન માટે આ મુશ્કેલ હતું. તેમાં ય એકહથ્થુ સત્તાની રમત રમનારા સ્તાલિનના પલટાતા પેંતરાઓ સાથે સાહિત્ય-કલાએ કદમ મિલાવવાનું અશક્ય જ હતું. આ વિસંવાદ ઝ્દાનોવ રચિત 'સમાજવાદી વાસ્તવવાદ'ના સૂત્રમાં જ રહેલો હતો. આ સૂત્રની સ્પષ્ટ નિશ્ચિત વ્યાખ્યા જ અશક્ય બની; કેવળ તકવાદી રીતે તેના અર્થો સતત ફેરવતા રહ્યા, સત્તાના સાધન તરીકે તેનો ઉપયોગ થવા લાગ્યો. પરિણામે ન તો આદિયુગી 'પ્રશિષ્ટ વાસ્તવવાદ' જન્મ્યો, ન તો ગોર્કી-પ્રબોધિત 'વીરશ્રીપૂર્ણ અને રંગદર્શી વાસ્તવવાદ' પ્રગટ્યો. બલ્કે સાહિત્ય અને સર્જનનો નાભિશ્વાસ જ રૂંધાવા લાગ્યો. એટલું જ નહિ પણ, ખુદ રશિયન સાહિત્યના સુવિકસિત સંપન્ન પ્રવાહો તરફ દુર્લક્ષ થયું; દોસ્તોયેવ્સ્કી જેવાનું સાહિત્ય રૈઝિષ્ટ ગણીને તરછોડવામાં આવ્યું, અને નવા પ્રયોગો 'ફોર્માલિઝમ'ને નામે વગોવાઈને હડધૂત થયા... તથા સામાજિક મૂલ્યોના હ્રાસ તરફ સદા જાગ્રત રહેનાર સજાગ 'આલોચક વાસ્તવવાદ' (Critical realism) ને બદલે, તથા પરિસ્થિતિનું 'જેવું-છે-તેવું' આલેખન કરનાર છબીવાદ (Naturalism) ને સ્થાને, સામ્યવાદી સ્વપ્ન 'હોવું-હોવું જોઈએ' તેને 'આજે-છે' તરીકે સ્વીકારીને,

રંગરોગાન લગાવીને પ્રગટ કરનારો ઉતરામણો-અસત્યભાષી-આભાસી વાસ્તવવાદ પ્રગટ્યો! પરિણામે, સ્તાલિન અને પાર્ટીની પ્રશંસા કરનારાં, એકધારી ઉપરછલ્લી આ કાલ્પનિક વાસ્તવવાદી છબીઓવાળાં, માનવીના અંતરંગને ઢાંકી દેનારાં, અને ભાવવિકાસની વાહ-વાહ કરનારાં સાહિત્ય-ગ્રંથોનો રાફડો ફાટ્યો – જેમાં રશિયન સાહિત્યની સદીઓની એક પરંપરા સર્વથા ભૂંસાઈ ગઈ! ભય અને ખુશામત, બદનામી અને પ્રતિષ્ઠા વચ્ચેની પસંદગીની છાયામાં પ્રત્યેક પળ વીતાવનારા સાહિત્યકારો વચ્ચેની આંતરિક નિષ્ઠા અને એકતાનો તંતુ અદૃશ્ય થયો; એક બીજા માટેના શંકા અને વહેમ, સત્તાના સાધન બનીને, જોખમરૂપ બની ગયા!

આ કોઈ કેવળ સાહિત્યક્ષેત્રનું જ ચિત્ર નથી. આ વરસોમાં જ સામુહિક ખેતીના પ્રયોગો દરમ્યાન, સ્તાલિનની પોતાની ગણત્રી મુજબ યે, લગભગ ૧ લાખ ખેડુતો ('દગાખોરો') ને ખતમ કરી નાખવામાં આવ્યા હતા; કોઈ ગામ એવું બાકી નહિ હોય જેમાંથી સેંકડો ખેડુતોને ફરજીયાત 'શ્રમ-છાવણી'ઓમાં ઢસડી જવામાં ન આવ્યા હોય. ગ્રામવિસ્તારો અનાથ રખડતાં બાળકોથી ઉભરાતાં થયાં, અને સામુહિક ખેતરો છૂપી પોલિસોથી! આ ભૂખ્યા-ભયભીત ગ્રામવાસીઓને જોઈ અરેરાટી અનુભવનારા કમ્યુનિસ્ટોને ય 'ગદ્દારો' ગણી જુલ્મના ભોગ બનાવાયા હતા: 'શ્રમયજ્ઞ'ની આગેવાની લેવા સમૂહખેતરોમાં ગયેલા શહેરી જુવાનોના હૈયાં દ્રવતાં હતાં ને પોતાને હાથે નવાં ગુનાહિત કૃત્યો કરતાં ખચકાતા હતા ત્યારે, છૂપી પોલિસો અને પાર્ટી આગેવાનો તેમને દુશ્મન જાહેર કરી અત્યાચારોની આગમાં ધકેલી દેતા હતા.

● ભારે દુર્દૈવની વાત છે કે આવા આ જમાનામાં લખાયેલી સેંકડો નવલકથાઓમાં આલેખાયેલું ચિત્ર ગ્રામવિસ્તારોની આ સત્યઘટનાને સર્વથા ઢાંકનારું હતું! કાં તો નાની સિદ્ધિઓનાં મોટાં બણગાં ફુંકાતાં, કાં તો કલ્પિત સિદ્ધિઓનાં રૂપાળાં વર્ણનો થતાં. અથવા તો, અંતે, નિષ્ફળતાઓ માટે અંદરના અને બહારના દગાખોરોને આગળ ધરવામાં આવતા હતા!

† આ ઉપદેશ આપ્યા પછી થોડા જ થોડાક સમયમાં 'આદીવાદી કાવતરાખોર' તરીકેનો આરોપ મુકાયો હતો; અને ૧૦ વર્ષની સજા થઈ હતી –એના સાથીઓને ફાંસીની!!

ખેડૂતોની દુર્દશાનો ય પાર ન હતો : શેરીઓમાં ગામડેથી ભાગી આવેલા નિરાધારોનાં ટોળાં; અને કારખાનાંઓમાં ટ્રેડયુનિયનો અને છૂપી પોલિસો દ્વારા ફરજિયાત લાંબા કલાકો સુધી કામ, ઓછાં વેતન, જીવનની જરૂરી ચીજવસ્તુઓમાં અંધાધૂંધી...

પરંતુ નવલિકા—નાટકો—નવલકથાઓમાં એથી ઊલટી જ ભાત ઊઠતી! અને આ બધું કરાવવા સારુ લેખકોની ટુકડીઓને જવાબદારી સુપ્રત થતી... કાર્યક્રમ અનુસાર કામગીરી પૂરી કરવાની રહેતી... જો કે, જેલમાં પડેલા અગર તો લેખનક્ષેત્રે મૂંગા બની ગયેલા લેખકો આવી નરી અસત્ય—આલેખનની જવાબદારીમાંથી બચી ગયા; અને કેટલાક અતિ કુશળ બાહોશ લેખકોએ આ મહાન અસત્યને એવી રીતે આલેખ્યું કે ઓછું અસહ્ય બને!, એકંદરે આ સમયની નવલકથાઓ પાર્ટીનીતિની 'ગાઈડ' અને 'હેન્ડબુક' જેવી બની ગઈ હતી.

સત્ય અને માનવીયતાના આવા અસ્તકાળમાં નિષ્ઠાવાન સાહિત્યકારોને માટે શ્વાસ લેવો પણ મુશ્કેલ બન્યો! પાસ્તરનાક, બાબેલ, સેફુલિનાનાં દૃષ્ટાંતો સુસ્પષ્ટ છે. અસત્યનો આશ્રો લેવા કરતાં એમણે લગભગ લખવાનું જ (પ્રકાશિત થાય તેવું) બંધ કર્યું. તો બીજા કેટલાકે અનુવાદો અને બાળસાહિત્ય તથા અંશતઃ સંશોધનમાં પોતાનું રક્ષણ શોધી લીધું. લિઓનોવ જેવા દોસ્તોયેવ્સ્કીના શિષ્યે સર્જન—સાધનાને રૂંધ્યા વિના, ઊંહ કીધા વિના રશિયાઈ ધરતીની મહોબ્બત અને આધ્યાત્મિક સૂરોના તાનમાં સતત લેખનકાર્ય ચાલુ રાખ્યું. લિઓનોવને માટે રશિયાના અનન્ત ભાવિમાં બોલ્શેવિઝમ માત્ર એક ઘટના હતી અને એણે બારે ખૂણેથી રશિયાનો સંદેશ (ભાવનાત્મક રીતે) પહોંચાડવો ચાલુ રાખ્યો ઠેઠ ૧૯૫૩માં, સ્તાલિનના અવસાન પૂર્વે, તેની Russian Forest નવલકથા પ્રગટ થઈ—તેમાંય તેણે તેની પ્રતીકયોજનાની ખૂબી દ્વારા એવું સૂચિત કરી દીધું છે કે; રશિયાનું ભાવિ પાર્ટી—પ્રચારકો દર્શાવે છે તેવું ને તેટલું સાદું સીધું ને ઉપરછલ્લું નથી, એના કરતાં વધુ જટિલ અને ગહન છે.

ઈલિયા એહરેનબુર્ગે આ વરસો દરમ્યાન સાહિત્યિક કર્તા સંજ-કારણ દૃષ્ટિએ પ્રત્યાઘાત આપ્યું; ફાસિઝમના ભય સામે સામ્યવાદી તંત્રને ઓછું અનિષ્ટ ગણીને તે માર્ગે; અને એણે અનુકૂળ થઈને પોતાનો માર્ગ કાઢી લીધો. તો ફાદેયેવ, સુર્કોવ જેવાઓ પોતાની સર્જકશક્તિને શક્ય એટલી અજમાવતા 'વફાદાર' સાહિત્યના અગ્રણી રહ્યા. ફાદેયેવે અંતે કૃત્રિમતાનો ભાર અસહ્ય બનતાં છેક ૧૯૫૬માં આત્મહત્યા કરી! શોલોખોવે વળી પોતાનું નિરાળું સ્થાન સાચવી સ્થિર કરી લીધું : 'And Quiet Flows the Don' પછી અનેક વર્ષો ચૂપકીદી સેવી અથવા 'સમાજવાદી વાસ્તવવાદ'ની બહુ ઊહાપોહ કર્યા વિના તેણે, તેની વિશ્વખ્યાતિના ઓઠે રહીને, લખ્યા કર્યું.

## યુદ્ધ પોતેજ રાહત!

### [ ૧૯૪૧ થી ૧૯૪૫ ]

૧૯૪૧માં હિટલરનો રશિયા પર હલ્લો થયો. પાસ્તરનાકે 'ડૉ. ઝિવાગો'માં લખ્યું છે તેમ, યુદ્ધ પોતેજ નવો ઉઘાડ બની ગયું! અસહ્ય અત્યાચારી યાતનાઓમાંથી કેમ જાણે યુદ્ધે પ્રજાને મુક્તિ અપાવી હોય એવો અનુભવ થયો! લેખકોએ ય રશિયાની પ્રીતિથી પ્રેરાઈ, દેશ કાજે જીવન ન્યોછાવરી દેવાનો પ્રસંગ ઊમળકાભેર વધાવી લીધો. જુલિયા નેઈમાનની '૧૯૪૧' કવિતા પણ આ વાતની સાખ પૂરે છે : ફરી એક વાર માણસે માણસ મળ્યાં! ખોટા મહોરાં વિનાના મોઢાં જોવા મળ્યાં (યુદ્ધ વખતનાં કેમોફ્લાજ છતાં!) પરસ્પર વિશ્વાસ પ્રગટ્યા! અને લેખકોએ યુદ્ધ દરમ્યાનની વીરતા અને માણસાઈનાં ગીતો—કાવ્યો લખ્યાં, નવલિકા—નવલકથાઓમાં જીવનની નવી ઓળખાણની નરી વાસ્તવતા આલેખી. અલબત્ત, એમાં પણ, ઢાંચાઢાળ નવલિકા—નવલકથાઓ સ્તાલિન અને પાર્ટીની ભક્તિની તથા દુશ્મનોના અત્યાચારોની, અને નરી 'બિનઅપવાદ' શરાતનની કૃતિઓ—નો ફાળો મોટો છે. છતાં અસાધારણ ગણી શકાય તેવી કેટલીક કૃતિઓ પણ છે : સિમોનોવની Days and Nights, Russian People; કોર્નેઇચુકની Front, વાસિલી ગ્રોસમાનની The People Immortal, ફાદેયેવની Young Guard (પાછળથી

સુધરાવ્યા વિનાની મૂળની), વર્શિગોરાની Men with Clear Conscience તથા સુર્કોવ, સિમોનોવના ઊર્મિ કાવ્યો.

પરતુ વિશેષ નોંધપાત્ર એ છે કે આગળના તબક્કામાં લગભગ મૂગા રહેલાઓએ પણ યુદ્ધના વાતાવરણમાં નવી બિરાદરી અને નવી સ્વાધીનતાનો અનુભવ કર્યો. રશિયાનો અતિ વિખ્યાત કટાક્ષ નવલિકાકાર ઝોશેન્કો 'Before Sunrise'માં યુદ્ધ પૂર્વેના, બલ્કે ૧૯૨૬ સુધીના, સ્મરણચિત્રો દ્વારા પોતાની વ્યથિત સ્થિતિ આલેખે છે; અને કવિ પાસ્તરનાક તથા કવિયિત્રી આના આખ્માતોવાના લખાણો ફરીથી પ્રકાશિત થવા માંડે છે

## ઝદાનોવ યુગ

## [ ૧૯૪૬-૧૯૫૨ ]

યુદ્ધ પૂરું થતાં જ, યુદ્ધ-ગાળાની આત્મીયતા અને બિરાદરી સ્તાલિન-ઝદાનોવ માટે જોખમી ઠરી – રખેને એ એકના એમની સામેના કાવતરાં રૂપે વિદ્રોહની શક્તિ બની બેસે!

'ભાગલા પાડીને રાજ કરવાની' જૂનીપુરાણી તરકીબ વળી અમલમાં આવી: પાસ્તરનાક, ઝોશેન્કો અને આખ્માતોવાને સોવિયેત પ્રજાને હતાશામાં ધકેલનાર, સોવિયેત જુવાનોને બગાડનાર, આત્મલક્ષી, સ્વૈરવિહારી લેખકો તરીકે બદનામલામાં [illegible] આવી કૃતિઓ છાપનાર અખબાર 'લેનિનગ્રાદ' બંધ કરી દેવામાં આવ્યું; ને બાદ પાર્ટીની સખત દેખરેખ નીચે મૂક્યું. આધેડ પ્રૌઢ કવિ-તંત્રી તિખોનોવને ઢીલા ગણી સોવિયેત લેખક સંઘના મંત્રી પદેથી ખસેડવામાં આવ્યો, તેની જગાએ ઝનૂની ફાદેયેવને લાવવામાં આવ્યો અને યુદ્ધપૂર્વેની શૃંખલાબદ્ધતાને ય ટપી જાય એવો અકલ્પ્ય યાતનાનો યુગ શરૂ થઈ ગયો. ૧૯૪૬ થી ૧૯૫૨ના ઝદાનોવ-યુગમાં* સાહિત્ય અને કલા વેરાન અને વામન બની ગયાં!

* ઝદાનોવનું અવસાન ૧૯૪૮માં થયું; પરંતુ એનો યુગ ૧૯૫૨ સુધી ચાલ્યો.

● આ યુગના અત્યાચારોનું સરવૈયું કાઢવું અશક્ય છે (ક્રુશ્ચોવે પોતે થોડુંક તો કર્યું છે). સાહિત્ય ક્ષેત્રના દમનની રૂપરેખા પણ અશક્ય છે. આ યુગમાં ઠાર થયેલા અને ૧૯૫૬ પછીના 'ઉત્તાડ'ના યુગમાં જેમને મરણોત્તર શુદ્ધિપત્ર નવાજવામાં આવી, તેમાંના થોડાંક નામો છે: કિરશોન, કોલ્તસોવ, ત્રેતિયાકોવ; તો કેટલાક પાંચ દસ અને પંદર સત્તર વરસે કોન્સેનટ્રેશન કેમ્પ'માંથી જીવતા પાછા આવ્યા છે–'નિર્દોષ' જાહેર થઈને! પરંતુ ઈઝાક બાબેલ કેમ્પમાં જ મર્યો 'મિલન્યાકને ગોળીએ ઠાર કરેલો નાટ્યકારો આરાકાદિન, ઓરોસ્લોવાલી, લિયોનોવ, મેયરહોલ્ડ, રાફાલ્સ્કી અને નાથાલી સાલ્ઝ—ક્યારે કેમ ખતમ થયા આપણે જાણતા નથી. એજ રીતે હજી સુધી સાહિત્યવિવેચકો—ગોરબાતિયોવ, ન્યુસિનોવ, લેસેનેવ વિષે, અને તારાસોવ-રોદ્યોનોવ, ઓસિપ મેન્ડેલસ્તામ, તથા રશિયન સાહિત્યનો ઇતિહાસકાર મસ્કી', અને આપણા સુધી પહોંચેલો–ટેન કમાન્ડમેન્ટસ, ઓન ધ વોલ્ગા, ધી પેસ ઓફ સિલ્ક સ્ટોકિંગ્સનો લેખક—પી રોમાનોવ વિષે કશી જ માહિતી ઉપલબ્ધ નથી! યુક્રેનના અને બીજી રાષ્ટ્રીયતાના અસંખ્ય લેખકો અને તેમાંયે જ્યૂ-લેખકોની હાલત વિષે કલ્પના કરવી મુશ્કેલ નથી—સ્તાલિનની જ્યૂ-દ્વેષી નીતિની જાણ થયા બાદ.

● આ અરસામાં, આત્મહત્યા કરી જીવનનો અંત આણનારાઓમાં જે બહુ થોડાક અંગે માહિતી મળી શકે છે તે છે. સોબોલોવ, વ્લાદિમિર પિયાસ્ત, મારિના ત્સ્વેતાયેવા, કુઝનિએત્સોવ

● આ અરસામાં મૂગાં બની ગયેલા – વરસો સુધી મૂક-પ્રતિકારે વળેલા – પાસ્તરનાક, આખ્માતોવા, ઝોશેન્કો, સેયફુલિના, યુરી ઓલેશા, એન. એહરેનબર્ગ, સેફુલિના વગેરે

આવા આ ગમખ્વાર ઝદાનોવ યુગના ત્રણ હેતુઓ હતા:

(૧) દુનિયાના બિનકમ્યુનિસ્ટ દેશોથી રશિયાને સમૂળું વિખૂટું પાડી દેવું; અને જે કાંઈ રશિયામાં હોય, કે 'હોવું ઘટે' તે જ 'છે' ગણીને, એની પ્રશંસા કરાવવી:

આ 'નવાં ઉઘાડ'ના લખાણોમાંનાં કેટલાંક અંગે કેટલાક વિચારકોએ બીજી જ રીતે ધ્યાન ખેંચ્યું છે. દા. ત. કોર્નેઈ ચુકના નાટક Wingsને સાહિત્યમાં 'Zubatovism'ની પદ્ધતિ તરીકે ઓળખાવે છે. એટલે કે–કેટલીક બાબતમાં પ્રજાનો અવાજ એવી રીતે રજૂ કરવો કે ખુલ્લા દમન વિના વિરોધ તૂટી પડે અને રાજ્યસત્તાની પકડ કાયમ રહે. Zubatov ઝારના જમાનાનો પોલિસ અમલદાર હતો, એણે ઉપલા સત્તાધારીઓની સમ્મતિથી મજૂર સંગઠનો ઊભાં કર્યાં, અને આ સંગઠનો દ્વારા આર્થિક સુધારાની લડતોની પણ દોરવણી કરી. અને તેમ કરીને કામદારોને રાજકીય લડતથી દૂર રાખવાનો હેતુ અંશતઃ સફળ પણ થયો હતો.

પરંતુ ૧૯૫૪માંજ 'બરફ ઓગળવામાંથી થીજવાની ક્રિયા' પણ શરૂ થઈ ગઈ જણાય છે. ગાલિના નિકોલેયેવાની Battle on the Way પ્રગટ થઈ. તેમાં સ્તાલિનની સ્મશાનયાત્રાનું ભયંકર વર્ણન છે. આનો હેતુ પણ 'વિંગ્સ'ની જેમ સોવિયેત વાચકોને નવા ઉઘાડથી ખેંચાઈ જતા રોકવાનો ગણાયો છે.

એ ગમે તે હો. પરંતુ આ વરસ દરમ્યાન જ એહરેનબુર્ગની નવલકથા (થૉ) ઉપર સિમોનોવે પ્રહાર શરૂ કરી દીધો હતો; અને 'સંસ્કાર વિભાગના પ્રધાન–ખાતાના નિવેદનમાં પોમેરાન્તસેવના લેખ તથા ઝોરિનના નાટક (ધ ગેસ્ટ)ની ઝાટકણી પ્રગટ થઈ હતી. ઉપરાંત, નવા ઉઘાડની તરફેણ કરનારા તંત્રીઓ – ત્વારદોવ્સ્કી (નોવિમિર) તથા પાનફેરોવ (માસિકઃ 'ઑક્ટોબર') ઉપર સુર્કોવે જાહેરમાં નિંદા કરી તેમને સ્થાનભ્રષ્ટ કર્યા હતા.

આ પછી, ૧૯૫૪ના અંતમાં સોવિયેત લેખક સંઘની બીજી પરિષદ* મળી અને તેમાં એહરેનબુર્ગ, પાશ્કિન તથા બેંજામિન કાવેરિન બહુ સાવચેતી ભર્યા, છતાં સ્પષ્ટ રીતે, સાહિત્ય અંગેનું પાર્ટીનું વલણ વધુ વિવેકયુક્ત બનાવવા સૂચન કરતાં, વ્યાખ્યાનો કર્યાં. આ પરિષદમાં કટ્ટર સ્તાલિનવાદી ફાદેયેવની જગાએ સુર્કોવને લેખક સંઘનો સૂત્રધાર બનાવવામાં આવ્યો. આ સુર્કોવ તે પાસ્તરનાકને રંજાડનાર કટ્ટર ક્રુશ્ચોવવાદી !

* પહેલી પરિષદ ૧૯૩૪માં મળી હતી !

# સંધિકાળની રસ્સી–ખેંચ

## [ ૧૯૫૫–૫૭ ]

૧૯૫૫–૫૬ નાં બે વર્ષ 'સંધિકાળ'નાં હતાં.

૧૯૫૫નું વર્ષ બંને પક્ષે અસ્વસ્થતા અને અનિશ્ચિતતા ભર્યું વીત્યું – ખુલ્લા સામસામા પ્રહારોથી બંને પક્ષ દૂર રહ્યા.

૧૯૫૬ના આરંભમાં (ફેબ્રુઆરી) કમ્યુ. પાર્ટીની ૨૦ મી કોન્ગ્રેસ મળી,* તેમાં ક્રુશ્ચોવે સ્તાલિન અને સ્તાલિનવાદ સામેની ખુલ્લી જેહાદ આરંભતાં 'ગુપ્ત' ભાષણ† કર્યું !

ક્રુશ્ચોવની આ જેહાદે, સ્વાભાવિક રીતે જ, 'નવો ઉઘાડ'ને ઘણો મોટો સધિયારો આપ્યો—જેમ જાણે રૂંધાઈ રહેલો પ્રવાહ ધોધરૂપે તૂટી પડ્યો ! કેવળ રશિયામાંજ નહિ, આર્મેનિયા, હંગેરી, લેતવિયા, ઝેકોસ્લોવાકિયા—સર્વત્ર કમ્યુનિસ્ટ કવિઓ, આજ પૂર્વેના વિકૃત સત્ય સામે, જેહાદ પોકારતા આગળ આવ્યા. સોવિયેત કવયિત્રી માર્ગારેટ એલીગરનું Truth (કાવ્ય) પ્રગટ થયું (માસિક : 'ઑક્ટોબર'), અને ઓલ્ગા બર્ગોલ્ત્સનું That year પ્રગટ થયું, 'નોવિ મિર'માં નવા ઉઘાડના પ્રતિનિધિ કવિ લેખકોનો સંગ્રહ (બીજો ભાગ 'લિટરરી મૉસ્કો' ને નામે) પ્રગટ થયો અને દુદિન્તસેવની નવલકથા Not by bread alone–એણે તો ભારે ગાજવીજ કરી મૂકી !

પરંતુ ધોધ તૂટી પડ્યો ન પડ્યો ત્યાં તો હંગેરીમાં (૧૯૫૬ ઑક્ટોબરમાં) બળવો ફાટી નીકળ્યો. ક્રુશ્ચોવ પોતે જ ભડકી ઊઠ્યો–

* ૧૯મી પાર્ટી કોંગ્રેસ ૧૯૫૨માં મળી હતી.

† આ ભાષણ હજી સુધી રશિયામાં છપાયું નથી. જો કે ક્રુશ્ચોવની અપ્રગટ અનુમતિથી દુનિયાભરનાં અનેક અખબારોમાં પ્રગટ થઈ ચૂક્યું હતું. ક્રુશ્ચોવની આ એક વિલક્ષણ ટેકનિક બની ગઈ જણાય છે. હવે પછીનાં એનાં કેટલાંય મહત્ત્વનાં ભાષણો પોતાને ત્યાં જ ઈરાદાપૂર્વક નહિ છપાયેલાં રાખ્યાં છે–અને જરૂર મુજબ, આખાં કે સારરૂપે વિદેશી પત્રોમાં પ્રગટ થાય એવી વ્યવસ્થા પણ જોવામાં આવે છે.

હંગેરીની રશિયન વર્ચસ્વ નીચેની કમ્યુનિસ્ટ સરકાર સામેના આ બળવાનું નેતૃત્વ કરનારા હતા ત્યાંના સાહિત્યકારો–પ્રાધ્યાપકો અને યુનિવરસીટીના વિદ્યાર્થીઓ; તેમની પૂંઠે હતા બુડાપેસ્તના શહેરી કામદારો : ખુદ પ્રોલેતારિયેતો! ક્રુશ્ચોવ ભડકે એવી જ ઘટના હતી : હંગેરીમાં લાલસેનાએ હત્યાકાંડ દ્વારા બંડ દબાવી દીધું ખરું પણ એના છાંટા રશિયામાં ઊડે તો ? ( પોલાંડમાં ભડકો થઈ ગયું હતું જ ) રશિયામાં ય અસંતોષ રૂપી પેટ્રોલની ટાંકી છલોછલ હતી – કવિ લેખકોની કલમો દીવાસળીનું અને મશાલોનું કામ કરવા પૂરતી ગણાય ! તેમાંય વળી મોસ્કોના લેખકોએ તો બુડાપેસ્તના Petoeffi Circleની જેમ સ્વતંત્ર ( સોવિયેત લેખક સંઘથી સ્વતંત્ર ) સ્વાયત્ત લેખક મંડળ રચવાનો પ્રયાસ કર્યો હતો !

ક્રુશ્ચોવ સવેળા જાગી ગયો સાહિત્યની મશાલો બુઝાવી દેવી જ રહી ! ક્રુશ્ચોવે લેખકોની બેઠક બોલાવી સૌને ધમધમાવી નાખ્યા, અને સાહિત્યકારોને પાર્ટીને વફાદાર રહેવાની તાકીદ આપી;

ક્રુશ્ચોવે પોતે જ દુદિન્તસેવ ઉપર ઘા કર્યો . ' નોટ બાય બ્રેડ એલોન ' નવલકથા દ્વારા સોવિયેત જીવનની નકારાત્મક બાજુઓ વર્ણવવામાં દુષ્ટ આનંદ લેનાર આફતબાજ તરીકે એને નવાજ્યો.

એકવાર ક્રુશ્ચોવનું વલણ સમજાઈ ગયું પછી તો સત્તાધારી–સાહિત્ય–વર્તુળો માટે દરવાજો ઉઘડી ગયો. એમણે સારો એવો જોરદાર હલ્લો ' રિવિઝનિઝમ ' (સુધારવાદ) સામે શરૂ કરી દીધો ! ( સ્તાલિનવાદીઓ ક્રુશ્ચોવના વિચારો અને વર્તનોને ' સુધારવાદ ' કહીને જ વગોવતા હતા એ વાત સામે ક્રુશ્ચોવે આ તબક્કે આંખ આડા કાન કર્યા ! )

–દુદિન્તસેવ પાસે ' આત્મ–ટીકા ' કરાવી ( ૧૯૫૭ માર્ચ )

–ગાલીના નિકોલેયેવાની ' ઝુખાતોવિસ્ટ ' નવલકથા : Battle on the Way પ્રગટ થઈ ( ૧૯૫૭ મે–જુન ), એમાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે અમે બીજાની જેમ નિંદાખોર નથી...માતાના દેહ ઉપરના અલ્સરને અમે સુધારવા ઇચ્છીએ છીએ...છતાં આ નવલકથા ઉપર પણ અગાઉના જેવો જ ' સોવિયેતની બદનામી 'નો આરોપ ઓઢાડવાની હિંમત સત્તાધારી વર્તુળો કરી શક્યા !

૧૯૫૭ના મેમાં લેખક સંઘની કારોબારીની બેઠકે ' નવો ઉઘાડ '–ના લેખકોને માફી માગવા અને પશ્ચાત્તાપ પ્રગટ કરવા ફરમાન કર્યું –આજ પૂર્વે આવી હિંમત એમને માટે અશક્ય હતી.

માર્ગારિટ એલિગરે આત્મ–ટીકા કરતાં કબૂલ કર્યું કે ' સોવિયેત રશિયામાં પ્રત્યેક કૃતિ–કાર્ય રાજકીય જ હોય છે; અને તે અમુક રીતે પાર્ટીનીતિ અનુસાર, પાર્ટીશિસ્તને વશ રહીને જ સન્માનપૂર્વક અદા કરી શકાય...xx મેં કેટલીક વાર રાજકીયને સ્થાને નૈતિક–સૌંદર્યલક્ષી વિચારધારાને સ્થાન આપ્યું છે...'

લિટરરી ગઝેટે આગળ વધી ( ૧૯૫૭ જુલાઈ ૯મી ) નવા ઉઘાડના લેખકો અને સ્તાલિનવાદી તરીકે બરતરફ કરવામાં આવેલા માલેન્કોવ, મોલોતોવ, કાગાનોવિચ વગેરે વચ્ચે સંબંધ હોવાનો મમરો મૂકી ભયંકર આફતની ધમકીય આપી દીધી.

અને અગાઉ ' લિટરરી મોસ્કો ' ને નામે જે બે સંગ્રહો પ્રગટ થયેલા તેણે ' યુવાનોના મનમાં ઝેર રેડવાનું કાર્ય કર્યું છે '* એવો પણ ગંભીર આરોપ ઉમેરવામાં આવ્યો અને લેખકો ઉપર ' વહીવટી ' પગલાં લેવાવાની સૂચનાઓ પણ થવા લાગ્યાં.

● સોવિયેતમાં ' વહીવટી પગલાં 'નો અર્થ લેખન–પ્રકાશન બંધ, એટલે કે રોજી–રોટી બંધ; ઉપરાંત, પાર્ટી એટલે કે રાજ્ય એટલે કે દેશના દુશ્મન તરીકે જે સજા કરવી હોય તે થઈ શકે !

આમ છતાં, નવા ઉઘાડના લેખકો સાવ દબાઈ ગયા ન હતા. અને સત્તાપક્ષી સાહિત્યકારોએ ગમે તેટલી હિંમત ભેગી કરી ધડાકા કરવા માંડ્યા હોય તો ય, આ કશું સ્થાયી નથી એવું જાણનારો, સોવિયેત લેખક સંઘનો મુખ્ય મંત્રી એલેક્સી સુર્કોવ, હજી જે સાહિત્ય

* પુણ્યશ્લોક સોક્રેટિસ ઉપર પણ આવો જ આક્ષેપ ઓઢાડાયો હતો!

પ્રગટ થઈ રહ્યું હતું તેનાથી, ક્ષુબ્ધ હતો જ; અને પોતે અચ્છો કવિ હોવા છતાં, આ દિવસોમાં વાનિશ્ચ-સાહિત્યકાર ગણાઈ જવાના ભયથી કંઈ પણ નવું લખતાં ખચકાતો હતો!

## નવોદિતોનો ઉપાડો ? સમાધાનનો સૂર !

### [ ૧૯૫૮–૬૧ ]

હંગેરીનો મામલો થાળે પડી ગયો અને સોવિયેતે 'સ્પુતનિક' ઉડાવીને દુનિયાને દંગ કરી દીધી—આથી સ્વાભાવિક રીતે જ ક્રુશ્ચોવનો આત્મવિશ્વાસનો પારો ઊંચો ચઢ્યો. એટલે કોચેતોવ, સુરકોવ વગેરે નવ-સ્તાલિનવાદીઓનો ઉપયોગ ન કરવાનું યોગ્ય ગણ્યું. ( આજ સુધી એમનો ઉપયોગ કરી લેવામાં સ્તાલિનવાદ-ભંજક ક્રુશ્ચોવને વાંધો ન હતો આવ્યો ! )

૧૯૫૮ના આરંભમાં કોચેતોવને 'લિટરરી ગેઝેટ'ના તંત્રીપદેથી હઠાવવામાં આવ્યો. તેનું સ્થાન સ્મિર્નોવને આપવામાં આવ્યું – ( આ સ્મિર્નોવ તે 'નવો ઉઘાડ'ની નવલકથા The Brest Fortress–નો લેખક. આ નવલકથામાં હિટલરી આક્રમણના આરંભમાં જે ફોજ હોનારત થઈ તેનું વર્ણન – કશા વાંકનિશ્ચ વિના – આપવામાં આવ્યું છે. ) કોચેતોવની નવલકથા The Yershov Brothers ૧૯૫૮ના ઉનાળામાં પ્રગટ થઈ એમાં સ્તાલિનવિરોધી ઝુંબેશની અને ૨૦મી કોંગ્રેસની નીતિરીતિની ટીકા કરવામાં આવી હતી આ નવલકથાને દુદિન્તસેવની નવલકથા (નૉટ બાય બ્રેડ એલોન)ના જવાબરૂપે લખવામાં આવી; જેમાં એણે લેખકના વાસ્તવતા ઉપર વાંકનિશ્ચ લગાડવાના–રંગરોગાન કરવાના હકનો બચાવ કર્યો હતો, પરંતુ અંતે તો, એના વીરનાયકના મુખે જે શબ્દો ઉચ્ચારાયા હતા તે પૂરતા સૂચક હતા :

"હું મારી જાતને સામ્યવાદનો ઘડવૈયો ગણાવું છું, પણ હું મારી જાતનું જ ઘડતર કરી શક્યો નથી.. હજી અમે વ્યક્તિગત જીવનના સુખની સમસ્યા ઉકેલી નથી શક્યા."

૧૯૫૮ની જ આ સાલમાં સૌથી મોટી ઘટના તે પાસ્તરનાકની નવલકથા 'ડૉ. ઝિવાગો'નું પરદેશમાં પ્રકાશન ( એને 'નોબેલ ઇનામ' આપવાનું જાહેર થયું અને ક્રુશ્ચોવે પાસ્તરનાકને એનો સ્વીકાર કરવાની મનાઈ ફરમાવી પછીની જગત ભરની ઊહાપોહથી સૌ પરિચિત છે. )†

આ આખી ઘટનામાં ખલનાયક તરીકેનો ભાગ ભજવનાર તે સુરકોવ એણે પાસ્તરનાકને લેખક સંઘમાંથી બહિષ્કૃત કર્યો, અને ડૉ. ઝિવાગોની જેમ તેના લેખકનું ભાવિ પણ ભયંકર–અજ્ઞાતમાં જ પૂરું થવાનું છે એવી ધમકી આપી. સાથોસાથ પિલ્ન્યાકનો કિસ્સો પણ યાદ કરાવ્યો કે એને તેની વાર્તા પરદેશ છપાઈ હોવાના કારણે રંજાડવામાં આવ્યો હતો, અને પાછળથી ગોળીએ ઠાર કરવામાં આવ્યો હતો.

વિશેષ નોંધપાત્ર ઘટના એ પણ ખરી કે—

કવિ, નાટ્યલેખક, નવલકથાકાર અને સ્તાલિન ઇનામ વિજેતા તથા સત્તાપક્ષી સાહિત્યકાર કૉન્સ્તાન્તિન સિમોનોવ ઉપર બદનામી ઊતરી. ૧૯૫૪માં 'નોવિ–મિર' પત્રના તંત્રી પદેથી બળવાખોર ત્વાર્–દોવ્સ્કીને હઠાવ્યા પછીની જગાએ સિમોનોવને લાવવામાં આવ્યો હતો પરંતુ આ મહાશયે ૧૯૫૭–૫૮ દરમ્યાન 'પાર્ટી–ભાવના'નો ભયંકર દ્રોહ કર્યો હતો—'નવો ઉઘાડ'ના લેખકોને તેણે ભરપટ્ટે છાપ્યા હતા! આથી તેની પાસે 'આત્મ–ટીકા' કરાવી, તેને તંત્રીપદેથી હઠાવી દઈ, ઉઝબેકિસ્તાનમાં નિર્વાસિત બનાવવામાં આવ્યો !

૧૯૫૮માં, આમ, નવો ઉઘાડ અને સત્તાવાદી સાહિત્યકારો વચ્ચે મજઆહ ચાલતો હતો તે ગાળામાં ( એપ્રિલમાં ) શોલોખોવે પોતાના ઓકેસ્લોવાકીઆના પ્રવાસ દરમ્યાન 'સમાજવાદી વાસ્તવવાદ શી ચીજ

† ગુજરાતીમાં આ નવલકથાનું સંક્ષિપ્ત રૂપ તથા નવલકથા અને લેખકના પરિચયનો ગ્રંથ 'ઉદ્ધ્વસ્ત આકાશ' ( ભોગીલાલ ગાંધી )—ચેતન પ્રકાશન ગૃહ–વડોદરા

છે. એની મને ખબર નથી' કહી સ્વભાવગત ઉસ્તાદીનું એક વધુ દૃષ્ટાંત રજૂ કર્યું હતું.

તો બીજી બાજુ, જૂનાજોગી બંડખોર તંત્રી ત્વારદોવ્સ્કીએ 'મારા ટીકાકારને' કવિતા લખી, તથા સોવિયેતના અદ્યતન યુગના બહુ ગવાયેલા યુવાન કવિ એવતુશેન્કોની કવિતાઓ છાપી નવો જ મિજાજ પોષ્યો હતો.

૧૯૫૮ના અંતમાં અને ૧૯૫૯ના આરંભમાં દેશભરના પ્રજાસત્તાકોના લેખક સંઘોની પરિષદો ભરાવા લાગી. તેમાં સત્તાધારી સાહિત્યકારોએ 'સુધારાવાદ'–'રિવિઝનિઝમ' સામે ઠાંસી ઠાંસીને ઝેર રેડ્યું; એ રીતે જોર ઊભું કરીને અખિલ રશિયન લેખક સંઘમાં તેનો પડઘો પાડવાનો તેમનો મનોરથ હતો.

પરંતુ આ દરમ્યાન, 'પ્રતિષ્ઠિત' (સરકારી, સત્તાપક્ષી) અખબારો–સામયિકોની સંખ્યા એકદમ ઘટવા લાગી હતી; બીજી બાજુ 'નવો ઉઘાડ'ના નવોદિતોનાં (એવતુશેન્કો, વોઝનેસેન્સ્કીની સરદારીમાં) લખાણો પીરસનારાં 'નોવિ–મિર' જેવાં કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યાં હતાં!

આ વાતાવરણમાં ૧૯૫૯ના મેની ૧૮મીએ અખિલ સોવિયેત લેખક સંઘની ત્રીજી કોન્ગ્રેસ મળી (બીજી ૧૯૫૪માં મળેલી) ક્રુશ્ચોવે વળી એની ખેલાડી–કળા અજમાવી. જે 'રિવિઝનિસ્ટો' ભૂલ સ્વીકારી લેશે, તેમને કશી આંચ નહિ આવે એવું કહી તેમની વચ્ચે ભાગલા પાડવા કોશિશ કરી. બીજી બાજુ સુર્કોવને મુખ્ય મંત્રી પદેથી હટાવી નવલકથાકાર કોન્સ્તાન્તિન ફેદિનને નીમવામાં આવ્યો. ફેદિને એની નીતિ જાહેર કરી કે સાહિત્યમાં નોકરશાહી પદ્ધતિ અખત્યાર કરવામાં નહિ આવે.

એકંદર આ પરિષદમાં ક્રુશ્ચોવે સમાધાનનો સૂર રાખ્યો હતો: એણે લેખકોને એમના ઝગડા અંદરઅંદર પતાવી લેવા અને સરકાર પાસે દોડી ન આવવા શિખામણ આપી. અલબત્ત, સરકારે એટલે કે ક્રમ્યુ. પક્ષે નિમેલા સરકારી સાહિત્યકારોના હાથમાં બધી સત્તા હોવા પછી આવી શિખામણનો કશો અર્થ નથી એમ લાગે; પરંતુ એકંદર એના ભાષણ પછી 'નવો ઉઘાડ'ને માથે ઝઝૂમતો ગંભીર ભય અને તાત્કાલિક આફત ટળી ગયેલાં જણાયાં. મોટાભાગના વિવેચકોની દૃષ્ટિએ, ક્રુશ્ચોવે જૂનવાણી જૂથને સીધું ઉત્તેજન ન આપીને તેમનાં ખયખાતાં પગલાંને ખોડંગાતાં બનાવી મૂક્યાં; અને 'તમે તમારું ઘર સંભાળો'નો ગર્ભિત અર્થ વ્યવહારમાં એ થયો કે, સુર્કોવના શિકાર બનેલા ત્વારદોવ્સ્કી અને પાનફેરોવને સંઘના બોર્ડ ઉપર લેવામાં આવ્યા.

આ પરિષદને અંતે, આટઆટલાં પાણી વહી ગયાં પછીય, 'લેખકોએ સપ્તવર્ષી યોજનાના પ્રચારક બનવું જોઈએ,' એવો ઠરાવ સર્વાનુમતે કરવામાં આવ્યો! અને એના મુખ્ય મંત્રીના હેવાલમાં 'સમાજવાદી વાસ્તવવાદની સૈદ્ધાન્તિક સમસ્યાનો વીગતે ઉકેલ શોધી કાઢવાનું ઐતિહાસિક કર્તવ્ય આટલે વરસે યાદ કરવામાં આવ્યું!

૧૯૫૯માં જ ૨૧મી પાર્ટી કોન્ગ્રેસ મળી. ૨૦મી કોન્ગ્રેસમાં સ્તાલિનવાદ સામેની જેહાદનો આરંભ કર્યા પછી ક્રુશ્ચોવે ઘણાં જોખમ ખેડ્યાં હતાં. પરંતુ માલેન્કોવ, મોલોતોવ (જૂના સ્તાલિનવાદી) જૂથને અળગું પાડી દેવામાં, હંગેરીનો (અને પોલાન્ડનો) મામલો દબાવી દેવામાં એને ઝળહળતી ફતેહ મળી હતી. ૧૯૫૯ સુધીમાં તે એકમાત્ર સોવિયેત સત્તાનો ઈજારદાર–ફિરસ્તો બની ચૂક્યો હતો!

૧૯૬૦–૬૧ નાં વરસો બધી રીતે ઉધામી રહ્યાં. બંને બાજુથી રસ્સીખેંચ ચાલુ રહી. એક બાજુ કોચેતોવ વળી 'ઓક્ટોબર'ના તંત્રી પદે, પાનફેરોવના સ્થાને, પાછો આરૂઢ થયો; અને કેમ જાણે વળી નવ–સ્તાલિનવાદીઓનું જોર જામતું હોય એમ કોચેતોવે 'નવો–ઉઘાડ'ના મુખપત્ર 'નોવિ મિર' ઉપર કઠોર ઘા કર્યો: 'પેલું ફરફરિયું જે શૂન્યવાદનું (નિહિલિસ્ટિક) વિષ આપણા બુદ્ધિજીવીઓમાં ફેલાવી રહ્યું છે...'; તો એના મિત્ર આર્ખિપોવે એ પત્રમાં જ છલિયા એહરેનબુર્ગ ઉપર ફટકો લગાવી, 'લિટરરી ગેઝેટ'નેય ઝપટમાં લીધું... અને ક્રમે તે કારણે હોય પરંતુ 'લિટરરી ગેઝેટ'ના તંત્રીસ્થાનેથી સ્મિર્નોવને હટાવીને તેના સ્થાને તેના સહસંપાદકને ચઢાવવામાં આવ્યો.

આ રીતે સત્તાવાદી સાહિત્યકારો પોતાનું હાલી ઊઠેલું સિંહાસન

પાછું સ્થિર કરવા ભારે ધમપછાડા મારી રહ્યા હતા. પરંતુ ત્યારે નવ-લોહિયા કલમબાજો કાંઈ દબાઈને મૂંગા બની બેસી રહ્યા ન હતા.

## વિજયના વાયરા ?

[ ૧૯૬૨ ]

૧૯૬૨ દરમ્યાન તો રસ્સીખેંચને સ્થાને ગજગ્રાહ શરૂ થયો કહી શકાય. આગાઉના વર્ષોની ઢંકાયેલી રમતને સ્થાને, હવે, લગભગ ખુલ્લી રીતે સામસામા મોરચા મંડાયા હતા. સત્તાધારી સાહિત્યનાં મુખપત્રો હતા 'ઓક્ટોબર' (મૂળ 'નેવા'), 'લિટરરી ઝિન' (પખવાડિક); અને નવોદિતોનાં હતાં 'નોવિમિર (માસિક), યુનોસ્ત (માસિક), લિટરરી ગેઝેટ (પખવાડિક). પ્રગતિશીલોનું જોર કૂદકે ને ભૂસકે વધી રહ્યું હતું—આ મુખપત્રોની મોટી જંગી સંખ્યામાં નકલો ઊપડતી હતી. અને એના કવિઓને પ્રજા ભારે આતુરતા અને ઊમળકા ભેર, જ્યાં ત્યાં, આવકારતી થઈ હતી. રેસ્ટોરાં, ક્લબો, સ્ટોર્સ, અને સભાગૃહો તથા મોટાં મેદાનોની સભાઓમાં )

ઉપરાંત, હવે તો, લેખક-સંઘની અંદર નિશ્ચિત રીતે નવોદિતો તરફ ઢળનારાઓની સંખ્યાય વધી રહી હોય એવું ય દેખાતું હતું મોસ્કો તો પહેલેથીજ અંડખોરોનું કેન્દ્ર રહ્યું જ હતું. ત્યાંના લેખકોએજ બબ્બે સંગ્રહો (લિટરી મોસ્કો) પ્રગટ કર્યા હતા; અને સાહિત્યિક મુખપત્ર 'નોવિમિર'નું સંચાલન મોટે ભાગે તેમના હસ્તક જ રહ્યું હતું.

આ વખતે ભારે વાત તો એ બની ગઈ કે મોસ્કો લેખક સંઘની કારોબારીની ચૂંટણી (મુખ્ય મંત્રી પક્ષની સંમતિ અનુસાર નીમાતો હોય છે; છતાં, કારોબારીની ચૂંટણી મોટાભાગે સભ્યો કરતા હોય છે) નવી જ પદ્ધતિએ—ગુપ્ત મતદાનની પ્રથાએ કરવામાં આવી; અને તેમાં ૮નવોદિતો અથવા તેમના પક્ષકારો ચૂંટાઈ આવ્યા. બે જૂનવાણીઓ ચૂંટણીમાં ઊડી ગયા; અને ત્રણ તો, પુનરૂ ચૂંટણી માટે ટેકેદાર સુદ્ધાં મળ્યા ન હોઈ, ફોર્મ જ ભરી નહિ શકેલા !

એટલું જ નહિ પણ ત્યાંના યુવક સંઘના મુખપત્ર 'યુનોસ્ત'ના તંત્રી મંડળમાં એવતુશેન્કો અને આક્સિઓનોવ ચૂંટાયા !

વળી, 'શોર્ટ' લિટરરી, એનસાયક્લોપીડીઆનો ૧લો ગ્રંથ પ્રગટ થયો. તેમાં નવોદિતોને મળેલા સ્થાનથી જૂનવાણી લેખાઈ ગયા.

ત્યાં, વળી, એવતુશેન્કોની 'સ્તાલિનના વારસદારો' નામની કવિતા છપાઈ (ઓક્ટોબર ૨૧—) અને તેય 'પ્રાવદા'—કમ્યુ. પક્ષના મુખપત્રમાં ! આ કવિતામાંનો ગર્ભિત ઉલ્લેખ કોઈ રશિયનો માટે છાનો ન રહ્યો : સ્તાલિનના આજના વારસદારો, અને તેમાંય ક્રુશ્ચોવના હરીફ ગણાતા કોઝલોવ ઉપર એમાં કઠોર પ્રહાર હતો. એજ દિવસે આજ કવિની 'ભય' નામની બીજી કવિતા છપાઈ હતી. વાતાવરણમાં પુરાણપંથીઓ માટે સારી એવી ગભરામણની હવા વ્યાપી ગઈ.

હવે તો એક પછી એક નવા લેખકો નવો વિક્રમ સર કરતા બહાર આવવા લાગ્યા. તેમાં એલેક્ઝાંડર સોલ્ઝેનિત્સિનની આત્મકથાત્મક નવલકથા (ઘટના–કથા) 'One day in the life of Ivan Denisovich 'નોવિમિર'માં (નવેમ્બરમાં) પ્રગટ થઈ એ નવલકથા સ્તાલિન–યુગની 'કોન્સેન્ટ્રેશન કેમ્પ'ની ભયંકરતા પ્રથમવાર પ્રગટ કરનારી હતી. આજ સુધી સંપૂર્ણરીતે દબાવી રાખવામાં આવેલી સ્તાલિનયુગી નારકી યાતનાનું આલેખન રશિયાની અંદર ખુલ્લંખુલ્લા પ્રગટ થયું એનો અર્થ ઘણાએ એવો કરી ય લીધો કે ક્રુશ્ચોવ સ્તાલિન–ઉચ્છેદનમાં હજી વધારે કઠોર બનવાની તૈયારીઓ કરી રહ્યો છે !—સ્તાલિનયુગના અત્યાચારોમાં સાધન બનેલાઓનાં જાન–માલ અને નોકરીધંધા સલામત નથી કે શું ! ઘેરી આશંકાએ સત્તાધારી વર્તુળોમાં ફફડાટ પેદા કરી દીધો.

તા ૧૯મી નવેમ્બરે શરૂ થયેલી પાર્ટીની સેંટ્રલ કમિટીની બેઠકમાં આર્થિક અને રાજકીય ક્ષેત્રેના વહીવટી તંત્રમાંથી રહ્યાસહ્યા સ્તાલિનના વારસદારોની હકાલપટ્ટી કરવાની વાત પણ સ્પષ્ટ થઈ.

બાદ, ચાલુ સેંટ્રલ કમિટીમાં, નવેમ્બરની ૨૩મીએ, ક્રુશ્ચોવે જાહેર કર્યું કે એવતુશેન્કોની 'સ્તાલિનના વારસદાર' કવિતા તથા સોલ્ઝેનિત્સિનની કોન્સેન્ટ્રેશન કેમ્પવાળી નવલકથા પ્રગટ કરવાની સંમતિ તેણે પોતેજ આપી હતી...! એટલું જ નહિ પણ, એ નવલકથામાં કેટલાક

કાપકૂપ કરવાનું સૂચવેલું ત્યારે કુશ્ચોવે પોતે જ "No one had the right to alter the author's version" કહીને રદિયો આપી દીધો. અને હવે તો ચિત્રકારો–શિલ્પીઓ પણ લેખકોને ગરતે વજ્યા હતા. એમની 'મોડર્નકૃતિ'ઓએ નવોદિત કવિઓની કવિતાઓ કરતાં ય વધુ ભય સત્તાધારીઓમાં પેદા કરી દીધો હતો. કવિતામાં તો શબ્દો હતા, એનો જેવો તેવો ય અર્થ–ગર્ભિત અર્થ–પણ છેક ગુહ્ય રહી ન શકે, પણ આ તો રેખા અને રંગોની, કેવળ આકારની, સંદિગ્ધ સૃષ્ટિ હતી ! આ તો અર્થથી પર 'મોડર્ન આર્ટ'–પશ્ચિમી યુરોપી કલાનું–રશિયા પરનું સૂક્ષ્મ આક્રમણ હતું, એમ સમજીને સત્તાધારીઓ સચિંત બન્યા હતા અને અહીં પણ મોસ્કોના ચિત્રકારોએ જ આગેવાની લીધી હતી !

એ જ દિવસે, બેઠકમાં, કલામાં 'ફોર્મલિસ્ટ' પ્રણાલી સામે અવાજ ઊઠયો. આર્થિક સુધારાની સાથે, સપ્તવર્ષી યોજનાની સાથે જ, સાહિત્ય અને કલાનો મેળ ખાવો જોઈએ, એ પાયાનો સિદ્ધાન્ત વળી જોરથી રટાયો; અને સેંટ્રલ કમિટીને ખાસ વૈચારિક–સાહિત્યિક–કલાના ક્ષેત્રે સીધી મદદ કરવા સારુ લિયોનિદ ઇલિચેવના નેતૃત્વમાં 'આઇડિયોલૉજિકલ કમિશન' નીમવામાં આવ્યું !

કુશ્ચોવની ખેલાડી શક્તિનો પાર ન હતો ! એક બાજુથી રશિયા સ્તાલિનવાદીઓની છાતી બેસી જાય એવી એવતુશેન્કોની કવિતા અને સોલ્ઝેનિત્સિનની નવલકથા પોતે જ પ્રગટ કરાવે છે !*

* આ બન્ને કૃતિઓ ઘણા વખતથી લખાઈને પડી રહેલ હતી, પરંતુ છાપવાની કોઈ પણ હિંમત કરતું ન હતું, ત્યારે કુશ્ચોવે પોતે પાર્ટીપત્ર 'પ્રાવદા'ને જ છાપવા અનુમતિ આપી, એટલું જ નહિ, નવલકથાની ખરેખર ચોટદાર (સ્તાલિનનાં પાશવી શાસનની ચોટદાર) ધાર રખેને બુઠ્ઠી બને એની તકેદારી રાખી, લેખકના અધિકારનો સિદ્ધાંત આગળ ધર્યો !

## ભયના ભણકાર !

૧૯૬૨નો અંત આવતાં તો નવોદિતોના નવતર ઉધાડની બધી ધારણાઓ અને ગણત્રીઓને ઊંધી વાળી કરનારું સત્ર શરૂ થઈ ગયું !...

કુશ્ચોવની આ ખેલાડી શક્તિના ભણકારે –નવોદિતો સાબદા બની ગયા પરંતુ ગભરાઈને મૂંગા ન બની જતાં એમણે દાણો દબાવી જોવા અખતરો કર્યો : નવેમ્બરની ૨૫મીએ, નવી કલાના ગુરુસમા બેલુતિનના સ્ટુડિયોમાં, અર્ધ–ખાનગી રીતે અમૂર્ત ચિત્ર–શિલ્પની નવી કલાના નમૂનાઓનું પ્રદર્શન ગોઠવ્યું જાણીને જાહેર જનતાને માટે એ ખુલ્લું ન રાખ્યું. જાણીને, બહુ ઊહાપોહ થાય તે પહેલાં, કલાકમાં એ બંધ કરી દેવામાં આવ્યું.

બે દિવસ રાહ જોઈ... કંઈ અણધાર્યું નથી બન્યું એ જોઈને, નવેમ્બરની ૧૯મીએ એમણે મોસ્કોની 'યુનોસ્ત હોટેલ'માં બીજું એવું પ્રદર્શન ભરવાની પેરવી કરી. પણ એ પડતું મુકાયું...

બીજી બાજુ, ડિસેમ્બરની ૧લીએ જૂનવાણીઓએ જાતે માનેઝ ગેલેરીમાં "૩૦ વર્ષની મોસ્કોની ચિત્ર–શિલ્પ કલા" નામનું ૩૦૦ કેન્વાસ અને શિલ્પ–કૃતિઓ સાથેનું મોટું પ્રદર્શન ભર્યું. એમાં જાણી કરીને તેમણે 'મોડર્ન આર્ટ'ની (બેલુતિન–સ્કૂલની) કૃતિઓ ખાસ જુદા ખંડોમાં ગોઠવી.

અને સર્વેસર્વા કુશ્ચોવે એકાએક પધરામણી કરી—સાથે એનો ભર્યો ભાદર્યો કલાગેરો કાફલો હાજર હતો જ. એણે અગાઉ પણ નવી મોડર્ન કલા તરફનો અણગમો ('પરદેશ પ્રવાસ દરમ્યાન યે') પ્રગટ કરેલો પરંતુ અવારનવાર ઉત્તેજન આપનાર પણ એ જ હતો ! આજે એણે રુદ્રરૂપ ધારણ કર્યું. એનાં આવેશ–વચનોનો સાર હતો :

આ ઢબછબના વગરના લપેડાને માટે એક કોપેક ખર્ચવા સરકાર તૈયાર નથી... જેણે આવાં ચિત્રો રજૂ કરવા દીધા હશે, એના પગારમાંથી સરકારે ખરચેલી (એટલે કે ચિત્રકારને આપેલી)

પાછું સ્થિર કરવા ભારે ધમપછાડા મારી રહ્યા હતા. પરંતુ ત્યારે નવ-લોહિયા કલમબાજો કાંઈ ડરાઈને મૂંગા બની બેસી રહ્યા ન હતા.

## વિજયના વાયરા ?

### [ ૧૯૬૨ ]

૧૯૬૨ દરમ્યાન તો રસ્સીખીંચને સ્થાને ગજગ્રાહ શરૂ થયો કહી શકાય. આગાઉના વર્ષોની ઢંકાયેલી રમતને સ્થાને, હવે, લગભગ ખુલ્લી રીતે સામસામા મોરચા મંડાયા હતા. સત્તાધારી સાહિત્યનાં મુખપત્રો હતા 'ઓક્ટોબર' ( મૂળ 'નેવા' ), 'લિટરરી રશિયા' (પખવાડિક); અને નવોદિતોનાં હતાં 'નોવિમિર (માસિક), યુનોસ્ત (માસિક), લિટરરી ગેઝેટ (પખવાડિક). પ્રગતિશીલોનું જોર કૂદકે ને ભૂસકે વધી રહ્યું હતું—આ મુખપત્રોની મોટી જંગી સખ્યામાં નકલો ઊપડતી હતી. અને એના કવિઓને પ્રજા ભારે આતુરતા અને ઊમળકા ભેર, જ્યાં ત્યાં, આવકારતી થઈ હતી. રેસ્ટોરાં, ક્લબો, સ્ટોર્સ, અને સભાગૃહો તથા મોટાં મેદાનોની સભાઓમાં )

ઉપરાંત, હવે તો, લેખક-સઘની અંદર નિશ્ચિત રીતે નવોદિતો તરફ ઢળનારાઓની સખ્યાય વધી રહી હોય એવું ય દેખાતું હતું મોસ્કો તો પહેલેથીજ બંડખોરોનું કેન્દ્ર રહ્યું જ હતું. ત્યાંના લેખકોએજ બબ્બે સગ્રહો ( લિટરરી મોસ્કો ) પ્રગટ કર્યા હતા, અને સાહિત્યિક મુખપત્ર 'નોવિમિર'નું સચાલન મોટે ભાગે તેમના હસ્તક જ રહ્યું હતું

આ વખતે ભારે વાત તો એ બની ગઈ કે મોસ્કો લેખક સઘની કારોબારીની ચૂંટણી (મુખ્ય મંત્રી પક્ષની સંમતિ અનુસાર નીમાતો હોય છે; છતાં, કારોબારીની ચૂંટણી મોટાભાગે સર્વ્યો કરતા હૈ ય છે) નવી જ પદ્ધતિએ—ગુપ્ત મતદાનની પ્રથાએ કરવામાં આવી; અને તેમાં ૮નવોદિતો અથવા તેમના પક્ષકારો ચૂંટાઈ આવ્યા. બે જૂનવાણીઓ ચૂંટણીમાં ઊડી ગયા; અને ત્રણ તો, પુનરૂ ચૂંટણી માટે ટેકેદાર સુદ્ધાં મળ્યા ન હોઈ, ફોર્મ જ ભરી નહિ શકેલા !

એટલું જ નહિ પણ ત્યાંના યુવક સઘના મુખપત્ર 'યુનોસ્ત'ના તંત્રી મંડળમાં એવતુશેન્કો અને આક્સિઓનોવ ચુંટાયા !

વળી 'શોર્ટ' લિટરરી એનસાઈક્લોપીડીઆનો ૧લો ગ્રંથ પ્રગટ થયો તેમાં નવોદિતોને મળેલા સ્થાનથી જૂનવાણી હેબતાઈ ગયા.

ત્યાં વળી, એવતુશેન્કોની 'સ્તાલિનના વારસદારો' નામની કવિતા છપાઈ (ઓક્ટોબર ૨૧—) અને તેથ 'આવદા'—કમ્યુ. પક્ષના મુખપત્રમાં ! આ કવિતામાંનો ગર્ભિત ઉલ્લેખ કોઈ રશિયનો માટે છાનો ન રહ્યો : સ્તાલિનના આજના વારસદારો, અને તેમાંય ક્રુશ્ચોવના હરીફ ગણાતા કોઝલોવ ઉપર એમાં કઠોર પ્રહાર હતો. એજ દિવસે આજ કવિની 'ભય' નામની બીજી કવિતા છપાઈ હતી. વાતાવરણમાં પુરાણપંથીઓ માટે સારી એવી ગભરામણની હવા વ્યાપી ગઈ

હવે તો એક પછી એક નવા લેખકો નવો વિક્રમ સર કરતા બહાર આવવા લાગ્યા. તેમાં એલેક્ઝાંડર સોલ્ઝેનિત્સિનની આત્મકથાત્મક નવલકથા ( ઘટના—કથા ) 'One day in the life of Ivan Denisovich 'નોવિમિર'માં ( નવેમ્બરમાં ) પ્રગટ થઈ એ નવલકથા સ્તાલિન-યુગની 'કોન્સેન્ટ્રેશન કેમ્પ'ની ભયંકરતા પ્રથમવાર પ્રગટ કરનારી હતી. આજ સુધી સંપૂર્ણરીતે દબાવી રાખવામાં આવેલી સ્તાલિનયુગી નારકી યાતનાનું આલેખન રશિયાની અંદર ખુલ્લ ખુલ્લા પ્રગટ થયું એનો અર્થ ઘણાએ એવો કરી ય લીધો કે ક્રુશ્ચોવ સ્તાલિન-ઉચ્છેદનમાં હજી વધારે કઠોર બનવાની તૈયારીઓ કરી રહ્યો છે !—સ્તાલિનયુગના અત્યાચારોમાં સાધન બનેલાઓનાં જાન—માલ અને નોકરીધંધા સલામત નથી કે શું ! ઘેરી આશંકાએ સત્તાધારી વર્તુળોમાં ફફડાટ પેદા કરી દીધો.

તા ૧૯ મી નવેમ્બરે શરૂ થયેલી પાર્ટીની સેંટ્રલ કમિટીની બેઠકમાં આર્થિક અને રાજકીય ક્ષેત્રના વહીવટી તંત્રમાંથી રહ્યાસહ્યા સ્તાલિનના વારસદારોની હકાલપટ્ટી કરવાની વાત પણ સ્પષ્ટ થઈ.

બાદ, ચાલુ સેંટ્રલ કમિટીમાં, નવેમ્બરની ૨૩મીએ, ક્રુશ્ચોવે જાહેર કર્યું કે એવતુશેન્કોની 'સ્તાલિનના વારસદાર' કવિતા તથા સોલ્ઝેનિત્સિનની કોન્સેન્ટ્રેશન કેમ્પવાળી નવલકથા પ્રગટ કરવાની સંમતિ તેણે પોતેજ આપી હતી.. ! એટલું જ નહિ, પણ, એ નવલકથામાં કેટલાક

કાપકૂપ કરવાનું સૂચવેલું ત્યારે ક્રુશ્ચોવે પોતે જ "No one had the right to alter the author's version" કહીને રદિયો આપી દીધો. અને હવે તો ચિત્રકારો–શિલ્પીઓ પણ લેખકોને રસ્તે વળ્યા હતા. એમની 'મૅડર્નકૃતિ'ઓએ નવોદિત કવિઓની કવિતાઓ કરતાં ય વધુ ભય સત્તાધારીઓમાં પેદા કરી દીધો હતો. કવિતામાં તો શબ્દો હતા, એનો જેવો તેવો ય અર્થ–ગર્ભિત અર્થ–પણ છેક ગુપ્ત રહી ન શકે, પણ આ તો રેખા અને રંગોની, કેવળ આકારની, સક્રિય સૃષ્ટિ હતી! આ તો અર્થથી પર 'મૉડર્ન આર્ટ'–પશ્ચિમી યુરોપી કલાનું–રશિયા પરનું સૂક્ષ્મ આક્રમણ હતું, એમ સમજીને સત્તાધારીઓ સચિંત બન્યા હતા અને અહીં પણ મૉસ્કોના ચિત્રકારોએ જ આગેવાની લીધી હતી!

એ જ દિવસે, મૉસ્કોમાં, કલામાં 'ફૉર્માલિસ્ટ' પ્રણાલી સામે અવાજ ઊઠ્યો. આર્થિક સુધારાની સાથે, સપ્તવર્ષી યોજનાની સાથે જ, સાહિત્ય અને કલાનો મેળ ખાવો જોઈએ, એ પાયાનો સિદ્ધાન્ત વળી જોરથી રટાયો; અને સેન્ટ્રલ કમિટીને ખાસ વૈચારિક–સાહિત્યિક–કલાના ક્ષેત્રે સીધી મદદ કરવા સરુ લિયોનિદ ઇલિચેવના નેતૃત્વમાં 'આઇડિયૉલૉજિકલ કમિશન' નીમવામાં આવ્યું!

ક્રુશ્ચોવની ખેલાડી શક્તિનો પાર ન હતો! એક બાજુથી રશિયા સ્તાલિનવાદીઓની છાતી બેસી જાય એવી એવતુશેન્કોની કવિતા અને સોલ્ઝેનિત્સિનની નવલકથા પોતે જ પ્રગટ કરાવે છે!*

* આ બન્ને કૃતિઓ ઘણા વખતથી લખાઈને પડી રહેલ હતી, પરંતુ છાપવાની કોઈ પણ હિંમત કરતું ન હતું. ત્યારે ક્રુશ્ચોવે પોતે પાર્ટીપત્ર 'પ્રાવદા'ને જ છાપવા અનુમતિ આપી, એટલું જ નહિ, નવલકથાની ખરેખર ચોકદાર (સ્તાલિનના પાશવી જુલમની ચોટદાર) ધાર રખેને બુઠ્ઠી બને એની તકેદારી રાખી, લેખકના અધિકારનો સિદ્ધાંત આગળ ધર્યો!

## ભયના ભણકાર!

૧૯૬૨નો અંત આવતાં તો નવોદિતોના નવતર ઉછાળની બધી ધારણાઓ અને ગણત્રીઓને ઊંધી ચત્તી કરનારું સત્ર શરૂ થઈ ગયું!

ક્રુશ્ચોવની આ ખંધી ખેલાડી શક્તિના ભણકારા–નવોદિતો સાબદા બની ગયા. પરંતુ ગભરાઈને મૂંગા ન બની જતાં એમણે દાણો દબાવી જોવા અખતરો કર્યો: નવેમ્બરની ૨૫મીએ, નવી કલાના ગુરુસમા બેલુતિનના સ્ટુડિયોમાં, અર્ધ–ખાનગી રીતે અમૂર્ત ચિત્ર–શિલ્પની નવી કલાના નમૂનાઓનું પ્રદર્શન ગોઠવ્યું જાણીને જાહેર જનતાને માટે એ ખુલ્લું ન રાખ્યું. જાણીને, બહુ ઉહાપોહ થાય તે પહેલાં, કલાકમાં એ બંધ કરી દેવામાં આવ્યું.

બે દિવસ રાહ જોઈ ..કંઈ અણધાર્યું નથી બન્યું એ જોઈને, નવેમ્બરની ૧૯મીએ એમણે મૉસ્કોની 'યુનોસ્ત હોટેલ'માં બીજું એવું પ્રદર્શન ભરવાની પેરવી કરી પણ એ પડતું મુકાયું...!

બીજી બાજુ, ડિસેમ્બરની ૧લીએ જૂનવાણીઓએ જાતે માનેઝ ગૅલેરીમાં "૩૦ વર્ષની મૉસ્કોની ચિત્ર–શિલ્પ કલા" નામનું ૩૦૦ કૅન્વાસ અને શિલ્પ–કૃતિઓ સાથેનું મોટું પ્રદર્શન ભર્યું. એમાં જાણી કરીને તેમણે 'મૉડર્ન આર્ટ'ની (બેલુતિન–સ્કૂલની) કૃતિઓ ખાસ જુદા ખંડોમાં ગોઠવી.

અને સર્વસર્વા ક્રુશ્ચોવે એકાએક પધરામણી કરી—સાથે એનો ભર્યો ભાદર્યો કલ્પાગરો કાફલો હાજર હતો જ. એણે અગાઉ પણ નવી મૉડર્ન કલા તરફનો અણગમો (પરદેશ પ્રવાસ દરમ્યાન યે) પ્રગટ કરેલો પરંતુ અવારનવાર ઉત્તેજન આપનાર પણ એ જ હતો! આજે એણે રુદ્રરૂપ ધારણ કર્યું. એનાં આવેશ–વચનોનો સાર હતો:

આ ઢંગધડા વગરના લપેડાને માટે એક કોપેક ખર્ચવા સરકાર તૈયાર નથી...જેણે આવાં ચિત્રો રજૂ કરવા દીધાં હશે, એના પગારમાંથી સરકારે ખરચેલી (એટલે કે ચિત્રકારને આપેલી)

રકમ કાપી લેવામાં આવશે××આવા ચિત્રોની વરવ નોંધ કરી રાખો...આવા ચિત્રોની અમને જરૂર નથી. જ્યાં સુધી લોકોનો અમને ટેકો છે ત્યાં સુધી કલામાં અમારી નીતિ અમલમાં રહેશે. આવાં ચિત્રો રજૂ થાય એનો અર્થ જ એ કે અમે અમારી ફરજ બરાબર બજાવતા નથી—આને માટે 'સંસ્કારવિભાગ'ના પ્રધાન અને વિચાર-સાહિત્ય-કલા...અંગેના ખાસ કમિશનની જવાબદારી ગણાશે ...આ ચિત્રકારો તો સામાન્ય માણસો છે કે વિકૃત વાસનાવાળા? તમારામાંથી જેમને અમારે ત્યાં અમારી શિસ્તમાં ના જીવવું હોય ને પરદેશ જવું હોય એમની યાદી આપો, કહેવાતી મુક્ત દુનિયામાં મોકલી દઉં..તમારે માટે અહીં કશું ઊજળું ભવિષ્ય નથી...અહીં જે લટકાવેલ ચિત્રો છે એ તો સોવિયેત-વિરોધી, અનૈતિક છે. તમારી પાછળ ખર્ચેલાં નાણાં તમે ભરપાઈ ન કરો ત્યાં લગી તમને જંગલમાં લાકડાં વાઢવા મોકલશું (તમે તો કૂતરાનાં મળથી અને બાળકોએ અધીને હાથ વડે કેન્વાસ પર લપેડા કર્યા હોય એવું ચિતરો છો! જાવ તમે બધા ય પરદેશ નરકમાં પહોંચી જાવ. આ તો ગધેડાં અને ખચ્ચરો માટેની કળા છે! ... છતાં, કેટલાક લેખકો આવા ચિત્રો ખરીદીને ઉત્તેજન આપે છે! કેમકે આપણે ત્યાં એમને (લેખકોને) સારો પુરસ્કાર મળતો હોય છે.. એ માલદાર હોય છે ને આમ વેડફી નાખવા પૈસા પડ્યા છે! ઓહ આ ઓલ્યિુતિન! (નવી ચિત્રકળાનો અગ્રણી) તમારા જેવો માણસ શિક્ષણનું કામ જ કેવી રીતે કરી શકે? એવાને યુનિવર્સીટીમાંથી શિક્ષણના ધંધામાંથી કાઢી મૂકવા જોઈએ.. (કલાકાર ઝુતોવ્સ્કીને ઉદ્દેશીને) તમે ઢોંગી છો... આ તમારું આત્મ-રેખાંકન! તમે સમાજના ચોર છો... પરોપજીવી છો...અમારે અમારો સમાજ એ રીતે ગોઠવવો પડશે કે તેમાં કોણ ઉપયોગી છે ને કોણ બિનઉપયોગી એ સ્પષ્ટ થઈ જાય.. તમે તો વિકૃત અનૈતિક આદમી છો, તમને ૧૦ વરસની સજા થઈ શકે.. તમે જાતે મગજ ગુમાવ્યું છે ને હવે અમને એ રસ્તે લઈ જવા માગો છો!

ગૃહસ્થો, અમે તમારા પર યુદ્ધ જાહેર કરીએ છીએ!'

આ પછી, એક વ્યક્તિના ધૂની આલાપે નવા તબક્કાની "વૈચારિક શુદ્ધિ"ની જેહાદને જન્મ આપ્યો. તંત્રી લેખો અને વિવેચન લેખોનો ઢગલો થયો. એમાં ઉપરાઉપરી એવી ભલામણ થઈ કે—

● તમામ પ્રકારના કલાકારો, લેખકો, સંગીતકારો, ફિલ્મ અને રંગભૂમિના કલાકારો-કારીગરો સૌનાં નોખાં સંગઠનો વિખેરી નાખી સૌનું સહિયારું એક સંગઠન કરવું.

વળી, પાછલી પાટલી પર ફેંકાયેલા નોકરશાહ-સાહિત્યકારો આગલી હરોળમાં આવ્યા; કેટલાક તો જૂની પદવીએ પાછા ચૂંટાયા.

પરંતુ, આવું કંઈક થવાનો અંદાજ આવી ગયો હશે...એની સામેના ગણત્રીબદ્ધ પગલાંની પેરવી પણ થઈ. ત્રણ જુદા જૂથોએ ત્રણ જુદી જુદી વિરોધઅરજીઓ પાર્ટીની સેંટ્રલકમિટીને પાઠવી. 'એબસ્ટ્રેક્ટ' ચિત્રકારોએ લખ્યું કે 'સમાજવાદી કલા' અંગે તેઓ તેમનો માર્ગ ફેંસી રહ્યા છે; એમાં પ્રાયોગિક સંશોધનો વિના પ્રગતિ જ અશક્ય બની જાય.

તો, ૧૭ કલાકારો અને વિજ્ઞાનીઓએ ક્રુશ્ચોવને સીધો પત્ર પાઠવ્યો:

"કલાના ક્ષેત્રે, આજના યુગની ભાવનાથી બિલકુલ વિરોધી પદ્ધતિઓનો ઉપયોગ કરવાનો જે ઝોક આવ્યો છે તેને પાછો થંભાવી દેવો જોઈએ." આ પત્રમાં સહી કરનારાઓમાં બે તો નોબેલ-પારિતોષિક વિજેતા વિજ્ઞાનીઓ-ઈગોર તામ્મ અને નિકોલાઈ સેમીઓનોવ હતા; ઉપરાંત લેખકોમાં સિમોનોવ, એહરેનબર્ગ, ચુકોવ્સ્કી, કાવેરિન તથા શિલ્પી કોનેનકોવ અને ફાવોસ્કી, તથા વિશ્વવિખ્યાત સંગીતકાર શોસ્તાકોવિચ અને ફિલ્મનિર્માતા માઈકેલ રોમ્મ વગેરે હતા.

ત્રીજા જૂથે તેના પત્રમાં આગળ વધીને કલાના ક્ષેત્રે તમામ વલણોનું શાંતિમય સહઅસ્તિત્વ હોવું જોઈએ એવી સિફારસ કરી હતી. (પાછળથી જણાયા મુજબ આ પત્રમાં સોવિયેત લેખક સંઘના માજી સત્તાધિશ અને પાસ્તરનાકના પીડક સુર્કોવે સુદ્ધાં, પહેલાં તો, સહી કરી પાછળથી પાછી ખેંચી લીધી હતી; અને કદાચ એ પછી તે પત્ર જ પાછો ખેંચી લેવાયો હતો!)

આ ઘટના તરફ ધ્યાન થઈ શકાય એવું ન હતું એટલે ડિસેમ્બરની ૧૭મીએ ૪૦૦ લેખકોની (પાર્ટી નેતાઓ સાથેની) બેઠક લેનિન–દિવસમાં ગોઠવવામાં આવી. કુશેવનું અહીંનું ભાષણ અપ્રગટ જ છે પરંતુ મુખ્ય વ્યાખ્યાન હતું–'આઈડીયોલોજિકલ' વડા ઇલિચેવનું ૧૦ કલાકના ભાષણમાં એણે ઘણું બધું વાગોળ્યું :

–કલા લડાયક હોવી જોઈએ.

–એમાં કમ્યુ. પાર્ટીના ભાવના અને જુસ્સો પ્રગટ થતાં જોઈએ.

–અંગત માનવીય સ્વભાવનું દષ્ટિબિંદુ અપનાવવાનો એને અધિકાર નથી.

–કલાકારે માનવતાવાદના 'અમૂર્ત' રૂપમાં આનંદ લેવો જોઈએ. × ×

પરંતુ, નોંધવા જેવી વાત તો એ હતી કે, લેખકોના વ્યક્તિગત ઇરાદાઓ શોધી કાઢી ગાળો ન ભાંડી; ઊલટું અનેકની દાનત શુભ હોવાની જ વાત સ્વીકારી; તો વળી એવું ય કહી નાખ્યું કે આજ કાલ તો પાર્ટી–નીતિ સાથે ચીટકીને રહેવામાં 'ફેશન ભગ' દેખાય છે; અને ચાલુ વાતાવરણથી અળગા પડવાનો તથા પ્રત્યાઘાતી અને સ્થિતિચુસ્ત ગણાઈ જવાનો ભય છે. વધુમાં એણે એવું ય કહ્યું કે કેટલાક લોકો તો એવી માંગ કરે છે કે–

'બધી સેન્સરશીપ રદ કરવી; પ્રદર્શનો માટેના ચિત્રો જ્યુરી પાસે રજૂ કરવાની જરૂર નથી, પુસ્તકો અંગે નિર્ણય લેવા માટે ખાસ સંપાદકોની જરૂર નથી. સૌને સર્જન ક્ષેત્રે સ્વૈરવિહારી સ્વતંત્રતા હોવી જોઈએ.'

અને ફરી ફરીને એણે પશ્ચિમની અસરની ભ્રષ્ટતા સામે રોદણાં રડવાનું ચાલુ રાખ્યું: આપણી કલાકૃતિઓની પરદેશમાં થતી વાહવાહ પાર્ટીને માટે જ ખતરનાક બને છે; અહીંના નવોદિતો પરની અંદર પોતાની સ્થિતિ દઢ કરવા માટે એનો લાભ લેવાનું શીખી ગયા છે!

કદાચ આ બેઠકમાં જ પહેલીવાર રશિયાની યહૂદી–નીતિ અંગે ચર્ચા–ટીકા પણ થઈ અને કુશ્ચેવે ખુલ્લો બચાવ કરવા ફાંફાં માર્યાં; પણ અંતે, એવતુશેન્કોએ એની આ વિષય ઉપરની કવિતા ('બાબી–યાર') અંગે બાંધછોડ કરવાનો સ્વીકાર કર્યો.

પરંતુ આટલું બસ ન હતું.

ઇલિચેવે તા. ૨૪મીએ ૧૪૦ લેખકોને કમ્યુ.–પાર્ટીની સેંટ્રલ કમિટી સમક્ષ વળી ભેગા કર્યા ત્યાં એણે એવતુશેન્કો, આકસિઓનોવ અને નિઝનેસ્તનીની પીઠ થાબડી (આક્સિઓનોવે પણ ઘણા મહિનાની સમજાવટ પછી તેની 'Ticket to the Stars' વાર્તાની ફિલ્મ–કથામાં અમુક સુધારા કરવાનું સ્વીકાર્યું હતું.)

અને જેમણે હજી કશો અફસોસ, કશો પશ્ચાત્તાપ, કશી બાંધછોડ સ્વીકારી ન હતી તેમની (ચિત્રકાર આન્દ્રોનોવ, તથા યુવાન મેધાવી સંગીતકાર ઓકુદ્ઝાવા) ઝાટકણી કાઢી.

આ બેઠક ચાલુ હતી ત્યારે (તા. ૨૫મી) જૂનવાણી વિવેચક બારુઝદિને લિટરરી ગેઝેટમાં અગ્રપૃષ્ઠ–લેખ લખી નવમતવાદ બંધ કરવા હાકલ કરી હતી; એ પછી તા. ૨૭મીએ લિટરરી ગેઝેટના મુખ્ય સંપાદક કોસોલાપોવની હકાલપટ્ટી કરીને તેની જગાએ એલેક્ઝાન્ડર ચાકોવ્સ્કીની નિમણૂક કરવામાં આવી...આ દિવસેજ બીજા પત્રોના ૭ એક સંપાદકોની પણ હકાલપટ્ટી થઈ હતી.

● આમ છતાં હજી પલ્લું (કેક અંશે સેંટ્રલ કમિટીમાંય) મોડરેટ–ઉદારમતવાદીઓને પક્ષે જ હોવાનું મનાય છે.

–૧૯૨૭માં લખાયેલી અને વારવાર પ્રયાસો કરવા છતાં હજી નહિ છપી શકાયેલી યુરી કાઝાકોવની વાર્તા An Easy Life આવતામાં પ્રસિદ્ધ થઈ (ડિસે'૨૮).

–અનેક અધિકારીઓએ પણ નવા પ્રવાહ પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરી: લેનિનઈનામ સમિતિના સભ્યોએ વ્લાદિમિર સેરોવનું 'લેનિન સાથે'નું ચિત્ર રજૂ થતાં ચર્ચામાં ભાગ ન લેવાનું ઉચિત માન્યું.

## ૯ : ખરેખરો ગ્રજગ્રાહ ?

૧૯૬૩ના બેસતા વરસે સોવિયેત લેખક સઘના વડા કોન્સ્તાન્તિન ફેદિને જાહેરમાં જણાવ્યું કે સાહિત્યને ગજગ્રાહથી મુક્ત રાખવું જોઈએ. કલાના ક્ષેત્રે છે એ કક્ષાનો અંતિમવાદ સાહિત્યમાં છે પણ નહિ છતાં જો એની સામે જેહાદ કરવામાં આવશે તો કસ જ રૂંધાવા લાગશે. અને પરિણામે રોગ અંદર છુપાઈને બેસી રહેશે

એ દિવસ બાદ, છઠ્ઠી ૧૯૬૩માં જ લેનિન–પારિતોષક વિજેતા કોર્નેઈ ચુકોવ્સ્કીનો ગજબ સ્પષ્ટભાષી પત્ર 'પ્રાવદા'માં છપાયો—તેમાં યુવાન સાહિત્યકારોની મોં ભરીને પ્રશંસા હતી.

જાન્યુઆરીનો આખો મહિનો લેખકો માટે ઠંડો ( ખાસ ઉહાપોહ વિનાનો ) અને કલાકારો માટે ગરમ ( ખાસ ટીકાભર્યો ) પસાર થયો; પરંતુ લેખકો કાંઈ કલાકારોને ખૂબો માર સહન કરવા દેવા તૈયાર ન હતા—એટલે બે ચાર ફટક એમના પર પણ પડયા જ પરંતુ બીજી બાજુ કવિ–ચિત્રકારો માટે ભારે ધામધૂમનો આ મહિનો હતો.

ફ્રેન્ચ ચિત્રકાર ફરનાન્દ લેજર ( કમ્યુનિસ્ટ એબ્સ્ટ્રેક્શનિસ્ટ )ની ૩૦૦ કૃતિઓનું પ્રદર્શન ૩ મહિના ચાલ્યું.

—કવિઓના મુશાયરા ઉપર મુશાયરા શરૂ થઈ ગયા... ખુનાત ઑડિટોરિયમને સાંભળવા ૧૦,૦૦૦ની મેદની જામી.

—એવતુશેન્કો તથા બીજા લેખકો વિદેશના પ્રવાસે ઊપડી શકયા પરંતુ ઊપડવા પહેલાં એવતુશેન્કોએ 'બાબી યાર' કવિતામાં જે લીટીઓ ઉમેરીને સમાધાન કર્યું હતું તે પછીની માનસિક વ્યથા પ્રગટ કરી : ઇઝ્વેસ્તિઆમાં 'મારી વિચારસરણી'માં ( ૮–૧–૬૩ )

ચિત્રકલા ઉપર સત્તાની બહુ નજર વધતી જોઈને એગ્જામાંથી હતની ચિત્રકલાની તરફદારી કરનારા બહાર આવ્યા. ( અખબારોમાં પત્ર રૂપે ).

—ચિત્રકારો પોતે સાહિત્યકારો જેટલા વાચાળ ન હતા; તેજ રીતે તેમની જેમ પ્રલોભન, અફસોસ, માફી–પશ્ચાત્તાપથી પણ દૂર હતા : બહુબહુ તો, અગાઉના સાહિત્યકારોની જેમ, આ ચિત્રકારો ( ચીતરીને ભંડારીઆમાં રાખી મૂકતા હતા, અને સમય બદલાશે પ્રગટ કરવાની ઉમેદ સેવતા હતા ).

—ચિત્રકાર વાઝનેત્સોવે, બેધડ રીતે, કુશ્રોવે જેમની ટીકા કરેલી ( માનેઝ–પ્રદર્શન વખતે ) તે સાથી ચિત્રકારોનો બચાવ કરતો લેખ લખ્યો ( 'પ્રાવદા'માં છપાયો તા. ૧૪ જાન્યુ ) અને માતિસ, પિકાસો, અને લેજરને મહાન્ કલાકારો તરીકે પ્રશસ્યા, તથા સ્તાલિનયુગમાં જે ભભક, વારનિશ ( વાસ્તવતા ઉપર લપેડા ) અને આત્મશ્લાઘા વિસ્તર્યા હતાં તેની સામેના કુદરતી પ્રત્યાઘાત તરીકે આ નવા આંદોલનને ઓળખાવ્યું.

( પ્રાવદાએ આ નિવેદન છાપ્યું એજ બતાવે છે કે સત્તાધારીઓની સ્થિતિ કેવી હતી ).

પરંતુ વળી જાન્યુ. અંત (તા. ૨૦) પહેલાં જ ઇટલી–અમેરિકા ગયેલા કવિ નેક્રાસોવની પ્રવાસનોંધ ઉપર તડી ચાલી : લેખકે વિદેશમાં ને રશિયામાં બધે કાગડા કાળાનું વલણ ધારણ કર્યું હતું તેની સામે ટીકા થઈ અને આ વલણને પશ્ચિમતરફી, પશ્ચિમથી અંજાયેલાનું ગણીને જેહાદ ઉપાડવામાં આવી.

આનો જવાબ એવતુશેન્કો અને ગ્રિબાચોવની કલમે પ્રતિ–કાવ્યરૂપે પ્રગટ થયો. (ગ્રિબાચોવની કવિતામાં 'રાષ્ટ્રપ્રીતિ' મુખ્ય હતી. 'આંતરરાષ્ટ્રીયતા'ના દાવા સાથે સરખાવતાં આ લક્ષણ ધ્યાન દોરે છે)

ત્યાં તો, એહરેનબુર્ગના "સંસ્મરણો" નોવિ–મિર'માં જે છપાતાં હતાં; તેના ઉપર ટીકાઓના તીર તૂટી પડયાં કેમકે એહરેનબુર્ગે એમાં એવું સૂચન કર્યું હતું કે સ્તાલિનનાં અત્યાચારી કૃત્યોથી પોતે

અને ઘણા, બધા જાણકાર હતા—ક્રુશ્ચેવ વગેરે ખરાજ; છતાં, મોં સીવીને બેસી રહેલાં ! આથી એના ઉપર તાતાં તીર વરસ્યા, ચર્ચાઓ ચાલી, અને ક્રુશ્ચેવ પણ સીધી રીતે એમાં ભાગ લીધા વિના ન રહ્યો —પોતાના બચાવમાં; તથા એહરેનબુર્ગ જો જાણતો હતો ને મૂગો રહ્યો તો એ કાયર હોવો જોઈએ : અથવા તો, એને સ્તાલિનનું સંરક્ષણ મળ્યું હોવું જોઈએ : એટલે કે એ સ્તાલિનવાદી હોવો જોઈએ; તો પછી, એના અંગે નવેસરથી વિચાર કરવો જોઈએ ! —એવી સૂરે પણ ગેડયા.

ઈઝવેસ્તિઆએ 'નોવિમિર' અને 'યુનોસ્ત'ના સંપાદકો ત્વારદોવ્સ્કી અને બોરિસ પોલેવોય ઉપર ટીકા કરી—મુદ્દો એ હતો કે 'નોવિમિર'માં યાશિનની Vologda's Wedding (વાર્તા) છાપવામાં આવેલી—આ વાર્તામાં ક્રાંતિના ૪૭ વર્ષ બાદ, રશિયાઈ ગ્રામજીવનની અધશ્રદ્ધાપૂર્ણ પછાત દશાનું વર્ણન હતું. અને 'યુનોસ્ત'એ વોઝનેસેન્સ્કીના ઈટલી ઉપરનાં કાવ્યો છાપ્યાં હતાં !

અલબત્ત, બંનેમાંથી એકેએ અફસોસ પ્રગટ ન કર્યો અને ઈઝવેસ્તિઆ મૂગું રહ્યું,

ફેબ્રુઆરીનો મહિનો બંને છાવણી વચ્ચેની 'સંધિ'નો ગણાયો છે. એ મહિનામાં, યેરમિલોવ અને નેક્રાસોવ ઉપર તૈયાર કરેલું આક્ષેપનામું છપાયા વિના રહ્યું !

માર્ચમાં વળી પ્રગતિશીલોએ આગે કૂચ આરંભી : તેમણે પ્રયોગો ખાતર અમુક મર્યાદિત સ્વતંત્રતાના અધિકારની વાત કરી; અને પોતાની રીતે વિચારવાનો હક્ક આગળ ધર્યો. કેટલાકે તો આગળ વધી સામ્યવાદના આદર્શ અંગે જ મતભેદ વ્યક્ત કરવાની સુદ્ધાં હિંમત કરી !

પરંતુ પાર્ટીએ ઢીલી દોર જ ચાલુ રાખી – લાંબી દોરે (પતંગ) હાથથી કાપવાના હેતુથી જ તો !

દરમ્યાન, કાવ્યવાચન, ચિત્ર પ્રદર્શનોનો વાયરો વધ્યો; જેમ ટીકા વધી તેમ એનો પ્રચાર વધ્યો ! આથી અકળાઈને રિયતિયૂસ્તોએ સીધા દમનનીય માગ ઉઠાવી.

માર્ચના આરંભના આ દિવસોમાં લેખક-કલાકારોની એક બોલાવવાની વાત હતી. એટલે વાતાવરણ ઘેરાયેલું હતું : વોઝનેસેન્સ્કી અને એવતુશેન્કો—એવા અગ્રણી યુવાન કવિઓ ઉપર અશુભ તૂટી પડવાના ભણકારા હતા. અને માર્ચની ૭મી એ (૧૯૬૩) ૬૦૦ લેખકો-કલાકારોની બેઠક ક્રેમલિનમાં બોલાવવામાં આવી. આ સમયે એવતુશેન્કો પારિસના પ્રવાસે હતો, ત્યાંથી તેને તાત્કાલિક પાછો બોલાવવામાં આવ્યો !

મુખ્ય વક્તા 'આઈડિયોલોજીકલ' વડા ઇલિચેવ હતો. એણે જણાવ્યું કે ગયા ડિસેમ્બરમાં મળેલી બેઠક પછી, પાર્ટીનીતિને યોગ્ય સત્કાર મળ્યો નથી; કેટલાકે શંકાશીલ, કેટલાકે મૌન અને કેટલાકે વિરોધી વૃત્તિ રાખી છે! આ બેઠકમાં મુખ્ય નિશાન પીઢ સાહિત્યકાર એહરેનબુર્ગને બનાવવામાં આવ્યો. આની પાછળ પણ મુખ્ય ડંખ એક જ હતો - એનાં સંસ્મરણમાંની નોંધ કે મોટા ભાગના નેતાઓ સ્તાલિનના અત્યાચારોથી જાણકાર હતા !

એહરેનબુર્ગ વાતાવરણ અસહ્ય બનતાં મૂંગેમૂંગો સભા છોડી ચાલ્યો ગયો (રશિયામાં આ પગલું પણ ભારે ગુનાહિત ગણાય !)

પરંતુ આ બેઠકમાં એક બીજી, હવે પછી ઘણી મહત્વની બની જનાર, ચર્ચા નીકળી પડી. 'Gate of Ilich' ફિલ્મ ઉપરથી એ છેડાઈ હતી : આગલી પેઢી અને આ પેઢી (Fathers and Sons). જુવાનોની પેઢીના દિલમાં આગલી પેઢી અંગેનો ભારોભાર ડંખ હતો—એ પેઢીઓના મોટા ભાગનાઓએ સ્તાલિનના અત્યાચારો આગળ મૌન જાળવ્યું હતું !

ક્રુશ્ચેવે શિરસ્તા અનુસાર આવી કોઈ સમસ્યા જ અસ્તિત્વ ધરાવતી નથી એવું કહી નાખ્યું. ગુસ્સામાં ઉમેર્યું કે આ તો પશ્ચિમી તૂત છે! (આ પછી વિષય દબાઈ જવાને બદલે ચર્ચા વધી હતી; અને એક લેખકે જુવાનોને જવાબ આપતી નવલકથાનું શિર્ષક જ Fathers and Sons રાખ્યું !

આ બેઠકમાં ક્રુશ્ચેવે વિદેશ ફરી આવેલા 'યુનોસ્ત'ના સંપાદક કાતે-

એવનાં (ખાસ તો અમેરિકામાંના નિવેદનો અંગે), તથા યુરોપ જઈ આવેલા પૌસ્તોવ્સ્કી સામે (ત્યાં તેણે અયોગ્ય છાપ ઊભી કર્યા માટે) અને નેક્રાસોવ (સ્તાલિન ઈનામ વિજેતા નવલકથાકાર)નાય ફ્રાન્સ-પ્રવાસ દરમ્યાન વિદેશમાં અને બાદ 'નોવિમિર'માં પ્રગટ કરેલા વિચારો માટે ટીકા કરી : ગેટ ઑફ ઈલિચ' (એ પેઢીના સવર્ણની) ફિલ્મનાં વખાણ કરવા માટે તેને ઠપકો આપ્યો, અને પશ્ચિમ તથા કલા સંબંધના વિચારોમાં દિમાક ખુલ્લું રાખવાની તેની સિફારસને ગંભીર દોષયુક્ત ગણાવી

અલબત્ત, એણે વડીલની જેમ એવતુશેન્કોને એવી શીખામણ આપીને સંતોષ લીધો કે 'વિદેશી વિરોધીઓના રસ અને વિચારો આગળ ઝૂકી જવું સારું નથી ..' બુર્ઝ્વા (મૂડીવાદીઓ)ની પ્રશંસા પામવાની વૃત્તિથી સાવચેત રહેવું સારું છે,' પરંતુ આ કવિએ પારિસમાંના એક પત્રમાં લેખમાળા રૂપે આત્મકથા પ્રગટ કરી હતી તેને વિશે આ બેઠકમાં મૌન સેવ્યું! એકંદર, બીજાની સરખામણીમાં એને બહુ ડાહ્યો ગણાવ્યો. આમ, રશિયાની ખ્યાતિ વિદેશમાં પહોંચાડનાર 'એવચી' જેવા આ કવિને છંછેડવા કરતાં જીતી લેવાની તરકીબ વધારે સારી ગણી *

પરંતુ આટલાથી સ્થિતિ ચુસ્તોને સંતોષ થાય એમ ન હતું આથી લેનિનગ્રાદના બુદ્ધિજીવીઓની બેઠક બોલાવવામાં આવી અને સૌથી પ્રથમ તો, લેનિગ્રાદ કૉમેડી થિએટરના ૬૧ વર્ષના ડિરેક્ટર નિકોલાઈ આકિમોવની ટીકા ત્યાંના સ્થાનિક જુવાન પાર્ટી સેક્રેટરીએ કરવાની ધૃષ્ટતા કરી (જો કે ત્યાં આ શિરસ્તો જ હતો)! એણે ભજવેલાં કેટલાંક નાટકોમાં એક શ્વાર્તનું લખેલું હતું The Dragon—તેમાં એવો સૂર હતો કે સર્વસાધારણ રીતે, પ્રજા પોતે જ સંઘર્ષ ન ખેડે તો, એક જાલિમ જાય છે ને તેની જગાએ બીજો આવતો હોય છે!

* કુશ્ચોવનો જમાઈ એલેક્સી આદ્ઝુબેઈ એવતુશેન્કોનો મિત્ર હતો; અખબાર 'કોમ્સોમોલ્સ્કાયા-પ્રાવદા' પત્રનો તંત્રી, અને બાદ રાજ્યસત્તાના મુખપત્ર 'ઇઝવેસ્તીઆ'નો. તેની અસર હશે!

વળી આ બેઠકમાં શિરસ્તા મુજબ જે ચાર જણાએ સ્વ-ટીકાઓ કરી તેમાં સૌથી નોંધપાત્ર એવતુશેન્કોએ પોતાની આત્મકથા અંગે કરેલી ટીકા હતી

અને વળી કોમ્સોમોલ્સ્કાયા-પ્રાવદામાં (માર્ચ ૧૭) યુદ્ધના દુદુભી ગડગડ્યા, ફ્રાન્સના Le monde પત્રનો પ્રતિનિધિ માઈકલ તાતુ, પશ્ચિમી સમાચારોનો મુખ્ય આધાર હોઈ, તેને પારિસ બોલાવી લેવા ફરમાવ્યું શરૂ થયું, એજ દિવસે 'પ્રાવદા'માં ખબર આવ્યા કે એ દિવસ મોસ્કો લેખક સંઘના પ્રમુખ સ્ટેપન શિપાચોવ (અ-રાજકરણી-કવિ)ને ખસેડવામાં આવ્યો હતો

આ પછી કલાકારોની બેઠકો શરૂ થઈ. એની એ શિરસ્તા મુજબની કારવાઈ ચાલી

ત્યાં વળી, સોવિયેત લેખક સંઘના બોર્ડની બેઠક મળી : અહીં 'જૂના અને જાણીતા' કવિ-વિવેચકોએ ફરીયાદ કરી કે 'નવા અને નકામા, લેખકોનાં પુસ્તકોની ભારે મોટી સંખ્યામાં આવૃત્તિઓ પ્રગટ થાય છે—અમારી નાની આવૃત્તિમાં જ!' ×× ખુલ્લી બેઠકમાં અને પાછળથી નવાઓના અગ્રણી એવતુશેન્કો અને વોઝનેસેન્સ્કીને ધમકીઓ પણ અપાઈ

બીજી બાજુ, આ 'જૂના અને જાણીતા'ઓને ઉશ્કેરી મૂકે એવી ઘટના બની : 'વોપ્રોસી લિટરેચર'એ એક પ્રશ્નોત્તરી પ્રગટ કરી હતી, તેના જવાબનો સાર પ્રગટ કરવામાં આવ્યો તે મુજબ, રશિયાના લેખક-કવિઓ ઉપર સૌથી વધુ અસર, પાસ્તરનાકને બાદ કરતાં, રશિયાઈ શોલોખોવ કે તિખોનોવની નહિ, પણ વિદેશી હેમિન્ગ્વે, સેલિન્જર, હેન્રિક બોલ અને રેમાર્કની વધારે હોવાનું જણાયું

વળી પાછો, થોડાક સમયથી ઉગ્ર વિખવાદના વિષય બનેલા મુદ્દા બહાર આવ્યા, વોઝનેસેન્સ્કીએ પોલેન્ડના 'પોલિતિકા' સાપ્તાહિકને મુલાકાત આપી હતી; તેમાં તેણે 'બે પેઢી'વાળી વાત ચર્ચી હતી: અને ૧૯૩૦-૩૬નાં વરસોમાં થયેલી, હકાલપટ્ટી' (પર્જીસ)ની જવાબ-

દારીનો વિષય પણ છેડ્યો! આથી ગુસ્સે થઈ 'લિટરરી ગેઝેટ'ના ભૂતપૂર્વ સંપાદક રિત્સિકોવે તેની ખબર લઈ નાખી.

પરંતુ અભિવ્યક્તિમાં સૌથી જોરદાર પડઘા પડ્યા તે એવતુશેન્કોની આત્મટીકાના. એમાં એણે કહ્યું હતું : 'ન-સુધારી શકાય તેવી ભૂલ મેં કરી છે;' 'હું ગુનાનો ભાર અનુભવું છું;' 'આખી જિંદગીનો પાઠ હું પામ્યો છું;'...વગેરે.

આથી ઊગતી પેઢીના અનેક જુવાનિયા નારાજ-ગુસ્સે થયા હતા; ઘણા હતાશ થયા હતા : કેમ જાણે એમની વીર નાયકની મૂર્તિ ખંડિત બની હતી! કેટલાક વળી એને દંભી, ખેલાડી, કીર્તિ પાછળ પડેલો અને તેને વટાવી ખાનારોય કહો.

આ વાતાવરણનો લાભ લેવા સ્થિતિચુસ્તો અધીરા હતા. પ્રાવદાએ લખ્યું : એવતુશેન્કોએ કરેલું નિવેદન પૂરતું ન હતું ..એની ભૂલોનાં મૂળ સમજવા-સ્વીકારવા સુધી તે ગયો જ નથી...અને એહરેનબુર્ગ, નેક્રાસોવ, સોલ્ઝેનિત્સિનનાં લખાણો છાપવા બાબત નોવિ-મિરના તંત્રી ત્વાર-દોવ્સ્કી પાસે માફી મંગાવવી હજી બાકી જ હતી—તેની ફરી જોરદાર માંગ ઊપડી!

એપ્રિલના આરંભમાં, રશિયન રિપબ્લિકના લેખકોના બોર્ડની એવતુશેન્કોને બેઠક મળી. યુનોસ્તના તંત્રીમંડળમાંથી બરતરફ કરવા અને લેખક સંઘમાંથી કાઢી મૂકવા માગણી આવી.

એમાં વળી હવે, એની આત્મકથા પરદેશમાં પ્રગટ થઈ હતી તે કિસ્સો પણ ભારે ઉહાપોહ કરી રહ્યો હતો. એવતુશેન્કો પહેલે નંબરનું નિશાન બન્યો! ક્રમે ક્રમે રીતે એને સંડોવીને ખતમ કરવા વ્યવસ્થિત યોજનાબદ્ધ કાવતરું રચાઈ રહ્યું હતું.

● માર્ચના અંતે અને એપ્રિલના આરંભ સુધીમાં તો આ વાવંટોળ એવો ઊંચો ચઢ્યો કે સત્તાધારીઓનેય એ કાબૂ બહાર ચાલ્યો જવાનો ભય લાગ્યો.

ત્યાં ક્રુશ્ચેવે જ ઈલમની લકડી ફેરવી અને ઊભરો દબાઈ ગયો! ક્રુશ્ચોવને તત્કાલ વચ્ચે પડવાની ફરજ પાડનારાં બે બનાવો કહેવાય છે :

એક તો એવું જણાય છે કે ક્રુશ્ચોવ માર્ચની ૨૦થી એપ્રિલની ૨૦ મી સુધી રજા ઉપર હતો; તે જમાએ કોઝલોવ, સુસ્લોવ, મિકોયાન, બ્રેઝનેવ અને કોસિગિનને હસ્તક દોર રહ્યો હતો. માર્ચના અંતમાંજ આનિરુદ્ધ કટોકટીની આફતો ઊભી હતી. બને કે ક્રુશ્ચોવના વારસદાર ગણાતા કોઝલોવે જ જાણીને કટક ચલાવ્યું હોય! (એપ્રિલ પમી). પણ એપ્રિલ ૧૧મી એ કોઝલોવ હૃદયની બિમારીથી પટકાયો—જેહાદ ઠંડી પડી! કે પછી ક્રુશ્ચોવે પાછા આવી જેહાદ ઠંડી પાડી દઈ પોતાના હાથમાં લગામ લઈ લીધી?

બીજું એ પણ કારણ જણાય છે કે ક્રુશ્ચોવે દાણો દબાવી જોવા વિદેશી કમ્યુનિસ્ટ પત્રોના પ્રતિનિધિઓને બોલાવીને નવોદિતો સામેનું આક્ષેપનામું બતાવ્યું; એમાંય તેને કોઈનો ટેકો મળ્યો નહિ—ઊલટી બદનામી થવા જેવું લાગ્યું..†

આમ, એણે બીનું સંકેલી લીધું.

† એક પીઢ પ્રતિનિધિએ કહ્યું : આ તો ઝદાનોવ-યુગની યાદ આપે તેવી વાત છે, તો ઈટલીના પ્રતિનિધિએ બહુ ટીકાત્મક હેવાલ મોકલી આપ્યો; ક્યૂબાના પ્રતિનિધિએ એવતુશેન્કોનો બચાવ કર્યો; ફ્રેન્ચ પ્રતિનિધિ પોતે મૂંગો રહ્યો. પરંતુ, ફ્રાન્સની કમ્યુનિસ્ટ પાર્ટીના નેતા થોરેઝ અને અગ્રણી કવિ-લેખક આરાગો વગેરેએ તો, એવતુશેન્કોનું આત્મવૃત્તાંત પારિસમાં છપાતું હતું ત્યારે જ તેનાં લખાણ કરેલાં! એટલે એ જ મુખ્ય કારણસર એવતુ-શેન્કો ઉપર પગલાં ભરવામાં આવે તો ફ્રેન્ચ નેતાઓની જ બદનામી થઈ જાય! ક્રુશ્ચોવને આ પોસાય એમ ન હતું; વળી ઝેકોસ્લોવાકિઆના પ્રતિ-નિધિએ તો પોતાના વૃત્તપત્રમાં એ આત્મવૃત્તાંત છાપવાની મનીચ્છા બતાવી! પોલાન્ડવાસીને બીજી રીતે આવું કોઈ પગલું અનુકૂળ ન હતું—એના 'પો-લિટિકા' પત્રે જ, તો વોઝનેસેન્સ્કી અને અકુદિઆનોવની મુલાકાત છાપી હતી. ઉપરાંત, ઈટલીના કમ્યુનિસ્ટ નેતા તોગ્લિયાત્તીએ પણ સાહિત્ય-કલાની બાબતમાં ક્રુશ્ચોવથી સાવ જુદું જ વલણ લીધું હતું (અનંત આ અંકમાં)

અને રાજ ઉપરથી પાછા ફરતાં, ૨૪મી એપ્રિલે, બીજે ક્યાંય નહિ તે ઔદ્યોગિક કામદારોની સભામાં 'વિરોધી વલણ ધરાવનારાઓ' સામે દમનની પદ્ધતિને સ્થાને સમજાવટ અને નૈતિક દબાણની પદ્ધતિનો ઉપયોગ કરવા ઉપર ભાર મૂક્યો ( આ એકમતીઓમાં ક્રુશ્ચોવ ભારે ભાવી ચોક્કસ હતા : સ્તાલિનની શારીરિક દમનનીતિ કરતાં બીજા પ્રકારના દબાણની નીતિમાં તેનો વિશ્વાસ વધુ હતો. )

અને આનો પડઘો થોડા જ દિવસમાં પડ્યો :

મેની અધવચ્ચે, 'પ્રાવદા'માં ત્વારદોવ્સ્કીની યુ. પી. આઈ. સાથેની મુલાકાત છપાઈ, તેમાં સેન્ટ્રલ કમિટી અને ક્રુશ્ચોવને મનની ઉદારતા માટે અભિનંદન આપવામાં આવ્યા.

તરત જ 'નોવિમિર'ના સંપાદક મંડળે ૧૯૬૩ની યોજના અનુસાર નેક્રાસોવ, આક્સિઓનોવ વગેરેનાં લખાણો જેમનાં તેમ છાપવાની જાહેરાત કરી.

પછી 'પ્રાવદા'ના તંત્રી લેખમાં (૧૯ મે) પણ સ્પષ્ટ કરવામાં આવ્યું કે :

> બુદ્ધિજીવીઓના દરેકે દરેક પગલાંની ચોકી કરવાની જરૂર નથી—એમણે દરેક પુસ્તક કેમ લખવું, દરેક નાટક કેમ ભજવવું, દરેક ફિલ્મ કેમ બનાવવી, દરેક સંગીતની રચના કેમ કરવી—એની વીગતોમાં જવાની જરૂર નથી. ..પાર્ટી સર્જનાત્મક કૃતિઓનું મુખ્ય ધ્યેય રજૂ કરીને કલા અને સાહિત્યના ધુરંધરોને સર્જનાત્મક નિર્ણયતા અને સ્વાતંત્ર્યનું પ્રોત્સાહન આપે છે.

—ક્યાં ૮મી માર્ચનું ભાષણ : ક્યાં મેનો મહિનો !

પરંતુ રખેને કોઈ એમ માની બેસે કે હવે લેખકો-કલાકારોનો પાર્ટીના બંધનમાંથી મુક્તિ મળી ગઈ હતી, સર્જનની સ્વાધીનતાનો પરવાનો મળી ગયો હતો. તા. ૨, ના ક્રુશ્ચોવના ઉપરના શબ્દો (શું કે થોડી ?) હજી પૂરા સુકાયા નથી ત્યાં તો નવોદિતોમાંના બે શ્રેષ્ઠ લેખકોને "(શ્રમ દ્વારા સુધારાની ની સ્તાલિનવાદી રસમ નહિ જ) 'લોકજીવનનો ગાઢ સંપર્ક' સેવવાનો હુકમ છૂટી ચૂક્યો હતો! આક્સિનોવને સાઈબેરીયાના એક બાંધકામના પ્રોજેક્ટમાં અને વોઝનેસેન્સ્કીને વ્લાદિમિરની એક ફેક્ટરીમાં જોડાઈ જવા રવાના કરી દેવામાં આવ્યા હતા.

પછી, એમની ગેરહાજરીમાં, ૧૭૦ લેખકોની બેઠકમાં નરમ-ગરમ ઉપચાર થયા.

મેના આ દિવસો દરમ્યાન રશિયામાં વિન-પેન્કોવ્સ્કી-જાસૂસીનો કેસ ચાલતો હતો. તે દિવસોમાં ધારણા તો એવી હતી કે એની જોડે વળી બીજા ખેટાળવા ઊભા થશે. પરંતુ ક્રુશ્ચોવે અમેરિકા અને બ્રિટનના રેડિયોને મોઢે ડૂચો મારવાને (રશિયામાં ન સંભળાય તેવું પગલું ભરવાને) બદલે જીવતો જ નિર્ણય લીધો (જૂનની ૧૩થી 'મુખબંધ' રદ કરવામાં આવ્યો !).

જૂનની ૧૮મીએ પાર્ટીની સેન્ટ્રલ કમિટીની બેઠક મળી : વાતાવરણ અસ્પષ્ટ તો હતું જ. ત્યારે ક્રુશ્ચોવે નેક્રાસોવ (નવલકથાકાર)ને ઉદ્દેશી કડક વેણ ઉચ્ચાર્યું : દુશ્મનને પક્ષે ચાલ્યો જનાર દીકરાનું પોતાને હાથે ખૂન કરનાર તારાસ બુલ્બા (ગોગોલનો નાયક)નું દૃષ્ટાંત આપી ભય ફેર સૌને ઉચ્ચાર્યું. "સંઘર્ષનું લોજિક જ એવું છે !" ક્રુશ્ચોવને ગુસ્સાનું પૂરતું કારણ હતું : તેના મતે, નેક્રાસોવના વિચારો પશ્ચિમતરફી હતા; બિરલી જીવનદૃષ્ટિવાળા હતા; એક વિશ્વની ભાવના પાછળ આંદોલો શાંતિવાદ હતો...વગેરે.

(આમ છતાં, કહેવાય છે કે તા. ૮ માર્ચની સરખામણીમાં આ

* વળી રિવાજ પ્રમાણે બેને વખોડયા ( નેકાસોવ અને ફિલ્મ નિર્માતા રોસ્મને ), ત્રણને વખાણ્યા—ફેદિન, શોલોખોવ અને ત્વારદોવ્સ્કીને ( પહેલા બે જૂના અને જૂનવાણી; ત્રીજો પ્રૌઢ પ્રગતિવાદી... ) તે જ રીતે ઘડીમાં દબાવવાની ભાષા ઉચ્ચારી તો ઘડીમાં જીતી લેવાની – રીઝવવાની !

કુશ્રોવનું બેલાડીપણું સૌને સુવિદિત હતું. દમન કરીને કથક મેળવવા જતાં બીજાં અણુધાર્યાં પરિણામો જન્મવાનો ભય હતો; અને હવે એને અનુભવે પણ સમજાઈ ચૂક્યું હતું કે લેખકો–સર્જકો ઉપર વિવેચકો દ્વારા વર્ચસ્ ટકાવી રાખવાની નીતિ ખોટી છે ..કેમકે વિવેચકો મોટે ભાગે સૈદ્ધાન્તિક નહિ પણ જૂથ–દૃષ્ટિએ વિચારતા હોય છે .. નવેસરથી ગોઠવવું રહ્યું...!

આ નવી ગોઠવણીનું ૨૫ ત્રણ અઠવાડિયામાં જ ( ઑગસ્ટ ૧૦ ) જાહેર થયું; તે મુજબ સંઘના પ્રકાશનો માટે એક નવી કમિટીની સ્થાપના કરી, તેના વડા તરીકે, ઉક વીસી દરમ્યાનની સાહિત્ય–પ્રકાશનોની મુખ્ય સંસ્થા GLAVLITના વડા પાવેલ રોમાનોવને નવા પ્રધાન તરીકેનું સ્થાન આપીને નીમવામાં આવ્યો. ( ૧૯૨૨ની પુનરાવૃત્તિ ! ) એ જ રીતે રંગભૂમિની દોરવણી અંગે એક નવું બોર્ડ નીમવામાં આવ્યું.

વળી મોસ્કો લેખક સંઘના ( એટલે કે અખિલ રશિયાના ૨૫% =૧૩૦૦ જેટલી સભ્ય સંખ્યા ધરાવનાર, અને નવા પંથના રાહબર બનેલા સંઘના ) નવા ચૅરમેન તરીકે મોકોવની નીમણૂક કરી; તથા પાર્ટીના સ્ટેટ કોન્ટ્રોલ કમિશનને મદદ કરવા 'કમિશન ઑન પબ્લિક રિલેશન્સ'ની નીમણૂક કરી; અખિલ–રશિયાઇ લેખક સંઘનું મંત્રીમંડળ નાનું બનાવ્યું. અને તેના જાહેરનામામાં 'રિવિઝનિસ્ટ' તથા 'ડોગ્મેટિસ્ટ' બંને સામે તલવાર ઉગામવામાં આવી.

પરંતુ સૌથી વધુ ધ્યાન ખેંચે એવી હકીકત એ હતી કે વિદેશના વૈચારિક આક્રમણ પછી કુશ્રોવ રશિયાના લેખકો–કલાકારોને વારંવાર સાબદા રહેવાના હુકમો છોડતો હતો, એ જ પશ્ચિમની સાથેના સંબંધો ચાલુ રાખવાની – બલ્કે વધારવાની દિશામાં જ પગલું ભર્યું ! ઑગસ્ટના આરંભમાં (તા. ૫ થી ૮) 'મોડર્ન નૉવેલ' ઉપર ચર્ચા કરવા કૉમ્યુનિટી ઑફ યુરોપીઅન રાઈટર્સ (COMES) તરફથી આંતરરાષ્ટ્રીય લેખકોની પરિષદ બોલાવવામાં આવી. તેમાં રશિયાના પ્રતિનિધિ તરીકે શોલોખોવ, સુર્કોવ, ફેદિનની સાથેસાથ એહરેનબુર્ગ, આકસેનોવ અને ત્વારદોવ્સ્કી હતા – એ એક નોંધપાત્ર બીના સમજવી જોઈએ. અને તેમાં ફ્રાન્સના જ્યાં પૉલ સાર્ત્ર, સિમોન દ બોવોઆર, બ્રિટનના વિલિયમ ગોલ્ડિંગ, એંગસ વિલ્સન, ઈટલીના પિસ્સીઓની, પિઓવેને વગેરે હતા. લગભગ બધાએ જ કુશ્રોવની સાહિત્ય–કલા પ્રત્યેની નીતિ સામે નાપસંદગી બતાવી. ચર્ચા દરમ્યાન ફેદિને પ્રુસ્ત, જોય્સ, કાફકાની નિંદા કરી; તો એહરેનબુર્ગે આ લેખકોની મહાનતા બતાવીને કટાક્ષ ફેંક્યો કે આ લેખકોનાં મૂળ લખાણો વાંચ્યા વિના અહીંના કેટલાક વક્તાઓએ અભિપ્રાયો આપ્યા છે, એવું સ્પષ્ટ થયું છે. ( કટાક્ષ ફેદિન ઉપર જ હતો ! ) પરંતુ મહાન લેખકો વર્ગોના વાડા વટાવી જઈ, વિચાર–વાદના સંકુચિત વહેળિયા ઓળંગી જઈ સમસ્ત માનવીના મૂલ્યોના સર્જક બની જાય છે.

તો આકસેનોવે સ્પષ્ટ રીતે કહ્યું કે સવાલ એ નથી કે વાસ્તવવાદી કે મોડર્ન–વાદી નવલકથા લખવી. સવાલ એ છે કે સારી નવલકથા લખવી.

## કવિતા

### બે કવિતા

**પાનખર** | આન્દ્રી વોઝ્નેસેન્સ્કી

બતકોની પાંખોના ફફડાટ...
ઉદ્યાનોના માર્ગો પર ઉત્સ્લે ઉત્સ્લે
સરી જતી સાઈકલોના સ્પોકની ઝલમલ...
ઉત્સ્લા, તન્તુવાયના * જાળી પર્ણ તગતગ્યાં ..
તમારે તેમનાં ઇંગિતો પ્રતિ કાન ધરવા જોઈએ;
વિદાય-વચનો કહેવા તમે જાઓ,
પેલા ઘરે જઈ બારણે ટકોરા કરી ઊભા રહો;
એ ઉવાડા ઘરમાં જ એક સ્ત્રી રહે છે,
સાંજના વાળુની વેળાએ એને
પતિના પદરવ સાંભળવાના નથી હોતા...
હું જઈશ ત્યારે તે આગળો ખોલશે
અને મારા ડગલામાં મોં સંતાડી વહાલ કરશે,
મારી આગળ હોઠ ધરી દેતાં તે હસશે
પછી
અચાનક તે થંભી જશે...ને બધું સમજી જશે......
ધાન્યકણોનું સમીરણે વિદાયું થતું...
ખેતરોનું પાનખર નિમંત્રણ...
કુટુંબોનો ધ્વંસ......

● કરોળિયો

તે હજુ તરુણી છે
શીત વાયુમાં થરથરતી તેના ચિત્તમાં કંપ જાગશે
તેને થશે
સફરજનનું વૃક્ષ પણ, કેવું, ફળ આપે છે
અને પેલી સ્થવિર કપિલ-ગાયને કેવાં વત્સ અવતરે છે...

ધાન્યથી સચતાં જતાં
પંખીઓની પા-પગલીથી રોમહર્ષણ થતાં
ને ઝઝામાં ઝોલે ચડતાં અરણ્યોમાં,
વૃક્ષોની બખોલોમાં, ગોચરોમાં, ઘરોમાં
જિંદગી કેવી ધીખે છે...!
તે

ઈર્ષ્યાથી આઝાર,
રુદનમાં ભીંજાતા શબ્દો, ગણગણશે
આ મારા બાહુ, આ મારાં પયોધર શા ખપનાં?
રોજ ને રોજ સગડી પેટવવાનું એ...ને...એજ કામ
આ જિંદગીના ઢસડબોળાનો શો અર્થ?
હું તેને આલિંગન દઈશ
—અને આ બધાના અર્થની ખબર મનેય ક્યાં છે?—
ને બહાર, થીજી ગયેલા ઝાકળથી
ખેતરો પર એલ્યુમિનિયમ ઢોળાશે ..
ને ઝાકળછાઈ ધરતી પર થઈ
કાળાં, ભૂખરાં મારાં પગલાં,
ખેતરોની પેલે પારના સ્ટેશન ભણી
અંકાતાં જશે......

અનુ : રતિલાલ દવે

## કાઠીમા પાસે | આન્દ્રી વોઝનેસેન્સ્કી

જૂનાં ગીતો શીખતી કાઠીમા પાસે તું રહે છે
તે છોકરી છે ને તેને પુરુષોનાં વસ્ત્રો પહેરવાની ટેવ છે,

વસ્તી ડાકણુથી !
અમે કેવું કેવું ભાંડીએ છીએ એને.
નૃત્યમાં 'અમે ફેરતો છીએ—અચલ ધ્રુવની જેમ.
સ્વેટરમાં હાથ ખોસ્યા જેવી ઉષ્મા
અને મધપૂડાઓની વાસ તેમાંથી મળે છે...
સુગંધાલયમાં ફિલ્ટર છે !

ત્યાં તો લોકકંદ હાસ્ય ને સોગઠાંના પાસા છે......
ગાલને સ્પર્શતાં જ તું બાળપણનાં
સંભારણાંનું ગુંજન કરવા લાગી જાય છે
—ત્યાં અશ્વો, સૂરજ અને મધપૂડા
પ્રતિમા શા અગાઉ છે—
તારાં મધુ-રંગી ઝુલ્ફાં તો જો.........

હું
નરક અને પવિત્ર પૂર્વજો વચ્ચે, રશિયામાં,
રહું છું.

અનુ : રાધેશ્યામ શર્મા

## એક કવિતા

| યુજેની વિનોકુરોવ

પ્રત્યેક રેલ્વે સ્ટેશને ફરિયાદપોથી હોય છે
જો તમે માગણી એની કરો
તો, એ તમોને દીધા વિના છૂટકો નહિ.
મને થયું
જો શાશ્વતીએ
આવી જ કો' ફરિયાદપોથી રાખી લે, તો ખોટું નહિ
કેમકે, તો પછી
લોકને સૌ દર્દની દાસ્તાં વિશે મૂંગામૂંગા સીઝવાનું ના રહે:
કંપે કરેલાં દર્દ
ને શિરે ગુજરેલા અન્યાય સૌ
આવશે લેને — સાવધાનીનાં ભરી ડગ, ને પછી ખડીનાં ખદોનાં —
જાહેર જગના ચોકમાં,
વિશ્વની અદાલતે — સૌ આવશે.
હા, મને એ છે ખબર
કે
ગઈ રાતના, બાગના ખૂણિયા પરે સૂતી પડેલી
પેલી
આક્રંદ કરતી સ્ત્રી, ફરિયાદની પોથી મહીં
ક્યહીં સીટીમાં ના નાખશે, તે વડી
આપણે કેવો અર્થ પામશું.

અનુ : જ્યોતિલાલ દવે

# ત્રણ કવિતા

## બારણે ટકોરા | એવતુશેન્કો

"કોણ ?"
"એ તો હું, બુઢાપો
આવ્યો તને મળવા."
"હમણાં નહીં
હું કામમાં છું;
આવજે પછીથી."
"અરે દીકરા, અરે
પણ ભૂલતો ના
આ દ્વાર પાછળ હું ઊભો છું વાટ જોતો."

પૂરું કર્યું 'લખવાનું' મેં
ફોન 'કીધો કોઈને
તબેલું એક 'ઈંડું' પેટમાં પધરાવ્યું
ને
મેં બારણું ખોલ્યું :
અરે, ત્યાં કોઈ ન્હોતું !
માન્યું :
હશે દોસ્તોનું આ ટીખળ પજવવાનું મને
કે પછીથી ભૂલમાં મેં નામ 'ખોટું' સાંભળ્યું !
એ બુઢાપો તો ન'તો
બોલાવતું'તું શાણપણ વયનું
રાહ 'જોવાનું' ન એને પાલવ્યું
નિઃશ્વાસ મૂકીને
ગયું.

અનુ : જયન્ત પાઠક

## ભરચક લત્તાઓમાં | એવતુશેન્કો

પાટનગરના ભરચક લત્તાઓમાં ટૂંઢેલું
વસંતનાં કલરવ કરતાં પાણીની ધારે ધારે
ઉદ્દામ સ્વૈર વિચારે
અક્ષમ્ય યૌવનતોરમાં,
દોડતો ચઢી જઉં દોડતી ટ્રામમાં
અજબ અકળાતની હીંકું ગપ્પાં
દોડું મારાં જ પગલાં પૂઠે
– જે કદી પકડવાં શક્ય ન્હોતાં –
જોઉં દિઙ્મૂઢ બની
જહાજ તરતાં નદીમાં ભર્યાં
આ વિમાનો અને
મારી કવિતા......
સહુએ મુજને અઢળક દીધાં સંપેડ
ને પણ એનાં પ્રયોજનોથી
રાખ્યો મુજને સાવ અજાણ !

અનુ : જયન્ત પાઠક

## બાબિ યાર † | એવતુશેન્કો

કોઈ સ્મારક નથી અહીં બાબિ યાર,
સીધો 'ચઢાણવાળો' ટેકરાળો પ્રદેશ.
– જાણે અસ્પષ્ટ આલેખ્યો સમો !

† હિટલરે રશિયા ઉપરના આક્રમણ દરમ્યાન આ સ્થળે, સ્તાલિનની 'શ્રમ છાવણીઓ'માં વસતા ૬૦–૭૦ હજાર યહૂદીઓની કતલ કરી હતી...એનો ઉલ્લેખ કરીને રશિયામાં ઝારના જમાનાથી, સ્તાલિન–ક્રુશ્ચોવયુગ સુધી જે યહૂદી-દ્વેષ ચાલુ રહ્યો છે તેનું ય અહીં સૂચન છે.

ઓબિ – યાર' પર
જંગલી ઘાસ લહેરાઈ રહ્યું છે
વૃક્ષો ન્યાયાધિશો સમાં ભયની આગાહી કરી રહ્યાં છે
– બધું જ એક મૂક રુદન સમુ છે.
હું મારી ટોપી ઉતારું છું.
જાણે મારા વાળ પાકી રહ્યાનું અનુભવું છુ.
અને હું –
હજારો દટાયેલાં શબો ઉપર –
મૂંગી વેદનાના રુદન સમો છુ;
અહીં કત્લ પામેલો પ્રત્યેક વૃદ્ધ છુ હું
પ્રત્યેક રેંસાઈ ગયેલુ બાળ છું હુ

હે મારા રુસી લોક!
હું તમને ઓળખુ છુ
– તમે તો સ્વભાવે આંતરરાષ્ટ્રીય છો.
ભૂંડા ભ્રષ્ટ હાથો તમારાં સ્વચ્છ નામને બટ્ટો લગાડે છે.
હું મારા વતનની ભલાઈ જાણું છુ
કેવું ભયંકર! એ યહૂદી – દ્વેષીઓ
પોતાને ઠંડે પેટે ઓળખાવે છે –
† 'રુસી – પ્રજા – સમાજ 'ને નામે!

† 'સોસાયટી ઑફ ધ રશિયન પીપલ્સ' : આ નામની સંસ્થાએ, ઝારના જમાનામાં, યહૂદી–દ્વેષની આગ રશિયામાં ફેલાવી હતી.

મારું શુદ્ધ શુદ્ધ એની સ્મૃતિથી જ્વલી રહ્યું છે.
ધરતી પરનો છેલ્લો યહૂદી–દે
સદાને સારુ દટાઈ જશે
ત્યારે –* આંતરરાષ્ટ્રીય

મારી નસોમાં યહૂદી રક્ત વહેતુ નથી
છતાં પ્રત્યેક યહૂદી–દ્વેષીનો રોષ–ધિક્કાર
– કેમ જાણે હુ યહૂદી જ હોઉં –
મારા પર ઊતરી રહ્યો છે!
એથી જ તો,
હુ રુસી છું

[ અનુ : ભોગીલાલ ગાંધી

* વિશ્વસામ્યવાદનુ આંતરરાષ્ટ્રીય ગીત : 'ઈન્ટરનેશનલ.'

# મૉત્રિયોનાનું ઘર | એલેક્ઝાંદર સોલ્ઝેનિત્સિન

અનુ : રમણલાલ પાઠક

એ વાત બન્યાને ખાસ્સા છ મહિના વીતી ગયા છતાં, આજે પણ, મોસ્કોથી ૧૮૪ કિલોમીટર ઉપર આવેલી એ જગ્યાએ ટ્રેનો ધીમી પડી જતી. ઉતારુઓ બારીઓ બહાર ડોકાતા, અથવા તો, ઊઠીને બારણામાં આવી ઊભા રહેતા: લાઈનનું કોઈ સમારકામ ચાલી રહ્યું હતું કે શું? ગાડી મોડી તો નહિ થાય ને?

ના, બધું જ બરાબર હતું. ક્રૅસિંગ ઓળંગ્યા પછી ગાડીઓ વળી પાછી ઝડપ પકડતી અને ઉતારુઓ ઠંડા જીવે પોતપોતાની જગ્યાએ જઈને પાછા બેસી જતા.

ફક્ત એંજીન ડ્રાઈવરો જ જાણતા કે એમ શા માટે થતું—ફક્ત એંજીન ડ્રાઈવરો અને એક હું.

× × ×

૧૯૫૩ના ઉનાળામાં, ગરમ અને ધૂળિયા રણને છોડીને સીધો પાછો રશિયા પહોંચી જવાના એક માત્ર હેતુથી, હું ઝડપભેર મુસાફરી કરી રહ્યો હતો. ક્યાંય કોઈ મારી રાહ નહોતું જોતું. દસ દસ વર્ષથી ભુલાઈ ગયેલી હું એક નાચીઝ વસ્તુ હતો મારે તો ફક્ત રણની ભયંકર ગરમીથી બચીને, મધ્ય પ્રદેશમાં, જંગલોની ગાલી હરિયાળી ભૂમિમાં પહોંચી જવું હતું. હું તો રશિયાના દૂર દૂરના કોઈ શાંત, એકાંત પ્રદેશમાં મારી જાતને ડુબાડી દેવા દોડી ગયો હતો... જો હજીય એવું સ્થળ ક્યાંય રહ્યું હોય તો.

એક વર્ષ પહેલાં મને ઉરાલની આ બાજુના ભાગમાં ચાલતા બાંધકામમાં મજૂરીનું કામ મેળવવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થઈ શક્યું હોત. પણ એ લોકો મને ઇલેક્ટ્રીશિયન જેવી સારી જગ્યા આપવા તૈયાર નહોતા. વળી મને શિક્ષક થવાનો નાદ લાગ્યો હતો. મારા મિત્રોએ મને સલાહ આપી કે કારણ વગર ત્યાં સુધીનો આંટો ખાઈને પૈસા બગાડવાનો કશો જ અર્થ નથી.

પરંતુ મેં પ્રયાસો જારી જ રાખ્યા. હું ન–પ્રાંતના કેળવણી ખાતામાં ગયો અને ત્યાં જઈને કર્મચારી વિભાગ વિશે પૂછપરછ કરી. એ વિભાગના કર્મચારીઓને સામાન્યતઃ વપરાતા કાળા ચામડાના પડદાવાળા દરવાજાને બદલે કાચની પારદર્શક તકતીઓ પાછળ બેઠેલા જોઈને મને આશ્ચર્ય થયું. હું જરા ગભરાતો ગભરાતો બારી ઉપર ગયો ને નમસ્કાર કરીને બોલ્યો, "તમારા ખાતામાં, એવા કોઈ સ્થળે, જ્યાં ટ્રેનો જ ન દોડતી હોય એવા કોઈ દૂરના સ્થળે, ગણિતશિક્ષકની જગ્યા ખાલી હોય તો કૃપા કરીને કહો. મારે કોઈ એવા જ પ્રદેશમાં જઈ ને વસવું છે."

એ લોકો મારી પાસેનાં તમામ પ્રમાણપત્રો, અલ્પવિરામ પૂર્ણવિરામ સહિત, તપાસી ગયા; આ ઓરડામાંથી તે ઓરડામાં દોડવા લાગ્યા; ટેલિફોનો ખખડાવી ગયા. (એમને માટે પણ મારી વાત ખરેખર વિચિત્ર હતી; કારણ કે લોકો હમેશાં મોટાં શહેરોની—વધુ મોટાં અને વધુ રૂપાળાં શહેરોની—જ માગણી કરતા હતા.) અને જોઈ લો આશ્ચર્ય! એ લોકોએ મારે માટે એવું એક સ્થળ શોધી પણ કાઢ્યું—વાઈસોકે પોલ્યે એ સ્થળના નામના ઉચ્ચારે જ જાણે કે મારા હૈયામાં આનંદની લાગણી જન્માવી.

વાઈસોકે પોલ્યે—જેવું નામ તેવું જ સ્થળ પણ હતું એ ડુંગરાળ પ્રદેશમાં આવેલું હતું ચોપાસ નાની નાની ખીણો અને નાની નાની ટેકરીઓ નજરે પડતી હતી અને ચારે તરફ કોઈ કિલ્લાની જેમ ગીચ જંગલથી એ વીંટળાયેલું હતું એક બંધ આડે સુંદર જળાશય પણ રચાયું હતું. જ્યાં જિંદગી જીવી જવાનું અને મરવાનું મન થાય એવી એ જગ્યા હતી. નજીકની ઝાડીમાં એક ઝાડના થડ ઉપર જઈને હું બસ બેસી જ રહ્યો. મને થયું કે રોજરોજ નાસ્તો કરવાની કે ખાવાપીવાની પંચાત ન હોય ને બસ આમ જ બેસી રહેવાનું હોય તો

કેવું સારું ! રાતની ગાઢ શાંતિમાં, છાપરાં સાથે ઘસાતી વૃક્ષની ડાળીઓનો મર્મરધ્વનિ જ ફક્ત સંભળાતો હોય, ક્યાંયથી રેડિયોનો ઘોંઘાટ ન આવતો હોય... જાણે આખું વિશ્વ જ પરમ શાંતિમાં પોઢી ગયું હોય !

વાર્કસોક પોસ્ટેમાં કોઈ ભઠિયારખાનું નહોતું. ખાવાની કશી જ વસ્તુ વેચાતી મળતી નહીં. ગામડાની આખીય વસ્તી બાજુના શહેરમાંથી કોથળામાં ભરી ભરીને પોતાને જોઈતી ખાવાપીવાની ચીજો માથે ઉપાડી લાવી, પોતાનું કામ ચલાવતી હતી.

હું ત્યાંના કર્મચારી વિભાગમાં ગયો અને એક નાનકડી બારીમાં ડોકું નાખી વિનતી ભર્યા અવાજે બોલ્યો. પહેલા તો એ લોકો મારી સાથે જાણે કે વાત કરવા જ તૈયાર નહોતા. પરંતુ થોડી વાર પછી તેઓ એક ઓરડામાંથી બીજામાં આંટા મારવા લાગ્યા, ટેલિફોનો ખખડાવવા લાગ્યા, કાગળિયાં કરવા લાગ્યા અને છેવટે મારી નીમણૂક ઉપર "તોર્ફોપ્રોદક્ત"નો સિક્કો તેઓએ મને મારી આપ્યો.

"તોર્ફોપ્રોદક્ત !" રશિયન ભાષામાં શબ્દોનાં આવાં જોડકાં બનાવી શકાય એવું દુર્ભેંનેવ તો બિચારો કદી પણ નહોતો જાણતો.

તોર્ફોપ્રોદક્ત સ્ટેશનના ભૂખરા લાકડાના જૂનાપુરાણા કામચલાઉ છાપરાને માથે એક કડક ચેતવણી લખેલી નજરે પડતી હતી : 'ફક્ત ઉતારુ–ખંડમાંથી જ ટ્રેનમાં ચઢવું.' અને એની સાથે એક વધારાની સૂચના પણ જડી લેવામાં આવી હતી : "ટિકીટની જરૂર નથી." ટિકીટ બારી આગળ કોઈકે કરુણ રમુજ રૂપે ન ભૂંસાય એમ આ શબ્દો પણ કોતરી કાઢ્યા હતા : 'અહીં ટિકીટો મળતી જ નથી.' આ બધાં લખાણોનો ખરો અર્થ તો હું પાછળથી જ સમજ્યો. તોર્ફોપ્રોદક્ત ખાતે જવું સહેલું હતું, પરંતુ એ છોડીને ચાલી નીકળવું એટલું સહેલું નહોતું.

અહીં પણ ગાઢાં, ગીચ જંગલો હતાં અને ક્રાન્તિ પછી પણ થોડાં વર્ષો એ ટકી રહ્યાં હતાં. પરંતુ એ પછી કોલસો ખોદનારાઓ તથા નજીકના સમૂહ ખેતરોના કિસાનોએ એ કાપી નાખ્યાં હતાં.

અહીંના પ્રમુખ શાસ્કોવે કેટલાય એકર ઉપર ફેલાયેલાં ઇમારતી લાકડાંનાં ઝાડ પણ કપાવી નાખ્યાં હતાં અને સારો એવો નફો લઈને ઓડેસા પ્રાંતમાં વેચી નાખ્યાં હતાં.

કોલસીના ખાડાઓ વચ્ચે કામદારોની બેઢંગ વસાહત વસી રહી હતી. એમાં ત્રીશી દરમ્યાન ઊભાં થયેલાં એકઢાળિયાં છાપરાં અને ૧૯૫૦ પછી બાંધવામાં આવેલાં કોતરણીદાર દરવાજાવાળાં અને કાચ જડેલાં છજાવાળાં નાનાં નાનાં મકાનો પણ હતાં. પરંતુ આ મકાનોની અંદરના ભાગમાં તો છત સુધી પહોંચતી હોય એવી એક પણ દીવાલ બાંધેલી નહોતી, એટલે કે ખરેખર ચાર દીવાલોવાળો ઓરડો ભાડે મળવાની તો અહીં કોઈ આશા જ નહોતી.

વસાહતને માથે કારખાનાના ભૂંગળામાંથી નીકળતો ધુમાડો તોળાઈ રહેતો. નાના માપની રેલ્વે લાઇન ઉપર નાનાં નાનાં એંજિનો ધુમાડો છોડતાં આમતેમ દોડતાં કારખાનાના ધુમાડાને વધુ ઘેરો બનાવતાં, કાન ફાડી નાખે એવી વ્હીસલો વગાડતાં અને ગંદી, કાળી કોલસીનાં ચોસલાં કે ગટ્ટા ખેંચી જતાં. હું સહેલાઈથી કલ્પી શક્યો કે સાંજે ક્લબને દરવાજે લાઉડસ્પીકર ઘોંઘાટ મચાવી મૂકતું હશે; શેરીઓમાં દારૂડિયા રખડતા હશે અને વહેલા–મોડા એકબીજા સામે છરીઓ ઉછાળતા હશે.

રશિયાના કોઈ શાંત ખૂણે જઈને વસવાનું મારું સ્વપ્ન મને આવી જગ્યાએ ખેંચી લાવ્યું !... એ કરતાં તો હું જ્યાં રહેતો હતો ત્યાં, રણ વચ્ચે ઊભેલા મારા ઝૂંપડામાં જ, ટકી રહ્યો હોત તો વધુ સારું એમ મને લાગ્યું; ત્યાં રાત્રે તો પવનની તાજી–શીતળ લહેરો આવતી અને માથે આકાશનો- તારા મઢ્યો ઘુમ્મટ દેખાયા કરતો.

સ્ટેશનના બાંકડા ઉપર મને ઊંઘ આવી નહીં અને સવાર થવા આવતાં જ હું વસાહતમાં બીજું ચક્કર લગાવવા નીકળી પડ્યો. આ વખતે મને એક નાનકડું હાટ જેવું જોવા મળ્યું; ત્યાં વહેલી સવારે એક જ સ્ત્રી ઊભી ઊભી, દૂધ વેચી રહી હતી. મેં દૂધની એક બાટલી લીધી અને ત્યાં ને ત્યાં જ પીવા માંડી.

એની વાત કરવાની ઢબથી મને આશ્ચર્ય થયું. સામાન્ય અવાજે બોલવાને બદલે એ દયામણા લહેકાથી વાતચીત કરતી હતી. એશિયા છોડીને આ પ્રદેશમાં આવતાં હું જે ભાષા સાંભળવા ઝંખી રહ્યો હતો એ ભાષામાં એ વાતચીત કરી રહી હતી.

"પીઓ, ભગવાન તમારા ઉપર મહેરબાની રાખે! તમે અજાણ્યા લાગો છો, ખરું ને!"

"તમે ક્યાંથી આવો છો?" મેં જરા રાહત અનુભવતાં પૂછ્યું.

અને એની વાતમાંથી મને જાણવા મળ્યું કે કોલસી કામદારોની વસાહત સિવાય પણ અન્યત્ર માણસો વસતાં હતાં. રેલવે લાઈનને છેડે એક ટેકરી હતી અને એ ટેકરી ઉપર તાલ્નોવો નામનું એક ગામડું હતું. જમાનાઓથી એ ત્યાં વસેલું હતું અને એક જમાનામાં આ "રખડુ" માલધારી કોમની બાઈનું કુટુંબ એક મોટા ઘરમાં રહેતું હતું અને ચારે તરફ ગીચ જંગલ હતું. એથી આગળ પણ વિશાળ ગ્રામ પ્રદેશ વિસ્તરેલો હતો અને એમાં ચાસ્લીત્સી, ઓવિન્ત્સી, રપુદ્દતી, શેવર્તની, શેસ્તીબીરોવો અને એમ રેલવે લાઈનથી દૂર ને દૂર, જંગલમાં ઊંડે ને ઊંડે, સરોવરોને કાંઠે, ગામડાં ને ગામડાં જ ફેલાયેલાં પડ્યાં હતાં.

ગામડાંનાં નામ સાંભળતાં મને શીતલ લહેરોના સ્પર્શ જેવો આનંદ થયો. રશિયાના ગ્રામ-વનપ્રદેશના અસ્તિત્વની જાણે કે એ મને ખાતરી આપી રહ્યાં હતાં. મેં એ બાઈને વિનતી કરી કે હાટ પૂરું થયા પછી એણે મને તાલ્નોવો લઈ જવો અને રહેવા માટે ત્યાં કોઈ ઘર શોધી આપવું.

ભાડુત તરીકે હું લાભકારક વ્યક્તિ હતો એમ લાગ્યું, કારણ કે ભાડા ઉપરાંત શાળા તરફથી મારા મકાન-માલિકને શિયાળાને માટે એક ખટારા જેટલી કોલસી પણ આપવાનું ઠર્યું હતું. પેલી બાઈનું દયામણું સ્મિત આ વાતથી ચિંતાભર્યું અને કરુણ બની ગયું; કારણ કે એમને પોતાને જ રહેવાને કોઈ સ્વતંત્ર ઓરડી નહોતી. એ અને એના પતિ ઉપરાંત, એની ઘરડી માને પણ એ લોકોએ સાથે રાખવી પડતી.

આથી એ બાઈ મને એક પછી એક એમ એનાં બે સબંધીઓને ઘેર લઈ ગઈ. બંનેમાંથી એકેય ઘરમાં અલગ ઓરડી મળી શકે તેમ નહોતું. બંને ઘર વધુ પડતી વસતિવાળાં અને શોરબકોરવાળાં હતાં.

ફરતાં ફરતાં અમે એક બંધ બાંધેલા નાળા પાસે આવી પહોંચ્યાં. એમાં ઝાઝું પાણી નહોતું અને એના ઉપર એક નાનકડો પૂલ બાંધેલો હતો. આ સ્થળ અહીં મને સૌથી વધારે રમણીય લાગ્યું : બેદમજનૂનાં બેત્રણ વૃક્ષો કાંઠા ઉપર ઝૂકી રહ્યાં હતાં; એક બાજુ કંઈક વધુ ઢળતું એવું એક મકાન ઊભું હતું; તળાવડીમાં બતક તરી રહ્યાં હતાં, કોઈ કોઈ બતક કાંઠે ચઢી આવી, પાણી ખંખેરવા પોતાની જાતને ધુણાવી રહ્યાં હતાં.

"તો હવે, આપણે માત્રિયોનાને મળી જોઈએ," મારાથી હવે કંઈક કંટાળવા લાગેલી મારી ભોમિયણ બોલી. "વાંધો ફક્ત એટલો જ છે કે એનું ઘર તમને જોઈએ તેટલું સ્વચ્છ અને હૂંફાળું નહીં લાગે. એ બધું સારી રીતે રાખી શકતી નથી. એની તબિયત સારી નથી રહેતી."

× × ×

માત્રિયોનાનું ઘર નજીકમાં જ હતું. ઠંડી પછીત તરફ ચાર બારીઓ પડતી હતી. બંને બાજુનાં છાપરાં લાકડાનાં નળિયાંથી છાયેલાં હતાં ઉપરની એક નાનકડી બારી જૂની રશિયન પદ્ધતિએ શણગારેલી હતી. પરંતુ નળિયાં સડી જવા આવ્યાં હતાં. ઘરનાં પાટિયાંના છેડા અને એક જમાનાનાં સુશોભિત, વિશાળ બારણાં જૂનાં થવાથી કાળાં પડી જવા આવ્યાં હતાં. અને દરવાજા ઉપરના નાનકડા છાપરામાં કાણાં પડી ગયાં હતાં.

દરવાજામાં જવાની નાનકડી બારી બંધ હતી. પણ મારી સાથીદારે એ ખખડાવવાને બદલે નીચેથી હાથ નાખી આગળો ફેરવી ઉઘાડી નાખી. ફક્ત ઢોર ન પેસી જાય એટલા ખાતર જ એ બંધ રાખવામાં આવી હતી. અંદરનો વાડો ખુલ્લો હતો, પરંતુ મકાન વિશાળ હતું. મુખ્ય બારણામાં પ્રવેશતાં જ થોડાં પગથિયાં ચઢવાનાં આવતાં, ત્યાંથી

એક છત વગરના વિશાળ ઓરડામાં પ્રવેશાતું, જે છેક છાપરા સુધી ખુલ્લો જ હતો. ડાબી બાજુનો દાદર ઉપરના ઓરડામાં લઈ જતો. એ ઓરડો તદ્દન અલગ જેવો જ હતો, પણ એમાં અંગેઠી નહોતી. વળી બીજી એક સીડી નીચે ભોંયરામાં જવા માટે પણ હતી જમણી તરફ મકાનનો મુખ્ય ભાગ હતો, જેની ઉપર મેડી ને નીચે ભોંયરું હતું

મકાન ઘણું પુરાણું હતું અને એનું બાંધકામ મજબૂત હતું. મૂળ તો કોઈ મોટા કુટુંબ માટે બંધાવેલા એ મકાનમાં આજે તો ફક્ત એક સાઠ વર્ષની એકલવાઈ વૃદ્ધા જ રહેતી હતી.

જ્યારે હું એની ઓરડીમાં પ્રવેશ્યો ત્યારે એ બાઈ મજૂરો માટે મહામૂલ્યવાન એવાં ટૂંકાં, મેલાં, ફાટેલાં લૂગડાં ઓઢીને રશિયન ઢબની અંગેઠી ઉપર સૂઈ રહી હતી.

આખાય મકાનમાં સારામાં સારા એવા બારીઓવાળા વિશાળ ખંડમાં, બારીઓ નજીક પાટલીઓ અને ટિપાઈઓ ઉપર, રબરના છોડનાં સંખ્યાબંધ કૂંડાં ગોઠવી મૂકવામાં આવ્યાં હતાં મૂક છતાં જીવંત સાથીઓની જેમ આ છોડવા પેલી એકલવાઈ બાઈની એકલતાને હળવી બનાવી દેતા હતા. આ છોડવા ફાલેતેમ ફાલ્યાફૂલ્યા હતા અને ઉત્તર તરફથી આવતા નજીવા પ્રકાશને પણ એ છાઈ દેતા હતા. અંગેઠીના ભૂગળા પાછળ અર્ધાં ઢંકાઈને સુન્ની એ મકાન માલિકણુ રહ્યા સહ્યા પ્રકાશમાં પીળી—ફીકી અને માંદલી દેખાઈ એની દુખિયારી આંખો જોતાં લાગતું હતું કે લાંબી માંદગીને કારણે એ બાઈના શરીરમાં જરાય શક્તિ રહી નહોતી.

અમે એની સાથે વાત કરવા માંડી, ત્યારે પણ એ બાઈ તો ઓશિકા વગરની પથારીમાં માથું ઢાળીને બારણા તરફ મોં રાખી પડી પડી જ વાત કરતી હતી. અને હું ઊભો ઊભો એનું નિરીક્ષણ કર્યા કરતો હતો. ભાડૂત મળ્યા બદલ એણે કશો જ આનંદ વ્યક્ત કર્યો નહીં. પોતાને લાગુ પડેલી ભયંકર બિમારીની જ ફરિયાદ કરતી રહી: "હમણાં જ મને રોગનો હુમલો આવી ગયો. દર મહિને આવો હુમલો

આવતો નથી. પણ જ્યારે આવે છે ત્યારે એ ત્રણ દિવસ ચાલે છે. અને એથી હું ઊભી થઈ શકીશ નહીં. મારી પાસે જગ્યા જરૂર છે. તમે ઇચ્છો તો અહીં રહી શકો છો."

અને પછી તે બીજાં અનેક ઠેકાણાં બતાવવા લાગી, જ્યાં રહેવાથી હું વધારે સુખશાંતિ અને હૂંફ પામી શકું. એ સ્થળો જોઈ આવવાનો એણે મને આગ્રહ પણ કર્યો પરંતુ હું તો બરાબર સમજી ગયો હતો કે મારા નસીબમાં આ અંધારિયા ઘરમાં જ રહેવાનું લખાયલું હતું; ત્યાં પોતાની જાત ભાગ્યે જ જેમાં જોઈ શકાય એવો એક ઝાંખો અરીસો હતો અને દીવાલને શોભાવવા માટે એક એક રૂબલ આપીને ખાસ ખરીદેલાં બે ભાતભાતની ચિતરામણવાળાં પોસ્ટરો ચોંટાડેલાં હતાં. (એકમાં પુસ્તકોની જાહેરાત હતી, જ્યારે બીજામાં પાકની લણણી વિષેની સૂચનાઓ હતી)

માત્રિયોના વાસિલ્યેવ્નાએ ફરી વાર આગ્રહ કરીને મને ગામમાં ચક્કર લગાવવા ધકેલ્યો અને છતાં બીજી વાર પણ જ્યારે હું એને ત્યાં જ પાછો આવીને ઊભો ત્યારે એણે મને કાઢવાનો પ્રયાસ ચાલુ જ રાખ્યો, "જુઓ, મને કશું જ આવડતું નથી, હું રાંધી શકતી નથી. આપણને કેવી રીતે ફાવશે એ મને જરાય સમજાતું નથી..." પરંતુ આ વખતે એ ઊભી ઊભી વાત કરતી હતી અને મને એમ પણ લાગ્યું કે મને પાછો ફરેલો જોઈને એની આંખોમાં આનંદની આછી ચમક પણ આવી ગયેલી. અમારી વચ્ચે ભાડા બાબતમાં તેમજ શાળા તરફથી પૂરી પાડવામાં આવનારી કોલસી બાબતમાં સમજૂતી થઈ ગઈ.

× × ×

પાછળથી મને ખબર પડી કે વર્ષોથી માત્રિયોના વાસિલ્યેવ્ના એક રૂબલની પણ કમાણી કરી શકી નહોતી. એને અશક્તાવસ્થાનું કોઈ પેન્શન મળતું નહીં અને એનાં સગાંસંબંધીઓ પણ ભાગ્યે જ એને કોઈ મદદ કરતાં. સમૂહખેતરમાં એ મજૂરી કરતી પણ બદલામાં એને રોકડ મજૂરી મળતી નહીં, બરાબર - સહીસિક્કાવાળી એની નોંધ-

ચોપડીમાં એના કામના દિવસો નોંધી આપવામાં આવતા અને મજૂરી ઉધાર રાખવામાં આવતી.

અને એમ હું માત્રિયોના સાથે રહેવા લાગ્યો. અમે ઓરડા વચ્ચે કોઈ પાર્ટિશન નખાવ્યું નહીં. તે બાજુ અને અંગેઠી વચ્ચે ખૂણામાં પોતાની પથારી કરતી; જ્યારે મેં એક બારી પાસે મારો બિસ્તર લંબાવ્યો. બીજી બારી પાસેથી માત્રિયોનાને પ્રિય એવા રબરના છોડવા પણ મે જરા ખૂણામાં ખસેડી નાખ્યા અને ત્યાં એક નાનકડું ટેબલ ગોઠવવાની જગ્યા કરી. આ ગામડામાં વીજળીના દીવા હતા. વીસી દરમ્યાન ચાતુરીથી અહીં વીજળીની લાઈનો લાવવામાં આવી હતી. અખબારોમાં "ઈલીચ (લેનિન)ના નાનકડા દીવા"ની ભારે પ્રશંસા આવતી, પરંતુ ખેડૂતો તો આંખો ફાડીને "ઝારના દેવતા"ની જ વાતો કર્યા કરતા.

ગામડામાં વસતા કેટલાક સુખિયા લોકો કદાચ માત્રિયોનાના ઘરને ઘર જ નહોતા ગણતા, પરંતુ એણે જ અમને તો એ શરદ તેમજ શિયાળા દરમ્યાન બરાબર રક્ષણ આપ્યું. હજુય છાપરું વરસાદનાં પાણી રોકી શકતું હતું અને ઠંડા હીમ જેવા પવનો પણ અંગેઠીની હૂંફને સંપૂર્ણ નાકામિયાબ બનાવી દઈ શકતા નહીં. અલબત્ત, સવારમાં ખાસ કરીને જ્યારે પુરવી બાજુએથી પવન ફૂંકાવા લાગતો ત્યારે જરા ઠંડી લાગતી ખરી.

× × ×

માત્રિયોના અને મારા સિવાય આ ઘરમાં એક બિલાડી, કેટલાક ઉંદર અને કેટલાક વાંદા પણ રહેતા હતા. બિલાડી પણ ઘરડી અને લંગડી હતી. માત્રિયોનાએ એને કેવળ દયાની મારી ઘરમાં આવવા દીધી હતી અને એ રહી પડી હતી. એ ચારે પગે ચાલતી તો ખરી, પરંતુ ભારે લંગડાતી. એનો એક પગ ભાંગેલો હતો અને એને સાચવવા એ ભારે કોશિશ કરતી. એ જ્યારે અંગેઠી ઉપરથી કૂદકો લગાવતી ત્યારે બીજી બિલાડીઓની જેમ હળવા બિલ્લી પગે જમીન ઉપર નહોતી પડતી, પરંતુ ત્રણે પગ એક સાથે પછડાયાનો ભારે અવાજ કરતી. એ અવાજ એવો તો ભયંકર હતો કે જ્યાં સુધી હું એનાથી ટેવાયો ન હતો ત્યાં સુધી એ થતાં જ હું ચોંકી ઊઠતો. આટલો અવાજ થવાનું કારણ કદાચ એ હતું કે એ બિલાડી ચોથા પગને બચાવવા પોતાના ત્રણે પગ સાથે જમીન ઉપર પછડાતી.

ઘરમાં ઉંદર હતા એનું કારણ એ તો નહોતું જ કે બિલાડી એમને પકડી શકતી નહોતી. તક મળતાં એ પણ વીજળીની ઝડપે એમના ઉપર ત્રાટકતી અને મોંમાં એકાદને પકડીને જ પાછી વળતી. પરંતુ ઉંદરોને સુરક્ષિત સંતાઈ રહેવા માટે માત્રિયોનાની દીવાલોમાં ઉત્તમ વ્યવસ્થા હતી. જૂના સુખના દિવસોમાં કોઈ કે દીવાલો ઉપર લીલા રંગનાં, કોતરણીવાળાં પૂઠાં ચોંટાડ્યાં હતાં અને તે પણ એકાદ થર જેટલાં નહીં, પૂરા પાંચ થર સુધી. પૂઠાના થર એકબીજાની સાથે તો બરાબર વળગી રહ્યા હતા, પરંતુ દીવાલ ઉપરથી ઊખડીને થોડા ઊંચા થઈ ગયા હતા. પરિણામે લાકડાની દીવાલ અને પૂંઠાનાં પડ વચ્ચે પડી ગયેલી જગ્યામાં ઉંદરોએ પોતાના દર બનાવ્યાં હતાં. એમાં તેઓ લહેરથી મહાલ્યા કરતા અને કદી કદી તો છેક છત સુધી દોડતા ચઢી જતા. બિલાડી એમની આ દોડાદોડને ગુસ્સાભરી આંખે જોઈ રહેતી, પરંતુ એ બિચારી એમને પકડી શકતી નહીં.

ક્યારેક તો બિલાડી વાંદાને પણ ખાઈ જતી, પરંતુ એથી એ માંદી પડી જતી. વાંદાઓ ફક્ત એક જ વસ્તુની મર્યાદા જાળવતા અને તે એ કે અંગેઠી અને રસોડાના ભાગને ઓરડાના સારામાં સારા ભાગથી જુદા પાડતા પાર્ટિશનને તેઓ કદીય ઓળંગતા નહીં. એટલે અમારા રહેવાના ભાગમાં તેઓ કદીય ફરકતા નહીં; પરંતુ રાત્રે રસોડું વાંદાથી ખદબદી રહેતું. ભૂલેચૂકેય જો હું રાત્રે પાણી પીવા રસોડામાં જતો અને બત્તી કરતો તો આખાય ફ્લોર, રસોઈનું મોટું ટેબલ અને દીવાલો પણ એ કાળાં જીવડાંના થરના થરથી ખદબદતી માલમ પડતી. ઘણી વાર હું વાંદા મારવા માટે શાળાની પ્રયોગ શાળામાંથી બોરેક્સ પાવડર લઈ

આવતો અને કોઈ ખાવાની ચીજમાં મેળવીને જમીન ઉપર પાથરી દેતો. થોડા દિવસ વાંદાનો ત્રાસ ઓછો દેખાતો. પરંતુ માત્રિયોનાને હંમેશાં ડર રહ્યા કરતો કે કદાચ બિલાડી એ ઝેરી ખોરાક ખાઈ જશે તો મરી જશે. એટલે મારે વળી ઝેર પાથરવાનુ બંધ કરવું પડતું અને દરમ્યાન નવા વાંદા અવતર્યે જતા.

રાત્રે જ્યારે માત્રિયોના ભર ઊંઘમાં પડી જતી અને હું મારા ટેબલ ઉપર કામ કર્યા કરતો ત્યારે દૂર દૂર ઘૂઘવતા કોઈ સમુદ્રના ઘુઘવાટ જેવા વાંદાના એકધારા સરસરાટમાં પૂંઠા પાછળ અસમોપાત્ થતી ઉંદરોની દોડાદોડીનો અવાજ પણ ડૂબી જતો પરંતુ એનાથી પણ હું ટેવાઈ ગયો હતો, કારણ કે એમાં કશું જ ખોટું નહોતું, કશું જ અનિષ્ટ નહોતું. એ સરસરાટ તો એમના જીવનનો પુરાવો હતો.

એ જ રીતે હું પુસ્તકોની જાહેરાતના પોસ્ટરની કઢંગી શોભાથી ટેવાઈ ગયો હતો. દીવાલ ઉપર રહ્યું રહ્યું એ બેલીન્સકી, પાનફેરોવ અને બીજા અનેક લેખકોનાં પુસ્તકો, એક પણ શબ્દ બોલ્યા વગર, મને દેખાડ્યા કરતું અને હું જોયા કરતો. આમ, માત્રિયોનાના ઘરની પ્રત્યેક વસ્તુથી હું ટેવાઈ ગયો.

× × ×

માત્રિયોના સવારે ચાર-પાંચ વાગ્યે ઊઠતી એની દીવાલ ઉપરનું ઘડિયાળ સત્તાવીસ વર્ષ પહેલાં કોઈ દુકાનમાંથી ખરીદેલું હતું. એ હંમેશાં આગળ દોડતું, પણ માત્રિયોનાને એની ફિકર નહોતી; કારણ કે એ બંધ તો નહોતું જ પડી જતું અને સવારમાં ક્યારેય એને મોડી તો નહોતું જ પાડતું. ઊઠીને એ રસોડાના પડદા પાછળની બત્તી કરતી અને જરાય અવાજ ન થાય એની સંપૂર્ણ કાળજી રાખીને શાંતિથી અને ધ્યાનપૂર્વક બધાં કામ કરતી : તે અંગેઠી સળગાવતી; બકરી દોહવા જતી; (એની પાસે ઢોરોમાં, વળેલી શિંગડીઓ અને મેંદી-સફેદ રૂંવાટીવાળી આ એક માત્ર બકરી જ હતી.); પાણી ભરી લાવતી અને ત્રણ જુદાં જુદાં વાસણોમાં એ ઉકાળતી : એક એને પોતાને માટે, બીજું

મારે માટે ને ત્રીજું બકરીને માટે. એ પછી નીચે ભંડારિયામાંથી બટાકા કાઢી લાવતી; જેમાંથી નાનામાં નાના બકરી માટે. એથી સહેજ મોટા એવા પોતાને માટે અને મોટા ઈંડા જેવડા મારે માટે, એમ જુદા પાડતી. એનાથી મોટા બટાકા એના વાડામાં પાકતા જ નહીં; કારણ કે એનો વાડો રેતાળ હતો, યુદ્ધ પછી એમાં ક્યારેય ખાતર નાખવામાં આવેલું જ નહીં; અને એમાં દર વખત બટાકા ને બટાકા જ વાવ્યા કરવામાં આવતા; જેથી મોટા કદાવર બટાકા પાકવાનો કોઈ સંભવ જ રહ્યો નહોતો.

એનાં આ સવારનાં કામકાજ મને ભાગ્યે જ જોવા મળતાં. હું મોડો સૂતો; શિયાળાનો તડકો ઠીક ઠીક ચઢી ગયા પછી જ ઊઠતો; થોડી આળસ મરડતો અને પછી ઓઢેલા ધાબળા ને ઘેટાના ચામડાની બહાર માથું કાઢતો. આ બે ઓઢણ, પગમાં કેદીઓને પહેરવાનું જર્કિન અને નીચે ઘાસ ભરેલા ટાટની ગોદડી. રાત્રે જ્યારે ઉત્તરનો ઠંડો પવન અમારી જર્જરિત બારીઓને ખખડાવ્યા કરતો ત્યારે પણ, મને સારી હૂંફ આપી રહેતાં ઊઠયા પછી, રસોડાના પડદા પાછળ સાવચેતીપૂર્વક ચાલતા માત્રિયોનાના કામકાજનો આછો ધ્વનિ મારે કાને પડતો ને ધીમેથી અને ખાસ વિચારપૂર્વક હું જ એને સંબોધીને બોલતો :

" ગૂડ મોર્નિંગ માત્રિયોના વાસિલ્યેવ્ના ! " અને દર વખતે જવાબમાં મને પડદા પાછળથી એ જ માયાળુ શબ્દો સાંભળવા મળતા.. બોલતાં બોલતાં એનો સ્નેહાળ અવાજ ગળગળો થઈ જતો – દાદીમા-પરીકથાઓ કહેતાં ઘણી વાર જેવો ઊર્મિલ અવાજ કાઢે છે તેવો :

" આપને પણ...ગૂડ મોર્નિંગ '

અને થોડી વાર પછી પાછો એનો એવો જ અવાજ સંભળાતો;. ".તમારો નાસ્તો તૈયાર થઈ ગયો છે." નાસ્તામાં શું છે તે એ કદી જાહેર કરતી નહીં, પરંતુ એ કલ્પી લેવું સહેલું હતું : બટાકાનું સૂપ હોય કે પછી જવની રાબ ( એ વર્ષે તેર્ફોપ્રોદક્તમાં બીજું કોઈ અનાજ મળતું જ નહીં અને જવ માટે પણ તમારે ઝઘડવું પડતું; કારણ કે

એ જ સસ્તામાં સસ્તા હતા અને લોક કુકડાઓને ખવડાવવા માટે કોથળે કોથળા ભરીને ખરીદી જતા ). અને એમાં ઘણીવાર મીઠું જ ન હોય, તો ક્યારેક એ સહેજ દાઝેલી પણ હોય.. એ મારાં પેઢાં ને તાળવે ચોંટતી અને પેટમાં બળતરા જગાડતી.

પરંતુ એમાં માત્રિયોનાનો દોષ ન હોતો. તોર્ફોપ્રોદક્તમાં માખણ મળતું જ નહીં. માર્ગારીનની જબરજસ્ત તંગી હતી; ફક્ત મિશ્રતેલ જોઈએ તેટલું મળતું. અને તપાસ કરતાં મને એ પણ જણાયું કે રશિયન ઢબની અંગેઠી રસોઈ માટે સગવડ ભરેલી નહોતી : રસોઈ કરનાર વાસણો ઉપર નજર રાખી શકતું નથી અને એથી ચારે બાજુથી એને બરાબર ગરમી મળે એમ બની શકતું નથી. મને લાગ્યું કે ઉદ્ધ પાષાણ-યુગથી અમારા પૂર્વજો આવી ભઠ્ઠીઓ વાપરતા આવ્યા હશે; કારણ કે એક વાર તમે એને વહેલી સવારે સળગાવો પછી આખો દિવસ એના ઉપર ખાવાનું પકાવી શકો, પાણી ઉકાળી શકો, રાબ ગરમ કરી શકો અને રાત્રે ઊંઘ દરમ્યાન પણ એમાંથી હૂંફ મેળવી શકો.

× × ×

મને જે કાંઈ પીરસવામાં આવતું તે બધું જ હું કશાય કચવાટ વગર ખાઈ લેતો. એમાં કંઈક ન ખાવા જેવું—વાળ, કોલસીનો ટુકડો કે વાંદાનો પગ આવી જાય તો શાંતિથી એને હું એક બાજુ કાઢી નાખતો. મને કદીય માત્રિયોનાનો વાંક કાઢવાનું મન થતું નહીં. અને એણે જાતે જ મને ચેતવણી ક્યાં નહોતી આપી?

'જુઓ, મને કશું જ આવડતું નથી, હું રાંધી શકતી નથી. આપણને કેવી રીત ફાવશે એ મને જરાય સમજાતું નથી......'

"આભાર !" હું અંતઃકરણપૂર્વક કહેતો.

"શા માટે ? જે કાંઈ તમારું પોતાનું જ છે એને માટે ? એ જવાબ દેતી અને પોતાના પ્રેમાળ મલકાટ વડે મને ચૂપ કરી દેતી.

અને પછી એની ઝાંખી ભૂરી આંખોમાં નિખાલસ ભાવ સાથે એ મને પૂછતી, "અને હવે તમારે માટે હું શું રાંધુ ?"

'હવે એટલે કે વાળુ માટે, કારણ કે હું મોરચા ઉપર હોઉં એમ બે જ વાર જમતો. અને અત્યારે હું સૂચના પણ શું બનાવવાની આપી શકું ? એનું એ જ બટાકિયું સૂપ સિવાય બીજું મળતું જ શું હતું તે !

અને એ બધું મે સ્વીકારી લીધું હતું, કારણ કે હવે જિંદગીનો અર્થ ભોજનમાં નહીં શોધવાનું મે શીખી લીધું હતું. મારે મન માત્રિયોનાના ગોળ ચહેરા ઉપરના ખુશીના સ્મિતની કિંમત અનેકગણી હતી. હું કેમેરા ખરીદવા જેટલા પૈસા ભેગા કરી શક્યો ત્યારે પણ એ સ્મિતની તસવીર ઝડપી લેવાના મારા પ્રયાસો નિષ્ફળ જ ગયા હતા. કેમેરાની ઠંડી આંખ એના તરફ મંડાયલી જોતા જ માત્રિયોનાના મોંના ભાવ એકાએક તંગ થઈ જતા અથવા તો વધુ પડતા ગંભીર બની જતા. એક જ વાર જ્યારે એ બારી બહાર મહોલ્લામાં જોતી કશીક વાત ઉપર મલકી રહી હતી ત્યારે હું એની એવી તસવીર ઝડપી શક્યો હતો.

એ શિયાળામાં માત્રિયોનાની ચિંતાનો કોઈ પાર નહોતો. એના પડોશીઓ એને પેન્શન મેળવવાનો પ્રયાસ કરવાનું સમજાવી રહ્યાં હતાં. આ દુનિયામાં એ તદ્દન એકલી જ રહી હતી અને જ્યારે એ ગંભીર માંદગીમાં પટકાવા લાગી ત્યારે એને સમૂહખેતરમાંથી પણ બરતરફ કરવામાં આવી હતી. એને અન્યાય ઉપર અન્યાય થયા જ કર્યો હતો. એ માંદી હતી, પરંતુ એને કામ માટે અશક્ત ગણવામાં આવી નહોતી. એણે પચીસ વર્ષ સુધી સમૂહખેતરમાં મજૂરી કરી હતી, પરંતુ એ સમૂહખેતર હતું, કારખાનું નહીં; અને એથી એને પેન્શનનો અધિકાર નહોતો. હવે ફક્ત તે પોતાના મૃત પતિને નામે, પોતાનું ભરણપોષણ કરનાર ગુમાવ્યા બદલ, પેન્શન માગી શકે અને કદાચ મેળવી શકે. પરંતુ એના પતિનું અવસાન યુદ્ધના પ્રારંભ વખતે થયું હતું. એ વાતને, આજે, બાર બાર વર્ષ વીતી ગયાં હતાં. આજે હવે, એના

પતિએ કેટલાં વર્ષ નોકરી કરી હતી અને કેટલું કમાતો હતો એ બધી વીગતો, જુદે જુદે સ્થળેથી મેળવવાનું સહેલુ નહોતુ. અને બધી જ વિધિમાંથી પસાર થવાનુ તો વળી કેટકેટલુ મુશ્કેલ અને માથાકુટિયુ કામ હતું! એનો પતિ મહિને, માનો કે, ત્રણસો રૂબલ કમાતો હતો, આજે એ એકલી જ જીવતી હતી, અને એને મદદ કરનાર કોઈ જ નહોતું, એનો જન્મ અમુક સાલમાં થયો હતો—આ બધી જ વાતનાં પ્રમાણપત્ર આપનારા મેળવી એ પછી એ બધું મેળવીને પેન્શન કચેરીએ જવાનુ. એમાં કશી ભૂલ ન હોય એ ચકાસવા માટે પાછાં બધાં જ કાગળિયાં આગળ મોકલાય. ત્યાંથી એ મંજૂર થઈ ને આવે એ પછી જ તમે પેન્શનના અધિકારી છો કે નહીં એ તમે જાણી શકો.

વળી પેન્શન કચેરી તાલનોવોથી વીસ કિલોમીટર પૂર્વમાં હતી, જીલ્લા સમિતિની કચેરી દસ કિલોમીટર પશ્ચિમે હતી અને કારખાના-વિસ્તાર સમિતિની કચેરીએ જવા માટે ઉત્તર બાજુ એક કલાક ચાલવું પડે તેવું હતુ. આથી પરિસ્થિતિ ઓર વધુ મુશ્કેલ બની ગઈ. અક્ષરો બરાબર લખાયા ન હોય—ક્યાંક મીંડુ રહી ગયુ હોય કે અક્ષરને માથે લીટી કરવાની રહી હોય—આવી કસૂરો માટે એ લોકોએ બિચારીને બે મહિના સુધી એક કચેરીમાંથી બીજી કચેરીમાં દોડાવ્યા કરી. દરેક વખતે જવા-આવવામાં આખો દિવસ નીકળી જતો. એ જીલ્લા સમિતિની કચેરીએ પહોંચતી તો જવાબ મળતો કે 'આજે મંત્રી રજા ઉપર છે જીલ્લા સમિતિઓના મંત્રીઓને આજકાલ બહાર વધારે જવું પડે છે, માટે કાલે આવજો!' બીજે દિવસે વળી મંત્રી હાજર હોય છે તો એનો રબરસ્ટેમ્પ જડતો નથી. એટલે વળી ત્રીજે દિવસે આવવાનો હુકમ થાય છે ત્રીજે દિવસે પણ વળી એણે વીલે મોઢે પાછી ફરવું પડે છે, કારણ કે એનાં બધાં જ કાગળિયાં એક સાથે ટાંગેલાં હતાં ને, એમાં કોઈક બાળિયા દાક્તરને ખોટા કાગળ ઉપર સહી કરી દીધી હતી.

"એ લોકો મને અહીંથી તહીં ધક્કા જ ખવડાવ્યા કરે છે, ઇગ્નાતિચ!" અર્થહીન આંટાફેરાને અંતે એ મારી આગળ ફરિયાદ કરતી: "હું હવે આનાથી વાજ આવી ગઈ છું"

× × ×

પરંતુ થોડા વખતમાં જ એ પુન. આનંદમાં આવી ગઈ. અને લાગ્યુ કે ખુશ રહી શકવાનું ચોક્કસ સાધન તેણે અવશ્ય શોધી કાઢ્યું છે. તે કામ કરવા લાગી હતી એ પાવડો લઈને બટાકા ખોદવા જતી અથવા તો બગલમાં કોથળો મારીને કોલસી શોધવા નીકળી પડતી. અથવા તો ટોપલો લઈને જંગલમાં દૂર દૂર બોર ભેગા કરવા ઊપડી જતી કચેરીઓનાં ટેબલોને બદલે આમ છોડવાઓ આગળ ઝૂકવાનુ એને ગમતુ અને જ્યારે ભારે બોજો ઉપાડીને પાછી ફરતાં એના ખભા દુ:ખતા ત્યારે પણ માત્રિયોના ખુશમિજાજ જ દેખાતી; એના સહજ એવા મીઠા સ્મિતે તે મલકયા કરતી અને દુનિયા સામે એની કોઈ ફરિયાદ હોય એમ જણાતુ નહીં

"મે એક સરસ શોધ કરી છે, ઇગ્નાતિચ, કોલસી ક્યાંથી લઈ આવવી એ મે શોધી કાઢ્યું છે. બહુ સરસ જગા છે!"

"પરંતુ મને મળેલી કોલસી જ બસ થઈ જશે, માત્રિયોના! એક આખો ખટારો ભરીને તો મળી છે"

"છટ્...તમારી કોલસી! અરે, એનાથી બેગણી તો શું, ચારગણી હોય ત્યારે કદાચ પૂરતી થાય. કડકડતો શિયાળો બેસે છે અને બારીઓ ખટખટાવતો પવન ઘૂસી આવે છે ત્યારે અંગેઠી તમે ગમે તેટલી જોરથી સળગાવોને, પણ એ વધારે જોરથી બધી ગરમી બહાર જ ફૂંક્યા કરવાનો. ગયે વર્ષે અમે કોલસીના ઢગલે ઢગલા ભેગા કર્યા હતા અત્યાર સુધીમા હું ત્રણ વાર તો લઈ આવી છું. પરંતુ હવે એ લોકો અમને પકડી પાડવા ફરે છે. ગામમાંથી એક બાઈને તો એ લોકો પકડી પણ ગયા છે"

પરિસ્થિતિ આ પ્રમાણે હતી: શિયાળાની ભયાનક કડકડતી ઠંડીનો અણસાર હવામાં ક્યારનો ય વરતાવા લાગ્યો હતો. ચારે તરફ

જંગલ હતું, છતાં ક્યાંય બળતણ મળવાની શક્યતા નહોતી. નજીકની કોલસીની ખાણોમાંથી ખોદનારાઓના અવાજ સંભળાતા હતા, પરંતુ એ કોલસી આમજનોને વેચવામાં આવતી નહોતી. સાહેબલોકોને અને સાહેબોનાં સમાસમધીઓઓને એ મફત વહેંચવામાં આવતી. શિક્ષકો, દાકતરો અને કામદારોને એક એક ખટારો પૂરો પાડવામાં આવતો. તાલ્નોવોના રહેવાસીઓનો એ કોલસી ઉપર કશો જ અધિકાર નહોતો અને એ વિષે કશી પૂછપરછ કરવાનો પણ તેમને અધિકાર નહોતો. સમૂહખેતરનો વડો ગામમાં ફરવા નીકળતો અને લોકોને મળતો. એ સૂચનાઓ આપતો અથવા તો વાતચીત કરવા ઊભો રહેતો. એ લોકોની સાથે બીજી ગમે તે બાબતમાં વાત કરવા તૈયાર હતો — ફક્ત એક બળતણ વિષે નહીં. એ વાતથી એ કંટાળી ગયો હતો.

આથી જૂના જમાનામાં જેમ એ લોકો જમીનદારના લાકડાં ચોરી લાવતા તેમ આજે ટ્રસ્ટમાંથી કોલસી ઉઠાવી લાવતા. આ કામ માટે પાંચ–દસ સ્ત્રીઓ ભેગી મળીને નીકળી પડતી, જેથી ગભરાટ ઓછો લાગે. દિવસ દરમ્યાન જ તેઓ નીકળતી. ઉનાળા દરમ્યાન ખોદી કાઢેલી કોલસી સૂકવવા માટે એના ઠેકઠેકાણે ઢગલા કરી રાખવામાં આવતા. કોલસીની બાબતમાં એ સારું છે કે એને ખોદી કાઢીને તરત બહાર લઈ જઈ શકાતી નથી. શરદ બેસી જાય ત્યાં સુધી, અને જો રસ્તા ખરાબ હોય તો બરફ પડવા માંડે ત્યાં સુધી, એ સુકાતી ચોતરફ પડી જ હોય છે. એ વખતે જ બાઇઓ આવી આવીને એ ઉઠાવી જતી. ભીના હોય તો છ છ અને જો સૂકા હોય તો દસ દસ ચોસલાં તેઓ એક એક કોથળામાં ભરી લાવતી. કોથળાનું વજન લગભગ બે પૂડ (એક પૂડ=૩૬ રતલ) જેટલું થતું અને ઘણી વાર તો એ ત્રણ ત્રણ કિલોમીટર જેટલે દૂર સુધી ઉપાડી જવા પડતા. પરંતુ આટલી કોલસી તો એક દિવસની અંગેઠીમાં જોઈતી અને શિયાળાના તો પૂરા બસ્સો દિવસ કાઢવા પડતા. રશિયન ઢબની ભઠ્ઠીઓ સવારથી જ અને 'ડચ' ભઠ્ઠીઓ સાંજે સળગાવવામાં આવતી.

"ગોળ ગોળ વાતો કરવાનો શો અર્થ છે?" માત્રિયોના કોઈ અદૃશ્ય વ્યક્તિને સંબોધીને બોલતી સંભળાતી: "ઘોડા મળતા નથી, તો જે વસ્તુ નથી એની પાછળ નિસાસા નાખ્યા કરવાથી શો લાભ? મારી પીઠ દુખતી ક્યારેય મટતી નથી. શિયાળામાં સ્લેજ ગાડીઓ ખેંચવી પડે છે, ને ઉનાળામાં પીઠ ઉપર કોથળા ઉપાડી લાવવા પડે. ઈશ્વરના કસમ ખાઈને સાચું જ કહું છું હોં!"

સ્ત્રીઓ દિવસમાં એક કરતાં વધુ વાર કોલસો ઉઠાવી લાવવા જતી. નસીબવંતા દિવસોએ તો માત્રિયોના છ છ કોથળા ઉઠાવી લાવતી. એણે મારી કોલસીનો ઢગલો બધાંને દેખાય એ રીતે કર્યો હતો, જ્યારે ચોરેલી કોલસી એ પાછળના રસ્તાની હેઠળ સંતાડી દેતી અને રાત્રે એના ઉપર અચૂક પાટિયું ઢાંકી દેતી.

"જો એ સેતાનોને વહેમ ન આવે તો એમની જિંદગીમાંય તેઓ એને શોધી કાઢવાના નથી." કપાળ ઉપરથી પસીનો લૂછતી માત્રિયોના મલકાતાં મલકાતાં બોલતી.

કોલસી ખોદી કાઢવા માટેનું ટ્રસ્ટ શું કરી શકવાનું હતું? વ્યવસ્થાપકો પ્રત્યેક ખાણ દીઠ એક એક ચોકિયાત તો રાખી શકે તેમ નહોતા. અને લાગ્યું કે એ લોકોએ એમના હેવાલોમાં ઉત્પાદનના મોટા મોટા આંકડાઓ બતાવવા પડતા. અને પછી આટલીનો ભૂકો થઈ ગયો, આટલી વરસાદમાં ધોવાઈ ગઈ એવી એવી નુકશાની બતાવવી પડતી. ઘણી વાર તેઓ ચોકિયાતો ગોઠવી દેતા અને ગામડામાં પાછી ફરતી સ્ત્રીઓને પકડવાનો પ્રયાસ કરતા. પરંતુ સ્ત્રીઓ કોથળા ફગાવી ફગાવીને ભાગી છૂટતી. અથવા તો કોઈ ફરિયાદ કરતું ને એમાંથી ઘરેઘરની ઝડતીઓ લેવામાં આવતી. તેઓ ચોરાયલી કોલસી અંગે કાગળિયાં કરતા અને અદાલતમાં કામ ચલાવવાની ધમકીઓ આપતા. એથી થોડા દિવસ બાઇઓનો આ ધંધો બંધ પડતો, પરંતુ શિયાળો બેસતાં જ, બાઇઓ મધરાતે સ્લેજ ગાડીઓ ખેંચતી નીકળી પડ્યા વગર રહી શકતી નહીં.

× × ×

માત્રિયોનામાં થોડો વધુ રસ લેતાં હુ જોઈ શક્યો કે રસોઈ કરવા કે ઘર સંભાળવા ઉપરાંત એણે રોજનાં બીજાં પણ ઘણાં કામ કરવાનાં રહેતાં. એ પોતાનું દરેક કામ અને એને માટેનો યોગ્ય સમય મનમાં નક્કી કરી રાખતી અને સવારે જ્યારે ઊઠતી ત્યારે આખા દિવસમાં એણે શું શું કરવાનું છે એનો એને બરાબર ખ્યાલ રહેતો. કોલસી અને ખાણોમાં ટ્રેક્ટરોએ ખોદી કાઢેલા ઠૂંઠાં ઉપાડી લાવવા ઉપરાંત, શિયાળા માટે બોર આથી આથીને મોટી મોટી બરણીઓ ભરી રાખવા ઉપરાંત, (જ્યારે જ્યારે એ બોર તે મને ખાવા આપતી ત્યારે ત્યારે ટકોર કરતી, "ઇગ્નાતિચ, જરા તમારા દાંતને કસરત આપો!"), બટાકા ખોદવા ને પેન્શન માટે આટઆટલા આંટા ખાવા ઉપરાંત, એણે પોતાની ગંદી-સફેદ બકરી માટે ક્યાંકથી ઘાસ પણ શોધી લાવવુ પડતુ.

"તમે ગાય કેમ નથી રાખતાં, માત્રિયોના?" રસોડાના પડદાની બારી આગળ, એનાં ગંદાં કપડાં પહેરીને ઊભેલી માત્રિયોના મારા ટેબલ સામે નજર માંડી, મને પરિસ્થિતિ સમજાવવા મંડી જતી:

"અરે, ઇગ્નાતિચ, બકરીનુ દૂધ મને પૂરતુ થઈ રહે છે જો હું ગાય રાખુ તો એ થોડા જ વખતમાં મને ને મારા આખા ઘરને ખાઈ જાય. રેલવે લાઈન ઉપરનુ ઘાસ કાપવાની મનાઈ છે, કારણ કે એ રેલવેનું છે; જંગલનું ઘાસ પણ ન કપાય, કારણ કે એ જંગલખાતાનું છે; સમૂહખેતરમાંથી પણ એ મને ન મળે, કારણ કે એના સભ્ય તરીકે એ લોકો મને ગણતા નથી. અને જે લોકો સભ્યો છે એમને પણ શિયાળો બેસી જાય ને બરફ પડવા મંડે ત્યાં સુધી એમાં કામ કરવું પડે છે. અને ત્યાં સુધીમાં તો ઘાસ બગડી જાય છે એવા ઘાસને શું કરવાનુ? જૂના જમાનામાં તો લોકો ઉનાળામાં, જૂન-જુલાઈ દરમ્યાન જ્યારે ઘાસ મીઠું અને રસદાર હોય ત્યારે જ, પસીનો પાડતા કામ કરતા અને ઘાસ સૂકવીને નીરણ બનાવી મૂકતા..."

આનો અર્થ એટલો જ કે એક નાનકડી સુકલકડી બકરી માટે ઘાસ મેળવતાં પણ માત્રિયોના વાજ આવી જતી. વહેલી સવારે તે દાતરડું ને કોથળો લઈને નીકળી પડતી અને જે જે સ્થળોએ ઘાસ હોવાનુ એની જાણમાં હતુ તે બધાં સ્થળોએ—ખેતરોને શેઢે શેઢે, સડકોની આજુબાજુ અને કોલસીની ખાણો વચ્ચેના ટેકરાઓ ઉપર એ ભટકતી જ્યારે એનો કોથળો ભારે લીલા ઘાસથી ચિક્કાર ભરાઈ જતો ત્યારે તે માંડ માંડ એને ઉપાડતી ઘેર પાછી ફરતી ને વાડામાં સૂકવવા નાખતી એક કોથળા ઘાસમાંથી એક ભારા જેટલું નીરણ તૈયાર થતુ.

એના સમૂહખેતર ઉપર નવો વડો નિમાયો હતો, જે થોડા વખત પહેલાં જ શહેરમાંથી આવ્યો હતો. એણે આવતાંમાં પહેલું કામ એ કર્યું કે જે લોકો કામ કરવા અશક્ત હતા એમની વાડીઓની જમીનનો વિસ્તાર કાપી નાખ્યો. માત્રિયોનાની રેતાળ જમીનમાંથી પણ ફક્ત ૧૫ ગુઠા જ રહી—વાડની પેલી મેર ૧૦ ગુઠા પડતર પડી રહી હતી છતાંય! પરંતુ જ્યારે એમને ત્યાં કિસાનોની તંગી પડી, અને સ્ત્રીઓ કામ કરવાના એમના ઇનકારમાં મક્કમ જ રહી ત્યારે સમૂહખેતરના વડાની પત્ની માત્રિયોનાને મળવા આવી. એ પણ શહેરની રહેવાસી હતી અને બહુ મજબૂત મનની બાઈ હતી. એના ટૂંકા, કાળા ઓવરકોટને લીધે તથા ધમકીભરી દૃષ્ટિને કારણે એનો દેખાવ થોડોક કોઈ લશ્કરી વ્યક્તિ જેવો લાગતો. 'ગુડ મોર્નિંગ!'—જેવા કશા ઔપચારિક વિધિ વગર જ એ ઘરમાં પ્રવેશી ગઈ અને માત્રિયોના સામે કડક નજરે તાકી રહી. માત્રિયોના ગભરાઈ ગઈ.

"તો હવે, બિરાદર વાસિલયેવ્ના," ખેતરના વડાની પત્ની શબ્દો જોખી જોખીને બોલવા લાગી. "તમારે સમૂહખેતરને મદદ કરવી જ પડશે. તમારે આવતી કાલથી આવવું જ પડશે."

માત્રિયોનાનો કરચલિયાળો ચહેરો આછા સ્મિતથી સહેજ વધુ કરચલિયાળો બન્યો — એ કામના બદલામાં એ લોકો કશું મહેનતાણું

આપી શકે તેમ નહોતા એ વાત કહેતાં વડાની પત્નીને થતી મૂંઝવણ જાણે કે એ કળી ગઈ હોય તેમ "ભલે...પણ..." માત્રિયોનાએ ભાવહીન અવાજે જવાબ આપ્યો, "મારી તબિયત જરાય સારી નથી રહેતી અને આમ તો હવે હું તમારા કામથી બંધાયેલી પણ નથી..." પણ, પછી પોતાની ભૂલ સુધારી લેવા ઉતાવળે કહી નાખ્યું, "મારે કયે વખત આવવાનું ?"

"અને તમારો પાવડો લેતાં આવજો !" વડાની પત્નીએ એને સૂચના આપી અને પછી એ ચાલી ગઈ એ ચાલતી હતી ત્યારે એનું કડક સ્કર્ટ ફડફડતું અવાજ કરતું હતું.

"વિચાર કરો !" બારણું બંધ કર્યા પછી માત્રિયોના બબડી, "પાવડો પણ તમારો પોતાનો લાવજો ! ખેતરમાં એમની પાસે પાવડા નથી ને ખૂરપીયેય નથી. અને મારી પાસે મારા પાવડાને હાથો બેસાડી આપનાર કોઈ માણસ નથી !"

અને પછી સાંજભર એ આ વાત ઉપર સ્વગત બબડતી જ રહી :

"દલીલ કરવાનો શો અર્થ, ઇગ્નાતિચ ? મારે કામ કરવા જવું જ જોઈએ. વાંધો ફક્ત એ છે કે ત્યાં કામ જ એ રીતે ચાલે છે કે કેવળ વખત બગાડવા જવાનું છે ત્યાં બધાં કામ કરવા આવે છે કે ઘરે પાછા વળવા એ જ સમજાતું નથી. ત્યાં આવતી બાઈઓ પોતપોતાના પાવડા ટેકવીને બસ ઊભી જ રહે છે અને બાર વાગ્યાનું કારખાનાનું ભૂંગળું વાગવાની વાટ જોયા કરે છે. અથવા તો કોણ કેટલું કમાયું યા તો કોણ કામ કરવા આવ્યું છે ને કોણ નથી આવ્યું એની ચર્ચા કર્યા કરે છે. જેને હું કામ કહું છું એ વિશે તો ત્યાં કોઈ એક હરફેય કાઢતું નથી. ફક્ત 'અલી, થોડી જ વારમાં જમવાનો વખત થશે—' 'શું અંધારું થઈ પણ ગયું—' એવી વાતો જ બસ..."

વળતી સવારે તે પોતાનો પાવડો લઈને કામ ઉપર ઊપડી ગઈ.

× × ×

પણ એને એકલું સમૂહખેતરનું કામ નહોતું. કોઈ દૂરનો સગો કે કોઈ પડોશી સાંજના આવી ચડતો અને કહેતો, "કાલે જરા અમારા કામમાં હાથ દેવા આવજો, માત્રિયોના ! આપણે બટાકા કાઢવાનું પતાવી દેવું છે."

માત્રિયોના ના પાડી શકતી નહીં. એ પોતાનું કામ મુલતવી રાખતી ને પડોશીને મદદ કરવા દોડી જતી. કામ કરીને તે પાછી ફરતી ત્યારે ઈર્ષાના લેશ માત્ર અણસારા વગર તે બોલતી, "ઓહ, ઇગ્નાતિચ, એની વાડીના બટાકાનું કદ તમે જોયું હોય તો ! એ ખોદી કાઢવામાં ય એક જાતની મજા હતી. મને સોંપેલું કામ હું પૂરું કર્યા વગર રહી શકી જ નહીં; ભગવાનના સમ એ પૂરું કર્યું ત્યારે જ મેં છોડ્યું."

આમ, માત્રિયોનાની મદદ વગર ગામમાં ભાગ્યે જ કોઈ વાડી ખેડાતી. તાલ્નોવોની મહિલાઓએ એવી બરાબર શોધ કરી હતી કે એક બાઈ માટે પોતાની એકલીની વાડી કોદાળી લઈને ખોદવી એ વધારે મુશ્કેલ કામ હતું, અને એમાં વખત પણ વધારે લાગતો; જ્યારે છ બાઈઓ મળીને હળે જોતરાય તો એમને માટે વાડીઓ ખેડી નાખવી પ્રમાણમાં ઘણી વધારે સહેલી હતી. આથી લોકો તરફથી માત્રિયોનાને કહેણ આવ્યા જ કરતાં.

"અચ્છા, તો તમે એને (માત્રિયોનાને) મજૂરી આપો છો ?" હું ઘણી વાર પૂછતો

"એ મજૂરી તો લે જ નહીં ને ! એને માટે અમારે ખાસ પ્રયાસ કરવો પડે; એ બીજે ક્યાંક જતી હોય ત્યારે એના ખિસ્સામાં સરકાવી દેવી પડે."

માત્રિયોનાના નસીબમાં બીજું પણ એક ત્રાસદાયક કામ આવ્યા કરતું અને તે ગોવાળિયાને ખવડાવવાનો એનો વારો આવતો. એક ગોવાળિયો કદાવર, છતાં બહેરો-મૂંગો હતો; જ્યારે બીજો એના લાળ ટપકતા મોં વડે સતત બીડી ફૂંક્યા જ કરતો, જો કે દર દોઢ મહિને માત્રિયોનાનો વારો આવતો, પરંતુ એ વખતે એને સારો એવો ખર્ચ

કરવો પડતો. એ બજારમાંથી પેટભર માછલી ખરીદી લાવતી અને માખણનો પણ છૂટથી ઉપયોગ કરતી—જે ચીજો એ પોતે કદીય ખાતી નહીં. ગોવાળિયાને ખવડાવવા બાબતમાં એકબીજાને ટપી જવાની ચડસાચડસીમાં ગામની સ્ત્રીઓએ આવો ચાલ પાડી દીધો હતો.

"દરજીઓ અને ગોવાળિયાથી તો આપણે હંમેશાં ચેતતા જ રહેવું જોઈએ," માત્રિયોના ચોખવટ કરતી, "જો એમને કંઈક વાંધો પડી જાય તો એ લોકો આખા ગામમાં તમારી નિંદા કરતા ફરવાના."

અને આવી મુશ્કેલીભરી જિંદગીમાં અવારનવાર માંદગીના ગંભીર હુમલાઓ પણ આવી જ જતા. બેત્રણ દિવસ માત્રિયોના ઊભી થઈ શકતી નહીં, અંગીઠી આગળ લાંબી થઈને પડી રહેતી. એ ફરિયાદ કરતી નહીં, કણસતી નહીં અને હાલતીચાલતી પણ ભાગ્યે જ. એવા દિવસોએ માત્રિયોનાની ખાસ બહેનપણી અને બાળસખી માશા બકરીની સંભાળ રાખતી અને અંગીઠી પેટાવી આપતી માત્રિયોના પોતે કશું જ ખાતીપીતી નહીં, કશું માગતી પણ નહીં તાજેતરોમાં વસાહતના દવાખાનાની સ્ત્રી-દાક્તરને બોલાવવી એ નવાઈની વાત કહેવાય અને તેથી લોકોને કુથલી કરવાનો વિષય મળે એવી. 'એ પોતાની જાતને શું કોઈ અમીર સમજી બેઠી છે!' આમ છતાં એકવાર માત્રિયોના માટે દાક્તરને બોલાવવામાં આવી સ્ત્રી-દાક્તર ખુશીથી આવી પણ ખરી, પણ પછી એ માત્રિયોનાને હરતી ફરતી થાય ત્યારે જાતે દવાખાને આવવાનું કહીને ચાલી ગઈ માત્રિયોના હરતીફરતી થતાં અનિચ્છાએ ત્યાં ગઈ પણ ખરી, એનું શરીર તપાસવામાં આવ્યું ને એ બધાં કાગળિયાં જીલ્લાની હોસ્પિટલ ઉપર મોકલી આપવામાં આવ્યાં. બસ એ થયું તે થયું, પછી એ વિશે કશું જ સાંભળ્યું નહીં એને માટે અમુક અંશે માત્રિયોના પોતે જ જવાબદાર હતી

પરંતુ કામ એની રાહ જોતું અટકી પડતું? એટલે થોડા જ દિવસમાં પાછી માત્રિયોના ઊઠીને કામે વળગી જતી શરૂઆતમાં ધીમે ધીમે ને પછી પહેલાંની જેમ ઝડપથી એ કામ કરવા મંડી પડતી

"તેં મને જવાનીમાં જોઈ નહોતી, ઇગ્નાતિચ, હું ગમે તેટલો ભારે કોથળો ઉપાડી શકતી. પાંચ પૂડ તો મારે મન કોઈ વિસાતમાં નહીં. મારા સસરા કહેતા, 'માત્રિયોના, તુ ક્યારેક પીઠ ભાંગશે.' ગાડું જોડવામાં મદદ કરવા હું ક્યારેય મારા જોડને બોલાવતી નહીં અમારો ઘોડો લશ્કરી હતો, જીવો ને બડો જોરાવર"

"લશ્કરી ઘોડો એટલે?"

"લડાઈમાં એ લોકો અમારા ઘોડા લઈ જતા ને બદલામાં અમને બીજા ઘવાયલા કે એવા આપી જતા. આ ઘોડો ઘવાયલો હતો, પરંતુ ધાર્યા કરતાં ઘણો જોરાવર નીકળ્યો'તો એક વાર તો એ સ્લેજ ગાડી સાથે સીધો તળાવ ભણી જ ભાગ્યો હતો મરદો તો એને તોફાને ચડેલો જોઈ ભાગી છૂટયા, પરંતુ મેં લગામ પકડી લીધી અને એને થોભાવ્યો મરા સોગન, સાચું કહું છું, હોં અમે લોકો એને પેટ ભરીને ઓટ ખવડાવતા અમારા ગામમાં લોકો ઘોડાને બરાબર ખવડાવે પીવડાવે ઘોડાને જો પેટ ભરીને ઓટ મળે ને તો પછી ગમે તેટલા ભારનેય એ ન ગણકારે હોં."

પરંતુ માત્રિયોના રહીંતી તો બીકણ જ. એને આગની બીક લાગતી, વીજળી પડવાની બીક લાગતી અને કોઈક કારણસર એને ટ્રેનની પણ બીક લાગતી.

'મારે ચેરૂસ્તી જવાનું થયું ત્યારે ગાડી નેચાયેવ્કાથી આવી, બાપ રે, મોટા ડોળા કાઢતી ને પાટા ધમધમાવતી મને તો જાણે કે તાવ જ ચઢી આવ્યો મારા પગ ધ્રૂજવા લાગ્યા. ભગવાનના સમ, સાચું જ કહું છું હોં!" પોતાની જ વાતથી આશ્ચર્ય પામતી હોય તેમ માત્રિયોના ખભા ચડાવતી.

'એનું કારણું એ હોવું જોઈએ, માત્રિયોના, કે લોકોને ટિકિટો જ આપવામાં નથી આવતી.'

"ટિકિટ બારીની તો વાત જ ના પૂછશો, ભાઈ સા'બ! એ લોકો અમને ફર્સ્ટક્લાસની ટિકિટ વળગાડવા માગતા હતા અને ગાડી

ઊપડવાની તો તૈયારી હતી "અમે દોડાદોડ કરતાં કાકલૂદી કરતાં: 'મહેરબાની કરીને અમને ટિકિટ આપો !' મરદો તો ડબ્બાનાં છાપરાં ઉપર ચઢી ગયા. મહામુશ્કેલીએ અમારા હાથમાં એક ખુલ્લા બારણા-વાળો ડબ્બો આવી ગયો અને અમે ટિકિટ વગર જ અંદર ઘૂસી ગયાં. અંદર જઈને જોયું તો ડબ્બાના ડબ્બા બસ ખાલી જ—તમે પાટલી ઉપર નિરાંતે સૂઈ શકો એટલા. એ નિર્દય પાપિયા, મૂઆ અમને ટિકિટ કેમ નહોતા આપતા એ જ મને તો સમજાતુ નથી..."

આમ છતાં, શિયાળો બેસતાં સુધીમાં માત્રિયોનાની સ્થિતિ અગાઉના કરતાં ઘણી સુધરી ગઈ હતી. આખરે એ લોકોએ એનું એંશી રુબલનું પેન્શન પણ મંજુર કર્યું હતું. આ ઉપરાંત એને શાળા તરફથી અને મારી પાસેથી સો એક રુબલ જેટલું મળવા લાગ્યું હતું.

કેટલાક પડોશીઓ જ એની ઈર્ષ્યા પણ કરવા લાગ્યા હતા.

"હમ, હવે માત્રિયોના અમર રહેવાની ! એથી વધારે પૈસા જો એને મળે તો આ ઉમરે એનું શું કરવું એનીય બિચારીને સમજ ના પડે !"

માત્રિયોનાએ પોતાને માટે ઊનના નવા જોડા કરાવ્યા હતા. એક નવું જર્કિન પણ ખરીદી લાવી હતી. એની દત્તક દીકરી કીરાનો વર, જે ચેરુસ્તીમાં એંજીન-ડ્રાઈવર હતો એણે એને રેલવે કામદારો માટેનો એક જૂનો ડગલો આપ્યો હતો. એમાંથી માત્રિયોનાએ પોતાને માટે એક ઓવરકોટ પણ કરાવ્યો હતો. ગામડાના ખૂંધિયા દરજીએ એ કોટના કાપડ નીચે ગાદીવાળું અસ્તર મૂકી આપ્યું હતું. એથી માત્રિયોનાએ એની સાઠ વર્ષની જિંદગીમાં ક્યારેય નહોતો પહેર્યો એવો અદ્ભુત ઓવર કોટ એ બની રહ્યો હતો.

શિયાળાની અધવચમાં માત્રિયોનાએ પોતાની ઉત્તરક્રિયા માટે બસો રુબલ બચાવીને પેલા કોટના અસ્તર વચ્ચે સીવી લીધા અને એથી એ ખૂબ ખુશ થઈ.

"હવે મારી ચિંતા કંઈક મટી, ઈગ્નાતિચ !"

ડિસેમ્બર પૂરો થયો, જાન્યુઆરી પણ પૂરો થવા આવ્યો. એ બે મહિના માત્રિયોનાને માંદગીનો હુમલો નહોતો આવ્યો. હવે તે સાંજના અવારનવાર માશાને ત્યાં બેસવા જતી. તેઓ બંને સૂરજમુખીનાં બી ચાવતાં વાતો કર્યા કરતાં. એ મારા કામકાજને ધ્યાનમાં લઈને સાંજના પોતાને ત્યાં મહેમાનોને કદી પ બોલાવતી નહીં. એક દિવસ, એપિફિનીના તહેવારના દિવસે હું જ્યારે શાળાએથી ઘેર આવ્યો ત્યારે માત્રિયોનાને ત્યાં જમણ ચાલતું હતું. એની ત્રણ બહેનો જમવા આવી હતી એમનું મને ઓળખાણ કરાવવામાં આવ્યું. બધી બહેનોમાં માત્રિયોના સૌથી મોટી હતી. એની બીજી બહેનો એને "નાન-નાન" કે "નાની" કહેતી હતી. અત્યાર સુધી અમારા ઘરમાં એની બહેનો ભાગ્યે જ ફરકી હતી—કદાચ એમના મનમાં એવો ડર હશે કે માત્રિયોના કાંઈ માગી બેસે તો !

પરંતુ એક અશુભ બનાવે માત્રિયોનાના એ દિવસના ઉત્સવની મજા મારી નાખી. પાંચ વર્સ્ટ (વર્સ્ટ = ૩૫૦૦ ફૂટ) ઉપર આવેલા દેવળમાં તે 'પવિત્ર જન્મ'ના વિધિ માટે ગઈ. બીજાના લોટાઓ ભેગો એનો લોટો પણ તેણે મૂક્યો. વિધિ પૂરો થતાં જ બધી બાઈઓ પોત-પોતાનો લોટો પાછો લેવા ધક્કાધક્કી કરવા લાગી. માત્રિયોનાની આગળ તો ઘણી બધી બાઈઓ હતી. છેવટે માત્રિયોના પહોંચી તો ખરી, પણ ત્યારે એનો લોટો ત્યાં નહોતો. બીજો કોઈ લોટો પણ ત્યાં રહી ગયો નહોતો. જાણે કે સેતાન ઉડાવી ગયો હોય તેમ આખો ને આખો લોટો જ ગૂમ થઈ ગયો હતો.

માત્રિયોના બધી ભાવિકોને પૂછી વળી, "છોરીઓ, તમારામાંથી કોઈએ ભૂલથી બીજાનો લોટો તો નથી ઉપાડી લીધો ને ?"

કોઈનીય પાસે એ નહોતો. ત્યાં થોડા છોકરાઓ ફરતા હતા અને ઘણી વાર તેઓ આવાં તોફાન કરતા હતા. માત્રિયોના ઉદાસ ચિત્તે ઘેર પાછી ફરી.

એમ તો ન જ કહી શકાય કે માત્રિયોના શ્રદ્ધાળુ આસ્તિક વ્યક્તિ

હતી. ફક્ત એ એક અજ્ઞાન બાઈ હતી અને એને વધુમાં વધુ શ્રદ્ધા હોય તો માત્ર વહેમોમાં જ હતી. સેન્ટ જ્હોનના અપવાસને દિવસે વાડીમાં ન જવાય, નહિ તો બીજે વર્ષે કશુ જ ન પાકે. વરોળિયો આવે તો જાણવું કે ક્યાંક કોઈકે ગળે ફાંસો ખાઈને આત્મહત્યા કરી છે. જો બારણાં વચ્ચે તમારો પગ આવી જાય તો સમજવુ કે કોઈ મહેમાન આવશે. હું રહ્યો એટલા વખત દરમ્યાન ક્યારેય મેં એને પ્રાર્થના કરતી કે ક્રોસની નિશાની સુદ્ધાં કરતી જોઈ નહોતી પરંતુ કોઈ પણ કામ શરૂ કરતાં તે "ભગવાન ભલું કરે" એમ અચૂક બોલતી અને હું શાળાએ જવા નીકળતો ત્યારે પણ "ભગવાન તમારું રક્ષણ કરે" એમ કહેવાનું ક્યારેય ન ચૂકતી. કદાચ તે પ્રાર્થના કરતી પણ હોય, પણ તે મૂંગી મૂંગી, કદાચ એને સંકોચ થતો હોય એ કારણે અથવા તો મને હરકત ન થાય એટલા માટે દિવાલો ઉપર મૂર્તિઓ પડી રહેતી. સામાન્ય દિવસોમાં એ અંધારામાં જ રહેતી, પરંતુ કોઈ મોટા તહેવારના જાગરણ વખતે કે કોઈ ધાર્મિક દિવસની સવારે માત્રિયોના એમની આગળ નાનકડો દીવો કરતી.

એના અંતરમાં એના લગડી બિલાડી કરતાં ય ઓછાં પાપ હતાં બિલાડી તો ઉંદરેય મારતી. . .

× × ×

હવે જ્યારે એનું જીવન વધુ સરળતાથી વીતી રહ્યું હતું ત્યારે માત્રિયોના વધુ ધ્યાનપૂર્વક મારો રેડિયો સાંભળવા માંડી હતી. અલબત, મેં એક રેડિયો વસાવ્યો હતો. માત્રિયોના એને 'પીકર' (સ્પીકર) કહેતી.

રેડિયો ઉપર જ્યારે કોઈ નવુ યંત્ર શોધાયાની જાહેરાત થતી ત્યારે માત્રિયોના રસોડામા બબડતી સંભળાતી : "જ્યારે ને ત્યારે કંઈક નવું, બસ નવું ને નવું જ. આજના લોકોને બસ જૂની વસ્તુ ગમતી જ નથી. તો પછી એ બધીને આપણે નાખીશું ક્યાં?"

વિમાન દ્વારા બિયારણની વાવણી કરવા અંગેનો એક કાર્યક્રમ રેડિયો ઉપર આવતો હતો. અંગીઠી ઉપર પડી પડી માત્રિયોના એ સાંભળી રહી હતી. ત્યાંથી એ માથું ધુણાવતી બોલી ઊઠી, "વાહ રે વાહ, ભાઈ–સા'બ, મને તો લાગે છે કે એ લોકો એમાંથી એકને તો સાવ નાબૂદ જ કરી નાખશે — કાં તો શિયાળાને કે કાં તો ઉનાળાને"

એક વાર રેડિયો ઉપર ચાલીયાપીનમાં રશિયન લોકગીતો વાગી રહ્યાં હતાં. માત્રિયોના ઘણી વાર સુધી એ સાંભળતી ઊભી રહી, પછી ભારપૂર્વક- પોતાનો મત ઉચ્ચારતાં બોલી : 'વિચિત્ર! અમે ગાઈએ છીએ એવાં આ ગીતો નથી જ"

"તમે એમ ન કહી શકો, માત્રિયોના... એક વાર શાંતિથી બરાબર સાંભળો!"

થોડી વધુ વાર એ સાંભળતી રહી અને વળી બોલી ઊઠી, "ખોટી વાત. આ અમારા લોકનો ઢાળ જ નથી ને! અને અવાજ પણ એ બનાવટી કાઢે છે"

વળી એક વાર એણે પાછો લોકગીતોનો કાર્યક્રમ સાંભળ્યો. એ વખતે રેડિયો ઉપર ગ્લિન્કાનાં ગીતો વાગી રહ્યાં હતાં સાદા ઢાળમાં ગવાયેલાં આવાં છએક લોકકથા–ગીતો સાંભળ્યા પછી, માત્રિયોના એકાએક એનું રસોઈનું કપડું મસળતી રસોડામાંથી બહાર દોડી આવી. એનો ચહેરો લાલ થઈ ગયો હતો અને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં હતાં

"આ ગીતો બરાબર અમારા જેવાં છે," એ ગળગળે સાદે બોલી.

× × ×

આમ માત્રિયોના અને હું એકબીજાથી ટેવાઈ ગયાં અને એકબીજાનું અસ્તિત્વ અમે જેવું હતું તેવું સ્વીકારી લીધું એ કદીય મારે વિશે અંગત પ્રશ્નો પૂછી મને પરેશાન કરતી નહીં. એનામાં સ્ત્રી–સહજ કુતૂહલ હતું જ નહીં કે પછી એ બહુ સમજદાર હતી એ તો કોણ જાણે, પરંતુ એક વાર પણ એણે મને પૂછ્યું નહીં કે હું પરણેલો હતો કે કુંવારો. તાલ્નોવોની બધી જ સ્ત્રીઓ એને મારે વિશે પૂછ્યા કરતી. એ ફક્ત એટલો જ જવાબ આપતી : "તમારે જાણવું છે...તો તમે જ એને પૂછો

લો! હું તો ફક્ત એટલું જ જાણું છું કે એ કોઈ દૂર દેશાવરથી અહીં આવીને રહ્યો છે."

અને જ્યારે મેં એને કહ્યું કે મેં ઘણાં વર્ષ જેલ ભોગવી છે ત્યારે કશું જ બોલ્યા વગર ફક્ત એણે માથું ધુણાવ્યું — જાણે કે આગળથી જ એને કંઈક એવો વહેમ હોય.

અને હું પણ માત્રિયોનાને ફક્ત અત્યારે હતી એવી નિરાધાર વૃદ્ધા જ માનીને ચલાવી લેતો; એનો ભૂતકાળ ઉખેળવાની જરાય કોશિશ કરતો નહીં; અરે, એમાં કશું જાણવા જેવું હશે એવો વિચાર સરખોય કરતો નહીં.

હું ફક્ત એટલું જ જાણી શક્યો હતો કે માત્રિયોનાનાં લગ્ન ક્રાન્તિ પહેલાં થયાં હતાં અને અત્યારે અમે જે ઘરમાં વસતાં હતાં એ ઘરમાં આવી કે તરત એણે ચૂલો સંભાળી લીધો હતો કારણ કે સાસુ મરી ગયાં હતાં ને ઘરમાં મોટી નણંદ કે એવું કોઈ હતું નહીં. એથી લગ્નજીવનની પ્રથમ પ્રભાતથી એને રસોઈનું કામકાજ સંભાળી લેવું પડ્યું હતું. મને એ પણ ખબર પડી કે એને છ બાળકો થયાં હતાં ને એ બધાં જ એટલી નાની વયમાં મરણ પામ્યાં હતાં કે ક્યારેય ઘરમાં એક સાથે બે બાળકો જીવતાં હોય એવું બન્યું નહોતું પછી કીરાને એણે દત્તક રાખી હતી. માત્રિયોનાનો પતિ ગયા મહાયુદ્ધમાંથી પાછો ફર્યો નહોતો. એના મૃત્યુના સમાચાર પણ એને પહોંચાડવામાં આવ્યા નહોતા. એ જ ટુકડીમાં કામ કરી આવેલા ગામના માણસો કહેતા કે એ કાં તો કેદ પકડાયો હશે અથવા તો માર્યો ગયો હશે ને એનો દેહ જડી આવ્યો નહીં હોય. લડાઈ પૂરી થયાને આઠ વર્ષ વીતી ગયાં એ દરમ્યાન એવા નિર્ણય ઉપર આવી ગઈ હતી કે પોતાનો પતિ મરી જ ગયો હોવો જોઈએ. અને એમ માની લીધું એ એણે સારું જ કર્યું કારણ કે કદાચ એ જીવતો હોય, તોય બ્રાઝિલ કે ઓસ્ટ્રેલિયામાં હોય અને કદાચ ફરી પરણી પણ ગયો હોય. પોતાનું તાલ્નોવો ગામ અને રશિયન જબાન એની સ્મૃતિમાંથી ઓગળી જ ગયાં હોય.

× × ×

એક દિવસ હું શાળાએથી પાછો ફર્યો ત્યારે ઘરમાં એક અતિથિ આવેલો જોયો. ઓરડાની વચ્ચોવચ્ચ "ડચ" ભઠ્ઠી પાસે માત્રિયોનાએ ગોઠવેલી ખુરશીમાં, ખોળામાં હેટ રાખીને, તે બેઠો હતો. તે ઊંચો અને કાળો હતો. એનો ચહેરો ઘાડી, કાળી દાઢીમૂછથી પૂરેપૂરો છવાઈ ગયો હતો. એમાં એક પણ વાળ ભાગ્યે જ દેખાતો હતો. એની ભરાવદાર, કાળી મૂછોના આંકડા એની કાળી ભમ્મર દાઢીમાં ભળી જતા હતા. બંને બાજુના કાળા થોભિયા એના ટોપામાંથી બહાર નીકળી આવેલાં કાળાં ઝુલ્ફાં સાથે ભળી જતા હતા, જેમાંથી ફક્ત એની કાનની ટશી જ દેખાતી હતી. અને કાળી, વિશાળ ભમરો બંને બાજુના થોભિયાના કાળા વિસ્તારમાં ભળી જતી હતી પરંતુ ટોપાની બહાર દેખાતો એના કપાળ અને માથાનો ભાગ વિશાળ, ખુલ્લો અને વાળ વગરનો ચોખ્ખો હતો. એનો આખોય દેખાવ ડહાપણ અને ગૌરવની છાપ પાડતો હતો. એ ફરસ ઉપર લાકડી ઊભી રાખી, એના પર હાથ ટેકવી, જાણે કશાક માટે ખૂબ જ ઈન્તેજાર હોય એમ ઉભડક બેઠો હતો. માત્રિયોના રસોડાના પડદા પાછળ કંઈક કામમાં હતી. એની સાથે આ માણસને બહુ વાત કરવા જેવું હોય એમ લાગતું નહોતું.

હું જેવો અંદર આવ્યો એવું જ એ માણસે એનું વિશાળ મસ્તક મારા તરફ ફેરવ્યું અને એકાએક મને કહેવા લાગ્યો, "માસ્તર, તમારું કામ મને બરાબર નથી લાગતું. મારો છોકરો તમારી નિશાળમાં ભણે છે, ગ્રિગોરિયેવ આન્તોશકા..."

વધારે કહેવાની કંઈ જ જરૂર નહોતી. આ ભલા વૃદ્ધ પુરુષને સાંત્વન આપવાની મારી ગમે તેટલી ઈચ્છા હોય, તો પણ, એ જે કંઈ કહેવા માગતો હતો એ એટલું બધું અર્થ વગરનું નીવડવાનું હતું કે મેં એને આગળ બોલવા જ ન દીધો. આન્તોશકા ગ્રિગોરિયેવ નામનો લાલબુંદ ચહેરાવાળો અને દૂધ પી ગયેલી બિલાડી જેવો તગડો એક છોકરો ૮ડીમાં ભણતો હતો. એ એમ જ માનતો લાગતો કે નિશાળમાં તે આરામ કરવા આવે છે. પાટલી ઉપર બેઠો બેઠો તે આળસુ જેવું

મલક્યા કરતો. ઘેર કરવા આપેલું લેસન કદી કરી લાવતો નહીં. પરંતુ સૌથી ખરાબમાં ખરાબ વાત તો એ હતી કે એને દર વર્ષે ઉપલા ક્લાસમાં ચઢાવી દેવામાં આવતો, કારણ કે અમારો જિલ્લો અને વસ્તુતઃ તો આખોય પ્રાંત, અને આજુ બાજુના પ્રાંતો, પાસ થનારા વિદ્યાર્થીઓની ઊંચી સંખ્યા માટે વિખ્યાત હતા. આથી અમારી શાળાએ પણ એનું પરિણામ ઊંચું રાખવાનો પ્રયાસ કરવો જ પડતો. આન્તોશકા પણ બરાબર સમજી ગયો હતો કે માસ્તરો ભલે ને ગમે તેટલા એને ગભરાવે, આખરે તો એને ઉપલા વર્ગમાં ચઢાવી જ દેવાના છે એટલે પોતાને કશું જ શીખવાની જરૂર નહોતી. એ અમારી ચેનવણીને હસી કાઢતો. આઠમા વર્ગમાં ભણતો હતો છતાં એને દશાંશ પધ્ધતિ સુદ્ધાં આવડતી નહોતી કે એક યા બીજા પ્રકારના ત્રિકોણને ઓળખી શકતો નહીં. આ વર્ષના પહેલા બે સત્ર દરમ્યાન એ પાસ થવાની કક્ષાથી બરાબર નીચે જ રહ્યો હતો અને ત્રીજામાં પણ એની એ જ સ્થિતિ ચાલુ રહેવાની હતી.

પરંતુ જ્યારે, આન્તોશકાના પિતા કરતાં દાદા જેવા જ વધુ દેખાતા આ અર્ધ અંધ સજ્જન નમ્ર બનીને મારી પાસે આવ્યા છે ત્યારે મારે એમને કેવી રીતે કહેવું કે વર્ષોથી શાળા એમને આ બાબતમાં છેતરતી રહી છે, પરંતુ હું એમને છેતરી શકું એમ નથી, કારણ કે મારે આખા વર્ગનું ભાવિ બગાડવું નથી, મારે જૂઠા કે ઢોંગી બનવું નથી, મારા કામ કે મારા ધંધાને બટ્ટો લગાડવો નથી.

ઘણી વાર સુધી હું એમને ધીરજ પૂર્વક સમજાવતો રહ્યો કે એમનો છોકરો સાવ જ ઠોઠ હતો. એ ઘરમાં તેમજ શાળામાં જુદાણું જ દાંકયે રાખતો. એનું રજીસ્ટર વારંવાર તમારે તપાસતા રહેવું જોઈએ અને આપણે બંનેએ એના તરફ ખૂબ જ કડકાઈ ગખવી જોઈએ.

"તમને ઠીક લાગે એટલા કડક થજો, માસ્તર," એમણે પોતાની સંમતિ આપતાં કહ્યું, "હું પણ એને હવે દર અઠવાડિયે ફટકારું છું. અને મારા હાથ ભારે છે."

વાતો કરતાં કરતાં મને યાદ આવ્યું કે માત્રિયોનાએ એક વાર મને આન્તોશકા બાબતમાં ભલામણ કરી હતી, પરંતુ એ વખતે એ તેનો શું સગો થાય એ મેં પૂછ્યું નહોતું અને એની ભલામણ પ્રમાણે કરવાની ચોખ્ખી ના પાડી દીધી હતી. અત્યારે માત્રિયોના રસોડાના બારણામાં મૂંગા અરજદાર જેવી ઊભી હતી. જ્યારે ફાદેઈ મિરોનોવિચ (પેલા સજ્જન) આ બાબતમાં કેમ ચાલે છે એની તપાસ કરવા ફરી પાછા મને મળશે એમ કહીને વિદાય થયા એ પછી મેં માત્રિયોનાને પૂછ્યું, "આન્તોશકા તમારો શું સગો થાય એ હું સમજ્યો નહીં, માત્રિયોના !"

"મારા જેઠનો દીકરો થાય," ટૂંકો જ જવાબ આપીને માત્રિયોના બકરી દોહવા ચાલી ગઈ.

વિચાર કરતાં મને ભાન થયું કે આ કાળા વાળવાળો મજબૂત મનનો વૃદ્ધ પુરુષ માત્રિયોનાના ગુમ થયેલા પતિનો ભાઈ હતો.

એ આખીય લાંબી સાંજ એમ જ પસાર થઈ ગઈ, પણ માત્રિયોનાએ આ બાબતમાં એક શબ્દ પણ પછી ઉચ્ચાર્યો નહીં. પરંતુ મોડી રાત્રે, જ્યારે એ વૃદ્ધ બાબતમાં વિચારવાનું મેં ડી વાળ્યું ને હું મારે કામે બેસી ગયો હતો અને ઓરડામાં વાંદાના સરસરાટ અને દીવાલ ઉપરના ઘડિયાળની એકધાર ટક ટક સિવાય સંપૂર્ણ શાંતિ પ્રવર્તી રહી હતી ત્યારે, માત્રિયોના એના અંધારિયા ખૂણામાંથી એકાએક બોલી ઊઠી, "તમને ખબર છે, ઇગ્નાતિચ, એક વાર હું એમની સાથે લગભગ પરણવા સુધી આવી ગઈ હતી."

માત્રિયોનાનું અસ્તિત્વ જ હું તો ભૂલી ગયો હતો. એનું અસ્તિત્વ સૂચવતો કશો અવાજ ક્યારનોય સંભળાતો બંધ થઈ ગયો હતો— ત્યાં એકાએક, જાણે હજુય એ વૃદ્ધ એને પરણવાની કોશિશ કરી રહ્યા હોય એવો એનો અસ્વસ્થ અવાજ અંધારામાંથી ધસી આવ્યો.

હું સમજી ગયો કે આખીય સાંજ માત્રિયોનાએ ફક્ત આ વિચારમાં જ ગાળી હશે

એની ચીંથરેહાલ પથારીમાંથી એ ઊભી થઈ અને જાણે પોતાના શબ્દોની પાછળ પાછળ ચાલી આવતી હોય એમ ધીમે ધીમે મારી પાસે આવી. હું ખુરશીમાં પાછળ ફરી ગયો અને મેં, માત્રિયોનાને જુદા જ સ્વરૂપમાં પહેલી વાર જોઈ.

× × ×

રબરના ઉછેરવાનું જંગલ ધરાવતા અમારા ઓરડામાં છતની બત્તી નહોતી. ટેબલ લેંપ મારી નોટ–બુક ફરતે પ્રકાશનું વર્તુળ ફેંકતો. હું એના ઉપરથી આંખ ખસેડીને જ્યારે ઓરડાના બાકીના ભાગમાં નજર ફેરવતો ત્યારે ઓરડો ઝાંખા લાલ રંગનો, અર્ધ–અંધારિયો જણાતો. સદાના ફિક્કા એવા માત્રિયોનાના ગાલ ઉપર એવી જ લાલી ફરી વળી હોય એવું મને દેખાયું.

"યેફિમની પહેલાં એ મારા પ્રેમમાં પડેલા...એ એમના મોટા ભાઈ થાય...ત્યારે મારી ઉંમર ઓગણીસ અને ફાદેઈની તેત્રીસ હતી... આ જ ઘરમાં એ લોકો રહેતા. એમનું પોતાનું જ આ ઘર, એમના બાપાએ બંધાવેલું."

આપોઆપ જ મારી નજર ઓરડામાં ફરી વળી. ઝાંખાં લીલાં પૂઠાં ચોંટાડેલી, ઉંદરોએ રમતનું મેદાન બનાવી મૂકેલી, સડતી દીવાલવાળા આ જરી પુરાણા, ધૂળિયા મકાનની જગાએ, તાજી જ પોલીશ કરેલાં ઈમારતી લાકડાંની, તાજા જ રંગવાળી ઈમારત ઊભેલી જોઈ અને પાઈનના ડામરની મજેદાર ખુશબો પણ અનુભવી

"એમ ! પછી શું થયુ ?"

"એ ઉનાળામાં અમે સાથે ઉપવનમાં ફરવા જતાં," એ મન્દ અવાજે બોલી, "અત્યારે જ્યાં ઘોડાનો તબેલો છે ત્યાં ત્યારે સુંદર ઉપવન હતું એ લોકોએ એ કાપી નાખ્યુ ..હું એને પરણવાની જ હતી, ઈગ્નાતિચ, ત્યાં જર્મની સાથે લડાઈ ફાટી નીકળી એ લોકો ફાદેઈને લશ્કરમાં પકડી ગયા."

એના શબ્દો સાંભળતાં જ, મારી નજર સમક્ષ ૧૯૧૪નો નીલો, પીળો અને શ્વેતરંગી ફૂલોથી મઘમઘતો જુલાઈ મહિનો તરી આવ્યો. હજી તો આકાશ શાન્ત, પ્રસન્ન હતું, છૂટાંછવાયાં વાદળો તરી રહ્યાં હતાં અને લોકો પસીનો પાડતા લણણી પતાવી રહ્યા હતા; ત્યારે ખભે દાતરડું મૂકીને ચાલતા પેલા કાળા વાળવાળા 'હરક્યુલસ 'ને અને બાજુમાં ભારો ઉપાડીને ચાલતી ગુલાબી ચહેરાવાળી એક છોકરીને જતાં હું કલ્પનામાં જોઈ શક્યો. અને ખુલ્લા આકાશ હેઠળ ખેડૂઓનાં ગીતોની રમઝટ જામતી પણ સંભળાઈ—એવાં ગીતો આજે યંત્રોથી ધમધમતાં ખેતરોમાં તો કોઈ જ ગાઈ શકતું નથી.

"એ લડાઈમાં ગયો અને અલોપ જ થઈ ગયો. ત્રણ વર્ષ હું એની રાહ જોઈને બેસી રહી છતાં એ જીવતો હોવાનાય પણ કશા વાવડ મળ્યા નહીં...'

માત્રિયોનાનો જૂના જર્જરિત સ્કાર્ફમાં બંધાયલો ગોળ ચહેરો મારી સામે મંડાઈ રહ્યો હતો. મારા ટેબલ–લેંપના આછા પ્રકાશમાં ઊભેલી એને જોતાં, મને લાગ્યુ કે એના ચહેરા ઉપરની થાકભરી, બેડોળ કરચલીઓ અદૃશ્ય થઈ રહી છે અને કોઈ ભયજનક નિર્ણય કરવાની પળ આવી પડતાં ભયભીત બનેલી એક સુંદર યુવતી એ બની રહી છે.

હા......હું બધું જ બરાબર જોઈ શકતો હતો ...... વૃક્ષો પાન ખેરવતાં હતાં, બરફ પડતો ને પીગળતો હતો, લોકો ખેડતાં, વાવણી કરતાં ને લણતાં ફરી પાનખર આવતી ને બરફ પડતો ત્યાં ક્રાન્તિ આવી પડી. વળી બીજી ક્રાન્તિ થઈ અને આખીય દુનિયા ઊંધીચત્તી થઈ ગઈ.

"એ લોકોની મા મરણ પામી અને યેફિમ મને પ્રેમ કરવા લાગ્યો. એ કહેતો તું અમારા ઘરમાં આવવા ઈચ્છતી હતી ને, તો આવ ! એ મારા કરતાં એક વર્ષે નાનો હતો. અમારામાં એક કહેવત છે : ચોમાસુ ઊતરતાં પરણે તે સમજુ છોકરી, ને ભર ઉનાળે પરણે તે મૂરખ ! એ લોકોના ઘરમાં કામ કરનાર માણસોની ખોટ હતી. 'મારે પરણી

જવું પડ્યું...' 'સેન્ટ પીટર્સ' દિને અમારા લગ્ન થિયાં અને શિયાળામાં સેન્ટ નિકોલાસ દિનની આસપાસ એ એટલે કે ફાદેઈ પાછા આવ્યા તેઓ હંગેરીમાં કેદ પકડાયા હતા.'

માત્રિયોનાએ આંખો લૂછી.

હું કંઈ જ બોલ્યો નહીં.

એ બારણા તરફ ફરી—જાણે બારણામાં કોઈ ઊભું હોય તેમ—અને બોલી, આ બારણામાં એ આવી ઊભા હું હૈયાફાટ ચીસ પાડી ઊઠી. મને એમના ચરણોમાં લેટી પડવાનું મન થયું......પણ હું એ ન કરી શકી. એ બોલ્યા, "જો એ સગો ભાઈ નહોત તો મે તમને બંનેને કુહાડીથી ઝાટકી નાખ્યાં હોત."

હું ધ્રૂજી ઊઠ્યો માત્રિયોનાની હતાશાએ અને ભયે મારી નજર સમક્ષ આખું ચિત્ર ખડું કરી દીધું : એ બારણા આગળ અંધારામાં ઊભો છે...ને માત્રિયોના સામે એણે કુહાડી ઉગામી છે ..

પણ થોડી વારમાં માત્રિયોના સ્વસ્થ થઈ ગઈ. અને એક ખુરશીને ટેકે વાંકી વળી, રોતલ અવાજે પોતાની વાત એણે આગળ ચલાવી: "અરે પ્રભુ! પ્રભુ પ્રભુ! એ બિચારો મારો પ્રેમી! ગામમાં ઘણીય છોકરીઓ હતી, પણ એ પરણવા તૈયાર નહોતો એણે કહ્યું, 'હું તો તારી જ નામધારી, બીજી માત્રિયોનાને શોધતો ફરીશ અને એણે એ જ કર્યું. લિપોવ્કાથી માત્રિયોના નામની જ એક છોકરીને પરણી આવ્યો. એ લોકોએ પોતાનું મકાન પણ બંધાવ્યું અને આજે ય એમાં જ રહે છે. તમારી નિશાળે જતાં એ લોકોનું ઘર રસ્તામાં આવે છે"

એમ વાત હતી! હવે મને સમજાયું કે બીજી માત્રિયોનાને તો મેં ઘણી વાર જોઈ હતી. મને એ ગમી નહોતી. આ માત્રિયોનાને મળવા તે ઘણી વાર આવતી અને પોતાના પતિ વિરુદ્ધ ફરિયાદ કર્યા કરતી: 'એ મારે છે. એ કંજૂસ છે. એ મારી પાસે મારી નાખે એવું મહાવૈતરું કરાવે છે.' એ રડવા બેસી જતી ને રડ્યા જ કરતી. એના અવાજમાં એક પ્રકારની ભયજનક કર્કશતા હતી. ફાદેઈ રોજ એની માત્રિયોનાને પીટતો અને આટલો બધો કંજૂસ હતો એ જાણ્યા પછી આ માત્રિયોનાએ અફસોસ કરવાનું કશું કારણ રહેતું નથી, એમ મને લાગ્યું.

"એણે તો મને એકેય વાર મારી નથી." યેફિમ વિષે વાત કરતાં માત્રિયોના કહેતી, 'ગમે તે માણસ સાથે એ ક્યારેય મારામારી કરી બેસતો, પણ મને તો એક વાર પણ નથી મારી...અલબત્ત એક વાર એવું બનેલું .. .મારી નણંદ સાથે મારે ઝગડો થયો અને એણે મારા કપાળમાં ચમચો માર્યો. હું ટેબલ ઉપરથી કૂદીને ઊભી થઈ ગઈ અને રાડ પાડી ઊઠી: 'ભિખારાં, તમારા જ ગળામાં એ ભરાઈ જાય! તમે ગૂંગળાઈ મરો!' અને સીધી જંગલ તરફ ઊપડી ગઈ. ત્યાર પછી એક વાર એણે મને હાથ અડાડ્યો નથી."

ફાદેઈને પણ આ માત્રિયોના ગુમાવવા બદલ અફસોસ કરવા જેવું ખાસ રહ્યું નહોતું. પેલી માત્રિયોનાથી એને છ બાળકો થયાં હતાં. (અમારો આન્તોશ્કા એમનો જ એક, સૌથી નાનો, આખલો!) અને એ બધાં જ જીવ્યાં હતાં. જ્યારે આ માત્રિયોના અને યેફિમનાં બધાં જ બાળકો કશીય માંદગી વગર મરણ પામ્યાં હતાં, એક પણ પૂરા ત્રણ મહિનાય જીવ્યું નહોતું.

'એક દીકરી એલીના જન્મી ત્યારે જીવતી હતી, પરંતુ એને નવડાવી ત્યાં તો એ મરણ પામી ... 'સેંટ પીટર્સ' દિને અમારાં લગ્ન થયાં હતાં અને મારા છઠ્ઠા બાળક એલેક્ઝાંદરને પણ એ જ દિવસે અમે દફનાવ્યો."

આખાય ગામને લાગ્યું કે માત્રિયોનાને જરૂર કોઈનો શાપ લાગ્યો હશે.

અને ખુદ માત્રિયોના હજી પણ એવું જ માનતી. એ ભારપૂર્વક પોતાનું માથું ધુણાવીને કહેતી: "મને ખરેખર શાપ લાગ્યો હતો. લોકો મને એક સાધ્વી પાસે લઈ ગયા, જે શાપ દૂર કરી આપતી. એ મારી

સામે ખાંસી ખાતી, મંત્ર ભણતી બેસી રહી ને કહેવા લાગી, 'હમણાં જ સાપ દેડકા રૂપે ઠેકડો મારી તારામાંથી નીકળીને નાસશે.' પણ કશુંય નીકળ્યું નહીં..."

× × ×

અને પાણીના પ્રવાહની જેમ વર્ષો વહી ચાલ્યાં....૧૯૪૧માં સત્તાવાળાઓ ચેકિમને લડાઈમાં પકડી ગયા. એ વખતે તેઓ ફાદેઈને ન લઈ ગયા, કારણ કે એની આંખો ખૂબ જ નબળી પડી ગઈ હતી. અને મોટા ભાઈનું પહેલા યુદ્ધમાં જેવું થયુ તેવું જ નાના ભાઈનું બીજા-માં થયું. એ અદૃશ્ય થઈ ગયો, એનો કોઈ પત્તો મળતો ન હોતો વધા-રામાં એ કદી પાછો ફર્યો નહીં. એક વખતનું ભર્યું ભાદર્યું ઘર વેરાન થઈ ગયું, જૂનું થઈ સડવા લાગ્યુ ને ભરી ભરી દુનિયામાં સાવ જ એકલી પડી ગયેલી માત્રિયોના બુઢ્ઢી થઈ ગઈ

આથી એણે બીજી માત્રિયોના પાસે, ઢોર માર ખાતી માત્રિયોના પાસે, એનું એક બાળક દત્તક લેવાની માગણી કરી. (એની નસોમાં ફાદેઈનું લોહી હતું એટલા માટે હશે?) અને નાનામાં નાની દીકરી કીરાને દત્તક લીધી.

દસ વર્ષ સુધી એણે એ બાળકીને, પોતાનાં મરણ પામેલાં બાળકોની યાદમાં, પોતાની જ માનીને, પોતાના ઘરમાં ઉછેરી પછી, હું અહીં આવ્યો એના થોડા જ વખત પહેલાં, એણે કીરાને ચેરુસ્તીના એક યુવ ન એંજીન-ડ્રાઈવર સાથે પરણાવીને વળાવી દીધી હતી આ અવસ્થાએ માત્રિયોનાને જો કોઈની મદદ મળતી હોય તો એ ફક્ત એક આ લોકો તરફથી આવતી નજીવી અને અમુક ચોક્કસ પ્રકારની મદદ માત્ર હતી : ક્યારેક ક્યારેક થોડી ખાંડ કે ક્યારેક એ લોકોએ ડુક્કર કાપ્યું હોય તો એનું થોડું માંસ.

× × ×

કાયમી માંદગીથી પિડાતી અને મૃત્યુ હવે ઝાઝું દૂર નથી એવો અનુભવ કરતી માત્રિયોનાએ પોતાની મિલકતનું વીલ કરી રાખ્યુ હતું : ઉપલો ઓરડો એણે કીરાને આપ્યો હતો. એ ઓરડો બાકીના મકાન સાથે માત્ર એક પાટિયાના માર્ગથી જ જોડાયલો હતો, બાકી બીજી રીતે તદ્દન અલગ અને સ્વતંત્ર હતો. બાકીના આખા મકાન વિશે એણે હજી કશો નિર્ણય કર્યો ન હોતો. એની ત્રણે બહેનોની એના ઉપર નજર હતી.

એ સાંજે માત્રિયોનાએ મારી આગળ દિલ ખોલીને બધી વાત કરી. અને હમેશાં બને છે તેમ, એણે પોતાની જિંદગીનો અદૃશ્ય પ્રવાહ મારી આગળ એક વાર વ્યક્ત કરી દીધો, પછી તો એ સતત વહેતો જ રહ્યો.

કીરા ચેરુસ્તીથી આવી હતી. બુઢ્ઢો ફાદેઈ ખૂબ જ ફિકરમાં હતો. ચેરુસ્તીમાં જમીનનો પ્લોટ મેળવવા અને એનો કબજો જાળવી રાખવા એ લોકોએ એના ઉપર મકાન જેવું તો ઊભું કરવું જ પડે. પરંતુ ક્યાંય લાકડું તો મળતું જ નહોતું, પછી એ લોકો એ બાંધે શેના વડે? માત્રિયોનાના મકાનનો ઉપલો ઓરડો એ માટે બરાબર કામ લાગે એવો હતો કીરા પોતે કે એનો પતિ ચેરુસ્તીમાં પ્લોટ મેળવા જેટલાં આતુર નહોતાં એટલો આતુર અને આકળો બુઢ્ઢો ફાદેઈ થઈ ગયો હતો.

તે વારંવાર માત્રિયોના પાસે આવવા લાગ્યો અને કાયદો બતાવીને દબાણ કરવા લાગ્યો કે માત્રિયોનાએ મૃત્યુ પહેલાં જ, હમણાં ને હમણાં જ, પેલો ઓરડો કીરાને સોંપી દેવો જોઈએ. ત્યારે ફાદેઈનું જુદું જ સ્વરૂપ જોવા મળ્યું. અત્યારે એ એક જ ધક્કે ગબડી પડે એવો લાકડીને ટેકે માંડ માંડ ચાલતો ડોસો નહોતો રહ્યો. પીઠના દુખાવાને લીધે સહેજ વાંકો ચાલતો હોવા છતાં એનું કાઠું તો હજી કદાવર જ હતું અને સાઠ ઉપરની ઉંમર છતાં, એના વાળ પણ જવાન માણસ જેવા જ ઘાડા અને કાળા હતા; ઉપરાંત અત્યારે એ ગરમ મિજાજનો અને હઠાગ્રહી પણ દેખાવા લાગ્યો.

એ રાતથી માત્રિયોનાની ઊંઘ ઊડી ગઈ હતી. આ બાબતમાં નિર્ણય કરવાનું એને માટે મુશ્કેલ હતું. ઉપરનો ખાલી પડી રહેતો ઓરડો કીરાને વીલમાં આપી દીધેલો જ હતો. પરંતુ ચાલીસ ચાલીસ

વર્ષોથી જે છાપરા હેઠળ તે રહેતી આવી હતી એ છાપરું તોડી નાખવામાં આવે એ વિચાર જ એને માટે અત્યંત પીડાકારી થઈ પડ્યો. અરે, મારા જેવા એક મામુલી ભાડૂતને એ લોકો આ ઘરનું છાપરું તોડી નાખીને પાટિયાં ને વળીઓ ઉપાડી જાય એ વિચાર દુઃખકર લાગ્યો, તો માત્રિયોનાને તો એમાં એની સમસ્ત જિંદગીનો અંત જ દેખાય એમાં શી નવાઈ!

આમ છતાં જે લોકો આ હઠાગ્રહ પકડીને બેઠા હતા તેઓ તો બરાબર જાણતા હતા કે માત્રિયોના મૃત્યુ પહેલાં જ એનું ઘર એ લોકને તોડી લઈ જવા દેશે.

× × ×

અને એમ ફેબ્રુઆરી મહિનાની એક સવારે ફાદેઈ એના દીકરાઓ ને જમાઈઓ સાથે પાંચ કુહાડી લઈને આવી પહોંચ્યો. કુહાડીઓના ઘા સંભળાવા લાગ્યા અને ખેંચી કઢાતાં પાટિયાં કડકડાટી બોલાવવા લાગ્યાં. ફાદેઈની આંખો ઉતાવળે ચમકતી હતી એની પીઠ સહેજ વળેલી રહેતી, છતાં પાટિયાંના દમલા ઉપર તે ઝડપભેર ચઢઊતર કરતો હતો ને સાથીઓને ઉદ્દેશીને બૂમબરાડા પાડતો જતો. વર્ષો પહેલાં, જ્યારે એ કિશોર હતો ત્યારે, એણે ને એના પિતાએ મળીને આ ઉપલો ઓરડો, એ સૌથી મોટો હોવાથી ખાસ, એને માટે જ, એની પત્ની સાથે રહેવા માટે, બાંધ્યો હતો અને આજે એ પોતાને હાથે ક્રૂર રીતે એને છિન્નવિચ્છિન્ન કરી રહ્યો હતો અને બીજા કોઈના વાડામાંથી બહાર ઢસડી જવા માટે એનાં પાટિયે પાટિયાં છૂટાં પાડી રહ્યો હતો!

દીવાલનાં તથા છતનાં પાટિયાં તોડી કાઢીને તેમણે ઉપરના ઓરડાને અને સાથે સાથે એની નીચેના ભંડકિયાને પણ નેસ્તનાબૂદ કરી નાખ્યાં. આથી નીચે બાકી રહી ગયેલો એક ઓરડો અને બીજો જે થોડો ભાગ ઉઘાડો થઈ ગયો એને એ લોકોએ પાતળાં પાટિયાંની દીવાલ જડી આપી. દીવાલમાં રહી ગયેલી ફાટોની એમણે કશી પરવા કરી નહીં. દેખીતું જ હતું કે એ લોકો કાંઈ બાંધનારા નહોતા, ભાંગનારા હતા. અને વધુમાં એમ માનતા હતા કે આ ઘરમાં રહેવા માટે માત્રિયોના હવે કંઈ ઝાઝું જીવવાની નથી.

જ્યારે પુરુષો મકાન તોડવાના કામમાં પડ્યા હતા ત્યારે સ્ત્રીઓ શરાબ તૈયાર કરી રહી હતી, કારણ કે વોડ્કા તો ખૂબ જ મોંઘો મળતો હતો. કીરા મોસ્કો–વિસ્તારમાંથી એક પૂડ ખાંડ લઈ આવી હતી અને માત્રિયોના મધરાતે એ ખાંડ અને થોડી બાટલીઓ છાનીમાની શરાબ બનાવનારને ત્યાં આપી આવી હતી.

બધાં લાકડાં બહાર કાઢીને દરવાજા સામે ખડકવામાં આવ્યાં અને જમાઈ એંજીન-ડ્રાઈવર એ ભરવા માટે ટ્રેક્ટર લેવા ચેરુસ્તી ગયો.

પરંતુ એ જ દિવસે બરફનું મોટું તોફાન આવી પડ્યું. માત્રિયોના આવા તોફાનને "કાળમુખો રાક્ષસ" કહેતી. પૂરા બે દિવસ અને બે રાત આ તોફાન વીંઝાયા કર્યું, ગરજ્યા કર્યું; રસ્તાઓ ઉપર બરફના મોટા થર જામી ગયા. લોકોએ માંડ રસ્તા સાફ કર્યા ને એક બે ખટારા માંડ પસાર થયા ત્યાં તો વાતાવરણ એકાએક ગરમ થયું ને એક જ દિવસમાં ચારેકોર બરફ પીગળવા લાગ્યો. હવામાં ભેજવાળું ધુમ્મસ તરવા લાગ્યું ને બરફને વીંધતાં ઝરણાં કલકલ કરતાં વહેવા લાગ્યાં. રસ્તાઓ ઉપર ઘૂંટણ સુધી ખૂંપી જવાય એટલો કાદવ જામી પડ્યો.

× × ×

તોડી પાડવામાં આવેલા ઉપલા ઓરડાનો ભંગાર ભરવા ટ્રેક્ટર છેક બે અઠવાડિયાં પછી આવી શક્યું. એ બધો વખત માત્રિયોના બાવરી બાવરી ફર્યા કરતી હતી. એને અસ્વસ્થ થવાનું એક ખાસ કારણ તો એ હતું કે એની ત્રણે બહેનો આવીને એની સાથે ઝઘડી ગઈ, ઉપલો ઓરડો આમ અત્યારથી સોંપી દેવા બદલ એને મૂરખ કહી ગઈ અને હવે જિંદગીમાં તેઓ એની સાથે બોલવાની નથી એમ કહીને ચાલી ગઈ. લગભગ એ જ અરસામાં એની લંગડી બિલાડી ક્યાંક ભાગી

ગઈ ને પછી પાછી દેખાઈ જ નહીં. આ બધી બીનાઓ એક પછી એક ઝડપભેર બની ગઈ અને માત્રિયોનાના દેવાને એક વધુ આઘાત આપી ગઈ

છેવટે સખ્ત ઠંડી પડવા લાગી ને કાદવિયા રસ્તા સુકાવા લાગ્યા. પછી તડકો પણ નીકળ્યો ને લોકો આનંદમાં આવી ગયા. આગલી રાત્રે માત્રિયોનાને એક મનગમતું સ્વપ્ન આવી ગયું હતું. સવારમાં એણે સાંભળ્યું કે જૂના પ્રકારની હાથશાળ ઉપર કામ કરતી કોઈ વ્યક્તિનો ફોટો લેવા માગતો હતો. (ગામના બે ઝૂંપડામાં હજી હાથશાળ ચાલતી હતી. લોકો એના ઉપર બરછટ ધાબળા વણતા હતા) માત્રિયોના સંકોચ પૂર્વક હસી અને બોલી, "એક બે દિવસ થોભી જાઓ, ઈગ્નાતિચ, ઉપલા ઓરડાનો કાટમાળ ખસેડાઈ ગયા પછી, હું મારી શાળ ગોઠવીશ. મારી પાસે એક છે એ તો તમે જાણો છો. હું એ શાળ ચલાવતી હોઉં એવો ફોટો પછી તમે પાડી લેજો, ભગવાનના સમ!"

જૂની ઢબના વાતાવરણમાં ફોટો પડાવવાનો વિચાર એને દેખીતી રીતે જ ખૂબ ગમી ગયો. શિયાળાનો રક્તવર્ણો સૂર્ય ઘરની હવે નાની બની ચૂકેલી ઓસરીની બારી ઉપર આછો લાલ પ્રકાશ ફેંકતો હતો અને એ પ્રકાશ પરાવર્તિત થઈને માત્રિયોનાના ચહેરાને ઉષ્મા આપી રહ્યો હતો. જે લોકોનો અંતરાત્મા વિશુદ્ધ હોય છે એમના ચહેરા હમેશાં પ્રસન્ન જ રહે છે

શાળાએથી નમતે પહોરે પાછો ફર્યો ત્યારે ઘર આગળ કંઈક ધમાલ ચાલતી લાગી. ટ્રેક્ટર વડે ખેંચાતી એક વિશાળ સ્લેજ ગાડી ઈમારતી લાકડાથી ચિક્કાર ખડકાઈ ચૂકી હતી અને હજી ઘણાં લાકડાં ભરવાનાં બાકી રહી ગયાં હતાં. બુઢ્ઢા ફાદેઈના કુટુંબીઓ તથા એમણે મદદમાં બોલાવેલા માણસોએ મળીને બીજી એક દેશી સ્લેજ ગાડી પેલી ગાડીની પાછળ બાંધવા માંડી હતી. એ લોકો ગાંડાની જેમ, સારા પૈસા મળવાની શક્યતા હોય કે પછી બદલામાં સરસ મિજબાની મળવાની હોય ત્યારે, જેવા ઉશ્કેરાટથી લોકો કામ કરવા લાગે છે એ રીતે કામ કરી રહ્યા હતા. એ લોકો એકબીજાને રાડો પાડતા હતા ને સામસામે દલીલ બાજી કરતા હતા.

બંને ગાડીઓને એક સાથે બાંધીને ખેંચી જવી કે જુદી જુદી એ બાબતમાં એમની વચ્ચે મતભેદ ઊભો થઈ ગયો હતો. ફાદેઈનો એક દીકરો (જે લંગડો હતો) તે અને એંજીન-ડ્રાઈવર જમાઈ એવી દલીલ કરતા હતા કે બંને ગાડીઓ એક સાથે નહીં ખેંચી જવાય; કારણ ટ્રેક્ટર એટલો બોજ ખેંચી શકશે નહીં. જ્યારે, ગોળમટોળ ચહેરાવાળો, કદાવર ટ્રેક્ટર-ડ્રાયવર ભારે આત્મવિશ્વાસ વાળો હતો. એ એના કર્કશ અવાજે કહી રહ્યો હતો કે હું ડ્રાઈવર છું, હું જ ખરું જાણું. હું બંને ગાડીઓ સાથે ખેંચી લઈ જઈશ. એનો ઈરાદો સ્પષ્ટ સમજાતો હતો. એક તો સમજૂતી પ્રમાણે, એંજીન-ડ્રાઈવરે એની સાથે બધાં લાકડાં ખસેડવાનું ભાડું જ ઠરાવ્યું હતું; ફેરા દીઠ ઠરાવ્યું નહોતું. અને બીજું, એક રાતમાં પચીસ કિલોમીટરના બે આંટા કરવાના અને પાછું મૂળ સ્થળે પહોંચી જવાનું એને માટે અસંભવિત હતું. સવારમાં તો એણે ટ્રેક્ટર પાછું ગેરેજમાં પહોંચાડી દેવાનું હતું, કારણ કે આ કામ માટે એ ત્યાંથી ચોરી છૂપીથી આ ટ્રેક્ટર કાઢી લાવેલો હતો.

બુઢ્ઢો ફાદેઈ પણ એ જ દિવસે કાટમાળ ખસેડી લેવાય એ માટે અધીરો થયો લાગતો હતો. એણે ભાર પૂર્વક માથું હલાવ્યું ને એના દીકરાઓ કબૂલ થઈ ગયા. આગળની મજબૂત સ્લેજ ગાડી પાછળ એ લોકોએ ઉતાવળે તૈયાર કરેલી પેલી દેશી ગાડી બાંધી દીધી.

આ બધા માણસો વચ્ચે માત્રિયોના પણ ગાભરી ગાભરી દોડાદોડ કરતી હતી અને ગાડીમાં લાકડું ચઢાવવા લાગતી હતી. એકાએક મારું ધ્યાન ગયું કે એણે મારું જર્કીન પહેર્યું હતું અને પાટિયાની ચોટિલા કાદવથી એની બાંયો મેલી કરી નાખી હતી. મને એ ન ગમ્યું અને મેં એને એ કહ્યું પણ ખરું. જર્કીન સાથે મારાં સંસ્મરણો સંકળાયલાં હતાં. મારા દુઃખના દિવસોમાં એણે મને ગરમી આપી હતી..

આ પહેલી જ વાર હું માત્રિયોના ઉપર ગુસ્સે થયો.

માત્રિયોના ગભરાઈ ગઈ: "ઓ ભગવાન, ભગવાન," એ બોલી ઊઠી, "મારું મગજ જ કામ નથી કરતું. મેં ઉતાવળમાં જ એ પહેરી લીધું.-મને વિચાર સરખોયે ન આવ્યો કે એ તમારું હશે. હું દિલગીર છું, ઈગ્નાતિચ!"

અને એ કાઢી નાખીને એણે સૂકવવા લટકાવી દીધું.

લાકડાં ખડકાઈ ચૂક્યાં. એ કામે લાગેલા બધા માણસો ગરમડાટ કરતા મારા ટેબલ આગળથી પસાર થયા અને રસોડાના પડદા પાછળ અદૃશ્ય થઈ ગયા. થોડી વારમાં મને ગ્લાસનો ધીમો ખડખડાટ અને વચમાં વચમાં બાટલીનો રણકાર સાંભળવા લાગ્યો. પછી પેલા લોકોના અવાજો પણ મોટા ને મોટા થતા ગયા ને વધુ ને વધુ અર્થ વગરની બડાશો સંભળાવા લાગી. એમાં મોટામાં મોટો લબાડ ટ્રેક્ટર–ડ્રાઈવર લાગતો હતો શરાબની વાસ મારા સુધી ઊડી આવી. પરંતુ પીવાનો આ કાર્યક્રમ લાંબો ચાલ્યો નહીં. અંધારું થવા આવ્યું હતું એટલે બધાને ઉતાવળ હતી. બધા છૂટા પડવા લાગ્યા. સૌથી પહેલો ટ્રેક્ટર ડ્રાઈવર બહાર આવ્યો એ ખુશ અને ઉશ્કેરાયેલો લાગતો હતો. એ જીન–ડ્રાઈવર જમાઈ, ફાદેઈનો લંગડો દીકરો અને એનો એક ભત્રીજો ટ્રેક્ટર સાથે ચેરુસ્તી જવાના હતા. ફાદેઈ કોઈકને પકડી પાડીને, એને કશીક બાબતમાં સીધો કરવા ધસતો હોય તેમ, લાકડી ઠોકતો ઉતાવળે ચાલી રહ્યો હતો. લંગડો દીકરો સીગરેટ સળગાવવા મારા ટેબલ પાસે થોભ્યો અને એકાએક જ મને કહેવા લાગ્યો કે માત્રિયોના કાકી માટે એના દિલમાં ખૂબ જ સ્નેહ હતો. થોડા વખત પહેલાં એ પરણ્યો હતો ને એને ત્યાં હમણાં જ દીકરો અવતર્યો હતો. ત્યાં કોઈએ એના નામની બૂમ પાડી ને એ ચાલ્યો ગયો. બહારથી ટ્રેક્ટર ઊપડ્યાની ઘરેરાટી સંભળાઈ.

બધા ચાલ્યા ગયા પછી, માત્રિયોના રસોડામાંથી બહાર નીકળી આવી. એ માથું ધુણાવતી ચિંતાભરી નજરે પેલા લોકોને જતા જોઈ રહી. એણે પોતાનું જર્કીન પહેર્યું હતું ને માથે સ્કાર્ફ બાંધ્યો હતો. બારણાં બહાર જતાં જતાં એ મને ઉદ્દેશીને બોલી: "શા માટે એ લોકો એ ટ્રેક્ટર ભાડે ના કરી લાવ્યા? ભગવાન જાણે!"

એ પણ બધાની પાછળ પાછળ બહાર ચાલી ગઈ.

શરાબની મહેફિલ, શોરબકોર અને આવનજાવન બધું પતી જતાં, વેરાન બની ગયેલું ઘર ક્યારેય નહોતું એટલું શાંત અત્યારે લાગતું હતું. બારણાંની ખૂબ જ ઉઘાડવાસ થયેલી એટલે અંદર ઠંડી પણ ખૂબ જ ભરાઈ ગયેલી. મેં મારું જર્કીન ચઢાવી લીધું ને નોટો તપાસવા બેસી ગયો. દૂર દૂર ટ્રેક્ટરનો અવાજ વિલીન થઈ રહ્યો હતો.

એક કલાક થયો, બે કલાક થયા, ત્રીજો કલાક પણ પસાર થઈ ગયો. એમ છતાંય માત્રિયોના ઘેર પાછી ફરી નહીં. જો કે ત્યાં સુધી મને નવાઈ લાગી નહીં, કારણ કે ટ્રેક્ટરને વિદાય આપ્યા પછી એ એની બહેનપણી માશાને ત્યાં જ બેસવા ગઈ હશે એમ મેં માની લીધું.

બીજો એક કલાક પસાર થઈ ગયો. વળી એક કલાક ગયો. અંધકાર અને સાથે સાથે ગાઢ શાંતિ ગામડા ઉપર ઊતરી આવી. આજે આટલી બધી શાંતિ કેમ હતી એ મને સમજાયું નહીં. પાછળથી મને ખબર પડી કે અમારા ઘરથી અડધોએક વર્સ્ટને અંતરે આવેલી રેલ્વે લાઈન ઉપર થઈને એ સાંજે એક પણ ગાડી પસાર થઈ નહોતી. મારા રેડિયો ઉપર પણ કોઈ જ કાર્યક્રમ પકડાતો નહોતો મને લાગ્યું કે ઉંદરોનું તોફાન આજે રોજના કરતાં ઘણું વધી ગયું છે. પૂઠાં પાછળ એમની દોડાદોડ વધી ગઈ હતી અને કાતરવાનો તથા ચૂં ચૂંનો અવાજ પણ વધી પડ્યો હતો. આજે જાણે કે તેઓ અગાઉ ક્યારેય નહોતા એટલા હિંમતબાજ બની ગયા હતા.

હું એક ઊંઘ કાઢીને જાગી ગયો ત્યારે રાતનો એક વાગ્યો હતો. માત્રિયોના હજુય ઘેર પાછી ફરી નહોતી.

એકાએક થોડા માણસો મોટે મોટેથી બોલતા હોય એવો અવાજ મારે કાને પડ્યો. એ લોકો હજી તો ઘણા દૂર હતા, પરંતુ કોણ જાણે કેમ મને એમ જ લાગ્યું કે એ લોકો મારે ત્યાં જ આવતા હતા.

અને ખરેખર, થોડી જ વારમાં દરવાજો કોઈ એ જોરથી ખટખટાવ્યો. અજાણ્યા માણસના સત્તાવાહી અવાજે મને દરવાજો ઉઘાડવાનો હુકમ કર્યો હું ગાઢ અંધકારમાં હાથમાં ટોર્ચ લઈને બહાર નીકળ્યો. આખું ય ગામ ભરઊંઘમાં પડ્યુ હતું. કોઈ પણ બારીમાં પ્રકાશ દેખાતો નહોતો. બરફ પણ ગયા અઠવાડિયાથી પીગળવા લાગ્યો હતો એટલે પરાવર્તિત પ્રકાશ પણ વરતાતો નહોતો. મેં દરવાજો ખોલીને એ લોકોને અંદર આવવા દીધા. ડગલા ચઢાવેલા ચાર માણસો ઘરના બારણા તરફ આગળ વધ્યા. મોટા ડગલા પહેરેલા ને રાડો પાડતા માણસો રાત્રે મુલાકાતે આવે એ ખૂબ જ ચિંતાજનક પરિસ્થિતિ ગણાય.

અમે જ્યારે અજવાળામાં આવ્યા ત્યારે મેં જોયું કે એમાંના એ માણસોએ રેલ્વે યુનિફોર્મ ચઢાવ્યો હતો. એ એમાંથી જે મોટો લાગતો હતો એ માણસ જાડો હતો અને એનો ચહેરો ટ્રેક્ટર–ડ્રાઈવરને ખૂબ જ મળતો આવતો હતો. એણે પૂછ્યું, " આ ઘરની માલિકણ બાઈ ક્યાં છે ? "

" મને ખબર નથી."

" આ જ ઘેરથી સ્લેજ ગાડીએ જોડેલું ટ્રેક્ટર ગયુ હતું ને ? "

" હાજી."

" એ લોકોએ નીકળતાં પહેલાં દારૂ પીધો હતો ? "

ટેબલ લૅંપના ઝાંખા પ્રકાશમાં, એ ચારે જણા ડોળા ઘુમાવતા, ચારે તરફ ધ્યાનથી જોતાં જણાતા હતા. મને ખાતરીપૂર્વક લાગ્યું કે એ લોકોએ કાં તો કોઈને પકડ્યો હતો અથવા તો પકડવા નીકળ્યા હતા.

" પછી શું બન્યું ? "

" અમારા સવાલનો જવાબ આપો ! "

" પણ..."

" એ લોકો નીકળ્યા ત્યારે પીધેલ હતા ? "

" એ લોકોએ ઘરમાં જ પીધો હતો ? "

કોઈનું ખૂન થયું હતું ? કે એ લોકો કાટમાળ સાથે રસ્તામાં જ ક્યાંક અટકી પડ્યા હતા ?—આ ડગલાવાળા માણસોએ મને મૂંઝવી નાખ્યો હતો. એક વાત ચોક્કસ હતી : માત્રિયોનાની ગેરકાયદે દારૂ ગાળવા માટે ધરપકડ થઈ શકે

હું એમને રસોડામાં પ્રવેશતા અટકાવવા માટે, પાછો હટીને બારણામાં ઊભો રહી ગયો પછી બોલ્યો, " હું સોગંદપૂર્વક કહું છું કે મેં કંઈ જ જોયું નથી." ( ખરેખર, મેં કશું જ જોયુ નહોતું, ફક્ત સાંભળ્યું જ હતું. ) મેં એ લોકોને સમજાવવાનો એક આખરી ગણાય એવો પ્રયાસ કરી જોયો. એમનું મેં ઘરની પરિસ્થિતિ તરફ ધ્યાન દોર્યું : પુસ્તકો અને નોટબુકો ઉપર શાંતિથી પ્રકાશ ઢાળી રહેલો ટેબલ–લૅંપ, એક ખૂણામાં ગભરાઈને ભરાઈ બેઠા હોય એવા સંખ્યાબંધ રખના છોડવા, વૈરાગીની હોય એવી પથારી – અહીં ક્યાંય રંગભરી મિજલસની શક્યતા કે નિશાની દેખાતી નહોતી.

એ લોકોએ જાતે પણ જોઈ લીધું હતું કે આ ઓરડામાં મિજલસ જામી હોય એમ લાગતું નથી. અને એથી તેઓ ચિડાયા હતા. એ લોકો વિદાય થયા. જતાં જતાં તેઓ અંદર અંદર વાત કરતા સંભળાયા : આ સ્થળે દારૂની મિજલસ જામી નથી લાગતી, છતાં જામી હતી એમ બતાવવું જ વધારે સારું થઈ પડશે. એ લોકોને વિદાય આપતાં આપતાં, શું બની ગયુ હતું એ જાણવાનો મેં પ્રયાસ કર્યો ત્યારે વળી છેક દરવાજો ઓળગંતાં, એ લોકોમાંનો એક ઘૂરકતો હોય તેમ બોલ્યો, ' એ બધા જ કપાઈ મૂઆ છે. એમના ટુકડાય પૂરા જડે એમ નથી."

" એ તો હવે ઠીક, પરંતુ રાતના નવ વાગ્યાની એક્સપ્રેસ પાટા ઉપરથી ઊથલી પડતાં માંડ બચી ગઈ. પણ એમ બની ગયું હોત તો ગંભીર હોનારત થાત." એમ બોલીને તેઓ ઝડપભેર ચાલતા થયા.

ઉગામીને ઊભો ઊભો બોલતો હતો, "જો એ મારો સગો ભાઈ ન હોત તો મેં તમને બંનેને ઝાટકી નાખ્યા હોત."

આ ધમકી ખૂણામાં મૂકી રાખવામાં આવેલી પ્રાચીન તલવારની જેમ ચાલીસ ચાલીસ વર્ષ ઘરમાં ભરાઈ રહી ને છેવટે ખાલી મા કરીને જ ગઈ.

× × ×

સવારે અજવાળું થતાં ગામની સ્ત્રીઓ ક્રોસિંગ ઉપર ગઈ અને માત્રિયોનાના દેહના અવશેષોને એક હાથગાડીમાં નાખી, ઉપર એક ગંદો કોથળો ઓઢાડી, ગામમાં લઈ આવ્યા. એના દેહને નવડાવવા માટે તેમણે કોથળો ખસેડી લીધો. આખું શરીર કૂચો થઈ ગયું હતું. પગ બિલકુલ નહોતો, ડાબો હાથ પણ નહોતો, ફક્ત અર્ધો દેહ અને જમણો હાથ જેવોતેવો દેખાતો હતો. એક સ્ત્રી બોલી, "ઈશ્વરે એનો જમણો હાથ જ બચાવી લીધો છે. સ્વર્ગમાં એ પ્રાર્થના કરી શકશે."

પછી રબરના છોડવાઓના ક્યારાને જ્યાંને ઘરની બહાર ખસેડી દેવામાં આવ્યા... આ છોડવાઓ માત્રિયોનાને અત્યંત વહાલા હતા. એક વાર ધુમાડા જેવું લાગતાં રાતમાં એ જાગી ઊઠી હતી, ત્યારે આગથી ઘરને બચાવવા દોડવાને બદલે, એ આ છોડવાઓ ગૂંગળાઈ ન જાય માટે એમને ખસેડવા લાગી ગઈ હતી. સ્ત્રીઓએ ફરસ વાળીને સાફ કરી. માત્રિયોનાના ઝાંખા અરીસાને એ લોકોએ એક મોટા, જૂના હાથવણાટના ટુવાલ વડે ઢાંકી દીધો. પેલાં રંગબેરંગી પોસ્ટર તેમણે ઉતારી લીધાં, મારું ટેબલ એક બાજુ ખસેડી નાખ્યું. મૂર્તિઓ નીચે, ટિપાઈઓ ઉપર તેમણે એક ખરબચડી, સાદીસીધી શબપેટી ગોઠવી.

એ શબપેટીમાં માત્રિયોના સૂતી હતી. એના રોળાયેલા, નિર્જીવ દેહને સ્વચ્છ ચાદર વડે ઢાંકી દેવામાં આવ્યો હતો. એનું માથું એક ધોળા રૂમાલ વડે બાંધી દેવામાં આવ્યું હતું. એના ચહેરા ઉપર કશી જ ઈજા થઈ નહોતી. એ શાન્ત હતો, મૃત નહિ, જીવંત લાગતો હતો.

ગામજનો છેલ્લી સલામ માટે આવી પહોંચ્યા. સ્ત્રીઓ મૃતદેહનાં દર્શનાર્થે પોતાનાં નાનાં નાનાં બાળકોને પણ લઈ આવી. એમાંથી જો કોઈ રડી પડતી તો બધી જ સ્ત્રીઓ – જેઓ કેવળ સામાન્ય કુતૂહલની મારી આવેલી તેઓ પણ – જાણે સૂર પુરાવતી હોય તેમ બારણું કે દીવાલને અઢેલીને ઊભી ઊભી અચૂક રડવા લાગી જતી. માણસો ટોપીઓ ઉતારીને સ્થિર, શાંત ઊભા હતા.

માત્રિયોનાના કુટુંબની સ્ત્રીઓ એ રડવા કૂટવાનો વિધિ કરવાનો હતો. મેં જોયું કે સદીઓથી ચાલતો આવતો આ રડવાનો વિધિ ઠંડા કલેજે, ગણતરી પૂર્વક, પતાવવામાં આવતો હતો વધુ દૂરની સગી એવી સ્ત્રીઓ શબપેટી પાસે જઈને થોડી વાર ઊભી રહેતી અને એના ઉપર ઝૂકી ધીમા અવાજે રુદન કરતી. જેઓ પોતાને મરનારની વધુ નજીકની સગી હોવાનું માનતી તેઓ છેક બારણામાંથી જ રડવાનું શરૂ કરી દેતી અને શબપેટી પાસે જઈને મરનારના ચહેરા ઉપર ઝૂકી જોર જોરથી રડવા લાગતી. દરેક સ્ત્રી પોતપોતાનો મરસિયો પણ બનાવી લેતી, જેમાં તે પોતાના વિચારો ને લાગણી વ્યક્ત કરતી

મને સમજાયું કે મરનાર માટેનો વિલાપ માત્ર વિલાપ જ નહોતો, એમાં એક પ્રકારનું રાજકારણ હતું. માત્રિયોનાની ત્રણે બહેનો ધસી આવી; એમણે આખા ઘરમાં ફરી વળી ઘરનો કબજો લઈ લીધો, બકરી ને અંગીઠી સંભાળી લીધી, પેટીને તાળું મારી દીધું, કોટના અસ્તરમાં સીવેલા, માત્રિયોનાએ પોતાની ઉત્તરક્રિયા માટે રાખી મૂકેલા બસો રૂબલ કાઢી લીધા, અને આવતા જતા દરેકના કાનમાં ઢોલ વગાડી વગાડીને તેઓ જાહેર કરતી રહી કે ખરી નજીકની સગી તો તેઓ જ કહેવાય. તેઓએ શબપેટી પાસે જઈને આ પ્રમાણે રુદન કર્યું: "ઓ નાન્ની, નાન્ની! ઓ નાન–નાન! આ દુનિયામાં તું એકલી જ અમારી હતી. તું સુખ શાંતિમાં જીવી શકી હોત, જીવતી જ હતી. અમે હંમેશાં તારા પ્રત્યે પ્રેમભાવ રાખતાં હતાં અને રહેવાનાં હતાં. તારો ઉપલો ઓરડો જ તારે માટે મોતરૂપ નીવડ્યો. એ અપશુકનિયાળ ઓરડાએ જ તારું

મોત આવ્યું! અરેરે, શા માટે તેં એ તોડવા દીધો? શા માટે અમારી વાત ધ્યાનમાં લીધી નહીં!"

આ પ્રમાણે માત્રિયોનાની બહેનોની શોકકળ માત્રિયોનાના પતિના કુટુંબ સામે તહોમતનામા બરાબર હતી : એ લોકોએ એની પાસે છાપરો ઓરડો તોડાવવો નહોતો જોઈતો. (એ સિવાય એમાં એક અર્કિત સૂચન પણ હતું : તમે ઉપરનો ઓરડો પડાવી ગયા, ભલે! પરંતુ અમે તમને આખા ઘરનો કબજો તો નહીં જ લેવા દઈએ!)

માત્રિયોનાના પતિનાં કુટુંબીજનો, એની નણંદો, યેફિમ અને ફાદેઈની બહેનો તથા અનેક ભત્રીજીઓ આ પ્રમાણે બોલતી રડતી હતી: "ઓ દુખિયારી કાકી, દુખિયારી કાકી! તમે તમારી જાતની બરાબર સંભાળ કેમ ન રાખી? હવે લોકો અમારો વાંક કાઢશે – ચોક્કસ. તમે તો અમારાં વહાલાં માત્રિયોના હતાં, પણ વાંક તો તમારો જ ગણાયને! એમાં બાપડો ઉપલો ઓરડો શું કરે! અરે રામ, જ્યાં મોત તમારી રાહ જોઈને બેઠું હતું ત્યાં તમે ગયાં જ શું કામ! ત્યાં જવાનું તમને કોઈએ કહ્યું નહોતું અરે ભગવાન, આ તે કેવું મોત! અરેરે, તમે અમારું કેમ સાંભળ્યું નહીં!" (આ પ્રમાણે વિલાપ દ્વારા તેમણે બીજાને એવો જવાબ સંભળાવ્યો કે એના મૃત્યુ માટે અમે દોષિત નથી અને ઘર વિશે અમે પાછળથી જોઈ લઈશું.)

પરંતુ "બીજી" માત્રિયોના, જેને ફાદેઈ વર્ષો પહેલાં કેવળ નામ ખાતર પરણી લાવ્યો હતો એ, બતકી જેવા પહોળા શરીરવાળી માત્રિયોના, શબપેટી પાસે જઈ, કુટુંબના રાજકારણથી માર્ગેથી ફંટાઈને, એના સાદા સીધા સ્વભાવ મુજબ જુદી જ રીતે વિલાપ કરતી, ડૂસકાં ભરવા લાગી : "ઓ, મારી વહાલી બહેન, હવે તું મારી સાથે ગુસ્સે નહિ થાય, બોલ ને થશે? અરેરે, આપણે કેવાં વાતો કરતાં, કેવાં જ હસતાં, હું અને તું! હું ગરીબ, દુખિયારી સ્ત્રી છું, મને માફ કર! તું તારી વહાલી મા પાસે પહોંચી ગઈ! ક્યારેક મારે ખાતર જરૂર આવજે! ઓહો...હો... હો..."

ઓહો...હો...હો.. ની દરેક પોક, એના પ્રાણ ખેંચી નીકળી જતા હોય એટલી, વેદનાભરી લાગતી. એનું શરીર વળી બાઝી રહ્યું હતું. ને શબપેટીને અઢીને ઝિભેલી એ ભયંકર રીતે ડૂસકાં ભરી રહી હતી–જ્યારે એનું રુદન ઔપચારિક માત્રા વટાવી જવું લાગ્યું ત્યારે, એનો વિજય સ્વીકારતી હોય તેમ, બીજી સ્ત્રીઓ એને સમજાવવા લાગી, "હવે બસ કરો, બહુ થયું! ચાલો, ધીર ચાલો!"

માત્રિયોના થોડી પાછી હટી, પરંતુ તરત પાછી શબ પાસે દોડી જઈને વધુ જોરથી ડૂસકાં ભરતી રડી પડી એટલે પછી એક ખૂણામાંથી એક અતિ વૃદ્ધ બાઈ આગળ આવી. એણે માત્રિયોનાના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું: "આ દુનિયામાં બે વાત વણઉકલી જ રહે છે. આપણે કેવી રીતે જનમ્યાં ને કેવી રીતે મરવાનાં એ કોઈ કદીય જાણી શકતું નથી."

એ સાંભળીને માત્રિયોના તરત ચૂપ થઈ ગઈ. એકદમ સંપૂર્ણ શાંતિ પ્રવર્તી રહી.

પરંતુ થોડી વાર પછી, બધીય બાઈઓમાં સૌથી વૃદ્ધ, અને માત્રિયોનાની કોઈ પણ રીતે સગી થતી હોય એવી નહિ લાગતી પેલી વૃદ્ધ સ્ત્રી, જાતે જ રડવા લાગી, "ઓ મારી દુખિયારી, મંદી માત્રિયોના! ઓ દુખિયારી વાસિલ્યેવના! તને કબરમાં પોઢની જોવી એ કેટલો દુઃખની વાત છે!"

ઔપચારિક રૂદન નહિ કરનારી એક વ્યક્તિ પણ ત્યાં હતી અને એ હતી માત્રિયોનાની દત્તક પુત્રી કીરા, જે ચેરુસ્તીથી આવી હતી અને જેને માટે જ ઉપરનો ઓરડો તોડી પાડવામાં આવ્યો હતો અને કાટમાળ લઈ જવામાં આવતો હતો. એ સીધી રીતે અમારા જમાનાની ઢબે રડતી હતી—અમારા જમાનાના માણસોને પણ રડવાના પ્રસંગો પૂરતા પ્રમાણમાં મળી રહે છે. એના વાળ દયાજનક રીતે અસ્તવ્યસ્ત થઈ ગયા હતા. એની આંખો લાલ અને સૂજેલી હતી. કડકડતી ઠંડીમાં પણ, એના માથાનો રૂમાલ સરી પડ્યો હતો અને

કુક્કર પણ રાખતી નહીં; કારણ કે એક યા બીજા પાળેલાં એને ગમતાં નહીં. અને એ મુ-ખી વગર પૈસે પણ કરી આપતી.' (એ વખતે માત્રિયોના એમ કહેતી ખેડવાની જરૂર છે અને હળ ખેંચવામાં મદદ કરવા માણસો મળી શકવાનાં નથી.)

માત્રિયોનાની નણંદ એ વાત પણ કબૂલ કરતી કે 'એ પ્રેમાળ હૃદયની અને સરળ હતી.' પણ એથી એ એની દયા ખાતી અને એને વખોડતી.

એની નણંદની આ વિરોધી ટીકાઓ સાંભળ્યા પછી જ મારી નજર સમક્ષ માત્રિયોનાનું સાચું સ્વરૂપ સ્પષ્ટ થયું. હું એની સાથે રહ્યા છતાં જે કદીય નહોતો સમજી શક્યો તે હવે સમજ્યો.

હા, ગામમાં દરેક ઘેર કુક્કર હતું, પણ માત્રિયોના એ પાળતી નહીં. કેવળ ખોરાક સિવાય જેની કશી જ માગ નથી હોતી એવું કુક્કર પાળવું એથી સહેલું કામ આ દુનિયામાં બીજું કયું હોઈ શકે! દિવસમાં ત્રણ વાર તમે એની ભૂખ સંતોષો, એને જિવાડો ને પછી એનું ગળું કાપી નાખો, અને તમને જોઈએ તેટલું માંસ મળી જાય!

પણ માત્રિયોના એ નહોતી કરતી....

ચીજવસ્તુ વસાવવાની પણ તે પરવા કરતી નહીં.... વસ્તુઓ ખરીદવાની ને પછી એની પ્રાણથીય વધુ જાળવણી કરવાની માથાકૂટમાં એ કદી પડતી નહીં.

સુંદર વસ્ત્રો પહેરવાનો શોખ એને લાગ્યો નહોતો—બદસૂરત અને અણગમતી વસ્તુઓને સુંદર બનાવનારાં વસ્ત્રો!

એનો પતિ પણ એને સાચી રીતે સમજ્યો નહોતો અને એ પણ એને છોડી ગયો. પોતાનાં ૭ બાળકો એણે ગુમાવ્યાં હતાં, પણ માયાળુ સ્વભાવ છોડ્યો નહોતો. એની બહેનો અને નણંદો માટે પણ એ અજાણી હતી, વગર પૈસે બીજાનું કામ કરતું હાસ્યાસ્પદ પ્રાણી હતી. એણે મરતાં સુધી કોઈ મિલકત જમા કરી નહોતી. એની પાસે હતાં: ફક્ત એક ગંદુ-સફેદ બકરું, એક લંગડી બિલાડી ને થોડા રબરના છોડવા....

અમે બધા જ એના ગાઢ પરિચયમાં રહ્યા હતા અને છતાં એ વાત કદીય સમજી શક્યા નહોતા કે માત્રિયોના એક એવી પુણ્યશાળી સ્ત્રી હતી, જેના વગર, પેલી કહેવત મુજબ, કોઈ ગામડું ધરતી ઉપર ટકી શકે નહીં.

—કોઈ શહેર પણ નહીં.

—અને આપણો આખો દેશ પણ નહીં.



શકતી નહીં. એ કુકર પણ રાખતી નહીં; કારણ કે એક યા બીજા કારણસર કુકરો પાળવાં એને ગમતાં નહીં. અને એ મૂંગી વગર પૈસે બીજાનાં કામ પણ કરી આપતી.' (એ વખતે માત્રિયોના એમ કહેતી કે એની વાડી ખેડવાની જરૂર છે અને હજી ખેંચવામાં મદદ કરવા પૂરતાં માણસો મળી શકવાનાં નથી.)

માત્રિયોનાની નણંદ એ વાત પણ કબૂલ કરતી કે 'એ પ્રેમાળ હૃદયની અને સરળ હતી,' પણ એથી એ એની દયા ખાતી અને એને વખોડતી.

એની નણંદની આ વિરોધી ટીકાઓ સાંભળ્યા પછી જ મારી નજર સમક્ષ માત્રિયોનાનું સાચું સ્વરૂપ સ્પષ્ટ થયું. હું એની સાથે રહ્યા છતાં જે કદીય નહોતો સમજી શક્યો તે હવે સમજ્યો.

હા, ગામમાં દરેક ઘેર કુકકર હતું, પણ માત્રિયોના એ પાળતી નહીં. કેવળ ખોરાક સિવાય જેની કશી જ માંગ નથી હોતી એવું કુકકર પાળવું એથી સહેલું કામ આ દુનિયામાં બીજું કયું હોઈ શકે? દિવસમાં ત્રણ વાર તમે એની ભૂખ સંતોષો, એને જિવાડો ને પછી એનું ગળું કાપી નાખો, અને તમને જોઈએ તેટલું માંસ મળી જાય!

પણ માત્રિયોના એ નહોતી કરતી....

ચીજવસ્તુ વસાવવાની પણ તે પરવા કરતી નહીં... વસ્તુઓ ખરીદવાની ને પછી એની પ્રાણુથીય વધુ જાળવણી કરવાની માથાકૂટમાં એ કદી પડતી નહીં.

સુંદર વસ્ત્રો પહેરવાનો શોખ એને લાગ્યો નહોતો—બદસૂરત અને અણગમતી વસ્તુઓને સુંદર બનાવનારાં વસ્ત્રો!

એનો પતિ પણ એને સાચી રીતે સમજ્યો નહોતો અને એ પણ એને છોડી ગયો. પોતાનાં ૭ બાળકો એણે ગુમાવ્યાં હતાં, પણ માયાળુ સ્વભાવ છોડયો નહોતો. એની બહેનો અને નણંદો માટે પણ એ અજાણી હતી, વગર પૈસે બીજાનું કામ કરતું હાસ્યાસ્પદ પ્રાણી હતી. એણે મરતાં સુધી કોઈ મિલકત જમા કરી નહોતી. એની પાસે હતાં: ફક્ત એક ગંદુ–સફેદ બકરું, એક લંગડી બિલાડી ને થોડા રબરના છોડવા....

અમે બધા જ એના ગાઢ પરિચયમાં રહ્યા હતા અને છતાં એ વાત કદીય સમજી શક્યા નહોતા કે માત્રિયોના એક એવી પુણ્યશાળી સ્ત્રી હતી, જેના વગર, પેલી કહેવત મુજબ, કોઈ ગામડું ધરતી ઉપર ટકી શકે નહીં.

—કોઈ શહેર પણ નહીં.

—અને આપણો આખો દેશય નહીં.



# જન્મદિને.....* | ડિમાર ડેરી

અનુ. : સરલા જગમોહન

એ વૃદ્ધ પતિ–પત્ની બગીચાના સાંકડા બાંકડા પર બેઠાં હતાં. પાનખરનો સૂર્ય તેના પર અખરોટના વૃક્ષની થોડીક ડાળખીઓની અને તેમાંથી ખરતાં પાંદડાંની છાયા પાડી રહ્યો હતો. પરાના એ બગીચામાં બિલકુલ શાન્તિ હતી. એક પીળું પાંદડું ખર્યું. વૃદ્ધા રાખોડી રંગનાં મોજાંની જોડ ગૂથી રહી હતી; અને બાજુમાં બેઠેલો એનો પતિ, સોયાના ચકચકાટે જો એને જાગતો ન રાખ્યો હોત તો, કદાચ ઊંઘી જ ગયો હોત.

" ટિલાર ડોસો મરણ પામ્યો છે," વૃદ્ધે નિદ્રાઘેરા સ્વરે કહ્યું. સવારમાં સમાચાર આપવાનો એનો ઈરાદો તો હતો; પણ દિવસ દરમ્યાન એ વાત એના મનમાંથી નીકળી ગઈ હતી.

" શું કહ્યું ? " વૃદ્ધાએ પૂછ્યું એ બરોબર સાંભળી શકતી નહોતી.

" ટિલાર ડોસો મરી ગયો." વૃદ્ધે ફરી વાર વધારે મોટેથી કહ્યું.

" શું થયું હતું એને ?" સ્ત્રીએ પૂછ્યું.

" આપઘાત કર્યો," વૃદ્ધે ઉત્તર આપ્યો.

વૃદ્ધાએ ગૂંથવાનું ચાલુ રાખ્યું

" આમ તો ઠીક હતો," એ બોલી.

" મારા કરતાં એ બે વર્ષે જ મોટો હતો," વૃદ્ધે કહ્યું.

* ગ્રીક દંતકથાના બે વૃદ્ધ પાત્રો –ફિલેમન અને બોસિસને ઝિયસે પૂરમાંથી બચાવી લીધાં હતાં. એમની ઝૂંપડીને મંદિરમાં પલટી નાખી એમને ત્યાંના પુરોહિત તરીકે સ્થાપી એક વરદાન પણ આપ્યું હતું ( જે ઘણાં વર્ષો પછી ફળ્યું ) કે એક બીજાનું મૃત્યુ વેઠવું ન પડે તે રીતે બન્ને એક સાથે જ મરણ પામશે. એમના મૃત્યુ પછી ઝિયસે એમને ઓક વૃક્ષ અને લીંડનના વૃક્ષમાં પલટી નાખ્યા હતાં અને એ બન્ને વૃક્ષોની ડાળી એકમેકમાં ગૂંથાઈ જતી હતી.

" તડકો તપી રહ્યો હતો," સ્ત્રી બોલી.

તડકો તપી રહ્યો હતો વૃદ્ધ વિચારમગ્ન બેઠો હતો. થોડી વારે બોલ્યો : " એને દારૂનું વ્યસન હતું."

" શું ? " સ્ત્રીએ પૂછ્યું. " સરખું કેમ બોલતા નથી ? "

" હું કહેતો હતો કે આખું યે પેન્શન એણે નશો કરવામાં વાપરી નાખ્યું " સ્ત્રીના કાન તરફ મોઢું કરીને વૃદ્ધે ધરિ પાડી કહ્યું : " દારૂમાં આખું યે પેન્શન એણે ખર્ચી નાખ્યું " અખરોટના વૃક્ષ પરથી બીજુ એક કથ્થાઈ પાંદડું ખરી પડયું ધીરે ધીરે ચકરાતું એ પાંદડું નીચે આવ્યુ, તેને વૃદ્ધે થોડી વાર તો જોયા કર્યું. " આજનો તડકો કેવો સરસ, હૂંફ આપે તેવો છે ! "

હું તો ફરવા જઉં છુ." વૃદ્ધે ઊભા થતાં કહ્યું.

" ધ્યાન રાખજે શરીર ન લાગી જાય. રૂમાલ લઈ આવું ? "

" ના, નથી જોઈતો," વૃદ્ધાએ કહ્યું.

તડકો કેવોક લાગતો હતો તે જોવા વૃદ્ધે હાથ લંબાવી પોચાનો પાછલો ભાગ આગળથી ધરી જોયો. " પણ તો યે હું લઈ જ આવું છું. ઑક્ટોબરમાં તડકાનો કંઈ ભરોસો નહિ. શરદી લાગતાં વાર ન લાગે."

વૃદ્ધ લટાર મારીને ઘેર પાછો ફર્યો ત્યારે લગભગ સાંજ થવા આવી હતી. વાદળાં ઘેરાઈ ગયાં હતાં. ઓવરકોટની અંદર મિકેલ્માસ ડેઝીના ફૂલના ગુચ્છાની વચ્ચે છુપાવીને પત્નીને માટે જન્મદિનની ભેટ તરીકે એ હિયરિંગ – એઈડ ( સાંભળવાનું યંત્ર ) લઈ આવ્યો હતો. એ ભેટ ખરીદી શકાય તે ખાતર એક આખું વર્ષ એણે સિગરેટ જતી કરી હતી. પરંતુ હવે, પરસાળમાં દાખલ થતાં એના મનમાં શંકા સળવળી : આવી ભેટથી પોતે એને શરમાવી તો નહિ દે ? એ બરોબર સાંભળી શકતી નહોતી એ વાત તે પોતાના મનમાંય કબૂલ કરવાની નહોતી. અને તો યે, હજુ ગઈ કાલે જ સાવ જ નજીકમાં બદૂક ફૂટી ત્યારે કોઈ બારણું ઠોકતું હશે એમ ધારી, બારણા તરફ જોઈને એણે કહ્યું હતું :

" આવો ! "

વૃદ્ધે રસોડામાં જઈને કહ્યું : "હું આવી ગયો છું ક્યારે જમીશું ?"

"કેટલી બધી વાર લગાડી તમે!" વૃદ્ધાએ કહ્યું.

"ફરવાની બહુ મજા આવી," વૃદ્ધે કહ્યું.

"જમવામાં આજે તાજું માંસ છે."

વૃદ્ધે એક લબાકો બોલાવ્યો. "કેટલાય વખતથી તાજું માંસ ખાવા મળ્યું નથી."

"જન્મદિવસની ભેટ લાવીને મને ઉપાધી કરાવના નહિ. પાછા," વૃદ્ધા બોલી. "પૈસા હું બધા જ ખર્ચી બેઠી છું અને પેન્શન તો હજુ એક અઠવાડિયા સુધી આવવાનું નથી."

"એ તો આપણે ગમે તેમ ગબડાવ્યે જઈશું," વૃદ્ધે કહ્યું

"આ માંસ હું રાંધી લઉં ત્યાં સુધી તમે જરા ટેબલ ગોઠવી લો;" બીએ સૂચના આપી.

બહાર વરસાદ પડતો હતો અને તેનાં ટીપાં બારીના કાચ પર જોરથી એકધારાં પડી રહ્યાં હતાં. વૃદ્ધે આજના વિશિષ્ટ પ્રસંગને યાદ કરી બહાર પરસાળમાં ટેબલ ગોઠવી નાખ્યું બારીઓના કાચ પર વરસાદ પટકાઇ રહ્યો હતો. પરંતુ વરસાદના એ ટપટપ ઉપરાંત કંઈક દૂરથી આવતો થોડી થોડી વારે બંધ થઈ પાછો શરૂ થતો એક બીજો ગડગડાટ પણ સતાઈ રહ્યો હતો. બારીની નજીક જઈને વૃદ્ધે કાન માંડયા પવન એટલો જોરથી ફૂંકાઇ રહ્યો હતો કે અખરોટના વૃક્ષની ડાળીઓ જોસભેર હાલી ઊઠતી હતી તેનો અવાજ અંદર પણ સંભળાતો હતો ત્યાં તો એકાએક સામેના ઘરોમાં પ્રકાશના ચોકઠાં દેખાતાં બંધ થઈ ગયાં. વૃદ્ધે એકદમ પડદો નીચે ખેંચી લીધો અને હોલમાં જઈને બારણું તાળું મારી દીધું અત્યાર સુધી હુલ્લડ આ પરા સુધી પહોંચ્યુ નહોતુ —તે હવે અહીં પણ આવી ગયું લાગતુ હતુ. હવે તો મશીનગનનો ધડધડાટ પણ સાંભળી શકાતો હતો. વૃદ્ધ રસોડામાં ગયો ત્યાંથી લસણ સાથે રંધાઇ રહેલા માંસની, મોંમાં પાણી આવી જાય તેવી, ગંધ આવતી હતી અને તેના ખદખદ અવાજમાં બહારનો અવાજ સંભળાતો નહોતો. વૃદ્ધને થયું કે હજુ એણે એને હિયરીંગ-એઈડ નહોતું આપ્યું તે સારું જ કર્યું હતું.

"શું કરો છો ?" બીએ પૂછ્યુ. "બારણું કાં બંધ કરો !"

"વરસાદ ઝપટાઈ રહ્યો છે"

"તો શું થઈ ગયું ?" બીએ પૂછ્યું

"સુસવાટા કરતો પવન વાય છે," વૃદ્ધે ઉત્તર આપ્યો "અંદર પાણીની વાછંટ આવશે તો આપણે જ પાણી લૂછવું પડશે."

"અમથા ગભરાઓ છો," બી બોલી. "મને તો કંઈ પવન ફૂંકાતો સંભળાતો નથી." પાસેથી જ ગોળીઓ છૂટવાનો અવાજ આવ્યો. થોડા રાઈફલના ધડાકા હતા; પણ મોટે ભાગે તો મશીન-ગનના એક પછી એક ઝપાટાબંધ થતા ધડાકા જ વધારે સ્પષ્ટ સંભળાતા હતા. વૃદ્ધ વળી આગલા બારણા પાસે ગયો પરસાળમાંથી પસાર થતાં થતાં મિચેલ્માસ ડેઝીનાં ફૂલોનો ગુચ્છ અને હિયરીંગ-એઈડ એણે તકિયા નીચે સંતાડી દીધાં હુલ્લડ હવે ઘરની લગોલગ આવી ગયું હતુ. સદ્ભાગ્યે રસોડાનું બારણું ને બારી બગીચા પર પડતાં હતાં વૃદ્ધ પરસાળમાં પાછો આવ્યો અને ટેબલ સાફ કરીને ટેબલક્લોથ, ચમચા, કાંટા, પ્લેટ વગેરે ટ્રેમાં મૂકી રસોડામાં લઈ ગયો.

"શું કરો છો આ ?" બીએ પૂછ્યુ. "અહીં રસોડામાં શું કામ ?"

"મને એમ કે ...."

બી વૃદ્ધની સામે આવીને ઊભી. "મારા મહેરબાન, આજે મારો જન્મદિવસ છે અને મારા જન્મદિને આપણે પરસાળમાં જમીએ છીએ તે ભૂલી ગયા છો શું ?" બીએ કહ્યુ અને હસી. અને એનો ચહેરો શરમથી લાલ થઈ ગયો.

વૃદ્ધના ચહેરા પર પણ રંગ આવી ગયો: "હું તો ભૂલી જ ગયો. કેમ ભૂલી ગયો તે જ સમજાતું નથી."

હજુ એને દફનાવ્યો યે નથી," વૃદ્ધે કહ્યું. "એને લઈ જવા હજુ એ લોકો આવ્યા નથી."

રૂપેરી વાળના જથ્થા નીચેથી આ વખતે એની સામે જોતાં વૃદ્ધા હસી નહિ "અહીં નહિ રહી શકે એ," એ બોલી. ને પૂછ્યું : "જખમમાં ક્યાં જખમ થયેલો છે?"

"મને ખબર નથી," વૃદ્ધે કહ્યું.

"સોફા પર એ લોહીના ડાઘા કરી મૂકશે," એ બોલી: "અહીં નહિ રહેવા દઉં હું એને."

"અહીં તારાથી નહિ રહી શકાય, બેટા," હોલમાં પગ લંબાવી ખુરશી પર બેઠેલા યુવાનને વૃદ્ધાએ કહ્યું. હજુ એ એક હાથ ગુદા પર દબાવી રહ્યો હતો. "મારા ત્રણ દીકરા યુદ્ધમાં માર્યા ગયા છે એ યે તને જણાવી દઉં. બે મોરચે ગયા હતા અને ત્રીજાને એરો–હોસવાળા-ઓએ ગોળીએ દીધો હતો. બહુ થઈ ગયું મારે માટે. હવે અમને રહેવા દે...જતો રહે, બેટા તારા પર ગુસ્સે નથી થતી હું પણ જતો રહે! આ ઘરમાં બે મરેલાને માટે જ જગા છે."

યુવાન ત્યાંનો ત્યાં બેઠો રહ્યો.

"મેં શું કહ્યું તે તને સમજાયું નહિ?" સ્ત્રીએ પૂછ્યું : "અમારી પાસે જગ્યા નથી. મારા વર તને પડોશીને ત્યાં લઈ જશે..."

પંદર મિનિટ રહીને વૃદ્ધ પાછો આવ્યો ત્યારે વૃદ્ધા મોજાં ગૂંથતી ટેબલ પાસે બેઠેલી હતી. બે મોટી તવીમાં ધીમા ગેસ–સ્ટવ પર ખાવાનું પડેલું હતું વૃદ્ધે કોટ ઉતાર્યો અને હોલમાં હેન્ગર પર ભરાવી દારૂનો બાટલો લઈને એ રસોડામાં આવ્યો, અને બાટલો ટેબલની વચ્ચોવચ મૂક્યો.

"આ બાજુ આવો તો તમારાં કપડાં પર એણે ડાઘા પાડ્યા લાગે છે."

"ક્યાં?" પૂછતાં વૃદ્ધે પોતાનાં કપડાં પર નજર કરી

"આ બાજુ આવો," સ્ત્રીએ કહ્યું. "તમારા કોલર અને ખમીસ પર સુદ્ધાં લોહીના ડાઘા પડેલા છે."

વૃદ્ધના કોલર અને ખમીસ પર જ નહિ પણ એની ટૂંકી ધોળી મૂછ પર અને મોંના એક ખૂણે પણ લોહી દેખાતું હતું.

"અરે, તમને તો નાકમાંથી લોહી નીકળે છે," સ્ત્રી બોલી: "રૂમમાં આવો. તમને સુવાડી દઉં"

"કંઈ જરૂર નથી," વૃદ્ધે કહ્યું, "ખુરશી પર બેઠા બેઠા જ હું માથું પાછળ રાખીશ" પણ પરસાળ સુધી પહોંચતાંમાં જ અચાનક એના પગ લથડ્યા. સ્ત્રીને લાગ્યું કે એના ઊંચા દેહને ટેકો આપી એ પલંગ સુધી નહિ લઈ જઈ શકે એટલે રસોડાના બારણામાં થઈને એ એના સોફા પર લઈ ગઈ અને વૃદ્ધના ખિસ્સામાંથી રૂમાલ કાઢી એના નાક નીચે દાબ્યો અને એ સપાટ સૂઈ શકે તે સારુ હળવેકથી એના માથા નીચેથી તકિયો કાઢી લીધો. મિચેલમાસ ડેઝીનાં ફૂલ અને હિયરીંગ–એઈડ ભોંય પર આવી પડ્યાં વૃદ્ધાએ તે લઈને સોફાની સામેના ટેબલ પર મૂકી દીધાં. સારે નસીબે લોહી વહેતું અટકાવવા વૃદ્ધા પાસે ખાનામાં થોડુંક રૂ હતું. ડોકની પાછળ એણે ભીનું પોતું મૂક્યું અને એના બૂટ કાઢીને જૂનો ચોકડીવાળો કામળો પગ પર ઢાંકી દીધો. પણ વૃદ્ધના નાકમાંથી લોહી એવું તો ધસી આવતું હતું કે સ્ત્રીએ એનાં નસકોરાંમાં મૂકેલું રૂ તો જરા વારમાં લોહીથી તરબોળ થઈ ગયું. આછા લીલા રંગનો સોફા પણ લોહીથી ખરડાઈ ગયો. પડદો ઊંચો કરી વૃદ્ધાએ બારી ખોલી. ફરી પાછા વૃદ્ધે મશીન–ગનમાંથી ધડાકા સાંભળ્યા.

"બત્તી બંધ કરી દે," એ બોલ્યો."

સ્ત્રીએ બત્તી બંધ કરી દીધી.

"ખુલ્લા પવનથી જરા ઠીક લાગે છે?" એણે પૂછ્યું.

"હા," વૃદ્ધે કહ્યું : "તને મળ્યું?"

"હા," સ્ત્રીએ જવાબ આપ્યો.

"તપાસી જોયુ ?"

"હજુ તપાસી જોયું નથી;" સ્ત્રીએ કહ્યું. "પણ હમણાં તમે કંઈ બેલો નહિ તો સારું."

"ગુસ્સે ન થઈશ, રોઝ," વૃદ્ધ બોલ્યોઃ "ઇચ્છું છું કે તું તેનો બરાબર ઉપયોગ કરે."

આમે ય મને બરાબર તો સંભળાય જ છે," સ્ત્રીએ કહ્યું. "આટલા પૈસા ખર્ચાયા તે જ કેવી અફસોસની વાત !"

'ગોળીઓ છૂ છૂટે તે તને સંભળાય છે ?"

"હા, સંભળાય છે. પણ હમણાં તમે કંઈ બોલો નહિ," સ્ત્રીએ કહ્યું

"અંધારામાં તને વધારે સંભળાય છે, ખરું ?" વૃધ્ધે પૂછ્યું.

"હા," વૃદ્ધાએ જવાબ દીધો. "હજુ યે લોહી નીકળે છે ?"

"કોણ જાણે," વૃધ્ધે કહ્યું. "કદાચ બધે ય થઈ ગયું હોય"

હવે તો ઘરમાં બીજું રૂ પણ નહોતું, અને બીના પોતાથી કંઈ વળતું નહોતું, વૃદ્ધના નાકમાંથી લોહી તો ધસી જ આવતું હતું. પોતે ડૉક્ટરને બોલાવવા બહાર જઈ રહી છે તેવો વૃદ્ધને ખ્યાલ આવે નહિ એટલા માટે કબાટમાંથી એણે ઓવરકોટ પણ લીધો નહિ.

"ક્યાં જાય છે, રોઝ ?" રસોડાનું બારણું ખૂલતાં વીજળીના પ્રકાશની પીળી લબચોરસ આકૃતિ રૂમમાં ધસી આવતી જોઈને વૃધ્ધે પૂછ્યું.

"હમણાં જ પાછી આવુ છુ," સ્ત્રીએ કહ્યું. "બનતાં સુધી રસોડામાં મોરીની આસપાસમાં ક્યાંક થોડુ રૂ પડેલુ છે."

જરા વાર તો રસોડાના ખુલ્લા બારણામાં એ અવાજ સાંભળવા ઊભી રહી. વૃદ્ધ માટે એણે સેવેલા પ્રેમભાવે એને એની શ્રવણશક્તિ પુનઃ બક્ષી દીધી હતી. નજીકમાં જ આડેધડ છૂટતી ગોળીઓનું ધડાધૂમ થતુ હતું; અને એ ધડાકાઓની વચ્ચેના સમયને વર્ષાનો સ્વચ્છ કરતો મંદ ધ્વનિ ભરી દેતો હતો. માથે રૂમાલ બાંધીને એ બે બગીચાની વચ્ચેથી દોડી ગઈ અને મોલનારના બગીચામાં થઈને બહાર રસ્તા પર નીકળી ગઈ; રસ્તાની બત્તીઓના ચૂરેચૂરા થઈ ગયા હતા અને રસ્તા પર અંધકાર વ્યાપેલો હતો. પગ નીચે છાંટા ઉડાડતાં ખાબોચિયાં એનાં સ્વચ્છ કાળાં કપડાંને ગંદાં કરી દેતાં હતાં. બધાં જ ઘરોના પડદા નીચે ખેંચાઈ ગયા હતા અને બત્તીઓ બુઝાઈ ગઈ હતી. માત્ર એકલ દોકલ ગોળી છૂટતાં કે કોઈક વાર એક સામટા ધડાકા થતાં માનવીનું અસ્તિત્વ છતું થતુ હતુ. એ અંધકારમાં વૃદ્ધા દોડતી ગઈ; પણ એના હોઠ તો ભયથી ધ્રુજી રહ્યા હતા. ગોળીઓ છૂટતી હતી તે કરતાં આ અંધકાર વિશેષ ભયપ્રેરક હતો કારણ કે ગોળી છૂટયા પછી શું આવે તેનું એ અંધકારમાં પ્રતીક રહેલું હતુ.

દોડતાં દોડતાં વૃદ્ધા વચ્ચે વચ્ચે ઊંચે આકાશમાં જોઈ લેતી હતી. ત્યાં પણ એકધારો લૂંટાયેલો અંધકાર જ વ્યાપેલો હતો. પોસ્ટની દિશામાં પણ હંમેશનો લાલ ઉજાસ આજે દેખાતો નહોતો વૃદ્ધાએ પ્રાર્થના પણ કરી નહિ—એ તો કેવળ ભય પામી ગઇ હતી. પછીના રસ્તા પર પણ અંધારું જ હતું. એની આંખો હવે અંધારાથી ટેવાઈ ગઇ હતી અને ક્યાં ખાલી જગા હતી અને ક્યાં કંઈક પડેલુ હતું તે એ પારખી શકતી હતી. અને જે વસ્તુઓ દેખાતી હતી તે તેની આકૃતિ-હીનતાને લીધે વધારે બિહામણી લાગતી હતી. એ રસ્તાની સામી બાજુએ દોડી ગઈ. ત્યાં એ વસ્તુઓ પ્રમાણમાં ઓછી હતી હજુ એ પટકાઇ પડી નહોતી. એ અંધકારની પાછળ જો કોઈ માનવીની હસ્તી ન હોય તો કદાચ એ સુખેથી મૃત્યુ પામી શકે ડર તો એને માનવીનો લાગતો હતો.

ડૉક્ટરના ફ્લેટ પર પહોંચવા એણે કાર્લ માર્ક્સના સ્ક્વેરના છેક છેડા સુધી જતો એક સાંકડો રસ્તો વટાવવાનો હતો. અકસ્માત જ નાશ પામતાં બચી ગયેલી એક બત્તી દૂરને ખૂણે હજુ યે બળી રહી હતી. એ

બત્તીથી બે આગળ એક બેવડ વળેલી આકૃતિ આછા અજવાળામાંથી વરસાદમાં ચમકારો કરતી દોડી ગઈ. રસ્તા પરથી એ સ્ક્વેરમાં અંધકાર જ દેખાતો હતો, અને ચારે બાજુ સન સન કરતી ગોળીઓ છૂટચે જતી હતી. ડૉક્ટરનું ઘર એ સ્ક્વેરની પાછળ હતું.

મશીન-ગનની બત્તીએ ખૂણા પરના એક બ્લૉકની બારી પર અર્ધ-ગોળાકારે પ્રકાશ ફેંક્યો એ ગોળીઓ વૃદ્ધાને વીંધી ગઈ. ડૉક્ટરના ઘરથી થોડાં ડગલાં દૂર હતી ત્યાં જ એ ફસડાઈ પડી. એનો ચહેરો આકાશ ભણી ઊંચો થઈ ગયો. એણે આંખો બંધ કરી નહિ. એને કોઈ પીડા થતી નહોતી અને ક્ષણેક તો પોતે ઘણી સુખી હતી એવો અનુભવ પણ એને થઈ ગયો. આધાર લઈ શકાય એવું કંઈ હવે એને માટે રહ્યું નહોતું. થોડી વારે ઘણું લોહી વહી ગયું ત્યારે એને ભય લાગવા માંડ્યો—પરંતુ માનવીનો નહિ.

સોફા પર સૂતેલા વૃદ્ધનું પણ ઘણું લોહી વહી ગયું. એની હાલત એટલી નબળી થઈ ગઈ હતી કે કેટલીયે વાર સુધી એને ઊંઘ આવી ગઈ. ઊઠ્યો ત્યારે એને ઠંડી લાગતી હતી. ચોકડીવાળો કામળો એણે ઊંચે સુધી ખેંચ્યો. બારી પણ બંધ હોત તો સારું થાત—પાનખરનો ઠંડો પવન સીધો સોફા પર આવતો હતો. એણે પત્નીને બૂમ પાડી પણ વ્યર્થ. જવાબ જ આવ્યો નહિ. રસોડાનું બારણું ખુલ્લું હતું ત્યાંથી ગૅસસ્ટવ ઉપરની તવીમાં થતો ધીમો બુડબુડ અવાજ આવતો હતો.

"રોઝ," એણે બૂમ પાડી. ટેબલ પર કાળા રંગના હિયરીંગ-એઇડ તરફ નજર જતાં એને થયું: "એને સારું આ લઈ આવ્યો તે ઠીક જ થયું."

એને બારી બંધ કરાવવી હતી; પણ પત્ની જવાબ દેતી નહોતી. વળી પાછું નાકમાંથી લોહી નીકળે એ બીકે એ ઊભા થવાનું સાહસ કરતો નહોતો. એ બારીમાંથી પવન સાથે વરસાદની ઝાપટ પણ અંદર આવી જતી હતી. હિયરીંગ-એઇડ ખરીદી લાવ્યો હતો તેનો એને સંતોષ થયો. હૉલના ખૂણામાં કૂતરીએ ઊંકારો કર્યો ત્યારે તો એ સફાળો ઊભો થઈ ગયો. સ્ટૂલ ખેંચીને કૂતરીની બાસ્કીટ પાસે બેઠો. ત્યાં સુધીમાં તો પહેલું બચ્ચું બાસ્કીટમાં તેના ગુલાબી પંજા ઉછાળી રહ્યું હતું. તેની જીવડા જેવી લાગતી પૂંછડી વધારે પડતી લાંબી હતી. નીચેની જાજમનું એક પડ પ્રવાહીથી ભરાઈ ગયું. હૉલમાં થઈને આવતો પ્રકાશ જ એ ખૂણાને અજવાળી રહ્યો હતો. ઘર આખામાં સ્તબ્ધતા વ્યાપેલી હતી. કૂતરી સુદ્ધાં બળ એકઠું કરીને મૂંગી મૂંગી કોશિશ કર્યે જતી હતી નવજાતની કાળી રુવાંટીને ચાટી રહેલી જીભનો કર્કશ અવાજ માત્ર આવતો હતો. પીડ થાય અને ચાટવાનું બંધ થાય ત્યારે કૂતરી પહેલા જન્મેલા બચ્ચા તરફ મંથુ ફેરવી જતી હતી અને દુઃખ શમતાં વળી પાછી વફાદાર લાલ જીભથી તેને ચાટવા માંડી જતી હતી. રૂમમાંથી વારે વારે બારીના મિજાગરાનું ચડ-ચૂ સંભળાતું હતું.

વૃદ્ધે એક નિઃશ્વાસ નાખ્યો અને ચિંતાથી એના પેટમાં મૂંઝારી થઈ આવી. કાચ જેવા ટચિયાની અંદર દેખાતું બીજું બચ્ચું પણ કાળું જ હતું, ઘરમાં બધું શાન્ત હતું. માત્ર રસોડામાંની તવીમાં થતું બુડબુડ સંભળાતું હતું. રસ્તા પર હવે ગોળીઓ છૂટતી નહોતી. બાસ્કીટ પાસેથી ઊઠીને રસોડામાંથી પત્નીને બોલાવી લાવવાની વૃદ્ધની હિંમત ચાલી નહિ. કૂતરીએ એની ડોક કમાનની જેમ વાળી ત્યારે વૃદ્ધે એને પોતાની હથેળીનો ટેકો આપ્યો. કૂતરીએ પોતાનો ભાર આગલા બે પગ પર નાખી દીધો અને એના અક્કડ થયેલા શરીરના એકેએક સ્નાયુ કંપી ગયા. કૂતરીને ત્રીજું બચ્ચું આવ્યું ત્યાં સુધીમાં પહેલું બચ્ચું તો ધાવવા પણ મંડી ગયું હતું. બીજું બચ્ચું કટાયેલા બારણા જેવો કચડ કચડ અવાજ કરતું હતું. ત્રીજા બચ્ચાની છૂટી પડેલી નાભિનાળમાંથી લોહીનું ટીપું જાજમ પર પડ્યું.

નવાં જન્મેલાં આ કુરકુરિયાંને પવનના સપાટાથી ઠંડી ન લાગી જાય તો સારું. વૃદ્ધે જઈને બારી બંધ કરી દીધી. આ કુરકુરિયાંની

એને દયા આવતી હતી અને તે સાથે જરા તિરસ્કાર પણ આવતો હતો. પોતાનું પીણું મગ હાથમાં પકડીને જ્યારે સ્ટૂલ પર બેઠો હતો ત્યારે કૂતરીએ જરા વાર માટે પડખું ફેરવ્યું અને એની સામે તે જોઈ રહ્યો. દૂધે એને પંપાળી. ક્યાંય સુધી પોતે કૂતરીની ચાટી રહેલી જીભનો અવાજ સાંભળતો સ્ટૂલ પર બેસી રહ્યો હતો. તેનો તેને ખ્યાલ ન હતો. થાક પણ એને લાગ્યો નહોતો. કોઈ વિચિત્ર સુખનો ભાવ એના અંતરને ભરી રહ્યો હતો. પોતાના વિચારમાં એ એવો લીન થઈ ગયો હતો કે પત્ની હજુ રસોડાના પાછલા બારણે થઈ પાછી આવી નહોતી તેની એને નવાઈ પણ ન લાગી. કૂતરીની પૂંછડી વળી અક્કડ થઈ ગઈ—વળી પાછી પીડ આવવાની શરૂઆત થઈ હતી.

# આદમ અને ઈવ | યુરી કાઝાકોવ

અનુ. : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

ચિત્રકાર એગિયેવ ઉત્તર તરફના શહેરની એક હોટેલમાં રહેતો. માછીમારોનાં ચિત્રો દોરવા તે અહીં આવ્યો હતો. શહેર વિસ્તૃત રચનાવાળું હતું—એમાં વિશાળ ચોક હતા, શેરીઓ હતી અને વૃક્ષોની ઘટાવાળા રસ્તાઓ હતા; અને એને કારણે શહેર ખાલી દેખાતું હતું. શરદ હતી. નીચાં, વેરવિખેર વાદળાં ભૂખરાં અને સફેદ ઝાકળથી આચ્છાદિત જંગલો પર પશ્ચિમ તરફથી દોડી આવતાં, દિવસમાં કંઈ કેટલીયે વાર વરસી જતાં અને સરોવર શહેર તરફ ધીરે ધીરે ખસ્યા કરતું—સીસાની દિવાલ પેઠે. એગિયેવ મોડે સુધી પથારીમાં પડ્યો રહ્યો, ભૂખ્યા પેટે સીગારેટ ફૂંક્યા કરી અને વરસાદથી ભીંજાતી બારી તરફ જોતો રહ્યો. તેની નીચે ઘરોનાં છાપરાં આકાશનું પ્રતિબિંબ ઝીલતાં ઉદાસીનતાથી ચળકતાં હતાં. તમાકુના ધુમાડાથી અને હોટેલના કમરાઓમાં હોય છે એવી કોઈક વિશિષ્ટ હવાથી કમરો ઘુમાતો હતો. એનું માથું દુખવા લાગ્યું, કાનમાં સતત ગણગણાટ સંભળાયો અને હૃદયમાં અવાર નવાર પીડા થયા કરી. બાળપણથી જ એગિયેવમાં શક્તિનો ચમકારો વરતાયો હતો. હવે પચ્ચીસ વર્ષે એના હાવભાવમાં એક પ્રકારની ધિક્કારની લાગણી વરતાતી હતી. ઢળતી પાંપણો અને ભીંસેલા હોઠમાં તિરસ્કાર અને થાક વરતાતો અને એની કાળી આંખો સુરત તેમજ મગરૂર જણાતી. એણે વેલ્વેટનું જાકીટ પહેર્યું હતું, ખેલાડીઓ પહેરે છે એવી હેટ મૂકી હતી, અને બેફિકરાઈથી હેટ ઝુકાવીને ખિસ્સામાં હાથ નાખીને, શેરીઓમાંના લોકો અને જે કંઈ સામે દેખાય તેની સામે ભાગ્યે જ એકાદ બેધ્યાન નજર નાખીને એ ચાલતો હતો. પણ દરેકની સ્મૃતિ એ સાચવી લેતો, જેની એટલી બધી અવિનાશી તીક્ષ્ણતા હતી કે એને કારણે એના હૃદયમાં દુખાવો થતો.

એને શહેરમાં તો કશું જ કરવાનું નહોતું. એથી એણે પોતાના

કમરામાં ટેબલ પાસે માથું પકડીને બેસી રહીને, કે નીચે ભોજનગૃહનું બારણું ૧૨ વાગે ખૂલે એની રાહ જોતાં જોતાં ક્યારેક આળોટીને, સવાર પસાર કરી. અને જ્યારે સમય થયો ત્યારે એ લથડતા પગે નીચે ગયો અને દરેક વખતે પરસાળમાં રહેલા ચિત્ર તરફ તિરસ્કારથી જોતો ગયો. ચિત્રમાં પાસેનું સરોવર, એની અંદર પડતા વહેળાઓ સાથે અને અકુદરતી જાણુંબિયા ખડકોના ઘર પર ઊગેલા ઠીંગરાયેલા ભર્ચ વૃક્ષોની નારંગી રંગની અકુદરતી ઝાડી સાથે, દોરેલું હતું. ચિત્રમાં પણ શરદ હતી.

બાર પર જઈને એણે બ્રાન્ડીનો ઓર્ડર આપ્યો. એની અંદર ત્રાંસી નજરે જોતાં અને એ ઢળી ન જાય તેની સાવધાની રાખીને તે ધીમેથી પી ગયો. પીધા પછી એણે સીગારેટ ચેતાવી અને ચારે બાજુએ જોઈ લીધું; કારણ કે એ પહેલો ધક્કો આપનારી ઉષ્માની અધીરાઈથી રાહ જોતો હતો. એ જાણતો હતો કે એનાથી એને કંઈક સારું લાગશે અને પોતે પ્રેમથી બધું વ્યવસ્થિત કરી શકશે—જિંદગી, લોકો, શહેર અને વરસાદ પણ.

એ પછી એ બહાર જશે, વિકાની સાથે ક્યાં જવું, શું કરવું અને કેવી રીતે જીવવું એનું આશ્ચર્ય અનુભવતો શેરીઓમાં ફરશે. બેએક કલાક પછી એ કમરામાં પાછો આવ્યો. એ વખતે એની આંખો ઘેરાતી હતી. એ પથારીમાં પડ્યો અને ઊંઘી ગયો.

અને જ્યારે એ જાગ્યો ત્યારે ફરી પાછો નીચે રેસ્ટોરાંમાં ગયો. હવે દિવસ તો લગભગ પૂરો થવા આવ્યો હતો. બારીઓની બહાર બધું ધૂંધળું થઈ ગયું હતું અને જ્યારે સાંજ પડી ગઈ ત્યારે રેસ્ટોરાંમાં જાઝ બેન્ડ વાગી ઊઠ્યું. ચહેરા શણગારીને છોકરીઓ અંદર આવી, નાના ટેબલ પાસે બેસકોમાં બેઠી, મીણ જેવી વાનગીઓ ચૂસવા લાગી; દારૂ પીધો, જે કોઈએ કહ્યું તેની સાથે નાચ કર્યો અને સુખના અનુભવનું અને ઊંચી જિંદગીના નશાનું મહોરું પહેર્યું. એગ્રિયેવે મોટા, પરિચિત અને ધુમાડાથી ભરેલા ખંડમાં દુઃખથી ચારે બાજુએ જોયું. એને છોકરીઓ પ્રત્યે, નાચ કરનાર ધંધાદારી પુરુષો પ્રત્યે, ઊંઘી નાખતી પિપુડીઓ અને ઢોલકાંના પડઘમવાળા ભંગાર બેન્ડ પ્રત્યે, અરુચિકર ખોરાક પ્રત્યે અને વેઈટ્રેસ દ્વારા ચોક્કસ રીતે ઓછા અપાતા સ્થાનિક વોદકા પ્રત્યે ઘણા હતી.

મધરાતે રેસ્ટોરાં બંધ થયું. એગ્રિયેવ લથડિયાં ખાતો એના ત્રીજા માળે પહોંચ્યો, બારણા પાસે અથડાયો એટલે સિસકારો એના મોંમાંથી નીકળી ગયો; કપડાં કાઢ્યાં, ધીમો ગણગણાટ કર્યો, દાંત ઘસ્યા અને ઊંધે માથે અંધકારમાં ફેંકાયો — સવાર સુધી.

એ દિવસ પણ અન્ય દિવસો જેવો જ હતો, પણ બીજા દિવસે બે વાગ્યે એ વિકાની ટ્રેન પર ગયો. એ વહેલો આવી પહોંચ્યો હતો અને પ્લેટફોર્મ પર તેમ જ બેગ-બિસ્તરા સાથેના ઉતારુઓ પર એકાદ નજર નાખીને એ સીધો જ નાસ્તા-ગૃહમાં ગયો. એક વખત એવો પણ હતો જ્યારે રેલ્વે-પ્લેટફોર્મનું માત્ર દૃશ્ય એને ઉશ્કેરી મૂકતું અને ભટકવાની લાલસાથી એને ભરી દેતું.

ઊંચી અને રાતા વાળવાળી એક વેઈટ્રેસે એને વોદકા લાવી દીધો.

"કેવી છોકરી છે!" એગ્રિયેવ બબડ્યો, એની આંખો લોભી આનંદથી એને અનુસરી, અને જ્યારે ફરીથી એ એની પાસે આવી ત્યારે એ બોલ્યો :

"આજ સુધી જિંદગીમાં જેને શોધ્યા કરું છું તે જ તું......"

ખચકાયા વિના વેઈટ્રેસ હસી. લગભગ દરેક જણ પાસેથી એ આવું સાંભળવા ટેવાયેલી હતી. સ્ટેશન અને રાતા વાળવાળી વેઈટ્રેસને ફરીથી જોવા કદીયે ન આવવાના હોય એવા લોકો અડધો એક કલાક માટે અંદર આવે અને બબડતા બેસે—સામાન્ય રીતે અસભ્યતાથી ભરેલું.

"મારે તને ચીતરવી પડશે," એગ્રિયેવ બોલ્યો, કંઈક છાકટો બનીને: "હું કલાકાર છું."

# વિશ્વમાનવ [ દ્વૈમાસિક ]

[વાર્ષિક રૂ. ૯–૦૦ શિ. ૧૮ ✱ છૂટક ચાલુ અંક રૂ. ૨ ✱ વિશેષાંકોની છૂટક કિંમત કહ્યા મુજબ]

સંપાદક : ભોગીલાલ ગાંધી ✱ સહાયક : સુભદ્રા ગાંધી ✱ સંચાલક : દશરથ ગાંધી

પ્રકાશક ભોગીલાલ ગાંધી, વિશ્વમાનવ, રામજી મંદિર પોળ સરકારી છાપખાના સામે–વડોદરા [ ફોન ૪૬૫૦ ]

મુદ્રક રમણલાલ શાહ–અશોક પ્રિન્ટરી–વડોદરા

## પહેલું પાનું



## પ્રારંભિક



## કવિતા



## વાર્તા



## લેખ



## પ્રવૃત્તિ અને પડઘા



## પરિચય



## નવું વાંચન

ઉત્પાદનનાં તમામ સાધનો રાજ્યને હસ્ત મૂકવાં અનિવાર્ય નથી. આજના જમાનામાં ઉદ્યોગોનું સંચાલન કામદારો અને મૂડીદારોની સહિયારી વ્યવસ્થા દ્વારા, તથા તેમની વચ્ચે નફાની વહેંચણી દ્વારા, સામાજિક ન્યાય સિદ્ધ કરી શકાય એમ છે. વળી, ઊંચી આવક, નફા, અને મિલકત ઉપર કરવેરા દ્વારા પણ એ હાંસલ કરી શકાય. વળી, સહકારી આંદોલનનો વિસ્તાર કરવાથી પણ એ ધ્યેયને પહોંચી શકાય. તથા ગામેગામ વીજળી પહોંચાડીને ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ કરીનેય એ પ્રાપ્ત થઇ શકે.

ભારતમાં ગાંધીજીએ સામાજિક ન્યાયની વિચારણા કરી હતી અને તેને માટે તેમણે **ટ્રસ્ટીશીપ**ના સિદ્ધાન્તનો અસરકારક અમલ કરવાનો કીમિયો બતાવ્યો હતો. સર્વોદયના નેતાઓ માને છે કે ભૂદાન, ગ્રામદાન અને સંપત્તિદાન–શ્રમદાન વગેરે ભિન્ન પ્રકારના 'દાન' દ્વારા આ સિદ્ધિ હાંસલ કરી શકાય.

આ બધા નવા ઉપાયોમાંથી અમુક કે બધાનો ઉપયોગ કરીને સામાજિક ન્યાયની પ્રસ્થાપના થઇ શકે. આ પદ્ધતિઓ એવી છે કે તેમાં હિંસાની આવશ્યકતા જ નથી; તેને માટે કોઇપણ પ્રકારની સરમુખત્યારીની ય જરૂર નથી.

રાષ્ટ્રના આર્થિક જીવનમાં રાજ્યહસ્તક કેટલી હદે સત્તાઓ રહેવાની છે તેની સ્પષ્ટ રૂપરેખા દોર્યા પૂર્વે સમાજવાદની વાત રટયા કરવાનો કોઇ અર્થ નથી. જો સમાજનું આખું આર્થિક જીવન રાજ્યહસ્તક રહેવાનું હોય, જે તમામ રાજકીય સત્તાઓ તો ધરાવેજ છે, તો તેનું પરિણામ એકજ હોઇ શકે. આવુ રાજ્ય, જરૂરીઆતને કારણે જ, સમાજના સમસ્ત સામાજિક અને આર્થિક જીવન પર પકડ રાખવા પ્રયત્ન કરશેજ – તે પોતાની સમજ અને આવશ્યકતા અનુસાર, સમાજની શિક્ષણ પદ્ધતિ, એનાં નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યો તથા તેના સાહિત્ય, તત્વજ્ઞાન, વિજ્ઞાન અને કલા સુદ્ધાંનું નિયંત્રણ કરશે જ.

સામ્યવાદી દેશોમાં આવું જ બની રહ્યું છે. આવા સંજોગો નીચે જો વ્યક્તિને કૈંકે સ્વતંત્રતા રહી ગઇ હોય તો તે એ કારણે કે કુદરતે માનવીને બક્ષેલી કેટલીક મર્યાદાઓ અને બંધનોને કારણે તે આવી સર્વવ્યાપકતા અને સર્વ-શક્તિમત્તાનો અમલ કરી શકે તેમ નથી. સમાજ કે વ્યકિત પરમ કૃપાળુ પરમેશ્વરના જેવાં સર્વ નિહાળનાર અને સર્વ શકિતમાન ન હોવાને કારણે એનો ભાગ ભજવી શકે એમ નથી. આથી કરીને, એ આવશ્યક બને છે કે, વ્યકિતને તેના મૂળભૂત અને નાગરિક અધિકારો આપીને રાજ્યની આર્થિક સત્તા ઉપર અમુક નિયંત્રણો મૂકવા. આથી જ તો, જ્યાં સુધી આપણે રાજ્યની આર્થિક પ્રવૃત્તિ ઉપર સમાજવાદ કેવી મર્યાદા મૂકે છે તે જાણીએ નહીં ત્યાં સુધી. આપણે સમાજવાદને બદલે સામાજિક ન્યાયની વાત કરીએ તેમાં જ, મારે મતે, ડહાપણ રહેલું છે.

# જૉન કેનેડીઃ

## નવી ક્ષિતિજોનો પ્રહરી

—ભોગીલાલ ગાંધી

તા. ૨૨મી નવેમ્બરની મધરાતે અમેરિકાના ૩૫મા પ્રમુખ જોન કેનેડીના જીવનનો દીવો, માત્ર ૪૬ વર્ષની જુવાન વયે, એક હત્યારાની ગોળીએ બુઝાઈ ગયો. એ ઘટના એમના કુટુંબ માટે અને રાષ્ટ્ર માટે તથા પશ્ચિમી યુરોપના દેશો માટે જ નહિ, દુનિયાનાં અલ્પવિકસિત રાષ્ટ્રો માટે, અને અમેરિકાને દુશ્મન ગણતા રશિયાના ક્રુશ્ચોવ માટેય, સાચા અર્થમાં, એક દારુણ ઘટના છે.

પ્રેસિડન્ટ કેનેડીની હત્યા કાળા હબસી સામેના દ્વેષથી ખદબદતા અમેરિકાના ટેકસાસ રાજ્યની ડલ્લાસ નગરીમાં થઈ, એ ઘટના અમેરિકાના મહાન પ્રેસિડન્ટ લિંકનની શહાદતની યાદ તાજી કરાવી જાય છે તો એ જ ઘટના ભારતવાસીઓને, મહાત્મા ગાંધીએ હિંદુ-મુસ્લિમ કોમી આગને પ્રાણની આહુતિથી બુઝાવવા આચરેલી ભવ્ય શહાદતની યાદ આપ્યા વિના નહિ રહે

હજી આજે ય આપણે પ્રે. કેનેડીની હત્યા પાછળનાં કારણો-કાવતરાંઓ વિષે ચોક્કસ કશું જાણતા નથી, પરંતુ એ વિષે કોઈ જ શંકા નથી કે પ્રેસિડેન્ટ કેનેડી અમેરિકામાં પ્રવર્તતા કાળા-ધોળાંના દ્વેષનું-આખી સદીનું લાંછન્ ધોઈ નાખવાનો નિરધાર કરી ચૂકયા હતા અલબત્ત, પોતાના આરંભના અમલ દરમ્યાન એમણે, કાયદામાં ફેરફાર કરાવ્યા વિના, વહીવટી તંત્ર દ્વારા શક્ય હોય એટલા સુધારા કરીને, રોગ નિવારણની ચિકિત્સા શરૂ કરી હતી. પરંતુ અલાબામા, મિસિસીપીની ઘટનાઓને અંતે રોગ ધાર્યા કરતાં વધુ ઊંડો ને ગંભીર જણાયો

—એક બાજુ, નિગ્રો પ્રજાના આખરી નિરધારની ઘોષણા કરતાં, મરણિયા મનોભાવ પ્રગટ કરતો વિરાટ અહિંસક નિદર્શનો થયાં

—તો બીજી બાજુ, ચર્ચ-દેવાલયમાં ભગવાનની દુઆ માગતાં હબસી નર-નારી શિશુને માથે રંગદ્વેષીઓને હાથે બોમ્બ વર્ષા થઈ!

આમ, ભભૂકી ઊઠેલો રંગદ્વેષનો દાવાનળ ભયંકર અકલ્પ્ય પરિણામોની આગાહી કરી જ રહ્યો હતો.

અને ત્યારે, પ્રે. કેનેડીએ 'નાગરિક-અધિકારો'નો નવો ખરડો કોંગ્રેસ સામે પેશ કરીને 'નવી ક્ષિતિજ' (ન્યુ ફ્રન્ટિયર્સ) નું જોખમ વહોરી જ લીધું હતું. દક્ષિણમાં પ્રવાસે ઊપડતા પૂર્વે જ તેમના ઉપર આવેલી ધમકીઓ, રોષના સમાચાર, માવચેતીના સંદેશાઓ અને તેમને વારવાના ચોક્કસ પ્રયાસો ઉપરથી, તથા હત્યા બાદ, હત્યાભૂમિ ડલ્લાસની શાળામાં બાળકોએ પ્રગટ કરેલ આનંદ (તાળીઓ) ના સમાચારથી આ પ્રવાસના જોખમની આગાહી થઈ જ ચૂકી હતી

**ગાંધીજીની જેમ કેનેડીને પણ, વારંવારની આગાહીઓ અને ચેતવણીઓ સાવચેતીના રાહે વાળવાને બદલે, ઊલટી, પરિસ્થિતિની ગંભીરતા અને તાત્કાલિક કર્તવ્યશીલતા સૂચવતી, શહાદતના પથે જ દોરી ગઈ!**

બને કે, બહારથી દેખાતું નિમિત્ત સાચું નયે હોય અને કે, રંગદ્વેષ આ હત્યા પાછળનું સીધું કારણ ન હોય પ્રેસિડેન્ટ કેનેડીએ તો અનેક વીરોચિત નિર્ણયો દ્વારા આખા વિશ્વની હમદિલી જીતી લેતાં, થોડાક દુશ્મનોને છ છેડી મૂક્યા હતા જ!

કેનેડીએ પોતાના રાષ્ટ્રની આંતરિક પરિસ્થિતિમાં આદરેલા અનેક ફેરફારો – સ્ટીલ ઉદ્યોગના ઇજારદારોના મનસ્વી ભાવવધારા સામેનો કેનેડીનો પડકાર, આર્થિક વિકાસ, આરોગ્ય, શિક્ષણ અને ઇતર દેશોને સહાય કરવા અંગેના દૂરદેશી કાર્યક્રમો, આ બધાથી તેમણે કોંગ્રેસની અંદરના સંકુચિત તત્ત્વોમાં ફફડાટ જગાવી દીધો હતો જ!

કેનેડીએ યુરોપના સહિયારા સંરક્ષણ અંગે રજૂ કરેલી યોજનાથી પોતાના પશ્ચિમી સાથીઓને–

કારણ કે, આપણને સૂનકારનુ ઉતરડાયેલું મોં
જોવા નથી જ મળતું.
અને એવું ઘણી ય વાર લાગે છે કે—
તારું સાયકલું નૈકટ્ય
એક દિવસ પેલા સૂનકારને પૂરેપૂરો ચીરી નાંખશે.

[૪]

ઝાંખા, ઝીણા, પાતળા અંધારમાં
આપણે સૌ એના જેવા જ બની બેઠા છીએ.
પવનતની એકાદ લહેરખી સરી આવે
તો જાણે આપણે બધા જ
ક્યાંક જઈ રહ્યા છીએ એવું લાગે.
આ જ અંધારું રહેજ ગાઢું બને
આપણે અન્યોન્યના ચહેરાઓ ન જોઈ શકીએ
અન્યોન્યના નિશ્વાસોને જાણીબૂઝી સ્પર્શીએ.
ને જાણે કાંઈ જ બનતું નથી
એમ આપણે બધાં ય બેસી રહીએ.
ત્યારે મૃત્યુ ચૂપચાપ તારી સામે આવી બેસી જાય
અંધારું ખૂબ ગાઢું બને
મૃત્યુ અરૂપ બની એકેક માનવી સાથે
ગોઠડીબેઠી રમત કરી
ખૂબ ખૂબ હસે
વીતી ગએલા દિવસોને યાદ કરી
ક્યારેક એ રડે પણ
કુતરાની જેમ એકદમ લાચાર બનીને
ટુંટિયું વાળી બેસી જાય.
અમે સૌ ચૂપચાપ બેઠા છીએ.
મૃત્યુના નિત્યનૂતન વ્યક્તિત્વમાં
અમે અમારા અસ્તિત્વ શોધીએ છીએ.

[૫]

વાદળ આજે ચીસ મારે છે.
માખીના પેટમાં અમળામણ ઊઠે છે
સરી જતાં ગંદા પાણીમાં
તરફડતું આજ મ્હાલતું મ્હાલતુ
એકાએક ગભરાઇ ઊઠે છે
એના પેટમાં ફાળ પડી કે—
વાદળના હાથીપગો તળે
એનું આખું અસ્તિત્વ બદલાઇ જશે,
વેરાઇ જશે, વહેંચાઈ જશે.
મારે અંગે અંગ—
દૂરના અણદેખ્યા ભયને કલ્પી,
મારે રોમે રોમ
એકેક જીવતી વેદના
મણિકાની જેમ લંબાયા કરે છે.
સામેથી પૂરપાટ આવતો પાણીનો રેલો
ને કીડીના મન તણી મૂંઝવણ
કે પાંચમે મજલેથી
આપઘાત કરવા કૂદી પડેલા જીવના
મન તણી પેશી પડતાં પડતાં
જીવી લેવાને આવી ચડેલી અર્ધક્ષણ,
ને એ અર્ધક્ષણનું નગ્ન બિહામણું ચિત્ર
વાદળને, માખીને, કીડીને ને મને
આકાશ અને પૃથ્વી વચ્ચે
ખૂબ ખૂબ ભિંસે છે
તોય અમે સૌ જીવીએ છીએ
તું મૃત્યુનું મ્હોરું પહેરી
વર્ષાની જેમ કરોડ પગે નાચ કર.
પ્રલય, ધરતીકંપ ને આગના
મૃત્યુ સાથેના યુગોજૂના સંબંધો
તારી મુદ્રાઓ થકી બતાવ.
તું અને મૃત્યુ—
મારે મન ધરતી અને સાગર છો.
હું કદાચ કિનારો હઈશ.

## અંતિમ માનવી

[ એ નાઈજીરિયન કવિતા ]

બેસિલ મેકફર્લિન * અનુ : સરલા જગમોહન

આ છે અંતિમ માનવી
જે જીવે અંધકારે,

[ વિશ્વમાનવ : નવેમ્બર-ડિસેમ્બર '૬

છે અંધકાર સ્વયં એ
સદાયે.
ગ્રહી લેવા જન્મ અને મૃત્યુને
ઉરના એક જ ભાવે
જોવા ભાવિ અને જે ભૂત
એક જ નયન - ચિરાગે
જોઈ લેવા અખંડ જે,
જોઈ લેવા સત્ય જે,
જોઈ – જાણી જગતને
બનવા જગત વિહીન એ
આ તેજમહી — જે તેજ ના,
આ સમયમહીં— જે સમય ના,
જીવી, જીવી,
રહેવા મુક્ત;
છે આ અંતિમ માનવી
જે જીવે અંધકારે
છે અંધકારે સ્વયં એ,
સદાયે

## ઘર મારું અવકાશ

ફેલવિયન રેનૈવો * અનુ : સરલા જગમોહન

ઘર મારું અવકાશ,
ચન્દ્રમા વાતાયન,
નભ મારું ઉદ્યાન,
મારાં પુષ્પો નભના તારો.

રાત્રિ કેશ ખોઉં મહીંથી
કઈ તુજને એંધાણી,
ફરકાવું આ મુજ લાગ્યા-વસ્ત્ર *
ને ત્યારે તું એ પથ શોધી લેશે
,જ્યાં ચાલીશું બહુ-તું સંગે-
તર ,પર ,પાછાં રહેશું આવી,
ને મિલન આપણું થશે ત્યાં.

ને તું મુજને પ્રીતે ભરશે
ત્યારે નભના તારક ખરશે
અનંતસ્ત્ર તરીકે વપરાતું વસ્ત્ર.

## રશિયન

### અદ્યતન સાહિત્ય

ક્રુશ્ચેવ યુગની સાહિત્યિક કૃતિઓ
તથા સમસ્યાઓનો
પરિચય આપતો એકમાત્ર ગ્રંથ
( વાર્તા, કવિતા, જીવન, વિવેચન લેખો સાથે )
સં : ભોગીલાલ ગાંધી રૂ. ૫=૦૦

### સાહિત્યિક પ્રતિમાઓ

મેક્સિમ ગોર્કી
અનુ સુભદ્રા ગાંધી
લિયો તોલ્સતોય, માદામ તોલ્સતોય
એન્ટન ચેખોવ, કોરોલેન્કો આદિ સમર્થ
સાહિત્યસ્વામીઓના સાન્નિધ્યમાંથી
પ્રગટેલી સંવેદનાપૂર્ણ તસ્વીરો રૂ. ૬=૦૦

કરૂણસ્સ
શ્રી રામપ્રસાદ બક્ષીનાં વ્યાખ્યાનો
રૂ. ૨=૫૦

નમતો સૂરજ
ઓસામુ દાઝાઈ
અનુ : જયંત પારેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
[ જપાની શ્રેષ્ઠ કલાધરની નવલકથા
અને એક ઉત્તમ નવલિકા : ] રૂ. ૪=૦૦

ઉગતા સૂર્યની વિદાય
લિયોનાર્ડ આન્દ્રેયેવ ૦ વાન-દર-પોસ્ટ
અનુ . કૃષ્ણવદન જેટલી * રસિક પંડ્યા
[ બે ટૂંકી નવલકથા ] રૂ. ૨=૨૫

થંબલનાં કોતરોમાં માનવતાનું ઝરણું
સુભદ્રા ગાંધી
[ મધ્ય પ્રદેશના બાગી લૂટારાઓમાં
વિનોબાએ જગાડેલી માનવજ્યોત :
રવિશંકર મહારાજે ' મહીના કોતરોમાં
જગાડેલી જ્યોત ' સાથે ] રૂ. ૧=૨૫

# અક્ષર....આકૃતિ....ટપકાં

ઉપેન ભટ્ટાચાર્ય

......અને રુચિરની આંખો છત ફરસ અને બારીઓ પરથી સરતી સરતી ફરી એ દીવાલ પર આવીને અટકી.

એ લાકડાની પાટીશત જેવી દિવાલનું પોતાનું એક અલગ જ વ્યક્તિત્વ હતું. દરેક જગ્યાએ તેના પર પીંછી અને છરી તેમજ કાતરના પાના વડે જાત જાતની લિપિઓ કોતરેલી હતી. દરેકની આકૃતિ એવી હતી કે દિવાલ ક્યાંક સ્મિત કરતી હોય અને ક્યાંક મોં મચકોડી રહી હોય તેમ લાગતું હતું: પોતાના પહેલાં જે કોઈ ભાડુઆતો આ ઘરમાં આવી વસ્યાં હનાં તેમાંથી કોઈએ પોતાના અસ્તિત્વનું સરવૈયું આ દિવાલ પર કાઢ્યું હતું. દીવાલના એક ખૂણામાં ખૂબજ ઘાટી રીતે ફારસીમાં કોતર્યું હતું—"શીરી મુમતાઝ" ઉર્ફે મુમતાઝ મહાલ .." તેની બરાબર સામેનાજ ખૂણામાં જાણે સાપ્રદાયિક હિસાબ સરખો કરવા કોઈએ લાંબા સમયના અરસા બાદ દેવનાગરિમાં લખેલું "—"વસ્તુ અર્થાત વલ્લરી .." દીવાલની વચમાં જ, દોઢ ફૂટના ઘેરાવામાં કોઈએ પોતાનું નામ અંગ્રેજીમાં કોતર્યું હતું. "મુકુર": તેની બરાબર નીચે જ કોઈ તોફાનીએ લખ્યું હતું: ઉર્ફે "બ્લુ બ્લૅક". વળી એક જગાએ ફારસી ભાષામાં ઘણા વખત પહેલાં લખાયેલું લાગતું હતું: "મૈં અપની રૂહ યહાં છોડકર જા રહી હૂં—શીરી મુમતાઝ, તા. ૧૩–૮–૪૭..." તેના પછી બરાબર દોઢ મહિના બાદ તા. ૩૦–૯–૪૭ના રોજ આ લખાણની નીચે કોઈએ પોતાની સ્વિકૃતી રૂપે લખેલું: "ખૂબ ખૂબ મહેરબાની, આભાર..." દીવાલના નીચેના ભાગમાં ખાસ્સી ઉતાવળથી; જાણે જતી વખતેજ લખ્યું હોય તેમ લાગતું હતું લખ્યું હતું: "મુઝે તુમસે મહોબ્બત હૈ" તેની બરાબર નીચે એક ટીપ્પણ ઉમેરાયેલી કે: "મેરી જાન! તમે સ્ત્રી છો કે પુરુષ?"

આ સિવાય બીજી પણ ઘણી જાતની છાપઓ હતી. કંઇક અસ્પષ્ટ કોઇ થોડી સ્પષ્ટતા, કંઇક આડી અવળી મોર્ડન આર્ટ જેવી રેખાઓ અને આકૃતિઓ, જેના ભાતભાતના અર્થો નીકળી શકે તેમ હતા. કોણ જાણે ક્યારે ક્યારે, કોણે કોણે, કયા કયા ઉદ્દેશથી એ અનિશ્ચિત આકૃતિઓ બનાવી હશે! એક ગોળ ચહેરા જેવું કંઈક હતું જે ચહેરાને બદલે કોઈ જાનવરનું પેટ પણ હોઈ શકે. તદુપરાંત એક જળબિલાડાની આંખ હતી, જે પોતાની મનહુસ છાયા આખી દીવાલ પર ફેલાવતી હતી અને એક ઊંડો જખમ હતો જે દીવાલને છોલવાનો વ્યર્થ પ્રયત્ન કરતાં પડેલો હતો..

રુચિરને કોણ જાણે શાથી એ દીવાલ પર ચીડ ચડની હતી તેની આંખો જ્યારે જ્યારે એ શબ્દો અને આકૃતિઓ પર પડતી ત્યારે એક અવ્યક્ત કંપારી તેના શરીરમાંથી પસાર થઈ જતી હતી. તેને દીવાલ પરની એકેએક આકૃતિઓ અને અક્ષરો રહસ્યમય લાગતા હતા તેને થતું કે આ બધી આકૃતિઓ અને અક્ષરો ભુંસાઈ જાય તો સારું, આખર બીજું કંઈ નહીં તોયે જળબિલાડાની એકીટશે ઘૂરકી રહેલી આંખને તો એ દૂર કરવા માંગતોજ હતો...આંખને સામેથી દૂર કરવા માટે તો ખાટલા પરથી ઊઠ્યો અને બારી પાસે ચાલ્યો ગયો. નીચે પોળમાં કોઈ જાતની ચહલપહલ નહોતી. દિવસ આખો જે છોકરાઓ રમ્યા કરે છે અને જેનાથી રુચિર તંગ થઈ જાય છે, તેઓ પણ

કોઈ ત્યાં નહોતાં. સામેના ઘરના તૂટેલા પાઇપમાંથી પડતુ પાણી અવાજ કરતું પોળમાં પડતું હતું એટલે પોળ સાવ નિર્જીવ નહોતી લાગતી. થોડે દૂર કચરાનો એક ઢગલો ચામાચીડિયાની માફક એક જગા પર પડી રહ્યો હતો.

દાદર પર કોઈના પગલાંના અવાજે અને કપ રકાબીના ખડખડાટે રુચિરનું ધ્યાન પોળમાંથી હટાવી દીધું. પણ તે બારી પાસેથી ન હટ્યો એ બતાવવા નહોતો માગતો કે તેણે અવાજ સાંભળ્યો છે. અથવા રૂમમા કોઇ આવ્યુ છે એ બાબતનો તેને ખ્યાલ છે થોડી ક્ષણો માટે એ અવાજ, પાછળ, થોડા અંતરે અટક્યો હોય તેમ લાગ્યુ. પણ પછી તેના કાનની બહુ પાસે આવી ગયો

"ચ્હા પી લો..."

તેણે પાછળ ફરીને જોયું તો રાજો ચ્હાનો કપ લઇને માથુ ઝુકાવીને ઊભી હતી. તેની આંખો રડી રડીને સૂજી ગઇ હતી. તેના ચ્હેરા પર શ્યામ છાયા ફરી વળી હતી. તે બહુ મુશ્કેલીથી પોતાનો અવાજ સંભાળી રાખતી હોય તેમ લાગતું હતું રુચિર ક્ષણભર તેની સામે જોઈ રહ્યો અને પછી ચૂપચાપ ખાટલા પર બેસી ગયો.

"ચ્હા પી લો, ઠંડી થઇ જશે"–રાજોએ તેની પાસે જઈને ફરી કહ્યું.

"તને કોણે ચ્હા લાવવાનું કહ્યું હતું?" રુચિરને લાગ્યું કે પોતાનો સ્વર જરૂર કરતા વધારે કડવો છે.

"અમ્મીએ કહ્યું કે તમારી ચ્હાનો સમય થઇ ગયો છે.

"વખત થયો હોય તો જાતે નહોતા આવી શકતાં?"

"તેમણે મને કહેલું કે મારે દઈ આવવી." કહીને રાજોએ ચ્હાનો કપ બાજુના ટેબલ પર મૂકી દીધો અને ચૂપચાપ નીચે જવા લાગી.

"સાંભળ;" રાજો હજી રૂમ વટાવે તે પહેલા રુચિર લગભગ ચીસ પાડી ઊઠ્યો. રાજો થંભી ગઇ અને કંઇ કહ્યા સિવાય આંખો ઝુકાવી ત્યાંજ ઊભી રહી

"તારુ રડવાનું હવે બંધ થશે કે નહિ?"

રાજોની આંખમા ક્ષણાર્ધ માટે ચમક આવી ગઇ અને તેની ગરદન ટટાર થઇ.

"હું ક્યાં રડું છુ?" તેણે કહ્યું.

"નથી રડતી તો હું અમસ્તો બક્વાસ કરું છું? મને તારી આંખો નથી દેખાતી?"

રાજોની આંખોની ચમક થોડી વધી ગઈ. નીચલા હોઠને દાંત નીચે દબાવતા તે શાંત ઊભી રહી.

"બોલતી કેમ નથી?" રુચિરે બૂમ મારી. "કોઇની વાત તારા મગજમા ઊતરે છે કે નહીં?"

રાજોની આંખો રુચિરના ચહેરા પરથી દૂર સરી, અને તે ઉંબર વટાવીને અચાનક નીચે જવા લાગી.

"સાંભળ" રુચિર ગુસ્સાનો માર્યો ખાટલા પરથી ઊભો થઇ ગયો "હુ આ ચ્હા નથી પીવાનો."

રાજો કંઇ કહ્યા સિવાય દાદર ઊતરી ગઈ.

"કહું છુ આ કપ અહીંથી લઇ જા," રુચિર ગુસ્સાનો માર્યો ટેબલ પાસે ગયો. કપ ઉઠાવીને થોડી ક્ષણો હતપ્રભ જેવો ચ્હાને જોઇ રહ્યો, પછી બારી પાસે જઇને પોળમા ચ્હા ઢોળી દીધી.

ઇચ્છા તો થઇ કે કપ પણ સાથે ફગાવી દે, પણ અત્યારે હાકરીના ભાવ ઊંચા છે તે વાત ધ્યાનમા આવતાં તેનો હાથ અટકી ગયો પછી દાદર પાસે જઈને જોરથી બોલવા લાગ્યો "કોઇને મારી પાસે ઉપર આવવાની જરૂર નથી. મારે આજે નથી ચ્હા પીવી કે નથી જમવું. બધા હેરાન કરવામાજ સમજ્યાં છો."

રૂમમા આવી તેણે જોરથી બારણુ બંધ કરી દીધું. ખાટલા પર બેસતાંજ દીવાલની લિપિઓ ફરી તેની સામે આવી ગઇ. "મૈં અપની રહ યહીં છોડકર જા રહી હૂં–શીરી મુમતાઝ તા. ૧૩–૮–૪૭"..."મેરી જાન તમે સ્ત્રી છો કે પુરુષ? "એમ. યુ કે યુ આર ઇંડ બ્યુ બ્લેક" અને પેલી જળબિલાડાની આંખ. . .

એ દીવાલ કોણ જાણે કેટલી જૂની હશે! ઘણી જગ્યાએ લાકડામાં ઊધઈ પેસી ગઇ હતી જ્યારે આ મકાન બન્યું ત્યારેજ આ દીવાલ બની હશે કે પાછ-

જાથી કોઈ ભાડુઆતે પોતાની સગવડ...માટે લાકડાનું પાર્ટીશન નખાવી આવડાં મોટા રૂમને બે ભાગમાં વહેંચી નાખ્યો હશે? દીવાલની વચ્ચેની તરાડોમાંથી બીજા હિસ્સામાંથી ઓછો પ્રકાશ આવતો હતો એ ભાગમાં હવે બિનજરૂરી સામાન ભરવામાં આવતો હતો એમાંય કોણ જાણે કેટલીયે ચીજો હતી ખાલી બાટલીઓ જૂનાં પીપડાં, ફાટેલી ગુણીઓ, તૂટેલી ખુરશીઓ, અને ભાતભાતની ટોપલીઓ - ટૂંકમાં એ હિસ્સો એક નાનકડું કબ્રસ્તાન હતું જેમાં કેટલીયે વસ્તુઓ પોતાના પુરાણા ઇતિહાસને પોતાનામાં સમાવીને, કોણ જાણે કેટલાયે વખતથી દફનાયેલ છે.. અને એ ભાગને રુચિરના રૂમથી અલગ પાડતી હતી લાકડાની એ દીવાલ.

"વલ્લુ અર્થાત વલ્લરી.."

આ વલ્લુ કોણ હશે? તેણે પોતાનું નામ દીવાલ પર શા માટે લખ્યું હશે? આ મકાનમાં તે ક્યારે રહેતી હતી? તેનો ચહેરોમહોરો કેવો હશે? અત્યારે તે ક્યાં હશે? આજે અગર આવીને તે આ રીતે લખાયેલું પોતાનું નામ જુએ તો તેને આનંદ થાય કે તેના મોમાંથી એક ઉદાસી ભર્યો દીર્ઘ નિ:શ્વાસ નીકળે..? અને આ મુકુર? એ આ ઘરમાં ક્યારે રહેતો હતો? તેને પોતાનું નામ લખવા માટે હોડ ફૂટના ઘેરાવાની કેમ જરૂર પડી હશે? શું આનાથી એ પોતાના શરીરનો વિસ્તાર દર્શાવવા માગતો હતો કે પોતાનું નાનું કદ છુપાવવા માગતો હશે? અને જેણે મુકુરના નામ પાછળ 'હ્યુ બ્લેક' ઉમેર્યું છે તેને તેની જોડે શું ખટરાગ હશે? અને આ પાછી શીરી મુમતાઝ! એની બાબતમાં એટલું તો ચોક્કસ હતું કે તે હિન્દનું વિભાજન થયું ત્યાં સુધી આ ઘરમાંજ રહેતી હતી વિભાજન પહેલાં બે દિવસેજ તેણે શા માટે આ ઘર છોડ્યું હશે? અને તેણે 'આત્મા અહીં મૂકતી જાય છું' એમ શા માટે લખ્યું હશે? વળી 'જવા' બાબત ની સ્પષ્ટતા શી? આ ઘરમાંથી, શહેરમાંથી કે દેશમાંથી જવાની વાત હશે?. 'શીરી મુમતાઝ ઉર્ફે મુમતાઝ મહાલ..' એ પોતાને મુમતાઝ મહાલ શાથી સમજતી હતી? શું તેના જીવનમાં પણ કોઈ એવી વ્યક્તિ હશે જેના તરફથી તેને આશા હોય કે પોતાના મૃત્યુબાદ એ પોતાની યાદમાં બીજો તાજ બનાવશે...કે પછી આ દીવાલજ તેનો તાજમહાલ હશે?

રુચિરે હોઠ પર જીભ ફેરવી અને પોતાનાં મુંઝાયાં વાળમાં હાથ ફેરવી લીધો તેને લાગતું હતું કે કોઈ બહુ અગત્યની વાત તેના મનમાં ઘૂમરીઓ ખાઈ રહી છે જો તેને વ્યક્ત કરી શકે તો તે એક મહાન કૃતિનું સ્થાન લઈ શકે કેટલીયે વખત આવી વાતો તેના મનમાં સ્ફૂરતી જેનાથી એ ખૂબજ ચમત્કૃત થઈ જતો, પણ તેને વ્યક્ત કરવાની રુચિરને તક જ નહોતી મળી અગર તે પોતાના મનના બધા વ્યાપોને પ્રદર્શિત કરી શકતો હોત તો આજે એક ગણનાપાત્ર લેખક બની ગયો હોત દેશમાં તેનું કેટલું માન વધી જાત! તેના પર વાચકોના પત્રોની વણથંભી વણઝાર શરૂ થાત જ્યાં પોતે જાય ત્યાં તેનો કેટલો મરતબો જળવાત અને લોકો તેને ફરી વળીને હસ્તાક્ષર માટે પડાપડી કરતા હોત...પરંતુ કોણ જાણે શું હતું કે જ્યારે એ લખવા બેસતો ત્યારે તેના મનની વાત કાગળ પર ઊતરતીજ નહીં. મનમાં ઘેરાતી દરેક વાત જે બહુ મોટી અને મહત્વની લાગતી તે કાગળ પર લખ્યા પછી ફીક્કી પડી જતી. બીજું તો ઠીક પણ કુમાર તો એનું લખાણ વાંચીને એવોજ ભાવ દેખાડતો કે કૃતિમાં જાણે કંઈ સાર જ નથી ક્યારેક ક્યારેક રુચિરને લાગતું કે તે ફક્ત ઇર્ષાને લીધે જ આમ કરે છે અને તેનું વ્યંગપૂર્ણ સ્મિત તેની ખુદની હીનતાને જ પ્રમાણિત કરે છે; નહિ તો ક્યારેક તો કુમારે જરૂર તેના લખાણની પ્રસંશા કરી હોત એક બાજુ એ પોતે કોઈ એક જમાનામાં કુમારે લખેલી ઓગણમાં બેભાસ કૃતિને વાંચીને તેની પ્રસંશા કર્યા સિવાય નહોતો રહેતો ..અને બીજી તરફ હતો એ માણસ કુમાર - જેની પાસે રુચિરને માટે એક વ્યંગપૂર્ણ સ્મિત સિવાય કશુંજ ન હતું. શું આનું કારણ એ ન કહેવાય કે જે માણસને પોતાની થોડી સફળતાનું ગુમાન વધારે છે, તેની સફળતા સપાટી પરનીજ સફળતા હતી! એના લખાણમાં ઊંડાણ ક્યાં છે? તે વખતે એક સમીક્ષકે કેવી ખરાબ રીતે તેની ખબર લઈ નાખેલી? તેના તો ટેભા તૂટી ગયેલા, પછી બધાને

'મળીને આમનેમ સમજાવી પોતાની પ્રશંસા પ્રગટ કરાવી... અને મગજ આસમાનમાં ચડી ગયું. રુચિરે વિચાર્યું કે કુમારની કૃતિઓની હવે પોતે સમીક્ષા કરે તો ? તેને ઊભા રહેવાનું ઠેકાણું ન મળે, પણ હવે લખવાનો મહાવરો છૂટતો જાય છે. ખરેખર વ્યગ્રતાને લીધે મગજ એટલું થાકેલું રહે છે કે સમીક્ષાઓ લખવાનું હવે નથી બનતું .. કૉલેજનાં વ્યાખ્યાનો તૈયાર કરવાં, કવિતાઓ જોઈ જવી અને કૉલેજમાં જઈને છોકરાઓને સમજાવવી. ખરેખર માથાકૂટ છે હા, અગર કમાવાની ચિન્તા ન હોત તો, અને આટલો થાક ન લાગતો હોત તે, પોતે એક પ્રતિષ્ઠિત લેખક ન હોત ? પોતે યુનિવર્સિટીની પરીક્ષાઓમા તો પ્રથમ વર્ગમાંજ પાસ થતો ગયો છે ને ! કેટલી ચીવટથી અને વ્યવસ્થિત રીતે પોતાનું કામ કરતો. જ્યારે કુમાર એ દિવસોમા બરાબર કામ ન કરવાને લીધે પ્રોફેસરોના ટોણા સાંભળતો રહેતો અત્યારે કુમાર હવે રખડુ જીવન ગાળે છે, નોકરી ધંધો નથી કરતો તેથી લોકોને લાગે છે કે કંઈ વિશેષતા હશે. વળી દેશમા લેખકો છે જ કયા ? એકાદ કાવ્ય કે પ્રસંગકથા લખનાર પણ પોતાને લેખક માનવા લાગે છે...

ઊભા થઈને તેણે ટેબલના ડ્રૉઅરમાથી સીગારેટનો ડબ્બો કાઢ્યો. આ 'થ્રી કેસલ્સ' સીગારેટ તેણે કોઈ પ્રસંગોપાત્ પીવા માટે રાખી હતી. જ્યારે તેનુ મન બહુ ખિન્ન થઈ જતુ ત્યારે એ ડબ્બાનો ઉપયોગ કરતો .તેણે એક સીગારેટ કાઢીને ઢીલી રીતે મોમા ગોઠવી, અને સળગતી કાઢીને ક્ષણભર તાકી રહ્યો અને પછી સીગરેટ સળગાવી લીધી મોઢામાંથી ધુમાડો નીકળ્યો ત્યારે તેને લાગ્યુ કે તેની લઢણમા એક વિશિષ્ટતા છે, જે પોતેજ પેદા કરી શકે છે આ ધુમાડાની લઢણ એની અંદર રહેલી કલાત્મકતાનું પ્રમાણ છે... જો આ કલાત્મકતાને યોગ્ય માર્ગ આપવા માટે તે ઉચિત પ્રયત્ન પણ કરી શક્યો હોત તો...!

"એમ યુ કે યુ 'આર ઉર્દૂ' વર્સ્ટ બ્લૅક ..! "

. રુચિરના ચહેરા પર સ્મિત પથરાઈ ગયુ. તેને થયુ કે પોતાને જ્યારે કુમારનું વર્ણન કરવું હશે ત્યારે કંઈક આવીરીતેજ કરશે . યુ ક્રુડ ઉર્દૂ વર્સ્ટ બ્લૅક ! રુચિરે મુશ્કેલીથી પોતાનુ હાસ્ય ગળામાંજ અટકાવી દીધું નહોતો ઇચ્છતો કે પોતાના હસવાનો અવાજ નીચે સંભળાય જેથી ઘરના લોકો માને કે રુચિરનો ગુસ્સો ઠરી પડી ગયો છે. ગુસ્સાની વાત યાદ આવતા તેનું હાસ્ય ખરેખર ગાયબ થઈ ગયું અને તેના કપાળની રેખાઓ ઊપસી આવી...એ માણસને લઈને તો આજે તેના ઘરમાં આવી સ્થિતિ છે—પોતાની દોસ્તી એ માણસ જોડે થઈ હોત તો કેવી મજા હોત ખેર દોસ્તી થઈ તો ભલે પરંતુ તેને ઘરમા ન લાવ્યો હોત તો કેવું સુખ હોત !

આજે એ માણસને લીધે તો તેણે રાજ્ને પર હાથ ઉપાડ્યો હતો આજે દિવસજ એવો અપશુકનિયાળ ઊગ્યો હતો કે આજ સવારથીજ તેનુ મગજ ઠેકાણે નહોતું રહેવાનું હશે તો એટલી બધી ભીડ ગનાવી નાખી હતી કે મોની સાથે સાથે મગજનો મૂડ પણ બગડી ગયો. દાદરેથી નીચે ઊતરતાં, એક પગથીઆ પરથી પગ લપસી પડતા ઊજમણી કોણી દર્દથી પીડાતી હતી આ પગથીઆના રીપેરીંગ માટે ઘણા દિવસ પહેલાં ઘરમાં તેણે કહેલું... ત્યાર બાદ નહાઇને તેલ નાખવા માટે રાજ્નેની રૂમમાં ગયો ત્યારે સહસા તેની નજર પત્રોના એક થોકડા પર પડી ભૂલથી આ પત્રો રાજ્નેના ટેબલની બહાર રહી ગયા હશે તેમ માનીને તેણે તેને જગ્યાએ મૂકતાં જોયું તો પત્રો પરના અક્ષરોના વળાંકને તે સારી રીતે ઓળખતો હતો —એક જમાનો હતો કે દર બે ત્રણ દિવસે તેને કુમારનો પત્ર મળતો, અને ખૂબ હર્ષપૂર્વક એ કુમારના પત્રો ઘરમાં દરેકને વાંચી સંભળાવતો...એ દિવસોમાં કુમાર જોડે તાજીજ મૈત્રી થયેલી અને તે ઘરમા કુમારનાં બહુજ વખાણ કર્યા કરતો .અને કદાચ એનાજ પરિણામે રુચિરે તેની બહેન, જેને બેશુમાર લાડ અને સ્નેહથી પોતાના ખભે બેસાડીને ફરતો, તેના પર હાથ ઉપાડવો પડ્યો. રાજ્ને પાસેથી તેણે એવી આશાજ નહોતી રાખી, કે તે એની સામે આ રીતે ધૃષ્ટતા કરશે .

પત્રો પરના અક્ષરોને તે ક્ષણભર સ્તબ્ધતાથી જોઈ રહ્યો – ત્યાં સુધી કે ઘડીભર તેને થઈ આવ્યું કે તેની આંખો સામે અંધારપટ છવાઈ રહ્યો છે...કોણ જાણે કેટલાયે અકલ્પ્ય વિચારો એક સાથે તેના મગજમા ચમકી ગયા હતા એ ક્યારથી રાજ્નેને આમ પત્રો લખતો હશે

અને રાજે શા માટે આમ સંભાળીને તેના પત્રો રાખતી હશે ? શું એ બન્ને વચ્ચે કોઈ જાતની ઘનિષ્ટતા બંધાઈ ગઈ હતી ? થોડા સમય પહેલાં પોતાની ગેરહાજરીમાં કુમાર બેએક દિવસ આવીને રોકાયો હતો એ વખતે તેણે પોતાની ગેરહાજરીનો કોઈ અનુચિત લાભ તો નહોતો લીધો ? શું તેનો ખુદનો દોષ ન હતો કે તેણે ઘરમાં રાજે પાસે ઘરડાં મા બાપ સિવાય કોઈ નથી તેમ જાણવાં છતાં આવી તક આપવા દીધી? અને રાજેને લાડ લડાવવા મા બાપ તો કોઈ પણ હદ સુધી જઈ શકે છે.

તે પત્રોનો થોકડો લઈને ચૂપચાપ તેના રૂમમાં આવ્યો. મોટા ભાગના પત્રો કુમારે રુચિરને લખેલા તે હતા તદુપરાંત બેએક પત્રો તેના પિતાના નામે આવેલા હતા, તેમાં એકમાં પોતાના આવવાની નિશ્ચિત તારીખ જણાવેલી હતી. અને બીજામાં તેના કરાયેલા આતિથ્ય બદલ આભાર માન્યો હતો. હા, એક પત્ર હતો રાજેના નામનો એ પત્રના અંતમાં "અને" શબ્દની પાછળ ચાર ટપકાં હતાં, – કોઈ વાત જે લખ્યા વિના, એ ટપકાંઓ દ્વારા વ્યક્ત કરવામાં આવી હતી.. બીજા પત્રો જોતાં તેના મનમાં એક ચીડ અને આછી નિરાશા જ હતી–પરંતુ પેલાં ટપકાંએ સંદેહનું એક બીજ રોપીને એ ચીડને એક ગંભીર ભાવમાં પલટી નાખી હતી. ઘણાં સમય સુધી તે પત્રને આમતેમ ફેરવતો રહ્યો અને એ ટપકાંઓના જાતજાતના અર્થોની કલ્પના કરતો રહ્યો ..થોડા વખત પછી એ થોકડો હાથમાં લઈને ફરી નીચે સાવ્યો આવ્યો અને બહારના રૂમમાં જઈને તેણે બધા પત્રો ત્યાં ટેબલ પર મૂકી દીધા મમ્મી અને પપ્પા ત્યારે એ રૂમમાં જ હતા રુચિરે ગંભીર ભાવે એ બન્ને સામે જોતા રાજેને બૂમ મારી રાજે રસોડામાં રોટલીનો લોટ બાંધતી હતી ભીના હાથને દુપટ્ટા વડે લૂછતી તે પાસે આવીને ઊભી રહી ગઈ

"આ બધા કોના પત્રો છે?"–રુચિરે ઘણી ક્ષણો રાજે સામે તાકી રહ્યા બાદ પૂછ્યું રાજેએ એક વખત બધા પત્રો સામે જોયું અને પછી જરા ગભરાઈને રુચિર સામે જોઈ રહી.

"હું પૂછું છું, આ પત્રો કોના છે?"

મમ્મી ઊઠીને ટેબલ પાસે આવ્યા, પપ્પા એમની ખુરસી પર જ બેઠા રહ્યા–પરંતુ તેમની આંખો કોઈ અજ્ઞાત આશંકાથી ફેલાઈ ગઈ.

"કોના પત્રો છે? કહેતી કેમ નથી?" મમ્મીએ રાજેનો હાથ હચમચાવ્યો.

"તમારી સામે જ પડ્યા છે, જોઈ લો ને કોના છે તે!"–રાજે સહસા તીખા સ્વરે બોલી.

"તારાથી નથી કહેવાતુ ?" રુચિર બગડ્યો ગુસ્સાથી તેના કપાળની નસો ઊપસી આવી હતી

"તમને ખબર તો છે એ કોના છે. તમારા જ નામે એ આવેલા હતા કદાચ તમારે જરૂર પડે એમ માનીને મેં એ સંભાળીને મૂકેલા."

"બીજા ઘણાના મારા પર પત્રો આવે છે, તે સંભાળીને કેમ નથી મૂકતી? આ એકજ માણસ તને મહત્વનો લાગે છે કે તેના પત્રો તું સંભાળીને સાચવે છે?" રુચિરના અવાજમાં ભારોભાર તીખાશ હતી

"હું એમ વિચારીને સાચવતી હતી કે એક લેખકના પત્રો છે. અને તેમાયે વળી તમારો દોસ્ત છે એટલે. .."

"એ શું છે તે હું બરાબર જાણું છું અને એ પણ જાણું છું કે આ બધા પત્રો તુ કેમ સાચવે છે આ જાતનું આપણા ઘરમાં બને તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો અગર મને ખબર હોત કે તારે આવા ધતીંગ કરવા છે તો કદી તને અહીં આ સૌ પાસે એકલી ન મૂકત તમે સાંભળો છો ને પપ્પા, આ રાજે શું કહે છે ?"

પપ્પાએ ધીરેથી માથું હલાવ્યું તેમની આંખોમાં ગાઢ અંધકાર જેવું કંઈક પથરાઈ ગયું હતું મમ્મી માથે હાથ રાખીને ફરસ પર બેસી ગયાં હતાં.

"હું જાણવા માગું છું કે તારે નામે આવેલા આ પત્રમાં ટપકાંનો શો અર્થ છે?"–એ પત્રને અલગ કાઢતાં હાથમાં પકડતાં રુચિર બોલ્યો. રાજેનો ચહેરો સખત થયો અને તેની આંખમાં આંસુ ઉભરાઈ ગયાં

અને રાજે શા માટે આમ સંભાળીને તેના પત્રો રાખતી હશે? શું એ બન્ને વચ્ચે કોઈ જાતની ઘનિષ્ટતા બંધાઈ ગઈ હતી? થોડા સમય પહેલા પોતાની ગેરહાજરીમાં કુમાર બેએક દિવસ આવીને રોકાયો હતો એ વખતે તેણે પોતાની ગેરહાજરીનો કોઈ અનુચિત લાભ તો નહોતો લીધો? શું તેનો ખુદનો દોષ ન હતો કે તેણે ઘરમા રાજો પાસે ઘરડા મા બાપ સિવાય કોઈ નથી તેમ જાણવા છતાં આવી તક આવવા દીધી? અને રાજોને લાડ લડાવવા મા બાપ તો કોઈ પણ હદ સુધી જઈ શકે છે.

તે પત્રોનો થોકડો લઈને ચૂપચાપ તેના રૂમમાં આવ્યો. મોટા ભાગના પત્રો કુમારે રુચિરને લખેલા તે હતા તદુપરાંત બેએક પત્રો તેના પિતાના નામે આવેલા હતા; તેમાં એકમાં પોતાના આવવાની નિશ્ચિત તારીખ જણાવેલી હતી અને બીજામાં તેના કરાયેલા આતિથ્ય બદલ આભાર માન્યો હતો. હા, એક પત્ર હતો રાજોના નામનો એ પત્રના અંતમાં "અને" શબ્દની પાછળ ચાર ટપકાં હતાં. – કોઈ વાત જે લખ્યા વિના, એ ટપકાંઓ દ્વારા વ્યક્ત કરવામા આવી હતી .. બીજા પત્રો જોતાં તેના મનમાં એક ચીડ અને આછી નિરાશાજ હતી–પરંતુ પેલાં ટપકાંએ સંદેહનું એક બીજ રોપીને એ ચીડને એક ગંભીર ભાવમાં પલટી નાખી હતી ઘણાં સમય સુધી તે પત્રને આમતેમ ફેરવતો રહ્યો અને એ ટપકાંઓના જાતજાતના અર્થોની કલ્પના કરતો રહ્યો. થોડા વખત પછી એ થોકડો હાથમાં લઈને ફરી નીચે ચાલ્યો આવ્યો અને બહારના રૂમમાં જઈને તેણે બધા પત્રો ત્યા ટેબલ પર મૂકી દીધા મમ્મી અને પપ્પા ત્યારે એ રૂમમાં જ હતા. રુચિરે ગંભીર ભાવે એ બન્ને સામે જોતાં રાજોને બૂમ મારી રાજો રસોડામાં રોટલીનો લોટ બાંધતી હતી ભીના હાથને દુપટ્ટા વડે લૂછતી તે પાસે આવીને ઊભી રહી ગઈ

"આ બધા કોના પત્રો છે?"–રુચિરે ઘણી લાંબી વાર સુધી રાજો સામે તાકી રહ્યા બાદ પૂછ્યું રાજોએ એક વખત બધા પત્રો સામે જોયું અને પછી જરા ગભરાઈને રુચિર સામે જોઈ રહી.

"હું પૂછું છું, આ પત્રો કોના છે?"

મમ્મી ઊઠીને ટેબલ પાસે આવ્યા, પપ્પા એમની ખુરસી પરજ બેઠા રહ્યા–પરંતુ તેમની આંખો કોઈ અજ્ઞાત આશંકાથી ફેલાઈ ગઈ.

"કોના પત્રો છે? કહેતી કેમ નથી?" મમ્મીએ રાજોનો હાથ હચમચાવ્યો.

"તમારી સામેજ પડ્યા છે. જોઈ લો ને કોના છે તે"–રાજો સહસા તીખા સ્વરે બોલી.

"તારાથી નથી કહેવાતું?" રુચિર બગડ્યો. ગુસ્સાથી તેના કપાળની નસો ઊપસી આવી હતી.

"તમને ખબર તો છે એ કોના છે. તમારાજ નામે એ આવેલા હતા. કદાચ તમારે જરૂર પડે એમ માનીને મેં એ સંભાળીને મૂકેલા."

"બીજા ઘણાના નામ પર પત્રો આવે છે, તે સંભાળીને કેમ નથી મૂકતી? આ એકજ માણસ તને મહત્વનો લાગે છે કે તેના પત્રો તું સંભાળીને સાચવે છે?" રુચિરના અવાજમાં ભારોભાર તીખાશ હતી.

"હું એમ વિચારીને સાચવતી હતી કે એક લેખકના પત્રો છે. અને તેમાંયે વળી તમારો દોસ્ત છે એટલે ...."

"એ શું છે તે હું બરાબર જાણું છું અને એ પણ જાણું છું કે આ બધા પત્રો તું કેમ સાચવે છે આ જાતનું આપણા ઘરમાં બને તેનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો અગર મને ખબર હોત કે તારે આવા ધતીંગ કરવાં છે તો કદી તને અહીં આ લોકો પાસે એકલી ન મૂકત તમે સાંભળો છો ને પપ્પા, આ રાજો શું કહે છે?"

પપ્પાએ ધીરેથી માથું હલાવ્યું તેમની આંખોમાં ગાઢ અંધકાર જેવું કંઈક પથરાઈ ગયું હતું મમ્મી માથે હાથ રાખીને ફરસ પર બેસી ગયાં હતાં.

"હું જાણવા માગું છું કે તારે નામે આવેલા આ પત્રમા ટપકાંનો શો અર્થ છે?"–એ પત્રને અલગ કાઢતાં હાથમાં પકડતાં રુચિર બોલ્યો. રાજોનો ચહેરો સખત થયો અને તેની આંખમાં આંસુ ઊભરાઈ ગયાં.

[ વિશ્વમાનવ : નવેમ્બર–ડિસેમ્બર '૬૩

આમ છતાં રાજેની પકડ ઢીલી ન થઇ. તો રુચિરે તેની પીઠ પર બે એક લાત મારી દીધી. રાજે જાણે પથ્થર બની બેઠી હતી. બેસી જ રહી પરંતુ પછી કોણ જાણે શું થયુ કે અચાનક તેની પકડ ઢીલી થઇ ગઇ, તેણે પત્રોના થોકડાને કાઢીને ફરસ પર મૂકી દીધો અને બધા પર વિતૃષ્ણાભરી નજર નાખીને ત્યાંથી ચાલી ગઈ.

"રુચિર, જુવાન દીકરી પર આમ હાથ ન ઉપાડીએ..." રાજેના ગયા બાદ મમ્મીએ કહ્યું.

"હજી તો મેં તેને કંઇ કર્યું નથી."—રુચિરનો સ્વર હજી ઉત્તેજિત હતો. "મારી જ બહેન આવું કરે તો હું ખરેખર તેને ચીરી નાખતાં પણ ન અચકાઉં"

"ખાલી અમસ્તી જીદ કરે છે એટલું જ, બાકી બીજી કોઇ બાબત નથી, બેટા, એને આ પત્રોનું શું કરવું છે? તું એને આગમાં નાખ કે મઢાવીને મ્યુઝિયમમા રાખ...." મમ્મી કહેતા હતાં.

"હજી નાદાન બાળક છે. તેને બિચારીને હજી સારાનરસાની ખાસ ખબર પણ નથી."-પપ્પાનું માથું થોડું હાલ્યુ અને તેમની આંખોએ એકાદ બે મટકા માર્યાં. પછી ઉમેર્યું: "બાકી તો, રુચિર! તું માને છે તેવું કંઇ નથી. હજી તો ભોળપણભર્યું છે."

"ઓગણીસ વર્ષની તો થઈ ગઇ અને હજી તેને સમજણ નથી?" રુચિર બોલ્યો; "આ તમારા લાડથી જ દિમાગ ખરાબ થઇ ગયું છે. મોટો લેખક છે કુમાર, ખરું? જેના પત્રો મોટી બહેને બહુ સંભાળપૂર્વક સાચવી રાખ્યા છે!"

તેણે બધા પત્રોના ટુકડા ટુકડા કરી નાખ્યા અને રસોડામા જઇને એ ટુકડાઓને ચૂલામાં નાખી દીધા. રાજે બે હાથ વચ્ચે માથું દબાવીને ચૂલા પાસે જ બેઠી હતી—એ એવીજ રીતે બેઠી રહી અને ડૂસકતી રહી.

"હવે જઇને આ પત્રોની રાખ સાચવીને મૂકી આવ!" છેલ્લો ટુકડો પણ બળીને રાખ થઇ ગયો ત્યારે ત્યાંથી જતા જતાં રુચિરે રાજેને કહ્યું, અને લાકડાના દાદર પર ધડ..ધડ કરતો ઉપર પોતાના રૂમમાં આવી પહોંચ્યો અને આવીને સીધો જ આટલામાં પડયો...

...અને આ બનાવને છ એક કલાક થઇ ગયા હતા.

"મેરી જાન! તમે સ્ત્રી છો કે પુરુષ?"—દીવાલ પર કોતરેલા આકારો મોં મચકોડીને સામે હાજર જ હતા. તડકો નમતાં રૂમના વાતાવરણમાં આછી શી ઠંડક ફેલાઇ ગઇ હતી. પોળમાંથી છોકરાઓના હસવા-રડવાની, રમવા-ઝગડવાની, મસ્તી-મજાકની વગેરે ભાતભાતની ચિચિયારીઓ સંભળાતી હતી. પણ રૂમની અંદર તો એક જાતનો સુનકાર જ હતો. એ સુનકાર માત્ર રૂમમાં જ નહીં પણ આખા ઘરમાં

કોઈ વાત હતી. ફરી વિચારવા લાગ્યો કે શીરી મુમતાઝ દેખાવે કેવી હશે ? આ ઘરમાં રહીને તેણે શું શું વિચાર્યું હશે ? અને અહીંથી જતાં જતાં દીવાલ પર, આત્મા છોડતી જાય છે એમ લખવાનું શું કારણ હશે ? અને તે જાણતો હોય તો ! અને એ પણ જાણતો હોય કે આજે તે ક્યાં છે અને શું વિચારે છે...!

અચાનક તેને રાજો પ્રત્યે સહાનુભૂતિ થવા લાગી. તેને ફરી મન થયું કે રાજોને ઉપર બોલાવી પ્રેમથી તેને થાબડીને માથે હાથ ફેરવે.. તે ઊભો થઈને દાદર પાસે ગયો, દાદર પર ધુમાડો એવી રીતે ભરાઈ ગયો હતો કે ત્યાં શ્વાસ લેવો મુશ્કેલ પડતો હતો. ત્યાં આવતાં જ તેની આખો બળવા લાગી. તેણે જેમતેમ કરીને બૂમ મારી "રાજો...."

પણ રાજોએ કંઇ ઉત્તર ન આપ્યો, તે પહેલાંની માફક જ સગડીને પવન નાખતી રહી. રુચિરે ફરી સાદ પાડયો. પણ રાજોએ ફરી કોઇ ઉત્તર ન આપ્યો. ફક્ત દાદરામાં આવતો ધુમાડો ગાઢ થયો. તે હતાશ ક્રોધથી રૂમમા પાછો આવ્યો.

"શિરી મુમતાઝ ઉર્ફે મુમતાઝ મહાલ...."

રુચિરને એ વિચારતા ગુસ્સો આવ્યો કે તેના મનમા કોઈક વાત છે જેને. ઇચ્છા હોવા છતા, પોતાનાં થાક અને પરેશાનીને લીધે સરખી રીતે વ્યક્ત નથી કરી શકતો–ત્યા સુધી તે ખુદ પણ હજી બરાબર નથી સમજી શકતો....તેને કંઇ ખબર ન રહી કે કયારે તેણે કબાટમાંથી ચપ્પુ કાઢયુ અને કયારે દિવાલ પરની કોતરણીને કોતરવાનું શરૂ કર્યું. તેને પોતાના કાર્યની ખબર ત્યારેજ પડી કે જ્યારે મુકુરના બન્ને 'મુ'ની વચ્ચે કંઇક વધારાનું તેમજ 'ક' ની પડખે બીજો 'ક' કોતરીને તેણે 'Mokkar 'મક્કાર' માં બદલી નાખ્યું....શીરી મુમતાઝ પર લાબી લાંબી લાઈનો કરીને તેનો આકાર બગાડી નાખ્યો....અને એક ખૂણામાં બનેલી જળબિલાડાની આંખમા કાણું પાડીને તેની ભયંકરતા વધારી નાખી. ..

તેણે આ બધા કામમાં એટલી મહેનત કરી કે તેના માથા પર પસીનો આવી ગયો. પણ જ્યારે તે થાકીને ખાટલા પર બેઠો ત્યારે રૂમની નિર્જીવતા પહેલાથી કંઇક વધારે ગાઢ બની ગઇ હતી. વેન્ટીલેટર દ્વારા આવતો ધુમાડો ભલે બંધ થઈ ગયો હોય પરંતુ રૂમની બધી હવા ધુમાડાથી લદાઈને ભારે થઇ ગઇ હતી. કેડ સીધી કરવા માટે તે ખાટલા પર સૂતો, તો તેની આંખો ફરી દીવાલ સાથે ટકરાણી. શીરી મુમતાઝનો હવે ત્યાં પત્તો નહતો. પણ પેલી વિકૃત આખ પહેલાથી વધારે પ્રમાણમા વિકૃત થઈને, તેણે બનાવેલાં કાણાંમાંથી તેની સામે ઘૂરકી રહી હતી–રાજોનો પક્ષ ખેંચતી અને તેના પર હાથ ઉપાડવા બદલ નફરત દર્શાવતી હોય તેમ જ જાણે તેને લાગ્યું.

...અને રુચિર બૂમ પાડી ઊઠ્યો : "રાજો ! ઓ રાજો દિદિ, અહીં આવતો, બહેન !"

# રાજકારણમાં જૂથબંધી

અનલ ભટ્ટ

**અનેક અનિષ્ટો અને વિકૃતિઓને પોષનારું આ તત્ત્વ ભારતીય લોકશાહીના વિકાસમાં એક વિલક્ષણ આશ્ચર્ય બની રહ્યું છે?**

છેલ્લા બે દાયકામાં ઘણા દેશોએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી. હજુપણ દર મહિને એકાદ નવો દેશ સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે. આ નવા આઝાદ થનાર દેશોમાં લોકશાહી નિષ્ફળ ગઈ છે એમ ઘણાનું માનવું છે. અમુક દૃષ્ટિએ જોતાં આ વાત સાચી પણ છે. ઘણા નવા દેશોમા લશ્કરી અમલ આવી ગયો છે. પાકિસ્તાન અને ઇન્ડોનેશિયા જેવા દેશોમા લોકશાહી માત્ર નામની રહી ગઈ છે. લોકશાહી માટે જરૂરી કેટલીક પૂર્વતયારીઓનો આ દેશોમા અભાવ છે. પરિણામે અનેક બિનલોકશાહી તત્ત્વો લોકશાહીની સફળતામા અવરોધો ઊભા કરે છે.

આવા દેશો અત્યાર સુધી પરદેશનાં સંસ્થાનો હતા. અને હમણા જ સ્વતંત્રતા પ્રાપ્ત કરી હોવાથી એ પછાત દેશો, ઊછરતા દેશો, વિકસતા દેશો એમ વિવિધ નામે ઓળખાય છે. આવા દેશોમાં જે રાજકારણ વિકસી રહ્યું છે તેણે ઘણા રાજનીતિજ્ઞોમા રસ જગાવ્યો છે.

ભારત પણ આમાંનો એક દેશ છે. ભારતમા પણ લોકશાહીની સંસ્થાઓ જેવી કે ધારાસભા, પુખ્તવય મતાધિકાર, લોકશાહી રાજ્ય બંધારણ, રાજકીય પક્ષોની પ્રથા, નાગરિકોના હક્કો વગેરે એક એવા સમાજમાં પ્રવેશ્યા છે, જે સમાજ પશ્ચિમી રાજકીય પ્રણાલિકાઓથી બહુ ટેવાયેલો નથી. વળી બિનલોકશાહી દેશોથી વિરુદ્ધ લોકશાહી દેશોમાં સત્તા માટેની હરીફાઇ ખુલ્લી હોય છે. કોઇપણ નાગરિક ચૂંટણીમાં ઊભો રહી શકે છે અને પોતાના રાજકીય મતાંતરો પ્રગટ કરી શકે છે. આને પરિણામે રાજકારણે પણ આપણો સામાજિક માળખામા ગાબડાં પાડવા માંડ્યા છે. ટૂંકમાં, રાજકારણ અને સમાજ ખૂબ જ નજીક આવતા જાય છે. આ બે વચ્ચે આપલેનો એક સતત વ્યવહાર ચાલુ જ છે. જ્ઞાતિ, અનેક ધર્મોની પ્રણાલિકા, નેતા અને સત્તા માટેની બહુ જડ થઇ ગયેલી આપણા સમાજની માન્યતાઓ, અનેક ભાષાઓ, અને એના ઉપર રચાયેલા વિભિન્ન સામાજિક અને સાસ્કૃતિક અસ્તિત્વ ધરાવતા પ્રદેશોનું બનેલું આપણું સામાજિક માળખું—આવા માળખામાં પાશ્ચાત્ય સિદ્ધાંતો ઉપર રચાયેલી લોકશાહી જ્યારે આકાર લેતી હોય, ત્યારે કેટલાક ઘર્ષણો અને સમસ્યાઓ ઊભાં થાય એ સ્વાભાવિક છે.

સ્વરાજ પહેલા આપણા નેતાઓ દેશની દરેક નબળાઈને પરદેશી અમલને નામે

ચઢાવી દેતા. પરંતુ સ્વતંત્રતા મળ્યા પછી દોઢ દાયકો થયો હોવા છતાં પણ હજુ આપણી કેટલીક નબળાઇઓ નિવારી શકાઇ નથી. ઉપરાંત ઘણી નવી સમસ્યાઓ ઊભી થઇ છે. આપણા રાજકારણમાં જ્ઞાતિવાદ ને જૂથબંધી ખૂબ છે; લાંચ રુશ્વતનો પાર નથી; લોકશાહીને નામે બાબાશાહી ચાલે છે; કોઇને લોકોની પડી નથી, આ દેશનું શું થવા બેઠું છે!–આવી અનેક લાગણીઓ આપણા સમક્ષ અને વિચારશીલ વર્ગમાં પણ પ્રસરવા માંડી છે. અત્યાર સુધી તો આપણે બધું પરદેશી અમલને નામે ચઢાવી દેતા હતા, પણ હવે તેમ કરી શકાય તેવું રહ્યું નથી. એટલે આપણી પાસે એક જ વિકલ્પ બાકી રહ્યો છે; અને તે પોતાની યોગ્યતા વિશેની શંકા! તો શું આપણે ખરેખર લોકશાહીને લાયક નથી?

આપણી જે નવી સમસ્યાઓ છે, એ કયા પ્રકારની છે, અને એ શાથી ઊભી થાય છે એનો શાસ્ત્રીય પદ્ધતિએ અભ્યાસ કરવો એ ઘણો જરૂરી છે. રાજકારણમાં જ્ઞાતિવાદ, કોમવાદ કે એવા બિનલોકશાહી તત્ત્વો કેમ છે? વહીવટી તંત્રમાં લાંચ રુશ્વત અને અપ્રામાણિકતા શાથી છે? આ પ્રશ્નો અંગે સાચી સમજ જો જનતામાં ન ફેલાય તો ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની યોગ્યતા વિશેની શંકા જ ઉત્પન્ન થાય, એ સ્વાભાવિક છે.

આપણા રાજકારણમાં એવો જ એક મોટો પ્રશ્ન છે જૂથબંધીનો. આપણા લોકો, આપણાં છાપાઓ અને આપણા નેતાઓ બધા જ બૂમો પાડે છે કે, આપણા રાજકારણમા જૂથબંધી (Political Factions) ખૂબ પેસી ગઇ છે. રાજકારણની આવી મોટી સમસ્યાએ હજુ આપણા રાજનીતિના નિષ્ણાતોનું ધ્યાન ખેંચ્યુ નથી. બહુ જ થોડું, લગભગ નહિવત્, સાહિત્ય આ વિષય ઉપર બહાર આવ્યું છે. હજુ સુધી દરેક પક્ષનાં, દરેક રાજ્યના, જૂથો વિષે જાણવાનું માત્ર સામાયિકો સિવાય બીજું કોઈ સાધન નથી. અને હજુ શાસ્ત્રીય રીતે અભ્યાસ ઘણો ઓછો થયો છે, એટલે જૂથબંધીનાં દરેક પાસાંનું પૃથકકરણ કરવાનુ અહીંયાં શકય નથી, પરંતુ આ પ્રશ્ન ઉપર થોડોક પ્રકાશ ફેંકી શકાય, એ દષ્ટિએ આ એક પ્રારંભનો પ્રયાસ છે.

સૌથી પ્રથમ તો, જૂથબંધી એ વિકસતા દેશના રાજકીય અને સામાજિક માળખાની જ એક સમસ્યા છે, અને એને સમજવાનો પ્રયત્ન એ વિશાળ ફલકના સંદર્ભમાં જ કરવો જોઇએ.

આમ તો દરેક રાજકીય પક્ષ એ જૂથ જ કહેવાય, પરંતુ આપણે જે જૂથોનો અહીં વિચાર કરવાના છીએ, તે એક પક્ષની અંદર ઊભા થતાં આંતરિક જૂથો અને વાડાઓ વિષે છે; એમા પણ આ લેખમા તો કોંગ્રેસ પક્ષની આંતરિક જૂથબંધી વિષે જ આપણે વિચાર કરીશું.

૧

એક સામાન્ય માન્યતા એવી પ્રવર્તે છે કે, કોંગ્રેસમાં જૂથબંધી સ્વતંત્રતા પછી

શરૂ થઇ છે. અને સ્વતંત્રતા પહેલાં કોંગ્રેસમાં ઐક્ય હતું. આ માન્યતા ભૂલ ભરેલી છે. કોંગ્રેસમાં જૂથબંધી સ્વતંત્રતા પહેલાં પણ હતી. નેતાઓ વચ્ચે સૈદ્ધાંતિક યા વ્યક્તિગત કારણોને લઇને જૂથો ઊભાં થતાં અને એને કારણે વાડાબંધી પણ ઊભી થતી હતી. પરંતુ આ જૂથબંધીના પ્રકાર, ક્ષેત્ર અને પ્રમાણ હાલની જૂથબંધી કરતા જુદા હતા (આનો અર્થ એ નથી કે વ્યક્તિગત મતભેદો કે નેતાગીરી માટે પડાપડી નહોતી). સ્વતંત્રતા પહેલાંનાં જૂથો મુખ્યત્વે સૈદ્ધાંતિક, અગર તો સિદ્ધાંતના અમલ કરવા માટેની અલગ અલગ રીત ઉપર રચાયેલાં હતા એ વખતે કોંગ્રેસમા જોડાતાં ત્યાગ અને ભોગ આપવો પડતો. તે વખતે જીલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ થવું એ જવાબદારીનું ને જોખમનું કામ ગણાતું; એટલે. સહજ રીતે જ, અમુક પ્રકારના માણસો અને ત્યાગ અને ભોગ આપવાની તૈયારીવાળી વ્યક્તિ જ નેતાગીરી સ્વીકારી શકતી.

સ્વતંત્રતા પછી સત્તા આવવાને કારણે આ આખોયે દષ્ટિકોણ અને પક્ષનુ આંતરિક વાતાવરણ પણ બદલાઇ ગયું. વળી કોંગ્રેસમા ગાંધીજીના વર્ચસ્વને કારણે મોટા ભાગના ઝગડાઓ ગાંધીજી પાસે લઈ જવામા આવતા અને જે જૂથને ગાંધીજીએ બતાવેલો રસ્તો માન્ય ન હોય, તેને કાં તો મન મારીને બેસી રહેવુ પડતું અથવા તો કોંગ્રેસ છોડીને ચાલ્યા જવું પડતું. એ જૂથને કોંગ્રેસમાં જ રહીને પોતાની તાકાતનો પરચો બીજા જૂથને આપવાની તક મળતી નહિ. (સુભાષચંદ્ર બોઝ કે ડૉ. એન. બી. ખરે જેવાઓએ આ રીતે કોંગ્રેસ છોડયાના દાખલા આપણી સામે છે.)

વળી આ જૂથો મોટે ભાગે રાષ્ટ્રિય કક્ષાએ વધુ હતા અને, હાલની જેમ, રાજ્ય જીલ્લા અને છેક ગામડાંની કક્ષાએ પહોંચ્યાં નહોતાં. હા, અમુક રાજ્યોમાં, જ્યા કોંગ્રેસે સ્વતંત્રતા પહેલાં સરકાર સ્થાપેલી, ત્યા આવાં જૂથો થવાની શરૂઆત થઇ ગયેલી. મધ્યપ્રદેશમાં એના જુદા જુદા પ્રદેશોમા, કે મહારાષ્ટ્રમા બ્રાહ્મણ વિરોધી ચળવળમા આવાં જૂથો સ્વતંત્રતા પહેલાં પણ જોવા મળતાં, ઉત્તર પ્રદેશ અને બિહારમા પણ જૂથબંધી હતી.

પરંતુ સ્વતંત્રતા પછી જૂથવાદે જે વ્યાપક અને ઉગ્ર સ્વરૂપ પકડયું છે, તેનુ મુખ્ય કારણ છે – સત્તા. સ્વતંત્રતા પહેલાંનાં જૂથોમા કોઇ સત્તાની સાઠમારી ન હતી. ત્યારે તો, પરદેશીઓ સામે ઝઝૂમવાનું હતું એટલે તે પૂરતું પણ ઐક્ય જળવાઇ રહેતું.

સ્વતંત્રતા પહેલા જૂથબંધી આટલી ઉગ્ર નહોતી કારણ કે તેને ઉગ્ર થવા માટે કોઇ કારણ નહોતું. ઐક્ય અને શિસ્ત હતા, કારણ કે ઐક્ય અને શિસ્તને તોડવા માટેનું સત્તા જેવું કોઇ બળ નહોતું. આ કારણોસર સ્વતંત્રતા પછી જૂથબંધીએ જે વ્યાપક સ્વરૂપ પકડયું છે, તે કંઇક અંશે સ્વાભાવિક છે.

આપણે ત્યાં સત્તાપ્રાપ્તિ બાદ પક્ષની અંદર-આંતરિક જૂથબંધી શાથી ઊભી થઈ તેનાં કારણો વીગતે તપાસીએ એક રીતે જોઇએ તો આપણો આખોયે સમાજ જૂથબંધી ઉપર રચાયેલો છે. જ્ઞાતિ, પેટા જ્ઞાતિ, તેમાં પણ પાછાં તડ અને ગોળ. હિન્દુ ધર્મના પંથો અને સંપ્રદાયો; દેશના પ્રાદેશિક વિભાગોમા પાંગરેલી વિભિન્ન સંસ્કૃતિ, અલગ ભાષાંઓ – આ બધું જૂથબંધીને પોષક છે. જો કે રાજકારણમા, આપણે હવે પછી જોઇશું તેમ, જૂથબંધીના પ્રકાર જુદા છે. માત્ર કહેવાનો ભાવાર્થ એટલો છે કે જૂથબંધી એ કાંઇ નવી વસ્તુ નથી અને રાજકારણના જૂથોને આપણી સામાજિક, સાસ્કૃતિક અને ધાર્મિક પ્રણાલિકાઓએ બહુ પોષક તત્વો પૂરા પાડયા છે.

સ્વતંત્રતા પછી કોંગ્રેસ પક્ષ સત્તામાં આવ્યો ત્યારે એની સામે કોઇ બીજો સબળ પક્ષ નહોતો. અને હાલમાં પણ એટલી તૈયારી અને મજબૂતીવાળો કોઇ એવો પક્ષ નથી, જે કોગ્રેસ પાસેથી સત્તા છીનવી શકે. બહારના સંબંધ અને અસરકારક વિરોધના અભાવે, અને કોંગ્રેસના બહુ બહોળા અને વ્યાપક કદને કારણે, ખુદ કોંગ્રેસમા જ વિરોધો ઊભા થયા અને એનું પરિણામ જૂથબ ધામા આવ્યું – એ જોઇ શકાય છે.*

કોંગ્રેસ એ માત્ર એક પક્ષ જ નથી પણ એનો વિકાસ બહુ પક્ષોની બનેલી રાજકીય સંસ્થામાં પરિણમ્યો છે.

સ્વતંત્રતા મળ્યા પછી, તરતમા તો, જે કોંગ્રેસીઓ પ્રધાન મંડળમા અને સત્તા ઉપર હતા એમની બોલબાલા રહી, કોંગ્રસની સસ્થાપાંખનો ભાર અને તેનું વર્ચસ્વ ધીમે ધીમે, ઓછું થવા માડયુ. પક્ષના બધાજ યોગ્ય નેતાઓ પ્રધાનમંડળમાં એકઠા થયા એટલે સંસ્થાપાખ, સત્તા અને નેતાઓની દૃષ્ટિએ; ઓછી પડી; પરંતુ ધીમે ધીમે જે કોંગ્રેસ નેતાઓને સત્તા ન મળી, તેમણે સંસ્થાપાખનો આશરો લીધો; કોંગ્રેસની સંસ્થાપાખ ધીમે ધીમે બળ મેળવવા માંડી અને મોટા ભાગના રાજ્યોમાં બે જૂથો ઊભા થયાં – સસ્થા પાખ અને સત્તા પાખ. સંસ્થા પર અંકુશ મેળવવા માટે માત્ર રાજ્ય કક્ષાએ જ નહિ જીલ્લા કક્ષાએ પણ રસાકસી થવા માડી.

સ્વતંત્રતા પછીના તરતના ગાળામાં તો જે નેતાઓ સ્વાતંત્ર્ય સંગ્રામમા જોડાયા તેઓ ખાસ હરીફાઈ વગર સીધા જુદી જુદી વહીવટી સંસ્થાઓમા સત્તા ઉપર આવ્યા; શરૂઆતમા-કેન્દ્રના નેતાઓને અને પ્રજાનેય એમ થયું કે, પરદેશી અમલ ગયો એટલે બધું સારું થઇ રહેશે. નેતાઓની નજર સિદ્ધ કરવાનાં લક્ષ્યો ઉપર રહી; પણ એ રાજકીય સ્થિતિની વાસ્તવિકતાથી પર રહી. કોંગ્રેસના મોવડીઓ પોતાના હાથ-નીચેના કાર્યકરોને જુદી જુદી જગ્યાઓએ ગોઠવી, સત્તાની વહેંચણી

*રજની કોઠારી—India's Political Take-off, Economic weekly વાર્ષિક-અંક. ફેબ્રુઆરી ૧૯૬૨.

અને લાગવગની એક આખી સાંકળ ઊભી કરવામાં શું થાયા. થોડો વખત આદર્શવાદના આવેશ પાછળ બધું ચાલ્યું. લોકોને અને નેતાઓને શરૂઆતમાં સમજણ જ પડી નહિ કે રાજકારણ કેવો આકાર લઇ રહ્યું છે. આ આખુંયે ધૂંધળું વાતાવરણ બીજી ચૂંટણીઓની શરૂઆત થઇ ત્યાં સુધી રહ્યું; પરંતુ બીજી ચૂંટણીઓ પૂરી થઇ ન થઇ ત્યાં તો બરફ ઓગળવા માંડયો હતો. નેતાઓના જીલ્લા કક્ષાના ટેકેદારો એમની પાસે વધુ ને વધુ લાભોની માગણી કર્યા કરતા હતા. સંતોષી ન શકાયેલા તત્ત્વો પક્ષની અંદર રહીને પણ નેતાઓને બદલતાં ગયાં અને જૂથો ઊભાં થતાં ગયા.

વળી, રાજકીય ક્ષેત્રે જ નહિ પરંતુ આર્થિક, સામાજિક, ક્ષેત્રે અને કેળવણીની તથા ગ્રામવિકાસની સમિતિઓ અને અન્ય બિનરાજકીય સંસ્થાઓમાં કોંગ્રેસે એવી સર્વોપરિતા જમાવી હતી કે, કોંગ્રેસમા જોડાયા સિવાય કોઇ પણ સામાજિક સાંસ્કારિક સંસ્થામાં પણ ટકી રહેવું મુશ્કેલ બની ગયુ. અને કોંગ્રેસમા જ સત્તા સ્થાને આવવાથી, સત્તા, મોભો, લાગવગ, ધન અને બીજાને ઉપકારવશ કરવાના સાધનો મળી રહે છે, એમ લોકોએ જોયું. જીલ્લા તાલુકા અને ગામડાની કક્ષાએ કોંગ્રેસીઓ નાગરિકો અને વહીવટી તંત્ર વચ્ચે દલાલ તરીકેનું કામ કરવા લાગ્યા. લાયસન્સ, પરમીટ, સીમેન્ટ, પતરા. તગાવી કે નોકરી સુદ્ધા કોંગ્રેસી આગેવાનની મદદ વગર મળવાં મુશ્કેલ થઈ પડયાં. પરિણામે માત્ર રાજકીય ક્ષેત્રે જ નહિ પણ આર્થિક અને ઇતર લાભો ઇચ્છનારા વેપારી અને અન્ય સામાજિક વર્ગોએ પણ કોંગ્રેસમાં દાખલ થવા માંડયું. જગ્યા થોડી ને ઉમેદવારો વધી પડયા. સહકારી સંસ્થા કે વિકાસઘટક યોજના સમિતિ જેવી બિનરાજકીય ગણાતી સંસ્થાઓમાં કબજો મેળવવા માટે પણ રસાકસી શરૂ થઈ. જૂથો રચાવા માંડયાં; બીજી બાજુ, કોંગ્રેસના મોવડીઓએ એવી નીતિ અપનાવી કે જે જૂથ કે વ્યક્તિ કોંગ્રેસને ધર્મકીરૂપ કે હાનિરૂપ પૂરવાર થાય, એને કોંગ્રેસમાં લઇ લેવી – પછી ભલે તેને કોંગ્રેસ કે એની નીતિ સાથે લાગતુ વળગતું ન હોય. મહારાષ્ટ્ર રાજ્યમાં છેલ્લી પંચાયત રાજની ચૂંટણી વખતે એવુ નક્કી કરવામા આવેલું કે જીલ્લાપરિષદમાં યેન કેન પ્રકારે પણ બીજો કોઇ પક્ષ સત્તા ઉપર ન આવવો જોઇએ. મહારાષ્ટ્રના કેટલાક જીલ્લાઓમાં જ્યા વિરોધ પક્ષો સત્તા ઉપર આવે તેમ હતા ત્યાં ચૂંટણી પછી પણ, કેટલાક ચૂંટાયેલા જીલ્લાપરિષદના સભ્યોને ( જેઓ ચૂંટણીમા કોંગ્રેસ ઉમેદવારને હરાવીને આવ્યા હતા તેમને પણ ) પાછળથી કોંગ્રેસ પક્ષમાં લેવામા આવ્યા. મહારાષ્ટ્રના એક જીલ્લાનો દાખલો ટાંકવા જેવો છે.

આ જીલ્લામાં કોંગ્રેસમાં બે જૂથો હતા. આમાનું એક જૂથ પાટિલ-જૂથ હતું, તેમાં મુખ્યત્વે કોંગ્રેસમાં નવા દાખલ થયેલાઓ હતા. જ્યારે, બીજા જૂથમા જૂના કોંગ્રેસીઓ હતા, અને એ લોકોનું વર્ચસ્વ જીલ્લા કોંગ્રેસ સમિતિમા હતુ. જીલ્લા પરિષદની ચૂંટણી વખતે પાટિલ-જૂથમાંથી ૨૭ સભ્યોએ ટિકિટ માગી હતી,

પરંતુ તેમાંથી જે જૂથ જીલ્લા કોંગ્રેસ સમિતિમાં સત્તા ઉપર હતું તેણે માત્ર ૮ સભ્યોને જ ટિકિટ આપી; એટલે બાકીના ૧૯ સભ્યો કાં તો સ્વતંત્ર રીતે, કાં તો રિપબ્લિકન પક્ષની ટિકિટ ઉપર ઊભા રહ્યા. ચૂંટણીમાં પાટિલ–જૂથના, કોંગ્રેસ ટિકિટવાળા આઠે આઠ સભ્યો, અને બાકીના કોંગ્રેસમાંથી નીકળી સ્વતંત્ર કે 'રિપબ્લિકન' ટિકિટ ઉપર ઊભા રહેલા. ૧૯ માથી ૧૧ સભ્યો ચૂંટાઇ આવ્યા. (આ ૧૯ સભ્યોને કોંગ્રેસમાંથી બરતરફ કરવામા આવ્યાં). આમ કુલ જીલ્લા પરિષદમા ૨૩ કોંગ્રેસ અને ૨૪ બિન–કોંગ્રેસી સભ્યો ચૂંટાયા. હવે, જીલ્લા પરિષદના પ્રમુખની વરણી કરવા માટે કોંગ્રેસમાના ૨૩ સભ્યોમાથી એક સભ્યની વરણી કરવાની હતી. આ માટે પક્ષમા આતરિક ચૂંટણી થઇ. પાટિલ–જૂથના નેતાએ પણ પ્રમુખ માટે ઉમેદવારી કરી. જીલ્લા કોંગ્રેસ સમિતિના જૂથમાંથી પણ એક ઉમેદવારને ઊભો રાખવામા આવ્યો. કોંગ્રેસના કુલ ૨૩ સભ્યોમાથી પાટિલ–જૂથના ૮ સભ્યો હતા. જ્યારે જીલ્લા કોંગ્રેસ સમિતિના ૧૫ સભ્યો હતા. એટલે પાટિલ જૂથના નેતાએ એવી ધમકી આપ્યાનું કહેવાય છે કે, જો બરતરફ કરેલા સભ્યોને કોંગ્રેસમાં પાછા લેવામાં નહિ આવે તો પોતાના સભ્યોને લઇને વિરોધ પક્ષમાં જશે અને પ્રમુખ તરીકે કોંગ્રેસ સામે ઊભા રહેશે. આમ થાય તો જીલ્લા પરિષદમાં કોંગ્રેસ સત્તા ગુમાવે. કોંગ્રેસને કોઈ પણ રીતે આ માન્ય ન હતું. એટલે છેવટે, જે કોંગ્રેસ સમિતિએ ૧૯ સભ્યોને બરતરફ કર્યા હતા તેજ સમિતિએ, એક પ્રધાનના દબાણથી, ૧૯ માંથી ૧૧ સભ્યો પાછા લીધા ![2]

ઘણીવાર એમ પણ બને છે કે કોંગ્રેસમાંના જૂથો, તેમને કોઇપણ ઠેકાણે ગોઠવી દેવામાં ન આવે તો, કોંગ્રેસમાથી બહાર નીકળી જાય અને કોંગ્રેસને કેટલીક વાર નુકશાન વેઠવું પડે છે. દા. ત. ખેડા જીલ્લામા, છેલ્લી ચૂંટણી વખતે, ક્ષત્રીય નેતાઓની કેટલીક માંગ પૂરી કરવામા આવી હોત અને કોંગ્રેસમા એમને જૂથ ઊભું કરવા દીધું હોત-તો છેલ્લી ચૂંટણીમા કોંગ્રેસનો ખેડા જીલ્લામા જે રકાસ થયો તે કદાચ અટકાવી શકાયો હોત. આ આખીયે જૂથબંધીની રમતમા કોંગ્રેસના મોવડીઓની એવી નીતિ જણાઇ છે કે-કોઇપણ એક જૂથને કોઇપણ રાજ્યમાં સંપૂર્ણ રીતે સત્તાધીશ ન બનવા દેવું; એટલે. કોઇ એક જૂથનો નેતા પંત પ્રધાન બને તો, બીજા જૂથના નેતાઓને પ્રધાન મંડળમાં લેવા માટે દબાણ કરવામા આવે. છેલ્લી ચૂંટણી પછી મોટા ભાગના રાજ્યોમાં આ રીતે બેઉ જૂથના માણસોને પ્રધાન મંડળમા સ્થાન મળ્યુ હતું.

બે જૂથો વચ્ચેની, આ પ્રમાણેની ગોઠવણની એક આખી પ્રથા આપણા રાજકારણમાં જોવા મળે છે. પરંતુ બેઉ જૂથો વચ્ચે આ પ્રમાણે સત્તાની વહેંચણી

૨. જુઓ. અનિલ ભટ્ટ- Caste, and Politics in Akola: Economic weekly, ૨૪, ઓગસ્ટ ૧૯૬૩

કરવાને લીધે કાંઇ જૂથબંધી મટી જતી નથી અને વહીવટી તંત્ર ઉપર પણ પ્રધાનમંડળના જૂથબંધીના વિખવાદની માઠી અસર પડે છે. પણ આ એક અલગ વાત છે.

કોંગ્રેસની એવી પણ એક રીત છે કે બને ત્યાં સુધી વિરોધ પક્ષનાં હથિયારોને બુઠ્ઠાં કરી નાખવાં, એટલે વિરોધ પક્ષ જ્યારે જ્યારે કોઇ નવો કાર્યક્રમ લઇને આવે છે ત્યારે, કોંગ્રેસ એવા કાર્યક્રમોને, એક યા બીજી રીતે, પોતાની નીતિમા સમાવી લે છે. પણ આમ કરવામા ખુદ કોંગ્રેસમાં જ જૂથબંધીના ઝગડા વધી પડે છે અને પક્ષનું આંતરિક વાતાવરણ તંગ થઇ જાય છે સ્વતંત્રતા પછી તરતમા કોંગ્રેસની ડાબી પાંખના નેતાઓ, ટંડન જેવા નેતાઓના ભોગે, જોરમા આવ્યા કારણ કે તે વખતે દેશમાં જો કોઇપણ પક્ષ થોડોઘણો મજબૂત હોય તો તે સામ્યવાદી પક્ષ. આ દિવસોમા જ કોંગ્રેસે પોતાની નીતિને સમાજવાદી ઝોક આપીને, અને ભારતની વિદેશ નીતિમાં પણ રશિયા તરફી ઝોક લઇને, સામ્યવાદની અસર સામે આડ રચી લીધી. વળી, સામુહિક ખેતી અપનાવાઇ અને 'હિંદી ચીની ભાઇ ભાઇ' થયુ. પરંતુ છેલ્લી ચૂંટણી વખતે સ્વતંત્ર પક્ષનો જન્મ થયો. એણે સામુહિક ખેતીનો અસરકારક વિરોધ કર્યો. અમુક રાજ્યોમા સ્વતંત્ર પક્ષે ખેડૂતોમાં ટેકો મેળવ્યો ત્યારે કોંગ્રેસના નેતાઓને ઠેકઠેકાણે ફરીને કહેવુ પડ્યુ કે સામુહિક ખેતી ફરજીયાત નથી. અને સામુહિક ખેતીની વાત અભરાઇએ મુકાઇ. ચીની આક્રમણ પછી વિરોધ પક્ષોના પ્રહારો સામે મેનન-માલવિયા ગયા અને જમણી પાંખ જોરમા આવી. લોકસભામાં છેલ્લી અવિશ્વાસની દરખાસ્ત વખતે કૃપલાની-મસાનીના આક્ષેપોનો જવાબ આપવા માટે મોરારજી-પાટિલને આગળ ધરવામા આવ્યા, એ પણ ઘણુ સૂચિત છે. 'બ્રાહ્મણ વિરોધી' ચળવળથી મદ્રાસ કોંગ્રેસને પણ અંદરખાનેથી 'બ્રાહ્મણ વિરોધી' નીતિ અપનાવવી પડી.

૩

જૂથબંધીના વિવિધ પ્રકારો છે. એક તો જૂથો સિદ્ધાંત કે નીતિના મતભેદો ઉપર રચાયેલા હોય છે. બીજુ રાજકરણનાં જૂથો, ખાસ કરીને, જીલ્લાકક્ષાએ અને કોઇવાર રાજ્યકક્ષાએ પણ જ્ઞાતિવાદ ઉપર રચાયેલા જોવા મળે છે. આંધ્રમાં કામા-રેડ્ડીનાં બે જૂથ જ્ઞાતિવાદના પાયા ઉપર રચાયેલા હતા. એક રાજ્યની અંદર પ્રાદેશિક ધોરણે બનેલા જૂથો પણ રાજકારણમાં જોવા મળે છે. મધ્ય પ્રદેશની કોંગ્રેસમાં, ૧૯૫૬ પછી, મધ્યપ્રદેશનુ રાજ્ય રચાયુ ત્યારે, મધ્યપ્રદેશની કોંગ્રેસમા શરૂઆતમાં દરેક પ્રદેશના બે જૂથો હતા. મહાકોશલ, મધ્યભારત, વિંધ્ય પ્રદેશ અને ભોપાલ એમ મધ્યપ્રદેશના ચાર ભાગો હતા અને દરેક ભાગમા કોંગ્રેસમા બે જૂથો હતાં. ગુજરાત રાજ્ય અલગ થયા પછી ગુજરાત કોંગ્રેસમા ગુજરાત અને

જીલ્લાના રાજકારણમાં ઊભાં થયેલાં જૂથોમાં પોતાનું સ્થાન સામાન્ય રીતે લેતાં હોય છે. વળી ગામડામા રાજકારણ જે વળાંક લે છે, તેનો આધાર ઉપરના નેતાઓ ઉપર મુખ્યત્વે હોય છે.

એટલે જીલ્લો એ રાજકારણનું એક બહુ મહત્વનું એકમ બન્યું છે.

હિંદનાં વહીવટી તંત્રમાં જીલ્લાનું સ્થાન સદીઓ જૂનું અને આગવું રહ્યું છે. જીલ્લાના વડા અધિકારી–કલેકટરે અંગ્રેજ અમલથી જે સત્તાઅને સ્થાન પ્રાપ્ત કર્યું છે, તે તદ્દન આગવું છે. પંચાયતી રાજ, વિકાસ ઘટકો અને સહકારી મંડળીઓના વિકાસ પછી જીલ્લાના આખાયે રાજકારણે આ સંસ્થાઓમા પ્રવેશ કર્યો છે, અને તેથી ઘણું જ વધુ મહત્વનું સ્થાન જીલ્લાએ પ્રાપ્ત કર્યું છે. લોકશાહીના વિકેન્દ્રીકરણ સાથે સત્તાએ નીચે દોટ મૂકી છે અને રાજકારણમાં જીલ્લો એ એક વધુ મહત્વની એક કડી બની રહ્યો છે. જીલ્લાના નેતાઓ રાજ્યના નેતાઓ અને લોકો વચ્ચે એક ઉપયોગી કડીનું કામ કરે છે. જીલ્લાના નેતાઓ પાસે લોકોને પ્રત્યક્ષ રીતે મદદ કરવાનાં સાધનો ઘણા હોય છે. રાજ્ય–કક્ષાના નેતાઓને પણ એમનું સ્થાન મજબૂત કરવા જીલ્લાના કાર્યકર્તાઓનો આશરો લીધા વિના છૂટકો નથી.

ટૂંકમાં, જીલ્લાનું રાજકારણ એ આખીયે જૂથબંધીની સાંકળમાં મહત્વનું બની જાય છે.[૪]

પંચાયતી રાજ અને બીજી નિર્માણની યોજનાઓને લીધે આવાં જૂથોએ વધુ ઉગ્ર સ્વરૂપ પકડયું છે. કોંગ્રેસમા સૌથી પહેલીવાર જીલ્લા પંચાયત અને જીલ્લા કોંગ્રેસ સમિતિ વચ્ચે રાજ્યની સત્તા પાંખ અને સંસ્થા પાંખ જેવી બે પાંખો ઊભી થતી જોવા મળે છે પંચાયતી રાજ આવ્યા પછી મહારાષ્ટ્રના અમુક જીલ્લામાં જીલ્લા પરિષદ અને જીલ્લા કોંગ્રેસ સમિતિ વચ્ચે આવા જૂથો ઊભાં થયાં છે. કેટલીક વાર જીલ્લાના જૂથો રાજ્ય કક્ષાના પ્રધાનો દ્વારા ઊભા કરાય છે. મહારાષ્ટ્રના એક જીલ્લામાં એક પ્રધાને એજ જીલ્લાના બીજા પ્રધાન સામે પોતાની સલામતી ખાતર જીલ્લા પરિષદમા એક નવું જૂથ ઊભું કર્યું હોવાનું મનાય છે. ઘણીવાર પ્રધાન સુધીની કક્ષાના નેતાઓ પણ આ જૂથબંધીના ઝગડામાં સંડોવાયેલા હોય છે. રાજ્ય અને જીલ્લાનાં જૂથો વચ્ચે કેવી કડીબદ્ધ સાંકળ હોય છે, તેનો ખ્યાલ ઉત્તર પ્રદેશમા, હમણાં તાજેતરમાં જ બની ગયેલા બાલિય જીલ્લાના બનાવ ઉપરથી આવશે. ઉત્તર પ્રદેશમાં સત્તાપાંખ અને સંસ્થાપાંખ એવા બે જૂથો છે, તેનો તો બધાને ખ્યાલ છે. હવે, બાલિય જીલ્લામાં જીલ્લા

---

૪ રાજકારણ અને વહીવટી તંત્રમાં જીલ્લા કક્ષાના મહત્વની વિસ્તૃત ચર્ચા માટે જુઓ: રજની કોઠારી–Planned change in open polity–નેશનલ ઇન્સ્ટીટ્યુટ ઓફ કમ્યુનીટી ડેવલપમેન્ટ, મસુરી ના આશ્રયે કરવામાં આવેલો હિંદનાં ૬ રાજ્યોનો અભ્યાસ.

પરિષદના પ્રમુખ માટે કોંગ્રેસના ઉમેદવારની વરણી કરવાની હતી. તેમાં સત્તા પાંખ તરફથી વિજય બહાદુરસિંગને ઊભા રાખવામાં આવ્યા; જ્યારે સંસ્થાપાંખ તરફથી જવાહરસિંગને ઊભા રાખવામાં આવ્યા હતા. પાર્લામેન્ટરી બોર્ડની બેઠકમાં વિજય બહાદુરસિંગને ૬ મત અને જવાહરસિંગને ૫ મત મળ્યા. પ્રદેશ-પ્રમુખની ગેરહાજરીમાં કામચલાઉ પ્રમુખનું કામ કરતા અલગુરાઇ શાસ્ત્રીએ પ્રમુખ તરીકે પોતાનો મત જવાહરસિંગની તરફેણમાં આપ્યો. અને એમને કોંગ્રેસી ઉમેદવાર તરીકે નક્કી કર્યા. સત્તાપાંખના સભ્યોએ આનો વિરોધ કર્યો એ-લે અલગુરાઇ શાસ્ત્રી તટસ્થ રહ્યા અને વિજયબહાદુરસિંગને કોંગ્રેસના ઉમેદવાર તરીકે નક્કી કરવામાં આવ્યા. પરંતુ પાછળથી શાસ્ત્રીને કોંગ્રેસ પ્રમુખ સંજીવૈયાએ એવી સલાહ આપી કે, પ્રમુખ તરીકે મત આપવો કાયદેસર છે. એટલે શાસ્ત્રીએ ફરીવાર જવાહરસિંગને ઉમેદવાર તરીકે જાહેર કર્યા. ત્યારબાદ, સત્તાપાંખનાં નેતા શ્રીમતી સૂચેતા કૃપાલાનીએ આના વિરોધમાં પાર્લામેન્ટરી બોર્ડની સભા બોલાવી, પણ એમાં સંસ્થાપાંખના સભ્યો હાજર ન રહ્યા. વિજયબહાદુરસિંગે પોતાની ઉમેદવારી ચાલુ જ રાખી, એટલે અલગુરાઇ શાસ્ત્રીએ એમને તાર કર્યો કે તેમણે ઉમેદવારી પાછી ખેંચવી. છતાં પણ વિજયબહાદુરસિંગ ઉમેદવાર તરીકે ચાલુ જ રહ્યા એટલે શાસ્ત્રીએ એમને સસ્પેન્ડ કર્યા. બીજી બાજુ, ઉત્તર પ્રદેશ કોંગ્રેસ સમિતિના સામાન્ય મંત્રી દરબારીલાલ શર્મા, જે સત્તા પાંખના જૂથમાં છે તેમણે, બીજા ઉમેદવાર જવાહરસિંગને એવો તાર કર્યો કે તેમણે ઉમેદવારી પાછી ખેંચવી; નહિ તો એમના ઉપર શિસ્તનાં પગલાં લેવામાં આવશે.

આમ, એક જીલ્લાને કારણે, પંતપ્રધાન અને પ્રદેશ કોંગ્રેસ પ્રમુખ જેવા મોવડીઓ એક બીજાની સામે ખુલ્લી રીતે મેદાને પડયા, અને એક બહુ જ મોટું ઘર્ષણ ચાલુ થયું છે. પ્રદેશ-પ્રમુખે દરબારીલાલ શર્માને બરતરફ કર્યા છે અને પંતપ્રધાન પાસે ખુલાસો માગ્યો છે.

જીલ્લા પંચાયત ઉપરાંત સહકારી મંડળીઓ પણ આ જૂથબંધીને મજબૂત કરવામાં ઘણો મોટો ભાગ ભજવે છે. જીલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક, એ લોન આપીને ટેકેદારો ઊભા કરવાનું મોટામાં મોટું સાધન હોવાથી; એના ઉપર કાબુ મેળવવો એ જૂથના નેતાઓ માટે બહુ જ જરૂરનુ થઇ પડે છે.

મહારાષ્ટ્રના અહમદનગર જીલ્લામાં ખાંડ માટેની સહકારી મંડળીનાં બે જૂથોએ આખાયે જીલ્લાના રાજકારણ ઉપર પકડ જમાવી હતી. આ જીલ્લામાં જીલ્લા પરિષદ, જીલ્લા કોંગ્રેસ કમિટી અને ખાંડ સિવાયની અન્ય સહકારી સંસ્થાઓ પણ બે જૂથોમાં વહેંચાયેલી હતી. અને આ જુદાં જુદાં જૂથોના બહુ જ મિશ્રિત

૫ જુઓ: (૪) હિન્દુસ્તાન ટાઇમ્સ (દિલ્હી) તા ૮, ૯, ૧૦ નવેમ્બર ૧૯૬૩

પાયા ઉપરનાં જોડાણો. ટારા આખાયે જીલ્લાના રાજકારણનું માળખું રચાયેલું છે!

રાજય કક્ષાએ આ જૂથબંધી વધુ વિશાળ પાયા ઉપર, મજબૂત રીતે રચાયેલી હોય છે. મોટા ભાગે સંસ્થાપાખ અને સત્તાપાંખ એ બે જૂથો હોય છે, આ બે જૂથો વચ્ચેની સત્તા માટેની સાઠમારીને લીધે નેતાઓમા અને રાજકારણમાં ફેરફારો થાય છે. આ જૂથબંધીના ઝગડા રાજકારણને સ્થગિત થતું બચાવે છે. સામાન્ય રીતે રાજ્યકક્ષાએ નેતાગીરીમાં ફેરફારનો પ્રકાર એવો રહ્યો છે કે સંસ્થાપાંખ ધીમે ધીમે રાજકારણમાં પોતાની પકડ જમાવી, સત્તા પાખના જૂથને સત્તામાંથી ફેંકી દે છે. આવા પ્રકારના ફેરફારનો પ્રથમ બનાવ તામિલનાડમા બન્યો હતો; ત્યા કામરાજ નાદરે કોંગ્રેસ સસ્થામાં પોતાનો કાબૂ જમાવી સુબ્રમણ્યમ અને રાજગોપાલાચારી જેવા નેતાઓને પણ દૂર કર્યા હતા. આ પ્રકાર ઉત્તરપ્રદેશ, ઓરિસ્સા, માયસોર, મધ્યપ્રદેશ, રાજસ્થાન અને છેલ્લે ગુજરાતમા પણ જોવા મળે છે. પરંતુ સસ્થાપાખ અને સત્તાપાખ વચ્ચેની જૂથબધી – જેનો, છેલ્લા લગભગ એક દાયકાથી, ધીમો પણ સગીન વિકાસ થયો છે તે–ઘણી જ જટિલ છે. દરેક જૂથની અદર પણ વ્યક્તિગત નેતાઓના (પોતાના કાર્યકરોનાં) વ્યક્તિગત જૂથો હોય છે. આ જૂથોમાં પણ સપૂર્ણ ઐક્ય નથી અને બન્ને જૂથો વચ્ચે નેતાઓની આપલે થયા જ કરે છે. સંસ્થાપાખના નેતાઓ પ્રધાનમંડળમા અને પ્રધાનમંડળના નેતાઓ સંસ્થાપાખમાં પણ જોવા મળે છે.

રાજ્યની જૂથબંધીમા કોંગ્રેસના કેન્દ્રના મોવડીઓ અને પ્રધાનો પણ બહુ મહત્વનો ભાગ ભજવે છે. રાજ્યની જૂથબધી અને કેન્દ્ર વચ્ચેના વ્યવહારના બે તબક્કા છે. પ્રથમ તબક્કામાં, રાજ્યની જૂથબધીના ઝગડાઓને છેક વિપરિત પરિસ્થિતિમાંથી બચાવી લેવા માટે કેન્દ્રના મોવડીઓની દરમ્યાનગીરી થતી. તે હજુ પણ કેટલાક અંશે ચાલુ છે. પરંતુ બીજો તબકકો એવો પણ આવ્યો કે જેમા રાજ્યના જૂથોએ કેન્દ્રના નેતાઓનો ટેકો લેવા માડયો. કેન્દ્રના પ્રધાનો પણ રાજ્યની જૂથબંધીમા સંપૂર્ણ રીતે સંડોવાયા. પરિસ્થિતિમા એવો પલટો આવ્યો છે કે, કેન્દ્રના પ્રધાનોને પણ કેન્દ્રના બીજા પ્રધાનો સામે ટકી રહેવા માટે રાજ્યના જૂથોનો સહારો લેવો પડે છે. કેન્દ્રના જૂથોએ ધીમે ધીમે રાજ્યના જૂથોમા પોતાનુ સ્થાન લેવા માંડયું છે. કેન્દ્રના નેતાઓ પણ રાજ્યના જૂથોમાંથી પોતાના માણસોને ટિકિટ આપવામાં કે પ્રધાનપદ અપાવવામાં સતત પ્રયત્નશીલ હોય છે. રાજકીય વર્તુળોથી પરિચિત માણસોને જરૂર ખ્યાલ હશે કે આવાં વર્તુળોમાં સતત વાટાઘાટો ચાલતી જ હોય છે કે; રાજ્યના કયા જૂથને કેન્દ્રના કયા નેતાઓનો ટેકો છે. છેલ્લી ચૂંટણી વખતના ગુજરાતનો કિસ્સો લઈએ. પંતપ્રધાનપદ માટે ડૉ. જીવરાજ મહેતા અને બળવંતરાય મહેતા વચ્ચેની સાઠમારીમાં કેન્દ્રના પ્રધાનોએ પણ મહત્વનો ભાગ ભજવ્યો જણાય છે.

ટૂંકમાં, જૂથબંધીએ ગામડાંથી તે કેન્દ્ર સુધી એક કડીબદ્ધ સાંકળ રચી છે; અને આવી સાંકળ ઉપર દેશનું રાજકારણ આકાર લઇ રહ્યું છે!

૫

પરંતુ આ અનેક પ્રકારો અને કક્ષાઓવાળી જૂથબંધી આપણા લોકશાહી વિકાસને માત્ર રૂંધનારું બળ છે એવું માની લેવાની જરૂર નથી.

આપણે જોઇશું કે હિંદનું રાજકારણ જે પરિસ્થિતિમાં પાંગર્યું છે એમાં જૂથબંધીએ પણ મહત્ત્વનો સક્રિય ફાળો આપ્યો છે.

૧: હિંદની લોકશાહી માટેની એક સામાન્ય ટીકા એવી છે કે હિંદની લોકશાહી માત્ર એક પક્ષ – કોંગ્રેસની સર્વોપરિતા ઉપર રચાયેલી છે અને તેથી એ સાચી લોકશાહી નથી. આ ટીકાનો ઘણો અસરકારક જવાબ જૂથબંધીએ પૂરો પાડયો છે. જૂથબંધીએ કોંગ્રેસનું બે કે તેથી વધુ પક્ષોમા વિભાજન કરી નાખ્યું છે. આ રીતે મજબૂત વિરોધ પક્ષના અભાવમા જૂથબંધીએ એક અસરકારક વિરોધ પક્ષની ગરજ સારી છે.

વિરોધ પક્ષનું એક મોટું કાર્ય એ છે કે સત્તાધીશ પક્ષને એ બેફામ ન થવા દે અને એના ઉપર કાબુ રાખે. કોંગ્રેસના કોઇ એક જૂથને બેફામ થતો અટકાવી એના ઉપર અંકુશ રાખવાનું કામ જૂથબંધીએ કર્યું છે. કોંગ્રેસની બધી જ નબળાઇઓ વિરોધ પક્ષને અને છાપાંઓને પૂરી પાડવાનું કામ કોંગ્રેસની અંદરના જ જૂથો કરતાં હોય છે! કોઇપણ એક જૂથને પ્રધાનમંડળ રચતા કે ચૂંટણી માટે ટિકિટોની વહેંચણીમા બીજા જૂથોના નેતાઓને ધ્યાનમા લેવા જ પડે છે. આમ, કૃત્રિમ રીતે પણ વિરોધ પક્ષનું કામ જથબધી કરે છે; અને રાજકારણને એકપક્ષ–એક જૂથના–વ્યક્તિના સર્વસત્તાવાદી સામ્યવાદી દેશોની પરિસ્થિતિમા પલટાતું બચાવી લે છે.

૨: ભારતના રાજકારણ માટે બીજી એવી ટીકા પણ છે કે ભારતનું રાજકારણ સ્થગિત થઇ ગયું છે. એક પક્ષની સર્વોપરિતાને લીધે નેતાગીરીમાં અને રાજકારણમાં કોઇ પલટા આવતા જ નથી. પરંતુ જુદા જુદા પ્રકારનાં જૂથોની વચ્ચેના સંબંધો, અને ઝગડાની બાંધછોડ ચાલુ જ હોય છે. દેશમાં પક્ષ સત્તા ઉપરથી બદલાતો નથી તો જૂથો જરૂર બદલાય છે. આને લીધે સિધ્ધાંતો, નીતિ અને વહિવટી તંત્રમાં પણ ફેરફારો જોવાના મળે છે. દાખલા તરીકે ડાબી પાંખના નેતા પછી જમણી પાંખના નેતા નાણાંપ્રધાન બને તો અંદાજપત્રમાની કરો નાખવાની રીત અને આર્થિક નીતિમાં પણ ઘણા પલટા આવી જાય છે. જૂથબંધીના કારણે નેતાગીરીમા પણ ખૂબ ફેરફારો થાય છે. એક પક્ષની મર્યાદામાં રહીને પણ જૂથબંધીએ રાજકારણને સ્થગિત થતું અટકાવ્યું છે.

આપણા રાજકારણમાં જૂથબંધી રાજકારણની જુદી જુદી કક્ષાઓ વચ્ચે તથા

# કવિતા અને પ્રતિભા | રમેશ બેટાઇ

હૃદયમા જ્યારે સર્વ પ્રથમ કાવ્યનો ઉદ્‌ગમ થાય છે અને તેને શબ્દ શરીર પ્રાપ્ત થાય છે, ત્યારે અનન્ય એવો આનંદ કવિ હૃદય અનુભવે છે. એને લાગે છે કે પોતે હોમર, કાલિદાસ, સેક્સપિયર, અને ટાગોરનો સમકક્ષ મહાકવિ બનવાને સર્જાયા છે. જીવન તેને ધન્ય લાગે છે જીવનનો પ્રત્યેક પ્રસંગ તેને અકલ્પ્ય એવા આનંદનો અનુભવ કરાવે છે પોતાનું પ્રથમ સર્જન ગમે તેવુ સામાન્ય હોય તો પણ તેને અપૂર્વ લાગ છે, મહાન લાગે છે

એક કવિની પ્રથમ કાવ્ય કૃતિ છેઃ

> પૂર્વ દિશાએથી રથમાહે બેસીને
> આવતો રાજા સૂર્ય,
> કૂકડો બોલતો પ્રભાતનું ગીત ને
> લોકો ઉઠતા તેથી

રસ, કલ્પના, માધુર્ય, મૌલિકતા, સંગીત અને શબ્દૌચિત્ય ભાષાનો જેમા સંપૂર્ણ અભાવ છે, એવી આ પંક્તિઓ રચતા તેના રચયિતાને અગમ્ય એવો આનંદાનુભવ થયો હશે એ રચનાની ક્ષણ, તે દિવસ ધન્ય લાગ્યા હશે ફરી ફરી એ પંક્તિઓ આનંદાતિરેકના પ્રતિઘોષ રૂપે મુખમાથી સરી પડી હશે.

અને એ અનુભવ જેટલો પ્રશંસનીય, એટલો જ વાસ્તવિક છે, જેટલો અસત્ય એટલો જ સત્ય છે, તે હકીકત કોણ નકારી શકે ? કાવ્યનો પ્રથમ ઉદ્‌ગમ એ કાવ્ય દેવીનો પ્રથમ અને ઝાંખો છતા વાસ્તવિક સાક્ષાત્કાર છે પ્રથમ પંક્તિઓના લેખન સહ કવિને પોતાની જન્મજાત શક્તિ કિંવા પ્રતિભાનો પરિચય થાય છે, એ પ્રતિભા કે જેના અભાવે કાવ્યરચના સ્વપ્નવત્ છે, આકાશ કુસુમવત્ છે.

અને આ પછી ક્રમશ કાવ્યરચનાના પ્રસંગો વધતા જાય છે, કાવ્યોનું મૂલ્ય વિશિષ્ટતા પ્રાપ્ત કરતું જાય છે. અને કદાચિત પ્રથમ કાવ્યરચના વિસ્મરણના ગર્ભમા પણ સરી પડે છે, તે છતાં પ્રથમ અનુભવનું મૂલ્ય અને મહત્તા અવિછિન્ન જ રહે છે.

શૈશવના પ્રથમ રુદનમા કવિઓને અનેક ભાવો આવ્ય બન્યા છે એ ભાવો શૈશવમાથી કૌમાર્યમા અને તેમાથી યૌવનમાં પ્રવેશનારને હાસ્યાસ્પદ લાગે અને વયની સાથે અનુભવી ને જ્ઞાનવૃદ્ધ બનનારને યૌવન પણ ગર્હણીય લાગે તે છતા યૌવન કૌમાર્ય અને શૈશવની મહત્તામાં અલ્પતા પ્રવિષ્ટ થતી નથી, એ હકીકત સર્વવિદિત છે. દામ્પત્ય જીવનના થોડા વર્ષો વીત્યા બાદ પ્રથમ મિલનના પ્રસંગો ક્ષુલ્લક લાગે, તે છતાં તેની રોમાચકતા ઓછી થતી નથી.

કાવ્યના પ્રથમ ઉદ્‌ગમ પછી લબ્ધ પ્રતિષ્ઠિત કવિ બનતા અથવા મહાકવિ પદ પ્રાપ્ત કરતા કવિનો અર્થાત્ તેના હૃદયના ભાવોનો, ભાવ દર્શનનો, અનુભવ તથા સંવેદનનો, ચિંતનનો અને કાવ્ય પ્રતિભાનો પણ આ પ્રકારે જ વિકાસ થાય છે. કોઇપણ કવિ કલાકાર જન્મથી જ મહાન હોતો નથી. કેવળ પ્રતિભા કવિ કે કલાકારની સર્જક નથી. અન્ય લક્ષણો પ્રતિભા પર આધૃત હોવા છતા પણ અત્યંત મહત્વના છે મહાન સંસ્કૃત આલંકારિક મમ્મટાચાર્યના શબ્દોમા કહીએ તો કાવ્યરચના માટે, 'શક્તિ, નિપુણતા કાવ્ય અને અન્ય શાસ્ત્રોનું ગવેષણ, કાવ્ય વિષયક કેળવણી' આટલા લક્ષણો આવશ્યક છે પ્રત્યેક માનવહૃદયમા ભાવાનુભવ, વિષાદ, સંવેદન ઇત્યાદિ જાગે છે, જીવનપ્રાપ્ત પ્રસંગો પ્રત્યેકના હૃદયપર કાવ્ય જન્મોચિત છાયા પાથરે છે, જીવનમા પ્રત્યેક માનવ હૃદય અનેક પ્રસંગે સંવેદનશીલ બને છે અને છતા સર્વ હૃદયોમાથી કવિતા જન્મતી નથી. 'મારા કવિ' હોવાનું માન અલ્પજન પ્રાપ્ય બને છે અને મહાકવિ તો અનેક શતકે એકાદ જ પ્રાપ્ત થાય છે, એ હકીકત જ શક્તિ કિંવા પ્રતિભાની આવશ્યકતા અને મહત્વ સૂચવે છે. એ શક્તિમા કવિના પરંપરાપ્રાપ્ત

અલંકાર, કલ્પના, ઇત્યાદિ રૂપી નિપુણતા, સૌંદર્ય, માધુર્ય, અને સંગીતનો ઉમેરો કરે છે. કાવ્યશાસ્ત્રનો અભ્યાસ તેના ભાવોને સ્પષ્ટ આકાર આપે છે, અન્ય શાસ્ત્રોનો અભ્યાસ તેનામાં વાસ્તવિકતાનો અંશ ઉમેરે છે અને તેના ભાવોને લોકભોગ્ય બનાવવામાં સહાયભૂત થાય છે, અને સ્વરચિત તેમ જ અન્યરચિત કાવ્યોનું મનન તેની ક્ષતિઓ અને મર્યાદાઓનો પરિચય કરાવે છે. આમ, કોઇ કવિ જન્મથી કવિ નથી. તેનામાં પ્રતિભા કે શક્તિ જન્મજાત છે, એમ કહેવાનો અર્થ એ છે કે તેને કવિ બનાવવામાં આવશ્યક અને અનુકૂળ એવી શક્તિ અથવા પ્રતિભા તેને પૂર્વ જન્મના કોઇ અગમ્ય સંસ્કારો સાથે જ અધિગત હોય છે. અર્થાત્ કાવ્યદેવીનું દર્શન તેને ગમ્ય હોય છે.

આ સ્થળે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. પ્રતિભા સહ પ્રત્યેક કવિ જન્મતો હોય તો પછી પ્રત્યેક કવિ મહાકવિના પદને કેમ પ્રાપ્ત કરી શકતો નથી? કદાચિત્ કેટલાકની પ્રતિભા જીવનની વિષમતામાં અટવાઇ જતી હશે કે અન્ય લક્ષણોમાં વિકાસના અભાવે ખીલતી નહીં હોય, એ પ્રકારની સ્પષ્ટતા આપી શકાય. પરંતુ એનું વિશેષ સ્પષ્ટ કારણ એ જ છે કે પ્રત્યેક કવિ સમાન પ્રતિભા સહ જન્મતો નથી અને આ કારણે જ કેટલાક કવિઓના પ્રારંભિક આલેખનમાં સાચી મહત્તા તો નહીં, પરંતુ તેના સામાન્ય લક્ષણો પ્રતીત થયા વિના રહેતાં નથી. શેક્સપીઅરના નિર્બલતમ નાટકોમાં પણ આપણને મહાકવિની આછી એવી છાયા દૃશ્યમાન થાય છે. અને કવિ કુલગુરુ કાલિદાસની પ્રાપ્ય કૃતિઓમાંની અવિકૃત 'ઋતુસંહાર'માં પણ એ કવિ ભવિષ્યમાં મહાકવિના ધન્યપદનો સ્વામી બનવાનો એવો ઉદ્ઘોષ આપણે અવશ્ય પડે છે. આ રીતે કાવ્યના ઉદ્ભવમાં હેતુભૂત લક્ષણોમાં સૌથી અગત્યની અને અગમ્ય તેમ જ જગન્નિયંતા પર આધાર રાખનાર એવી પ્રતિભાની અસમાનતા એકને સામાન્ય, અન્યને નોંધપાત્ર અને કોઇકને મહાકવિપદના અધિકારી બનાવે છે.

'પ્રતિભા એટલે શું' એ વિષયમાં કેટલીક સ્પષ્ટતા થતાં ઉપર્યુક્ત દલીલ વિશદ થશે. અને પ્રતિભાનો પરિચય કાવ્યલેખન સમયની કવિ હૃદયની સ્થિતિમાં કિંચિત અવગાહન કરવાથી શક્ય બનશે. પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરનાર સિદ્ધો માટે કહેવાય છે કે તેઓનું ચૈતન્યમય શરીર ઇહલોકમાં અસ્તિત્વમાં રહેવા છતાં તેમનો મુમુક્ષુ આત્મા પરબ્રહ્મમાં વિલીન થઇ ગયો હોય છે. આનો અર્થ એટલો જ કે વિલીનીકરણની આ સ્થિતિને અંતે તેઓ જીવનની પ્રત્યેક ક્ષણે પરબ્રહ્મ-સંબદ્ધ જ રહે છે પરંતુ જગતના સામાન્ય જનને માટે પણ પરમાત્માનો સાક્ષાત્કાર અશક્ય નથી જ. સામાન્ય માનવીના જીવનમાં પણ અદ્ભુત, અપાર્થિવ આનંદની કોઇક ક્ષણો અવશ્ય આવે છે, જ્યારે તે પરમાત્માની ધન્ય ઝાંખી પામે છે. કોઇક વખત તેને એ અનુભવનું યથાતથ્ય ન પણ સમજાય, છતાં તે અગમ્ય એવા અનુભવથી આશ્ચર્યવિમૂઢ બની રહે છે. સામાન્યજન અને સિદ્ધ વચ્ચેનો ભેદ એ જ કવિ અને મહાકવિ વચ્ચેનો ભેદ છે. ક્રમશઃ સિદ્ધની તમામ કક્ષાઓ પસાર કરનાર તપસ્વીની માફક જ મહાકવિ જીવનના વિવિધ અનુભવો અને સંવેદનોને અંતે એક એવી પરિસ્થિતિએ પહોંચે છે જ્યારે જીવનની પ્રત્યેક ક્ષણે કાવ્ય તેને હસ્તગત હોય છે, અર્થાત્ સદૈવ વિકાસશીલ એવી કાવ્યદેવીના અમૂર્ત છતાં મૂર્ત એવા સ્વરૂપનું જાણે કે તેને દર્શન થાય છે. કાવ્યદેવીના કૃપાકટાક્ષનો પ્રત્યેક ક્ષણે ભોક્તા બનવાની ધન્ય સ્થિતિએ તે પહોંચ્યો હોય છે અને આ દર્શન સામાન્ય કવિને જીવનની કોઇક અત્યંત અલ્પજીવી ક્ષણોએ થાય છે, અને એ ક્ષણો તથા તે સમયના અદમ્ય એવા અનુભવને આધારે જ, જાણે કે, તે જીંદગી આખી વર્ષા ઋતુની પ્રતીક્ષા કરતા મયૂરની માફક ગાયા કરે છે, અથવા ચાતક પક્ષીની માફક આકાશગામી સ્થિર દૃષ્ટિએ જોઇ ધીમું સંગીત રેલાવ્યા કરે છે.

કાવ્યદેવીના આ દર્શન અને કૃપાકટાક્ષને કવિના અનુભવની દૃષ્ટિએ જોઇએ. કાવ્યનું ઉદ્ગમ-

સ્થાન હૃદય જ હોવાથી એ અનુભવ ત્યાં જ નિશ્ચિત થાય છે. મન અને આત્મા – તેમાં કોઈપણ ભાગ ભજવે તો તે એટલો જ કે મન કવિના હૃદ્ગત ભાવોને વાચા આપે છે, આત્મા એ વાગ્દર્શનને સંસ્કૃત બનાવે છે, વિશાળતાનો ઓપ આપે છે. પરંતુ મન અને આત્માના કાર્ય પહેલા કવિના હૃદયમા જે પરિસ્થિતિ જન્મે છે તે જેટલી સમજાવવી કઠિન છે, તેટલી જ રસપ્રદ છે. આજ આપણે એક વસ્તુ સ્પષ્ટ રીતે સ્વીકારી લેવી જોઈએ કે, કવિ અથવા કલાકારને દેવદૂત ગણવાનો કે કોઈ અપાર્થિવ આભા આરોપવાની કશી આવશ્યકતા નથી આ જગતના સર્જનહારે આત્મ-સાક્ષાત્કારની શક્તિ પ્રત્યેક માનવીને આપેલ છે. ભેદ માત્ર પ્રમાણમા છે જીવનપ્રાપ્ત પ્રસંગો કે કોઈ અદ્ભુત દૃશ્ય કિંવા મહાન વિચાર સામાન્ય માનવીના હૃદયને પણ સ્પર્શે છે, તેના હૃદયમા ચિરકાલવાસી પણ બને છે છતા કવિ એ અનુભવને કોઈક સ્પષ્ટ આકાર આપી શકે છે સામાન્ય માનવી નથી આપી શકતો. કારણ કે કવિ જે અનુભવે છે તે સામાન્ય માનવના અનુભવથી ભિન્ન છે કેટલાય વિચારો આવી આવીને ઊડી જાય છે. કેટલા પ્રસંગો વિસ્મરણને વાયરે ચઢી જાય છે, કેટલાય દૃશ્યો કવિહૃદયોને સ્પર્શતા પહેલા દૂર થઈ જાય છે અથવા ત્યા સ્પર્શીને પડી જાય છે. આ બધામાથી કોઈક વિચાર, પ્રસંગ, કિંવા દૃશ્ય કવિના હૃદયમા ચિરકાલવાસી બને છે. એના હૃદયના સંસ્કારોને અનુકૂળ એવી દૃષ્ટિ અને કલ્પનાને ઉત્તેજિત કરે એવું કશુંક તેને પ્રાપ્ત થાય છે, અને કલ્પનાની ઉત્તેજનાના પરિપાક રૂપે કોઈક અસ્પષ્ટ ભાવો તેના હૃદયમા સાકાર બને છે. એ ભાવો પર ફરી ફરી કવિ જાણે મનન કરે છે.

આને આપણે સંવેદન કહીએ છીએ સંવેદનની અતિશયતામા એક પરિસ્થિતિ એવી આવે છે કે જ્યા કવિ 'સ્વ'ના વિસ્મરણમાં પડી ગયો હોય છે, એ અનુભવલીન બની ગયો હોય છે, તેનુ હૃદય એ સંવેદનથી ભારે બને છે, અનેક સ્પંદનો જાગે છે એ હૃદ્ગત ભાવ અને કલ્પના અભિવ્યક્તિ માટે મથે છે અને બહાર આવે છે. સંવેદનની આ અતિશયતા કેટલીકવાર એટલી દૃઢ હોય છે કે વાણીનુ માધ્યમ તેના બહિર્ગમન માટે અત્યંત નિર્બળ લાગે છે કવિના હૃદયમા જાગતા સ્પંદનોને સંપૂર્ણ સ્વરૂપ આપવામા કોઈ ભાષા સફળ થઈ નથી વિશ્વને આશ્ચર્યવિમૂઢ બનાવનાર કોઈપણ કવિની વાણી તેના હૃદયના તમામ સ્પંદનોને સાકાર કરી શકી છે તેમ ન કહી શકાય વાલ્મીકિ, હોમર, કાલીદાસ, શેક્સપીઅર, મિલ્ટન અને ટાગોરની કૃતિઓ કરતા તેમનું સંવેદન, તેમના ભાવ, તેમની કલ્પના, તેમના સ્પંદનો અનેક ગણાં વધુ મહાન હોવા જ જોઈએ. કવિ આ રીતે લખતો નથી, તેનાથી લખાઈ જાય છે કોઈક સાચા અર્થમા ઉચ્ચ કોટિની કૃતિનુ સર્જન કરતો કવિ તદ્દાન પર્યંત જાણે પોતાની આસપાસના વાતાવરણથી વિમુખ બને છે, વધુ ને વધુ આકાશગામી બનતી તેની દૃષ્ટિસહ તેના મન અને હૃદય પણ તન્મયતા દ્વારા સ્વપરિસ્થિતિથી પર બને છે તેટલી ક્ષણો પૂરતો તે ઇહલોકવાસી મટી કોઈક અગમ્ય, એવા પરલોકનો સંશોધક ને દ્રષ્ટા બની ગયો હોય છે. મુગ્ધતાની એક એવી પરિસ્થિતિએ પહોંચે છે જ્યાંથી લેખનને અંતે થતું પુનરાગમન તેને આશ્ચર્યવિમૂઢ પણ બનાવી દે છે. અને તે છતા આ સ્થિતિને પ્રાપ્ત કરતા પૂર્વે તેનુ હૃદય વિવિધ પરિસ્થિતિઓમાથી પસાર થયુ હોય છે દર્શન, મનન, ભાવજન્મ, સંવેદન, સ્પંદન અને બહિર્ગમનની આ સ્થિતિમાથી તે પસાર થયો હોય છે. પ્રથમ દૃષ્ટિએ અકસ્માત્ લાગતા કાવ્યસર્જનની પાછળ વિદ્યુતગતિએ પણ ક્રમશ: આ વિવિધ પરિસ્થિતિઓનો વિકાસ થયા વિના નથી જ રહેતો ક્ષણિક કિંવા અકસ્માત્ આવેગ કાવ્યસર્જનમા હેતુભૂત નથી અને આ પ્રકારે કાવ્યસર્જન થયા પછી પણ તેના પર અભ્યાસ, મનન ઇત્યાદિ દ્વારા યથાશક્ય ફેરફારો આવશ્યક બને જ છે, જે હકીકત અનેક પાશ્ચાત્ય વિદ્વાનોની માફક તમામ પૌરસ્ત્ય આલંકારિકોએ પણ સ્વીકારી છે

અને આ પ્રતિભા જે સર્જન કરે છે તેની મહત્તા પણ સમજી લઈએ. અમુક કાવ્યવાચકોની દૃષ્ટિ

અને કલ્પનાની કસોટીએ મહાન કૃતિ તરીકે સિદ્ધ થાય છે. સદૃષ્ટાંત સમજવાનો પ્રયત્ન કરીએ. રામાયણ સર્જક વાલ્મીકિ ઋષિના મધુર મધુરાક્ષરો માનવીને શી વાત કહી જાય છે ? મહાકવિ શેક્સપિયરની અમર કાવ્યકૃતિ હેમ્લેટ આપણને શા માટે મહાન્ લાગે છે ? શા માટે આપણે એને અમર કૃતિ કહીએ છીએ ? એ એકમાત્ર કૃતિના સર્જને પણ અનેક નાટકોના સર્જકનું અમરત્વ તેને વર્યું હોત એમ આપણે શા માટે કહીએ છીએ ? કાલીદાસના શાકુન્તલમાં ચતુર્થ અંકના અનેક વાચને પણ આપણે શા માટે થાકતા નથી ? આધુનિક યુગમાં પણ એના વાચને આપણા લોચનો શા માટે અશ્રુપૂર્ણ બને છે ? રવીન્દ્રની હૃદયવીણાએ જેનો ગુંજારવ કર્યો એ 'ગીતાંજલિ'માં આપણને પ્રિય શું બને છે ? મહાપુરુષો અને પયગંબરોને આપણે તેમની દૃષ્ટિ અને હૃદયની વિશાળતા માટે પૂજીએ છીએ બુદ્ધના ચક્ષુઓમાં દૃષ્ટ ક્ષમા, ઇશુની નમ્રતામાં પ્રતિબિંબિત ઉદારતા, કૃષ્ણના વિરાટ સ્વરૂપમાં પ્રતીત થતી ધર્મપ્રિયતા અને ગાંધીજીના સ્મિતમાં વ્યક્ત સત્ય અને વિશ્વબંધુત્વની ભાવનાને કારણે, આ મહાપુરુષો આપણા અંતરની પૂજાને પાત્ર બન્યા છે એમના મહત્તા, માનવતા અને સુખની ભાવનાનું રહસ્ય છે. તેમની વસુધૈવ કુટુમ્બકમની ભાવના હૃદયના મર્મને સ્પર્શી જનારી હોય છે. મહાકવિઓની પણ આવી પયગંબરી દૃષ્ટિ જ હોય છે. સામાન્યતઃ સ્વ થી પ્રારંભ થતી કૃતિ ક્રમશઃ સર્વસ્પર્શી બને છે. હૃદયની વિશાળતા અને કલ્પનાની ઉદાત્તતામાં માનવ જીવનના, માનવ હૃદયના તમામ સુખ દુઃખ, તમામ ઉત્થાનપતનને સમાવી લેવાની અગમ્ય એવી શક્તિ હોય છે જગતના પ્રત્યેક માનવને એ મહાકૃતિમાં પોતાના જીવનનું દર્શન પ્રાપ્ત બને છે ભિન્ન દેશ કાલાનુભવજાત માનવો એક ને એક કૃતિમાંથી પોતાના હૃદયના અનેક પ્રશ્નોના ઉત્તર મેળવી શકે છે. કવિની દૃષ્ટિને પ્રાપ્ત અને શબ્દ શરીરે વ્યક્ત દર્શનમાં કંઇક એવી મહત્તા છે કે જે દ્વારા જીવનની સર્વ કક્ષાનાં માનવ હૃદયો તેમાં સ્વનું આલેખન પામે છે આ અર્થમાં મહાકવિઓની કૃતિઓ સર્વસ્પર્શી, (Universal) બને છે, અને વાચક-પક્ષનો આનંદ તે પણ આ અર્થનો નિર્વિકાર, નિઃસ્વાર્થ, ધન્ય દૈવી એવો આનંદ બને છે. એક સાદું દૃષ્ટાંત લઇએ તો કમળના દર્શને પુષ્પવિક્રેતા, યુવાન પ્રિયતમ, અને પ્રભુપરાયણ ભક્તને વિવિધ વિચારો આવશે

ત્રણેના કમલના દર્શને જન્મેલો આનંદાનુભવ કદાચિત્ એક જ પ્રકારનો હોવા છતાં ત્રણેના એ આનંદના હેતુ ભિન્ન ભિન્ન હોઇ શકે પુષ્પવિક્રેતા એ પુષ્પના વિક્રયથી સારું વળતર મેળવવા ઇચ્છશે, યુવાન પ્રિયતમ પ્રિયતમાના કેશકલાપમાં આ પુષ્પને ગૂંથી તેનું લજ્જાયુક્ત સ્મિત પામવા વાંચ્છશે, અને ભક્ત શિવમસ્તકે એ પુષ્પ ચઢાવી ધન્યતાની ભાવના અનુભવવા ઇચ્છશે અને ત્રણેયને એક જ કમળમાંથી લગભગ સમાન પ્રકારનો આનંદાનુભવ થશે મહાકવિઓની મહત્તાનું રહસ્ય પણ આ જ પ્રકારનું છે ગીતસ્વામી જયદેવના 'ગીત ગોવિન્દ' ના વાચને સ્ત્રી અને પુરુષ ઉભયનાં હૃદય પ્રણયનર્તને મસ્ત બનશે, તેની સાથે પ્રભુપ્રેમી જન, સંગીતકાર, નૃત્યકાર, શિલ્પકાર, કૃષ્ણભક્ત કે કોણ એમાંથી અનન્ય, અલૌકિક આનંદ પામી ધન્યતા નહી અનુભવે ? ભવભૂતિના एको रस करुण एव એ ભાવના આલેખનરૂપ રામહૃદયનો વિષાદ વ્યક્તિનો મટી વિશ્વનો વિષાદ નથી બની જતો ? મિલ્ટનના Paradise lost-માં સંવેદનશીલ માનવહૃદયને પોતાની જ નિર્બળતાઓને કારણે પોતાનું Paradise ખોવાઇ જવાનું દુઃખ નથી થતું ? શેલીના Skylark અને cloud નું ઉડ્ડયન કોણ નહી ઇચ્છે ? અને Daffodils ના દર્શને કે cuckoo ના ઉત્કટ સંગીત શ્રવણે વર્ડઝવર્થના હૃદયનો આનંદ કોણ નહી અનુભવે ? 'રામચરિતમાનસ'ના ગાને તુલસીની ભક્તિ અને મગ્ની સર્વહૃદયા બનશે જ અને તમામ હૃદયો મીરાંના સાથે જ "મૈં તો પ્રેમદિવાની" એમ ગાયા વિના નહિ જ રહે અને જ આપણે મહાકવિઓની પ્રતિભાના રહસ્ય તરીકે સમજવાનું છે. આ જ મહાકવિઓના કૃતિઓમાંથી પ્રાપ્ત વિરલ આનંદાનુભવ જે જીવનના

કોઇપણ પ્રસંગમા કદાચિત્ સહજ નથી બનતો આ પ્રતિભા અને તેનાથી જન્મતો આનંદ કવિના કાવ્ય-મૂલ્યમાં પરિણામરૂપ બને છે

આ આનંદની કવિ અને વાચક ઉભયનાં પક્ષે પ્રાપ્તિ એ જ કાવ્યસર્જનનો એક માત્ર પ્રધાનોદ્દેશ કહેવાય તો પણ ખોટું નથી કવિ માનવહૃદયના અન્વેષણ અને દર્શનમા જે આનંદ અનુભવે છે તેજ અનુભવ વાચકપક્ષે તેટલો જ ઉત્કટ બને તે તેનો ઉદ્દેશ હોય છે. આ દૃષ્ટિએ 'કલા જીવન માટે', 'કલા જીવનથી પર બનવા માટે', 'કલા જીવન દ્વારા પરાનુભવ માટે', ઇત્યાદિ કથનો બહુ અગત્યના નથી રહેતાં અને વિશાળ દૃષ્ટિએ 'કલાને ખાતર કલા' અથવા 'આનંદને માટે કાવ્ય' એમ કહેવું જ આનંદના ઉપર્યુક્ત વિશાળ અર્થમા સાચું લાગે છે. બાકી કવિ માનવને તેના હૃદયનું દર્શન કરાવતો હોવાથી એ દર્શનમા જીવન અને પરનું દર્શન ઉભય સાન્વિત બની જ જાય છે કાવ્યનો ઉદ્દેશ નીતિબોધ નથી, ઉપદેશ નથી, તે છતાં પ્રિયપત્નીના પ્રિય, મધુર, સ્નેહ ને સ્મિતયુક્ત શબ્દોની રીતે જ કાવ્યાલેખન થવાથી તે નીતિનો ઉપદેશ ન કરે તો પણ મહાન કૃતિઓમા મહાન ભાવનાઓ વ્યક્ત કે અવ્યક્ત રીતે આવી જ જાય છે વાસ્તવિક રીતે, સમગ્ર દૃષ્ટિએ જોતા, કાવ્ય કે કલાને ઉપરોક્ત કથનોની મર્યાદાઓમાં બાંધવાની આવશ્યકતા નથી

આ પ્રકારે અતિશયોક્તિના ભય વિના આપણે કહી શકીએ કે સાચા દિલનો કલાકાર સંપૂર્ણ પણે માનવ હોવાની સાથે વિશાળ હૃદયી મહાપુરુષોની માફક મહાન છે તેની વાણી પયગંબરી છે, તેની કલ્પના અને ભાવના અસામાન્ય દૈવી જીવનનાં દર્શક અને ઉદ્દ્યોતક છે, તે માનવને સંસ્કાર અને જીવન અર્થાત્ માનવતાના સિંચન દ્વારા સામાન્ય જનને અગમ્ય એવો આનંદાનુભવ કરાવે છે



[ પા. ૩૦ થી ચાલુ ]

(૩) India's Political Take-off : Economic Weekly, વાર્ષિક અંક ફેબ્રુઆરી ૧૯૬૨.

(૪) The Take-off Election: Economic Weekly વિશેષાંક જુલાઇ ૧૯૬૨.

ખબરપત્રી ઇકોનોમીક વીકલી

(૧) Changing Tone of Congress Politics: Economic Weekly વિશેષાંક જુલાઇ ૧૯૬૧.

(૨) A Report on Sardar Nagar: Economic Weekly, ફેબ્રુઆરી ૧૯૬૧.

રજની કોઠારી અને ઘનશ્યામ શાહ

Caste Orientation of Political Faction, Modasa Constituency : A case Study. Economic Weekly, વિશેષાંક, જુલાઇ ૧૯૬૩.

અનિલ ભટ્ટ

Caste and Politics in Akola: Economic Weekly, ૨૪ ઓગસ્ટ ૧૯૬૩.

બલજીતસિંગ

Next Step in Village India

# માનવીની સ્વાધીનતા અર્થે

## [ અમેરિકાના પ્રમુખપદેથી માંગલિક પ્રવચન તા. ૨૦–૧–૧૯૬૧. ]

આજે આપણે એક પક્ષ (ડેમોક્રેટ)ના વિજયનો ઉત્સવ નથી ઉજવતા, પરંતુ સ્વાધીનતાના વિજયનો દિન ઉજવીએ છીએ એક આખા યુગના અંતનો અને નવાના આરંભનો પ્રતીકદિન પુરાવર્તન અને પરિવર્તનનો સુયોગ ઉજવીએ છીએ. કેમકે તમારા સૌની સમક્ષ અને સર્વશક્તિમાન ઈશ્વરની સમક્ષ આજથી લગભગ પોણાબે સદી પૂર્વે આપણા પુરસ્કર્તાઓએ જે પવિત્ર પ્રતિજ્ઞા લીધી હતી, એ જ પ્રતિજ્ઞા મેં ઉચ્ચારી છે.

વિશ્વ આજે અનેકગણું બદલાઈ ગયેલું છે. કેમકે માનવીના નશ્વર હાથોમા માનવ–દારિદ્રયના તમામ સ્વરૂપોનું અને સાથે સાથે માનવજીવનના તમામ સ્વરૂપોનું નિકંદન કરવાની શક્તિ આવી પડેલી છે. આમ છતા આપણા પુરસ્કર્તાઓ જે માન્યતાઓ માટે ઝુઝતા હતા, તેજ ક્રાંતિકારી માન્યતા આપણી પૃથ્વીની આસપાસ વીંટળાઈને જીવંત રહી છે, ને તે એ કે, માનવ અધિકારો કોઈ રાજ્યસત્તાની ઉદારતામાંથી નહિ, પરંતુ ઈશ્વરના હાથોમાથી માનવીને પ્રાપ્ત થયેલા છે

આજે આપણે એ વાતનું વિસ્તરણ કરવાની ધૃષ્ટતા નહિ કરીએ કે આપણે પ્રથમ ક્રાંતિના વારસદારો છીએ. આ સ્થળેથી, આ સમયે આપણી વાણી દોસ્તો અને દુશ્મનોને એક–સરખી ભલે પહોંચે કે અમેરિકાની નવી પેઢી કે જેને હસ્તક ક્રાંતિની મશાલ સુપ્રત થઈ ચૂકી છે, તે આ સદીમાં જ જન્મી છે, યુધ્ધમા તવાઈ છે, ને કઠોર અને કડુ શાંતિએ એને શિસ્ત શીખવી છે. અને તે આપણા પ્રાચીન વારસા માટે ગૌરવ લે છે, અને આપણા આ રાષ્ટ્રે જે માનવ–અધિકારોનો સદાકાળ સ્વીકાર કર્યો છે, અને જેને આજે આપણે આપણા રાષ્ટ્ર અને સમસ્ત વિશ્વ અર્થે અપનાવી લીધા છે, એ અધિકારોને ધીમે ધીમે નહિવત્ કરનારી પ્રવૃત્તિ નભાવી લેવાનું કે ઉત્તેજવાનું આચરણ આપણે કદી આચરનાર નથી.

પ્રત્યેક રાષ્ટ્ર જાણી લે–આપણું ભલું કે બુરું ઇચ્છનાર સૌ કોઈ જાણી લે કે–સ્વાતંત્ર્યની સિદ્ધિ અને રક્ષાની અખંડિતતા અર્થે આપણે ગમે તે દામ ચૂકવીશુ, ગમે તે બોજ ઉઠાવીશુ, ગમે તે કઠિનાઈ સહીશુ હરકોઈ મિત્રનુ સમર્થન કરીશું ને ગમે તે દુશ્મનનો સામનો કરીશું જ.

આપણી આ પ્રતિજ્ઞા છે–અને એથી અધિક...

● પુરાણા મિત્રો જેમના સાંસ્કૃતિક અને આધ્યાત્મિક મૂળ સ્રોતમા આપણે સહભાગી છીએ, એ સૌને આપણે વિશ્વ મિત્રો તરીકે વફાદારીનું વચન આપીએ છીએ. જ્યાંસુધી આપણે સંગઠિત રહીશું, ત્યાંલગી આ દુનિયામા એક એવું સાહસ નથી કે જેને સહકારી ભાવનાને જોરે પાર ન પાડી શકીએ આપણે જ વિચ્છિન્ન બનશું તો ભાગ્યે જ કશું કરી શકાશું કેમકે એ રીતે વિષમ સમયે પ્રબળ પડકારનો સામનો આપણે નહિ કરી શકીએ અને છિન્નભિન્ન બનાશું.

* જે નવન રાષ્ટ્રોને આપણે મુક્ત રાષ્ટ્રોના સમુદાયમા આવકારીએ છીએ, તેમને આપણે વચન આપીએ છીએ કે––

તેમને માથે લદાયેલ એક પ્રકારના સંસ્થાનિક નિયંત્રણને સ્થાને એથીય અધિકતર અત્યાચારી લોખંડી બેડી જકડાય એવું અમે થવા દઈશું નહિ.

—આ નૂતન રાષ્ટ્રો હંમેશા આપણા જ મત સાથે સહમત થાય એવીય અપેક્ષા અમે રાખીશું નહિ

––પરંતુ તેઓ તેમના સ્વાધીનતાનું સમર્થન કરે એવુ જોવાની આપણે સદાકાળ આશા સેવીશું. અને એટલું સ્મરણમા રાખીશું કે, ભૂતકાળમાં જેમણે વાઘની પીઠ પર સવારી કરી સત્તાની સાધના કરવાનો મૂર્ખ પ્રયાસ કર્યો છે, તેઓ એમા જ ખતમ થઈ ચૂક્યા છે.

[ વિશ્વમાનવ : નવેમ્બર–ડિસેમ્બર '૬૭.

* અર્ધી પૃથ્વીના ગામડાંમાં ઝુંપડીઓમાં વસનારા જે પ્રજા વ્યાપક વિપત્તિઓના બંધનોમાંથી મુક્ત થવા મથી રહી છે, તેમને આપણે વચન આપીએ છીએ કે—

" તમે તમારી જાતને સહાયરૂપ બનો, તે માટે અમે તમને શક્ય એટલી શ્રેષ્ઠ રીતે મદદ કરીશું.

" —જરૂર હશે તે બધો જ સમય, પરંતુ તે એટલા માટે નહિ કે રખેને કમ્યુનિસ્ટો એમ કરે, એટલા માટે નહિ કે અમે તમારા મત વાંછીએ છીએ, પરંતુ એટલા જ માટે કે એ જ એક સાચું કર્તવ્ય છે જો સ્વતંત્ર સમાજ બહુસંખ્યક અકિંચનોને મદદ નહિ કરી શકે તો, તે અલ્પસંખ્યક ધનિકોને ય બચાવી નહિ શકે "

* 'આપણી દક્ષિણે' વસેલા બહાનું પ્રજાસત્તાકોને આપણે વિશિષ્ટ વચન આપીએ છીએ આપણે શુભ શબ્દોને શુભ કાર્યોમાં પરિણત કરવા, પ્રગતિ અર્થે, નવી મૈત્રીની નામે કે, એ મુક્ત માનવીઓને અને સ્વતંત્ર સરકારોને ગરીબીની શૃંખલાઓ તોડી બહાર આવવા અમે સહાય કરીશું. પરંતુ આશાની આ શાંતિમય ક્રાંતિ દુશ્મન સત્તાઓનો શિકાર ન જ બની શકે. આપણા તમામ પડોશીઓ એ વાત જાણી લે કે, સમસ્ત અમેરિકાના (દક્ષિણના લેટીન અમેરિકાના) સ્વતંત્ર રાષ્ટ્રો સહિતના અમેરિકામાં ગમે ત્યાં, બહારના આક્રમણની અને આંતરિક કાવતરા દ્વારા પરિવર્તનની ઘટનાઓનો સામનો કરવામાં, અમે એમની સાથે જ રહીશું. અને બીજી તમામ સત્તાઓ પણ જાણી લે કે, આ ગોળાર્ધ પર વસનારા સૌ પોતપોતાના ઘરના માલિક તરીકે જીવવા ઇચ્છે છે.

* જ્યારે શાંતિના સાધનો કરતાં યુદ્ધના સાધનો આગળ વધી ગયા છે, એવા આ યુગમાં, આપણી છેલ્લી શ્રેષ્ઠ આશા સમા-સ્વાધીન રાજ્યોના વિશ્વ સંગઠન—સંયુક્ત રાષ્ટ્રસંઘને આપણે આપણું જૂનું વચન ફરી પહોંચાડીએ કે—

—અમે એનું સમર્થન કરવાનું ચાલુ રાખીશું.

—એને કેવળ ગાજો અને અભિશાપોનું મંડળ બની જતા રોકીશું.

—અને એનો અધિકાર વ્યાપક અને વિસ્તૃત બને, તે તમામ પ્રદેશોમાં માન્ય થાય તે માટે મથીશું.

અંતે

જે રાષ્ટ્રો આપણા વિરોધમાં રહેવાનું પસંદ કરે, એમને ઉદ્દેશી આપણે પ્રતિજ્ઞા નથી ઉચ્ચારતા પરંતુ વિનંતિ કરીએ છીએ કે—

વિજ્ઞાનના પ્રતાપે પ્રાપ્ત થયેલી વિનાશક શક્તિનો સંચય કોઈ પૂર્વયોજિત અથવા તો આકસ્મિક સ્વ-વિનાશમાં માનવતાને ડુબાડી દે તે પૂર્વે, બન્ને બાજુઓ (પક્ષો) શાંતિની શોધમાં ફેર વિચાર કરે..

આપણી નિર્બળતાથી આપણે તેમને આવા કોઈ કૃત્ય માટે લલચાવવાની હિંમત કરી શકીએ એમ નથી કેમકે આપણા શસ્ત્રો નિ:શંક રીતે પૂરતાં થઈ ચૂક્યા હશે, ત્યારે જ એમનો કદિ ઉપયોગ કરવાની જરૂર નહિ પડે.

પરંતુ આજે જે માર્ગે બન્ને જઈ રહ્યાં છે તેમાંથી તો, બન્નેમાંથી એકેય મહાન અને શક્તિશાળી જુથ મનની નિરાંત અનુભવી શકે એમ નથી. બન્ને જુથો વર્તમાન શસ્ત્રોના ખર્ચના ભારથી વધારે પડતા લદાયા છે. બન્નેને હૈયે જીવલેણ અણુશસ્ત્રોનો એકધારો વિસ્તાર ભય પ્રેરી રહ્યો છે. છતાં આજે તો ભયની અનિશ્ચિત સમતુલા, જે માનવજાતના અંતિમ યુદ્ધને ખાળી રહેલ છે, તેને જ પલટવાની શર્તમાં બન્ને ઉતર્યાં છે

એથી જ તો આવો, આપણે નવેસરથી આરંભ કરીએ. બન્ને પક્ષે એ વાત યાદ કરીએ કે, નાગરિકતાના લક્ષણો એ કાંઈ કમજોરી નથી અને અંતરની સચ્ચાઈ તો હંમેશા સાબીત કરવી રહે છે. આપણે કદિ કેવળ ભયના માર્યા વાટાઘાટો શરૂ કરી ન દઈએ અને વાટાઘાટો કરતા આપણે કદી બીતી ન અનુભવીએ

આવો, બન્ને જુથને એકત્ર કરનારી સમસ્યાઓ કઈ છે, તેની ખોજ કરીએ, આપણને જુદા પાડનારા મસાલો ઉપર જ મુસ્તાક રહેવાને બદલે.

આવો, બન્ને પક્ષ, પહેલી જ વાર, શસ્ત્રોના નિરીક્ષણ અને નિયંત્રણ માટે ચોક્કસ ગંભીર સૂચના-

# વિકાસગામી દેશોમાં પશ્ચિમનું કર્તવ્ય

[ આઇઝન હોવર સિદ્ધાંતની આલોચના ]

મિડલ ઇસ્ટમાં આપણી ભૂલો મુખ્યત્વે આપણી એ પ્રદેશો તરફના ખોટી દૃષ્ટિને આભારી છે. આપણે એ પ્રદેશની માથેના સંબંધો ઇસ્ટ-વેસ્ટ (આન્તરરાષ્ટ્રિય કમ્યુનિઝમ સામેના પશ્ચિમી દેશોના) સંઘર્ષની દૃષ્ટિએ જ ઉકેલવા કોશીશ કરી છે. પરંતુ એ દેશની રાષ્ટ્રવાદી ભાવનાઓ તથા તેમનો આર્થિક વિકાસ તથા સ્થાનિક રાજકીય વિખવાદો—આ બધાંને આપણે લેખામાં લીધા જ નથી—એ બધા વસ્તુઓને તો આપણે ગૌણ ગણીને તરછોડી કાઢી છે

આપણે સામ્યવાદ સામેનું વલણ લીધું તે કંઈ ખોટું ન હતું. સામ્યવાદ એ દેશોનો મોટામાં મોટો દુશ્મન હતો. પરંતુ આપણે એજ વાત એમને ગળે ઉતારવામાં નિષ્ફળ ગયા!

જે પ્રજા આપણા કરતાં બધી રીતે તદ્દન જુદી સમસ્યાઓનો સામનો કરી રહી હોય, તેમને આપણા સ્પષ્ટ સમજણ પ્રમાણે જ ફરજ પાડવામાં આપણે ભૂલ ખાધી. એ પ્રજાઓની સમસ્યા પછાત-નીચા જીવન ધોરણની હતી. તેઓ પોતાની તટસ્થતામાં ખરે ગૌરવ લેનારા હતા; અને વિદેશી સત્તાઓએ છેક દસકાઓ લગી એમનું શોષણ કર્યાનો ઇતિહાસ હતો! વળી આરબ પ્રજાને એટલી ખબર હતી કે, સોવિયેતની ફોજોએ કદી એમની ભૂમિ ચાંપી નહતી—બલ્કે, પશ્ચિમી ફોજોએ વસવાટ કબજો કર્યો હતો આથી તેઓ 'પશ્ચિમી' રાષ્ટ્રો સાથે લશ્કરી મૈત્રી-જોડાણ કરીને પોતાની તટસ્થતા અથવા રાષ્ટ્રવાદને ફગાવી દેવા તૈયાર ન હતા

આપણે મિડલ ઇસ્ટમાં બીજી પણ ભયંકર ભૂલો કરી છે.

આપણે આપણી તાકાતને ઘણી બધી વેડફી છે અને રાષ્ટ્રવાદની ભાવનાનું ઓછું મૂલ્ય આંક્યું છે આપણે ઘટનાઓ ઉપરનો કાબૂ ગુમાવી બેઠા હતા. અને એ વાત સમજ્યા ત્યારે તેને અનુસરીને વર્તવામાં નિષ્ફળ ગયા! આપણે આપણો ટેકો ત્યાંની સત્તાને આપ્યો, લોકોને આપવાને બદલે, ઘણીવાર આપણે ત્યાં એવા સત્તાઓ માથે આપણી જાતને બાંધી દીધી, કે જે લોકોમાં અપ્રિય હતી, અને અંતે ફેંકાઇ જ ગઇ.

આપણે એમ માની બેઠા હતા કે જે સત્તાઓ આપણી દોસ્તી ગણે છે, તે કમ્યુનિસ્ટોને દુશ્મન લેખે છે, એટલા જ કારણસર સારી સરકારો હતી! અને આપણે એવું પણ માની બેઠા કે, આપણે બીન-લોકપ્રિય નીતિને આપણા પ્રચાર કાર્યક્રમો દ્વારા લોકપ્રિય બનાવી શકીશું! એ વાત ખરી છે કે કેટલીક સરકારો સારી સરકારો હતી, અને તેઓ તેમની પ્રજાના સુખ અને આર્થિક વિકાસ માટે સાચી રીતે કામ કરી રહી હતી. પરંતુ આપણું લોકોક અને હકીકતો કાંઇ પ્રજાની માન્યતા બની જતા નથી.

ઇરાકના વડાપ્રધાન નુરી સૈદનું છુંદી નાખેલું મડદું બગદાદના રસ્તા પરના થાંભલા પર ગયા જુલાઇમાં (૧૯૫૮) લટકતું હતું, એ એકજ દૃષ્ટાંત પારદર્શક છે, જે આપણી ઇરાકમાંની નીતિનું પ્રતીક છે!

એ શું કઠોર કટાક્ષ નથી કે, અઢળક ખર્ચ કર્યા પછી, પારાવાર ઉથલપાથલ પછી, કમ્યુનિસ્ટો એ પ્રદેશોમાં લાભતા થયા (પ્રથમવાર પ્રવેશી શક્યા), અને પશ્ચિમ ગુમાવતું ગયું! આપણે ૩ વર્ષ પૂર્વે જે વાત તરફ ઉપેક્ષા સેવી, એ મિડલ-ઇસ્ટની તટસ્થતાની ભૂમિકા માટે જ શું હવે આપણે મથતા નથી?

ટુંકમાં, આજે આપણે માટે સવાલ એ નથી કે આપણે આરબોની તટસ્થતાની વલણનો સ્વીકાર કરવો કે નહિ, પણ કેવી રીતે આપણે એમની સાથે

● અહીં વક્તાએ મિડલ ઇસ્ટનો નિર્દેશ કર્યો છે—તે વખતે તે વિષય પ્રસ્તુત હોઇને, પરંતુ નવોદિત એશિયાઇ-આફ્રિકી રાષ્ટ્રો માટે આ વ્યાખ્યાન એટલું જ, મૂળભૂત સિદ્ધાંતની દૃષ્ટિએ પ્રસ્તુત છે કેમ, કેનેડીનાં બીજાં વ્યાખ્યાનો ઉપરથી આ વાત વારંવાર સ્પષ્ટ થઇ પણ ચૂકી છે

રહી કામ કરતા થઈ શકીએ આપણે આરબ-રાષ્ટ્રવાદને માન્યતા આપવી કે નહિ એ સવાલ નથી, પણ એને કેવી રીતે આપણે રચનાત્મક માર્ગે ચડાવવામા મદદ કરી શકીએ, સવાલ એ છે.

કેવળ શસ્ત્રો અને નાણાંની ભાષામાં જ બોલીએ એ પૂરતું નથી, કેમકે મિડલ ઇસ્ટને પાયાની જરૂરિયાત કાંઈક અને નાણાંની નથી એમની સમસ્યાને તુટક છુટક રીતે હલ કરવાનું પૂરતું નથી 'જૈસે-હૈ'ની સ્થિતિ પોતે જ ડામાડોળ હોઇ તેના પર સવારી કરવાની નથી, બગદાદ પેક્ટ તથા આઇઝન હોવર ડોક્ટ્રીન હવે પાછાં ખેંચી લેવાનું ય પૂરતુ નથી. 'વોઇસ ઓફ અમેરિકા' (રેડિયો) અને 'છઠ્ઠા નૌકા સેના' ઉપર મદાર બાંધવો ય પૂરતો નથી

આ બધા રસ્તાઓ નિષ્ફળ ગયેલા છે પરંતુ જો આપણે ભૂતકાળની ભૂલોમાંથી શીખવા માગતા હોઇએ, જો આપણે તેમને તેમની તટસ્થતા અને રાષ્ટ્રવાદ જ ખતરામાં દેખાય, એટલી હદે આપણો કેસ લાદવાનું ન કરીએ, અને આપણી નહિ, એમની સમસ્યાઓની રીતે જ આપણે એમની સાથે વાત કરી શકીએ, તો મને ખાત્રી છે કે, મિડલ-ઇસ્ટનો પ્રદેશ આપણે માટે આશા અને બળનો પ્રદેશ બની જાય.

આપણે મિડલ ઇસ્ટમાં મૈત્રી માગીએ છીએ, આપણા ઉપગ્રહો નહિ

આ દેશની પ્રજા પણ, મારી જેમ જ લોખંડના અધિપતિઓની એક નાનકડી મંડળીએ, જાહેર જવાબદારીનું ભાન ગુમાવી દઇને, પોતાના અમન નફા અને સત્તાની લાલસામા ૧૮ ૧/૨ કરોડ અમેરિકન પ્રજાનાં હિતો પ્રત્યે જે નરી નફરત બતાવી છે, તે સ્થિતિ સ્વીકારી લેવા ભાગ્યેજ તૈયાર થશે.

[ ૧૯૬૩ના એપ્રિલની ૧૧મીએ અખબારી પરિષદમા ]

*

એક માર્ગ આપણે કદિ પસંદ કરનાર નથી, અને તે તાબેદારીનો કે શરણાગતીનો પથ આપણું ધ્યેય શક્તિના વિજયનું નથી, પરંતુ અધિકારોની રક્ષાનું છે. સ્વાતંત્ર્યના ભોગે શાંતિનું નથી, પરંતુ આ ગોળાર્ધમાં અને આખી દુનિયામાં શાંતિ અને સ્વાતંત્ર્યની સાચવણીનું છે. ઇશ્વરની કૃપા હશે તો એ ધ્યેય પ્રાપ્ત થયા વિના નહિ રહે

[ ક્યુબાની કટોકટી સમયે ટેવાલ પેશ કરતાં ૨૨-૧૦-૬૨ ]

*

કઇ જાતની શાંતિની હું વાત કરું છું ? અને કઇ જાતની શાંતિ આપણે ઢુંઢીએ છીએ ? અમેરિકાના યુદ્ધ શસ્ત્રો દ્વારા દુનિયા પર મઢાન અમેરિકી સત્તા લાદીને પ્રાપ્ત કરેલી શાંતિ નહિજ કબરસ્તાનોની શાંતિ નહિ, ને ગુલામોની સલામીઓ ય નહિ હું સાચેસાચી શાંતિની વાત કરું છું, જે શાંતિ આ ધરતી પર માનવ જીવનને જીવવા યોગ્ય બનાવે-અને એવી શાંતિ કે જે માનવીઓ અને રાષ્ટ્રોને તેમના બાળ બચ્ચાંની જિંદગાની વધુ સુખમય બનાવવા શક્તિમાન બનાવે, એવી આશા બંધાવે. ને તે કેવળ અમેરિકનો માટે જ નહિ, તમામ માનવીઓ માટે-કેવળ આપણા યુગની જ શાંતિ નહિ, પણ ચિર જીવી શાંતિ.

[ અમેરિકન યુનિવર્સિટીમાં ૧૦-૬-૬૩ ]

*

હવે આ દેશ માટે સમય પાકી ગયો છે, જ્યારે તે તેનું વચન પૂર્ણ કરશે બર્મિંગહામ અને અન્ય સ્થળે બનેલી ઘટનાઓએ કરોકટીને એટલી હદે આગળ આણી છે કે, કોઈ નગર, રાજ્ય, અગર વિધાનસભા શાણપણપૂર્વક એની તરફ દુર્લક્ષ કરી શકે નહિ કોંગ્રેસમા, ને તમારા રાજ્યમાં અને સ્થાનિક વિધાનસભામા પણ-આપણા રોજીંદા જીવનમા સર્વત્ર પ્રવૃત્ત થવાનો સમય આવી લાગ્યો છે.

[ નાગરિક-અધિકારોની કટોકટીના હેવાલમાંથી ૧૧-૬-૬૩ ]

*

પ્રાચીન ચીની કહેવત એવી છે કે, ૧૦૦૦ માઇલની યાત્રા પણ પ્રથમ પગલે જ આરંભાઇ જવી જોઇએ. મારા અમેરિકન બાંધવો ! આવો, આપણે એ પ્રથમ પગલું ઉપાડીએ આવો, આપણે માટે શક્ય હોય તો, યુદ્ધના પડછાયાથી પાછા હઠી જઇએ અને શાંતિનો માર્ગ ઢુંઢી કાઢીએ અને એ યાત્રા ૧૦૦૦ માઇલની કે એથીય વધારે લાંબી હશે, તોય, ઇતિહાસ ભલે એટલી જ નોંધ રાખે કે, આપણે, આ દેશમાં અમુક સમયે પ્રથમ પગલું જ માંડયું હતું.

[અણુઅખતરાબંધીના હેવાલમાંથી ૨૨-૭-૧૯૬૩]

# જૉન સ્ટ્રેચે | મુકુંદરાય મુની

## સાહસિક ચિંતન

લોકશાહી જીવનપ્રણાલી કે શાસનપ્રકારને ચડિયાતો માનનારાઓ એને, સામાન્ય રીતે, એટલા માટે ચડિયાતો ગણે છે કે, એમાં સાર્વત્રિક ભાવે સરેરાશ વ્યક્તિનું હીર પૂરેપૂરું ઝગારી શકે, તેની બહોળી ગુંજાશ એમાં પડેલી છે તત્ત્વમાં કે વ્યવહારમાં લોકશાહીને એકાદ અથવા ગણ્યાંગાંઠ્યાં મહાન વ્યક્તિઓની, સૌના આંખો આંજી નાખતી, બીજાને અંધાળાભીંત કે અવશ બનાવનારાં તેજવર્તુળો રચતી, મહત્તામાં મુદ્દલે રસ નથી. વ્યક્તિના ગૌરવના અદબ અને આદરભેર પ્રતિષ્ઠા, એ લોકશાહીની આધારશીલા છે.

આવી લોકશાહીને ઘણાં રાષ્ટ્રોએ પોતાના શાસનવ્યવહારમાં આદર્શ સ્થાને સ્થાપી છે. તેમાં ય ઈંગ્લાંડનું સ્થાન અજોડ છે. ઈંગ્લાંડમાં ધીમે ધીમે પાંગરેલી લોકશાહી રાજરસમે, વ્યક્તિની પાર્થિવ અને સામાજિક ગુંજાશનાં એક પછી એક ઊંચેરાં શિખરો સર કરીને, આ આદર્શને કેવળ કલ્પનારંગ ન રહેવા દેતાં, દિવસ જેટલી જ પ્રકાશમાન હકીકત રૂપ બનાવી છે. ઈંગ્લાંડે લોકશાહીમાં ઘર આંગણે હાંસલ કરેલી અપૂર્વ સિદ્ધિઓ, એ સાંપ્રત વિશ્વની એક પ્રેરક ઘટના છે.

ત્યાં, લોકશાહી શાસન પદ્ધતિથી નાગરિકની વ્યક્તિગત તેમજ સામાજિક જાગરૂકતા ભલે પૂર્ણપણે પ્રગટી ન હોય, પણ, ઠીકઠીક નોંધપાત્ર ગણાય એવી રીતે આ તત્ત્વોને બહાર લાવવાનો-ખીલવવાનો પુરુષાર્થ અવશ્ય ખેડાયો છે. આ દિશામાં આરંભ કરવાનો જશ, જેટલો ઈંગ્લાંડની ઉદારમતવાદી આંદોલનને જાય છે તેટલો જ, ત્યાંના કામદાર પક્ષની ભાવના પરસ્તીને ફાળે જાય છે. એ બાબતમાં કામદાર પક્ષની કામગીરી તેમજ કારકીર્દિ જેટલી ઉજળી છે, તેટલી જ બોધક છે લોકશાહીમાં માનતાં દુનિયાભરનાં રાષ્ટ્રોએ-ખાસ તો, પૂરા અર્થમાં લોકશાહી સમાજવાદ સ્થાપવાના મનોરથો સેવતા ને તે માટે મથતા ભારતે તો આમાં ઈંગ્લાંડ પાસેથી ઘણું ઘણું પ્રાપ્ત કરવાનું છે.

માર્ક્સે ભાખેલું કે, કામદાર સર્વહારા વર્ગ બૂર્ઝવા તત્ત્વો તેમજ સ્થાપિત હિતોને ફગાવી સામ્યવાદ માટેની ક્રાન્તિ સર્જે છે, એવા દારૂગોળાની મોટી સંભાવના ઈંગ્લાંડમાં છે. માર્ક્સની આ ભવિષ્યવાણી સાચી ન ઠરી, એનું રહસ્ય ક્યાંય પડેલું હોય તો તે ઈંગ્લાંડની લોકશાહી રાજ્ય પ્રણાલીમાં છે. એ પ્રણાલી એકંદર બંધિયાર કે બૂર્ઝવા ન બનતાં, સામાન્ય જનતાની આકાંક્ષા-અપેક્ષાઓને વાચા આપતી, તેમજ, સંતોષવા મથતી જીવંત પ્રણાલી રહી છે. ઈંગ્લાંડની સર્વતોભદ્ર કલ્યાણ રાજ્ય બનવાની મહેચ્છામાં, કે ત્યાંની લેબર પાર્ટીની લોકશાહી સમાજવાદ માટે આસ્થાપૂર્વક મથવાની વૃત્તિમાં, આનો નક્કર રણકો સંભળાતો રહ્યો છે. પ્રત્યેક અંગ્રેજ હાડોહાડ રૂઢિચૂસ્ત હોય જ, એવી સાર્વત્રિક માન્યતા દુનિયાભરમાં રહી છે. છતાં ય ત્યાં રૂઢિચૂસ્તી ઊભી થઈ શકી નહિ, એ ઈંગ્લાંડને માટે ત્યાંની ઉદાર લોકશાહીએ સર્જેલી વિલક્ષણ ઘટના ગણાય.

કામદાર પક્ષ વિકાસશીલ ને ભાવનાલક્ષી રહ્યો, છતાં સામ્યવાદી સર્વહારાઓની મનોદશાથી એ ક્યારે ય જકડાયો નહિ, અગ્રહવૃત્તિવાળો સહિષ્ણુ રહ્યો. તેમજ પોતાનું કાકું જમાવવાની મહેચ્છાને બંધ બેસતું ઘડતો રહ્યો, એટલે જ ત્યાં લોકશાહીની પ્રક્રિયા જીવંત ઉદ્દીપકતાવાળી અને ફળદાયી નીવડી છે. પરિણામે, ત્યાં મૂડીવાદની વારસાગત વિષારી આંતરિક અસંગતિઓ અસરકારક લોકશાહી પ્રક્રિયાઓ મારફત સાફ કરી શકાઈ છે.

ત્યાંના કામદાર પક્ષની લોકશાહી સમાજવાદ માટેની આસ્થા, એ કાંઈ ભાવનાપરસ્તતાની પેદાશ નથી. એની સ્થાપનામાં અમુક પ્રગતિશીલ ધર્મગુરુઓ ને માનવતાવાદી ફેબિયનોનો બહુ મોટો હિસ્સો છે અને

લોકશાહી જીવનપ્રણાલી કેટલી હદે તર્કશુદ્ધ વલણ પેદા કરી શકે છે એનું નિદર્શન કરાવે છે.

વસ્તુતઃ, આમ થઈ શક્યું છે, તેનું રહસ્ય કામદાર પક્ષની લોકશાહી સમાજવાદની બુદ્ધિપૂર્વકની આસ્થાના બંધારણમાં જ રહેલું હતું. તે એ કે, બ્રિટનમાં દિનપ્રતિદિન હરણફાળથી વિકસતા અટપટા યંત્રોદ્યોગી અર્થતંત્રમાં ઊભા થતા કોયડાઓ કે તથ્યોને સમજવામાં સહાયભૂત થાય એવા, નિષ્ણાત, મહેનતુ અને બૌદ્ધિક પ્રમાણિકતાને જીવનમાં વણી લેનારા કાર્યકરોનો એક અજોડ સમાજ આ કામદાર પક્ષ બની શક્યો હતો. એના આગેવાનોમાં ખાણિયા કે ખેડૂતો જેવા, ધીંગી વહેવાર સૂઝથી આજનો અને આવતી કાલનો વિચાર કરનારા ધરતીપુત્રો હતા, તો બીજી તરફ ભાવનાના રંગે રંગાયેલી પેઢીઓનો બૌદ્ધિક અભ્યાસ વારસો જાળવનારા બુદ્ધિપુત્રો (ઇન્ટેલેક્ચ્યુઅલ્સ)ની સંખ્યા પણ ઘણી હતી. આમ, ત્યાં કામદાર પક્ષની આગેવાની માટેની ભૂમિકા સતત ઘડાતી જ રહે એવો ગીલસીલો પડી ગયો છે

❀

જેમનું થોડાક મહિના અગાઉ અવસાન થયું છે, એ શ્રી જહોન સ્ટ્રેચી, પૂરા અર્થમાં ઇંગ્લાંડની આવી રાજકીય બૌદ્ધિક અને સાંસ્કૃતિક આબોહવાનું, એક એક ઉત્તમ ફરજંદ હતા. કામદાર પક્ષની, ઉપર કહી તે, બીજી જમાતના તેઓ આગળ પડતા આગેવાન હતા. એમને મન લોકશાહી સમાજવાદ એ જીવન-નિષ્ઠાનો પર્યાય હતો—કશું જ ઓછું નહિ છતા એક રાજકીય મુત્સદ્દી કરતાં, એમને એક સાચા મૌલિક અને નિર્ભય ચિંતક સર્જન લેખવામાં જ એમનો યથાર્થ પરિચય ગણાશે.

૧૯૦૧માં જન્મેલા શ્રી જહોન સ્ટ્રેચીને આ સદીની જ પેદાશરૂપ ગણી શકાય. ઇંગ્લાંડના ઉપલા મધ્યમવર્ગના પ્રતિનિધિરૂપ સ્ટ્રેચી પરિવારે બ્રિટનના જાહેર જીવનના મહત્ત્વના ક્ષેત્રમાં પૂરી એક સદી સુધી કાં તો કારભારું કર્યું હોય, અથવા પોતાનું બૌદ્ધિક હીર ઝળકાવ્યું હોય એમ સાંભળવા મળવાનું જ સામ્રાજ્યના વહીવટમાં કે વિદ્યાપીઠના અધ્યયન-અધ્યાપનમાં આવું ઝવેરાત પોતાનું પાણી પરખાવ્યા વિના ન રહે. જહોન સ્ટ્રેચીના પિતા ઇન્ડિયન સિવિલ સર્વિસમાં હતા, એટલે જહોનનું જન્મસ્થાન બનવાનો સુયોગ પણ ભારતને જ સાંપડ્યો. જીવનભર એ ભારતના સહૃદયી મિત્ર રહ્યા, એમાં ભારત વિશેનો નજરે ન ચડે એવો આ જન્મયોગ તો કારણભૂત નહિ હોય ને?

ઇંગ્લાંડના જાહેરજીવનનાં બધા ક્ષેત્રોના આગેવાનો થવાનો પુરુષાર્થ કર્યાનું બહુમાન ધરાવનાર ઇટનની શાળામાં તેમણે શિક્ષણ મેળવ્યું. ઉચ્ચશિક્ષણ ઑક્સફર્ડની બહુખ્યાત મેગ્ડેલનમાં એમનું પ્રતિભા-બીજ પાંગરવા માંડ્યું. અધ્યાપકોને પણ લાગવા માંડ્યું કે, ભવિષ્યમાં જહોન પણ તેના પરિવારના નામાંકિત પુરુષોની હરોળમાં અચૂક ઊભો રહેવાનો! એમના પિતા એ વખતે મશહૂર સામયિક 'ધી સ્પેક્ટેટર'ના માનવંતા તંત્રીના હોદ્દે હતા.

પરંતુ એ ગાળામાં જ પહેલું વિશ્વયુદ્ધ ભભૂકી ઊઠ્યું. જે શાન્ત, સ્વસ્થ અને પ્રસન્ન દુનિયામાં જહોન સ્ટ્રેચીનું બાળપણ ને કુમારાવસ્થા આળોટ્યાં હતાં એ હવે ગઈ કાલની બીના બની! વિશ્વયુદ્ધના બીભત્સ હત્યાકાંડે આવતી કાલના સમાજના સત્ત્વરૂપ અસંખ્ય વિદ્યાર્થીઓને ભરખી લીધા. આનો ભારે વસમો આઘાત જહોનના જીવન પર પડ્યો. પરિણામે તેઓ 'શુભ આવતી કાલ માટેના એક માત્ર આશારૂપ' સમાજવાદ તરફ ખેંચાયા, અને સમાજવાદી આદર્શોને મૂર્તિમંત કરવા સક્રિય બન્યા. પાર્લામેન્ટ માટે ઊભા રહ્યા, હાર્યા, સોવિયેટ યુનિયનની મુસાફરીએ ગયા. ત્યાંથી આવીને તે વખતના વિખ્યાત જહાલવાદી ગણાતા સર ઑસ્વાલ્ડ મોસલેની સાથે 'ન્યૂ પાર્ટી' સ્થાપી. તે અલ્પજીવી નીવડી. મોસલે ધીમે ધીમે સડેલી ફાસીવાદી વિચારણા તરફ ઘસડાયા; ઇંગ્લાંડના રાજકીય જીવનમાં હાંસી ઠઠ્ઠાનું કેન્દ્ર બન્યા; ત્યારે, સમનોલ સ્ટ્રેચી વધુ અને વધુ જહાલ બન્યા. એટલું જ નહિ, ત્યાર પછી, સામ્યવાદીઓ તેમજ ડાબેરી પ્રગતિશીલો સાથે રહીને તેમણે ઇંગ્લાંડમાં "પોપ્યુલર

ફ્રન્ટ" સ્થાપ્યો. જ્હોન લેવીસ, લાસ્કી અને ગોલેન્ઝ વગેરે સાથે મળીને પ્રગટાયેલી લેફ્ટ બૂક ક્લબ પણ શરૂ કરી. એ ખરું કે, સામ્યવાદી પ્રવૃત્તિનાપૂરા અંતરંગ સુધી પહોંચવા છતાં, રીતસરની સામ્યવાદી દીક્ષા તેમણે ક્યારેય સ્વીકારી નહોતી. પણ–એ તો એક માત્ર ટેકનિકલ વીગતનો જ સવાલ હતો–એમ કહેતા તેઓ અચકાતા નહોતા

એ જમાનામાં પશ્ચિમમાં લોકો બે પ્રકારના પ્રત્યાઘાત રૂપે સામ્યવાદ તરફ ખેંચાતા. એક હતો યુદ્ધનો દારુણ કોયડો, અને બીજી આર્થિક કટોકટીના ભીંસ. સામ્યવાદ આ બન્ને કટોકટીઓને ઇતિહાસની મહાન કટોકટીનાં વિવિધ પાસાંઓ રૂપે ગણાવી, તેના વૈશ્વિક કારણોનું વિવેચન કરી, એનો અંત લાવવાનો કોલ આપતો હતો. એ જમાનામાં સામ્યવાદ એ મરણ-તોલ દુનિયામાંથી નવી સર્જાતી એક દુનિયામાં ભાવના અને બુદ્ધિપૂર્વકનું અભિગમન કરાવનારો આદર્શ હતો

'સત્તા માટેનો ભાવિ સંઘર્ષ" 'Comming Strugglo for Power" કે "મૂડીવાદી કટોકટીનું સ્વરૂપ" "The Nature of the Capitalist crisis" વગેરેમાં તેમણે તત્કાલીન ઇંગ્લાંડના કોયડાઓનું માર્કસવાદી દૃષ્ટિબિન્દુથી પૃથક્કરણ કર્યું: આજે અરસાનો એમનો સૈધ્ધાન્તિક શકવર્તી ગ્રંથ તે "Theory and Practice of Socialism." એનું સુગ્રથિત ચિંતન માર્કસ-લેનિન–એંગલ્સ અને પછીના સામ્યવાદી ચિંતનમાં અનોખી ભાત પાડનાર બન્યું. દુનિયાભરના બુદ્ધિશાળીઓએ બાયબલ જેવું માનીને વાગોળેલું આ અદ્વિતીયખ્યાત પુસ્તક જ્હોન સ્ટ્રેચીના પ્રતિભાનું પરિચાયક બને છે

શ્રી જ્હોન સ્ટ્રેચી ૩૦ના આ દાયકા દરમ્યાન આવી ઊંડી અસર પાડી શક્યા, એમાં એમના વિશદગહન, અભ્યાસ, બુદ્ધિપૂર્ણ વિશ્લેષણ કારણભૂત હતા એ ખરું, પણ સાથે સાથ, એ દાયકો પોતે જ ઓછો જવાબદાર નહોતો. વિપન્નતાના ઓથાર નીચે દબાતો એ વસમો દાયકો હતો. કોઈ ભોગ્યે ક્ષમ્ય ન ગણાય એવા વ્યાપક દળદર અને બેકારી સ્થાપિત હિતો અને તેમના હાથારૂપ એજન્ટોનું બેફામ ખાઉધરાપણું, કામદારોમાં પ્રવર્તતી અજંપા ઉકળાટની વ્યાપક લાગણી, કામદારોને કચડવા માટે અન્યાય તેમજ સીતમનો બેફામ ઉપયોગ કરતી રાજવ્યવસ્થા ને શાસનતંત્ર, ઉપરાંત જર્જર સમાજરચનાને ખાલસા કરવા મથતી ક્રાંતિનો આકરાં યુદ્ધોદ્વારા પ્રતિરોધ,–જર્મની, સ્પેન વગેરે; યુરોપના દેશોમાં સ્થાપિત વર્ચસ ધરાવતા તત્વો દ્વારા લોકશાહીનો કરુણ અંજામ, આ બધાંએ સ્ટ્રેચીને એ યુગમાં ખાત્રી કરાવી કે, પ્રત્યાઘાતી તત્વો શાંતિમય સામાજિક પ્રગતિને તાબે થશે નહિ

પરિણામે ગાલ્બ્રેથના શબ્દોમાં કહીએ તો "ઇતિહાસની એવી લાક્ષણિક પળોમાં જ્યારે સામ્યવાદી થવાનાં કારણો સચોટ અને ઉત્તમ હતાં ત્યારે, સ્ટ્રેચી સામ્યવાદી હતા."

આવી પળો પણ વીતી ગઈ અસ્તગત એને દૂર ધકેલવામાં પણ જ્હોન સ્ટ્રેચીની બૌદ્ધિક પ્રમાણિકતાનો ફાળો વિશેષ છે. કેઇન્સનાં આર્થિક પ્રતિપાદનોએ અને 'ન્યુડિલ'ની નીતિએ માર્કસવાદી ક્રાંતિનો અવેજ સૂચવ્યો. ૧૯૩૦માં પ્રગટ થયેલ પ્રગતિ માટેનો કાર્યક્રમ Programme for Progress: તેમના આ અભિગમનું નિદર્શન કરે છે એના પ્રકાશનના થોડાક મહિના વીત્યા બાદ, જગબત્રીસીએ ચડેલી મોલોતોવ–રિબનટ્રોપ મુલાકાત આવી. આ મુલાકાત નાઝી–સોવિયેત સંઘના સગવડિયા લગ્ન જેવા મૈત્રી કરારમાં પરિણમી. આ કરારની શાહી હજી પૂરી સુકાઈ નથી ત્યાં, તો સોવિયેત સંઘે બીજી ગુલાંટ મારી, એણે પૂંજીવાદી દેશો સાથે મૈત્રી કરારો કર્યા '૩૦ પછીના' વર્ષોમાં યુરોપ–અમેરિકાના બુદ્ધિધનોનું સામ્યવાદના ભાવનાભગ્નતાનું પ્રકરણ છૂટે છે. કલા સાહિત્ય અને પત્રકારિત્વના ક્ષેત્રે જેમ કોસ્લર, લૂઈ ફીશર, આન્દ્રે જીદ, સ્ટીફન સ્પેન્ડર, ઇગ્નાઝિયો સાઇલોન જેવા બુદ્ધિધનો; કે જેમણે સામ્યવાદમાં પૂંજીવાદ, ફાસીવાદ, નાઝીવાદ, સામ્રાજ્યવાદનો સબળ પ્રતિરોધ માનેલો, તેમનું જેવું ભ્રમ–નિરસન થયું, બરાબર તેવું જ, જ્હોન સ્ટ્રેચી જેવા મીમાંસકનું પણ બન્યું. (આ બધા હવે

આર્થર કૉસ્લરના શબ્દોમાં કહીએ તો, "નાઝીવાદ અને સામ્યવાદમાં કશું જ વધામણું નથી" એ મનોમન અનુભવવા માંડ્યા.)

સ્ટ્રેચી મોકળા મનથી મંતવ્યોની ફેરવિચારણા કરી શક્યા, એનો યશ પણ એમની બૌદ્ધિક જાગરૂકતાને અને પ્રામાણિકતાને છે. વિરલ એવી આ બૌદ્ધિક પ્રામાણિકતાને પરિણામે કામદાર પક્ષ છોડવાની એમને એક વખત વેળા આવેલી.

ત્યાર બાદ બીજા વિશ્વયુદ્ધના પ્રારંભમાં ઈંગ્લાંડના હવાઈદળમાં કામગીરી આવી. ઈંગ્લાંડ હૃદયપૂર્વક લડતું જ રહ્યું, એવી પ્રતીતિના પરિપાક રૂપ A Faith to Fight–તે આ ગાળાની નીપજ. તે પછીનું કામ જનસંપર્ક કચેરીમાં ઈંગ્લાંડના સૈનિકો બધે મોરચે શા માટે અને કેવી રીતે લડે છે, એ વિષેના એમના, બી. બી. સી. પરનાં, કદી જ નાટ્યાત્મકતા વગરનાં, છતાંય પ્રાણવંત વાયુ પ્રવચનો, એમની લોકશાહી વિષેની અંતઃકરણપૂર્વકની આસ્થાનાં ઉત્તમોત્તમ ઉદાહરણ છે. વિજયને વરવા એ વખતે ઈંગ્લાંડને કશાકમાં અચળ શ્રદ્ધા અને બળ રેડતી બૌદ્ધિક સંગીનતા–બંનેનો ખપ હતો. સ્ટ્રેચીનાં એ પ્રવચનો આ દિશામાં ધાર્યા કરતાંય પણ ચમત્કાર સર્જી ગયાં. લોકશાહી સમાજમાં જીવની ભાવિ પેઢી માટે એ પ્રવચનો વારસા રૂપ ધન છે.

યુદ્ધ પછી ૧૯૪૫માં કામદાર પક્ષે ઈંગ્લાંડનું પુનર્નિર્માણ આદર્યું. જહોન સ્ટ્રેચી પણ જુનિયર પ્રધાન બન્યા. સ્ટ્રેચીની કારકીર્દી માટે આ ગાળો નિર્ણાયક મહત્વનો બની રહ્યો છે. પ્રધાન તરીકેના એમની સિદ્ધિ-અસિદ્ધિઓએ ઈંગ્લાંડના જાહેર જીવનમાં એ કાળે જબરો ચર્ચા-વંટોળ જગાવેલો. એમની ભોંયસિંગ-યોજના, નિષ્ફળતાને કારણે ખૂબ ગવાયેલી. એમના પર આક્રમક આકરી ટીકાઓનો મારો ચાલ્યો; આમાં મિત્રોએ પણ મણા નહોતી રાખી! સ્ટ્રેચી યુદ્ધ મંત્રી હતા ત્યારે પણ, સામ્યવાદીઓ સાથેના એમના જૂના સંબંધો યાદ કરીને, તેમને પગોનનાગ સુદ્ધાં નીકળેલા. તેમને માટે આ ફટકાઓ ન ઉઠરી શકાય તેવા હતા. તબીયત પર પણ અસર પડી.

ઈંગ્લાંડની ૧૯૫૦ની સાર્વત્રિક ચૂંટણીમાં કામદાર પક્ષને ગાળેલી અણધારી નિષ્ફળતાએ ઘણા કામદાર નેતાઓને વર્ષો સુધી એમની રાજકીય કારકીર્દીના અજ્ઞાતવાસમાં ધકેલ્યા, દિશાહીન નગરના નાવડા જેવા બનાવ્યા. પણ સ્ટ્રેચીનું આવું ન બન્યું. એમની શક્તિ-સંપન્નતાને પૂરો ખ્યાલ એમવાની જાણે હવે મોસમ બેઠી! હવે આ પરાજયે સ્ટ્રેચીને પુનરાવલોકનની તક પૂરી પાડી, અને સ્ટ્રેચીએ પોતાના બધા જ મંતવ્યો અને પ્રતિપાદનોના ફેર વિચારણા કરવાની એ તક હોંશભેર ઝડપી લીધી. એમના આ પુનર્મૂલ્યાંકનમાં રહેલી અભિજાત પ્રામાણિકતા, સ્વરચના અને તાજગી એમનો ઉચ્ચ બૌદ્ધિક ઉન્મેષ પ્રગટ કરે છે.

"સમકાલીન મૂડીવાદ" (કૉન્ટેમ્પોરરી કેપિટાલિઝમ) નામના ગ્રંથમાં માનવ-જાતકાજે સારા જીવતર માટેની ખોજ કે અભિલાષામાં એમની પેઢી સમાજવાદ તરફ પગલાં માંડવા કેમ પ્રેરાઈ અને ત્યાર બાદ બ્રિટન જેવા દેશોની સંકુલ વિકાસ પ્રક્રિયા, તેમજ ત્યાંનો પરિવર્તન પામતો સમાજ દેહ (સોશ્યલ ઓર્ગેનિઝમ) બીજા ઉચિત શબ્દને અભાવે જેમને તેઓ "સાંપ્રત મૂડીવાદ"ના નામે ઓળખાવે છે,–એના તરફ કેમ મજલ કરે છે, એનું તલસ્પર્શી નિરીક્ષણ-પરીક્ષણ તેમણે તેમના આ ગ્રંથમાં કર્યું છે.

"સામ્રાજ્યનો અંત" (ઍન્ડ ઑફ ઍન એમ્પાયર) એ "સાંપ્રત મૂડીવાદ"ના અનુસંધાનમાં આગળ વધતો તેમનો બીજો ગ્રંથ છે. સ્ટ્રેચી આમાં પોતાના ઉપલા મંતવ્યોને આગળ લઈને વ્યાપક જાગતિક સંદર્ભમાં અવલોકે છે.

૧૯૬૩માં "ન્યુ સ્ટેટ્સમેન"માં "માર્કસીઝમ રીવિઝીટેડ" નામના ચાર લેખોમાં, એમના પાછલાં ચિંતનમાં મોટે ભાગે વરતાતા માર્કસવાદના નવા મૂલ્યાંકનને સુંદર રીતે સ્પષ્ટ કર્યું છે. એમાં તેઓ કહે છે કે :—

"માર્કસની ભૂલ 'કંઇ આર્થિક વિશ્લેષણના પરિણામરુપ નહોતી, એની ભૂલ તો ખોટી રાજકીય અટકળોમાં હતી. લોકશાહીમાં કામદારો માટે રાજકીય હેતુઓ તેમજ અર્થ–પ્રાપ્તિ માટેના સંગઠનોની જે બહોળી શક્યતાઓ ઉઘાડી હોય છે, એને માર્કસે પાયામાં જ અવગણેલી."

કદાચ, સ્ટ્રેચીના આ બંને ગ્રંથોમાં અભ્યાસીઓને સુદૃઢ મધ્યવર્તિ વિચાર-પ્રતિપાદનની ઊણપ દેખાય. બીજા વિશ્વયુદ્ધ પછી, એક તો, યુરોપની પરિસ્થિતિ જ એવી તરલ રહી છે કે, આ ગ્રંથોનું મુખ્ય વસ્તુ શું હોવું જોઇએ, એનો નિર્ણય સ્પષ્ટ રીતે કરી શકે એવું જ ન હતું. બીજા મહત્વનાં કારણો પણ હતાં અને તે એ કે–'લોકશાહી જીવન રચનામાં એક કરતાં વધારે વિચારોનું અસ્તિત્વ, તેમજ ગૌરવ પ્રતિબિંબિત હોય છે.' આવી લોકશાહી મૂલક આસ્થાનું દર્શન હવે સ્ટ્રેચીના ચિંતનમાં પ્રતિબિંબિત થવા માંડયું હતું

ઉપરાંત, વૈજ્ઞાનિક શોધો અને ટેકનોલોજીના આ યુગમાં છે, માનવી માટેની સુખસિદ્ધિના એક કરતા વધારે રસ્તા હોઇ શકે, એનો પડઘો પણ આ ગ્રંથોમાં પડયો છે, વ્યક્તિમાં રહેલી અપાર શક્યતામાં અતૂટ વિશ્વાસ, વૈજ્ઞાનિક શોધ અને ટેકનોલોજીના પરિણામે સાઠીના આ દાયકામાં, યુરોપના વિકસિત દેશોમાં માર્કસે ભાખેલી મહાન આર્થિક કટોકટી, દીવો લઇને શોધવા જઇએ તો પણ, હવે કયાં સાંપડે તેમ હતી? '

સામ્યવાદ માટેનું ૧૯૩૦ નું મોટું આકર્ષણ 'મહાન આર્થિક કટોકટી' હવે અસ્ત પામી રહી હતી

સામ્યવાદ માટેનું બીજું નિમિત્ત યુદ્ધનો પડકાર છે એ સંઘ ગણે છે, એ ખરું, પણ તેનું સ્વરુપ સમૂળગું બદલાઇ ચૂકયું છે. સામ્યવાદને ફાલવા માટે 'અનિવાર્ય' એવા બે સામ્રાજ્યવાદી હરીફ દેશોના વિગ્રહ અને પરિણામે મૂડીવાદની ઘોર ખોદવાની ભૂમિકા જ કયાં રહી છે?

આજે તો સામ્યવાદ વિરુદ્ધ મુક્ત લોકશાહી એ બંને વચ્ચે ઘર્ષણનું વાતાવરણ હયાતિ ધરાવે છે એટલે ૧૯૬૦ની સાલમાં સામ્યવાદ ફાગ યુદ્ધના ભય નિવારણની ફળશ્રુતિ સાંપડે એમ નથી. ઊલટું, આજે તો. સામ્યવાદી સત્ર સ્વીકારવું એટલે ઘર્ષણ માટે તત્પર એવી બે છાવણીમાની એકમાં તજાકલો કરવો. એવો અર્થ જ થાય છે. આજે તો હવે, સામ્યવાદ સ્વીકારવાથી યુદ્ધનો ભય ટળશે, એ કપોળ-કલ્પના (Myth) ગણાય

'મહાન જાગ્રતિ' નામનાં વ્યાખ્યાનોમાં તેમણે શું કહેવાનો પ્રયત્ન કર્યો છે?

એમાનો ઘણો ભાગ, જગતના લોકશાહી સમાજવાદી દૃષ્ટિબિન્દુ અને સામ્યવાદી દૃષ્ટિબિન્દુ વચ્ચેનું સામ્ય અને વિરોધ દર્શાવવામાં ના છૂટકે પૂરો થયો છે સામ્યવાદીઓનું જગત અંગેનું દૃષ્ટિબિન્દુ, તર્કશુદ્ધ સુસંઘિત અને અનુરોધી છે હકીકતમાં, સામ્યવાદી દૃષ્ટિબિંદુની મુશ્કેલી જ એ છે કે, તે અતિતર્કશુદ્ધ, અતિ સુગ્રથિત અને અને અતિ અવિરોધી છે.

માનવસમાજ જે રીતે કામ કરે છે, તે અંગે આપણે ખરેખર જાણીએ છીએ, તે કરતાં ઘણું વધારે સામ્યવાદ જાણે છે, તેમ તેઓએ માની લીધું છે, 'અમારી ભૂલ થાય જ નહિ' 'અમે સઘળું જાણીએ છીએ,' સામ્યવાદીઓની આ ભયંકર આત્મશ્રદ્ધા, જેને તેમણે આ વ્યાખ્યાનોમાં 'સિદ્ધાંતનો અધ્યાપો' તરીકે વર્ણવી છે, તેણે જ ભયંકર સામ્યવાદી આફતો નોતરી છે. દા. ત પશ્ચિમના જગતમાં તેણે હંગેરીના મજૂરોને રશિયન ટેંકો નીચે કચડી નાખ્યા અને પૂર્વના આ ભાગમાં ચીનો દુષ્કાળ ઊભો કર્યો

લોકશાહી સમાજવાદી દૃષ્ટિબિન્દુ વધારે નમ્ર છે. નિશ્ચક તે ઓછું પ્રભાવશાળી દેખાય છે. જગતના સામ્યવાદી દૃષ્ટિબિન્દુ જેવી સુગઠિત, તેના જેવી તર્કશુદ્ધ કે એની અવિરોધી કે સર્વવ્યાપી વિચારણા થવાનો તે પ્રયત્ન નથી કરતી આપણને મુંઝવનારા ઘણા બધા સવાલોનો

જવાબ આપવાનો ડોળ તે નથી કરતું તે વ્યવહારુ,-પ્રયોગાત્મક અને અનુભવ પરાયણ છે. આથી તેનુ દૃષ્ટિબિન્દુ ઓછું ક્રમકવાળું લાગશે. સામ્યવાદીને તમારું હૃદય આપવુ ને ઘણું મળેલું છે,' કારણ કે તે એક ત્રાસ છે છતા-જગતની વાસ્તવિક હકીકતો સાથે લોકશાહી-સમાજવાદી દૃષ્ટિબિન્દુ કેટલું વધારે બંધબેસતું છે, તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે લોકશાહી પદ્ધતિ દ્વારા મહાન સામ્રાજ્યનું વિસર્જનીકરણ, વિલીનીકરણને અંતે પણ મરીઆઇ નહિ પણ વહેતરી, સામ્રાજ્યવાદી યુગની થયેલી પૂર્ણાહુતિ, ભારતનો પોતાનો મિશ્ર અર્થરચના દ્વારા મંદ ગતિએ પણ વધારે સ્થિરપણે થતો વિકાસ; લોકશાહી તંત્ર ઓછું નહિ પણ વધારે કાર્યક્ષમ સિદ્ધ થયું અથવા ક્રમમાંક્રમ સરમુખત્યારશાહી કરતા ઓછું આપદ્‌રૂપ ને ઓછું અકુશળ નીવડયું છે સ્ટ્રેચીનાં વ્યાખ્યાનોનો આ અંત-સાર છે

આતંકવાદ અને અંધસંમતિના પાયા પર ઊભેલા સામ્યવાદની આજના જગતને જો કોઈ નોંધપાત્ર દેણગી હોય તો–"The means have been terrible, the result, common place—" "સાધનો ભયંકર, પણ પરિણામ અત્યંત ક્ષુલ્લક!" છે. આ સૂત્રાત્મક વિધાન દ્વારા સ્ટ્રેચીએ 'સ્ટ્રેંગલ્ડ ક્રાય'મા નિર્ભયતાપૂર્વક સામ્યવાદી ચિંતનની મૂળભૂત અસંગતિ કે પોકળતા છતી કરી છે.

લોકશાહી સમાજવાદ વિષેનું પોતાનુ ઋણ અદા કર્યા પછી, હવે સ્ટ્રેચી આ યુગના યક્ષપ્રશ્ન જેવા સર્વનાશી ન્યુક્લિઅર યુદ્ધ અને તેના નિષેધના કોયડાઓના અભ્યાસ તરફ વળે છે. અહીં તેમની પ્રૌઢ-પ્રગલ્ભ મેધાનો ઉન્મેષ સોળે કળાએ આપણને નિહાળવા મળે છે.

યુદ્ધ બંધીનો એમનો આગ્રહ પણ આગવો છે; યુદ્ધ બંધીની નિતાંત અનિવાર્યતા સ્વીકારવા છતાંય, બર્ટ્રાન્ડ રસેલ કરતાં ઊલટું, એકપક્ષી નહિ તેવું, નિઃશસ્ત્રી મંતવ્ય તેઓ ધરાવે છે. તેઓ એકપક્ષી હથિયાર બંધીને અવ્યવહારી કે અર્થહીન માને છે. અને સાર્વત્રિક અણુઅખતરા બંધીની હિમાયત કરે છે

યુદ્ધબંધીના એમના છેલ્લા મહત્ત્વના પ્રકરણ "Three Forces of Hope" 'ત્રણ આશાસ્પદ પરિબળો'માં એમનું મૌલિક ચિંતન સાંપ્રત જગતનાં બે નિર્ણાયક રાષ્ટ્રો–રશિયા–અમેરિકા વિષે કેટલુંક નોંધપાત્ર (આજ અને આવતી કાલ માટે અતિ મહત્ત્વનું) અવલોકન કરી જાય છે.

"રશિયા અને અમેરિકા બંનેની રાજ્યરચના ભલે જુદી કે વિરુદ્ધ હોય, પણ તેની અર્થ રચના મળતી થવાની દિશામાં છે. બંનેમાં ખૂબ ઉત્પાદન, કેન્દ્રિત ઉત્પાદન અને મૅનેજરોનો મહિમા, એક સરખાં છે. એટલું જ નહિ પણ, આજ દિવસ સુધી બજારભાવો ઠરાવવામાં જે એક–કદાચ સૌથી અગત્યનું પરિબળ છે તે, વેચાણમાં હરીફાઇ–પણ હોઇ શકે, એ વાતનો સ્વીકાર. આજ સુધી રશિયા એ વાતનો સ્વીકાર કરતું નહોતું, એનો સ્વીકાર પણ થતો જાય છે; એટલે, વસ્તુતઃ જોઇએ તો, અમેરિકામાં અનિયંત્રિત સ્વાતંત્ર્યની વાત થાય છે. પણ ત્યાં વ્યાપાર, વ્યાપાર ઉદ્યોગો કે ખેતી પર ઘણાં નિયંત્રણો મૂકાતાં ગયાં છે, ને રશિયામા નિયંત્રિત સમાજનું ધ્યેય હોવા છતાં સ્વાતંત્ર્ય પ્રવેશતું જાય છે. બંને પોતાનાં સ્થિતિ ચૂસ્ત સ્વરૂપો બદલતાં જાય છે, એ ન વિસરવા જેવી હકીકત છે. અર્થ રચનાની આ સરખામણી લાંબે ગાળે રાજ્ય રચનામાં પણ સમાનતા તરફ લઇ જાય, તેવી આશા રાખી શકાય."

હવે મહત્વનો સવાલ એ છે કે, આવો સાચો

શાળો ત્યારે જ મળે કે અણુયુધ્ધ ન થાય અને અને પછી સાર્વત્રિક યુધ્ધબંધી સ્વીકારાય આ છે યુધ્ધબંધી ગ્રંથનું વસ્તુ

રિચાર્ડ ફ્રામેને કહ્યુ છે તેમ, જ્હોન સ્ટ્રેચી મેધાસંપન્ન વિચારો પરત્વે દક્ષાગ્રહી વિદ્વાન હતા. પરંતુ તેમની મહત્તાનું સાચુ રહસ્ય તેમના ભારોભાર સુજનતામાં છે. એમનો ઊંડો ભારત પ્રેમ એમની પાસે મૃત્યુ પહેલાં કહેવડાવે છે કે,

"આપણે એવું સહઅસ્તિત્વ તો હવે નહિ જ સ્વીકારીએ કે જ્યાં-ભારતમાં વણ-સંતોષાયેલી તાત્કાલિક જરૂરિયાતો ઊભી જ હોય, અને બ્રિટનમાં આ માંગ સંતોષી શકે તેવા પૂરતાં કારખાનાં છતાં, તે કામ વગરનાં પડયાં હોય."

એક સાહસિક ચિંતક લેખે જ્હોન સ્ટ્રેચી મહાકાળ યાદ રહેવાના.

## નવાં પ્રકાશનો

[ ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ. વડોદરા ]

**સાહિત્ય**

સાહિત્યિક પ્રતિમાઓ : મેક્સિમ ગોર્કી
અનુ : સુભદ્રા ગાંધી
લિયો તોલ્સતોય, માદામ તોલ્સતોય, એન્ટન ચેખોવ, કોરોલેન્કો આદિ સમર્થ સાહિત્ય સ્વામીઓના સાન્નિધ્યમાંથી પ્રગટેલી સંવેદનાપૂર્ણ તસ્વીરો
રૂા. ૬=૦૦

**કાવ્ય સંગ્રહ**

સુરખી :
જતીન્દ્ર આચાર્ય

પ્રેમાનંદ
[ ગુર્જર કાવ્ય શ્રેણી પુ. ૩ ]
સંપાદક : આલોચક
નગીનદાસ પારેખ
રૂા. ૨=૫૦

**વાર્તા સંગ્રહ**

વળતાં પાણી
સુરોજિની મહેતા
રૂા. ૪=૦૦

**લઘુનવલકથા**

નમતો સૂરજ
ઓસામુ દઝાઈ
અનુ : જયંત પારેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
[ જપાની શ્રેષ્ઠ કલાધરની નવલકથા અને એક ઉત્તમ નવલિકા : ]
રૂા. ૪=૦૦

ઊગતા સૂર્યની વિદાય
લિયોનાર્દ આન્દ્રેયેવ * વાન દર-પોસ્ટ
અનુ : કૃષ્ણવદન જેટલી * રસિક પંડયા
[ બે ટૂંકી નવલકથા ]
રૂા ૩=૨૫

**જીવન ઘટના**

ધબકતાં કોતરોમાં માનવતાનું ઝરણું
સુભદ્રા ગાંધી
[ મધ્યપ્રદેશના બાગી લૂટારાઓમા વિનોબાએ જગાડેલી માનવ જ્યોત : ]
[ રવિશ કર મહારાજે મહીના કોતરોમાં જગાડેલી જ્યોત સાથે ] રૂ. ૧=૨૫

**સાહિત્યવિવેચન**

કરુણરસ :
રામપ્રસાદ બક્ષી
ભારતીય રસશાસ્ત્રના પંડિતનાં ત્રણ વધુ વ્યાખ્યાનો
રૂ. ૨=૨૫

# નવું વાંચન

## નવા પ્રકટ થતા સાહિત્યનો મિતાક્ષરી પરિચય

### નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ ૧૪

**ગાંધી વિચારદોહન**
ગાંધીજીની સંમતિપૂર્વક, સંકલનકર્તા
કિશોરલાલ મશરૂવાળા
રૂ. ૨=૦૦

ગાંધીજીની વિચારધારાના એક સ્વતંત્ર ગાંધીમાર્ગી વિચારક શ્રી કિશોરલાલભાઈનું 'ગાંધી વિચાર દોહન'નું આ પુસ્તક એક વિશિષ્ટ પ્રકારનો સંચય છે ગાંધીજીના પોતાના શબ્દોમાં અનેક દોહનો થયા છે. અને નવજીવને અનેક પ્રગટ પણ કરેલા જ છે પરંતુ કિશોરલાલભાઈએ ગાંધીજીના આત્માને પોતાની રીતે આત્મસાત કરીને, પોતાના શબ્દોમા, ગાંધીજીના વિચારોનું દોહન કર્યું છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૩૫ મા પ્રગટ થયેલી, ત્યારે જ, ખુદ ગાંધીજીએ, પોતાની સંમતિદ્વારા, આશિર્વાદ આપી દીધેલા જ, અને ૧૯૪૦ સુધીમા પ્રગટ થયેલી ૩ જી આવૃત્તિમા કરેલા નવા ઉમેરા પણ ગાંધીજી જોઈ ગયેલા.

એટલે ગાંધીના વિચારો માટે, અને જ્યારે, દુનિયાભરમા પરિસ્થિતિ પાકી રહી છે ત્યારે, કેવળ ગાંધીજીના જ શબ્દો નહિ, આશ્રમના અંતેવાસી–અભ્યાસી ચિંતકોએ પોતે રજૂ કરેલા ગાંધી–વિચારો ઘણુ જ વધુ મહત્ત્વ ધરાવે છે. સ્વાભાવિક રીતે જ એક અધિકારીના પોતાના શબ્દોમા આવું સુરેખ, સક્ષેપ–દોહન, આટલે લાંબે વરસેય પ્રગટ કરીને સંસ્થાએ એક ધર્મકાર્ય જ બજાવ્યુ છે.

**ગાંધીનાં સંસ્મરણો**
**અને બીજાં સંભારણાં**
શાંતિકુમાર
પ્ર. બાળગોવિંદ કુબેરદાસની કું.
અમદાવાદ
રૂ. ૫=૦૦

મુંબઈના એક પ્રખ્યાત ઘરાણાના, અને ઉગતી વયેજ ગાંધીજીના સંપર્કમાં આવેલા ગર્ભશ્રીમંત શેઠ શાંતિકુમારે ગાંધીજી અને અન્ય નેતાઓનાં લખેલા સંસ્મરણો અહી સંગ્રહિત થયાં છે.

ઉપરના પુસ્તકની નોંધ લેતા કરેલું સૂચન આ સંસ્મરણો પરત્વે, બહુ મર્યાદિત અર્થમાં, છતાં મહત્ત્વની રીતે, લાગુ પડે છે ગાંધીજીના કેટલાક વિચારોની સંદિગ્ધતા ઉપર (દા ત બીજળી યંત્રોની ઉપયોગિતા) અહી પ્રકાશ પડે છે–અને એ રીતે ગાંધીવિચારને સમજવામા એ એટલે અંશે ઉપયોગી પણ છે.–બાકી ગાંધી યુગના ઇતિહાસના અને ગાંધીજીના વ્યક્તિત્વના બીજા અનેક પાસાં ઉજળા બન્યાં છે, તે તો છે જ

**હિંદના સરદાર**
રાવજીભાઈ મણિભાઈ પટેલ
(નવજીવન પ્રકાશન)
રૂ ૨=૦૦

સ્વરાજ્યના ૧૬ વર્ષ પછી તેની અનેક ઊણપો અને મુશ્કેલીઓના આ દિવસોમા 'સરદાર હોત તો' એવુ ઘણા મોઢે સંભળાઈ રહ્યુ છે. કદાચ એ લાગણી ગુજરાત બહાર પણ હશે. એ દૃષ્ટિએ સરદારશ્રીના રાષ્ટ્રીય અર્પણનો ઊંડો અભ્યાસ થવો આ તબક્કે અતિશય ઉપયોગી ગણાય

આ પ્રસ્તુત પુસ્તક ગાંધીઆશ્રમના એક આરંભના અંતેવાસી અને સરદારશ્રીના એક નીકટના સહકાર્યકર્તાને હાથે લખાયેલુ છે એમા ગુજરાતનો ઘણો બધો રાષ્ટ્રીય ઇતિહાસ ફરી જીવતો થયો છે આ રીતે પુષ્કળ સામગ્રી પ્રગટ થાય એ, ઉપર સૂચવ્યા મુજબ સરદારશ્રીની રાજકારણી પ્રતિભાના અભ્યાસ માટે ઉપકારક છે.

**કિશોરલાલભાઈના જીવન પ્રસંગો**
(નવજીવન પ્રકાશન)
સં. મુકુલ કલાર્થી
(નવજીવન પ્રકાશન)
રૂ. ૧=૦૦

અલ્પ શિક્ષિત આદેશે નજરમાં રાખી, આ શૈલીમાં સિદ્ધ થયેલા લેખકની કલમે, શ્રી કિશોરલાલભાઈના જીવન પ્રસંગો પ્રાપ્ત થયા છે, એ આવકારદાયક છે

**કુદરતી ઉપચાર**
( નવજીવન પ્રકાશન )
લે. ડૉ., શરણપ્રસાદ
અનુ. જિતેન્દ્ર દેસાઈ
રૂ. ૨=૦૦

ઉરુલી કાંચનમાના નિસર્ગોપચાર આશ્રમના મુખ્ય ચિકિત્સકે આ પુસ્તકમા પાણીના ઉપચાર, એનિમા, સ્નાન, પાણીના પોતા, વરાળ સ્નાન, માટી, સૂર્ય સ્નાન, માલિશ કસરત, ઉપવાસ, આરામ, રસાહાર, આહારક્રમ, અને આહાર-આટલા વિષયો ઉપર સરળ સચિત્ર સમજ આપી છે. આ વિષયમાં રસ લેનાર સૌને ઉપયોગી માહિતી મળી રહેશે એવી આશા છે.

## પ્રાચ્ય વિદ્યામંદિર
## મ. સ. વિશ્વ વિદ્યાલય-વડોદરા

**શ્રી હરિ ભદ્રસૂરિ**
પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા
રૂ. ૮=૫૦

ઇશુની ૮ મી સદી દરમ્યાન થઈ ગયેલા મહાન જૈન સૂરિ સાહિત્યકારના જીવન અને દર્શન અંગેની આ વિદ્વત્તાપૂર્ણ સમીક્ષા અભ્યાસીઓ માટે પ્રચૂર સામગ્રી રજૂ કરે છે.

**આનંદ મીમાંસા**
વ્યાખ્યાતા : પ્રો. રસિકલાલ છો પરીખ
રૂ. ૪=૦૦

૧૯૬૦ માં મ સ યુનિ. ની 'મહારાજા સયાજીરાવ સ્મારક વ્યાખ્યાનમાળા'ના ઉપક્રમે અપાયેલા વ્યાખ્યાનો અહી ગ્રથિત થયેલા છે

શ્રી રસિકભાઇ ગુજરાતના અલ્પખ્યાત ( અલ્પ જાહેરના અર્થમાં-'મૂક' તો સૌ અભ્યાસીઓ હોય જ ! ! ) ઊંડા ચિંતક અભ્યાસી છે આ ગ્રંથમા પ્રેમનો ભૂમા ( ભૂમા=આનંદ ), જ્ઞાન ભૂમા અને રસ ભૂમા, કર્મયોગનો ભૂમા અને અધ્યાત્મના ભૂમા-એવા ત્રણ મુખ્ય પ્રકરણો દ્વારા વિદ્વાન વ્યાખ્યાતાએ પૂર્વીય અને પશ્ચિમી તત્વજ્ઞાનની દૃષ્ટિએ ઊંડી છણાવટ કરી છે એમાં ઉપનિષદોથી માંડી રસમીમાંસકોએ ચર્ચેલા, એટલે કે અધ્યાત્મથી માંડી કલા દૃષ્ટિએ ચર્ચેલા જ્ઞાનના પ્રદેશો ગુજરાતી ભાષામા શાસ્ત્રીય શૈલીએ રજૂ થયા છે. ગુજરાતીમાં આ પ્રકારના દુર્લભ ગ્રંથો જોતા, અને આ નાનકડા ગ્રન્થનો અસાધારણ વ્યાપ થા તેમાંની 'ટિપ્પણ' ઉપર નજર ફેરવતા, ને તેનું ઊંડાણ જોતાં આવા પ્રકાશન માટે અહોભાવ પ્રગટ કર્યા વિના રહી શકાય એવું નથી. ઇચ્છીએ કે ગુજરાતના વિદ્વાનો આવા ગ્રન્થોનાં વિવેચનો દ્વારા શ્રી. રસિકભાઈના અભ્યાસને વધુ પ્રકાશમાં આણે

**સમાજ શિક્ષણ**
શાંતિલાલ હીરાલાલ શાહ
રૂ ૨=૮૦

આ પુસ્તિકામા સમાજશિક્ષણનો ઇતિહાસ, સમાજશિક્ષણ શું અને શા માટે, વિકાસ યોજના અને સમાજશિક્ષણ, સમાજશિક્ષણ અધિકારી અને તેનું કાર્ય, સમાજશિક્ષણ વર્ગ સંચાલન, શિક્ષણના સાધનો અને ઉપયોગ, સંસ્થાઓ અને મંડળો તથા શું તે વિકાસ યોજનામા સમાજશિક્ષણ જરુરી ખરું ? -પ્રકરણો છે સ્વાતંત્ર્ય પ્રાપ્તિ બાદ આપણા દેશના વિકાસને લક્ષમા રાખી સામુદિક વિકાસ યોજના અને સમાજશિક્ષણના મહત્ત્વના અંગો વિષેનુ આ વિવરણ શિક્ષણ અને વ્યવહારમા ઉપયોગી નીવડશે, એવી આશા છે.

## ઘરશાળા પ્રકાશન-ભાવનગર

**કેળવણીનું નવનિર્માણ**
શ્રી હરભાઇ ત્રિવેદી

શ્રી હરભાઇ કેળવણીના ક્ષેત્રને વરેલા છે. એમનું ચિંતન અને લેખન એમના ૪૦ વર્ષના અભ્યાસ અને અનુભવનુ દ્યોતક છે. ગુજરાત રાજ્યનું નિર્માણ થતાં, જયા હજી 'વિચારની દરિદ્રતા ઠીક પ્રમાણમા જોવા મળે છે' તે કેળવણી ક્ષેત્રે આચારશુદ્ધિ પહેલા

વિચારશુદ્ધિની આવશ્યકતાનો આગ્રહ સેવીને, શ્રી હરભાઈએ સાચી કેળવણીના ફિલસૂફી તરફ અહીં અંગુલી નિર્દેશ કર્યો છે, જેમાં તેમણે બાળકેળવણી, પ્રાથમિક કેળવણી, માધ્યમિક કેળવણી, ઉચ્ચ (યુનિવર્સિટી) કેળવણી-સુધીનો એટલે કે ૨॥ વર્ષ ॥ શિશુથી ૨૫ વર્ષના યુવક સુધીના-નાગરિકના સર્વાંગી વિકાસનો એક સળંગ ખ્યાલ રજૂ કર્યો છે. × × ગુજરાતના સંખ્યાબંધ કેળવણીકારો (ખ્યાતનામ પણ અનેક!) આ રૂપરેખા અંગે પોતાના વિચારો પ્રગટ કરે, અને આ પુસ્તકના કર્તા જણાવે છે તેમ, આ ક્ષેત્રનું વિચાર દારિદ્ર દૂર કરવામાં પોતાનો ફાળો આપે, એવી ઇચ્છા અમેય સેવીએ છીએ.

**અંગ્રેજી ભાષાનું શિક્ષણ**
હરભાઈ ત્રિવેદી
ઘરશાળા-ભાવનગર
રૂા ૦=૫૦

આજે અંગ્રેજીના શિક્ષણનો સવાલ અતિશય ચર્ચાસ્પદ અને ગૂંચવણભર્યો બન્યો છે ત્યારે, આજથી એક પચીસી પૂર્વે, અંગ્રેજીનું શિક્ષણ વિદ્યાર્થીઓને કેવી સરળતાથી આપવું જોઈએ, એ વિષે જાતે પ્રયોગ કરનારામાંના એક કેળવણીકારે લખેલી આ પુસ્તિકા આ વિષયનો ઉકેલ લાવવા ઇચ્છનાર શિક્ષકો અને સૌને ઉપયોગી નીવડશે જ.

**સંગીત ચર્ચા**
રમણલાલ છો. મહેતા
પ્ર ગજાનન વિ. જોશી
ઊર્મિ પ્રકાશન-અમદાવાદ
રૂા. ૨=૫૦

ગુજરાતીમાં સંગીત વિષયક શાસ્ત્રીય અને પરિચયાત્મક લેખો નહિવત્ છે અહીં મ. સ. વિશ્વ વિદ્યાલય વડોદરાની નાટ્ય-સંગીત વિદ્યાપીઠના આચાર્યે લખેલા ૯ લેખોનો સંગ્રહ રજૂ થયો છે. આ લેખોનું 'ગુજરાતી ગેય કવિતા' ૧૯૫૮ માં પ્રગટ થયું હતું.. × × × આ 'સંગીત ચર્ચા' માં 'ગુજરાત અને સંગીત', 'લોકગીત', 'લલિત-કળાનું શિક્ષણ', 'સાહિત્યકલા અને સંગીતકલા', 'સંગીત નાટક' વગેરે પરિચયાત્મક તથા 'શબ્દ-નિષ્ઠ અને સ્વરનિષ્ઠ', 'સપ્તિઓ અને માત્રા', 'સંગીતશાસ્ત્ર ચર્ચા' વગેરે શાસ્ત્રીય વિગતોના લેખો સંગ્રહાયા છે ગુજરાતના જાણીતા સંગીતજ્ઞ-વિદ્વાન શ્રી ડૉ. ડી. જી. વ્યાસનો 'આમુખ' આ પુસ્તકને ઉપલબ્ધ થયો છે-અને એક નવા પ્રકાશનગૃહે આવા વિષયમાં હિંમત કરી છે-એ બંને આનંદ અને ઉત્સાહપ્રેરક બીનાઓ છે.

**શિક્ષણ ચિંતન**
ચંદ્રભાઈ ભટ્ટ
જવાહરનગર-અમદાવાદ
રૂા ૧૨=૦૦

શ્રી ચંદ્રભાઈ જેટલા ઉગ્ર-ઉદ્દામ વિચારક છે, જેટલા જ્ઞાનપિપાસુ છે. એટલા જ શિક્ષણના વિચારોનું સતત રટણ કરનારા છે અને એમની કલમમાં જેટલું જોશ છે, એટલી જ એની સામી-વિગટફાળની મજલ છે, અને એટલી વેગિલી ગતિ છે. આજસુધીમાં એક આખી પેઢીને ઉત્સાહ-આવેગ પ્રેરનારી આ કલમે અવારનવાર માનસશાસ્ત્ર અને ઇતિહાસ દર્શનના ગ્રન્થો આપણને સાંપડ્યા છે. આ આવો એક અભ્યાસી ગ્રન્થ તે 'શિક્ષણ-ચિંતન'. એમાં ૨૦ પ્રકરણો છે-જેમાં, શૈક્ષણિક "પ્રક્રિયાનું સામાન્ય સ્વરૂપ"થી માંડી 'ચિંતન ક્રિયા' એટલે શું? તત્ત્વચિંતન વિહંગાવલોકન, ચિંતનના મૂળ તત્ત્વો, તત્ત્વદર્શનનું સામાજિક સર્વૈયુ, અને શિક્ષણલક્ષી ચિંતનનો પાયો, શિક્ષણનો હેતુ, શિક્ષણ પ્રવૃત્તિ અને માનવજીવન ચરિત્ર, શૈક્ષણિક ચિંતનની સમાલોચના, તથા ભારતીય શિક્ષણની વિભાવના, શિક્ષણદર્શન અને અભ્યાસક્રમ, શૈક્ષણિક ચિંતનનું મૂલ્ય,-ઉપરાંત માનવ સમાજવાદી માનવકાર્ય, વગેરે વિષયોનો સમાવેશ થયો છે. કોઈપણ અભ્યાસીને માટે ભરપૂર ભાથું અને આગવી સમજ અહીં પડેલાં છે-પરંતુ એ બધું એમને જ સહજ ગમ્ય છે, જે ચંદ્રભાઈની અર્થને ધૂંધળાપણાથી ઢાંકતી દંડાત્મક શૈલીથી ઘડાઈ ગયા હોય, જે એમની વિગતો પ્રત્યેની

ઉપેક્ષાથી ઢેરાઈ ગયા હોય, અને જેમને એમના જેમમાં ઉદ્દામ કલમનું આકર્ષણ હજી આગળના જમાના જેવું જ રહ્યું હોય ! × × .

'કદાચ, આવા પુરંધર જોગમયાં લેખકની કેટલીક માયાની કમજોરીઓ જ એમને ખરેખર એક સ્વતંત્ર મૌલિક વિદ્વાન-વિચારક-લેખક તરીકેના અધિકૃત સ્થાને પહોંચવા નહિ દેતી હોય ! એ ગમે તે હો. પરંતુ આ ચંદ્રગાહના એ ઉપગત પુસ્તકોમાં ભરેલો મસાલો તો ગઈ પેઢીના જેમ આ પેઢીને માટેય ઉપકારક નીવડે એવો છે જ × ×

**રાષ્ટ્રીય ચળવળમાં**
**અમદાવાદ મ્યુનિ. નો ફાળો**
પ્ર. અમદાવાદ મ્યુનિ કોર્પોરેશન-અમદાવાદ
સ્વ. ગણેશ વાસુદેવ માવળંકર
ચંદુલાલ ભગુભાઈ દલાલ
રા. ૫=૦૦

અમદાવાદ શહેરના જેમ, એની મ્યુનિસિપાલીટીને ય એનો આગવો ગૌરવભર્યો ઇતિહાસ છે. ૧૯૧૭ માં સરદાર પટેલે એનું સુકાન પોતાને હાથ લઈ, એક મ્યુનિ. ના ઇતિહાસને આખા ગુજરાતના અને તે દ્વારા રાષ્ટ્રીય ઇતિહાસના એક ભાગ તરીકે, વળી લઈને, 'સ્થાનિક સ્વરાજ' ની મુક્દાલ સંસ્થામાં નૂતન પ્રાણ જગાવ્યો હતો, તે પછી એક આખી પચ્ચીસી દરમ્યાન-સ્વરાજ્ય પ્રાપ્તિના વર્ષ (૧૯૪૭) સુધી સરદારશ્રીના શક્તિશાળી સાથીઓએ (એમાં નોંધપાત્ર દાદા માવળંકર) એ ઇતિહાસને વધુ ગૌરવવંતો બનાવ્યો હતો, આ આખી તવારીખ, મ્યુનિ.ના જ એક અધિકારી સંપાદકને હાથે, તૈયાર થઈને પ્રગટ થઈ છે, તે આનંદની વાત છે. એમાં ગુજરાત અને ભારતના ઇતિહાસનીય કીમતી સામગ્રી અભ્યાસીની આંખે ચડ્યા વિના નહિ રહે × × × × શ્રી દલાલ એમનાં નિષ્ઠા, શ્રમ અને ચીવટ માટે, આજ પૂર્વે, ગાંધીજીના દ. આફ્રિકાના નિવાસ અંગેના ખંડો તથા બીજા અનેક તારવણી-આદિનીના સંપાદિત ગ્રંથોની હથોટી દ્વારા, ગુજરાતને પરિચિત છે. આ ગ્રંથ એમાં એક કીમતી ઉમેરો કરે છે. . . .

**શ્રી દયારામભાઈનું**
**જીવન દર્શન**
પ્રિ. જેઠાલાલ ગો. શાહ
પ્ર. શાહ નારાયણદાસ પરમાનંદદાસ
ડભોઈવાળા-ડભોઈ
રા. ૬=૦૦

ગુજરાતના સાહિત્ય અને ધર્મજીવન ઉપર ઊંડી અસર મૂકી જનાર ભક્તકવિ દયારામ અંગેનો આ આકારગ્રંથ છે-સર્વાંગ પરિચય છે. લેખક ગુજરાતના જાણીતા પ્રોફેસર છે અને વૈષ્ણવ સાહિત્યના અઠંગ અભ્યાસી-વિવેચક-લેખક છે. આ ગ્રંથ પણ લેખકની ભક્તકવિ દયારામ વિષેની તથા પુષ્ટિમાર્ગ વિષેની ભક્તિથી નીતરતો છે.

**કાયા લાકડાની**
**માયા લુગડાની**
જયંતિ દલાલ
રવાણી પ્રકાશનગૃહ-અમદાવાદ
રા. ૫=૦૦

આમ તો આ લેખકના ભેગા કરેલા ૧૪ લેખોનો સંગ્રહ છે. જેની અંદરનાં લખાણોએ એક આખી પચીસી દરમ્યાન ઉહાપોહ જગાવ્યા કર્યો છે. (જાહેર ઉહાપોહ તો આપણા લોહીમાં નથી. એથી કચવાટ, કડવાશ, મર્મરાટ જ તો !)–અને "આ બધું જ (બધું લખાણ) નકામનું, એમ કોઈને કહેવાનું પ્રાપ્ત થાય, તો એનો આનંદ પણ જેવો તેવો નથી" એમ આજે ય, લેખ-સંગ્રહ પ્રગટ કરતી વેળાએ, કહીને તેઓ એક ઉહાપોહનો નવો કીમિયો જ અજમાવતા લાગે છે, પરંતુ પણી બધી આડી અવળી વાતોમાં ગુંચવવાનું લેખકનું સામર્થ્ય જબરું હોવા છતાં, એક વાત આખું ગુજરાત જાણે છે, અને હવે તો સ્વીકારેય છે કે જયંતિભાઈને નાટક અને તખ્તા અંગે ખાસો બાપિકો વારસો છે, જાત અનુભવ છે. અને એને અંગેની નિષ્ઠા, એકાગ્રતા ય એવી છે કે, આ લખાણોમાંથી 'વિચિત્ર' તોય એક ધ્વનિ, એક ચિંતન અને એક આસ્થા પ્રગટ થયા વિના નથી રહેતા આ ગ્રંથને અંતે જોડેલો નિબંધ, કદાચ એમનું

તાજેતરનું લખાણ હશે અને એ અનેક રીતે લેખકની સળંગ દૃષ્ટિનો પરિચાયક બને છે. આમ, અનેક રીતે એક આ, મૌલિક માનવીનો મૌલિક લેખસંગ્રહ છે–એવું વિચિત્ર છતાં પૂર્ણ મળતી બંધબેસતું વાક્ય લખાઈ જાય છે। × ×

**સ્વપ્નવસંત**
( રૂપરેખા કાવ્ય સંગ્રહ )
રચયિતા . (સ્વ ) કવિ કુસુમાકર
મુખ્ય વિક્રેતા : ગુર્જર ગ્રંથરત્ન, અમદાવાદ
રૂા ૫=૦૦

આપણાથી આગલી પેઢીના ગુજરાતના અનેક કવિઓનો પરિચય સુદ્ધા આપણા સુધી હજી પહોંચ્યો નથી ! સેંકડો કાવ્યો–પદો–ગીતો લખનારા અને રવિન્દ્રનાથની અનેક ( ૨૦ જેટલી ) કૃતિઓ ગુજરાતીમાં દાયકાઓ પૂર્વે લઈ આવનારા, પ્લેટો, એરીસ્ટોટલ કાન્ટ, હેગલ, શોપનહોવર વગેરેના જ્ઞાનદર્શનો અને પાતંજલ યોગદર્શન–યોગમીમાંસા–ગુજરાતીમાં લખી જનારા કવિ–વિદ્વાન–સાહિત્યકાર સ્વ કુસુમાકર જેવાય હજી આપણાથી સંપૂર્ણ અપરિચિત જ રહ્યા છે ! તેમનાં કુટુંબીજનો તથા સ્નેહીઓએ એમના લખાણોમાંથી વીણીને થોડુંક તેટલું પ્રકાશમાં આણવાનો જે પ્રયાસ આદર્યો છે તેના પ્રથમ ફળારૂપે આ ગ્રન્થ પ્રકટ થયો છે એ એક આનંદનું કારણ છે.

આ સાહિત્યકાર તથા તેમની દૃષ્ટિ વિશે ગુજરાતના ખ્યાતનામ સાહિત્યકારોએ, શ્રી રામનાથ માંકડ, અનંતરાય રાવળ, સુંદરમ્, યશવંતરાય શુક્લ. વિજયરાય વૈદ્ય મોહનલાલ પા. દવે, રવિશંકર મ રાવળ, ઉમાશંકર જોશી, ઇન્દ્રવદન મ. દવે વગેરેએ આ વિશે જે મુક્ત મને પ્રશંસા કરી છે તથા શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'સ્વપ્નનો માનવી'–આત્મરત, આત્મમગ્ન કવિનો ટૂંકો હૃદયસ્પર્શી પરિચય લેખ લખ્યો છે તે પછી,,, આપણને અવશ્ય એવી ઇચ્છા થયા વિના નથી રહેતી કે, સ્વ કુસુમાકરનાં જ નહિ, આવા જે અનેક સર્જકો–ચિંતકોના યોગ્યબધ લખાણો દબાઈને પડી રહ્યાં હોય, એ બધા જોઈ જઈને, એમાંથી ચૂંટીને જરૂરી સાહિત્ય પ્રગટ કરવાનું, અચૂક રીતે કરવા યોગ્ય કાર્ય, સાહિત્ય પરિષદ, વિદ્યાસભા અને અન્ય સંસ્થાઓએ–સહકારી રીતે ઉપાડી લેવું જોઈએ.

**મેં જોયો આ ભારત દેશ**
રમણલાલ ધ. પટેલ
પ્રાપ્તિ : ગુર્જર ગ્રંથરત્ન–અમદાવાદ
રૂ. ૨-૫૦

એક સાહિત્યરસિયા, શિક્ષણાર્થી, છતાં વકીલાત અને રાજકારણમાં ગળાબૂડ ખૂપેલા જુવાન મિત્રનો આ પ્રવાસ પરિચય છે એક નાગરિક ખૂલ્લી આંખે અને ઉન્નત હૈયે ભારતને જોવાનો લ્હાવો લે તો, એની સામે આ દેશ એને કેટકેટલો ભરપૂર બદલો આપી શકે છે !

એક આવા આનંદપૂર્ણ પ્રવાસનું, અને તેવો આનંદ લેવા ઇચ્છનારને માટે માર્ગદર્શકનું કામ આપે તેવું આ નાનકડું પુસ્તક છે.

## સ્વાધ્યાય

[ પુ. ૧ અંક-૧ ]

લવાજમ રૂ. ૧૨

સ્વાધ્યાય અને સંશોધનનું ત્રૈમાસિક

સંપાદક : ભોગીલાલ જ સાંડેસરા

[ નિયામક, પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા ]

**મંજરી**
અનિયતકાલિક
૨૫ : રજતઅંક
પ્રાપ્તિ ભારત પ્રકાશન–અમદાવાદ

વિસનગરના કવિ સજ્જાએ આત્માનંદને અર્થે એક નાના અનિયતકાલિક પત્રિકા શરૂ કરી–ધીમે ધીમે કરતા તેનું બીજ પાંગર્યું, અને આ ૨૫ મા અંકમાં આશરે ૬૦ કવિઓના ૬૦ કાવ્યકૃતિઓ તથા કેટલાક વિવેચન નિબંધો સંગ્રહાયા છે. આવા સ્વૈરવિહારી પ્રયાસો સર્જન ક્ષેત્રે થતાં રહે, એ સર્જનસૃષ્ટિના તંદુરસ્તી માટે આવકાર્ય જ છે.

* રે (કવિતાઓ) ૦=૫૦
* કવિલોક (૩૫-૩૬) ૦=૭૦ દરેક

**આરોહણ (કવિતા)**
'સાહિન' કેશવાણી
સુગલય કિતાબમાલા-ભાવનગર
૧=૫૦

શ્રી અનંતરાય મ. રાવળની 'પ્રતીતિ' અને શ્રી વિજયરાય ક વૈદ્યના 'પુરોવચન' સાથે. એક નવા કવિની ૯૨ કૃતિઓનો આ સંગ્રહ છે. નવા કવિઓનો ફાલ છેલ્લાં બે વર્ષ દરમ્યાન અને હવેના બે પાચ વર્ષમાં જ કેટલો મબલખ ઊતરવાનો છે, એનો ખ્યાલ અનેક અનિયતકાલિક કાવ્યમાલાઓ તથા કિતાબમાલાઓની યાદીઓ પરથી આવ્યા વિના રહેતો નથી. 'આ પુસ્તિકાના ઉપરણા ઉપરની ૧૯ નવતર કવિઓની પુસ્તકમાલાની જાહેરાત જ આ વસ્તુની સાબીતી રૂપે બસ નથી શું ?

**શ્રી ચિત્તચિંતનિકા-ગ્રંથ**
લે. મગનલાલ લા. ગાધી (ગોકુલ)
રૂ. ૧=૫૦

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ, વિચારકની કલમે શ્રી કનૈયાલાલજી મહારાજ (વિઠ્ઠલેશ પ્રભુ)ને ઉપાસ્ય ગણીને લખાયેલ ભક્તિના પદો-(દોહરા, ચોપાઈ, આદિ) નો પ્રથમ ગુચ્છ તેના વિવરણ સહિત અહીં પ્રગટ છે

**આર. આર. શેઠની કું. મુંબઇ-૨**

**સૂર્યમુખી**
(નવલકથા)
લે : સારંગ બારોટ
રૂ. ૧૦=૦૦

**વર્ણસંગ્રહ**
નવલકથા (ગુજરાતી ગ્રંથાવલી) પૃ-૩
ગુણવંતરાય આચાર્ય
રૂ. ૫=૦૦

**વીંખાયેલી વણઝાર**
(નવલિકા)
હર્ષદ શેઠ
રૂ ૩=૫૦

**અંતરનાં અંતર**
(નવલિકા)
આ. રજનીકાંત ગાંધી
રૂ. ૫=૦૦

**સ્મૃતિ સાહિત્ય મંદિર-વિહાર (મુંબઇ)**

**શ્રદ્ધા અને સાધના**
(નવલિકા)
ધીરજબેન પારેખ
રૂ ૫=૦૦

**કમળનાં ફૂલ**
(નવલિકા)
કુ. મીરાં 'સ્વપ્નસેવી'
રૂ. ૫=૦૦

**પરિચય પુસ્તિકા (મુંબઇ)**
વાનરમાંથી માનવ ? (૧૦૯)
—જમીશ્વર ગાધી
ઑપરેશનનો ડર નકામો છે (૧૧૦)
—ડૉ. ભાનુ ૨. શાહ
બ્લડપ્રેશર (૧૧૧)
—ડૉ. ઓ. ટી. સામાણી
હિંદુઓનો ધર્મ (૧૧૨)
—દલસુખભાઇ માલવિયા
આપણા કુલો
—ઇશ્માઇલભાઇ નાગોરી
ચીન-રશિયાનો શો ઝઘડો છે ? (૧૧૪)
—નગીનદાસ સંઘવી
મધમાખીં વિષે જાણવા જેવું (૧૧૫)
—ગણેશભાઇ ડાભી
કોમનમાર્કેટ શું છે ? (૧૧૬)
—વી. જી. પેંઢારકર

**જ્ઞાન-કૌશલ્ય પ્રકાશન-શ્રેણી**
ઇજનેકલા (૧૬)
—ડૉ. ગોવિંદભાઇ મેવાડા

# અમૂલ દુગ્ધાહારનાં
# સાત વિટામિનો
## અને તેમનું કાર્ય

### વિટામિન એ
ત્વચા મુલાયમ અને આંખો તેજસ્વી રાખે છે, શરીરની આરોગ્યપ્રદ વૃદ્ધિ કરે છે



### વિટામિન બી૧
નસોને સુદૃઢ બનાવે છે અને હૃદયના સ્નાયુઓને સ્ફુર્તિ આપે છે



### વિટામિન બી૨
સ્વાસ્થ્યમય મોંઢા માટે જરૂરી છે.



### વિટામિન બી૬
સ્નાયુઓને વિશ્રામ મેળવી આપે છે

### વિટામિન સી
ચેપી રોગો સામેની પ્રતિકાર શક્તિમા વૃદ્ધિ કરે છે અને સ્કર્વી સામે રક્ષણ આપે છે





### વિટામિન ડી
પુષ્ટ હાડકાં અને નીરોગી દાંત માટેની ખાતરી છે અને રીકેટ સામે સરક્ષણ આપે છે



### નીઆસીનામાઇડ
પાચનશક્તિમા વધારો કરે છે અને નસો સુદૃઢ અને ત્વચા તંદુરસ્ત રાખે છે.



અમૂલ દુગ્ધાહારમા આ સાત વિટામિનો સાથે યોગ્ય સમતુલામા પ્રોટિન, કાર્બોહાઇડ્રેટ, ચરબી, લોહ, કૅલ્સીયમ અને ફોસ્ફરસ છે અમૂલમા શ્રેષ્ઠ ખાદ્ય તત્વો છે અને એથી આજની માતાઓ તે પસંદ કરે છે આપના બાળક માટે તે અતિ મૂલ્યવાન છે।

**આપના બાળકને જરૂરી સાત વિટામિનો અમૂલ દુગ્ધાહારમાં છે**







ASP/ABF 31 GUJ

[ વિશ્વમાનવ.

# ત્વરિત, સુરક્ષિત નિશ્ચિત

ખાંસીનો ઘરગથ્થુ ઇલાજ




## *Alembic*

## ગ્લાયકોડીન ટર્પ-વાસાકા

સુકી, શ્વાસ રૂંધનાર અને થકવનાર ખાંસીનો
સુરક્ષિત અને નિશ્ચિત ઘરગથ્થુ ઇલાજ

વેઈટ્રેસે ગ્લાસ ઍગિયેવના ટેબલ પર ખસેડ્યા અને હસી: ગમે તેમ પણ, આવું સાંભળવું તેને ગમતું હતું.

"સાંભળ, હું પ્રતિભાવાન છું, આખું પશ્ચિમ મને જાણે છે! બોલ."

"કલાકારો આવે છે પણ તે અમને ચીતરવા માટે નહીં" એ કંઈક અ-રશિયન એવા સ્વરભારથી બોલી.

"તુ કેવી રીતે જાણે?" એણે તેની છાતી તરફ જોયું.

"ઓહ, એમને માછીમારો જોઈએ. અને કામદારો—સિગ્નલમેન. અથવા તો લાકડાના દેવળવાળો એક ટાપુ છે ત્યાં તેઓ જાય તેઓ આવે છે — મોસ્કોથી, લેનિનગ્રાદથી. એ બધા જ તમારા જેવા હોય છે – માથે ખેલાડીના જેવી હેટવાળા—'

"મૂરખાઓ હોય છે એ બધા" અને આવતી ટ્રેનનો અવાજ સંભળાતાં ઝડપથી એણે કહ્યું, "વારુ, ફરી મળીશું આપણે, ખરું? તારું નામ?"

"ઝાના."

"તુ રશિયન નથી, ખરું?"

"ના, ફિન. યુઓનાલેઇનન.',

"મરવા દે એ નામ." ઍગિયેવ વોદકાને પૂરો કરતાં અને ખાંસી ખાતાં બબડ્યો.

પૈસા ચૂકવ્યા, ઝાન્નાના ખભાને દબાવ્યો અને પ્લેટફોર્મ પર ઊછળતો ચાલ્યો ગયો. "શી ખરાબી છે સ્ત્રીની!" આછા ભૂરા રંગના એક્સપ્રેસના ડબ્બાઓ એની પાસેથી પસાર થતા ગયા તે સાથે આંખોને ફેરવતો એ વિચારી રહ્યો. આંખને લાગેલા થાકથી એને ચક્કર આવતા હોય એવું લાગ્યું અને એણે મ્હો ફેરવી લીધું "એ પીણું નહોતું પીવું જોઈતું," શૂન્યમનસ્ક રીતે એ વિચારી રહ્યો અને વિકાના આગમનના વિચારથી એકાએક ગભરાઈને એણે સીગારેટ ચેતાવી.

૬ અફેસુીને ટ્રેનમાંથી નીકળી સ્ટેશનની બહાર જતા પણ હતા. એણે
નિસાસો સુ ? ભગવા પારેટ ફેંકી અને વિકાની શોધમાં ઊપડ્યો. વિકાએ તેને
પહેલાં બૂમ મારી, એ ફર્યો અને એણે ઊનના કાળા કોટમાં
આવતી માટે તેં ઈ. કોટ બંધ કર્યા વિનાનો—ઝૂલતો હતો અને એના
ટીચણોથી ી, અવ સ્કર્ટની કિનાર ઊછળતાં મોજાંનો આકાર રચતી હતી.
અને
વિ તાગથી જોઈ તાં મોજાંમાં ઢંકાયેલો પોતાનો હાથ આપ્યો. સૂર્યથી
ફેદ થઈ ઓ દૂર ગયાં ને અસ્તવ્યસ્ત વાળ એના કપાળ પર ઝૂક્યા હતા. એ
વાળ જ્યાં બોટ સીર ચ્છી તાતાર આંખો ઍગિયેવ તરફ જોઈ રહી હતી,
કંઇક જ્યાં ગગમ ને સુકા ફાટી ગયેલા હોઠવાળુ એનું કીરમજી રંગનું
સજ આગળની ઓ ફની પેઠે અડધુ ખુલ્લું હતું.
ર્સ ધૂરકતો હતે: કહ્યું અને કંઈક રમુજી અને ચબરાકીભર્યું, આગળથી
તૈયાર ..... એલું, એ કશુંક કહેવા જતી હતી પણ શાંત થઈ ગઈ.

ઍગિયેવે વિકાના ગળા પર લપેટાયેલા પારદર્શક સ્કાર્ફ ઉપર નિષ્કારણ નજર જડી દીધી હતી; અને તોફાની નિશાળિયાના જેવું વર્તન કરી એની ચળકતી સુટકેસ ઝૂંટવી લીધી હતી. પછી બન્ને જણાં સ્ટેશનમાંથી એક મોટા માર્ગ પર ચાલી ગયાં.

"તારો ચહેરો, ગમે તે હો, કાંઈક ચડેલો લાગે છે..." વિકાએ કહ્યું, અને "કેમ ચાલે છે?" કહીને પોતાની આજુબાજુ જોઈ લીધું.

"મને તો ગમે એવું છે."

"ઉંહ!" ઍગિયેવે ગળામાંથી ન ગમે એવો અવાજ કાઢ્યો. ઘૃણા દર્શાવવા એ હમેશાં આવો અવાજ કરતો.

"પીધેલી હાલતમાં છે?" વિકાએ પોતાના હાથ ખિસ્સામાં ખોસી દીધા અને માથુ નમાવ્યું. એના વાળ આગળ ઝૂક્યા.

"ઉંહ!" એણે ફરીથી કહ્યું, વિકા તરફ આંખના ખૂણામાંથી જોતાં. વિકા બહુ જ ધાટીલી હતી અને એનાં કપડાંમાં, અવ્યવસ્થિત વાળમાં, બોલવાની રીતમાં, કંઈક છેતરામણું—મોસ્કોના રહેવાસીઓમાં

હોય છે એવું—તરત હતું. ઉત્તરના પ્રદેશમાં એગિયેવને આવું ઓછું જોવા મળ્યું હતું. મોસ્કોમાં તેઓ બહુ ઓછી વાર મળ્યા હતા અને એક બીજાને બરાબર ઓળખતાં પણ નહોતાં. વિકાનું આગમન અને એણે લીધેલી રજા બહુ મુશ્કેલીએ મળેલી હતી તે એ જાણતો હતો; અને એને ગંધ આવી ગઈ હતી કે તે ગમે તે માટે તૈયાર હતી—આ બધું એને કંઈક અનપેક્ષિત અને વિચિત્ર લાગ્યું હતું.

"સ્ત્રીઓની બાબતમાં તો હું નસીબદાર છું." આનંદિત આશ્ચર્યથી એણે વિચાર્યું અને જાણી કરીને હાથનાં મોજાં પહેરવાને બહાને ઊભો રહી ગયો જો કે ખરેખર તો વિકાને પીઠ પાછળથી જોવા માટે એ ઊભો રહી ગયો હતો. વિકા ધીમી પડી ગઈ. અંગ્ચર ફરીને એણે પ્રશ્નાર્થક દૃષ્ટિથી એગિયેવ તરફ જોઈ લીધું. અને પછી શૂન્યમનસ્ક રીતે દુકાનો અને રસ્તે પસાર થનારાંઓ તરફ જોયું.

પાછળથી પણ તે સુંદર લાગતી હતી; અને એ આગળ ચાલી ન ગઈ પણ ધીમી પડી ગઈ અને પ્રશ્નાર્થક દૃષ્ટિએ એણે જે જોયું એ ઘટનાએ બતાવી આપ્યું કે તે એગિયેવ પર બધું છોડી બેઠી હતી. એક ક્ષણ પહેલાં વિકાના આગમનથી પોતે ગૂંચવાઈ ગયો હતો અને અવઢવમાં પડી ગયો હતો, તેમ છતાં આ ઘટનાએ એગિયેવને ખૂબ ખુશ કરી દીધો. એને ઝાંખું ઝાંખું યાદ આવ્યું કે એકલામણમાંથી મુક્ત થવા માટે એણે પેલું પીણું પીધું હતું.

"તારાં પ્રેસ-કટીંગ્સ હું લઈ આવી છું." એ જ્યારે સાથે થઈ ગયો ત્યારે વિકાએ કહ્યું "તને ખબર છે, એ લોકો તારી તો કમબખ્તી કરવા બેઠા છે? હું ગઈ હતી તે દિવસે તો પ્રદર્શનમાં જવા માટે મોટી કતાર જામી હતી."

"ઉહ!" એ ફરીથી બોલ્યો, જો કે ઊંડા સંતોષથી અને ભય સાથે, એકાએક ઉમેરતાં: "'ડાન્ડેલાઈઝ ગર્લ' એમણે ઉતારી લીધું નથી?"

"ના. હજી લટકે છે," વિકા હસી. "એનું મ્હો-માથું કોઈ સમજી શકતું નથી. તેઓ બધા જ્યૂમો મારે છે અને દલીલો કરે છે—દાઢીવાળા અને જીન પહેરેલા છોકરડાઓ. એમને કંઈ સમજ પડતી નથી, અને તેઓ ગોળગોળ ફર્યા કરે છે."

"અને તું, તને તે ગમ્યું?"

વિકા ન સમજાય એવું હસી, અને એગિયેવ એકાએક ગરમ થયો, નસકોરાં ફુલાવ્યાં, પોતાના નીચલા હોઠને કરડ્યો, એની કાળી આંખો અલસ અને ઉદાસ બની ગઈ. "હું હવે દીપવાનો." એણે નક્કી કર્યું.

અને આખો દિવસ એ વિકાની સાથે કોઈક અજાણ્યા આગન્તુકની જેમ શહેરમાં ફર્યો, બગાસાં ખાધાં, વિકાના પ્રશ્નોના અસ્પષ્ટ જવાબો બબડી ગયો, વિકા સ્ટીમરનો સમય જાણી લાવે ત્યાં સુધી ધક્કા પર એ રોકાયો, અને સાંજે એણે દારૂ પીધો, એટલી હદે કે વિકાને આજીજી કરી એને રોકવો પડ્યો એણે કમરામાં પોતાની જાતને પૂરી દીધી અને વિકા એના કમરામાં એકલો છે એવું ઊંડા તીવ્ર દુઃખથી જાણીને, આકુળવ્યાકુળ થઈને, એણે સીગારેટ ફૂંક્યા કરી, અને પોતાના પ્રત્યે વક્રતાભર્યું નિર્લજ્જ હાસ્ય હસ્યો, અને રાતા વાળવાળી [illegible] વિશે વિચારવા લાગ્યો.

થોડી થોડી વારે ટેલિફોન રણક્યો. એ જાણતો હતો કે તે વિકાનો હતો, પણ એણે ઘંટડી વાગવા દીધી. "જા, ભટક તારી મેળે, નાદાન કંઈની." ધૂંધવાતાં એણે વિચાર્યું.

બીજા દિવસે વિકાએ એગિયેવને વહેલો જગાડ્યો અને એ નાહી ધોઈને તૈયાર થાય ત્યાં સુધીમાં એણે એગિયેવની મુસાફર-બેગ તૈયાર કરી દીધી. એની રંગપેટી ખેંચી આણી, ચિત્ર માટેની થોડી બાંધી લીધી અને માછલીઓ પકડવા માટેનાં સાધન પથારી નીચેથી ખેંચી લીધાં, ટેબલનાં ખાનાંઓ ખેંચીને જોઈ લીધાં, ખાલી શીશીઓ ફેંકી દીધી. વિકા સામાન્ય રીતે અટૂલી અને કામમાં ગૂંથાયેલી દેખાતી હતી. એણે આ દરમ્યાન એગિયેવ તરફ જરા પણ ધ્યાન આપ્યું નહોતું.

"પત્ની જેવી જ," આશ્ચર્યથી વિકાની સામે જોઈ રહેતાં એગ્નિયેવે વિચાર્યું. એણે ભવાં ચઢાવ્યાં અને વિચાર્યું કે સ્ત્રી કેટલી જલદીથી પુરુષને અનુકૂળ શાંત અને ચીવટવાળી બની જાય છે, જાણે યુગોથી તેઓ બન્ને સાથે જ ન રહેતાં આવ્યાં હોય!

એગ્નિયેવનું માથું ચડયું હતું અને એની ઇચ્છા નીચે પીઠા પર જવાની હતી, પણ એ હજી ખૂલ્યું નહીં હોય એની યાદ આવી; એણે ખાંસી ખાધી, બબડ્યો, ખાલી પેટ સીગારેટ ફૂંકી અને વધુ ખરાબ હાલત અનુભવી. દરમ્યાનમાં વિકા નીચે પહોંચી ગઈ હતી. એણે બિલ ચૂકવી દીધું અને ટેક્સી બોલાવી. "હં, ભલે ચૂકવે," બહાર નીકળીને ટેક્સીમાં બેસતાં એણે વિચાર્યું. એ પાછળ બેઠો અને આંખો બંધ કરી દીધી. સવારથી વરસાદ એવો શરૂ થયો હતો કે જાણે આખો દિવસ પડશે. બરફ પણ પડવા માંડ્યો, મોટાં ભીનાં ફોરાં જોરમાં પડતાં હતાં અને ભીનાં છાપરાંનો અને ફરસબંધીનો સ્પર્શ પામે તે પહેલાં તો ઘણે ભાગે કાળાં પડી જતાં હતાં

ધક્કા પર પહોંચતાં તો એગ્નિયેવની હાલત અત્યંત ખરાબ બની હતી. દુઃખિત, અર્ધનિદ્રિત, ક્યાં અને શા માટે જઈ રહ્યો છે એના ભાન વિના એણે સૂસવતા અને ચિત્કારતા પવનને, પગથિયાંને થાપટો મારતાં પાણીને, અને થડકતા તેમજ ડૂસકતા ચાલુ થતી મોટર–બોટના અવાજોને, એણે શૂન્યવત્ સાંભળ્યા કર્યા વિકાએ પણ એનો ઉત્સાહ ગુમાવ્યો હતો, એગ્નિયેવની બાજુમાં બેસીને આજુબાજુ જોયાં કરતી એ નિરાશ અને ઠંડી થઈ ગઈ હતી, ટૂંકો તંગ જામો પહેરવા એ ઝૂરી હતી અને હજી શૂન્યમનસ્ક હતી; પવન એનાં ઝુલ્ફાં ઉડાડતો હતો અને એના કપાળ પર ઉછાળતો હતો. એ એવી દેખાતી હતી કે એને હમણાં જ કોઈનો તાર મળ્યો હોય અને એ સ્મશાનયાત્રા માટે જતી હોય.

શન સાથે અઢેલીને બેસતાં એગ્નિયેવે ઇર્ષ્યાથી વિચાર્યું: "હું ક્યાં જવા નીકળ્યો છું? ભગવાન, કેવું અસહ્ય મને લાગી રહ્યું છે!"

બોટ માટે તેઓ ભાગ્યે જ નીરાંતે રાહ જોઈ શકે તેમ હતાં. આગળ વધતી, અવાજો કરતી, વરાળ કાઢતી, પાણી ઉછાળતી, ધક્કા સાથે ઘસાતી અને લાકડાંના સફેદ રંગ પર ઘસરકા પાડતી બોટને તેઓ અધીરાઈથી જોઈ રહ્યાં હતાં.

તેઓ દૂર ગયાં તેમ છતાં એગ્નિયેવની સ્થિતિમાં ફેર પડ્યો નહીં. નીચે જ્યાં બોટ સીઝાની હતી અને ગડગડ અવાજ થતો હતો, પીળા પીસ્ટન જ્યાં ગરમ તેલમાં ઊંચા નીચા જતા હતા, ત્યાં ઉષ્મા હતી, પણ અગાળની ઓરડી ઉદાસ, ઠંડી અને ધુમ્મસની વાસવાળી હતી. પવન ઘૂરકતો હતો, મોજાં વહાણની બાજુઓ સાથે અફળાતાં હતાં, અને વહાણ જ્યારે હળવેથી ઝૂકતું હતું ત્યારે કાચ ઉદાસીનતાથી ઝણઝણતાં હતાં. બદામી રંગનાં ઝાંખાં જંગલો, વરસાદથી ઝાંખાં પડી ગયેલાં ગામડાં, થોડા પાણીમાં ઊભેલાં અને આથડતો ખમેલાં નીશાનો ધીરે ધીરે પાછળ ફેંકાતાં, વહાણનાં બાકોરામાંથી દેખાતાં હતાં. એગ્નિયેવ તાવવાળા શરીરે થરથર્યો અને બહાર નીકળ્યો

નીચલા તૂતકના ધાતુના સળિયાવાળા પગથાર પર ભટકતાં ભટકતાં એણે એન્જિનની બાજુના અને રેસ્ટોરાંની નજીકના એક ક્રમરામાં આશરો લીધો રેસ્ટોરાં હજી ખૂલ્યું નહોતું, જો કે ગેલેરીમાંથી બારી કાંઠ માછલી રંધાવાની ખરાબ વાસ આવતી હતી. એગ્નિયેવ કોલસા ભરવાની ધાતુની કોઠીના ગરમ મથાળે ચડી ગયો, અને નવી રેશમી છાલથી ચીકણા બર્ચના લાકડાના ટુકડાઓના ઢગલાને અઢેલીને પડ્યો. ત્યાં પડ્યાં પડ્યાં એણે એન્જિનના એકધારા નિશ્વાસોને, હલેસાંના અફળાટને, અને મુસાફરોના ઢગલા વિનાના અવાજોને સાંભળ્યા કર્યા. સામાન્ય રીતે બને છે તેમ, પોતાના વિદાયદૃશ્યથી જેઓ હજી ઉત્તેજિત હતા તેઓ ઘોંઘાટ કરીને વાતો કરતા હતા અને રમૂજ માણતા હતા વહાણના પાછલા ભાગમાંથી સમૂહસંગીતના, સ્ત્રિયારીઓના અને

લોખંડના તૂતક પર પડતી એડીઓના અવાજો આવી રહ્યા હતા.

ગરમ પાણીના નળની પાસે કિટલીમાં ચ્હા ઊકળતી હતી. લોકો પોટલાં અને પેટીઓ ઉપર બેઠાં હતાં. ચ્હા પીતાં પીતાં અને ફ્રેન્ચ રોલના ટુકડા કરતાં કરતાં તેઓ પવનથી ધકેલાતાં સરોવરનાં કાળાં મોજાઓ ઉપર સંતોષભરી દૃષ્ટિ નાખતાં હતાં. સ્ત્રીઓએ એમના રૂમાલ લઈ લીધા હતા અને વાળ સમારતી હતી. બાળકો તો રમત આરંભી ને દોડતાં હતાં અને શોર મચાવતાં હતાં.

ધુમ્મસછાયા કાચમાંથી બીજી બત્તીઓ સળગી અને બહાર કાંએક વધુ અંધકાર અને ઠંડક છવાયાં એગિયેવે આળસતાથી નજર ફેરવી. ખુરશીઓ વચ્ચેની જગાઓ બટાટાની થેલીઓથી, ટોપલીઓથી, ચટણીનાં ટીનથી અને બીજી ચીજોની ગંસડીઓથી પુરાઈ ગઈ હતી. મુસાફરો પાસેના પ્રદેશોનાં જ હતાં. કિનારા પરનાં એક યા બીજા સ્થળે જતાં હતાં અને એમની વાતો સ્થાનિક વસ્તુઓ વિશે જ હતી–ઢોર, નવા કાયદાઓ, સમાંસંપ્રથીઓ, મત્સ્ય-ઉદ્યોગ, આચરકુચર ચીજોનાં કેન્દ્રો, અને હવામાન.

"કાંઈ વાંધો નહિ!" એગિયેવે વિચાર્યું: "એક જ દિવસ છે– પછી તો ટાપુ, શાંતિ, એકાન્ત.... કાંઈ વાંધો નહિ!"

આખરે રેસ્ટોરાં ખૂલ્યું, અને તરતજ ટોળામાંથી માર્ગ કરતી વિકા એગિયેવ તરફ સરી ગઈ. વિકાએ એની તરફ ગમગીન નજરે જોયું અને સ્મિત કર્યું.

"પીવું જોઈએ છે?" એણે કહ્યું. "વારુ, આગળ ચાલ અને લઈ લે!" એગિયેવ ગયો અને નાનકડી શીશી, બ્રેડ અને ચટણી લઈને પાછો આવ્યો. વિકા, જે કોલસાની કોઠી પર ચઢી ગઈ હતી, એણે કાળજી ભરી નજર મેળવી એ એની બાજુમાં બેઠો, શીશીનો બૂચ ખેંચી કાઢ્યો અને ચટણી આવવા લાગી કંઈક સારું લાગતાં એ વિકા તરફ ઉત્તેજનાથી ફર્યો.

"ખા!" એ બબડયો, અને વિકા પણ ખાવા લાગી.

"કહે મને, શું થયું છે તને?" થોડીવાર પછી વિકાએ પૂછ્યું.

એગિયેવે બીજું પીણું પીધું અને થોડીવાર સુધી વિચાર્યું. પછી એણે સીગારેટ ચેતાવી અને વિકાના પગમાંથી ઝુલતા બૂટ પર નજર ફેરવી.

"હવે કંટાળી ગયો છું," એ શાંતિથી બોલ્યો. "મને લાગે છે કે કલાકાર તરીકે હું જરાય સારો નથી, અને ખરેખર મૂરખ છું. અહીં હું તો ચિત્રો દોર્યા જ કરું છું અને દરેક જણ કહે છે કે એ સારું નથી, બધુ જ ખોટું છે...શું કહે છે તેઓ? 'ભાવનામય અપક્વતા' 'લપસણા ઢાળ ઉપર', 'આપણા લોકો માટે તો આ પરદેશી તત્ત્વ' ...જાણે કે એમની સાથે સંમત થતું હોય એમ આખું રાષ્ટ્ર માથું ધુણાવે છે. ખબર છે, તને?"

"મૂરખ છે તું," વિકા મૃદુતાથી બોલી. એ એકાએક હસી અને એણે પોતાનું માથું એગિયેવના ખભા પર ઢાળી દીધું. એના વાળમાં કશીક તીવ્ર વિચિત્ર ગંધ હતી. એગિયેવે એની સાથે પોતાના ગાલ ઘસ્યા અને આંખો બંધ કરી.

એકાએક એ તેની નજીક આવી ગઈ અને વહાલી બની રહી. મોસ્કોમાં એક કલાકાર મિત્રના મકાનની અંદર રસ્તામાં પહેલી વાર એણે વિકાને ચુંબન કર્યું હતું તે એને યાદ આવ્યું એ થોડીક પીધેલી હાલતમાં અને ખુશમિજાજથી આવ્યો હતો. વિકા શાંત હતી અને મુંઝાયેલી દેખાતી હતી. રસોડામાં એમણે લંબાણથી વાતો કરી હતી, અથવા તો એણે જ વિકાને કહ્યા કર્યું હતું કે પોતે એક પ્રતિભાવંત કલાકાર છે અને એના જેવો તો બીજો કોઈ છે ય નહિ. પછી તેઓ બીજાઓને મળવા ગયાં હતાં અને ત્યારે રસ્તામાં એણે વિકાને ચુંબન કર્યું હતું અને કહ્યું હતું કે પોતે વિકાને ખૂબજ ચાહે છે

વિકા એ માની શકી નહોતી પણ એણે પોતાનો શ્વાસ થંભાવી

દીધો હતો અને ખીલો ઊઠો હતી. એની આંખો કાળી હતી અને હોઠ સફા. એગિયેવ તરફ ફરીથી જોયા વિના એ ત્યાં આવેલી બીજી છોકરીઓ સાથે વાતે વળગી હતી. એગિયેવ પણ પુરુષો સાથે વાતે વળ્યો હતો; અને એક યા બીજાં ચિત્રો વિશે એણે દલીલો કર્યે રાખી હતી. વિકા અને એગિયેવ જુદા જુદા કમરામાં બેઠેલાં હતાં.

વિકાએ એની સખીઓ સાથે અને આવતા જતા કોઈની પણ સાથે વાતો કર્યે રાખી હતી અને હાસ્ય વેર્યે રાખ્યું હતું. એને એ વાતનો આનંદ હતો કે એગિયેવ બાજુના જ કમરામાં ખુરશીમાં બેઠો હતો અને પોતાની પેઠે કોઈકની સાથે વાતો કર્યાં કરતો હતો. એણે એગિયેવને આ બધું પાછળથી જણાવ્યું હતું. નજીકના ભૂતકાળની અને હવે તો ફરી પાછી કદી નહિ આવવાની એવી એક સાંજની એકાએક યાદ આવવી એ આ ઉત્તર પ્રદેશના એકાકી સ્થળમા સારું હતું; એનો અર્થ એ હતો કે આ બન્નેયને એક ભૂતકાળ હતો. એ બન્ને હજી એકબીજાને વાસ્તવમાં ચાહતાં હતાં એમ તો નહોતું જ, બન્નેને બાંધી રાખનાર પણ કંઈ નહોતુ, એમના જીવનમાં પહેલાં આવી ગયેલાં માનવીઓને તેઓ હજી જોતાં હતાં, એકપણ રાત્રિ એમણે સાથે પસાર કરી નહોતી, અને હજી બન્ને જણાં એકબીજાને ઓળખતાં પણ નહોતાં. પણ એમને એક ભૂતકાળ હતો અને એ સારું હતું.

"ગંભીરતાથી હું મારી જિંદગી વિશે વિચારી રહ્યો છું. તું જાણે છે કે તારા વિના અહીં સતત વરસાદમાં અને ક્યાંય જવાનું ન મળે એવા સ્થળમાં રહેવું દુઃસહ છે. હું મારા કમરામાં કે નીચે બેસું, પીધેલો, અને વિચાર્યા કરું...અને આ બધાથી હવે તો થાક્યો હતો. જ્યારે હું કલાભવનમાં હતો ત્યારે હું કલ્પના કરતો કે હુ બધું ઉથલપાથલ કરી નાખીશ, મારા ચિત્રોથી હુ બધુ તોડફોડ કરીશ, રખડીશ, ગુફામાં રહીશ — રૉકવેલ કેન્ટની પેઠે પછી મેં ડિપ્લોમા મેળવ્યો અને પછી તો એમણે મારા પર પ્રહારો શરૂ કર્યા—'નીચ, ફલાણો-ઢીંકણો!' —મને શિખામણ આપવા લાગ્યા મારી પાછળ પડવામાં એ સુજ્વરોએ આજ સુધી પાછળ ફરીને જોયું નથી, અને આ જેમ લાંબું ચાલે છે તેમ પરિણામ ખરાબ આવે છે. "તું અમૂર્તવાદી, અભિનવ-વાસ્તવવાદી, રૂપવાદી, તે આ કે તે ફટિા બદલ્યો છે — થોડીવાર થંભી જા, તને સાચા માર્ગે દારીશું!'..."

વિકા પાસેથી સહેજ ખસીને એણે ફરીથી પીણું પીધું. એનું માથું દુખતું બંધ થયુ હતું અને એને બેસવાનું, વાતો કરવાનું અને વિચાર્યા કરવાનુ ગમતું હતું, કારણ કે વિકા એની બાજુમાં બેઠી હતી અને સાંભળતી હતી વિકા તરફ એણે આંખના ખૂણામાંથી જોયું. એનો ચહેરો જીવતો અને ગંભીર હતો, પાંપણોની છાયા નીચેની આંખો લાંબી અને કાળી હતી એણે નજીકથી જોયું — આંખો સાચે જ કાળી હતી અને એના હોઠ ખરબચડા હતા અને એગિયેવનું હૃદય ધડકવા લાગ્યું. વિકાએ પોતાના પગ વાળી લીધા હતા, કોટનાં બટન ખોલી નાખ્યાં હતાં, ઢીંચણ પર હડપચી ટેકવી હતી અને એગિયેવના ચહેરામાં નીરખી રહી હતી.

"તું સારો દેખાતો નથી," એગિયેવની હડપચીને સ્પર્શીને વિકાએ કહ્યું "તેં દાઢી કરી નથી કેટલો બધો શ્યામ લાગે છે ..'

"હું વાસી થઈ ગયેલો છું." એણે દાંત પીસ્યા અને સરોવર પર દૂર નજર ફેંકી. "હુ વિચાર્યા કરું છું — મારા વિશે અને વાન ગોગ વિશે... તેઓ મારો ગંભીરતાથી વિચાર કરે એ પહેલાં મારે રંગના પ્યાલાને લાત મારવાની રહી? જાણે કે મારા રંગો, મારાં ચિત્રો, મારી આકૃતિઓ એમના જેટલી સારી નહોતી. એ બધા તકવાદીઓ—આ આખા વ્યવસાયથી હું તંગ આવી ગયો છું.

"બીજાના અભિપ્રાયો માથે ચઢાવીને મોટા થનારા તને સ્વીકારે એવી અપેક્ષા તું નથી રાખતો?" વિકાએ વાતવાતમાં કહ્યુ

"શા માટે નહિ?"

"મને લાગે છે કે... તારી જો તેઓ ગણના કરે તો એમણે

એ પણ સ્વીકારવું પડે કે એમની આખી જંદગી સુધી તેઓ ખોટા હતા."

"ઓહ !" એગિયેવે સિગારેટ ચેતાવી અને મૂગા મૂગા પીધા કરી, પોતાના પગ તરફ જોયા કર્યું અને ચહેરા ઘસ્યા કર્યો. એના ફિક્કા ચહેરા પરની ખરબચડી ચામડી એની આંગળીઓ સાથે ઘસાઈ. "ત્રણ વર્ષ !" એ બોલ્યો. "અને હું તો હજી મારા ગુજરાનને માટે રેખાંકનો કર્યા કરું છું. કલાભવનને છોડયે ત્રણ વર્ષ, અને નકામા માણસો મારી ઈર્ષા કરે છે : 'ઓહ, એ તો પ્રખ્યાત થઈ ગયો ! પશ્ચિમમાં જાણીતો થઈ ગયો છે...' મૂરખાઓ. જો તેઓ માત્ર આટલું જાણે : કેટકેટલાં ચિત્ર હું કરું છું...અને મારી પાસે હજી સ્ટુડીયો પણ નથી ! તમે વસંતનું ભૂમિદૃશ્ય આલેખો — એ તો ખોટી વસંત છે ! એ કુદરત નથી. છવસ્થા છે ! તેઓ કહે છે. તને શું લાગે છે ! ચિત્ર પ્રદર્શનમાં તો પડી શકાય જ નહીં; પસંદગી કરનારાં મંડળો તમારી જિંદગીને ખાનાખરાબ કરી નાખે, અને કંઈક ભિન્નમહત્વનું લઈને તમે એમાં ઝંપલાવો તો એ તો એનાથી ય વધુ ખરાબ છે. અને અવલોકનકારો ! આધુનિકતાની વાત તેઓ બકયા કરે છે, પણ એનાથી તેઓ જે સમજે છે તે તો ધૃણાસ્પદ છે. ગપ્પાં મારે છે તેઓ, અને જો એકાદ શબ્દ પણ સત્ય ઉચ્ચારે છે તો તે માત્ર આડંબરી અંતમાં પરિણમે છે"

"અને તારે વિશે એક પણ શબ્દ એમણે સત્યનો ઉચ્ચાર્યો નથી ?" વિકાએ બર્ચની છાલ ખોતરી કાઢી અને વિચારમગ્ન થઈને દાંત વચ્ચે દબાવવા લાગી.

"તું..." એગિયેવ ફિક્કો પડી ગયો "ઓહ ! નાનકડી કોલેજ-કન્યા ! તું તો હજી બાજુ પર ચાલે છે, એમના ફંદામાં આવી નથી તારી પાસે તો તારાં પુસ્તકો છે, તારું ડાયલેકટીકલ મટેરિયલીઝમ છે, તારું ફિલ્ડ-વર્ક... જો તેઓ કહે 'મેન' તો એનો 'એમ' કેપીટલ હોવો જોઈ એ. એમની પ્રભાવતી નજર બીજું કાંઈ જોતી નથી પણ સમષ્ટ-માનવીને જુએ છે—એનો દેશ. યુગ. વગેરે.) એક વ્યક્તિની એમને કાંઈ વિસાત નથી. એકનો તેઓ વિચાર કરતા નથી તમારે એમને લાખ્ખો આપવા પડે. લાખ્ખોની પાછળ તેઓ જાતને સતાડે છે, અને આપણે, આપણામાંના જેઓ કંઈક છે, તેઓ તો બીટનીક ..અવળે માર્ગે ગયેલા છોકરડાઓ ! આવું તેઓ કહે છે. આપણી પાસે વીરતાભરી શૈલી નથી !" ન ગમે એવુ એ હસ્યો. "આપણે લોકસમુદાયને આલેખતા નથી ! આ રહ્યો સમુદાય" એગિયેવે મુસાફરો તરફ જોઈ ને માથું ધુણાવ્યું. "હું એમને ચાહું છુ. એમને વિશે આવેશમાં આવી કંઈ કર્યે રાખવું એ તો મને ત્રાસરૂપ લાગે છે હું એમને ચાહું છું—એમની આંખો, એમના હાથ—જોયું ? ધરતીને ધારણ કરી રાખનાર તેઓ છે. એ જ મુખ્ય વાત છે. જો દરેક વ્યક્તિ સારી હોય તો સમાજ સારો હોય, એ જ મારે તને કહેવુ છે. એને અંગે રાત ને દિવસ હું વિચારું છું. હું તો ખોટા માર્ગે છું. મારી પાસે નથી પંચ-સમિતિ કે નથી પૈસો મરવા દે, મને એની ફિકર નથી. ખરી વાત તો એ છે કે ગમે તેમ તોયે હું સાચો છું, અને ઈચ્છુ છું કે મને શીખામણ આપવાનો પ્રયત્ન કોઈ ન કરે. મને શીખવે છે જિંદગી—અને આશાવાદી બનવામાં, ભવિષ્ય અને પેલા સમુદાયોમાં માનવાની બાબતમાં—પેલા વિવેચકોમાંના કોઈ ને પણ હું સો વારનો લાભ આપી શર્ત મારવા તૈયાર છું."

એ હાંફ્યો, એનાં નસકોરાં પહોળાં થયાં, એની આંખો ઝાંખપથી છવાઈ ગઈ.

"દારૂ પીવો એ તારે માટે સારું નથી..." વિકાએ મૃદુતાથી એની તરફ જોઈને કહ્યું.

"એક સેકંડ થંભી જા," એગિયેવે રૂક્ષતાથી કહ્યું : "મને કંઈક થયેલું છે.. દમ કે એવું જ કંઈક સારી રીતે શ્વાસ લઈ શકતો નથી"

એની સીગારેટ બુઝાઈ ગઈ હતી તે ચેતાવી અને દમ માર્યો પણ એને ખાંસી ચડી. સીગારેટ ફેંકી દીધી અને પગથી બુઝાવી દીધી એણે વિકા સામે જોયું.

"રસ્તામાંથી ખસ, હું ઊંઘવા જાઉં છું !" એણે આંખો પટપટાવતાં ગુસ્સાથી કહ્યું, ઠાઠી પરથી ઊતર્યો અને નીચે ગયો.

જ્યારે તેઓ વાતો કરતાં હતાં ત્યારે ગરમી હીટરથી વધારવામાં આવી હતી. ઓરડી ગરમ થઈ હતી અને બાકોરાં પર વરાળ બાઝી હતી. એની પાસે બેસીને એગ્નિયેવે પોતાની બાંય વડે હાથ લૂછી નાખ્યો. એની ડાબી આંખનું પોપચું ફરકતું હતું. એણે જાણી લીધું હતું કે હવે એની મુક્તિ વિકા હતી પણ વિકામાં કંઈક એવું હતું જેથી એને ગુસ્સો આવતો હતો. એ એની પાસે આવી હતી બિનઅનુભવી, સુંદર, પ્રેમમાં પડેલી—ઓહ. મરવા દે ! શા માટે, શા માટે પોતે હમેશાં દલીલો કર્યે રાખી અને એક યા બીજી વાત સાબિત કરવા મથ્યો ! અને કોઈની પાસે નહિ અને વિકા પાસે ! વિકા—પ્રથમ મિલનરાત્રીના અને એગ્નિયેવને ગાઢ આલિંગન આપ્યાના વિચારે જેનું હૃદય ચકરાવો લેતું હતું અને જેના પગ ઢીલા પડી જતા હતા....અને એગ્નિયેવ—પાપીલો દુરાત્મા...ઓહ ભગવાન !...અને એ બધું બરાબર થઈ રહેત જો વિકાએ એની વાતોમાં સંમતિ આપી દીધી હોત, એણે કહ્યું હોત, "હા, તું સાચો છો !" તો પોતે આનંદિત થઈને બહાર જાત, વિકાને સગેવગે અને ઝૂંપડીએ લઈ જાત, એને બારી પાસે બેસાડત અને પોતે કેન્વાસ તરફ ધસી જાત. વિકાનો નાજુક ચહેરો, ઢળેલી આંખો અને તડકામાં સુકાઈ ગયેલા વાળ, હાથની મુઠ્ઠી પર ટેકવેલી હડપચી... આખી જિંદગીમાં એ એનાથી વધારે સુંદર કશું જ દોરી ન શકત ! ઓ ભગવાન !

એણે કપડાં કાઢવા માંડ્યાં. એને એકલતા લાગી અને આંસુ આવી જાય એટલી હદે એણે પોતાની જાત માટે દિલગીરી અનુભવી. એણે વિચાર્યું, "કાંઈ વાંધો નહિ ! આ કાંઈ પહેલી વાર નથી !" વિકાને પોતે જે કાંઈ કહ્યું હતું તેના વિચારે એને કમકમાં આવ્યાં. પોતે કામ કરવું જોઈએ, વાતો નહિ.

કપડાં કાઢીને એ ઉપલા કોઠાર ઉપર ચઢી ગયો અને દિવાલ તરફ ફરી ગયો. તેમ છતાં ચળકતાં ઓશિકા પર એણે બેચેન બનીને માથું ફેરવ્યા કર્યું. સ્થિર રહેવા તે અશક્તિમાન હતો.

સ્ટીમર ટાપુ પાસે પહોંચવા આવી ત્યારે સાંજ ઢળી હતી. સૂર્યાસ્ત હતો, ટૂંકો, ઝાંખો, એકલ. કજળી જતો. બોટ કિનારાની અગ્રહિત ખડકમાળાઓ વચ્ચેથી માર્ગ કરતી ગઈ તેમ તેમ ધૂંધળાશ ઊતરતી ગઈ હવે તેઓ દેવળને એના ઘણા ઘુમ્મટો સાથે જોઈ શકતાં હતાં. જેમ જેમ તેઓ ટાપુની વધુ નજીક આવતાં ગયાં તેમ તેમ દેવળ ક્ષિતિજ પર ખસતું ગયું ઘડીકમાં જમણી બાજુ, ઘડીકમાં ડાબી અને એક ક્ષણે તો તે એમની પાછળ હતું.

વિકાનો ચહેરો અક્કડ અને લાગી આવ્યું હોય એવો હતો. એગ્નિયેવ દાંત વચ્ચેથી સિસોટી વગાડતો હતો અને નિર્મળ રીતે આજુબાજુ સપાટ ટાપુઓ તરફ અને ગામડાંઓ તરફ જોતો હતો અને ચાંચિયાઓનાં વહાણો જેવાં દેખાતાં ભવ્ય જહાજો તરફ કંઈક રસપૂર્વક નિહાળતો

જ્યારે ટાપુની ખૂબ જ નજીક આવ્યાં ત્યારે તેમણે એક પવનચક્કી જોઈ અને સાથે જ નાનકડાં છાપરાં અને વખારોવાળું, બેનરમાં હોય છે એવું, એક ઘર જોયું બધું જ ખાલી હતું. જીવનના કોઈ ચિહ્ન વિનાનું, સંગ્રહસ્થાનની વસ્તુઓ જેવું. એગ્નિયેવે દુઃખથી દાંત કચડ્યા.

"મારે માટે યોગ્ય જગા છે" વિકાની તરફ ગુસ્સાથી જોતાં એ બબડ્યો. "સપ્તવર્ષીય યોજનામાં પડેલી જ, કેમ ?"

વિકા કાંઈ બોલી નહિ એણે મ્હોં પરના ભાવો પાછા ખેંચી લીધા હતા જાણે કે આ બધું પોતે આગળથી કરેલી યોજના પ્રમાણે જ બનતું હતું અને જે કંઈ થતું હતું તે અપેક્ષિત જ હતું.

એ બે જણ વિના કોઈ ત્રીજું ટાપુ ઉપર ઊતર્યું નહિ. ખુલ્લા લાકડાના ઘાટ ઉપર કોઈ નહોતું. હા, હજી દિવસનું અજવાળું હતું તો ય હાથમાં સળગાવેલું ફાનસ રાખીને એક સ્ત્રી ઊભી હતી.

"હવે આપણે બે, તું અને હું, આદમ અને ઇવ જેવાં," એગિયેવે ધાટનાં ભીનાં અપારિયાં પર પગ મૂકતાં ફરી દાંત કચડયા.

વિકાએ ફરીથી મૌન સેવ્યું.

કિનારા ઉપર રૂંવાટીવાળો કોટ અને બૂટ પહેરેલી એક સ્ત્રી દેખાઈ. દૂર હતી છતાં પણ એણે સ્વાગતનું સ્મિત કર્યું.

"બસ, તમે બન્ને જ!" એક જણ પરથી બીજા પર નજર ફેરવતી અને ઝડપથી આવતી એ સ્ત્રીએ આનંદથી મોટા અવાજે પૂછ્યું. એ જ્યારે નજીક આવી ત્યારે એણે વિકાના હાથમાંથી સૂટકેસ લઈ લીધી અને વાતો કરવા માંડી—જાણે કે તેઓ લાંબા સમયથી રાહ જોવડાવીને આવેલાં મહેમાનો હોય તેવી રીતે.

"સહૃદયતા માટે આભાર," એણે કિનારો ચઢતાં ચઢતાં મિત્ર-તાભર્યા અવાજે કહ્યું.

"હું એવા વિચારમાં જ હતી કે આ વર્ષે તો કોઈ બીજું નહિ આવે, મોસમ તો પૂરી થઈ; શિયાળા માટે ખેડ કરવાનો સમય છે, અને હવે તો તમે આવી પહોંચ્યાં છો. હું તમને આમારી હોટેલમાં લઈ જઈશ."

"હોટેલ?" એગિયેવે અસંમત અવાજથી પૂછ્યું

સ્ત્રી હસી પડી

"બધાં એમ જ કહે છે. બધાને આશ્ચર્ય થાય છે જો કે અહીં આવ્યે અને એક વર્ષ કરતાં વધારે સમય થયો છે. મારી સાથે મારો વૃદ્ધ પુરુષ હતો પણ એ મરી ગયો. હવે હું એકલી છું. હોટલ છે—પ્રવાસીઓ, કલાકારો અને એવાં માણસો માટે. ઉનાળામાં તો મોટી સંખ્યામાં તેઓ આવે છે, રહે છે, અને ચિત્રો દોરે છે.

હોટેલમાં પડવાની મુશ્કેલીના વિચારે એગિએવે નિસાસો મૂક્યો અને પોતાના ચહેરાને ઠીકઠાક કર્યો એ તો શોધતો હતો એક ઝૂંપડી-નાનકડું ખેત-ગૃહ, જેમાં માછલીની વાસ આવતી હોય, જ્યાં એક માંડવો હોય અને ઉપર એકાદ માળિયું હોય.

પણ હોટલ આકર્ષક નીકળી. રસોડામાં એક મોટો સ્ટવ હતો, ત્રણ શયનખંડો હતા—બધા જ ખાલી, અને જૂની રશિયન ઢબે કોતરેલા અને રંગેલા પાતળા થાંભલા પર ટેકવેલી છતવાળો એક જાડું જ વિચિત્ર ખંડ હતો, જેમાં ત્રણ મોટી આધુનિક બારીઓ ભીંતળિયાને અડતી હતી, કાચના કમરામાં હોય એવી. દરેક શયનખંડમાં જાળી દેખાય એવા ખુલ્લા પલંગો હતા અને ઉપરાંત ખરબચડાં લાકડાંના ટેબલો હતાં.

એગિયેવ અને વિકાએ સ્ટવ સાથેનો અને દક્ષિણમાં બારીવાળો કમરો પસંદ કર્યો. પાણીના રંગોનાં આલેખનો મઢાવીને લટકાવ્યાં હતાં. એગિયેવે એ તરફ જોયું અને હોઠ મરડયો. મહેનતુ વિદ્યાર્થીઓએ દેવળ કે પવનચક્કીનાં કરેલાં એ બધાં આલેખનો હતાં.

શાલકણ બાઈ ચાદરો, ઓશિકાં, ઓશિકાના ગલેફ ઊંચકીને આવ-જા કર્યા કરતી હતી, અને એ બધ'ની સાથે સ્વચ્છ લીનનની વાસ આવતી હતી.

"હં, હવે તમે રહી શકો છો." એ બોલી, ખુશ થતી. "હું એકલી એકલી તો કંટાળી જાઉં છું ઉનાળામાં રમુજી ચિત્રકારો સાથે મજા આવે છે. પણ અત્યારે તો ભાગ્યે જ કોઈ બીજો જીવ અહીં આ ટાપુ ઉપર હશે."

"ખોરાકની અમારે શી વ્યવસ્થા કરવાની?" વિકાએ પૂછ્યું.

"ઓહ, તમે ભૂખે નહીં મરો." જતાં જતાં નીચેથી મોટા સાદે આનંદથી એ બોલી. "ટાપુના બીજા છેડે એક ગામ છે. તમને ત્યાંથી દૂધ અને બીજી ચીજવસ્તુઓ મળી શકશે. અથવા તો પોમ ટાપુ ઉપર દુકાન છે. તમે ત્યાં બોટ દ્વારા જઈ શકો. તમે લેનિનગ્રાદથી આવો છો?"

"ના. મોસ્કોથી." વિકા બોલી.

"સરસ. અમને તો લેનિનગ્રાદના રહેવાસીઓ મળે. મારી પાસે ઘણા લાકડાના ટુકડા અને બળતણ છે. એ લોકો ગયા, ઉનાળામાં

દેવળ સમરાવતા હતા અને ઘણી બધી સામગ્રી પડી રહી હતી. મારી પાસે દેવળની ચાવીઓ છે જ્યારે તમારે જવું હોય ત્યારે મને કહેજો, હું ઉઘાડી આપીશ."

માલકણ ચાલી ગઈ અને વિકા, સુખી અને થાકેલી, એની પથારીમાં પાંખો વેરીને પડી

"સાચા બનવું એ તો જરૂરિયાત કરતાં વધારે સારા હોવા જેવું છે." વિકા બોલી. "સાચે જ, એ તો તારી તેજસ્વિતા છે, મારા વંઠેલા આદમી તને શેકેલા બટાટા ભાવે ને!"

એગ્નિયેવે ખુશી દર્શાવતા સ્મિતનો ઢોંગ કર્યો, હોઠ મરડ્યો, અને બહાર ગયો. એણે શાન્તિથી દેવળની આજુબાજુના કબ્રસ્તાનમાં ચાલવા માંડ્યું. અંધારું થયું હતું, અને એ જેમ જેમ દેવળ તરફ પૂર્વમાંથી જતો ગયો તેમ તેમ દેવળ એની ભવ્ય આકૃતિઓ સાથે ગોળ ઘુમ્મટોની વચ્ચેની વિશાળ જગ્યાઓથી ભવ્ય અને ઘંટાલયના ખુલ્લા કાંગરા સાથે એની ઉપર ઝળુંબતું રહ્યું બે પક્ષીઓ એકબીજાને બે ભિન્નભિન્ન સ્થળેથી માપસરના એકવિધ અવાજોથી બોલાવતાં હતાં; અને ત્યાં ઘાસની તેમજ શરદીની ઠંડીની તીવ્રવાસ આવતી.

"જગતનો આ છેડો છે." દેવળની પાસેથી પસાર થતાં એગ્નિયેવે વિચાર્યું અને એ સરોવર પાસે આવ્યો. ઘાટ સુધી એ ગયો અને પશ્ચિમ તરફ જોતો વહાણના એક આડા થાંભલા પર બેઠો. સો એક વાર દૂર એક બીજો ટાપુ હતો, સપાટ અને વિલોના થોડાક છોડવાઓ સિવાય વેરાન. એની પછી એક બીજો ટાપુ હતો અને ત્યાં એક ગામ દેખાતું હતું. એક એકાકી દીવો વૃક્ષોની પાછળ બળી રહ્યો હતો. એ તરફ ક્યાંક તીણા અવાજ સાથે એક બોટ ચાલુ થઈ, દૂર ચાલી ગઈ અને વિલીન થઈ ગઈ.

એગ્નિયેવને એકલતા લાગી પણ એ એકલતાને, શરદીની તાજગી દર્શાવતી પાણીની વાસને, સહી લેતો સીગારેટ પીતો બેસી રહ્યો. એ પોતાને વિશે, પોતાના મિત્રો વિશે, વિચારતો બેઠો. એ વિચારતો હતો કે પોતે મુક્તિદાતા છે, મહાન કલાકાર છે, અને જગતના છેડે એકલો છે, જ્યારે મોસ્કોની ગોર્કી સ્ટ્રીટમાં રહેતા જાતજાતના વિવેચકો આ ક્ષણે રેસ્ટોરાંમાં છોકરીઓ સાથે બેસીને બ્રાન્ડી પીતા હશે, શેકેલી મુર્ગી ખાતા હશે, નેપકીનથી એમના ચીકણા હોઠ લૂછતા હશે અને ભાતભાતના સુંદર અને ભારેખમ શબ્દો ઉચ્ચારતા હશે; અને તેઓ જે બોલે છે તે તો જુઠાણાં છે, કારણ કે તેઓ ઊંચી વસ્તુઓ વિશે નથી વિચારતા પણ વિચારે છે માત્ર છોકરીઓને પથારીમાં સાથે લેવા અંગે. સવારમાં તેઓ કોફી પીશે—મગજ પર ખરાબ અસર જામે એટલા માટે, ટીપાં લેશે એમની હૃદયની હાલતને માટે. પોતાને વિશે તેઓ લેખો લખશે અને ફરીથી જુઠાણાં ઉચ્ચારશે કારણ કે પોતે જે લખે છે તેમાં તો એમનો કોઈ માનતો નથી, પણ એમાંથી કેટલું મળશે તેનો જ વિચાર કરે છે. એમનો એક પણ અંધકારમાં નજર નાખીને નિર્જન ટાપુના ભીના કિનારા પર એકાંતમાં બેઠો નથી અને સર્જનાની સિદ્ધિ માટે તૈયાર થયો નથી.

આ વિચારો ગમગીન પણ હતા અને સુખકર પણ હતા. એ વિચારોમાં એક દુઃસહ તીવ્ર મીઠાશ હતી. આવા વિચારો કરવાનું એને ગમતું હતું અને એથી એ વારંવાર એવું વિચારતો હતો.

એક ક્ષણે એનું મન એક સૂરાવલિ ગૂંજવા માંડ્યું: 'ધ કવીન ઓફ સ્પેડ્ઝ'માંનું વૃદ્ધ રાણીનું એકલ ગીત એની સ્મૃતિમાંથી જાગ્યું. આ મૂલાવણું સંગીત એણે અંતરના કોઈક ઊંડાણમાંથી ક્લેરીનેટ અને બાસૂનની ભયંકર સૂરાવલી સાથે સાંભળ્યું. સંગીતના નિંદ્રિત કુતૂહલવાળા વિરામો એને ગભરાવી રહ્યા હતા કારણ કે એ મૃત્યુગીત હતું.

પછી એકાએક અને તીવ્રતાપૂર્વક, દુઃખની અણી ઉપર, હવા માટેની ઝંખનાની પેઠે, એને સ્હાની ગંધની ઝંખના થઈ આવી—ઊકળતી સ્હા નહીં, ચ્વાસમાંની સ્હા નહીં, પણ સૂકાં ચાનાં પાંદડાંની. એકાએક એના બાળપણમાંથી એક સ્મૃતિ એની તરફ ચાલી આવી.

એ સ્મૃતિ હતી ચ્હા માટેના દૂધિયા કાચના વાસણની, જેની ઉપર સ્મૃતિમાં જડાઈ જાય એવું ધૂમ્રિદ્રસ્ય દોરેલું હતું, એના સાથે જ રાતા છાપરાવાળા મકાનમાં રહેવાનું એનું સ્વપ્ન, એની મા જ્યારે ઢાંકણ ઉપાડતી અને ચ્હાની પાંદડી નાખતી ત્યારે થતો સૂકો અવાજ, અને વાદળિયુ અર્ધપારદર્શક ચ્હાનું વાસણ જ્યારે અંધકારથી ભરાઈ જતું ત્યારે આવતી ગંધ—આ બધું યાદ આવ્યુ.

આ બધાએ એકાએક એની માની, એના પોતાના પ્રત્યેના પ્રેમની, પોતાને માટે અને પોતાનામાં એણે ગુજારેલી જિંદગીની એને યાદ આવી અને પોતે એ અવર્ણનીય આનંદ અને શક્તિથી કેવો જીવંત અને જુસ્સાદાર બની જતો ! એ ભાગ્યે જ માની શક્યો કે તે કદિ આવો હશે !

મનમાં રહી ગયેલા દુઃખ સાથે એણે વિચાર્યું કે પોતે અનેક વખત કેવો જંગલી અને કઠોર બની જતો, માતા પ્રત્યે કેવો લાગણી-વિહીન બની જતો, કેવી વિરલ ક્ષણોમાં બાળપણની, વહી ગયેલા દૂરના ભૂતકાળની, વાતો માતાના મુખેથી સાંભળવાની એને ઈચ્છા થઈ આવતી. બાલ્યસહજ સ્વાર્થવૃત્તિથી પોતે માતાના અસ્ખલિત પ્રેમનુ મૂલ્ય આંકી શક્યો નહોતો. એ એવો તો પ્રેમ હતો કે જે પ્રેમ આ જિંદગીમાં કોઈની પણ પાસેથી મળ્યો નહોતો.

અને આ બધુ યાદ કરતાં એને એકાએક પોતાની જાત પ્રત્યે શંકાની લાગણી જન્મી. એને લાગ્યુ કે કદાચ વિવેચકો સાચા હોય અને પોતે ખોટો પણ હોય ! કરવું જોઈએ એવું કામ પોતે કરતો નહોતો એવું એને લાગ્યુ એણે વિચાર્યું કે એના આખા જીવનમાં કોઈક પાયાનો વિચાર — ઉચ્ચતમ અર્થમાં વિચાર—ખૂટે છે એણે ઘણીયે વખત, પોતે શક્તિશાળી હોવાથી, માત્ર પોતાની શક્તિ અને જિંદગીને યાદ કરતાં બધીજ વસ્તુઓ તરફ અલસ નિર્મલતાથી જોયુ છે — અને તે જીવનના આ સમયે ! પોતાના વિદ્યાર્થીજીવનથી માંડીને આજ સુધી ચિત્રકારો, કલાવિદો અને ચિત્ર, રંગ, ડિઝાઈન વગેરે બાબત પોતાનો મત નહિ સ્વીકારનારાઓ સાથે કરેલી દલીલો એણે નિરૂપાય ગુસ્સાથી યાદ કરી. એ બધાને પોતે કેમ સંમત ન બનાવી શક્યો, એમની દલીલોને વેરવિખેર કેમ ન કરી શક્યો, પોતાનું મુક્તિદાતાનું કર્તવ્ય કેમ સાબિત ન કરી શક્યો એનું કારણ એ હતુ કે વિચારની પ્રેરણાની એનામાં ખોટ હતી એવુ એને લાગ્યુ વિચાર વિના પયગંબર કેમ થવાય?

એથી એ લાંબા વખત સુધી બેસી રહ્યો વિકા ઘરમાંથી બહાર આવી, કિનારા તરફ એ લાકડાંનાં પાટિયા ઉપરથી ચાલી આવી, પોતાની આજુબાજુ જોતી ઊભી અને ધીમા અવાજે એણે એન્ડ્રિયેવને બોલાવ્યો. એણે અવાજ સાંભળ્યો, પણ ન તો હાલ્યો કે ન બોલ્યો. અને છતાં એ એને ચાહતો હતો. વિકાના વિચારે એનું હૃદય ધડકવા લાગ્યુ. બન્ને જણાં આદમ અને ઈવ જેવાં તારાઓ અને પાણી સાથે અંધારા નિર્જન ટાપુ પર એકલાં ..અને વિકા પોતાની પાસે આવી હતી તેનું કશું કારણ નહોતુ એમ નહોતુ, અને પેલી હોટેલના કમરામાં જ્યારે પોતે બેભાન બનવા સુધી દારૂ પીધો હતો અને એને એકલી છોડીને ચાલ્યો ગયો હતો ત્યારે એને કેટલું બધું દુઃખ થયુ હશે !

દુઃખી બનાવે એવુ તીવ્ર અટુલાપણુ, જગત સાથેની અલગતા, એના પર આવી પડી હતી અને એને કોઈની યે અને કશાની યે જરૂર નહોતી. એને યાદ આવ્યું કે જંગલી પ્રાણીઓ જ્યારે માંદાં પડી જાય છે ત્યારે ક્યાંક ચાલ્યાં જાય છે અને જંગલના કોઈક દૂર સ્થળે કોઈક વનસ્પતિથી સાજા થવા કે આખરે મરી જવા માટે સંતાઈ જાય છે. વરસાદ જતો નહોતો અને ઋતુ ઠંડી હતી એથી પોતાને સ્વેટર અને બૂટ પહેરવાં પડયાં હતાં એનુ એને દુઃખ થયુ. જો ઉનાળો હોત તો તો કેટલું સરસ !—આ કે આવા બીજા ટાપુના કોઈક ખૂણે, જ્યાં ખડકો હોય, રેતી હોય, નિર્મળ પાણી હોય અને કશાયનો વિચાર કર્યા વિના આખો દિવસ પડી રહેવાનું હોય; ચાલવાનું હોય તો પણ ઉઘાડા પગે, માછલીઓ પકડવાની અને સૂર્યાસ્તો જોવાના !

એને ભાન થયું કે એ પોતે પોતાનાથી જ, પોતાના વિચારોથી, ઉપરા ઉપરી શંકાઓથી અને દારૂ પીવાથી ઘણો જ દુઃખી હતો એટલું જ નહિ પણ માંદો હતો.

"દરિયા માર્ગે દક્ષિણમાં ક્યાંક જવાની મજા પડે..." ઘર માટેની બેચેનીથી એણે વિચાર્યું અને ઊભો થયો. ધક્કો ઉડાડીને અને સરોવર તરફ પીઠ કરીને ફરી પાછો એ પેલા ભવ્ય દેવળની અને એની પાછળની નાની હોટેલની સમ્મુખ આવી ઊભો. હોટેલની બારીઓ ઝળાંહળાં થતી હતી જ્યારે દેવળમાં કશુંક હતું, તાળું મારેલું હતું અને એ વિચિત્ર લાગતું હતું; છતાં દેવળમાં કશુંક નિપુણતાથી ભરેલું અને અચંબાકારક હતું, જે ઇતિહાસના, માનવીની મહાનતાના, શાંતિ અને એકલતાના વિચારો જન્માવતું.

"સેન્ટ–પોગોરટ!" ટાપુ અને દેવળનું નામ એને યાદ આવ્યું "સૈન્ટ–પોગોરટ" એ ઘર તરફ ગયો, અંધકારમાં જોતો પગથિયાં પર ઊભો રહ્યો અને વિચારવાનો પ્રયત્ન કરવા લાગ્યો કે આ પૃથ્વી, પાણી અને લોકોનું ખરું જીવન આટલી બધી સદીઓથી પોતાના વિના શા માટે જીવાયું હશે. પણ આજુબાજુના પાણીના ઝાંખા ચળકાટ અને વાદળાંઓ વચ્ચે પડેલી તિરાડોમાંથી દેખાતા—ચળકતા આકાશી ટુકડાઓ સિવાય એને કશું જણાયું નહિ અને એથી એ અંદર ગયો.

ઘાસતેલના દીવાથી કમરો ઉજાસ મારતો હતો સ્ટવ સળગતો હતો અને સૂકવેલા બટાટાની વાસ આવતી હતી વિકા ઉમંગમાં હતી અને કામમાં ગૂંથાઈ ગઈ હતી આખી જગામાં મૈત્રીની જીવંત હવા ફેલાઈ ગઇ હતી, એમાંની દરેકે દરેક ચીજ—ઊંચે લટકાવેલાં કે પથારીમાં પહોળાં કરી નાખેલાં બ્લાઉઝ અને બીજા પોષાકો, પથારીની પાસેના ટેબલ પર પડેલાં કાળાં મોજાં, પાવડર – યુવાન સ્ત્રીની હાજરીની ચાડી ખાતી હતી અને અત્તરની વાસ પ્રસારતી હતી.

"ક્યાં હતો તું?" આંખની ભમર હલાવતાં વિકાએ પૂછ્યું.

"મેં કેટલી તપાસ કરી!"

એગિયેવ કાંઈ પણ બોલ્યા વિના હાથમ્હોં પોવા રસોડામાં ચાલ્યો ગયો ત્યાં એણે પોતાને થયેલો ખીલ અરીસામાં જોઈને તપાસી જોયો, દાઢી કરવાનું માંડી વાળ્યું અને વોશસ્ટેન્ડ પર આનંદ–પૂર્વક વસ્તુઓ ખખડાવતાં ખખડાવતાં મ્હોં ધોયું, ગરમ ખરબચડા ટુવાલથી લૂછ્યું, પાછો આવ્યો, પથારીમાં પડ્યો, હેડબોર્ડ પર બૂટ ટેકવ્યા, બરાબર લંબાવ્યું અને સિગારેટ ચેતાવી.

"આવ અને ખાવા બેસી જા." વિકાએ કહ્યું.

એમણે મૂગામૂગા ખાધું પોતાની આજુબાજુના વાતાવરણથી વિકા ખુશ હતી પણ એક જ મુશ્કેલી હતી અને તે એગિયેવ. સ્ટવ પર કીટલી ખખડતી હતી અને સિસોટી વગાડતી હતી.

"કેટલી રજા લીધી છે તેં!" એગિયેવે અસંબદ્ધ રીતે પૂછ્યું.

"દસ દિવસ," વિકાએ નિશ્વાસ મૂક્યો "કેમ?"

"અમસ્તુ જ .."

"ત્રણ દિવસ ગયા," એગિયેવે વિચાર્યું

ફરી પાછું લાંબું મૌન છવાયું. એમણે જ્યારે ચ્હા પીધી ત્યારે સૂવાનો સમય થઇ ગયો હતો વિકા શરમથી ગરમ થઈ ઊઠી અને નિરાશાથી એણે એગિયેવ તરફ જોયું એગિયેવે નજર ફેરવી લીધી, નાખુશી દર્શાવી અને ઊભો થઈ ગયો સિગારેટ ચેતાવી અને બારી તરફ ચાલ્યો ગયો એને પણ શરમનો અનુભવ થતો હતો પણ એનો એને આનંદ હતો કે વિકા તે જોઈ શકતી નહોતી. પાછળ વસ્ત્રોનો સરસર અવાજ થતો હતો આખરે વિકા આ સહન કરી શકે નહીં અને દયામણે અવાજે કહ્યું

"દીવો બુઝાવી નાખ"

વિકા તરફ જોયા વિના એગિયેવે દીવાને બુઝાવી નાખ્યો, કપડાં કાઢ્યાં, પથારીમાં પડ્યો અને દિવાલ તરફ ફરી ગયો "પ્રયત્ન કર અને મારી પાસે આવ." એણે વિચાર્યું. પણ વિકા ન આવી. એ

એટલી તો ઠંડી થઈને પડી હતી કે એનો શ્વાસોચ્છ્વાસ પણ પોતે સાંભળી શકતો નહોતો.

વીસેક મિનિટ ચાલી ગઈ. બન્નેમાંથી કોઈ ઊઠ્યું નહોતું. અને બન્ને જાગતાં એ જાણતાં હતાં. કમરામાં અંધકાર હતો અને બારી બહારનું આકાશ કાળું હતું. પવન જાગ્યો અને દિવાલો સાથે અફળાવા લાગ્યો. એકાએક થોડીક ક્ષણ પૂરતો બારીનો પરદો પ્રકાશિત થઈ ઊઠ્યો. એગિયેવને પહેલાં તો એમ લાગ્યું કે ત્યાંથી થોડીક ક્ષણો પછી વાદળના ગડગડાટનો ધીમો અવાજ સંભળાયો.

"વાવાઝોડું છે." પથારીમાં બેઠાં બેઠાં અંધારી બારી સામે જોતાં વિકા ધીમેથી બોલી. "શરદનું તોફાન."

બીજા ચમકાર અને ગર્જન પછી પવન પડી ગયો અને જોરદાર વરસાદ વરસવો શરૂ થઈ ગયો. રેઈનપાઈપમાં પાણી બોલવા લાગ્યું.

"વરસાદ પડે છે," વિકા બોલી "વરસાદ પડે એ તો મને ગમે છે. વરસાદ વરસતો હોય ત્યારે વિચારવું મને ખૂબ ગમે."

"તું મૂગી નહિ રહી શકે, ખરું ?" એગિયેવે સિગારેટ ચેતાવી અને આંખો ચોળી. એની આંખો થથરતી હતી.

"તું જાણે છે—હું જતી રહેવાની છું" વિકા બોલી એગિયેવને લાગ્યું કે વિકા એને ધિક્કારે છે." પહેલી જ બોટમાં હું જાઉં છું. તું અહંકારી છે. છેલ્લા બે દિવસથી હું વિચારતી જ રહી છું—તું શું છે, તને થયું છે શું ? હવે ખબર પડી કે તું સ્વાર્થી છે. વાતો કરે છે લોકો વિશે પણ બધું જ તું તારી જાત વિશે જ વિચારે છે અને બીજા કોઈ વિશે નહિ...તારે કોઈની જરૂર નથી. અસલમાં એ તો ! મને તે આમંત્રણ આપ્યું શા માટે ? જાણું છું તારી પીઠ થાબડવા અને હાજી હા કરવા માટે. વારુ, હવે કોઈ બીજા શિકારની શોધમાં રહેજે. મારા પિતા બિમાર છે એવું જુઠાણું બોલીને વિદ્યાશાખાના વડાનો મેં કેવો પીછો પકડ્યો એનો વિચાર કરતાં મને શરમ આવે છે...'

એ ડૂસકે ડૂસકે રડી પડી.

"બંધ કર, મૂરખ !" બધું પતી ગયું છે જાણીને એગિયેવે દુઃખથી કહ્યું : "અને અહીંથી ચાલી જા. જેટલી જલદી જઈશ એટલું સારું છે."

એ ઊભો થયો અને પથારી પાસેના ટેબલ પર હાથ ટેકવીને બારી પાસે બેઠો. હજી વરસાદ પડતો હતો અને બહાર જમીન ઉપર કશું મોટું, કાળું, હલમલતું પડ્યું હતું, એની સામે એણે લાંબા વખત સુધી જોયા કર્યું. પછી એણે જાણ્યું કે એ તો ખાબોચિયું હતું. એને રડવું હતું, આંખો મસળવી હતી અને બાંયથી લૂછવી હતી—બાળક હતો અને રડતો હતો તેવી રીતે પણ પોતે રડી શકતો હતો. એ વાતને તો હવે વર્ષો થઈ ગયાં.

વિકાએ પોતાનું માથું ઓશિકામાં દાટી દીધું હતું અને ડૂસકાં ખાતી શ્વાસોચ્છ્વાસ રોકીને પડી હતી. એગિયેવ શાંત બેઠો હતો, દીવાસળીઓ તોડતો અને સિગારેટના છેડાઓ ઍશ-ટ્રેમાં મસળતો. પહેલાં તો દુઃખ અને તિરસ્કાર સાથે એને લાગ્યું કે પોતે મોટો અને ઠરેલ થઈ ગયો છે પણ હવે આ બની ગયું ત્યારે પોતે એનાથી ઊંચો આવ્યો, એકલ, નજીવી બાબતોથી ઉદાસીન, બધાયને માટે દિલગીર, માનવજૂથના દુર્લભ્ય અવરોધને કારણે શાંત અને દુઃખી. અને છતાંય એનામાં ઊંડે ઊંડે રહેલું સર્વ કાંઈ ઊકળી રહ્યું હતું, બફાતું હતું, આઘાત પામ્યું હતું અને પોતે શાંત રહી શકે તેમ નહોતો, પોતાનું નિર્મળ હાસ્ય હવે હસી શકે એમ નહોતો કે પોતાના નાખુશીભર્યા "ઉહ" સાથે વસ્તુઓમાંથી બહાર નીકળી શકે તેમ નહોતો એને કાંઈક કહેવાનું હતું

પણ એ કાંઈ જ બોલ્યો નહિ, માત્ર વિચાર્યું, જો કે વાસ્તવમાં તો એ કશા પણ વિશે વિચારતો નહોતો શાંત રહીને બારી બહાર અંધારામાં હલમલતા પાણીના ખાબોચિયા તરફ એ જોઈ રહ્યો. એના માથામાં સ્વરાવલિ ગૂંજતી હતી, ઝફૂતિ ઊઠતી હતી, જાણે કે એ બિમાર હતો.

અને શરીરમાં તાવ હતો. એણે પોતાની સામે શેરીના ખડમાં મૂંગા મૂંગા પસાર થતા માનવીઓનું એક અનંત સરઘસ જોયું. એમના ચહેરા પર અસ્પષ્ટ, અકલ અને દુઃખપૂર્ણ ભાવો હતા. "શા માટે દુઃખપૂર્ણ?" —આ વિચારે એને પકડી લીધો હતો; "ગમે તેમ, આશા મગજમાં આ ખોટી રીતે ઘૂસી ગયું છે." પણ એકાએક એ એનાથી દૂર ગયો અને ઉન્નત વસ્તુઓ અને જે એને ઉચ્ચતમ જણાયું એને વિશે વિચારવા લાગ્યો.

એ વિચારતો હતો કે ગમે તે થાય, પોતે તો જે કરવાનું છે તે કરશે જ. કોઈ પોતાને રોકી શકે તેમ નથી અને આખરે તો એ જ એને પ્રતિષ્ઠા અપાવનારું નીવડશે.

એ ઊભો થયો અને કપડાં બદલ્યા વિના જ હમણા પરની ફૂલી ગયેલી નસો સાથે મડપ સુધી ગયો. ત્યાં ઊભો રહ્યો અને કોગળો કર્યો. કંઈક કારણસર એનું મ્હોં મીઠી લાળથી ભરાઈ ગયું હતું. એનાથી એણે મ્હોં ભરાવા દીધું ને થૂંકયે રાખ્યું એના ગળામાં એક ગળફો એને ગૂંગળાવતો અટક્યો હતો.

"બધું પતી ગયું!" એ ધીમેથી બબડ્યો. "મરવા દો. બધું પતી ગયું." બીજો આખો દિવસ એગિયેવ દિવાલ તરફ મ્હોં કરીને પથારીમાં પડી રહ્યો એ ઊંઘી ગયો, જાગ્યો અને એણે કમરામાં તેમ જ મકાનની આજુબાજુ ફરતી વિકાનાં પગલાં સાંભળ્યાં વિકાએ એને જમવા માટે બોલાવ્યો પણ એ ગુસ્સામાં દાંત દબાવીને આંખો ખોલ્યા વિના ઘેનમાં હોય તેમ ફરીથી ઊંઘ આવી ગઈ ત્યાં સુધી પડી રહ્યો.

સાંજના સમયે એનું શરીર દુખતું હતું અને એથી એને ઊભા થવાની ફરજ પડી. વિકા બહાર ગઈ હતી; એગિયેવ માલકણને શોધવા નીકળ્યો.

"મને બોટની ચાવી આપશો?" એગિયેવે માગણી કરી. "મારે થોડીક સિગારેટ ખરીદવા દુકાને જવું છે."

માલકણે એને ચાવી આપી, હલેસાં ક્યાં છે તે કહ્યું અને કઈ દિશામાં હંકારવું તે બતાવ્યું

પવન સામી દિશાનો હતો, હલેસાં ભારે અને વિચિત્ર હતાં, અને બોટ વજનદાર હતી, જો કે દેખાવે સુંદર હતી. બીજા ટાપુ પર પહોંચ્યો ત્યારે એગિયેવના હાથ પર ફોલ્લા ઊઠયા હતા.

એણે સિગારેટો, વોદકાની બાટલી, થોડોક નાસ્તો ખરીદ્યાં અને નાંગરવાની જગા તરફ પાછો ફર્યો

કિનારાના કાંપ-પ્રદેશને એ વટાવતો હતો ત્યાં એક બેડા ઘાટનો વળેલા પગવાળો, માથે શિયાળુ ટોપી પહેરેલો અને રાતા રંગના ચહેરાવાળો માછીમાર એની પાસે આવી પહોંચ્યો.

"હેલો "નજીક આવતાં અને નજર માંડતાં માછીમાર બોલ્યો. "કલાકાર છો તમે? સેગ-પોગોસ્ટથી?"

એની પાસે છાપાંના કાગળમાં બે બડલ હતાં જે એણે બન્ને હાથમાં સંભાળપૂર્વક પકડી રાખ્યાં હતાં અને એના જાકીટના ખિસ્સામાં વોદકાની બે બાટલી ઠાંસેલી હતી

"વરાળ-સ્નાન પછી આજે અમારે ઉજાણી છે." કોઈ જૂના મિત્રને કહેતો હોય એમ એણે આનંદથી સમાચાર કહેવા માંડયા. "રસ્તા માટે એક લઈ લઈશું?"

માછીમાર લાકડાનો કઠેડો ઠેકીને બોટમાં કૂદ્યો. બોટમાં દેખાઈ આવે એવું ચળકતા લીલા રંગે રંગેલી પેટીવાળું મશીન હતું. એણે ચાર બાટલીઓ કાઢી (બે એના પાયજામાંના ખિસ્સામાંથી) અને એમાંથી ત્રણને સંભાળપૂર્વક બોટના આગલા ભાગમાં પાથરેલી તાડપત્રી ઉપર મૂકી. ચોથી એણે તરત જ ફોડી અને ખાલી પ્યાલો શોધ્યો. સરોવરમાં ધરીને એગિયેવને પ્યાલો ભરી આપ્યો. એગિયેવ એ પી ગયો અને બિસ્કીટ ચાવવા લાગ્યો. માછીમારે એક બાટલી પોતાના માટે ફોડી અને કિનારા પર કૂદી ગયો.

"તમારી ઓળખાણ થઈ તેથી આનંદ થયો," એ હરખાતો બોલ્યો. "ઘણા વખતથી છો અહીંયાં?"

"ગઈ કાલથી જ આવ્યો છું." એગ્નિયેવે એને જાણી કરીને માપી લેતો હોય એ રીતે જોતાં કહ્યું.

"દેવળનાં ચિત્રો કરો છો?" એણે આંખો પટપટાવી

"જે જડે તે."

"તમારે ત્યાં આવવું જોઈએ અને અમારી ટોળીને મળવું જોઈએ." એગ્નિયેવની તરફ ખસી આવીને માછીમારે વોદકા ધર્યો. "તમારી સાથે સ્ત્રી છે? અમારી પાસે સ્ત્રીઓ છે," એણે હાથ પસાર્યો, "આવો! સમજ્યા? તમારે તો ઘણું બધું શીખવાનું હશે, નહિ?"

એમણે શરૂ કરેલી બાટલી લેવા એ બોટ તરફ ગયો અને એગ્નિયેવને ફરી વાર પીણું રેડી આપ્યું.

"આને ખતમ કરી દઈએ, ખરું?"

"મારી પાસે પણ છે" એગ્નિયેવે બાટલી કાઢતાં કહ્યું

"તમે અમારે ત્યાં આવશો ત્યારે તમારો વોદકા પીશું," માછીમાર બોલ્યો.

"બહુ દૂર નથી; તમારે ક્યારે આવવું છે તે જણાવો એટલે અમે તમને અમારી મોટર-બોટમાં લઈ જઈશું અમને કલાકારો ગમે છે તેઓ બહુ રમુજી હોય છે. થોડા વખત પહેલાં અમને લેનિનગ્રાદના એક પ્રોફેસર મળ્યા હતા. એમણે કહ્યું હતું કે "મારી જિંદગીમાં મે તમારા જેવા લોકો જોયા નથી!" માછીમાર ખડખડાટ હસી પડ્યો. અમે તમને માછલીનો સૂપ આપીશું—ગ્રીનીયાડ માછલી, જાણો છો? જ્યારે છોકરીઓ ટોળે વળીને રમે છે ત્યારે તો રમત આખી રાત ચાલે છે. તમને એ ગમશે. મજાનો આનંદ છે એ તો."

"તમે ક્યાં માછલીઓ પકડો છો?" એગ્નિયેવે સ્મિત કરતાં પૂછ્યું.

"ફિઝમ ટાપુની પેલે પાર. પણ ચિંતા નહીં. અમે તમને લઈ જઈશું, અને જો તમને તમારી જાતે આવવાનું મન થાય તો સ્ટીપનની ટોળી વિશે પૂછજો—એ હું છું, સ્ટીપન, સમજ્યા? ખડક-માળા વટાવીને તમે બહાર નીકળો કે ડાબી તરફ વળજો; દીવાદાંડી પસાર કરશો એટલે ટાપુ દેખાશે એ ગુમાવવું તમને નહિ પાલવે."

"હું જરૂર આવીશ." એગ્નિયેવે ખુશ થઈને કહ્યું.

"એ જ બરાબર છે. તમે આવો જ. મારા માટે તમને માન છે, ખરું? તમે મને માનવી માનીને વર્તો છો. ખરી વાતને? બધા એવા જ છે ત્યાં...તો આ નકકી બસ એજ. હાલ પૂરતી અલવિદા. મારે જલદી જવું છે, છોકરાઓ રાહ જુએ છે." એ બોટમાં કૂદી પડ્યો, વહાવી, આગળ ધકેલી અને એંજિન ચાલુ કર્યું. બોટનો ઝીણો થડકતો અવાજ આવ્યો. સુકાન પકડીને ઊંડા પાણીમાં માછીમારે બોટને વાળી, હંકારી, અને બોટ એની પાછળના પાણીમાં સફેદ ફીણનો વળાંક મૂકતી ગઈ

જ્હન પ્રત્યે હસીને એગ્નિયેવ પોતાની બોટમાં આવ્યો અને ઘર તરફ ફર્યો, એ હવે સૂર્યાસ્તને જોતો બેઠો હતો આકાશના રંગો તથા સરોવરને નિરખવાને માટે થોડી થોડી વારે એને હલેસાં મારવાનું અટકાવી દેવું પડતું અને આરામ લેવો પડતો હતો. સેન્ટ-પેગોસ્ટના અરધે રસ્તે એક નાનકડો ટાપુ હતો. જ્યારે એગ્નિયેવે એ ટાપુની આજુબાજુ ચક્કર લગાવ્યું ત્યારે પવન પડી ગયો હતો અને પાણી શાંત અને ભારે બની ગયું હતું—ઢાળેલા સોના જેવું

સંપૂર્ણ નીરવતા અને શાંતિમાં એગ્નિયેવ હલેસાં મારી રહ્યો હતો અને દેવળને જોવા માટે ચક્કર લાવતો હતો વરસાદી વાદળ, કાળી દીવાલ જેવું, પૂર્વ દિશામાં નીકળી આવ્યું, પશ્ચિમમાંથી સૂર્ય પોતાનાં છેલ્લાં કિરણો વરસાવી રહ્યો હતો અને એમણે બધું જ પ્રકાશિત કરી દીધું હતું—ટાપુ, દેવળ, પવન ચક્કી, જૂનું ખેતર. વાદળની પડછે એવું દેખાતું હતું કે એ બધાં જ કોઈ વિશિષ્ટ રીતે અમાંગલિક એવા

લાલ રંગથી ચળકતાં હતાં. જ્યાં વાદળ ખસતું હતું તે ક્ષિતિજની દૂરની કિનાર પર નરસાદનાં ફાટેલાં વસ્ત્રો લટકતાં હતાં અને મોટું મેઘ-ધનુષ્ય નનામી જેવું પ્રકાશતું હતું

એગિયેવ વધુ અનુકૂળ રીતે બોટમાં ગોઠવાયો, બીજું પીણું લીધું અને બિરકીટ ચાવતો દેવળ તરફ જોતો બેઠો. સૂર્ય આથમતો હતો, વાદળ નજીક આવતું હતું, દૃષ્ટિમાં જે કાંઈ પડે તેને ઢાંકી દેતું હતું અને વરસાદ સેમ-પોગોસ્ટ સુધી પહોંચી ગયો હતો. પાણીના પ્રવાહ સાથે બોટ સરતી હતી.

પણ એગિયેવની આજુબાજુ તો બધું જ શાંત સ્વસ્થ હતું પશ્ચિમમાં આથમતા સૂર્યની આજુબાજુ ધૂસર રાતા રંગના પહોળાં પટા સાથે આકાશ સળગી રહ્યું હતું.

એગિયેવ દેવળને નિરખતો બેઠો. એનું ચિત્ર કરવાનુ એને મન થયું. એ વિચારતો હતો કે એ માત્ર સદીઓ જેટલું જ જૂનું નથી પણ અગણિત વર્ષો જૂનું છે, એ પૃથ્વી અને પથ્થરો જેટલું જૂનું છે. મનમાંથી બીજી એક વસ્તુને એ દૂર કરી શકે તેમ નહોતો. તે હતો આનંદી માછીમાર. એનું ચિત્ર કરવાનું પણ એને મન થયું.

એ પશ્ચિમ તરફ ફર્યો ત્યારે સૂર્ય આથમી ચૂક્યો હતો. આખરે વરસાદ આવ્યો. એણે ટોપી માથે મૂકી અને હલેસાં પકડ્યાં. જોરદાર વરસાદ પણ કોઈક કારણે ઉષ્માવાળો અને રમતિયાળ હતો; અને એ જેમ જેમ હંકારતો ગયો તેમ એની આજુબાજુ માછલીઓ ઊછળતી રહી.

પૂર ઝડપે કિનારે આવતાં એગિયેવે વિકાને જોઈ. વરસાદમાં એ સ્થિર ઊભી હતી. એના ખભા પર એક પારદર્શક રેઈનકોટ નાખેલો હતો. એણે બોટ નાંગરતા, તાળું મારતા, હલેસાં અને ખરીદેલી બીજી ચીજો વગેરે લઈ લેતા તેમજ ખાલી બાટલીને ખિસ્સામાં સરકાવતા એગિયેવને જોયા કર્યો.

" જોઈ શકે છે તું ! " ઘર તરફ શાંતિથી ડગ ભરતા એગિયેવે આનંદપૂર્વક વિચાર્યું.

વિકા ધક્કા પર ઊભી રહી ગઈ. એગિયેવ તરફ જોયા વિના એણે સાન્ધ્ય રંગોમાં અને વરસાદમાં સરોવરને જોયા કર્યું

ઉષ્માભર્યા કમરામાં આવતાં એગિયેવે જોયું કે વિકાની વસ્તુઓ આજુબાજુ નહોતી અને સુટકેસ બારણા પાસે પડી હતી. " અરૃ ! " એ બોલ્યો અને લાંબો થઈને પડ્યો છાપરા પર વરસાદ નગારું વગાડતો હતો વોદકા પીધા પછી શાંત થઈને એણે આંખો બંધ કરી અને ઝોકે ચડ્યો. એ તરત જ જાગી ગયો; હજી અંધારું થયું ન હતું પણ વરસાદ અટકી ગયો હતો, આકાશ ચોખ્ખું થઈ ગયું હતું અને ઠંડો ઉજાસ પાથરતું હતું.

એગિયેવે બગાસું ખાધું અને માલકણને શોધવા નીકળ્યો. માલકણ પાસેથી દેવળની ચાવીઓ લઈને એ કબ્રસ્તાનને આવરતી વાડની અંદર ગયો, કબ્રસ્તાન ઓળંગ્યું, જૂના ઘુમ્મટોની વચ્ચે ચાલીને એણે ઘંટાલયના ટાવરનાં દ્વાર ખોલ્યાં અને અંધારાં, સાંકડાં, અવાજ કરતાં પગથિયાં ચડવા લાગ્યો

ત્યાં જ ગલી કાગડાની અઘાર અને સૂકા લાકડાની વાસ આવતી હતી અને અંધારું હતું પણ જેમ જેમ એ ઊંચે ચડતો ગયો તેમ તેમ પ્રકાશ વધતો ગયો અને હવા સ્વચ્છ થતી ગઈ છેવટે એ ઘંટાલયના થાળા પર પહોંચ્યો ઊંચાઈના સંવેદનને કારણે એનું હૃદય ધડકતું હતું અને પગ ઢીલા પડી ગયા હતા

નાનકડી બારીમાંથી એ થાળા પર ચડ્યો ત્યારે પહેલાં તો ઊંચા કાંગરામાંથી એણે માત્ર આકાશ જોયું, આકાશમાં થોડાંક રસળતાં વાદળાં હતાં, નજીકના મોટા તારાઓ હતા અને ડૂબી ચૂકેલા સૂર્યનાં ભૂરાં કિરણોનો ઊંડાણમાં ઉજાસ હતો

પછી જ્યારે એણે નીચે જોયું ત્યારે બીજું આકાશ દેખાયું— ઉપરના આકાશ જેટલું જ ભવ્ય અને હલકું. બધી દિશાઓમાં ક્ષિતિજ તરફ ખેંચાયેલો આજુબાજુના પાણીનો અમેય જથ્થો પરાવર્તિત

પ્રકાશથી ચળકતો હતો અને નાનકડા ટાપુઓ એમાં વાદળાં જેવા દેખાતા હતા.

એગિયેવ જેવો કઠેડા પર બેઠો તેવો જ એનો હાથ થાંભલાની આજુબાજુ વીંટળાઈ વળ્યો અને જ્યારે પૂરેપૂરું અંધારું થઈ ગયું અને તારાઓ માક્તિક ઝાંયથી પ્રકાશી ઊઠ્યા ત્યાં સુધી એ ત્યાંથી ખસ્યો નહીં. અને પછી, જ્યારે એ નીચે ઊતર્યો ત્યારે આ કે તે બાજુએથી ડોકિયાં કરતો અને નિસાસા નાખતો દેવળની આજુ બાજુના રસ્તે રસ્તે ફર્યો.

જ્યારે એ ઘરે આવ્યો ત્યારે ફરી પાછો સ્ટવ સળગતો હતો. વિકા રાતનું ખાણું તૈયાર કરતી હતી, પણ એ શાંત હતી અને વિચારોમાં ઘણે દૂર ચાલી ગઈ હતી.

"બોટ હમણાં જ આવે છે? તેં તપાસ કરી?" એગિયેવે પૂછ્યું.

"અગિયાર વાગે." થોડીવારના મૌન પછી વિકા બોલી.

એગિયેવના હૃદયમાં આંચકો લાગ્યો એને કશુંક કહેવું હતું, વિકાને કંઈક પૂછવું હતું, પણ એ કંઈ જ બોલ્યો નહિ. એણે પથારી નીચેથી રંગપેટી ખેંચી, બારી પર અને પથારીમાં રંગની ટ્યુબો અને ટર્પેન્ટાઈનની શીશીઓ જુદી પાડીને મૂકી, પીંછી જુદાં મૂક્યાં અને ઘોડીઓના ભારાને ઠોકવા લાગ્યો. વિકા એની તરફ આશ્ચર્યથી જોઈ રહી.

પહેલાંની જેમ જ તેઓ મૌન સેવીને વાળુ કરવા બેઠાં એક બીજાંની આંખોમાં જોયું. એગિયેવે વિકાના સૂકા હોઠ જોયા. એનો ચહેરો એને ઓચિંતો વહાલો લાગ્યો. એના હૃદયમાં ફરીવાર આંચકો લાગ્યો; અને એને સમજાયું કે અલવિદા કહેવાનો સમય પાસે આવી પહોંચ્યો છે.

પથારી નીચેથી વોદકાની બાટલી એણે કાઢી અને પોતાના માટે તેમ જ વિકા માટે ખાલી કરી.

"ખેર," એ ખોખરા અવાજે બોલ્યો, અને અવાજ સ્પષ્ટ કર્યો. "આ આપણી જુદાઈમાં!" વિકાએ પીધા વિના પોતાનો શ્વાસ નીચે મૂકી દીધો, ખુરશીમાં પાછળ ઝૂકી અને પોતાનું માથું પાછળ ઢાળી દઈને ઢળેલી પાંપણોમાંથી એગિયેવ તરફ જોયું વિકાનો ચહેરો થથરતો હતો, ગળા પરની એક નસ ધબકતી હતી, હોઠ હાલતા હતા. એગિયેવ આ દૃશ્ય સહન કરી શકે તેમ નહોતો. એ ગરમ ગરમ થઈ ગયો. ઊભા થઈને એણે બારી ખોલી અને રાત્રીની ટાઢક હવા લેવા બહાર ઝૂક્યો

"વરસાદ અટકી ગયો છે," ટેબલ તરફ પાછો આવતાં અને બીજું પીણું લેતા એ બોલ્યો." હવે વરસાદ વરસતો નથી.

"તારે કંઈ જ પૈસા જોઈતા નથી?" વિકાએ પૂછ્યું. "મારી પાસે ઘણા બધા છે. હું વધારે લેતી આવી હતી એમ વિચારીને કે..." એણે હોઠ કરડ્યો અને દયામય ભાવે હસી.

"ના. નથી જોઈતા," એગિયેવ બોલ્યો. "હવે હું પીવાનું છોડી દઈશ."

"હું હજી પણ માનું છુ કે તું ખોટો છે," વિકા દુઃખી થઈને બોલી. "તું બિમાર છે. જો તું પીવાનું છોડી દઈશ તો બધું બરાબર થઈ રહેશે."

"ઓહ્! એમ!" એ બબડ્યો. "તો તો જલ્દી હું મારું આગવું પ્રદર્શન (one man show) ભરું. ભરી શકું ને? કેવું સરસ!" એણે ફરીવાર દારૂ પીધો. "અને તકવાદીઓને સમજણ પડી જશે કે તેઓ કલાકારો નથી જ બરાબર?"

"સાંજે તું ક્યાં હતો?" થોડીવાર પછી વિકાએ પૂછ્યું.

"ત્યાં," એણે અસ્પષ્ટ અભિનય કર્યો. "ઉપર. ભગવાનને બોલાવતો હતો."

"તું જલ્દી મોસ્કો નહિ આવે?" વિકાએ કમરામાં અસ્તવ્યસ્ત પડેલા રંગ, પીંછી, ઘોડી વગેરે જોઈને ફરીથી પૂછ્યું.

"ના. હમણાં નહિ," હવે પછી મળનારી માછીમાર સ્ત્રીઓ, એમના પગ, એમની છાતીઓ, એમની આંખો, જાળ નાખે ત્યારે જક-

ડાપેલા દાંત અને રાતા રાતા હાથ વગેરે કલ્પનામાં જોઈ લઈને એ બોલ્યો. "ધારું છું કે એકાદ મહિનામાં, કદાચ એથી પણ મોડું. માછીમાર લોકો અને જળ મારે ચીતરવાં છે, " એ અટક્યો. " અને આકાશને... એમ વાત છે."

બોટ આવે છે કે નહિ તે સાંભળવા વિકા બહાર ગઈ.

"હજી તો બહુ વહેલું છે " પાછા ફરતાં એ બોલી, અરીસામાં કંઈક વિચારપૂર્વક પોતાની જાતને જોઈને એણે સુટકેસમાંથી સ્કાર્ફ કાઢ્યો, માથે બાંધ્યો અને એના બે છેડા દાઢીની નીચે બાંધ્યા. પછી એ બેઠી અને ઘૂંટણની વચ્ચે હાથ દબાવ્યા. એ મૂંગી બેસી રહી. એનું માથું થોડુંક ઝૂકેલું હતું એ જાણે કે સ્ટેશન પર બેઠી હતી અને એગિયેવ એને અપરિચિત હતો. એના વિચારો દૂર દૂર ગયા હતા પાતળા સ્કાર્ફમાંથી એના વાળ સોનેરી રજે ચમકતા હતા. એગિયેવ પથારીમાં પડ્યો હતો, ત્રાંસી નજરે જોતો, કુતૂહલથી નીરખતો, અને બેચેનીથી સિગારેટ ફૂંકતો.

"હું એ સહી શકીશ નહિ," નિશ્વાસ સાથે બોલી." હું ધક્કા પર ચાલી જઈશ." ફરીથી નિસાસો મૂકીને એ ઊભી થઈ, દીવા તરફ થોડીક ક્ષણો સુધી એકીટશે તાકી રહી અને કોટ પહેર્યો. એગિયેવે જમીન પર પગ ઝુલાવ્યા અને બેઠો થયો.

"વારુ," એ બોલ્યો. " અલવિદા મૂકવા આવું તે ગમશે? "

વિકા પોતાનું ઓળખપત્ર લેવા માટે માલકણ પાસે ગઈ એગિયેવે ઝડપથી દારૂ ગટગટાવ્યો, નસકોરાં ફફડાવ્યાં, આળસ ખાધી અને કપડાં પહેરવા લાગ્યો. દરમ્યાનમાં એ ધ્યાનપૂર્વક પોતાના ધ્રૂજતા હાથ તરફ જોઈ રહ્યો હતો અને પાર્ટીશનની પેલી બાજુથી આવતા વિકા અને માલકણના અવાજો સાંભળતો હતો. એણે સુટકેસ ઊંચકી લીધી અને મંડપ સુધી ચાલ્યો. પગથિયાં સળિયા પર જવાનો ખપાટિયાનો રસ્તો—બધું હમણાં પડી ગયેલા વરસાદને કારણે ભીનું હતું વિકા આવે એની એણે રાહ જોઈ અને પછી ચાલવા માંડ્યું વિકા એને અનુસરી, પાટિયા પર પડતી એની એડીના અવાજ સંભળાતા હતા

તેઓ ધક્કા પર આવ્યાં ત્યારે એગિયેવે સુટકેસ જમીન પર મૂકી અને તરત જ વિકા એની ઉપર બેસી ગઈ, પોતાનામાં સંકોડાઈને અને શાંતિમાં થીજી જઈને. એગિયેવે થથરી ઊઠ્યો અને પોતાનો કૉલર ઊંચો કર્યો. એકાએક રાત્રિની ભરેલી કૃત્રિમ શાંતિમાંથી પ્લેનનો ઊંચો કદાવર અવાજ આવ્યો. એ જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ એ મોટો થતો ગયો, મજબૂત બનતો ગયો પણ સાથે જ સૂરમાં નીચો, વધુ સુંવાળો અને વીંટળાઈ વળતો હોય એવો, જાણે કે કોઈ સોલોના તાર પર સતત રીતે કામઠું ઘસી રહ્યું હોય, અને ખૂંટી ફેરવીને ક્રમે ક્રમે, એ વિલીન થતા થતાં માત્ર તુમડામાં જ રણઝણી રહે ત્યાં સુધી, સૂરને નીચે પાડતું હોય એવું લાગતું હતું.

ફરી પાછું ત્યાં મૃત્યુવત્ મૌન પથરાયું વિકાની પાસે પગ ઠોકતો જઈને એગિયેવ ત્યાંથી ફર્યો અને કિનારા પર ચડી ગયો, ઉંચાઈ પર જઈને થોડી વાર ઊભો રહ્યો અને પછી ટાપુની દક્ષિણ તરફની ટોચ તરફ જઈને આજુબાજુ જોવા લાગ્યો.

ઉપર તારાઓ સ્થિર પ્રકાશતા હતા એકા એક જાણે એવું થયું કે આકાશમાંથી હવાનો પ્રાણ દોડી ગયો, તારાઓ આંખ મીંચી ગયા અને ધ્રૂજી ઊઠ્યા આકાશ કાળું પડી ગયું, ફરીથી ધ્રૂજતા પ્રકાશથી ઝગઈ ગયું એગિયેવ ઉત્તર તરફ જોવા માટે ફર્યો અને તરત જ એને એનું પ્રભવસ્થાન દેખાયું. દેવળની પાછળથી—એની શાંત કાળાશની પાછળથી ઉત્તરના કમજોર, ફિક્કા–ભૂરા સુવર્ણરંગી તેજ–લીસોટા આવી રહ્યા હતા, પ્રકાશ પાથરતા, સત્તા જમાવતા, તરંગો ઉછાળતા, સંકોચાતા અને ઊપસતા. જ્યારે જ્યારે એ લિસોટા ફેલાયા ત્યારે ત્યારે બધું—સરોવર, કિનારો, પથ્થરો અને ભીનું ઘાસ—ચળકી ઊઠ્યું દેવળ એની રોનક સાથે અક્કડ ઊભું રહ્યું હતું. જ્યારે એ લીસોટા ઝાંખા પડ્યા ત્યારે બધું જ ઓગળી ગયું, અસ્પષ્ટ થઈ ગયું, વિલીન થઈ ગયું. પૃથ્વી ફરતી હતી એગિયેવને એકાએક એના પગ અને હૃદયથી એનો અનુભવ થયો. પૃથ્વી એનાં સરોવરો, નગરો, લોકો અને એમની આશાઓ

સાથે પ્રકાશથી વીંટળાયેલી, ગભરાવી નાખે એવી, અનંતતામાં ફરતી હતી અને ઊડતી હતી અને એ અહીં આ ધરતી ઉપર હતો, આ ટાપુ ઉપર રાત્રિના શાંત તેજમાં, અને વિકા એને છોડી રહી હતી. આદમ ઈવથી જુદાઈ પામતો હતો—અને તે કોઈ અનિશ્ચિત ભાવિમાં નહિ પણ અત્યારે, હમણાં જ. અને એ તો મૃત્યુ જેવું હતું જેના તરફ તમે દૂરથી હસી શકો પણ જ્યારે એ તમારી નજીક હોય ત્યારે તો એના વિશે વિચારી પણ ન શકો અને એને સહન પણ ન કરી શકો.

આ બધું એ સહી શક્યો નહીં અને જહાજને નાંગરવાની જગા તરફ જલદી પાછો ચાલ્યો ગયો, એના બૂટ ભીના ઘાસમાં ભીંજાતા હતા એનો અનુભવ કરતો અંધારામાં એને કશું જ દેખાતું નહોતું. પણ જાણી શકતો હતો કે બૂટ હવે કાળા અને ચળકતા છે.

જ્યારે એ ધક્કા પર આવ્યો ત્યારે થાંભલા પર ફાનસ સળગ્યું હતું. નીચે પગથિયાં પર વૃદ્ધા બગાસું ખાતી ઊભી હતી. એ વખતે ઉત્તર તરફથી નાની ટેકરીની પાછળથી એક નવો પ્રકાશ આવી રહ્યો હતો, અરુણ જેવો, પણ ઉષ્માભર્યો. પ્રકાશ હાલતો હતો અને ત્યાં હલેસાંના અવાજો સંભળાયા; અને એકાએક ટાપુઓ પર પડઘા પાડતો જહાજની સાયરનનો ઊંચો અકળાતો અવાજ આવ્યો.

"તેં ઉત્તરના પ્રકાશ જોયા? એ એ જ હતા. ખરું ને?" વિકાએ ધીમા અવાજે ઉતાવળથી પૂછ્યું. એ ઉત્તેજિત થઈ ગઈ હતી અને સૂટકેસ પર બેસી ન રહેતાં સળિયાના કઠેડા પાસે ઊભી રહી ગઈ હતી.

"મેં જોયા" એગિયેવે ગળું સાફ કર્યું

જહાજ દૃષ્ટિપથમાં આગળ વધતું હતું અને એનો અવાજ હવે સ્પષ્ટ સંભળાતો હતો. જહાજની આગળના ભાગમાં સર્ચલાઈટનો નાનકડો તારો પ્રકાશી રહ્યો હતો હવે પ્રકાશ કિનારા સુધી પહોંચ્યો અને પાટિયા પર દીવો ચળકી ઊઠ્યો. એન્જિન અટક્યાં અને જહાજ ગતિમાં ધકેલાતું ધક્કા તરફ સરક્યું. વૃદ્ધાએ પાટિયા પર કશુંક શોધતા પ્રકાશથી બચવા પોતાની આંખો પર હાથ ઢાંકી દીધા. એગિયેવે પ્રકાશને જૂના સુંદર ખેતર ઉપર ઘૂમાતો અને ધ્રૂજતો જોયો, જાણે કે એ પ્રાચીન અસલી વસ્તુને દર્શાવી રહ્યો હતો.

સ્ટીમર જ્યારે આગળ ખમી ત્યારે સર્ચલાઈટ ફરી અને આંજી નાખે એવા દૂધિયા પ્રકાશથી ધક્કાને ભરી દીધો. જહાજ નાંગરતું હતું તે વિકા અને એગિયેવ મૂંગાં મૂંગાં જોતાં હતાં. તૂતક ઉપરના ખલાસીએ દોરડાનો એક છેડો વૃદ્ધા તરફ ફેંક્યો. વૃદ્ધાએ જરા પણ ઉતાવળ કર્યા વિના થાંભલા પર ગાળો ભરાવ્યો. ખલાસી નીચો નમ્યો અને દોરડું અંદર ખેંચી લીધું. દોરડું ખેંચાયું, ઘસાવાનો અવાજ થયો અને ધક્કો ધ્રૂજી ઊઠ્યો. સ્ટીમર ધીમેથી એની પાસે અટકી. ખલાસીએ સીડી નાખી અને તે દીવા નીચે ઊભો રહીને બહાર જતાં મુસાફરોની ટિકિટ તપાસવા લાગ્યો. આખરે એ નીચે ઊતર્યો અને વિકા તેમજ એગિયેવ તરફ ફર્યો

"આવવાનાં છો?" એણે અનિશ્ચિતપણે પૂછ્યું

"બસ ત્યારે, આવજે," વિકાના ખભા પર બેધ્યાન ટપલી મારીને એગિયેવ બોલ્યો. "બધું સારા માટે!"

વિકાના હોઠ હાલી ઊઠ્યા.

"અલવિદા," એ બોલી, અને તૂતક પર ચઢી ગઈ. એના બૂટ સીડી પર ખટખટ અવાજ કરી રહ્યા.

બોટ લગભગ ખાલી હતી અને કમરાના બારણામાં અંધારું હતું. કમરામાં કદાચ મુસાફરો નહોતા; અને હતા તો ઊંઘી ગયા હતા. જહાજની બાજુમાંથી વરાળ નીકળી અને પારદર્શક કુંડાળાંઓમાંથી ઊંચે તરવા લાગી.

વિકા પાછું જોયા વિના નીચે ઊતરી ગઈ. જહાજના અંદરના ભાગમાં અદૃશ્ય થઈ ગઈ સાયરને એકાએક ચીસ પાડી—એક લાંબો અને ત્રણ ટૂંકા અવાજોમાં વૃદ્ધાએ થાંભલા પરથી ગાળો કાઢી નાખ્યો, સીડી ઊંચકાઈ ગઈ, તૂતક પરનાં બારી બારણાં બંધ થયાં અને બોટ

મોટા ભૂખરા મકાનની ચોથા મજલાની બારીમાંથી આગની જ્વાળાઓ બહાર નીકળવા માંડી ને સાથે જ કોઈની બૂમ સભળાઈ: દોડો, કોઈ બચાવો રે, અમે સળગી ગયાં!'

આ એક એવા બેદરકાર ને ભૂલકણા ભાડુઆતનો સાદ હતો. કે જે સૂતાં પહેલાં ઓરડાને હુંફાળો બનાવનારી વીજળી–સગડીનુ બટન દબાવતાં ભૂલી ગયેલો ને એ સગડી જ આગનુ કારણ બનેલી.

ભાડુઆતે ને આગની જ્વાળાઓએ ઓરડામા ધમાચકડી મચાવી મૂકી હતી ત્યાં તો આગના બબાની સિસોટીનો વિલાપ પણ સભળાયો .આગ ઓલવનારા બંબા પરથી કૂદી પડ્યા, ને સીધા એ મકાનમાં ધસી ગયા.

હવે જ્યાં પેલો ભાડુઆત કામારોળ મચાવતોકું દોડાદોડ કરી રહ્યો હતો, એ ઓરડી તો આગનો દરિયો બની ગઈ હતી ફાયરમેન (આગ ઓલવનાર) પ્રોખોરત્સુક.. એક પ્રૌઢ વયનો ને મોટી મોટી કાળી મૂછોના થોભિયાવાળો યુક્રેનિયન. તે ઓરડીના બારણા આગળ આવીને ઘડિક થભી ગયો મનમાં કંઈક વિચાર કરી લીધો પછી તે ઓરડામાં પ્રસી ગયો. પહેલાં તો આગમાં ભૂજના ભાડુઆતને તેણે બહાર ખેંચી આણ્યો, તે પછી આગ ઓલવનારી ગેસની નળી ધરીને એણે ઓરડામાં આગ બુઝાવવા માંડી.

પ્રોખોરત્સુકની સમયસૂચકતા ને સાહસિકતાને કારણે આગ તો આખરે બુઝાઈ ગઈ. તે પછી અગ્નિશાંતિ કેન્દ્ર (બંબાખાના)ના વડાએ પ્રોખોરત્સુકની પાસે આવી એનો બરડો થાબડી શાબાશી આપતાં કહ્યુ, શાબાશ! ખરો મરદ નીકળ્યો તું પ્રોખોરત્સુક! તેં આપણા નિયમનું બરાબર પાલન કર્યું હો! પણ ભલા માણસ! તારી જમણી મૂછ હજી બળે છે, એ વાતનો તને અણસાર સરખો ન આવ્યો?

પ્રોખોરત્સુક હસી પડયો, ને એણે આગ ઓલવવાની નળીનુ નાળચુ પોતાની મૂછ ભણી ધર્યું ...ને ત્યાં તો પરોઢ થઈ ગઈ હતી.

તંત્રી :—વાર્તા ખરાબ તો નથી એનુ શિર્ષક પણ બરાબર બધ બેસતું છે..." એક ઉમદા કૃત્ય." પરંતુ વાર્તામાં ક્યાંક ક્યાંક એવા કેટલાક ફકરા છે, જેને આપણે જરા સુધારી લેવા પડશે. જુઓને, વાત એમ છે કે, વાર્તા સારી હોવા છતાં જો એમાં વચમાં વચમાં ક્યાંક, એના તથ્યને મારી નાખે એવી, નકામી વસ્તુઓ આવતી હોય તો એ શરમજનક ગણાય. લાવો તો હવે, આપણે તમારી વાર્તાને તપાસીએ... એની શરૂઆત કેમ કરી છે તમે?

લે :—મધરાત વીતી ગઈ હતી ત્રણેક વાગ્યાનો શુમાર હશે. નગરજનો સૌ નિંદરમાં પોઢી ગયાં હતા

તંત્રી :—ઊંહું! એ તો સારું ન કહેવાય. એનો અર્થ તો એમ જ થશેને કે, નગરનુ આખુ પોલિસ તંત્ર ઊંઘતુ હતુ, ને ચોકિયાતો પણ બધા ઊંઘમાં ઘોરતા હતા. ના, ના, એવું તો કદાપિ ચલાવી ન લેવાય...એનો અર્થ તો એ થયો કે આપણે સૌ માંદ્લ હતાં. આપણામા તકેદારીનો અભાવ હતો...એટલે એ ફકરો તો તમારે બદલવો પડશે...વારુ, તો તમે એમ લખોને કે, ' મધરાત વીતી રહી હતી, ત્રણેક વાગ્યાનો શુમાર હશે...નગરમાં કોઈ જ ઊંઘતુ નહોતુ'

લે :—પણ એ તો અશક્ય છે રાતનો વખત હોય એટલે લોકો તો ઊંઘતા જ હોય ને!

તંત્રી :—હા, એ પણ ખરું. તમે કહો છો એ વાત તદ્દન સાચી પણ તો પછી આપણે એમ લખો કે—નગરજનો સૌ નિંદરમાં પોઢી ગયાં હતાં, પણ તે ફરજ બજાવતાં સૌ પોતપોતાના સ્થાનકે ..

લે :—ફરજના સ્થાનકે ને તે ઊંઘતાં...?

તંત્રી :—ના ના, એવુ તો ન હોય, એ તો વળી ઓર બેહુદું ગણાય. તો પછી આપણે એમ લખો કે નગરમાં કેટલાક લોકો ઊંઘતા હતા, બાકીના ચાપતી તકેદારી રાખી રહ્યા હતા...બરાબર? વારુ, તો ચાલો, હવે આગળ-શું છે?

લે :—નગરમાં...ક્યાંય કશે, એકાદો દીવો ય બળતો ન હતો...

તંત્રી :—એ શું કહ્યું?...તમે લખ્યું છે, એ પરથી તો કોઈને એમ જ લાગે કે, આપણા દેશમાં જનતા વીજળીના ગોળા તદ્દન નકામા હોવા જોઈએ, જે ગતે કામ જ નથી આપતા !

લે :—પણ આ તો મધરાતની વાત છે. ગોળાને સળગતા રાખવાની જરૂર જ નહિ, ને તેથી લોકોએ જાતે જ બુઝાવી નાખેલા...

તંત્રી :—ના; ના, પણ આથી તો આપણા વીજળીના ગોળાની જ વગોવણી થાય છે. એ આખું વાક્ય જ કાઢી નાખો ને તમે. વીજળીના ગોળા જો સળગતા ન હોય, તો એમને અહીં વાર્તામાં ખેંચી લાવવાની શું જરૂર છે?

લે :—( આગળ વાંચતાં ) પણ ત્યાં તો એકાએક એક મોટા ભૂખરા મકાનની ચોથા મજલાની બારીમાંથી આગની જ્વાળાઓ નીકળવા લાગી ને સાથે જ કોઈની બૂમ સંભળાઈ : 'કોઈ દોડો, બચાવો રે, અમે સળગી ગયાં !'

તંત્રી :—એ શું ...? પેનિક. ની ( ભયની વાત કરી તમે ?

લે :—હા.

તંત્રી :—તો શું તમે એમ માનો છો કે આપણા સામયિકોની કતારો લોકોમાં પેનિક ફેલાવવાનું કામ કરવા માટે છે?

લે :—નહિ જ વળી આ તો એક કલ્પના છે ..આ તો સર્જનાત્મક સાહિત્ય ગણાય . ત્યારે અહીં આગનું વર્ણન આપવાનું છે

તંત્રી :—પણ તમે તો અહીં સામાજિક રીતે જાગૃત એવા એક નાગરિકનું ચિત્ર આપવાને બદલે પ્રજામાં ભય ફેલાવનારા એક બાવરા માણસનું ચિત્ર આંક્યું છે। તમારી જગાએ જો હું હોત તો મેં એના મોંમાંથી 'બચાવો' ના ઉદ્‌ગાર કઢાવવાને બદલે લોકોને ધરપત બધાવે એવા ઉદ્‌ગાર કઢાવ્યા હોત.

લે :—દાખલા તરીકે ?

તંત્રી :—દાખલા તરીકે...કહોને કે...'આગ લાગી છે, પણ પરવા નહિ, એમાં શું થઈ ગયું!' એવું એકાદ જણને મોઢે બોલાવ્યું હોત, તો બીજા પાસે વળી એમ કહેવડાવ્યું હોત કે, 'એમાં ફિકર કરવાની જરૂર નથી, આગ જેવું એમાં કશું છે જ ક્યાં?'

લે :—એ વળી શું કહ્યું તમે? આગ લાગેલી હોય, ને છતાં 'આગ જેવું કશું છે જ ક્યાં,' એમ કહેવાની મતલબ શી?'

તંત્રી :—ના, ના, તમે સમજ્યા નહિ 'આગ નથી' એ તો એ અર્થમાં કે .આ આગ તો અમે આમ ચપટીમાં ઓલવી નાંખવાના છીએ,-એમાં ફિકર કરવા જેવું શું છે?

લે :—પણ એ તો અશક્ય જ છે.

તંત્રી :પણ—હું કહું છું કે, શક્ય છે હવે તમે એ ઉદ્‌ગાર જ કાઢી નાખો, એટલે બધું બરાબર થઈ જશે.

લે :—( આગળ વાંચે છે ) આ એક એવા બેદરકાર ને ભૂલકણા ભાડુઆતનો વાંક હતો કે જે સૂતા પહેલાં, ઓરડાને હૂંફાળો બનાવનારી વીજળી-સગડીનો પ્રવાહ બંધ કરવાનું ભૂલી ગયેલો.

તંત્રી :—હેં, હે, કેવો ભાડુઆત કહ્યો તમે ?

લે :—બેદરકાર ને ભૂલકણો.

તંત્રી :—તો તમે શું મારી પાસે એમ મનાવવા માગો છો કે, આપણાં સામાયિકોની કતારો એ પ્રજામાં બેદરકારી ને ભુલકણાવેડાના પ્રચાર માટેનું સાધન છે? ના ભાઈ, હું તો એમ માની શકું એમ નથી ના, ના, પણ હું તમને એમ પૂછું કે, ભાડુઆત વીજળીનું બટન દબાવી સગડીનો પ્રવાહ બંધ કરવાનું ભૂલી ગયો, એમ ન કહો તો તેથી તમારી વાર્તામાં કંઈ ખામી આવે એમ છે? એક ભૂલકણા ભાડૂતનો દાખલો આગળ ધરીને આપણે આપણા વાચકોને શું સારું શિક્ષણ આપવાના હતા?

લે :—જો કે અહીં, આ પ્રસંગ દ્વારા, કોઈ શિક્ષણ આપવાનો મારો ઇરાદો જ નથી......ને વીજળીક સગડીની વાત ન લાવું તો આગ લાગ્યાનું હું શી રીતે બતાવું ?

તંત્રી :—પણ હું તમને એમ પૂછું છું કે, આ વાર્તામાં તમે આગને વચમાં ન લાવો, તો તેથી આપણને કંઈ નુકસાન ખરું ?

લે :—નહિ જ વળી.. આગ ન લાગે તેથી તો ઉલ્ટાનો આપણને ફાયદો જ છે.

તંત્રી :—વારુ, તો હવે જુઓ જોઈએ...તમે શી રીતે લખવાના છો ? સૌ પ્રથમ તો વીજળીક સગડીનું તમે એમાંથી નામ નિશાન જ કાઢી નાખો...એટલે ' આગ 'ની વાત કરવામાંથી તો તમે ઊગરી જ ગયાં ! તે પછી ..આગળ વાંચો જોઉં, કેવું લાગે છે તે જોઈએ...હાં...તે હવે સીધા .બંબાવાળાના પાત્રાલેખન પર આવી જાવ..

લે :—બંબાવાળો પ્રોફેસરયુક...એક પીઢ વયનો યુક્રેનિયન...

તંત્રી :—સરસ, બહુ સરસ રીતે આવી ગયું એ.

લે :— .મોટી મોટી કાળી મૂછોના ચોલિયાવાળો, બાજુના આગળ આવીને ઊભો રહ્યો. ઘડીક ગભી જઈ મનમાં એણે કંઈક વિચાર કર્યો .

તંત્રી :—નહિ, નહિ, એ પણ બરાબર નથી. બંબાવાળાએ વળી વિચાર કરવાની જરૂર જ શી હોય ? એણે તો રજમાત્ર વિચાર કર્યા વિના સીધા આગ બુઝાવવાના કામમાં જ લાગી જવું જોઈએ.

લે :—પણ આ તો વાર્તા લેખનનું એક સૂક્ષ્મ અંગ છે.

તંત્રી :—અરે હા ભાઈ, વાર્તા લેખનમાં ભલે સૂક્ષ્મ ગણાતું હોય પણ બંબાવાળાને માટે એ સૂક્ષ્મતા નકામી છે. ને તેમ છતાં જ્યારે આગની વાતને જ આપણે સમૂળગી ટાળી દીધી છે, ત્યારે બંબાવાળાને હવે આ ઓરડા લગી ઘસડી લાવવાની જરૂર જ ક્યાં રહી ?

લે :—તો પછી અમિશાતિ કેન્દ્રના વડા ને બંબાવાળા વચ્ચેના સંવાદનું શુ થાય ?

તંત્રી :—અમિશાતિ કેન્દ્રમા જ એમનો એ વાર્તાલાપ થવા દોને, એમાં વાંધો ક્યાં આવે છે તમને ? તમે આગળ વાંચો એટલે આપણને એ વાતની ય ખબર પડશે.

લે :—( આગળ વાંચે છે. ) અમિશાતિ કેન્દ્રના વડા ગોર્યુંદિન એની પાસે આવ્યા ને એની પીઠ થાબડી શાબાશી આપતાં કહેવા લાગ્યા - ' શાબાશ ! ખરો મરદ નીકળ્યો તું પ્રોફેસરયુક ! તેં આપણા નિયમોનું બરાબર પાલન કર્યું છે .પણ ભલા માણસ તારી જમણી મૂછ હજુ બળે છે, એનો અણસાર સરખો તને ન આવ્યો ?' એ સાંભળીને બંબાવાળો હસી પડ્યો, ને એણે આગ ઓલવવાની નળીનું નાળચું પોતાની મૂછ ભણી ફેરવ્યું ..ત્યાં તો પરોઢ થઈ ગઈ હતી.

તંત્રી :—પણ હું કહું છું તમારે એની ય શું જરૂર છે ?

લે :—શેની ?

તંત્રી :—બળતી મૂછની

લે :—એ તો મેં જરા એક હળવા મર્મને ખાતર મૂક્યું છે. એ માણસ પોતાની ફરજ બજાવવામાં એટલો મશગૂલ થઈ ગયો હતો કે, પોતાની સાથી મૂછ સળગી ઊઠી ત્યાં લગી એને એનું કંઈ ભાન જ રહ્યું નહિ !

તંત્રી :—મારી વાત માનતાં હો તો, ભલા થઈ ને, તમે એ આખી વાત જ કાઢી નાખો કારણ હવે જ્યાં આગ લાગવાનો સવાલ જ મટી ગયો છે, ભડકો બળવાનું ઘર પણ રહ્યું નથી, ત્યાં બંબાવાળાની મૂછને બાળવાની જરૂર જ કયા ઊભી થાય છે ?

લે :—તો પછી વાર્તામાં હળવા મર્મનું શું ? એમાં હાસ્યનું જે એક તત્ત્વ જોઈએ, એનું શું ?

તંત્રી :—એથી હાસ્યમાં ક્યાંય, કશું જ ખેંચાણ આવવાનું નથી, કારણ, માણસને હસવું ક્યારે આવતું હોય છે, તે તો તમે જાણો જ છો ને ? એમને બધી વાતે નિશ્ચિંતતા હોય ત્યારે. ક્યાંય આગ જ ન લાગે તો એ એક મોટી નિશ્ચિંતતાનું કારણ ખરું કે નહિ ? એટલે વાર્તામાં પણ આગ નથી લાગી, એ એક સારું જ લક્ષણ છે. ને જો, ક્યાંય આગ નથી લાગી, તો એ સારું જ છે, ને બધી વાતે

જો સારું જ હોય તો, દરેક માણસ હસતું જ રહેવાનું છે... ખરું કે નહિ?...વારુ, હવે આગળ વાંચો જોઉં, કેમનું વંચાય છે બધું ?

લે : ( શરૂઆતથી પોતાની વાર્તા વાંચવા માંડે છે ) 'એક ઉમદા કૃત્ય.' 'મધરાત વીતી ચૂકી હતી. ત્રણેક વાગ્યાનો શુમાર હશે નગરમાં કેટલાક લોકો ઊંઘી ગયા હતા, ત્યારે બાકીના ચાંપતી તકેદારી રાખી રહ્યા હતા. એક મોટા ભૂખરા મકાનની ચોથા મજલાની બારીમાંથી કોઈએ બૂમ પાડી : ' અહીં આગ જેવું તો કંઈ છે જ નહિ ! ' " શાબાશ પ્રોખોરચુક ! તું ખરો મરદ નીકળ્યો " અગ્નિશાંતિ કેન્દ્રના વડાએ આમ કહેતાં ખંભાવાળા પ્રોખોરચુકની પીઠ થાબડી એને શાબાશી આપી. પ્રોખોરચુક પ્રૌઢ વયનો મોટી મોટી કાળી મૂછોના થોભિયા વાળો એક યુક્રેનિયન હતો. અગ્નિશાંતિ કેન્દ્રના વડાએ એને કહ્યું, ' તે આપણા નિયમોનું બરાબર પાલન કર્યું છે.' એ સાંભળી પ્રોખોરચુક હસ્યો ને એણે આગ ઠારવા માટેની નળીનું નાળચું પોતાની મૂછ ભણી ફેરવ્યું. ને ત્યારે પ્રૌઢ થઈ ગઈ હતી હતુ...

તંત્રી : બસ, બસ, હવે બધું બરાબર છે. ચાલો, આજે એક સારું લખાણ હાથ આવી ગયું, હવે આપણે એને જરૂર છાપી શકીશું

*

## રોકાવ

( નાટકમાં પાર્ટી વહીવટકારની ઉક્તિ )

" મને કહેવામાં આવે છે એમ કરું છું. કોઈ મને કહે કે, આપણે ત્યાંના બધાં નતકડાં, મરઘાં અને હંસલાંનો નાશ કરવાનો છે તો હું સીધો એ પ્રકારના હુકમો આપી દઈશ કે એક પક્ષી બચે નહિ .. હું મારો પોતાનો માલિક નથી "

*

લોકો રંગીન ટેલિવિઝન, 'ટેપ રેકોર્ડર,' અને પ્રોટિનનું રહસ્ય શોધી કાઢવામાં છે તથા ચંદ્ર સુધી પહોંચી જવાની તૈયારીઓ કરે છે; પણ આ બધુ તેમને વધુ પ્રામાણિક કે વધુ સુખી બનાવી શકતું નથી !

## સંવાદ

[ એક સોવિયેત પરિવારમાં નીચેનો સંવાદ ]

પિતા તેના પાંચ વર્ષના પુત્રને ઠપકો આપતા હતા : " જો તો, તું કેવી ખરાબ રીતે વર્તે છે ! મમી અને પપાનું કહ્યું નથી માનતો. અમે તારે માટે બધું કરીએ છીએ... અમે તારી કેટલી કાળજી રાખીએ છીએ..."

બાળકે જવાબ આપ્યો 'તમે કાળજી રાખો છો એવું નથી. એ તો પાર્ટી અને સરકાર કરે છે.'

*

( પ્રાવદા ૨૮-૧૨-૧૯૬૧ )

બોલ્શેવિકોનો સત્તા-કબજો એક માનવીની, સરમુખત્યારશાહી સુધી પહોંચી ગયા વિના નહિ રહે. અને તેણે લેનિનના સોવિયેતની પ્રજા તરફના, રુશ્વતખોરીથી તિરસ્કાર માટે સખ્ત નિંદા કરી હતી ..(૧૯૧૯)

*

પામિરો તોગ્લિઆતી : (ઇટાલિયન કમ્યુનિસ્ટ નેતા) (રોમ ૧૭ ૪ ૬૩)

"સોવિયેત સંઘે કલા પરત્વે જે વલણ લીધું છે એનાથી અમે જુદા પડીએ છીએ..

"અમારો એવો અભિપ્રાય છે કે, કલાત્મક-અભિવ્યક્તિ પરત્વે બોલતાં પહેલાં દરેકે આત્મસંયમ જાળવવો જરૂરી છે. ભલેને કોઈ ગમે તેટલો શક્તિશાળી અને શાણો હોય, પરંતુ કલાકારે શું કરવું, કવિએ કવિતા કેવી રીતે કરવી, સંગીત શી રીતે રચવું, અને ચિત્ર કેવી રીતે દોરવું – એ બાબત તે ફરજ પાડી જ ન શકે.

"કેટલીકવાર એવું ય બને છે કે, પ્રચલિત વૈચારિક પ્રવાહની દૃષ્ટિએ ન્યાય તોળનાં કેટલાકને ભૂલ કરેલી જણાય, તેમ છતાં, ઘણીવાર કલાકાર સાચી કલાકૃતિ સર્જી શકે છે"

*

ફ્રેન્ચ સામયિક Espritમાં અનામી સોવિયેત લેખક :
(૧૯૫૯ ફેબ્રુઆરી) :

અનેક સોવિયેત લેખકો હમણાં જે કટોકટીમાંથી પસાર થઇ રહ્યા છે એનું જો કોઈ કારણ હોય તો તે એ છે કે, જે બે તત્ત્વોને ભેગાં કરવાં અશક્ય છે એ કરવાનો – એવા સમાધાનનો પ્રયાસ એમને કરવો પડે છે. આ બે તત્ત્વો તે – વિધાયક નાયક ( Positive hero ) કે જે જડ યોજનાબદ્ધ રીતે અમુક જ કરવા માગે છે તેનો, માનસ શાસ્ત્રીય પાત્રાલેખન સાથે મેળ ખાતો નથી; અને ઇરાદાપૂર્વક અગાવેશી શૈલીનો રોજીંદા ગધાળુ વર્ણન સાથે મેળ ખાતો નથી; તેજ રીતે ઉચ્ચતમ આદર્શનો વાસ્તવતાની વીગતો સાથે આમાંથી ભયંકર સેળભેળ પેદા થાય છે. સોવિયેત વાર્તા-નવલકથાનાં પાત્રો દોસ્તોયેવ્સ્કીની જેમ પોતાને રેંસી નાખે છે, ચેખોવની જેમ ઉદાસ બને છે, તેમનું શૈહુબિક જીવન તોલ્સતોયની જેમ ગોઠવે છે, અને એમ છતાં, એ જ વખતે એકબીજા સાથે એ વાતની સ્પર્ધા કરે છે કે સોવિયેત-સૂત્રો કોણ વધુ જોરશોરથી ઉચ્ચારે છે: જેવાં કે – "આખા વિશ્વમાં શાંતિ અમર રહો" અને 'યુદ્ધખોરો ખતમ થાવ.' આ નથી પ્રશિષ્ટવાદ કે નથી વાસ્તવવાદ.

આ તો અતિશય બિનસમાજવાદી કૃત્રિમ વાસ્તવવાદનો ખીચડીઓ પ્રશિષ્ટવાદ છે.

*

લુનાચાર્સ્કી :

[ઈલિયા એહરેનબુર્ગના સંસ્મરણોમાંથી]

"મે વારંવાર એ વાત કહી છે કે તાન-સંસ્કારના પ્રધાનમંડળે કલાજીવનના વિવિધ વલણો પ્રત્યે તટસ્થ રહેવું જોઈએ કલાત્મક ફોર્મ-રચના-રૂપની બાબતમાં પ્રધાનના અગર તો બીજા સત્તાધારી લોકોના અંગત રસોને લક્ષમાં લેવા ન જોઈએ; તમામ વ્યક્તિગત કલાકારો અને તેમના તમામ જૂથોને મુક્ત રીતે વિકસવા દેવા જોઈએ કોઈ પણ વલણ, તેની પરંપરાગત ખ્યાતિને કારણે અથવા સફળ ફેશનના કારણે, બીજાં વલણને હાંકી કાઢે એવું થવા દેવું ન જોઈએ"

*

ત્વારદોવ્સ્કી :

આપણે આમ ને આમ ક્યાં સુધી જીવવાનું કરી શકીએ, — આપણે આપણા સાહિત્યની ગઈ કાલ અને આવતી કાલ અંગે આ પૂછવું જરૂરી છે (૧૯૫૪ લેખકસંઘ પરિષદ)

*

પૌસ્તોવ્સ્કી :

"આમ ને આમ ચલાવશું તો આપણી પાસે સાચા અર્થમાં સાહિત્ય કહેવા જેવું જ કશું રહ્યું નહિ હોય" (૧૯૫૪ લેખકસંઘ પરિષદ)

*

**વાસિલી આક્સેનોવ :**

"લેખકોએ સીધાં સૂચનાત્મક અને શિક્ષણાત્મક સૂત્રોને પ્લેગની માફક દૂર રાખવાં જોઈએ"

*

**આન્દ્રેઇ વોઝનેસેન્સ્કી :**

"સાહિત્યની પાયાની સમસ્યા માનવીના આંતરિક ભાવો અને ચેતનાનાં ઊંડાણોમાં ડૂબકી મારવાની છે"

*

**યુરિ નાગિબિન :**

"સાહિત્યની અનેક પરંપરામાં કેવળ એક જ મારે માટે અસ્તિત્વ ધરાવે છે, અને તે પોતાની જાતે પ્રત્યેની અને વાચકો પ્રત્યેની પ્રામાણિકતાની પ્રણાલી"

*

**આનાતોલી ગ્લાડિલિન :**

"આપણા દેશમાં લેખકનું કર્તવ્ય જીંદગીનું સત્ય-આલેખન કરવામાં, વાસ્તવતા ઉપર કોઈ પણ પ્રકારનું વારનિશ કે ફૂલગુથણી કર્યા વિના કેવળ સત્ય જ આલેખવામાં છે."

*

**વી. ફિરસોવ :**

('ધ ફિલોસોફી ઓફ પોએટ્રી' નામના લેખમાં : લિટરરી ગેઝેટ તા. ૧૫-૯-૬૨)

"રાષ્ટ્ર-ગૌરવની મારી લાગણી, સોવિયેત દેશદાઝની મારી લાગણી અને પ્રજા પ્રત્યેની ફરજની મારી લાગણી મને 'ફોર્માલિસ્ટિક' સાહસો ખેડવાનો અથવા તો પશ્ચિમી કલાના ઉત્તમ નમુનાઓથી ક્યાંય ઊતરતી કૃતિઓનું અનુકરણ કરવાનો અધિકાર નથી આપતી...અને કેટલીકવાર તો એ કેટલું બધું ત્રાસદાયી બની જાય છે, જ્યારે, કેટલાક કલાકારો પ્રજા માટે નહિ, 'ગુજ઼ેવા બુદ્ધિજીવીઓ'ના નાનકડા સમૂહ માટે ગીતરે છે...હું આ પ્રકારના નવ-પ્રયોગવાદનો વિરોધી છું, જેમાં પેલી કહેવત મુજબ; 'પોતાનો જ પગ લંગડો કરવાનો પ્રયાસ છે.'"

*

**શોલોખોવ :**

(૧૯૫૬માં લેખક સંઘની પરિષદમાં સાહિત્યિક સૃષ્ટિનું સંચાલન કરનાર પાર્ટી તંત્ર અંગે)

"સોવિયેત સંઘના લેખક સભ્યો ૩૭૭૩ છે. પરંતુ આ સંખ્યાથી રાજી થવાની કે ગભરાઈ જવાની જરૂર નથી આમાંના મોટા ભાગના તો 'મૃત-આત્માઓ' છે. એમની પાસે લખવા જેવું કશું નથી... લેખક સંઘ ધીમે ધીમે કરતાં સર્જકોનું સંગઠન મટી જઈને – જે એણે હોવું જોઈએ – વહીવટદારોનો સંઘ બની ગયો છે...મંત્રી મહાશયે ખંતપૂર્વક સભાઓ ભર્યે રાખી છે, પરંતુ પુસ્તકો જ પેદા થયાં નથી! ફાદાયેવ ભારે સત્તાશાળી મહામંત્રી બની ગયો ..શું એને ઘણાં વખત પહેલાંથી એ વાત કહી શકાઈ ન હોત કે-"લેખક સંઘ કાંઈ ફોજી ઘટક નથી, અને શિસ્તબદ્ધ બેરેક તો નથી જ નથી."

*

**ગેરાસિમોવ :** ('પીપલ્સ આર્ટિસ્ટ') (ઇઝવેસ્તિયા : ૨૧-૧૦-૧૯૬૨)

જુવાનો સાથે વાતો કરતાં આપણને જણાઈ આવે છે કે એમની સામે કુટીબંધ સમસ્યાઓ જાગી ગઈ છે ..તાજા જુવાન દિમાક જીવનના જે કોઈ ક્ષેત્રમાં — અર્થકારણ, વિજ્ઞાન કે કલાક્ષેત્રે પોતાની શક્તિ રેડવા માગે તે તે ક્ષેત્રમાં જીવનનાં મૂળિયાં શોધવા તેઓ આતુર બની ગયા છે...તેજ રીતે, યુગને અને આપણી જીવન-પદ્ધતિને યોગ્ય કલાનાં સ્વ-રૂપોની મથામણમાં પણ તેઓ પડયા છે

---

* આ પાર્ટીપરિષદમાં રૂ. લનના હત્યાકાંડનો ક્રુશ્ચેવનો હેવાલ અને પોતાની અંગત જવાબદારીના આઘાતથી અકળાઇ ઊઠી ફાદાયેવે તરતમાં જ આત્મહત્યા કરી હતી

એ. વોઝનિસેંકોવ : ( પરીક્ષક સમિતિનો વડો ) ( સોવિયેત કલ્ચર ૯–૯–૧૯૬૨ )

"હજી હમણાંજ ચિત્રકલાના ક્ષેત્રે કામ કરતા થયેલા જુવાન કલાકારો શક્તિ અને ઉત્સાહની બાબતમાં ભર્યા ભર્યા છે પહાડોનેય ચલાયમાન કરવા તેઓ તત્પર છે. ઉત્સાહના જુવાળમાં તેઓ બધુંજ નવેસરથી બાંધવા માગે છે — પોતાની રીતે!"

*

શિચપાચેવ :

(૧૯૬૨ સપ્ટેમ્બર ૨૮–૨૯ મોસ્કો લેખક સંઘની સભામાં, પ્રારંભિક ભાષણ કરતાં )

"કેટલીકવાર જુવાન લેખકોની કૃતિઓ ઉપર વિવેચનની તલવાર, ભારે કાતિલ ધોકીયારીઓ સાથે, ચલાવવામાં આવી છે. આથી એકેને લાભ થનાર નથી...વધુ શાંતિથી અને વધુ વસ્તુલક્ષી દૃષ્ટિએ તેમની કૃતિઓની ચર્ચા કરવી જોઈએ, અને 'લોહીતરસ્યા કૂતરાની જેમ જુવાનો ઉપર તૂટી પડનારા' વિરોધીઓએ ખામોશ પકડવી રહી."

( અટલું જ નહિ પણ, બીજા એક કરડુ સખ્ત અગાઉ એવો આક્ષેપ છપાવ્યો હતો કે 'મોલોદા ગ્વાર્દિયા' (યુવાનો માટેનુ સામયિક)-માં સોવિયેત રાજ્ય–તંત્ર સામે કરડી નજર રાખનારા કવિઓની કવિતા ઉપર પુષ્પવૃષ્ટિ વરસાવવામાં આવે છે...' તેનો યે શિચપાચેવે જવાબ આપતાં કહ્યું : )

"આવી બિનજવાબદાર ભાષામાં જાહેર રીતે હુમલો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે દુઃખદ બીના છે. જુવાન લેખકોની સર્જન–કૃતિઓને ચર્ચતી આવી પરિભાષાને, હવે પછી આશા રાખુ છુ કે, વીતી ગયેલા અને પાછા ફરી ન શકે એવા ભૂતકાળના ગદવાડ તરીકે બાજુએ હડસેલી દેવામાં આવશે, અને ચર્ચા–વિચારણા બિરાદરીપૂર્ણ વાણીમાં, કઠોર અને તીક્ષ્ણ રીતે ય કદાચ, પરંતુ બદનામી અને ગજકારણી લેબલ વિના, કરવામાં આવશે."

નેકાસોવ :

[ પ્રવાસ–નોંધમાંથી ]

હું એક ઇટાલિયન જુવાન ફિલ્મ દિગ્દર્શકની સાથે એકવાર અચાનક વાતે વળગ્યો. એને જ્યારે એવી ખબર પડી કે મેં કદિય બર્ગમાન અથવા તો માઈકેલ–એન્જેલો આન્તોનિઓનીનો એક પણ ફિલ્મ જોઈ નથી ત્યારે એ માની જ ન શક્યો.

"તમે આન્તોનિઓનીની ફિલ્મ જ નથી જોઈ?"

"ના"

"પણ શાથી?

મેં ખભા હલાવ્યા : "અમે એમાંની એક ખરીદી નથી."

"તમારે 'ત્યાં આન્તોનિઓનીની એકે ફિલ્મ ખરીદાઈ નથી? પણ એ તો સૌથી વિખ્યાત દિગ્દર્શક છે. આખી દુનિયામાં એની ચર્ચા થાય છે એની ફિલ્મ ન જોવી એ તો ફેલ્લિનીની 'લા દોલ્ચે વિતા' ન જોવા જેવુ છે"

"પણ મેં 'લા દોલ્ચે વિતા' નથી જોઈ.

એણે હાથ ઉછાળી કહ્યું : "તમે એ નથી જોઈ એ?"

"ના."

"ખરે જ, તમને ફિલ્મ જોવી જ નહિ ગમતી હોય, તમને એમાં રસ જ નહિ હોય. હું માની નથી શકતો કે તમારા લોકોએ 'લા દોલ્ચે વિતા' ખરીદી ન હોય. એમ તેમ પણ એ અત્યંત ગંભીર, બુદ્ધિવાન, ભયંકર અને પર્ણ બધું સત્ય પ્રગટ કરનારી ફિલ્મ છે. હું માનતો જ નથી...કે..."

આ પછી ત્રીજી વાર જ્યારે મને પૂછવામાં આવ્યું કે શાથી અમે અમુક પશ્ચિમી લેખકો પ્રગટ કરતા નથી, ત્યારે હું ભારે મુશ્કેલ સ્થિતિમાં મુકાઈ ગયો હતો...

જેની સાથે વાત કરતો હતો એ બોલ્યો : ( એ પણ કમ્યુનિસ્ટ-

હતો ) એ વાત સમજાય છે કે તમારે ત્યાં પ્રકાશન અંગે ખાસ યોજના હોય, અને સાહિત્યની ફરજ વિષે ય તમારા પોતાના વિચારો હોય હું એ વાત સ્વીકારવા તૈયાર છું કે કેટલાક સાવ પરાયા ય લાગે...પણ તમે ફોકનર વિષે આટલાં બધા ધીમા શાથી ? તમે કાફકા છાપતા નથી ? તમે આલ્બર્ટ કામુની કૃતિઓને દૂર રાખવામાં આટલા બધા ઉત્સાહી શું કામ છો ?...ગમે તેમ તોય, આ લેખકો એમના યુગના લાક્ષણિક માનસના ઊંડા પ્રતિબિંબરૂપ છે. એ બધાને તમારે વાંચવા જોઈએ એવું નથી; તમે એમની ટીકાય કરો, અરે, ઉતરે એમને નકામાય ગણવા હોય તો ગણો—પણ તમારે એમને વિષે જાણવું તો જોઈએ જ"

" શું આ માણસ સાચો હતો ? મને લાગે છે કે હતો.

# સ્તાલિન યુગનો ઓથાર

## યેઝોવ—યુગ

### ૧૯૩૬ થી ૧૯૩૮ નાં બે વરસ દરમ્યાનજ—

* ૧૩૨૯ લેખકોને કાં તો ઠાર કરવામાં આવ્યા હતા અગર તો કોન્સેન્ટ્રેશન કેમ્પમાં ધકેલવામાં આવ્યા હતા. આમાંના ૭ જણા અખિલ સોવિયેત લેખક સંઘના ડિરેક્ટર બોર્ડના સભ્યો હતા ( પહેલી કોન્ગ્રેસમાં ચૂંટાયેલા )—મિખાઈલ કોલ્તસોવ, ઇવાન કાતેયેવ, વ્લાદિમિર કિર્શોવ, બોરિસ પિલન્યાક, બ્રુનો જોસિએન્સ્કી, આન્દ્રેઈ એલેક્ઝાન્દ્રોવિચ, પાઓલો યાશ્વિલી.

*

* ૧૯૩૪ ડિસેમ્બરની ૧૪ મીએ ઉલ્રિચના પ્રમુખપદ નીચેની ટ્રિબ્યુનલે યુક્રેનના ૨૮ લેખકો અને સંસ્કાર પ્રવૃત્તિના અગ્રણીઓને ઠાર કરવાનો ચુકાદો આપ્યો હતો. આમાંનો એક હતો – કવિ વ્યાઝેકો એોલારેકોવ. ૧૯૨૯ માં છપાયેલ લિટરરી એનસાઈક્લોપીડિયામાં જણાવ્યા મુજબ "ઊર્મિકાવ્યોમાં તે ક્રાંતિકારી આશાવાદ પ્રગટાવનારો હતો ..એનું પુસ્તક 'I will say it to Everyone' યુક્રેન પ્રજાનું પ્રિય પુસ્તક હતું." ×× બીજો ઠાર થનાર હતો – કે સી ગ્રિગોરી : "ક્રાંતિ પછીનો પ્રથમ યુક્રેનવાસી લેખક ગરીબ ખેડૂત કુટુંબમાં જન્મેલો.... સમકાલીન યુક્રેનવાસી લેખકોમાંનો એક અતિ સુંદર પ્રકૃતિ—કવિ. ."

* યુદ્ધ પછીના ગાળામાં ૨૬ જેટલા યહુદી લેખકોને રેંસી નાખવામાં આવ્યા હતા, તેમાંના કેટલાક નામ ક્વિત્સો, ફેફર, બર્ગેલ્સન.

*

**૧૯૫૬ માં 'મરણોત્તર શહીદો' તરીકે પ્રતિષ્ઠા પામેલા કેટલાક :**

રિશોન, કોલીસોવ, ત્રેનિયાકોવ, ઇઝાક બાબેલ :

( પરંતુ એમાં પિલન્યાકની ગણત્રી નથી ? )

*

એ. વોઝનિકોવ : (પરીક્ષક સમિતિનો વડો) (સોવિયેત કલ્ચર ૯-૯-૧૯૬૨)

"છઠ્ઠી દમખુજ ચિત્રકલાના ક્ષેત્રે કામ કરતા થયેલા જુવાન કલાકારો શક્તિ અને ઉત્સાહની બાબતમાં ભર્યા ભર્યા છે. પહાડોનેય ચલાયમાન કરવા તેઓ તત્પર છે. ઉત્સાહના જુવાળમાં તેઓ બધું જ નવેસરથી બાંધવા માગે છે — પોતાની રીતે!"

*

## શિપાચેવ :

(૧૯૬૨ સપ્ટેમ્બર ૨૮–૨૯ મોસ્કો લેખક સંઘની સભામાં, પ્રારંભિક ભાષણ કરતાં)

"કેટલીકવાર, જુવાન લેખકોની કૃતિઓ ઉપર વિવેચનની તલવાર, ભારે, કાતિલ કીકીયારીઓ સાથે, ચલાવવામાં આવી છે. આથી એકેને લાભ થનાર નથી...વધુ શાંતિથી અને વધુ વસ્તુલક્ષી દૃષ્ટિએ તેમની કૃતિઓની ચર્ચા કરવી જોઈએ, અને 'લોહીતરસ્યા કૂતરાની જેમ જુવાનો ઉપર તૂટી પડનારા' વિરોધીઓએ ખામોશ પકડવી રહી."

(એટલું જ નહિ પણ, બીજા એક કરડુ સભ્યે અગાઉ એવો આક્ષેપ છપાવ્યો હતો કે 'મોલોદા ગ્વાર્દિયા' (યુવાનો માટેનું સામયિક)-માં સોવિયેત રાજ્ય-તંત્ર સામે કરડી નજર રાખનારા કવિઓની કવિતા ઉપર પુષ્પવૃષ્ટિ 'વરસાવવામાં આવે છે...' તેનો ય શિપાચેવે જવાબ આપતાં કહ્યું :)

"આવી બિનજવાબદાર ભાષામાં જાહેર રીતે હુમલો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે તે દુઃખદ બીના છે. જુવાન લેખકોની સર્જન-કૃતિઓને ચર્ચતાં આવી પરિભાષાને, હવે પછી આશા રાખું છું કે, વીતી ગયેલા અને પાછા ફરી ન શકે એવા ભૂતકાળના ગંદવાડ તરીકે બાજુએ હડસેલી દેવામાં આવશે; અને ચર્ચા-વિચારણા બિરાદરીપૂર્ણ વાણીમાં, કઠોર અને તીક્ષ્ણ રીતે ય કદાચ, પરંતુ બદનામી અને રાજકારણી લેબલ વિના, કરવામાં આવશે."

*

## નેક્રાસોવ :

[ પ્રવાસ-નોંધમાંથી ]

હું એક ઇટાલિયન જુવાન ફિલ્મ દિગ્દર્શકની સાથે એકવાર અચાનક વાતે વળગ્યો. એને જ્યારે એવી ખબર પડી કે મેં કદિય બર્ગમાન અથવા તો માઈકેલ-એન્જેલો આન્તોનિઓનીનો એક પણ ફિલ્મ જોઈ નથી ત્યારે એ માની જ ન શક્યો.

"તમે આન્તોનિઓનીની ફિલ્મ જ નથી જોઈ?"

"ના"

"પણ શાથી?"

મેં ખભા હલાવ્યા : "અમે એમાંની એક ખરીદી નથી."

"તમારે ત્યાં આન્તોનિઓનીની એક ફિલ્મ ખરીદાઈ નથી? પણ એ તો સૌથી વિખ્યાત દિગ્દર્શક છે. આખી દુનિયામાં એની ચર્ચા થાય છે. એની ફિલ્મ ન જોવી એ તો ફેલિનીની 'લા દોલ્ચે વિતા' ન જોવા જેવું છે."

"પણ મેં 'લા દોલ્ચે વિતા' નથી જોઈ.

એણે હાથ ઉછાળી કહ્યું : "તમે એ નથી જોઈ એ?"

"ના"

"ખરે જ, તમને ફિલ્મ જોવી જ નહિ ગમતી હોય, તમને એમાં રસ જ નહિ હોય. હું માની નથી શકતો કે તમારા લોકોએ 'લા દોલ્ચે વિતા' ખરીદી ન હોય. ગમે તેમ પણ એ અત્યંત ગંભીર, બુદ્ધિવાન, ભયંકર અને ઘણું બધું સત્ય પ્રગટ કરનારી ફિલ્મ છે. હું માનતો જ નથી...કે."

આ પછી ત્રીજી વાર જ્યારે મને પૂછવામાં આવ્યું કે શાથી અમે અમુક પશ્ચિમી લેખકો પ્રગટ કરતા નથી, ત્યારે હું ભારે મુશ્કેલ સ્થિતિમાં મુકાઈ ગયો હતો...

જેની સાથે વાત કરતો હતો એ બોલ્યો - (એ પણ કમ્યુનિસ્ટ-

હતો ) એ વાત સમજાય છે કે તમારે ત્યાં પ્રકાશન અંગે ખાસ યોજના હોય, અને સાહિત્યની ફરજ વિષે ય તમારા પોતાના વિચારો હોય. હું એ વાત સ્વીકારવા તૈયાર છું કે કેટલાક સાવ પરાયા ય લાગે...પણ તમે ફોકનર વિષે આટલા બધા ધીમા શાથી? તમે કાફકા છાપતા નથી? તમે 'આલ્બર્ટ' કામુની કૃતિઓને દૂર રાખવામાં આટલા બધા ઉત્સાહી શું કામ છો?...ગમે તેમ હોય, આ લેખકો એમના યુગના લાક્ષણિક માનસના ઊંડા પ્રતિબિંબરૂપ છે. એ બધાને તમારે ચાહવા જોઈએ એવું નથી; તમે એમની ટીકાય કરો, અને, છેવટે એમને નકામાય ગણવા હોય તો ગણો—પણ તમારે એમને વિષે જાણવું તો જોઈએ જ"

શું આ માણસ સાચો હતો? મને લાગે છે કે હતો



# સ્તાલિન યુગનો ઓથાર

## યેઝોવ-યુગ

**૧૯૩૬ થી ૧૯૩૮ નાં બે વરસ દરમ્યાનજ-**

* ૧૩૨૯ લેખકોને કા તો ઠાર કરવામાં આવ્યા હતા અગર તો કોન્સેન્ટ્રેશન કેમ્પમાં ધકેલવામાં આવ્યા હતા. આમાંના ૭ જણા અખિલ સોવિયેત લેખક સંઘના ડિરેક્ટર બોર્ડના સભ્યો હતા ( પહેલી કોન્ગ્રેસમાં ચૂંટાયેલા )—મિખાઈલ કોલ્તસોવ, ઇવાન કાતેયેવ, વ્લાદિમિર કિર્શોવ, બોરિસ પિલન્યાક, બ્રુનો જેસિએન્સ્કી, આન્દ્રેઇ એલેક્ઝાન્ડ્રોવિચ, પાઓલો યાશ્વિલી.

*

* ૧૯૩૪ ડિસેમ્બરની ૧૪ માએ ઉલ્રિચના પ્રમુખપદ નીચેની ટ્રિબ્યુનલે યુક્રેનના ૨૮ લેખકો અને સરકાર પ્રવૃત્તિના અગ્રણીઓને ઠાર કરવાનો ચુકાદો આપ્યો હતો આમાંનો એક હતો – કવિ વ્લાદો ઓલારકોવ. ૧૯૨૯ માં છપાયેલ લિટરરી એનસાઈક્લોપીડિયામાં જણાવ્યા મુજબ : "ઊર્મિકાવ્યોમાં તે ક્રાંતિકારી આશાવાદ પ્રગટાવનારો હતો...એનું પુસ્તક 'I will say it to Everyone' યુક્રેન પ્રજાનું પ્રિય પુસ્તક હતું." × × બીજો ઠાર થનાર હતો – કે સી ગ્રિગોરી : "ક્રાંતિ પછીનો પ્રથમ યુક્રેનવાસી લેખક ગરીબ ખેડૂત કુટુંબમાં જન્મેલો... સમકાલીન યુક્રેનવાસી લેખકોમાંનો એક અતિ સુંદર પ્રકૃતિ-કવિ.."

* યુદ્ધ પછીના ગાળામાં ૨૬ જેટલા યહુદી લેખકોને રેસી નાખવામાં આવ્યા હતા, તેમાંના કેટલાક નામ ક્વિત્સો, ફેફર, બર્ગેલ્સન.

*

૧૯૫૬ માં 'મરણોત્તર શહીદો' તરીકે પ્રતિષ્ઠા પામેલા કેટલાક :
ડિઓન, કોલીસોવ, ત્રેનિયાકોવ, ઇઝાક બાબેલ :
( પરંતુ એમાં પિલ્ન્યાકની ગણત્રી નથી ! )

*

જેમના કશા જ સમાચાર નથી !

આરાકાદિન, ઓરેગ્ગેમાલી, લિબેદોવ, મેયરહોલ્ડ, રાફાસ્કકી, નાથાલી સાલ્ક; ઓર્જોતિયેવ, ન્યુસિનોવ, રોદજેનોવ, ઓસિપ, મેદલસ્તામ, દિમિત્રી મર્ઝી, પી શેમાનોવ......

*

આત્મહત્યા કરી છૂટેલા ( ૧૯૩૬ પછી )

સેઓલીવ, વ્લાદિમિર પિયાસ્ત, મારિના ત્સેતાયેવા, ફ્રુઝનિઓત્સોવ...

મૂક–પ્રતિકારીઓ

પાસ્તરનાક, આખ્માતોવા, ઝેશેન્કો, સેયફિલિના, ઇઝાક બાબેલ, યુરી આલેશા, એન એર્દમાન, સેફુલિના, જુલિયા નેઈમાન

## ઝ્દાનોવ યુગ

[ ૧૯૪૬ ના સપ્ટેમ્બરની ૧ લી તારીખે પાર્ટીકાર્યકરોને સંબોધન ]

ઝોશેન્કોએ Adventures of a Monkeyમાં સોવિયેત જીવનનું એક પણ વિધાયક લક્ષણ જ રજૂ કર્યું નથી. બધાં નિષેધાત્મક લક્ષણો જ છે આવી વાર્તા છાપનાર ઝવેઝ્દા પત્રની નેતાગીરી પણ કેટલી અજાગ્રત અને નિર્બળ હશે ! આવું સાહિત્ય કેવળ સડેલા લોકો જ લખી શકે અને અ–રાજકીય લેકો જ છાપી શકે. ધૃણાસ્પદ અનૈતિક ઝોશેન્કો આટલી સહેલાઇથી લેનિનગ્રાદના પત્રમાં સ્થાન પામી શક્યો – એના જેવો બિનસોવિયેત અણુઘડ વિકૃત લેખક દાખલ થઈ શક્યો !

આન્ના આખ્માતોવા પણ ક્રાંતિ પૂર્વેનાં વર્ષોમાં જ જીવે છે ! અત્યંત વ્યક્તિવાદી, 'વૈચારિકતા વિહીન' પ્રત્યાઘાતી, ગંધાતા ખાબોચિયા જેવી, ધાર્મિક–રહસ્યવાદી, લાલસાયુક્ત કુલીનતાવાદી લેખિકા-ની 'કલા ખાતર કલાવાદી' અને સિમ્બોલિસ્ટને મળતી acmeist શાખાની પ્રતિનિધિને સોવિયેત સાહિત્યમાં સ્થાન હોઈ જ ન શકે.

● આજ પૂર્વે આવા અનેક સાહિત્યકારો થઈ ગયા છે–મેરેઝ કોવ્સ્કી, વીઆચેસ્લાવ ઇવાનોવ, મિખાઇલ કુઝમિન, આન્દ્રેઈ બેલી, ઝિનૈદા હિપીઅસ ફ્યોદર, સોલોગુબ, ઝિનોવીએવા આન્નિબાલ વગેરે... પરંતુ આવી પ્રત્યાઘાતી, સુધારાવિરોધી, પુરાણપંથી, ભાગેડુ કલાને ફરી પ્રતિનિધિત્વ ઓછું જ આપી શકાય છે ? × × એમ તો સિમ્બોલિસ્ટો, એક્મિઇસ્ટો, યલો શર્ટ્સ, જેક્સ ઑફ ડાયમંડ્ઝ, નથિંગનેસ, વગેરે સાહિત્યિક પંથો વાસી બની ગયા છે તેમને કંઈ ઓછા પુનરુજ્જીવિત બનવા દેવાય છે ?

● ઝોશેન્કો 'વાનર–વારસા' ને પાછો આણવા માગે છે, તો આખ્માતોવા મધ્યયુગને !

આમ છતાં, આ બંને લેખકો બહુ લોકપ્રિય બની રહ્યા છે ! ઝેશેન્કોએ તો લેનિનગ્રાદમાં ભારે પ્રભાવ વિસ્તાર્યો છે – એ તો એના ભક્તોના જૂથમાં દમામભર્યો ફરે છે અને બાકીનાઓને દમ ભગવે એ હદે મજબૂત બન્યો છે ! એની કીર્તિ વિસ્તરી રહી છે – 'લેનિગ્રાદ' પત્રમાં એની અસર પૂરતી છે, અને 'ઝવેઝ્દા'માંય એ એક જોશીલો પ્રવાહ બની રહ્યો છે સાદેકેવ અને કોમિસારોવા જેવા આખ્તામોવાનું અનુકરણ કરવા લાગ્યા છે; તો વળી આઝિન પુશ્કિનની કવિતા 'ઓને-જિન'ની 'પેરડી' ( પ્રતિકાવ્ય ) કરીને એ યુગને સુવર્ણયુગ હોય અને આજનો યુગ કથિરયુગ હોય એવો ઠઠ્ઠો ઉડાવવાની હિંમત કરે છે ! × × જૂઠી, ઝેરીલી, સડેલ, બદનામી ભરી 'પેરડી' !

આ બધાના મૂળમાં સંપાદકોની નબળાઈ છે તેઓ આવાં લખાણો સામયિકોમાં ભરપટ્ટે છાપે છે, – એમને જવાબદાર ગણવા જોઈએ. લેનિનના 'પાર્ટી–સાહિત્ય'ના સૂત્રને વફાદાર રહીને જ આપણે આગળ વધી શકીશું .. ..

*

## પ્રથમ આહૂતિ

### પિલન્યાક અને ઝામ્યાતિન

[ ૧૯૩૦ માં સૌથી પ્રથમ પ્રકાર આવ્યો સોવિયેત લેખક સંઘના બે અગ્રણી અધિકારી લેખકો ઉપર ××; પિલન્યાક તથા ઝામ્યાતિનની

વાર્તાઓ પરદેશમાં છપાઈ હતી તે ગુના માટે બંનેને સંઘમાંથી બરતરફ કર્યા...ઝામ્યાતિન તો ૧૯૩૧થી સોવિયેત રશિયા બહાર પહોંચી ગયો. પિલ્ન્યાકનો કિસ્સો જુદી જ રીતે બન્યો.]

હકીકત એવી હતી કે પિલન્યાકે તેની વાર્તા MAHOGANY બર્લિનમાંના રશિયન પ્રકાશક (પેટ્રોપોલિસ)ને મોકલી હતી, આ પ્રકાશક સાથે એવી ગોઠવણ હતી કે તે રુસી સાહિત્યને દુનિયા સમક્ષ પહોંચતુ કરે; આથી સોવિયેત–સંઘના લેખકોનેય આંતરરાષ્ટ્રીય કાનૂની (લેખન પ્રકાશનના) અધિકારોનો લાભ મળે. આજ પૂર્વે ગોર્કી, ફેદિન, શોલોખોવે આ વિદેશી રશિયન પ્રકાશકનો લાભ, આ રીતે, લીધો જ હતો; અને એ સર્વસાધારણ પદ્ધતિ હતી; આ લખાણો સોવિયેતના સરકાર–ખાતા VOKS દ્વારા જતા હતા. પિલ્ન્યાકની વાર્તા આ રીતે જ બર્લિન ગયેલી. પરંતુ રશિયન સરકાર–ખાતા તરફથી એને અંગે નિર્ણય પહોંચે એ પહેલાં પ્રકાશકે ઉતાવળે એ પ્રગટ કરી દીધી! ઝામ્યાતિનની વાર્તા ઝેકોસ્લોવાકીઆમાં પ્રગટ થયેલી. × × × આ ગુના માટે બંનેને બરતરફ કરવામાં આવ્યા; સાથે જ લેખક સંઘના અર્ધો અરધ સભ્યોને સંઘસભ્ય તરીકે રદ ગણવામાં આવ્યા. અને બાકી રહેલા સભ્યોની ફેરનોંધણી કરીને, સંસ્થાનું નામ બદલીને 'ઓલ રશિયન યુનિયન ઑફ સોવિયેત રાઈટર્સ' રાખવામાં આવ્યું.

પરંતુ આ પગલાંથી લેખકોને મૂંગા બનાવી દેવાનું બન્યુ નહિ. ખુદ મેક્સિમ ગોર્કી, જેવાથી રહેવાયું નહિ† એણે ગન્યના મુખપત્ર 'ઇઝવેસ્તિઆ'માં ખુલ્લો પત્ર લખ્યો :

"આપણને એવી બૂરી આદત પડી ગઈ છે કે આપણે લોકોને પહેલાં આકાશે ચઢાવીએ છીએ અને પછી નીચે પટકી ધૂળ–કાદવમાં ખરડીએ છીએ. આ બેઢંગ અને ક્રૂર પદ્ધતિનાં દષ્ટાંતો ટાંકવાની જરૂર હું જોતો નથી – કેમકે સૌ કોઈ એનાથી જાણકાર છે .."

અને આ પત્રમાં તેણે પિલ્ન્યાકને થયેલી સજા 'અત્યંત પ્રમાણ–બહારની કઠોર' હોવાનું જણાવ્યું.

*

ઝામ્યાતિને પોતાના બચાવમાં 'લિટરરી ગેઝેટ'માં ખુલ્લો પત્ર લખી જણાવ્યું કે – "હું પરદેશ હતો ત્યારે, મારી ગેરહાજરીમાં મારી વાર્તા We અંગે આખરી નિર્ણય લેવાઈ ગયો છે એમાંનો કેટલોક ભાગ પ્રાગ (ઝેકોસ્લોવાકિયા)ના એક પત્રમાં મેં જાણીને છપાવ્યો છે એવો મારા પર આક્ષેપ છે પરંતુ હકીકતો સ્પષ્ટ છે અને તમામ બધા ઠરાવો કરતાં એ વધુ સબળ છે; તે મુજબ, મારી સામેના આક્ષેપો ગલત છે... છતાં, પહેલાં મને સાંભળીને એની તપાસમાં ઊતર્યા વિના જ છેવટનો ચુકાદો મને જણાવી દેવાની આ પદ્ધતિ, હું ધારું છું કે દુનિયાભરમાં અનન્ય છે. ."

આ પદ્ધતિ સામેના વિરોધરૂપે તેણે લેખક સંઘમાંથી રાજીનામું આપી દીધું...જો કે આ પછી તેની સતામણી ચાલુ રહી; તેના નાટકને બંધ કરવામાં આવ્યું આથી ત્રાસી ઊઠીને તેણે સ્તાલિનને સીધો પત્ર પાઠવ્યો : એમાં વિનતિ કરી કે રશિયાના એક લેખકને આ રીતે બહિષ્કૃત કરીને જીવતાં મોતની સજા કરવા કરતાં નિર્વાસિત બની જીવવાની સજા કરવી બહેતર છે. (આ સમયે સોવિયેતના કાયદામાં આવી છૂટ હતી. મોટા ભાગે ગોર્કીએ વચ્ચે પડીને સ્તાલિન પાસેથી આવી રજા અપાવી અને ૧૯૩૧થી ઝામ્યાતિન પરદેશમાં રહ્યો)

પરંતુ પિલ્ન્યાકનો કિસ્સો જુદી જ રીતે વિકર્યો પહેલાં તો એ પાસે ભૂલનો એકરાર લખાવી લેવામાં આવ્યો (હજી 'જાહેર એકરારો'નું સત્ર શરૂ થયું ન હતું), વળી વાર્તામાં પણ સુધારા કર્યા. આમ છતાં, અંતે તો યેઝોવના દમન–સત્ર દરમ્યાન એનું કાશળ નીકળી ગયું—ક્યાંક કોન્સેન્ટ્રેશન કેંપમાં.

† એવુ માનવામા આવે છે કે પાછળના વરસોમાં ગોર્કી પણ સ્તાલિનના અત્યાચારી સત્રથી અકળાઈ ગયો હતો, અને ગોર્કીનું મૃત્યુ (મોટે ભાગે ધીમા–વિષપાનથી) થયું તેમા સ્તાલિનનો હાથ હતો!

શોલોખોવનો અવાજ :

ક્રુશ્ચોવે તાજેતરમાં જણાવ્યા મુજબ, સરકારી ગુપ્ત દસ્તાવેજો ફેંફેસતાં, શોલોખોવે ૧૯૩૨ના જમાનામાં સ્તાલિનને લખેલો એક પત્ર હાથ આવ્યો છે. તે પત્રમાં દોન-પ્રદેશમાં સામુહિક ખેતી અંગે જે અત્યાચારો ચાલી રહ્યા હતા તેની શોલોખોવે સ્તાલિનને જાણ કરી હતી. (પત્ર તા. ૧૬–૪–૧૯૩૩):

"આવાં તો અગણિત દૃષ્ટાંતો ટાંકી શકાય. આ કંઈ કાનૂની કેસોમાં થયેલા અતિરેકની વાત નથી, પરંતુ આ તો અનાજ ઉઘરાવવા અંગે કાનૂની બની ગયેલી 'પદ્ધતિ' છે – આખા જીલ્લાના જીલ્લાઓમાં વ્યાપક બનેલી છે. આ હકીકતો મે કમ્યુનિસ્ટો પાસેથી યા ખુદ સમૂહ-ખેતરોના ખેડૂતો પાસેથી સાંભળી છે. એ લોકોએ મારી પાસે એવી માંગણી કરી છે કે આ બધું 'પ્રાવ્દા'માં છાપવા મોકલી આપવું.

"જોસેફ વિસારિયોનોવિચ,* 'શાંત બનાવાયેલા ગામમાં' એ શીર્ષકવાળો કોરોલેન્કોનો લેખ તમને યાદ છે? ધનિક ખેડૂતને ત્યાં ચોરી કરવાના આરોપ માટે ત્રણ આરોપી ખેડૂતોને સજા કરવાને બદલે, હજારોને 'અદૃશ્ય' કરી દેવાની વાત! આજે હજારો સમૂહ ખેડૂતોના નસીબમાં આવું જ બની રહ્યું છે!

"અને, તમે, જુઓ છો તેમ, અગાઉના કરતાં વધારે પ્રમાણમાં ટેકનિકલ સાધનોનો ઉપયોગ કરીને અને વધુ સુધરેલી પદ્ધતિએ આ બધું બની રહ્યું છે."

(વધુમાં, શોલોખોવે જીલ્લાઓમાં શું બની રહ્યું હતું તે નીંદવાથી જોવા વિનંતિ કરી, ઉમેર્યું–)

"જેમણે સમૂહ ખેડૂતો અને સોવિયેત સત્તા સામે અત્યાચારો કર્યા છે તેમના ઉપરાંત જેમણે આ બધાં કરતૂતોનું સંચાલન કર્યું છે એમની પણ જાંચ-તપાસ થવી જોઈએ.

"મેં જે બધી વીગતોમાં લખ્યું છે તે જો સેંટ્રલ કમિટીનું ધ્યાન ખેંચવા જેટલી ગુણવત્તા ધરાવતું હોય તો, કંઈ વ્યક્તિઓ સંડોવાયેલી છે તેની પરવા કર્યા વિના, જેઓ જીલ્લાની સામુહિક ખેતીની અર્થરચના ઉપર મરણતોલ ફટકો વીંઝવા જવાબદાર બન્યા છે તે બધાને ખુલ્લા પાડવાની જેમની હિંમત હોય તેવા સાચા કમ્યુનિસ્ટોને મોકલી આપો; તેઓ પૂરી તપાસ કરશે; અને અત્યાચારની આવી અસત્ય-નિંદ્ય પદ્ધતિઓનો અમલ કર્યો છે એમને જ નહિ, પણ જેમણે એમને પ્રેરણા આપી છે એ બધાને ખુલ્લા પાડશે."†

*

વના ક્રુશ્ચોસાથીનો પોકાર :

ક્રુશ્ચોવ યુક્રેનમાં પર્ટીનો વડો બન્યો તે પૂર્વે તે સ્થાને પોસ્તિશેવ હતો. આ એક જ માણસે સ્તાલિનના 'પર્જ' સામે અવાજ ઉઠાવેલો હકીકત એવી હતી કે–

---

* સ્તાલિનનું આખું નામ

† આમ, બધું જ જાણનારા શોલોખોવે સ્તાલિનના મૃત્યુ વખતે જે મગરના આંસુ સાર્યાં હતા તે જોવા જેવાં છે:

"દરબાર્ડિન-એ છનોના તાલબદ્ધ ગુંજનમાં, અને તારી કૃપાથી પેદા થયેલા સમુદ્રના ગર્જનોમાં, ગોવિયેત પાયદળ સૈન્યના માપબદ્ધ કદમ કદમોમાં, અનંત વિસ્તરેલી વનની વનરાઈઓમાં થતા સુસવાટામાં; અમે તારો અવાજ સાંભળીએ છીએ. સદાકાળ અને સર્વત્ર તું અમારી સાથે જ છે, હે પિતા, વિદાય–વંદન!"

પાવેલ પેત્રોવિચના જીવનનો કરૂણ રીતે અંત આણવામાં આવેલો. વ્યક્તિ પૂજનના એ કાળમાં તે આપખુદ સત્તાનો શિકાર બનેલો; એ વખતે પોન્તિરોકે હિંમતપૂર્વક સ્તાલિનને પ્રશ્ન પૂછ્યો હતો : 'પાર્ટીને વફાદાર, સાચા પ્રામાણિક જૂના બોલ્શેવિકો સામેના અન્યાય દમનનો આખરી અંત ક્યારે આવશે ?'

આ વખતે બીજા પાર્ટી નેતાઓમાંથી ય રુદ્ઝુતાક, કોસિઓર, ચુબાર અને ઓર્જોનિકિદ્ઝ વગેરે એ એવીજ હિંમત કર્યાનું જણાય છે ત્યારે એવાજ અગત્યના પદે બેઠેલા ક્રુશ્ચોવને એની જાણ જ ન હોવાનું શક્ય છે ?

*

## ક્રુશ્ચોવની જાણકારી અને જવાબદારી ?

એહરેનબુર્ગે એના સસ્મરણોમાં લખ્યું છે કે ૧૯૩૦ ના દાયકામાં સ્તાલિનના શિકાર બનનારામાં અનેક નિર્દોષ હતા એ વાતની તેને પોતાને અને સોવિયેતના અનેક નાગરિકોને ખબર હતી. પણ એ લોકોને દાંત ભીંસી દઈ મૂગા રહેવાની ફરજ પડી હતી શાથી ?

ક્રુશ્ચોવે આ વાતનો ઇન્કાર કર્યો : જેને સ્તાલિનનું ખાસ રક્ષણ મળ્યું હોય તેવા અપવાદ સિવાય કોઈને એવી ખબર ન હતી કે ધરપકડો બનાવટી ગુના માટે થઈ રહી છે. અને કેટલીક જૂજ વ્યક્તિઓ જેમને એ વાતની ખબર પડી હતી કે અમુક બિનગુનેગાર હોવા છતાં શિકાર બન્યા હતા તેમણે "લડત આપી હતી" — અને તે મૂગા રહીને નહિ

(મુદ્દો એ હતો કે જો એહરેનબુર્ગ જેવો પત્રકાર જાણી શક્યો તો ક્રુશ્ચોવ જેવા અગ્રણી સ્થાને બિરાજનારનું શું ? — તેઓ તો પાર્ટીમાં ઊંચા જવાબદાર સ્થાને હતા. શું એ લોકો કતલ ગાળે અવાજ ઉઠાવવાથી ગભરાતાના બાયલા હતા ? કે પછી એ લોકો જાણીને જે થતું હતું તેને, ટેકો આપતા હતા ?)

– એહરેનબુર્ગે તત્કાલ જવાબ વાળ્યો : "મેં તો એક પણ સભામાં એવું જોયું નથી કે જે લોકો પૂરેપૂરી ખાત્રીથી જાણતા હતા કે એમના અમુક બિરાદરોની મનસ્વી સતામણી થઈ હતી, તેમાંના કોઈએ સભામાં આગળ આવી વિરોધ કર્યો હોય. મેં આવા વિરોધનો એક લેખ સરખો વાંચ્યો નથી.'

ઇઝવેસ્તિઆએ એહરેનબુર્ગનો જવાબ અધૂરો છાપ્યો. અને સામો હલ્લો ચઢાવ્યો : કાં તો એહરેનબુર્ગ જૂઠ્ઠો હતો, અથવા તો એને "અંદરની ખાસ વાતો જાણવા મળતી હતી" એટલે કે એને એ દાયકામાં 'ખાસ સંરક્ષણ' અપાયું હશે.

– એટલે કે સ્તાલિનનું રક્ષણ !

ટૂંકમાં, એહરેનબુર્ગ કાં તો જૂઠ્ઠો હતો, કાં તો ડરપોક હતો, કાં તો સ્તાલિનનો અંતરંગ આદમી હતો ! અને એવું જ હોય તો સ્તાલિનવાદી ગુનેગારોમાં એનું ય નામ ઉમેરાઈ જવું જોઈએ.

*

## [ ૧૯૬૩ માર્ચ ૭મી – ૮મી ૬૦૦ લેખકો – કલાકારોની બેઠકમાં ]

પાર્ટીના ખાસ 'આઇડિયોલોજીકલ કમિશન'ના વડા ઇલિચેવે એહરેનબુર્ગ ઉપરનો આક્ષેપ દોહરાવ્યો : 'એહરેનબુર્ગનાં સંસ્મરણો ઉપરથી એવું જણાય છે કે તેને સ્તાલિનનું સંરક્ષણ હતું... શું એણે ૧૯૫૧માં સ્તાલિનનાં ઓછાં વખાણ કર્યાં હતાં ?"

પણ આવો આક્ષેપ તો પોતાની ઉપર પણ આવી શકે એમ વિચારી તેણે તરત જ ઉમેર્યું' : "અમે બધાએ સ્તાલિન અંગે લખ્યું છે. ને બધા બોલતા છીએ. પણ એમાં સચ્ચાઈ હતી. કેમકે અમે એવું માનતા હતા અને લખતા હતા પણ તમે ( એહરેનબુર્ગ ), તમારી વાત જુદી જ જણાય છે તમે તો એવું માનતા ન હતા છતાં પણ લખ્યું હતું ! આપણી વચ્ચેની સ્થિતિમાં ઘણો ભેદ છે."

એહરેનબુર્ગે કશો જવાબ વાળવાનું યોગ્ય ન લેખ્યું ઇલિચેવનું

ભાષણ પૂરું થતાં તે પોતાને નિવાસ સ્થાને ચાલ્યો ગયો અને કેટલાંક અઠવાડિયાં સુધી લગભગ એકાંતમાં રહ્યો !

જો કે, સભાગૃહ છોડી જવા પહેલાં એણે જોયું કે શોલોખોવે અને બીજા કેટલાક પ્રતિનિધિએ ટેકો આપ્યો હતો શોલોખોવે કહ્યું હતું કે એ ઘણા વખતથી એહરેનબુર્ગની ટીકા કરવા માગતો જ હતો.

આ બધું જોયા સાંભળ્યા પછી એહરેનબુર્ગે સભાગૃહેથી જતા પહેલા એક જુવાન લેખકને ઉદાસ ચિત્તે કહ્યું હતું : "સોવિયેતની કલાઓની વસંત જોવાનું મારે માટે કદિ બનનાર નથી...પણ તમે જોઈ શકશો—વીસેક વરસમાં "

એક વિદેશી નિરીક્ષકે આ ઘટના અંગે બોલતાં કહ્યું કે એહરેનબુર્ગની ભવિષ્યવાણી ભારે આશા કે ઘેરી હતાશા—કયા કારણે ઉચ્ચારેલી છે, કહેવું મુશ્કેલ છે

*

( બીજે જ દિવસે તા ૮મીએ ક્રુશ્ચોવે ભાષણ કરતાં પોતાના બચાવમાં કહ્યું : )

"મોટા પ્રમાણમાં ધરપકડો થઈ રહી છે, એવું પાર્ટીના અગ્રણી કાર્યકરો એ વખતે જાણતા હતા શું ? હા, જાણતા હતા પરંતુ જેમની ધરપકડો થાય છે તેઓ કોઈ રીતે ગુના સાથે સંડોવાયેલા ન હતા એવું શું તેઓ જાણતા હતા ? ના. તેઓ ન હતા જાણતા એમની સ્તાલિનમાં શ્રદ્ધા હતી અને આપણા ધ્યેયને જ વફાદાર પ્રામાણિક લોકો ઉપર અત્યાચાર થઈ શકે એવો વિચાર જ મનમાં લાવી શકતા ન હતા."

બધા હાજી–હા ભણનારા ન હતા અને તે પોતે જ્યારે જવાબદાર સ્થાને હતો ત્યારે, મોસ્કો અને યુક્રેનમાં સ્તાલિનવાદી પર્જીસ મોટા સ્વરૂપે થતાં રોકી દેવામાં આવ્યા હતા એવો દાવો કરી ઉમેર્યું કે–

"સ્તાલિનની સ્મશાન યાત્રા દરમ્યાન ઘણા લોકોની જેમ, મારા સિખ્ખોની આંખોમાં આંસુ છલકાયાં હતાં; એ સાચાં આંસુ હતાં; જો કે અમે સ્તાલિનની કેટલીક અંગત કમજોરીઓ જાણતા હતા, છતાં અમે તેનામાં શ્રદ્ધા ધરાવતા હતા."

*

## યહૂદી–દ્વેષની બર્બરતા

કોમ્યુનિસ્ટ રાજ્યનો દાવો તો, તેની અંદરના તમામ પ્રજાજૂથોને (ભાષા, ધર્મ, સંસ્કારિતા વગેરેને આધારે રચાએલા) પૂર્ણ વિકાસની તક આપવાનો રહ્યો છે, રશિયાની અંદરની લઘુમતિઓના સાહિત્ય-સંસ્કારને સંરક્ષણ જ નહિ પ્રોત્સાહન આપવાનો રહ્યો છે. અને છતાં દુનિયાભરમાં હડધૂત થતી રહેલી, હિટલરી અત્યાચારોમાં લાખોની સંખ્યામાં હોમાઈ ગયેલી, અને ઝારના જમાનામાં રશિયામાં જ અમાનુષી જુલ્મોમાં રંજાડાયેલી, જ્યૂ–યહૂદી પ્રજાનું નસીબ, સોવિયેત રશિયાના સમાજવાદી–સામ્યવાદી તંત્ર નીચે પણ, સુધર્યું નથી ! અને છતાં, સ્તાલિને અને ક્રુશ્ચોવે 'અમારે ત્યાં એવી સમસ્યા જ અસ્તિત્વ ધરાવતી નથી' એવું કહી નાખતાં સંકોચ અનુભવ્યો નથી. એના સમર્થનમાં હકીકતોને બદલે સિદ્ધાન્ત રજૂ કરવામાં આવે છે કે–"અમારે ત્યાં એવો કોઈ સામાજિક પ્રયોજ રહ્યો નથી !" બટકે, 'મૂલો નાસ્તિ, કુતઃશાખા ?'

આમ છતાં, ખુદ ક્રુશ્ચોવે પોતે સ્તાલિન પાછળનાં વરસોમાં થયેલા જ્યુવિરોધી દમન-અત્યાચારોના ઉલ્લેખો કરેલા જ છે ( દા. ત. "દાક્તરોનો કાવત્રાં કેસ", બનાવટી રીતે જ, જ્યૂવિરોધી યોજનાના ભાગ તરીકે જ ઊભો કરવામાં આવેલો ! ) તે વરસોમાં આ ઉપરાંત, 'કોસ્મોપોલિટન–વાદ' ને નામે, જ્યૂ પ્રજાની તમામ મૈત્રદિન સાંસ્કૃતિક–સાહિત્યિક પ્રવૃત્તિઓને નાબૂદ કરવામાં આવેલી દા. ત. શાળાઓ, પ્રકાશનગૃહો, વૃત્તપત્ર–અખબારો, રંગભૂમિઓ આ ઉપરાંત ગે ઓછામાં ઓછા ૨૬ જેટલા જાણીતા જ્યૂ–લેખકોને ઠાર કરવામાં આવેલા.

આ બધી ઘટનાઓ અંગે બર્ટ્રાન્ડ રસેલે ક્રુશ્ચોવ સાથે પત્રવ્યવહાર કરેલો. રસેલે એવું લખ્યું કે તમારે ત્યાં સામાજિક આર્થિક ગુનાઓ

(ચોરી, છેતરપીંડી–મહારની સરહદોમાં નાણાં અને માલ ઘુસાડવો–લાવવો વગેરે) માટે જે સજાઓ કરવામાં આવી છે તેમાં ૬૦% જ્યુ છે–અને મોટે ભાગે દેહાંત દંડની ! આવું શાથી ? તમારી વસ્તીનો માત્ર ૧·૫ (દોઢ) ટકો જ યહૂદીઓ છે. ક્રુશ્ચોવે આનો જવાબ આપતાં ઘણા લોચા વાળ્યા છે, એક બાજુ, તે આવા કોઈ સમાજિક પાયાનો ઈન્કાર કરે છે : બીજી બાજુ, એવું સૂચવે છે કે જ્યુ–પ્રજાનો આખો ઉછેર જ એવો છે કે આવા ગુનાઓ વધુ કરે (આ તો હિટલરની જ્યુ–વિરોધી દલીલનો જ એક ભાગ થયો !) ક્રુશ્ચોવનો આખો જવાબ વધારે આઘાતજનક એટલા માટે છે કે તે જ્યુ-દ્વેષના અસ્તિત્વનો જ અસ્વીકાર કરે છે અને એ પોતે હજી એને દમનના એક સાધન તરીકે ઉપયોગમાં લેવાની ઇચ્છા ધરાવે છે !

● હકીકતે, તાજેતરમાં જ, ખુદ ક્રુશ્ચોવે બુદ્ધિજીવીઓની એક બેઠકમા એવી દલીલ કરી હતી કે "જ્યુ લોકોને ઊંચાં સ્થાનો પર મૂકવાનું ઇચ્છવાજોગ નથી, કેમકે એમ કરવા જતાં પ્રજામાં રોષ ફેલાવાનો અને બંડની ઉશ્કેરણી થઈ બેસવાનો સંભવ રહે છે !" × × × વળી, પોલાન્ડના નેતાઓ સમક્ષ તેણે એવું પણ કહ્યું હતું કે "તમારે ત્યાં ઘણીમોટી સંખ્યામાં 'અસામાજિકો' (જ્યુ) છે એ જોખમ ભરેલું છે"

*

૪૫ વર્ષના સમાજવાદ પછી ય રશિયામાં જ્યુ–દ્વેષની સમસ્યા કેટલી છે, એ માટે નીચેની હકીકતો જ પૂરતી છે

(૧) જ્યુ–પ્રજા (કુલ આશરે ૩૦ લાખ)માં પોતાની ભાષાની સ્વતંત્ર શાળાઓ નથી; સ્વતંત્ર રંગભૂમિ નથી; એક માત્ર અખબાર છે – દર એકાંતરે પ્રગટ થનારું : (માત્ર ૧૦૦૦ નકલ !), તથા એક પાક્ષિક છે તે મોટે ભાગે બીજા દેશોમાં મોકલવા પૂરતું; યિડિશ ભાષામાં પ્રગટ થયેલાં પુસ્તકો પણ જૂજ છે – વરસે દિવસે એકાદ ! (૨) જ્યુ–ધર્મ તરફ બીજા ધર્મપંથો કરતાં અળખામણું વલણ રાખવામાં આવે છે. નગર-પોરણે પણ એનું સંગઠન કરવાની મનાઈ છે (બીજા ધર્મોને છૂટ હોવા છતાં.) ધર્મની પરંપરા માટે અનુકૂળ શિક્ષણ આપવું અશક્ય છે; ધર્મની વિધિઓ કરવા સામે ય નિયંત્રણો છે; અને સમૂહ પ્રાર્થના માટેનાં તેમનાં મથકો–મંદિરો પણ ઘણાં ખરાં બંધ કરી દેવામાં આવ્યાં છે

(૩) આંકડાઓ દ્વારા એ વાત સિદ્ધ થાય છે કે યહૂદીઓને માટે સર્વસાધારણ ઉચ્ચ શિક્ષણું લઈને ઊંચા દરજ્જે પહોંચવાનું ઘણું જ મુશ્કેલ છે (૪) 'આર્થિક ગુનાઓ' માટે દેહાંત દંડની સજા ફરમાવવામાં આવેલા ગુનેગારો પૈકી ૬૦ ટકા (યુક્રેનમાં ૮૦ થી ૯૦ ટકા) જ્યુ હતા ! (૫) યુદ્ધમા વિચ્છિન્ન બનેલા પરિવારોને પુનર્ એકત્ર કરવાનો સિદ્ધાન્ત જ્યુ પૂરતો તો કાગળ પર જ રહી ગયો છે. (૬) ઇઝરાયેલના જ્યુ રાજ્યની લાગણી સોવિયેતની જ્યુ પ્રજા અંગે ઘવાયેલી રહી છે; એની સામે સોવિયેતનો જવાબ એક જ છે કે ઇઝરાયેલ પશ્ચિમી શાહીવાદોનું પિઠ્ઠુ છે ...

એકંદર, યહૂદી–પ્રજા અને યહૂદી સંસ્કાર એટલે જ શરમાવા જેવું–એવી કટ્ટર–દ્વેષની પરંપરા જોવા મળે છે.

આમ છતાં, કદાચ, આથી જ તો, એ ઘટના અસાધારણ મહત્ત્વ ધરાવે છે કે સોવિયેતના નૂતન કવિઓમાંના અગ્રણી એવતુશેન્કોએ 'Baby Yar' નામની કવિતા લખી સોવિયેતના જ્યુ–દ્વેષ ઉપર કટાક્ષ કર્યો છે, જેનાથી ક્રુશ્ચોવ પારાવાર છંછેડાઈ ગયો છે.

*

● આ કવિતા 'લિટરરી ગેઝેટ' માં પ્રગટ થયા બાદ લેખક ઉપર ૨૦,૦૦૦ પત્રો અને તારો દ્વારા અભિનંદનોની વર્ષા વરસી હતી.

*

# કુશ્ચોવયુગી એકરારો (!)

વોઝનેસેન્સ્કી : (કવિ) ( માર્ચ ૯—૧૯૬૩ )

"હું કમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય નથી, અને હું બચાવ માગતો નથી. હું, મારા ગુરુ માયકોવ્સ્કીની જેમ .. . . ..."

( માયકોવ્સ્કી પણ પાર્ટી સભ્ય ન હતો એવું સૂચવવા જતો હતો ત્યાં ક્રુશ્ચોવ બોલી ઊઠયો )

"એમાં ગૌરવ લેવા જેવું કશું નથી."

વોઝનેસેન્સ્કીએ પોતાનું વક્તવ્ય આગળ ચલાવવા જતાં સભામાંથી બૂમો ઊઠી.. એને બેસી જવું પડયું

*

( માર્ચ ૨૬ : લેખક સંઘના બોર્ડની બેઠકમાં ) વોઝનેસેન્સ્કીનો એકરાર :

"મારે નિકિતા સર્ગેયેવિચ ક્રુશ્ચોવ ) ના સખ્ત શબ્દો ભૂલવા ન જોઈએ એ વાત અહીં કહેવાઈ છે હું એ કદિ નહિ ભૂલું એમના કઠોર શબ્દો નહિ ભૂલું, એટલું જ નહિ, પરંતુ, એમણે આપેલી સલાહ કે—" કામ કરો," પણ નહિ જ ભૂલું હું અત્યારે મારો બચાવ નથી કરતો હું એટલુંજ કહેવા માગું છું કે મારે માટે મુખ્ય વસ્તુ હોય તો તે કામ, કામ અને કામ કરવાનું જ છે. મારું વલણ મારા દેશ, સામ્યવાદ, તરફ કેવું છે અને હું પોતે કેવો છું એ મારું કામજ બતાવશે

( પ્રાવદા તા ૨૯—૩—૬૩ )

એવતુશેન્કો : (કવિ)

એણે પહેલા રિલ્પી નિઝવસ્તનીનો બચાવ કર્યો. એણે પોતાનો ય ઠીક ઠીક બચાવ કર્યો; સામી ટીકાઓ પણ કરી એણે પોતાની આત્મકથા લખવા માટે અગર તો છપાયા બદલ માફી ન માગી. એણે તો એમ કહ્યું કે એમાં 'ગંભીર અને પકવ' એવું ઘણું છે. પણ પછી તેણે ઉમેર્યું :

"હું હવે જોઈ શકું છું કે તેમાં ઘણું બધું એવું છે જે ઉપરછલ્લું અને અવિનયી છે. મારી સૌથી ગંભીર ભૂલ એ છે કે હું બુર્ઝવા પ્રેસના નૈતિક ધોરણો ભૂલી ગયો; એ માટે મને ક્રૂર રીતે સજા થઈ ચૂકી છે"

તેણે ઉમેર્યું કે તેમાં ગરરસ્ત કોર એવા અને વિકૃત ઉપશીર્ષકો સંપાદકે મૂકયા છે અને તેણે જણાવ્યું :

"ન સુધરી શકે એવી ભૂલ મેં કરી છે મારે ગુનાનો બોજો મને મારે શિરે લાગે છે... આ દિવસોમાં મેં ઘણું અનુભવ્યું છે મારે માટે આખી જિંદગીભરનો આ પાઠ છે હું લેખક સંઘને ખાત્રી આપવા માગું છું કે હું મારી ભૂલ સમજું છું અને સ્વીકારું છું, અને ભાવિ કાર્ય દ્વારા એ સુધારવા હું બનતી બધી કોશીશ કરીશ"

*

વિકટર નેક્રાસોવ : ( સ્તાલિન ઈનામ વિજેતા નવલકથા લેખક )

ફ્રાન્સની તેની પ્રવાસ નોંધ તથા 'ગેટ ઓફ ઇલિચ' ફિલ્મની ટીકા થયા બાદ—

"હું ફરી મારી જાતને કહું છું : મારે વધારે કામ કરવું જોઈએ, વધારે સારું અને વધારે સૈદ્ધાન્તિક દૃષ્ટિનું, વધારે અભિવ્યક્તિપૂર્ણ — આ એકજ માર્ગે હું મારા દેશને અને પ્રજાને ઉપયોગી થઈ શકું......"

*

રોબર્ટ રોઝદેસ્તવેન્સ્કી ( કવિ ) :

(આરંભમાં) "જીવતા રહેવું ખરેખર રસપ્રદ છે." (અંતે) "જેટલી જરૂર 'વૈચારિક શુદ્ધિ'ની છે એટલી જ 'કલાત્મક ગુણવત્તા'ની છે."

દુદિન્તસેવ :

[ તેની નવલકથા 'નોટ બાય બ્રેડ એલોન'ની ટીકા પછી : ૧૯૫૭ માર્ચ ]

"મને લાગે છે કે, તરવાની શરૂઆત કરનારાઓની જેમ, અમને અમારી જાતે તરતાં શીખવાની છૂટ અપાવી જોઈએ; ડૂબવાની ય અમને તક રહેવી જોઈએ. પરંતુ, અફસોસ છે કે હું હમેશાં રુકાવટોનો અનુ-

ભવ કરું છું – કેટલીકવાર બાળકોને રેંકણગાડી વડે રેંકવવામાં આવે છે તેનું જ! એથી તો હું તત્ત્વામાંથીજ ટળી જાઉં છું!"

**નિઝવેસ્ત્ની : ( શિલ્પી ) ( ૧૫ માર્ચ ૧૯૬૩–'પ્રાવદા'માં )**

"કલાકારની સમાજ પ્રત્યેની જવાબદારી અંગે છેલ્લા થોડાક દિવસથી હું ઘણું ચિંતન કરી રહ્યો છું. લોકોનાં હિત અંગેની સાચી લાગણી તરફ તથા ઊંચી સાદાઈ તરફ લઈ જાય એવો માર્ગ હું ઢૂંઢી રહ્યો છું અને તે શિલ્પની ભાષામાં એ શક્ય બનાવવું રહ્યું વધુ ને વધુ અભિવ્યક્તિ માટે, અને કલાને વિચારો સાથે એક રસ કરી શકાય તે માટે, પ્રયાસ કરતો રહ્યો. હકીકતે, કલામાં અભિવ્યક્તિતત્ત્વ સૌથી સબળ પાયો છે. ઇમારતી શિલ્પના સ્વભાવમાં જ લોકોને સ્પર્શવાનો અને સાતત્યપૂર્ણ ચિંતનનો ગુણ રહેલો છે આપણી પાસે તો માર્ક્સવાદી–લેનિનવાદી તત્ત્વ ચિંતન છે–જે દુનિયામાં સૌથી વધુ સાતત્યપૂર્ણ છે .ફરી એકવાર હું મારી જાતને કહું છું: માણસે વધારે કામ કરવું જોઈએ, વધારે સારુ કામ કરવું જોઈએ, વિચારને વધુ વફાદાર રહીને કરવું જોઈએ, અને વધારે અભિવ્યક્તિપૂર્ણ એ કામ હોવુ જોઈએ. આ એક જ રીતે માણસ પોતાના દેશને અને પ્રજાને ઉપયોગનો થઈ શકે."

# અંજપાની માધુરી

યેસેનિન : [ તેણે પોતાની INONIA ( કવિતા ) પયગંબર જેરેમિયાહને અર્પણ કરી હતી; અને તેણે મહાન રશિયાઈ નાસ્તિકવાદી પ્રણાલી અનુસાર ઈશુનો ઇન્કાર કરી, માનવી–સર્વવ્યાપક Demiurgsc ની પ્રતિષ્ઠા કરી હતી. ]

હું ડરીશ નહિ મૃત્યુથી,
ન તો ભાલાધારી સૈનિક કે બરફ વર્ષાની ઝડીઓથી

—એમ વદે છે, આર્ષવચન અનુસાર, પયગંબર એસેનિન સર્ગી:
મારો કાળ પૂરો થવામાં છે, મને શાપની બીક નથી.
હું મારા મુખ થકી થૂકી કાઢું છું જેહોવા ઈશુનું બદન.
એની યાતનાઓ અને ક્રૂસ દ્વારા મને મુક્તિ ખપશે નહિ:
હું જાણું છું એક શિક્ષણ જે શાશ્વત તારકોનેય ભેદી રહ્યું છે.
હું જોઉં છું બીજો અવતાર
જેનું મોત સત્ય પર સવાર થઈ નાચતું નથી ..

*

**માયકોવ્સ્કી :**

[ આરંભમાં અમૂર્ત માનવી અને સમાજવાદી સ્વર્ગની ઝંખના × × ક્રાંતિ પૂર્વે ( ૧૯૧૫ )માં જ તે તેના "Cloud in Trousers"માં પોતાને ક્રાન્તિના પુરોહિત જોન ધ બાપ્ટિસ્ટ તરીકે જાહેર કરે છે ]:

ભૂખ્યા ટોળાની મોરે મોરે
વરસ ૧૯૧૬નું આવે છે
ક્રાંતિઓનો કાંટાળો તાજ પહેરી
તમારી વચ્ચે, એનો છડીદાર–
હું દર્દ છે ત્યાં બધે – સર્વત્ર છું;
અશ્રુના પ્રત્યેક બિન્દુ–પ્રવાહે
મેં મારા પંડને ક્રૂસ પર ખીલા ઠોકી જડી દીધી છે...

*

[ ક્રાન્તિના દરબારી કવિ તરીકે પક્ષને ચરણે સર્વસ્વ ધરી દેવાની આતુરતા સાથે ]:

હું ચાહું છુ ગોસ્પ્લાન
ચર્ચામાં પસીનો પાડતા
અને વરસેક આગળથી
મને કામ સુપ્રત કરતા.
હું ચાહું છુ .

કૉમિસાર
—યુગના વિચારો પર મૂકી જવાનો હુકમ બજાવતો.

*

[ ૧૯૧૮ : " કલાની ફોજને હુકમ " કરતો ] :

એજ એક સાચો કમ્યુનિસ્ટ છે
જે પીછે હઠનો પૂલ ભસ્મ કરી ચૂક્યો છે.
ધીમી ગતિ કમાવી ચાલો ઝડપથી, ભાવિવાદીઓ!
—ભાવિની ગોદમાં સમાવા

*

( પોતાની ઉપર પાર્ટીમાં જોડાવાનું દબાણ આવતાં, ૧૯૩૦ ફેબ્રુઆરીની પહેલી જ બેઠકમાં ઉચ્ચાર્યું : )

આપણા મતો ભિન્ન છે...
હું તમને ને તમે મને જાણો છો
હું જોડાઉં છું, એમ છતાં, કેમકે—
તમારા સંઘની બહાર કામ કરવું અશક્ય છે

*

[ આ પછી બે એક મહિને માયકોવ્સ્કીએ આત્મહત્યા કરી ( ૧૯૩૦ એપ્રિલ, ૧૪ ) ત્યાં સુધી એ સતાવાતો જ રહ્યો!

ત્રણ જ અઠવાડિયાં પૂર્વે એણે એ વેદના પ્રગટ કરી હતી—]

મને એજિટ–પ્રોપે *
ચમચી–ચમચીએ દૂધ પાયું છે
તમારાં અહેસાન–ગીતો લખવાની
મને ય ઇચ્છા છે
—કેવાં સુંદર છે એ
ને કેટલો બધો બદલો ય આપે છે!

* કમ્યુનિસ્ટ પાર્ટીની એજિટેશન–પ્રોપેગેન્ડા કમિટી.

પરંતુ મેં જાતે જ
દાબ્યો દૂંપો
મારાં જ ગીતોને ગળે
મારી જ એડી ભીંસીને!

*

પાસ્તરનાક :

' લખવું એટલે માનવીએ પોતાની જાતને વીંખીપીંખી નાખવી.
પરંતુ એને રોકવાની મારામાં શક્તિ નથી."

*

કહો તો, અર્થ શો પાપનો?
મૃત્યુનો? નર્કનો? આગનો?
સર્વની આંખ સામે
અનંત વિષણ્ણતા મહીં
હું તમારામય બન્યો
—જેમ વૃક્ષ સાથે પાંગરે કલમ

હું છું એકલો એકાકી
સૌ દાંભિકતામહીં ડૂબ્યાં...
આ કમનસીબી?
શી આ બિમારીની આગાહી
થઈ રહી છે — હિંસા થકી?

"જ્યારે યુદ્ધ ( ૧૯૪૧ ) ફાટી નીકળ્યું ત્યારે જૂઠની અમાનુષી સત્તાની સરખામણીમાં યુદ્ધની ભયંકરતા અને ભયો, સાચેસાચા મોતનું તાંડવ સુદ્ધાં, આશીર્વાદરૂપ બની ગયું—જાણે રાહત મળી ગઈ! કેમકે ઘોર અક્ષરોનો પાશ એણે તોડી નાખ્યો હતો..." ( ડૉ. ઝિવાગો પૃ૦ ૧૨૪ )

"માનવી જીવવા માટે સરજાયો હતો, નહિ કે જીવવાની તૈયારી કરવા."

"આ ટેકનોક્રસીનો યુગ છે. ટેકનોક્રેટો લેખકોનો ઉપયોગ 'શક્તિ' તરીકે કરવા માગે છે.

"તેઓ લેખકો પાસે એવાં પુસ્તકો લખાવવા માગે છે, જે તરેહ તરેહના સામાજિક હેતુઓ માટે કામ આપે—રેડિયોએક્ટિવ-આઈસોટોપ્સનો ઉપયોગ કરવામાં આવે છે, તેમ!

"મારી સમજ અનુસાર લેખક, કલાકાર આ કામ કરી ન શકે. એનું કાર્ય સાવ નિરાળું છે એ 'એક્યુમ્યુલેટર' (શક્તિ સંગ્રાહક યંત્ર)ને વધુ મળતું છે.

"લેખક વર્તમાન યુગનો 'ફાઉસ્ટ' છે—આજના સમૂહયુગ (Mass-age)નો તે એકમાત્ર વ્યક્તિવાદી અવશેષ છે. એના મરજાદી (orthodox) સમકાલીનોને તો એ અરધો પાગલ જણાય છે"

[એ. એમ વિલિયમ્સ સાથેની મુલાકાતના હેવાલમાંથી]

*

યેસેનિન-વોલ્પિન :

(એને કારાગન્ડમાં દેશનિકાલ કર્યો હતો; સ્તાલિનના મૃત્યુ બાદ એને મુક્તિ મળી હતી પરંતુ ફરી પોતાની એ જ સ્થિતિ થવાની છે જાણીને એણે ૧૯૫૯માં કાવ્ય લખ્યુ હતું :)

આપણા સમાજમાં સૌ માનવી મુક્ત છે
અને સમાન છે—એવુ ભણાવે છે સ્તાલિન.
આપણા સમાજમાં સૌ માનવી વફાદાર છે
સામ્યવાદને, એવુ ભણાવે છે સ્તાલિન.

...........................

અને જ્યારે પવિત્ર કાનૂન લેખે લાદે છે મારા ઉપર
'સર્વયુગોનાં સ્વપ્ન' તરીકે એને
—જેને સાબિત કરવાની ય જરૂર નથી!
અને વળી ઉમેરે છે:'"તમારે ચાહવું જોઈએ"
ત્યારે તો,
—ભલેને જેલમાં ગોંધી મૂકે મને;
એ કોઈ શિક્ષા નથી, એ તો મોતની જ આગાહી છે.
ને હું જવાબ વાળું છું: "એ વાનગી મને સદ્ય નથી!"

*

એવતુશેન્કો

આવતી પેઢીઓ યાદ કરશે
અને શરમથી બળી મરશે
—આ વિચિત્ર દિવસો યાદ કરીને
કે જ્યારે સાધારણ પ્રામાણિકતા ય
હિંમતને નામે ઓળખાતી હતી!

હા સત્ય છે સુંદર
અધિકતર સુંદર છે સુખ
છતાં સત્યરહિત
નથી સુખાન્ત

"હુ જે કોઈ ખરાબ છે એ બધા પ્રત્યે રોષભર્યો છુ, અને સારૂ છે એ બધા પ્રત્યે મને મમતા છે

"હું મારા કાવ્યોમાં નોકરશાહી, સત્રવાદ, સંકુચિત રાષ્ટ્રવાદ સામે પ્રહારો કરું છું એનો અર્થ જ એ છે કે કમ્યુનિસ્ટ છુ મારી દૃષ્ટિએ સામ્યવાદ અને નોકરશાહી વચ્ચે કોઈ મેળ ખાવો શકય નથી."

—લંડનમાં પ્રવાસ દરમ્યાન (મે ૧૦, ૧૯૬૨)

અમારી જુવાન પેઢીને અમેરિકાના 'બિટનિક' (અને યુરોપના 'એંગ્રી યંગ મેન') સાથે સરખાવવામાં આવે છે એ સરખામણીમાં જરાક સત્ય છે હા, જરાક જ. અમેરિકન 'બિટનિક'ની જેમ, અમે ય,

જે કાંઈ દમામ–દંભ ભર્યું, અસત્ય અને ધતિંગ છે એ બધાને તિરસ્કારીએ છીએ. પરંતુ અમેરિકન બિટનિકને કોઇ સિદ્ધાન્તમાં શ્રદ્ધા નથી, ત્યારે અમને તો એક (સામ્યવાદ) સિદ્ધાન્તમાં શ્રદ્ધા છે."
(ધ ઓબ્ઝરવર : ૨૭–૫–૧૯૬૨)

[ સોવિયેતની બંધ સરહદોથી અકળાઈને ]
બંધ સરહદો મને ભીંસે છે
હું વિચિત્ર અનુભવ કરું છું :
જુનો એર્સ,
ન્યુયોર્ક નહીં દીઠાથી.
હું મનભરી ધૂમી વળવા ઇચ્છું છું
–લંડનમાં
જે કોઈ મળે એની સાથે
ભાંગ્યુતૂટ્યું ય બોલવા
છોકરડાની જેમ
બસ પર ચઢીને ઘૂમવા ચાહું છું
આખુ પ્રભાતી પારિસ
મને જોઈએ છે કલા
મારા જેટલી સજીવ.

એવતુશેન્કો વિદેશ પ્રવાસેથી પાછો ફર્યો ત્યારે એનુ આત્મવૃત્તાંત પારિસમા પ્રગટ થઈ ચૂકયુ હતું આથી રશિયામાં ઉહાપોહ જાગી ચૂક્યો હતો અને "ગજહારી બાલીશતા" માટે, સાચદિલ "મુગ્ધામીઓ" માટે, અને 'પવિત્ર બેવકૂફી' માટે – આ દોષો ધોઇ નાખવા અને "જીવનના પાઠ" શીખવા તેને બેનરો અને કારખાનામાં રહી શ્રમ કરી આવવાની સલાહ આપવામા આવી હતી અને એમ લાગે છે કે એણે એ સલાહ સ્વીકારી લીધી હતી એનાં છેલ્લાં ૪ કાવ્યો દૂર દૂરના ગ્રામ–પ્રદેશોમાંથી આવેલાં છે. અને એણે એક કાવ્યમાં તો પોતે 'ઘણું બધું શીખ્યો' હોવાનો એકરાર પણ કર્યો છે : 'મારો દેહ રોટીની જેમ શબ્દો માગે છે...હું સમજુ છું કે સત્તો પાછળ જાત સંતાડવાની અમારી ફરજ નથી...પરંતુ પેલા જંગી ખટારાઓની જેમ, અમારા નિજી આત્માઓની સામાજિક માંગ પૂરી પાડવા અમારે રાતોની રાતો દોડી પહોંચવાનું રહે છે

( ઇંગ્લેન્ડ–ફ્રાન્સના પ્રવાસેથી ફરતાં )
હું પાછો ફરી રહ્યો હતો મારા પ્રવાસેથી
ઇંગ્લેન્ડ અને ફ્રાન્સની ધૂળે ધુસર બનેલો
અને અફવાઓના ગોટાઓથી ઢંકાયેલો
હું પાછો ફરી રહ્યો હતો – સન્માન ભર્યો નહિ,
કઠોર કટુ આલોચનાને અંતે
– અલબત્ત, મારા જ લાભની જે.

*

(છ મહિનાના મૂગા 'જીંદગીના પાઠ' ભણ્યા બાદ કોક દૂર ગામડેથી–એક વૃદ્ધાને સંબોધન "Olena s legs.")

હું લળી પડવા ટેવાયેલો નથી–
મારો મિજાજ મે સાચવ્યો છે,
અને મારી કસોટીઓએ
મને પગમોતો ધરતી પરથી ઉછાળ્યો નથી.
હું ઝુકાવી દેશ ડગાયા વિના કો ગમે તેવા જગમાં
મને તારા પગો લાગ્યા છે,
ઓલેના!

*

એલેકઝાન્દર ત્વાર્દોવસ્કી :

"મારા ટીકાખોરોને" (નોવિમિર : ૧૯૫૮),
તમે બધા મને આપવા મથો છો

એક ટુકડો સમાદ—
મા, એલાકક મા, પણ સ્ણુીશ ના, દેખીશ માં !
—જે વિહિત છે એ જ સુંદર છે.
મેં કાંઈ તમને અમસ્તા નથી સાંભળ્યા.
પણ મને ડર છે કે
આ બધી વેળાઓ ભુલાઈ જાય છે ત્યારે
તમે ફરી ઓળી ઊઠશો :
તેં સાંભળ્યું જોયું નથી તારી કવિતામાં કશું ?

*

માર્ગારિતા એલિગર :

સત્ય ('ઓક્ટોબર' પત્રમાં ૧૯૫૬ )
મારા જુવાનીના મિત્રની બદનામી કરી હતી દુશ્મનોએ,
મારા પ્રિયતમ આત્મા, હું જાણું છું તું નિર્વેદ નહિ વિસરી શકે,
—અપમાનો અને અત્યાચારોય.
અમે કહ્યું : " એ બધામાં કંઈક તો હશે જ .."
અમે આફતને ટેકો આપતો હાથ ઊંચો કર્યો.
પણ કેવી કઠુ:લજ્જા, મેં એને બચાવવા કંઈ ન કર્યું !

*

ઓલ્ગા બર્ગોલ્ત્સ :

એ વર્ષ ( નોવિમિર : ૧૯૫૬ )
એ વર્ષ ! એણે આપી જિંદગી ભરની સ્મૃતિ બક્ષી
—અને હું ફરી એકવાર બધી અનુભૂતિ જીવી ગઈ.
એ વર્ષ, જ્યારે સમુદ્રના અને નહેરોના તળિયેથી,
મારા મિત્રો પાછા ફરતા થયા.

શાને હું એ હકીકત સંતોપવા મથું કે
બહુ બધા નો'તા પાછા ફર્યા.
—સત્તર વરસ, ખરે જ, સત્તર લાંબાં વરસો જ છે !

*

એલેક્ઝાન્ડર કોન :

" જ્યાં-વ્યક્તિ પૂજાવાદ હયાત હોય ત્યાં વૈજ્ઞાનિક વિચારનું સ્થાન શ્રદ્ધા પચાવી લે છે, ને સર્જનશીલતાનું સ્થાન જડ-સૂત્રવાદ, પ્રગમતનું સ્થાન લોભ લાલચ. દેવીને, તો તેના પૂજારીઓ જોઈએ જ, અને, તે આત્મસમર્પણ કરનાર...કલાત્મક સર્જનશીલતા સામાજિક પ્રયોગોની સ્વતંત્રતાથી જુદી પડી જ ન શકે...જ્યાર એક જ માનવી સત્યનો માલિક બની બસે છે ત્યારે કલાકારોનું કામ માત્ર ઉદાહરણ-ચિત્રો અને-પ્રશસ્તિ ગીતો ગાનારાઓનું બની જાય છે."

('લિટરરી મોસ્કો' : ગ્રંથ ૨, ૧૯૫૭)

## હોવાર્ડ ફાસ્ટ

### [ 'નેકેડ ગોડ'ના આધારે ]

વિશ્વશાંતિ માટે ૧૯૪૯માં વાલ્ડોર્ફ ખાતે આંતરરાષ્ટ્રીય સંસ્કાર-વિદ્યાન પરિષદ મળી હતી તેમાં સોવિયેતના પ્રતિનિધિઓ આવ્યા હતા. આ પરિષદની તૈયારીઓ પાછળ કેટલીય જુવાન સ્ત્રીઓએ ગતદિવસ જહેમત ઉઠાવી હતી એમણે જોયું કે સોવિયતના પ્રતિનિધિ મંડળમાં એક પણ સ્ત્રી ન હતી ત્યારે તેમને ખૂબ જ આશ્ચર્ય થયુ એ તો બધી ગુસ્સામાં આવી સોવિયેત પ્રતિનિધિમંડળના વડા એલેક્ઝાન્ડર ફાદેયેવ પાસે દોડી પહોંચી, અને ખુલાસો માગતાં તેમણે એવું પૂછ્યું પણ ખરું કે "તમે તો સ્ત્રીઓની મુક્તિ અને વિકાસની સમસ્યાને સૈદ્ધાન્તિક મહત્ત્વ આપનારા હોવા છતાં આવું શાથી ?"

ફાદેયેવે ઠંડે કલેજે જવાબ આપ્યો "અમારે ત્યાં તો સ્ત્રી-સમસ્યાનો ઉકેલ થઈ ગયો છે એટલે અમારે માટે એવો કોઈ સવાલ રહેતો જ નથી "

રશિયાને ગમે તે સવાલ પૂછો. એમનો જવાબ આ જ હોવાનો : અમારે ત્યાં હવે આવી કોઈ સમસ્યા હયાત જ નથી ! (દા. ત. જુદા જુદા વર્ગો વચ્ચેની વધતી અસમાનતા, લઘુમતિની હાલાકી, જ્યૂ

દેષ, વડીલ અને જુવાન પેઢીનો સંઘર્ષ, ઐક્કાની વહીવટ, નોકરશાહીનો વિકાસ વગેરે)

આ કિસ્સામાંય ફાદેયેવે મુર્ખતા, તિરસ્કાર, ઉદ્ધતાઈભર્યો એનો એ જવાબ વાળ્યો હતો! 'લીડર' નું આ એક વિશેષ લક્ષણ હતું—હળવા સ્મિત સાથે તિરસ્કારથી પ્રશ્નને હડસેલી દેવો!

*

આ પરિષદ દરમ્યાન લેખકમિલનમાં કેટલાક અમેરિકી લેખકોએ રશિયાના કેટલાક લેખકો વિષે ફાદેયેવને સવાલો પૂછ્યા. એના જવાબમાં તેણે બહુ જ સ્વસ્થતાથી દરેક લેખક વિષે જણાવ્યું કે તે જીવે છે, તંદુરસ્ત છે ને કામ કર્યે જાય છે. એટલું જ નહિ પણ તે દરેક ત્યારે શું શું લખી રહ્યો હતો તેની, પુસ્તકના નામ સાથે, માહિતી આપી: તથા હાલમાં તે તે લેખક ક્યાં વસે છે, પોતે તાજેતરમાં એને ક્યારે મળ્યો હતો તેય કહ્યું; અને તે વખતે 'મૂડીવાદી છાપાંઓ'એ આ લેખકોના અસ્તિત્વ વિષે જે 'ગપગોળા' ઉડાવેલા એની, તેમણે ભેગા થયા ત્યારે, ઠઠ્ઠા મશ્કરી ઉડાવેલી એની ય વીગતવાર વાત કરી.

• ફાદેયેવે એટલી કાળજીપૂર્વક, એટલી ઝીણવટથી, એટલી ઝડપ અને સાહજિકતાથી, પૂર્વભૂમિકા સાથે, એ લેખકો વિષે જણાવ્યું કે જેમને એ લેખકોના અસ્તિત્વ વિષે જ શંકા હતી એ બધા ભોઠાં પડી ગયા—કેટલું સરળ સ્વચ્છ હતું બધું!

હોવર્ડ ફાસ્ટ જેવો લેખક પણ શરમાઈ ગયો; એ અને એના પૃચ્છક સાથીઓએ, પોતાના મહેમાન સાથે અયોગ્ય રીતે વર્ત્યા બદલ, મનોમન અફસોસ કર્યો—કેવી સચ્ચાઈ ભર્યો એ હતો!

૮ વર્ષ બાદ, પોલાંડ અને રશિયાના કમ્યુનિસ્ટો દ્વારા જ જાણવા મળ્યું કે, જે વખતે શંકાસ્પદ સવાલો પૂછાતા હતા તે સમયે તો, આ તમામ લેખકો કાં તો ગુપ્ત પોલિસના અત્યાચાર–ખંડમાં અથવા બંદૂકની ગોળીએ મરી ચૂકેલા હતા; અથવા જેલોમાં માર ખાઈ ખાઈ મરવાને આરે પહોંચી ગયા હતા!

૧૯૫૬ ના ફેબ્રુઆરીમાં (૨૦મી કોંગ્રેસ દરમ્યાન.) ક્રુશ્ચોવે સ્તાલિનયુગી બર્બર અત્યાચારોનું ચિત્ર આલેખ્યું રશિયાના ખધા સાહિત્યકાર શાલોખોવે સત્તાધારી ફાદેયેવ ઉપર પ્રહાર કર્યો...

—પ્રહાર જીવલેણ નીવડ્યો!

૧૯૫૬ ના મેની ૧૪ મીએ ફેદેયેવે આત્મહત્યા કરી!

*

સોવિયેતના શબ્દ ભંડોળમાં વિરોધીઓને બદનામ કરવા પારાવાર શબ્દસંગ્રહો છે. જ્યુ–દ્વેષ માટે 'પ્રત્યાઘાતી ઝિઓનિસ્ટ' શબ્દ પૂરતો છે આ સત્તાની આડે તાલને રશિયામાંની જ્યુ–પ્રજા તથા યિડિશ સાહિત્ય અને સંસ્કારને નિર્મૂળ કરેલ છે

આ ભયંકર ઘટનાથી ચોંકી ઊઠીને કેનેડા અને બ્રિટનની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ ખાસ તપાસ–મંડળી રશિયા મોકલવાનો નિર્ણય પણ કર્યો હતો પરંતુ એ નિર્ણય પણ મૂંગો મૂંગો દબાઈ ગયો!

અને હોવર્ડ ફાસ્ટે બ્રિટનના કમ્યુનિસ્ટ પત્ર 'ડેઈલી વર્કર'ને સવાલ કર્યો કે શા માટે સોવિયતની જ્યુ–પ્રજાને બહાર જવા દેવામાં આવતી નથી? આ તો આખી એક પ્રજા માટે કાયમી જેલ જ ગણાય!

પોતાના ધર્મપંથનું સાહિત્ય પાસે રાખવા માટે, આ 'રાક્ષસી' ગુના માટે, જ્યુ લોકોને ૩ થી ૧૦ વર્ષની સજા ફરમાવવામાં આવી હતી. એના કરતાંય દસ ગણો ભયંકર સોવિયતનો ક્રિમિનલ કોડ છે! આ કાનૂન મુજબ 'ન્યુ યોર્ક ટાઈમ્સ' યા એનાં જેવું બીજું ગમે તે અખબાર ધરાવનારને ય ૧૦ વર્ષની સજા થઈ શકતી.

*

હોવર્ડ ફાસ્ટને પોલાંડના એક નાગરિકે કહેલી માહિતી :

• સ્તાલિનયુગ દરમ્યાન ૧॥ કરોડ માનવી અત્યાચારોના ભોગ બનેલાં...અને ૭॥ કરોડ મોતમાં હોમાઈ ગયેલાં! આ સાંભળી હોવર્ડ ફાસ્ટે કહ્યું: "હું માની શકતો નથી." પેલાએ ખૂબ ઉદાસ અને પડેલા સૂરે કહ્યું—"હું પોતે પણ માનવાનો ઇન્કાર કરું છું."

હૉવર્ડ ફાસ્ટ વિચારી રહ્યો :

આ શું વિસરાય ? – એ વિસરી જઈ આગળ હાંકે રાખવાનું બની શકે ? – રોજની જેમ પાછો વ્યવહાર શરૂ થઈ શકે ? મૂગા રહી જવાનું ?

ખરેખર શું આ રીતે રહીને, માણસ માનવ રહી શકે ખરો ?

*

સોવિયેતની યહૂદી પ્રજાનો મહાન અને બહાલસોયો કવિ ઇત્ઝિક ફેફર. રશિયામાં ૨૦મી પાર્ટી કૉન્ગ્રેસ મળવાની હતી તે પૂર્વે એવા ખબર આવ્યા કે તેનું એકાએક મરણ થયું જણાય છે—અલબત્ત, વિચિત્ર રહસ્યમય સંજોગોમાં.

આ સમાચારે દુનિયાના અનેક લેખકો અને જ્યુ – પ્રજાને આઘાત આપ્યો. દેશદેશથી પ્રશ્નો ઊઠયા : " ક્યાં છે ફેફર ? કેવી રીતે મર્યો એ ?

સો સવાલ ઊઠયા ને સો વાર સોવિયેતે મૌન ધારણ કર્યું : અને ખર્ચું હસ્યાય હશે કે આ બેવકૂફો કવિના ખૂનનું રાજકારણ ન સમજવા જેટલા બાલિશ છે !

હૉવર્ડ ફાસ્ટે 'પ્રાવદા'ના સંવાદદાતાને સવાલ પૂછયો આ આદમી—' સમાજવાદ ' અને ' બંધુતા'થી ય વિશેષ ' બિરાદરી'ની વાત રટનારે—ગુસ્સાભર્યા કંઠે જવાબ આપ્યો : " હૉવર્ડ, તને આ જ્યુ–જ્યુ ને જ્યુનું આવડું શું લાગ્યુ છે ! તું શું એમ માને છે કે સ્તાલિને જ્યુને જ મારી નાખ્યા છે ? '

ભયંકર નફફટ જવાબ !

૨૦મી પાર્ટી કોંગ્રેસ મળી અને વિખરાઈ પણ ગઈ પરંતુ " ક્યાં છે કવિ ફેફર "નો પડઘો શમ્યો નહિ. કવિનું મોત સત્તાધારીઓને મન ગમે તેવી તુચ્છ ઘટના હોય પરંતુ સાહિત્યની દુનિયામાં એ કાંઈ જેવી તેવી ઘટના ન હતી.

એક પોલાંડના વતનીએ આંખોમાં આંસુ સાથે કંઈક કહ્યું; ગણગણાટ હવામાં ચાલુ થઈ ગયો . ધીમે ધીમે તાંતણો સંધાતો ગયો

૨૦મી કૉન્ગ્રેસ પૂરી થયા પછી અવારનવાર અનેક દેશોના કમ્યુનિસ્ટો રશિયામાં ગયા અને પોતાના વતન પાછા ફર્યા દરેક આપ્પી તેનો એકાદ અંકોડો લેતો આવ્યો

એનો પહેલો અંકોડો એવો હતો કે સોવિયેતના જ્યુ લેખકોમાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલા લેખક ડેવિડ બર્ગેલસનની ધરપકડ થઈ હતી શા માટે થયેલી એ તો રશિયનો જ — કદાચ સ્તાલિન અને બેરીઆ બે જ જાણે — કદાચ ક્રુશ્ચોવ ! પરંતુ એ જ્યુ હતો એ સૌથી મુખ્ય હકીકત હતી.

જેલમાં વ્યવસ્થિત રીતે લગાતાર એની ઉપર મારપીટ કરવામાં આવી કે જેથી એ બનાવટી ગુનાઓનોય એકરાર કરી લે !'

પણ રશિયનો ખોટા પડયા અને બર્ગેલસન મરીને જ છૂટયો.

આ બાતમીથી કવિ ફેફર જાણકાર હશે…એ બર્ગેલસનનો મિત્ર. એણે એને બચાવવા કોશિશ કરી તે એક પછી એક રશિયાનાં સાહિત્યકાર પાસે પહોંચ્યો પણ એકે ય એને સાથ આપવા કબૂલ ન થયો – ભયનો માર્યો જ ! ઊલટો ફેફરને જ વાર્યો : " તું જ સપડાઈ જશે…"

ફેફર એહરેનબુર્ગ પાસે પહોંચ્યો; અને કહેવાય છે કે એણે ય ના પાડી એહરેનબુર્ગ અતિ પ્રતિષ્ઠિત જ્યુ–સાહિત્યકાર અને સ્તાલિન સાથેના સારા સંબંધમાંય ખરો ફેફરે એહરેનબુર્ગ આગળ હૈયાફાટ ચીસ નાખી :

" તો પછી મારે એકનાએ જ થાય તે કરવું રહે છે ! એ લોકો મને પકડશે ને મારું ખૂન કરશે તો નક્કી જાણજે કે મર્યા પછી ય મારો જીવ, તું જીવશે ત્યાં લગી, તને જંપવા નહિ દે."

અને સૌનો તરછોડયો ફેફર બર્ગેલસન પાછળ શહીદ થયો જ.

આ ઘટના ૧૯૪૯ની

*

આ ઘટના પછી ૧૯૫૭ના જાન્યુઆરીમાં હૉવર્ડ ફાસ્ટની રૂમમાં 'ડેઇલી વર્કર'નો વિદેશ–તંત્રી અત્યંત ત્રસ્ત કંઠે બરાડી ઊઠયો હતો : " હૉવર્ડ તમે અને પોલ રોબસને અવાજ ઉઠાવ્યો હોત તો ફેફર જીવી ગયો હોત !"

( ૧૯૪૯ના એ દિવસોમાં હૉવર્ડ ફાસ્ટને માહિતી ન હતી — માહિતી જાણી ત્યારથી તપાસ શરૂ કરી અને લખ્યું ય. પરંતુ એ ગુના માટે તો સોવિયેતવાળા રોષે ભરાયા ! )

*

બોરિસ પોલેવોય : સોવિયેત લેખક સંઘનો એકવારનો વડો. અમેરિકામાં હોવર્ડ ફાસ્ટ સાથે દોસ્તી બંધાયેલી. એકવાર કોઈક પ્રતિનિધિ મંડળના વડા તરીકે ન્યુયોર્કમાં વળી ભેટો થયેલો. એક રાતે હોવર્ડને ત્યાં આવીને એ રહ્યો — કેટકેટલી દુનિયા ભરની વાતો કરી ! રાજકારણી અને બિનરાજકારણી — જાણે એ સાચા સોબતીની ગોઠડી રાતભર ચાલી ! ફૂંક, નીકટતા, દારૂ અને બંધુતા — ખુશનુમાથી ભર્યીભર્યી મૈત્રી ! કેટલીક વાર તો એમને ય લાગ્યુ કે ખરેખરી મૈત્રી આનું નામ : 'રાજકારણને ને રાજકારણીઓને જખમા લઈ જાય, અમે અમારી તો અતૂટ મૈત્રીમાં રહીશુ...'

આના માંડ સપ્તાહ પછીની એક સાંજે લેખક મંડળીમાં સૌ ભેગા થયા — બોરિસ પોલેવોય સાથે. અને વાતચીતમાં એક પછી એક અનેક રશિયન લેખકો વિષે પૃચ્છા થઈ...એક જણે જ્યુ — લેખક કિવતકો વિષે જાણવા ઇચ્છા કરી. એણે કહ્યું : 'કેટલાક વખતથી એવી અફવા સાંભળી છે કે કિવતકો અને બીજા કેટલાક જ્યુ—લેખકોને પકડીને ઠાર કરવામાં આવ્યા છે આ બાબત ચોક્કસ કંઈ જણાવશો ?'

પોલેવોયે તત્કાલ ખુશી દર્શાવી. તેણે સમજાવ્યુ કે 'આ અફવા હમેશની જેમ સોવિયેતની બદનામી જ હતી...અરે, આ બાબત હું તો અંગત જાણકાર છુ. કેમકે, હુ રહું છું એ જ મકાનમાં કિવતકો હાલ રહે છે...બોલો, આનાથી વધારે ચોક્કસાઈ શી માગો છો ?'

હોવર્ડ ફાસ્ટ અને અન્ય લેખકોને અત્યંત શાંતિ થઈ—આનંદ થયો. પોલેવોયે આગળ ચલાવ્યુ . 'હમણાં જ એણે. ...નુ ભાષાંતર પૂરૂ કર્યું છે, અને હવે તે નવા પુસ્તકની યોજના કરી રહ્યો છે...અરે, હું અમેરિકા આવવાનો હતો ત્યારે ય એ મને મળેલો, અને તમને બધાને ખાસ સ્મરણો ( અગાઉ કિવતકો એકાદ પ્રતિનિધિમંડળમાં અમેરિકા આવ્યો હશે ત્યારે અમેરિકન લેખકો સાથે થયેલી મૈત્રીનાં સ્મરણો ) પાઠવ્યા છે'

આ વાત પોલેવોયે અનેક લોકોની મંડળી સમક્ષ જાહેરમાં કહેલી — સાચા જૂઠાનો સવાલ જ ન હતો.

એ પછી પોલેવોય રશિયા પાછો ફર્યો. એ પછી ૨૦મી પાર્ટી કોન્ગ્રેસ ( ૧૯૫૬ ) મળી. એ પછી પોલાન્ડના જ — કમ્યુનિસ્ટ પત્રે જાહેર કર્યું કે વરસો પહેલાં કિવતકોનું ખૂન કરવામાં આવ્યું હતુ — બર્ગેલ્સન અને ફેફરની જેમ, ધરપકડ, માર—અત્યાચાર ને મોત !

હોવર્ડ ફાસ્ટ કહે છે :

"કદિ મૂંગો ન કરી શકાય એવો, કાળ અને ઇતિહાસનો, ન્યાય માનવીઓ અને કલાકારોનાં ખૂનો કરનારાની જ પાસે નહિ, પરંતુ બોરિસ પોલેવોય જેવાના હૃદયને ભ્રષ્ટ કરનારા સત્તાધારીઓ પાસે ય જવાબ માગ્યા વિનાનહિ રહે...."

(હોવર્ડ ફાસ્ટના બોરિસ પોલેવોય ઉપરના પત્રમાંથી :)

"મે સવાલો પૂછ્યા છે, માનવીના જીવન અને મૃત્યુ સાથે સંબંધ ધરાવતા, હૈયુ કોરી દે એવા મુદ્દાઓ મે ઉપસ્થિત કર્યાં છે. શું એ બધાનો કોઈ જવાબ નથી ? શુ અમે બાળકો છીએ કે મૂરખો છીએ કે અમારી આગ્રહભરી અરજીઓને હમેશાં કેવળ તોછડાઈભર્યા શબ્દાલાપમાં ફગાવી દઈ શકાય ? જ્યુ લેખકોને તમારી સરકારે શા માટે મારી નાખ્યા, શા માટે હજી યુદ્ધગાનિન જ્યુ—દ્વેષનો ઉપયોગ એની પરદેશ—નીતિના એક ભાગ તરીકે કરે છે, શા કારણે જ્યુ—દ્વેષનો આખો સિદ્ધાન્ત તમારે ત્યાં પેદા થયો, અને 'કોસ્મોપોલિટાનિઝમ'ના ઓઠે એનો ઉપયોગ થઈ રહ્યો છે ?

"સ્તાલિનને હાથે જે અપૂર્વ લગાતાર કતલો થઇ છે. તેના વિષે કેવળ કહી નાખવું કે એ તો 'વ્યક્તિપૂજાવાદ'નું પરિણામ છે, એના કરતાં વધુ સમજદારી પૂર્વકનો જવાબ આપવો શું તમારી સરકાર અને તમારી જાત માટે શક્ય જ નથી ?

'નોટબાય બ્રેડ એલોન' (નવલકથા) ના મચાલમાં અમે કેમ તમારો અને પૅસ્ટોરેન અને એવા બીજાઓનો જવાબ સાંભળવા પામતા નથી? કદાચ એ પુસ્તક નકામું હશે પરંતુ લેખક તરીકેના એના અધિકારોનું રક્ષણ ન થવું જોઈએ? ફેફર શી રીતે મરી ગયો એ બાબત કેમ કોઈ અમને કશું કહેતું નથી?

● "પોલાંડવાસીઓએ અમને ખબર આપી છે કે પોલાંડના આંતરિક ધર્મકૃમાં પોતાનું પક્કું નમાવવા ખુદ ક્રુશ્ચોવે જ જ્યુ-દ્વેષની નીતિનો અમલ કર્યો હતો! આનો સાફ સાફ ઈન્કાર કેમ કોઈ કરી નથી શકતું? ."

## ઇલિયા એહરેનબુર્ગ

(સંસ્મરણ ગ્રંથ – 'પીપલ, ઇયર્સ, લાઇફ'માંથી)

"સ્વભાવે હું 'શકાખોર ટોમસ' છું. ૧૯૨૦ માં અને ૧૯૨૧માં મારા મનમાં ઘણી બધી આશંકાઓ હતી .સ્વાભાવિક રીતે જ હું સૌથી વધુ વિચાર કલાના ભાવિ અંગે કરતો હતો...એક વાર મે મારી શંકાઓ વિષે લુનાચારસ્કીને (તે સમયે સોવિયેત સરકારના શિક્ષણ-સંસ્કાર પ્રધાન) વાત કરી. એણે જવાબ વાળ્યો કે સામ્યવાદે એકરૂપતા નહિ બહુવિધતાને જન્મ આપવો જોઈએ, અને કલાકારનું કામ કોઈ અમુક એક ઢબે થઈ શકે એવું હોતું નથી એણે દેર્ઝીમોર્દા (ગોગોલના 'ઇન્સ્પેક્ટર જનરલ'માંના પોલિસ)નો ઉલ્લેખ કર્યો કે તે કલાના સ્વભાવને જ સમજી શકે એમ ન હતો. એકાદ વરસ બાદ, 'ધ પ્રેસ એન્ડ ધ રેવોલ્યુશન' નામના પત્રમા એક લેખ છપાયો ત્યારે ય લુનાચારસ્કીએ ઉપરની જ વ્યાખ્યા દોહરાવી હતી. એણે જો કે કહ્યું હતું કે વચગાળાના સમય દરમ્યાન સેન્સરશીપની જરૂર ખરી; અને સ્પષ્ટતા કરેલી કે: 'પરંતુ જે માણસ એમ કહે છે કે મુક્તવાણી અંગેના તમારા બધા પૂર્વગ્રહો ખાડામાં નાખો; રાજ્ય નિયંત્રણ આપણી સામ્યવાદી પદ્ધતિમાં અંતર્ગત છે; અને સેન્સરશીપ કંઈ ભયજનક રસાયણ નથી પણ સુવ્યવસ્થિત સામૂહિક, સમાજવાદી જીવનનું એક સુયોગ્ય લક્ષણ છે – એટલે કે, માણસ જ્યારે આમાંથી એવો અર્થ તારવે છે કે આલોચના (રિવ્યુ) પોતે જ જાસુસી માટે પર્યાપ્ત બની જવી જોઈએ; અથવા તો, એ આલોચનાએ કલાકૃતિને આદિ યુગના ક્રાંતિકારી નમૂના સાથે બળજબરીથી બંધ બેસતી કરી આપવી જોઈએ તો એનો અર્થ એ થયો કે એ માણસ, તમે એને જરા તાવો તો, ગોગોલના દેર્ઝીમોર્દા જેવો જ નીકળવાનો; એને કંઈક સત્તા મળી છે, પરંતુ એમાંથી એ કશું શીખ્યો નથી – સિવાય કે નિરમારખાંની જેમ દાદાગીરી કરવા ફરવું. ઉપરાંત, લોકોને 'ત્યાં જાવ,' 'અહીંથી હટી જાવ' એમ ફરમાવતા રહેવાનો આનંદ માણવો.

"એ યુગ, મારે માટે, બીજાઓ સાથે નહિ, મારી પોતાની જાત સાથે ઝગડવાનો હતો. મારા મનમાં, ત્યારે, ઘણો બધો ગુંચવાડો હતો. હું 'ઔદ્યોગિક સૌંદર્યવાદ' અને 'આયોજિત અર્થતંત્ર'નો પક્ષકાર હતો ..છતાં, હું ઘણી વાર મારી જાતને પૂછતો હતો કે નૂતન, વધુ બુદ્ધિપૂર્ણ, અને વધુ ન્યાયયુક્ત સમાજમાં માનવ સ્વભાવો – લક્ષણોની વિરાટ વિવિધતાને કેવું સ્થાન હશે! હું જ જેને પ્રશસી રહ્યો છું એ નવું – નવું યંત્ર શું કલાનું સ્થાન પડાવી નહિ લે? શું ટેકનોલોજી (યંત્ર-વિદ્યા) જ પેલી માનવીય ઊર્મિઓને – ભલે, કેટલીક વાર, એ તકલીફ આપતી હોય તોય, માનવ જાતે જેને પ્રિય લેખી છે એને, – છૂંદી નહિ નાખે? ..૧૯૨૧ માં મે સેવેલી અનેક શંકાઓ જીવને ખોટી પાડી છે — ઘણી બધી, પણ તમામ ખોટી પડી છે એમ તો નહિ જ."

મોસ્કો : ૧૯૩૭–૩૯ :

આ વર્ષોમાં કેવળ સ્પેન જ એવું સ્થળ ન હતું જ્યાં માનવીઓ અને એના વિચારો ભયમાં મુકાયા હોય...એમ કહી તે ઉમેરે છે)— "૧૯૩૭ના ડિસેમ્બરની ૨૪મી એ અમે (એહરેનબુર્ગ અને તેની પત્ની લ્યુબા)-મોસ્કો આવી પહોંચ્યાં....બાદ, અમારા ઓરડામા, મારી દીકરી ઇરિના મને અટેલી ઝૂકીને પૂછવા લાગી : 'ખરેખર તમે કશું જ જાણતા નથી?'"

એણે અને એના પતિ લાપિને અમને અરધી રાત સુધી વીગતે વાતો કરી માહિતગાર કર્યા...નામોનો પ્રચંડ ધોધ જાણે ! અને એ દરેકને અંતે એક જ મમરો : " અને પછી...એને એ લોકો ઉઠાવી ગયા !"

" બીજે દિવસે હું 'પ્રાવદા'ની ઓફિસે ગયો — મિખાઈલ એદમોન્દોવિચ બ્રબકહાર ઓફિસમાં બેઠો હતો. એણે મને જોતાં જ પૂછ્યું : 'તારે શું કામ (વિદેશથી) પાછા આવવું પડ્યું ?' મેં કહ્યું 'મને આરામની જરૂર હતી; અને હું હ્યુબાને લઈ લેખક સંઘની પરિષદમાં હાજરી આપવા આવ્યો છું' એણે બગાસું ખાતાં પૂછ્યું : 'હ્યુબાએ ય અહીં ધસડાઈ આવવાનું કર્યું ?' અને મેં એને તેરુએલની વાત કરી, એની પત્ની લિઝા અને મારીઆ ઓસ્તેનની વાત કરી. ગમે તે કારણ હોય પણ એ મને એની ઓફિસની બાજુની મોટી બાથરૂમ આગળ લઈ ગયો...એ વધુ વાર મૂંગો રહી ન શક્યો. તે બોલ્યો : 'હું તને એક ગમ્મત કહું. બે મોસ્કોવાસીઓ પરસ્પર મળે છે. એક જણની પાસે બાતમી છે : 'એ લોકો તેરુએલને ઉપાડી ગયા છે.' અને બીજો સાચું પૂછે છે : 'એની પત્નીનું શું ?' એમ બોલી તેણે સ્મિત કરી પૂછ્યું : 'ગમ્મત ભર્યું છે ને ?' મેં કહ્યું : 'ના !' હું મુંઝાઈ ગયેલો, અસ્વસ્થ બની ગયેલો હતો — ના, એમ કહેવું પૂરતું નથી, હું ખરેખાત કચડાઈ ચૂક્યાનો અનુભવ કરતો હતો.

" એ વખતે મેં છ માસ મોસ્કોમાં ગાળ્યા; અને આજે મને ખુશી છે કે હું મોસ્કો આગમ અને શાંતિ માટે ગયો હતો. પ્રજાના ઇતિહાસમાં એવા દિવસો આવે છે કે જે — ગમે તેટલા નીકટના મિત્રોના હેવાલોથી સમજવા દોહ્યલા રહી જાય છે — એનો તો અનુભવ જ હોઈ શકે "

* * *

" આજ કાલ સ્તાલિનની વ્યક્તિપૂજા વિષે બોલતાં કેવળ 'પંથ' શબ્દ જ ઉપયુક્ત ઠરશે — એના આદિ ધાર્મિક અર્થમાં. લાખો કરોડો માનવીની મનોસૃષ્ટિમાં સ્તાલિન પૌરાણિક દેવ જેવો બની ગયો હતો; દરેકે દરેક એનું નામ ભક્તિભાવે ઉચ્ચારતો હતો; પ્રત્યેક માનવીને એ વાતની ખાત્રી થઈ ગઈ હતી કે હિટલરી હલ્લા અને પતનમાંથી એ જ એકમાત્ર બચાવવા શક્તિમાન હતો.

" અમે પોતે ય એ વાત સ્વીકારી બેઠા હતા — કદાચ અમે એ રીતે ઇચ્છ્યું હતું એથી જ કે કમ્યુનિસ્ટો અને સોવિયેતના બુદ્ધિજીવીઓ ઉપર જે હલ્લાઓ થતા હતા તેની સ્તાલિનને જાણ ન હતી વસેવોલોદ ઇમીલિએવિચે (મેયરહોલ્ડ) કહ્યું હતું : " એ લોકો સ્તાલિનથી છુપાવી રહ્યા છે." એક ગતે ચાલતાં મને પાસ્તરનાકનો ભેટો થઈ ગયો; એ ભારે આવેશમાં આવી હાવભાવ પ્રગટ કરી રહ્યો હતો. અને બોલ્યો : " કોઈ બસ સ્તાલિનને સાચી વાત જણાવે..."

(અને નાઝીઓ રશિયા ઉપર હલ્લો કરવાની તૈયારીઓ કરી રહ્યાની બાતમી જ્યારે એહરેનબુર્ગે ક્રેમલિનને આપી ત્યારે કોઈને એવી માહિતી જોઈતી જ ન હતી, એમ જણાવી તે ઉમેરે છે —) " હજી મને વિશ્વાસ હતો — મને હતું કે સાચી હકીકતો એકઠી કરવાથી નીતિ નક્કી કરવામાં મદદ મદદ મળે છે. પરંતુ વાત ઊલટી જ હતી — નક્કી થયેલી નીતિ બંધ બેસતી હોય એટલી જ માહિતીની તેમને જરૂર હતી."

" ૧૯૩૮ માં એક લેખક પાંચ વર્ષનો હતો તે હમણાં મને મળ્યો. એણે મને કહ્યું : 'હું તમને એક સવાલ પૂછું ? તમે શી રીતે જીવતા રહી ગયા, કહો તો !' હું એને શું કહી શકું ? મેં હમણાં જ એ વિષે લખ્યું છે કે હું પોતે જ જાણતો નથી. જો હું ધર્મમાં શ્રદ્ધા ધરાવનારો હોત તો મેં મોટે ભાગે એને એમ કહ્યું હોત કે ઈશ્વરના પંથ અગમ્ય છે. માર્ગ આ સસ્મરણોના આરંભમાં જ હું લખી ગયો છું કે — માનવીનું ભાવિ, શેતરંજની રમતને નહિ, લોટરીને વધારે મળતું હતું. .. હું ત્યારે ૪૭ વરસનો હતો — આધ્યાત્મિક પક્વતા મારનો કાળ હું જાણતો હતો કે ડોક ભયંકર ચીજ બની હતી, તેમ છતાં સાથોસાથ એ ય જાણતો હતો કે ન હું, ન મારા મિત્રો, સમસ્ત રૂસી પ્રજા ઓક્ટોબર (ક્રાંતિ) નો ઇન્કાર કદિય કરી શકીએ એમ છીએ. વ્યક્તિઓના

ગુનાઓ અને એ વખતે બનેલી અનેક જુગુપ્સાભરી ઘટનાઓ અમારા મુશ્કેલ પરંતુ મહાન માર્ગથી અમને દૂર ધકેલી દઈ શકે. એમ નથી. એવા ય દિવસો ગુજર્યા છે જ્યારે જીંદગી મને અકારી થઈ પડેલી, પરંતુ ત્યારે ય મને એટલી જાણ હતી કે અમે અમારો પથ સાચો પસંદ કર્યો છે

"ના, અમાગ પાયાના સિદ્ધાન્તો ઉપર એવો કોઈ ફટકો પડયો નથી. મારી પેઢીનાં માનવીને માથે સારો એવો ફટકો પડ્યો છે – કેટલાક મૂઆ; અને બીજા મરે ત્યાં લગી એ દિવસો યાદ કરશે

"મે એ જોયુ છે કે પ્રગતિશીલસમાજમા નવતર વિચારોને વરેલા કહેવાતા લોકોએ પોતાના અંગત સ્વાર્થ માટે કેવા અપ્રામાણિક કૃત્યો કર્યા છે,–બિરાદરોને અને મિત્રોને છેહ દીધો છે, પત્નીઓએ પોતાના પતિઓનો અસ્વીકાર જાહેર કર્યો છે, અને બુદ્ધિશીલ પુત્રોએ તેમના દુર્ભાગી પિતાઓની ઉપર જુઠા આળ ઓઢાડયા છે."

× × ×

"મેં એ વાતની પ્રતીતિ કરી છે કે લોકો ઉપર એવા આરોપો લાવવામા આવ્યા છે કે જે કૃત્યો તેમણે કદી કર્યાં ન હોય, કરી શકે એમ જ ન હોય. હું મારી જાતને અને બીજાઓને પૂછતો હતોઃ 'શાથી આવું?' અને કોઈ જ એનો જવાબ આપી શકતું નહિ. અમે સૌ અંધકારમા હતા."

× × ×

(૧૯૪૦ ના ઉનાળામાં મોસ્કો પાછા ફર્યા બાદ)

"મને મોસ્કો–લેખકોની એક સભામાં આમંત્રવામા આવ્યો હતો ...સ્તાલિને એ સભા બોલાવી હતી. એમાં એણે એવદિએન્કોને 'દુશ્મન' તરીકે ઓળખાવ્યો, અને લિઓનોવના 'ધ સ્નોસ્ટોર્મ' અને કાતેયેવના 'ધ લિટલ હાઉસ' – બન્ને નાટકોના છોતરા છોલ્યા. લેખક સમયથી એવદિએન્કોની બરતરફીના ઠરાવને માટે મત આપવાનો હતો. અનેક લેખકોએ, એક બીજાથી ચઢી જાય એવી, લિઓનોવ અને કાતેએવની બદનામી કરી હું આભો બની ગયો. યુદ્ધ ઢૂંકડું હતુ. શું સ્તાલિનને અમારા બળની એટલી બધી નિરાંત હતી કે એ (હિટલરી જોખમના) દિવસોમાંય સાહિત્ય–આલોચનામાં સમય આપી શકે?"

× × ×

કોણ જાણે છે કે અમે એ વરસોમાં કેટકેટલા એકલવાયા હતા! ઘણાં બધા ભાષણો થતા બંદૂકો અહીં–તહીં ગર્જવા માંડી હતી. રેડિયો રાતદિવસ ચિલ્લાયા કરતો હોય, પરંતુ માનવ–કંઠ, અમે તેમ પણ, અદર્શ બન્યો હતો એની કેટલીય વાતો હતી કે આપણાં પ્રિયતમ સ્વજનો પાસે ય આપણે કબૂલી ન શકીએ. ક્વચિત્ એકવાર અમે એકાદા દોસ્તનો પંજો, હમેશ કરતાં વધારે ઉષ્માપૂર્વક, દબાવતા હતા—અમે બધાં મહાન મૌનના ષડયંત્રનાં સભ્યો હતાં.

"મે જાણી લીધુ કે—મારે દાંત ભીંસીને જીવવાનું હતું, સૌથી મુશ્કેલ કલા – મૌનની કલા સિદ્ધ કરીને!

---

## આકસેનોવ :

'સાથીદારો' (વાર્તા)

(એક મુખ્ય પાત્રના મોઢે)

ઉફ્ આ તો કેટલું ત્રાસદાયી છે! આ બધા ઊંચા આદર્શો માત્ર આદર્શવાદીઓ જ નથી ઉચ્ચારતાઃ હજારો બદમાશો ય એ રટે છે! બેરીઆ પણ પાર્ટીને છેતરતો ત્યારે એ જ સૂત્રો ઉચ્ચારતો હતો – હવે તો આપણે એનાથી સારી પેઠે જાણકાર થઈ ગયા છીએ. માત્ર શણગારરૂપ એ બધા શબ્દો બની ગયા છે હું કેવળ મારા અંતરાત્માને વફાદાર છું અને નહિ કે ચમ્હાળુ સૂત્રોને. એ તો, ઊલટા, સત્ય જીવન જે છે તે જોવામાંથી આપણને રોકે છે...

(યુનોસ્ત : ૧૯૬૦ નં. ૧)

## બુદ્ધિજીવીઓ અને ક્રુશ્ચોવ

(૧૯૬૨ ડિસેમ્બર ૧૭ મી : ૪૦૦ લેખકો – કલાકારો – બુદ્ધિજીવીઓની બેઠકમાં)

ઈલિયા એહરેનબુર્ગે કહ્યું કે "મોડર્ન કલાકારો અત્યાચાતી હોવા જ જોઈએ એવું નથી દા. ત. પિકાસો અને મ.યકોવ્સ્કી."

અર્ન્સ્ટ નિઝવેસ્તની (શિલ્પી)એ ક્રુશ્ચોવને ઉદ્દેશી કહ્યું . "તમને મારું કામ ન ગમે; પણ સોવિયેતના વિખ્યાત વિજ્ઞાનીઓ — કાપિત્સા અને લેન્દાઉતો મને હુંફાળો ટેકો છે"

ક્રુશ્ચોવ બોલી ઊઠ્યો : "એને કારણે અમે કાપિત્સા અને લેન્દાઉને વખાણીએ છીએ એવું નથી."

એવતુશેન્કો નિઝવેસ્તની મદદે ધાયો : "આ (નિઝવેસ્તની) ૧૪ ગોળીઓ એના શરીરમાં લઈ ને યુદ્ધમાંથી પાછો આવ્યો છે, મને આશા છે કે ઘણાં વધુ વરસ જીવશે અને કલાની અનેક વધુ સુંદર કૃતિઓ સર્જશે"

ક્રુશ્ચોવે જવાબ વાળ્યો · "કહેવત છે કે યમરાજ જ ખૂંધાને સુધારે છે."

એવતુશેન્કોએ ફક્ત દઈ ને ઠપકાના સૂરે કહી નાખ્યું :

"હું આશા રાખું છું, કોમરેડ ક્રુશ્ચોવ, કે માણસને સુધારવા કબરનો જ ઉપયોગ કરવો પડે એ દિવસો આપણે વટાવી ગયા છીએ.'

પ્રથમ તો, સૌ સ્તબ્ધ થઈ ગયા; પણ તરત જ શ્રોતાઓએ તાળીઓથી સભાગૃહ ગજાવ્યું.

અને, ક્રુશ્ચોવ પણ જોડાયો—તાળીઓમાં !

## એલેકઝાન્દર સર્ગીવિચ યેસેનિન – વોલ્પિન

— ૧૯૨૫માં આત્મહત્યા કરનાર સોવિયેતના મહાન કવિનો પુત્ર

— માર્કસવાદનો વિરોધી. દોસ્તોયેવ્સ્કીની શાખાનો ગજકીય – સામાજિક અરાજકતાવાદી તત્ત્વચિંતક અને કવિ.

— ૧૯૫૯માં લખાણો ગુપ્ત રીતે વિદેશ મોકલી આપ્યા × સાથેના પત્રમાં લખ્યું ·

> "પશ્ચિમોની મને પડી નથી. રશિયામાં શ્રેષ્ઠ બુદ્ધિજીવી તરીકેનો મારો દાવો નથી. આ સાથે મેં જે લખાણ મોકલ્યુ છે તેમાં કશું નવુ નથી. પરંતુ રશિયામાં જે કોઈ અભ્યાસી, પોતાના ચિંતનને અંતે, તાત્ત્વિક-દાર્શનિક સંશયવાદ ઉપર આવી પહોંચે તે પોતાની જાતને નવા કોલંબસ તરીકે ગણી શકે. ખરો—અલબત્ત, કોલંબસ કોઈ મોટો માણસ ન હતો.
>
> રશિયામાં છાપવાની સ્વતંત્રતા નથી; પણ કોણ કહી શકશે કે વિચારવાની સ્વતંત્રતા નથી !"

આ અરસામા જ યેસેનિન – વોલ્પિનને જેલમાં નાખવામાં આવ્યો હતો અલબત્ત, રાજદ્વારી ગુનેગાર નહિ (એવા તો કોઈ હવે જેલમાં છે જ નહિ ! કેમકે હોઈ શકે જ નહિ !—માટે), 'માનસિક અસ્થિર' ગણીને પરંતુ આ કાંઈ એની પહેલી ધરપકડ ન હતી. સ્તાલિને એને કારાગારમાં દેશનિકાલ કર્યો જ હતો. સ્તાલિનના મૃત્યુ બાદ તેને મુક્તિ મળી હતી; પરંતુ ફરી પોતાની એજ સ્થિતિ થવાની છે. એની ઝાંખી તેને થઈ ગઈ હતી. ૧૯૫૬માં એક કાવ્યમાં આ લાગણી પ્રગટ કરેલી.

*

આ લેખક પોતાને રાજકારણી, સામાજિક અરાજકતાવાદી તરીકે ઓળખાવતો હતો. અને કહેતો કે 'આજના યુગમાં રશિયામાં એનો

× A Leaf of Spring : A. Praeger N. y. (૧૯૬૧)

વ્યવહારુ અમલ કરવા જતાં તો ભયંકર અનુપયતા, લૂંટારુ વૃત્તિ અને ભાષણખોરી જ પ્રગટે! અને એનું પરિણામ તરફડીયાં આવે!'

અને તે પોતાની જાતને એ રીતે સાંત્વન આશ્વાસન આપતો હતો કે —

● આદર્શોનું કામ કાંઈ વ્યવહારગમ્ય બનવામાં નથી. સુંદર પણ અપ્રાપ્ય આદર્શો આપણી નૈતિકતા ઉપર કેટલીક અસર મૂકી જાય તો બસ છે.

વોલ્પિનનો આદર્શ સ્વાતંત્ર્ય છે; અને સ્વાતંત્ર્યની એની સમજ પણ એવી જ છે સ્વાતંત્ર્ય એ તો ખાલી જગા–અવકાશ છે. દરેક વ્યક્તિ પોતાને પ્રિય જે કાંઈ હોય તેનાથી પોતા પૂરતો એ અવકાશ ભરી દે છે

એની આધ્યાત્મિક દૃષ્ટિમાં કોઈ પણ પ્રકારની સમ્મુખત્યારી — બૌદ્ધિક કે ઇતર — ને સ્થાન જ નથી. એને મન સ્વાધીનતા એટલે **વ્યક્તિની** સ્વાધીનતા જ છે — **આદર્શોની** સ્વતંત્રતા નહિ. ગઈ કાલના પ્રાથમિક દશાના સર્વસત્તાવાદના સૂત્રોની એને પડી નથી, પરંતુ આવતી કાલ કે જ્યારે કમ્યુનિઝમનું અસ્તિત્વ મટી ગયું હશે, અને માનવજાતે, દરેક વ્યક્તિએ, જેનો સામનો કરવો પડે છે એ સાચી સમસ્યાનો ઉકેલ એ શોધવાનો હશે

અને પોતે જ સ્વીકારી લે છે કે —

'સ્વાધીનતાની મારી સમજ, અલબત્ત, નકારાત્મક જ છે ભાષણખોરો તો પ્રજાના મનમાં ગુંચવાડો પેદા કરી, એના ભોગે, પોતાનાં હિત સાધી લેવા મથતા હોય છે એ લોકો તો કુકરની જેમ ભૂંકવા ઉપરાંત કૈં જ કરી શકતા નથી

"પરંતુ અલ્પાક્ષરી વાણીમાં બોલવા ટેવાયેલા આ લોકોની ભાષાથી આપણે આપણી જાતને મુક્ત કરી લેવી જોઈએ, અને સ્વાધીનતાની સમજ માટે વૈજ્ઞાનિક અભિવ્યક્તિ શોધી કાઢવી જોઈએ."

# પરિચય

## બોરિસ પાસ્તરનાક : (૧૮૯૦–૧૯૬૦)

રશિયાની ક્રાંતિ સમયની મહાન ફ્યુચરિસ્ટ – સિમ્બોલિસ્ટ કવિ-ત્રિપુટી: સર્જી એસેનિન, માયાકોવ્સ્કી તથા પાસ્તરનાક

૧૯૦૫ની ક્રાંતિ વખતે, પંદર વર્ષની વયે, કિશોર પાસ્તરનાકે તેમાં ઝંપલાવી પડેલો ૧૯૧૭ની ક્રાંતિ સુધીમાં તો, એના કેન પ્રકારે કેવળ રાજકીય સત્તા કબજે કરીને દુનિયાને પલટનારી ક્રાંતિમાંથી આસ્થા ઊઠી ગયેલી. ૧૯૧૮ માં તેણે Without Love (ટૂંકી વાર્તા) લખી અને ૧૯૫૬માં લખેલી ડૉ. ઝિવાગો (નવલકથા) વિદેશમાં પ્રગટ થઈ; આ ૩૮ વર્ષ દરમ્યાન તેની એક જ શ્રદ્ધા કાયમ રહેલી :

"માનવી જીવવા માટે સરજાયો છે, નહિ કે જીવવાની તૈયારી કરવા" આવો આ કવિ ૧૯૩૨ સુધીમાં રશિયાના બુદ્ધિજીવીઓનો અત્યંત લાડકવાયો કવિ બની ગયો હતો — ચાર કાવ્ય સંગ્રહો, ઉપરાંત વાર્તાના બે ગ્રંથો તથા આત્મકથા પણ (૧૯૩૨ માં) પ્રગટ થઈ ચૂકી હતી. ૧૯૩૦ સુધીમાં આ કવિની કૃતિઓ મોસ્કો વિદ્યાલયમાં ભણાવાતી હતી પરંતુ એ પછીના 'સ્તાલિનયુગ'માં આ 'સિમ્બોલિસ્ટ' કવિને માટે કલમ ચલાવવી અશક્ય બની ગઈ!

અને માટે ભાગે તે પ્રસિદ્ધ યુરોપી કવિઓના અનુવાદો કરતો રહ્યો...

આ પૂર્વજ એના મેધાવાન સાથી કવિઓ – એસેનિન તથા માયકોવ્સ્કી આત્મહત્યા કરી ચૂકેલા હતા ત્યારે આ કવિ મૂક પ્રતિકારની અદ્ભુત શક્તિ કેળવીને ગાંડપણ અને યમદૂતને દૂર રાખી શક્યો. આજે, પાસ્તરનાક નવા ઉનાડના કવિઓની પરમ પ્રેરણા અને શ્રદ્ધાનું પ્રતીક બની ગયો છે..

## મિખાઈલ શૌલોખોવ :

સોવિયેત સાહિત્યકારોમાંય, વિદેશોમાં સૌથી વધુ વિખ્યાત છે. 'ક્વાયટ ફ્લોઝ ધ દોન' અને 'ધ દોન ફ્લોઝ હોમ ટુ ધ સી' એ કોઝાક પ્રજાની મહાન નવલકથા છે – તોલ્સતોયકૃત 'યુદ્ધ અને શાંતિ' ની જેમ. એ એક ઉત્તમ નવલકથા હોવા છતાં, જેનું બહુ ડિમડિમ વગાડવામાં આવે છે તે 'સમાજવાદી વાસ્તવતાવાદ' નું એમાં કોઈ પ્રતિબિમ્બ નથી. છતાં સોવિયેત રશિયામાં આરંભથી તે આજ લગી એનું સાચા સમાજવાદી લેખક તરીકે બહુમાન રહ્યું છે. (જો કે એણે પોતે જ એકારસોવાક્યિાના પત્રકારને મુલાકાત આપતાં એવું કહેલું કે સમાજવાદી વાસ્તવતા શું છે હું જ જાણતો નથી !)

આ નવલકથા ઉપરાંત એની બીજી મોટી નવલકથા તે 'વર્જિન સોઈલ અપટર્ન્ડ' – જેમાં દોન નદીના કોઝાક પ્રદેશમાંના સમૂહ ખેતરોનું આલેખન છે. આ નવલકથા પણ બે ભાગમાં છે. પહેલો ખંડ ૧૯૩૨ માં પ્રગટ કરેલો : બીજો ખંડ ૧૯૬૩માં !

પરંતુ ખૂબીની વાત એ છે કે – પોતે સમૂહ ખેડૂતો ઉપર થયેલા અત્યાચારો જોયા જાણ્યા છે; અને ૧૯૩૬ માં સ્તાલિનને પત્ર લખી એને વિષે ધ્યાન ખેંચેલું ય હતું; પરંતુ તેનો એક અંશ આ નવલકથામાં દેખા દેતો નથી !

આ લેખકે નવલિકાઓ તથા યુદ્ધનાં રેખાચિત્રો પણ લખ્યાં છે.

શૌલોખોવ કમ્યુનિસ્ટ પાર્ટીમાં ૧૯૩૨ માં જોડાયો અને સોવિયેતની લોકસભામાં સભ્ય પણ છે પરંતુ તેણે લેખક-સંઘમાંય સીધા સત્તાધારી બનવા કરતાં હમેશા બધાથી પર હોવાનો, અને સૌની ટીકા કરવાનો અધિકાર મેળવી લીધો છે — ભાગ્યે જ કોઈ લેખક એને સંતોષકારક લાગ્યો હશે ખાસ તો, લેખકની પડતી વખતે જ એ ફટકો વીંઝવાનું પસંદ કરે છે. દા. ત. ફાદેયેવ સિમોનોવ, સુર્કોવ – સૌની પડતી વખતે એણે ઝાટકણી કાઢેલી !

*

## ઈલિયા એહ્રેનબુર્ગ

૭૨ વર્ષની બુઝર્ગવયનો આ લેખક જ્યુ – યહૂદી છે : નવી પેઢીનો એક માત્ર જીવતો સેતુ છે. ક્રાંતિ થયા પછી જિંદગીનો ઘણો મોટો ભાગ તે પશ્ચિમમાં – તેમાં ય ખાસ પારિસમાં – રહ્યો છે; (એમ તો, આંતરવિગ્રહનાં વરસો (૧૯૧૮ – ૨૦) દરમ્યાન તે 'લાલ' અને 'સફેદ', ક્રાંતિકારી અને ક્રાંતિ વિરોધી પ્રદેશોમાં પૂરા ભય નીચે રહ્યો હતો.) અને વિદેશ નિવાસ દરમ્યાન એ રશિયામાં યથેચ્છ રીતે જા-આવ કરી શકતો હતો.

એહરેનબુર્ગની વિખ્યાત નવલકથાઓ : 'જોલિયો જુરેનિતો' (૧૯૨૨,) 'ધ લવ ઑફ જીન ને' (૧૯૨૪), 'ધ ફૉલ ઑફ પારિસ' (૧૯૪૧), 'ધી સ્ટૉર્મ' (૧૯૪૮), 'ધ નાઈન્થ વેવ' (૧૯૫૨), 'ધ થૉ' (૧૯૫૪), ધ સ્પ્રિન્ગ' (૧૯૫૬) વગેરે છે.

પરંતુ એની છેલ્લી કૃતિ : આત્મકથા (People, Years and Life) માં તેણે આજની સત્તાને ખૂંચે એવાં વિધાનો કરેલાં છે. (દા. ત. સ્તાલિન-યુગના અત્યાચારો વખતે આજના સત્તાધારીઓ મૂંગા રહ્યા હતા – વગેરે ! વળી તેણે પોતાને બીજા બધા કરતાં વધુ 'શાણો' હોવાનું પણ સૂચન કર્યું છે. બીજાઓ સ્તાલિનને મદદ કરતા હતા ત્યારે એ મૂંગો રહી જતો હતો – એ અર્થમાં) પણ એણે પોતે જ એવું ય કહી નાખ્યું છે કે મેં હજી પૂરેપૂરું સત્ય લખી નાખ્યું નથી !

નવાઈની વાત એ છે કે સ્તાલિનયુગ દરમ્યાન આ લેખકે ઘણું બધું જોયા – જાણ્યા છતાં મૂંગા રહેવાનું વધુ પસંદ કર્યું હતું; સ્તાલિનની ખુશામદ પણ કરી હતી. પણ ક્રુશ્ચેવની સત્તા આવતાં વેંત તેણે હવા

પલટાની જોઈ લીધી અને નવો ઉઘાડને પુષ્ટિ આપતી નવલકથા 'Thaw' લખી; બાદ અનેક લેખો દ્વારા સાહિત્ય અને વાસ્તવવાદ અંગેની ચર્ચાઓ નવી દૃષ્ટિએ શરૂ કરી...

છેલ્લા થોડા સમયથી ક્રુશ્ચોવે સાહિત્ય – કલા ઉપર નવેસરથી કોરડો વીંઝવાનો આરંભ કર્યો છે ત્યારે એહરેનબુર્ગે નવમતવાદીઓને પક્ષે ઊભા રહેવાનું – ક્યાંક આગળ પડી એમને ઉત્તેજન આપવાનું, ક્યાંક એમનો બચાવ કરવાનું ય કર્યું છે. આમ તેણે ક્રુશ્ચોવની ખોફગી વહોરી લીધી છે

યુરોપના અનેક પરિબળો સાથે તે વણાયેલો છે; તથા પોતે સર્જક હોવા ઉપરાંત, સારો એવો અભ્યાસી વિવેચક પણ છે; ઉપરાંત, ચિત્રકલાનો અચ્છો ઉપાસક છે. આથી તેના લોહીમાં એકાંગી અધ-સત્રવાદ કરતાં 'કોસ્મોપોલિટન' વલણ વિશેષ છે અને એણે ઘણાં સમયથી ફરી ફરીને એટલું તો રટ્યા કર્યું છે કે સોવિયેતના કલાકારો – લેખકોને પ્રયોગો કરવાની સારી એવી સ્વતંત્રતા હોવી જોઈએ...વળી સ્પુતનિક અને અવકાશ – ઉડ્ડયનોની જ પાછળ ગાંડા બનેલાને તેણે ચીમકી આપીને, સોવિયેતની પદ્ધતિમાં ખૂટતા માનવતાનાં લક્ષણોની ય સૂચના કરી લીધી છે

---

વોઝ્નેસેન્સકી (કવિ)

(કેમ જાણે પોતાની પેઢીની જવાબદારી સ્વીકારતો લખે છે :)

'માનવી જ્યારે લખે છે ત્યારે એ આ વિશ્વમાં એના પયગંબરી પેગામની લાગણી અનુભવે છે. રશિયન કવિનું આજનું કર્તવ્ય માનવીના ઊંડાણમાં ડોકિયું કરવાનું છે.'

મેક્સિમ ગોર્કી (૧૮૬૮–૧૯૩૬).

– વિશ્વવિખ્યાત ક્રાંતિકારી લેખક

– ૧૯૧૭ સુધી તો તે લેનિન અને તેની ક્રાંતિ–પદ્ધતિનો કટ્ટર વિરોધી હતો. વિદેશી સત્તાઓએ રશિયાને ઘેરો ઘાલ્યા બાદની પરિસ્થિતિમાં તે લેનિન તરફ ઢળ્યો. વધુને વધુ જવાબદારીઓ ઉપાડતો થયો; સ્તાલિનની પદ્ધતિઓએ અકળાતો અને અવારનવાર અવાજ કાઢતો — છતાં મુખ્ય તો સત્તા સાથે સમાધાન કરી, થાય તે કરવા મથતો રહ્યો.

– 'સમાજવાદી વાસ્તવવાદ'નો સર્જક (પાછળથી સ્તાલિન — ઝ્દાનોવે એની વિકૃતિ કરી); એના મૃત્યુની ઘટનામાં સ્તાલિનની જવાબદારી મનાય છે.

એલેક્સી તોલ્સતોય (૧૮૮૨–૧૯૪૫)

– ક્રાંતિના આરંભનાં વર્ષોનો અગ્રણી નવલકથા લેખક : 'પીટર ધ ગ્રેટ,' 'રોડ ટુ કાલ્વેરી' વગેરે...

ઈવાન બુનિન (૧૮૭૦–૧૯૫૭)

– ક્રાંતિ બાદ વિદેશ જઈ વસેલો તેજસ્વી વાર્તાકાર

એલેક્ઝાન્ડર કુપ્રિન (૧૮૭૦–૧૯૩૮)

– 'યામા' વગેરેનો મશહૂર લેખક

– ઝ્દાનોવ યુગમાં 'અદૃશ્ય' થયો!

લિયોનિદ આન્દ્રેયેવ (૧૮૭૧–૧૯૧૯)

– ક્રાંતિ બાદ વિદેશ જઈ વસ્યો.

એલેક્ઝાન્ડર બ્લોક (૧૮૮૦–૧૯૨૧)

– રશિયન 'સિમ્બોલિસ્ટ' મશહૂર કવિ

સર્ગેઈ યેસેનિન (૧૮૯૫–૧૯૨૫)

– રશિયન 'સિમ્બોલિસ્ટ' કવિ

– ૧૯૨૫માં આત્મહત્યા

**બૉન્દ્રેઈ બેલી**

– સિમ્બોલિસ્ટ કવિ

**વ્લાદિમિર માયકોવ્સ્કી (૧૮૯૩–૧૯૩૨)**

– રશિયન 'ફ્યુચરિસ્ટ' તેજસ્વી અગ્રણી કવિ

– આત્મહત્યા ૧૯૩૦માં.

**ઈસાક બાબેલ (૧૮૯૪–૧૯૪૧)**

—જન્મે-જ્યૂ. ઝારના જ્યૂ વિરોધી હલ્લા, અને આંતર વિગ્રહ દરમ્યાન વ્હાઈટ આર્મીના જ્યૂ વિરોધી અત્યાચારોનો અનુભવ

– આંતરવિગ્રહમાં પોલાંડ સામેના યુદ્ધ દરમ્યાન બુદ્યોનીની ટુકડીમાં રાજદ્વારી અધિકારી;

– 'નેચરાલિસ્ટ' વાર્તાકાર

– પેગ્રોવ યુગનો શિકાર : ૧૯૩૪માં ગિરફ્તાર; ૧૯૪૧માં કોન્સેન્ટ્રેશન કેંપમા મોત.

—૧૯૫૭માં એની મૃત્યોત્તર પુનઃપ્રતિષ્ઠા

**મિખાઈલ ઝોશેન્કો (૧૮૯૫–૧૯૫૮)**

– પ્રખર કટાક્ષ-વાર્તા લેખક · ક્રોપ્કિની અસર.

– ઝ્દાનોવનો શિકાર (પાસ્તરનાક, આખ્માતોવા સહિત) (૧૯૪૬)

– ૧૯૫૮માં 'ક્ષમારહિત' 'પશ્ચાત્તાપ રહિત,' 'સન્માન-રહિત' મૂઓ.

[૧૯૨૯માં પ્રથમ વાર્તા સંગ્રહ Sentimental Tales]

**પી. રોમાનોવ (૧૮૮૪–૧૯૩૮)**

–રોમાંટિક શૈલીનો નવલકથા-વાર્તા લેખક :

[ઑન ધ વોલ્ગા; ટેન કમાન્ડમેન્ટસ, થ્રી પેર્સ ઑફ સિલ્કસ્ટોકિંગ્સ]

–યેઝોવ-યુગમાં અદૃશ્ય !

**લિયોનિદ લિયોનોવ**

– દોસ્તોયેવ્સ્કીની શાખાનો વાર્તાકાર 'ક્રિટિકલ રિયાલિસ્ટ.' (વાર્તા . The Thief)

**આન્ના આખ્માતોવા**

– તેજસ્વી કવિયિત્રી

–ઝ્દાનોવનો શિકાર બનતાં મૂંગો પ્રતિકાર. (૧૯૪૬)

**બોરિસ પિલ્ન્યાક (૧૮૯૪–૧૯૩૯)**

– ઑલ રશિયન યુનિયન ઑફ રાઈટર્સનો પ્રથમ ચેરમેન.

– ૧૯૨૯ 'મેહોગની' વાર્તા જર્મનીમાં છપાવા માટે સતામણી : ૧૯૩૮માં ગિરફ્તાર, કોન્સેન્ટ્રેશન કેમ્પમાં મરણ.

**એવજેની ઝામ્યાતિન (? – ૧૯૩૭)**

– ક્રાંતિ પૂર્વે સોશિયલ ડેમોક્રેટિક પાર્ટીમાં બોલ્શેવિક પાર્ટીના ગુપ્ત સભ્ય તરીકે.

– ૧૯૨૫માં આત્મકથાત્મક રેખાચિત્ર – ત્યારે તે બોલ્શેવિક મટી ગયો હતો.

– ૧૯૧૯માં એની નવલકથા We પ્રાગમાં છપાતાં ખફા દૃષ્ટિનો ભોગ. (ઑરવેલ કૃત '૧૯૮૪'ની પૂર્વવર્તી નવલકથા !)

[લેખ : 'ઑન લિટરેચર, રેવોલ્યુશન ઍન્ડ ઍન્ટ્રોપી']

**એવરબાખ**

– RAPPના ત્રણ નેતાઓમાંનો એક (બીજા ફાદેયેવ, પાનફેરોવ).

– 'ઑક્ટોબર' જૂથનો નેતા :

– પાછળથી હાર !

**લિદિયા સેકુલિના :**

– નવલકથા વાર્તા લેખક

– સ્તાલિન યુગનાં ૨૦ વર્ષ મૌન બાદ મૃત્યુ :

( એહરેનબુર્ગની ભવ્ય અંજલિ )

★

**તિખોનોવ**

– પ્રૌઢ પેઢીનો કવિ :

– યુદ્ધ દરમ્યાન લેખક સંઘનો પ્રમુખ ( પાછળથી ઢીલો ગણાયો; તેને સ્થાને ફાદેયેવ )

**વાસિલી ગ્રોસમાન**

The People Immortal ( નવલકથા )

**વર્શિગોરા :**

– Men with Clear Conscience ( નવલકથા )

*

**ફાદેયેવ**

– નવલકથા લેખક

– ૧૯૨૯ સુધી RAPPનો અગ્રણી

– ૧૯૩૬ થી ૧૯૪૪ તથા ૧૯૪૬ થી ૧૯૫૬ · સોવિયેત લેખક સંઘનો વડો; સ્તાલિન પારિતોષિક સમિતિનો વડો, પ્રકાશન વિભાગનો વડો : સત્તાધારી સાહિત્યકારોનો અગ્રણી.

– ૧૯૫૬માં દંભ અસહ્ય બનતાં આત્મહત્યા કરી ! [ નવલકથા : ધ યંગ ગાર્ડ વગેરે ]

**સુર્કોવ**

– યુદ્ધકાળનો કવિ

– ક્રુશ્ચોવ યુગમાં 'નવઉઘાડ'ના સૌથી કટ્ટર વિરોધી પાસ્તરનાકની સતામણી કરનાર : ફાદેયેવને સ્થાને લેખક સંઘનો મુખ્યમંત્રી : ૧૯૫૯માં સોર્કોવને સ્થાને ફેદિન.

**કોન્સ્તાન્તિન ફેદિન :**

– નવલકથા લેખક

– ક્રુશ્ચોવ યુગનો 'લિબરલ' સત્તાધારી ( ૧૯૫૯ થી સુર્કોવને સ્થાને )

**કોન્સ્તાન્તિન સિમોનોવ**

– અગ્રણી કવિ, નાટ્યકાર, નવલકથાલેખક : યુદ્ધકાળનો અગ્રણી લેખક

– ૧૯૫૩ ના 'ઉઘાડ'ના આરંભમાં સજાગ.

– ૧૯૫૪ થી ક્રુશ્ચોવથી સત્તાધારી સાહિત્યકાર : એહરેનબુર્ગની 'થો' નો કટ્ટર ટીકાકાર...

– ૧૯૫૭ – ૫૮માં નવા ઉઘાડને ઉત્તેજન આપવાના ગુના (!) માટે બદનામ; આત્મટીકા; શુદ્ધિ પૂરી ન થતાં અમુક સમય ઉઝબેકિસ્તાનમાં નિર્વાસિત !

– ૧૯૬૧માં વળી ૧૭ બુદ્ધિજીવીઓની અરજીમાં નવા ઉઘાડને પક્ષે સહી કરવાની હિંમત કરેલી.

**સ્મિર્નોવ**

– ક્રુશ્ચોવવાદી સત્તાપક્ષી સાહિત્યકાર

– The Brest Fortress ( નવલકથા ) નો લેખક

– ૧૯૫૮ માં લિટરરી ગેઝેટનો તંત્રી

– ૧૯૬૧ માં તેને તંત્રીપદેથી હઠાવી તેના મદદનીશને ચઢાવ્યો.

**કોચેતોવ**

– નવસ્તાલિનવાદી સત્તાપક્ષી સાહિત્યકાર

– ૧૯૫૭ માં લિટરરી ગેઝેટનો તંત્રી

– The Yershov Brothers ( દુદિન્તસેવની Not by Bread Alone ને જવાબરૂપ નવલકથા : ૧૯૫૮ )

– ૧૯૬૦–૬૧ પાન્ફેરોવને સ્થાને 'ઓક્ટોબર'નો સંપાદક :

★

**કોન્સ્તાન્તિન પૌસ્તોવ્સ્કી :** ( જન્મ ૧૮૯૨ : કીવ )

નવા ઉઘાડનો અગ્રણી પીઢ કવિ – વિવેચક

– 'બ્લોક બાબેલનો મિત્ર' : સંસ્મરણો આલેખ્યાં.

– સોવિયેનમાં પ્રવર્તતી ભ્યુવિરોધી નીતિ સામે પ્રથમ વિરોધ પ્રગટ કરનારામાંનો એક બુદ્ધિજીવી.

– ૧૯૫૬ માં દુદિન્તસેવની નવલકથા – Not by bread alone નો ખુલ્લો ટેકેદાર.

– ૧૯૬૩ માં પ્રવાસે જઈ આવ્યા પછી તેનાં સંસ્મરણો સામે ટીકા.

**મારિના સ્વેતાયેવા :**

– પાસ્તરનાકની મિત્ર લેખિકા : રશિયાથી નિર્વાસિત લાંબા વિદેશ નિવાસ અને ૧૯૩૯ માં કુટુંબ સાથે પુનરાગમન. પતિને જેલમાં પૂર્યો, મરી ગયો અને દીકરીને પણ પકડી લીધી, પુત્ર યુદ્ધને મોરચે; અને સ્વેતાયેવાનેય અત્યંત પછાત પ્રદેશમાં એકલ જીવન જીવવા ધકેલી દીધી – જ્યાં ઘરકામ સુદ્ધાં મેળવવું અને ભરણપોષણ કરવાનું અશક્ય બન્યું. ૧૯૪૧ માં તેણે ફાંસો ખાઈ આત્મહત્યાનો માર્ગ લીધો!

**જુલિયા નેઈમાન** ( કવયિત્રી )

– સ્તાલિનયુગમાં મૌન – પ્રતિકાર

– '૧૯૪૧' ( કવિતા ) – છેક ૧૯૫૬ માં પ્રગટ થઈ શકી!

**કોર્નેઇચુક**

– The Front( યુદ્ધકાળનું નાટક )

– Wings ( નવાઉઘાડનું નાટક – પ્રથમવાર 'કોન્સેન્ટ્રેશનકેમ્પ' નો ઉલ્લેખ! )

**ઓલ્ગા બર્ગોલ્ત્સ :**

– કવયિત્રી : નવા ઉઘાડની અગ્રદૂત : ૧૯૫૩માં સ્તાલિનના મૃત્યુ બાદ અવાજ ઊંચો કરનાર : એણે કવિતામાં માનવીની 'ઇમેજ' સાથે કવિનું તાદાત્મ્ય હોવાનો આગ્રહ સેવ્યો...અને સોવિયેત સાહિત્યમાં એ જ તત્ત્વ શાથી અદૃશ્ય છે તેનું કારણ જણાવ્યું કે તમામ આત્મલક્ષી ઊર્મિઓની કઠોર રીતે ટીકા કરવામાં આવી છે – પછી તે ગમે તે પ્રકારની હોય, દા. ત. આશંકા, અનિશ્ચિતતા, અંગત આનંદ, અંગત દુઃખ આદિ.

[ કવિતા : That Year ]

[ ઉપરાંત – વેર પાવનોવા, વેરા ઇન્બર, વેરા કેટલિન્સ્કાયા – ત્રણે કવયિત્રીઓ માનવીના વ્યક્તિગતમનો ભાવને પ્રગટ કરનારી જણાય છે. ]

**એલેક્ઝાન્ડર ત્વારદોવ્સ્કી :**

જૂની પેઢીનો કવિ, સંપાદક. મેક્સિમ ગૉર્કીના ઉત્તેજનથી આગળ આવેલ પાર્ટીની સેન્ટ્રલ કમિટીના સભ્ય, ક્રુશ્ચોવને વધુ ઉદારમતવાદ તરફ ખેંચનાર ..

નવી પેઢીને પડખે ઊભો રહેનાર : નવા ઉઘાડના અગ્રણી મુખપત્ર 'નોવિમિર' નો સંપાદક.

– ઓલ્ગા બર્ગોલ્ત્સ પછી તરત એક લાંબા કાવ્ય દ્વારા તેણે પોતાની અને પોતાના સાથીઓની માનવતા અને સત્ય પ્રત્યેની નિષ્ફળતાનો સ્વીકાર કર્યો...

(સ્તાલિનયુગમાં બીજા કેટલાક લેખકોની જેમ તેણે અસત્ય આલેખન કરવાને બદલે મૂંગા રહેવાનું વધુ પસંદ કરેલું. 'ઉઘાડ' આવતાં તેણે અનેક 'જોખમકારક' લેખો નોવિ-મિરમાં પ્રગટ કરેલા, પરંતુ પાસ્તરનાકની 'ડૉ. ઝિવાગો' છાપવા ઈન્કારેલી.)

☆

**એવજેની એવતુશેન્કો :**

૩૦ વર્ષનો જુવાન અગ્રણી વિખ્યાત કવિ

( આ અંકમાં જ એનું આત્મવૃત્તાંત તથા કાવ્યાદિ ).

આન્દ્રેઈ વોઝ્નેસેન્સ્કી

૩૦ વર્ષનો જુવાન કવિ. જ્યોર્જિયાવાસી : પાદરીના કૂળમાં જન્મેલો. બાળપણ સાદિમિરમાં ગાળેલું. શિક્ષણ શિલ્પીનું લીધેલું; પણ મુખ્ય કાર્યક્ષેત્ર રહ્યું કાવ્યનું

પાસ્તરનાકે એનાં પાછલાં વર્ષો દરમ્યાન આ ઊગતા કવિ પ્રત્યે વિશેષ મમતા બતાવી હતી અને આ યુવાન કવિએ પાસ્તરનાકને ગુરુ અને પિતાતુલ્ય લેખ્યા હતા. પોતાની તમામ કવિતા જો કોઈને બનાવી હોય તો તે પાસ્તરનાકને જ.

[આ અંકમાં કાવ્યો]

વાસિલિ આક્સિઓનોવ

૩૦–૩૧ વર્ષની ઉંમર ચેખોવની જેમ કેટલોય સમય મૉસ્કોની હૉસ્પિટલોમાં કામ કરેલું.

મુખ્યતઃ વાર્તાકાર. કાપોતે અને ઈન્ગ્રનારના મિશ્રણ જેવો; શૈલીમાં પશ્ચિમી સાહિત્યની અસર નીચે અને કોઈ પણ પ્રકારના સત્રવાદનો વિરોધી; સાહિત્યક્ષેત્રે "નિહિલિસ્ટ" ગણાય છે.

[બે પેઢીની સમસ્યામાં Ticket to the stars (નવલિકા)નો ફાળો; The Colleague વગેરે]

યુરી કાઝાકોવ

સંગીતનો વિદ્યાર્થી; બે વાર્તા સગ્રહો (૧૯૫૭–૧૯૫૮))

૩૬ વર્ષનો આ વાર્તાકાર અત્યંત શરમાળ છે બોલતાં તોતડાય છે. પરંતુ તેને પોતાનાં સર્જનનું ગૌરવ છે એના કહેવા મુજબ, તે બીજાની જેમ શૈલી તરફ ઘસડાયો નથી, અને પોતાની ઉપર ખાસ ઈવાન બુનિનની અને બીજી ચેખોવની અસર હોવાનું સ્વીકારે છે. તેની વાર્તામાં પ્રગટ થતી માનવપરિસ્થિતિ પરત્વેની ઊંડી ઉદાસીનતાને કારણે ત્યાં એને 'અધઃપતિત લેખક' તરીકે ય નિંદવામાં આવ્યો છે. કોન્સ્તાન્તિન પૌસ્તોવ્સ્કીનો એ શિષ્ય છે, અને ઘણો સમય એની સાથે રહે છે. દર વરસે જૂન મહિનો કારેલીઆના માછીમારોનાં ઝૂંપડાંમાં 'ઉત્તરી શ્વેતરાત્રીઓ'નો આનંદ માણવા જાય છે.

— [આ અંકમાં : આદમ અને ઈવ]

વિક્ટર નેક્રાસોવ

૫૨ વર્ષનો આધેડ છતાં દેખાવે જુવાન છે રશિયાના યુક્રેન પ્રદેશનો છે, પણ લાગે જ્યોર્જિયાનો. ૧૯ મી સદીના મહાન લેખક નેક્રાસોવનો તે વંશજ છે

૧૯૪૭ માં તેને નવલકથા 'ઇન ધ ટ્રેન્ચીઝ ઑફ સ્તાલિનગ્રાડ' (હારવિલ લંડન – ૧૯૬૨) માટે સ્તાલિન પારિતોષિક મળેલું (કલા દૃષ્ટિએ પણ આ એક ઉત્તમ કૃતિ ગણાય છે) તેણે અનેક યુદ્ધનવલિકાઓ લખી છે; તથા ખાસ તો એણે સોવિયતની કૉન્સેન્ટ્રેશન કૅમ્પમાંથી પાછા ફરેલા સૈનિકના અનુભવો આલેખ્યા છે (કિરા જ્યોર્જિએવ્ના : ન્યુયૉર્ક, ડટન, ૧૯૬૨); તથા સ્તાલિન પૂજાવાદ વિરોધી એક નવલકથા પણ લખી છે તાજેતરમાં (૧૯૬૩ માં) તેણે અમેરિકા અને ઇટલીની પ્રવાસનોંધ લખીને આફત વહોરી લીધી છે ('દુનિયાની આ પાર ને પેલે પાર')

વી પોમેરાન્તસેવ –

– ઉપાડનો અગ્રણી : "સાહિત્યમાં સચ્ચાઈ" અને "અંતરાત્માનો અવાજ" લેખનો પુરસ્કર્તા (૧૯૫૩)

માર્ગારિટ ઍલિગર

– ઉઘાડ યુગની કવયિત્રી (૧૯૫૬) Truth (કાવ્ય)

– ૧૯૫૭ મેમાં ક્રુશ્ચોવે ભયંકર ટીકા કરી : ઍલિગર બેભાન થઈ ગઈ ચાર મહિને જતાં આત્મ-ટીકા કરી.

વ્લાદિમિર દુદિન્તસેવ

– Not By Bread Alone (નવલકથા) થી મશહૂર બન્યો.

આ નવલકથાની અસર, લેખકે નહિ ધારેલી એવી, પ્રચંડ–

વ્યાપક થઈ આ નવલકથા નવયુગી સાહિત્યિક ક્રાંતિના કેન્દ્ર–અ હોલનની પુરસ્કર્તા બની ગઈ. યુવાનોએ એને સ્તાલિનયુગી 'મહા અસત્ય' સામે 'મહા સત્યની' પુરસ્કર્તા તરીકે આવકારી.

સાલ્ઝેનિત્સિન

– "One day in life of Ivan Denisovitch"

કૉન્સેન્ટ્રેશન કૅમ્પની આત્મકથાત્મક નવલકથાથી મશહૂર.

યુરી નાગિબિન

– સિનેકલાનો અભ્યાસી

– ૧૯૩૯ થી લેખન.

બુલાત ઓકુજ્ઞાવા :

એવતુશેન્કો, વોઝસેન્સ્કી આદિની જેમ ૧૦,૦૦૦ની મેદની આકર્ષનારો કવિ !

બેલા આખ્માદુલિના

– નવા ઉવાડની મશહૂર કવયિત્રી

– યશસ્વી યુવાન કવિ એવતુશેન્કો સાથે લગ્ન કરી છૂટી થયેલી

['Volcanoes' – કવિતા ]

વેરા ઇન્બેર :

– ઢાંચાઢાળ નવલકથા સામે સૂર ( ૧૯૫૩ )

વેરા પાવનોવા

– ત્રણ ત્રણ સ્તાલિન–પારિતોષિક વિજેતા

– નવા ઉઘાડની ત્રીજી નવલકથા : Seasons of the Years

ઉસ્પેન્સ્કાયા

– ૧૯મી સદીના મહાન નવલકથાકાર ગ્લેબ ઉસ્પેન્સ્કીની પૌત્રી

– નવા ઉઘાડની અમણી નવલકથા "Our Summer."

સ્ટેપન શિચપાચોવ

– નવ ઉઘાડવાદી અ–રાજકારણી કવિ

– કેટલોક સમય મોસ્કો લેખકસંઘનો પ્રમુખ

ગાલિના નિકોલેયેવા

– Battle on the Way (નવલકથા : ૧૯૫૪)

એલ. ઝોરિન

– નવા ઉવાડનુ નાટક The Guest : 'ક્રાંતિકારી આદર્શવાદનું પતન' ચીધે છે.

બોરિસ પોલેવોઈ

– ( તંત્રી 'યુનોસ્ત' · નવમતવાદી )

યાશિન

– Vologoda's Wedding (૧૯૬૩)

વ્લાદિમિર પોલ્યાકોવ

– The Story of a Story of Frieman Prokhrochuk ( વાર્તા ૧૯૫૩માં પ્રગટ ) : સમાજવાદી વાસ્તવવાદ ઉપરની ભયંકર કટાક્ષિકા

[ આ અંકમાં ઉપરની વાર્તા ]

સર્ગેઈ મિખાલોવ

– સોવિયેતના રાષ્ટ્રગીતનો કવિ

– An Orietal Fable માટે ટીકાપાત્ર

બોરિસ સ્લુત્સ્કી :

– ૧૯૫૭થી સ્વૈરવિહારી કવિ તરીકે ખ્યાતિ.

કાતેયેવ

– નવઉઘાડ–પંથી 'યુનોસ્ત' ( યુવક )નો તંત્રી

– વિદેશ જઈ આવ્યા પછી તેનાં સંસ્મરણો માટે ઝાટકણી.

વિ. કાવેરિન

૧૯૬૨ : કુશ્ચોવ ઉપરનો ૨૭ બુદ્ધિજીવીઓના પત્રનો એક સાથી

[ A Piece of Glass : ૧૯૬૦ ]

**કોર્નેઈ ચુકોવ્સ્કી**

– કુશ્ચેવ ઉપરના પત્રનો સાથી : નવ ઉઘાડનો એક અગ્રણી
[ The Road We Choose : નવલકથા ]

| | | |
|---|---|---|
| ત્રિ. તેન્દ્રીઆકોવ | : | The Three, The seven and the Ace (૧૯૬૦) |
| કાઝેવનિકોવ | : | Apparition (૧૯૬૦); Introducing Baluev (નવલકથા) ૧૯૬૦ |
| કોન, | : | Afloat and at Anchor (લેખ–૧૯૬૦) |
| એન. દુબોવ | : | The difficult Test ,, |
| એસ. ઢેબોવ | : | Save our suols (નવલકથા) |
| એ. પોલુખિન | : | Whirlpool ,, |
| એ. એલેક્સીન | · | Butterfly |
| ગુલિયા | : | The Chestnut House |
| સિમારકો . | : | The Temptation of Fragı |
| વી. કેટલિનસ્કાયા | : | Otherwise It is not Worth Living (નવલકથા) |
| દેવીદોવ | : | The Love Affair of Engineer Isotov (નવલકથા) |
| દાનિલ ગ્રાનિન | | I walk into the Storm. |

**ગોરેદેત્સ્કી (નાટ્યલેખક) :**

– પાર્ટીમાં ધૂસેલા 'કેરીઅરિસ્ટો' પર પ્રહાર.

**આર્બિઝોન્ડોવ ( નાટ્યલેખક ):**

– સોવિયેતમાં 'સ્તિલ્યા' તરીકે ઓળખાતા – ઉચ્છૃંખલ, વિમાર્ગી (અમેરિકાના 'ટેડિ બોય' જેવા) કિશોરોની સમસ્યા પર પ્રકાશ.

★

**અબ્રામ તર્ઝ**

આરંભનાં વર્ષો દરમ્યાન અનેક કવિ – લેખકોએ ઉપનામો ધારણ કરીને અગર તો કશાં જ નામ ઠામ જાહેર ન થાય એવી જોગવાઈથી પોતાનાં લખાણો વિદેશ સરકાવી દીધાં હતાં, એમાંનાં અનેક 'પ્રોબ્લેમ્સ ઑફ કમ્યુનિઝમ' (સામયિક) માં સંગ્રહિત છે

આ બધામાં અબ્રામ તર્ઝનું નામ એકાએક બહાર તરી આવે છે. અલબત્ત, એ ઉપનામ જ છે, અને કદાચ હજી લગી એણે પોતાની સાચી ઓળખ પ્રગટ કરી નથી. પરંતુ એની વાર્તાઓ The Trial Begins તથા You and I તથા The Icicle મશહૂર બની છે – અને આ લેખક નવોદિત હો કે પ્રૌઢ – પીઢ હો, પરંતુ એના વિચારો અને એની હથોટી તો પરિપક્વ હોવાનું જણાય છે – કદાચ ત્યાંના બુદ્ધિજીવીઓમાંના એક નાનકડા જૂથની વેધક દૃષ્ટિનો પરિચય આપણને એનાં લખાણોમાં થાય...

**અન્સ્ટ નિઝવેસ્ત્ની**

૩૮ વર્ષનો શિલ્પી, તરેહ તરેહનાં વસ્તુઓનો ઉપયોગ કરે છે : ધાતુ, લાકડું, પથ્થર, લોખંડ, પ્લાસ્ટર વગેરે ઉરલ્સમાં જન્મેલો – ત્યાં ધાતુકામના કારખાનામાં કામ કરેલું યુદ્ધ દરમ્યાન યુક્રેનમાં રણમેદાને હતો ગંભીર રીતે ઘાયલ થયેલો પાછળથી સોવિયતની જેલ – છાવણીમાં ય ધકેલાયેલો! ત્યાંથી છૂટ્યા બાદ ગ્રેજ્યુએટ થયો – સુરિકોવ આર્ટ ઇન્સ્ટીટ્યુટ મોસ્કોમાં ૧૯૫૦ થી શરૂ થતા ગાળા દરમ્યાનનાં એનાં મોટા ભાગનાં શિલ્પમાં 'ભય' મુખ્ય ભાવ હતો — યુદ્ધ અને જેલનો ભય! છેલ્લાં કેટલાંક વરસોથી આધુનિક 'સાઈબરનેટિક્સ'ના યુગમાં માનવી અને યંત્ર વચ્ચેના સંબંધ અંગે તે વિશેષ રસ લઈ રહ્યો છે

'એબ્સ્ટ્રેક્શનિસ્ટ' (અમૂર્તવાદી) કલાકાર તરીકે તે સૌથી અગ્રણી ગણાતો હોઈ કુશ્ચેવયુગમાં તે સૌથી વધુ 'જોખમી' ગણાયો છે. (પશ્ચિમની દૃષ્ટિએ, અંગ્રેજી શિલ્પી હેન્રી મૂરની તેને સાથે સરખાવાય છે.

# કવિની આત્મકથા | યેવજેની એવતુશેન્કો

—અનુ: સુભદ્રા ગાંધી

કવિની આત્મકથા તો એની કવિતા જ ને? એ સિવાયનું બીજું જે કંઈ હોય તે કેવળ નોંધ. ફૂટનોટ જ હોઈ શકે. કવિ 'કવિ છે' એમ ક્યારે ખબર પડે? જ્યારે સહૃદયી વાચક એને સમગ્રપણે પામી શક્યો હોય, એની લાગણીઓ, એના વિચારો તેમજ એના જીવનના પ્રત્યેક આચરણ દ્વારા, જાણે પોતાના હાથની હથેળીમા રાખી એનું સંપૂર્ણ નિરીક્ષણ કરી, એનો પરિચય પામી ચૂક્યો હોય ત્યારે.

નિર્મમ સચ્ચાઇ પૂર્વક બીજાઓ વિષે લખવાની યોગ્યતા માણસ ત્યારે જ મેળવી શકે છે, કે જ્યારે તે પોતાને વિષે પણ એટલી જ કઠોર સચ્ચાઈ પૂર્વક લખી શકતો હોય. કવિના વ્યક્તિતત્વને બે ફાડચામા વહેંચી, એકને સામાન્ય માણસ તરીકે ને બીજાને કવિ તરીકે જોવાનો પ્રયાસ એ અચૂક રીતે એના કાવ્યત્વને માટે ઘાતક જ નીવડવાનો. કમનશીબે, પોતાના જીવન ને કવિતા વચ્ચે વિસંવાદ પ્રવર્તી રહેલો છે, એમ જોવા ને જાણવા છતાં ઘણા કવિઓ કવિતા લખવાનું ચાલુ જ રાખે છે, ને પોતે છે, તે કરતાં જુદા જ સ્વરૂપે પોતાની જાતને પ્રકટ કરતા રહે છે. આવી સ્થિતિમા ય જો તેઓ એમ માને કે, હું કવિતા લખું છું, તો એ તેઓની આત્મ પ્રવંચના વિના બીજુ કંઈ નથી.

કવિતાની છલના ન હોય. જેઓ નિષ્ઠાની બાબતમા એની આગળ ખોટા રણકયા, કવિતા એમને વહેતા મૂકીને ચાલી જાય છે. કવિતા તો જૂઠાણાથી છેડાઈ ઊઠનારી માનુની જેવી છે.

સત્યથી વેગળી કોઈ વસ્તુથી તમે એનો અનુગ્રહ પામી શકતા નથી. દુનિયામા કેટલાક લોક એવા હોય છે, જેઓ એ વાતનો ગર્વ એ લોકોએ પોતાની જાતને એક સવાલ એ પણ પૂછી લેવો જોઈએ કે, જીવનમાં કેટલીવાર પોતે સત્યનો પક્ષ કરવામા નિષ્ફળ નીવડયો છે... સાચી વાત કહેવાનો પ્રસંગ ઊભો થયા છતાં તે પ્રસંગે પોતે મૂંગા રહેવાનું પસંદ કર્યું છે?...આવા સવાલનો જવાબ આપવાની વેળા આવતા, એ લોકોને...એમની જ કોટીના લોકોએ ઉપજાવી કાઢેલી, એક પુરાણી કહેવતને ઓથે પોતાની જાતને ઢાંકવી પડે છે; તેઓ કહે છે, 'મૌન એ તો સોના સરખી ચીજ છે.'

મૌન એ સોના સરખી ચીજ ખરી, પણ સોટચનું સોનું તો એ નહિજ. સામાન્ય જીવનના આચાર વ્યવહારમાં આ વાત જેટલી સાચી છે, તેથીય વિશેષ સાચી છે એ કવિતા માટે, કારણ કવિતા એય આખરે તો જીવનનો નીચોડ – નિષ્કર્ષ જ નહિ તો બીજુ શું છે?

કવિતાની બાબતમાં આત્મપ્રકાશ વેરતા જેણે રૂંવુ ચોર્યું તે અનિવાર્ય રીતે બીજા વિષે...અર્થાત કે બીજાના દુઃખ ને અંતર વેદનાઓ વિષે આંખ આડા કાન કરવા પ્રેરાશે.

લાબા સમય સુધી, સોવિયેતના લેખકો પોતાના જ વ્યક્તિગત વિચારો વ્યક્ત કરવામા, પોતાના આતરિક જટિલ મનોભાવો તેમજ મનોમન્થનો પ્રગટ કરવામા નિષ્ફળ નીવડયા છે ... તો પછી આવી પરિસ્થિતિની જટિલતાઓ ને સંઘર્ષોને ન્યાય આપવાની વાત તો રહી જ કયા?

આ બધો કાળ એવો હતો જ્યારે આમારા સાહિત્ય વિવેચકોએ 'લિરિક હિરો' 'ઊર્મિ કાવ્યના નાયક' નો આદર્શ અમારી સામે ધર્યો હતો. એમની શિખવણી મુજબ એ આદર્શને પહોંચી વળવા માટે કવિએ કવિતામા પોતાની જાતને વ્યક્ત કરવાની કશી જ જરૂર ન હતી...એણે તો કેવળ એક પ્રતીક રૂપે કામ આપવાનું હતું.

બાહ્ય રીતે, જોવા જતા,' એ વખતના ઘણા બધા કવિઓની કૃતિઓ આત્મકથાત્મક હતી. એમની એ કવિતાઓમાં સ્થળોનાં નામ, કવિના જન્મસ્થળ રૂપે ગામડાના કે શહેરનાં નામ આવતા, કવિએ મુલાકાત લીધી હોય તે બધા ધામોનો ઉલ્લેખ આવતો, કવિના જીવનમા બનેલા કેટકેટલા પ્રસંગોની નોંધ એમાં જોવા મળતી; ને તેમ છતા હાડચામના એ સંપૂર્ણ માળખામા સજીવતાનું તત્ત્વ ક્યાય જોવા મળતું નહિ. અલબત, કેટલાક વિશેષ પ્રતિભા ધરાવનારા લેખકો એમના લેખનની શૈલી માટે સારી એવી ખ્યાતિને વરેલા પરંતુ પંકાઈ ગયેલી શૈલીના એ લેખન પરથી એમના પોતાના વિચારોને પામવાનું કામ અત્યંત મુશ્કેલ હતુ. જીવતી જાગતી હસ્તિ ધરાવનાર વ્યક્તિઓ તરીકે એમની લાગણીઓનો સંસ્પર્શ પામવો એ લગભગ અશક્ય હતુ. કારણ કે આ સંસારમા હસ્તિ ધરાવનારા લોકોમા તો પ્રત્યેક વ્યક્તિના વિચારો ને લાગણીઓમા આપણને અનોખાપણું જોવા મળે છે. એમા બીબા ઢાળ વસ્તુઓની માફક કોઈ આકાર પ્રકારના ઘેવડાવાની કોઈ શક્યતા જ નથી હોતી.

માણસના બાહ્ય જીવનની ઘટનાઓનુ જ આલેખન હોય, ને એના આંતરિક જીવનનો, એના વિચારો ને લાગણીઓનો એમા ક્યાય કશો પડઘો યા પડછાયો ય જોવા ન મળતો હોય એવી આત્મકથા કેવળ નિરર્થક છે.

હુ આમ કહુ છું, એનો અર્થ એ નથી કે, આખા સોવિયેત દેશની કવિતામા આત્મનેપદે કવિએ જે કંઈ કહ્યું છે, તેમાથી કવિના વ્યક્તિત્વને જ હું ભૂંસી નાખવા માગું છું.

હુ આજે ય અનેક એવા સોવિયેત કવિઓના નામ ગણાવી શકું એમ છું કે જેઓએ કપરામા કપરા કાળ દરમિયાન પણ પોતાનું વ્યક્તિત્વ ટકાવી રાખેલું છે... પરંતુ પશ્ચિમના વાંચકને મન કદાચ એ નામોની એવી બધી કિંમત ન પણ થાય.

સાચા કવિના સર્જનમા, એના જમાનાની જીવતી જાગતી, હાલતી ચાલતી, શ્વાસોચ્છ્વાસ લેતી તસ્વીર જોવા મળે, એટલું જ પૂરતું નથી. એ સર્જનમા વાચકને કવિના વ્યક્તિત્વની જીવંત મૂર્તિ પણ જડવી જોઈએ,...જે એટલી જ વૈવિધ્યપૂર્ણ ને સર્વાંગ સંપૂર્ણ હોય.

કેવળ સ્મૃતિઓના આલેખનને છીછરું ને ઉપરચોટિયું કહ્યા પછી હવે સવાલ તો એ છે કે, શામાટે હું પોતે મારા જીવનનું આ રેખાચિત્ર દોરવા પ્રેરાયો? એનુ કારણ એ છે કે, અનેક લેખો દ્વારા પશ્ચિમના વાચકોને મારો જે પરિચય આપવામા આવ્યો છે, તેનાથી હુ જુદો માણસ છુ, એ મારે તેમને કહેવું છે. એ બધા લખાણોમા સોવિયેત દેશની ઘેરી ગમ્ભીર પશ્ચાદ્ભૂમા એક ચિત્ર-વિચિત્ર, રંગીન વ્યક્તિ તરીકે મારી છબી ઉપસાવવામાં આવેલી છે...પરંતુ હુ કોઈ એવી વ્યક્તિ છું જ નહિ...

હુ જે વસ્તુઓને ધિક્કારુ છું, તે વસ્તુઓને મારા સોવિયેત દેશમા પણ ઘણા લોકો ધિક્કારે છે.

જે વસ્તુને વહાલી ગણી, જેને કાજે હુ ઝૂઝવા માગું છું, તે વસ્તુને તેઓ પણ એટલા જ ચહાય છે.

અમારી પ્રજામા એવા લોકો પણ છે, જેઓ પોતાના મૌલિક વિચારો લઈ, અમારા સમાજ પાસે આવે છે, ને પોતાના એ વિચારો દ્વારા તેઓ સમાજને મજબૂત બનાવે છે; એમની સર્જનાનો પ્રકાર તો વળી સૌથી ઉદાત્ત છે...પરંતુ હું એવાં લોકોમાંનો નથી.

મારી કવિતા એ સોવિયેત સમાજની સંવેદનાઓ અને મનોભાવોની અભિવ્યક્તિ જ છે, જે અમારા સમાજમાં અગાઉથી પડેલી જ હતી, અને જે આજ લગી કાવ્યરૂપે કદિ પ્રકાશમાં આવી ન હતી...એટલું જ. હું ન હોત, તો વળી મારી જમાએ જે

હોત તેણુ એ બધી વસ્તુઓને પોતાની અનુભૂતિરૂપે જીવનનો પ્રકાશ બક્ષ્યો હોત.

તો, આ કથનથી હું મારા આગલા એક કથનનો છેદ ઉડાડી રહ્યો છું, એવું તો નથી ને?...મેં કહેલું કે, કવિ પણ સૌ પ્રથમ તો એક વ્યક્તિ જ છે.

ના, એવી કોઈ વિસંગતિની અહીં શક્યતા જ નથી મારા મતે તો ખડતલ ને સુવિકસિત વ્યક્તિત્વમાં જ બહુજન સમાજમાંના ઘણા જે અનુભવી રહ્યા હોય છે, તેનો સમાવેશ થતો હોય છે, એના વ્યક્તિત્વમાં જ તે વસ્તુ ઓતપ્રોત થઈ ગયેલી હોય છે.

મારા વ્યક્તિત્વને ખંડિત થવા દીધા વિના પણ આજ લગી અભિવ્યક્તિરૂપે પ્રકાશ નહિ પામેલી એવી અનેકોની સંવેદનાઓને ભાવનાઓને વ્યક્ત કરવાની મારી અભિલાષા છે. પણ, જો હું સ્વત્વ જ ગુમાવી બેસું, હું જે છું તે જ ન રહું તો? હું એમાંનું કશું જ વ્યક્ત કરવા સમર્થ નહિ રહું, એ વાત પણ ચોક્કસ.

તો હવે તમને સવાલ થશે કે, હું કોણ છું?

*　*　*　*

૧૯૩૩ ના જુલાઈ માસની ૧૮ મી તારીખે સાઈબિરિયામાં બાઈકલ સરોવર નજીકના ઝીમા જંક્શન નામના સ્થળે મારો જન્મ થયેલો. મારા નામની પછવાડે જે અટક લાગે છે, 'યેવતુશેન્કો' તે યુક્રેનિયન છે.

ઘણાં ઘણાં વર્ષો પૂર્વે, ગઈ સદીના છેલ્લા વર્ષોમાં, મારા બાપના વડવા કે જે પોતે ઝીતોમિર પ્રાંતમાં ખેડૂત હતા, તેમને એમના જમીનદાર માલિકના ઘરમાં "રાતો મરઘો છોડી મૂકવા" બદલ દેશનિકાલની સજા થતાં સાઈબિરિયા મોકલી આપવામાં આવેલા. એ જમાનાના ખેડૂતની ભાષા મુજબ "ઘરમાં રાતો મરઘો છોડી મૂકવો," એટલે કોઈના ઘરમાં આગ ચાંપવી. જમીનદારી મનોવૃત્તિવાળા કોઈ માણસો જોડે બેટો થઈ જાય છે ત્યારે મારામાં પણ "રાતો મરઘો છોડી મૂકવાની" વૃત્તિ સળવળી ઊઠે છે, એનું કારણ પણ કદાચ આજ હોવું જોઈએ.

અમારા કુટુંબમાં કોઈનેય મોઢે કદી તમને, ભાષણમાં સાંભળતા હો એમ, 'રેવોલ્યૂશન'–ક્રાંતિ–એવો શબ્દ સાંભળવા નહિ મળે. અત્યંત ધીમેથી, મૃદુ ને સંયતપણે કેવળ એનો ભાવ જ વ્યક્ત થતો જોવા મળશે. કારણ ક્રાંતિ એ તો અમારો કુલ ધર્મ હતો.

માગ દાદા, યરમોલેય યેવતુશેન્કો, જેઓ પોતે એક અભણ સૈનિક હતા, મહામુસીબતે બે અક્ષર ઉકેલી જાણતા, તેઓ યુરલ પ્રદેશ તેમજ પૂર્વ સાઈબિરિયામાં ખેડૂ-ચળવળના એક સંગઠનકર્તા નેતા હતા. ક્રાંતિબાદ, લશ્કરી અકાદમીમાં શિક્ષણ લઈ તેઓ કમાન્ડરના પદ સુધી પહોંચેલા, ને રશિયન રિપબ્લિકન આર્મિમાં આર્ટિલરીના ડેપ્યુટી કમાન્ડર તરીકે મહત્વનું સ્થાન સંભાળેલું. છતાં હમેશા કમાન્ડરની વરદી હેઠળ એમનું દિલ જુઓ તો એક સાદા ખેડૂતનું રહ્યું હતુ, જેને મન ક્રાંતિ પ્રત્યેની નિષ્ઠા એ ધાર્મિક શ્રદ્ધા બરોબર હતી.

મેં એમને છેલ્લે ૧૯૩૮ ની સાલમાં જોયેલા. તે વેળાએ મારી ઉંમર પાંચ વરસની. મારી મા મને કહેતી કે, એ તો ક્યાંક ખૂબ દૂરદૂર લાંબી યાત્રાએ ગયા છે. ત્યારે મને ખબર નહિ કે, દેશદ્રોહના આરોપસર એમની ધરપકડ કરવામાં આવી હતી. એ વાતની તો મને બહુ પાછળથી મોડી મોડી ખબર પડી.

તે પછી તો મારા આ દાદાનું શું થયેલું એ વાતની પણ મેં ભાળ કાઢી આણેલી. તેઓ પણ મારા બીજા દાદા રૂડોલ્ફ ગેન્ગનસની જેમ અદૃશ્ય થઈ ગયેલા! રૂડોલ્ફ—ગોળ મરોળ ખભા ને સફેદ દાઢીવાળા મારા આ બીજા દાદા ગણિતશાસ્ત્રી હતા; પોતે લેતવિયાના કોઈ વંશમાંથી ઊતરી આવેલા હતા. સોવિયેતની શાળાઓમાં ભૂમિતિ શીખવવામાં એમણે લખેલાં પાઠ્યપુસ્તકો

વપરાતા હતાં. લેતવિયા માટે જાસૂસી કરવાના આરોપસર એમની ધરપકડ કરવામા આવેલી...!

પરંતુ આ વાતોની એ વખતે મને કશી જ જાણ નહોતી. હું મારાં માબાપ સાથે ઉત્સવોના સમારોહ ને કામદારોનાં નિદર્શનો જોવા જતો. હું મારા બાપુના ખભા પર બેસીને એ બધું જોતો. ને એમને વિનવતો; મને હજી ઊંચો કરો...હજી...

મારે સ્તાલિનને જોવાની હોશ પૂરી કરવી હતી.

હાથમા ઝાલેલો મારો નાનકડો લાલ વાવટો હવામા ફરકાવતા, મારા બાપના ખભા પર બેસી, માનવીઓના માથાના એ લહેરાતા સમુદ્ર વચ્ચે હું એવી લાગણી અનુભવતો કે જાણે સ્તાલિનની આંખો બરાબર મારી જ સામે મંડાઈ રહેલ છે.

સ્તાલિનને હાથોહાથ ફૂલના ગજરા આપવા ભાગ્યશાળી થનારાં છોકરાંની મને ભારે ઈર્ષ્યા આવતી. સ્તાલિન હળવે હાથે એમના માથા થાબડતો ને એમના મો સામે જોઈ, એની પંકાઈ ગયેલી મૂછોમા એનું જગવિખ્યાત સ્મિત કરતો

સ્તાલિનની વ્યક્તિપૂજાનો રદિયો આપવા જતા એમ કહેવું કે એ વ્યક્તિપૂજા કેવળ બળના આધારે લાદવામા આવેલી હતી તો એનો કશો અર્થ જ નથી. એ નર્યું ભોળપણ જ કહેવાશે. સ્તાલિનમા એક પ્રકારનું જાદુઈ આકર્ષણ હતુ, એ વાત પણ એટલી જ નિર્વિવાદ છે.

કેટલાક સાચા બોલ્શેવિકો કે જેમને એ દિવસોમાં પકડીને જેલોમાં પૂરી દેવામા આવેલા, તેઓ તો છેવટલગી એમ જ માનતા હતા કે, 'સ્તાલિન જાણતો હોય તો આવું કદી બનવા જ પામે નહિ...' તો પછી એની પોતાની સૂચનાથી જ આ બધું બની રહ્યું છે, એમ માનવાની તો વાત જ ક્યાં રહી? એમાના કેટલાક તો એવા હતા કે જેમના પર જુલમ ગુજારવામાં આવતાં તેઓ પોતાના લોહીથી કેદખાનાની દિવાલો પર 'સ્તાલિન દીર્ઘાયુ હો' ના આલેખ ચીતરી ગયેલા છે!

તો ખરેખર શું બની રહ્યું છે, એ વાતની રશિયન પ્રજાને કશી જાણ હતી ખરી?

હું માનું છું કે, મોટા ભાગની પ્રજાને કશી જ ખબર નહોતી. પરંતુ સહજ અંતઃપ્રેરણાથી એમને એમ લાગતું કે ક્યાંક કંઈક ખોટકાઈ ગયેલું છે. માણસના મનમા આશંકાઓ જાગતી પણ તે પોતે એમા વિશ્વાસ મૂકી શકતો નહિ...એનું મન કોઈ રીતે માનવા તૈયાર થતું નહિ કે, પોતાના મનની આશંકાઓ ખરી હોવા જેટલી ભયંકર બીજી કોઈ વસ્તુ હોઈ શકે...એટલે રશિયન પ્રજાએ એ વિશે વિચારવાનું ને ચકાસણી કરવાનું માંડી વાળી, ઊંધું ઘાલીને કેવળ કામ કર્યે રાખવાનો જ રસ્તો પસંદ કર્યો.

એ બધું કરવા છતા, વિચાર કરવાનું કામ સમૂળગું બંધ થઈ જાય, એ તો અશક્ય જ હતું. ઇતિહાસમા પ્રજા માટે ભયંકરમા ભયંકર કોઈ આફત હોય તો તે આંતરજીવન ને બાહ્યજીવન વચ્ચે અંતરપટ રાખી જીવવું પડે તે. આ આફતનાં વાદળની ઘેરી છાયા હેઠળ અમારા દેશની પ્રજા જીવી રહી હતી.

અમારા જેવા છોકરાંની આંખથી પણ છાની ન રહી શકે તેવી આ વાત હતી. એમના જીવનની આ બધી વિસંગતિઓ અમારી નજરે ન ચઢે તે માટે અમારાં માબાપ ઘણો ય પ્રયાસ કરતા, પણ એથી તો ઉલ્ટાનો એ વસ્તુને વધુ ગાઢો રંગ ચઢતો.

મારા માબાપ બંને એકબીજાથી તદ્દન જુદી જ મનોવૃત્તિનાં હતાં. એમના ઘડતરમાં રહેલી આ ભિન્નતાને કારણે જ આખરે તેઓ પાછળથી એક બીજાથી વિખૂટાં પડયાં...એમને છૂટાં પાડવામા રાજકીય વિચારભેદનો કશો જ ફાળો ન હતો. (જો કે 'ટાઈમ' સામયિકે તેર વળતી કલમે એવું કંઈક સૂચન કર્યું પણ હતું...)

મારા માં બાપ એક બીજાના પરિચયમા આવેલા તે જિયોલોજિકલ ઇન્સ્ટીટ્યૂટમા, એક સાથે કામ કરતા હતા. એ હતો ૧૯૨૦ નો જમાનો.

એ દિવસોમા વિદ્યાપીઠોમા પ્રવેશ મેળવનારાઓમા મોટા ભાગના કામદારો ને કિસાનોના બેટાબેટીઓ હતા. જૂના ઝારીસ્ટ રશિયામા કેવળ પૈસેટકે સુખિયા લોકોના બાળકો માટે જ ઉચ્ચકક્ષાની આ શિક્ષણ સંસ્થાઓના દ્વાર ઉઘાડા રહેતા. એ ચાલ સામેનો આ એક સ્વાભાવિક પ્રત્યાઘાત હતો. એની પાછળનો મૂળ ઉદ્દેશ હતો શિક્ષણ ક્ષેત્રે સમતુલા સ્થાપવાનો. પરંતુ હંમેશા બનતુ આવ્યુ છે તેમ—ન્યાયના પલ્લાની સમતુલા સ્થાપવા માટે જ્યારે જ્યારે ઝનૂની ને ગરમ લોહીના ઉશ્કેરાટભર્યા પ્રયાસ થયા છે, ત્યારે ત્યારે, નવા અન્યાયોને ચલણમા મૂકવાનું પણ માણસને હાથે બનતુ જ આવેલું છે.

આધુનિક રશિયામા આ વલણને 'એવડા ઝુકાવ' રૂપે વર્ણવવામા આવે છે.

વિદ્યાર્થીઓની ભરતીની બાબતમા આખા તંત્રમા આવી ગયેલ આવા 'એવડા ઝુકાવ' ને કારણે બુદ્ધિજીવી વર્ગના રડ્યા ખડ્યા બાળકોને જ આવી વિદ્યાપીઠોમા સ્થાન મળતુ ને એને કારણે વિદ્યાર્થીઓના ટોળામા 'ધોળા કાગડા' ની માફક તેઓ જુદા જ તરી આવતા. મારા બાપુની સ્થિતિ તે વખતે આવી જ હતી.

એક દિવસે ઇન્સ્ટીટ્યૂટના વિદ્યાર્થીઓની સંસ્થા—યંગ કમ્યૂનિસ્ટ લીગની એક સભા મળી હતી, તેમા મારા બાપુ પર આક્ષેપ કરવામા આવેલો કે 'તુ મૂડીવાદી વલણવાળો છો!' કારણ શું? તો કહે, 'ગળે નેકટાઈ બાંધે છે!'

(એક સાંજે હું ને મારા બાપુ મોસ્કોના એક ઉપહારગૃહમા જવા નીકળેલા, પણ એ વિશિષ્ટ પ્રકારના ઉપહારગૃહમા નિયમ હતો કે અમુક પ્રકારની 'નેકટાઈ' બાંધી હોય તે લોકો જ એમા પ્રવેશ મેળવી શકે. અમે બંને નેકટાઈ વિનાના હતા, એ કારણે જ અમારે એ રસ્ટોરાને બારણેથી પાછા ફરવું પડેલું...આ પ્રસંગ ઊભો થયો, તે વખતે હસતા હસતાં મારાં બાપુએ એમના વિદ્યાર્થી જીવનનો ઉપલો પ્રસંગ મને કહ્યો હતો.)

ખેર, પણ આનંદની વાત તો એ છે કે, મારા બાપુની નેકટાઈએ એમના જ ઇન્સ્ટીટ્યૂટમા એમની સાથે ભણતી એક તરુણતાશી તરુણી - (કે જેણે એના ક્રાંતિકારી જોશમા છોકરી તરીકેનો પોતાનો પહેરવેશ બદલી નાખી, છોકરાનો પોષાક જ અપનાવી લીધેલો) સાથે મૈત્રી બાંધવાની બાબતમા કશી જ રૂકાવટ ઊભી કરી નહોતી. એ મૈત્રી તે પછી તરત એમના લગ્નમા પરિણમી.

મારી માતાનો જન્મ સાઇબિરિયામાં. એનું વાચન મારા બાપુ જેટલું વિશાળ નહિ. પરંતુ એ બંને વચ્ચેનું અંતર ઘટાડી દે એવી એક ઊંડી સમજ એનામાં હતી—ને તે ધરતી વિષેની, માટી સાથેના શ્રમના આનંદની.

હું નાનો હતો ત્યારથી મને પુસ્તકો વાચવાની લગની લગાડનાર મારા પિતાનું ઋણ હું કદી નહિ ભૂલું. બાળપણથી પુસ્તકોને ચાહતા એમણે જ મને શીખવ્યું. ત્યારે મને ધરતીને ચાહતાં, ને શ્રમમા આનંદ માણતા શીખવનારી મારી મા. એનો ય હું સદા ઋણી રહીશ. મને લાગે છે કે, હુ મારી જીંદગીના છેલ્લા દિવસ લગી અડધો બુદ્ધિજીવી ને અડધો ખેડૂત રહેવાનો. ને મને એમ પણ લાગ્યુ છે કે, કેવળ બુદ્ધિજીવી રહેનાર માણસનું જીવન અમુક મર્યાદામા બંધાઈ જાય છે. પરંતુ મને વિશ્વાસ છે કે, મારામાંનો ખેડૂ બુદ્ધિજીવીઓને લાગુ પડનારા મિથ્યા અહંકારના રોગમાંથી મને હંમેશા બચાવી લેશે.

મારા બાપુને અનેક કવિઓનાં કાવ્યો કંઠસ્થ હતા. તેઓ મારી આગળ એ કાવ્યોની પ્રસાદી પીરસતા જ રહેતા. ને શું

ગજબની એમની સ્મરણશક્તિ હતી ! એમના માનીતા કવિઓમાં હતા—લર્મેન્તોવ, ગટે, પો, ને કિપલિંગ. કવિ પોતાનું કાવ્ય વાંચી સંભળાવતો હોય ને જે મમત્વથી 'જો'....'ઇફ' શબ્દનું ઉચ્ચારણ કરે, એ મમતાથી, તેઓ કિપલિંગના કાવ્યનું વાચન કરતા. અલબત્ત, એમને પોતાને પણ કાવ્યલેખનનો શોખ હતો. ને કવિત્વની બક્ષિસ જેવું પણ એમની પાસે કંઈક ખરું.

મારા બાપુના ઉછેરને કારણે ૭ વર્ષની ઉંમરે પહોંચતા પહોંચતામા તો હું લખતા વાચતા શીખી ગયેલો. આઠ વર્ષની ઉંમરે તો હું ડૂમા, ફ્લોબર્ટ, શિલર બાલઝાક, દાન્તે, મોપાસા તોલ્સ્તોય, ઓકાકિઓ, શેક્સપિયર, ગાર્ફિર, જેકલંડન, સર્વેન્ટીસ, ને વેલ્સ જેવા લેખકોમાથી જે હાથ આવ્યું એના પુસ્તક પર તટીને પડતો. આ બધા લેખકોના વાચનથી મારા નાનકડા મગજમા ખાસ્સો મજાનો એક શંભુમેળો ઊભો થઈ ગયેલો. હું મારા પોતાના તરંગોની જ એક દુનિયામા મસ્ત બની જીવતો હતો. મારી આસપાસની દુનિયામા શું બન્યુ કે શુ બની રહ્યુ છે, એનુ કશું જ્ઞાન જ મને નહોતું.

મારા મા બાપ વચ્ચેના સંબંધમાં પણ ખાસ્સુ એક અંતર આવી ગયેલું હતું, ને તેઓ કેવળ મારે કારણે જ એમના સંબંધના સૂત્રને ટકાવી રહ્યા હતા...પણ મને તો કદિ આ વાતની ગંધ સરખી આવેલી નહિ !

૧૯૪૧ ના જૂનની ૨૨ મી તારીખ સુધી હું એક તરંગી સ્વપ્નશીલ કિશોરની અવસ્થામા જીવતો રહ્યો, લોકોના સુખદુઃખ એ મારે મન કેવળ પુસ્તકોમા જ જોવા મળનારી વસ્તુ હતી.

યુદ્ધ પ્રત્યેનો મારો પ્રથમ પ્રત્યાઘાત પણ કેવળ સાહિત્યિક જ હતો. મારે મન એ પણ એક સુશોભન જ હોય જાણે. મોસ્કોના આકાશને પંપાળતા સર્ચલાઈટના પ્રકાશબિંબોની લીલા નિરખવામા મને મઝા આવતી. હવાઈ હુમલાની ચેતવણી આપતી સાયરનોની ચીખરાણુ સાંભળતાં મારી કલ્પના સતેજ બની ઊઠતી. પુખ્તવયની જે વ્યક્તિઓને લોખંડના ટોપાઓ ને રાયફલોની ભેટ આપી 'યુદ્ધ મોરચો' નામના અજાયબ દેશમા મોકલી આપવામા આવતી, તેમની મને ખૂબ ઇર્ષ્યા આવતી.

૧૯૪૧ ના પાનખરમા મોસ્કોના સેંકડો બાળકોની જેમ મને પણ સાઈબિરિયામા સુરક્ષિત સ્થળે ખસેડી દેવામા આવ્યો.

સ્ત્રીઓ અને બાળકોથી ભરેલા રેલ્વેના સોળ ડબ્બાઓની અમારી ગાડીએ પૂરા એક મહિનાની સફરને અંતે મને મારે વતન—ઝીમા જંકશન પહોંચાડેલો. અમારી આ લાંબી સફર દરમિયાન, અમારી નજર આગળ થઇ યુદ્ધના મોરચા ભણી ને મોરચેથી દેશના અંદરના પ્રદેશ ભણી સતત વહેતો સૈનિકો ને લશ્કરી શસ્ત્ર સરંજામનો પ્રવાહ મેં જોયા કર્યો હતો જતા ને આવતા ફોજી જુવાનીઆઓના , ઘવાઇ ગયેલા, કચડાઈ પડી ગયેલા, ચહેરાની જે ઝાંખી મને આ દરમિયાન થઈ, એણે એમના માથા પરના ટોપા ને ખભાપર લટકતી રાયફલ બાબતનું મારું આકર્ષણ તદ્દન ભૂંસી નાખ્યું હતું. પસાર થતી ટુકડીઓમા મેં એમને ઉલ્લાસ પ્રેરક ગીતોના લય ગૂંજતા ને એકોર્ડિયન વાજિંત્ર પર સંગીત રેલાવતા પણ જોયા હતા...છતા એ બધાથી ભરમાઈને મારું મન હવે, યુદ્ધ ને આનંદ સાથે જોડી શકે એવું મોટ રહ્યું ન હતું. માણસના દુઃખને એની યાતનાઓ – એ હવે મારે મન કેવળ પુસ્તકિયા વસ્તુ રહી નહોતી.

ને ત્યારબાદ, ઝીમા આવી વસ્યા પછી મેં જે એક ભયંકર વસ્તુ જોઈ તે હતી — ૧૯૪૧ ના લગ્નો.

ઊગતા જુવાન છોકરાઓને બોલાવીને, એમને લશ્કરમા ભરતી કર્યાના કાગળિયા પકડાવી દેવામા આવતા, ને તે ઘડીથી ત્રણ દિવસમા તૈયાર થઈ, ફરજ પર હાજર થઈ જવાની એમને નોટિસ આપી દેવામાં આવતી. દેશકાળ ઘણો ગમગીન ને કપરો હતો.

જર્મન સેનાપતિ ગુદરિગનની ઓલશી નજર, એના લશ્કરી દુરબીનની મદદથી, ખુદ તળ મોરકો પર જઈ ચોંટી હતી. જે જુવાનિયાઓએ પોતાના દેહની ઈંટ બનાવી, દુશ્મનના આ પૂરને ખાળવા માટેનો બંધ તૈયાર કરવાનો હતો, એમના સદેહે પાછા આવવાની આશા રાખવી એ તો મિથ્યા ફાંફા જ હતા. આવી પરિસ્થિતિમાં જેમણે તત્કાલ યુદ્ધને મોરચે પહોંચી જવાનું હતું, તેમાંના મોટા ભાગના જુવાનિયાઓ નવવિવાહિત હતા. એમની સાથે વિવાહના સંબંધે બંધાવાના શપથ લેનારી યા તો લગ્ન ગ્રંથીથી જોડાઈ જનારી છોકરીઓએ, એમના જીવનનો એકાદ દિવસ જ લગ્નસુખનો લ્હાવો લઈ, બાકીની જીંદગીમા ચિર-વૈધવ્ય સ્વીકારી લેવાનું હતું. આ બધું જાણવા છતા જે લગ્નો થતા તે મેં મારી નજરે જોયેલા હતા. એ લગ્નોમા ફુલશય્યાની પ્રથમ રાત્રી જ નવવધુને વૈધવ્યની છાની ભેટ આપી, સદાને માટે વિદાય થઈ જનારી રાત્રી હતી.

આજે ય, જ્યારે જ્યારે હું કદિ યુદ્ધના વિચારે ચડી જાઉં છું ત્યારે મારી આંખો આગળ એ લગ્નોનું દશ્ય જ સૌ પ્રથમ આવીને ખડું થઈ જાય છે. 'શાંતિને કાજે યુદ્ધ' અંગેના રૂડાં સંભાષણો કરતા વિશેષ અસર મારા મન પર કોઈ વાતની થતી હોય તો તે આ બધા સ્મરણોની.

'શાંતિ' શબ્દનો ખરો અર્થ એ જ માણસ સમજી શકે છે, જેણે જીવનમાં યુદ્ધ શું ચીજ છે, એ જાત અનુભવે જોયેલું છે. જો યુદ્ધને વિષે ઋણસ્વીકાર કરવો એ મારી શક્તિની વસ્તુ હોત તો, મેં યુદ્ધનો જરૂર આભાર માન્યો હોત, ને તે એટલા માટે કે, ખરેખર 'શાંતિ' શબ્દનો ભાર શું છે, તે મને સમજાવવાનું કામ એણે જ કરેલું છે. એવો જ બીજો એક શબ્દ 'મારો દેશ' – એ શી વસ્તુ છે, એનું જ્ઞાન પણ આ યુધ્ધે જ મને કરાવેલું છે, ને તે બદલ પણ હું એનો ઋણી રહીશ.

યુધ્ધે જ મને સમજણ આપી કે, 'મારો દેશ' એ કોઈ ભૌગોલિક સીમાઓનું સૂચન કરતો યા કોઈ સાહિત્યિક ભાવના પ્રગટ કરતો શબ્દ નથી...એ તો જીવતા જાગતા લોકોનો–અર્થાત્ પ્રજાનો નિર્દેશ કરનારો શબ્દ છે. હું સંકુચિત રાષ્ટ્રવાદને ધિક્કારું છું. મારે મન દુનિયામા માત્ર બે જ રાષ્ટ્રો છે; એક સારા લોકોનું ને બીજું નઠારા લોકોનું. હું સારા લોકોવાળા રાષ્ટ્રની હિમાયત કરનારો રાષ્ટ્રવાદી છું.

પરંતુ મને લાગે છે કે પોતાના દેશને ચાહવા થકી જ માણસ સમગ્ર માનવજાત પ્રત્યેની પોતાની ચાહનાને વ્યક્ત કરી શકે છે. તો શું એનો અર્થ એ કરવો કે કેવળ એના દેશપ્રેમને કારણે જ રશિયા આ યુદ્ધમા વિજયી નીવડયું?

ના, માત્ર એટલુ કહેવાથી આખી વાત સમજાવી શકાય એમ નથી.

હું અગાઉ કહી ગયો છુ કે, રશિયામા યુદ્ધ પૂર્વેનો ગાળો એવો હતો, જ્યારે અમારી પ્રજાનું જીવન આંતર ને બાહ્ય એવા બે ફાડચામા વહેંચાઈ જાય એવી આફતના વાદળ અમારા દેશને માથે તોળાઈ રહ્યા હતા.

દેશ આવી કઠોર પરિસ્થિતિમા હોવા છતાં – સ્તાલિનની કેદી છાવણીઓના દમન ને જુલ્મો છતા – રશિયન પ્રજાના હૃદયમાં ક્રાંતિના આદર્શો વિષે જે ઊંડી શ્રદ્ધા હતી, તે કદી ડગેલી નહિ. એથી જ તો યુદ્ધ ફાટી નીકળ્યું તે વખતે આખી પ્રજા એક માણસની માફક પોતાના દેશનું તેમજ રશિયન ક્રાંતિના એ આદર્શોનું રક્ષણ કરવા ખડી થઈ ગઈ.

અલબત્ત, એ કબૂલ કરવું મુશ્કેલ છે, છતા કહેવું પડશે કે યુધ્ધે આવીને રશિયનોના અંતરાત્મા પરના બોજને હળવો કરી નાખ્યો હતો, કારણ હવે બિનવફાદારીનું કલંક માથે લઈ ફરવાની

તેમને કોઈ આવશ્યકતા જ રહી ન હતી...આ વસ્તુએ જ અમને વિજય અપાવ્યો છે, એમ કહીએ તો ય ચાલે.

અમારામાંના પ્રત્યેક, અદનામાં અદના માણસથી માંડીને તે ઊંચામાં ઊંચા પદે બિરાજેલા—પછી તે સૈનિક હો, યા બુદ્ધિજીવી હો—સૌએ યુદ્ધને જીતવા માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરી દીધું હતું. મેં પોતે પણ આ તમન્નાના એક અંશ બની જીવવાની કોશીશ કરી હતી. એતરોમા પાક લેવાથી માંડીને, તે લાકડાં વહેરવાના કારખાનામા કામ કરવામા ને જંગલમા જઈ ઘાયલોના મલમપટ્ટા માટે ઔષધની વનસ્પતિ વીણી લાવવાના કામમા તનમન રેડી દઈ હું કામ કરતો.

એ જ ગાળો હતો જ્યારથી મારા લેખનનો આરંભ થયો. પહેલા તો મેં ગદ્યથી જ શરૂઆત કરેલી. એ દિવસો એટલે તો લખવા માટે કોરો કાગળ મેળવવો પણ મુશ્કેલ. પાતળા કાગળની એક નાનકડી નોટબુક ખરીદવા જાઓ તો બે રતલ માખણ ખરીદવા માટે આપવા પડે એટલા પૈસા પડતા. નિશાળમા અમે અમારા શ્રુતલેખનના પાઠ શીખતા, તે ય જૂના છાપાંના ને યુદ્ધને અંગેની જાહેરાતોના પાનિયાં પર, છાપેલા સમાચારોની બે લીટી વચ્ચે કોરી રહી ગયેલી જગાનો ઉપયોગ કરીને! આ સમયે જ મેં એક નવલકથા લખવાનું ઉપાસન કરેલું. પણ તે લખવી શેના પર? તો એ માટે મેં મારી દાદીમાના માર્કસ એન્ગલ્સનાં લખાણોના બે સંચય ગ્રંથોનો ઉપયોગ કરી લેવાનું નક્કી કર્યું, ને વરસ ભરમા તો મેં એ પુસ્તકમા છાપેલા લખાણ વચ્ચેની બધી ખાલી જગા ભરી દીધી હતી!

જોકે મારી આ ગુસ્તાખી બદલ મારા દાદીમાએ મને સજા કરવાને બદલે માફી જ બક્ષેલી—ને માત્ર એટલી જ ટકોર કરીને રહી ગયેલાં કે, 'આ પુસ્તકોના વપરાશે તને માર્કસવાદી બનાવ્યો હોત તો ય બસ હતું!' હું ધારું છું, ત્યાં સુધી મારા દાદીમાની આ ટકોર કંઈક અંશે ફળેલી પણ ખરી.

ખેર, પણ હજી સુધી હું કવિતા લખતો થયો ન હતો. ગામડામા સાંભળવા મળતા તે બધા લોકગીતો ને કથાકાવ્યોને મારી નોંધપોથીમા ટપકાવી લઈ, એનો સંચય કરવાના કામથી મેં મારા લેખનની શરૂઆત કરી હતી—એની પાછળ ઉપયોગિતાનો કોઈ ઉદ્દેશ ન હતો, પરંતુ કોણ જાણે કેમ સહજ રીતે જ મારા મનમા એવી બીક પેસી ગઈ હતી કે, રખેને કમનસીબીના આ કાળમા લોક સાહિત્યની આ બધી સમૃદ્ધિનો ક્યાંક લોપ ન થઈ જાય. લોકોની સ્મૃતિમા સચવાઈ રહેલા આ વૈભવનું ભવિષ્યમાં નામ નિશાન ન જોવા મળે તો? લોકભાષાની રૂપકોથી ભરપૂર કહેવતોમાં એની પાણીદાર સૂત્રાત્મક અભિવ્યક્તિનો આસ્વાદ કરતા કરતા જ રશિયન ભાષાની ખૂબીઓ ને એનું વૈવિધ્યભર્યું સૌંદર્ય મારી આગળ છતું થયું હતું. તેમા ય આ સાઈબિરિયન ગ્રામ પ્રદેશમા તો વળી, એને ટીગાના જંગલોની ઓથે સુરક્ષિતતા સાંપડી જતા એ જ રશિયન ભાષાએ શહેરોની મલિનતાથી બચી જઈ એના કલેવરને ઓર નિર્મળ સ્વરૂપે સાચવી રાખ્યું હતું.

ભાષા એ તો આકાશમાથી વરસતા હિમ જેવી છે.—શહેરોમા એનુ સ્વરૂપ કારખાના ને ચીમનીઓમાથી નીકળતા ધુમાડાથી મલિન હોવાનું.—ત્યારે ગામડામા એ સ્ફટિકશું સ્વચ્છ ને તાજગીભર્યું હતું. જે ગીતો ને કથાગીતો મેં ભેગાં કરેલાં એમા ટીગાના જંગલોની ખુશ્બો હતી. આ લોક સાહિત્યના સતત સેવન સંપર્કે જ કદાચ મને અજાણતાં ય એ જ ઢાળ ને એ જ સ્વરૂપમાં મારી પોતાની ઊર્મિઓ વ્યક્ત કરતા ગીતો લખતો કરી દીધો હતો. મારાં એ ગીતોમા પણ ટીગાની ખુશ્બો હોય, એ જ મારી કામના હતી.

ઘણીવાર લોકો મને પૂછે છે કે તને લખતા કોણે શીખવ્યું? મારો પ્રથમ ગુરુ તો ટીગાના આ જંગલો જ છે. એની કુદરત ને

એના પ્રાકૃતિક સ્વત્વ બદલ તો હું એને ખૂબ જ ચાહું છું...

અનિચ્છા છતાં જે લોકોને એને આશરે આવીને રહેવું પડ્યું છે, તેઓને એનું વાતાવરણ હંમેશા કઠોર ને ઠંડુંગાર ઉદાસીન લાગ્યું છે. પરંતુ જેઓએ ખુલ્લા હૃદયે એને અપનાવેલ છે, તેવાઓ પ્રત્યે એણે હંમેશા માયા બતાવી છે, કુમાશભર્યા હૈયે એમને પોતાને ખોળે લઈ, રક્ષણ આપ્યું છે.

* * *

૧૯૪૪ માં મારી મા મને લઈને વળી પાછી મોસ્કો જઈ રહેલી. ત્યાં ગયા પછી જીંદગીમાં પ્રથમવાર મેં દુશ્મનનો ચહેરો જોયો. જો હું ભૂલતો ન હોઉં તો, તે દિવસે લગભગ વીસેક હજાર જેટલા જર્મન યુદ્ધ કેદીઓને રસ્તાઓ પરથી એક એકની હારમાં કૂચ કરાવીને ક્યાંક લઈ જવાના હતા.

પોલિસની કોર્ડનવાળી મોસ્કોની સડકો પર એ દિવસે લોકો કીડીયારાની માફક ઉભરાઈ રહ્યા હતા. સડકો પર ઉભરાતા એ ટોળામાં જુઓ તો મુખ્યત્વે સ્ત્રીઓ જ દેખાતી હતી. કામ કરી કરી એમના હાથ બરછટ બની ગયા હતા, હથેળીઓમાં આટણ પડી ગયા હતા, હોઠ એમના લિપસ્ટીકની લાલી વિહોણા હતા, કાયા થાકથી કંતાયેલી, ને ખભા યુદ્ધકામના બોજ ખેંચી ખેંચી કંઈક ઝૂકી ગયેલા હતા. એ ટોળામાંની પ્રત્યેક સ્ત્રીનો પતિ, કાં ભાઈ, પિતા કાં પુત્ર જર્મનોને હાથે હણાયેલો હતો.

વૈરભાવથી સળગતી આંખોએ એ સ્ત્રીઓ જર્મન યુદ્ધ કેદીઓના આવવાની દિશા તરફ તાકી રહી હતી. આખરે અમે એમને જોયા પણ ખરા.

સૌથી મોખરે જર્મન સેનાપતિઓ, એમની ભારે હડપચીઓ બહાર કાઢી, એમની ઉદ્દંડતાનું અદર્શન કરતા, એમના બીડેલા હોઠોને ખૂણેથી તુમાખી ટપકાવતા ચાલી રહ્યા હતા. એમના હાલચાલ ન દેખાવમાંથી કેમ જાણે હજી તેઓ પોતાથી ઊતરતી કક્ષાના વિજેતાઓ સામે પોતાની શ્રેષ્ઠતા સાબીત કરવા મથતા હોય!

એમને જોતા વેંત કામથી બરછટ બની ગયેલ સ્ત્રીઓના હાથ ઉશ્કેરાટથી મૂઠીઓમાં બીડાઈ ગયા. પોતાની કોર્ડન દ્વારા સ્ત્રીઓનાં ટોળાઓને પાછાં ધકેલી, વાહન વ્યવહારના આ માર્ગોની વ્યવસ્થાને જાળવી રાખવાનું કામ સૈનિકો તેમ જ પોલિસોને માટે મુશ્કેલ બની રહ્યું હતું.

પણ ત્યાં તો, અચાનક, કોણ જાણે શું ય બની ગયું.

લઘરવઘર હાલતમાં, ગંદા ને ચીંથરેહાલ, વધી ગયેલી હજામત, લોહી ખરડાયેલા અંગો તેમજ લુગડાંવાળા, કોઈ પગ ઘસડતા, કોઈ ઘોડીને ટેકે ટેકે લંઘાતા, તો કોઈ એક બીજાના ખભાને ટેકે જેમ તેમ ડગલા માંડતા, સામાન્ય જર્મન સૈનિકોની કતાર માથા હેઠાં ઢાળી ચાલી આવતી દેખાઈ.

ને સડક પરનો ઉશ્કેરાટ ને ઘોઘાટ જાણે ક્યાંય શમી ગયાં. એકાએક બધે શાંતિ છવાઈ ગઈ. ને શાંતિ તે કેવી! કેવળ કૂચ કરતા એ જર્મન સૈનિકોના પગલાં ને એમની કાખમાં સંભાળેલ ઘોડીઓના ખટખટ અવાજ સિવાય બધું જ શાંત હતું!

આ સૈનિકો દુશ્મન મટી કેવળ માણસ રહી ગયા, લોક બની ગયા હતા!

* * * *

૧૯૪૪ની સાલમાં મોસ્કોની એક સૂમસામ ગલીમાં આવેલી એક ચાલની નાનકડી ઓરડીમાં હું એકલો જ રહેતો હતો. મારા માબાપે છૂટાછેડા લઈ લીધા હતા. મારા બાપુ કઝાકિસ્તાનમાં કોઈ એક ઠેકાણે પોતાની નવી પત્ની તથા બે બાળકો સાથે રહેતા હતા. એમના તરફથી ભાગ્યે જ કદી મારા પર કાગળપત્ર આવતા. મારી માને લડાઈના મોરચા પર ફરવાનું રહેતું.

એણે જીઓલોજિસ્ટ તરીકેનું પોતાનું કામ છોડી દીધું હતું. ને મોરચા પર એક ગાયિકા તરીકે, સૈનિકોની સેવા બજાવવાનું, એણે સ્વીકારી લીધું હતું.

શેહેરની સડકો ને ગલીઓને માથે મારા શિક્ષણનો બોજ આવી પડયો હતો. ગલીઓએ મને ગાળો બકતા, સિગરેટ ફૂંકી એનો ધુમાડો કાઢતા, દાતની પીસી વચ્ચેથી રૂઆબ ભરી રીતે થૂંકતાં, ને મુક્કી વીંઝતા શીખવાડી દીધું હતું. આ ખડે હરઘડી મેદાને પડવા તૈયાર જ રહેતો...એ ટેવ તો એણે આજે ય લગભગ એવી ને એવી સાચવી રાખી છે.

રસ્તાએ મને શીખવ્યું કે, કોઈથી, કશાથી ડરવાની જરૂર નથી. આ શીખ પણ આજલગી હું કદી વિસર્યો નથી. રખડુ તરીકેની એ જીંદગીએ જ મને સમજણ આપી કે, જીવન ટકાવવા માટેના સંઘર્ષમાં તું જેને તારાથી બળિયો જાણે છે, એના વિષેનો ય ભય તારા મનમાંથી કાઢી નાખ.

અમારી ગલીમાં જ સોળેક વર્ષનો એક છોકરો હતો, તે બહુ જબરો, ગલીનો દાદો ગણાતો. સૌ એને 'લાલ' તરીકે ઓળખતા. સૌ કોઈ એનાથી ડરતું. હું પણ મનમાં મનમાં એનાથી બીતો હતો. મારે એ 'લાલ'ને જીતવાનું બાકી હતું. મનમાંથી એની બીક મારે કાઢી નાખવાની હતી. મને ખબર હતી કે, લાલ હંમેશા એના ગજવામાં પિત્તળનો મક્કર પંજો લઈને ફરતો.

મારે એને જીતવો હતો. એટલે મેં એના વિષે એક કવિતા લખી. મારી પત્રકાર તરીકેની કારકીર્દીની આ પહેલી પ્રસાદી! બીજે દિવસ ઊગતા ઊગતામાં તો એ કવિતા આખી ગલીના લોકને મોઢે થઈ ગઈ. 'લાલ' પ્રત્યેના ધિક્કારને કારણે સૌએ એ કવિતાની ભારે કદર કરી.

એક દિવસ, અચાનક સવારના પહોરમાં, નિશાળને રસ્તે 'લાલ'ને એના સાગરિતો સાથે મારો ભેટો થઈ ગયો. એની આંખોએ તો જાણે શારડીની પેઠે મને આરપાર વીંધી નાખ્યો: "આહ! મોરા કવિ!" કહી બદમાશીભર્યું હસતા એણે મને ટોણો માર્યો..."એમ ત્યારે, તમે કવિતા લખો છો, કેમ?...એમાં કંઈ દાળ બાળ હોય છે ખરા...?"

ને લાલનો હાથ એનું ગજવું ફંફોળી રહ્યો. પિત્તળના પંજાથી સજ્જ બની એ બહાર આવ્યો, ને વીજળીની ઝડપે મારી ફેંટ પકડી એણે મારા માથામાં ઘા કર્યો. લોહી નીંગળતો હું શેરીમાં બેભાન બની ઢળી પડયો.

મને કવિ તરીકે મળેલો આ મારો પહેલો પુરસ્કાર! તે પછી થોડા દિવસ સુધી હું પથારીવશ રહ્યો. માથા પર પાટા બાંધેલી હાલતમાં, ફરી પાછો હું ઘરબહાર નીકળ્યો ત્યારે ફરી મેં 'લાલ'ને જોયો. એના વિષેની બીકને મનમાંથી મારી હટાવવા મેં ઘણા ફાંફાં માર્યાં, પણ એમાં હું હાર્યો, ને મૂઠીઓ વાળીને ત્યાંથી નાઠો. એક દોટે ઘેર આવીને ઊભો રહ્યો. પથારીમાં મો નાખીને શરમના માર્યા મેં હોઠ કરડયા, ઓશિકામાં મુક્કા મારી મારી કાયરતા પર મનનો રોષ ઠાલવ્યો પણ, મારા મનને એથી શાતા વળી નહિ.

પણ તે પછી તો મેં મન કાઠું કરી, પાણી મૂક્યું કે ગમે તેમ થાય, પણ હવે તો હું એને હરાવું ત્યારે જ ખરો.

મે અખાડામાં જઈ પેરેલલ બાર પર ને વજન ઊંચકવાની કસરતો કરવા માંડી. કસરત કરતા કરતાં વારે વારે હું મારા બાવડાની પીંડીઓ તપાસતો. ના, હવે તો એમાં બળ પૂરાઈ રહ્યું હતું. એ કઠણ થતી જતી હતી... પણ તે બહુ ધીમે...ત્યાં એક દિવસ મને યાદ આવ્યું કે, કોઈ એક ચોપડીમાં મેં કુસ્તીની એક જાદુઈ કરામત વિષે કંઈક વાંચેલું. એ કરામત એવી હતી કે જેના વડે નબળો માણસ પણ બળિયાને મહાત કરી શકે. એનું નામ

જુજુત્સુ- જુજુત્સુના દાવ શીખવી શકે એવું પાયપુસ્તક હાથ કરવા મેં મારું અઠવાડિયાનું રાશન જતું કર્યું.

એ ચોપડી હાથ આવ્યા પછીના ત્રણ અઠવાડિયાં સુધી તો ભાગ્યે જ મેં ઘરની બહાર પગ કાઢ્યો હશે. બીજા બે છોકરાઓને સામમાં લઈ, મેં એની તાલીમ લીધી. આખરે જ્યારે, કરામત હાથ લાગી ગઈ છે એમ લાગ્યું, ત્યારે જ હું ઘરની બહાર નીકળ્યો.

અમારા ઘર સામેના મેદાનમાં ઘાસ ઉપર બેઠો બેઠો લાલ એના સાગરીતો સાથે એકવીસ પત્તાની રમત રમી રહ્યો હતો.

હજી એની ધાક મારા મનમાંથી ખસી ન હતી. ને મનમા બેઠેલા એ છાના ભયે મને પાછે પગલે ત્યાંથી નીકળી જવા પણ કહી જોયું. પણ આ વખતની વાત જુદી હતી. હું લાલ પત્તા રમતો હતો ત્યા જ જઈને ઊભો રહ્યો, ને એક ઠેબું મારીને મેં એના હાથમાના પત્તા ઉડાડી મૂક્યા.

મારી સામે આંખો ઝીણી કરી જોતો જોતો હળવેક રહીને એ ઊભો થયો. ને ઘુરકિયુ કરતા કહેવા લાગ્યો. "કેમરે, હજી તું ધરાયો નથી કે શું?"

હંમેશની માફક એના હાથે ગજવું ફંફોસ્યું, ને પંજાથી સજ્જ થઈ બહાર આવ્યો પણ જેવો એ બહાર આવ્યો કે, વીજળીની ઝડપે એક આચકો મારીને મેં એનું કાંડું ઝાલ્યું...ને લાલની રાડ ફાટી ગઈ...ચીસો પાડતો એ ભોયે લોટી પડયો. અચંબાથી ફાટી આંખે મારી સામે જોતો, ઊભો થઈ વળી પાછો એ મારી સામે આવી ઊભો. ને ધુંવાકુંવા થતો જાણે વળી શીંગડા ભરાવવા આમ તેમ માથુ વીંઝવા લાગ્યો.

ફરી એક વાર કૂદીને મે એનુ કાંડું ઝાલી લીધું, ને ધીરે ધીરે એને દબાવતો ગયો...ચોપડીમા વાંચેલું તે પ્રમાણે...દબાવતો ગયો, તે ત્યાંસુધી કે એના હાથમાંથી પિત્તળનો પંજો હેઠો પડી ગયો, ને એના આગળા જાણે લબડી પડયા! પોતાના હાથને પંપાળતો, વળી પાછો એ ભોંય ગબડી પડ્યો...અનાયા રડા પડાશુ, એ ડૂસકાં ભરવા લાગ્યો, શીળીના ચાઠાંથી ભરેલું એનું મોં આંસુઓથી ખરડાઈ રહ્યું હતું. એના સાગરિતો તો લાલના હાલહવાલ જોઈ ક્યારના પોબારા ગણી ગયા હતા....

તે દિવસથી શેરીનું રાજ લાલ પાસેથી ઝૂંટવાઈ ગયું. ને તે જ દિવસથી મને ખાત્રી થઈ ગઈ કે, બળિયાથી બીવાની કશી જરૂર નથી. પણ એને મહાત કેમ કરવો, એટલું જ તમારે શીખી લેવાનું રહે છે. દરેક બળિયાને મહાત કરવા માટે જુજુત્સુના અલગ અલગ પ્રકારના દાવ હોય છે, તે એ તમારે જાણવા રહ્યા, શીખવા રહ્યા.

આ ઉપરાત તે દિવસે હું એક બીજો પાઠ પણ શીખેલો, ને તે એ કે, સાચેસાચ જો મારે કવિ બનવુ હોય તો, તે એકલી કવિતા લખ્યેથી નહિ બનાય. પણ કવિતા લખવાની સાથે સાથે, પોતે જે લખ્યુ છે, તેના પર સક્ષમ રહેતા પણ મારે શીખવું પડશે.

*

મારી મા મોરચા પરથી પાછી આવી. એનો દેખાવ વિચિત્ર બની ગયો હતો...એ ખૂબ દૂબળી પડી ગઈ હતી. ને એના વાળ જે અગાઉ સોનેરી હતા તે કાળા બની ગયા હતા!

પહેલા તો મને લાગ્યું કે, એણે વાળને કલપ લગાડ્યો હશે. મે એને એ વિષે પૂછ્યું ત્યારે ધીમું, ગ્લાનિભર્યું હસી, ને માએ પોતાના માથા પરની 'વીગ' કાઢી નાખી...જોયું તો એ વીગની હેઠળ છોકરાની માફક ઝીણા કાતરી નાખેલા એના વાળ ઊભા થઈ ગયા. મોરચા પર ટાયફસની બિમારી લાગુ પડતાં, એને હોસ્પિટલમા સારવાર લેવી પડી હતી, ને ત્યાં એના માથાના બધા વાળ ઉતારી નાખવા પડેલા. એના સુંદર કંઠને પણ જાણે કંઈક થઈ ગયું હતું.

મોરચા પર એને એક એક દિવસમા ગીતોના કેટકેટલા કાર્યક્રમ આપવા પડતા...ફોજી લારી પર યા લડાયક ટૅંક પર ઊભા થઇ જઈ, ગમે તેવા સ્થળે એને ગાવું પડતું, મૃત્યુને મોરચે જઈ રહેલ દેશબંધુઓના ઘડીભર મન બહેલાવવા ખાતર. માએ મને કહ્યું કે, 'આજલગીની જીંદગીમા મારા કંઠસ્વરની એમના જેવી કદર કોઈએ નથી કરી.'

વરસતા વરસાદમા, વાવાઝોડા ને હિમના તોફાનમા એને ગાવું પડતું...શરીરનો ગરમાવો સાચવી રાખવા માટેના કોઈ પણ સાધન વિહોણા; કોઈ સૈનિકના બાટલામા બચી ગયેલ રહ્યા રહ્યા 'વોડકા' (શરાબ)ના એકાદા ઘૂંટ ભેર રહીને

હવે, એનો કંઠસ્વર જે ખૂબ જ સુંદર ને મધુર હતો, એનું જોર ભાગી ગયુ હતુ. સતત તંગ રહેવાને કારણે એ હવે તરડાઈ જતો હતો.

મા પાછી આવ્યા બાદ અહી પણ એણે બીજુ એક કામ મેળવી લીધું હતુ...પણ એણે મને એ કામ બાબત કંઈ ખબર પડવા દીધેલી નહિ.

એક દિવસ મારા વર્ગના કેટલાક છોકરાઓએ નિશાળમા મને પૂછ્યું 'હેં તારી મા ગાયિકા છે, ખરુ ?'

મેં કહ્યું 'હા'

'એ કયા ગાવા જાય છે ?'

મેં કહ્યું, 'ખબર નહિ, કોઈ થિયેટરમા જતી હશે કદાચ.'

'કોઈ થિયેટરમા...!' કહેતાકને મારા ચાળા પાડતા પેલા છોકરા હસી પડયા. પછી કહે, 'ભાઈસાહેબ, એ તો પેલા સિનેમાગૃહમા ગાય છે...ફોરમ...મા !'

*

જર્મની પરના વિજયનો દિવસ પણ આવી પહોચ્યો. પ્રકાશનાં રોકેટ પર રોકેટ આકાશમા છૂટી રહ્યાં હતા. નાના નાના છોકરાં આસમાનમાથી ઝરી પડતા એ પ્રકાશના બુંદને ઝીલી લેવા શેરીઓમા દોડાદોડ કરી રહ્યા હતા.

અપંગ બની ગયેલા સૈનિકો કે જેઓ સિગરેટ વેચવાનું કામ કરતા હતા, તેમણે એમની પાસેની સિગરેટોની લ્હાણી કરી દેવા માડી.

કોઈ એક ફોજી જનરલે આઇસક્રીમનું એક આખું ખોખું ખરીદી લીધું હતું, એણે પણ છોકરાને મફત ઉજાણી કરાવી દેવા માડી.

લોકો એક બીજાને મળતા, ભેટી પડતા, પરસ્પર એક બીજાને પંપાળતા, રડતા ને હસતા હતા. એમને લાગતું હતું કે જાણે એમના તમામ દુઃખ દૂર થઈ ગયા છે, ને વિપદના વાદળ વિખેરાઈ જઈને હવે જીવનનું આકાશ સ્વચ્છ થઈ જઈ, એમા સુખ ને શાતિનો સૂરજ ઊગવાનો છે.

મારી વાત કરું...હું તો સીધો જઈ પહોચ્યો 'ફોરમ' મા. જોયું તો આખુ સિનેમા ઘર સૈનિકો ને સ્ત્રીઓથી ખીચોખીચ ભરેલું હતું. શરાબ ને સસ્તા સેંટ અત્તરની ખુશબોથી અંદરની હવા ગાઢી બની ગઈ હતી પ્રેક્ષકો પોતાની સાથે વોડકા – શરાબની જે બાટલીઓ લાવ્યા હતા, તે એક હાથમાથી બીજા હાથમાં ફરતી ખાલી થયે જતી હતી. બાટલી મોઢે માડી સૌ કોઈ પોતાનો ઘૂંટ લઈ લેતું, ઘૂંટડા લેતા લેતા જ તેઓ એકબીજાને આલિંગી જોસથી ચૂમીઓ ભરતા હતા. આસપાસ બેઠેલા બીજા લોકોએ એ ભણી આંખો મીચી લેવાની હતી. તે દિવસે જાણે સૌને મન ફાવે તે કરવાની છૂટ મળી ગઈ હતી !

સામેના નાનકડા રંગમંચ ઉપર સંગીતના ઉસ્તાદ બાજીંદાઓ લડાયક સંગીતના સૂર છેડી રહ્યા હતા...પણ એ તરફ જાણે કોઈનું રજમાત્ર લક્ષ ન હતું.

ત્યા તો જરી કસબ ને આભલાના ભરતવાળા પોષાકમાં, પગમા સોનેરી મોજડી, ને માથા પર જથ્થાદાર કાળા વાળના અંબોડાવાળી એક ઔરત રંગમંચ પર પ્રવેશ કર્યો. એને જોતા વેંત હુ હબકી ગયો...આ તો મારી મા! માઇક્રોફોન આગળ આવીને એણે ગાવા માંડયું. એનો કંઠસ્વર ધ્રૂજતો હતો. વચ્ચે વચ્ચે કદિક એના સુમધુર કંઠસ્વરની પણ એ ઝાખી કરાવી જતો હતો.

આ દિવસ પછી, એણે રંગમંચ પર ગાવાની નોકરી છોડી દઇ, એક થિયેટરમા વ્યવસ્થાપક તરીકેની નોકરી લીધી. આ કામ બહુ સખત ને થકવી નાખે તેવુ હતુ. ને પ્રમાણમા વેતન નહિ જેવુ. મહિને ૭૦૦ રૂબલ મળતા. આ ટૂંકા પગારમા જ બધી રીતે તાણુ તગી વેઠીને માએ મારી નાનીબેન (કે જેનો જન્મ યુદ્ધ દરમિયાન થયેલો) વેલેના તેમજ મારુ પોષણ કરવાનું હતું, અમારું ઘર ચલાવવાનું હતું.

હું માને ખૂબ ચિંતા કરાવતો.

મારું ઘડતર જ કંઇક એવું થઇ ગયું હતુ. અદમ્ય કુતુહલની મારી વૃત્તિ મને ચિત્ર વિચિત્ર ને અકલ્પ્ય પરિસ્થિતિમા ખેંચી જતી.

કોઇક વખત હું એને ધંધાદારી ચોરોની ટોળકીમા ભળેલો જોવા મળતો, તો કોઇક વાર ચોપડીઓમા કાળા બજાર કરનાર લોકો વચ્ચેથી હું એને મળી આવતો.

દર વખતે મારી માએ જ કફોડી પરિસ્થિતિમાથી મને ઉગારી લીધેલો.

*

મારું નિશાળનું ભણતર તો લગભગ અભરાઇએ ચઢાવી દીધા જેવું જ હતુ. શિક્ષકોની નજરે મારા જેવો ખરાબ વિદ્યાર્થી કોઇ નહિ હોય. પદાર્થ વિજ્ઞાન – ફિઝિક્સ – જેવા કેટલાક વિષયો તો એવા હતા કે ભાગ્યે મને એમા કંઇ ગમ પડતી. વ્યાકરણ ને વાકય રચનાના પાઠોમા તો હંમેશ મને મીડું જ મળતું. એમ તો ભાષા લખવામા ભાગ્યે જ મારી કયાય ભૂલ નીકળતી. એથી જ ભાષાના કાયદા ને નિયમોનું જ્ઞાન મેળવવાની મને બિલકુલ જરૂર જણાતી નહિ, પછી નાહક હું એને માટે પસીનો શું કામ પાડું?

મારી પેઢીના છોકરાઓની વિશેષતાનાં કેટલાંય લક્ષણો અમારી નિશાળનુ અવલોકન કરતા નજરે પડે એવા હતાં. જો કે તે હજુ વિકાસની પ્રાથમિક અવસ્થામાં જ હતા. અમારી નિશાળના એ બાંકડાઓ પર ભવિષ્યના સત્યશોધકો, ભાવિ વીરો, ઊગતા સંશયાત્માઓ, ને ઝનૂની અંધશ્રદ્ધાળુ સાંપ્રદાયિકો વિરાજતા હતા.

તે સમયથી જ કોણ જાણે કેમ પણ, મને આળસુ સંશયવાદીઓ તરફ અણગમો હતો. કારણ તેઓ હાથ પગ હલાવી કંઇક કરવાની રજમાત્ર વૃત્તિ બતાવ્યા વિના, પ્રત્યેક વસ્તુ પ્રત્યે કેવળ તુચ્છકાર વ્યક્ત કરવાની પ્રવૃત્તિમા મચ્યા રહેતા. ત્યારે સામે છેડે કેટલાક 'આદર્શ વિદ્યાર્થીઓ' એવા હતા કે, જેઓ જાતે ખૂબ જ ખંતીલા ને મહેનતુ હોવા છતા, પોતાની બુદ્ધિને બિલકુલ ગીરવે મૂકી હોય એમ, એમને જે કંઇ કહેવામાં આવે તે સાચું છે કે ખોટુ એ વિષે સવાલ સરખો કર્યા વિના બધું માની લેતા.

સ્તાલિનની મોટી છબિ હેઠળ, નિશાળના બાંકડા પરની મારી જગા પર બેઠો બેઠો હું બારી બહારની દુનિયાને નિરખ્યા કરતો, વરસતા હિમની ફરફરને હવામા ગડથોલિયા ખાતી જોયા કરતો. ને જેવો નિશાળનો સમય પૂરો થતો કે દોટ મૂકતોક ને હું મારી બીજી નિશાળમા પહોચી જતો—એ નિશાળ એટલે કોઇ પણ મોટા ને ધોધાટિયા શહેરમા મળી આવતી નિશાળ. એ એક એવી નિશાળ છે કે જે બરફ, સિગારેટ, ગેસોલિન ને ગરમ ભજિયાની વાસથી સમસમી રહેલી હોય છે. વરસતા ગાઢ ધુમ્મસમા રસ્તાઓ પર ઊભી ઊભી, રતુમડા ગાલવાળી સ્ત્રીઓ કરમકલ્લાના ગરમા ગરમ ભજીયા વેચતી હોય છે.

બધે ફરી ફારવીને ઘેર પાછો આવ્યા પછી તરત હું મારા એક હાલિમા ટેબલ આગળ જઈ બેસતો, ને મારી ચોમેર મારી ભણવાની નોટબૂકો સરસ રીતે પાથરીને સ્વાધ્યાયમા મશગૂલ હોવાનો ડોળ કરતો—ને તેય માની નજર એકવાર મારા પર પડી જાય, ને 'દીકરો ભણે છે' માની એ સંતોષ માને, એટલા ખાતર જ. એની પીઠ ફરી ને ઓરડામાથી એનો પગ બહાર પડ્યો કે તરત મારું કવિતા લખવાનું શરૂ થઈ જતું. કાવ્યત્વની મારી એ દુનિયામા હુ મારે માટે એક આગવું જ જીવન રચવામા તલ્લીન થઈ જતો. મારા આગળા લખતા લખતા સાવ બહેરા પડી જાય ત્યા લગી હું લખતો. કેટલીક વાર તો એક જ દિવસમા હું દસથી બાર કાવ્યો રચી નાખતો ને પછી છાપા ને સામયિકોના તંત્રીઓ પર એનો બોમ્બમારો ચલાવતો. પણ એમા હુ કદી ફાવ્યો નહોતો. અચૂક રીતે મારા બધા જ કાવ્યો મારી પાસે પાછા આવી રહેતા. ને તે 'છાપવા માટે નકામુ છે' એવા તંત્રી સાહેબના ચાંદ સાથે.

હું કવિ થાઉં એ મારી માને બિલકુલ પસંદ નહોતું. એનું કારણ એ નહોતું કે કાવ્ય પ્રત્યે એને અરુચિ હતી. પરંતુ એટલા માટે કે, કવિનું જીવન હંમેશા અસ્થિર બિનસલામત અજંપાભર્યું, ને એક સતાવાયેલા પ્રાણી સમું રહ્યુ છે. ને રશિયાના ઈતિહાસમા તો ખાસ, લગભગ એકે એક કવિના જીવનમા આ કરુણતા રહેલી છે. પુશ્કિન ને લર્મેન્તોવ બેઉ દ્વંદ્વયુદ્ધ લડતા મર્યા. ગ્લોકે જાતે અગ્નિસ્નાન કર્યું. યેસેનિને જાતે ફાસો ખાધો, માયકોવ્સ્કીએ બંદૂકની ગોળી ખાઈ જીવનનો અંત આણ્યો...જો કે આ બધા વિષે મારી માએ કદિ મને કશું જ કહ્યું નથી. છતા મને લાગે છે કે, બીજા ય અનેક એવા કવિઓ વિષે એ જાણતી હોવી જોઈએ, જેઓને સ્તાલિનના કેદખાના ને શ્રમ–છાવણીઓમા ભૂંડે હાલ મરવું પડ્યું હતું. આ બધી વસ્તુઓને કારણે એને મારી ઘણી જ ફિકર રહ્યા કરતી. ગુસ્સામા આવી કેટલીય વાર એ મારી નોટબુકો ફાડી નાખતી, ને કાકલુદીઓ કરતી, મને કોઈક ગંભીર વિષય હાથમા લેવા વિનવતી, પણ મને તો કવિતા કરતા ગંભીર હોય એવો બીજો એકેય વિષય જડતો નહોતો. ને મેં એક જુવાન પાગલની જીદથી કવિતા લખવાનુ જારી રાખ્યું.

અહીં એ કહેવાની જરૂર નથી કે, એ વખતે હું મારા આંતરિક ઊંડાણમા પક્વ થયેલા કોઈ ગંભીર તત્ત્વને અભિવ્યક્તિ, આપી રહ્યો ન હતો, પરંતુ કાવ્ય રચનાના વિધવિધ સ્વરૂપની લીલામા રાચી રહ્યો હતો. આમ કેટલાય વરસ લગી તો હુ લયની સાધનામા જ મગ્ન રહ્યો.

મારી આ પાગલ કાવ્ય–સાધનાને કારણે નિશાળનું મારું કામકાજ તો બગડતું જ ગયુ.

મારી એક ચાલુ નોટબુકના લીરા ઉડાડતા માએ એક દિવસ મને કહી પણ નાખ્યુ કે, આ ધંધામા હાથ નાખીને તો નથી તને કદી પૈસો મળવાનો, કે નથી તું કદી જીવનમા શાંતિ રળવાનો. પરંતુ મને તો 'જીવનમા શાંતિ' જેવી વસ્તુ પ્રત્યે જ નફરત હતી. ને 'પૈસા'ને હું તદ્દન તુચ્છ–ક્ષુલ્લક વસ્તુ ગણતો.

કોઈ એક મોટા માણસે એકવાર કહેલું કે, પૈસો એ મુક્તિનું સાધન છે, પરંતુ મારી સમજણ મુજબ પૈસો એ હંમેશાં... તે આજેય શું—માણસની મુક્તિનું નહિ, એને ગુલામ બનાવનારું એક સાધન રહ્યું છે, અલબત્ત, પૈસાનો અભાવ એ પણ માણસની ગુલામીનું એક કારણ બનતું રહ્યું છે; કારણ જીવન ટકાવવાની ગરજ માણસને ગુલામી સ્વીકારવાની ફરજ પાડે છે...છતા હકીકતે આપણે આ દુનિયામાં એ પણ જોતા આવ્યા છીએ કે, જે માણસની પાસે ભરપૂર પૈસો છે, તેને પણ એણે સદાને માટે ગુલામ જ બનાવી રાખ્યો હોય છે. કારણ, છે તે કરતાં બમણો, ત્રણ ગણો પૈસો ભેગો કેમ કરી લઉં, એની જ લાયમાં એ પોતાના

જીવનની બધી શક્તિ ખરચી નાખતો હોય છે; ક઼ા છે તેટલાને ટકાવી કેમ રાખવાં એની ચિંતા એને સદા વળગેલી રહે છે.

મારે મન, અત્યંત આશ્ચર્ય ઉપજાવે તેવી, અકલ્પ્ય વસ્તુ તો એ હતી કે, ગજવામા કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યપદનું કાર્ડ લઈને ફરનારા લોકોમાં પણ પૈસાની લાલસા એટલી જ તીવ્ર હતી! મારે મન તો 'કમ્યુનિસ્ટ' એટલે જ 'અપરિગ્રહી' માણસ.

પરંતુ રહેતે રહેતે, અનુભવથી મને સમજાયું કે, આજે પોતાની જાતને કમ્યુનિસ્ટ કહેવડાવનારા ને બોલે બોલે લેનિન ને સ્તાલિનના શબ્દો ટાંકવાની તક કદી જતી નહિ કરનારા એવા ઘણા બધા લોકો, ગજવામા કમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યપદનું કાર્ડ ભલે પોતાની સાથે ફેરવતા હોય, પણ હકીકતે તેઓ સાચા કમ્યુનિસ્ટ છે જ નહિ.

પોતાની જાતને કમ્યુનિસ્ટ કહેવડાવવી ને પાર્ટીના સભ્યપદનું કાર્ડ હાથ કરી, ચોરે ને ચૌટે, વાર તહેવારે કમ્યુનિઝમની વાતો કરતા રહેવું, એ તો આવા લોકોને મન જીવનમાં લાભ મેળવવાનો એક માત્ર રસ્તો હતો. કમ્યુનિસ્ટ વિચારસરણીમા શ્રદ્ધા બેસવાનો તો એમને માટે કોઈ સવાલ જ ઊભો થતો નહોતો.

અલબત્ત, બાળપણમા આ બધી વસ્તુઓને હું આટલી સ્પષ્ટપણે પામી શકેલો એમ તો નહિ જ, પરંતુ મારી સહજ ઊર્મિઓના તંત્ર પર એના પડઘા ઝીલતો હું જરૂર થઈ ગયો હતો.

આમ છતા, એ વસ્તુ ધ્યાનમા રાખવાની છે કે, ૧૯૧૭ની સાલમા કામદારોએ ને સૈનિકોએ ઝારની સત્તા સામે બળવો પોકારી, રાજાના 'શીત-મહલ' (વિન્ટર પેલેસ) નો કબજો લીધો, ને જે સ્વપ્નશીલ આદર્શવાદનો ઝંડો ફરકતો કરેલો, એ આદર્શો બાળપણમા મારે મન જેટલા કીમતી હતા, એટલા જ આજે પણ મને વહાલા છે. એથી જ તો આજે જેઓ કેવળ પોતાના સ્વાર્થ પાછળ મચી રહેલા છે તેવા લોકો આજે ને હમેશાં મારે મન ક્રાંતિના દ્રોહી જ છે.

રશિયન ક્રાંતિનો અભ્યાસ કરનારા પશ્ચિમના વિદ્વાનોની એ કોઈ પ્રથમ ભૂલ થતી હોય તો એ કે, તેઓ ક્રાંતિના આદર્શની મૂલવણી કરતાં, ક્રાંતિને સાચી રીતે વફાદાર રહેનારા લોકોને નહિ, પણ ક્રાંતિને બેવફા નીવડેલાં તત્ત્વોને ક્રાંતિના પલ્લામાં બેસાડીને, એના મૂલ કરે છે.

એમની બીજી ભૂલ એ છે કે તેઓ હજી આજ સુધી એમ જ માનતા આવ્યા છે કે, કમ્યુનિઝમ એ રશિયન પ્રજાના માથા પર બળજબરીથી ઠોકી બેસાડેલી વસ્તુ છે. એટલે જ તો રશિયન ક્રાંતિના આદર્શો એ પ્રજાના લોહીમા ઓતપ્રોત થઈ ગયેલી વસ્તુ છે, એ વાત હજી તેઓને ગળે ઊતરતી નથી.

હું મારા દેશના લોકોને ચાહું છું. પણ તે કેવળ એટલા ખાતર નહિ કે, તેઓ રશિયન છે. તેઓ ક્રાંતિકારી પણ છે, એટલા માટે. રશિયન પ્રજા પ્રત્યેના મારા પ્રેમને અગાધ બનાવનારી વસ્તુ તો એ છે કે, એમને માથે કેટકેટલા વીતક વીત્યા છતાં એ પ્રજા કદી હતાશાવાદી બની નથી. ક્રાંતિ પછીના ગાળામા પારાવાર ગંદવાડ ની ગળતો જોયા છતા ક્રાંતિના આદિ ને અસલ આદર્શોની પવિત્રતા વિષેની શ્રદ્ધા એના મનમાથી કદી ડગી નથી.

બુદ્ધિના કિલ્લામા બેઠા બેઠા સમગ્ર ઇતિહાસ પ્રત્યે તુચ્છકાર ભરી દૃષ્ટિ ફેંકનારા, ને મારાં દેશવાસીઓ પોતાના તનમન રેડીને જે સર્જન કરી રહ્યા છે તેની કિંમત જાણ્યા વિના, આખી પ્રજા માટે હાથ ધોઈ નાખવાનુ વલણ લઈ બેસનારા, સંશયવાદીઓ પ્રત્યે પણ મને ખૂબ જ નફરત છે. કારણ? તેઓ સારા ને ખોટા વચ્ચે ભેદ પાડવાની તકલીફ લીધા વિના, સમગ્ર વસ્તુને જ 'બકવાસ' કહી એના તરફ થૂંકનારા લોકો છે, તેઓ પોતે એક પણ રચનાત્મક વિકલ્પ દેખાડવા અસમર્થ હોય છે.

સાથે સાથે સાંપ્રદાયિક અંધશ્રદ્ધાવાદ કે જેને હું પોતે એક ભયંકર પ્રકારનું 'રિવિઝનિઝમ' (પુનરાવર્તનવાદ)જ માનું છું તે પણ મારે મન એટલી જ નફરતની વસ્તુ છે. આ અંધશ્રદ્ધાવાદ ભલેને નિઃસ્વાર્થપણે ધર્માન્ધતાનું ઝનૂન પ્રગટ કરનારો દેખાતો હોય, પરંતુ સ્વાનુભવે છેક મારા બાળપણના કાળથી હું જોતો આવ્યો છું કે, આ આંધળું ઝનૂન ઘણીવાર તો સ્થાપિત હિતોને ઢાંકવાના આંચળા તરીકે જ કામ આપતું હોય છે. કોઈપણ આદર્શ યા અમુક એક વિચારને પોતાના વ્યક્તિગત સ્વાર્થનું સાધન બનાવનાર તકસાધુઓ સાથે નહિ ગુંચવવો જોઈએ.

આમ, હું અગાઉ પણ કહી ગયો છું. ને ફરી પણ આ બધા પરથી એક જ વસ્તુ ફલિત થાય છે કે, કમ્યુનિઝમ આજે રશિયન પ્રજાના જીવનનો અર્ક બની ગયેલ છે; એ તરફ ઠંડી ઉપેક્ષા દેખાડનાર સિનિક-સંશયવાદીઓ હો યા સાંપ્રદાયિક અંધશ્રદ્ધાવાદીઓ હો-એ બંને કેવળ ક્રાંતિના જ નહિ, રશિયન પ્રજાના સુદ્ધાં દ્રોહીઓ છે.

અનેક સદીઓનો ઈતિહાસ જોતા જાણવા મળે છે કે રશિયન પ્રજાને આ જગતના બીજા કોઈપણ દેશની પ્રજા કરતા અનેકગણા દુઃખો ને યાતનાઓ સહેવી પડી છે કદાચ કોઈ એમ પણ માનતું હશે કે, દુઃખો ને યાતનાઓથી માણસના આત્માની શક્તિ બુઠ્ઠી બની જાય છે, કોઈપણ વસ્તુ વિષે શ્રદ્ધા ધરાવવાની શક્તિ માણસ ગુમાવી બેસતો હોય છે. છતા જગતમા અનેકાનેક રાષ્ટ્રોના ઈતિહાસો ફંફોળતા આપણને જે સત્ય હાથ ચડે છે. તે આનાથી ઊંધુ જ છે. આપણે જોઈએ છીએ કે, ભૌગોલિક તેમજ ઐતિહાસિક પરિસ્થિતિની દૃષ્ટિએ જે બીજા કરતા વધુ સદ્‌ભાગી ગણાયા છે તેવા રાષ્ટ્રોમા જ માનવ આત્મા પ્રત્યેની હીણી અશ્રિદ્ધતા અને નૈતિક અધઃપતનનો રોગ પેઠેલો જોવા મળે છે. દેખીતી રીતે ભૌતિક સમૃદ્ધિની ટોચે બિરાજેલા હોવા છતા આવા રાષ્ટ્રોને

હું સુખી નહિ ગણું. બાઈબલમાં એક કહેવત છે કે, 'માણસ કેવળ રોટલા વડે જ જીવતો નથી...' આ સત્યે આજના જમાનામા જેવો રણકો જગાડ્યો છે, તેવો આજ પૂર્વે કદી જગાડ્યો ન હતો.

કોઈ એક મોટા વિચારકે કહ્યું છે કે, 'માનવી એ સ્વપ્નદર્શનની શક્તિ ધરાવનારું પ્રાણી છે.' આ દુનિયામા કેટલાક માણસો એવા છે, કે જેમની જીંદગી કેવળ આખરી શબ્દના અર્થને જ પુરવાર કરનારી હોય છે. તેમ છતા જો આપણે સ્હેજ ઊંડા ઊતરીને એમના અંતરમા ડોકિયું કરીશું તો જણાશે કે, ભલે એમની પાસે એવા કોઈ ઉદાત્ત સ્વપ્નો નથી, પણ કોઈને કોઈ પ્રકારનું સ્વપ્ન તો એ દરેકની પાસે છે જ...કારણ સ્વપ્નની-ઉડ્ડયનશીલતા એ માનવીના જીવનની એક અનિવાર્ય આવશ્યકતા છે.

ગમે તેટલી સમૃદ્ધિમા રાચતો હશે પણ જો એ માણસ પાસે કોઈ ઉચ્ચ આદર્શ નહિ હોય તો, અતૃપ્તિનું સાલ એને હંમેશા સતાવ્યા કરવાનુ છે. પછી ભલેને પોતાની એ અતૃપ્તિને છુપાવવા માણસ આત્મછલનાના ગમે તેટલા ઓઠા શોધી કાઢે, એથી તો ઉલ્ટાનો એનો અસંતોષ જ વધુ તીવ્ર બનશે.

આ ઉપરથી જે ફલિત થાય છે તે તો એ કે, પૈસાપાત્ર ને સમૃદ્ધિમા રાચનારા માણસનુ જીવન પણ જો ઉચ્ચ આદર્શો વિના ફુચ્ચું પડી જતુ હોય છે, તો જે લોકો પૈસાના અભાવને કારણે તંગી ને દુઃખ ભોગવનારા છે, એમના જીવનમા ઉચ્ચ આદર્શનું સ્થાન કેટલું મહત્વનું હોવું જોઈએ! એને મન તો એ એક અનિવાર્ય જરૂરિયાત બની જવી જોઈએ. જ્યા રોટી ભરપૂર છે ને આદર્શનો જ તોટો છે, ત્યાં રોટીમા આદર્શની ઊણપ પૂરવાની શક્તિ આવી જતી નથી. આદર્શને કોઈપણ માણસ રોટીથી જ ચલાવી લઈ શકે, એવું કદી બનવાનું નથી. પરંતુ જ્યાં રોટીની તૂટ છે ત્યાં આદર્શ રોટીનો ખાડો પૂરવા-શક્તિમાન બનશે ખરો.

આ છે માનવ-પ્રકૃતિ. સ્વભાવથી જ માણુસ આદર્શવાદી રહ્યો છે. માનવીય દુઃખો ને યાતનાઓ જ તો મહદ્ આદર્શોની ગંગોત્રીરૂપ રહ્યાં છે.

ઔદ્યોગિક રીતે વિકસિત દેશોમાં જ ક્રાંતિ સૌ પહેલી થશે એમ કહેવામા માર્ક્સની ભૂલ થઈ છે, એમ આપણે શાથી માનીએ છીએ? એણે આવું ભવિષ્ય ભાખેલું હોવા છતા, ઔદ્યોગિક રીતે તદ્દન પછાત એવા રશિયા જેવા દેશે જ સમાજવાદી ક્રાંતિનો ઝંડો ઉઠાવવાની પહેલ કરી, એની પાછળનું કારણ શું?

એનું કારણ એ જ કે, ઔદ્યોગિક દૃષ્ટિએ આપણી ગણત્રીમા પછાત એવો આ દેશ, એની પ્રજાના દુઃખ યાતનાની બાબતમા કદાચ સૌથી આગળ હતો.

તમે કહેશો: "હા, એ ખરું, પણ સાથે સાથે રશિયાની એ સમાજવાદી ક્રાંતિએ પણ રશિયન પ્રજાના દુઃખ યાતના ને આસુઓનો બોજ વધારી આપવાનું કામ કર્યું તો?" ને એ વાત પણ સાચી જ છે.

પણ અહીં અમારી રશિયન પ્રજાની વિશેષતાનો હંમેશા ખ્યાલ રાખવાનો છે. દુઃખ સહેવા એ અમારી પ્રજાને માટે એક આદતની વસ્તુ બની ગયેલ છે. બીજાને મન અસહ્ય લાગે એવા અનેક દુઃખો અમે સહજપણે સહેતા આવ્યા છીએ.

સાથે સાથે અમારા લોહી રેલાવી, જુલ્મો ને યાતનાઓ સહી સહી, અમે અમારા આદર્શોની સિદ્ધિ માટે એટલી તો મોટી કિંમત ચૂકવેલી છે કે, એ કિંમતને કારણે જ એ અમારે મન પ્રાણ સમા પ્યારા બની ગયેલ છે. વેદનાભર્યા પ્રસવને અંતે અવતરેલું બાળક જેમ માને મન અદકું પ્યારું થઈ પડે છે તેમ.

તમે કહેશો, ભલા માણુસ, તારી બધી વાત ખરી, પણ તને કદી એમ વિચાર નથી આવતો કે, કમ્યુનિઝમના મારા આ આદર્શમા જ ક્યાંક બહુ મોટી ભૂલ તો નહિ હોય?

– મારો વાચક ભગવાનમાં શ્રદ્ધા ધરાવતો હોય તો મારો એને સામો સવાલ એક જ છે, ને તે એ કે, 'ભાઈ, ઈશુખ્રિસ્તના પવિત્ર સત્યને શું તું એ ધર્મને નામે પાપમુક્તિ ને મોક્ષના પરવાના વેચી નફાખોરી કરનારા પાખંડી ધર્મગુરુના ગજવાની વસ્તુ માની શકશે?...એ ધર્મને નામે ઈશુના સાચા ભક્તો પર અત્યાચાર ગુજારનાર ઈન્કવીઝીટર્સ (મધ્યયુગી અત્યાચારીઓ)ના ઇજારાની વસ્તુ માની શકશે? પોતાના અનુયાયીઓને ભોગે સમૃદ્ધિ જમાવતા પાદરી પંડાઓ યા તો દેવળમા જઈ રોજ એક મોઢે પ્રાર્થના કરી દેવળની બહાર નીકળ્યા કે લોકોની છેતરપીંડીમા જ રચ્યા પચ્યા રહેનારા લોકોને જ ઈશુના ધર્મત્વના રખેવાળ તું માની શકશે ખરો?

એ જ ન્યાયે, કમ્યુનિઝમના મારા ધર્મમાં શ્રદ્ધા ધરાવતો હોઈ, હું મારા ધર્મના તત્વને, કોઈ રીતે કમ્યુનિઝમની ગાદીમા ચઢી બેસી, એના ઢોલ પીટનારા ધૂર્તો સાથે યા કમ્યુનિઝમને નામે ન્યાય તોળવા બેસી જનારા ન્યાયાધીશો–ઈન્કવીઝીટર્સો યા તો એના ધનલોભી ને પ્રપંચી પાદરીઓ યા બે મોઢાવાળા ખેલાડી સ્વાર્થ-સાધુઓની કરણી સાથે, ભેળવી દઈ શકું એમ નથી.

મારે મન નિયમિત પાર્ટીની સભ્ય ફી ચૂકવવાથી કે ગજવામાં સભ્યપદનું કાર્ડ ફેરવવાથી માણુસ કમ્યુનિસ્ટ બની જતો નથી.

કમ્યુનિસ્ટ એ મારે મન એવો માણુસ છે, જે પોતાના હિત પહેલા હંમેશા લોકોનું હિત જોનારો હોય. પરંતુ સાથે સાથે સાચો કમ્યુનિસ્ટ લોકોના હિતને નામે માણુસની જીંદગીઓને વ્યર્થ, ઉડાઉપણે વેડફી ચૂંથી નાખનારો તો કદાપિ હોઈ શકે નહિ.

સ્તાલિનને માટે મારું માથું શરમથી ઝૂકી જાય છે—જો કે એના એકલાને માટે જ નહિ. લોકોનો આટલો બધો અવિશ્વાસ કરવો એને માટે શક્ય જ કેમ બન્યું હશે, તે જ મને તો સમજાતું નથી. કારણુ લોકોએ તો કમ્યુનિઝમ પર અને સ્તાલિન ઉપર જ નહિ પણ તેના સાથીઓ ઉપર પણ અખૂટ વિશ્વાસ મૂકી દીધો હતો.

યુદ્ધ પૂરું થયું, અમને વિજય સાંપડ્યો, પરંતુ એ વિજય અપાવનારાઓ ઉપર વળી પાછું આશંકા ને જાસૂસીનું વાદળ ફરી વળ્યું......એમને પકડી પકડીને કેદખાને નાખવાનું બની રહ્યું હતું. કેટલા મોટા પાયાપર આ બધું બની રહ્યુ હતું, એનો તો જોકે એ દિવસોમા મને ખ્યાલ સરખો ન હતો. છતાં હું ઘણું ઘણું જોઈ શકતો હતો, જાગૃત રીતે હજી એ બધી વસ્તુઓ પર મારી પૂરેપૂરી પકડ ન હતી. તેમ છતા, મને એ વિષયની કંઈક કંઈક ગંધ જરૂર આવી ગઈ હતી. નિશાળમાંથી જ એની સામેની ખળવાખોરી મારી શરૂ થઈ ગઈ હતી.

નિશાળમા આક્ષેપખોર બબડીઆઓ ને હાજીહા ભણનારા માસ્તરના પોઢિયાઓને ને મારે આદવેર હતા.

એક દિવસ એવું બન્યુ કે, પ્રિન્સીપાલના દફતરવાળા ઓરડામા ખાતર પડ્યુ, વર્ગના નોંધપત્રકો ને અહેવાલોના કાગળિયા કોઈ ચોરી ગયું.

એ માટે આખી નિશાળની એક સામાન્ય સભા બોલાવવામા આવી ૭ કલાક સુધી ગુનેગારનું નામ મેળવવા માટે પ્રિન્સિપાલે છોકરાઓને સમજાવ્યા પટાવ્યા ને ધાક ધમકીઓ આપી. પણ કોઈ માન્યું નહિ.

આખરે હારી થાકીને એમણે એમની દંડકા જેવી આગળી મારા ભણી ચીંધતા સીધો આક્ષેપ કર્યો: "એ કામ તારું જ હોવું જોઈએ."

મે ઊભા થઈ વિનયપૂર્વક કહ્યું, "ના સાહેબ! તમારી ભૂલ થાય છે."

"ના, એ તો તું જ. તારા સિવાય બીજા કોઈનું ગજુ નહિ એવા કામ કરવાનું. હું જાણુ તો'' કહેતા પ્રિન્સિપાલે મારા સામે ડોળા કાઢ્યા.

મને સમજાઈ ગયું કે, હવે દલીલ કરીને તો હું કોઈ રીતે એમને સમજાવી શકવાનો નથી કે એ બાબતમાં હું નિર્દોષ છું. એટલે હું મૂંગો રહ્યો. બીજે દિવસે નિશાળના દફતરમાંથી મારું નામ કાઢી નાખવામા આવ્યું.

નિશાળમાથી મને કાઢી મૂક્યો છે, એ વાત તે પછી કેટલાય દિવસો લગી, મેં માથી છુપાવ્યા કરી. મને બીક હતી કે, જો વાત એની પાસે ગઈ તો એને બહુ દુઃખ થશે. એ મારી પર ખૂબ ચિડાશે...પણ આવી વાત છાની ય ક્યાં લગી રહે! થોડા જ દિવસમા એને બધી ખબર પડી ગઈ. એ મારી આગળ ખૂબ રડી, ને મને કાલાવાલા કરી સમજાવવા મથી કે તુ પ્રિન્સિપાલ પાસે જઈને એમની માફી માગ ને કહે કે, હવેથી હું આવું નહિ કરું. એણે પોતે પણ એ બાબતમા કોઈને મળીને પોતાની લાગવગ લગાડવાની ઇચ્છા પ્રકટ કરી. પણ એથી તો મારું સ્વાભિમાન ઘવાતું હતુ. હું કેમે ય આ માટે રાજી થયો નહિ.

મા ખૂબ ચિડાઈ પડી. અમારી વચ્ચે ખૂબ ઝગડો થઈ ગયો. તે પછી હું મારા બાપુની શોધમા ઘર છોડી નાસી છૂટ્યો. ટ્રેનના છાપરા પર બેસીને મેં છેક કઝાકિસ્તાન સુધીની મુસાફરી કરી. તે વખતે મારી ઉંમર પંદર વર્ષની. મારે હવે આપકર્મી બનવું હતું, સ્વાવલંબી બની મારા પોતાના પગ પર ઊભા રહેવું હતું.

*

એ દિવસોમા જીઓલોજીકલ એક્સપીડીશન-ભૂસ્તરશાસ્ત્રીય સંશોધન કરનારી એક ટુકડીના વડા તરીકે મારા બાપુ કઝાકિસ્તાનમા એક ઠેકાણે કામ કરી રહ્યા હતા. ચીંથરેહાલ દશા ને કંતાયેલા શરીરે, હું એમની પાસે પહોંચ્યો. મને પગથી તે માથા લગી એકવાર નિહાળી લઈ, તેઓ બોલ્યા, "ઠીક, તો તું હવે સ્વાવલંબી બનવા માગે છે, કેમ? સારી વાત છે. પરંતુ ખરેખર તારી જો એ જ ઇચ્છા હોય તો, એક વાતનો તારે ખાસ ખ્યાલ રાખવો પડશે. ને તે એ કે, અહીં કોઈ જાણે નહિ કે તું મારો દીકરો છે. મારા દીકરા તરીકે રહ્યો. તો તારા તરફ લોકોનો પક્ષ—

પાત ટળવાનો...ભલે પછી તારી ઇચ્છા હોય કે ન હોય તો પણ. ને વસ્તુસ્થિતિ એ રહી તો તેથી માણસ બનવાની તારી ઇચ્છા પૂરી થવાની નથી, એ વાત ચોક્કસ માનજે."

મને પણ એમની વાત બરાબર લાગી, ને એક સામાન્ય મજુર તરીકે હુ એમની ટુકડીમા જોડાઇ ગયો.

એ ટુકડીમા કામ કરતા કરતા, કોદાળીને ટચકે ગમે તેવી કઠણ ભોય ફોડતા, ને એ ભોયમાથી ખોદી કાઢેલ ખડકમાથી હાથની હથેલી જેવી સપાટ પતરીઓ જુદી પાડતા હું શીખી ગયો હતો. વળી અસ્થાની પત્તી વડે એક દીવાસળીની ચાર દીવાસળી શી રીતે બનાવવી, ને વરસતા વરસાદમા અગ શેકવા ને પેટની ભૂખ ટાળવા તાપણું કેમ સળગાવવું તે કળા ય મેં શીખી લીધી હતી.

પાછળથી તો હુ અસ્તાર્ક પ્રદેશમા ભૂસ્તર સંશોધન કરનારી એક બીજી ટુકડીમા કામ કરવા લાગેલો. સામાન્ય મજૂર તરીકે કામની શરૂઆત કરી, રહેતે રહેતે એ કામમા મારી હૈયા ઉકલતથી હું ભૂસ્તર સશોધનના એક અભ્યાસી શોધકની પદવી સુધી પહોચી ગયેલો. ટુકડીમા 'કલેક્ટર'નું સ્થાન મને મળેલુ.

જીવનમા ઘણા બધા ખરાબ લોકો જોડે પનારા પડેલા હોવા છતા મને એક વાતની ખાત્રી થઈ ગઈ હતી કે, સારા ને ભલા લોકો જ આ દુનિયામા બહુમતિમા છે. આજે પણ આ બાબતમા મારો વિશ્વાસ ડગ્યો નથી પણ દુર્ભાગ્યે, મને એ પણ જોવા મળ્યું છે કે, નઠારા લોકો ભલેને એક બીજાને અદરથી ધિક્કારતા હોય તો પણ, એક બીજાને વળગીને રહેતા હોય છે; જ્યારે સારા ને ભલા લોકોનુ દુઃખ એ છે કે, તેઓ ઠેર ઠેર વિખરાયેલા હોય છે; આજ તો એમની સૌથી મોટી કમજોરી છે.

માણસના સંસ્કાર ને ખાનદાની માપવા માટે પણ મે મારું પોતાનું એક નવુ ને આગવું માપ શોધી કાઢ્યું હતુ. મને સમજાઈ ગયું હતું કે માણસના સંસ્કારનું માપ એ કેટલું ભણ્યો છે, ને કેટલું જ્ઞાન ધરાવે છે, એના પરથી કાઢી શકાતું નથી, પણ એ સામા માણસની કેટલી કદર કરી જાણે છે, એમને કેટલા સમજી શકે છે, ને બીજાને કેટલી મદદ કરી શકે છે, એના પરથી આકવું રહ્યું.

આ દષ્ટિએ જોતા, મને જે સુશિક્ષિત ગણાતા લોકોનો ભેટો થયો છે, તેઓમા સંસ્કારિતાનું ધોરણ, સામાન્ય અભણ સૈનિકો, ખેડૂતો ને કામદારો તો શુ, પણ સામાન્ય ગુનેગારો કરતા પણ ઘણુ નીચુ રહ્યુ છે.

મારા મતે, પ્લેટોથી માંડીને તે કાફકા ને જેમ્સ જોયસ સુધીના લેખકોના લખાણમાથી ઉતારા ટાકી, કલાકોના કલાકો લગી વાર્તાલાપ કરી જાણનારા રોળામા દિલની દૌલત ધરાવનારા શ્રીમંતો તમને ભાગ્યે જ જડશે.

મારે મન, અંતરના વૈભવથી સમૃદ્ધ એવું આભિજાત્ય તો એ લોકો પાસે જ છે કે, જેઓ હમેશા મોકળા મનથી બીજાને અપનાવી શકે છે, જેઓ પારકાને પોતાના કરી જાણે છે.

ઉચ્ચ શિક્ષણનો સંપર્ક જેમને દુષ્ટ બનતા કે શેતાનિયત આચરતા રોકી શકતો નથી, એટલું જ નહિ, શિક્ષણના એ ઓપને કારણે જ જેઓ પાવરધા શયતાન બની સમાજમા જીવી રહ્યા હોય છે, એવા સુશિક્ષિત ગણાતા લોકો જ મારે મન સમાજના ઉકરડારૂપ છે.

ટાઢ તડકો ને વા વરસાદ વેઠી ખડતલ બનેલો હું, અનુભવે કઈક વધુ ઠરેલ બની, મારી મા પાસે પાછો આવ્યો. હવે મને નિશાળે જવાની ફરજ પાડવાનો તો સવાલ જ નહોતો. એટલે મેં તો રાત ને દિવસ ઊંધુ ઘાલી બસ લખવા જ માડયું. ને સામયિકોના તંત્રીઓ પર મારા કાવ્યોનો બોમ્બમારો ચલાવ્યે જ રાખ્યો.

પણ કાવ્ય લેખનની સાથે સાથે મારી એક બીજી ધૂન પણ હતી, ને તે સોસરની રમત રમવાની. રાતે રાતે મારું કાવ્ય લેખન ચાલતું, તે દિવસ આખો સોસર રમવામાં જતો.

આ સોસરની રમતે મને ઘણું ઘણું શીખવ્યું છે. હું જ્યારે એમા ગોલકીપર તરીકે કામ કરતો, ત્યારે સામસામા ખેલનારામાં કોણ ક્યારે આગળ પડીને દાવ લેશે, તેના પેંતરાનો મને અગાઉથી અણસાર મળી જતો. રમતમાં કેળવાયેલી સાચા અનુમાનની મારી આ શક્તિ પાછળથી મને મારા સાહિત્યિક ક્ષેત્રના સંઘર્ષમાં પણ ઘણી કામ લાગી છે.

લોકો મને કહેતા કે, સોસરના એક ઉસ્તાદ ખેલાડી તરીકે તું નામના કાઢી શકે એમ છે. નિશાળમાં જે છોકરાઓ જોડે હું આ રમત રમેલો તેમાના મોટા ભાગનાએ તો સોસર–ખેલાડી તરીકેની કારકીર્દિ જ પસંદ કરી લીધી હતી. તે પછી ભાગ્યે જ કદિ મારે એમને મળવાનું થતું. છતા કોઈ રડયા ખડયા પ્રસંગે અમે ભેગા થઈ જતા, ત્યારે ત્યારે મેં જોયુ છે કે, એ લોકોને મારી ઈર્ષ્યા આવતી. પણ ખરુ કહું તો જીવનમા અનેક વાર મેં મારી જાતને એમની ઈર્ષ્યા કરતાય પકડેલી છે.

અનેક દૃષ્ટિએ જોતા સોસર ખેલવુ એ કાવ્ય લખવા કરતા સહેલી વસ્તુ છે. સોસરની રમતમા તો જો તમે એક ગોલ કર્યો તો તમારી પાસે એનો ચોક્કસ ને નક્કર પુરાવો હોય છે. દડો જઈને જાળીમા પડેલો જ છે, એમ સૌ કોઈ જોઈ શકે છે. એટલે એમાં પછી શંકા કે વિવાદને ક્યાય સ્થાન રહેતું નથી. પરંતુ કાવ્ય લેખનના વિષયમા તમે એક ગોલ નોધાવવા જાઓ, તો સંભવ છે કે કદાચ ચારે બાજુથી હજારો પરીક્ષકો તીણી વ્હીસલો વગાડતા, તમારા ગોલને ઈન્કારતા દોડી આવશે–ને તે વખતે એમની સામે રજુ કરવા સરખો કોઈ સદ્ધર પુરાવો તમારે હાથે નહિ ચડે! ત્યારે બીજી બાજુથી, તમે જ્યારે એમ માનતા હશો કે, આ વખતનો ફટકો તદ્દન નકામો ગયો છે, લક્ષ્ય બિલકુલં ચુકાઈ ગયું છે, ત્યારે કાં તો પરીક્ષકોએ તમારા એ અધુરિયા ફટકાને 'ગોલ' લેખે નોંધી લીધો હશે?

રમત ગમતનું ક્ષેત્ર પણ અનેક પ્રકારના કાવાદાવા તે ગંદવાડથી છવાયેલું છે. એમ છતા મારી તો એ માન્યતા છે કે, એ ક્ષેત્ર સાહિત્યના ક્ષેત્ર કરતા એકંદર કંઈક વધુ ચોકખું છે.

હું સોસરનો ખેલાડી જ કેમ ન બન્યો? એ બાબત અફસોસ જાગે એવા પ્રસંગો પણ મારી જીંદગીમા ઘણીવાર આવી ગયેલા છે. ને કદાચ હું સોસરનો ખેલાડી બનીય ગયો હોત...પણ મારું ભાગ્ય જ આડું આવીને ઊભુ રહ્યું ને એણે મારા જીવનના આખા વહેણને બદલી નાખ્યું.

'સોવિયેત સ્પોર્ટ્સ' નામનું એક જ સામયિક એવું બાકી રહી ગયેલું કે જેના તંત્રી પર મેં આજ લગી કદી મારું કાવ્ય મોકલેલું નહિ. સોસરની મેચમા રમી રહ્યા પછી એક દહાડો હુ મારા ખેલાડીના લેબાશમા જ એ સામયિકના તંત્રી પાસે પહોંચી ગયો. મારા હાથમા એક કાવ્ય હતું, જેમા મેં સોવિયેત ને અમેરિકન સોસર ખેલાડી સંબંધે આચરવામા આવતી નીતિ પર સખત ટીકા કરેલી હતી.

'સોવિયેત સ્પોર્ટ્સ'ના તંત્રીની ઓફિસ એટલે સિગરેટના ધુમાડાના ગોટાતા વાદળ, વચ્ચે ટાઈપ રાઈટર્સનો કટકટારો ને કાગળની ગેલીઓ પર ચાલતી કલમોના સરસરાટથી ગમગમી રહેલો એક મોટો ખંડ. વાતાવરણના આ સ્તરને ભેદી ઓરડામાના માણસોની ઉપસ્થિતિથી જાણકાર બનવું, એ એક મુશ્કેલ કામ હતું જાણે.

મેં બીતા સંકોચાતા એક જણને પૂછ્યું કે, 'ભાઇ, કાવ્ય–વિભાગ કયા આવ્યો, મને બતાવશો જરા?' ઓરડામા છાયેલા ધુમ્મસના પડદા આડેથી ક્યાકથી એક માણસ બરાડી ઊઠ્યો, 'અહીંયા એવો કોઈ વિભાગ જ નથી.'

ત્યા અચાનક એ ધુમ્મસમાથી જ એક વજનદાર હાથ મારા ખભા પર પડયો, ને સાથે સાથે જ અવાજ આવ્યો: 'ઓહ, કાવ્ય લાવ્યા છો ? લાવોને, જરા જોઈએ તો ખરા.'

એ હાથ ને એ અવાજ પર એકદમ મને વિશ્વાસ બેસી ગયો. જોયુ' તો મારી નજર સામે કાળા ભમ્મર વાળવાળો ને પૌર્વાત્ય આંખોવાળો ત્રીસેક વરસનો એક જુવાન બેઠો હતો. એ જ નિકોલે એલેકઝાન્દ્રોવિચ તારાસોવ, જે 'સોવિયેત સ્પોર્ટ'ના ચારે ય વિભાગોનો સંપાદક હતો. એ ચાર વિભાગ એટલે આંતરરાષ્ટ્રીય સમાચારો, રાજકારણ, સ્પોર્ટ્સ, ને સાહિત્ય. એણે મને પોતાની બાજુની ખુરસીમા બેસાડયો, ને મારા હાથમાનુ' કાવ્ય લઈ એના પર નજર ફેરવવા માંડી.

'આ ઉપરાત, બીજાં આણ્યા છે કોઈ ?' એણે મને સવાલ કર્યો

મે' મારા કમરબંધમા ખોસેલી કુતરાના કાન જેવી થઈ રહેલી મારી કાવ્યપોથી કાઢી, કઈક મુંઝવણ સાથે કહ્યુ', 'આ છે ખરા થોડા, પણ તે સ્પોર્ટ્સ અંગેના નથી.'

ધીમુ' મરકતા એણે કહ્યુ', 'ઓહ! એ તો વળી એથી ય રૂડુ'.' ને ટાઈપ રાઈટર્સના ખટખટારા વચ્ચે એણે મોટેથી મારા કાવ્યનુ' વાચન શરૂ કર્યું

હજી આજે ય ઘણીવાર એ દિવસોનો વિચાર કરુ' છુ ત્યારે મને થાય છે કે, છેક એ દિવસથી એણે મારામા એક કવિ જોઈ લીધેલો— તે કેમ બન્યુ' હશે ? એનુ કારણ કદાચ એ પણ હોય કે એ પોતે સાહિત્યના ક્ષેત્રની બહારનો એક માણુસ હતો, ને એથી જ એ ક્ષેત્રમા પ્રવર્તતા પૂર્વગ્રહોની આચ એને અડેલી નહિ; માટે જ એને મારા જેવામા પણ કવિ દેખાયો હોવો જોઈએ.

'એ પ્રકારની રમતો' ના શિર્ષકવાળુ' મારુ કાવ્ય હાથમા લઈ એ બોલ્યો, 'આખા ય જૂથમા ઉતરતી કોટીનુ' કાવ્ય હોય તો તે આ, પણ અમારા છાપાના લાગનુ' તો એ જ છે...'

એ કાવ્ય પર એણે પોતાની કલમ વડે જાડુક અક્ષરો લખી નાખ્યા : 'કંપોઝ મેટર' કે બસ. કેટલાય વખતની મારી ઝંખનાને ફલવતી બનાવતું, તરતું તરતું મારુ' એ કાવ્ય ક્યાનું કયા નીકળી ગયું.

એણે મને ચીમકી આપતા કહ્યુ', 'હા, પણ જોજે, પાછો તુ' એમ ન માની બેસતો કે તારા બધા જ કાવ્યો એટલાં જ સારાં છે...અલબત્ત, અહીં' તહીં' ચમકારા મારતી છૂટીછવાઈ પંક્તિઓ એમા જડી આવે છે ખરી.'

'અત્યારે ક્યાંય જવાની ઉતાવળ છે તને ? જો એવુ' કંઈ ન હોય તો મારા એક મિત્રની ઓળખાણ કરાવુ' તને.' ને એણે કોકને ફોન કર્યો. થોડી વાર પછી આશરે એની જ ઉંમરનો, ફિક્કો ચહેરો ને વિશાળ-કપાળવાળો એક માણુસ એની ઓફિસમા આવ્યો. બગલમા એણે શેતરંજની રમતનુ' પાટિયુ' દબાવેલુ' હતુ'.

'આ મારો મિત્ર વોલોદ્યા બારલાસ, એ પોતે એક ફિઝિસિસ્ટ —પદાર્થ વિજ્ઞાની છે...ને આ કવિ, યેવજેની યેવતુશેન્કો.' તારાસોવે કહ્યુ'.

જીવનમા મને આ બે માણસોનો ભેટો કરાવનારા મારા કિસ્મતનુ' ઋણ હુ' કદી નહિ ભૂલુ'. કારણ બીજી અનેક રીતે પણ મારી કારકીર્દી ઘડવામા એનો ઘણો મોટો ફાળો છે. આ બેઉ ભાઈબંધોએ પણ પહેલા લેખકો બનવાની મનીષા સેવેલી, પણ તે કોઈ ને કોઈ કારણુસર પાર નહિ પડેલી. મારામા તેઓએ પોતાના એ ભગ્ન મનોરથોની છબીને જીવંત બનતી જોઈ. મારા થકી તેઓએ પોતાના એ ભગ્ન સ્વપ્નોની ઈમારતને સાજી કરવાની આશા સેવી.

એ આખી રાત, અમે ત્રણે જણાએ લગભગ મોસ્કોની સડકો ને ગલીઓમા રખડયા કર્યું. મળસ્કુ' થયે છૂટા પડી ઘેર જવાનો ઉપક્રમ કરતા તારાસોવની નજર પોતાની કાંડા ઘડિયાળ પર પડી. ને તે ઉમળકા ભેર બોલી ઊઠયો: "અરે, પણ એકાદ કલાકમાં તો

હવે છાપું બહાર પડશે....ને એમાં તારુ કાવ્ય પણ છપાઈ ગયું હશે..."

'હવેથી એટલી એક વાત યાદ રાખજે કે, તું એકલો, તારી જાતનો જ સગો નથી...' બારલાસ બોલી ઊઠ્યો. પરંતુ મેં એના એ ભય પમાડનારા શબ્દોને જાણે કાને જ ધર્યા નહિ.

છેક સાત વાગે છાપાના એક ફેરિયા પાસેથી 'સોવિયેત સ્પોર્ટ'ની તાજી જ મશીન પરથી ઉતરેલી નકલ ખરીદી, પાના ઉકેલી જોયું તો અંદરના પાના પર મારું કાવ્ય છપાયેલું હતું, ને કાવ્યની હેઠળ મારું નામ પણ.

ફેરિયા પાસે હતી તેટલી બધી જ નકલો–પચાસે પચાસ નકલ મેં ખરીદી લીધી, ને આકાશમા ધ્વજ ફરકાવતો હોઉં એમ આખે રસ્તે માથા પર એ છાપા વીંઝતો હું ઘેર પહોંચ્યો. મારા પગ નીચેની ધરતી જાણે કુદરડી ફરતી હતી...હું જિનિયસ છું...વિલક્ષણ છુ–એવા વિચારે મત્ત બની મન નાચી ઊઠ્યું હતું.

ઘેર આવી મુગરૂબીભેર માના મો આગળ મેં એ બધા છાપાની બિછાત પાથરી દીધી. પણ માના મન પર એનો જે પડઘો ઊઠ્યો, એને આનંદની લાગણી તરીકે હું ભાગ્યે જ વર્ણવી શકુ.

એણે હતાશા ભર્યો એક નિશ્વાસ નાખવા ટકોર કરી: 'ખેર, આનો અર્થ તો એ જ કે તારી આશા હવે અમારે મૂકી દેવાની...'

એ દિવસે જ તારાસોવે મને એની ઑફિસમાંથી ૩૫૦ રૂબલ પુરસ્કાર રૂપે અપાવી દીધા.

મેં મારી મા પાસેથી સાંભળેલું, ને ચોપડીઓમા પણ ઘણે ઠેકાણે વાચેલુ કે, કવિઓ બધા મોટે ભાગે દારૂડિયા જ હોય છે. મારી પહેલી કમાણીના પૈસા શરાબ પાછળ જ વાપરવાનો મેં નિર્ણય લીધો અમારા ઘરમા ઝાડુ વાળવા આવનારી તાતરબાઈના ચૌદ વર્ષના છોકરાની આ બાબત સલાહ લીધી. એણે પણ ગંભીરતાપૂર્વક મને સલાહ આપતા કહ્યું કે, 'એને માટે તો ખાસ અમુક રેસ્ટોરાંમાં જવું પડે, ને તે એકલા એકલા નહિ, કોઈ બે છોકરીઓ પણ આપણી સાથે હોવી જોઈએ.'

સોળ સત્તર વર્ષની બે છોકરીઓને અમે અમારી આ ઉજાણીમાં ભાગ લેવા આમંત્રણ આપી, સાથે લીધી. એક છોકરી સલૂનમાં 'હેર ડ્રેસર' તરીકે કામ કરતી હતી, તો બીજી એક કારખાનામા ડ્રીલીંગ મશીનની ઑપરેટર હતી. એમની સલાહ મુજબ અમે ચારે ય જણ 'અરોરા' નામના રેસ્ટોરામા ઊપડ્યાં.

ત્યા પીરસાતી વાનગીઓની નોંધના પત્તા પર નજર ફેરવતા જોયુ તો એક ઠેકાણે લખ્યું હતું, 'સૂકો શરાબ'. નવીનતા તરીકે સૌથી પહેલા મેં એનો જ ઑર્ડર મૂક્યો. પણ એક શીશામાં ભરેલી એ નવતર વાનગી અમારા મો આગળ રજુ કરવામા આવી ત્યારે મારુ મન નિરાશ થઈ ગયું. મેં માનેલું કે આ એક એવો શરાબ હશે જે ટીકડી રૂપે પીરસાતો હશે.

બીજે દિવસે પગેદિયે એ છોકરીઓ મને ઘર સુધી લઈ આવી, મારી માને મારી સોંપણી કરી ગઈ. તિલસ્મી દુનિયાની મારી એ પ્રથમ મુલાકાત પછી મને જાણે એમ લાગવા માંડ્યું કે, મારી અંદર જે કંઈ તાકાત હતી તે બધી ઊભરાઈ ઊભરાઈને વેરાઈ જવા લાગી હતી

મારા દેદાર જોઈ મા ખૂબ ખૂબ રડી, ને એ તો હું સાવ ભૂલી જ ગયો હતો કે, એ જ દિવસે સવારે, દસ વાગ્યે, મારે સ્ટેડિયમ પર જઈ સોકરની રમતના ઉસ્તાદને મળવાનું હતું. આજે અમારી ટેસ્ટ લઈ, એણે પોતાની ટીમના ઉમેદવારોની વરણી કરવાની હતી......

હું પથારીમાંથી ઊઠ્યો ત્યારે માથું ફાટફાટ થતું હતું. જેમ તેમ કરતા પરવારી તૈયાર થઈ હું સ્ટેડિયમ પર પહોંચ્યો. મેદાન પર જઈ ગોલ–પોસ્ટ આગળ ઊભો તો રહ્યો, પણ મારી આસપાસ બધું શું ચાલી રહ્યું છે, એનું રજમાત્ર ભાન નહિ.

ગોલ પોસ્ટ ભણી ધીડીને આવતા બોલમા મારી આંખને એકને ઠેકાણે બબ્બે ને ત્રણ ત્રણ બોલ દેખાતા હતા! એમાંના એકે ય બોલને હું ઝીલી શકતો ન હતો...

ઉસ્તાદે મને સહાનુભૂતિપૂર્વક પૂછયું પણ ખરું, 'કેમ કંઇ, તારી તબિયત આજે બરાબર નથી કે શું?' પણ મારી નજદીક આવતાં જ ડુધાર્ડને એ પાછો પડી ગયો.

રમતમાં મારો આ હાલ હવાલ જોઈ બીજા ખેલાડીઓ પણ આશ્ચર્યચકિત થઇ પૂતળાની જેમ મારી સામે જોતા ઊભા રહી ગયેલા. એમની સામે જોઈ હાથ ઊંચા કરી દઈ, એણે શેકસપિયરનું કોઈ પાત્ર આત્મનિવેદન કરતું હોય એમ ઉદ્ગાર કાઢયાંઃ 'સવારનો પહોર, દસ વાગ્યાનો સુમાર, ને પંદર વર્ષનું આ છોકરું, ગળા લગી ઢીંચેલી હાલતમાં! ઘેરા પતનના આ યુગમાં હું જીવતો છું, એ વાતની પણ મને લાજ આવે છે!'

આ છે, સૉકરના ખેલાડી તરીકેની મારી કારકીર્દીનો કલકમય અંત!

* * *

હું આગળ કહી ગયો છું તેમ, તારાસોવ ને બારલાસ—આ બે માણસોએ—૧૯૪૯ની સાલમાં હું પહેલ વહેલો એમને મળ્યો, તે દિવસથી માંડીને તે મારી જીંદગીના આરંભનાં વર્ષોમાં ઘણો મોટો ભાગ ભજવેલો છે. માણસ તરીકે, ને એક કવિ તરીકે મારું ઘડતર કરવામાં એમનો ફાળો બહુ મોટો રહેલો છે.

હું એક અત્યંત ચંચળ ને અસ્થિર પ્રકૃતિનો જીવ. ને છતાં આ બંને મિત્રો, મારા જીવનમાં આટલો ઊંડો રસ લઈ, ચીવટ ને ખંત પૂર્વક, મારું ઘડતર કરવાની મથામણમાં શી રીતે ટકી શકયા હશે, એ જ મને તો નથી સમજાતું.

બારલાસ તો મારે માટે એક જીવતો જાગતો જ્ઞાનકોષ જ હતો. આ યુગની ચિંતનધારાના મૂળમાં રહેલા આદિ સિદ્ધાંતો બાબત મારી આંખ ઉઘાડનાર એ જ માણસ. મને હેમિંગ્વે વિષે પણ પહેલ વહેલી વાત કરનાર એજ હતો. અલબત્ત, આજે તો હેમિંગ્વેના નામની એવી નવાઈ નથી રહી...રશિયામાં આજે એનાં પુસ્તકોની લાખો નકલો ખપે છે, એની આવૃત્તિ પર આવૃત્તિઓ છપાય છે, પણ એ દિવસોમાં તો એનું પુસ્તક એટલે સાહિત્યના કોક શોખીન જીવનાં સંગ્રહમાં જોવા મળનારી વિરલતા બરાબર હતું. એનાં 'એ ફેરવેલ ટુ આર્મ્સ' 'ધી સન ઓલ્સો રાઇઝીઝ' 'ટુ હેવ એન્ડ હેવનોટ' ને 'ધી સ્નો ઓફ કિલિમાંઝારો' વાંચીને તો હું હચમચી ઊઠેલો. એના લખાણની શૈલીમાં પારદર્શકતા અને કૌવતે મને પકડી રાખેલ હતો. પાછળથી તો હેમિંગ્વેની 'ફોર હુમ ધ બેલ ટોલ્સ' નામની નવલકથા મારું એક અતિપ્રિય પુસ્તક બની ગયેલી. પશ્ચિમનાં કેટલાક લોકોએ એને મધ્યમ કક્ષાની નવલ તરીકે ગણાવેલી છે મારો આ એક પૂર્વગ્રહ પણ હોય છતા મને તો એ ડોસી ને જુવાન છોકરીના પાત્રો કોઈપણ દેશના સાહિત્યમાં નોખા તરી આવે એવા લાગ્યાં છે. ને એમાં આવતું ફ્રેન્ચ કમ્યુનિસ્ટ પાર્ટીના નેતાનું પાત્ર, એની ધર્માંધ કટ્ટરતાને કારણે વારંવાર જે સમસ્યાઓ ઊભી કરે છે, તેમાં એનો આશય ગમે તેવો ઉચ્ચ હોવા છતા, એનો આચાર તો એક ગુનેગારે જેવો જ છે. એ પછીના વર્ષોમાં બનેલી અનેકાનેક ઐતિહાસિક ઘટનાઓમાં એ પાત્રે પ્રતિકરૂપે ભાગ ભજવેલો છે.

એ દિવસોમાં ભાગ્યે જ જોવા મળે તેવાં પુસ્તકો મેળવી આપવામાં બારલાસે મને મદદ કરેલી. એ વિરલા પુસ્તકો દ્વારા હું હૅમસન, જેમ્સ જોયસ, ફ્રોઈડ, પ્રાઉસ્ટ, સ્ટાઇનબેક, ફૉકનર, રેમાર્ક ને સેન્ટ એકસપેરી જેવા લેખકોના પરિચયમાં આવ્યો. થોમસ માનનું લખેલું 'મેજીક માઉન્ટન' નામનું પુસ્તક એટલે તો માનવજાતની યાતનાઓના ખડક પર રચાયેલ કૃતિ. એ સર્જન દ્વારા લેખકે સર કરેલ આધ્યાત્મિકતાના શિખરની દુર્ગમતા મારે મન વિસ્મય જગાડનારી વસ્તુ હતી.

વોલ્ટ વ્હિટમાનનાં વ્યાપક ઉદ્ગમો, રિમ્બોડનો તરવરાટ, વેર્હારેઈનની કલ્પના સમૃદ્ધિ, બોદલેરનું ક્ષુરધાર કારુણ્ય, વરલેઈનની પૈશાચિક સૃષ્ટિ; રિલ્કેનું સૂક્ષ્મ સંવેદન, ટી. એસ. ઈલિયટનું મનનો કબજો લઈ બેસનારું દર્શન, ને રોબર્ટ ફ્રોસ્ટનું સુરથ, તન્દુરસ્ત ડહાપણ...આ બધી મને એના કેફમા મસ્ત બનાવનારી વસ્તુઓ હતી.

રશિયન પ્રશિષ્ટ સાહિત્ય નિશાળમા એવી ખરાબ રીતે શીખવાયેલું કે મને હંમેશાં એનો કંટાળો જ આવતો; તેનું સખ્ય હવે મને એક પ્યારા દોસ્ત સમું જીવંત ને નીકટનું લાગતું. તોલ્સતોયનું ગદ્ય, કાળમીંઢ ખડકમાથી કોરી કાઢેલી સુરેખ શીલાઓ જેવી એની વાક્ય રચનાઓ; ચેહોવની રચનાનો લય, એટલે શરદઋતુમા કંપતા પર્ણનો મર્મર મૃદુ ને સુકુમાર ધ્વનિઃ રાતની વેળાએ રણઝણતા કરતા ટેલીગ્રાફના તારની જેમ અંતરને ઝણઝણાવી મૂકનારો દોસ્તોએવસ્કીનો અંતર-વિલાપઃ આ બધી વસ્તુઓ ભાષાનું સૌંદર્ય, એનું ઊંડાણ ને પ્રાચૂર્ય લઈ મારી આગળ છતા થઈ રહી હતી.

પુશ્કિન કે જે હું નિશાળમા ભણતો તે વેળાએ નાસ્તામાં મળેલા જવના વાસી રોટલા જેવો લાગતો તે, એને નામે મઢીને મૂકવામાં આવેલી સત્તાવાર છબિનો કાચ તોડીને, એની સુદૃઢ જોમવતી મુઠ્ઠી ઉગામતો આનંદભેર મને આવી મળ્યો—બરફ ને શરાબની ખુશ્બોથી મહેકતો મર્દાનો, સાહસખોર ને ઉદ્દંડ એવા કોઈ સાથી શો !—બંદુકની ધણેણાટીથી કોકેસસની ધરતી પર ધુમાડાંનાં વાદળ રચતો, ને એના પહોળા વિશાળ ઝભ્ભાની ફડકોથી હવાને ઝોલે ચઢાવતો, મોઢેથી ફીણ કાઢતા તેજી તોખારના અસવાર રૂપે, લર્મેન્તોવનું દોહરું કરુણ વ્યક્તિત્વ, એની બધી વિડંબનાઓ સાથે, ગ્રંથસંચયનાં પાનાંમાથી જાણે બહાર ધસી આવતું હતું.

ને બધા કવિઓની આંખો—ઘેરી ઘેરી ને દયાશી બ્લોકની આંખો; શિશુ સરખી તરલતા ને વિસ્મય પ્રગટ કરતી યેસેનિનની આંખો; મર્માળા કટાક્ષ ફેંકતી માયકોવસ્કીની બંડખોર ને છતાં ભ્રમ—રહિત દૃષ્ટિનાં તેજ વેરતી આંખો— કેમ જાણે મારી સાથે આંખ મિલાવી રહી હતી!

પાસ્તરનાક તો અત્યાર લગી મારે માટે અગમ્ય જ રહેલો. મને એ ખૂબ જ જટિલ લાગતો. એના વિચારનું સૂત્ર મને એનાં રૂપકોની અરાજકતામા ક્યાય ખોવાઈ જતું હોય એમ લાગતું. બારલાસ વારંવાર એના કાવ્યો મારી આગળ વાચતો ને ખૂબ જ ધીરજ પૂર્વક મને સમજાવવા મથતો. પરંતુ મને એમાં કશું જ સમજાતું નહિ, ને એને કારણે મારું મન ખૂબ ઉદાસ બની જતું. પોતે અમુક કલાકારની કલાનો સાક્ષાત્કાર નથી કરી શકતા માટે એ કલાકારમા જ દોષ જોનારા લોકો જેવી ગુસ્તાખી હું કદી કરી શકયો નથી. 'મને તો એ સમજાતું જ નથી કે...' જેવા ઉદ્ગારો પાછળ આત્મતુષ્ટ અહંકારિતાનો એક રણકો રહેલો છે. એ ઉદ્ગારો કાઢનારને કદી એમ નથી લાગતું કે, આમ કહીને તેઓ પોતે પોતાની જ મર્યાદાઓને ઉઘાડી પાડી રહેલ છે. પહેલાં તો માણસે સમજવાની, આત્મસાત કરવાની કોશીશ કરવાની છે. પ્રશંસા કરવાની કે વખોડવાની પરિસ્થિતિ તો એ પછી ઊભી થાય છે.

ને ખરેજ કોઈ વરદાન ફળ્યું હોય એમ, એક દિવસ પાસ્તરનાક મારી આગળ કુમ્મરના મણિની પારદર્શકતાથી છતો થયો; ને તે દિવસથી મારે મન એ એક સરળ કવિ બની ગયો છે. એની એ સરળતામાં ધરતી ને આકાશની વિશદતા સમાયેલી હતી.

આ જ એ સમય કે જ્યારે મારું સાહિત્યક શિક્ષણ થયું. મારા નસીબે મને એક ઉમદા શિક્ષક પણ મેળવી આપ્યો હતો. છતા હું જે કંઈ લખતો તેમા મારા શિક્ષણનું કોઈ પ્રતિબિંબ હજી પડતું ન હતું. શિષ્ય ને લેખક તરીકેના મારા વિકાસની રેખાઓ હજી સમાન્તર દોડી રહી હતી. બંનેને એકરૂપતા સાપડવાને હજી વાર હતી. 'સોવિયેત સ્પોર્ટ'માં હવે મારા કાવ્ય શેજનાં

રોજ છપાતા હતા. સોસર પર, વોલીબોલ, બાસ્કેટ બોલ, બોક્સીંગ ને પર્વતારોહણ પર, બેટિંગ ને સ્કેટિંગ પર હું કાવ્યો લખતો. તે ઉપરાંત ખાસ પર્વના દિવસો: અર્થાત્ 'નૂતન વર્ષ', 'મે દિન', 'રેલ્વેમેન્સ દિન', 'ટેન્ક કોર્પસ દિન'...જેવા જાહેર તહેવારો પર કાવ્યો લખતો. આ પ્રકારનું કાવ્યપ્રકારિત્વ અમારા દેશમાં ખૂબ પ્રચલિત હતું. ને અમારી કમનસીબી તો એ છે કે, તે હજી આજે ય ટકી રહેલું છે. જો કે હું એ દૃષ્ટિએ તદ્દન રેઢિયાળની માફક છાશ વલોવવાનું તો કરતો જ નહિ. છતાં એમ કહેવું પડે કે હું કેવળ મોજને ખાતર લખતો. મનનો ઉત્સાહ ને આનંદ પ્રગટ કરવા લખતો.

મારા વિચારો હજી તદ્દન અપક્વદશામાં રહેતા. મારા કાવ્યત્વનો કંઈક પિંડ બંધાય, એ માટેની કવાયતમાં હું લાગેલો રહેતો. ભારતની મગદળની કવાયત માફક છંદ, પ્રાસ, રૂપક, અલંકારોની આમથી તેમ ફેંકાફેંક કરવી એ મારો ઉદ્યમ હતો તારાસોવનું ગુરુપદ એટલે એમાં ક્યાંય ઊણપ નહિ. કાવ્યના વિષયો જોવા જાઓ તો તદ્દન સામાન્ય, સાર વિનાના. એના વિષે વિચાર કરવાની જાણે હજી મને કોઈ જરૂર જ જણાતી નહોતી

ખેર, પણ મારી આ બાલિશ ને નિર્દોષ લાગતી લીલામાં ય નૈતિક સડાના બીજ તો પડેલા જ હતા. મને બરાબર યાદ છે; એક દિવસ તારાસોવે એની ઑફિસમાંથી ટેલિફોન કરીને મને મળવા બોલાવ્યો. તે દિવસે 'સોવિયેત સ્પોર્ટ'માં 'મે દિન' પરનું મારું એક કાવ્ય છપાયેલું.

ભેગો થતાં વેંત તારાસોવે કંઈક વ્યગ્રતાપૂર્વક મને કહ્યું, 'વડા તંત્રી સાહેબ આજે કંઈક ગભરાટમાં છે, ઝેન્યા! વાત એમ હતી કે, તારા આખા કાવ્યમાં ક્યાંય એકે ય ઠેકાણે સ્તાલિનના નામનો ઉલ્લેખ નથી, એ વસ્તુ એમની નજરે ચઢી. એ તો ઠીક પણ, એ વાત એટલી બધી મોડી ધ્યાનમાં આવી કે, એ નામને ક્યાંક લટકાવી દેત, પણ તેય એમનાથી બને એવું નહોતું!'

'ઠીક તો હવે આપણે શું કરવાનું છે?'

'ખેર. હવે તો શું કરવાનું હોય? પણ વાત એમ છે કે, તાકડે હું અહીં હાજર હતો. એટલે તને મુશ્કેલીમાં ઉતાર્યા વિના મેં પોતે જ એ કાવ્યમાં ચારેક પંક્તિઓ જોડી આપી છે, ને એમાં સ્તાલિનનું નામ આવી જાય છે.'

"ચાલો, સરસ કર્યું. મને એનો કંઈ વાંધો નથી." મેં હસતાં હસતાં કહી નાખ્યું. સ્તાલિનનું નામ એમાં હોય તોય શું, ને ના હોય તો ય શું? મારે મન એવી વસ્તુની કોઈ કિંમત નહોતી. હું એક ખરેખરો પડેલ છોકરો જ હતો.

રહેતે રહેતે મેં પણ પ્રકાશન યોગ્ય કાવ્ય લેખનના નીતિ નિયમો શીખી લેવા માંડ્યા. કાવ્યને છાપવા લાયક બનાવવું હોય તો એમાં ક્યાંકને ક્યાંક સ્તાલિનનું નામ આવવું જ જોઈએ. ને એમાં મને કશું અનુચિત પણ લાગ્યું નહિ. તદ્દન સાહજિક વસ્તુ હોય એમ મેં એ વાતને સ્વીકારી લીધી. અલબત્ત, મારા કાવ્યમાં બીજા કોઈએ એવી વાત ઉમેરવી પડે તે તો મને કદી રુચે એવું હતું જ નહિ, એટલે એ દિવસ પછીથી મેં પોતે જ એ વાતનો ખ્યાલ રાખી કાવ્ય લખવા માંડ્યા.

હું રીતસરનો દૈનિક છાપાનો કવિ બની ગયો.

થોડા જ વખતમાં, સમારોહના ખાસ ખાસ પ્રસંગોએ, મોસ્કોના લગભગ બધા જ છાપામાં કાવ્ય-રચનાની મારી કવાયતનું ભભક-ભરી રીતે પ્રદર્શન થવા લાગ્યું. મારા ફોટા જેવાં કાવ્યો ઠેર ઠેર જોવા મળવા લાગ્યા.

એક દિવસ તારાસોવે મને કહ્યું, 'ઝેન્યા! કાવ્ય લખવું કેમ તે તો તેં શીખી લીધું, પણ હવે તારે 'લખવું શું?' એ બાબત વિચાર કરતાં શીખવું પડશે. એ વિના નહિ ચાલે.'

બારલાસે પોતાનો અણગમો વ્યક્ત કરતા, આમથી તેમ માથું ધુણાવતા કહ્યું, 'હવે બેવકૂફ બનવા-બનાવવાનું છોડી દે, ઝેન્યા ! મને કોકવાર આશ્ચર્ય તો એ વાતનુ થઇ આવે છે કે, મેં તને આટઆટલી ચોપડીઓ લાવીને વંચાવી, એ સાવ નકામું જ ગયુ કે શું? એણે તારો ને મારો સમય બગાડવાનું જ કામ કર્યું'

એને મોઢેથી આવો ઉપાલમ્ભ સાભળી હું સીધો જઇને ઊભો મારા ચાલુ આદર્શમૂર્તિ ને વયોવૃદ્ધ કવિ કિરસાનોવ પાસે કંઇક નૈતિક પીઠબળ ને હૂંફ પામવાની આશાએ

પોતાની ઉદાસ દૃષ્ટિ મારા મો સામે માંડી ટકોર કરતા એમણે મને કહ્યુ "તેં એમજ માની લીધુ કે, તારા કાવ્યો મારા જેવા છે, માટે મને ગમતાં જ હોવા જોઇએ પણ ખરી વાત એ છે કે, તે મારા જેવા છે, માટે જ મને ગમતા નથી. કાવ્યશાસ્ત્રના બંધારણમા માનનારા એક પુરાણા જમાનાના કવિ તરીકે હું તને કહુ છુ કે, કાવ્ય લેખનના એ રૂઢિગત ચોકઠામા બંધાઇ રહેવાની તારે હવે કંઇ જરૂર નથી. કવિમા અનિવાર્ય એવો કોઇ ગુણ હોય તો તે એકજ—પછી ભલેને એનુ લખાણ સરળ હોય યા ક્લિષ્ટ—લોકોને એની ગરજ પડવી જોઇએ. ને સાચી—નગદ કવિતા એને જ કહી શકાય કે જે માત્ર રેસની ગાડીની માફક આમથી તેમ આંધળી દોટ કાઢવાનુ નહિ પણ કોકની રક્ષા માટે ધસી જતી એમ્બ્યુલન્સનુ કામ કરતી હોય.'

કિરસાનોવે કાવ્ય ને હૃદયના સબંધનો નિર્દેશ કર્યો. એણે મારા અંતરને ખળભળાવી મૂક્યુ. પણ તે પછી ય મારા લેખનમા એકદમ તો હુ કોઇ પલટો લાવી શક્યો નહિ. એટલું જ નહિ, મનની નર્યા શિથિલતાને કારણે જ ક્યા ય લગી નિરુદ્દેશ્ય હું આમથી તેમ ઘસડાતો રહ્યો.

૧૯૫૨ ની સાલમા મારો પ્રથમ કાવ્યસંગ્રહ પ્રગટ થયો. એનું શિર્ષક હતું; 'ભાવિના સંશોધકો.' એનું જૂરું આસમાની કવર એની અંદરના વસ્તુ—વિષયોને બરાબર શોભાવે તેવું હતું. છાપાઓમાં બધે એને બહુ સારો આવકાર મળ્યો. પરંતુ પુસ્તક વિક્રય કેન્દ્ર પર જઇને જોઉં તો મારા 'સંશોધકો'ની આખી હારની હાર વણસ્પર્શી ને અકબંધ પડી હતી !

એક કેન્દ્ર પર કાવ્યગ્રંથો માટેના અલાયદા કાઉન્ટર પર એક યુવાનને મે કાવ્યસંગ્રહના પુસ્તકો ઉથલાવતો જોયો. મારું પુસ્તક એના હાથમા જોયું, ત્યારે મારી આશા આકાંક્ષાઓ બધી જાણે એના હાથ પર જઇ થીજી ગઇ, એણે ચોપડીના પાનાને આમથી તેમ ઉથલાવી જોયા, ને પછી એક નિશ્વાસ નાખી પુસ્તકને પાછું ચોપડીઓના પેલા ઢગલા પર ગોઠવી દીધુ...

ને વેચાણ-કરવા બેઠેલા કારકૂનને કહેવા લાગ્યો, 'મારે જે જોઇએ છે, તે આ નહિ......હુ એક છોકરીને ઓળખુ છુ—બહુ સરસ છોકરી છે—પણ એની બધી શ્રાન્તિઓ ભાગી ગયેલી છે...મને થયુ કે એને મદદરૂપ થાય એવા કોક કાવ્યો આમાથી મળી રહે તો જોઉં, પણ આ બધામા તો કાવ્ય કોને કહેવુ એ જ મારે મન એક સવાલ થઇ પડયો. આ તો માત્ર ઢોલ નગારાના ઘોંઘાટ જેવી વસ્તુઓ છે. માણસનો જીવનમાથી ઊઠી ગયેલો વિશ્વાસ પાછો સ્થિર બનાવી આપે એવી એમા તાકાત જ નથી !'

એ યુવાન ચાલ્યો ગયો...બરફાળી સડક પર ગાડીના પૈડાં ફેરવતો એ બરફમા અદૃશ્ય થઇ ગયો.

મારા હૃદયને સખત ફટકો લાગ્યો.

હું ઘેર ગયો, મેં મારા કાવ્યના પુસ્તકનુ ફેર વાચન કરી જોયુ. ને મને પોતાને પણ તરત સમજાઇ ગયું—અત્યંત સ્પષ્ટપણે સમજાઇ ગયું કે, ખરેખર, એ રીતે એ કોઇને કામ લાગે એવી વસ્તુ ન હતી.

તે પછી થોડા વખત લગી તો હુ બિલકુલ કશું જ લખી શક્યો નહિ. હું લાયબ્રેરી ઇન્સ્ટીટ્યૂટમાં ભરતી થઇ ગયો, ને મને

મળતી શિષ્યવૃત્તિ પર ગુજારો કરવા લાગ્યો. મારી પાસે હાઇ-સ્કૂલના શિક્ષણના ડિપ્લોમાનું સર્ટિફિકેટ નહોતું, છતાં મને ઇન્સ્ટીટ્યૂટે પ્રવેશ આપ્યો. સાથે જ લેખક મંડળમાં પણ મને એક સભ્ય તરીકે સ્વીકારી લેવામાં આવ્યો—આ બધું મારા આ નવા પ્રગટ થયેલ પુસ્તકના પુણ્યે જ! પરંતુ એ પુસ્તકની પાત્રતા કેટલી? એ તો હું જ સમજતો હતો. હવે મારે જે લખવું હતું તે જુદી જ રીતે, ને એ માટેના મારા વિષયો પણ જુદા જ હતા

મેં ફરીથી લખવા માડ્યું: મારા મનની આશંકાઓ વિષે, મારી જાત વિષે, પ્રેમની મહાનતા ને એના વિષેની મારી આશા આકાંક્ષાઓ વિષે, સાચા ને ખોટા વચ્ચેના ફરક વિષે, માનવીય દુઃખો ને એની યાતનાઓ વિષે.

મારા આ નવા કાવ્યો લઇને હું જ્યારે છાપાના તંત્રી પાસે ગયો, ત્યારે એ વાંચીને એમની તો આંખ જ ફરી ગઇ. છાપાના કાવ્ય વિભાગમાં કામ કરનાર એક યુવાન કવિ મને કહેવા લાગ્યો; 'મને તો માન્યામાં જ નથી આવતું કે તું આવું આવું લખી શકે!' આજ સુધી રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય—જે કોઇ વિષય કે પ્રસંગ હાથ ચડ્યો એના પર મેં કાવ્યો રચેલાં ને તે બધાંને આ કવિએ ખૂબ ઉત્સાહપૂર્વક આવકારેલાં. પણ એણે જ હવે મારે માટે ચિંતા પ્રગટ કરવા માંડી. કહે 'તારા નવા કાવ્યોમાં આટલી બધી ગ્લાનિ ને વિશાદના ગાઢા રંગો જોઇ મને તો તારી ચિંતા થવા લાગી છે. આ તો કોઇ ઘરડા માણસના અંતરમાંથી નીકળતા સૂર હોય, એવું લાગે છે...! આપણે તો આજે ઉત્સાહ ને જોમ પ્રેરે એવાં કાવ્યોની જરૂર છે...જે લોકોને આગળ વધવા ઉત્સાહિત કરે...'

હું ઘરડો થઇ ગયો છું, એવી બીક તો મને હતી જ નહિ. અલબત્ત હું ઉમ્મરે પહોંચી રહ્યો હતો...વિકસી રહ્યો હતો. પરંતુ કાવ્ય વિભાગના આ તંત્રીને પોતાને ઉમ્મરે પહોંચ્યા જેવો કોઇ આંતરિક અનુભવ કદી નહિ થયો હોય એમ લાગ્યું. એથી જ તો એ વસ્તુ મારામાં જોઇ, ત્યારે એણે એને અકાલ વૃદ્ધત્વની નિશાની માની લીધી!

મારા મન પર પડેલાં પ્રતિબિંબ, એના આઘાત પ્રત્યાઘાતો, તેમજ એમાંથી જીહતા વિશાદના ઘેરા સૂરમાં એને ભયંકર હતાશાવાદ દેખાયો. કેમ જાણે કોઇ વસ્તુ વિષેનું મન્થન યા ચિન્તન વિશાદની છાયા વિના કદીય શક્ય બન્યું હોય! મારે મન વિશાદમાં જોખમ જોનારા આ લોકો જ માણસ જાતને માટે જોખમ રૂપ છે, નકલી આશાવાદથી કંઇ લોકોને આગળ વધારી શકાતા નથી. ઉલ્ટાના એથી તો તેઓ સમયની રાહ જોતા બેસી રહે છે. ખોટા લાગણીવેડા વિનાનો નિર્મળ, પવિત્ર ને સાચા અંતરનો વિશાદ જ તો નિઃસહાયતાના એના બાહ્ય પરિવેશ છતાં માણસને પ્રગતિને પંથે પ્રેરનારી વસ્તુ છે. પોતાના દુબળા સુકોમળ હસ્ત વડે એ વિશાદે જ માણસજાતને માટે આધ્યાત્મિક સમૃદ્ધિનો મહાકોષ રચવાનું કાર્ય કરેલ છે.

હજીય હું પહેલાં જેવો જ આશાવાદી હતો. પણ પહેલાંનો મારો આશાવાદ જે કેવળ એકજ—ગુલાબી રંગે રંગાયેલો હતો, તેને બદલે હવે એમાં સૂર્યકિરણના સપ્તરંગોની ઝાંય ચમકતી હતી.. ને એમાંથી કાળા રંગને હું કોઇ રીતે બાકાત રાખી શક્યો નહોતો. કદાચ એ કાળા રંગને કારણે જ તો મારો આશાવાદ વધુ પ્રમાણિત ને સાચકલો બનતો હતો.

પરંતુ આશાવાદની મારી આ વ્યાખ્યા બીજાને ગળે ઉતારવા મારે ખૂબ ઝુઝવું પડે તેમ હતું. એની સામેનો વિરોધ એટલો જબરજસ્ત હતો કે, જે મારા લગભગ એકે એક કાવ્યને પ્રગટ થતું રોકી શકે એમ હતો

સોવિયેત સાહિત્ય વિવેચનની દુનિયામાં તે વખતે 'નો કોન્ફલીક્ટ'—'સંઘર્ષ ન જોઇએ' ના ખ્યાતનામ સિદ્ધાંતનો અમલ ચાલતો હતો. એ સિદ્ધાંતના પ્રવક્તાઓ એવો દાવો કરનારા હતા કે,

સોવિયેત સમાજમા 'સારુ' ને 'નઠારૂ' એવા બે તત્વ વચ્ચેના સંઘર્ષ જેવો કોઈ તણખો જ રહ્યો નથી. હવે તો માત્ર 'સારુ' ને 'એથી ય બહેતર' વચ્ચેની સરસાઈ જ રહી જાય છે.

પાછળથી જ્યારે અમારામાંના કેટલાક લોકોને આ સિદ્ધાતના સૂત્રકારો સાથે અથડામણમા આવવાનુ થયુ, ત્યારે અમે એમને સાબિત કરી આપેલુ કે, સોવિયેતના આજના સમાજમા પણ સારા ને નઠારા તત્વ વચ્ચેનો સઘર્ષ કાયમ જ છે.. પરંતુ એ વસ્તુ એમને સમજાતા સમજાતા ખાસ્સો એક કાળ વીતી ગયો! દુનિયાને પાયામાથી હચમચાવી નાખનારા કેટલાય મહત્વના રાજકીય બનાવો પછી જ તેમને સમજાવી શકાયુ કે, એમનો નકલી આશાવાદ એ પોતે જ એક ભારે બિનકમ્યુનિસ્ટ ને જોખમકારક વસ્તુ છે!

બાઘા જેવુ હાસ્ય મો પર દેખાડતો 'કામદાર' ને 'કિસાન', ચોપડીઓના પૃઠામાથી બહાર ડોકાઇ રહ્યો હતો...કોઇ પણ વાર્તા યા નવલકથા હાથમા લઇને જુઓ, બધાનો અંત એટલે સુખાન્ત જ. ચિત્રકારને ચિત્રનો વિષય પસંદ કરતા જુઓ, તો તે મોટે ભાગે કોઇ ને કોઇ સરકારી મિજબાની, લગ્નોત્સવ, જાહેરસભા યા ફોજી પરેડનો જ હોય!

રજતપટ પર આ વલણનો પડઘો ઊઠતા શુ જોવા મળતુ? તો અતિમ દૃશ્યમા,...કોઇ નવા ને તોતિંગ પાવર સ્ટેશનની પશ્ચાદભૂમા તમે સમૂહ ખેતરના હજારો કિસાનોને મોટી મિજબાની માણી રહેલા જુઓ! આવા જ એક ચિત્રપટનો નિર્માતા જે પોતે સારી એવી પ્રતિભા ધરાવનારો બુદ્ધિશાળી માણસ છે. તાજેતરમા જ, એક દિવસ એની સાથે વાતચીતનો પ્રસંગ ઊભો થતા મેં એને કહ્યુ, "આવુ ચિત્ર તમે પેદા જ શી રીતે કરી શક્યા? હા, એ વાત સાચી કે, હુ પણ છેક હમણા લગી એ જ ઢાળામા કવિતાઓ રચતો આવ્યો છુ, પણ એ વખતે હજી મારા કાનનાં મૂળિયા ભીના હતાં. હુ કાચી વયનો બિનઅનુભવી છોકરો હતો. પણ તમે તો ઉમ્મરવાન ને ઘડાયેલા માણસ કહેવાઓ.. ને છતા?"

ચિત્રપટના એ નિર્માતાએ કરુણ સ્મિત કરતા મને કહ્યુ, 'મારી વાત માનીશ તુ? આમા સૌથી વિચિત્ર વસ્તુ તો એ છે કે, એ વખતે, તદ્દન પ્રામાણિક ભાવે હુ એ બધુ માનતો હતો. કમ્યુનિઝમની રચનામા, એના એક અનિવાર્ય ભાગ તરીકે આ બધી વસ્તુઓ કરવી જરૂરી છે, એમ હુ માનતો હતો. ને ખરેખર ત્યારે સ્તાલિનના શબ્દમા મને પૂર્ણ વિશ્વાસ હતો....

આ પ્રસંગ કહેવા પાછળનો મારો મતલબ એ છે કે, 'વ્યક્તિ-પૂજાના પંથ'ની ટીકા કરતી વખતે આપણે, એ પથમાં એક યા બીજી રીતે સંડોવાઈને ખુશામત દ્વારા પોતાની જાતને હીનતમ કક્ષાએ પહોચાડનારા લોકોને એક હારમા બેસાડી દઈ, તમામને એક સરખા દોષિત ઘોષિત કરતા પહેલા જરા થોભી જઈ, એ વખતની પરિસ્થિતિ ને વસ્તુસ્થિતિનો ખ્યાલ કરવો પડશે. અલબત્ત, તે વખતે કેવળ ચુગલીખોર, તકવાદી, સ્વાર્થસાધુઓની પણ જ સારી એવી બોલબાલા હતી. એમણે એ આખી પરિસ્થિતિનો કેવળ પોતાનો સ્વાર્થ સાધી લેવામા જ ઉપયોગ કરેલો. પરતુ કલાના ક્ષેત્રે સ્તાલિનની પ્રશસ્તિ ગાનારા ઘણા બધા લોકોમા મહદ્ અંશે આ વસ્તુ દુષ્ટતા નહિ પણ કરુણતાના પુરાવા બરાબર હતી.

સારા સારા પ્રતિભાવાન ને પોતાની બુદ્ધિનુ ગુમાન રાખનારા લોકો પણ આનાથી છેતરાઈને આડે માર્ગે દોરવાઈ ગયા, એનુ કારણ શુ? પહેલી વાત તો એ કે, સ્તાલિન પોતે ખરેખર એક તેજસ્વી ને શક્તિશાળી વ્યક્તિત્વ ધરાવનાર માણસ હતો. એ ધારે તો લોકોના મન મોહી લેવાની એની પાસે અજબ શક્તિ હતી.

બીજી વાત એ કે, સોવિયેત પ્રજાના મનમા હંમેશાં સ્તાલિનનુ નામ લેનિનના નામ સાથે અવિચ્છિન્ન રીતે સંકળાયેલુ રહ્યુ છે. લેનિનની લોકપ્રિયતાથી સ્તાલિન પૂરેપૂરો જાણકાર હતો. ને એથી જ વાસ્તવમાં લેનિન સાથે એના જે સંબધો હતા, તે કરતા તે વધુ મૈત્રીભર્યા ને નીકટના લાગે એટલા ખાતર એણે તે આખોય

ઇતિહાસ નવેસરથી લખાવવાની જહેમત લીધેલી ! અને એ દૃષ્ટિએ કરાયેલું ઇતિહાસનું એ પુનર્લેખન એટલું તો સંપૂર્ણ ને બિનચૂક હતું કે, છેલ્લે છેલ્લે તો જાણે સ્તાલિન પોતે પોતાની એ કૃતિથી ભુલાવામા પડી જઈ એને જ સાચો ઇતિહાસ માની લેવા પ્રેરાયેલો !

આથી વાસ્તવમાં બન્યું એ કે, સ્તાલિને લેનિનના વિચારોમા જ વિકૃતિ પેસાડી દીધી. એ વિકૃતિ કેવા પ્રકારની ? લેનિનને મન, કમ્યુનિઝમ એ માણસની સેવા કરવા માટેનુ સાધન હતુ. ત્યારે સ્તાલિનના અમલ હેઠળ એ જ કમ્યુનિઝમ માણસને માથે ચડી બેઠું ને એણે માણસને જ પોતાની સેવાનુ સાધન બનાવ્યો ! સ્તાલિનના એ સિદ્ધાત મુજબ લોકો કમ્યુનિઝમના યાત્રિક માળખામા તુચ્છ પુર્જારૂપ બની ગયા. એટલું જ નહિ, એના અત્યત ભયંકર પરિણામો છતા, સ્તાલિનના એ સિદ્ધાતનો ચુસ્ત રીતે અમલ પણ કરવામા આવ્યો જ !

*

રશિયન કવિઓ કે જેમણે, યુદ્ધ દરમિયાન કેટલા ઉત્તમ સર્જનો કરેલા, તેઓ વળી પાછા ઠડાગાર ને ઉદાસીન બની ગયા. અવાર નવાર ક્યાક છૂટા છવાયા સુંદર કાવ્યો વાચવા જડી જતા, પણ તે મોટે ભાગે યુદ્ધનો વિષય લઈ ને જ લખાયેલા હોતા...કારણ બીજા કોઈ પણ વિષય કરતા યુદ્ધ વિષે લખવું એમને સહેલુ લાગતું.

કારખાના ને મોટા મોટા બાધકામના સ્થળોની મુલાકાતો લેનારા કવિઓએ જે લખ્યું છે, તેમા એમણે યંત્રોને ચલાવનારા માણસો કરતા યત્રોની જ વધુ પ્રશસ્તિ ગાયેલી છે, યંત્રો જો વાચી જાણતાં હોત તો એમને આ કવિઓના કાવ્યોમા જરૂર રસ પડયો હોત, પરંતુ માણસ એમાથી રસ લઈ શકયો નહિ.

કોઈ પણ પુસ્તકની નકલ કેટલી છપાવવી તે નક્કી કરવા માટેનું ધોરણ એ પુસ્તકની બજારમા—લોકોમા માંગ કેટલી છે, તે પરથી નહિ, પણ સત્તાવાર રીતે એ લેખક મોભ્ભો શો ધરાવે છે તે પરથી નક્કી થતું. આથી પુસ્તક વિક્રય કેન્દ્રો, એવા જ કાવ્ય સંગ્રહોથી ઠસોઠસ ભરાયલા રહેતા કે જેની લોકોમા ભાગ્યે જ કશી માંગ હોય.

કવિતા લોકોમા લોકપ્રિયતા મેળવી શકી નહિ. જુના કવિઓ જે હતા, તે મૂગા થઈ ગયા હતા, ને જ્યારે તેઓ પોતાનું મૌનવ્રત તોડતા ત્યાર તો એથીય ભૂરી હાલત થઈ જતી. યુદ્ધ દરમિયાન જે નવા કવિઓ ઊભા થયા એમના વિષે ઘણી બધી આશાઓ ઊભી થઈ ગઈ હતી, પરંતુ એ આશાઓ પણ ધીમે ધીમે ઓસરી ગઈ. અમારે ત્યા યુદ્ધના મોરચા પરની જીદગી કરતા શાતિના સમયની જીંદગી વધુ જટિલ બની ગઈ હતી.

કાવ્યવાચનના મુશાયરા જવલ્લે જ થતા. ને થતા તો જાહેર જનતા ભાગ્યે જ એમા કશો રસ લેતી. હા, કેટલાક કવિઓ કવિતા લખતા ખરા, પણ તે વાચકના હૃદયને સ્પર્શવાના ઉદ્દેશથી નહિ, પણ 'સ્તાલિન પારિતોષિક' મેળવવાના ઉદ્દેશથી.

આ 'સ્તાલિન પારિતોષિક'ની કિંમત પણ કંઈ જેવી તેવી ન હતી ! સ્તાલિન પારિતોષિક એટલે ઉપરા ઉપરી પોતાના પુસ્તકની આવૃત્તિઓ છપાય; સોવિયેતભરના તમામ અખબારોમા કવિના ફોટા સાથે આવકારના લાબા લાબા લેખો છપાય; કોઈ મોટી સત્તાની પદવીએ બેસવા મળે; સાથે એક મોટરકાર, ઉપરાંત ઉમેદવારોની યાદીમા નામ નોધાવ્યા વિના જ, રહેવા માટે એક સુંદર મજાનો 'ફ્લેટ' મળી રહે; ઉનાળાની રજા ગાળવા એકાદા 'ગ્રીષ્મ-કુંજ'ની પણ સગવડ થઈ રહે ! એટલે ઘણા ય લેખકો ને ઘણા બધા કવિઓ એવા નીકળતા કે જેઓ, પોતાનું ઈનામી પુસ્તક લોકોને ગમ્યું કે કેમ, એ પુસ્તક તેઓ વાચે છે કે કેમ, એની ખાસ કશી પરવા કરતા જ નહિ, કારણ એમની નજર કેવળ ઈનામ પર જ મંડાયેલી રહેતી.

અલબત્ત, આમ કહેવા પાછળનો મારો ઉદ્દેશ એ નથી જ કે, આજ લગી જે બધા લેખકો ને કવિઓએ સ્તાલિન પારિતોષિક

મેળવ્યાં છે, તે તમામ લોકોનું વલણ આવું જ હતું. ઘણા એવા લેખકો હતાં જેમણે પ્રામાણિકતાપૂર્વક લખ્યું છે, ને પારિતોષિક ભણી એમની નજર ન હોવા છતાં, તેઓ એ પારિતોષિકેના અધિકારી બનેલા છે. છતા એ વાત પણ ભૂલાય એવી નથી કે, તકસાધુ કારકીર્દીખોરોના અમારે ત્યા તોટો નહોતો.

*

મેં લખવાનું ચાલુ જ રાખ્યું. હું લખતો ત્યારે આવતી કાલના દિવસનો વિચાર મારા મનમા રમતો રહેતો. મારુ એ કાવ્ય છપાશે કે નહિ એની પરવા કરવાનું મેં હવે છોડી દીધું હતુ.

કાવ્યલેખનની સાથે સાથે મેં એક બીજું કામ પણ ઉપાડી લીધું હતું, ને તે જુદી જુદી સાહિત્યિક ચર્ચાસભાઓમા ભાગ લેવાનુ. ત્યા જઈ જઈ સામે, ને સાહિત્યના ધોરણને હલકું પાડવા સામે હું લડતો

અમારા લેખક સંઘમા મોટા ભાગના લોકો ભલા ને પ્રામાણિક છે એ હુ જાણતો હતો પરંતુ આ આંખોથી એ વાત પણ ઓઝલ રહી શકે એવી નહોતી કે, સત્તાને સ્થાને બેઠેલા કેટલાયમા તો નહોતી કોઈ શક્તિ કે નહોતી કોઈ ખાનદાની.

કમનસીબીની વાત તો એ હતી કે, મોટે ભાગે આવા લોકો જ 'સાહિત્યિક નીતિ'ના ઘડનારા હતા, પરિણામે સાહિત્યની દુનિયાને પણ તેઓ દુર્ગંધભર્યા એન્ટીસેમિટિઝમ (યહુદી દ્વેષ)નો પાસ લગાડી બેસતા. મારે અહીં કહેવું પડશે કે, એન્ટીસેમિટિઝમ એ બીજી કોઈ પણ પ્રજાને માટે જેટલું અકુદરતી તત્ત્વ છે, તેટલું જ અકુદરતી તે રશિયન પ્રજાને માટે પણ છે. જ્યારે જ્યારે એ એન્ટીસેમિટિઝમે કોઈપણ પ્રજામા દેખા દીધી છે, ત્યારે ત્યારે હમેશા તે કલમ કરેલી વસ્તુ તરીકે, એટલે કે ઉપરથી લાદેલી વસ્તુ તરીકે જોવા મળ્યુ છે. પુરાણા કાળમા રશિયામા ઝારોની કૃત્રિમ ઉશ્કેરણીથી 'એન્ટીસેમિટીઝમ'નો ઉપદ્રવ ફેલાતો. એ જ રીતે, સ્તાલિનના કાળ દરમિયાન જુદે જુદે સમયે એન્ટીસેમિટીઝમે જે દેખા દીધી, તે કૃત્રિમ રીતે કરેલી ઉશ્કેરણીનું જ ફળ હતું. પરંતુ, એક રશિયન પ્રજાજન તરીકે, લેનિનના આદર્શો કરતા વહાલુ જેને આ દુનિયામા બીજુ કંઈજ નથી, એવા મારા જેવા એક માણસ માટે તો, એન્ટીસેમિટીઝમ એ હમેશા બેવડી જુગુપ્સાને પાત્ર રહ્યુ છે

સ્તાલિનના મૃત્યુની વાતને તો આજે દસ વરસ થવા આવ્યા અત્યારે હવે વિચાર કરું છુ, ત્યારે મને સમજાય છે કે, સ્તાલિનનો સૌથી મોટો કોઈ અપરાધ હોય તો તે એ નથી કે એણે લોકોને કેદમા નાખ્યા કે ગોળીએ વીંધ્યા. એનો જઘન્યતમ અપરાધ કોઈ હોય તો તે એક જ. ને તે એ કે, એણે માણસના આત્માને સડાવી મૂક્યો અલબત્ત, કોઈ જરૂર એમ કહી શકે કે, સ્તાલિને જાતે એન્ટીસેમિટીઝમનો કદી પ્રચાર નથી કર્યો. તે હશે, પણ હકીકત એ છે કે, જે સિદ્ધાત દ્વારા એણે પોતાનો અમલ ચલાવ્યો, એ સિદ્ધાતમા જ એ રોગના બીજ સમાયેલાં હતા.

એમ જેવા જાઓ તો તકસાધુ કારકીર્દીવાદ કે હલકટ ખુશામતખોરી, જાસુસીવૃત્તિ યા ક્રુરતા, આંધળી કટ્ટરતા યા દંભનો સ્તાલિને સિદ્ધાંત તરીકે કયારે ય પ્રચાર નથી કર્યો. પણ તેથી શું ? આ બધી વસ્તુઓ તો સ્તાલિનના અમલમા જ અંતર્ગત હતી. આથી જ તો કેટલાક લોકો,જે પોતાની જાતને કટ્ટર કમ્યુનિસ્ટ ગણાવતા હતા, તેમણે 'એન્ટી કમ્યુનિસ્ટ' રીતે વિચારવા ને વર્તવાનું કર્યું છે.

મને એ વાત પણ સમજાઈ ગઈ હતી કે, મોઢેથી કમ્યુનિઝમનું નામ લઈ વાતો કરનારા ને વ્યવહારમા એના અર્થને વિકૃત કરી ઠોકી બેસાડનારા લોકો જ કમ્યુનિઝમના સૌથી ભયંકર દુશ્મનો છે. કદાચ પશ્ચિમમાં એના જે દુશ્મનો છે તેના કરતાય વિશેષ ભયંકર દુશ્મન તેઓ પોતે જ છે.

મને એ વાત પણ સમજાઈ ગઈ કે, હવે મારી સામે જે લડતનો માર્ગ ઊઘડતો હતો, તેમા મારે એવા જ લોકો સામે જીવન-

મરણનો જંગ ખેલવાનો હતો, કે જે લોકો સિદ્ધાંતમા કમ્યુનિઝમની વાત કરવા છતા વ્યવહારમાં એના હાર્દને જ કલંક લગાડનારા હતા. મને એ વાતનો પણ ખ્યાલ આવી ગયો કે, આ લડત ઘણી લાંબી ને કપરી હોવાની છે. કમ્યુનિઝમને જે લોકોએ પોતાની અંગત મિલ્કત યા ઈજારાની વસ્તુ માની લીધેલી છે, એવા લોકો પર જ્યારે એવો આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે, તમે લેનિનના વિચારોને વિકૃત કરી રહ્યા છો, ત્યારે ત્યારે અચૂક રીતે એવું બન્યું છે કે, તેઓએ એ હકીકત સામેથી મો ફેરવી લઈ પોતાના એ ટીકાકારોને જ 'લેનિનના વિચારોમા વિકૃતિ આણનારા' કહી ભાંડયા છે.

આચાર તેમજ વિચારોની પવિત્રતા માટેની આ લડતમા કાવ્ય શું ભાગ ભજવી શકે, એનો હજી મને કંઈ ખ્યાલ નહોતો. એટલે મે તો મારી એ લડતને, સાહિત્યની ચર્ચા સભાઓમા ઉગ્ર તમતમતા, વેધક ભાષણો આપવા પર્યંત મર્યાદિત રાખી, મારી કાવ્યવાણીને તો શાંત, સૌમ્ય ભાવે જ વહેવા દીધી. અલબત્ત આ પ્રકારનું કાવ્ય લખવુ એ પણ એક યા બીજા સ્વરૂપે એ લડતમા ભાગ લીધા બરાબર જ હતુ... છતા એ લડતનુ એક અક્રિય-સ્વરૂપ ગણાય. દેશના એક સામાન્ય નાગરિક તરીકે આ સામાજિક લડતમા ભાગ લેવો એ મારી ફરજ છે, એમ માન્યા છતા મને લાગ્યું કે મારી કવિતા તો એ બધાથી પર જ રહેવી જોઈએ. ને આમ મારી સામાજિક લડત ને મારી કવિતા બે જુદુ જુદુ અસ્તિત્વ ધરાવતા રહ્યા.

મારા કાવ્યોને વાચકો તરફથી આવકાર મળવાનુ શરૂ થયુ.

એક દિવસ કવિ સ્લુત્સ્કી પાસે મારા પ્રેમકાવ્યોના એક આખા ગુચ્છનુ હું વાચન કરી ગયો, તે પછી એ કવિએ મને કહ્યુ, 'ખેર, આ બધુ તો ઠીક છે, પણ આપણો આ જમાનો એવો છે કે, એમા કવિએ જો સાચા કવિ તરીકે જીવવું હોય તો એણે કેવળ કવિ બની રહ્યે ચાલવાનું નથી '

એના એ વાક્યનો મર્મ તે દિવસે હું પકડી શક્યો નહિ.

*

૧૯૫૩ ના માર્ચની ૫ મી તારીખે એક ઘટના બની, જેણે આખા રશિયાને ચકનાચૂર કરી નાખ્યું—સ્તાલિન મૃત્યુ પામ્યો હતો. સ્તાલિનને મૃત્યુ પામેલો કલ્પવો એ જ મને તો લગભગ અશક્ય લાગતુ હતું. જાણે સ્તાલિન એ અમારા જીવનનું એક અનિવાર્ય અંગ બની ગયેલો હતો.

આખો દેશ જાણે એક પ્રકારના પક્ષાઘાતની લાગણી અનુભવી રહ્યો. અમારી પ્રજાને એમ માનવા ટેવડાવી દેવામા આવી હતી કે, સ્તાલિન પોતે સૌની સંભાળ રાખી રહ્યો છે. એટલે સ્તાલિન વિહોણી થઈ જતા પ્રજા જાણે બાવરી બની ગઈ, કેમ જાણે રખડી પડી હોય! આખું રશિયા સ્તાલિનને માટે રડી ઊઠેલું. હું પણ રડેલો. અમે ખરેખર અંતઃકરણપૂર્વક, શોકના આંસુ સારેલા—અમારી એ શોકાર્તતામા કદાચ ભવિષ્ય માટેના ભયના આંસુ પણ ભળેલા હતા. લેખક મંડળની શોકસભા વખતે, કવિઓએ સ્તાલિનનું ગૌરવ કરતા કાવ્યો વાંચેલા, એ કાવ્યવાચન વખતે એમના કંઠ રુદનથી ભાંગી પડેલા, ડુસકાએ એમની વાણીને રૂંધાવી દીધેલી.

સ્તાલિનની સ્મશાનયાત્રાનો પ્રસંગ હું મારી જીંદગીમા કદી નહિ ભૂલુ. ટ્રુબ્નાયા સ્ક્વેરમા જમા થયેલી લોકમેદનીમા હું ય હતો. હૈયે હૈયુ દળાય એવી ભીડથી ઠસોઠસ એ મેદાન! એમા ગોંધાયેલા લોકોના ઉપર ઊઠતા શ્વાસોચ્છવાસ મેદાનને માથેના આકાશમા વાદળનું જાણે એક એવુ ઘટ ચોસલું રચી રહ્યા હતા કે, આસપાસના ઝાડના પડછાયા પણ એને માથે હાલતા-ડોલતા-ઝૂલતા હતા. માર્ચ મહિનાના નવસ્ત્રા વૃક્ષોના નાચતી ભૂતાવળ જેવા લાગતા એ ઓળા! એક અજાયબ ને ભય પમાડે એવું દૃશ્ય રચી રહ્યા હતા. માનવીઓની આ ભરતીમા જાણે ઘોડાપૂર ચડ્યા હતા. લોકોની ભીંસ વધતી જતી હતી. જોતજોતામા તો આખી મેદનીનો પ્રવાહ એક રાક્ષસી

મેળવ્યાં છે, તે તમામ લોકોનું વલણ આવું જ હતું. ઘણા એવા લેખકો હતા જેમણે પ્રામાણિકતાપૂર્વક લખ્યું છે, ને પારિતોષિક ભણી એમની નજર ન હોવા છતાં, તેઓ એ પારિતોષિકના અધિકારી બનેલા છે. છતા એ વાત પણ ભૂલાય એવી નથી કે, તકસાધુ કારકીર્દીખોરોનો અમારે ત્યા તોટો નહોતો

*

મેં લખવાનું ચાલુ જ રાખ્યું. હુ લખતો ત્યારે આવતી કાલના દિવસનો વિચાર મારા મનમા રમતો રહેતો. મારુ એ કાવ્ય છપાશે કે નહિ એની પરવા કરવાનું મે હવે છોડી દીધું હતું.

કાવ્યલેખનની સાથે સાથે મે એક બીજું કામ પણ ઉપાડી લીધું હતુ, ને તે જુદી જુદી સાહિત્યિક ચર્ચાસભાઓમા ભાગ લેવાનું. ત્યા જઈ જડ સામે, ને સાહિત્યના ધોરણને હલકુ પાડવા સામે હું લડતો

અમારા લેખક સઘમા મોટા ભાગના લોકો ભલા ને પ્રામાણિક છે એ હુ જાણુતો હતો. પરંતુ આ આંખોથી એ વાત પણ ઓઝલ રહી શકે એવી નહોતી કે, સત્તાને સ્થાને બેઠેલા કેટલાયમા તો નહોતી કોઈ શકિત કે નહોતી કોઈ ખાનદાની.

કમનસીબીની વાત તો એ હતી કે, મોટે ભાગે આવા લોકો જ 'સાહિત્યિક નીતિ'ના ઘડનારા હતા, પરિણામે સાહિત્યની દુનિયાને પણ તેઓ દુર્ગંધભર્યા એન્ટીસેમિટિઝમ (યહુદી દ્વેષ)નો પાસ લગાડી બેસતા. મારે અહીં કહેવું પડશે કે, એન્ટીસેમિટિઝમ એ બીજી કોઈ પણ પ્રજાને માટે જેટલું અકુદરતી તત્ત્વ છે, તેટલું જ અકુદરતી તે રશિયન પ્રજાને માટે પણ છે. જ્યારે જ્યારે એ એન્ટીસેમિટિઝમે કોઈપણ પ્રજામા દેખા દીધી છે, ત્યારે ત્યારે હમેશા તે કલમ કરેલી વસ્તુ તરીકે, એટલે કે ઉપરથી લાદેલી વસ્તુ તરીકે જોવા મળ્યુ છે. પુરાણા કાળમા રશિયામા ઝારોની કૃત્રિમ ઉશ્કેરણીથી 'એન્ટીસેમિટીઝમ'નો ઉપદ્રવ ફેલાતો. એ જ રીતે, સ્તાલિનના કાળ દરમિયાન જુદે જુદે સમયે એન્ટીસેમિટીઝમે જે દેખા દીધી, તે કૃત્રિમ રીતે કરેલી ઉશ્કેરણીનું જ ફળ હતું. પરંતુ, એક રશિયન પ્રજાજન તરીકે, લેનિનના આદર્શો કરતા વહાલું જેને આ દુનિયામા બીજું કશુંજ નથી, એવા મારા જેવા એક માણસે માટે તો, એન્ટીસેમિટીઝમ એ હમેશા બેવડી જુગુપ્સાને પાત્ર રહ્યું છે.

સ્તાલિનના મૃત્યુની વાતને તો આજે દસ વરસ થવા આવ્યા. અત્યારે હવે વિચાર કરું છુ, ત્યારે મને સમજાય છે કે, સ્તાલિનનો સૌથી મોટો કોઈ અપરાધ હોય તો તે એ નથી કે એણે લોકોને કેદમા નાખ્યા કે ગોળીએ દીધા. એનો જઘન્યતમ અપરાધ કોઈ હોય તો તે એક જ. ને તે એ કે, એણે માણસના આત્માને સડાવી મૂક્યો અલબત્ત, કોઈ જરૂર એમ કહી શકે કે, સ્તાલિને જાતે એન્ટીસેમિટીઝમનો કદી પ્રચાર નથી કર્યો. તે હશે, પણ હકીકત એ છે કે, જે સિદ્ધાત દ્વારા એણે પોતાનો અમલ ચલાવ્યો, એ સિદ્ધાતમા જ એ રોગના બીજ સમાયેલાં હતા

એમ જોવા જાઓ તો તકસાધુ કારકીર્દીવાદ કે હલકટ ખુશામતખોરી, જાસુસીવૃત્તિ યા ક્રુરતા, આપખુદી કટ્ટરતા યા દંભનો સ્તાલિને સિદ્ધાંત તરીકે ક્યારેય પ્રચાર નથી કર્યો. પણ તેથી શું ? આ બધી વસ્તુઓ તો સ્તાલિનના અમલમા જ અતર્ગત હતી. આથી જ તો કેટલાક લોકો, જે પોતાની જાતને કટ્ટર કમ્યુનિસ્ટ ગણાવતા હતા, તેમણે 'એન્ટી કમ્યુનિસ્ટ' રીતે વિચારવા ને વર્તવાનું કર્યું છે.

મને એ વાત પણ સમજાઈ ગઈ હતી કે, મોઢેથી કમ્યુનિઝમનું નામ લઈ વાતો કરનારા ને વ્યવહારમા એના અર્થને વિકૃત કરી હાંકી બેસાડનારા લોકો જ કમ્યુનિઝમના સૌથી ભયંકર દુશ્મનો છે. કદાચ પશ્ચિમમા એના જે દુશ્મનો છે તેના કરતાય વિશેષ ભયંકર દુશ્મન તેઓ પોતે જ છે.

મને એ વાત પણ સમજાઈ ગઈ કે, હવે મારી સામે જે લડતનો માર્ગ ઊઘડતો હતો, તેમાં મારે એવા જ લોકો સામે જીવન

મરણનો જંગ ખેલવાનો હતો, કે જે લોકો સિદ્ધાંતમા કમ્યુનિઝમની વાત કરવા છતા વ્યવહારમા એના હાર્દને જ કલંક લગાડનારા હતા. મને એ વાતનો પણ ખ્યાલ આવી ગયો કે, આ લડત ઘણી લાંબી ને કપરી હોવાની છે. કમ્યુનિઝમને જે લોકોએ પોતાની અંગત મિલ્કત યા ઇજારાની વસ્તુ માની લીધેલી છે, એવા લોકો પર જ્યારે એવો આક્ષેપ મૂકવામા આવ્યો છે કે, તમે લેનિનના વિચારોને વિકૃત કરી રહ્યા છો, ત્યારે ત્યારે અચૂક રીતે એવું બન્યું છે કે, તેઓએ એ હકીકત સામેથી મો ફેરવી લઈ પોતાના એ ટીકાકારોને જ 'લેનિનના વિચારોમા વિકૃતિ આણનારા' કહી ભાડયા છે.

આચાર તેમજ વિચારોની પવિત્રતા માટેની આ લડતમા કાવ્ય શું ભાગ ભજવી શકે, એનો હજી મને કશ ખ્યાલ નહોતો. એટલે મે તો મારી એ લડતને, સાહિત્યની ચર્ચા સભાઓમા ઉગ્ર તમતમતા, વેધક ભાષણો આપવા પર્યંત મર્યાદિત રાખી, મારી કાવ્યવાણીને તો શાંત, સૌમ્ય ભાવે જ વહેવા દીધી. અલબત્ત આ પ્રકારનુ કાવ્ય લખવુ એ પણ એક યા બીજા સ્વરૂપે એ લડતમા ભાગ લીધા બરાબર જ હતું...છતા એ લડતનું એક અક્રિયસ્વરૂપ ગણાય. દેશના એક સામાન્ય નાગરિક તરીકે આ સામાજિક લડતમા ભાગ લેવો એ મારી ફરજ છે, એમ માન્યા છતા મને લાગ્યુ કે મારી કવિતા તો એ બધાથી પર જ રહેવી જોઈએ. ને આમ મારી સામાજિક લડત ને મારી કવિતા બે જુદું જુદું અસ્તિત્વ ધરાવતા રહ્યા.

મારા કાવ્યોને વાંચકો તરફથી આવકાર મળવાનુ શરૂ થયુ. એક દિવસ કવિ સ્લુત્સકી પાસે મારા પ્રેમકાવ્યોના એક આખા ગુચ્છનું હું વાચન કરી ગયો, તે પછી એ કવિએ મને કહ્યું, 'ખેર, આ બધું તો ઠીક છે, પણ આપણો આ જમાનો એવો છે કે, એમા કવિએ, જો સાચા કવિ તરીકે જીવવું હોય તો એણે કેવળ કવિ બની રહ્યે ચાલવાનું નથી.'

એના એ વાક્યનો મર્મ તે દિવસે હું પકડી શકેલો નહિ.

*

૧૯૫૩ ના માર્ચની ૫ મી તારીખે એક ઘટના બની, જેણે આખા રશિયાને ચકનાચૂર કરી નાખ્યું—સ્તાલિન મૃત્યુ પામ્યો હતો. સ્તાલિનને મૃત્યુ પામેલો કલ્પવો એ જ મને તો લગભગ અશકય લાગતું હતું. જાણે સ્તાલિન એ અમારા જીવનનું એક અનિવાર્ય અંગ બની ગયેલો હતો.

આખો દેશ જાણે એક પ્રકારના પક્ષાઘાતની લાગણી અનુભવી રહ્યો. અમારી પ્રજાને એમ માનવા ટેવડાવી દેવામા આવી હતી કે, સ્તાલિન પોતે સૌની સંભાળ રાખી રહ્યો છે. એટલે સ્તાલિન વિહોણી થઈ જતા પ્રજા જાણે બાવરી બની ગઈ, કેમ જાણે રખડી પડી હોય! આખુ રશિયા સ્તાલિનને માટે રડી ઊઠેલું. હું પણ રડેલો. અમે ખરેખર અંતઃકરણપૂર્વક, શોકના આંસુ સારેલા—અમારી એ શોકાર્તતામા કદાચ ભવિષ્ય માટેના, ભયના આંસુ પણ ભળેલા હતા. લેખક મંડળની શોકસભા વખતે, કવિઓએ સ્તાલિનનુ ગૌરવ કરતા કાવ્યો વાંચેલા, એ કાવ્યવાચન વખતે એમના કંઠ રુદનથી ભાંગી પડેલા, ડુસ્કાએ એમની વાણીને રૂંધી દીધેલી.

સ્તાલિનની સ્મશાનયાત્રાનો પ્રસંગ હું મારી જિંદગીમા કદી નહિ ભૂલુ. ટ્રુબ્નાયા સ્કવેરમા જમા થયેલી લોકમેદનીમાં હું ય હતો. હૈયે હૈયુ દળાય એવી ભીડથી ઠસોઠસ એ મેદાન! એમા ગોંધાયેલા લોકોના ઉપર ઊઠતા શ્વાસોચ્છવાસ મેદાનને માથેના આકાશમા વાદળનું જાણે એક એવું ઘટ્ટ ચોસલુ રચી રહ્યા હતા કે, આસપાસના ઝાડના પડછાયા પણ એને માથે હાલતા ડોલતા જોઈ શકાતા હતા. માર્ચ મહિનાના નવસ્રા વૃક્ષોના નાચતી ભૂતાવળ જેવા લાગતા એ ઓળા! એક અજાયબ ને ભય પમાડે એવું દૃશ્ય રચી રહ્યા હતા. માનવીઓની આ ભરતીમા જાણે ઘોડાપૂર ચડયા હતાં. લોકોની ભીંસ વધતી જતી હતી. જોતજોતામાં તો આખી મેદનીનો પ્રવાહ એક રાક્ષસી

વમળમાં ફેરવાઇ ગયો. મેં જોયું તો મારી જાત સીધી રસ્તા પરના એક ઇલેક્ટ્રીકના થાભલા ભણી ધકેલાઈ રહી હતી. થાંભલો ઝડપભેર મારી નજદીક ને નજદીક આવી રહ્યો હતો. બીજી જ ક્ષણે મેં જોયું તો એક જુવાન છોકરી એ થાંભલા સરસી ભીંસાઈ રહી હતી. એનો ચહેરો વિકૃત બની રહ્યો હતો. એના ગળામાંથી ચીસ નીકળી ગઈ, પરંતુ એ રાક્ષસી મેદનીના વેદનાભર્યા કણસાટમા એની ચીસ વણસંભળાયેલી જ રહી ગઈ. ત્યા તો પલકમા આંદોલનના એક મોજાએ ચઢી સરતુ ઘસડાતુ મારુ શરીર એ છોકરી સાથે જ ભીંસાઈ રહ્યું. ને એ ભીંસ સાથે જ મેં એના શરીરના બરડ હાડકાને મારા શરીરના પીંડ ને થાભલા સરસા ભીંસાઈ કડેડાટી બોલાવી ભાગતા અનુભવ્યા. ભયથી મેં મારી આખો મીંચી દીધી, પાગલની જેમ બહાર ધસી આવેલી એની બાળક જેવી નીલી ભુરી આખોના ડોળા...કંપારી છૂટે એવુ એ દૃશ્ય મારાથી કોઈ રીતે જોઈ શકાયું નહિ. મેં આખો મીંચી દીધી. પલકમા તો પાછો હું ક્યાય ઘસડાઈ ગયો હતો. આખ ઉઘાડીને જોઉ તો એ છોકરી ક્યાય જોવા ય ન મળે! ભીડ એને ગળી ગઈ હશે. પેલા થાભલા સરસો વળી કોઈ બીજો જ દેહ ભીંસાઈ રહ્યો હતો.ક્રુસની માફક રોપાયેલા એ થાભલા આગળ નિશ્ચેતન બની, હાથ ઊંચા કરી એને લબડી પડેલો મેં જોયો...

ને બરાબર એ જ ક્ષણે મારા પગ કોક સુંવાળી વસ્તુ પર મંડાઈ રહ્યા હોય એમ મેં અનુભવ્યું...એ ય કોક માનવદેહ જ હતો. એ દેહ પર ઠેરવાયેલો પગ હજી ઊંચકું ઊંચકું ત્યા તો ભીડે મને અદ્ધર ઊંચકી લીધો, ને હવે એ મને ક્યાય ઘસડી જશે એમ લાગ્યું. તે પછી ક્યારે ય હુ મારો પગ ધરતી પર રોપી શક્યો. હવે તો જાણે પગ માડતા પણ બીક લાગતી હતી...રખેને હુ કોઈ માનવદેહને ચગદી નાખુ! ભીડમા ઓટના કોઈ ચિહ્ન દેખાતા નહોતા, ભીંસ વધ્યે જ જતી હતી. કેવળ મારી ઊંચાઈને કારણે હું હજી બચી રહ્યો હતો. ઠીંગણા, નીચા કદનાં માણસો તો જીવતા ગુંગળાઈ જતા, ને ભોયે પડી, ચગદાઈ રહ્યા હતા. છેવટે મેં જોયું કે એક કોર મકાનોની હાર ને બીજી તરફ લશ્કરી મોટર લોરીઓની એક લાબી કતાર વચ્ચે આવી જતા આ ભીડ સલવાઈ રહી હતી.

લોકોએ બૂમો પાડવા માડી. 'આ લારીઓને અહીંથી બહાર કાઢી લો...'

'એ નહિ બને. મારી પાસે એવો હુકમ નથી.' દોચકા જેવા મોટા માથાવાળો એક જુવાનિયો પોલિસ ઓફિસર સામેથી બરાડી ઊઠ્યો. અસહાયતાના ભાવથી એની આખોમા પણ જાણે આસુ આવી ગયા હતા. એ વખતે પણ લોકોની ભીડના મોજા તો લોરીઓની એ હાર સાથે પછડાટો ખાઈ ખાઈ, પાછાં વળી રહ્યા હતા. માનવીના માથા શ્રીફળની જેમ વધેરાઈ રહ્યાં હતા. લોરીઓના પડખા માણસના લોહીની છોળે ખરડાઈ રહ્યા હતા.

એકાએક આ આખા ય દૃશ્યને પેદા કરનારી વસ્તુ પ્રત્યે મારા મનમા કોઈ ભયંકર ધિક્કારનો ઉભરો ચઢી આવ્યો. કોકની બેવકૂફીને કારણે, સરજાયેલા આ એક ભયંકર બિભત્સ કાંડને સગી આખે જોવા છતા 'મને હુકમ નથી' એમ માણસ પાસે કહેવડાવનાર વસ્તુ પ્રત્યે જ મને ભયંકર ખુન્નસ ચઢી આવ્યું. જે માણસના મૃતદેહને દફનાવવા માટે અમે ભેગા મળ્યાં હતા, એના પ્રત્યે જ મારા દિલમા ધિક્કારની લાગણી જન્મી. કદાચ જીંદગીમાં પહેલી જ વાર મારું મન એનો વિચાર કરતા આવો ધિક્કાર અનુભવી રહ્યું હતું.

આ ભયંકરતાના સરજનહાર તરીકેની જવાબદારીમાથી હું એને કોઈ રીતે બાકાત રાખી શકું એમ નહોતો. એ માટે હું એને તદ્દન નિર્દોષ ગણી મુક્ત રાખી શક્યો નહિ. એની સ્મશાનયાત્રા પ્રસંગે આ ખૂનખાર દૃશ્ય સરજનારી 'મને હુકમ નથી'વાળી મનોવૃત્તિ માટે એ જ જવાબદાર હતો.

જીવનમા પહેલી વાર ને કદાચ સદાને માટે મને એક વસ્તુ સમજાઈ ગઈ કે, માણસનાં જીવન જોખમાઈ રહ્યા હોય તેવે વખતે 'હુકમ'ની રાહ જોતા બેસવાની કોઈ જ જરૂર ન હોઈ શકે. તે ઘડીએ તો માણસે પોતાની સૂઝ ઉકલત મુજબ પગલા ભરવા જ રહ્યાં.

કોણ જાણે કેવી રીતે હું એમ કરી શક્યો હોઈશ...પણ એ ઘડીએ મેં એકાએક મારી જાતનો કબજો લઈ લીધો, જોસમા આવી જઈ કોણી ને મુક્કાનો ઉપયોગ કરતા, ધક્કામુક્કી કરી, મેં ભીડને બાજુએ ખસેડવા માડી, ને ઘાટા પાડી પાડી લોકોને કહેવા માંડયું; 'સાકળ બનાવો' એક બીજાના હાથ પકડી સાકળ બનાવો.'

પણ મેં જોયું કે કોઈ મને સમજી શકે એમ નથી. એટલે મેં જાતે મારી નજીકના માણસોના હાથ પકડી પકડાવીને લોકોને સાકળ રચવા ફરજ પાડવા માડી, ને એ આખો વખત દરમિયાન મારા મોમાથી જીયોલોજીકલ એક્સ્પીડીશનના દિવસોમા શીખેલી સરસ્વતીનો ધોધ વહ્યે જતો હતો. ને મેં જોયું કે કેટલાક કદાવર જુવાનિયા મારો ઉદ્દેશ સમજી જઈ, મારી મદદે આવી પહોંચ્યા હતા. પછી તો લોકોને પણ સમજાયું, ને એમણે એકબીજાના હાથ પકડી સાકળ રચવા માડી. મેં ને પેલા કદાવર જુવાનિયાઓએ અમારું કામ આગળ ધપાવવા માડયું, વમળની ઘુમરીનું જોર કંઈક નરમ પડી રહ્યું હતું. જંગલી પશુ મટી ભીડ પાછી માણસના અવતારમાં આવી રહી હતી.

એક જુવાનીઆએ મોટા ઘાટે રાડ પાડી, 'સ્ત્રીઓ ને બાળકોને ટ્રકોમા પહોંચતા કરો.'

ને એક હાથથી બીજે હાથ સરતા, અમારા મસ્તકો પર તરતાં તરતાં સ્ત્રીઓ ને બાળકો ટ્રકોમા પહોંચવા લાગ્યા.

આમ હાથો હાથ સરતી આવનારી એક સ્ત્રી જાણે ગાડી તૂર બની ઉત્પાત મચાવી રહી હતી, કોઈ ભયંકર વેદનાથી કણસી રહી હતી. કએ જુવાન અમલદાર કે જેના બાંવડામાં સ્ત્રીલાઈને એ ટ્રકમાં પહોંચી હતી, તે એને શાંત કરવા મથી રહ્યો હતો, એનું માથું પંપાળી રહ્યો હતો...એ ચાર વાર કંપ ભરી થડકી રહ્યા પછી એકાએક એનો દેહ લળી પડયો. પેલા અમલદારે મૃત માનવીની અદબમાં એના કાચા પાકા વાળવાળા માથા પરથી ટોપો ઉતાર્યો, ને એ કમનસીબ સ્ત્રીનું મોં ઢાકવા જતાં એ ધ્રુસકે ને ધ્રુસકે રડી ઊઠયો.

થોડે જ દૂર જોયું તો એક બીજું એવું જ વમળ ભયંકર ઘુમરીએ ચઢેલું હતું. પેલા ખડતલ છોકરાઓ ને હું ગાજો ભાડના ને ધક્કામુક્કી ને કોણીના ગોદાનો ભરપૂર ઉપયોગ કરતા, ભીડમાથી રસ્તો કાપતા કાપતા ત્યા પહોંચ્યા. ત્યા પહોંચી હાથની સાકળ બનાવી લોકોની રક્ષાનો ઉદ્યમ શરૂ કર્યો

પછી તો પોલિસ પણ અમારી મદદમા આવી રહી, ધીરે ધીરે બધુ થાળે પડવા લાગ્યું.

સખત કામગીરીને અંતે ગજવામાથી રૂમાલ કાઢી કપાળ પરનો પસીનો લૂછતાં લૂછતા એક પોલિસ સાર્જન્ટ મને કહ્યું, 'કોમરેડ, તમારા જેવાએ પોલિસમા ભરતી થઈ જવું જોઈએ. તમારા જેવા છોકરાઓ અમને ખૂબ જ ઉપયોગી થઈ પડે.'

ગંભીર ઉદાસ ભાવે મેં એને કહ્યું, 'બરાબર છે, જોઈશું, વિચાર કરીશું.'

ગમે તેમ પણ, તે પછી મને સ્તાલિનના મૃતદેહના દર્શન કરવાનું મન જ ન રહ્યું ત્યા જવાને બદલે હું ને ટોળામાથી જડેલો મારો એક સ્વયંસેવક સાથી, એઉ ત્યાથી બીજે જ નીકળી ગયા. રસ્તામાથી એક શીશી વોડકાની ખરીદી અમે સીધા મારે ઘેર પહોંચી ગયા.

ઘેર પહોંચતા માએ મને સવાલ કર્યો, 'કેમ, સ્તાલિનના દર્શન કરી આવ્યો?'

મારા સાથીની પ્યાલી સાથે મારી પ્યાલી ટકરાવતા ડંકા કહેજે મેં જવાબ આપો 'હા, જઈ આવ્યા.'

હકીકતે, મારી મા આગળ હું સાવ ખોટું બોલ્યો હતો એમ પણ નહિ, કારણ ખરે જ, મેં આજે જીવનમાં પહેલી વાર સ્તાલિનના એક બીજા સ્વરૂપને જોયું હતું. કારણ આજના દિવસે જે કંઈ બન્યું હતું એ બધું સ્તાલિનનું જ એક સ્વરૂપ હતું

એ દિવસે મારા જીવનમાં ને મારી કવિતામા સુધ્ધા એક વળાંક આપી દેવાનું કામ કર્યું હતુ.

તે દિવસથી મને બરાબર સમજાઈ ગયુ કે, આપણે બદલે વિચાર કરી આપે એવું આ દુનિયામા કોઈ નથી...અલબત્ત એવું કોઈ માણસ હતુ—એમ જો આપણે માનતા હોઈએ તો જ ને! મને એ પણ સમજાઈ ગયુ કે હવે આપણે પોતે જ પોતાની જાત માટે ખૂબ ગંભીરપણે વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે. મારી જાતની જ નહિ, પરંતુ મારા સમગ્ર દેશની જવાબદારી કેમ જાણે મારા જ માથે આવી પડી હોય, એવી લાગણી હું અનુભવી રહ્યો. એ ભારે જવાબદારીના બોજથી મારા ખભા જાણે ઝૂકી જવા લાગ્યા.

અલબત્ત, આમ કહેવા પાછળનો મારો ઉદ્દેશ એ નથી કે, આટલા એક જ પ્રસંગથી સ્તાલિનના દોષ કે અપરાધ વિષે મારી આંખ ખૂલી ગઈ હતી એ પછી પણ ક્યાંય લગી અમુક અંશે મેં એને આદર્શમૂર્તિને સ્થાને બેસાડવાનું ચાલુ રાખ્યું હતું. સ્તાલિનના ઘણા બધા અપરાધો હજી અમારાથી અજાણ્યા જ હતા. પરંતુ એક વાત મને સાફ સાફ સમજાઈ ગઈ હતી, ને તે એ કે, ઘણી બધી સમસ્યાઓ રશિયા સામે ખડી થઈ ગઈ છે. તેને એ સમસ્યાઓનો ઉકેલ હાથ ધરવામા આનાકાની કરવામાં આવી, તો એના જેવો જઘન્ય અપરાધ બીજો એકેય નહિ હોય.

*

આ પછી જ હું મારી પોતાની કવિતા વિષે તેમજ સમગ્ર રશિયન કવિતા વિષે કંઈક વિચાર કરતો થયો.

કદાચ દુનિયાના કોઈ પણ રાષ્ટ્ર કરતા રશિયાના કવિઓ એમની તીવ્ર સામાજિક ભાવના બદલ વિશેષ જાણીતા છે, ને એથી જ રશિયાની ધરતીને માથે જે જે જાલીમો રાજ કરી ગયા છે, એ તમામે રશિયાના કવિઓમા જ પોતાનો સૌથી કટ્ટર ને ખતરનાક દુશ્મન ભાળ્યો છે. સામાન્ય રશિયનને મન પણ 'કવિ' શબ્દમા જ લડાયકતાનું આરોપણ કરતા ભાવ સમાયેલા રહ્યા છે. ને રશિયાનો કવિ પણ ખરેખર એના દેશના ઉજ્જવળ ભાવિ માટે ને ન્યાયની પ્રતિષ્ઠા ખાતર સદા ઝૂઝતો આવ્યો છે. એના કવિઓએ રશિયાને વિચાર કરતા શીખવ્યું છે; પોતાને કચડનારા જાલિમો સામે ટક્કર લેવામા રશિયન પ્રજાને એના કવિઓએ સદા સાથ આપ્યો છે, મદદ કરી છે.

સ્તાલિનના મૃત્યુ બાદ, રશિયા જ્યારે એના આંતરિક જીવનની અત્યંત કપરી ક્ષણોમાથી પસાર થઈ રહ્યું હતું, તે વખતે મને એ વસ્તુ સમજાઈ કે, કવિ તરીકે હું કાવ્યનો મારો નાનકડો બગીચો સંભાળીને બેસી રહું તો તે મારે માટે અક્ષમ્ય જ ગણાવું જોઈએ. ને એ વખતે રશિયાના મહાન કવિઓ મારી વહારે આવ્યા, ને એમની કવિતા થકી દાખલો પૂરો પાડી, એમણે મને બતાવ્યુ કે, કવિ જો ધારે ને ખરા અંતઃકરણ પૂર્વક પોતાનું તનમન રેડી કાવ્ય કરે, તો ભલભલા કઠણ કાળજાને પણ પિગળાવી દે તેવુ પ્રેરક બળ એ એના કાવ્ય દ્વારા પેદા કરી શકે છે.

તમારા દેશબાંધવો દુઃખમાં સબડતા હોય તેવે વખતે તમે કેવળ પ્રકૃતિ, સ્ત્રી યા પ્રેમના કાવ્ય રચતા રહો, તો તે તમને છાજતું નથી.

ને ખરે જ, એ સમય અમારા દેશને માટે ભારે કઠિણાઈઓથી ભરેલો હતો.

રશિયાની વિશ્વાસુ પ્રજાને એ સમજાવા લાગ્યું હતું કે, કોઈના પર વધારે પડતો ભરોસો મૂકીને બેસી જવું એ પણ એક ભારે જોખમકારક વસ્તુ છે.

ને હળવી ગતિએ હંકારાતી લ્યુમોસિન ગાડીની બંધબારીના કાચ પાછળથી રાતના શિકાર માટે સ્ત્રીની ખોજ કરતા, બાજપંખી જેવી તીણી નજરવાળા બેરિયાના ચહેરાને મેં, એના ગલપટ્ટા પાછળ સંતાકુકડી રમતાં જોયેલો હતો. આ એ જ માણસ કે જે સભામંચ પર ચઢી, લોકો સમક્ષ કમ્યુનિઝમ વિષે અત્યંત હૃદયસ્પર્શી એવા ભાષણો ઝાડતો! બેરિયાના લમણામા ગોળીનો જે બાર કરવામા આવ્યો, એથી તો ન્યાયની પ્રસ્થાપનાનું કામ જ થયું છે....પણ તે કેટલું બધું મોડું!

દુર્ભાગ્યની વાત તો એ છે, ન્યાય એ હંમેશા મોડી પડનારી ગાડીની માફક ત્રેળ સાચવવામા પાછળ જ રહી ગયેલો જોવા મળ્યો છે.

નિર્દોષ સાબીત થતા છોડી મૂકેલા કેદીઓ, દૂર દૂરની ઓતાડી એવી કેદી છાવણીઓમાથી છૂટી છૂટીને મોરકોમા આવી ઠલવાવા માડ્યા હતા. એમના આગમનની સાથે સાથે જ પ્રચંડ મોટા પાયા પર થયેલા અન્યાયોની કહાણીઓ પણ અમારી પાસે આવવા લાગી

લોકો વિચારમા ડૂબી ગયા, દિગમૂઢ બની બધુ જોઈ રહ્યા આ વિચારમગ્ન તંગદશા સાર્વત્રિક હતી સ્ત્રૈણ ચહેરાવાળો માલેન્કોવ એક એને જ સાધ્ય એવી વાક્છટા અજમાવી 'લોકોને વધુ અનાજ' ને 'વધુ કપડા' આપવાના વચનો વેરી રહ્યો હતો, પરંતુ એ વાક્છટા લોકોના મન પરનો ભાર હળવો કરી શકી નહિ

રશિયન પ્રજાને તો તે વખતે એક એવા માણસની જરૂર હતી, જે એને ખુલ્લં ખુલ્લા ગંભીરપણે કહી શકે કે, હવે એમણે જીવવાનુ છે કેની રીતે? લોકોએ જીવનને કેવળ 'રોટલો, ઘર ને કપડા' ની મર્યાદામા સમાઇ જાય એવી—સંકુચિત વસ્તુ કદી માની નહોતી. એમને મન 'જીવન જીવવું' એટલે જ, 'કશાકમા માનવુ', 'શ્રદ્ધા ધરાવવી.' આદિકાળથી જ માણસે જીવનની સાર્થકતાને એની આસ્થાના દોરે જ પરોવાયેલી જોઈ છે.

હું પોતે પણ શૂન્યમનસ્ક શો બની બની ગયો હતો. મને ઊંડે ઊંડે એમ લાગ્યા કરતું હતું કે, કોઈક એવી મહત્વની વસ્તુ છે, જેને શબ્દોમાં મૂર્ત કરી આપવાથી લોકોને જરૂર કંઈક સાંત્વના આપી શકાશે. પરંતુ એ વસ્તુ તે શું? એ હજી હું શોધી શક્યો નહોતો.

'સાદો સોવિયેત માનવી!' એની એક મૂર્તિ અમને અમારા અખબારોએ ખડી કરી આપેલી હતી. એ મૂર્તિને જ લક્ષમા લઈ કવિતા રચાતી, ચોપડીઓ લખાતી, ચિત્રપટો ઊતરતા. જ્યા ને ત્યા રાજદ્વારી ભાષણોમા પણ ગૌરવભેર એ જ 'સોવિયેત માનવી' નો ઉલ્લેખ થતો. પરંતુ વાસ્તવિક માનવી 'સાદા સોવિયેત માનવી' કરતા તદ્દન ભિન્ન હતો. ને કદાચ એ જ કારણસર એ મને વધુ વહાલો પણ હતો, એ મારા હૈયાની વધુ નીકટ હતો.

મે એક કાવ્ય લખવાનો આરંભ કર્યો, એનુ શિર્ષક હતું. 'ઝીમાજંકશન'. એ કાવ્યની પંક્તિઓમા પણ મારા અંતરને ક્ષુબ્ધ કરી નાખનારા એ જ પ્રશ્નોનો ધગધગતો પ્રકાશ પ્રતિબિંબિત થઈ રહ્યો જે કંઈ બની ગયું હતું, તેના અંતરતમ તત્વને સ્પર્શવા હુ મથી રહ્યો હતો

મારી ચિરપરિચિત દુનિયાનું કંઈક તૂટી રહ્યુ હતું. પરંતુ એની સાથે સાથે જ મારી રશિયન પ્રજામા, ઊંડે ઊંડે દબાઈને પડેલી કોક પ્રચંડ આધ્યાત્મિક તાકાતનો હું જાણે સ્પર્શ પામી રહ્યો હતો. પોતે ગુમાવી દીધેલ મુક્તિનો પ્રજા કેમ જાણે હળવે હળવે કબજો લઈ રહી હતી.

ના, ના, રશિયા એ ખખડી ગયેલ બાબિલોનની કડડભુસ તૂટી પડતી નગરી સમુ તો હરગીઝ ન હતુ. અલબત્ત, રશિયાની-ધરતી પર એક બાબિલોનનુ પતન થઈ રહ્યું હતું ખરું, પરંતુ તે તો હતી લોકોના અતિભોળપણ ને આંધળી આજ્ઞાધારિતાની આદતને આધારે ચણવામા આવેલ, જૂઠાણાની માયાવી સુવર્ણનગરી! આંધળા

માણસને એની ખોવાઇ ગયેલી દૃષ્ટિ ધીરે ધીરે પાછી મળી રહી હોય, એમ લોક જાણે જાગી રહ્યું હતું.

અત્યાર સુધી જે લોકો પોતાના ઘરમા પણ મૌન પાળતા આવ્યા હતા, તેઓએ ધીરે ધીરે બોલવા માંડ્યું. એમણે અત્યંત વિવાદાસ્પદ સમસ્યાઓ પર પણ પોતાના વર્તુળોની અંદર વાતો કરવા માંડી. પરંતુ હવે એમને માથે જે જોખમ હતું તે અંધ-વિશ્વાસને આ છેડેથી પેલે છેડે પહોંચી જવાનું, જ્યા વિશ્વાસનો જ સમૂળગો અભાવ હતો. આ એક બહુ મોટું જોખમ હતું, ને તેમા ય જુવાનિયાઓ માટે તો ખાસ.

૧૯૫૪ ની સાલમા, મોસ્કોમા, હું મારા વિદ્યાર્થી મિત્રો વચ્ચે એક સાંજ ગાળવા ગયેલો. સફરજનની મદિરાના ઘૂંટ લેતા ને વેંગણના ભજિયા ખાતા ખાતા અમારું કાવ્ય–વાચન ને ચર્ચાઓ ચાલી રહ્યા હતા. એકાએક અઢારેક વર્ષની એક છોકરી સાઠ વર્ષના બુઢ્ઢા જેવા ખોખરા અવાજે હતાશાનો સૂર કાઢતા બોલી ઊઠી: 'ત્યારે ક્રાંતિ મરી પરવારી એમ જ ને ?'

આ સાંભળતા એની જ ઉંમરની એક બીજી, બાળક જેવા ગોળમટોળ ચહેરાવાળી ને રાતા ભરાવદાર ચોટલાવાળી, છોકરી ઊભી થઈ ગઈ ને એની તીરછી તાતાર આંખો ચમકાવતી બોલી ઊઠી ! 'એમ કેમ કહે છે તું ? એમ કહેતા તને શરમ આવવી જોઈએ, ક્રાંતિ મરી નથી પરવારી, એ માંદી પડી ગઈ છે. એને ફરીથી સાજી કરવા માટે આપણે આપણાથી થાય તે બધુ કરી છૂટવાનું છે.'

આ જ એ છોકરી જે પોતે એક કવયિત્રી હતી બેલા આખમા-દુલિના એનું નામ. તે પછીના થોડા એક અઠવાડિયા બાદ અમે લગ્નગ્રંથીથી જોડાયેલા.

મારા 'ઝીમા જંક્શન' કાવ્યની આરંભની પંક્તિઓ રચાઈ છે, તે આ બેલાને–એની ઢળતી તાતાર આંખોની સદાવિસ્મિત, તરલ દૃષ્ટિને ઉદ્દેશીને. એની એ આંખોને જ હું એ સમજાવવા મથી રહ્યો હતો કે, આપણા દેશની યુવાન પેઢીને સંશયવાદનો ભોગ બનતી બચાવવાનો એક જ માર્ગ છે, ને તે આદર્શોની સચ્ચાઈને પવિત્રતાની ભૂમિકા પર ક્રાંતિને પુનઃપ્રતિષ્ઠિત કરીને. એની એ આંખોએ મને સમજી લીધો હતો. આ સંઘર્ષમા યુવાનોને તમે નિઃશસ્ત્ર જ ધકેલી દેશો તો ચાલશે કેમ ? એમના ભાવિને સુધારવા માટેની આ લડત લડવા માટે આપણે એમને હથિયાર બંધાવવા પડશે

*

સ્તાલિનના જમાના દરમિયાન એક ભડકામણી વસ્તુ તરીકે, લગભગ નિર્વાસિત પામી ચૂકેલી વ્યક્તિગત ને અંતરંગ અનુભૂતિની કવિતા–ફરી પાછી પૂર જોશમા લખાવી શરૂ થઈ ગઈ. દૈનિક અખબારો ને સામયિકોની કતારો એનાથી ઉભરાવા લાગી હતી. પરંતુ એ વખતની આબોહવા લોકપ્રિય બનવા માટે એને એટલી અનુકૂળ ન નીવડી પ્રચંડ પાયા પર અમારા દેશમા ચાલી રહેલા પરિવર્તનની ઘટનાઓ આગળ એ પ્રયાસ પ્રાયઃબાલીશ જેવો લાગ્યો.

લેનિને એકવાર કહેલું કે, આપણી આત્મનિરીક્ષાના ટેબલ પરથી પડી ગયેલા ટુકડાઓ પર આપણા દુશ્મનોને ગુજારો કરવો પડશે. હકીકતે બન્યું છે પણ એમ જ. પરંતુ એમને એ રીતે નભવા માટે પણ કશું જ જડે નહિ, તેવી રચના ઊભી કરવા માટે આપણે શુ કરીશુ ? આપણી ભૂલો વિષે, આપણા સમાજની ઊણપો વિષે આપણે શુ મૌન જ સાધવાનું રહેશે ?

ખરેખરી તાકાતવાળા માણસને તો પોતાની નબળાઈઓ તરફ આંગળી ચીંધતા કદી ડરવાપણું હોતું જ નથી. અમારી જનતાની આંતરિક તાકાત પર મને પૂરેપૂરો વિશ્વાસ એ દિવસોમા ય હતો, ને આજે ય એ વિશ્વાસ તેવો જ અક્ષુણ્ણ છે. ને એટલા જ માટે મારા દેશની અંદર જે કંઈ ખરાબીઓ જોઉં છું, તેના વિષે ખુલ્લા ને મોકળા મનથી વાત કરવી, એને હું મારી ફરજ

સમજું છું. મારા દેશના લોકો માટેનો મારો પ્રેમ વ્યક્ત કરવાની, ને મારા અંતરમા એમને માટેની જે અખૂટ શ્રદ્ધા છે, તેને પ્રકટ કરવા માટેની મારી પોતાની કોઈ રીત હોય તો તે આ જ છે.

થોડાક જુવાનોનું પીઠબળ મળી જતાં, અમારા દેશના જુવાન વર્ગને અમારા પક્ષે જીતી લેવા માટે મેં એમને ઉદ્દેશીને કાવ્યો પર કાવ્યો રચવા માંડ્યાં. એક બાજુથી બુદ્ધિજીવી ને સાહિત્યની રસજ્ઞતાનો ઇજારો લઈ બેઠેલ તિરસ્કારખોરોએ મને ઠપકો આપ્યો, 'કલાની પવિત્રતા' જતી કરવા બદલ તો બીજી બાજુથી કટ્ટરપંથીઓએ મારા પ્રત્યેનો તુચ્છકાર વ્યક્ત કરતા મને 'નિહિલિસ્ટ' કહી ભાંડવા માંડ્યો. પરંતુ મેં તો એમાંથી એકેયની રજમાત્ર પરવા કર્યા વિના મારું લીધેલું કામ કર્યે જ રાખ્યું મને પરવા હતી માત્ર એ જુવાન હૈયાઓની જ, કે જેમની આંખો કંઈક આશા સાથે મારા પર મંડાયેલી હતી. મેં જોયું કે, લોકોને મારી કવિતાની ખરેખરી ભૂખ હતી. ને મેં એ પણ જોઈ લીધુ કે, અમારા સમાજની ખરાબીઓ ને ઉણપો વિષે સ્પષ્ટપણે બોલવાથી હું એમની તાકાતને તોડવાનું નહિ પણ બાંધવાનું કામ કરી રહ્યો હતો. અમારી જીવન પદ્ધતિમાના એમના વિશ્વાસને ખોરવવાનું નહિ પણ મજબૂત બનાવવાનું જ કરી રહ્યો હતો.

દેશના જીવનમા આવેલ આ ઝડપી પરિવર્તનના કાળે, સોવિયેતના અખબારો, રેડિયો, ને ટેલિવિઝન ઇત્યાદિ સાધનો ટાંચાં પડી રહ્યા હતા. સમગ્ર રાષ્ટ્ર એના લેખકોના શબ્દમા પોતાને વિષેના સત્યનો રણકો સાંભળવા એકકાન થઈ રહ્યું હતું. સાહિત્ય–વિવેચન આ બાબત તદ્દન પાછળ પડી ગયું હતું, ભયંકર રીતે ઘટનાઓની પાછળ પાછળ ઘસડાઈ રહ્યું હતું. નવલકથા નવલિકા સાહિત્ય કંઈક ગતિ કરી રહ્યું હતું પણ તે અત્યંત મંદ ગતિએ. પરંતુ કવિતાની ગતિમા તરલતા હતી.

પહેલી વાત તો એ કે, એક નવલકથા લખવા કરતા કાવ્ય લખવામા બહુ જ ઓછો સમય જાય છે. તે ઉપરાત જાહેરમા એનું વાચન કરવા માટે, તે છપાઈને પ્રગટ થાય ત્યાં લગી રાહ જોવાની જરૂર હોતી નથી. એટલે મેં માગ રણાંગણ તરીકે જાહેર સભાઓનો ઉપયોગ કરવા માંડ્યો.

કારખાનાઓમા, કોલેજોમા, રિસર્ચ ઇન્સ્ટીટ્યૂટ્સ, સરકારી દફતરની કચેરીઓ, તેમ જ નિશાળોમા જઈ મેં મારા કાવ્યો વાચવા માંડ્યા મારા શ્રોતાજનોની સખ્યા વીસથી માંડીને તે હજાર સુધીની હોતી. એ દિવસોમા હજી મોટા મોટા વિશાળ સંગીતગૃહોમા કવિતા વાચનના કાર્યક્રમો યોજવાની છૂટ નહિ મળેલી એટલે મને એવી કલ્પના જ ક્યાથી હોય કે, ૧૯૬૩ની સાલમા સ્પોર્ટ્સ પેલેસમા ચૌદ હજારની મેદની આગળ મારા કાવ્ય વાચવાનો મને લ્હાવો મળવાનો છે!

કવિ માયકોવ્સ્કીના વખતમા કાવ્ય–વાચનના જાહેર મુશાયરાઓની પ્રણાલિકા પ્રસ્થાપિત થયેલી, પણ તેનો તો પાછળથી સમૂળગો લોપ થઈ ગયેલો. એ પ્રણાલિકા વળી પાછી ધીરે ધીરે જીવંત બની રહી હતી પરંતુ આજે જે પ્રચંડ પાયા પર એનો વિકાસ થયો છે, કાવ્યવાચનની લોકપ્રિયતાની એ કક્ષા તો માયકોવ્સ્કીના જીવનકાળ દરમિયાન પ્રાયઃ અકલ્પ્ય જ રહેલી. પરંતુ એને એ કક્ષાએ પહોચાડતા ખાસ્સા સમય તેમજ સંકલ્પબળનો ખપ પડેલો.

*

તે પછી તો કમ્યુનિસ્ટ પાર્ટીની વીસમી કોંગ્રેસ ભરાઈ. એણે લોકોમાનો પોતાનો વિશ્વાસ જાહેર કરતા, પરદેશમા ગેરસમજૂતિ કે બદનામી ફેલાવાનો બિલકુલ ભય રાખ્યા વિના સ્તાલિનના અપરાધોની કહાણી જાહેર કરી. એથી લોકોની આત્મશક્તિ વિષેનો મારો ખ્યાલ વધુ મજબૂત થયો. ને મને ખાત્રી થઈ ગઈ કે લોકોને કેવળ સત્ય જ ખપે છે, ને સત્યને એમનાથી છુપાવી

રાખવું, એ એમનું અપમાન કરવા બરાબર છે, એટલું જ નહિ, એમનામાં અવિશ્વાસ જાહેર કરવા બરાબર છે.

સ્તાલિનના અપરાધીપણા વિશે મને કંઈક આછો આછો ખ્યાલ તો આવી ગયેલો, પરંતુ ક્રુશ્ચોવે એમના ભાષણમાં બધી હકીકત જાહેર કરી, ત્યારે જ મને એની પ્રચંડતાની સાચી કલ્પના આવી. દેશમાં મોટા ભાગના લોકોની સ્થિતિ મારા જેવી જ હતી.

પાર્ટી સભાઓમાં એ ભાષણનું મજકૂર સામાન્ય સભ્યોની પાસે વંચાતું. વાચન પૂરું થયા પછી, માથું ઝુકાવી આખો હેઠી ઢાળી લઈ માણસો બહાર નીકળી જતા. સંભવ છે કે, એમાંના પુરાણા ને વયોવૃદ્ધ બિરાદરોને કદાચ એક જ સવાલ સતાવી રહ્યો હશે, 'તો આપણું કર્યું કરાવ્યું બધું મિથ્યા જ થયું ?'

જુવાન પેઢીના અમુક લોકોએ તો સ્વાભાવિક રીતે જ કેવળ સ્તાલિન પ્રત્યે જ નહિ, પણ સમગ્ર ભૂતકાળ પ્રત્યે અનાસ્થા ને આશંકાની દૃષ્ટિએ જોવા માંડ્યું. ને આથી માબાપોનો સંતાપ ઓર વધી ગયો. પરંતુ સંતાન સંતાન વચ્ચે ફરક હોય છે, તેમ માબાપ માબાપ વચ્ચે ય ફરક હતો

જૂની પેઢીના લોકોમાં પણ બે ભાગલા પડી ગયા. એક ભાગ હતો સારા, આદર્શને વરેલા કમ્યુનિસ્ટોનો. એમણે ભૂતકાળની ભૂલોને સંભારી સંભારી, એને સુધારવા માટે મથવા માંડ્યું, ને હિંમત ગુમાવ્યા વિના એ જ ધગશથી કામ કરવાનું ચાલુ રાખ્યું હતું. ત્યારે બીજો હિસ્સો હતો કટ્ટરપંથી સંપ્રદાયવાદીઓનો. એ લોકો પોતાની જાતને જ સાચા ભેખધારી કમ્યુનિસ્ટ ગણાવતા હતા.

વીસમી પાર્ટી કોંગ્રેસે પસાર કરેલા ઠરાવોને આ કટ્ટરપંથીઓએ માત્ર ઉપરછલ્લો જ ટેકો આપ્યો. 'નૈતિક જીવન' માટેના લેનિનવાદી ધોરણને 'પાછું' કાયમ કરવા' મથવાની વાત એમને મન કેવળ જીભની જ હતી. 'રૂ રિસ્ટોર' અર્થાત્ 'પાછું કાયમ કરવું' એનો અર્થ જ એ કે, એમના પરના આરોપનો તેઓએ સ્વીકાર કરવો પડ્યો છે. એક વાર જેને તમે રોળી ચોળી બાળી નાખી છે, એવી વસ્તુને જ પાછી વણુનંદવાયેલા અખંડરૂપે 'કાયમ કરવાની' વાત કરવી પડે. પરંતુ કટ્ટરપંથીઓમાં આ હકીકતનો સ્વીકાર કરવા જેટલી નૈતિક હિંમતનો જ અભાવ હતો. જો તેઓ ભૂલનો સ્વીકાર કરી લે છે, તો બિચારાઓની ચામડાની ગાદીવાળી ખુરશીઓને એક લાત એવી વાગે છે કે, તેઓ ક્યાયના નથી રહેતા.

એટલે એમની ઉન્માદીએ એક રૂડો કસબ શોધી કાઢ્યો; 'સ્તાલિનયુગની' સમતુલા સ્થાપવાનો ને વાસ્તવમાં એમણે જે કામ કરવા માંડ્યું તે આર્થિક પુનર્ઘટનાના કામમાં ગાબડાં પાડવાનું! ઉચ્ચકક્ષાના અમલદારોના વિશિષ્ટ અધિકારો નાબૂદ કરવા સામે એમણે વિરોધ નોંધાવ્યો, એમણે સમૂળી જુવાન પેઢીને 'નિહિલિસ્ટો'* કહી ભાંડવા માંડી. એટલું જ નહિ, 'જુવાનિયામાં ક્રાન્તિકારી પ્રણાલિ વિશે આદરની કોઈ ભાવના જ નથી' કહી એમની વગોવણી કરવા માંડી જુવાનિયા સાંકડા તંગ પાટલૂન પહેરી 'જાઝ'ના સંગીતમાં રાચનારા, યા તો 'હેમિંગ્વે ને પિકાસોની પ્રશસ્તિ ગાનારા' હોવા માત્રથી જ એમને મન 'નિહિલિસ્ટ' ઠરતા હતા. આવા જુવાનિયાઓને એમણે 'સામાજિક રીતે બુર્ઝવાઝીની (મૂડીવાદી પ્રણાલિની) અસર ફેલાવનારા ચેપી રોગ તરીકે ઓળખાવવા માંડ્યા હતા.

હવે વાસ્તવમાં આ જુવાનિયાઓ કેવા હતા, તે જોઈએ આપણે. એ વાત સાચી કે એમાંના કેટલાક તદ્દન હતાશાવાદી બની ગયા હતા. એ વાત પણ સાચી કે સમાજના નૈતિક ધોરણો તદ્દન ભાંગી પડ્યાં હોવાની લાગણી અનુભવવાને કારણે આ જુવાન છોકરા છોકરીઓ ગમ ચાવતા, સ્વેટર્સ પહેરી ફરતાં, મનગમતી સંગીતની રેકર્ડો ભેગી કરી વગાડતાં, ને 'રોક એન્ડ રોલ'ના

* જેને કશામાં શ્રદ્ધા નથી એવા, 'નેતિ' 'નેતિ' ભાખનારા

તાલલય પર નૃત્ય કરી મન બહેલાવી રહ્યાં હતાં; ને તે એવી માન્યતાને કારણે કે, પશ્ચિમની સંસ્કારિતાની ચાવી કોઈ હોય તો તે આ જ છે. આ રીતે મન બહેલાવનારો વર્ગ હેમિંગ્વે ને પિકાસોથી તદ્દન અજાણ જ હતો. છતાં દુઃખની વાત એ છે કે, પશ્ચિમનાં અખબારોનું સૌથી વધુ ધ્યાન કોઈએ ખેંચ્યું હોય તો તે આ વર્ગે. ખેર, પણ હકીકતે, આ વર્ગ એક તદ્દન નાની ટોળી જેવો જ હતો.

સોવિયેતની ઊગતી પેઢીનો સૌથી ઉત્તમ ફાલ તો એ હતો કે જે મૂલ્યોની દુનિયામાં થયેલી આ ઉથલપાથલને કારણે હતાશામાં સરી પડ્યા વિના, પોતાના સંશયો તેમજ પુનર્મૂલ્યાંકનો સાથે બહાર આવ્યો હતો.

વડીલોની આગલી પેઢીએ કરેલી ભૂલોનું પુનરાવર્તન ન થાય, તે માટે એમણે એ વસ્તુનો સખત વિરોધ કરવાનો આવ્યો, સાથે સાથે પોતાના એ જ વડીલોએ મેળવેલ મહાન સિદ્ધિઓના વારસાને આગળ લઈ જવા માટેની લડત પણ એમણે જ લડવાની આવી. આ બેવડા સંઘર્ષે એમની તાકાત તથા હિંમતની કસોટી કરવાનું કામ કર્યું હતું.

પશ્ચિમના અખબારોમાં, જૂની ને નવી પેઢી વચ્ચે માનસિક આડી પડી ગયાના જે ખબર આવતા, તેમાં ખૂબ વધારે પડતો ઘેરો રંગ પૂરવામાં આવેલો હોતો. મેં તો જોયું છે કે, અમારે ત્યાં એવા અનેક બુઝર્ગ કમ્યુનિસ્ટો છે કે જેઓ મારા પિતાને સ્થાને બેસી શકે એવડી ઉંમરના હોવા છતાં, તેઓ મારા સમકાલીન–સમોવડિયા જ હોય એવો ભાવ હું એમની સાથેના સંપર્ક દરમિયાન અનુભવી રહું છું. ત્યારે બીજી બાજુથી મારી જ ઉંમરના મારા સમકાલીનો એવા પણ છે, જે ડામરની ગોળીની વાસ જેવા બંધિયાર ને વાસી સોડાતા હોય છે.

મને તો એમ લાગે છે કે, સદા જુવાન રહેવાનો કોઈ માર્ગ હોય તો તે એક જ છે, ને તે એ કે હૃદયની–અંતરાત્માની તાઝગી સાચવી રાખવાનો. આજે અમારી પેઢી તેમજ પાછલી પેઢીના લોકોને, એમના સંઘર્ષો તેમજ એમનાં કાર્યોમાં એક સૂત્રે ગાંઠનારું કોઈ તત્વ હોય તો તે આ આંતરિક જોવનાઈજ. અમારી પેઢીના ઉમદા તત્વોમાં પણ ઘણા સાંકડી પાટલૂન પહેરનારા હશે, એમને 'ઝાઝ'નું સંગીત આનંદ આપતું હશે, એટલું જ નહિ, તેઓ 'રોક એન્ડ રોલ' નાં નૃત્યો દ્વારા પોતાના મન બહેલાવતા હશે, પરંતુ આ બધી વસ્તુઓ એમને ક્રાંતિને માટેની શ્રદ્ધા ધરાવવામાંથી બાકાત રાખી શકતી નથી. તેઓમાં હેમિંગ્વે, રામાર્ક, સેલિંગર, કેરાઉક, ને કિંગસલે આમિસના સાહિત્યનો આસ્વાદ લેનારા પણ છે; તેઓ પરદેશી ચિત્રપટો જોવાના પણ શોખીન છે. ટેનેસી વિલિયમ ને આર્થર મિલરના નાટકો પ્રત્યે તેઓને સારી રૂચિ હોય હશે. પિકાસો યા લેગરના ચિત્ર–પ્રદર્શન માટેની પ્રવેશ ટીકીટ ખરીદવા તેઓ કલાકો લગી લોકોને હારમાં ઊભા રહેવા તૈયાર હોય છે. પણ એથી કંઈ મૂડીવાદી સંસ્કારિતાનું બોદલું પાસું જોવાની એમની શક્તિમાં કોઈ ઊણપ આવતી નથી. તેમ સમાજવાદી સંસ્કારિતામાં જે કંઈ સારું તત્વ છે, એનો બચાવ કરતાં એમને કોઈ વસ્તુ રોકી શકતી નથી.

આ બધી વસ્તુ શું બતાવે છે? એમ પૂછો તો એનો જવાબ એક જ છે. ને તે એ કે, એમની રૂચિમાં વૈવિધ્ય આવ્યું છે, એમની દૃષ્ટિની ક્ષિતિજો વિસ્તરી છે.

પરંતુ ખાસ કરીને અમારા કટ્ટરપંથીઓ આ વસ્તુની નોંધ લેવા તૈયાર નથી એટલું જ નહિ તેઓ વિકાસની આ અનિવાર્ય પ્રક્રિયાના પ્રવાહને ઉલટાવી નાખવા પોતાથી થાય તે બધું કરી રહ્યા છે. એમાં પછી આંતરરાષ્ટ્રીય તંગદિલીનો ઉપયોગ કરવો પડે તો તે સુધ્ધાં કરી લેવા તેઓ તૈયાર છે.

દાખલા તરીકે મારે માટે આ લોકોએ એમ કહેવા માંડ્યું કે, આ કવિ હવે બદનામ થઈ ગયેલો છે. કારણ? 'પેરિસ મેચ' જેવા એક

ફ્રેંચ સામયિકે મેં ભરી ભરીને એના વખાણ કર્યા છે! એ સામયિકે મને 'લોક કવિ...આમ પ્રજાનો લાડકો કવિ' કહી બિરદાવ્યો તેથી! પરંતુ એમ તો રેડસ્કવેરમાં ય મને કોઈએ ક્યાં કદી વખોડેલો છે? મારા પર શાપ વરસાવતા હોય તો તે માત્ર એકલા કટ્ટરપંથી–ડોગ્મેટીસ્ટો. ખેર, પણ તેઓ તો મને કવિતા લખતો રોકી શકે એમ નથી, કે નથી તેઓ, હું ઇચ્છું, ને લખું તે વસ્તુને છપાઈને બહાર પડતી રોકી શકે તેમ.

*

૧૯૫૬ ની સાલમા મારું કાવ્ય 'ઝીમા જ કશન' પ્રગટ થયુ કે તરત એક પુરાણા બોલ્શેવિકે 'કોમસોમોલસ્કાયા પ્રાવદા' મા એની સખત ઝાટકણી કાઢી.....પરતુ એ જ કોમસોમોલસ્કાયામા મારા કાવ્યો પ્રગટ કરવાનુ મને આમ નવુ મળતું જ રહ્યું. ને તે એ છાપાનો ગ્રથ વિવેચક મને 'સંશયાત્મા' કહીને ભાંડતો હતો તેમ છતા. ખેર, આની સાથે સાથે દેશમા ખૂણે ખૂણેથી મારા પર વરસતા રહેનારા વાચકોના સેંકડો, હજારો પત્રો મને ધરપત બધાવતા રહ્યા છે કે 'કવિ! તારા કાવ્યો દ્વારા તુ જે કહેવા માગે છે, તે અમે સમજી લીધુ છે. શ્રદ્ધાના તારા આહ્‌વાનને અમે આવકારી લીધુ છે.' આમ જે વસ્તુની સૌથી વધુ ગરજ હતી, તે તો મને આમ મળી રહેતુ હતું.

મારું બીજું પુસ્તક હતું: 'ધી હાઈવે ઓફ એન્થુઝીઆઝ્મ' (ઉત્સાહીનો રાજમાર્ગ). એની નોધ ભાગ્યે જ કોઈ સામયિકોએ લીધી હશે. પરતુ મારું એ પુસ્તક છપાઈને બહાર પડતા વેંત ઊપડી ગયુ ..પુસ્તક–વિક્રયના કેંદ્રમાથી ટપોટપ અદશ્ય થઈ જાય, એથી વિશેષ રૂડી નોધ કોઈ પુસ્તકની લોઈ જ શુ શકે?

૧૯૫૭ના જાન્યુઆરીમા 'વ્યક્તિપૂજાના પથ' ની ઝાટકણી કાઢતા કાવ્યોની મેં એક હારમાળા રચી, જે 'યગ ગાર્ડ' સામયિકમાં પ્રગટ થઈ રહી હતી. કોણ જાણે શું ય બન્યું કે 'યંગગાર્ડ'ની નકલો છપાઈને બહાર પડે તે પહેલા મારી એ આખી કાવ્યમાળાના પાના ફાડીને એમાથી બાકાત કરી નાખવામા આવી

કારણ શું? તો કહે, તત્રીઓને એકાએક પોતાની ભૂલ સુધારી લેવાનો વિચાર આવી ગયો! ત્યાર બાદ એક વિવેચકે મારી એ કાવ્યમાળાને 'નિહિલિસ્ટિક' કહી, એના છોતરા છોલી નાખ્યા! જે દિવસે એ વિવેચન પ્રગટ થયું, તે જ દિવસે સમુદ્રની સફરે ઊપડી ચૂકેલા એક સોવિયેત જહાજનો મારા પર એક તાર આવ્યો. એમા લખ્યુ હતુ, 'અમે તમારા કાવ્યો વાંચ્યાં. હામભેર આગળ ધપાવ્યે રાખજો.' તારની હેઠળ સહી કરનાર હતાઃ 'જહાજના ખલાસીઓ.'

આમ મારે નિરાશ થવાનું તો કોઈ કારણ જ ન રહ્યું ને?

૧૯૫૭ મા લેખક સંઘમા દુદિન્તસેવની નવલકથા 'નોટ બાય બ્રેડ અલોન' (કેવળ રોટલા વડે માણસ નભતો નથી) પર ચર્ચા શરૂ થઈ સંઘની પહેલી જ બેઠકમા એક ઉત્સાહી વક્તાએ લેખકની પ્રશસા કરતા એટલે સુધી કહી નાખ્યુ કે, આ લેખકમા તો એક નવા લિયો તોલ્સતોયની ઝાખી મળે છે ઉડાઉપણે કરવામા આવેલી એ પ્રશસા સામે મેં અવાજ ઉઠાવ્યો–કારણ, મારી દષ્ટિએ એમા ચર્ચા–સાહમારીના વિષય માટે ગદ્યના અનેક સુંદર ટુકરા હોવા છતા, કલાની દૃષ્ટિએ અનેક ક્ષતિઓ રહી ગઈ હતી. થોડા જ વખત પછી બીજી બેઠક મળી એ બેઠક મળતા સુધીમા કોણ જાણે શુ ય બની ગયું કે, દુદિન્તસેવ લિઓ તોલ્સતોય મટીને એકાએક 'દંભીલો શાહીવાદી દલાલ' બની ગયો હતો! મારા એક લેખકબંધુ તરીકે ને એક સજ્જન નાગરિક તરીકે હુ દુદિન્તસેવને સારી રીતે ઓળખતો હતો. મને એના પ્રત્યે સારો એવો આદર પણ હતો. એટલે મેં ઊભા થઈને એનો બચાવ કર્યો.

થોડા દિવસ પછી મેં જોયું તો લિટરરી ઇન્સ્ટીટ્યૂટનું સભ્યપદ મારી પાસેથી ઝૂંટવી લેવામા આવ્યું હતું. એને માટેનું

કારણ શું? તો કહે, 'ઇન્સ્ટીટ્યૂટની બેઠકોમાં મારી 'હાજરી બહુ અનિયમિત' હતી!–હકીકતે જોવા જાઓ તો છેલ્લાં ચાર વરસમા દરમિયાન કોઈ દિવસ મારી હાજરી 'નિયમિત' કહી શકાય એવી હતી જ નહિ.

ખેર, એ પછી મને કોમસોમોલ (યંગ કમ્યુનિસ્ટ લીગ)માંથી પણ કાઢી મૂકવામા આવ્યો, ને તે 'એસ્ટ્રેન્જમેન્ટ'ના આરોપસર. ને તે ય એ વિષે જવાબ આપવાની મને તક આપ્યા વિના જ!

તે દિવસોમા મને પણ જીવન કંઈ એવું ઉજમાળું ભાસતું ન હતુ. તેમ છતા લખવાનું મે છોડયું નહિ, મિત્રો તેમજ વાચકો તરફથી પ્રોત્સાહન ને હૂંફ મળી રહેતા, હતાશ થયા વિના હુ લખ્યે જ ગયો.

થોડા વખતમા વળી કોણ જાણે શુ ય બન્યુ, કે મને કોમસોમોલ્સનુ મારું સભ્યપદ પાછું આપવામા આવ્યું. તે પછી 'લિટરરી ઇન્સ્ટીટ્યૂટ'નુ મંત્રીપદ–જે છેલ્લા ચાર વર્ષથી મારી પાસે જ રહેલુ, તે પણ મને પાછું આપવામા આવ્યુ!

પરંતુ મારા ટીકાકારોએ મારા પિંડમા નહોર ભરાવવાનું હજી છોડયું નહોતું. એમણે મને 'બેડરૂમ લિરિસિસ્ટ' (શયનગૃહના ઊર્મિકાવ્યો રચનારો) 'બાળગુનેગારોનો વૈચારિક નેતા' 'સડેલો બુર્ઝવા' 'મેલા બાળોતિયા ધોનારો' 'ગટરનો ભાટ' 'નકલી ક્રાંતિકારી' વગેરે ઉપનામો આપી બિરદાવવાનું ચાલુ જ રાખ્યું હતુ.

પણ મારો બરડો ખડતલ સાઇબિરિયનનો હતો. સાથે સાથે એ વસ્તુ પણ હતી કે, દેશની આ પલ્ટાયેલી આબોહવામા–આ તો શુ પણ અગાઉના વખતમા જે શબ્દોની શક્તિ આથી અનેકગણી કાતિલ ગણાતી, એમનું ય ઝેર આ દિવસોમા તદ્દન ઊતરી ગયુ હતું. મારી કવિતાઓ હજી ય છાપામા છપાતી હતી, મારા પુસ્તકો પ્રગટ થયે જતા હતા, ને હું જાહેરમા મારા કાવ્યોનું વાચન કર્યે જતો હતો.

એ વર્ષે પહેલી જ વાર મારે પાસ્તરનાકને મળવાનુ થયુ.

પેરેડેલકિનોના એમના મકાન પર જે યુવાન કવિઓ એમને હમેશાં મળવા જતા, તેઓએ મને ઘણી વાર કહેલું કે, પાસ્તરનાક તમને મળવાની ઇચ્છા ધરાવે છે. પણ મને હંમેશાં લાગ્યું છે કે, અચાનક ભેટો થઈ જાય એ જ મુલાકાત સૌથી ઉત્તમ હોય છે. પાસ્તરનાક સાથે ઇટાલિયન પ્રોફેસર રિચેલિનોની મુલાકાત ગોઠવાયેલી હતી. લેખક સંઘે એમને પાસ્તરનાકના બંગલે લઈ જવાનું કામ મને સોંપ્યું હતું.

અગાઉથી એમની પાસે સમય માગ્યા વિના જ અમે તો એમને ઘેર જઈ પહોંચ્યા.

અચાનક બગીચાના એક ઝાડ પાછળથી સફેદ લિનનનું જેકેટ પહેરેલો, માથાના વાળમા પળિયાની વધતી જતી છાટ ને સૂર્યના તાપે તપીને તામ્રવર્ણો વાનવાળો એક માણસ લગભગ ભટકાઈ પડયો હોય એ રીતે મારી સામે આવી ઊભો.

એકદમ મારો હાથ પકડી હસ્તધૂનન કરતા 'હલ્લો! કેમ છે તું?' કહેતા એની નીલી, સદા વિસ્મિત આખો માંડી એ મારી સામે જોઇ રહ્યો. એની નીલી આખોની દષ્ટિમા એક એવું તત્વ હતું, જેને કદાચ આ દુનિયાની કોઇ પણ વસ્તુથી ચકિત બનવા જેવુ ન હતું. મારા હાથને એમના એમ પોતાના હાથમાં ઝાલી રાખી એણે હસતા હસતા કહ્યુ, 'તું જ યેવતુશેન્કોને? અરે, હા, હા, તારે માટેની મેં જે કલ્પના કરી હતી, બરાબર તેવો જ તું છે! સુકલકડી, લાબા લાબા પગ,...ખેર પણ હું તો તારે વિષે બધું જ જાણું છું. તું લિટરરી ઇન્સ્ટીટ્યૂટના ભાષણોમાં નિયમિત હાજરી નથી આપતો...ને એવું તો બધું કેટલું! તારી સાથે જે જ્યોર્જિયન કવિ આવવાના હતા, તે આ જ ભાઈ ને? જ્યોર્જિયન લોકો મને બહુ ગમતા હોય છે...'

મેં એને સમજાવ્યું કે મારી સાથે જે આવ્યો છે તે જ્યોર્જિયન કવિ નહિ પણ એક ઇટાલિયન પ્રોફેસર છે. ને મેં એ બંને જણને એક બીજાની ઓળખાણ કરાવી.

'વારુ, વારુ; એ તો વળી એથીય રૂડું...ઇટાલિયનો પણ મને બહુ ગમે છે. ને તમે આવ્યા છો પણ બરાબર ટાકડે...જમવાનું તૈયાર જ છે. આવ, આવ, તમે બેઉ જણ ખૂબ ભૂખ્યા પણ થઈ ગયા હશો...'

ને થોડી જ વારમાં તો બધું સાવ સરળ બની ગયું. અમે ભોજનના ટેબલ આગળ ગોઠવાઈ જઈ, ચિકન ને બ્રાન્ડીનો સ્વાદ લેવા મંડી પડ્યા.

પાસ્તરનાકના ચહેરા પરથી એની ઉંમરનો અંદાજ કાઢવા બેસો તો એ તમને સુડતાલિસ યા ઉડતાલીસ વર્ષનો લાગે. એના સમગ્ર દેખાવમાં એક અજબ પ્રકારની ચમકદાર તાજગી વર્તાતી હતી. કેમ જાણે સવારના પહોરમાં ચંપાના ઝાડ પરથી તાજી જ કાપી આણેલ ડાળખી હોય...જેના પાંદડા પર હજી ઝાકળનાં બિંદુ ઠરી રહેલા હોય! એના આખા હાવભાવ ને દેખાવ પર જાણે પ્રકાશનાં કિરણોની રમત મંડાઈ રહેલી હોય! એના હાથનું ચપળતાભર્યું હલનચલન, એના મો પર સતત રમ્યા કરતું બાલસહજ સ્મિત, એના ચેતનવતા ચહેરાને અજવાળ્યા કરતું હતું. છતાં કોઈક વખત એમ પણ લાગે કે જાણે અત્યારે એ કંઈક નાટકી બની ગયો હતો.

હકીકતે સ્મિતના પ્રકાશ વિહોણા પોતાના એ લાંબા જીવનકાળ દરમિયાન, કુદરતી સ્મિતની આ મૌલિક પૂંજીની રક્ષા માટે એને મહાન આતરિક કૌવતની જરૂર પડી હશે. ને તે વખતે કદાચ આ નાટકીય તત્ત્વ એને ઢાલરૂપે કામ આપી ગયું હશે. માણસ અર્થે નહિ, પણ કોઈ રંગ, સુગંધ યા ધ્વનિના સંસ્પર્શથી પડઘો પાડી ઊઠે, એમ લોકો પાસ્તરનાકના સંપર્કથી સ્પંદન અનુભવી રહેતા.

પાસ્તરનાકે હસીને વાત કરતાં કરતા કહેવા માંડ્યું, 'આજે તો મારે એક એવી ગમ્મતની વાત બની કે ન પૂછો વાત. એક ઓળખીતો છાપરા સમારનારો ને નળિયા ચાળનારો મને મળવા આવ્યો. આવીને તરત ગજવામાંથી વોદકાની એક બોટલ ને સોસેજનો ટુકડો બહાર કાઢી મારી સામે મૂક્યા, ને કહેવા લાગ્યો; 'બે દિવસ પહેલા હું તમારું છાપરું સમારી ગયેલો, પણ ત્યારે મને ખબર નહિ કે તમે કોણ છો? પણ તે પછી લોકો પાસેથી મને ખબર પડી કે; તમે તો સત્યના તરફદાર છો! તો...આ વાત તો ખાસ્સી એક ઉજવણી કરવા જોગ ગણાય! ચાલો, એના નામ પર આજે આપણે પી નાખીએ' ને અમે બેઉ જણાએ મળી વોદકા પીધી. તે પછી વળી એ કહે, 'વારુ, તો હવે તમે અમને રસ્તો બતાવો'

મેં કહ્યું, 'મારે વળી કયો રસ્તો બતાવવાનો છે તમને?'

એણે કહ્યું, 'કેમ વળી? સાચ માટે લડવાનો રસ્તો. એ રસ્તે જવામાં તમારે અમારી દોરવણી કરવી પડશે...'

'કેવી મુસીબતની વાત! ખેર, તમે તો જાણો જ છો. હું તો કોઈને ક્યાંય દોરવીને લઈ જવાની ઇચ્છા ધરાવતો નથી. હું માનું છું કે, કવિ તો એક ઝાડ જેવો છે. એ માત્ર પોતાનો છાંયો પાથરતું, પાદડાં રણઝણાવતું શાંત ને સ્થિર બની ઊભા રહેવાનું જ જાણે છે. કોઈને ક્યાંય દોરી લઈ જવાની એને ખેવના જ નથી હોતી.'

ને આટલું બોલી રહ્યા પછી, ત્રાંસી નજરે અમારી સામે જોઈ એણે સવાલ કર્યો, 'વારુ, પણ તમે શું માનો છો, આ બાબત? કવિ તો પાંદડાની ઘટાના મર્મર ધ્વનિ સમો જ છે, એ વાત સાચી કે નહિ? એણે વળી કોઈને ક્યાં દોરી લઈ જવાનું હોય?'

એણે મને મારાં કોઈક કાવ્યો વાચવાનું કહ્યું, મેં 'વેડિંગ્સ' (લગ્નો) કાવ્યથી શરુઆત કરી. પણ એ કંઈ એને બહુ પસંદ ન પડ્યું. તે પછી મેં મારું 'પ્રોલોગ' વાચ્યું. તે એને પુષ્કળ ગમ્યું. જ્યારે એની કોઈ પંક્તિ એને બહુ ગમી જતી, ત્યારે એ નાના

બાળકની જેમ તાજો પાડી ઊઠતો. મારું કાવ્ય વાચન ચાલ્યું ત્યાં લગી એણે એની ખુરસીમા અમળામા કર્યું. ને વાંચવાનું પૂરું થયુ કે, એ ઊઠીને મારી પાસે દોડી આવ્યો ને મને થાબડવા લાગ્યો.

મારું મન જરા ઉદાસ બની ગયું. મને થયું કે, પાસ્તરનાકની રસવૃત્તિ કંઈક વિશેષ સૂક્ષ્મ હોવી જોઈતી હતી. મારા મતે 'પ્રોલોગ' એ આ બે કાવ્યોની સરખામણીમાં કંઈક વધુ દેખાડો કરનારું, ને છીછરું કાવ્ય હતું......

પરંતુ પાછળથી મને ખબર પડી કે, પાસ્તરનાકની રસવૃત્તિ વિષેની મારી ધારણા ખોટી હતી. અમે ફરી ભેગા થયા, ત્યારે મે એની આગળ મારું 'લોન્લીનેસ' (એકલતા) નામનું કાવ્ય વાચ્યું. એની આંખોમાંથી આસુની ધારા વહેવા લાગી. એણે મને કહ્યું, 'આ તો તેં મારે જ વિષે લખ્યું છે—મારે જ વિષે...આપણા બધા વિષે'

પાસ્તરનાકના મનોભાવમા આવેગો પુષ્કળ ભાગ ભજવતા. એવા જ એક આવેગના વહેણમાં હશે, ત્યારે મારુ 'પ્રોલોગ' કાવ્ય એના પર અસર જમાવી ગયેલુ.

આજલગીમા પાસ્તરનાક સાથે મારી જે ચાર મુલાકાતો થઈ છે, તેના વિષે એક દિવસ લંબાણથી લખવા વિચાર છે. છેલ્લી મુલાકાત વખતે, વિખૂટા પડતી વેળાએ, અમારી રશિયન પ્રણાલી મુજબ ખૂબ ઉમળકેર એણે મને ચુંબન કર્યું એના હોઠોમા ચંપાના ફૂલની સુવાસ હતી.

એ એક નિર્મળ હૃદયનો પવિત્ર આત્મા હતો. ને એથી જ તો હુ માનુ છું કે, એની ઇચ્છા વિરુદ્ધ રાજકારણના ઠંડા-યુદ્ધમા એના નામને રગદોળવાનું કરીને પશ્ચિમ એનુ ગુનેગાર બન્યું છે ને તેટલા જ ગુનેગાર છે, એના નામને રશિયન સાહિત્યના પૃષ્ઠ પરથી છેકી નાખવાનું હીણુ કામ કરનારા, અમારા દેશના લેખકો.

બેશક, એ એના દેશને ખૂબ જ ચાહનારો માણસ હતો.. પોતાના દેશને કોઈ પણ પ્રકારે હાનિ પહોચે, એ એનાથી કોઈ પણ રીતે સહી શકાય એવી વસ્તુ ન હતી. એવી અનેક વસ્તુઓ હતી કે જેને એ સમજી જ શકતો નહિ. પણ એમ નહિ કહી શકાય કે, સમજવાની એ ઇચ્છા ધરાવતો નહતો. અમારે ત્યાંની અનેક વસ્તુઓ એવી છે કે જે કદી એની કલ્પનામા જ બેસી શકી નહિ.

અમારા જીવનની અનેક ઘટનાઓ એવી હતી, જે એને કાળ-ગગાને સામે કાંઠે બનનારી ઘટનાઓ સમી જ ભાસતી. એની વિલક્ષણ દૃષ્ટિને કારણે કેટલીય વસ્તુઓને તો તે, કાળગંગાના પ્રવાહ પર લટકતા ધુમ્મસના ધૂંધળા પડદા વચ્ચેથી પણ ખૂબ જ સ્પષ્ટપણે જોઈ શકતો. પરંતુ કેટલીક વસ્તુઓ વિષે એવું પણ બનતું કે કેવળ એનો ઝાખો ઝાખો અણસાર જ એ પામી શકતો, ને એની ચોક્કસ સ્પષ્ટ રેખાઓ એની નજરથી ઓઝલ જ રહી જતી, તો કેટલીક વસ્તુઓનું તો અસ્તિત્વ જ ધુમ્મસના એ પડદા આડે છુપાયેલું રહી જતું.

પેરેદેલકિનોમા આવી વસ્યા પછી વર્ષો લગી ભાગ્યે જ એ સ્થળ છોડીને એ ક્યાય ગયો હશે. એક રીતે એના જીવનમા આ એક એવી અમૂલ્ય તક હતી, જેણે પ્રકૃતિ તેમજ પોતાની જાત સાથેના તાદાત્મ્ય માટે જરૂરી એવું એકાત એને બક્ષ્યુ. પરંતુ બીજી બાજુથી, મોટા મોટા શહેરોની ધમાલ ધાંધલ ને ઘોઘાટ સાથેનો એનો સંપર્ક બિલકુલ તૂટી જવાને કારણે; આજની દુનિયામા ચાલતા સઘર્ષની અગત્ય બાબત એની અનુભૂતિ પ્રાયઃ બુઠ્ઠી જ રહી ગઈ હતી. પોતાની આ ઊપણ વિષે એ પોતે પણ જાગૃત હતો. એ લાગણીને વ્યક્ત કરતાં એણે પોતે જ કહ્યું છે કે, 'હુ તો એ યુગો વચ્ચેના સિમાચિહ્ન રૂપે રોપાયેલા એકાદા થાભલા જેવો છું.' આ જેમ એ વિલક્ષણ પ્રતિભાવાળા કવિના જીવનની મહાનતા છે, તેમ એના જીવનની કરુણતા પણ એમાં જ સમાયેલી છે.

*

૧૯૫૭ ની સાલમા હું એવા બે માણસોને મળ્યો કે જેઓ પાછળથી મારા ગાઢ મિત્રો બની રહેવાના હતા—એમા એક હતો ચિત્રકાર યુરિવાસિલિયેવ, ને બીજો હતો શિલ્પી અર્નસ્ટ નિઝવેસ્તની.

એમની મુલાકાત થઈ તે પહેલાં ચિત્રકળા વિષે હું બિલકુલ અજાણ હતો. ત્યા સુધી ઇમ્પ્રેશનિસ્ટો એ મારે મન સૌથી અદ્યતન ચિત્રકાર હતા. મોસ્કોમા જ્યારે પિકાસોના ચિત્રોનું પ્રદર્શન ભરાયું ત્યારે, મોટા ભાગના મોસ્કો નિવાસીઓની માફક, હું ય એ પ્રદર્શનમા પ્રવેશ મેળવવા ભાગ્યશાળી થયેલો નહિ. લોકોમા એ વખતે એવી કહેવત પ્રચલિત થઈ ગયેલી કે, એ પ્રદર્શનમા પ્રવેશની ટીકીટ મેળવવા કરતા તો સરકારી લૉટરીમા મોટર જીતવી સહેલી. અલબત, છાપામા મેં ચિત્રકલાના અદ્યતન પ્રવાહો વિષે કંઈક કંઈક વાંચેલું ખરું, પરંતુ એ પ્રવાહોના નાદે ચઢેલા લોકો વિષે એમા જે ખ્યાલ આપવામા આવેલો, તે મુજબ તો તેઓ તદ્દન અપ્રમાણિક –હલકટ, પૈસા ખાનારા ને કમ્યુનિઝમ સામે દુશ્મનાવટ ધરાવનારા લોકો હતા.

પરંતુ મને જે બે માણસનો ભેટો થઈ ગયો, તે બંને કલાકારો તો યુદ્ધ મોરચે દેશને ખાતર લડવા ગયેલા, ભેખધારી કમ્યુનિસ્ટો હતા. એમની પ્રામાણિકતા વિષે કોઈ શંકા જ ઉઠાવી શકાય એમ નહોતી. ને છતા કલાને ક્ષેત્રે બેઉ મિત્રો અમૂર્ત કલાના વિધાતા હતા.

વાસિલિયેવ ને નિઝવેસ્તની કેવળ અમૂર્ત કલાની કૃતિઓ જ સર્જનારા હતા એમ નહિ, તેઓ વાસ્તવિકતાને પણ એટલી જ સુંદર રીતે મૂર્ત કરી જાણનારા હતા. પરંતુ એમની વાસ્તવિકતાનુ સ્વરૂપ અદ્યતન પ્રકારનું હતું, એને સોવિયેત અકાદમીની ગુંગળાવી નાખનારી 'આર્ટ' સાથે કશો જ સંબંધ ન હતો. અમૂર્ત કલાના સર્જનમા પણ તેઓ પ્રયોગશીલ રહેતા.

અલબત્ત, પ્રપંચ રમનારા ને પૈસો પેદા કરી લેવા ઇચ્છનાર એવાં કેટલા ય તત્વો 'મોર્ડન આર્ટની' આસપાસ ભમ્યા કરતાં જોવા મળે છે, પણ એમા ઘણા સાચી લગનીવાળા ને ખંતિલા લોકો પણ છે જ. તેઓ કદિક કલાક્ષેત્રના આડમાર્ગોમા અટવાઈ જતા હશે, એની ના નહિ. પરંતુ એથી જ કંઈ એવો નિષ્કર્ષ કાઢી શકાય નહિ કે, તેવા લોકો હંમેશા રાજકીય વિચારસરણીની દૃષ્ટિએ ઊંધે જ માર્ગે ગયેલા છે. આ રીતે રાજકીય મતભેદોને કલાક્ષેત્રના મતભેદો સાથે ગૂંચવી મારવાનો પ્રયાસ કરવો મિથ્યા જ છે. વાસિલિયેવ, નિઝવેસ્તની તેમજ એમના જેવા બીજા યુવાન કલાકારો સાથેની મૈત્રી ને સંપર્કથી મને આ વાતની ખાત્રી થઈ ગઈ છે.

ને પાછળથી જ્યારે હું પરદેશ ગયો ત્યારે ત્યા મેં પશ્ચિમના એવા અનેકાનેક કલાકારોની કૃતિઓ જોઈ......જેમા પિકાસો, મેક્સ અર્નેસ્ટ, ચાગાલ, મિરો, હેન્રી મૂર ને આક જેવાનો સમાવેશ થઈ જાય છે. અનેક બાબતો વિષે મારે એમની સાથે મતભેદ હોઈ શકે છે, પરંતુ આટઆટલો પરિશ્રમ વેઠીને જે ખંતપૂર્વક આ કલાકારો એમના સર્જનમા મચ્યા રહે છે, તેમના પ્રત્યે તુચ્છકારની દૃષ્ટિથી તો હુ હરગીઝ જોઈ શકું નહિ. એ રીતે તો તેઓ સૌના આદરને જ પાત્ર છે.

એમણે જ મારામા કલાના સર્જનો પ્રત્યેનો પ્રેમ જગાડ્યો: મારા ઘરની દિવાલો પર આજે અનેક પંથના કલાસર્જકોની કૃતિઓ લટકી રહી છે. એમા રિયાલિસ્ટ, એક્સપ્રેશનિસ્ટ, સુરિયાલિસ્ટ, તેમજ એબસ્ટ્રેક્શનિસ્ટ એમ જુદા જુદા પંથના કલાકારોની કૃતિઓ છે. પરંતુ એમની વિભિન્નતાને કારણે અંદર અંદર એમની વચ્ચે ટક્કર થતી હોય, એવું કદી મેં અનુભવ્યું નથી. એમના થકી મને બુર્ઝવા વિચારસરણીનો ચેપ લાગ્યો હોય એવું ય નથી બન્યું. એ બધી કલાકૃતિઓ તો મને મિત્રની માફક હૂંફ આપનારી બની રહેલ છે. મારા મનને વિષાદ ઘેરી વળે છે ત્યારે, હૂંફ શોધતો હું એમની પાસે જાઉં છું, ને ત્યારે એમની મૌન મૈત્રી મને સાંત્વના બક્ષે છે

કલાક્ષેત્રના નિરનિરાળા વાદો-ઇઝમોનો હું વિચાર કરું છું, ત્યારે મને લાગે છે કે, બધા પંથોમાં કદાચ વાસ્તવવાદ જ સૌથી ઉત્તમ છે. પરંતુ આજે જે વાસ્તવવાદની હું વાત કરું છું, એ વાસ્તવવાદનાં તો સેંકડો નહિ હજાર પાસા છે. કેવળ કુદરત યા વસ્તુનું પ્રતિરૂપ આપવું એ જ એક ગુણ વાસ્તવવાદી કૃતિમા હોવો એ આજે એવું જરૂરી રહ્યું નથી. જે વસ્તુ ખરેખર જીવનમાથી જડેલી છે, ને જે માનવીના હૃદયને સ્પર્શી જાય છે, તેને જ હું તો ખરી વાસ્તવવાદી કલા ગણું છું. પછી ભલેને એમા ક્યાય માણસની મૂર્તિ, ઝાડપાન, યા ઘરબાર ન દેખાતા હોય તોપણ, મારે મન તો એ કલાકૃતિ વાસ્તવદર્શી જ છે. બીજી બાજુથી કોઈ એક ચિત્રમા માણસો, ઘરો ને ઝાડપાન બધું જ ચીતરેલું હોય, પણ એમાથી જીવત તત્વ જેવું જ કંઈ ઊભું ન થતુ હોય, તો એ ચિત્ર કદી મારા હૃદય સાથે તાર સાધી શકશે નહિ. બધુ એમા મૂર્ત હોવા છતા મારે મન એ ચિત્ર અમૂર્ત, નિઃશેષ જ રહેવાનું.

આ બધું કહેવા પાછળનો મારો મતલબ એ છે કે, હવે વાસ્તવવાદ ને અમૂર્તવાદ (રિયાલિઝમ ને એબસ્ટ્રેક્શનિઝમ) વિષેના આપણા ખ્યાલોને આપણે વધુ સ્પષ્ટ કરીને નવેસરથી સમજવાની જરૂર છે. મે ઉપર કહ્યું એ અર્થમા જ અમૂર્ત-કલાનો મને વિરોધ છે.

મારા એ મિત્રોમા તેલિયા રંગો, માટી ને ભાવિની મને સોડમ મળતી હતી. તેઓ અવિરત પરિશ્રમમા મચ્યા રહેતા ને મને પણ એમની શ્રદ્ધા ને પ્રેરણાનો પાસ લગાડતા. હું ને મારી પત્ની તાજેતરમા જ છૂટાછેડા લઈ વિખૂટા પડેલા હતા. મારી એકલતા જ્યારે મને ખૂબ સતાવતી, તે મન વિષાદથી ઘેરાઈ જતું, ત્યારે આ મિત્રોનું જીવન જ મને શાતા ને શક્તિ પૂરતું.

એ ઉપરાત, વિશેષ પ્રોત્સાહનજનક વસ્તુ તો એ હતી કે, મારાં કાવ્યોમાં વાચકોનો રસ દિવસે દિવસે વધી રહ્યો હતો. મારા કાવ્યોમાં વ્યક્ત થતા એક વ્યક્તિ તરીકેના મારા મનોવિષાદનો પણ સ્પર્શ પામી લઈ તેઓ મારા પ્રત્યે સમવેદનાથી દ્રવી રહેતા; મારા પર પત્રો લખી પોતાની એ સમવેદનાને તેઓ પ્રગટ પણ કરતા. પરંતુ સાથે સાથે મને સચેત કરતા, આમહજોર તેઓ એમ પણ કહેતા કે, 'કવિ! જોજે હો; તારી વ્યક્તિ તરીકેની આ મનોવેદના જ તારો કબજો લઈ બેસી ન જાય...સમય મૂંગી જનતાની અંતરવ્યવસ્થાને વાચા આપવાનું કામ તું સમૂળગુ વિસરી ન જાય!'

તે પછી મે જે લખવા માડયું, તેમા હું કેવળ મારી જાતનો વિચાર કરનાર એકલવાયી વ્યક્તિ ન રહ્યો. પરંતુ મારા સહૃદય વાચકો મારા સાથી બની ગયા. આજ રીતે મારા કાવ્યવાચન વખતે પણ હું મારા શ્રોતાઓની હૃદયતંત્રી સાથે મારા હૃદયના તાર સાધી શકતો. ઘણી વાર તો હુ મારા કાવ્યોને પ્રગટ કરતા પહેલા લોકહૃદયના કસોટી-પથ્થર પર કસી જોતો. અનેક જુદા જુદા ધંધા ઉદ્યોગમા પડેલા, નિરનિરાળા લોકો આગળ હું મારા કાવ્યોનું વાચન કરતો.

મારા કેટલાક ટીકાકારોએ મને બદમાશોનો અડ્ડો ચલાવનારા દાદાગીર તરીકે ઓળખાવવા માડયો. કેમ? તો કહે, 'એની કવિતાઓના મુશાયરાઓમા મોટે ભાગે કામધંધા વિનાની નવરી ને ઉદ્દંડ છોકરીઓ યા તો ગુનેગારવૃત્તિના છોકરાઓ જ જમા થતા હોય છે.' ને છતા અમને બદનામ કરે એવો એક કિસ્સો કદી ત્યા બન્યો નથી! હા, કોકવાર કોઈ સભાગૃહના બારી બારણા તૂટેલાં, ને વ્યવસ્થા જાળવવા માટે પોલિસને ત્યા ઊભા રહેવુ પડેલુ ખરું...પણ તે તોફાન તો સૌને માટે પૂરતી જગા ન હોવાને કારણે જ થયેલાં.

*

હું અત્યંત કફોડી સ્થિતિમાં મુકાઈ ગયો હતો. એક બાજુથી મારા પર અપમાનોની ઝડી વરસતી, તો બીજી બાજુથી પ્રશંસાની તાળીઓથી વાતાવરણ ગૂંજી ઊઠતું. ભલભલાનું માથું ફેરવી નાખે

એવો એ આભોહવાનો દાબ હતો. પણ એ બધુ છતા અંતરાત્માનો એક અવાજ વારંવાર મને ઢંઢોળ્યા કરતો; "જોજે હોં, ખ્યાલ રાખજે. તને કોઈ ગાળો દે છે, ત્યા તારે માથે કશું જોખમ નથી. ખરું જોખમ તો ત્યા જ છે જ્યા તારે માથે પ્રેમના કળશ ઢોળાય છે! નિંદા યા પ્રશંસા...કોઈ પણ સ્થિતિ હો, તારી દૃષ્ટિની પરિષ્કૃતિ માટે તારે સતત જાગૃત રહેવાનું છે. આ પ્રેમવર્ષા એટલે તો–અગાઉથી બાના પેટે નાણાં કઢાવી લીધા જેવી વસ્તુ છે. આ રીતે પોતાનો પૈસો મૂકનારો માણસ તો એની જ પસંગીની ચીજ તારી પાસે માગવાનો છે. એટલે જ કહું છું કે, લોકોનો પ્રેમ એ તો એક ભારે મોટી જવાબદારી છે. એ જવાબદારી યોગ્ય રીતે પાર પાડતા અનિવાર્ય રીતે યાદ રાખવા જેવું સૂત્ર કોઈ હોય તો તે એક જ, ને તે એ કે, 'લોકોમા તેમજ જાતમા કેવળ સત્યને જ ગોતતા રહેવું.'

હજી સુધી તો એની ખોજ કરતા હું કદી થાકયો નથી. અલ્તાઈની કુંવારી ભોમકામા ટ્રેક્ટર હાકનારાઓ સાથે બેસીને મેં પ્રેમ ને રાજકારણની ચર્ચાઓ કરી છે. વોલ્ગા નદીમા માછલા પકડવાનો ધંધો કરતા માછીમારો સાથે સ્તાલિનની સમસ્યા વિષે ચર્ચાઓ કરતો. દૂર પૂર્વના પ્રદેશોમા વાઘનો શિકાર ખેલનારા વ્યાધ–જૂથો સાથે યુદ્ધનો સદંતર અંત આણી દેવા માટેનો ઉત્તમ માર્ગ કયો? એ બાબત અભિપ્રાયોની આપલે કરેલી છે. કામસ્ચાટકાની ભૂશિર પર લોબસ્ટર્સ નામની માછલી પાડવાનો ધંધો કરનારા માછીમારો સાથે, જીવન શું ને સુખ કોને કહેવું, જેવા વિષયો પર વાતોચીતો કરી છે. જ્યોર્જિયામા દ્રાક્ષાફલની ખેતી કરનારાઓ સાથે બેસીને કાવ્ય શુ વસ્તુ છે? માણસના જીવન માટે એનો અર્થ શું? જેવા વિષયની ચર્ચાવાર્તા કરેલી છે.

પણ આ બધાની આગળ બોલવા કરતા સાભળવાનું જ હું વિશેષ કરતો. કારણ? કંઈ કહેવા જોગ થઈએ તે પહેલાં આપણે ઘણું ઘણું સાંભળતાં શીખવાની જરૂર હોય છે, એમ હું માનું છું.

ને આમ હું જ્યારે દૂર દૂરના પ્રદેશોમા પ્રવાસે નીકળી ગયેલો હતો, ત્યારે ધરતીને પેલે છેડે–મોસ્કોમા છાપાઓ 'જનતાનો સંપર્ક ખોઈ બેઠેલો કવિ' કહી મારી દયા ખાતા હતાં! હકીકતે આમારા મોટા ભાગના સાહિત્ય વિવેચકો–કે જેઓ આપખુદ રીતે કોણ 'જનતાના સંપર્કમાં છે,' ને 'કોણ જનતાના સંપર્કમાં નથી,' એ નક્કી કરવાનો ઈજારો લઈ બેઠેલા છે, તેઓ બિચારા પોતે જ ઘણા લાબા સમયથી લોકોનો સંપર્ક સમૂળો ખોઈ બેઠેલા હતા

*

કેટલાક લેખકોને મન ઘર એ જ એમની દુનિયા હતી, ત્યારે મને, દુનિયા આખીને મારું ઘર બનાવી દેવાની મનીષા જાગી હતી. ને એથી જ મારા દેશની ધરતીનો ખૂણે ખૂણો ખૂંદી વળવાનું મને આટલું આકર્ષણ હતું. એ જ આકર્ષણ મને મારા દેશની સીમાઓ ઓળંગી બહારના દેશો ઘૂમી વળવા નોતરી રહ્યું હતું.

સ્તાલિનના અમલ દરમિયાન પરદેશ જવાની તક મળતી કેવળ રાજપુરુષોને તેમજ સરકારી પ્રતિનિધિમંડળોના સભ્યોને. અમારા જેવા સામાન્ય લોકોને માટે તો પોતાના દેશની સીમાઓના પેલે પારની સમગ્ર દુનિયા રહસ્યના ધુમ્મસમા લપેટાયેલી જ રહી જતી હતી. ને રહસ્યના પડદા પાછળ ઓઝલ રહેવાને કારણે જ કદાચ તે કેટલાકને મન 'અતિ મનોહર', તો વળી કેટલાકને મન 'અતિ ભયંકર' ભાસતી હતી.

પણ હવે તો એ ધુમ્મસ ઓસરી રહ્યું હતું. હજારો પરદેશી પ્રવાસીઓના ટોળા સીમાઓ ઓળંગી અમારા દેશમાં ઊતરી પડયા હતા, તેમ અમારા દેશમાંથી પણ હજારો પ્રવાસખેડુ ટોળીઓ આજલગી પરાયા લાગતા દેશો ઘૂમવા ઊપડી ગઈ હતી. 'મોસ્કો યૂથ ફેસ્ટીવલ' (મોસ્કોનો યુવક મહોત્સવ) વખતે, નિરનિરાળા વર્ણના ને નોખા નોખા દેશના લોકોથી મોસ્કોના રસ્તા ઊભરાઈ

રહ્યા હતા, એનું મહત્વ અમારા દેશ માટે કશ જેવું તેવું ન હતું. મને તો એમાં ભવિષ્યનાં જીવનની રેખાઓ ઉકેલવા મળી! મને તો એમ લાગે છે કે, આપણે કેવળ આપણા દેશના જ નહિ, પણ સમગ્ર દુનિયાના ઉત્તમ લોકોને એકત્રિત કરવા મથવાનું છે.

પહેલાં હું કેવળ મારા દેશ પ્રત્યેની મારી જવાબદારીનો જ અનુભવ કરતો હતો, પરંતુ આજે મને દુનિયા આખાની ફિકર સતાવે છે. ને એથી જ તો જે જે કોઇ દેશના પ્રવાસે હું ગયો છું, ત્યાં ત્યાં, સુંદર દશ્યો ને ભવ્ય સ્મારકો જોઇ પાછી વળી જવાને બદલે, મારી આંખો એવા માણસોની શોધમા ફરતી રહી છે, કે જેઓ સત્યને પક્ષે રહી જુઠાણા સામેની લડતમા તનમન ન્યોછાવર કરવા તૈયાર હોય તેઓ વસતા હોય તે ધરતી પરથી માણસ દ્વારા થતા માણસના શોષણનું કલંક મિટાવી દેવા તૈયાર હોય. હુ જ્યા જ્યા ગયો ત્યા ત્યા, બધે જ મને આવા લોકો જડયા છે.

મે ઘાના, ટાંગાલેન્ડ ને લિબેરિયાના વિદ્યાર્થીઓ સાથે મુક્ત આફ્રિકાના ભાવિ વિષે વાતો કરી છે, ને એ મુક્તિની કામના કરતાં અમે, ભેગા મળી નારિયેળના કોચલાને જ પ્યાલી બનાવી એમા તાજા મલાઈવાળા નારિયેળનાં મીઠા પાણીનુ પાન કરેલું છે. પેરિસની કોઈ ગલીમા, મકાનની ભીંત પર અલ્જિયર્સની મુક્તિ માટેનું સૂત્ર આલેખતા કામદાર પાસે પહોંચી જઈ, એની પાસેથી એની કોલસાની કલમ ઉછીની માગી; એના સૂત્રને અંતે એક આશ્ચર્યચિહ્ન માંડી આપી મેં મારો સાથ પુરાવેલો છે.

અમેરિકા ગયો ત્યારે, ન્યૂયોર્કના વોશિંગ્ટન સ્કવેરમા સભા ભરવા સામે મનાઈ હુકમ ફરમાવનાર પોલિસ કમિશ્નરને નામે ફટાણા ગાવા ભેગા મળેલ અમેરિકન યુવક યુવતીઓ સાથે હુ પણ જોડાઈ ગયેલો. પોલિસ એમને વિખેરી ન નાખે તે માટે તેઓ હાથમા અમેરિકન રાષ્ટ્રીય ધ્વજ લઇને નીકળ્યા હતા. એવા લોકોના હાથમા અમેરિકન રાષ્ટ્રીય ધ્વજને ફરકતો જોવાની મને ખેવના છે. દાઢીવાળા ક્યુબનોના સંગમા ગીતો ગાતાં મેં 'મારું પ્યારું 'ધી ઇન્ટરનેશનલ' નું (કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીય ગીત) ગીત ગાયું હતું.

... મારા પોતાના દેશની અંદર જે કોઈ ખરાબીઓ જોઉં છું તેના વિષે હું ખુલ્લં ખુલ્લા, સાફ સાફ ભાષામાં બોલું છું. એથી જ હુ માનું છું કે, મને બીજા દેશોમાં પણ જ્યા જ્યાં, જે કંઈ ખરાબીઓ જોવા પામુ તે વિષે બોલવાનો નૈતિક અધિકાર સાંપડે છે. પરંતુ હું જો પોતીકા અનિષ્ટો બાબત મૌન સેવી, પારકા દેશના અનિષ્ટો પ્રત્યે જ આંગળી ચીંધવા નીકળું તો હું મારું આત્મગૌરવ જ ખોઈ બેસું, એ વાત નિઃશંક.

*

ઘણો વખત થયા મને 'એન્ટીસેમિટીઝમ' વિષે એક કાવ્ય લખવાની ઇચ્છા હતી. પરંતુ હુ કીવ ગયો, ને ત્યા નજરોનજર મે બાબીયાર*નુ ગોઝારું સ્મારક જોયુ, ત્યારે જ એ કાવ્ય માટેના છંદ ને આકાર પ્રકારની કલ્પના મને જડી ત્યાંથી મોસ્કો પાછા આવ્યા પછીથી થોડા જ કલાકોમા મેં એ કાવ્ય લખી નાખ્યુ. તે દિવસે સાંજે જ પોલિટેકનિક ઇન્સ્ટીટયૂટમા કયુબા પર મારો વાર્તાલાપ યોજાયેલો હતો. વાર્તાલાપ પૂરો થયા પછી મેં પહેલી વાર મારા 'બાબીયાર' કાવ્યનુ ત્યા વાચન કર્યું. સામાન્ય રીતે મારા કાવ્યો મને પાઠ થઇ ગયેલા હોય છે, એટલે હું મોઢેથી જ એનુ રટણ કરતો હોઉં છુ. પણ આ વખતે મારું ચિત્ત એટલુ ક્ષુબ્ધ હતુ કે, મારે મારી નોટબૂક સામે રાખીને જ એનુ વાચન કરવું પડયું.

કાવ્ય વાચન પૂરુ થતા જોયું તો મિજલસ આખી મૌન...સ્તબ્ધ! હું પણ અસમંજસમા પડી ગયો, કંઈક અસ્વસ્થપણે મારા હાથમાના કાગળિયા આમતેમ ઉથલાવી રહ્યો.

---

* કીવ શહેરમાંનું એક એવું સ્થળ, કે જ્યાં યુદ્ધ દરમિયાન નાઝી લશ્કરે બે હજાર યહૂદી સ્ત્રી-પુરુષ ને બાળકોની સામૂહિક કતલ ચલાવેલી.

કાગળિયાં પરથી મેં ઊંચું કરી, મારા શ્રોતાઓ સામે નજર માંડતાં પણ મને જાણે સંકોચ થતો હતો. પરંતુ જેવી મેં નજર ઊંચકી કે આખો શ્રોતાગણ પગભર ઊભો થઈ ગયો ને તાળીઓના ગડગડાટથી એમણે મને વધાવી લીધો. ખાસ્સી દસેક મિનિટ લગી તાળીઓનું એ ગર્જન ચાલ્યું હશે. કેટલાક લોકો સભા મંચ પર ચઢી આવ્યા, ને એમણે મને પોતાના આલિંગનમા લઈ લીધો. મારી આંખોમાથી દડ દડ આંસુ સરી પડ્યા.

મારું એ કાવ્ય લઈને હું 'લિટરરી ગેઝેટ'ની તંત્રી કચેરીએ ગયો. ત્યા જઈ તંત્રીમંડળમા કામ કરતા મારા એક મિત્રની આગળ મેં મારું કાવ્ય વાચી સંભળાવ્યુ. કાવ્ય પૂરું થતા જ એ ઊઠીને બાજુના ઓરડામા દોડી ગયો, ને પોતાના કેટલાક સાથીઓને અમે બેઠા હતા એ ઓરડામા એણે ભેગા કરી દીધા. ને મને કહે, 'હવે ફરીથી વાચ.'

પછી કહે, 'મને તું તારા આ કાવ્યની નકલ કરી લેવા દઈશ? એની એક નકલ તો મારે પોતાને જોઈશે, ને બીજા ય કેટલાક લોકોએ એની નકલ માગી છે.'

મેં કહ્યું, 'વાહ રે! આ વળી કેવી વાત કરે છે તું? આ કાવ્ય છપાવવા માટે તો હું તારી પાસે આવ્યો છું.'

ત્યાં બેઠેલા બધા, મૂગા મૂગા, એકબીજાની સામે જોવા લાગ્યા. આવું કાવ્ય છાપવાની વાત તો એમની કલ્પનામાં પણ આવે તેવી ન હતી. ઘડીક પછી તંત્રીમંડળના એક સભ્યે કડવાશ ભર્યું હસતા કહ્યું, 'હજી એ આપણા બધામા બેઠેલો છે...એ કમબખ્ત... સ્તાલિન!' ને એણે કલમ હાથમા લઈ મારા કાવ્યની એ નકલ પર લખી દીધું—'ફોર પબ્લિકેશન' (પ્રકાશન માટે)

હું જવા કરતો હતો ત્યા મારા મિત્રે મને રોકતા કહ્યું, 'તું જરાવાર રોકાઈ ને જાય તો ઠીક...કારણ, હજી આપણા મુખ્ય સંપાદકે એ જોયું નથી ને સંભવ છે કે એમને આ વિશે કંઈક સવાલ ઊઠે ય ખરો.

બે કલાક લગી મેં એ ઓફિસની ખુરશીમા ઊંચા નીચા થયા કર્યું. દર થોડી મિનિટે, જુદાં જુદાં ડિપાર્ટમેન્ટસમા કામ કરનારા માણસો, વારાફરતી અમારા ઓરડામા ડોકાઈ જતા, ને અનિશ્ચિત શબ્દોમા અમને ધરપત બંધાવી જતા.

આખરે મને મુખ્ય સંપાદક સાહેબની કેબિનમાથી 'જરા મળી જાઓ'નું કહેણ આવ્યું. હું એમની પાસે ગયો. એક આધેડ ઉંમરની વ્યક્તિ મુખ્ય સંપાદકની ખુરશી શોભાવતી બેઠી હતી. ભરાવદાર ભવા હેઠળથી એણે ખેડૂની ખંધી ચતુર નજરે મને જોઈ માપી લીધો. એ આંખો એવી હતી, જેણે ઘણું ઘણું જોઈ નાખેલું હતું. એ દષ્ટિમાં સમજબૂઝની શક્તિ ભરેલી હોય એમ લાગતું હતું.

મને નાણી જોતો હોય એમ એણે કંઈક સાવધાનીપૂર્વક બોલવાનું શરૂ કર્યું: 'હં...કાવ્ય તો સારું છે.'

હું મારા અનુભવ પરથી શીખી ગયો હતો કે, જ્યારે તંત્રી સાહેબ તમારી સાથે આ રીતે વાતની શરૂઆત કરે, ત્યારે ચોક્કસ સમજવું કે, એ કાવ્ય તમારા હાથમા પાછું આવવાનું છે.

એણે એ જ સાવધાનીપૂર્વક વળી આગળ ચલાવ્યું; 'એમાં જે કહ્યું છે તે બરાબર છે....' ને ત્યા સુધીમાં તો મને ગળા લગીની ખાત્રી થઇ ગઇ કે...

"અમે એ કાવ્ય પ્રગટ કરવાનું નક્કી કર્યું છે..." કહેતાં કહેતા તંત્રી સાહેબની આંખોમાથી પેલો ચતુરાઇનો ભાવ અદશ્ય થઇ ગયો, ને એની જગાએ કંઈક સખ્તાઈ આવી ગઈ. એમણે આગળ બોલતા જણાવ્યું કે, 'આખરે તો હું કમ્યુનિસ્ટ છું. તમારું કાવ્ય છાપવાનો ઇન્કાર હું કરી શકું જ નહિ...અલબત્ત એનું પરિણામ શું આવશે તે હું જાણતો નથી. ને હું આશા રાખું છું કે તમે પણ એ માટે તૈયાર હશો જ."

'અલબત્ત. હું તૈયાર જ છું.' મેં એમને મારો નિર્ણય જણાવ્યો.

'તો....છાપું તૈયાર થઈને બહાર આવે ત્યા લગી રાહ જોઈને તમે બેસશો ખરા ?'

'બેઠો જ છું.' કહી પાછો, હું મારા મિત્રવાળા ઓરડામા આવ્યો. સામાન્ય રીતે છાપું તૈયાર થઈને સાત વાગ્યામાં મશીન પર ચઢી જતું હતુ.

જે લોકોનું કામ પૂરૂ થઈ ગયુ હતું, તેઓ પણ તે દિવસે કોઈને કોઈ બહાને ઓફિસમા રોકાઇ રહ્યા. આખરે ઘડિયાળમા સાતના ડંકા પડયા છતા હજી મશીન પર જઈ પહોચેલ છાપાને છાપવાનો આદેશ મુખ્ય તંત્રી તરફથી મળ્યો ન હતો. તંત્રી સાહેબે પોતાના ઓપ્પકુંજવાળા બંગલેથી પોતાના શ્રીમતીને તથા દીકરીને તેડી લાવવા મોટર મોકલી હતી...ઘડિયાળમા નવના ટકોરા પડયા. એક દેખાવડી યુવતી જે પ્રેસરૂમના ફોરમેન તરીકે કામ કરતી હતી, તેણે અમારા ટેબલ આગળ આવી, એક પણ શબ્દ બોલ્યા વિના, પૂરા છાપાનું પ્રુફપેજ મારી સામે પથારી દીધું. આખું પાનુ તૈયાર હતું, માત્ર મારા કાવ્ય માટે અલાયદી રાખેલ જગા જેટલો ભાગ જ ખાલી હતો !...એમ કરતા કરતા દસ વાગ્યા ! એક બુઢ્ઢો કંપોઝિટર શરાબની એક બાટલી લઈને અંદર આવ્યો. અમે બધાએ મળીને એ પી નાખી. ત્યા અગિયાર વાગ્યા...તંત્રી સાહેબના પત્ની આવી પહોચ્યા હતા. અગિયાર ને ત્રીસ મિનિટે મને તંત્રી સાહેબની કેબિનમાથી તેડું આવ્યું.

પેલી ફોરમેન યુવતીએ કંઈક અસ્વસ્થતા પૂર્વક, અચકાતા અચકાતા મને કહ્યું, 'હું પણ તમારી સાથે આવુ છું...ને જો કંઈક તકલીફ ઊભી થઈ તો હું કહીશ કે, હવે આખા પાનાનો 'લે આઉટ' બદલવો શક્ય જ નથી...અથવા એવું જ કંઈક બીજું બહાનુ શોધી કાઢીશ...કોણ જાણે કેમ પણ એ માણસોનો સામનો 'મારાથી નથી થઈ શકતો !'

અમે તંત્રી સાહેબની કેબિનમા ગયાં. તંત્રી સાહેબ ને એમનાં પત્ની-બંને ઊભા હતાં. થાકીને લોથ થઈ ગયેલા મારા ચહેરા સામે જોઈ બેઉ જણાએ સ્મિતભેર મને આવકાર આપ્યો. મારી સાથે આવેલી ફોરમેને જોયું કે, એ પાનાઓ પર તંત્રી સાહેબના દસ્તખત થઈ ગયા હતા. એણે તો ટેબલ પરથી એ પાનાં ઉઠાવી લઈ ચાલવા જ માંડયું.

તંત્રી સાહેબે મને કહ્યું, 'મને એમ થયું કે હું મારાં પત્નીની પણ સલાહ લઈ લઉં. મને એના પર ખૂબ ભરોસો છે. ને તમે જુઓ છો કે, એણે આપણી વાતને માન્યતા આપી દીધી છે ! હવે ખુશાલ તમે તમારા કાવ્ય સાથેના છાપાને મશીન પર ચઢી, બહાર આવતું જોઈ શકો છો.'

હું પ્રેસરૂમમા ગયો, પ્રિન્ટરોએ આવીને મારી સાથે હાથ મિલાવ્યા. ફોરમેને સિગ્નલ આપ્યો ને પ્રેસે છાપવાનું કામ શરૂ કરી દીધું. ત્યા તો અચાનક અધવચ્ચે જ કડાક કરતો કંઈક અવાજ થયો. કંઈક ગડગડાટ સંભળાયો, ને બધું ઠપ્પ ! અત્યાર સુધીમા મન તો મારૂં એવુ તંગ બની ગયેલું હતું કે, આ કડાકો સાભળતા હું ચમકી ઊઠયો.

બુઢ્ઢા કંપોઝિટરે મારો ખભો પંપાળતા આશ્વાસન આપ્યું ...'એ તો કંઈ નથી. બધું બરાબર થઈ જશે. હવે તમારે એક જ મિનિટ ધીરજ ધરવાની છે, હં !'

પ્રેસે પાછુ રોલિંગ શરૂ કરી દીધું. ને છપાઈને તૈયાર થયેલી તાજી નકલો મારા પગ આગળ આવીને પડવા લાગી.

ફોરમેન યુવતીએ આવીને છાપાની એક થોકડી મારા હાથમા મૂકી દીધી. કહે; 'આટલી નકલો ભલે તમારી પાસે સચવાઈ રહેતી. આવતી કાલ સુધીમા આ બાકીનો જથ્થો કાતો કલેક્ટરની બાહેધરી હેઠળની વસ્તુ ય બની જાય !'

અમે એકબીજાને ભેટયા. વાતાવરણ એવું બની ગયું હતું, કેમ જાણે અમે બધાએ ભેગાં મળીને એ કાવ્ય લખ્યું હોય !

પ્રેસનો બધો વિધિ પત્યા પછી હું ને મારો મિત્ર મારી ખટારા જેવી ગાડીમાં ચઢી બેઠા. ને ચમત્કાર તે કેવો ! અમારી બેઠકની જગા પર જ 'બ્યેનેલાઈસ' શરાબની એક સરસ બાટલી અમને મળી આવી ! મારો મિત્ર પાછો એની ઑફિસમાં જઈને એની લાંબી 'એડિટોરિયલ' કાતર લઈ આવ્યો. એના વડે બાટલીનું બુચ ઉઘાડી નાખી, અમે બેઉએ, ગાડીમાં બેઠા બેઠાં જ એ શરાબ પી નાખી, ને પછી મારા ઘર ભણી હંકારી ગયા. અમે ઘેર પહોંચ્યા ત્યારે બરાબર એક વાગ્યો હતો.

બીજે દિવસે સવારમાં જોયું તો છાપાના અડ્ડાઓ પરથી લિટરરી ગેઝેટની નકલો ટપોટપ ઉપડી ગઈ હતી. થોડી જ મિનિટોમાં તો એનું વેચાણ પૂરું થઈ ગયેલું એ દિવસના બપોર પછીથી મને અભિનંદન આપનારા તદ્દન અજાણ્યા લોકોના તાર મારા પર વરસવા શરૂ થઈ ગયા, પરંતુ વાસ્તવમાં આ ઉત્સાહનો આ ઉછાળો માની લેવાને મન લલચાય છે, તેવો સાર્વત્રિક ન હતો.

કાવ્ય પ્રગટ થયું એના બે દિવસ પછી જ 'લિટરેચર ઍન્ડ લાઈફ' નામના જર્નલે મારા કાવ્યનો જવાબ આપતું એલેક્સી માર્કોવનું એક કાવ્ય છાપ્યું. એ કાવ્યમાં પોતે કેવા લોકોમાં પેદા થયો છે, એ વાત પણ ભૂલી જનારા, પિગ્મી'—યાને 'ઠિંગુજી' તરીકે મને વર્ણવવામાં આવ્યો હતો. ને એના બીજા બે દિવસ બાદ, એ જ જર્નલમાં એક લાંબો લેખ છાપવામાં આવ્યો, જેમાં મારા પર એવી રીતે આક્ષેપ કરવામાં આવેલો કે જાણે હું જ રાષ્ટ્રીય જૂથો વચ્ચે વિખવાદનાં ઝેર રેડી, લેનિનની આંતરરાષ્ટ્રીય નીતિને ચકનાચૂર કરવા નીકળેલો માણસ હોઉં !

આ કરતાં રાક્ષસી ને જુગુપ્સાકારક આક્ષેપની તો કલ્પના કરવી પણ મુશ્કેલ છે. પરંતુ એ લેખમાં લેખકની પોતાની જ વિકૃત, સંકુચિત રાષ્ટ્રવાદી મનોવૃત્તિ ઉઘાડી પડી જતી હતી. ને એની સામે જાહેર પ્રજાનો પણ એવો જ કોપ ઊતર્યો. સાથે સાથે, દેશને ખૂણે ખૂણેથી, મારા પર પત્રોનો વરસાદ વરસી રહ્યો. 'બાબિયાર' કાવ્ય અંગે મારા પર આવેલા કેંક ૨૦,૦૦૦ જેટલા પત્રોમાંથી ભાગ્યે જ ૩૦ યા ૪૦ પત્રો એ કાવ્યને વખોડનારા લોકોના હશે. ને વખોડવાના ઉદ્દેશથી લખાયેલા એ બધા જ કાગળો મોટે ભાગે નનામા—દસ્તખત વિનાના હતા.

પશ્ચિમનાં અખબારોએ 'બાબિયાર' પરના આ હુમલામાંથી એક મોટો હાઉ ઊભો કરી દીધો. ને એમ લખવા માંડયું કે, સોવિયેત યુનિયનમાં પણ એન્ટી સેમિટિઝમની લાગણી પ્રવર્તે છે, એનો જ આ એક ચોકખો પુરાવો છે. ને એમાંના કેટલાક છાપાંઓએ તો પોતાનો એ મુદ્દો પુરવાર કરવા માટે મારા કાવ્યને પણ મારી મચડી વિકૃત રીતે રજૂ કરવા માંડયું.

ખેર, પણ મારે મન તો 'લિટરેચર ઍન્ડ લાઈફ'નાં એ બે લખાણો કરતાંય મહત્વની વસ્તુ તો હતી, એ કાવ્ય વિષે આમ જનતાએ પોતાના હૃદયનો જે ઉભરો ઠાલવ્યો હતો તે. પ્રજાના નિરનિરાળા સ્તરના લોકોએ—કામદારોએ, સમૂહ ખેતરોમાં કામ કરતા ખેડૂતોએ, બુદ્ધિજીવી વર્ગના અનેક લોકોએ, તેમજ વિદ્યાર્થીઓએ—મારી એ કપરી ઘડીઓમાં મને જે સાથ આપ્યો છે, એને હું કેમે ય વીસરી શકું એમ નથી.

ને મે જ્યારે ક્યૂબાના પ્રવાસે ઉપડતા પહેલાં માયકોવસ્કી સ્ક્વેરમાં મારા એ કાવ્યનું વાચન કર્યું, ત્યારે દસેક હજાર જેટલાં લોકોએ મને અદ્‌ભુત વિદાય આપેલી ! મારે મન લોકોના આ સાથ ને સહકારની તોલે આવી શકે એવી બીજી એકે ય વસ્તુ આ દુનિયામાં નથી.

જ્યારે મે મારું 'સ્તાલિન્સ હેઅર્સ' (સ્તાલિનના વારસદારો) નામનું કાવ્ય લખ્યું, ને જાહેરમા એનું વાચન કરવા માડયું, ત્યારે કોઈએ એવી અફવા વહેતી મૂકી કે, આ તો 'સોવિયેત વિરોધી' કાવ્ય છે. જેમને જેમને ટોપી બંધબેસતી આવી ગયેલી, તેઓને બીક લાગવા માડી કે, રખેને બીજા લોકો મને જોઈ જશે –ઓળખી લેશે! એટલે તંત્રીઓ એને છાપતાં બીવા લાગ્યા. પણ કોઈની મજાલ નહિ કે મને એ કાવ્યનું જાહેરમાં વાચન કરતો અટકાવે. કારણ શ્રોતાઓમાથી જ બૂમ ઊઠતી કે 'પેલુ કાવ્ય સંભળાવો.' ને મને પણ એ કાવ્ય એક વરસ સુધી ન છપાયુ એનો કંઈ વસવસો રહી જાય તેમ નહોતું. કારણ હુ પહેલેથી જાણતો જ હતો કે આમ બનવાનું છે.

મે મારુ એ કાવ્ય ક્રુશ્ચેવ પર મોકલી આપ્યુ, ને એ પ્રાવદામા પ્રગટ પણ થઈ ગયું. કટ્ટરપંથીઓ અંદર ને અંદર ધુંધવાઈ રહ્યા હતા. ને એટલામા એમને માથે બીજી મોટી કમનસીબી ઊતરી આવી. ને તે એ કે, સોલ્ઝેનિત્સીનની સૌનુ લક્ષ ખેચે એવી એક નવલકથા 'વન ડે ઇન ધી લાઇફ ઓફ ઇવાન ડેનિસોવિચ' (ઇવાન ડેનિસોવિચના જીવનનો એક દિવસ) પણ ક્રુશ્ચેવની જ મદદથી બહાર પડી!

અહીં એ કહેવાની જરૂર નથી કે, કટ્ટરપંથીઓએ તો અમારા દેશમા થઈ રહેલા લોકશાહીકરણની પ્રક્રિયાને રૂંધવા અટકાવવાની એક પણ તક આજ સુધી જવા દીધી ન હતી. ને ભવિષ્યમા પણ એમની એ નીતિમા કશો પલટો આવે એવી આશા રાખવી મિથ્યા છે. એવા કોઈ મિથ્યા ગુલાબી–સ્વપ્નમા રાચવાનુ મારે માટે શક્ય પણ નથી. હુ એ પણ જાણું છુ કે, કટ્ટરપંથીઓએ પોતાની જગા સાચવવા માટે જુવાનિયાઓનો પણ એક નવો ફાલ ઉછેરેલો છે. આપણા દેશને મારે મોટામા મોટું આતરિક જોખમ કોઈ હોય તો તે આ જુવાનિયા છે. પરંતુ સંખ્યાબળમા એમને ક્યાંય ટપી જાય એવા પ્રગતિશીલ વિચારના જુવાનોની પણ આ દેશમાં ખોટ નથી. આ બધા ઉપરથી હું તો માનું છું કે, હવે કટ્ટરપંથનો વિનાશ નક્કી છે.

હું જાણું છું કે, અમારો દેશ એના આર્થિક તંત્રમાં તેમજ આતરરાષ્ટ્રીય સંબંધોમાં ઘણી મુશ્કેલ પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યો છે કલાઓના વિકાસમાં અસંત જટિલ પરિસ્થિતિ અમારે સા ઊભી થઈ ગયેલી છે. આ બધી સમસ્યાઓ પ્રત્યે હું મારી આખો મીંચી દઈને ચાલવા નથી માગતો. છતા સ્તાલિનના મૃત્યુ બાદ, દેશમા આવી રહેલ પ્રચંડ પરિવર્તન સામે જો કોઈ આખો મીંચી લેવા માગે તો એ હાથે કરી વહોરી લીધેલ અંધાપા બરાબર ઠરશે.

અલબત્ત, હુ તો એમ જ માનું છું કે, ૧૯૫૩ ની સાલ પછીથી આ દેશમા જે કંઈ બની રહ્યું છે, તે દેશની પ્રજાને માટે તો અતરાત્માની ક્રાતિ બરાબર છે. ને એ ક્રાતિ એવી છે કે જેમાં માણસો એક રીતે અસંત તંગ મનોદશામા જીવી રહ્યા છે. આ પરિસ્થિતિએ અમારી પાસે અખૂટ ધૈર્યની અપેક્ષા ઊભી કરી દીધી છે. અત્યારે અમારી પ્રત્યેકની નજર સામે એ વસ્તુ તદ્દન સ્પષ્ટ થઈ જવી જરૂરી છે કે, અમારા ભૂતકાળના વારસામા મળેલી કઈ વસ્તુઓ એવી છે કે, જેની રક્ષા કરી અમારે એને ભવિષ્યમા આગળ લઈ જવાની છે, ને કઈ વસ્તુઓ એવી છે, જેને અમારે પાછળ રહેવા દઈને જ આગળ વધવુ જરૂરી છે.

અમને ઘણીવાર એમ પણ કહેવામા આવે છે કે, તમે ભૂતકાળ વિષે બહુ વધારે પડતી વાતો કરો છો. પરંતુ હું તો માનું છું કે, ભૂતકાળ વિષે વાત કરવી, એટલે જ ભવિષ્ય વિષે વિચાર કરવો.

એ ખરુ કે, અમે ઘણી ઘણી ભૂલો કરેલી છે. પરંતુ સાથે એ પણ એક હકીકત છે કે, દુનિયામા સમાજવાદના આદર્શને અમલી બનાવવા માટેનો પુરુષાર્થ પણ પહેલવહેલો અમારે જ કરવાનો આવ્યો છે. ને અમે જે ભૂલો કરી છે, તે કદાચ એટલા માટે જ કેમ નહિ હોય કે, અમારે પગલે ચાલીને, ભવિષ્યમાં જે

કોઈ દેશો સમાજવાદના પંથે ચળવા માગે, તેઓને ત્યાં એ ભૂલોનું પુનરાવર્તન થવા ન પામે.

પેરિસના કોઈ એક કાફેમાં મળી ગયેલા એક વિદ્યાર્થીએ મને કહેલું, કે, 'આમ તો સામાન્ય રીતે હું સમાજવાદનો જ હામી છું, પરંતુ તમારે ત્યા મોરકોમાં ગેલેરિઝ લાફાયેત જેવો ભંડાર (ડહાપણ શીખવનારો–ક્રાંતિના અનુભવોનો ભંડાર હશે કદાચ!) ઊભો થતાં લગી એ માટે રાહ જોવાની મારી તૈયારી છે...તે પછી વળી સમાજવાદ માટે લડવાનો હું વિચાર કરું ય ખરો.' પરંતુ મારા મતે, એ વિદ્યાર્થીના આ શબ્દો એની ક્રાંતિકારી ધગશને ઝેબ આપે એવા નથી. એક યુવાન ઊઠીને આવા ઘરડાપાના ઉદ્‌ગાર કાઢે તો એથી મને પોતાને શરમાવા જેવું લાગે છે.

કેમ જાણે, બહારથી બરાબર શેકાયેલી ને અંદરથી ગુલાબી એવી, કોયમીર લીંબુ છાંટી, સ્વાદિષ્ટ બનાવેલ વાનગી રૂપે, એનું ભવિષ્ય, ચાંદીના થાળમા, સજાવી કોઈ એના મો આગળ પીરસી જવાનું હોય! ને તે પછી, એને ભાગે તો છરી કાંટો હાથમા લઈ, બસ આરોગવાનું જ કામ બાકી રહેવાનું હોય!

અમે તો ભાઈ અમારું ભાવિ જાતે ઘડવાનું કામ કરી રહ્યા છીએ, ને એમા જીવનને માટે અનિવાર્ય એવી કેટલીય ચીજો વિના અમારે ચલાવી લેવું પડે છે, કેટકેટલા દુઃખ વેઠવા પડે છે! ને ભૂલો પણ અમારે હાથે કંઇ ઓછી નથી થતી. છતા બધું જ જાતે જાતે કરતા, પડતા ને આખડતા, અમારા પગ ભર જ અમે આગળ વધી રહ્યા છીએ. કેવળ પ્રેક્ષકો તરીકે, દૂર ઊભા ઊભા જોયા કરવાનુ ન કરતા હું પોતે પણ મારા દેશના લોકોની આ શૌર્યભરી લડતમા ભાગ લઈ રહ્યો છું, એ વાતનું મને ખૂબ ગૌરવ છે.

ને મારા મનની એક શ્રદ્ધા છે કે, ઉજળું ભાવિ મારી આગળ આગળ જ ચાલી રહ્યું છે. ને મારા દેશના લોકોને માટે પણ એ જ સત્ય છે.



કદી ય શીખવું જ નહિ કેટલું ભયંકર છે!
અન્યના ન્યાયાધિશ હોવાનો દાવો કરવો,
શુદ્ધ દિલના બંડખોર યુવાન હૈયાંને
        અશુદ્ધ હેતુઓને નામે આરોપી લેખવા!
સંશયખોરીનું ઝનૂન કાંઈ સદ્‌ગુણ નથી.
અંધ ન્યાયાધિશો જનતાના સેવકો નથી.

ઉતાવળી ભૂલ અતિ બદતર છે—
        દુશ્મનને દોસ્ત લેખવા કરતાં ય
                દોસ્તને દુશ્મન લેખવો, એ!

—એવતુશેન્કો

[ ગાંધી ઍન્ડ કું. ૪૪ નાગદેવી ક્રોસલેન મુંબઈ—૩ના સૌજન્યથી ]

---

[ સપ્ટે-ઓ ^

# POWER UNLIMITED

Power is the life-blood of industrial machines ...a vast majority of machines in use are powered by electric motors to which control equipment is an indispensable adjunct. Jyoti's wide range of electric equipment answers practically all industrial, agricultural, textile and miscellaneous requirements.








**JYOTI CALOR-EMAG LTD.,** Baroda 3

*Branches* Bombay • Calcutta • New Delhi
Madras • Secunderabad • Jaipur • Bhopal

JY 459 EVEREST

તા. ૧લી એપ્રિલ, ૧૯૬૨થી
સમસ્ત ગુજરાત રાજ્યમાં
મેટ્રિક પદ્ધતિમાં તોલનો
ઉપયોગ ફરજિયાત બન્યો છે.

રોજિંદા વ્યવહારમા,
લેવડ-દેવડ કરતી વખતે
શેરને બદલે કિલોગ્રામ,
મણને બદલે ક્વીન્ટલ અને
તોલાને બદલે ગ્રામમા જ
આપની ખરીદી તેમ જ
ભાવો કરવાનો આગ્રહ રાખો.

- મેટ્રિક પદ્ધતિ સિવાયનાં અન્ય વજન પાસે રાખવાં એ સજાને પાત્ર ગુનો બને છે
- જૂનાં તોલ-વજન વાપરનાર શિક્ષાને પાત્ર બને છે.

**સરળતા અને સમાનતા માટે મેટ્રિક પદ્ધતિ અપનાવો.**

માહિતી ખાતું, ગુજરાત રાજ્ય, સચિવાલય, અમદાવાદ
દ્વારા પ્રકાશિત

તમારું નસીબ અજમાવી............

# રૂપિયા ૫૦,૦૦૦ સુધીનાં ઇનામો મેળવો

| રૂ. ૧૦૦ના મૂલ્યાંકનાં પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ — માટે ઇનામો — | | રૂ. પાંચનાં મૂલ્યાંકનાં પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ — માટે ઇનામો — | |
|---|---|---|---|
| ઇનામની સંખ્યા | ઇનામની રકમ | ઇનામની સંખ્યા | ઇનામની રકમ |
| ૧ | રૂ. ૫૦,૦૦૦ | ૧ | રૂ. ૧૫,૦૦૦ |
| ૨ | રૂ. ૨૫,૦૦૦ | ૨ | રૂ. ૧૦,૦૦૦ |
| ૫ | રૂ. ૧૦,૦૦૦ | ૧૦ | રૂ. ૫,૦૦૦ |
| ૧૦ | રૂ. ૫,૦૦૦ | ૨૫ | રૂ. ૨,૦૦૦ |
| ૭૫ | રૂ. ૨,૦૦૦ | ૨૦૦ | રૂ. ૧,૦૦૦ |
| ૧૫૦ | રૂ. ૧,૦૦૦ | ૩૩૦ | રૂ. ૫૦૦ |
| ૨૪૩ કુલ ઇનામો | | ૫૬૮ કુલ ઇનામો | |

ઇનામ માટેના ડ્રૉ. ૧૯૬૪માં બે વખત યોજાશે. તેમાંના નીકળેલા નંબરો ઇનામને પાત્ર ઠરશે.

ઇનામ ન લાગે તો પણ ૧૦ ટકાના પ્રિમિયમ સાથે પાંચ વરસે પૈસા પાછા મળશે.

**ક્યાંથી ખરીદશો ?**

સ્ટેટ બૅન્કની શાખાઓ, સરકારી તિજોરીઓનું કામ કરતી તેના હાથ નીચેની બૅન્કો, ઉપરની બૅન્કોની શાખાથી આવરી ન લેવાયાં હોય તેવાં સ્થળોએ તિજોરીઓ અને પેટાતિજોરીઓ તેમ જ હેડ અને સબ પોસ્ટ ઑફિસથી તેની મૂળ કિંમતે મળી શકશે.

લગ્ન, જનોઈ, જન્મદિન તેમ જ એવા બીજા માંગલિક અવસરોએ પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ ભેટમાં આપી પ્રસંગને યાદગાર બનાવો.

આજે જ પ્રિમિયમ પ્રાઇઝ બૉન્ડ ખરીદો.

ગુજરાત સરકારના માહિતી ખાતા દ્વારા પ્રકાશિત

## આપના ઘરની સજાવટ માટે સુંદર સાધન...

# ખીરાનું "K"-પ્લાન લાકડાનું ફર્નિચર!

લાકડાના સ્ટેન્ડર્ડાઇઝ્ડ ફર્નિચરના ભારતના સૌથી મોટા ઉત્પાદકોએ બનાવેલ ખીરાના 'K'-પ્લાન ફર્નિચરથી આપનું ઘર સજાવો.

આ ફર્નિચરનાં નંગો એવા સંભાળપૂર્વક પૅક કરીને મોકલવામાં આવે છે કે તેના પૉલિશની ચમક જેવીને તેવીજ જળવાઈ રહે છે. વધુ કરકસર માટે કૉર્નર દીવાન અને ડાઈનિંગ ટેબલના ભાગો છૂટા પાડીને મોકલવામાં આવે છે અને પાયાઓ સ્ક્રૂથી જોડવા ફિટ-મેન્ટ કરાવેલી ખાસ વ્યવસ્થા હોય છે જેથી નૂરના ખર્ચમાં મોટી બચત થાય છે.

સચિત્ર કૅટલૉગ અને નિકાસ શરતોની યાદી માટે આજેજ લખો.





'K'-પ્લાન કૉર્નર દીવાન સ્ટાઈલ નં. ૪૧૦-ઈ. બેઠકમાં ફોમ રબરની ગાદી બેસાડેલી હોય છે. બેઠક અને પીઠ ખાસ પસંદ કરેલ પી.વી.સી. ફેબ્રિકથી કવર કરેલી હોય છે.





'K'-પ્લાન ડાઈનિંગ ટેબલ સ્ટાઈલ નં. ૪૨૩, સાઈઝ ૪'×૩'. મથાળા પર ફૉર્માઇકા શીટ જડેલું હોય છે, પાયા છૂટા પાડી શકાય છે ૬'×૩½' સાઇઝમાં પણ મળે છે.





'K'-પ્લાન પલંગ સ્ટાઈલ નં. ૪૫૬, સાઈઝ ૩'×૬½'. પાટિયા સહિત વૉલ્નટ વિનિયરથી મોલ્ડ કરેલો છે. આગળના પાયાઓને તાંબાનું પાણી ચઢાવેલા મેટલ કૅપ્સ બેસાડેલા હોય છે.



**જયાનંદ ખીરા ઍન્ડ કંપની પ્રાઇવેટ લિમિટેડ**

હેડ ઑફિસ અને શોરૂમ ખીરા ભવન, સૅન્ડહર્સ્ટ બ્રિજ, મુંબઈ-૭

JWT-JK 3550

# નવજીવન

નવીન ભાત
નવીન જાત

મજબૂત સુંદર ટકાઉ



પોપલીન, સાડી,
મલમલ, ધોતી,
વાયલ, ડોરિયા
લોંગક્લોથ
ટવીલ-ખમીસનું

નવજીવન મિલ્સ લિ.,
કલોલ
[ ઉત્તરગુજરાત ]